# જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.

સચિત્ર. 652

[ શ્રી મહાવીર સ્વામીના સમયથી સં. ૧૯૬૦ સુધીના શ્વેતામ્બર જૈનોના સાહિત્યનું કાલક્રમબદ્ધ દિગ્દર્શન ]


લેખક

**મોહનલાલ દલીચંદ દેશાઇ**

બી. એ; એલ્. એલ્. બી.

ઍડવોકેટ, હાઇકૉર્ટ, મુંબઈ.


[ જૈન રાસમાળા-પૂરવણી, જૈન ઐતિહાસિક રાસમાળા, જિનદેવદર્શન, સામાયિક સૂત્ર, જૈન કાવ્યપ્રવેશ, જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧ તથા ૨ ના પ્રયોજક, નયકર્ણિકાના વિવેચક; વિવેકાનંદના પત્રોના અનુવાદક, ગત 'જૈન શ્વે૦ કૉન્ફરન્સ હેરૅલ્ડ' અને 'જૈનયુગ' માસિકના તંત્રી, 'સાહિત્યસંસદ્'ના જૈન શ્વે૦ કૉન્ફરન્સની સ્થાયી અને કાર્યવાહી સમિતિ તેમજ અનેક જૈન સંસ્થાની સમિતિઓના સભ્ય ]


વિ. સં. ૧૯૮૯ વીરાત્ ૨૪૫૯ ઇ. સ. ૧૯૩૩

પ્રકાશક—શ્રી જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસ-મુંબઈ.

કિંમત ૭ રૂપીઆ.

। ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું
સલાપોસ રોડ, અમદાવાદ.

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦

પ્રકાશક :
શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ ઑફિસ તરફથી
રણછોડલાલ રાયચંદ ઝવેરી,
મોહનલાલ ભગવાનદાસ ઝવેરી (સોલિસિટર)
સ્થાનિક જનરલ સેક્રેટરીઓ.
૨૦, પાયધુની, મુંબઈ. નં. ૩.

# નિવેદન

भवबीजांकुरजनना-रागाद्याः क्षयमुपागता यस्य।
ब्रह्मा वा विष्णु र्वा हरो जिनो वा नमस्तस्मै ॥

—ભવરૂપ વૃક્ષના બીજાંકુર એવા રાગાદિક જેના ક્ષય પામ્યા હોય તે ગમે તો બ્રહ્મા હોય, ગમે તો વિષ્ણુ હોય, ગમે તો મહાદેવ હોય કે ગમે તો જિન હોય—તેને મારો નમસ્કાર છે. —હેમાચાર્યકૃત મહાદેવસ્તોત્ર.

'આપણે નિશ્ચય કરીએ કે સત્યની આરાધના છોડવાના નથી સત્ય માટે દુનિયામા સાચી અહિંસા એજ ધર્મ છે. અહિંસા તે પ્રેમનો સાગર છે. તેનુ માપ જગતમાં કોઇ કાઢી શકયુજ નથી એ પ્રેમસાગરથી આપણે ઊભરાઇ જઈએ તો આપણામા એવી ઉદારતા આવે કે તેમા આખા જગતને આપણે સમેટી શકીએ છીએ એ કઠિન વસ્તુ છે ખરી, છતા સાધ્ય છે તેથી આપણે શરૂઆતની પ્રાર્થનામા સાંભળ્યુ કે શંકર હો કે વિષ્ણુ, બ્રહ્મા હો કે ઇન્દ્ર, બુદ્ધ હો કે સિદ્ધ, મારૂ માથુ તેનેજ નમે જે રાગદ્વેષરહિત છે, જેણે કામો જીતેલા છે, જે અહિંસાની-પ્રેમની મૂર્ત્તિ છે.

૧ **આ ઇતિહાસની ઉત્પત્તિનો ઇતિહાસ** એ છે કે—ગૂજરાતની અસ્મિતા માટે ગૌરવ ધરાવનાર અને તેની પ્રતિષ્ઠા વધે તેમ કરવા મથનાર સિદ્ધહસ્ત લેખક-નવલકથાકાર શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશી M. A. LL. B. ઍડવોકેટે સાહિત્ય-મસદ સ્થાપી. તે દ્વારા 'ગુજરાત' નામનુ સચિત્ર માસિક કાઢ્યુ. તેમણે મને સને ૧૯૨૨ ના અકટોબરમા અંગ્રેજીમા પત્રદ્વારા જણાવ્યુ કે—

'We have decided to start a work on a history of literature and a Gujarati dictionary.

As a personal friend I have already guaranteed your cooperation and we are going to burden you with the whole load of old Jain literature in which you are the best available authority I think we cannot give you any

well-known author but we will have to give you the whole host of obscure Jain authors and you will have to do your utmost in producing the work on a line which will justify the existence of our 'Sahitya Sansad'

It is a tremendous task and to carry it out through within the short time i.e before March 1923 is well-nigh impossible but if the Sansad wants to justify the role which it has proposed to play there is no other alternative but to accomplish the impossibility.'

—'અમોએ સાહિત્યના ઇતિહાસ પર એક ગ્રંથ અને ગૂજરાતી શબ્દકોષ કાઢવા નિર્ણય કર્યો છે

એક અંગત મિત્ર તરીકે મેં તમારા સહકારની જામીનગીરી ક્યારની આપી છે અને અમો જૂનું જૈન સાહિત્ય કે જેમા તમે, જેટલા હસ્તગત છે તેમા, શ્રેષ્ઠ પ્રમાણભૂત છો, તેનો સર્વ ભાર તમોપર લાદવાના છીએ હું ધારૂં છું કે તમોને કોઈ પણ પ્રસિદ્ધ ગ્રંથકારનું કાર્ય અમે આપી શકતા નથી પણ તમને અપ્રસિદ્ધ જૈન ગ્રંથકારોના આખા સમૂહનું કાર્ય આપવું પડશે અને તમારે તે કાર્ય આપણી 'સાહિત્ય સંસદ્'ની વિદ્યમાનતાને સાર્થક કરે તેવી શૈલી પર તૈયાર કરવામા તમારાથી બની શકે તેટલી શક્તિથી કરવું પડશે.

તે જબરૂ કામ છે અને તે ટુંક સમયમાં એટલે ૧૯૨૩ના માર્ચ સુધીમાં પાર પાડવું એ લગભગ અશક્ય છે, પરન્તુ જો સંસદ્ જે ભાગ ભજવવા બહાર પડેલી છે તે કૃતાર્થ કરવા માંગતી હોય તો તે અશક્ય વાતને સિદ્ધ કરવા સિવાય છુટકોજ નથી' [ જુઓ જૈનયુગ પોષ ૧૯૮૨ પૃ ૧૭૧ ]

૨ આના ઉત્તરમા તુરત મેં જણાવ્યુ કે 'આપે લીધેલી યોજના મહાભારત છે અને તેમા મારાથી યથાશક્તિ અને યથામતિ ફાળો અપાય તેમ હુ પ્રયત્નશીલ રહીશ મને ૨૩ના માર્ચ સુધીમા તે બને મહાકાર્યો પૂરા થવા અશક્ય લાગે છે, છતા પ્રયત્નો ભગીરથ હશે તોજ સાધ્ય થવાનો 'ચાન્સ' લાગે છે.' [જૈનયુગ પોષ ૧૯૮૨ પૃ. ૧૭૧]

૩ ગૂજરાતી સાહિત્યના ઇતિહાસપર એક ગ્રંથ જુદા જુદા લેખકોના લેખોવાળો પ્રકટ કરવો, તેના કરતા તેના પંચ 'વોલ્યુમો'

અમુક અમુક વિષયનાં કરી તે પરના લેખો 'ગુજરાત'મા ચૈત્ર સં. ૧૯૮૦ થી પ્રકટ કરવા શરૂ કરી દેવા એવી સને ૧૯૨૪ના જાન્યુઆરીમા અંગ્રેજીમા લખેલી કાચી યોજના મને સૂચના માટે મોકલવામા આવી અને તેમા ચોથું ને પાચમુ વૉલ્યુમ નરસિંહથી દયારામ સુધીના ચારસો વર્ષ માટે રાખી તેમા 'જૈન સાહિત્ય' મૂકી તે સબધીનુ કાર્ય કેટલા પૃષ્ઠમા કરવુ ઘટે તે માટે મારી સૂચના માગી. આ કાળનુ જૈનોનુ ગૂજરાતી સાહિત્ય ઘણુ હોઈ તેને થોડા પૃષ્ઠોમા ન્યાય ન આપી શકાય એમ મેં જણાવ્યુ.

૪ આ દરમ્યાન 'ગુજરાતી સાહિત્ય' એ નામની મહાભારત યોજનાનો ખરડો છપાવીને શ્રીયુત મુનશીએ પ્રકટ કર્યો હતો. તેના તંત્રીમડલના પ્રમુખ તરીકે તેઓ હતા અને તે મડલના સભાસદો તરીકે અન્ય દશ સભ્યો-લેખકોની નિમણુક કરવામા આવી હતી તેમા મારૂ નામ પણ હતુ. આ યોજનામા ભૂમિકાનો પ્રથમ ભાગ, અને પછી આરંભકાલ, મધ્યકાલ અને અર્વાચીનકાલ એમ કાલના ભાગ પ્રમાણે ત્રણ કાલ એટલે કુલ ચાર ભાગ પાડયા હતા, અને એ દરેક ભાગને અમુક ખંડોમા વહેંચી કુલ દશ ખંડોની કાચી ગોઠવણ ઘડી કાઢી હતી. (વૈશાખ શુદ ૯ મગળ-જુઓ તે વખતનું 'ગુજરાત'). આ યોજનામા ધીમે ધીમે સુધારા વધારા થતા ગયા. તેમા મધ્યકાલના યુગની શરૂઆત સં. ૧૪૫૯મા અમદાવાદની સ્થાપનાથી ગણીને સ. ૧૯૦૮ સુધી તેનો અંત સ્વીકારાયો. ભૂમિકાના પ્રથમ અને બીજો એમ બે ખડ, અને મધ્યકાલનો પાચમો ખંડ એમ ત્રણ ખંડ પ્રથમ હાથ ધરવામા આવ્યા. મધ્યકાલને ૫મો ૬ઠો ને ૭મો એમ ત્રણ ખડ આપેલા તે પૈકી પાચમા ખંડનો વિષય 'મધ્યકાલના સાહિત્યના પ્રવાહો વીશે અગ્રલેખો' રાખ્યો હતો. તે અગ્રલેખોમા સાતમો અગ્રલેખ નામે 'જૈન સંપ્રદાય અને આ મધ્યકાલનું ગુજરાતી સાહિત્ય' મૂકી તેના લેખક તરીકે મારૂ નામ પ્રસિદ્ધ કર્યું હતુ.

આ પાચમા ખંડના અગ્રલેખ લખનારાઓને સૂચનાઓ તંત્રી-મંડલે એ કરી હતી કે—

૧ દરેક અગ્રલેખ 'ગુજરાત'ના ૨૦ કે ૨૫ પૃષ્ઠોથી વધારે લાંબો ન કરવો.

૨ દરેક અગ્રલેખના ૪, ૫ કે ૬ પ્રકરણો કરવાં

૩ અગ્રલેખો એવી રીતે વહેચવામાં આવ્યા છે કે તેથી એક વિષય તેમાં આવી જાય. આથી બીજા વિષય વીશે કે સામાન્ય વિષય સબધી એમાં કૈં પણ ન આવે તો ચાલશે

૪ બને ત્યા સુધી આધાર ટાકવાની તસ્દી લેવી અને તે વિષય સંબધી પુસ્તકોની યાદી યોગ્ય લાગે તો પરિશિષ્ટમાં આપવી.

૫ દરેક અગ્રલેખમા એક બલ આવી જાય છે તો તે બલની ઉત્પત્તિ, તેનું ગુજરાતમા દર્શન કેમ થયુ અને તેણે કેવુ સ્વરૂપ પકડયુ તે પણ તેમાં આવી જવા જોઇએ બાકીના ભાગમા તે બલનો વિકાસ, તેનો પરિપાક, તેનું સાહિત્યમા દર્શન, તેમાથી સાહિત્યમાં આવેલી વિશિષ્ટતા અને સમૃદ્ધિ, તેનું અદૃષ્ટ થવું અને તેની બીજા બલોપર અસર આ વસ્તુઓ પર બને તો દૃષ્ટિબિંદુઓ રજુ કરવા. (વૈશાખ શુદ ૯ મગળ.)

આ યોજનામા ધીમે ધીમે સુધારા વધારા થતા ગયા.

૫ ૧૯૨૪ના જુનમા 'જૈન સપ્રદાય અને આ કાલનુ સાહિત્ય' ના પરનો લેખ લખાઇ ગયો હશે, નહિ તો સત્વર શરૂ કરી જુનની અંતે મળે તેમ મત્રીએ પત્રથી જણાવ્યુ. સાથે લખવાના મુદ્દાઓની નોંધ મોકલી કેઃ—'૧ જૈન સંપ્રદાયનો ઉદય, ૨ તેનું સ્થાન ૩ તેનુ ગુજરાતમા આગમન, ૪ વલભી, ચાવડા અને સોલકીસમયનો જૈન મત, ૫ મુસલમાન રાજયની શરૂઆતમા જૈન ધર્મની સ્થિતિ, ૬ દશમી સદીમા જૈન ધર્મની ગુજરાતના જીવનપર અસર, ૭ મુસલમાન રાજય પહેલાનું જૈન સાહિત્ય, ૮ મધ્યકાલના જૈન સાહિત્યના મુખ્ય ગુણ, ૯ પ્રબધ સાહિત્ય, તેની વિશિષ્ટતા, ખુબીઓ અને ખોડો, ૧૦ નરસિંહ યુગના જૈન કવિઓ, ૧૧ નાકર અને પ્રેમાનંદ યુગના કવિઓ. ૧૨ દયારામ યુગના કવિઓ, ૧૩ આ યુગોમા

સાહિત્યની પ્રગતિ અને વિકાસ, ૧૪ મધ્યકાલમા સાસ્કારિક બલ તરીકે જૈનમત, સાહિત્યમા પ્રતિબિંબિત થયેલુ હોય તે'—તે નોધમા મથાળે નોધ કરી હતી કે '૩૦ થી ૩૫ લખેલા પાના કરતા વધારે નહી. પહેલા મથાળા બે પાના કરતા વધુ નહી''-આટલા ટુકા લખાણમા આ ૧૪ મુદ્દા સમાવી આખો લેખ લખવાનુ મારે માટે અશકય હતુ, ત્યારપછી શ્રી મુનશીએ આ અગ્રલેખમા એવા પ્રકરણો પાડવાનુ સૂચન કરી ગયા કે ' (1) Jainism 4 Printed pages (2) Jainism as a political & social force in Hindu-Gujarat આરભકાલ 830–1459 (3) Jain literature in the આરભકાલ (4) Jainism as a political and social force during the મધ્યકાલ સ. ૧૪૫૯ to ૧૯૦૮ (5) The growth and progress of Jain literature during મધ્યકાલ (6) The characteristic form ( પ્રબધ form ) of Jain literature (7) The ideal of Jain literature during this age. ત્યાર પછી તે બાબત પર ખૂબ ઊહાપોહ, મંત્રણા, આગ્રહ થતા રહ્યા અને થોડા વધારે પાના થશે તો ચ લશે પણ લખવા માડો—આમ તે પ્રમુખ શ્રી મુનશીએ જણાવ્યુ એટલે છેવટે ઉપરના સર્વ મુદ્દાઓ પર લક્ષ રાખી 'જૈનો અને તેમનુ સાહિત્ય' એવું મથાળુ બાધી તેના પર નિબધ લખવાનુ મેં સને ૧૯૨૬ના પ્રારભમા શરૂ કર્યું.

૬ તે લખતા ૩૫ પછી ૪૦, પછી ૫૦ એમ પૃષ્ઠો પ્રમુખ શ્રીયુત મુનશીએ વધારી આપવા છતા પણ મધ્યકાલીન (સં ૧૪૫૯ થી સ. ૧૯૦૮ સુધીના) સાહિત્યનો વારો આવે તે પહેલાના પ્રકરણોના પૃષ્ઠો ૫૬ થઇ ગયા. આથી જગ્યાનો અતિ સંકોચ પડયો. મધ્યકાલીન ગૂજરાતી સાહિત્ય માટે પ્રધાનતઃ લખવાનુ હતુ તે અતિ ગૌણ કરી નાખવુ પડયુ. તે સાહિત્યના જૈન કવિઓ અને તેમની કૃતિઓનો માત્ર નામનિર્દેશ કરી તે ભાગ ટૂંકાવવો પડયો. દરેક શતકવાર જૈન કવિઓના કાવ્યોના નમુનાઓ તૈયાર કરેલા તે ઉક્ત

નિબંધમાંથી બાદ કરવા પડયા. તત્કાલીન રાજકીય સ્થિતિ અને અન્ય ધર્મોના પ્રવાહોનો સ્પર્શજ કરી ન શકાયો.

૭ આ રીતે લખાયેલો નિબંધ જે ૫ંદર પ્રકરણોમાં પૂરો થયો તે આ પ્રમાણે છે—૧ જૈન ધર્મનો ઉદય અને તેનું સ્થાન ૨ આગમ કાલ-આરંભકાલ (વિ. સં. પૂર્વે ૪૭૦થી વિ સં. ૩૦૦), ૩ વલભી અને ચાવડાનો સમય (સં. ૩૦૦ થી સં. ૧૦૦૦), ૪ સોલંકી વંશ (સં. ૧૦૦૧ થી ૧૨૩૦), ૫ હૈમયુગ—હેમચંદ્રસૂરિ (સં. ૧૧૪૫ થી ૧૨૨૯), ૬ અપભ્રંશ સાહિત્ય (વિ. ૮ થી ૧૨ મી સદીનું), ૭ સોલંકી વંશ-અનુસંધાન (સં. ૧૨૩૦-૧૨૯૯), ૮ વસ્તુપાલ તેજપાલનો સમય (વસ્તુ-તેજ યુગ સં. ૧૨૭૫ થી ૧૩૦૦), ૯ વાઘેલા વંશ (સં. ૧૩૦૦ થી ૧૩૫૬), ૧૦ ગૂજરાતમાં મુસલમાનો (સં. ૧૩૫૬ થી ૧૪૫૬), ૧૧ સોમસુન્દર યુગ (સં. ૧૪૫૬ થી ૧૫૦૦), ૧૨ વિક્રમ સોળમું શતક, લાવણ્યસમય યુગ (સં. ૧૫૪૦ થી ૧૫૯૦), ૧૩ હીરવિજયસૂરિનો-હૈરક યુગ (૧૭મો સૈકો), ૧૪ યશોવિજય યુગ (૧૮મું શતક), ૧૫ વિક્રમ ૧૯મું શતક-ઉપસંહાર.

૮ **સાહિત્યસંસદ** તરફથી 'ગુજરાતી સાહિત્ય' (ગુજરાતની સંસ્કૃતિના શબ્દદેહનું દિગ્દર્શન) ખંડ ૫ મો નામે 'મધ્યકાલનો સાહિત્યપ્રવાહ' સાત ભાગમાં વિભક્ત કરી પ્રકટ કરવામાં આવ્યો, તેમાં બીજા-ત્રીજા-અને ચોથા ભાગમાં પૃ. ૬૬થી ૧૫૮ સુધીના કુલ ૯૩ છાપેલા પૃષ્ઠોમાં મારો ઉક્ત નિબંધ સન ૧૯૨૬માંજ પ્રકટ થયો. આ નિબંધ માટે શ્રીયુત **નાનાલાલ ચિમનલાલ** મહેતા I. C. S. (સિવિલિયન)એ પ્રતાબગઢ ઔંધથી તા. ૨૬-૧૦-૧૯૨૬ના મારા પરના પત્રમાં જણાવ્યું કે—

'I have been reading your 'જૈનો ને તેમનું સાહિત્ય' in Gujarati Sahitya with much admiration for sound scholarship and proper perspective I do not think there is anything in the Gujarati literature or in any other language

that I know of, what gives such detailed information about Jain literature. × × ×

—હુ 'ગુજરાતી સાહિત્ય'માં તમારો 'જૈનો ને તેમનું સાહિત્ય' (એ નિબંધ) વાંચી ગયો છુ અને તેમાના સંગીન વિદ્વત્તા અને યથાસ્થિત રેખા-દર્શન માટે મને અતિ આદર ઉત્પન્ન થયો છે. ગૂજરાતી વાઙ્મયમા કે મને માહીતી જેની છે એવી કોઈ બીજી ભાષામાં જૈન સાહિત્ય સંબંધી આવી વિસ્તૃત માહિતી આપે એવું કઈપણ હોય એમ હુ ધારતો નથી.

૯ આ અને બીજા વિદ્વાનોના સારા અભિપ્રાયોથી મને પ્રોત્સાહન મળ્યુ. તેથી તે વિષયમા તજ્જ્ઞ એવા વિદ્વાનોને બતાવી તેમની સૂચનાઓ મેળવવા મેં પ્રયત્ન કર્યો. મારા મિત્ર પંડિતશ્રી **લાલચંદ ભગવાનદાસ ગાંધીને** તેનો અમુક ભાગ જોવા મોકલી આપ્યો, ને તેમણે જોઇ જઈ તેમા અહી તહી યોગ્ય સુધારાવધારા ટુકમા કર્યા પણ પછીના ભાગ અનવકાશ આદિના કારણે પોતે જોઈ ન શક્યા. પછી મારા સુહૃદો.-પંડિત શ્રી **બેચરદાસ**, રા. **મોહનલાલ ભગવાનદાસ ઝવેરી** અને રા. **રસિકલાલ છોટાલાલ કાપડીઆ** તે છપાયેલો નિબધ વાચી જોઇ ગયા અને તે સંબંધી કંઇક સૂચનો યત્રતત્ર તેમણે કર્યા. બીજા જૈન સાક્ષરોને જૈન યુગના તંત્રી તરીકે મેં તેના કાર્ત્તિક માગશર ૧૯૮૩ના અંકમાં ઉક્ત નિબધમા સુધારા વધારા સૂચવવા માટે પ્રેમપૂર્વક જાહેર આમંત્રણ કરેલુ પણ કોઈએ સૂચના કરવા તસ્દી લીધી નથી. આ રીતે આ નિબંધ તે આકારમાજ થોડા અહિં તહીં ફેરફાર સાથે રહ્યો.

૧૦ **'જૈન ગૂર્જર કવિઓ-બીજો ભાગ'** નામના મારા ગ્રંથની પ્રસ્તાવના તરીકે આ નિબધ તે ગ્રંથના પ્રથમ ભાગના નિવેદનમા જણાવ્યા પ્રમાણે આપવાનો મેં વિચાર રાખ્યો હતો, પરંતુ તેને સપ્રમાણ સશોધિત વર્દ્ધિત આકારમા પુનઃ લેખારૂઢ કરી મૂકવાનો અને ખાસ કરી જૈન આગમ-સાહિત્યનો ઇતિહાસ ઉમેરવાનો માગ સહૃદય મિત્રો અને ખાસ કરી મારા સુહૃદ રા. **મોહનલાલ ભગ-**

વાનદાસ ઝવેરીનો આગ્રહ થતા તેમ કરવાનો અથાગ પરિશ્રમ સને ૧૯૨૮ના વર્ષથી આરંભ્યો. તે નિબંધનુ નામ ફેરવીને '**જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ**' રાખી, શ્રીમન્ મહાવીર પ્રભુના આગમ-સાહિત્યથી શરૂઆત કરી એક એક પ્રકરણ હુ લખતો ગયો. સાત સાત પ્રકરણોનો એક **વિભાગ** કરવામા આવ્યો, ને જેમ જેમ લખાઇ પ્રકરણ તૈયાર થાય તેમ તેમ તેના ૫૦–૧૦૦ પૃષ્ઠ છાપવા મોકલાતા ગયા. પ્રથમ હપ્તો ૧૯૨૮ના જુલાઇમા છાપખાને મોકલાયો

૧૧. ત્યા એક અઘટિત ઘટના થઇ. તા. ૧૮–૮–૨૮ને દિને મારા ટેબલ પર મારા ચાર વર્ષની વયના ચિ રમણિકલાલે દીવાસળી સળગાવી–તેથી થયેલી ન્હાની આગને પરિણામે આ જૈન સાહિત્યના ઇતિહાસની સં. ૧૩૦૦ પછીની મારી નોધો બળીને ખાખ થઇ ગઇ; અને બીજાં થોડા પુસ્તક વગેરે કેટલુક દાઝી ગયુ, પણ આગ વિશેષ પસરી નહિ તેથી ઘણુ બચી ગયુ તે માટે પ્રભુનો ઉપકાર ! ન્યૂટન અને તેના પ્રિય શ્વાનનો દાખલો યાદ આવ્યો ! આ કારણે સં ૧૩૦૦ પછીની નોધો પુન કરી પુનર્લેખન કરવામા પરિશ્રમ લેતા મૂળ કરતાં વિશેષ સારૂ લખાયું હશે એ પ્રતીતિથી જે થયુ તે સારાને માટે એ કહેવત અનુસાર રમણિકે રમણીય કર્યું એવો મારા મને સતોષ લીધો.

૧૨. આ છપાવાનો આરંભ ૧૯૨૮ના સપ્ટેબરમા થયો કારણકે તે માસમા 'જૈન ગૂર્જર કવિઓ–બીજો ભાગ'–એ ગ્રથનુ મૂળ વસ્તુ છપાતુ હતુ તે પૂરૂ થયુ હતુ અને આ નિબધ બાકી હતો. તે નિબધનાં મૂળ 'ગુજરાત' માસિકના કદ જેવા ૯૩ છપાયેલ પૃષ્ઠ હતા તે શોધિત –વર્દ્ધિત થઇને તે ગ્રથના કદના બહુ તો ત્રણસોથી ચારસો છપાયેલ પૃષ્ઠો થશે એમ અડસટો થયો હતો. એક બાજુ લખાતુ જાય ને બીજી બાજુ છપાતુ જાય; પ્રેસાદિની અનિયમિતતા પણ આડી આડી આવતી જાય, છતા બનતી ત્વરા રાખવામા મેં પ્રમાદ પ્રાયઃ સેવ્યો નથી.

૧૩. જૈન ગૂર્જર કવિઓ–બીજા ભાગની પ્રસ્તાવના તરીકે આ ઇતિહાસ છપાનો હતો તેથી તેની સાથે તે આવનાર હતો, પરંતુ તે

પ્રસ્તાવના જુદા પુસ્તક રૂપે પણ પ્રકટ થાય તો [illegible] અભિપ્રાય પ્રથમ ભાગની પ્રસ્તાવનામા મૂકેલા [illegible] ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ' નામના નિબંધ માટે કેટલાક [illegible] જુદા ગ્રંથાકારે બહાર પાડવાની પરમ આવશ્યકતા [illegible] તેની પાંચસેં નકલ મારા તરફથી મારા ખર્ચે જુદી [illegible] શ્રી જૈન શ્વે. કૉ.ના જનરલ સેક્રેટરી રા. મોહનલાલ ઝવેરીની [illegible] લઇ મેં પ્રેસને કહી દીધુ હતુ, ને તે પ્રમાણે છપાયેલ છે.

૧૪. આમ છપાતા મૂળ ત્રણસોથી ચારસો પૃષ્ઠ [illegible] તેને બદલે સને ૧૯૩૦ની આખરે હીરવિજયસૂરિના સમય સુધીના [illegible] વિભાગનાજ છપાઇને ૫૬૦ પૃષ્ઠ થયા—એટલે ધારેલ કરતા [illegible] છપાઇ ગયુ, અને તે ઉપરાત બીજુ વધારે છપાવવાનુ બાકી રહ્યું એટલે આ ઇતિહાસની બધી નકલો જૂદાજ પુસ્તક રૂપે બહાર પાડયા વગર છૂટકોજ નથી એમ સમજાતા ઉક્ત 'જૈન ગૂર્જર કવિઓ—બીજો ભાગ' કે જે ક્યારનો (સને ૧૯૨૮ના સપ્ટેંબર પહેલા) પ્રેસમા છપાઇ ગયો હતો તે પુસ્તક રૂપે આ સંબંધીના નિવેદન સહિત બહાર પાડી દેવાનુ સને ૧૯૩૧ના પ્રારભમા નક્કી થયું ને તેના પરિણામે તે ઉક્ત ઇતિહાસની પ્રસ્તાવના વગરનો બંધાઇ ૧૯૩૧ ના પ્રથમાર્ધમા બહાર પડી ગયો, કે જે સંબંધી વિદ્વાનો—પત્રકારોના અભિપ્રાય આ ગ્રથને અંતે મૂકવામા આવ્યા છે અને તે પરથી તેનુ મૂલ્ય આંકી શકાશે આ ઇતિહાસ કુલ ૮ **વિભાગમાં** ને તે દરેકના ૭ પ્રકરણ એટલે કુલ ૫૬ પ્રકરણમા—૫૭૭ ટિપ્પણ સહિતના ૧૧૯૫ પેરામા—૮૩૨ પૃષ્ઠમા સને ૧૯૩૧ ના લગભગ આખરે છપાઇ રહ્યો. પછી વિસ્તૃત **અનુક્રમણિકા** કરતા લગભગ ૭૫૦૦ કાપલીઓ વિશેષ નામો આદિની થઇ ને તેને ૨૩ વિષયમા અક્ષરાનુક્રમે ગોઠવી પ્રેસમા ૧૯૩૨ના મે માસમા મોકલતા તેના ૧૮૮ પૃષ્ઠ છાપતા પ્રેસે પાચ માસ લીધા. તે અનુક્રમણિકા એ આ ઇતિહાસના વિશેષ શબ્દો—નામોનો કોશ છે.

૧૫. આ **વિસ્તૃત અનુક્રમણિકા** પછી '**શુદ્ધિ અને વૃદ્ધિ-પત્રક**' મૂકેલુ છે. તે સંબંધી જણાવવાનુ કે આખો ઇતિહાસ મૂળ

છપાઇ જતા ત્રણ વર્ષ લાગ્યા. દરમ્યાન તેના પર પ્રકાશ પાડનાં ચાર પુસ્તકો બહાર પડયાઃ—

(૧) પં. સુખલાલ કૃત તત્ત્વાર્થ સૂત્ર પર ગૂ૦ વ્યાખ્યા ભાગ બીજાની પ્રસ્તાવના (પ્ર૦ ગૂજરાત વિદ્યાપીઠ) (૨)અ૦ સુખલાલ સંઘવી અને અ૦ બેચરદાસ દોશીએ તૈયાર કરેલ સન્મતિપ્રકરણ-પ્રસ્તાવના અનુવાદ વિવેચન આદિ સહિત પ્ર૦ શ્રી પુંજાભાઇ જૈન ગ્રંથમાળા કાર્યાલય અમદાવાદ). (૩) મુનિશ્રી કલ્યાણવિજય કૃત નિબંધ નામે 'વીર-નિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના' (પ્ર. નાગરી પ્રચારિણી પત્રિકા ૧૦-૪ અને ૧૧-૧ અંકમા, પછી જુદા પુસ્તકાકારે પ્ર૦ ક. વિ. શાસ્ત્ર સમિતિ, જાલોર) અને (૪) તે મુનિશ્રીની પ્રભાવકચરિતના પ્રબન્ધોની પર્યાલોચના (પ્ર૦ ચ. નું ગૂ૦ ભાષાંતર પ્ર૦ જૈન આત્માનંદ સભા ભાવનગર'. આ ચારેમાથી ઉપયુક્ત લાગેલી હકીકતોની દરેક પારા અને ટિપ્પણવાર નોધ કરી તે વૃદ્ધિને **શુદ્ધિ અને વૃદ્ધિપત્રક**માં આ પુસ્તકને અંતે પ્રકટ કરેલ છે, આથી આ ઇતિહાસ સાપ્રતકાલ સુધી લભ્ય માહિતીવાળો (uptodate) કરવામા આવ્યો છે. તે પત્રકમા આવેલ વિશેષ શબ્દો-નામોને ઉપર્યુકત 'વિસ્તૃત અનુક્રમણિકા' મા દાખલ કરવાનુ શક્ય નહોતું તેમ તેની જુદી અનુક્રમણિકા થઇ શકી નથી તેને માટે મને ખેદ થાય છે પણ વસ્તુસ્થિતિ સમજાતા વાચકો તેને નિભાવી લેશે.

૧૬ આ ઇતિહાસના અગ્ર ભાગમા આ **નિવેદન** સાથે, પ્રો. કામદારની **પ્રસ્તાવના,** આ ગ્રંથમા વાપરેલા ટુંકા અક્ષરો સમજાવવા માટે **સાંકેતિક અક્ષરોની સમજ**, જે સાઠ ચિત્રો આમા રાખેલા છે તે દરેકની ટુકી હકીકત સમજાવતો **ચિત્રપરિચય;** તથા તે સર્વ ઉપરાત આ ઇતિહાસના દરેક વિભાગ ને તેના દરેક પ્રકરણમા આવતી હકીકતો અતિ સંક્ષેપમા જણાવતો સામાન્ય **વિષયાનુક્રમ** મૂકેલ છે. આ સર્વ વાચકોને દરેક જાતની સરલતા આપી દરેક રીતે માર્ગદર્શક થશે.

૧૭ આ ઇતિહાસના ચોથા વિભાગનું ચોથુ પ્રકરણ નામે 'વસ્તુ-તેજયુગમા સાહિત્ય પ્રવૃત્તિ' તે છપાતું હતુ ત્યારે એક વાનગી તરીકે જૈનયુગના ભાદ્રપદથી કાર્ત્તક ૧૯૮૫-૮૬ ના અંકમા પૃ. ૮૨ થી ૯૫ મા પણ તેના તંત્રી તરીકે મે નિવેદિત કર્યું હતું કે જે પરથી તેના વાચકોને તે ઇતિહાસ કેવી શૈલી પર લખાય છે તે જાણવાનું મળી આવે. આ પ્રકરણ વાચી કૌમુદી પત્રના વિદ્વાન્ તંત્રીશ્રી વિજયરાય ધ્રુવે તેના માર્ચ ૧૯૩૦ ના પૃ. ૧૯૭ પર પોતાની ૨૧-૨-૩૦ ની 'ડાયરીમાથી' એ મથાળા નીચે જણાવ્યું હતુ કેઃ—

'છ અઠવાડિયાં પર આવેલ આ અક ('જૈનયુગ' ભાદરવાથી કાર્ત્તક) આજેજ કંઈક નિવૃત્તિથી જોઈ શકયો તેનાં સવાસોથી પણ વધુ પાનાંમા મોટે ભાગે તે જૈનોપયોગી કે પ્રાચીન સાહિત્યના અભ્યાસીઓને ઉપયોગી વિદ્વત્તા ભરચક ભરી છે મિત્રદાવે મારૂં પહેલું ધ્યાન તો ગુજરાતના ગણ-તર તરૂણ વિદ્વાનોમાના એક ચીમનલાલ જે શાહના ઉત્તર હિંદમાંના જૈનધર્મ વિશેના એમના નિબંધની અનુક્રમણિકાએ ખેંચ્યું. આટલા પરથી જ લેખકની મહેનત ને ઝીણવટ એટલી બધી દેખાય છે કે આખું પુસ્તક પ્રગટ થયે એ વિષયના વાઙ્મયમાં કીમતી ઉમેરો થવાનો જ. આ જ કંથન તત્રી રચિત 'જૈનસાહિત્યનો ઇતિહાસ'માંથી વસ્તુપાળ તેજપાળના યુગની સાહિત્યપ્રવૃત્તિનું પ્રકરણ પ્રસ્તુત અકમા છપાયું છે, તેને વિશે કરી શકાય શો જીવનપર્યંત કર્યાજ કરેલો સાહિત્ય-સચય ! મોહનભાઈ સામે કોઇપણ વાજબી ફરિયાદ હોય તો એ જ હોઈ શકે કે પોતાનાં સાધનશકિતનો લાભ આજ પહેલા જુજ પ્રમાણમાં તેઓ આપતા હતા, હવે વધુ આપે છે, પણ હજી પૂરતા પ્રમાણમાં કદાચ નહીં. વસ્તુપાળ તત્કાલીન આતરપ્રાતીય પ્રતિષ્ઠા વાળા કવિ અને વિદ્યાપોષક હતા, તેમણે રૂ. ૧૮ હજાર (જો એ વાતમા ખાસ અત્યુકિત ન હોય તો) માત્ર લાયબ્રેરીઓ પાછળજ ખર્ચેલા, તેથી એઓ તો સંવત તેરમા સૈકાના કાર્નેજી જેવા, આ બધુ મને તો આ લેખેજ પહેલીવાર શીખવ્યું'. × × ×

૧૮ હવે આ સમગ્ર ઇતિહાસ બહાર પડે છે, તો તેના અધ્ય-યનથી ઘણી વાતો નવી અને તે પહેલીવારની માલૂમ પડશે. તેની

ટુંક સિલસિલાબંધ તપાસ (survey) જૂદી આપવા અને તેમા જે જે પુસ્તકો મુદ્રિત થઇ ગયા છે તે સર્વેની વિષય-માહિતી, તેમજ ટીકાત્મક ચર્ચા કરી મૂકવા સંકલ્પ હતો પણ તે પાર પડી શકયો નથી. તેમ કરતા હજુ કેટલાએ વર્ષો વીતી જાય અને કદાચ મનની મનમા સમાય, તે ભયથી જેટલુ બની શકે તેટલુ, સંગ્રહ કરી એક 'સંગ્રહ-ગ્રંથ' તરીકે યા કૃતિઓ કર્ત્તા વગેરેના સમયબદ્ધ અનુક્રમમા તેના 'કોશ' તરીકે હાલ આપી પ્રકટ કરવું તે વાત મુખ્યપણે લક્ષમા રાખી સાથે સાથે બની શકે તેટલી વિષયમાહિતી ને ચર્ચા પણ ટુંકમા લખી નાખી આ ઇતિહાસ પ્રકટ કરી નાખેલ છે. તે લખતા-છપાતા ચાર વર્ષ વીતી ગયા એની પાછળ દિનરાત શ્રમ લેવામા મેં કચાશ રાખી નથી. સમય લઈ પોતાને ખર્ચે જૂદે જૂદે સ્થળે જઇ પુસ્તકભંડારો જોઇ તપાસી આવવા, તેમાથી મળેલા તેમજ અન્ય પ્રાપ્તવ્ય સાધનોને પ્રાપ્ત કરી સંગ્રહ કરવો, તેમાથી નોંધો-ટાચણો કરી લેવા, તે પરથી પ્રમાણો આપી પ્રકરણો લખવા, છાપવા મોકલવાં, તેના પ્રુફોનું શોધન કરવું, તેને પાછા મંગાવી સુધારવા-પ્રેષવા, તેની વિસ્તૃત અનુક્રમણિકા કરવી વગેરે બધુય એકલે પંડે કોઇની પણ સહાય વગર-એક 'પ્રુફ-રીડર' જેવાની પણ મદદ વગર કરીને આ પુસ્તક મેં ગૂજરાતને સાદર ધર્યું છે.

૧૯ જે સ્થળના જૈન પુસ્તકભંડારો હુ સં. ૧૯૮૬ સુધીમા જાતે જઇ જોઇ તપાસી આવ્યો તેનો ઉલ્લેખ મે મારા જૈનગૂર્જર કવિઓના પ્રથમ અને બીજા ભાગના નિવેદનોમા કર્યો છે. આ જોવામા પહેલેથી મારી દૃષ્ટિ દેશી ભાષા-કવિઓ પ્રત્યે હતી. સંસ્કૃત આદિમા ગ્રંથ રચનારની થોડી પ્રશસ્તિઓ પહેલા લખી રાખી હતી તે મેં શ્રી જિનવિજયને આપી દીધી હતી. મને એ સ્વપ્ને પણ ન હતુ કે મારે આવો ઇતિહાસ લખવાનુ અતિ શ્રમસાધ્ય કાર્ય કરવું પડશે; સં. ૧૯૮૫ માના બે માસની છૂટીમા ખેડાના ભંડાર જોવા હું ગયો ત્યારથી બધી ભાષામા રચાયેલા હસ્તલિખિત

પુસ્તકોની પ્રશસ્તિઓ લેવી-તપાસવી મે શરૂ કરી. પછી સં. ૧૯૮૭ ના આશોમા મહુવામા મારા મુરબ્બી મિત્ર રા. ફુલચંદ ખુશાલચંદ શાહને ત્યા રહી ત્યાના શ્રી યશોવૃદ્ધિ જૈન બાલાશ્રમના હસ્તકનો મુનિ ગુલાબનો તથા ત્યાના વૃદ્ધ મુનિશ્રી તિલકવિજયનો એમ બે પુસ્તકસંગ્રહ તપાસ્યા. તે વખતે ત્યા શ્રી વિજયમોહન સૂરિને વિનંતિ કરતા તેમના વડોદરાના 'શ્રી મુક્તિકમલ જૈન મોહન જ્ઞાનમંદિર'ની ટીપ જોવા મળી. ને પછી સં. ૧૯૮૮ના માગશર-માહમા તે ટીપમાની ગૂજરાતી ભાષાની બધી અને બીજી ભાષાની થોડી જોવા માગેલી હસ્તપ્રતો મુબઇ મારે ખર્ચે મોકલવ ની વ્યવસ્થા તેમના લખાણથી શેઠ પાનાચંદ ધારશી અને રા. લાલચંદ નંદલાલ શાહ દ્વારા થઇ ને તેનો લાભ મે લીધો. આ દરમ્યાન મુંબાઇના શ્રી મહાવીર સ્વામીના દહેરાસર, પાયધુનીમાનો જિનદત્તસૂરિ ભડાર પણ મેં જોઇ લીધો આ રીતે ગ્રંથો તપાસવામા નિમિત્તભૂત થનાર સર્વેનો ઉપકાર હુ સ્વીકારૂ છુ.

૨૦ મારા મુરબ્બી મિત્ર શ્રીયુત કેશવલાલ પ્રેમચંદ મોદી B. A. LL B. વકીલ, અમદાવાદ-તેમણે અમદાવાદના અનેક જૈન ભડારોની તપાસ લેવામા, મને બીજી રીતે પ્રેરણા કરવામા (દા. ત ફૉર્બસ ગૂજરાતી સભાએ 'જૈન અને બૌદ્ધ મતનો સક્ષિપ્ત ઇતિહાસ તેના સિદ્ધાતો અને વૈદિક મત સાથે તેની તુલના' પર નિબધ માટે મને રૂ. ૫૦૦ નુ પારિતોષિક આપવાનુ સન ૧૯૧૪ મા ઠરાવેલું હતુ તે લખવામા મને પ્રેરણા કરનાર તેઓ હતા), સાહિત્યસામગ્રીની સહાય આપવામા અને અનેક રીતે મારી સાહિત્ય-સેવામા રસ લેવામા જે શ્રમ, પ્રીતિ અને સહકાર દાખવ્યા છે તે માટે તેમનો હું ઋણી છુ. તેમનો સ્વર્ગવાસ સને ૧૯૩૨ના જુનમા થતા આખા જૈન સાહિત્યજગતમા ખોટ પડી છે કારણકે જૈનસાહિત્ય સંબંધી પાશ્ચિમાત્ય સ્કૉલરો સાથે અખંડ પત્રવ્યવહાર કરનાર, તેમને હસ્ત-લિખિત પુસ્તકો પૂરા પાડનાર, અપ્રકટ ગ્રન્થોને પ્રકટ કરાવવામા

ભારે જહેમત લેનાર, ગમે તે ભંડારમાંથી કે સાધુ પાસેથી જોઇતી પ્રત મેળવી આપનાર. સાહિત્યસેવીઓને અનેકવિધ સહાય દેનાર તેમના જેવા સરલસ્વભાવી સજ્જન હાલ સાંપડે તેમ નથી. તેમના આત્માને શાંતિ મળો !

૨૧. **ભંડારો-સૂચીપત્રો**-જૈન ભંડારો અને તેની ઉપયોગિતા સંબંધી આ ગ્રંથમાં પારા ૧૧૧૧-૫ માં લખાયું છે છતાં તેના સંબંધમાં જેટલું કહીએ તેટલું ઓછું છે.

શ્વેતાંબર જૈનોએ-જૈન સાધુઓએ ગૃજરાતને સાહિત્યથી સમૃદ્ધ કરવામાં-શોભાવવામાં મોટો ફાળો આપ્યો છે, અને દરેક ગામ અને શહેરમાં રહેતા ઉપાશ્રયોમાં ગ્રંથભંડારો રાખી સાહિત્યને સાચવી રાખ્યું છે. તે દરેક ભંડારની ટીપ મેળવી કોઇપણ પુસ્તક-કૃતિની પ્રત ક્યાં મળે છે તેની નોંધ લેવા ઉપરાંત હાલમાં જે જે પ્રસિદ્ધ ભંડારો છે તેનો સમગ્ર જનતા સહેલાઇથી-વિશેષ મુશ્કેલી વગર લાભ લઇ શકે, તે માટે તેમને સાર્વજનિક ભંડારો કરાવવા પ્રયાસ સેવવાનો છે અને જે જે પ્રસિદ્ધ ભંડાર છે તેની શોધખોળ કરી બહાર લાવવાની જરૂર છે.

૨૨. રાય બહાદુર હીરાલાલે ૧૭-૧૨-૩૧ દિને પટણામાં 'ઑલ-ઈંડિયા ઓરિયેન્ટલ કૉન્ફરન્સ'ના પ્રમુખ તરીકે આપેલ ભાષણમાંથી ભંડારોની શોધખોળની જરૂર સંબંધે ફકરો નોંધવા જેવો છે -

A thorough exploration of Bhandaras, which the foresight and excellent arrangements of the Jainas have so carefully preserved, has yet to be made. Regarding Pattan Jaina Bhandaras Professor Peterson said 'I know of no town in India and only a few in the world, which can boast of so great a store of documents of such venerable antiquity. They would be the pride and jealously guarded treasure of any University Library in Europe.' There are 13,000 manuscripts in Pattan, a des-

criptive and annotated catalogue of which is in course of preparation

—જે ભંડારો જૈનોની દીર્ઘદૃષ્ટિ અને તેમના ઉત્કૃષ્ટ પ્રબંધથી સંભાળપૂર્વક સંરક્ષિત રહ્યા છે તેની સંપૂર્ણ શોધખોળ હજુ કરવાની રહે છે. પાટણના જૈન ભંડારો સંબંધી પ્રોફેસર પીટર્સને કહ્યું હતું -"પાટણ જેવું ભારતમાં એક પણ શહેર મેં જોયું નથી તેમજ તેના જેવાં આખા જગત્‌માં માત્ર જુજ શહેરો છે કે જે આટલી બધી ભવ્ય પ્રાચીનતાવાળી હસ્તલિખિત પ્રતોનો સંગ્રહ ધરાવવાનું અભિમાન ધરાવી શકે આ પ્રતો તો યુરોપની કોઈ પણ યુનિવર્સિટી (વિદ્યાપીઠ)ના પુસ્તકાલયનો મગરૂરી લેવા લાયક અને અદેખાઈ આવે એવી રીતે સંગ્રહી સાચવી રાખેલો ખજાનો થઈ શકે તેમ છે' પાટણમાં તેર હજાર હસ્તલિખિત પ્રતો છે કે જેનું વર્ણનાત્મક અને ટીકાવાળું સૂચીપત્ર તૈયાર થાય છે

૨૩. આ સૂચીપત્ર મૂળ સ્વ૦ સાક્ષર શ્રી ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલ M. A એ તૈયાર કરેલું અને તેને સુધારી વિસ્તારી સુંદર આકારમાં વિશેષ માહીતી સાથે મૂકવાનું કાર્ય મારા મિત્ર પંડિત શ્રી લાલચંદ ભગવાનદાસ ગાંધી તૈયાર કરે છે ને તે ગાયકવાડ સરકાર તરફથી તેની પૌર્વાત્ય ગ્રંથમાલામાં છપાતું જાય છે. જેસલમેરના પ્રાચીન જૈન ભંડારમાના પ્રાચીન ગ્રંથોનું સૂચીપત્ર તે બંને ભાઈઓના તે રીતે થયેલ પ્રયાસને પરિણામે તેજ ગ્રંથમાલામાં ક્યારનું છપાઈ ગયું છે. લીંબડીનો ભંડાર કાઠિયાવાડમાં મોટામાં મોટો છે અને તેનું સૂચીપત્ર ગ્રંથ અને ગ્રંથકારની નામાવલી ને રચ્યા-લખ્યા સંવતવાળું સાક્ષર મુનિશ્રી પુણ્યવિજયના મહાપ્રયાસના પરિણામે બહાર પડી ચૂક્યું છે, પણ તે ઉપર્યુક્ત બે સૂચીપત્રોની બરોબરી કરી શકે તેમ નથી, છતાપે તેવા સ્વરૂપે પણ બીજા ભંડારો જેવા કે પ્રવર્તક શ્રીમત્ કાન્તિવિજયજીના વડોદરા અને છાણીના બે ભંડાર, વિજયધર્મસૂરિનો હાલ આગ્રામાં રહેલ ભંડાર, વિજયનેમિસૂરિના ખંભાત અને અમદાવાદમાના ભંડાર, સુરતના મોહનલાલજી જૈન શ્વે૦ જ્ઞાનભંડાર-જૈનાનંદ પુસ્તક ભંડાર-જિનદત્તસૂરિ ભંડાર-સીનોર સ્વામીના

મન્દિરમાંનો ને વડા ચૌટાના ઉપાશ્રયનો વગેરે ભંડાર, રાધનપુરનો. વીકાનેરનો, કચ્છ-કોડાયનો, કલકત્તા ગુલાબકુમારી લાયબ્રેરીનો આદિ અનેક સ્થળના ભંડારોની ટીપો છપાઇ બહાર પડે તો સારૂં.

૨૪ શ્રીયુત ન્હાનાલાલ ચી. મહેતા આઇ. સી. એસ. જણાવે છે કે 'ગુજરાતનો અઢળક પૈસો દાન અને બીજા ન્યાતજાતના વગેરોમાં ખરચાય છે તો શું એ મળવિત નથી કે ગુજરાતના પાટનગરમાં ગુજરાતનું એક સંગ્રહાલય ઉભું થાય અને ત્યાં ગુજરાતની ભૂતકાળની અને હાલની સમૃદ્ધિઓનું ભાન આવે અને એના ભવિષ્યની ઝાંખી થાય એવી વસ્તુઓનો સંગ્રહ થાય. જૈન શ્રીમંતોમાં તો ભંડારો સ્થાપવાની અને જ્ઞાન-સંસ્થાઓ નીભાવવાની જુની પરંપરા છે હજી જૈન સાધુઓમાં જેટલા ધુરંધર પંડિતો નીકળશે તેનાથી દશમા ભાગના પણ બીજા સંપ્રદાયમાંથી નહિ નીકળે. જૈન પ્રજાની આસ્થા હજી સાધુ યતિઓ ઉપર છે. એ બન્નેનું કર્ત્તવ્ય છે કે જૈન સત્રની કીર્ત્તિનો ધ્વજ એક સમૃદ્ધ જૈન સંગ્રહાલય ઉપર ફરકે. સાધન તો અનેક મોજૂદ છે, એ ભેગા કરવાની અને એને યોગ્ય મકાનમાં સજાવવાનીજ જરૂર છે. જૈન જનતા સામે પૈસાનો સવાલ ઉભો કરીએ એ તો ધૃષ્ટતાજ કહેવાય.' ('પ્રસ્થાન'–મહા ૧૯૮૫ પૃ ૨૩૪).

૨૫. **પ્રદર્શનો**—ભંડારમાં, સાધુઓ, યતિઓ તેમજ ખાનગી વ્યકિતઓ પાસે રહેલી અપ્રસિદ્ધ હસ્તલિખિત પ્રતો જાહેર પ્રજા સમક્ષ મૂકવાની તક સાહિત્ય પરિષદ્ સાથે તેના આશ્રય નીચે ભરાતા સાહિત્ય પ્રદર્શન સમયે બહુજ અલ્પ પ્રમાણમાં લેવામાં આવે છે, અને તેનો પણ જોઇએ તેવો વ્યવહારૂ લાભ લઇ શકાતો નથી કારણ કે તેનો અહેવાલ, તેની યાદી, વગેરે તે પ્રદર્શન જેના આશ્રય નીચે ભરાય તે સંસ્થા પ્રકટ કરતી નથી તેથી તે માત્ર તમાસારૂપે-થોડા દિવસના દશ્યરૂપે નિવડે છે.

૨૬. જૈન સાહિત્ય પ્રદર્શન સં. ૧૯૮૭ ના પોષમા અમદાવાદ ભરાયુ હતું તે પહેલાજ અગાઉથી જૈનયુગના ૧૫-૧-૩૧ના અંકમા મેં સ્પષ્ટ જણાવ્યુ હતું કે—

પ્રદર્શન લોકો સખ્યાબધ આવીને જોઈ જાય, મોટી સખ્યા જોઇને જણાવે કે જૈનોનુ સાહિત્ય ઘણુ છે અને પાચ પચીસ દિવસ તે ખુલ્લું રહે અને પછી તેને સમેટી લેવામા આવે તેથી પ્રદર્શનની ખરી મહત્તા અને ઉપયોગિતા સિદ્ધ નહિ થાય તે સિદ્ધ કરવા માટે નીચેની સૂચનાનો અમલ કરવા મારી આગ્રહપૂર્વક ભલામણ છે.—

૧ પ્રદર્શનમા જે જે મૂકાય તેની સામાન્ય માર્ગદર્શક માહિતી આપતુ અને ખાસ લક્ષ ખેચનારી વસ્તુઓની મહત્તા સમજાવનારૂ પુસ્તક છપાવી જુજ કિંમતે લેવા આવનાર જનતાને પૂરૂ પાડવુ

૨ પૂર્વ પ્રદર્શિત સાહિત્યની વિગતવાર વર્ણનાત્મક સૂચી છપાવી બહાર પાડવી

૩ વિદ્વાનો અભ્યાસીઓ અને સાહિત્યજ્ઞોને નોતરવા અને તેમના અહોળા જ્ઞાનનો લાભ ભાષણો-વ્યાખ્યાનોદ્વારા જનતાને આપવો.

૪ તે તે વિદ્વાનો અને સાહિત્યપ્રેમીઓને, કળાવિદોને પ્રદર્શિત સામગ્રીની પૂરી નોધ કરવા, પોતાને ખપ પૂરતુ ઉતારી લેવા વગેરેની સર્વ જાતની સગવડ કરી આપવી

૫ 'જૈન ગૂર્જર કવિઓ'માં જે શૈલી પર ગુજરાતી ભાષાના શતકવાર જૈન કવિઓ લઇને તેની દરેક કૃતિઓના આદિ અને અંત ભાગોની નોધ કરવામાં આવી છે તે શૈલીપર સસ્કૃત અને પ્રાકૃત ભાષામા રચાયેલી કૃતિઓના જૈન ગ્રથકારાની શતકવાર વર્ણનાત્મક સૂચી તેમની અતની સપૂર્ણ પ્રશસ્તિઓ અને આદિના મગલાચરણ સહિત તેમજ તેની પ્રતો જ્યાં જ્યા મળે છે તે ભડાર, પ્રતની પત્રસખ્યા, લેખકપ્રશસ્તિ વગેરે સહિત પ્રકટ કરવામા આવે તો જૈન સાહિત્યનો અને સાહિત્યકારોનો ઇતિહાસ પૂરો પાડવામા ગહાનમા મહાન ફાળો આપી શકશે.

૬ ઐતિહાસિક ગ્રથો જે જે હોય તે છપાવી પ્રકટ કરવા

૭ સુદર ચિત્રકામની કૃતિઓના ફોટા પાડી તેના 'બ્લૉક' કરાવી છપાવી બહાર પાડવા

આ સૂચનાઓનો અમલ કરવમા ભારે પુરુષાર્થ અને મહાસાગત શ્રમ સેવવાની જરૂર છે તે માટે યોગ્ય કાર્ય-કર્તાઓને ચુટી નિયુક્ત કરવામા

આવે, તેમાજે એકઠી કરેલ સામગ્રીને પ્રકટ કરવા માટે દ્રવ્યનો વ્યય થાય તોજ આ પ્રદર્શનની સંગીન કિંમત ચિરકાલ સુધી અંકાશે અને તેનું કાર્ય અમર થશે નહિ તો તે પાંચ પચીસ દહાડાનો તમાસો જેમ તેવા પ્રદર્શનો થાય છે તેમ લેખાશે

આ પ્રદર્શન સાહિત્યનુજ હોઈ તેમા સાહિત્ય સંબંધીજ વાતો હોઈ શકે–એટલે કે સાહિત્યનો કેમ પ્રચાર અને વિસ્તાર થાય, વર્તમાન જમાનામાં જૂના સાહિત્યનો લાભ કેવી રીતે મેળવી શકાય અને જમાનાની જરૂર પ્રમાણે તે સાહિત્યમાથી નવીન શૈલી પર કેવી રીતે સાહિત્ય ઘડી શકાય તેનોજ ઊહાપોહ, મીમાંસા અને સમુદિત વિચાર કરવાનુ હોય પક્ષાપક્ષી સાહિત્યમા હોય જ નહિ સર્વ જનો ત્યા આવી શકે, ભાગ લઇ શકે અને સાહિત્યની સુગંધનો લાભ ઉઠાવી શકે એ પ્રમાણે પ્રદર્શનના કાર્યવાહકો કરશે અને તેમ હોઈ પક્ષાપક્ષી રાખ્યા વગર સર્વે પોતપોતાનો ફાળો વિના સંકોચે આપશે

૨૭. 'પ્રસ્થાન'ના એક વિદ્વાન્ તંત્રી રા રસિકલાલ છોટાલાલ પરીખ ઉપર્યુક્ત પ્રદર્શનમા ભ્રમણ કરી પોતાના વિચાર તે પત્રના પોષ ૧૯૮૭ ના અંકમા પૃ. ૧૮૫–૮ પર જણાવે છે તે ઉપયોગી હોઈ ટુંકમા સારરૂપે અત્ર મૂકવામા આવે છે'—

"અક્ષરે અક્ષરે દીવા બળે"—કાર્લાઇલનું એક સુપ્રસિદ્ધ વાક્ય છે–"The true university in these days is a collection of books–આજના જમાનામા પુસ્તકસંગ્રહ એ ખરી વિદ્યાપીઠ છે.' દરેક સંસ્કારી પ્રજામા આ જાતની વિદ્યાપીઠ હોય છે. પ્રાચીન ભારતવર્ષ પણ આ સંસ્કારિતામા અગ્રણી હતો. ઉક્ત પ્રદર્શનમા ગુજરાતની જનતાને પ્રથમવાર કાર્લાઇલે કહેલી વિદ્યાપીઠના પ્રાચીન રૂપનુ દર્શન થયુ. પ્રાચીન કાળમા હિંદુસ્તાનમા વાઙ્મય કેટલી વિવિધ રીતે, કેટલી મનોહર રીતે, કેટલી ભક્તિથી, કેટલી ચીવટથી અને શુદ્ધિથી પુસ્તકારૂઢ થતું તેનુ ગમગીની ઉપજાવે એવી પરિસ્થિતિમા મોહક દર્શન થયુ ગમગીની જૈન સંપ્રદાયના સ્ત્રી પુરૂષોનો મોટો ભાગ જે જડતાથી એ જ્ઞાનપૂજા (?) કરતો હતો, અને પ્રદર્શનના વ્યવસ્થાપકો એ જડતાને જે રીતે પોષતા હતા તેથી થઇ.

'આ દર્શન ખરેખર મોહક હતુ. સૌથી મોટુ આકર્ષણ અક્ષરકળા હતી; બીજા અર્થમા પણ જાણે એ કળા અક્ષર લાગતી હતી! અક્ષરો એટલા તાજા લાગતા હતા કે જાણે ગઇ કાલેજ લખ્યા હોય! આજના મુદ્રણયુગમા આ લેખનકળા બહુ ઉપેક્ષા પામી છે, પણ સાચા કેળવણીકારો સુન્દર અક્ષરોનુ મહત્ત્વ સમજે છે. એવા કેળવણીકારોને આમા ઘણુ જોવા જાણવાનુ મળે. આ અક્ષરો જેટલુ ધ્યાન રોકતા હતા તેટલુજ ધ્યાન સચિત્ર ગ્રંથ રોકતા હતા. લખાણની સાથે બુદ્ધિને ચિત્રથી મદદ કરવાની પ્રથા ઘણાને આજની લાગે. પણ પુસ્તકરચનાની આ પદ્ધતિ હિંદુસ્થાનમા પ્રાચીન છે એ ત્યા રહેલા કાગળના, તાડપત્રોના અને કપડાના ગ્રથો ઉપરથી સ્પષ્ટ દેખાતુ હતુ. અહીઆ એ કહેવું અપ્રસ્તુત નહિ ગણાય કે આકારની દૃષ્ટિએ થોડાક ચિત્રોજ કલાયુક્ત હતા, પણ રંગની મોહકતા અને તાજગી માટે લગભગ બધાજ ચિત્રો ધ્યાન ખેચે એવા હતા + + +

'આ સિવાય બાકીની તો જૈનોની દ્રવ્ય પૂજા—જડ પૂજા હતી. દ્રવ્ય શબ્દ ચાલુ વ્હેવ્હારી પૈસાના અર્થમા તેમજ જૈન દર્શનની પરિભાષાના અર્થમા વાપરૂ છું જડપૂજા કેટલી હદ સુધી જઇ શકે છે એ જે અજ્ઞાનતાથી ત્યા વાસકેપ (? વાસક્ષેપ) નખાતો હતો તથા પૈસા મુકાતા હતા તે ઉપરથી જણાતુ હતુ બીચારા ભાવિક જૈનો એકજ શ્રદ્ધાથી આગમ ગ્રંથને, કાવ્ય અને અલંકાર ગ્રંથોને, વૈદકના ગ્રંથોને, જ્યોતિષના ગ્રથો વગેરેને જે રીતે નમતા હતા તેથી ખરેખર ગ્લાનિ ઉપજતી હતી બધાનો આકાર જૂની પ્રતોનો—અને જૂની પ્રતો એટલે પૂજાનો વિષય—જેમાથી અટળક ધન મળી જાય કે એકદમ મુક્તિ મળી જાય એવું આમા કાઇક અગમ્ય છે એવી માન્યતાનો વિષય! પ્રદર્શનની ગોઠવણીમા કોઇપણ જાણકાર માણસનો હાથ હોય એમ જણાતુ ન હતુ, વિષયો પ્રમાણે ગ્રંથો ગોઠવવાનો પ્રયત્ન હતો પણ તેમા ઘણી ભૂલો હતી. સ્ત્રીઓને માટે કાંઇ ખાસ સગવડ ન હતી. જે રીતે ધક્કામુક્કીમા સ્ત્રી–પુરુષો ભેગા થઇ

જતા, જોનાર કોઈ જોઈ શકે એ પહેલા પ્રદર્શકો જે રીતે બૂમો પાડતા, જ્ઞાનપૂજા કરવાની હાસ્યજનક હાકલો જે રીતે થતી-તે ઉપરથી પ્રેક્ષકને જરૂર એમ લાગે કે જાણે અમદાવાદમા હજી પહેલી વાર પ્રદર્શન ભરાય છે. વ્યવસ્થિત ધધો ચલાવનારા જૈનો વ્યવસ્થિત પ્રદર્શન ન ભરી શકે એ કેવી જ્ઞાનપૂજા કહેવાય ? વર્તમાન જૈનો એકલી દ્રવ્યપૂજા જ કરી જાણે છે ? વિદ્યાની સાચી પૂજા અને જ્ઞાનની ભાવપૂજા કરવાની કુશળતા તેમણે ગુમાવી દીધી છે ? જેના પૂર્વ-જોએ હિંદુસ્તાન માટે આટલો વારસો સોપ્યો તે જૈનો તેનુ વ્યવસ્થિત પ્રદર્શન પણ ન ભરી શકે ?' × × [ એક પ્રતની નોધ લેતા ભઇયાએ હાથ પકડવો-'શેઠકી મનાઈ હે ! કુચ્છ ભી લીખનેકી મનાઇ હૈ-એ કારણ બતાવવું, છેવટે પ્રદર્શનના એક કાર્યકર્તા પાસે જવુ વગેરે ખેદકારક પ્રસગની રા. રસિકદાસની નોધ અત્ર ઉતારવી યોગ્ય નથી. ]

'આ પ્રદર્શન જોઈ દરેક પ્રાચીન સસ્કૃતિના અભ્યાસીને થયુ હશે કે ગુજરાત પાસે હજી આ પ્રાચીન ગ્રંથોની સમૃદ્ધિ ઘણી છે. આ ગ્રથોને કોઇ સાર્વજનિક સસ્થામા વ્યવસ્થિત રીતે સાચવવા જોઈએ, ( આ ગ્રંથો કેવળ જૈનોની મુડી નથી, તે આખા ભારત-વર્ષની સમૃદ્ધિ છે. ) તેમનુ વ્યવસ્થિત રીતે વર્ગીકરણ થવું જોઈએ, તેમના વર્ણન આપતા સૂચીપત્રો થવા જોઇએ, ખાસ ગ્રંથોના સપાદન થવા જોઇએ ઇત્યાદિ ઇત્યાદિ,-પણ અનેક વિઘ્નો છે ! જૈનો ઉપર કહ્યુ તેમ હજી દ્રવ્યપૂજામા રાચે છે, સપ્રદાયની સકુચિતતામા હજી શરમ જોતા નથી, ગુજરાતનો ઇતર વિદ્વાનવર્ગ જૈન સાહિત્યની ઉપેક્ષા કરેછે, ગુજરાતનો ધનિક વર્ગ અસત્કારી છે, તેમને આવી બાબતોમા પૈસા ખર્ચવા નકામા લાગે છે-ઇત્યાદિ વિચાર પરપરા મારા જેવાને થાય તેથી શુ ?'

૨૮. આમ પ્રદર્શન ભરાયા પહેલા મેં અને ભરાયા પછી રા. રસિકલાલભાઈએ જણાવ્યુ છતા તેનુ કંઇએ પણ રચનાત્મક

સ્થાથી કાર્ય દેખાતું નથી, હમણા ખબર મળી છે કે 'જૈનસાહિત્ય પ્રદર્શન વીર સ. ૨૪૫૭ પ્રશસ્તિ સંગ્રહ' એ મથાળાથી કેટલાક ગ્રથોની પ્રશસ્તિઓનો સંગ્રહ વિદ્યારસિક મુનિશ્રી ચતુરવિજયજીના સંશોધકપણા નીચે આસ્તે આસ્તે છપાય છે. બહાર પડે ત્યારે ખરો. આ છતા પણ તે માટે અને સાહિત્યપ્રદર્શન ગોઠવી જનતાને દર્શન કરાવવા માટે લીધેલ શ્રમ ખાતર દેશવિરતિ સમાજને કંઇક અભિનંદન ઘટે છે.

૨૯. સાર્વજનિક ભંડાર અને પ્રદર્શન ઉપરાત વિદ્વાનો ઉત્પન્ન કરવાના ધામોની-**વિહાર** કે **આશ્રમો**ની બહુ જરૂર છે, પણ તેમા ઘણી મુશ્કેલી છે. એ માટે ધન, વિદ્વત્તા અને જીવનસમર્પણ હોય તોજ એવા ધામ ઉભા થઈ નભી શકે આ વિશે એક સુદર બનાવ **ગાંધીજી**એ મ્હૈસૂરની મુલાકાત ૧૯૨૭ના અગસ્ટમા લીધી ત્યારે બન્યો તે લક્ષમા રાખવા યોગ્ય છે. 'મ્હૈસૂરનુ પુરાતત્ત્વ ખાતુ એક આશ્ચર્યકારક વસ્તુ છે. ત્રીસ વર્ષો થયા એ કામ કરે છે. એ ખાના દ્વારા મ્હૈસૂરના પુરાતત્ત્વના તમામ સાધનોની શોધખોળ થઇ છે. શિલાલેખોનુ વર્ગીકરણ થયુ છે અને હજી વધારે ને વધારે પ્રકાશ પડયો જાય છે. એ ખાતાનુ એક 'પુરાતત્ત્વમંદિર' છે. મંદિરની બહાર દિવાલમા પ્રાચીન મૂર્ત્તિઓના દર્શન કરીનેજ માણસ જાણે છે કે કયા મંન્દિરમા તે પ્રવેશ કરી રહ્યો છે. એના પુસ્તકાલયમા ૧૧,૦૦૦ હસ્તલેખો છે. આજે એના મુખી ડા. **શામશાસ્ત્રી** છે. આ હસ્તલિખિત પ્રતોમાથી કૌટિલ્યનુ 'અર્થશાસ્ત્ર' એમણે ખોળ્યુ, અને એની શુદ્ધ પ્રત અને ભાષાતર એમણે બહાર પાડયા ડાકટરનો ઇતિહાસ જાણવા જેવો છે. જેમ પડિત ધર્માનંદ કોસબીએ પાલીનો અભ્યાસ કર્યા પછી જ મોટી ઉમરે અગ્રેજીનો અભ્યાસ કર્યો તેમ બાવાગેક વર્ષો સસ્કૃતનો ગભીર અભ્યાસ કર્યા પછીજ ડા. **શામશાસ્ત્રી** અંગ્રેજી ભણ્યા બંને પડિતોને પોતાના અભ્યાસના ફળ વિશાળ વાચકવર્ગને આપવાને અર્થે અંગ્રેજી જાણવાની જરૂર લાગી ત્યારેજ તેઓ અગ્રેજી શીખ્યા.

(હાલ પં. સુખલાલજીએ અંગ્રેજીનો અભ્યાસ ક્યારનો શરૂ કર્યો છે.) ડાક્ટર સાહ્ય, ભલા, અભ્યાસમાં ખૂંચેલા પંડિત છે પોતાનું પ્રસિદ્ધ પુસ્તક તથા પોતાના પરિશ્રમના ફળ વર્ણવતો પોતાના ખાતાનો ફળદાર હેવાલ લઇને તેઓ ગાંધીજીને ચરણે પડ્યા કેટલોક સંવાદ કર્યો. મુખ્ય પ્રશ્ન એ હતો કે 'અશોકને ઉપગુપ્ત પુષ્યમિત્રને પતંજલિ, કુમારપાળને હેમચંદ્ર, વિજયનગરના રાજાને વિદ્યારણ્ય જેવા વ્યવહારનિષ્ણાત સાધુઓ મળ્યા હતા. એવા સાધુઓ ઉત્પન્ન થાય તો આપણી સ્થિતિ ફરી જાય. આ માર્ગ મઠો સ્થાપવાથીજ મોકળો થઇ શકે. આપ એવા મઠોની સ્થાપના ન કરી શકો?' તેના ઉત્તરમાં ગાંધીજીએ પોતાની અશક્તિ અને તેમાં રહેલી મુશ્કેલીઓ જે શબ્દોમાં જણાવી તે માટે નવજીવન તા. ૧૪-૮-૨૭ નું વાંચવા વાચકોને ભલામણ છે.

૩૦ આવા વિહારો સ્થાપવા એ મધુર સ્વપ્ન ગણાશે, પણ તે અગર તેના જેવું કંઇક ફલિત કરવું યોગ્ય છે અમદાવાદમાં પુરાતત્વ મંદિર થવાથી ત્યાં શ્રી જિનવિજય, પં સુખલાલ અને બહેચરદાસ, ધર્માનન્દ કોસંબી, રસિકલાલ, કાલેલકર કાકા આદિ વિદ્વાનોની મંડળી જામી હતી, અને 'પુરાતત્વ' નામનું ત્રિમાસિક નિકળતું હતું, દિલ્હીમાં 'સમન્તભદ્રાશ્રમ' ખોલાવી તેના આશ્રય તળે 'અનેકાન્ત' માસિક કાઢનાર પં. જુગલકિશોર મુખત્યારનો પ્રયત્ન પણ થઈ શમી ગયો. આ પ્રયત્નોના ફળ તરીકે અનેક પુસ્તકો, લેખો વગેરે પ્રાપ્ત થયેલ છે પરંતુ એ પાછળ સરકારી ધનિકોના ધનનું પીઠબળ સારા પ્રમાણમાં નહિ હોવાથી તે ચિરંજીવી થયા નહિ, એ ખેદનો વિષય છે. જો મઠ-વિહાર જેવું બની શકે તેવું ન હોય તો જ્યાં વિદ્વાનો એકઠા મળી શકે અને પોતાનું કાર્ય ધપાવવા માટે પુસ્તકસંગ્રહ આદિ સાધનો તથા યોગ્ય આજીવિકા મેળવી શકે એવા ધામો રાજ્ય અગર સરકારી ધનિકો ધારે તો સ્થાપી નિભાવી શકે.

૩૧. શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકારનો જૈનસાહિત્ય

પ્રત્યેનો પરમાદર જાણીતો છે. તેમણે પાટણના જૈનભંડારોની સદ્‌ગત સાક્ષરશ્રી મણિલાલ નભુભાઇ દ્વિવેદી પાસે પ્રથમ ફેરિસ્ત કરાવી પ્રકટ કરી હતી પરંતુ ભૂલમા તેની થોડી નકલો છપાઈ-ત્યારપછી સદ્‌ગત સાક્ષરશ્રી ચીમનલાલ દલાલ પાસે તે પાટણના ભંડારો અને જેસલમેરના જૈનભંડારના સૂચીપત્રો તૈયાર કરાવ્યા તે પૈકી પ્રથમનું છપાય છે તે બીજું છપાઈ ગયેલ છે. પાટણના ભંડારમાથી દ્વયાશ્રય, યોગબિંદુ, અનેકાંતપ્રવેશ, વિક્રમાર્ક પ્રબંધ-સિંહાસન દ્વાત્રિંશિકા, કુમારપાલપ્રબંધ આદિના ગૂજરાતી ભાષાતર ઉક્ત સદ્‌ગત મણિલાલ નભુભાઈ પાસે તૈયાર કરી મહારાજા સાહેબે પ્રકટ કરાવ્યા, હમણા વડોદરામા 'પૌર્વાત્ય ગાયકવાડ ગ્રંથમાલા' રૂપે ઉપયોગી પ્રાચીન પુસ્તકોના વિદ્વાનો પાસે સંશોધન કરાવી પ્રકાશન કરવા માંડયા છે તેમા જૈન પુસ્તકોનો સમાવેશ કરવામા આવ્યો છે-તેના ૧૨ ગ્રંથો પ્રસિદ્ધ થયા છે, ૩૦ છપાય છે અને બીજા તૈયાર થાય છે. તદુપરાંત 'ઓરિયન્ટલ ઇન્સ્ટિટયૂટ' સ્થાપી સંસ્કૃત પ્રાકૃત માગધી વગેરે ભાષાના અપ્રસિદ્ધ ગ્રંથોની લગભગ પંદર હજાર હસ્તલિખિત પ્રતો મેળવી એક ખાસ સંગ્રહ કરવામા આવ્યો છે અને 'સેંટ્રલ લાયબ્રેરી' નામના મહાપુસ્તકાલયમા એક લાખ ઉપરાંત પુસ્તકો રાખવામા આવ્યા છે રાજદફતરની ભાષા પોતાની મુખ્ય વસ્તીની ભાષા ગૂજરાતી રાખી છે, ગૂજરાતી પ્રાચીન કાવ્યમાળામા ૩૬ ગ્રંથો અગાઉ પ્રસિદ્ધ કરાવ્યા કે જેમા એક જૈન કવિ નેમવિજયનો શીલવતી રાસ દાખલ થયેલો છે. રાજ્યમા પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત કરી છે, અને આખા રાજ્યમા ૪૫ કસ્બા પુસ્તકાલયો, ૮૦૦ ગ્રામ્યપુસ્તકાલયો ૧૨ ખાસ સ્ત્રી અને બાળકો માટેના પુસ્તકાલયો અને ૧૬૦ વાચનગૃહો તેમજ ફરતી ચોપડીઓની પેટીઓની વ્યવસ્થા લોકોમા વાચનનો શોખ અને વિદ્યાવિકાસ વધે એ માટે કરી છે આ સર્વ માટે તે શ્રીમંતનો ભારે ઉપકાર પ્રજાએ માનવો જોઇએ.

૩૨. પૂર્વે વિદ્યાપોષક રાજવીઓ તરફથી વિદ્વાનોને રાજ્યાશ્રય મળતો. જેવો રાજા તેવી પ્રજા, જેવી પ્રજા તેવો રાજા એમ અન્યોન્યાશ્રયી હતુ. જેવી પ્રજા તેવુ સાહિત્ય ઘડાતુ, જેવુ સાહિત્ય તેવુ પ્રજાજીવન થતુ, છતા રાજકારણ (politics) ધર્મ, સાહિત્ય, વિજ્ઞાન, વ્યાપાર વગેરેના સર્વ પ્રદેશો પર સત્તા કે અંકુશ ભોગવતું નહોતુ.

મનુષ્યના માનસ પાસે સામાન્ય રીતે ખડા થતા પ્રશ્નોનો અમુક નિર્દિષ્ટ રીતે તોડ કરવામા વિશાલ જનસમૂહના માનસના પ્રત્યાઘાતોનો અભ્યાસ રાજકારણ કરાવે છે, તેથી રાજકારણનો સબંધ માનસશાસ્ત્રને લગતા માનવનાના દરેક પ્રદેશ સાથે થોડો કે વધુ છે, તેથી રાજકારણની દૃષ્ટિએ કોઇપણ રાષ્ટ્ર-પ્રશ્નનો ઉકેલ કરવામા રાષ્ટ્રના સાહિત્ય, કલા, વિજ્ઞાન વગેરે સર્વ પ્રદેશો પર લક્ષ અપાવુંજ જોઇશે. તેમા જે જે વસ્તુ પ્રાચીન વિચારો, કળા ઇત્યાદિનો મહિમા સિદ્ધ કરે અને તેને વિષેનો આપણો આદર વધારે તે તે વસ્તુ આપણને સ્વરાજ્યને પંથે લઈ જનારી છે એ વિષે શંકાને સ્થાન ન હોય.

૩૩. સામાન્ય રીતે ઇતિહાસ ભૂતકાલના રાજકારણ (Politics) તરીકે લેખાય છે અને તેથી રાજકર્ત્તાઓના જીવન, રાજનીતિ, કાવાદાવા પ્રપચો, વગેરેના વૃત્તાતને ઇતિહાસ કહેવામા આવે છે. તત્ત્વતઃ જોતા ઇતિહાસ તે ભૂતકાલનુ માત્ર રાજકારણ નથી, તે તો દાખલા ને પ્રત્યક્ષ ઉદાહરણોથી બોધ કરતી ફિલસુફી છે. આપણા પ્રાચીન મહાન્ પુરૂષો પોકારી પોકારી ખાત્રી આપે છે કે આપણે પણ મહાન્ થઈ શકીએ-બની શકીએ પૂર્વના મહાન્ વીરોમા મહત્તા નિરખવી એ પ્રજાકીય પ્રજ્ઞા (national wisdom) નો પ્રાથમિક પ્રારભ છે. એમ પણ બને કે પોતાની વસ્તુઓ-વ્યક્તિઓ પ્રત્યેના અભિનિવેશ (prejudice) થી આપણને કોઇ વખત તે માટેની દાઝ-ઉત્કટ પ્રીતિ (patriotism of prejudice) અવશ્ય થઈ આવે, પણ તેવી પૂર્વગ્રહવાળી પ્રીતિ કરતા સાચા અભિમાનથી

પ્રેરાઇ ઉત્પન્ન થયેલી ઉત્કટ પ્રીતિ (Patriotism of pride) વધારે ઉચ્ચ ને ઉદાત્ત છે. મહાન્ નરોને સન્માનતા આપણે આપણી સમસ્ત માનવતા (humanity)ને સન્માનીએ છીએ ' આપણા મહાન્ નરોને સન્માનતા આપણે આપણા દેશને સન્માનીએ છીએ આ કારણે સારાસાર વિચારપૂર્વક પ્રેમથી ભૂતકાળને એક ખજાના રૂપે સાચવી રાખવાનો આરભ કરવો એ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી પ્રજાકીય અસ્મિતા (consciousness) નુ ચિન્હ છે. એ આપણી પાસે હોય તો પછી ભવિષ્યની ચિંતા કે ભીતિ રાખવાપણુ રહેતુ નથી. છતા જૂનાને તદ્દન વળગી રહી તેમા લેશ માત્ર પણ પરિવર્તન કરવાપણુ રહેતુ નથી એમ સમજવાનુ નથી. એમ સમજવુ એ વિકાસવાદનુ ઉલ્લંઘન છે '

૩૪ આ ઇતિહાસમા શ્વેતામ્બર જૈનો કે જેમણે મુખ્યત્વે પશ્ચિમ ભારતમા—ગૂજરાત કાઠિયાવાડ રજપૂતાના માલવા વગેરેમા પોતાનો પ્રભાવ વિસ્તાર્યો છે તેમના રચેલા સાહિત્યનો ઇતિહાસ છે, એટલે તેને '**જૈન શ્વેતામ્બર સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ**' કહીએ તો ચાલે, પણ પ્રમાણસર ટુંકું નામ રાખવા ખાતર 'શ્વેતામ્બર' એ શબ્દ મેં મૂકયો નથી. શ્રી મહાવીર પ્રભુના જન્મસ્થાન–ઉત્તર ભારતમાથી જૈન ધર્મ મથુરા આદિ સ્થળોમા પ્રસરી એક ધારા પશ્ચિમ ભારતમા ગઈ તે શ્વેતામ્બર, અને બીજી ધારા દક્ષિણમા ગઈ તે દિગંબર–એમ સામાન્યત કહેવાય છે. દિગંબર સાહિત્ય પણ વિશાલ છે, દિગંબરોમા અનેક મહાન્ આચાર્યો અને ધર્મોપદેશકો થયા છે, અને તેમના પ્રતાપે દક્ષિણમા અનેક જૈન રાજાઓ, મંત્રીઓ, અસંખ્ય મંદિરો અને તેથી વિશેષ જૈન ધર્માનુયાયીઓ થયા છે. વિક્રમ બારમા શતક સુધી તો તેમણે આખા દક્ષિણ ભારતને એક લાકડીએ હાકેલ છે. તે સર્વ ઇતિહાસ મનોરમ્ય, વિસ્મયકારક અને વ્યાપક છે તે સંબધી રા. શર્માએ Jainism in South India પર એક નિબધ અનેક પ્રકરણોવાળો

લખી પહેલા વર્ગમા M A. ની પદવી મુબાઈ યુનિવર્સિટી પાસેથી સં. ૧૯૮૪ મા મેળવી છે, કે જેમાથી નવ પ્રકરણોનો ટુક સાર ગૂજરાતીમા કરી મે જૈનયુગના માહથી ચૈત્ર ૧૯૮૫ ના અંકમા આપ્યો છે. આ દિગબરી સાહિત્યનો ઇતિહાસ ગૂજરાતીમા લખવા માટે મે પ્રયત્ન કરી જોયો, પણ પછી મને લાગ્યુ કે કોઈ દિગંબર વિદ્વાન મહાશગજ તેને સપૂર્ણ ન્યાય આપી શકે—અને તેવા મહાશય મારા મિત્ર શ્રી નાથુરામ પ્રેમી અગર તો શ્રી જીગલકિશોર મુખ્તયાર છે કે જેસણે જૂદા જૂદા દિગબર સાહિત્યભડારો અને પુસ્તકો જોઈ તપાસી ગ્રથ પ્રશસ્તિઓ આદિ નોધી શિલાલેખોમા સાપડતા ઇતિહાસપર પ્રકાશ ફેકતા ભાગોને તેમજ બીજી ઐતિહાસિક સામગ્રીને સગ્રહી લીધેલ છે, અને જેઓ આખા દિગબર સાહિત્યને સાલવાર—સમયાનુક્રમમા સુદર રીતે અને વળી તે પરના પોતાના ઊહાપોહ અને વિવેચન સહિત લખી પ્રજા સમક્ષ મૂકવામા આવશ્યક ઉત્કંઠા અને વિદ્વત્તા, સાધન અને સમય ધરાવે છે, તેઓ તે કાર્ય ઉપાડી લેશે એમ ઇચ્છીશુ. તે કાર્ય સત્વર થઇ જાય તો દિગંબરોએ પ્રાકૃત, સસ્કૃત, અપભ્રંશ, હિંદી ઉપરાન તામિલ અને કર્ણાટકી ભાષાનુ સાહિત્ય ખેડવામા જે મહાન્ ફાળો આપ્યો છે તે જણાય. એમ થતા જૈનના બંને સંપ્રદાયોનુ સાહિત્ય જનતા સમક્ષ મૂકાતા એક બીજાની સરખામણીમા કોણે કઇ રીતે એક બીજાથી વધારે સેવા બજાવી છે તે માલૂમ પડશે અને તે સમસ્ત જૈન સાહિત્યનુ મૂલ્ય અને સ્થાન આર્યસસ્કૃતિમા શું છે તે સ્પષ્ટ જણાઈ આવશે.

૩૫. દિગબર તથા શ્વેતામ્બર જૈનોનુ કેટલુક સાહિત્ય પ્રકટ થયુ છે અને તેથી અનેકગણુ અપ્રસિદ્ધ છે, અને આ ઇતિહાસથી શ્વે૦ અપ્રસિદ્ધ સાહિત્યનો ખ્યાલ આવશે અને જૈન ધર્મ અને સાહિત્ય સંબધી જે ભ્રામક—ભ્રમણામય વિચારો તેના સબંધી અજાણપણાને લીધે—પૂર્વગ્રહના પરિણામે યત્ર તત્ર વિદ્યમાન છે, તે વિચારવાન સમૂહમાથી જરૂર દૂર થશે વિશેષમા આથી એ વાત તો ચોક્કસ નક્કી થાય

છે કે જેમ બ્રાહ્મણ સંપ્રદાયે સાહિત્યસર્જનમા અપૂર્વ ફાળો આપ્યો છે, તેજ રીતે શ્રમણ સંપ્રદાયે પણ પોતાની રીતિએ યથાશક્તિ અને યથામતિ સારો ફાળો આપ્યો છે. આ ભાવના લક્ષમા આવતા બને વૈદિક અને અવૈદિક સપ્રદાયો એક બીજાને ઉવેખી શકે તેમ નથી, પરંતુ અન્યોન્ય સહકાર સાધી ભારતના ગૌરવમા બંને વધારો કરી શકે તેમ છે. ગાંધીજી કહે છે કે 'જૈન શુ કે બીજા ધર્મના મહાન સિદ્ધાતો માત્ર તે તે નામે ઓળખાતા સમાજ માટે નથી પણ આખા મનુષ્યજાતિ માટે ઉદ્બોધક અને તારક છે.'

૯૬. પટણામા ૧૭-૧૨-૩૦ રોજ ભરાયેલ 'અખિલ હિંદ પૌર્વાત્ય પરિષદ્'ના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમા રાય બહાદુર હીરાલાલજી જૈન સાહિત્ય સબંધે કથે છે કે —

Some how or other, their (Jainas') literature did not catch the attention of scholars. This may be due to the reticence of the old Jainas who did not like to show their 'granthas' to others and were till recently very much opposed to print and publish them Anyhow it is now well known, as it was to a few scholars formerly, that the Jaina literature is very voluminous and important from several points of views Written as it is in Prakrit, the spoken language of the ordinary people in ancient days, it opens out a most extensive field for a philologist. It has come in contract with almost all the Indian languages Even the Dravidian languages have been influenced by it'

—ગમે તે કારણે, તેઓના (જૈનોના) વાઙ્મય પ્રત્યે વિદ્વાનોનુ ધ્યાન ખેચાયુ નહિ. આમ બનવુ તે જૂના જૈનો કે જેઓ પોતાના 'ગ્રન્થો' બીજાને બતાવવા ઇચ્છતા નહિ અને હાલ સુધી તેમને છપાવી પ્રકટ કરવાના ઘણા વિરોધી હતા તેમની ઉપેક્ષા વૃત્તિને લઇને હોય. ગમે તેમ પણ થોડા પડિતોને પહેલા વિદિત હતુ તે

હાલ સર્વને વિદિત થયેલ છે કે જૈન વાઙ્મય અતિ વિશાળ છે અને અનેક દૃષ્ટિબિંદુઓથી ઉપયોગી છે. પ્રાચીન કાલમા સામાન્ય જનોની બોલાતી ભાષા પ્રાકૃતમા તે લખાયેલુ છે તેથી તે ભાષાશાસ્ત્રી માટે એક અત્યત વિસ્તૃત ક્ષેત્ર ખુલ્લુ કરી આપે છે તે ભારતની લગભગ બધી ભાષાઓના સપર્કમા આવેલુ છે. દ્રાવીડ ભાષાઓ પર પણ તેની (એટલે દિગંબર જૈન સાહિત્યની) અસર થયેલી '.

૩૭. શ્વેતામ્બર જૈન સાહિત્યના આ ઇતિહાસમા તે સાહિત્યનો ઇતિહાસ આપવામા અગ્રગણ્ય ગ્રથકારોના જીવનવૃત્તાત ઉપરાત પ્રતિષ્ઠિત જૈનોનો પણ ટુક ઇતિહાસ આવી જાય છે તેના કારણમા (૧) મૂળ ઉત્પત્તિ જે નિબધથી થઇ તેનો વિષય 'જૈનો અને તેમનું સાહિત્ય' એ હતો, તેથી તેમા જૈનોના સબધી આનુષગિક લખાયુજ હતુ અને તે આમા વિસ્તાર પામ્યુ, (૨) જૈન સાહિત્ય એ નામજ બે અર્થમા વાપરી શકાય-એક તો જૈન ધર્મના સિદ્ધાતો સમજાવતુ સાહિત્ય, અને બીજુ જૈન ધર્મના અનુયાયીઓએ રચેલુ સાહિત્ય. આમાનુ પહેલા પ્રકારનુ પણ બીજા પ્રકારનુ એટલે જૈન ધર્મના અનુયાયીઓથીજ રચેલુ હોય છે, પણ બીજા પ્રકારનુ તે પહેલા પ્રકારનુ હોયજ એવો નિયમ નથી. દા. ત જૈનાચાર્ય શ્રી હેમચદ્ર કૃત સિદ્ધ હૈમ વ્યાકરણ એ ભાષાઓનુ વ્યાકરણ હોઈ સર્વને-જૈન કે જૈનેતરને સામાન્ય છે. છતા સિદ્ધ હૈમ વ્યાકરણની ગણના તેના રચનાર જૈન હોવાને લીધે જૈન સાહિત્યમા થઈ છે. (૩) 'न हि धर्मो धार्मिकै विना'-દરેક ધર્મનો આધાર તેના અનુયાયીઓ પર છે. જે ધર્મના માનનારા વિદ્યમાન છે તે ધર્મ જીવિત ધર્મ છે, જે ધર્મના અનુયાયી નથી તે ધર્મ મૃત ધર્મ છે, તેજ પ્રમાણે દરેક ધર્મના સાહિત્યનુ સૃજન, રક્ષણ, પોષણ તે ધર્મના અનુયાયીઓ તરફથીજ થાય છે, અને જૈન સાહિત્યના સૃજન કરનારા સાધુઓ અને રક્ષણ કરનારા શ્રાવકો બને તે સાહિત્યના ઉપકારી છે.

૩૮ સાહિત્યસર્જકો પ્રધાનપણે શ્વેતામ્બર સૂરિઓ-આચાર્યો,

મુનિઓ છે, શ્રી મહાવીરના પ્રવચન-આગમ સાહિત્યની 'પંચાગી' છે, તેમા મૂલ આગમ પર નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ-અવચૂર્ણિ, ટીકા -વૃત્તિ વગેરે ઉત્પન્ન કરવા ઉપરાત તે આગમને અનુલક્ષીને ધાર્મિક ગ્રંથો તેમજ અને અનેક સાહિત્યપ્રદેશોમા વિહરી તે તે વિષયની-કાવ્ય, મહાકાવ્ય, નાટક, કથા-કાદંબરી, વ્યાકરણ, છંદ, કોશ, જ્યોતિષ, ન્યાય-તર્ક આદિ વિષયની કૃતિઓ રચનાર તરીકે સસાર ત્યાગ કરી શ્રમણદીક્ષા લઇ ધર્મોપદેશક તરીકે સ્થાને સ્થાને વિહરનાર આચાર્યો અને તેની શિષ્યપરંપરાનો ઉપકાર મુખ્યપણે છે કે જે કદિ ભૂલી શકાય તેમ નથી. દીક્ષા એ પરાક્રમ છે અને તેની પાછળ પૂર્વ જન્મના મહાસસ્કાર અથવા તો આ જન્મમા મેળવેલુ અનુભવ જ્ઞાન હોય છે, તેતો આત્મસમર્પણ છે અને આત્મસમર્પણ બાહ્યાડંબરથી નથી થતું, એ માનસિક વસ્તુ છે, અને તેને અગે કેટલાક બાહ્યાચાર આવશ્યક થઇ પડે છે પણ તે જ્યારે આતર શુદ્ધિનુ અને આતર ત્યાગનુ ખરૂ ચિહ્ન હોય ત્યારેજ શોભી શકે;-એ દીક્ષાના રહસ્યને પામેલા સૂરિવરો લોકકલ્યાણ અર્થે જે બોધ આપી ગયા, ગ્રંથો લખી ભવિષ્યની પ્રજા માટે મૂકી ગયા તેમને આપણા વંદન છે. શ્રી મહાવીરના પ્રવચનને યોગ્ય-આચાર્યના જે ગુણો ગણાવ્યા છે તેમા તે દેશકાલભાવને જાણનાર, નાનાવિધ દેશભાષાઓનો જ્ઞાતા અને સ્વધર્મ અને પરધર્મના શાસ્ત્રોનો પારગામી હોવો જોઇએ એ વાત ખાસ લક્ષ ખેંચે છે. તેની ગાથાઓ નીચે પ્રમાણે છે —

" देस कुलजाइरूवी संघयणी धिइजुओ अणासंसी ।
अविकत्थणो अमाई थिरपरिवाडी गहियवक्को ॥१॥
जियपरिसो जियनिद्दो मज्झत्थो देसकालभावन्नू ।
आसन्नलद्धपइभो णाणाविहदेसभासण्णू ॥२॥
पंचविहे आयारे जुत्तो सुत्तत्थतदुभयविहिन्नू ।
आहरणहेउकारणणयणिउणो गाहणाकुसलो ॥३॥
ससमयपरसमयविऊ गंभीरो दित्तिमं सिवो सोमो ।
गुणसयकलिओ जुत्तो पवयणसारं परिकहेउं " ॥४॥

—(સારા) દેશ, કુલ, જાતિ અને રૂપવાળો, (મજબૂત) સંહનન (શરીરના બંધારણ)વાળો, ધૃતિયુક્ત, અનાશંસી (શ્રોતા પાસેથી કોઇ ચીજની આકાંક્ષા ન રાખનાર), અવિકત્થન (વિકથા ન કહેનાર-હિતમિતભાષી), અમાયી-નિષ્કપટી, સ્થિરપરિપાટીવાળો એટલે પરિચિત ગ્રંથના સૂત્રને યથાવત્ કહેનાર-કોઇપણ અંશને કે શબ્દને ગાળી કે ઉડાડી ન નાખી તેને અખંડ સાચવી રાખનાર, ગ્રાહ્યવાક્ય એટલે સર્વત્ર અસ્ખલિત જ્ઞાનવાળો હોય. ૧

પર્ષદ્-સભાને જીતનારો-સભાક્ષોભ ન પામનાર, જીતનિદ્ર-અપ્રમત્ત, મધ્યસ્થ, **દેશકાલભાવને જાણનાર**, આસન્નલબ્ધપ્રતિભ એટલે જેણે પ્રતિભા લગભગ મેળવી લીધી હોય એવો, અને **નાનાવિધ દેશ ભાષાઓનો જ્ઞાતા** હોય. ૨

(જ્ઞાનાદિ) પાંચ આચારથી યુક્ત, સૂત્ર-અર્થ-તથા તે બંનેની વિધિને જાણનાર, ઉદાહરણ હેતુ કારણ નયમાં નિપુણ અને ગ્રાહણા-કુશલ એટલે કોઇપણ વિષયનું ગ્રહણ કરવામાં કુશલ હોય ૩

**સ્વ સમય અને પર સમય (શાસ્ત્ર)નો વેત્તા**, ગંભીર, દીપ્તિમાન, શિવ-કલ્યાણ હેતુ રાખનાર, સૌમ્ય, ગુણશતવાળો-અનેક-ગુણસંપન્ન એવો પ્રવચનનો સાર કહેવાને યોગ્ય છે ૪

[ જુઓ હરિભદ્રસૂરિ કૃત દશવૈકાલિક પર ટીકા પૃ ૫ દે. લા. અને **શીલાંકસૂરિ** કૃત **આચારાંગ** ટીકા પૃ ૧ આ. સમિતિ ]

૩૯ આ મુનિઓના માતાપિતા સમાન શ્રાવક-શ્રાવિકાઓએ તેમનું પોષણ અને પાલન પૂજ્ય બુદ્ધિથી કરી તેમનો ઉપદેશ સાંભળ્યો છે ને પાળ્યો છે. તે ઉપદેશના પરિણામે ગૂજરાતના જૈન ગૃહસ્થોએ અગણિત દ્રવ્યનો ખર્ચ કરી જિનમંદિરો, ઉપાશ્રયો, પૌષધ શાળાઓ, જ્ઞાનભંડારો સ્થાપ્યા છે અને સાહિત્યના સર્વ ઉપકરણો પૂરાં પાડયાં છે. આના પરિણામે અસંખ્ય હસ્તપ્રતો-તાડપત્રો પર અને કાગળ પર લખાયલી હજુસુધી આપણને સાંપડે છે, અને શિલ્પ કલાના ભવ્ય નમુના રૂપે અનેક જિનાલયો હાલ વિદ્યમાન છે. આ

શ્રાવકો પૈકી કેટલાક મંત્રીઓ, સેનાપતિઓ, રાજદ્વારી પુરૂષો, સાહસિક વ્યાપારીઓ, સખીશ્રીસંતો થયા છે; જ્યારે ગ્રંથકારો,-કવિઓ બહુજ થોડા શ્રાવકો થયેલા જણાયા છે.

૪૦ પંડિત સુખલાલજી વાઙ્મયનો એક ભાગ-'દાર્શનિક સાહિત્ય' લઇ તેમા ગૂજરાતે આપેલા ફાળા સંબંધમા જણાવે છે કેઃ—

'ભારતની જ્ઞાનસમૃદ્ધિ બહુ જુના વખતથી જાણીતી છે અને અપાર છે. તે અનેક જાતની છે. એ જ્ઞાનસમૃદ્ધિની અનેક શાખાઓમા એકજ શાખા આ વિદ્યાના અભ્યુદયકાળમા હજુ પણ એવી રહી છે કે જેની બાબતમા પશ્ચિમીય વિચારકોની દૃષ્ટિ પણ ભારત તરફ વળે છે. એ શાખા તે દાર્શનિક વિદ્યાની શાખા. ભારતીય દર્શનવિદ્યાની ત્રણ પ્રધાન શાખાઓમા વૈદિક શાખા લઈએ અને તેના પહેલેથી ઠેઠ સુધીના સાહિત્યની રચનાના પ્રદેશો તરફ નજર કેફીએ તો આપણને જણાશે કે વૈદિક દર્શનસાહિત્યની રચનામા ગૂજરાતનો ફાળો પહેલેથી આજ સુધી નથીજ વેદો, ઉપનિષદો, સૂત્રો, ભાષ્યો, ટીકાઓ અને પ્રકરણગ્રંથો કે ફોડપત્રો એ બધાની રચનામા પંજાબ, બ્રહ્માવર્ત, કાશી, મિથિલા, દક્ષિણ, બંગાળ અને કાશ્મીર જનપદ વગેરેનો હિસ્સો છે, પણ એકાદ સંદિગ્ધ અપવાદને બાદ કરીએ તો તે રચનાઓમા ગૂજરાતનો ફાળો નજરે નથીજ પડતો. બૌદ્ધ પિટકોનો ઉદ્ભવ તો મગધમા થયો, એનું સંસ્કૃત સંસ્કરણ અને પછીનું દાર્શનિક સાહિત્ય હિંદુસ્તાનના બધા ભાગોમા જન્મ્યુ. ગૂજરાતમા જન્મેલું બૌદ્ધ સાહિત્ય કયુ અને કેટલુ છે એનો સ્પષ્ટ નિર્ણય કરવો અત્યારે કઠણ છે છતા એમા જરાયે શંકા નથી કે સાતમા સૈકા પહેલાં અને ત્યા સુધીના જે મોટા મોટા બૌદ્ધ મઠોમા ગુણમતિ, સ્થિરમતિ જેવા અસાધારણ વિદ્વાન ભિક્ષુકો રહેતા અને ભણાવતા ત્યાં બૌદ્ધ સાહિત્ય અવશ્ય રચાયુ હતું. બોધિચર્યાવતાર જેવા વિશિષ્ટ ગ્રંથની રચના કાઠિઆવાડમા જ થયાનું કલ્પાય છે.

૪૧ 'આવી સ્થિતિ છતા ગૂજરાતને શરમાવા કે સંકોચાવા જેવુ કશુજ નથી. તેનુ કારણ એ છે કે તેણે જૈન દાર્શનિક સાહિત્ય-ની રચનામા મોટામા મોટો ફાળો આપ્યો છે આપણે જાણીએ છીએ કે મૂળમા તો જૈન દર્શનનું સાહિત્ય બૌદ્ધ દર્શનના સાહિત્યની પેઠે મગધમા જ જન્મ પામેલુ પણ પછીના કાળમા તેની રચના દક્ષિણ અને ઉત્તર હિંદુસ્તાનમા થતી ગઇ અને છેલ્લા પદરસો વર્ષનો ઇતિ-હાસ તો સ્પષ્ટ કહે છે કે જૈન દર્શનના પ્રધાનતમ સાહિત્યની રચના, તેની પુરવણી અને તેનો વિકાસ એ બધુ ગૂજરાતમા જ થયુ છે. ગૂજરાતે માત્ર જૈનદર્શનના સાહિત્યને જન્માવી કે વિકસાવીને જ સંતોષ નથી માન્યો પણ એણે તો પોતાના ખોળામા જુદા જુદા પ્રાન્તમા જન્મેલા અને ઉછરેલા કિમતી સાહિત્યને બહુ કાળજીથી સગાળી રાખ્યુ છે અને તેથી જ કેટલાયે અપૂર્વ અને દુર્લભ ગ્રન્થો એક માત્ર ગૂજરાતના ખૂણે ખાચેથી જ અત્યારે પણ જડી આવે છે." (પ્રસ્થાન, મહા ૧૯૮૫ પૃ ૨૧૭-૮)

૪૨. ગૂજરાતની આ ગૌરવગાથા તે શ્વેતાંબર જૈનોની ગૌરવગાથા. તેમણે તે ગૌરવનુ કાર્ય કર્યુ છે. વિશેષમા શ્વેતામ્બરોનો ઇતિહાસ તે ઉત્તર પશ્ચિમ ભારતનો ઇતિહાસ. એથી આ ઇતિહાસમા ગૂજરાતનો પ્રાચીન ઈતિહાસ પણ આવી જાય છે. સં. ૧૯૮૧ના આશ્વિનના 'જૈનયુગ' માસિકમા પૃ ૬૭ પર તંત્રી તરીકે મેં જણાવ્યુ હતુ કે ગૂજરાતનો પ્રાચીન ઈતિહાસ એટલે ટુકામા કહીએ તો ગૂજરાતમા જૈનોનો ઇતિહાસ શ્રી વન-રાજ ચાવડો કે જેને ઉછેરનાર જૈન સાધુ, રાજ્યતિલક કરનાર જૈન શ્રાવિકા અને જેના રાજમત્રી પણ જૈન શ્રાવક હતા તેના રાજ્યથી તે કરણઘેલાના રાજ્ય સુધીમા મત્રી પદે પરપરાથી જૈનોજ હતા કે જેઓએ મત્રી-અમાત્ય તરીકે, દંડનાયક-સેનાપતિ તરીકે અને કોષાધ્યક્ષ તરીકે ઉજ્વળ કારકીર્દિ બતાવી રાજ્ય અને પ્રજાના હિતમા તેમજ પોતાના જૈન સઘના પ્રભાવ અને ગૌરવ સાચવવામા

પ્રબળ ફાળો આપ્યો છે ગૂજરાતનો આ કાળનો ઇતિહાસ સંપૂર્ણ-પણે, વિશ્વસનીય પ્રમાણોથી સુંદર અને ઓજસ્વિની ભાષામાં જ્યારે લખાશે ત્યારેજ તેમના કીર્ત્તિગાન યથેષ્ટ કરી શકીશું. તે વખતે આવો ઇતિહાસ લખવાનું બીડું ગૂજરાત પુરાતત્ત્વ મંદિરના આચાર્ય શ્રી જિનવિજયજીએ લીધું હતું તેથી મને તથા ઘણાને આનંદ થયો હતો, કારણકે તેમને પુરાતત્ત્વનો અતિ શોખ છે, પોતાની પાસે પ્રશસ્તિઓ ને શિલાલેખોનો બહોળો સંગ્રહ છે, પુરાતત્ત્વ મંદિરમાં પુસ્તકોનો જબરો જથ્થો છે, તેમને સંસ્કૃત પ્રાકૃત અને ભાષાનું ઉંડું જ્ઞાન છે, ભાષા પર પ્રભુત્વ છે વળી તેમણે તે સંબંધી વિશાલ વાચન કર્યું છે તેમજ નવીન પાશ્ચિમાત્ય શૈલીનો પરિચય મેળવ્યો છે અને પોતે સંશોધન-બુદ્ધિ તેમજ અનેક હકીકતોમાંથી સારભૂત સત્ય હકીકત તારવી લેવાની શક્તિ ધરાવે છે, વગેરે ગૂજરાતના ઈતિહાસને સર્જાવવા માટેના ઉચિત એવા ઘણા ગુણ તેમનામાં છે; અને તેઓ સ્થિરચિત્ત-થી એક સ્થલે દૃઢસંકલ્પપૂર્વક લખવા માંડે એટલું બાકી હતું; પરંતુ તેઓ લગભગ સાતવર્ષ વીતી ગયા છતાં અત્યારસુધીમાં તેનું એક પ્રકરણ પણ લખી પૂરૂં પાડી શક્યા નથી; જ્યારે તેમના જેટલા ગુણો નહિ ધરાવતો એવો હું મારા ધંધાનો વ્યવસાય, કૌટુંબિક તેમજ સામાજિક વ્યવહાર સાચવ્યે-રાખ્યે જતાં ફાજલ પડતા સમયનો લાભ લઈ વિશ્વસનીય અને બને ત્યાં સુધી તે તે કાલના પ્રમાણો મેળવી જુદા જુદા સ્થળે પરિભ્રમણ કરી ત્યાંના મંદિરો, ભંડારો તપાસી શિલાલેખો પ્રશસ્તિ-ઓ, ગ્રંથગત નોંધો વગેરે જે કાંઈ મળ્યું તે મેળવી તે પરથી મારી મર્યાદિત શક્તિ અને મતિ પ્રમાણે ગૂજરાતી ભાષામાં તે ઇતિહાસના એક ભાગ નામે જૈન સાહિત્યના ઇતિહાસને લિપિબદ્ધ કરી શક્યો છું તે જનતા સમક્ષ ધરવામાં આવે છે સાથે સાથે અત્રે નિવેદિત કરવું યોગ્ય છે કે થોડાંક થયાં શ્રીમાન્ જિનવિજયે ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના 'વિશ્વભારતી'—શાન્તિનિકેતનમાં અધ્યાપક તરીકે રહી શ્રી

જૈન શ્વે૦ કૉન્ફરન્સના શત્રુંજય તીર્થ સંબંધીના ખાસ અધિવેશનના પ્રમુખ સાહેબ શ્રી બહાદુરસિંહ સિંઘીથી સ્થાપિત 'સિંઘી જૈન ગ્રંથમાલા'નું કામ વ્યવસ્થિત રીતે અને સંગીનતાપૂર્વક ચાલુ કર્યું છે અને ચાર ગ્રંથો-પ્રબંધ ચિંતામણી, તેને લગતા પુરાતન પ્રબંધોનો સંગ્રહ, વિવિધ તીર્થકલ્પ, અને પુરાતન સમય લિખિત જૈન પુસ્તકપ્રશસ્તિસંગ્રહ તેમના તંત્રીપદ નીચે નિર્ણયસાગર પ્રેસમાં છપાય છે અને બીજા પણ તયાર થાય છે. આ રીતે ગૂજરાતના ઇતિહાસની સામગ્રી મુખ્યપણે તેઓ તયાર કરી ગયા છે, તેમના તરફથી ખાસ અપેક્ષિત વસ્તુ-તે ઇતિહાસનું ચણતર હજુ બાકી છે-દૂર છે. તે સત્વર વિનાવિલંબે તેમની પાસેથી પ્રાપ્ત થાઓ એ હૃદયેચ્છા હું પુનઃ પ્રદર્શિત કરૂં છું.

૪૩. સંસ્કૃત સાહિત્યના ઇતિહાસ મેકડોનલ્લ, કીથ આદિએ અંગ્રેજીમાં લખ્યા છે, પણ તે જોઇ જઇ તેની શૈલી અને રચના અવગાહી તે અનુસાર આ ઇતિહાસમાં કાર્યપદ્ધતિ રાખવાનું મારાથી બની શક્યું નથી. જૈન ગ્રંથોનો મોટો સમૂહ તો હજુ અમુદ્રિત છે અને ભંડારોમાં દાબડામાં પૂરાયેલો છે, માત્ર તેના નામ, ને કર્ત્તાનો ટુંક પરિચય તે સંબંધીની જે પ્રશસ્તિઓ બુહ્લર, કિલ્હોર્ન, પીટર્સન, ભાંડારકર આદિએ સરકાર તરફથી કરેલા પોતાના હસ્તલિખિત પ્રતોના રીપોર્ટોમાં તથા સ્વ. દલાલ પં. લાલચંદ અને પ્રો. વેલણકર આદિના સૂચીપત્રોમાં પ્રકટ થઇ છે તેમાંથી મેળવી શકાયો છે, તેથી તે દરેકના નામ, કર્તા તથા રચના સમય આપવા ઉપરાંત તેની પરીક્ષા-તે સંબંધી ઊહાપોહ-વિવેચન કરવાનું બની શક્યું નથી એટલે કે લેખકની કૃતિઓ પર વિવેચન કરવામાં લક્ષમાં રાખવાની અનેક બાબતો જેવી કે કૃતિઓ પરથી તેના લેખકનું વ્યક્તિત્વ, જે જે અસરો કે પ્રવાહોથી એનું વ્યક્તિત્વ બંધાયું હોય અને એની કૃતિ માટે જે હેતુઓ પ્રાપ્ત થયા હોય તે, તેની સર્વ કૃતિઓમાં રહેલી સર્વવ્યાપક ભાવના, જે જમાનામાં તે જન્મેલ હોય તેને લીધે તથા

આજુબાજુની વિદ્યમાન પરિસ્થિતિઓને લીધે તેનુ ક્ષેત્ર ઘડાયું હોય તે અને તે પરથી તેની કૃતિઓ ઇતિહાસની ઘટનામા જે સ્થાન ભોગવતી હોય તે, લેખકની જે પ્રકારની સાહિત્યની કૃતિ હોય તે પ્રકારની ઉત્તમોત્તમ શિષ્ટ કૃતિઓના ધોરણે તે કૃતિની તુલના, તેમજ લેખક આપણા પર કેવી છાપ પાડે છે અને આપણી નજર સંમુખ કેવું ચિત્ર ખડું કરે છે તે-એમ વિશિષ્ટ, ઐતિહાસિક, શિષ્ટ યા આદર્શ (Classical) અને અંગત દૃષ્ટિબિંદુઓથી જોતા સાંપડતી બાબતો આલેખવી ઘટે તે આલેખી શકાઇ નથી, પ્રકટ થયેલ કૃતિઓ સંબંધી તેવી આવશ્યક બાબતો મૂકવા માટે જરૂરના દીર્ઘ અભ્યાસ, સતત મનન અને ચિંતન થઇ શક્યા નથી; (જોકે સામાન્ય રીતે જેમણે સારો અભ્યાસ કર્યો હોય એવા વિદ્વાનોના ગ્રાહ્ય મતો અવતાર્યા છે.) વળી 'પ્રત્યેક ગ્રન્થની બાહ્ય પરીક્ષા તેના પૂરા રહસ્યને જોઇને જ કરવી જોઇએ; આંતરિક પરીક્ષા તો અધિકાશ વાચકોના મન ઉપર આખા ગ્રંથની શી અસર પડી છે એ જોઇનેજ થઇ શકે.' અપ્રકટ ગ્રથોમા તો મોટે ભાગે લેખકના સમય સહિત તેની કૃતિઓના નામનિર્દેશથી સંતોષ રાખવો પડયો છે, ઘણી હકીકતો વિસ્તારના ભયથી મૂકી દેવી પડી છે.

કોઈ વખત જેને વિષે દૃઢ મત ધરાવતા છતા મેં મૌન સાચવ્યું છે કેમકે હું માનુ છુ કે ઘણી વખત ગેરસમજ, કડવા વેણ અથવા તેથી પણ વધારે આકરા પરિણામો ખેઠીને પણ મૌન રાખવાનો જાહેર સેવકનો ધર્મ થઈ જાય છે, એટલે કેટલાક પ્રસંગો એવા હોય છે જ્યારે વાણી કરતા મૌન વધારે શોભે છે.

દરેક યુગના જૈન સાહિત્યની વાત કરતા તે યુગના અન્ય ધર્મના પ્રવાહો—અન્ય ધર્મીઓનુ સાહિત્ય-સામાજિક અને રાજકીય સ્થિતિ—પરિવર્ત્તનો, વગેરેની યથાસ્થિત નોંધ કરી તેની જૈન સાહિત્ય પર કે જૈન સાહિત્યની તેની પર અસર બતાવી શકાઈ નથી, અને એમ વિસ્તૃત ઇતિહાસ કરવા જતા તો જીવનના અનેક વર્ષો વીતાવવા પડે અને આ ગ્રંથ જેવા અનેક 'વૉલ્યુમો'

કરવા પડે, માટે આ ગ્રંથ અને તેટલો સંક્ષેપમાં લખેલ હોવાથી તેનું નામ 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' એમ રાખ્યું છે. વિસ્તૃત ઇતિહાસ અનેક 'વૉલ્યુમો'માં લખનાર કોઈ સમર્થ વિચારક, વિદ્વાન્ અને વીરપુરૂષ ભવિષ્યમાં જાગે એમ હું ઇચ્છું છું. તેને આ મારો પ્રયત્ન કિંચિત્ પણ માર્ગદર્શક થશે તો હું કૃતાર્થ છું.

૪૪. હવે. જૈનોનું પ્રાકૃત અને સંસ્કૃત સાહિત્ય જેટલું વિદ્યમાન જણાયું તે સર્વનો ઉલ્લેખ આ ગ્રંથમાં કરવામાં આવ્યો છે, અપભ્રંશ સાહિત્ય સંબંધી વિસ્તારથી મેં મારા 'જૈનગૂર્જર કવિઓ પ્રથમ ભાગ' એ ગ્રંથમાં પ્રસ્તાવના તરીકે મૂકેલા 'જૂની ગૂજરાતીનો સંક્ષિપ્ત ઇતિહાસ' એ નામના મારા નિબંધમાં વર્ણન કર્યું છે તેથી તે સંબંધી વિભાગ ૪ પ્રકરણ ૧ માં વિ. ૮મીથી ૧૩મી સદીના તે સાહિત્યનો ટુંકો અહેવાલ આપી બાકીની સદીના સાહિત્યનો માત્ર નામનિર્દેશ તે તે સદીના પ્રકરણો સાથે આપી દીધા છે, ગૂજરાતી સાહિત્યના વિ. ૧૩મી તે ૧૮મી સદીમાં થયેલા જૈન કવિઓ અને ગદ્ય લેખકોની વિસ્તૃત સૂચી રૂપે 'જૈન ગૂર્જર કવિઓ'ના બે ભાગ બહાર પડેલા છે તેથી અને ૧૯–૨૦ મી સદીના જૈન કવિઓ–ગદ્ય લેખકોએ ગૂજરાતી સાહિત્યમાં આપેલો ફાળો–શતકવાર કવિઓની કાવ્ય–પ્રસાદી વગેરે ઘણી ઉપયુક્ત બાબતો તે ગ્રંથના ત્રીજા ભાગમાં આપવાનો મારો મનોરથ છે, તેથી આ પુસ્તકમાં તો તેમનો માત્ર નામ-નિર્દેશ કરી સંતોષ રાખ્યો છે હિંદી સાહિત્ય તો બહુ જુજ–અતિ અલ્પ છે તેથી જૈન ગૂર્જર કવિઓમાં હિંદી કૃતિઓનો ઉલ્લેખ અન્ય કૃતિઓ પેઠે કરી દીધો છે. આ ગ્રંથમાં જે સાહિત્ય આદિનો ઉલ્લેખ થયો છે તે ઉપરાંત બીજું જૈન સાહિત્ય ભંડારોમાં કયાંક સચવાયેલું પડ્યું હશે. તેનો નિર્ણય સર્વ ભંડારોના પુસ્તકોનું નિરીક્ષણ અને વર્ગીકરણ કરવામાં આવે ત્યાર પછી થઈ શકે.

૪૫. સ્થાનકવાસી સંપ્રદાય મુખ્યપણે ૩૨ જૈનાગમ માને છે અને તેથી તેના પર 'ભાષા'માં કરેલ બાલાવબોધ–'ટબાઓ' વિશેષ

તેમનામા માલૂમ પડે છે, ખોડીદાસ આદિ 'ભાષા' કવિઓ થઇ ગયા છે તેમનો અન્યની પેઠે ઉલ્લેખ કર્યો છે. આ ઉપરાત ખાસ મૌલિક પ્રભા પાડે તેવું એક બાજુ રહ્યુ પણ સુદર સંગ્રહગ્રંથ જેવું પણ-એટલે કે ખાસ ઉલ્લેખવા યોગ્ય તેમનુ સાહિત્ય મારી નજરે આવ્યું નથી. હુ કુલધર્મથી શ્વે૦ મૂર્ત્તિપૂજક છુ, પણ પૂજ્ય મામાશ્રીને ત્યાં ઉછરેલો, ને તેઓ કુલધર્મથી સ્થાનકવાસી, પણ સર્વ ધર્મ પ્રત્યે ઉદાર હૃદયના એટલે તેમના સમાગમથી સ્થાનકવાસી સંપ્રદાય પ્રત્યે પણ પ્રેમ, ઉદારતા અને સહિષ્ણુતા મારામા મૂળથી કેળવાયા છે. વિશાલદષ્ટિથી અવલોકતા તે સપ્રદાય માટે ઐતિહાસિક બિના જે કંઇ મળી તે ટુંકમા સમભાવે મૂકવામા આવી છે. જુઓ પાન ૫૦૬ થી ૫૧૨નુ પ્રકરણ. [અલબત તેના મૂર્ત્તિપૂજા નિષેધ આદિ સિદ્ધાતના ગુણદોષની ચર્ચા આ ગ્રથમા કરવી નિરર્થક અને અપ્રસ્તુત છે, તેથી કરી નથી. આ સ્થિતિમા કોઇને જરા પણ વિરોધ કરવાનો પ્રસંગ આવે તેમ નથી. તેવી વાતો જ્યારે 'જૈન સંપ્રદાયોનો સંક્ષિપ્ત ઇતિહાસ' (Short History of Jaina Church) લખવામા આવે ત્યારે તેમા સ્થાન પામી શકે. એવો ઇતિહાસ પ્રકટ થાય તો તે મનોરજક, બોધદાયક અને શિક્ષાપ્રદ જરૂર બને તેમ છે. કોઇ લેખક અભિનિવેશ-પૂર્વગ્રહ-સ્વસંપ્રદાય મોહને તજી પ્રેમ ઉદારભાવ અને સહિષ્ણુતાને સજી તેવો ઇતિહાસ લખવા પ્રેરાય એ ઇચ્છીશુ. આ લેખકનો તેમ કરવાનો મનોરથ છે, તે પાર પડશે કે નહિ એ ભવિષ્યના ગર્ભની વાત છે.] છેલ્લા ચાર પ્રકરણમા જૈન ધર્મના મુખ્ય સિદ્ધાતો, તેની સંસ્થાઓ, તીર્થો વગેરેની અતિ ટૂંક માહિતી આપી છે. જૈન ધર્મના સિદ્ધાતો સબંધી વિશેષ માહિતી શ્રી ફોર્બસ ગુજરાતી સભાએ પારિતોષક નિબધ તરીકે સને ૧૯૧૪મા પસાર કરેલો મારો નિબધ નામે 'જૈન અને બૌદ્ધ મતનો સક્ષિપ્ત ઇતિહાસ, તેના સિદ્ધાતો અને વૈદિક મત સાથે તુલના' બહાર પડશે ત્યારે તેમાથી મળી શકશે. તેને લખાયે ૧૮ વર્ષ થયા અને તે દરમ્યાન અનેક માર્ગદર્શક પુસ્તકો,

માહિતી, સાધનો પ્રકાશમા આવ્યા છે તેથી તે સર્વનો લાભ લઈ મૂળ નિબંધ સાંપ્રતકાલીન (uptodate) કરવા પાછળ અવકાશ, અને ભારે પરિશ્રમ લેવાની જરૂર છે. જૈન ગૂર્જર કવિઓના બે ભાગ, અને આ ઇતિહાસનો ગ્રંથ તૈયાર કરી છપાવવામા સર્વ અવકાશ અને મહેનત ખર્ચાઇ જવાથી તે નિબંધનો સ્પર્શ કરી શકાયો નથી. આ કારણે તે ફાર્બસ ગુજરાતી સભા અને જનસમાજ મને ક્ષમા કરશે. હવે તે બને તેટલી શીઘ્રતાથી હાથમા લઇ તેનુ પુનર્લેખન-સંશોધન વર્દ્ધન કરી પ્રકાશન કરવા હુ પ્રયત્નશીલ રહીશ.

૪૬. ભૂતકાલ પ્રત્યે સામાન્ય રીતે અક્ષમ કે અસહિષ્ણુ નથી થવાતું. ભૂતકાલની વાત કરતા અનેક પ્રકારનો ઉદાર આત્મનિગ્રહ અને સહનશીલતા રહે છે. પૂર્વકાલના ધર્મ, ધાર્મિક સંપ્રદાય-સાહિત્ય, કે ધર્મતંત્ર જેવા વિષયને વિચારવાનો પ્રસંગ આવે તો તેમા અનેક માનસિક અવ્યવસ્થાઓ-વિકૃતિઓ થઇ હોય છતા તેને ઉત્પન્ન કરનારા પ્રત્યે તિરસ્કાર અને નિન્દા વ્યક્ત કરવાનુ મન થતુ નથી અને કાળજીથી તે પ્રત્યે આંખમિંચામણા કરી યા તેને એક બાજુ રાખી આગળ વધવામા આવે છે વળી ભૂતકાળમા તે સર્વ બનેલું એટલે આપણને તેની સાથે સાક્ષાત્ પરિચય હોતો નથી, તેથી જ્યારે તેમના પ્રત્યે સારાકે નરસા અભિનિવેશ પણ જાગતા નથી. પણ વર્ત્તમાન-આપણી નજર આગળ પસાર થએલો વર્ત્તમાન વિચારવાનું હાથ ધરવામા આવે ત્યારે આપણી લાગણી સ્વસ્થ રહેતી નથી-બદલાઇ જાય છે, અને આપણો તીવ્ર આવેશ બહાર નીકળે છે, અનિષ્ટ તત્ત્વો પ્રત્યે સહનશીલતા રહેતી નથી અને સત્ય કહેવા જતા કોઈને ખોટું લગાડવાનો, કોઈ વખત વધુ પડતુ કહી જવાનો, તેમ કોક ટાણે અન્યાય કરી દેવાનો પણ પ્રસંગ આવવાનો સંપૂર્ણ સંભવ છે. 'જીવતા માણસની પૂરી આંકણી તેના સમકાલીનો મૂકીજ નથી શકતા, તેમનાથી કંઇક ને કંઇક પક્ષપાત થઇજ જાય'-આ કારણે વર્ત્તમાન પહેલાના એટલે જે જૈન ગ્રંથકારોને મેં જાતે

જોયા–જાણ્યા–ઓળખ્યા નથી તેનો આમા સમાવેશ કર્યો છે એટલે જે વર્ષમા હુ સગીર મટી ગયો હતો તે સંવત્ ૧૯૬૦ ના વર્ષ પહેલા જે સ્વર્ગસ્થ થયા તેમનેજ આમા સ્થાન આપવાની સીમા રાખી છે. ત્યારપછીના વિદ્યમાન કે અવિદ્યમાન્ નોધવા લાયક વ્યક્તિઓ સંબંધી ખાસ કઇ કહ્યુ નથી–આટલા ખુલાસાથી કોઈને હવે પૂછવાનુ કે ટીકા કરવાનું કારણ નહિ રહે કે શા માટે વિદેશીય–પાશ્ચિમાત્ય વિદ્વાનોને હસ્તલિખિત જૈન ગ્રથો પૂરા પાડી તે દ્વારા પશ્ચિમમા જૈન ધર્મના અભ્યાસકો વધારનાર શ્રી વિજયધર્મસૂરિ, અધ્યાત્મ–યોગના રસિક અનેક ગ્રથોના પ્રયોજક કવિ શ્રી બુદ્ધિસાગર સૂરિ, અનેક પુસ્તકોનુ સુદર સંશોધન કરનાર મહાન્ અભ્યાસક વિદ્વાન્ ગ્રેજ્યુએટ શ્રી ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલ, સિદ્ધહસ્ત લેખક અને વિચારક શ્રી વાડીલાલ મોતીલાલ શાહ વગેરે સ્વર્ગસ્થોને તેમજ વિદ્યમાનોમા અપ્રકટ રહેલા આગમસાહિત્યને પ્રકટ કરાવી તેનો તે રીતે ઉદ્ધાર કરનાર શ્રી સાગરાનંદ સૂરિ, પડિતોમા વિચારક પંડિતવર્ય સુખલાલ, પં. બેચરદાસ, અને પં. લાલચંદ—સુદર લેખક રા. સુશીલ, વર્તમાન પત્રકાર રા. અમૃતલાલ શેઠ, સોરઠી લોકસાહિત્યના ઉદ્ધારક લેખક અને કવિશ્રી ઝવેરચદ મેઘાણી, નવલકથાકાર રા. ચુનિલાલ વર્ધમાન શાહ, આદિને આ ઇતિહાસમા સ્થાન આપી શકાયુ નથી

૪૭ આ સાથે એ પણ કહી દેવું યોગ્ય છે કે વીસમી સદી તે ચાલુ સદી છે, તેમા સ્વર્ગવાસ થનાર શ્રી આત્મારામજી (વિજયાનંદ સૂરિ), શ્રી વીરચંદ ગાંધી, શેઠ પ્રેમચંદ રાયચંદ, શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી, શ્રી રાયચંદ કવિ વિષે પ્રમાણ કરતા વિશેષ લખી જવાયુ છે, પરતુ તે પણ મારા પોતાના વિશિષ્ટ મત અનુસાર નહિ, પણ પ્રામાણિક વિદ્વાનોના ગ્રાહ્ય મત અનુસાર લખાયુ છે, અને આવો ઇતિહાસ ફરી વાર બહાર પડશે ત્યારે ખરો, એટલે તત્ત્વનુ જેટલુ ટુકમા લખાય તેટલુ તેમના સબધી લખી બહાર પાડી દેવું ઠીક છે એ હેતુથી કંઈક વિશેષ લખાયુ છે તો તે ક્ષતવ્ય ગણાશે

૪૮ જૈનો હિંદુ છે—જે માણસ હિન્દુસ્થાનમાં હિન્દુકુળમાં જન્મીને વેદ, ઉપનિષદ, પુરાણાદિ ગ્રન્થોને ધર્મગ્રન્થરૂપે માને, જે માણસ સત્ય અહિંસાદિ પાંચ યમોને વિષે શ્રદ્ધા રાખે ને તે યથાશક્તિ પાળે; જે માણસ આત્મા છે પરમાત્મા છે, આત્મા અજ અને અમર છે તેમ છતાં દેહાધ્યાસથી પ્રસંગમાં અનેક યોનિમાં આવજા કર્યા કરે છે, તેને મોક્ષ છે, અને મોક્ષ એ પરમ પુરૂષાર્થ છે એમ માને, જે વર્ણાશ્રમ ને ગૌરક્ષા ધર્મને માને તે હિન્દુ છે–આવી વ્યાખ્યા હિન્દુની ગાંધીજીએ કરી છે. તેજ ગાંધીજી ગૌતમબુદ્ધ માટે જણાવે છે કેઃ 'મારો તો નિશ્ચિત અભિપ્રાય છે કે બૌદ્ધધર્મનો અથવા બુદ્ધના ઉપદેશનો પૂરો પરિપાક ભારતવર્ષમાંજ થયો હતો. એથી ઉલટું થવું શક્ય પણ નહોતું. કારણ ગૌતમ પોતે હિંદુ હતા–હિંદુશ્રેષ્ઠ હતા. હિંદુ ધર્મના ઉત્તમાંશથી તેઓ ભીંજાયા હતા. કેટલાક તત્ત્વો જે વેદમાં દટાઈ રહેલા હતા અને જેની પર જાળાં બાઝી ગયા હતાં તે તત્ત્વોને તેમણે નવજીવન આપ્યું. વેદમાં રહેલા ઝળહળતા સત્ય પર શબ્દોનું–નિરર્થક શબ્દજાળનું જે અરણ્ય જામ્યું હતું તેમાંથી તેમના મહાન હિંદુ આત્માએ પોતાનો રસ્તો શોધી કાઢ્યો. વેદના કેટલાક શબ્દોમાંથી તેમણે જે અર્થનું દોહન કર્યું તેનાથી એમના કાળના માણસો સાવ અજાણ હતા. ભારતવર્ષની ભૂમિ એમને આ ધર્મકાર્યને સારૂ સૌથી અનુકૂળ લાગી. બુદ્ધ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમની પાછળ જનાર અને તેમને વીંટળાઈ વળનાર ટોળાં ઇતરધર્મીઓના નહિ પણ હિંદુઓનાજ હતા અને તેઓ વેદધર્મથી રંગાયેલા હતા. પણ બુદ્ધનો ઉપદેશ તેમના હૃદયની જેમ સાર્વભૌમ અને સર્વવ્યાપી હતો, અને તેથી તે એમના નિર્વાણ પછી પણ ટક્યો અને આખી પૃથ્વી પર ફરી વળ્યો. બુદ્ધના અનુયાયી ગણાવાનું જોખમ વહોરીને પણ હું કહું છું કે એ હિંદુ ધર્મનો વિજય છે. બુદ્ધે હિંદુધર્મનો અસ્વીકાર કદી કર્યો નહોતો, તેમણે તો તેનો પાયો વિશાળ કર્યો, તેમણે હિંદુધર્મને નવજીવન આપ્યું અને એનું

નવું રહસ્ય બતાવ્યું. બુદ્ધના ઉપદેશનો મહત્ત્વનો ભાગ હિંદુધર્મમા ભળી જઇને આજે તેનુ અંગ થઇ ગયો છે. આજે હવે હિંદુ-ભારતવર્ષ પાછા પગલા ભરે, અને ગૌતમે હિંદુધર્મપર જે સુધારાનુ મોજું ફેરવ્યુ તેને ભૂંસી નાખી શકે, એ શકય રહ્યુ નથી. પોતાના ભારે આપભોગથી, ભવ્ય ત્યાગથી અને જીવનની નિષ્કલંક પવિત્રતાથી તેઓ હિંદુધર્મ પર કદી ન ભૂંસાય એવી છાપ મૂકી ગયા, અને હિંદુધર્મ એ મહાન ગુરૂનો કાયમનો ઋણી બનેલો છે.'

૪૯ શ્રી બુદ્ધના સમકાલીન શ્રી મહાવીર હતા અને તેમને વિષે પણ શ્રી બુદ્ધ માટે જે ઉપર કહ્યુ છે તે પ્રાયઃ કહી શકાય તેમ છે. શ્રી મહાવીરને વેદવિત (પ્રા. વેયવી) તરીકે આચારાગમા સ્પષ્ટ વર્ણવેલ છે. બૌદ્ધ ધર્મ તે નામથી હિંદમા લુપ્ત થયો, અને જૈન ધર્મે પોતાનુ નામ-વ્યક્તિત્વ હિંદમા અત્યારસુધી જાળવી રાખ્યુ. બંનેની અસર-બનેના તત્ત્વોની મેળવણી હિંદુધર્મમા થઈ છે. બનેના સસ્કાર પ્રકૃતિથી આર્યધર્મી છે. હિદુઓનો ધર્મ વિશાળવ્યાપી હોઈ તેણે પોતામા નિરીશ્વરવાદી નાસ્તિક ચાર્વાકની ફિલસુફીનો પણ સમાવેશ કર્યો છે બૌધ્ધો અને જૈનો વેદાદિને પોતાના ધર્મગ્રથો ન માનતા છતા તે આર્ય સસ્કારવાળા છે-આર્યધર્મનાજ અગ છે. હિંદુઓના ધર્મને જો હિન્દુ ધર્મ કહેવામા આવે તો ભારતમા ઉત્પન્ન થનારા સર્વ ધર્મ હિન્દુ ધર્મ કહેવાવા યોગ્ય છે.

૫૦ જૈન એક જાતિ નથી પણ એક ધર્મ છે-આર્ય ધર્મ છે-ભારતવર્ષમા જન્મેલો ધર્મ છે. હિદુ એ જાતિ છે અને તેથી જનો જાતિએ (by race) હિદુ છે. જૈન ધર્મ પાળનારામા હિંદમા વમતી વણિક આદિ જુદી જુદી વર્ણો-જાતિઓ છે. ગમે તે વર્ણના તે ધર્મ પાળી શકે છે.

૫૧ શાસ્ત્ર-દરેક ધર્મમા તેના મુખ્ય ધર્મગ્રથોને 'શાસ્ત્ર' કહેવામા આવે છે, અને તેનુ પ્રમાણ છેવટનુ-નિર્ણયાત્મક ગણવામા આવે છે. કોઈ વખત એક ધર્મશાસ્ત્રમા કઇ તો બીજા ધર્મના શાસ્ત્રમા

તેથી જૂદું જ હોય એમ જોવામા આવે છે. શાસ્ત્રની કસોટી શી એમ પ્રશ્ન થતા તેનો ઉત્તર પ્રજ્ઞ પુરૂષો એમ આપે છે કે જે શાસ્ત્ર વચન સત્યનુ, અહિંસાનુ, બ્રહ્મચર્યનું વિરોધી હોય તે ગમે ત્યાથી મળ્યું હોય છતા તે અપ્રમાણ છે. જેને બુદ્ધિ સમજે નહિ, જે હૃદયમાં ખૂચે તે શાસ્ત્ર નહિ. એમ ન હોય તો આપણને ધર્મભ્રષ્ટ થવાનો ભય રહે જે શાસ્ત્ર મદિરાપાન, માસભક્ષણ, પાખંડ ઇત્યાદિ શીખવે તે શાસ્ત્ર ન કહેવાય. શાસ્ત્ર એવુ હોઇજ ન શકે કે જે અક્કલની બહાર હોય, જે સત્ય ન હોય, જેને હૃદય ન માને બાકી શાસ્ત્રના અર્થ તો ગમે તેવા થઇ શકે. આપણે શાસ્ત્રને નામે શુ નથી કરતા? શાસ્ત્રને નામે બાવાઓ ભાગ પીયે છે અને ગાજો ફુકે છે, શાસ્ત્રને નામે દેવી ભક્તો માસ મદિરાનું સેવન કરે છે, અનેક માણસો વ્યભિચાર કરે છે, અને મદ્રાસ ઇલાકામા કુમળી બાળાઓને વેશ્યા બનાવવામા આવે છે. આના કરતા શાસ્ત્રનો બીજો શો અનર્થ હોઇ શકે? આવા અનર્થકારી શાસ્ત્રોની અસર-ગતિ રોકવી ઘટે. જાહેર સેવા કરનારનો ધર્મ પ્રજાના પ્રવાહની જે ગતિ હોય તેમા તણાવાનો નથી; પણ જો તે ગતિ અવળી હોય તો તેને સવળી કરવાનો છે. જો પોતાના દિલમા 'ના' હોય તો તેનામા 'ના' કહેવાની હિમત હોવી જોઇએ. દિલમા 'ના' હોય છતા સ્હામાનુ મ્હો જોઇને તેને 'હા' જોઈએ છે કે 'ના' એ વિચારી લઇને તે પ્રમાણે વાત કરવામા આવે છે એ કાયરતા છે.

પર ધાર્મિક જીવનની બે ભાવના જુદી પાડી શકાય. એક પ્રવૃત્તિની અને બીજી નિવૃત્તિની, એક કર્મની અને બીજી જ્ઞાનની, એક ગૃહસ્થની અને બીજી સન્યાસની. આ પૈકી નિવૃત્તિધર્મને સ્વીકારનારા-દીક્ષિત મુનિઓ-ધર્મગુરૂઓ સાહિત્યના વિકાસ અને વિસ્તાર માટે પોતાના પૂર્વજોનુ અનુકરણ કરી એટલુ બધુ કરી શકે એવી તેમની નિવૃત્તિની સ્થિતિ છે કે જૈન ગૃહસ્થોનો બધો સમૂહ કે તેમની સંસ્થાઓ કરે તેના કરતા સરસાઇ બતાવી શકે. ' એ નિવૃત્તિ

પ્રવૃત્તિમા છૂપેલી હોવી જોઇએ. દેહ માત્ર પ્રવૃત્તિ વિના એક ક્ષણભર પણ ટકી શકે નહિ એ સ્વયસિદ્ધ વસ્તુ છે. પ્રત્યેક શ્વાસ આપણે લઇએ છીએ એ પ્રવૃત્તિ–સૂચક છે. ત્યા નિવૃત્તિનો અર્થ આ જ હોઈ શકે કે શરીર નિરંતર પ્રવૃત્ત રહેવા છતા આત્મા નિવૃત્ત રહે એટલે કે તેને વિષે અનાસક્ત રહે. તેથી નિવૃત્તિપરાયણ મનુષ્ય કેવળ પરમાર્થને ખાતર જ પ્રવૃત્તિ કરે. નિવૃત્તિ એટલે અનાસક્તિપૂર્વક પરમાર્થે આચરેલી પ્રવૃત્તિ. '–આવી નિવૃત્તિથી પોતે પરમાર્થે સાહિત્યપ્રવૃત્તિ કર્યા કરશે તો વર્તમાન જૈન સાધુઓ સત્ય અને અહિંસાના જગદ્વ્યાપી ધર્મને સમજાવવામા મહાન્ ફાળો આપી શકશે. ખરી ધર્મ જાગૃતિથી પ્રાચીન સસ્કૃતિમા જેટલુ સત્ય, શિવ અને સુદર છે તેટલાનો જ સગ્રહ કરવાની ધગશ હોય તો આપણી સ્થિતિ આજે જુદી જ હોય. એનો પુનરૂદ્ધાર કરવામા ધર્મના વ્યાપક સ્વરૂપને નજરમા રાખી ભગિરથ મૌલિક પ્રયત્નો થશે ત્યારેજ આપણને પ્રાચીન સભ્યતાની ખોવાઈ ગયેલી ચાવી હાથમા આવશે.

૫૨ આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકરે એક વ્યાખ્યાનમા ધર્મનું વ્યાપક સ્વરૂપ શું છે તે યથાર્થ શબ્દોમા કહ્યુ છે કે.–' ધર્મ માત્રમા બુદ્ધિ, અનુભવ, શ્રદ્ધા, અત કરણની લાગણીઓ, કાવ્યકલ્પના અને કલારસિકતા એ બધી વસ્તુઓ હોય છે, હોવીજ જોઇએ. એની સાથે વ્યક્તિનો સમાજ અને વિશ્વ સાથેનો સબધ, જીવનવ્યાપી સબધ સ્થાપવાની વૃત્તિ અને આવશ્યકતા, તેમજ ક્ષેમવૃત્તિ (Conservatism) અને પરિવર્ત્તનવૃત્તિ (Radicalism) એ બને બાજુ ધર્મમા સ્વભાવત હોય છે અને હોવા જોઇએ, આમાથી એકે અગ જો ઓછું કરીએ તો ધર્મ વિકલાગ થવાનો, અને મનુષ્યજીવન માટે અપર્યાપ્ત નીવડવાનો. ધર્મમા શ્રદ્ધાની માત્રા વધવાથી ધર્મ બગડતો નથી. લાગણી અને કોમળતા વધવાથી તે પોચો થતો નથી. કાવ્યકલ્પનાઓ વધવાથી તે અસત્યપ્રેરક થતો નથી. કલારસિકતા વધવાથી તે હીનતાનો સગ્રાહક બનતો નથી. વિશ્વ સાથેનો સબધ પૂર્ણપણે સ્વીકા-

રવાથી તે અવ્યવહારૂ થતો નથી. ક્ષેમવૃત્તિને અંગીકારવાથી તે જડ થતો નથી. પરિવર્ત્તનશીલતાને આવકાર આપવાથી તે વિનાશક બનતો નથી. ધર્મનું મરણ તો અજ્ઞાન, વિલાસિતા અને બાહ્ય સત્તામાં છે. ભ્રમમૂલક અસત્યથી સત્ય ઢંકાય, પણ કોઇ કાળે વીંધાય નહિ. કેમકે અસત્યના પેટમાં પણ સત્ય જ છુપાયેલું રહે છે. સત્યનો પરાજય સત્તામાં છે. કોઇપણ ધર્મ જ્યારે અજ્ઞાનને માગે છે, વિલાસિતા સાથે માંડવાળ કરે છે, અથવા સત્તાની ઉપાસના કરે છે ત્યારે એ ધર્મ પ્રથમ સુલભ થાય છે, રોચક થાય છે, વિશાળ થાય છે અને અંતે પરપોટાની પેઠે ફૂટી જાય છે.'

૫૪. પ્રવૃત્તિ-ધર્મમાં રાચતા એવા યુવકો સાહિત્ય, વિજ્ઞાન, ધર્મ કે સમાજના સંબંધે ધારે તો ઘણું કરી શકે—જૂનામાંથી નવું સર્જી શકે—પૂર્વજોના સાહિત્ય પ્રત્યે આદર તેમનામાં ઉત્પન્ન કરાય તો તેઓ તેનો વિસ્તાર શાસ્ત્રીય અને તાર્કિક પદ્ધતિથી યુક્તિ પુરઃસર કરી શકે, અને ભૂતકાલ અને ભવિષ્યકાલના સેતુરૂપ બની વર્ત્તમાનકાલને ઉજ્જવલ બનાવી શકે. યુવકો પ્રત્યે બંડખોર કહી ઉપેક્ષા કરવી, તેમને હરકોઇ પ્રકારે નિન્દવા, તેમની અવગણના અને અવહેલના કરવી, તેમનો જુસ્સો દબાવી દેવો અને તેમની પ્રવૃત્તિઓ ને વિચારસ્ફુરણાઓ અનિષ્ટ ઉચ્છૃંખલ તથા અહિતકારી ગણી જ લેવી-એ તેમનું માનસ નહિ સમજવાથી ઉપસ્થિત થયેલા પરિણામો છે. વસ્તુતઃ અંધશ્રદ્ધા, ગતાનુગતિકતા, કુપ્રથાઓ સામે પ્રહાર કરી જ્ઞાનપૂર્વક શ્રદ્ધા, વિચારપૂર્વક પ્રવૃત્તિ અને સુપ્રથાઓનું વાતાવરણ જમાવવું એ એક જાતનું બંડ છે. એવું બંડ તો આદરણીય છે, ઉત્તેજનીય છે. આ દૃષ્ટિથી શ્રીમાન્ મહાવીર પ્રભુના સમગ્ર જીવનને વિચારપૂર્વક લક્ષમાં લેતાં જણાશે કે તેઓ એક જબરા બંડખોર હતા. વેદવિહિત હિંસા, ચાતુર્વર્ણ્યથી થયેલી સંકુચિતતા અને સ્ત્રીઓ

તથા શૂદ્રો પ્રત્યે અન્યાયી વર્ત્તનની સામે મહાન્ સામનો તેમણે કર્યો હતો અને શુદ્ધ સર્વતોભદ્ર અહિંસા સમજાવી, ચતુર્વિધ સંઘની સ્થાપના કરી તે સંઘમા સ્ત્રીઓ તથા શુદ્રોને સમાન અધિકાર વાળું સ્થાન આપ્યુ હતુ. અનિષ્ટ તત્ત્વો અને વહેમોના જાળા જ્યા જ્યા હોય ત્યા ત્યા પોકાર કરી તેને પીંખી નાખી તેની બદલીમા ઇષ્ટ તત્ત્વો અને સત્ય શ્રદ્ધા સત્ય જ્ઞાન અને સત્ય આચારની સ્થાપના કરવી એમા યુવકોના યૌવનનો—જોસનો વ્યય થાય એ ગૌરવાસ્પદ છે. તે બીજે રસ્તે વહી જવા ન જોઇએ, વહી જતા હોય તો સવળે રસ્તે વાળી તેમને અભિનદન—ઉત્તેજના આપી વૃધ્ધોએ અમીદૃષ્ટિ અને પ્રેમભાવ દાખવવા ઘટે યુવકો અને નવજવાનોનો વર્ગજ હમેશા હરકોઇ પ્રજાની બધી આશા અને ઉમેદોનો ખજાનો છે.

૫૫ ભણેલા યુવકો ન્યાય ચાહે છે, યુક્તિ ઇચ્છે છે. 'અમે જે કહીએ છીએ તે પૂર્વજો કહી ગયા છે, અને તે આ પ્રકારે જ કહી ગયા છે તો તેને તે પ્રકારેજ સત્ય તરીકે સ્વીકારો, કારણકે પૂર્વજોના કથનો દ્રવ્યક્ષેત્રકાળભાવથી અબાધિત—અપરિવર્ત્તનશીલ છે, સનાતન સત્ય છે'—એમ કહેવાથી બધા યુવકો માની નહિ જાય. તેમા ન્યાય ને યુક્તિ હશે, તે બરાબર સમજમા ઉતરી શકે તેવી રીતે બતાવવામા આવશે તો તેઓ સ્વીકારશે, નહિતો વખતે સામા થઇ જશે. એમ સમજી તેમની સાથે આદરભર્યો વર્ત્તાવ કરવામા આવશે તોજ તેમનામા નિજ માન અને પૂર્વજોનુ માન જળવાશે યુક્તિ કે ન્યાય દાખવવા જેટલી બુદ્ધિ કે શક્તિ ન હોય અને તે છતા સ્વમાન જાળવવુ હોય તો પ્રેમદૃષ્ટિથી યુવકો જે કરે તે જોયા કરવુ—મૌન સેવવુ એમ આજનો યુગધર્મ કહે છે અત્યારે તો વિરોધ, પ્રતિકાર, પ્રણાલિકાભંગ, આક્રમણ, એવા એવા અનેક શબ્દોના ભણકાર સભળાય છે. આથી ભડકવાનુ નથી, પરંતુ યુગમા એક પ્રકારનુ જોસ—બળ આવ્યુ છે તેના ચિન્હ તરીકે એ ભણકાર છે એમ સમજી આનદવાનુ છે અને વિશેષમા તેનો લાભ લઇ તે ગ..

કાર વધુ ને વધુ ગતિ લઇ યોગ્ય પ્રગતિના પથે વળી એક પ્રચંડ મહાન્ અવાજ બની વિશાલવ્યાપી થાય, આખા ભારતમા ફરી વળે એવુ હૃદયપૂર્વક ઇચ્છવાનુ છે. એની ગતિથી, ચેતનાથી બધી જાતની પરવશતા–મન વચન શરીરની પરવશતા જશે, અજ્ઞાન, ગરીબાઇ દૂર થશે અને ધાર્મિક ઝનૂન, સામાજિક સડાઓ, અને ચૂસ્ત મૂર્ખતાઓના પ્રદર્શનો નાશ પામશે, ટુંકામા આપણી આર્થિક, રાજકીય, સાસ્કૃતિક અને આધ્યાત્મિક પ્રગતિમા આડે આવનાર મહા વિઘ્નનો નાશ થશે. આવા સામનાનો અર્થ વૃદ્ધ મુરબ્બીઓ સામેનો વિરોધ કે તેમનો તિરસ્કાર સમજવાનો નથી. આ સબધી પ્રાચીન ફિલસુફીઓના મહાન્ અભ્યાસી પ્રોફેસર સર રાધાકૃષ્ણનના લખનૌ વિદ્યાપીઠના ૬૧ મા પદવીપ્રદાન–સમારભ વખતે આપેલુ ભાષણ મનનીય છે તેઓ જણાવે છે કે—

'બગડી ગયેલ સામાજિક વ્યવસ્થા અને ધાર્મિક ઝનન સામે બડ કરનાર યુવકોના હાથમા ખરૂ ભવિષ્ય છે અત્યારે પરિસ્થિતિ એવી ગભીર છે કે જેઓ તે યુવકો પ્રત્યે ઉપેક્ષા રાખે તેઓ ક્રૂરતાનો અપરાધ કરે છે લોકોની ઉપેક્ષા પર અન્યાય વૃદ્ધિ પામે છે. ખરાબ શેઠ, ભ્રષ્ટ નેતા, અસત્યનિષ્ઠ ગુરૂ–એ બધા વધતા જાય છે તેનુ કારણ તેમના પ્રત્યે સામનો કદિપણ કરવામા નથી આવ્યો તે છે. અન્યાય કરનાર નભે છે કારણકે જેઓમાં ન્યાયની ભાવના હોય છે તેઓ જડભરત જેવા અક્રિય બેઠા રહે છે સમાજમાના અન્યાયો સામે સામનો કરવાનો જુસ્સો એ આજ્ઞાનો કે નિયમોનો અનાદર અથવા અસહનશીલતા છે એવી ખોટી ભ્રમણામા પડવાનું નથી. બીજાઓની લાગણી પ્રત્યે માન અને ઉડા આતરિક વિવેક સાથે તે સામનો તદ્દન સગત છે. આપણે શિષ્ટસમાજ માટેની આવશ્યક એવી પ્રધાનભૂત વિનયશીલ રીતભાતને તિલાજલિ દેવી ન જોઇએ '

૫૬. વિનયી વર્ત્તન રાખી ધર્મમા દેખાતુ ક્લેશમય ઝનુની વાતાવરણ અને સમાજમા ઘુસી ગયેલ ખોટી માન્યતા અને વહેમોના પરિણામે રહેલ સડાઓ સામે સત્ય અને અહિંસાના સાધનથી સામનો કરવામા યુવકો સફલતા મેળવી શકશે એ નિસંદેહ છે. વાણી અને

વિચારના અસંયમથી ધાર્યો ઘા થઈ શકશે નહિ અને એમ કરતાં નિશાન ખાલી જવાથી પ્રત્યાઘાત વધારે જોરવાળો થશે. સાસ્કારિક, ધાર્મિક, સાહિત્યવિષયક, સામાજિક પ્રશ્નને છેડી તેની વિચારણા, નિમંત્રણા યુવકો કરશે તો શાસ્ત્રો શસ્ત્ર બની સંહારક બન્યા છે, સાહિત્ય નિવૃત્તિપ્રધાન હોઇ આત્માને જડ બનાવે છે, સમાજ અધઃપતન પ્રત્યે જાય છે એવા આક્ષેપો દૂર કરી પોતે અતિ ઉપયોગી થઈ શકશે.

૫૭ આપણામા આવેશ છે, સારી ભાવનાઓ પણ છે, પરંતુ એ આવેશથી કે એ ભાવનાથી આપણો ઉદ્ધાર થવાનો નથી, તેનાથી આપણુ માગ્યુ આપણને મળવાનું નથી. આપણે જે કરેલુ હશે તેજ કાયમ રહેવાનુ છે અને તે ઉપરથીજ ભવિષ્યનુ ઘડતર થવાનુ છે. આપણા આવેશને આપણે કૃતિમા ન મુકીએ, એ આવેશનું સુદર પરિણામ ન લાવીએ તો એ આવેશ મિથ્યા છે. ભાવનાઓ જગાડવાનુ કાર્ય સારૂ છે. તેની તેવે વખતે જરૂર પણ છે. પરંતુ ભાવનાઓ જગાડવામા રોકાવા કરતા આપણે કામ જ કરવા લાગી જઇશુ તો તેની અસર વધારે થશે, અને કામ કરી બતાવીને આપણે વધારે દૃઢ ભાવનાઓ જગાડી શકીશુ. આપણી પ્રાચીન સસ્કૃતિ વિષે, આપણા ધર્મની સાહજિક સરળતા વિષે અડગ વિશ્વાસને લીધે જ વિરોધ અને વિખવાદના વાદળોમા અનેક મહાજન શાતિ અને આશા જાળવી શક્યા છે. તે વિશ્વાસ આપણામા જાગૃત અને પ્રજ્વલિત રહે તો આશા, હિંમત અને બળમા વૃદ્ધિ થતી જાય એ નિ શક છે

૫૮ સાહિત્યનો રસ અક્ષરજ્ઞાન વગર લઇ શકાય તેમ નથી. અક્ષરજ્ઞાન અને તેનાથી સાક્ષર થવું એ એક વાત છે, અને ખરા ચારિત્રવાન્ થવુ એ બીજી વાત છે ગાંધીજી કહે છે કે સારો અનુભવ છે કે માણસનુ ચારિત્ર એ તેની લખી વાંચી શકવાની કેળવણીથી તદ્દન ઇલાયદી વસ્તુ છે અને એટલી લાંબા વખતની કેળવણી

માણસની નૈતિક કમાણીમા એક દમડીનો પણ ઉમેરો કરે છે એવો નિયમ નથી જે કેળવણી આપણી બધી મર્દાનગી હરી લે, આપણને નાદાર અને નાસ્તિક કરી મૂકે, અસતોષથી આપણા જીવનને ભરી દે અને બીજી બાજુએ અસતોષ મટાડવા માટે કશોજ માર્ગ ન રાખીને દશે દિશાએ આપણને નાગીપાગીજ પીરસી મૂકે તે ખરી કેળવણી નથી. અક્ષરજ્ઞાન એટલેજ દરજ્જે જરૂરનુ છે જેટલે દરજ્જે તે આપણી વિચારશક્તિને ખીલવે ને આપણને સારાસારનો નિર્ણય કરતા આવડે. આપણે મનુષ્ય બનવું એ પ્રથમ ભણતર છે મનુષ્ય જ અક્ષર જ્ઞાનને લાયક છે. અક્ષરજ્ઞાનથી મનુષ્યત્વ નથી આવતુ. આપણે આપણા બળને વિષે અજ્ઞાત છીએ તેથી—ને અજ્ઞાનથી બીજા દોષો આવી જાય છે આપણામા રહેલા આત્માને વિષેજ શકા છે, તેના ગુણોને વિષે શ્રદ્ધા નથી. આ અજ્ઞાન કેવળ અક્ષરજ્ઞાનથી નથી જવાનુ. માત્ર વિચારના પરિવર્તનથી જ જઇ શકે છે.

૫૯. આપણે પોતે ને આપણી પ્રજાએ અક્ષરકેળવણી લઇ બુદ્ધિ ખીલવવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર નૈતિક કેળવણી લેવાની છે નીતિની કેળવણી એટલે ધર્મનુ ભાન થવું. જેને ધર્મ ઉપર આસ્થા બેઠી છે, જે તેના સ્વરૂપને સમજે છે તેની સાથે જગત એક દરે કજીઓ કરતુ નથી ને કરવા આવે તો પેલો પુરૂષ તેને વિનયપૂર્વક દૂર કરાવી શકે છે અહી ધર્મનો અર્થ માત્ર ધર્મગ્રંથોમા લખેલા ક્રિયાકાડ કરવા એ નથી, પણ પોતાને ઓળખવો, ઇશ્વરની પહેચાન કરવી એ છે, અને જેમ જેને વણતા ન આવડે તે વણકર નથી થઇ શકતો તેમ જે અમુક નિયમોનુ પાલન નથી કરતો તે પોતાને ઓળખીજ નથી શકતો. એ નિયમો તે સત્ય, અહિંસા ને બ્રહ્મચર્ય છે. આ બધાનુ જ્ઞાન ધર્મસાહિત્યમાથી મેળવી શકાય છે. ધર્મ પુસ્તકોમાથી પરમાત્માનો મેળાપ અને સત્યનુ દર્શન મળી શકશે.

૬૦ ભારતવર્ષની પુરાણી **વિદ્યાપીઠોની** પેઠે આપણી હાલની

યુનિવર્સિટીઓમા જ્યા લગી દેશમા વિદ્યાદાન ચારિત્રવાન શિક્ષકોની મારફતે નહિ થાય, જ્યા સુધી ગરીબમા ગરીબ હિંદીને સારામાં સારી વિદ્યા પહોચી શકે એવી સ્થિતિ નહિ હોય, જ્યા સુધી વિદ્યા અને ધર્મનો સપૂર્ણ સગમ નહિ થયો હોય, જ્યા સુધી પર ભાષાની મારફતે શિક્ષણ આપી બાળકો અને જુવાનોમા મનની ઉપર અસહ્ય બોજો પડે છે તે દૂર કરવામા નહિ આવ્યો હોય, ત્યા સુધી પ્રજાજીવન કદી ઉચ્ચ બનવાનુ નથી એ નિઃશક છે પ્રજાકીય શિક્ષણ તે તે પ્રાતની ભાષા મારફતે અપાવુ જોઇએ. શિક્ષકો ઉચ્ચ કોટિના હોવા જોઇએ જ્યા વિદ્યાર્થીને સ્વચ્છ હવાપાણી મળે. જ્યા મકાન અને આસપાસની જમીન આરોગ્યનો પદાર્થપાઠ આપતી હોય એવી જગ્યાએ શાળા હોવી જોઈએ અને જેમાથી મુખ્ય ધર્મોનુ જ્ઞાન મળી શકે એવી શિક્ષણપદ્ધતિ હોવી જોઇએ. આવી વિદ્યાપીઠો એક નહિ પણ અનેક –પ્રાતપ્રાતમા ઉભી થશે ત્યારે વિદ્યા અને ધર્મનો સપૂર્ણ સંગમ પ્રાપ્ત થશે.

૬૧ ગૂજરાતમા જે વિદ્યાપીઠ સ્થપાઇ તેણે કઇ કાર્ય કરી બતાવ્યુ. અત્યારે તેની સ્થિતિ ગૂજરાતને શોભે તેવી નથી. તેવી વિદ્યાપીઠમા શિક્ષણનુ વાહન ખરી **ગૂજરાતી ભાષા** હોવીજ જોઇએ. જે ગૂજરાતી લાખો ગૂજરાતના ભણેલા વતની બોલે છે ને લખે છે તે ખરી ગૂજરાતી. ગૂજરાતી સંસ્કૃતની અને પ્રાકૃતની દીકરી હોઇ તેનો આધાર સસ્કૃત–પ્રાકૃત ઉપર હોવોજ જોઇએ એમા તો કોઇ શકા ન લાવી શકે. જેમ જેમ આપણામા પ્રજાપ્રેમ વધતો જાય છે તેમ તેમ આપણામા ભાષાપ્રેમ વધવો જોઇએ દેશપ્રેમ હોય ને ભાષાપ્રેમની ખેવના ન હોય એ અસભવિત છે હિંદુ (જેમા જૈનો સમાય છે), મુસલમાન ને પારસી એ ત્રણે કોમો ગૂજરાતી બોલે છે, ત્રણે વેપારી કોમ આખા હિંદુસ્તાનમા ને દેશાવરમા ફરનારી છે એ ત્રણેને ગૂજરાતી તરીકે ઓળખાવનાર વસ્તુ તેમની ભાષા છે. તેની સેવા ત્રણે કોમે કરવી અને તે ભાષામા શિક્ષણ આપનારી વિદ્યાપીઠને સ્થાપિત–પોષિત અને વર્દ્ધિત કરવી એ તેમની ફરજ છે.

માણસની નૈતિક કમાઈમાં એક દમડીનો પણ ઉમેરો કરે છે એવો નિયમ નથી જે કેળવણી આપણી બધી મર્દાનગી હરી લે, આપણને નાદાર અને નાસ્તિક કરી મૂકે, અસંતોષથી આપણા જીવનને ભરી દે અને બીજી બાજુએ અસંતોષ મટાડવા માટે કશોજ માર્ગ ન રાખીને દશે દિશાએ આપણને નાગીપાગીજ પીરસી મૂકે તે ખરી કેળવણી નથી. અક્ષરજ્ઞાન એટલેજ દરજ્જે જરૂરનું છે જેટલે દરજ્જે તે આપણી વિચારશક્તિને ખીલવે ને આપણને સારાસારનો નિર્ણય કરતા આવડે. આપણે મનુષ્ય બનવું એ પ્રથમ ભણતર છે મનુષ્ય જ અક્ષર જ્ઞાનને લાયક છે. અક્ષરજ્ઞાનથી મનુષ્યત્વ નથી આવતુ. આપણે આપણા બળને વિષે અજ્ઞાત છીએ તેથી–તે અજ્ઞાનથી બીજા દોષો આવી જાય છે આપણામા રહેલા આત્માને વિષેજ શકા છે, તેના ગુણોને વિષે શ્રદ્ધા નથી આ અજ્ઞાન કેવળ અક્ષરજ્ઞાનથી નથી જવાનુ માત્ર વિચારના પરિવર્તનથી જ જઇ શકે છે.

૫૯. આપણે પોતે ને આપણી પ્રજાએ અક્ષરકેળવણી લઇ બુદ્ધિ ખીલવવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર નૈતિક કેળવણી લેવાની છે નીતિની કેળવણી એટલે ધર્મનુ ભાન થવુ. જેને ધર્મ ઉપર આસ્થા બેઠી છે, જે તેના સ્વરૂપને સમજે છે તેની સાથે જગત એક દરે કજીઓ કરતુ નથી ને કરવા આવે તો પેલો પુરૂષ તેને વિનયપૂર્વક દૂર કરાવી શકે છે અહી ધર્મનો અર્થ માત્ર ધર્મગ્રંથોમા લખેલા ક્રિયાકાડ કરવા એ નથી, પણ પોતાને ઓળખવો, ઇશ્વરની પહેચાન કરવી એ છે, અને જેમ જેને વણતા ન આવડે તે વણકર નથી થઇ શકતો તેમ જે અમુક નિયમોનુ પાલન નથી કરતો તે પોતાને ઓળખીજ નથી શકતો. એ નિયમો તે સત્ય, અહિંસા ને બ્રહ્મચર્ય છે. આ બધાનુ જ્ઞાન ધર્મસાહિત્યમાથી મેળવી શકાય છે. ધર્મ પુસ્તકોમાથી પરમાત્માનો મેળાપ અને સત્યનુ દર્શન મળી શકશે.

૬૦ ભારતવર્ષની પુરાણી **વિદ્યાપીઠોની** પેઠે આપણી હાલની

યુનિવર્સિટીઓમા જ્યા લગી દેશમા વિદ્યાદાન ચારિત્રવાન શિક્ષકોની મારફતે નહિ થાય, જ્યા સુધી ગરીબમા ગરીબ હિંદીને સારામાં સારી વિદ્યા પહોચી શકે એવી સ્થિતિ નહિ હોય, જ્યા સુધી વિદ્યા અને ધર્મનો સંપૂર્ણ સંગમ નહિ થયો હોય, જ્યા સુધી પર ભાષાની મારફતે શિક્ષણ આપી બાળકો અને જુવાનોમા મનની ઉપર અસહ્ય બોજો પડે છે તે દૂર કરવામા નહિ આવ્યો હોય, ત્યા સુધી પ્રજાજીવન કદી ઉચ્ચ બનવાનુ નથી એ નિ:શંક છે પ્રજાકીય શિક્ષણ તે તે પ્રાતની ભાષા મારફતે અપાવુ જોઇએ. શિક્ષકો ઉચ્ચ કોટિના હોવા જોઇએ. જ્યા વિદ્યાર્થિને સ્વચ્છ હવાપાણી મળે. જ્યા મકાન અને આસપાસની જમીન આરોગ્યનો પદાર્થપાઠ આપતી હોય એવી જગ્યાએ શાળા હોવી જોઈએ અને જેમાથી મુખ્ય ધર્મોનું જ્ઞાન મળી શકે એવી શિક્ષણપદ્ધતિ હોવી જોઇએ. આવી વિદ્યાપીઠો એક નહિ પણ અનેક –પ્રાતપ્રાતમા ઉભી થશે ત્યારે વિદ્યા અને ધર્મનો સંપૂર્ણ સંગમ પ્રાપ્ત થશે.

૬૧ ગૂજરાતમા જે વિદ્યાપીઠ સ્થપાઇ તેણે કંઇ કાર્ય કરી બતાવ્યુ. અત્યારે તેની સ્થિતિ ગૂજરાતને શોભે તેવી નથી. તેવી વિદ્યાપીઠમા શિક્ષણનુ વાહન ખરી **ગૂજરાતી ભાષા** હોવીજ જોઇએ. જે ગૂજરાતી લાખો ગૂજરાતના ભણેલા વતની બોલે છે ને લખે છે તે ખરી ગૂજરાતી. ગૂજરાતી સંસ્કૃતની અને પ્રાકૃતની દીકરી હોઇ તેનો આધાર સંસ્કૃત–પ્રાકૃત ઉપર હોવોજ જોઇએ એમા તો કોઇ શંકા ન લાવી શકે. જેમ જેમ આપણામા પ્રજાપ્રેમ વધતો જાય છે તેમ તેમ આપણામા ભાષાપ્રેમ વધવો જોઇએ દેશપ્રેમ હોય ને ભાષાપ્રેમની ખેવના ન હોય એ અસંભવિત છે હિંદુ (જેમા જૈનો સમાય છે), મુસલમાન ને પારસી એ ત્રણે કોમો ગૂજરાતી બોલે છે, ત્રણે વેપારી કોમ આખા હિંદુસ્તાનમા ને દેશાવરમા [illegible] છે એ ત્રણેને ગૂજરાતી તરીકે ઓળખાવનાર વસ્તુ તેમની ભાષા છે. તેની સેવા ત્રણે કોમે કરવી અને તે ભાષામા શિક્ષણ આપનારી વિદ્યાપીઠને સ્થાપિત–પોષિત અને વર્દ્ધિત કરવી એ તેમની ફરજ છે.

૬૨ પ્રજાકીય ઉન્નતિમા સ્વભાષાપ્રેમ ઉપરાત દેશની સર્વ સામાન્ય ભાષા પર પણ આદર હોવો જોઇએ. તે ભાષા તે હિન્દી છે. તેનું શિક્ષણ તે પ્રજાકીય શિક્ષણના મૂળાક્ષર સમાન છે તેથી નવજવાનોએ **હિન્દી ભાષા** શીખી લેવી જોઇએ; કે જેથી અત્યારે દેશના એક પ્રાતના નવ જવાનોને બીજા પ્રાતમા જવુ ને ખપ લાગવુ સો સો વાત થઇ પડે છે તેમ ન બને. ચાલાક, નમ્ર, અને મહેનતુ હરકોઇ જવાન એ થોડા માસમા શીખી લઈ શકે. એ શીખવામા સહેલી ભાષા છે. તેમા કેટલાયે શબ્દો તો ઘરનાજ લાગશે, કારણ દ્રાવિડી ભાષાઓ સિવાયની ઉત્તરની ભાષાઓના મોટા ભાગનો શબ્દભડોળ એક જ છે. એ ભાષા ઉચ્ચ અને વિદ્વત્તા ભર્યા વિચારોને સુદ્ધા પહોચી વળે તેવી છે.

૬૩ **અંગ્રેજી ભાષા** એ પરભાષા છે, અને સાહિત્યની દૃષ્ટિએ તેનુ મહત્ત્વ ઘણું છે. અગ્રેજી ગ્રંથોમા ભારે વિભૂતિઓ સમાયેલ છે, પણ અંગ્રેજીનું શિક્ષણ સમસ્ત પ્રજાવર્ગપર લાદી નહિ શકાય. અગ્રેજી ભાષા આજકાલનો વાયુ છે. તેના પ્રત્યે તિરસ્કાર ન કરતા એ ભાષા શીખવી એ જુદી વસ્તુ છે અને તેને માતૃભાષા-માદરીજબાન બનાવવી એ જુદી વસ્તુ છે. રાજકારણી ભાષા અથવા વ્યાપારની ભાષા ઉપરાત અગ્રેજીનું બીજુ સ્થાન નથી એમ અગ્રેજીભાષામા વિશારદ થયેલ કેટલાક પ્રજાનેતાઓ જણાવે છે. હાલ તે રાજભાષા છે અને તે પ્રત્યે લોકોનુ ધ્યાન ઘણું વળ્યુ છે અને એને પરિણામે અસંખ્ય ગ્રેજ્યુએટો-યુનિવર્સિટીના પદવીધરો હિંદના દરેક ઇલાકામા પ્રાપ્ત થયા છે અને વિશેષ નીકળતા જાય છે. એમાના કેટલાકે દેશની, સાહિત્યની, ધર્મની, કોમની, જાતિની સેવા ઘણી સારી બજાવી છે.

૬૪ આપણા ઉચ્ચ અંગ્રેજી શિક્ષણ પામેલા સરકારી ગ્રેજ્યુએટોએ ઘણું ઘણુ કરવાનુ રહે છે. યુનિવર્સિટીનુ શિક્ષણ, અખંડ અને ઉચ્ચ વિચાર-સરણિ પ્રત્યેના પ્રેમનો વિકાસ, અને લૌકિક પ્રથાઓ તથા દૃઢીભૂત થયેલી અનુચિત ભાવનાઓની સામે વિરોધ

કરવાની શક્તિ ન કેળવી શકે તો તે શું કામનું? સુશિક્ષિત જન તો જ્યાં સત્ય હોય ત્યાંથી તેને શોધી કાઢી તેને અનુસરશે અને ઘણા લોકો અનુસરે છે તે પ્રમાણે–ગતાનુગતિક ગાડરપ્રવાહ પ્રમાણે અનુસરવાની ચોખ્ખી ના પાડશે. જ્ઞાનમાં શક્તિ છે અને સત્ય સ્વતંત્રતાને માર્ગ કરી આપે છે. દેશનું નવીન ઘડતર કરવા માટે આપણે વિચારવું ઘટે અને પ્રજ્ઞાથી કાર્યક્રમની વ્યવસ્થા કરવી ઘટે. નૂતન ઝાંખી કરવાથી નિપજતી અચલ શ્રદ્ધા, નવીન શરૂઆત અને આશામાંથી સર્જન થાયછે. વર્તમાનયુગમાં ચારે બાજુ અનેક આંદોલનો, વિચારપ્રવાહો અને પ્રશ્ન–ઉકેલણી ગતિમાન્ થયેલ છે તેમાં વિચારસરણિ ઢીલી અને મુંઝાયેલી રહે, સ્પષ્ટ સૂક્ષ્મદર્શન ન થાય એ સ્વાભાવિક છે.×× આપણી સમાજના અને સંસ્કૃતિના પ્રદેશોમાં પણ વસ્તુસ્થિતિ લગભગ એવી છે. આપણે અભિમાન અને આત્મનિંદા એ બે છેડા વચ્ચે ઝૂલીએ છીએ. સમાજદેહમાં જે ઘા પડયા છે તે કેમ રૂઝવવા તે સૂજતું નથી. રૂઢિ શાસ્ત્રને નામે પીડી રહી છે, બીજી બાજુ ક્રાંતિકારક તર્કવાદ આખી સ્થિતિની ઉથલપાથલ કરી નાખે તે પ્રમાણે પોતાના સિદ્ધાંતો ફેંકી રહ્યો છે. સામાજિક અને દેશના સંસ્કૃતિવિષયક બળો છિન્નભિન્ન થઇ ગયાં છે. આમાં જૂનું અને નવું એ બંનેનું ઐક્ય–એકીકરણ કેમ કરવું એ મોટો પ્રશ્ન છે અને તે પ્રશ્નનું નિરાકરણ યુનિવર્સિટીનું શિક્ષણ ન કરી શકે તો તેવા શિક્ષણથી શું લાભ?

૬૫. ભૂતકાલનું—જૂનું એટલું સોનું, એમ સમજી તેનું બધું રોમાંચકારક–વિસ્મયકારક (romantic) લાગે છે પણ જો તેનાથી આપણે સર્વસંતુષ્ટ રહીએ તો તેથી અધઃપતન પ્રત્યે જવાય, કારણકે એવી અનેક જૂની પ્રથાઓ અને રૂઢિઓ પ્રચલિત છે કે જે વર્તમાનમાં તે સ્વરૂપે ઉપયોગી નથી. पुराणमित्येव न साधु सर्वम् । –જેટલું જૂનું એટલું બધું સારૂં એમજ નથી. જીવનપ્રવાહમાં ભૂતકાલ તે વર્તમાનકાલ નથી મૌલિકતા અને સાહસિકતાથી પ્રગતિ આવે છે. અનુકરણથી અને જૂને ચીલે ચાલ્યા જવાની વૃત્તિથી સડો થાય

છે. ભૂતકાલની દેખાતી પ્રજ્ઞા ગમે તેટલી સપૂર્ણ હોય, છતા તે જે રૂપોમા આચ્છાદિત છે તે રૂપો છેવટના–આત્યંતિક નથી. તેઓને ભાગીને નવા બનાવવાની જરૂર છે. ભણેલાઓએ જીવનનુ તાત્ત્વિક સ્વરૂપ પ્રાપ્ત કરી તેને નવા કાર્યોમા કામે લગાડવું જોઈએ. એક જાતિ કે કોમનુ તાત્ત્વિક સ્વરૂપ તે પૂર્વ યુગોમા જે સ્થિતિમા હતુ તેમાથી ઉપલબ્ધ થતુ નથી તેમજ વર્ત્તમાનમા જે સ્થિતિમા સ્થિર થયેલ હોય તેમાથી પણ મળતુ નથી, કોઇપણ પ્રજાના ઇતિહાસની પર્યાલોચના કરીએ તો એવુ ઉંડુ ને પાયામાથી ચગેલુ કંઇક મળી આવશે કે જે સપૂર્ણતા પામ્યા વગર નિરતર નવીન ને નવીન થતું જાય. આ વિકાસ પામતી વૃદ્ધિ–વિકાસવાદ જીવનનુ રહસ્ય છે–તાત્ત્વિક સ્વરૂપ છે. આર્ય સસ્કૃતિમા મનુષ્યના આત્માની અમરતા પર, સમસ્ત વિશ્વની અનતતા પર અને જ્યાથી સત્ય મળે ત્યાથી તેના શોધનપર પ્રધાન ભાર મૂકવામા આવ્યો છે. ભારતદેશે જીવનના વિકાસક્રમ પ્રત્યે પોતાનુ તત્ત્વજ્ઞાન વિસ્તાર્યું છે. શુદ્ધ આત્માની પ્રાપ્તિના પ્રયત્ન વડે જ મુઝવણમા નાખે તેવા અનાવશ્યક આવરણોનો નાશ થશે. જે વસ્તુઓ ડગી નથી તે કાયમ દૃઢ રહે તેટલા માટે આસપાસ જે કાષ્ઠ, ઘાસ અને ઠુંઠા ઉભા રહ્યા હોય તેનો રસ્તો કરી નાખવો જોઇએ–દૂર કરવા જોઇએ.

૬૬. ભારતના બધા આર્ય ધર્મોમા મૂળતત્ત્વો અને તે સબંધીની ફિલસુફી લગભગ એક પ્રકારની, એકજ ઉદ્દેશ–સાધ્ય પ્રત્યે પ્રયાણ કરનારી છે. માત્ર શબ્દ–પરિભાષા જુદી જુદી વાપરવામા આવી છે. છતા જૈન કે જૈનેતર, બ્રાહ્મણ કે બ્રાહ્મણેતર વગેરેમા આતરિક એકતા ન દેખાતી હોય અને કવચિત્ કવચિત્ કલેશ ને કલહનુ રૂપ લેતી હોય તો તે દુઃખદાયક છે, નરી મૂર્ખતા છે. એકજ ભૂમિમાં ઉછરનાર, એકજ ભૂમિના અન્ન પાણીથી પોષણ લેનાર, એકજ પ્રકારની સસ્કૃતિના સસ્કાર પામનાર, એકજ જાતના સુખદુખો ભોગવનાર અરસ્પરસ સહકાર, પ્રેમ અને વિશ્વાસ દાખવી શકે અને



શ્રી પાર્શ્વનાથ કુમાર અને કમઠ તાપસ

—મુગલસમયના ચિત્રમાંથી

[ શ્રી પૂર્ણચંદ્રનાહારના સૌજન્યથી ]

તેથી એકતા સાધી શકે, અને તે સાથે દરેક પોતપોતાની વિશિષ્ટ વિધિ ક્રિયાઓનુ પાલન પણ કરી શકે અને પોતાનો ધર્મ પાળી શકે પણ એક બીજા તે માટે કઇપણ વિરોધ રાખી ન શકે.

૬૭. જૂદી જૂદી સંસ્કૃતિમા ઉછરેલી પણ એકબીજા સાથેજ વસતી હિન્દુ અને મુસ્લિમ જાતિમા પણ ઐક્ય જોકે દુ:સાધ્ય અમુક વખત સુધી હોય પણ અસાધ્ય તો નથી. એક જાતના દુ:ખમાથી બને પસાર થઇ તે સાથે સહેવાની અને તેનો પ્રતિકાર કરવાની તકો મેળવે, એક બીજા એકબીજાના પોતાને ઇષ્ટ લાગતા તત્ત્વો ગ્રહણ કરે અને એકબીજાની ધર્મક્રિયાઓ પ્રત્યે સહિષ્ણુતા રાખે, યા દરેક પૃથગ્ રીતે પોતાની પ્રગતિ કરે પણ સામાન્ય જ્યાં બચાવ કરવો પડે ત્યા એકત્રિત થઇ બચાવ કરે તો એકતા શીઘ્ર સુલભ થાય. સમ્રાટ્ અકબરે એકતાની દિશામા શુભ પ્રયાસ કર્યો હતો. તેણે તો દરેક ધર્મના આચાર્યો, મોલવીઓને ભેગા કરી તેમની પાસે તેમના ધર્મના તત્ત્વો સબંધી હકીકત મેળવી 'દીને ઇલાહી' નામનો બધામાથી ઇષ્ટ તત્ત્વો લઇને કરેલો નવો મત કાઢયો; તેમજ ભાષા પણ આખા દેશમા એક કરી નાખી. બીજા પ્રયત્નોમા શિલ્પ કળામા બને સસ્કૃતિનો મેળ થયેલો જોવાય છે; સંગીતમા તાનસેને અને શિખ ગુરૂઓએ બનેનુ સયોજન (adjustment) કર્યું કબીર અને ગુરૂ નાનકે બને સસ્કૃતિમાથી ધાર્મિક ભજનો રચી-સગ્રહી બનેમા સમભાવ પેદા કરવાનો શ્રમ ઉઠાવ્યો. આમ અનેક પ્રયત્નો થવાથી કેટલીક સરળતાઓ થઇ ગઇ મુસ્લિમમાથી હિદુ ધર્મને મળતો સૂફીવાદ ઉત્પન્ન થયો, પોતે વિદેશી રહ્યા નથી એમ સમજાયુ, એક બીજા સુખસપથી રહેવા લાગ્યા, છતા એકબીજાની સંસ્કૃતિ, સાહિત્ય અને ઇતિહાસનુ અજ્ઞાન અલગપણાની ભાવના ઉત્પન્ન કરવા માટે ઓછુ જવાબદાર નથી એકબીજાના સાહિત્યનો એક બીજાએ અભ્યાસ કરવો એ કોમીવાદ દૂર કરવા માટે એક ગનરમાર્ગ છે.

૬૮. સાહિત્ય કે વિજ્ઞાન ગમે તે હો, પરંતુ તેના હિ. એ

તત્ત્વો સ્થાપિત છે તે પ્રત્યે દુર્લક્ષ કરી શકાય તેમ નથી. (૧) કોઈપણ સાહિત્ય કે વિજ્ઞાન બીજાં સાહિત્ય કે વિજ્ઞાનોના ઉપલબ્ધ સમાંતર (collateral) પુરાવા પ્રત્યે અલક્ષ કરી શકે નહિ, (૨) સાહિત્ય કે વિજ્ઞાન અમુક જાતિના લોકો માટેજ નથી પરંતુ સંસ્કૃતિવાળા જગત્‌મા સમસ્ત વિદ્યાવાન્ જાતિ માટે છે. એક ધર્મની કે એક દેશની કે એક જાતિની વ્યક્તિએ સર્જેલા સાહિત્ય કે વિજ્ઞાનને એકાકી પૃથક્ રાખી ન શકાય, અને સર્વ વ્યક્તિઓ-પછી તે વ્યક્તિ ગમે તે ધર્મ પાળતી, ગમે તે દેશની કે જાતિની હોય-ના સાહિત્ય કે વિજ્ઞાનના સિદ્ધાંતોને શ્રી હરિભદ્રસૂરિના યોગબિંદુના નીચેના શ્લોક પ્રમાણે અંગીકારવા ઘટે, તેમ કરવાથી ફલસિદ્ધિ અચૂક થાય છે:—

**आत्मीयः परकीयो वा कः सिद्धांतो विपश्चिताम् ।**
**दृष्टेष्टाबाधितो यस्तु युक्तस्तस्य परिग्रहः ॥**

—વિદ્વાનોને પોતાનો સિદ્ધાંત કે પારકાનો સિદ્ધાંત એવું શું છે ? જે સિદ્ધાંત દૃષ્ટ અને ઇષ્ટથી-વસ્તુ અને સ્વરૂપથી-અબાધિત એટલે અવિરૂદ્ધ હોય તેનો પરિગ્રહ એટલે સ્વીકાર કરવો યોગ્ય છે.

કહ્યું છે કે:—

**यस्माद् यो यस्य योग्यः स्यात् तत्तेनालोच्य सर्वथा ।**
**प्रारब्धव्यमुपायेन सम्यगेष सतां नयः ॥**

શ્રી રાયચંદ કવિ કહે છે કે:—

જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ,
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ.

ગાંધીજી કહે છે કે 'જૈન દર્શનમાં અહિંસાનો એટલી બધી સૂક્ષ્મતાથી વિચાર કરવામાં આવ્યો છે કે તે અહિંસાધર્મને નામે પણ ઓળખાય છે. તેથી અહિંસાને પોષક એવા જે કાંઈ તત્ત્વો જૈનેતર ગ્રંથો કે સંપ્રદાયોમાં મળી આવે તે બધા જૈનોને માટે આદરણીય છે, તેવીજ રીતે જૈન દર્શનમાં જે જે અહિંસાધર્મ

આદિના તત્ત્વો છે તે અજૈનોને માટે આદરણીય છે. વળી તેઓ કહે છે કે 'ધર્મને સભ્યતાની સાથે સરખાવી શકાય. જેમ આપણે પોતાની સભ્યતાને સાચવતા છતા બીજી સભ્યતામા જે સારૂ હોય તેનો અનાદર ન કરતા તેમાથી તે લઇએ છીએ, તેમ પરધર્મને વિષે પણ કરાય.'

૬૯. આ પુસ્તક જે નિબંધની સંશોધિત-વર્દ્ધિત્ બૃહત્ આવૃત્તિ છે તે નિબંધની પ્રેરણા કરનાર સાહિત્યસંસદ્‌ના પ્રમુખ સાક્ષરશ્રી કનૈયાલાલ મુનશી, તેની આવૃત્તિ કરવાની પ્રેરણા કરનાર મારા મિત્રો, જૈન પુસ્તક ભંડારો જોવા તપાસવાની સગવડતા કરી આનાર મુનિ અને શ્રાવક મહાશયો, હસ્તલિખિત પ્રતોના સંબંધી બહાર પડેલ રીપોર્ટો-સૂચીઓ અને તેના ઘડનારા વિદ્વાનો, ચિત્રોના 'બ્લૉકો' વિના બદલાએ સૌજન્યથી પૂરા પાડનાર સજ્જનો અને સસ્થાઓ, વગેરે જે જે આ પુસ્તકના પ્રકાશનમા ઉપકારક-નિમિત્તભૂત થયા છે તે સર્વેનો તેમજ પ્રસ્તાવના લખવા માટે ( કે જેમાના બધા વિચાર સાથે હુ સંમત નથી ) વડોદરા કોલેજમા ઇતિહાસના પ્રોફેસર કામદારનો અત કરણપૂર્વક આભાર માનુ છુ અને ખાસ કરી શ્વે. જૈનોની મહાન્ સસ્થા-શ્રી જૈન શ્વે. કોન્ફરન્સ કે જેણે મારી આ કૃતિને પ્રકાશિત કરી એક પ્રકારે અખિલ ભારતના સાહિત્યની સેવા કરી છે તેનું ઋણ વિસર્યું વિસરાય તેમ નથી. તે મહાસંસ્થાએ આખી જૈન શ્વે. સમાજમા પ્રબલ જાગ્રતિ ફેલાવી છે, સુધારા તથા પ્રગતિશીલ કેળવણીના પ્રચારનુ વિશાલ વાતાવરણ ઉપજાવ્યુ છે, દેશના હિતને તથા સ્વધર્મને જાળવી વિચારસ્વાતંત્ર્યનો પાયો નાખ્યો છે, ભય વહેમ સંકુચિતતા અનર્થપરંપરા ઘેલછા અસહિષ્ણુતા અને અવિવેકના પર પ્રહાર કરી સમાજને સીધા અને પ્રગતિશીલ માર્ગે દોરી છે-એમ અનેકાનેક લાભો આ મહાસંસ્થાએ કર્યા છે અને તે દ્વારા થઇ શકે તેમ છે. તે એક જીવંત પ્રાણવાન્ નિયમબદ્ધ, સંગઠિત, ઐક્ય, જાજ્વલ્યમાન સંસ્થા સર્વદા બની રહે એ મારી હૃદયેચ્છા છે.

૭૦ આ ઇતિહાસમાં વિશ્વસનીય હકીકતોનો પ્રમાણ-આધાર આપી સંગ્રહ કરવામા આવ્યો છે. મળેલી અસંખ્ય હકીકતોને પ્રમાણપુરઃસર લેવી, તેમાથી ખરૂ શુ છે તે તારવવું અને તેની યથાસ્થાને યથારીતે યોજના કરવી એમા બહુ મહેનત, મગજમારી અને વિચારપૂર્વક મનન કરવા પડયા છે અને તેથી **योजक स्तत्र दुर्लभ** । એ કથન બરાબર સમજાયું છે અત્યુક્તિ કોઇપણ સ્થળે બનતા સુધી ન થાય એની કાળજી રાખી છે, કારણકે તેનાથી મૂળ વસ્તુને અન્યાય થાય છે અને તે વસ્તુને યથાર્થ સ્વરૂપે સમજી શકાતી નથી ગાંધીજી ખરૂ કહે છે કે 'અત્યુક્તિ એ અસત્યનુ એક ભૂડું સ્વરૂપ છે. અસત્ય વડે પ્રજા ચઢતી હોય તો પણ આપણે એ ચઢતીનો અસ્વીકાર કરવો એ વધારે શોભે, કેમકે એવી ચઢતી એ છેવટે પડતી કરાવે છે' તેજ પ્રમાણે હુ જૈન હોઈ જૈન સાહિત્યની ચઢતી અત્યુક્તિથી બતાવુ એવી ઇચ્છામા રહેલો સપ્રદાયમોહ મેં સ્વીકાર્ય ગણ્યો નથી એ નમ્રપણે જણાવું છુ, તેમજ સર્વ ધર્મો પ્રત્યે પ્રેમ, ઉદારતા અને સહિષ્ણુતા રાખવાનો આદર્શ સ્વીકાર્યો છે અને તેથી બીજા સમ્પ્રદાય પ્રત્યે તિરસ્કાર કે નિંદાવચન લેશ પણ ન વપરાય અને સમભાવબુદ્ધિ જાગૃત રહે તેની પણ કાળજી રાખી છે.

૭૧ શ્રુત-સાહિત્ય પ્રત્યેની ભક્તિએ આ કૃતિ કરવામા મને પ્રેરિત કર્યો છે, આ વખતે શ્રી **માનતુગ સૂરિના આદિનાથ-ભક્તામર** સ્તોત્રનુ નીચેનું પદ્ય સ્મરણમા બરાબર આવે છે કે:—

> अल्पश्रुतं श्रुतवतां परिहासधाम
> त्वद्भक्तिरेव मुखरीकुरुते बलान्माम् ।
> यत्कोकिलः किल मधौ मधुरं विरौति
> तच्चारुचूतकलिकानिकरैकहेतुः ॥

—હુ રહ્યો અલ્પશ્રુત અ શ્રુતવાન્ પુરૂષોના પરિહાસનુ સ્થાન, છતા તારી ભકિતજ મને પરાણે બોલતો કરે છે; જેમ કોકિલા વસંતમા મધુર રવ કરે છે તેમા હેતુ માત્ર આમ્રકળીઓનો સમૂહજ છે

મહાન્ કવિ કાલિદાસના નીચેના બે શ્લોકાર્ધમા વર્ણવેલી છે તેવી મારી ગતિ-સ્થિતિ છે તે હુ મુક્તકંઠે જણાવુ છુઃ—

मणौ वज्र समुत्कीर्णे सूत्रस्येवास्ति मे गतिः ॥

—વજ્રથી વીંધાયેલા રત્નમા સૂત્રની જેમ (અત્ર) મારી ગતિ છે

प्रांशुलभ्ये फले लोभादुद्बाहुरिव वामनः ॥

—ઉચાથી જે ફલ લભ્ય થાય તેમ છે તે પ્રત્યે વામન (ઠીંગણો) તે ફલના લોભથી પ્રેરાઇ પોતાનો હાથ લંબાવે, એવી મારી સ્થિતિ છે

૭૨ જૈન ધર્મ અને તેના સાહિત્ય પ્રત્યે જ્યારે જ્યારે ખોટા આક્ષેપો થાય છે ત્યારે ત્યારે એક સુપ્રસિદ્ધ અંગ્રેજી ભજનની કડી યાદ આવે છે કે 'જ્યારે ધૂમસ ઉડી જશે ને વાતાવરણ સ્વચ્છ થશે ત્યારે આપણે એક બીજાને અધિક પીછાનીશુ.'

મારા આ પ્રયત્નથી શ્વેતામ્બર જૈનોએ આર્ય સસ્કૃતિની ભવ્ય ઇમારતમા કેટલો સુન્દર ફાળો આપ્યો છે તેનો બરાબર ખ્યાલ જૈન કે જૈનેતર—સર્વ સાહિત્યવિલાસી વર્ગમા આવશે તો મારો પરિશ્રમ નિરર્થક નથી ગયો એ સમજાતા આ સાહિત્યસેવકને આનદ થશે. આવા પ્રયત્નો બૌદ્ધ, વૈષ્ણવ, શૈવ, શીખ, જરથોસ્તી, ખ્રિસ્તી અને ઈસ્લામી ધર્મના સાહિત્યના ઇતિહાસો લખી બહાર પાડવામા તે તે ધર્મના વિદ્વાનો કરશે તો વિશેષ આનદ થશે.

મુંબઈ નવેમ્બર ૧૯૩૨. મોહનલાલ દલીચંદ દેશાઈ.

---

# પ્રસ્તાવના.



ભાઈશ્રી મોહનલાલ દલીચંદ દેશાઈ જૈન સાહિત્યના પ્રખર સંગ્રાહક અને લેખક છે અને તેમની તે વિષય ઉપરની કૃતિઓ જૈન ને જૈનેતર જગતને હવે સારી રીતે જાણીતી છે. અત્યાર સુધી તેમણે પોતાની પ્રસાદી જૈન ગૂર્જર કવિઓ સબંધી પીરસી હતી; પણ પ્રસ્તુત ગ્રંથમા તેમણે પોતાના પ્રયાસને બૃહત્ સ્વરૂપ આપ્યું છે અને જૈન સાહિત્યના ઉગમથી માંડીને અત્યાર સુધીના તેના ભિન્ન ભિન્ન વિકાસોને તેમા સ્થાન આપ્યુ છે આ પ્રયાસ ભગીરથ છે, જો કે ગ્રથકર્તાએ ને પ્રયાસને "સંક્ષિપ્ત" કહી તેની ભગીરથતાને છૂપાવી છે.

એ પ્રયાસ એક પક્ષે "સંક્ષિપ્ત" તો ગણાવી શકાય. તેમા જૈન સાહિત્યના ઇતિહાસના વિકાસનુ માત્ર રેખાદર્શન કરાવવામા આવ્યુ છે. ઘણી વાર તો કર્તાએ તેમા જૈન કૃતિઓના નામોનો માત્ર નિર્દેશ કરી સતોષ માન્યો છે. પાના ઉપર પાના આવા નિર્દેશ માત્રોથી ભરવામા આવ્યા છે. તેથી કોઇ જૈન કૃતિ પાને ચડવી રહી ગઇ નહિ હોય ભવિષ્યમા ગૂર્જર કે જૈન સાહિત્યના અભ્યાસી ને સંશોધકને બીજે સ્થળે જવુ ન પડે તેવો પ્રયાસ કરવામા કર્તાએ જરાપણ કચાશ રાખી નથી. પરિણામે આ "જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ" માત્ર જૈન સાહિત્ય માટેજ નહિ, માત્ર ગૂર્જર સાહિત્ય માટેજ નહિ, પણ હિન્દના મધ્યયુગના સાહિત્યના પરિચય માટે પણ પ્રમાણભૂત ગણાશે.

પણ આ ગ્રંથ માત્ર સક્ષિપ્ત ઇતિહાસ નથી તેના છેલ્લા પ્રકરણોમા જૈન ફિલસુફી, જૈન સઘ, જૈન તત્ત્વો, ને જૈન સમાજ ઉપર માર્ગદર્શક, ને નિષ્પક્ષપાતી લખાણો ઉમેરવામા આવ્યા છે તે લખાણ વાચતા ઘણી વાર તો એમ પણ લાગે કે લેખક જૈનેતર તો નહિ હોય!

વિશેષ, ગ્રંથમા જ્યા જરૂર લાગી. ત્યા જૈન સમાજમા ખાસ નામના મેળવનારાઓના પૂરા જીવનચરિતો આપવામા આવ્યા છે અને જેમ પૂર્વે થઇ ગયેલા જૈન આચાર્યોએ ને મુનિઓએ કર્યુ હતું તેમ લેખકે પણ તેમની યાત્રાઓ, તેમની દાનપ્રશસ્તિઓ, તેમની અમારિવિજય શ્રેણીઓ, વગેરેનુ વર્ણન આપ્યુ છે.

પરિણામે સદરહુ ગ્રથ જૈન સાહિત્યનો માત્ર સંક્ષિપ્ત ઇતિહાસજ પરિણમતો નથી, કોઇ વાર તેનુ વસ્તુ ફિલસુફીમા ઉતરી જાય છે, કોઈ વાર તે જીવનચરિતની નાની મોટી વીગતોના વર્ણનમા ઉતરી પડે છે, કોઈ વાર તે ઇતિહાસ, કળાના અવશેષો, સ્થાપત્ય, શિલાલેખો, વગેરેના વર્ણનોમા પ્રકટી નીકળે છે, કોઇ વાર તે જૈનોનાં સામાજિક લક્ષણોના વર્ણનમા ઉતરી પડે છે; પણ એકંદરે તો તે "જૈન સાહિત્ય"ના ઇતિહાસ તરીકેજ વાચકને મળે છે તેથી તેનુ નામ—"જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ" રાખી કર્તાએ યોગ્ય જ કર્યું છે

કર્તા પોતે કહે છે કે—સાહિત્ય એ શબ્દના બે ત્રણ અર્થ સૂચવાય છે. ૧ ઉપકરણ કે સાધન, ૨ રસશાસ્ત્ર (કાવ્યપ્રકાશ, કાવ્યાનુશાસન, સાહિત્ય-દર્પણ આદિ) ૩ કોઇ પણ પ્રકારનુ સાહિત્ય (વૈદિક સાહિત્ય, સાખ્ય સાહિત્ય, જૈન સાહિત્ય). પ્રસ્તુત ઇતિહાસમા તેના આ છેલ્લા અર્થને આપણી નવીન રૂઢિને અનુસરી સમગ્ત વાઙ્મયના (લાક્ષણિક) અર્થમા વિશેષ સ્થાન આપેલ છે. જૈન સાહિત્યમા કોઈપણ પ્રકારનુ શાસ્ત્ર—પછી તે ધર્મશાસ્ત્ર, આચારશાસ્ત્ર, વિધિશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, અલંકાર, કાવ્ય, જ્યોતિષ, ભૂગોળ, ખગોળ, શિલ્પ, સગીત, આદિ હોય તે સર્વનો સમાવેશ કરીને આ પુસ્તક યોજવામા આવ્યુ છે વિચારાત્મક ને શબ્દાત્મક એમ બને રૂપે સાહિત્ય હોઈ શકે. જે જ્યા સુધી મનોગત હોય, પ્રકાશમા ન આવ્યુ હોય, ત્યા સુધી તેને વિચારાત્મક સાહિત્ય કહેવુ હોય તો કહી શકાય. જ્યારે તે સુપ્રકાશ શબ્દના જુદા જુદા રૂપમા, કલ્પનાના અતિશય

ના, કે ઉત્પ્રેક્ષા આદિ અલંકારોમા સર્જાઇ થઇ બહાર આવે તે શબ્દાત્મક સાહિત્ય લેખાય આ શબ્દાત્મક સાહિત્ય જયારે કાગળો ઉપર લિપિબદ્ધ થાય છે ત્યારે એનુ બીજુ નામ શાસ્ત્ર-પુસ્તક-ગ્રંથ દેવામા આવે છે" પાનુ ૭૩૯ પેરા ૧૦૬૪

કર્તા બીજે સ્થળે લખે છે કે "દક્ષિણમા દિગબરોનો જાજ્વલ્યમાન ઇતિહાસ ક્રમબદ્ધ લખવાની જરૂર છે. અત્ર શ્વેતાબરોનો ઇતિહાસ લિપિબદ્ધ કર્યો છે, કે જેઓ ૧૨ મા સૈકા પછી પણ સારૂ સ્થાન ગૂર્જરાતમા ભોગવતા રહ્યા." પાનુ ૭૬૬ પેરા ૧૧૦૧

વળી, "આ સર્વ વિદેશી પડિતોએ જૈન ધર્મ અને સાહિત્ય માટે જે કંઈ કર્યું છે તેનો ખ્યાલ તેમના લખાણો અગ્રેજી ભાષામા પ્રાપ્ત થતા આવી શકયો છે. અગ્રેજીમા સસ્કૃત સાહિત્યનો ઇતિહાસ જેવા અનેક ઇતિહાસ પ્રકટ થયા છે, અગ્રેજી શિક્ષણને લઇને આવો ઇતિહાસ આ સ્વરૂપે આલેખવાની આ લેખકને પ્રેરણા મળી છે અને તે પ્રેરણાને પ્રતાપે સમગ્ર કાલપર યથામતિ બન્યો તેટલો અને તેવો ગોઠવી પ્રજાસમક્ષ તે ધરી શકાયો છે.. આ પુસ્તકમા કાલક્રમે ગ્રંથોને ગોઠવેલ છે, અને તે ઉપરથી વસ્તુસ્થિતિના પૌર્વાપર્ય માનવામા સગવડ મળે છે, છતા એ યાદ રાખવાનુ કે કેટલીક વખત પ્રાચીન ભારતના ઇતિહાસકારને આ સરલ માર્ગ પણ ખોટા અનુમાન ઉપર ઉતારે... ઇતિહાસકાર શાતિથી, ધીરજથી, વિશાળ અવલોકનથી, અને નિષ્પક્ષપાત-સત્યૈકનિષ્ઠ-દૃષ્ટિથી નિર્ણય ઉપર આવવા યત્ન કરે તો તે યત્ન થોડો ઘણો પણ સફલ થાય તેવો છે." પાનું ૭૫૦-પેરા ૧૦૮૧.

આ બધા અવતરણો આપવાનુ કારણ એ છે કે વાચક લેખકની કૃતિનુ પ્રયોજન બરોબર સમજી શકે.

જૈન ને જૈનેતર લેખકો જૈન સાહિત્યને ઉપરની દૃષ્ટિથી જોતા આવ્યા છે. તેમને મન જૈન સાહિત્ય એટલે જૈનોએ લખેલુ સાહિત્ય. અને ઉપરાત જૈનદર્શન સંબંધી સાહિત્ય. એટલુ ખરૂ છે કે જૈન

વિચારો ને જૈનદર્શન લખનારામાં નવ્વાણું ટકા તો જૈનો છે તેથી આ બે વિભાગોની ઉપયોગિતા વાચકને કે અભ્યાસીને એકદમ જણાતી નથી, પણ એવા વિભાગો કરવાની જરૂર તો છે એમ મારે કહેવું જોઇએ કારણ એ છે કે જૈનોએ લખેલા વાઙ્મયના વિષયો વચ્ચે અને તેમણે લખેલા જૈનદર્શન કે જૈન વિચાર ઉપરના સાહિત્ય વચ્ચે ઘણો ફેર છે અને તે બનેનો સભ્રમ કરવાથી સંસ્કૃત, પ્રાકૃત, ને બોલાતી ભાષાઓના સાહિત્યના ઇતિહાસના અભ્યાસીને તેમના ઐતિહાસિક વિકાસનો ખરો ખ્યાલ આવી શકતો નથી.

આ સભ્રમ માટે જૈનો ને જૈનેતરો બને જવાબદાર છે. જૈનેતર લેખકોએ જૈનોએ લખેલા ધર્મ સિવાયના બીજા સાહિત્યની હમણાં સુધી અવગણના કરી છે—કેટલા સંસ્કૃત ભાષાના અભ્યાસીઓને ભક્તામરસ્તોત્રના સુંદર શ્લોકો જાણીતા છે? તેમ જૈન લેખકો પણ કેટલેક અંશે જવાબદારીથી છૂટા થઈ શકતા નથી. તેમણે પોતાના પૂર્વાચાર્યોએ ને પૂર્વજોએ લખેલા સાહિત્યનો તુલનાત્મક ને સબદ્ધ ખ્યાલ આપ્યો નથી, વળી તેમણે વાઙ્મયને ને દાર્શનિક સાહિત્યને ભેળવી દઇ વધારે મુશ્કેલીઓ ઉભી કરી છે.

પણ પ્રસ્તુત ઉપર જણાવ્યું તેમ જૈનોએ લખેલા સાહિત્યના બે વિભાગો થવા જોઈએ (૧) જૈનદર્શન ઉપરનું સાહિત્ય, જેમાં કર્મવાદ, સ્યાદ્વાદ, ન્યાય (? નય), અસ્તિકાય, વગેરે જૈનદર્શનના લાક્ષણિક વિવેચનોનો સમાવેશ થવો જોઈએ ને (૨) સાહિત્ય વાઙ્મય વિભાગ, કે જેમાં ભાઈ શ્રી મોહનલાલભાઈએ કર્યું છે તેમ ધર્મશાસ્ત્ર (?), [illegible] (?), સિદ્ધાન્ત (?), નીતિ [illegible], કાવ્ય, નાટક, [illegible], [illegible], વગેરેનો સમાવેશ થવો જોઈએ.

ઉપર દર્શાવેલા વિભાગો, જો વ્યાકરણમાં [illegible] તો જ્યોતિષ, [illegible], શિલ્પ સંગીત, નીતિશાસ્ત્ર (જેનો અર્થ હું Politics કરું છું), [illegible] (જેનો અર્થ હું Ethics કરું છું) વગેરે વિભાગો [illegible] સાહિત્યનો

સમાવેશ તે તે વિષયોના સાહિત્યના ઇતિહાસમા થવો જોઇએ—નર્યા વાઙ્મયમા તે વિષયો આવવા જોઈએ નહિ.

જૈનો વિધિ, આચાર, ન્યાય, યોગ, સ્યાદ્વાદ, કર્મ વગેરે ઉપર લખે ત્યારે તેઓ જૈનો તરીકે લખે, જ્યારે તેઓ શિલ્પ, ખગોળ, ભૂગોળ વગેરે ઉપર લખે ત્યારે પણ તેઓ ઘણે અંશે (જો જૂના મતના હશે તો) જૈનો તરીકે લખે—જો કે અત્યારે તો જૈનોનું ખગોળ, કે જૈનોનુ સંગીત, કે જૈનોની ભૂગોળ, એવુ તો કશું હોઈ શકે નહિ. પણ જ્યારે જૈનો વાઙ્મય લખે, જ્યારે તેઓ નાટક, કાવ્ય, શબ્દકોષ, વ્યાકરણ, રાસાઓ, ચરિત, લોકકથા, વગેરે લખે ત્યારે તેઓ કાંઈ તે બાબતો જૈનો તરીકે માત્ર ન લખે—તેઓ તે તે વિષયોના નિયમોને અનુસરીને લખે. તેથી જો કે તેમણે લખેલા કાવ્યોમા, નાટકોમા, રાસાઓમા, શબ્દકોશમા કે લોકકથામા જૈન દર્શનના વિચારો આવે, તેમા જૈન પારિભાષિક શબ્દો આવે, તેમાં જૈન સંપ્રદાયની છાયાઓ જણાય; પણ તેમની કિંમત આંકતી વખતે અભ્યાસીઓને તેમના વૈશેષિક ને સાંપ્રદાયિક લક્ષણો માત્ર વિચારવા ઘટે નહિ, તેમણે તો વાઙ્મયમા તેમનુ મૂલ્ય કેટલુ અંકાય તેટલુ જોવું જોઇએ. આ બાબત જે કોઇ વિસરી જાય તે વાઙ્મયનો કે તેના ઇતિહાસનો ખરો અભ્યાસી ન ગણાય. વળી તે જૈનોના લખેલા સાહિત્યને તેટલો અન્યાય થાય તે જુદું.

કારણ એ છે કે વાઙ્મયનો વિચાર કરતી વેળા ભાષા તરફ ધ્યાન અપાય છે, ને માનવસમૂહના કે માનવના માનસને યથારૂપ વાચક સમક્ષ ખડું કરવાની શક્તિ તરફ ધ્યાન અપાય છે. ઇંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ વિચારતી વખતે લેખક પ્રોટેસ્ટંટ છે, કે કૅથોલિક છે, કે યાહુદી છે, કે કવેઈકર છે કે તે કયા સંપ્રદાયનો છે તે માત્ર જોવાશે નહિ, હિન્દના સાહિત્યનો વિચાર કરતી વેળા લેખકો બ્રાહ્મણ, ક્ષત્રિય, બૌદ્ધ, જૈન, શૈવ, કે વૈષ્ણવ, કે મુસલીમ, કે ખ્રિસ્તી છે, કે અમુક નાતના જાતના છે તેનો વિચાર હજુ સૂધી તો થયો

નથી. કોઈ પણ સાહિત્યનો ઇતિહાસ એવે પ્રકારે લખાતો કે વિચારાતો નથી.

અલબત્ત લેખકના સંપ્રદાયની તેના કુલાચારની ને તેની બીજી માન્યતાઓની અસરો તેનાથી સર્જાતા સાહિત્ય ઉપર થાય છે, પણ તે છાયાઓને ને અસરોને અભ્યાસીએ સમજવી જોઇએ ને તેમનો ને લેખકના વાઙ્મયનો સબંધ તેણે બરોબર જાણવો જોઇએ–તેમના તરફ તેણે દુર્લક્ષ કરવું જોઇએ નહિ. ઉપરાત લેખકની કૃતિઓમાથી તેના કુલાચાર, તેના સપ્રદાય વગેરેની જુદી જુદી રીતિઓ અભ્યાસીઓને જાણવામા આવે છે ને તે સંસ્કૃતિનુ સમર્થન અભ્યાસી વિશેષ સગીનપણે કરી શકે છે જૈન સંસ્કૃતિ તરફ જૈનેતરોનું આવું દુર્લક્ષ થયુ છે તે તેમના સર્જેલા વાઙ્મયને અભ્યાસવાથી દૂર થઈ શકે અને મતભેદો તરફ સહનશીલતા થઈ શકે.

જૈન સાહિત્ય સબધી આવો વ્યવહાર બધે સ્થળે હવે થવો જોઇએ. જૈનોએ આપેલુ વાઙ્મય વાઙ્મયરૂપે વિચારાવુ જોઇએ, અને તેમણે લખેલા વાઙ્મય બહારના વિષયો ઉપરના સાહિત્યને વાઙ્મયથી છૂટુ પાડવુ જોઇએ. જૈનો કે જૈનેતરો હજુ સુધી તે કર્તવ્ય કરી શક્યા નથી તે શોકની બાબત છે. ખાસ કરીને સસ્કૃત ને ગૂર્જર સાહિત્યના ઇતિહાસમા જૈન કૃતિઓનો તુચ્છકાર નહિ તો તેની અવગણના તો કરવામા આવે છે સસ્કૃત સાહિત્યના ઇતિહાસમા "રત્નાવળી" વગેરે ઉતરતી પક્તિના નાટકોને જે સ્થાન આપવામા આવે તો પછી ઉત્તમ કૃતિની સાથે સરખાવી શકાય એવા કોઈ જૈન સસ્કૃત નાટકને શા માટે તેમા સ્થાન ન મળી શકે ?

જૈનોએ સાહિત્ય કે વાઙ્મયની દિશામા ઘણું પ્રશસ્ત કાર્ય કર્યું છે એમ કહેવું એ તો હવે વારવાર કહેવાઇ ગએલા વાક્યની પુનરક્તિ કરવા જેવુ થાય છે. પણ જૈનોએ તે દિશામા જે કાર્ય કર્યું છે તેના વૈશેષિક લક્ષણો કેવા છે તેનો વિચાર કરવાની ખાસ જરૂર લાગે છે

"ગૂજરાતનું પ્રધાનવ્યાકરણ" એ પંડિત બહેચરદાસના લેખમાંથી પ્રસ્તુત ગ્રંથના લેખક શ્રી હેમચંદ્રસૂરિની સેવાની નોંધ લેતાં નીચેના વાક્યો ટાંકે છે.—"ગૂજરાત તો આ એક જ વ્યાકરણને લઇને બધી શાસ્ત્રીય ભાવ ઓ તરફની પોતાની મમતાને વ્યક્ત કરી શકે છે અને એમ પણ કહી શકે છે કે આ જાતની ઉદારતા દર્શાવવાનું પ્રથમ માન ગૂજરાતને જ છે વર્તમાનમાં તો પ્રાકૃત વગેરે ભાષાઓને શીખવા માટે કે પ્રાચીન ભાષાઓના અભ્યાસને માટે કોઈપણ દેશના વિદ્યાર્થીને ગૂજરાતના આ બૃહદ્વ્યાકરણ તરફજ એ ચાવું પડે છે–ગૂજરાતનું આ ગૌરવ કાંઈ સાધારણ ન કહેવાય" પાનું ૩૦૭, પેરા ૪૩૭.

તેવીજ રીતે "સમયજ્ઞ, સુધારક, ન્યાયશાસ્ત્રી અને યોગવેત્તા' યશોવિજયજી વિષે પાનું ૬૩૦. પ્રજ્ઞાચક્ષુ પંડિત શ્રી સુખલાલના "યોગદર્શન તથા યોગવિંશિકા"માં હિંદીમાં આપેલ પરિચયમાંથી (નોધ. પાનું ૬૩૨) લેખક અવતરણ કરે છે કે "ભાષાદૃષ્ટિએ પ્રાકૃત, સંસ્કૃત, અને ગૂજરાતીમાં પુષ્કળ કૃતિઓ રચી વિષયો પરત્વે ન્યાય, યોગ, અધ્યાત્મ, દર્શન, ધર્મનીતિ, ખંડનાત્મક ધર્મસિદ્ધાંત, કથાચરિત, મૂલ તેમજ ટીકારૂપે રચનાઓ કરી. તેમના જેવી સમન્વયશક્તિ રાખનાર, જૈન જૈનેતર મૌલિક ગ્રંથોનું ઉંડું દોહન કરનાર, પ્રત્યેક વિષયના અંત સૂધી પહોંચી તેના પર સમભાવપૂર્વક પોતાના સ્પષ્ટ મંતવ્ય પ્રકાશનાર, શાસ્ત્રીય અને લૌકિક ભાષામાં વિવિધ સાહિત્ય રચી પોતાના સરલ અને કઠિન વિચારોને સર્વ જિજ્ઞાસુ પાસે પહોંચાડવાની ચેષ્ટા કરનાર અને સંપ્રદાયમાં રહીને પણ સંપ્રદાયના બંધનની પરવા નહિ કરીને જે કંઇ ઉચિત જણાયું તેના પર નિર્ભયતાપૂર્વક લખનાર, કેવલ શ્વેતામ્બર-દિગંબર સમાજમાંજ નહી બલ્કે જૈનેતર સમાજમાં પણ તેમના જેવો કોઈ વિશિષ્ટ વિદ્વાન્ અત્યાર સુધી અમારા ધ્યાનમાં આવેલ નથી. પાઠક સ્મરણમાં રાખે કે આ અત્યુક્તિ નથી. ×× નિ સંદેહ શ્વેતામ્બર અને દિગંબર સમાજમાં અનેક

બહુશ્રુત વિદ્વાન્ થઇ ગયા છે, વૈદિક અને બૌદ્ધ સંપ્રદાયમાં પણ પ્રચંડ વિદ્વાનોની કમી રહી નથી, ખાસ કરીને વૈદિક વિદ્વાન્ તો હમેશાથી ઉચ્ચ સ્થાન લેતા આવ્યા છે, વિદ્યા તો માનો કે તેમના આપની છે, પરંતુ એમાં શક નથી કે કોઇ બૌદ્ધ યા કોઇ વૈદિક વિદ્વાન્ આજ સુધી એવો થયો નથી કે જેના ગ્રંથના અવલોકનથી એવું જાણવામાં આવે કે તે વૈદિક યા બૌદ્ધ શાસ્ત્ર ઉપરાંત જૈન શાસ્ત્રનું પણ વાસ્તવિક ઉંડું અને સર્વવ્યાપી જાણપણું રાખતો હોય. આની ઉલટું ઉપાધ્યાયજીના ગ્રંથોને ધ્યાનપૂર્વક જોનાર કોઇ પણ બહુશ્રુત દાર્શનિક વિદ્વાન્ એવું કહ્યા વગર નહિ રહેશે કે ઉપાધ્યાય-જી જૈન હતા તેથી જૈનશાસ્ત્રનું ઉંડું જ્ઞાન તો તેમને માટે સહજ હતું પરંતુ ઉપનિષદ્, દર્શન આદિ વૈદિક ગ્રંથોનું તથા બૌદ્ધગ્રંથોનું આટલું વાસ્તવિક પરિપૂર્ણ અને સ્પષ્ટ જ્ઞાન તેમની અપૂર્વ પ્રતિભા-અને કાશીસેવનનુંજ પરિણામ છે." પાના ૬૩૧-૬૩૨, પેરા ૯૨૭.

ફિલસુફીના વિષયમાં, વ્યાકરણમાં, ને યોગમાં જૈનસાહિત્યનો તુલનાત્મક અભ્યાસ કર્યા પછી આવી સુંદર સ્તુતિ જૈનલેખક કરે છે, ને જૈનેતર અભ્યાસી તે સાથે સંમત થાય પણ ખરો, પણ પ્રશ્ન એ થાય છે કે આવો તુલનાત્મક અભ્યાસ જૈનોએ લખેલાં નાટકો, કાવ્યો, ચરિતો, લોકકથાઓ ને તેમનાં સૂત્રો ને તેમનાં આગમો, એ બધાનો થયો છે ખરો? એ તમામ સાહિત્યમાં જૈને-તરને પણ હિન્દના સાહિત્ય જેટલી જ પ્રસાદી ઘણે ઠેકાણે મળી શકશે. પણ તે પ્રસાદીઓને સાહિત્યના કોઇ ઇતિહાસમાં સ્થાન મળ્યું છે ખરું?

વેદની ઋચાઓમાં આપણે ભવ્ય કલ્પના, તીવ્ર મનોવેગ, અજબ ઉત્સાહ, ને ચિત્તનો અનન્ય ઉલ્લાસ જોઇએ છીએ તેવાં લક્ષણો કોઈ પણ વાચક જૈનસૂત્રોમાં રડ્યાં ખડ્યાં જોઈ શકશે. જૈન આગમનું સાહિત્ય ફિલસુફીમાં ઉતરી પડે છે, કથાત્મક થઇ જાય છે, ક્રિયાત્મક જણાય છે, ને સામ્પ્રદાયિક થઇ જાય છે, અનેક

"ગૂજરાતનું પ્રધાનવ્યાકરણ" એ પંડિત બહેચરદાસના લેખમાંથી પ્રસ્તુત ગ્રંથના લેખક શ્રી હેમચંદ્રસૂરિની સેવાની નોંધ લેતાં નીચેના વાક્યો ટાંકે છે—"ગૂજરાત તો આ એક જ વ્યાકરણને લઇને બધી શાસ્ત્રીય ભાષાઓ તરફની પોતાની મમતાને વ્યક્ત કરી શકે છે અને એમ પણ કહી શકે છે કે આ જાતની ઉદારતા દર્શાવવાનું પ્રથમ માન ગૂજરાતનેજ છે વર્તમાનમા તો પ્રાકૃત વગેરે ભાષાઓને શીખવા માટે કે પ્રાચીન ભાષાઓના અભ્યાસને માટે કોઇપણ દેશના વિદ્યાર્થીને ગૂજરાતના આ બૃહદ્વ્યાકરણ તરફજ ખેચાવું પડે છે—ગૂજરાતનુ આ ગૌરવ કાંઈ સાધારણ ન કહેવાય" પાનું ૩૦૭, પેરા ૪૩૭.

તેવીજ રીતે "સમયજ્ઞ, સુધારક, ન્યાયશાસ્ત્રી અને યોગવેત્તા" યશોવિજયજી વિષે પાનુ ૬૩૦. પ્રજ્ઞાચક્ષુ પંડિત શ્રી સુખલાલના "યોગદર્શન તથા યોગવિંશિકા"મા હિંદીમા આપેલ પરિચયમાથી (નોંધ, પાનુ ૬૩૨) લેખક અવતરણ કરે છે કે "ભાષાદૃષ્ટિએ પ્રાકૃત, સંસ્કૃત, અને ગૂજરાતીમા પુષ્કળ કૃતિઓ રચી વિષયો પરત્વે ન્યાય, યોગ, અધ્યાત્મ, દર્શન, ધર્મનીતિ, ખંડનાત્મક ધર્મસિદ્ધાંત, કથાચરિત, મૂલ તેમજ ટીકારૂપે રચનાઓ કરી. તેમના જેવી સમન્વયશક્તિ રાખનાર, જૈન જૈનેતર મૌલિક ગ્રંથોનુ ઉંડું દોહન કરનાર, પ્રત્યેક વિષયના અંત સુધી પહોચી તેના પર સમભાવપૂર્વક પોતાના સ્પષ્ટ મંતવ્ય પ્રકાશનાર, શાસ્ત્રીય અને લૌકિક ભાષામા વિવિધ સાહિત્ય રચી પોતાના સરલ અને કઠિન વિચારોને સર્વ જિજ્ઞાસુ પાસે પહોચાડવાની ચેષ્ટા કરનાર અને સંપ્રદાયમા રહીને પણ સંપ્રદાયના બંધનની પરવા નહિ કરીને જે કંઇ ઉચિત જણાયુ તેના પર નિર્ભયતાપૂર્વક લખનાર, કેવલ શ્વેતાંબર-દિગંબર સમાજમાજ નહી બલ્કે જૈનેતર સમાજમા પણ તેમના જેવો કોઈ વિશિષ્ટ વિદ્વાન્ અત્યાર સુધી અમારા ધ્યાનમા આવેલ નથી. પાઠક સ્મરણમા રાખે કે આ અત્યુક્તિ નથી ××નિ સંદેહ શ્વેતાંબર અને દિગંબર સમાજમા અનેક

બહુશ્રુત વિદ્વાન્ થઇ ગયા છે, વૈદિક અને બૌદ્ધ સંપ્રદાયમા પણ પ્રચડ વિદ્વાનની કમી રહી નથી, ખાસ કરીને વૈદિક વિદ્વાન્ તો હમેશથી ઉચ્ચ સ્થાન લેતા આવ્યા છે, વિદ્યા તો માનો કે તેમના બાપની છે, પરતુ એમા શક નથી કે કોઇ બૌદ્ધ યા કોઇ વૈદિક વિદ્વાન્ આજ સુધી એવો થયો નથી કે જેના ગ્રથના અવલોકનથી એવુ જાણવામા આવે કે તે વૈદિક યા બૌદ્ધ શાસ્ત્ર ઉપરાત જૈન શાસ્ત્રનુ પણ વાસ્તવિક ઉડુ અને સર્વવ્યાપી જાણપણુ રાખતો હોય. આથી ઉલટું ઉપાધ્યયજીના ગ્રથોને ધ્યાનપૂર્વક જોનાર કોઇ પણ બહુશ્રુત દાર્શનિક વિદ્વાન્ એવુ કહ્યા વગર નહિ રહેશે કે ઉપાધ્યાયજી જૈન હતા તેથી જૈનશાસ્ત્રનું ઉડુ જ્ઞાન તો તેમને માટે સહજ હતુ પરતુ ઉપનિષદ્, દર્શન આદિ વૈદિક ગ્રથોનુ તથા બૌદ્ધગ્રથોનું આટલુ વાસ્તવિક પરિપૂર્ણ અને સ્પષ્ટ જ્ઞાન તેમની અપૂર્વ પ્રતિભા-અને કાશીસેવનનુજ પરિણામ છે.'' પાના ૬૩૧-૬૩૨, પેરા ૯૨૭.

ફિલસુફીના વિષયમા, વ્યાકરણમા, ને યોગમા જૈનસાહિત્યનો તુલનાત્મક અભ્યાસ કર્યા પછી આવી સુદર સ્તુતિ જૈનલેખક કરે છે, ને જૈનેતર અભ્યાસી તે સાથે સમત થાય પણ ખરો, પણ પ્રશ્ન એ થાય છે કે આવો તુલનાત્મક અભ્યાસ જૈનોએ લખેલાં નાટકો, કાવ્યો, ચરિતો, લોકકથાઓ ને તેમના સૂત્રો ને તેમના આગમો, એ બધાનો થયો છે ખરો? એ તમામ સાહિત્યમા જૈનેતરને પણ હિન્દના સાહિત્ય જેટલી જ પ્રસાદી ઘણે ઠેકાણે મળી શકશે. પણ તે પ્રસાદીઓને સાહિત્યના કોઇ ઇતિહાસમા સ્થાન મળ્યુ છે ખરૂ?

વેદની ઋચાઓમા આપણે ભવ્ય કલ્પના, તીવ્ર મનોવેગ, અજબ ઉન્માદ, ને ચિત્તનો અનન્ય ઉલ્લાસ જોઇએ છીએ તેવાજ લક્ષણો કોઈ પણ વાચક જૈનસૂત્રોમા સ્થળે સ્થળે જોઈ શકશે. જૈન આગમનુ સાહિત્ય ફિલસુફીમા ઉતરી પડે છે, કથાત્મક થઈ જાય છે, ક્રિયાત્મક જણાય છે, ને સાપ્રદાયિક થઇ જાય છે, અનેક

વાર તે બોધાત્મક ને આદેશાત્મક થઇ જાય છે તો અનેકવાર તેમા પંચમહાવ્રતધારી જૈનમુનિનુ અથવા રાગદ્વેષને સર્વાંશે જીતનાર "વીતરાગ"–તીર્થંકરનુ વ્યક્તિત્વ દીપી નીકળે છે. જૈનોના કાવ્યોમા નાટકોમા, ચરિતોમા, રાસાઓમા, અને સ્તોત્રોમા ઘણીવાર વાચકને જૈનેતર લખાણોની પ્રસાદી મળી શકે છે. માત્ર તેમનુ નિરીક્ષણ થવુ જોઇએ. વિક્રમની વીસમી સદીના લેખક શ્રીમદ્ રાજચંદ્રની વાણી વાચતા કોઇ પણ જૈનેતર વાચક અનન્ય સાહિત્ય-ભંડારની ચાવી હાથ લાગી હોય નહિ તેવો પ્રસાદ અનુભવશે.

આમા થોડાએક દૃષ્ટાતો હુ આપુ—શ્રી હર્ષના નૈષધચરિત મહાકાવ્ય સાથે સ્પર્ધા કરતુ હીરસૌભાગ્ય મહાકાવ્ય, જે પં૦ દેવવિમલગણિએ સ્વોપજ્ઞ ટીકા સાથે રચેલુ છે, કવિ કાલિદાસના રઘુવંશકાવ્ય સાથે સ્પર્ધા કરતુ વિજયપ્રશસ્તિ કાવ્ય, જે પં૦ હેમ-વિજયગણિએ સોળ સર્ગ સુધી લખેલુ ને અપૂર્ણ રહેલુ ૧૭ થી ૨૧ સર્ગ પર્યંત ટીકાકાર ગુણવિજય ગણિએ પૂર્ણ કર્યું હતુ, જૈનેતર પંચકાવ્યો સાથે સ્પર્ધા કરતા બીજા કાવ્યો, જેવા કે જયશેખર-સૂરિનુ જૈનકુમાર સંભવ, મહામાત્ય વસ્તુપાલનુ નરનારાયણાનંદ, બાલચંદ્રસૂરિનુ વસંતવિલાસ, મેરુતુંગસૂરિનુ જૈન મેઘદૂત, કવિ હરિશ્ચંદ્રનું ધર્મશર્માભ્યુદય, કવિ વાગ્ભટનુ નેમિનિર્વાણ, મુનિભદ્ર-સૂરિનુ શાતિનાથચરિત, અભયદેવસૂરિનુ જયંતવિજય, વગેરે. (આગમો-દયસમિતિથી પ્રકાશિત ભક્તામરસ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહના દ્વિતીય વિભાગ ઉપર પંડિત લાલચંદ્ર ભગવાનદાસ ગાધીનો અભિ-પ્રાય, ઇ. સ. ૧૯૨૭)

સવાલ એ છે કે પૂર્વે કે હમણા આવો અભ્યાસ કેમ થયો નહિ? પ્રથમ તો આ કૃતિઓ જૈનેતરોને અજ્ઞાત હતી ને તેઓ તેમને ઘણી સાપ્રદાયિક લાગી છે. બીજુ જૈન અભ્યાસના સ્થળો વિદ્યાપીઠોની કોટિમા આવ્યા નહોતા—

આવી જાતનો જ વિચાર ગ્રંથકર્તા પોતે જૈનતીર્થ વિષે

લખતા પ્રકટ કરે છે—"આખા હિન્દમા જૈનતીર્થ તો એવું એકે નથી કે જ્યા વિદ્યાધામ હોય, વિદ્વાનોની પરિષદ્ હોય, વિચારકોની ગોષ્ઠી હોય અને એમની ગંભીર પ્રાણપૂરક વિદ્યાના આકર્ષણથીજ ભક્તો અને વિદ્યારસિકો આકર્ષાઇ આવતા હોય. વધારેની આશા તો બાજુએ રહી પણ કોઈ એક તીર્થમા એક પણ એવુ જૈન વિદ્યાલય નથી, જૈન વિદ્યાપીઠ નથી કે એકાદ પણ એવો સમર્થ વિદ્યાજીવી વિદ્વાન્ નથી કે જેને લીધે ત્યા યાત્રીઓ અને જિજ્ઞાસુઓ આકર્ષાઇ આવતા હોય, અને પોતાના વિવિધ પ્રશ્નોનું નિરાકરણ કરતા હોય. તીર્થોની પ્રાકૃતિક જડતા અને નૈસર્ગિક રમણીયતામા કાતો તપ અને કાતો વિદ્યા અને કાતો બને ચેતના પૂરે છે, જ્યારે આજના આપણા તીર્થોમા તપ અને વિદ્યાને નામે કાઇ પણ આકર્ષે તેવું નથી. ગામ અને શહેરના દેરાસરોમા પહેલા ક્યાક ક્યાક ધાર્મિકશાળાઓ રહેતી તે પણ જોવામા નથી આવતી દરેક તીર્થમા મોટા મોટા દેરાસરોના ભંડારમા જ્ઞાનનિમિત્તેનુ દ્રવ્ય હોય છે તેનો ઉપયોગ પણ થતો નથી ને તે એકઠુ થયા કરે છે. એવા મોટા ભંડારોના વાર્ષિક કે ત્રિ-વાર્ષિક કાર્યવૃત્તાત–અહેવાલ પણ બહાર પડતા નથી. આ દુઃખદ સ્થિતિ છે." પાનું ૭૮૩. પેરા ૧૧૨૪. "કોઇ પણ જમાનામા જૈન તીર્થે નાલદાના કે વિક્રમશીલાના વિદ્યાલયની સુગંધ નથી અનુભવી." પાનું ૭૮૫. પેરા ૧૧૨૮.

જૈનોએ પોતે કાલિદાસ આદિ કવિઓને તેમના બીજા વિખ્યાત પુરોગામીઓને શ્રદ્ધાંજલિઓ આપવામા મણા રાખી નથી તે અહિં યાદ દેવાની જરૂર છે.

જૈનોએ જ્યારે સંસ્કૃતમા ખૂબ લખવા માડયું ત્યારે તે ભાષા રૂપે ને રંગે બદલાતી જતી હતી જ્યારે જૈનોએ સસ્કૃતમા લખવા માડયુ ત્યારે સસ્કૃત વાઙ્મયમા જૈનેતરોએ ક્યારનીયે ખ્યાતિની મોટી કમાણી કરી રાખી હતી અને તેમને તો તેવી કમાણી કરવાની રહી હતી. બીજુ એ વખતે પ્રાકૃત ભાષા ને દેશી ભાષાઓ વધારે ઉપયોગમા આવતી

હતી, ત્રીજું, તેરમી સદીથી અઢારમી સદી સુધીમા હિન્દના હિન્દુઓ રાજ્યસત્તા ઉપરથી ભાગી જતા હતા, કાશી વિદ્યાધામ રહ્યું નહોતું; જૈનો ને જૈનેતરો-બધાને ફારસી જાણવાની જરૂર જણાતી હતી, રાજસભામા જૈનોને માત્ર બ્રાહ્મણ વિદ્વાનો ઉપર વિજય મેળવવાનો હતો, રાજસભામા માત્ર ષડ્દર્શનનો વિવાદ ન થતો. તેમને તો સુલતાનો, પાદશાહો, મોલવીઓ, મૌલાનાઓ, મુફતીઓ, ને પાદરીઓ સાથે પણ વાદ કરવો પડતો આ વખતે પૂર્વજોની માફક જૈન મુનિઓ ઉપવનોમા કે ઉદ્યાનોમા જઇ ચતુર્વર્ણોને ઉપદેશના નહોતા, અણસમજુ ઇસ્લામના ઝનુન સામે તેવો વ્યવહાર શક્ય નહોતો, વળી हस्तिना ताड्यमानोऽपि न गच्छेत् जैनमंदिरम् એવો તેમની સામે સામાજિક બહિષ્કાર ચતુર્વર્ણસમાજના બ્રાહ્મણ ધુરંધરો તરફથી ઉપદેશાતો હતો, તેથી તેઓ ઉપાશ્રયોમા બેસી વણિક્જનોને પોતાનો અસલી ધર્મ સમજાવવા માડયા, તેમનુ સંસ્કૃતમા લખાતુ વાઙ્મય તેમની પાસેજ રહ્યું; અને તેથી તેમની કૃતિઓ જૈનેતર વિદ્વાન્મંડલમા માન્ય થઇ શકી નહિ અને બ્રિટિશ અમલ પછી જ તે પ્રકાશમા આવી

આ જ કારણથી જૈન સાહિત્ય બીજી દિશામા ઘણુ દીપી નીકળ્યું. જૈન મુનિઓ વણિકોના બોધકો, ને શિક્ષકો બની ગયા હતા. આ વણિક્સમાજ ગૂજરાતમા, માળવામા, અને રાજપુતાનામા સારી રાજસત્તા ઉપર હતો, પણ તે રાજસત્તા મુસ્લીમોના વખતમા આગળના જેવી વગવાળી નહોતી. વળી તે સમાજ બ્રાહ્મણ સમાજ જેટલો બહુશ્રુત નહોતો ને તેનો સ્ત્રી વિભાગ કોઇ કોઇ અપવાદો સિવાય લગભગ નિરક્ષર હતો. તેથી જૈન લેખકોએ પોતાના વાઙ્મયનો પ્રવાહ બીજી દિશામા વહેવરાવ્યો. તેમણે સરસ્વતીનું આરાધન પોતાના સમાજની ભાષામા કરવા માડયુ તેમણે સસ્કૃત કાવ્યો ઉપરાત રાસાઓ લખ્યા, છંદો ઉપરાત દેશીઓ ગાઇ, જુની નાની નાની કથાઓને રાગરાગીણીવાળા રાસાઓમા ઉતારી, ને ભવી

ચાણક્યોને ચારિત્રશીલ, ને જૈનમતના અનુરાગી રાખવા પ્રયત્ન કર્યો. તેમા તેઓ સારી રીતે જશનામી થયા. ઉપર કહ્યું તેમ તેઓ પાઠકો થયા, જોશીઓ થયા, વૈદ્યો થયા, ને શિક્ષકો પણ થયા.

જૈનોનુ આ રાસાસાહિત્ય ને લોકસાહિત્ય હજુ બરાબર ભણાયું નથી. તે સાહિત્યમા તેમણે જૈન ને જૈનેતર સમાજનુ માનસ કેવી રીતે આલેખ્યુ છે, તેનુ પરિશીલન હજુ યોગ્ય રીતે થયુ નથી ઉપરાત તેનો તુલનાત્મક ને ઐતિહાસિક ને ક્રમબદ્ધ અભ્યાસ થયો નથી. તેમા રહેલો જૈન દર્શનનો ભાર કદાચ આવા પરિશીલનની આડે આવતો હશે, પણ અભ્યાસીઓએ તે ભારની પેલી પાર થઈ તેને માત્ર ધાર્મિક સાહિત્ય કે સાપ્રદાયિક લખાણ તરીકે નહિ પણ વાઙ્મય તરીકે જોવું ઘટે છે વળી જૈન તે વખતના સમાજનો એક ઉપયોગી સમાજ હતો. તે સમાજ સમસ્ત પ્રદેશના આર્થિક ઇતિહાસમા ને રાજકારણમા પણ સારો ભાગ લેતો હતો. તેથી તેની તે વખતની પરિસ્થિતિ જાણવાનુ માત્ર આ એકજ સાધન છે એ દૃષ્ટિએ એટલે સામાજિક અભ્યાસ ખાતર પણ આ વાઙ્મય દરેક અભ્યાસીએ જોવુ જોઈએ. અભ્યાસના વિષયમા એટલી સહનશીલતા કેમ ન આવે ?

જૈન સાહિત્યનુ બીજું લક્ષણ હવે હુ નોધીશ એ સાહિત્યમા ચરિતાનુયોગને જેટલુ સ્થાન આપવામા આવ્યું છે તેટલુ સ્થાન હિન્દના બીજા સાહિત્યમા જવલ્લે આપવામા આવ્યુ હોય, જૈન ધર્મ ચરિતાનુયોગી છે એમ કહીએ તો પણ ચાલે. રાગદ્વેષને જીતનાર આત્માના વચનો હમેશા હરિભદ્રસૂરિની વાણીમા "યુક્તિમત્" હોય છે અને તે માન્ય થવા જોઈએ. આ જૈનદર્શનનું મુખ્ય સૂત્ર છે— આખું જૈન દર્શન આ સૂત્રના પાયા ઉપર ચણાએલુ છે. ઉપરાત, બધા દર્શનોમા આચાર્યોના મંતવ્યોને સ્વીકારવામા ને પૂજવામા આવે છે ને તેમના ઉપર સંયમથી ને પૂજ્યબુદ્ધિથી ઊહાપોહ કરવામા આવે છે, પણ જૈન વાઙ્મયમા તો તેમના મત- વ્યો માત્ર નહિ; પણ તેમના ચરિતો પૂજનીય ને અનુકરણીયજ નહિ

પણ સૂક્ષ્મતાથી વર્ણનયોગ્ય ગણવામા આવે છે. આ કારણથી જૈનોએ પોતાના વાઙ્મયને ખાસ ચરિતાત્મક બનાવ્યુ છે તીર્થંકરોના-ગણધરોના સૂત્રોના વિષયભૂત સાધુસાધ્વીઓના ને શ્રાવકશ્રાવિકાઓના, પૂર્વ આચાર્યોના ને સૂરિઓના ને જૈન શાસનને દીપાવનાર રાજાઓના ચરિતો જૈનોએ ખૂબ વિસ્તાર્યા છે. એ ચરિતો ગદ્ય ને પદ્યમા વિસ્તારવામા આવ્યા છે અને તેમનો વિસ્તાર કરતી વખતે પ્રાચીન વાઙ્મયશાસ્ત્રના બધા નિયમો પાળવાનો યત્ન કરવામા આવ્યો છે.

આ ચરિતોના કેટલાક પાત્રો પ્રશસ્ત હતા, તેથી લેખકોની દૃષ્ટિએ તેમનુ વર્ણન અમુક દૃષ્ટિથી કરવામા આવ્યુ છે. તેમા ચાલુ ચરિતાત્મક વાઙ્મય–Biography–ની બધી વૈશેષિકતા આવી શકી નથી, તેમા ગુણોને અતિશયો તરીકે વર્ણવ્યા હશે, તેમા દોષોને ઢાકવામા આવ્યા હશે, ચરિતનુ વર્ણન સાપ્રદાયિક ને ધાર્મિક થઈ જતુ હશે, તેમા કથાવિભાગ જોડી દેવામા આવ્યો હશે; યાત્રાના વર્ણનો, મદિરોના જીર્ણોદ્ધારો, અમારિઘોષણાની જયવાક્યો, દીક્ષાઉત્સવો, શાસનનો ઉદ્યોત, એ બધુ તેમા વિશેષ પણે આવતું હશે, છતા તે સાહિત્યભાગ અવનવો છે, પરપરાથી ખેડાતો આવ્યો છે, ને તેમા અનેક વિધવિધ, અને ઉપયોગી વ્યક્તિ-ગત, ઐતિહાસિક, સામાજિક, ભૂગોલિક, ને રાજકારણી માહીતી ભરવામા આવી છે. તેથી આ ગુણ બધાએ ખાસ તપાસવો ઘટે છે.

જૈન સાહિત્ય ચરિતાત્મક છે તેટલુ જ ઐતિહાસિક છે. તેના પરિશીલનથી હિન્દના ઇતિહાસને નવો આકાર મળ્યો છે ને ભવિ-ષ્યમા મળશે. ગૂજરાતના ઇતિહાસમા તો તે સાહિત્ય અનેરૂં સ્થાન લે છે.

છતા એટલુ કહેવું જોઇએ કે જૈન સાહિત્યની ઐતિહાસિક ઉપયોગિતા આપણી દૃષ્ટિએ કેટલીક બાબતોમા અધૂરી રહી ગઇ છે જૈન મુનિઓ એક વાર બ્રાહ્મણ પડિતોનુ સ્થાન ભોગવતા હતા. તેઓ આખા હિન્દમા બધે સ્થળે વિચરતા હતા અને પોતાના

વિહારો દરમ્યાન તેઓ દેશના જુદા જુદા સમાજોના ખાસ પરિચય-મા આવતા હતા. છતા જૈનોએ દેશનો કે દેશના કોઈ ભાગનો સ્પષ્ટ, સુરેખ, ને સુઘટિત ઇતિહાસ આપ્યો નથી. તેમણે આપેલો સોલંકીઓનો ઇતિહાસ અધૂરો નથી લાગતો ? અલબત્ત તે ઇતિ-હાસ પુરાણોના બ્યાનથી ઘણો ચડે છે, તેમ તે વખતના જૈનેતર પણ હિન્દના એજ વિષય ઉપરના સાહિત્યની અપેક્ષાએ ઉચ્ચસ્થાન ભોગવે છે. પણ પ્રબંધોનુ ને કાવ્યોનુ ઐતિહાસિકરૂપ વાચકને ને અભ્યાસીને સાંપ્રદાયિક, અતિશયોક્ત, ને અમબદ્ધ અનેકવાર લાગે છે.

પ્રબંધોના ને ઐતિહાસિક કાવ્યોના લેખકોમાના ઘણાઓ તે વખતે સુલતાનોના પાદશાહોના પરિચયમા આવતા હતા. કેટલાએકો તેમના દરબારોમાના માનીતા રાજપુરુષો હતા ને અબુલફઝલ જેવા ઇતિહાસકારના પરિચયમા આવ્યા હતા એટલુ જ નહિ પણ મુસ્લીમ પાંડિત્યની ભાષા ફારસી ભાષા પણ જાણતા હતા. તેઓ રોજ મુસલમાની તવારીખ નજરે નજર જોતા હતા. કોઇ કોઈ તો પાદ-શાહી પ્રવાસમા સહભાગી થયા હતા ને કોઇ શાહઝાદાઓના શિક્ષકો બન્યા હતા. ઘણાઓ ક્ષત્રિય રાજાઓના ગુરુઓ, શિક્ષકો, ને ઉપ-દેશકો હતા. છતા તેમણે મુસલમાનોએ લખી તેવી ગદ્યમા તવારીખો આપણને આપી નહિ, કોઇએ પાદરીઓએ લખી તેવી રોજનીશીઓ ન લખી, કોઇએ સમાજનો સુરેખ ખ્યાલ ન આપ્યો; બધાએ યાત્રાઓ વર્ણવી, પણ કોઇએ પ્રવાસ ન વર્ણવ્યો; બધાએ જૈન મંદિરોનુ ને તીર્થોનુ વર્ણન આપ્યુ, પણ કોઇએ તત્કાલીન હિંદુ ને મુસ્લીમ સ્થાપત્ય વર્ણવ્યુ નહિ, કોઇએ પોતાના આશ્રયદાતા તઘ-લખી કે મોગલ રાજ્યકર્તાનુ નાનુ સરખું પણ જીવનચરિત ન આપ્યુ.

કારણ એ છે કે જૈન સાહિત્ય બહુધા જૈન મુનિઓએ લખેલું છે—તેમા શ્રાવક વર્ગનો હિસ્સો છે પણ તે ઘણો ઓછો છે. એ મુનિઓમા પૂર્વકાલીન આચાર્યોના નિયમોનુ પાલન યત્નપૂર્વક થતું હતુ અને તે નિયમોની બહાર તેઓ કદિ પણ ન જતા. તેઓ

ચરિતો લખતા પણ ઘણે ભાગે જૈન ચરિતો લખતા, તેઓ પ્રબંધો લખતા પણ ઘણે ભાગે જૈન પાત્રો વિષે. વળી તેમને વાઙ્મયના પૂર્વકાલીન નિયમો પાળવા પડતા. તેથી તેમનુ ઐતિહાસિક સાહિત્ય મુસ્લીમોના ઐતિહાસિક જેવુ ક્રમિક, પૂર્વાપર સબધને જાળવનારૂ, તારીખવાર રસિક ને વાચનયોગ્ય થઇ શક્યુ નહિ

અત્યારે પણ આ દોષ ચાલ્યો આવે છે જૈન સાધુઓમા, ને તેમા શ્વેતાબર મૂર્તિપૂજક સપ્રદાયના સાધુઓમા ને કોઇકવાર સાધ્વીઓમા પણ પાડિત્ય છે, પણ તેને કોઇને પશ્ચિમની વિદ્યાનો રગ લાગ્યો નથી. શ્રાવકોને તે રંગ લાગ્યો છે તેથી તેમની કૃતિઓમા પશ્ચિમની વિદ્યાના રગની અસરો ખાસ જણાય છે પરિણામે જૈન વાઙ્મયનો ને સાહિત્યનો ઐતિહાસિક ખ્યાલ આપણને હજુ આ નવી પદ્ધતિવાળો મળી શકતો નથી ને કર્તાનો પ્રયાસ તે દિશામા પહેલો છે એમ કહેવામા બીજા કોઇને અન્યાય નથી થતો. પણ તે પ્રયાસ, શરૂઆતનો કાળ જતા કરીએ તો શ્વેતાબર મૂર્તિપૂજક સંપ્રદાયના પ્રયાસનો ને તેમા પણ ગૂજરાત સબધી થયો છે એમ લખતા તેમની અથાગ મહેનતને અન્યાય તો નહિ થાય. ટૂંકામા હજુ એ ઇતિહાસ સમગ્રપણે, તુલનાત્મક દૃષ્ટિથી, શાસ્ત્રીય રીતે, અને સુઘટિત થવાનુ બાકી રહે છે. જેમ જૈનોના સ્યાદ્વાદને યૂરોપની ફિલસુફી, હિંદના ષડ્દર્શન ને બૌદ્ધ દર્શન, વગેરેની દૃષ્ટિઓથી ચાળી તેનું સમર્થન કરવાની જરૂર છે-શોકની વાત તો એ છે કે સ્યાદ્વાદનુ નિરૂપણ પણ હજુ ઈંગ્રેજીમા કે શિષ્ટ ગૂજરાતીમા જૈનેતરો સમજી શકે તેવુ થયુ નથી—જેમ જૈનોના પંચાસ્તિકાયોને તેજ દૃષ્ટિથી સમજાવવાની જરૂર છે—ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનો વિચાર કેટલો બધો મૌલિક છે ?—તેમ જૈન વાઙ્મયને પણ તેવુ સમર્થન આપવાની જરૂર છે. આ કર્તવ્ય જૈન મુનિઓ તો કરશે, પણ તે હવે નવી વિદ્યા ભણેલા બહુશ્રુત શ્રાવકોએ પોતાને શિર લઈ લેવું જોઇએ. તેથી પણ વધારે સાહિત્યના,

ફિલસુફીના ને ઇતિહાસના અભ્યાસીઓએ આ કામ હવે ઉપાડી લેવુ જોઇએ

લેખકે સ્થાનકવાસી સપ્રદાયના કામનો ક્યાંક ક્યાંક ઉલ્લેખ કર્યો છે પણ તે અધૂરો છે. કાઇક અશે તે માટે દીર્ઘસૂત્રી, ક્રિયાજડ, અને સકોચવૃત્તિવાળો હાલનો તે સંપ્રદાય જવાબદાર હશે. પણ એટલુ કહેવુ જોઇએ કે મોહનલાલભાઇએ સ્થાનકવાસી સંપ્રદાયના મૂર્તિપૂજા સામેના વિરોધને વિશાળ દષ્ટિથી અવલોકવાની જરૂર હતી. એ વિરોધ માત્ર નવો મત ઉભો કરવા માટે નહોતો, તેમા સિદ્ધાત હતો, તર્ક હતો, સસ્કૃત માનસના ઉંડા ને ઉંચા લક્ષણનો અભ્યાસ હતો, અને મૂર્તિપૂજાથી કાળાતરે પરિણમતા જડતા ને વ્હેમ સામે ખરો પ્રકોપ હતો. જૈન શાસનને જૈન આચારવિચારને સુધારવાની તેમા તીવ્ર ઉત્કઠા હતી. દુર્ભાગ્યે સ્થાનકવાસી સુધારકોની આ શક્તિ મૂર્તિપૂજા સામે પ્રકોપ કરવામા બધી ખરચાઈ ગઈ હોય નહિ તેમ તેનો સમાજ ક્રિયાજડ ને સસ્કૃત તથા અર્ધમાગધી વિદ્યાના અભ્યાસથી એકદમ વિમુખ થઈ ગયો.

જૈન શાસનમા આવા તડો અનેકવાર થયા છે. પણ ઐતિહાસિક કાળથી થએલા તડોની અસરથી જૈનોમા ઘણી અસહિષ્ણુતા આવી ગઈ દિગંબરી કુમુદચંદ્ર ઉપર વિજય મેળવનાર શ્વેતાંબરીઓએ પોતાની રાજસત્તાનોને ધર્મસત્તાનો દુરુપયોગ કર્યો હોય એમ નથી લાગતુ ? મોહનલાલભાઇ પાના ૨૪૭–૨૪૮ પેરા ૩૪૩ લખે છે કે—સં. ૧૧૮૧ મા વૈશાખ શુદ પૂર્ણિમાને દિને સિદ્ધરાજની રાજસભામા તેના અધ્યક્ષપણે જૈનધર્મની શ્વેતાંબર અને દિગંબર નામની બે મુખ્ય શાખાઓમા પરસ્પર એક ચિરસ્મરણીય પ્રચંડવાદ થયો હતો. આ વિવાદમા કર્ણાટકીય દિગબરાચાર્ય કુમુદચદ્ર વાદી હતા અને ગૂર્જરીય ઉક્ત શ્વેતબરાચાર્ય દેવસૂરિ પ્રતિવાદી હતા. શરત એ હતી કે જે હારે તેના પક્ષના દેશપાર–ગૂર્જરાત બહાર થાય. આમા ઉક્ત શ્રીપલ કવિએ શ્વેતાંબર સઘના એક પ્રમુખ નેતા

તરીકે પ્રમુખ ભાગ લીધો હતો. તે દેવસૂરિના પક્ષનો પ્રતાપી સમર્થક હતો. ૩૬ વર્ષની ઉમરના હેમાચાર્ય પણ તે સભામા હતા. વાદના પરિણામે દિગમ્બરાચાર્ય હારતા દિગમ્બરીઓને ગૂર્જરભૂમિ તજવી પડી. આ વાદનુ વર્ણન તે વખતમા થએલા ધર્કટવણિગ્ વંશમા થએલા ધનદેવના પૌત્ર અને પદ્મચંદ્રના પુત્ર યશશ્ચંદ્રે પાચ સર્ગમા બનાવેલા મુદ્રિતકુમુદચન્દ્ર નામના નાટકમા યથાસ્થિત વિસ્તૃત આપ્યુ છે. આ જીતથી દેવસૂરિ વાદિદેવસૂરિ તરીકે પ્રસિદ્ધ થયા ”

મારા વિદ્વાન્ મિત્ર પંડિત લાલચંદ્ર દિગમ્બરીઓની દેશપાર થયાની હકીકતને વિશ્વસનીય ગણતા નથી. પણ જો સગ્રાહકે જે લખ્યુ છે તે ખરૂ ઠરતુ હોય ને દિગંબરીઓ શ્વેતામ્બરીઓને હાથે બહુધા દેશપાર થયા હોય તો તે જૈન સપ્રદાયના અહિંસાના સિદ્ધાતથી એકદમ વિરુદ્ધ છે ને તેની અયોગ્યતા સામે જેટલુ લખાય તેટલુ ઓછુ છે બહુ ભાગે આવી અસહિષ્ણુતા માટે સાધુવર્ગ વિશેષ જવાબદાર હોય છે.

અત્યારે કેટલેક સ્થળે આવો વ્યવહાર જુદા રૂપમા પળાય છે. ઝાલાવાડમા ને ગૂજરાતમા એકજ નાતમા જૈનો ને જૈનેતરો કે વૈષ્ણવો, ને સ્થાનકવાસીઓ ને દેરાવાસીઓ, એવા બે નાતના તડો થઈ ગયા છે જે બહિષ્કાર પ્રથમ રાજસત્તાથી અપાતો હતો તે હવે 'ઘોળ'' દ્વારા અપાય છે જૈન સાહિત્યમાય મડનાત્મક ને ખંડનાત્મક લક્ષણ આવી ગયુ છે ને સાહિત્યનો ખરો મર્મ ઘણે ઠેકાણે હમણા સુધી તો ભુલી જવાયો હતો ' યાદ રહે કે જૈનેતરોએ ય આ સામાજિક બહિષ્કારનુ બળ જૈનો સામે કાંઇ ઓછું અજમાવ્યુ નથી !

જૈન સપ્રદાયના આકરા ક્રિયાપાલનથી જૈન સંપ્રદાય પ્રાતિક ને એક જ નાતવાળો અત્યારે થઇ ગયો છે ને વચગાળાના વખતમા જૈન સાહિત્ય પણ તે વિકૃતિને પામી ગયુ હતું. એજ આકરા ક્રિયા-

પાલનથી જૈન સંપ્રદાય ભારતની બહાર ન જઇ શક્યો એટલુંજ નહિ કોઈ જૈન સાધુ તક્ષશીલાની પેલી પાર કે નેપાળની પેલીપાર ગયાનો હજુ પૂરાવો મળી શક્યો નથી. પરિણામે જૈન દર્શને બૌદ્ધ દર્શનના જેવો ભારતનો કે એશિઆનો દિગ્વિજય ન કર્યો તે જૈન આચારનું ક્રિયાજડત્વ સૂચવે છે. એટલુંજ માત્ર નહિ. હાલના જૈનો વેપારમાં જેટલા સાહસિક અને સહનશીલ છે તેટલા સંપ્રદાયની માન્યતાઓમાં સાહસિક ને સહનશીલ નથી. જો તેમણે પોતાના સાધુ-સાધ્વીઓના સંઘવિભાગના આચારપાલનમાં શાસ્ત્રસંમત કડકાઈને જરાક શિથિલ બનાવી દીધી હોત તો જૈન સંપ્રદાય હિન્દ બહાર જઇ શક્યો હોત ને જૈન વાઙ્મય, ફિલસુફી, આચાર, ને કળા-પણ હિન્દ બહાર ગયા હોત.

ગ્રંથકાર પોતે પોતાના સમાજનો આ સંકોચ સદ્‌ગત વીરચંદ્ર રાઘવજી ગાંધીનો પરિચય કરાવતી વખતે આપણને કહી બતાવે છે —" પૂર્વે જૈનધર્મનો પ્રસાર અમેરિકા-ઈંગ્લાંડ-પરદેશ. કરવા માટે કોઇ નહોતુ ગયું તેથી વિદેશમાં જૈનધર્મનો પરિચય કરાવનારનું પ્રથમ માન આ યુગમાં થયેલ વિદ્વાન્ જૈન ગૃહસ્થને-શ્રાવકને ઘટે છે. વીરચંદભાઇ જે ધર્મપરિષદ્‌માં ચીકાગો ગયા ત્યાં સ્વામી વિવેકાનંદ પણ પ્રથમ આર્યવેદાંત તત્ત્વજ્ઞાન સમજાવવા આવ્યા હતા. તેઓ માંસાહારી હતા જ્યારે વીરચંદ ધર્મચુસ્ત જૈનનું જીવન ગાળનાર નિર્દોષ અન્નાહારી હતા. બંને ભારતના રત્નો, લોકપ્રિય વ્યાખ્યાનકાર અને અમેરિકાના શ્રોતાઓને આકર્ષનાર તથા પોતાના વિચારોની છાપ પાડનાર હતા. બંને સ્વદેશમાં ટૂંકા જીવન ગાળી વિદેહ થયા-વિવેકાનંદ ૪૦ વર્ષની વયે સને ૧૯૦૨ માં બેલુરના મઠમાં અને વીરચંદ તેમની પહેલાં એક વર્ષે ૧૯૦૧ માં ૩૭ વર્ષની ઉમરે મુંબઈમાં. એકના વિચારોની પ્રબલ અમર નિજ શિષ્યમંડળે રામકૃષ્ણ સોસાયટી આદિ અનેક સંસ્થાઓ સ્થાપી જ્વલંત અને ચિરસ્થાયી રાખી, જ્યારે સ્વ૦ વીરચંદના વિચારોની અસર કોઇ

પણ જૈન તરફથી જારી રહી નથી." પાનુ ૬૯૫ પેરા ૧૦૧૮.

છેવટે, આ જૈન સાહિત્યના સક્ષિપ્ત ઇતિહાસના વાચનથી એટલુ તો જણાઇ આવશે કે ગૂજરાતના ને રજપૂતાનાના જૈનોએ જૈન ને જૈનેતર સાહિત્યને સાચવી રાખવામા ને તેને ખેડવામા ભગીરથ આત્મભોગ આપ્યો છે ને ઉત્તમ પુરુષાર્થ કર્યો છે. જેમ ગૂજરાતના ને રાજપુતાનાના ક્ષત્રિયોએ મુસ્લીમ આક્રાતો સામે આર્ય રાજકારણને બચાવ્યુ તેમ ત્યાના જૈન મંત્રીઓએ તે રાજકારણની પાછળ રહેલી સસ્કૃતિને સમજવાના સાધનોને એટલે તેના શબ્દદેહને રક્ષણ આપ્યુ ને તેને અનેક રીતે સસ્કાર્યો. ઉપર જણાવેલી બધી ન્યૂનતાઓ જોતા તે વખતના જૈન સમાજની વિદ્યાસેવા એવી ઉદાર ને સર્વ-વ્યાપી હતી !

આ પ્રયાસથી ભાઇ શ્રી મોહનલાલ દેશાઇએ ગૂજરાતી ભાષાના ને સાહિત્યના પ્રોફેસરનુ કર્તવ્ય કર્યુ છે, તેઓ વકીલ છે ને છતા એવા પ્રખર અભ્યાસી ને સગ્રાહક થઈ શક્યા છે જૈન ને જૈનેતર સમાજ તેમની આ સુદર કર્તવ્યબુદ્ધિનો ચોક્કસ ઉપયોગ કરે અને કદર બૂઝે. એ બુદ્ધિથી તેમણે જૈન શાસનનેજ દીપાવ્યુ નથી, તેથી ગૂજરાતી સાહિત્ય પણ દીપાયમાન થયુ છે.

કૉલેજ, વડોદરા.
તા ૨-૧૨-૩૧.

કામદાર કેશવલાલ હિમતરામ.

# સાંકેતિક અક્ષરોની સમજ.

અ.=અધ્યયન.
અં =અંગ્રેજી.
અપ.=અપભ્રંશ
આ.=આગમ (ગચ્છ) (૨) આવૃત્તિ
આ. સ. ઇ=આર્ક્રિયૉલૉજિકલ સર્વે ઑફ ઇંડિયા (Archiological Survey of India).
આ. સ } આગમોદય
આ સમિતિ } સમિતિ
આ. સભા=જૈન આત્માનંદ સભા, ભાવનગર.
આ.=આચલિક, અચલ ગચ્છીય
ઈ. ઍ =ઈંડિયન ઍન્ટિક્વરી (Indian Antiquary)
ઇ ઓ.=ઇંડિયા ઓફિસની હસ્ત પ્રતોનું કૅટૅલૉગ
ઉ.=(૧) ઉદ્દેશ (૨) ઉપાધ્યાય.
ઉ૦ } ઉપકેશ—કોરંટ ગચ્છીય
ઉપ૦ }
ઐ =ઐતિહાસિક
ઓસ =ઓસવાલ.
કા.=કાવ્ય.
કાથવટે રી.=કાથવટેના હસ્તપ્રતો-વિષયક રીપોર્ટ.
નં. ૧ સને ૧૮૬૯–૭૦
નં. ૨ સને ૧૮૯૧–૯૫
કાસ.=કાસદ્રહ ગચ્છીય
કા. વડો =કાંતિવિજયજી પ્રવર્તકનો પુસ્તક ભંડાર, વડોદરા
કા. છાણી= „—છાણી.
કી =કીલ્હૉર્નના હસ્તપ્રતોવિષયક રીપૉર્ટ.
ન. ૧ સને ૧૮૬૯—૭૦
ન. ૨ સને ૧૮૮૦—૮૧
ન. ૩ સને ૧૮૮૧—૮૨
ખ =ખરતર ગચ્છીય
ગ.=(૧) ગચ્છ, ગચ્છીય (૨)ગદ્ય.
ગા. ઓ. ઇ.=ગાયકવાડ ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ વડોદરા.
ગા. ઓ. સી =ગાયકવાડ ઓરિયેન્ટલ સીરીઝ, વડોદરા
ગુ =ગુલાબકુમારી લાયબ્રેરી, કલકત્તામાનો હસ્તપ્રતોનો ભંડાર.
ગૂ =ગૂજરાતી.
ગૂ. ભા.=ગૂજરાતી ભાષાંતર.
ગૂ. સા. પરિષદ્=ગૂજરાતી સાહિત્ય પરિષદ્
ગો. ના.=ગોકળદાસ નાનજી હસ્તકનો ભંડાર

ચં.=ચંદ્રકુલ
ચો.=ચોપઇ
જ્યો=જ્યોતિષ
જા.=જાલંધર (ગચ્છ)
જિ. ૨=જિનવિજય સંપાદિત પ્રાચીન જૈનલેખસંગ્રહ, બીજો ભાગ
જૂ. ગૂ.=જૂની ગૂજરાતી
જેસ.=જેસલમેર ભંડારના ગ્રંથોની સૂચી (ગા. ઓ. સી નં. ૨૧)
જેસ.પ્ર. / જે. પ્ર. } ,, ની પ્રસ્તાવના તેમા પંડિત લાલચંદે લખેલ ગ્રંથકર્ત્તાપરિચય
જૈ. ગૂ. કવિઓ=જૈન ગૂર્જર કવિઓ
જૈ. ધ. સભા / જૈન ધ. સભા } જૈન ધર્મપ્રસારક સભા, ભાવનગર
જૈન સા સં.=જૈન સાહિત્ય સંશોધક
ટિ.=ટિપ્પણ, ટિપ્પણી
ડો. ભાવ.=ડોસાભાઈ અભેચંદ સંઘનો ભંડાર, ભાવનગર
ત.=તપાગચ્છ, તપાગચ્છીય
દિ.=દિગંબર
દે. લા.=શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ, સુરત
ન.=નંબર (સંખ્યાનો અંક)
ના.=નાહર પૂરણચંદજી સંગ્રહીત જૈન લેખસંગ્રહ કે જેના ત્રણ ભાગ બહાર પડયા છે.
ના. પ્ર પ્ર / નાગરી પ્ર પ્ર } नागरी प्रचारिणी पत्रिका, काशी.
નિ પ્રે=નિર્ણયસાગર પ્રેસ, મુંબઇ
પ્ર૦(૧)=પ્રકાશક, પ્રકટકર્ત્તા, (૨) પ્રકરણ (૩) પ્રસ્તાવના
પ્ર. ચ.=પ્રભાવક ચરિત
પ્રા૦=પ્રાકૃત
પ.=પંડિત, પન્યાસ. (૨) પંક્તિ
પા. / પા. સૂચી } પાટણના પુસ્તક ભંડારોની સૂચી (કે જે ગા ઓ. સી. મા પ્રકટ થનાર છે તે)
પાર્શ્વ=પાર્શ્વચંદ્ર-પાયચંદ ગચ્છીય
પિપ્પ=પિપ્પલ ગચ્છીય
પિપ્પ૦ ખ૦=પિપ્પલીક ખરતર ગચ્છ
પી૦=પીટર્સનના હસ્તપ્રતો વિષયક રીપોર્ટ.

ન. ૧ સને ૧૮૮૨—૮૩
ન. ૨ સને ૧૮૮૩—૮૪
નં. ૩ સને ૧૮૮૪—૮૬
નં. ૪ સને ૧૮૮૬—૯૨
નં. ૫ સને ૧૮૯૨—૯૫
નં. ૬ સને ૧૮૯૫—૯૮

પુ.=પુસ્તક.
પૃ.=પૃષ્ઠ.
પો., પોર.=પોરવાડ.
પૌ.=પૌર્ણમિક, પૂર્ણિમાગચ્છીય.
બં. એ. સો. જ.=બંગાલ એશિયાટિક સોસાયટી જર્નલ.
બાલા. બાળા.=બાલાવબોધ, બાળાવબોધ.
બિ. ઈ.=બિબ્લિઓથેકા ઇંડિકા. (Bibliotheca Indica)
બુ=બુદ્ધિસાગરસૂરિ પ્રેરિત જૈન ધાતુપ્રતિમા લેખસંગ્રહ (કે જેના બે ભાગ બહાર પડયા છે)
બુલ્.=બુલ્લરના હસ્તપ્રતવિષયક રીપૉર્ટ,
નં ૧ સને ૧૮૭૦–૭૧
નં ૨ સને ૧૮૭૧–૭૨
નં. ૩ „ ૧૮૭૨–૭૩
નં. ૪ „ ૧૮૭૩–૭૪
નં. ૫ „ ૧૮૭૪–૭૫
નં. ૬ „ ૧૮૭૫–૭૬
નં. ૭ „ ૧૮૭૭–૭૮
નં. ૮ „ ૧૮૭૯–૮૦
બૃ=બૃહત્.
બૃ. ટિ.=बृहत् टिप्पनिका (કે જે જૈન સા. સં. ના ખંડ ૧ અંક ૪ મા પ્રકટ થઇ છે.)

બૉડ્=બૉડ્લિયન.
બૌ.=બૌદ્ધ.
ભં.=ભંડાર.
ભા.=ભાગ.
ભાવ.=ભાવનગર.
ભા.=ભાંડારકરના હસ્તપ્રત વિષયક રીપોર્ટ.
નં. ૧ સને ૧૮૭૯–૮૦
નં. ૨ „ ૧૮૮૦–૮૨
નં. ૩ „ ૧૮૮૨–૮૩
નં. ૪ „ ૧૮૮૩–૮૪
નં. ૫ „ ૧૮૮૪–૮૭
નં. ૬ „ ૧૮૮૭–૯૧
ભા. ઇ.=ભાંડારકર ઇન્સ્ટિટયૂટ, પૂના (કે જેમા ડેક્કન કૉલેજમા પહેલા રહેતી મુબઇ સરકારની બધી હસ્તપ્રતો રાખવામા આવી છે.)
ભી. મા.=ભીમશી માણેક (તે નામની દુકાન પાયધુની મુબઇમા છે.)
મિત્ર=મિત્રના હસ્તપ્રતોના રીપોર્ટ, કલકત્તા.
મુ.=મુદ્રિત.
ય. ગ્રં.=યશોવિજય ગ્રંથમાલા—મૂલ કાશી, હાલ ભાવનગર.
રા. ઇ.=राजपूतानेका इतिहास.

રી.=રીપૉર્ટ.

રૂદ્ર=રૂદ્રપલ્લિય ગચ્છ.

રૉ. એ. સો.=રૉયલ એશિયાટિક સોસાયટી.

લ.=લઘુ

લી.=લીંબડીનો મૂર્તિપૂજક મઠનો પુસ્તકભંડાર.

લો.=લોંકા સંપ્રદાય-ગચ્છના.

વ્યા.=વ્યાકરણ.

વિ.=વિભાગ.

વિવેક. ઉદે.=વિવેકવિજય યતિનો પુસ્તકભંડાર, ઉદયપુર.

વે.=પ્રોફે. વેલણકર સંપાદિત મુંબઈ રૉ. એ. સો. ની હસ્તપ્રતોનું કેટેલૉગ.

વેબર.=વેબરે કરેલ બર્લિનની લાયબ્રેરીની હસ્તપ્રતોના કેટેલૉગ.

વૈ.=વૈયાકરણ.

વૉ.=વૉલ્યુમ.

શ્રી.=શ્રીમાલી.

શ્વે.=શ્વેતામ્બર.

શિ.=શિષ્ય.

સ્ત.=સ્તવન.

સ્વ.=સ્વર્ગસ્થ.

સં.=(૧) સંપાદક (૨) સંતાનીય (૩) સંસ્કૃત

સં. કૉ.=સંસ્કૃત કૉલેજ, કલકત્તાની હસ્તપ્રતોનું કેટેલૉગ વૉ ૧૦ (જૈન હસ્તપ્રતો)

સમિતિ=આગમોદય સમિતિ

સાગર ભં.=સાગર ઉપાશ્રય, પાટણમાનો પુસ્તકભંડાર.

સૂ.=સૂત્ર.

સૅ. બુ. ઇ. / S. B. E. = સૅક્રેડ બુક્સ ઑફ ધ ઇસ્ટ (Sacred Books of the East.

હા. ભં.=હાલાભાઇ ભંડાર, ફોફલીયાવાડા પાટણમાનો પુસ્તકભંડાર.

હિં.=હીંદી.

હી. હં.=હીરાલાલ હંસરાજ પંડિત, જામનગર (હાલ સ્વ.)

હે. ગ્રં.=હેમચંદ્ર ગ્રંથમાલા



# ચિત્ર–પરિચય.



[ આ ગ્રંથમા બધા મળી સાઠેક ચિત્રો છે. તેના આઠ પ્રકાર પાડી શકાય, (૧) ધાતુ તેમજ પાષાણની પ્રાચીન જિન મૂર્તિઓ (૨) પાષાણના આયાગપટ અને જિનમંદિરો. (૩) પાષાણની ઐતિહાસિક વ્યક્તિઓની મૂર્તિઓ (૪) પાષાણપર કોતરેલ કાવ્યમય યંત્ર (૫) હસ્તપ્રતો પૈકી તાડપત્રની પ્રત કે તેના કાષ્ઠફલક પરના ચિત્રિત ગ્રંથકારો-આચાર્યો આદિના ચિત્રો (૬) કાગળપરની કલ્પસૂત્રની પ્રતો માના રંગિત ચિત્રો (૭) કાગળ પર લિખિત પ્રતોમાના કવિના સ્વહસ્તાક્ષરોના નમુના બતાવવા તેના પાનાઓ (૮) અર્વાચીન સમયની વ્યક્તિઓના ફોટાઓ. તે સર્વે ગ્રંથના આકાર ને કદને અનુરૂપ હતા તેજ પસંદ કરી મૂકેલ છે. શેઠ પ્રેમચંદ રાયચંદ અને રાજબાઇ ટાવરના બ્લૉક શ્રી કૉન્ફરન્સ ઑફિસના ખર્ચે કરાવવા પડયા હતા. બાકી અન્ય બધા માગણી કરતા તુરતજ મોકલી આપવામાં નીચેની વ્યક્તિઓ અને સંસ્થાઓએ સૌજન્ય બતાવ્યુ છે તે માટે તે સર્વેનો ઉપકાર છે.—

૧ બાબુ પૂરણચંદ નાહર M. A. B. L. કલકત્તા, ૨ બી. બી એંડ સી. આઇ. રેલ્વે, ૩ શેઠ જીવણચંદ સાકરચંદ, સુરત, ૪–૫ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ અને આગમોદય સમિતિ ૬ ગાયકવાડ ઓરિયેંટલ ઇન્સ્ટટ્યુટ, વડોદરા, ૭ જૈન આત્માનંદ સભા. ભાવનગર, ૮ જૈન સસ્તી વાચનમાળા પાલીતાણા, ૯ ડૉ ત્રિભોવનદાસ લહેરચંદ શાહ, મુંબઇ, ૧૦ મુંબઇ માંગરોળ જૈન સભા આ પૈકી સાગ મુરબ્બી શ્રી પૂરણચંદ નાહરનો ફાળો જબરો છે તેમણે તો પોતાની પાસેનો બધો સંગ્રહ પૈકી જેટલું માગ્યુ તેટલુ વિના આંચકે અને પ્રસન્નતાથી મને મોકલી આપ્યું

પરંતુ દિલગીર છું કે તેમાથી આ ગ્રંથના કદ કરતા વધુ મોટા બ્લોકો ઘણી સુંદર શિલ્પકૃતિઓના હોવા છતા તેનો લાભ લઈ શકાયો નથી. આવા નિસ્વાર્થ સાહિત્યના કાર્યમા કયો સાહિત્યરસિક નિસ્વાર્થ સહાય આપવાની તક ન લે? ભાગ્યેજ રડયાખડયા એક બે હતા કે જેનાથી નિઃસ્વાર્થભાવે સહાય ન આપી શકાઈ જે જૈન હોય તે તો આપે, પણ જૈનેતર સંસ્થા જેવી કે બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે અને ગાયકવાડ ઓરિયેન્ટલ ઇન્સ્ટટયૂટે માગ્યા ભેગા તુરતજ પ્રતિકૃતિના બ્લોકો મોકલી આપ્યા તે માટે તેઓ વિશેષ ધન્યવાદને પાત્ર છે. આવી ભાવના જૈનોમા જૈનેતરો પ્રત્યે સદા રહો એમ ઇચ્છીશું

નવા બ્લોકો અનેકના બનાવી શકાય એમ હતુ છતા ફડના અભાવે તે બની શકયુ નથી. આથી તૈયાર બ્લોકો પરજ મુખ્યત્વે આધાર રાખવો પડયો છે. ]

**૧ કમઠ તાપસ અને પાર્શ્વનાથ રાજકુમાર**–(મુસલમાન પૂર્વના સમયના કલ્પસૂત્રમાથી). ભૂમિકામા

**૨ શ્રી પાર્શ્વનાથ કુમાર અને કમઠ તાપસ**–(મુગલ સમયના કલ્પસૂત્રમાથી). ભૂમિકામા.

—આ ચિત્ર રંગીન છે આવા ચિત્રો કલ્પસૂત્રની અનેક પ્રતિઓમા સાપડે છે. કલ્પસૂત્ર મૂલ લગભગ બારસો ગાથામા છે, અને તે પર્યુષણ પર્વમા ઉપાશ્રયોમા શ્રાવકસમુદાય પાસે વંચાય છે, અને તેની પ્રતમાના ચિત્રો બતાવાય છે. આ પ્રથાથી પૂર્વે કલ્પસૂત્રની અનેક પ્રતો સુવર્ણ અને રૌપ્ય અક્ષરોમા લખાયેલી અને રંગીન ચિત્રોથી ચિત્રાયેલી, અનેક ભંડારોમા ઉપલબ્ધ થાય છે. જે બે પ્રતમાથી આ ચિત્ર લેવાયા છે તેમાથી એક મુસલમાન આવ્યા તે પહેલાની પ્રત છે ને બીજી મુગલ સમયની છે તેથી તે તે વખને ચિત્રકળા કેવી હતી તેનો નમુનો આપવા ખાતર તેને અત્ર મૂકયા છે. પહેલા શ્રી પૂરણચંદ્ર નાહરજીએ તેના બ્લોક કરાવી પોતાના Epitome of Jainism નામના અગ્રેજી પુસ્તકમા મૂકયા હતા. પ્રસંગ એ છે કે

કમઠ નામનો તાપસ અગ્નિનો તાપ લઈ તપશ્ચર્યા કરતો હતો. તે તપશ્ચરણ ધ્યેય વગરનું છે અને મોક્ષદાયક નથી એમ સિદ્ધ કરવા પાર્શ્વનાથ કુમારે આવીને જે સળગતા લાકડાથી અગ્નિ કરવામાં આવ્યો હતો તેમાથી બળતો સર્પ કાઢી બતાવ્યો હતો ને આવી હોળીના તાપમા અનેક જીવો બળી મરે છે તો તેવા હિંસક તપથી આત્મિક લાભ નથી એમ સમજાવ્યું હતું.

૩ શ્રી આદિનાથની ધાતુ-પ્રતિમા સં. ૧૦૭૭ પૃ ૩

—આ પ્રાચીન મૂર્તિ ભારતના વાયવ્ય પ્રાતમાથી બાબુ પૂરણચંદ નાહરને પ્રાપ્ત થઇ છે. બંને બાજુ કાયોત્સર્ગમા ઉભી રહેલી અને મધ્યમા પદ્માસનમા બેઠેલી મૂર્તિઓ છે. સિંહાસનની નીચે નવ ગ્રહ અને તેની નીચે વૃષભ-યુગલ છે. આ કારણે મૂલ મૂર્તિ શ્રી આદિનાથજીની છે અને તે યક્ષ યક્ષિણી આદિ સહિત બહુ મનોજ્ઞ અને પ્રાચીન છે દરેક ધાતુની પ્રતિમાની પાછળ લેખ પ્રાયઃ કોતરેલ હોય છે તે પ્રમાણે આની પાછળનો લેખ આ પ્રમાણે છેઃ-'**પજજક સુત અંબદેવેન ।। સં. ૧૦૭૯**' [ ના. ૨, ન. ૧૦૦૧ ] આના કરતા પ્રાચીન સંવતવાળી પ્રતિમા અતિ વિરલ-કોકજ દેખવામા આવી છે પ્રાચીન શિલાલેખોમાં મથુરા અને કલિંગના લેખો એક બાજુએ મૂકતા હસ્તિકુંડનો સં. ૯૯૬ નો ને સં. ૧૦૫૩નો (જિ. ૨ નં. ૩૧૮ તથા ના. ૧, નં. ૮૯૮) સાપડે છે અને સં. ૧૦૮૮ મા વિમલવસહિનુ સ્થાપત્ય આવે છે. ત્યારપછી ૧૦૯૧,ને ૧૧૦૦ (જિ. ૨, નં.૪૨૭ ને ૫૪૪)ના સાપડે છે,એટલે ૧૦ મા અને ૧૧મા સૈકાના કોક લેખ મળે છે ને તે પહેલાના શ્વે૦ લેખો મથુરા ને કલિંગ સિવાય બીજે કયાય પ્રાય બિલકુલ મળતા નથી. શ્રી જિનવિજયજીએ સં. ૧૯૭૭મા લખ્યુ હતુ કે "ભારતના ઇતિહાસમા જેને 'મધ્યયુગ' કહેવામા આવે છે તે યુગના જૈન લેખો ભાગ્યેજ મળી આવે છે. જૈન ઇતિહાસ માટે આ એક વિચારણીય પ્રશ્ન છે. કેવળ લેખોની દૃષ્ટિએજ નહિ, પરંતુ સમુચ્ચય જૈન સાહિત્યની દૃષ્ટિએ પણ આ પ્રશ્ન વિચારવા જેવો છે. કનેના-

અરીય સૂત્ર સાહિત્યને બાદ કરતા બીજું સાહિત્ય પણ એ યુગમાં જૈનોના હાથે વધારે લખાયું નથી, તેમજ સ્થાપત્ય પણ જાણવા જેવુ કે નોધવા જેવુ મંડાયું નથી. હિંદુસ્થાનના રાષ્ટ્રીય ઇતિહાસની દૃષ્ટિએ પૂર્ણ જાહોજલાલીવાળો ગણાતો એ કાળ જૈન ઇતિહાસની દૃષ્ટિએ બહુજ અપ્રકાશિત દેખાય છે..." આના ઉત્તરમા જણાવીશું કે તે યુગના ઇતિહાસને માટે જોઇએ તેટલી શોધખોળ તે વખતે થઇ નહોતી. હમણા મુનિશ્રી કલ્યાણવિજયજીએ પ્રાચીન આગમ-ચૂર્ણિઓ વગેરે પરથી અનેક ઐતિહાસિક તત્ત્વો ખોળી કાઢયા છે કે જે તેમણે 'વીર નિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના' નામના હિંદી વિશાલ નિબંધમા તેમજ પ્રભાવક ચરિતની પ્રસ્તાવનામા પ્રકટ કર્યા છે ને ધીમે ધીમે વિશેષ શોધખોળ થતા વધુ પ્રકાશ પડશે એ નિર્વિવાદ છે.

**૪ ભગવાન્ શ્રી મહાવીર પૃ. ૪**

—આ એક હમણાનુ નવીન ચિત્ર છે. કમલમા પદ્માસનસ્થ મહાવીર પ્રભુની મૂર્ત્તિ છે. પાસે તેમના લાંછન-ચિન્હરૂપી સિંહને મૂકેલ છે. આસપાસ ચમર ઢોળાય છે. પોતે ઉપદેશ દેતા હોય તેને સાભળનાર એક બાજુ જણાવેલ છે. મસ્તક પાસે અશોકનુ વૃક્ષ છે ને ઉપર ત્રણ છત્ર છે.

**૫. ઇ. સ. પ્રારંભનો અર્હત્પૂજા માટેનો આયાગપટ-મથુરા પારા ૧૭૪ પૃ. ૧૨૪**

—મથુરાના નૈઋત્ય ખુણા પાસે આગ્રા અને ગોવર્ધનના રસ્તાની વચ્ચે આવલી કંકાલી-તીલા નામની ટેકરી છે તે ખોદાવતા સને ૧૮૭૦ મા મળેલ ઘણા શિલાલેખો અને બીજી વસ્તુઓમા ખંડિત અને અખંડિત જૈન પ્રતિમાઓ, થાભલાઓનુ વર્ણન કનિંગહામે કરેલુ છે. આ માટે જુઓ વિન્સેન્ટ સ્મિથનુ પુસ્તક નામે 'જૈન ઍન્ડ અધર ઍન્ટિકિવટીઝ ઑફ મથુરા' અને 'આર્કિઓલૉજિકલ સર્વે ઑફ ઇંડિઆ સને ૧૮૭૦' તે પૈકી આ આયાગપટ પણ છે. તે શિલા છે ને સિંહનાદિકે સ્થાપેલ છે. તેની વચ્ચે જૈન તીર્થંકરની

પ્રતિમા કોતરેલી છે અને આસપાસ જૂદી જૂદી જાતની પવિત્ર નિશાનીઓ છે. અષ્ટમંગલમા દર્પણ, ભદ્રાસન, વર્દ્ધમાન, શ્રીવત્સ, મત્સ્ય યુગ, સ્વસ્તિક, કુંભ અને નંદાવર્ત્ત ગણાતા પૈકી કેટલાક જોવામા આવે છે, તે પટ પર ઘણી પ્રાચીન લિપિમા લખાયેલો લેખ છે કે જે પ્રાયઃ કનિષ્કના રાજ્યના સમયમા- ઈ. સ પ્રારંભ લગભગ લખાયેલો હોવો જોઇએ તે આ પ્રમાણે છેઃ—

१ नमो अरहंताणं सिहकस वणिकस पुत्रेण कोशिकिपुत्रेण
२ सिहनादिकेन आयागपटो प्रतिथापितो अरहंतपूजये

—અર્હંતોને નમસ્કાર, સિંહક વણિકના પુત્ર અને કૌશિકીના પુત્ર સિંહનાદિક (સિંહનાદિક)થી આયાગપટ અર્હંતની પૂજા અર્થે પ્રતિસ્થાપિત-પ્રતિષ્ઠાપિત થયો.

**૬ સં. ૯૫ માં જૈન યતિ કણ્હની મૂર્ત્તિ-મથુરા પૃ ૧૨૪**

—આ એક જૈન સ્તૂપનો ભાગ છે કે જે ઉક્ત મથુરાની કંકાલી તીલા ટેકરીમાથી નીકળેલ છે તે સ્તૂપના બે ભાગ પાડેલા છે. ઉપલો ભાગ સાંકડો છે અને તેના મધ્યમા સ્તૂપની આકૃતિ છે અને સ્તૂપની બંને બાજુએ જિનની બબ્બે આકૃતિઓ છે. કુલ તે ચાર આકૃતિઓ (મૂર્ત્તિઓ) છેલ્લા ચાર તીર્થંકર નમિ, નેમિ, પાર્શ્વ અને વર્ધમાનની છે. નીચેના ભાગમા કણ્હ (?) ની મૂર્તિ છે કે જેના માનમા આ સ્તૂપ બનાવવામા આવ્યો હતો. કણ્હની મૂર્તિને વસ્ત્ર પહેરાવેલા હોવાથી તે શ્વેતામ્બરમૂર્તિ માની શકાય. આમા આવેલ મૂળ લેખ કોઈ અનિર્ણીત લિપિમા છે. આરંભમા ૯૫ (?) ની સાલ હેવાનુ જણાય છે કે જે વખતે વાસુદેવનુ રાજ્ય હતુ તે લેખ આ પ્રમાણે છે—

१ (सि)द्धम् सं. ९५ (?) ग्रो २ दि १८ कोट्टय (1) तो गणातो थानीयातो कुलातो वइर(ातो) (शा)खातो आर्य अरह (मह)

२ सिसिनि धामथाये (?) गहदतस्य धि...धनहथि

—સિદ્ધ સંવત ૯૫ (?) મા બીજા (માસ) માં ૧૮ દિવસે કોટ્ટય (કોટિક) ગણનાં થાનીય કુલના વૈરશાખાના આર્ય મહા(દિન)ની શિષ્યણી ધામથ (?) ની વિનતિથી ગૃહદત્તની પુત્રી અને ધનહથી (ધનહરિત) ની સ્ત્રીની (ભેટ)

આમા કણ્હની વસ્ત્ર પરિધાનવાળી મૂર્ત્તિ ઉપગત ચાર તીર્થંકરની પ્રતિમાઓ કોતરેલી છે.

**૭ ધાતુની અર્દ્ધ પદ્માસનસ્થ જિનમૂર્ત્તિ—જૂની કર્ણાટકી લિપિલેખ સહિત—પૃ. ૧૬૦**

—જિનમૂર્તિ સામાન્યરીતે વિશાલપ્રમાણમા પદ્માસનસ્થ જોવામા આવે છે અને જે કેટલીય ઉભી-કાર્યોત્સર્ગસ્થ હોય છે તેને 'કાઉસગ્ગીઆ' કહેવામા આવે છે. અર્દ્ધપદ્માસનસ્થ જિનમૂર્તિ વિરલ જોવાય છે, જ્યારે તેવી બુદ્ધની મૂર્ત્તિઓ ઘણી દેખાય છે રખેને આ બુદ્ધમૂર્ત્તિ હોય એવો કોઇને ભ્રમ થાય તો તે દૂર કરવા માટે આમા અનેક યોગો એવા છે કે જે આ મૂર્ત્તિને જિનમૂર્ત્તિ તરીકે સિદ્ધ કરે છે. (૧) આની કર્ણાટકી લિપિનો ઉકેલ શ્રી પૂરણચંદ્રજી નાહરે મહામહોપાધ્યાય રાય બહાદુર પંડિત ગૌરીશંકરજી ઓઝા અને ડા૦ હીરાનન્દ શાસ્ત્રી જેવા બે મહાવિદ્વાનો પાસે વંચાવી કરાવ્યો છે તે અનુક્રમે આ રીતે છેઃ—श्री जीनवलभन सज्जन भजीयवय मडिसिद प्रतीम; श्रीजिनवल्लभन सज्जन चेटिय मय मडिसिद प्रतिमे 'भडिसिद' નો અર્થ ની વિનતિથી—ના કહેવાથી એમ થાય છે. શ્રીજિનવલ્લભની સજ્જન ભગીયબય-ચેટિયભયના કહેવાથી પ્રતિમા—એવો કંઇ અર્થ છે ને તેમા જિનનુ સ્પષ્ટ નામ છે. (૨) આખી બેઠકની નીચે નવગ્રહની નવ નાની આકૃતિઓ છે, કે જે કોઇ પણ બુદ્ધમૂર્ત્તિમા મળી આવતી નથી (૩) શિર ઉપર ત્રણ છત્ર છે અને શાસન દેવ અને દેવી છે. આ સર્વ પરથી જિનમૂર્ત્તિ સિદ્ધ થાય છે. આ પીતળની મૂર્ત્તિની કર્ણાટકી લિપિ **આઠમી સદીની** આસપાસની જૂની છે એમ ઓઝાજીનુ કહેવુ છે. આ મૂર્ત્તિ શ્રી પૂરણચંદ નાહારને ઉદયપુર પાસેના ગામ સવીનાખેડામાથી પ્રાપ્ત થઇ છે ને તે તેમની પોતાની

પાસે કલકત્તામાં હજુ સુધી છે. વળી નાહરજી જણાવે છે કે 'વીર'ના મહાવીર જયંતી અંક વર્ષ ૪ અંક ૧૨-૧૩ મા પૃ. ૩૦૦ પર એક ચિત્ર-ફોટો મૂકેલ છે કે જેમા પારીસના પ્રદર્શનમાથી એક ધાતુની મૂર્તિનો એક બ્લૉક છે કે જે આ મૂર્તિના જેવો છે. વળી આવી જાતની એક બીજી જિનમૂર્તિ પણ નાહરજીને ઉપલબ્ધ થઇ છે તેમા ૧૦-૧૧ સદીનો કર્ણાટકી શિલાલેખ છે, કે જેને ત્રિમાસિક "રૂપ" મા (નં. ૧૭ જાન્યુ. ૧૯૨૪ પૃ. ૪૮ ઉપર) પ્રસિદ્ધ કરવામા આવ્યો છે.

૮. અજંટા પાસે જૈનમંદિરનો દ્વાર મંડપ પૃ. ૧૭૬

—અજંટાની ગુફા એ ભારતની એક જોવા લાયક પ્રસિદ્ધ સ્થળ છે. તેમા મુખ્ય બૌદ્ધ મંદિરો અને તેમાના રંગીન ચિત્રો બહુ પ્રાચીન હોવા છતા તેની સુંદરતા ને રંગો જળવાઈ રહ્યા છે. આ ગુફામાં જૈન મંદિરો પણ હતા કે જે હાલ શીર્ણ વિશીર્ણ દશામા છે તે પૈકી એકનો ફોટો સને ૧૮૬૬ મા પ્રકટ થયેલ Architecture at Ahmedabad મા પ્રસિદ્ધ થયો હતો તે અત્ર મૂકેલ છે. તેનું શિખર નાશ પામ્યુ છે પણ તે ઘણું મોટું અને પિરામિડ આકારનું હોવું જોઇએ કારણકે તેનો મંડપ અતિ વિશાલ છે. તેના મંડપના થાભલા ને તે દરેકની કારીગરી અતિશય સુંદર છે. તે મંદિર આઠમા સૈકાનુ અનુમનાય છે.

૯. આબૂ પર વિમલશા મંત્રીનુ દહેરૂં-'વિમલ વસહિ' પારા ૨૮૯ પૃ. ૨૦૮

૧૦ આબૂ 'વિમલવસહિ'ના ઘુમટનુ અપ્રતિમ નકશી કામ પારા ૨૮૯ પૃ. ૨૦૯

—પહેલુ ચિત્ર સન ૧૮૬૬મા પ્રકટ થયેલ 'Architecture at Ahmedabad' નામના પુસ્તકમા આવેલા ફોટાનો બ્લૉક છે, બીજુ ચિત્ર શ્રી પૂરણચંદ નાહરે પોતાના Epitome of Jainism

આ પ્રગટ કરેલ છે તે છે ને તે તેમના સૌજન્યથી અમને પ્રાપ્ત થયું છે કે જે વાત ચિત્રપર નોધવી ભૂલથી રહી ગયેલ છે. 'આ મંદિરો પ્રેક્ષકને તેના અણીશુદ્ધ નકશી કામથી વિચારમા ગરક કરી દે છે. તેના ખ્યાલમા આ મનુષ્યકૃતિ હોય એમ આવી શકતું નથી. તે એટલા તો પૂર્ણ છે કે તેમા કાઇ ફેરફાર કરી નજ શકાય. દહેરાના પ્લાનની વ્યવસ્થા એવી છે કે ચારે બાજુ દહેરીઓ અને વચમા મુખ્ય મંદિર છે, અને તેવી વ્યવસ્થા ગિરનાર પરના દેવળોમા છે. પ્રવેશદ્વાર આગળ એક મંડપ છે, તે મડપ આગળ ૬ સ્તભવાળો એક લંબ ચોરસ ઓરડો છે, કે જેમા હાથીઓ પર અંબાડીમા બેઠેલા વિમળશા તથા તેના કુટુંબીઓ વિરાજે છે હાથીના પુતળા કદમા ન્હાનાં પણ પ્રમાણસર છે ને અંબાડીનુ કામ ઘણું સારૂ કર્યું છે. વિમાનમાં ઋષભદેવ-આદિનાથની પદ્માસને બેસાડેલી મૂર્ત્તિ છે. શિખર નીચું છે. તદન આગળના ભાગના મડપનુ કામ પણ બહુ સરસ છે,

'મંડપ અને વિમાન વચ્ચે ગર્ભગૃહ છે. મંડપ પ્રમાણસર ઉંચાઇનો અને તેમા સફેદ આરસ પરના નકશી કામથી એટલો તો સુંદર લાગે છે કે તેને જોઇને પ્રેક્ષક તો સ્તબ્ધજ બની જાય છે. ઉપરનો ઘુમટ અષ્ટકોણમા આવેલા થાભલા પર ઉંચકવામા આવ્યો છે ને તેના થરો અંદરથી જુદી જુદી નકશી કામમા કોરેલા છે. આ નકશીકામમા આલેખન કરતા જ હાલના જમાનામા માણસોની ધીરજ ન રહે તેમ છે. આ દરેક થર પરનુ કામ એવું તો એક બીજાને ઘટતું કર્યું છે કે તેમા કોઇપણ જાતનો ફેરફાર ઘટે નહિ, લગભગ દરેક યુરોપિયન પ્રવાસી તો આને જોઇને પોતાનું અભિમાન કોરે મુકી દે છે. અને તેજ વખતે તે આ કામની શ્રેષ્ઠતા પોતાના મનમા લાવે છે અને સ્વીકારે છે. આ મુખ્ય મકાનની આસપાસ થોડે છેટે ચારે બાજુ બેવડા થાભલાની હારોવાળી ઓશરી છે, ને તેમા ચારે બાજુ નાની નાની દહેરીઓ છે. આ ઓશરી પર અગાસી છે. થાભલા પર એક ચોરસની અંદર બીજો ચોરસ જેના ખુણાઓ

પહેલાની બાજુના મધ્ય પર પડે એવી આકૃતિથી પત્થરો ગોઠવ્યા છે અને તે દરેક ખાતામા જુદા જુદા કાલ્પનિક ચિત્રો કરેલા છે. કોઇમા ભૌમિતિક આકૃતિઓ તો કોઇમા વેલો, તો કોઇમા દેવદેવીઓના ચિત્રો કરેલા છે.'–રા. પાઠક. વિશેષ માટે જુઓ મુનિ જયંતવિજય લિખિત 'આબૂ' નામનુ પુસ્તક.

**૧૧. જે. ભં. તાડપત્ર પુસ્તકના કાષ્ઠફલક પર ચિત્રિત જિનવલ્લભ સૂરિ પારા ૩૧૪–૬ પૃ. ૨૩૨**

**૧૨. જે. ભં. તાડપત્ર પુસ્તકના કાષ્ઠફલક પર ચિત્રિત જિનદત્ત સૂરિ પારા ૩૧૭–૩૧૯ પૃ. ૨૩૩**

—જેસલમેરના ભડારમા પાચસો વર્ષના જૂના પ્રાચીન તાડપત્રના પુસ્તકની કાષ્ઠપટ્ટિકા ૨૬$\frac{1}{2}$×૩$\frac{1}{4}$ ના માપની હતી તે પર જિનવલ્લભસૂરિ અને જિનદત્તસૂરિનું ચિત્રફલક હતુ તે જિનકૃપાચદ્ર સૂરિના પ્રસાદથી પં. લાલચદે અપભ્રંશકાવ્યત્રયીના પુસ્તકમા પ્રકટ કરાવ્યુ તે અત્ર પુનઃ મૂકવામા આવેલ છે. તે ચિત્ર જોતા એમ જણાય છે કે ચિત્રકારો તે વખતે ગમે તેમ ચિતરતા, મૂલ પુરૂષની આબાદ પ્રતિકૃતિ પર લક્ષ ન રાખતા, તેમજ ચિત્રનુ દેહપ્રમાણ અગોપાગની યથાસ્થિતતા વગેરે પર પણ ધ્યાન રહેતુ નહોતુ. તે સમયના ચિત્રકલાના નમુના રૂપે આ ગણવાનુ છે.

**૧૩. ઈડર ગઢનુ બાવન જિનાલય. પૃ. ૨૯૨**

—આ ઇડરના ગઢ ઉપર આવેલુ આદિનાથ મદિર છે, તે કુમારપાલ રાજાએ બધાવી તેમા આદિનાથની પ્રતિમા સ્થાપિત કરી. ખરતર ગચ્છના જિનપતિ સૂરિ કે જેઓ કુમારપાલના સમકાલીન હતા (વિ. સં. ૧૨૧૦ થી ૧૨૭૭) તેમણે પોતાની બનાવેલી તીર્થમાળામા લખ્યુ છે કે—

'इडरगिरौ निविष्टं चौलुक्याधिपकारितं जिनं प्रथमं ।

સોમસુદર સૂરિના શિષ્ય પ્રશિષ્યમાથી એકે સં ૧૫૩૩ લગભગ રચેલી ઇડરગઢ ચૈત્યપરિપાટી (જૈનયુગ-માહથી ચૈત્ર સં ૧૯૮૫

પૃ. ૩૪૧-૩૪૩)મા પણ જણાવ્યું છે કે—

ગઢ ઉપરિ ગિરિસગીસુંદ, પ્રાસાદ કરાવી
કુમર નરેસરિ આદિનાહ, પડિમા ભરાવી. ૧૦

× × × ×

'રાય વિહાર' વિહાર કંતિ ઇણિ કારણિ કહીઈ ૧૧

× × × ×

કુમાર નરવરઇ કુમાર નરવરઈ ગુરુ આ વિહાર
ગિરિ ઉપરિ કારવીઆ આદિનાહ જિણુબિંબ ઠાવિઅ ૧૭

× × × ×

'કુમર નરિંદ વિહાર' પૂઠિ પાસાય પઇઠ્ઠિય. ૧૬

આ પરથી તેને 'રાયવિહાર' 'કુમારવિહાર' કહેવામા આવતો. આનો જીર્ણોદ્ધાર ઇડરના વચ્છરાજ શેઠના પુત્ર ગોવિંદશાહે સોમસુન્દર સૂરિના સમયમા કરાવેલો એવું સોમસૌભાગ્ય કાવ્યમા સર્ગ ૭ શ્લો. ૧૦ પૂ. ૧૦૭ મા સ્પષ્ટ જણાવ્યુ છે—

यः पर्वतोपरि गरिष्टमति कुमार-
पालोर्वरेश्वरविहारमुदारचित्तः ।
जीर्णं सकर्णमघवानघवासनावान्
द्रव्यव्ययेन बहुलेन समुद्दधार ॥

—જે મોટી બુદ્ધિવાળા, ઉદાર ચિત્તવાળા, વિદ્વાનોમા ઇંદ્રરૂપ અને નિષ્પાપ વાસનાવાળા એવા તે ગોવિન્દસાધુએ ઘણુ દ્રવ્ય ખર્ચી પર્વતપર રહેલા કુમારપાલ પૃથ્વીનાથ-રાજાના વિહારનો સારી રીતે ઉદ્ધાર કર્યો.

આ વાત ગોવિન્દશાહના સમકાલીન ગુણરત્ન સૂરિએ પોતાના સં. ૧૪૬૬ના ક્રિયારત્ન સમુચ્ચયની પ્રશસ્તિમા કહી છે કે-

तेष्वाद्यो गुणवान्नियद्दरपुरे प्रोत्तुंगमाद्यार्हतो
यः प्रासादमचीकरत्स विनयी गोविन्दसंघाधिपः ।

(પી. ૬ પૃ. ૧૭-૧૮)

—તે (વચ્છરાજના) પહેલા પુત્ર ગુણવાન્ અને વિનયી ગોવિન્દ સંઘપતિએ ઇડર પુરમા આદિનાથ જિનનો ઉચ્ચ પ્રાસાદ કર્યો. (આમા ઉદ્ધાર કર્યો એવું ખાસ લખ્યું નથી) મુનિસુંદર સૂરિએ જિનસ્તોત્ર રત્નકોશમા ઇલદુર્ગાલંકાર શ્રી ઋષભદેવ સ્તોત્ર રચ્યું છે તેમા કુમારપાલ અને ગોવિન્દ બંનેનો ઉલ્લેખ કર્યો છે. (જૈન સ્તોત્ર સંગ્રહ ભા. ૨. પૃ. ૧૪૧-૨ પ્ર. યશો. ગ્રંથમાલા નં. ૯.)તે ત૦ હેમવિમલ સૂરિના પ્રશિષ્ય જિનમાણિક્ય ગણિના શિષ્ય અનંતહંસ ગ. ઇડર ચૈત્યપરિપાટીમા વળી એમ જણાવે છે કે—

વચ્છરાજ પહિલુ ઉદ્ધાર બીજુ કુંઅરપાલ
ત્રીજુ સાહ ગોવિંદરાજ ચઉપટ ચઉસાલ
ચંપકસાહ કરાવીઉ એ ચઉથુ જીર્ણ ઉદ્ધાર
ઊલટ હઇડું ઉલ્લસિઉં એ નિર૦ દેખી સિંહ દૂઆર. ૨૦

—એટલે આ મંદિરના ચાર ઉદ્ધાર થયા-પહેલો વચ્છરાજનો, બીજો (રાજા) કુમારપાલનો, ત્રીજો ગોવિંદરાજનો અને ચોથો ચંપકશાહનો, આમા પહેલો ઉદ્ધારક વચ્છરાજ કોણ હતો તે જણાવ્યુ નથી. છેલ્લા ચંપકશાહ સબંધમા પણ વિશેષ હકીકત મળી નથી.

આ આદિનાથ મંદિરના આદિનાથનુ બિંબ ત૦ વિજયદેવસૂરિના સમયમા તેઓ અમદાવાદ ચોમાસુ હતા ત્યારે યવનોએ ભાગી નાખ્યુ તેથી તેના પ્રમાણ જેટલુજ નવીન બિંબ પાછુ શ્રાવકોએ કરાવ્યુ અને નટીપદ્ર (હાલના નડીયાદ)ની મ્હોટી પ્રતિષ્ઠામા તે બિંબની સૂરીશ્વરના હસ્તે પ્રતિષ્ઠા કરાવી ગિરિ ઉપર રહેલા તે ચૈત્યમા ચૈત્યોદ્ધાર-પૂર્વક તેને સ્થાપિત કર્યું—

राजनगरे चतुर्मासं स्थिताः। तत्रावसरे इलादुर्गे श्री ऋषभदेवबिम्बं यवनै र्व्यंगितं ततस्तत्प्रमाणमेव नवीनं बिम्बं श्राद्धैर्विधाप्य नटीपद्रे महत्यां प्रतिष्ठायां श्री सूरिभिः प्रतिष्ठाप्य गिरिशिरःस्थ-चैत्ये चैत्योद्धारपूर्वकं स्थापितं।

એમ ગુણવિજય તપ ગણપતિ ગુણપદ્ધતિમા જણાવે છે (જુઓ

વિજયદેવ સૂરિ માહાત્મ્યનું પરિશિષ્ટ). તેજ ગુણવિજય પોતાની સં. ૧૬૮૮ ની વિજયપ્રશસ્તિ ટીકાની પ્રશસ્તિમા એજ પ્રકારનું જણાવે છેઃ—

जीर्णे श्रीमद्युगादीशे यवनैर्व्यंगिते सति ।
तत्पदे स्थापितो येन नूतनः प्रथमप्रभुः ॥१८॥

આ મંદિરનો હમણા પુનઃ ઉદ્ધાર શ્રી શ્વેતાંબર મત્ર તરફથી કરવામા આવ્યો છે નેતેનો રીપોર્ટ સં. ૧૯૭૫મા બહાર પડ્યો છે. જુઓ તે રીપોર્ટમા અને જૈનયુગના ૧૯૮૨ના માગશરના અંકમાં મારો લખેલો 'ઇડરનો સંક્ષિપ્ત ઇતિહાસ'

**૧૪. કુમારપાલનુ અજીતનાથ મંદિર-તારંગા. પારા ૩૭૪-૩૭૬ પૃ. ૨૬૪-૫.**

—તારંગા—તારણદુર્ગ પર કુમારપાલે અજીતનાથનુ સુદર દેવાલય બંધાવ્યુ હતુ અને તેમા અજિતનાથની મ્હોટી પ્રતિમા પ્રતિષ્ઠાપિત કરી હતી, પરંતુ તે પ્રતિમાને મ્લેચ્છોએ ભગ્ન કરતાં સોમસુદર સૂરિના સમયમા ઇડરના ગોવિંદશાહે નવીન પ્રતિમા કરાવી તેમના હસ્તથી સ્થાપી હતી. મુનિસુદર સૂરિએ તારણદુર્ગાલંકાર અજિત સ્વામિસ્તોત્રમા પોતાના જિનસ્તોત્ર રત્ન કોશમા (યશોવિજયગ્રંથમાલા નં. ૯ જૈનસ્તોત્ર સંગ્રહ ભા. ૨) તે બનેનુ સ્મરણ કર્યુ છે કે—

कुमारपालस्य कथं न मित्रं
गोविन्द सधाधिपति र्भवेत्सः ।
ग्रीष्मे कलौ म्लेच्छदवाग्नितापे-
स्तन्न्यस्तर्बिवापगमेन शुष्कम् ॥९॥

સોમસૌભાગ્ય કાવ્યમા આ ગોવિન્દકૃત ઉદ્ધારનુ વર્ણન આ પ્રમાણે આપ્યુ છે—

यस्तारणक्षितिधरे कृतचित्तशैत्ये-
चैत्ये कुमारनृपते र्नृपते र्महोभिः ।
चिक्षेप दक्षविनतो नवभारपट्टान्
स्तंभाश्च दंभरहितो महितो नरेंद्रैः ॥११॥सर्ग ७॥

—દક્ષ પુરૂષોથી નમેલા, દભરહિત અને રાજાઓથી સન્માન પામેલા એવા (ગોવિંદ સાધુએ) તેજથી સૂર્ય જેવા એવા શ્રી કુમારપાલ નૃપતિના ચિત્તને શીતળ કરે તેવા તારંગાજીના પર્વતના ચૈત્યમા નવ ભારપદ (ભારવાડ) અને સ્તંભો નંખાવ્યા.

ત્યારપછી તેજ સર્ગમા જણાવ્યું છે કે આરાસણુમાથી મોટી શિલા મંગાવી તેમાથી મોટુ અજિતનાથનુ બિંબ કરાવી તેને ઇડરના રાવ પુન્જના સમયમા ભારે ઠાઠમાઠથી સોમસુદર સૂરિના હાથે પ્રતિષ્ઠિત કરાવ્યુ (શ્લો. ૮૩) તેનો સ. ૧૪૭૯ છે જુઓ પારા ૬૬૪. ગુરૂગુણરત્નાકર પૃ. ૧૧ શ્લો. ૬૦મા गोविन्दकारित गजांकजिनप्रतिष्टा, तारंगकेऽथ महती गुणराजयात्रा । એમ કહેલુ છે. તે બિબ હાલ વિદ્યમાન છે. આ મંદિરનો ઉદ્ધાર અઢીલાખ કોરી ખર્ચી શાહ વધમાન અને પદમશી એ બે ભાઇઓએ સં. ૧૬૮૨ અને ૧૬૮૮ વચ્ચમા કરાવ્યો હતો એવો ઉલ્લેખ કલ્યાણસાગરસૂરિના રાસ (ઢાલ ૩૫) મા છે. આ સાથે કહીએ કે આબૂ પરના સં ૧૨૯૬ ના એક લેખ પરથી જણાય છે કે અજિતનાથના ગૂઢ મડપમા નાગપુરીય સા લાહડે આદિનાથનુ બિંબ કરાવી ખત્તક-ગોખલામા ભરાવ્યુ હતુ. તારંગા તીર્થ યાત્રા કરવા લાયક છે, વળી તેનુ વાતાવરણ બહુ આરોગ્યપ્રદ છે

**૧૫ ‘કલિકાલસર્વજ્ઞ’ શ્રી હેમચંદ્ર સૂરિ; પરમાર્હતશ્રી કુમારપાલ ભૂપાલ પૃ. ૨૮૮**

—આ ચિત્રો પૃ. ૩૮૪ સામે મૂકેલ (૧૨૯૪ની તાડપ્રત પર ચિતરેલા) ચિત્રઉપરથી પ્રસિદ્ધ વર્ત્તમાન ચિત્રકાર ધુરંધર પાસે સુધરાવી તેને સુદર રગોથી સુશોભિત કરાવી તેનો રંગીન બ્લોક જૈન આત્માનંદ સભાએ સોમપ્રભાચાર્ય કૃત કુમારપાલ પ્રતિબોધના ગૂ૦ ભાષાતર (વિ સ. ૧૯૮૩)મા મૂકેલ તેજ અત્ર વાપરેલ છે. જૂના પરથી વર્ત્તમાનમા કેવું ‘ટચિંગ’ કરી રૂપ અપાય છે તે બન્નેને સરખાવાથી જણાશે. વધુ માટે જુઓ પૃ, ૩૮૪ સામેના ઉક્ત ચિત્રનો પરિચય. ચિત્ર નં. ૧૭.

**૧૬ મહં. શ્રી વસ્તુપાલ–મહં. શ્રી લલિતાદેવી–મહં. શ્રી વેજલદેવી પૃ. ૩૫૨**

—ગૂજરાતની ધંધુકાની ગાદી પર રાજ કરતા વીરધવલના પ્રસિદ્ધ મંત્રી વસ્તુપાલ મહાન્ યોધ્ધો હોવા ઉપરાંત એક સાહિત્યરસિક, અને સાહિત્યકાર પણ હતો; ને વિશેષમા તેણે તથા તેના ભાઇ તેજપાલ મંત્રીએ અનેક સુંદર અને ભવ્ય સ્થાપત્યકલાના નમુનેદાર મંદિરો બંધાવી ગૂજરાતની શિલ્પકલામા મહાન્ ફાળો આપ્યો છે. વસ્તુપાલ અને સાથે તેની બે સ્ત્રીઓના તથા તેના ભાઇ તેજપાલ ને તેની સ્ત્રી અનુપમા દેવીના બાવલા આબુ પરની લૂણિગવસહીમા છે તે તેના સમયમાજ શિલ્પીએ બનાવેલા છે. તે પૈકી મહત્તમ વસ્તુપાલ અને સાથે સાથે તેની સ્ત્રીઓ મહત્તમા લલિતાદેવી અને વેજલદેવી હોવાથી તે બધાનુ એકી સાથે ચિત્ર અત્ર મૂકવામા આવ્યુ છે; જ્યારે તેજપાલ ને તેની સ્ત્રીનુ ચિત્ર મૂકવામા નથી આવ્યુ. આ મૂર્ત્તિઓનુ ચિત્ર ગા. ઓ. સી.મા પ્રગટ થયેલા વસ્તુપાલ કૃત નરનારાયણાનંદ નામના મહાકાવ્યમા પ્રથમ પ્રસિદ્ધ કરવામા આવ્યુ છે

**૧૭ સં. ૧૨૯૪ની તાડપત્રની પ્રતમાં ચિત્રિત શ્રી હેમાચાર્ય અને રાજન્ કુમારપાલ પૃ. ૩૮૪**

—આ પાટણના ભંડારમાની હેમાચાર્યકૃત ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્રની તાડપત્રની પ્રત ઉપરના ચિત્રનો ફોટો લઇ તે પરથી કરેલ બ્લોક છે, તેમા હેમાચાર્ય અને કુમારપાલ સ્વર્ગસ્થ થયે લગભગ ૬૨ વર્ષ ગયા પછી ચિત્રેલ તેમના ચિત્રો છે તે પર પ્રથમ ધ્યાન પ્રસિદ્ધ જૈન સાક્ષરશ્રી સદ્‌ગત ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ એમ એ.નુ ત્યા ભંડારોની ફેરિસ્ત કરવા જતા ગયુ ને તેમણે ફોટો લઈ તેની નકલ મારાપર મોકલતા તેનો બ્લોક જૈન શ્વે. કૉન્ફરન્સ તરફથી કરાવી તેના મુખપત્ર શ્રી જૈન. શ્વે કૉ. હેરલ્ડના જુલાઇ–અક્ટોબર ૧૯૧૫ના જૈન ઇતિહાસ–સાહિત્ય અંકના વિશેષાંકમા તંત્રી

તરીકે મેં પૃ. ૨૭૫ પાસે પ્રગટ કર્યો હતો તે આટલા વર્ષે પુનઃ પ્રગટ થાય છે તેથી બ્લોક સારો નથી રહ્યો ને સારી પ્રતિકૃતિ આવી શકી નથી.

૧૮ મહામાત્ય વસ્તુપાલ તેજપાલનાં મંદિર-ગિરનાર (પારા ૫૨૭ અને ૫૨૭ક) પૃ. ૪૦૦

—ગિરનાર પર નેમિનાથ મંદિરના મૂળ દ્વાર સામે વસ્તુપાળ તેજપાળના મંદિર આવેલા છે. 'પ્લાનની વ્યવસ્થામા મને આ સર્વ કોઈ કરતા સારા લાગે છે. મુખ્ય મંડપની ત્રણ બાજુ પર વિમાનો ગોઠવેલા છે અને તેને ફરતો ઓટલો છે. symmetry-સમમાનત્વથી આ મંદિરો ઘણા ભવ્ય લાગે છે.' (રા પાઠક). ત્યાના એક શિલાલેખ પર (જિ. ૨ ન. ૪૪) લખેલ છે કે વિ. સં. ૧૨૮૯ના આશ્વિન વદિ ૧૫ સોમ દિને મહામાત્ય શ્રી વસ્તુપાલે પોતાના કલ્યાણ માટે, જેની પાછળ કપર્દિ યક્ષનું મદિર છે એવુ 'શત્રુંજયાવતાર' નામનુ આદિનાથનુ મંદિર, તેના અગ્રભાગમા ડાબી બાજુએ પત્નિ લલિતાદેવીના પુણ્યાર્થ ૨૦ જિનોથી અલંકૃત એવુ 'સંમેત શિખરાવતાર' નામનુ મદિર, તેમજ જમણી બાજુ બીજી પત્નિ સોખુકાના શ્રેય સારૂ ૨૪ જિન વાળુ એવુ 'અષ્ટાપદાવતાર' નામનુ મંદિર એમ ચાર મદિરો કરાવ્યા.

૧૯ કચ્છ-ભદ્રેશ્વરનું પ્રસિદ્ધ મંદિર (જગડશાનુ) પૃ ૪૦૧

—કચ્છના પૂર્વ કિનારે હાલના ભદ્રેશ્વરથી જૂનુ ભદ્રેશ્વર-ભદ્રાવતી મોટા વિસ્તારમા આવેલુ છે. હાલ ત્યા જૈન દેવાલય, શિવમંદિરના ઘુમટના ચાભલા વગેરે તથા દુદાવાવ અને તેની પાસે બે મસ્જીદના બાકી રહેલા ખંડેરો છે. જૂનુ જૈન દેરાસર છે તેને જગદેવશાહ-જગડુશાહનુ દેવળ કહેવામા આવે છે. તે પ્રાચીન કૃતિ છે તે પર સુધારા વધારા થયા છે, કેટલા ને ક્યારે તે જણાયુ નથી. દેવળનો નીચલો ભાગ સૌથી જૂનો લાગે છે. બાકીનો ભાગ હાલની બાંધણી મુજબનો છે, અથવા તે સાવચેતીથી દુરસ્ત કર્યો હોય એમ

તે જગડૂશાહે સ ૧૩૧૨ મા સમરાવેલ હોય. દેરાસરના તૂટેલા ભાગના ટેકાગા મૂમચેલી કમાનો જૂના વખતની હશે અને બાકીનો બહારનો ભાગ પાછળથી બનાવેલો છે. દેવળના થાભલા પર લેખ હતા. હાલ માત્ર 'સ. ૧૧૩૪ ના વૈશાક શુદ ૧૫' એટલા શબ્દો વંચાય છે તે જીર્ણોદ્ધારની મિતિ સમજાય છે તેની આસપાસની દેરીઓ તેરમા સકાથી યાત્રાળુઓએ બંધાવેલી લાગે છે. આના જૂના કિલ્લાની દિવાલો સને ૧૭૬૩ મા પાડી નંખાઇ હતી અને સને ૧૮૧૦ મા મુદ્રાગામ વસાવવામા આ મદિરના પત્થરો વપરાયા છે.

ભદ્રેશ્વરના દેરાસરની રચના આબૂ પરના જૈન મંદિરો જેવી છે. તેને ૪૮×૮૫ ફૂટનો ચોક આવેલો છે-ફરતી પર દેહરીઓ છે અને ભમતી છે. પછી દેરાસર છે કે જેના આગલા ભાગમા થાભલાવાળા ત્રણ ઘુમટ છે. મોટા ઘુમટ નીચે રગમડપ છે તેના એક સ્તંભપર સં ૧૩૨૩ અને એક ઉપર ૧૩૫૮ કોરેલા હતા. એક બાજુ પ્રતિમાઓ સતાડવા ઓરડીઓ છે ને તેની નીચે બીજા ખડો છે કે જેમા ભોપરના પત્થર ઉપાડી જઇ શકાય છે. મુસલમાન વગેરેના ત્રાસ વખતે તેમા પ્રતિમાઓ પધરાવી ઉપર રેતી નાખી જમીન જેવો દેખાવ કરવામા આવતો. દેરાસર ઓતરાદા બારનુ છે. (એવા બારનુ સામાન્યત હોતુ નથી). ગભારામા શ્વેત આરસની ત્રણ પ્રતિમા છે. મૂળનાયક અજીતનાથ છે. તેની નીચે ૬૨૨ (? ૧૬૨૨) ની સાલ હોવાનુ જણાય છે. તેની જમણી બાજુએ ફણાવાળા **પાર્શ્વ**નાથ છે તેના પર સ. ૧૨૩૨ ની સાલ છે. ને ડાબી બાજુના **શાં**તિનાથ પર પણ તેજ સાલ છે. પીઠની દીવાલ ઉપર મૂળનાયકની આસપાસ કાઉસગ્ગીઆ છે, જમણી બાજુના છેડે શામળા પાર્શ્વનાથજી છે (વિશેષ માટે જુઓ ગ. બ. દલપતરામ ખખ્ખરનો રીપૉર્ટ ઑન ધ ઍન્ટિક્વિટિઝ ઑફ કચ્છ ઍન્ડ કાઠિયાવાડ પાનુ ૨૦૬-૨૦૯ તથા રા. મગનલાલ દ. ખખ્ખરનુ જડાડૂ ચરિતનુ ભાષાતર)

આ ભદ્રાવતીનુ પ્રાચીન મંદિર સંપ્રતિ રાજાએ કરાવેલુ કહે-

વાય છે ને તેમા મુખ્ય નાયક પાર્શ્વનાથ હતા. વર્ધમાનશા અને તેના ભાઈ પદમસીએ સં. ૧૬૮૨ અને ૧૬૮૮ વચમાં તેનો ઉદ્ધાર કરાવ્યો એ વાત કલ્યાણસાગર સૂરિના રાસ (ઢાલ ૩૫) માં આ પ્રમાણે છે.—

ભદ્રાવતી નગરી માહેજી, પ્રાચીન જેહ પ્રાસાદ
પાર્શ્વ પ્રભુનુ જેહ કહેજી, સપ્રતિનો જશવાદ.
ગુરૂ ઉપદેશે કરાવીયોજી, તેહનો જીર્ણોદ્ધાર
દોઢ લાખ કોરી ખરચીજી, તેઓએ તિહા મનોહાર.

૨૦ જિનદત્તસૂરિની મૂર્ત્તિ પ્ર૦ સં. ૧૩૩૪ પાટણ (પારા ૩૧૭-૩૧૯) પૃ. ૪૧૬.

—પાટણના ટાગડિયાવાડા નામના વાડામા જિનમંદિર છે ત્યાં આ મૂર્ત્તિ છે કે જેનો પ્રતિષ્ઠાલેખ નીચે પ્રમાણે છે—

'સવત્ ૧૩૩૪ વૈશાખ વદિ ૫ શ્રી જિનદત્તસૂરિ મૂર્ત્તિ શ્રી જિનેશ્વર સૂરિશિષ્ય શ્રી જિનપ્રબોધસૂરિણા......(પ્રતિષ્ઠિતા)

આ પ્રતિષ્ઠા કરનાર જિનપ્રબોધ સૂરિ-મૂળ પ્રબોધ મૂર્તિ ગણિ કે જેણે સં. ૧૩૨૮ મા કાતંત્ર દુર્ગપદ પ્રબોધ નામની કાતંત્ર વ્યાકરણ પર ટીકા રચી (પારા ૫૯૬), તે જિનદત્તસૂરિના શિ. જિનપતિ શિ જિનેશ્વર સૂરિના શિષ્ય ને પટ્ટધર હતા ને તેની મૂર્ત્તિ પણ પાલણપુરમા તેના શિષ્ય જિનચદ્રસૂરિએ સં. ૧૩૫૧મા પ્રતિષ્ઠિત કરેલી તે ખભાતમા વિદ્યમાન છે. આ બ્લૉક પડિત શ્રી લાલચંદ સશોધિત જિનદત્તસૂરિ કૃત અપભ્રંશકાવ્યત્રયી પ્ર. ગાયકવાડ ઓ. સીરીઝ નં. ૩૭મા પ્રથમ પ્રકાશિત થયેલ છે.

૨૧ રાણકપુરનુ ધરણાશાનું મંદિર સં. ૧૪૯૭ પારા ૬૬૫ પૃ. ૪૫૬.

—આ ખાસ જોવા લાયક મનોરમ્ય અને આકર્ષણીય મદિર છે, તેના સંબંધી ટૂંકી હકીકત પારા ૬૬૫મા અને ૬૬૮મા આવી છે અને વિશેષમા જેણે જાણવું હોય તેને શ્રી જિન વિજયના પ્રાચીન જૈન લેખસંગ્રહ ભાગ બીજાના અવલોકનના પૃ. ૧૮૫થી ૧૯૭ વાચવા.

તેના સબંધમા સર જેઇમ્સ ફર્ગ્યુસને જણાવ્યુ છે કે 'તેનો દરેક સ્તભ એક એકથી જુદો છે તથા તે બધા ઉત્તમ રીતે ગોઠવ્યા છે અને તેમના ઉપર ભિન્ન ભિન્ન ઉંચાઈના ઘુમ્મટો ગોઠવેલા છે. આ બધા ઉપરથી મન ઉપર ઘણી સારી અસર થાય તેમ છે. ખરેખર, આવી સારી અસર કરે એવુ તથા સ્તભોની સુદર ગોઠવણી વિષે સૂચના કરે એવુ **હિંદુસ્તાનમાં બીજું એકપણ દેવાલય નથી.** ગોઠવણીની ઉત્તમતા ઉપરાત બીજી જાણવાલાયક બાબત એ છે કે તેણે રોકેલી જગ્યા ૪૮૦૦૦ ચો. ફુટ છે એટલે કે મધ્યકાલીન યુરોપીય દેવળોના જેટલી છે અને કારીગરી તથા સુન્દરતામા તો તેમના કરતા ઘણી રીતે ચઢે તેમ છે.'–History of Indian and Eastern Architecture પૃ ૧૪૧–૨

સ્વ. મણીલાલ વ્યાસ લખે છે કે 'મારવાડમા સાદડી ગામની પાસે રાણકપુરનુ જૈન દેહરાસર બહુ જોવાલાયક છે. એ દેહરાસરની સામે હજાર બારસેં વર્ષ પહેલાનુ એક જૂનુ દહેરૂ છે, અત્યારે તેમા જૈન તીર્થંકરની મૂર્તિ પધરાવી છે, પણ મૂળમા તે સૂર્યનુ મદિર હતું એમ કહેવાય છે એ દહેરા ઉપર જે કંઇ પૂતળા ગોઠવ્યા છે તે જોઇએ તો તેમા તદન બિભત્સ સ્વરૂપે કોકના ચોરાસી આસનો ગોઠવ્યા છે. જોનાર આશ્ચર્યચકિત થાય કે ધર્મના દેવળ ઉપર આ શું ? આવું આ એકજ દેહરા ઉપર હોય એમ પણ નથી, જૂના અનેક દહેરા આવા ચિત્રોથી મઢાયા છે. આ સ્થિતિ ક્યાથી ઉત્પન્ન થઇ ?' (સુરત ગૂ૦ સા૦ પરિષદ્ રીપોર્ટ–પ્રદર્શન વિભાગ પૃ. ૧૬ ) કહેવાતા પહેલાના સૂર્ય મદિર અને હાલ જૈન મદિરમા ઉપલી સ્થિતિ છે એમ અમે ત્યા ગયા હતા તે વખ્તે અમારા લક્ષમા આવ્યુ નથી. આ મંદિર તે ધરણાશાના મુખ્ય મંદિરથી અલગ–જૂદું છે.

આ ધરણાકના મદિરનો શિલાલેખ સમજવામા ઓઝાજીની કંઇક ગેરસમજણ થઇ છે ( જુઓ તેમના રાજપૂતાનેકા ઇતિહાસ પૃ. ૬૨૫ નુ ટિપ્પણ, તેમા ધરણાક–ધરણાશાહનુ નામજ નથી તેણે

નહિ કે રત્ના તથા તેના પુત્રપૌત્રોએ, તે બંધાવ્યું ને તેણે, નહિ કે ગુણરાજે. અજાહરી આદિના મંદિરો બધાવ્યા ને જીર્ણોદ્ધાર કર્યો. )

૨૨ સાદડીનુ જૈનમંદિર. પૃ. ૪૫૭

—આ સ્વ. શેઠ પ્રેમચંદ રાયચંદના ઉત્તેજનથી The Committee of Architectural Antiquities of Western India માટે સને ૧૮૬૬મા Antiquities of Westen India Architecture at Ahmedabad—the Capital of Goozerat કે જેમા કર્નલ બ્રિગ્સના લીધેલા ફોટો, થિયોડોર હોપનો ઐતિહાસિક અને વર્ણનાત્મક દિગ્દર્શનરૂપી વૃત્તાત અને જેઇમ્સ ફર્ગ્યુસનની શિલ્પકળાવિષયક નોધો અંગ્રેજીમા લંડનમા છપાયેલ છે તેમાથી આ બ્લોક લીધો છે. ફર્ગ્યુસન જણાવે છે કે સ્થંભોની એવી ગોઠવણી કરવી કે જેથી ઇમારતની અંદર સૂર્યનો તડકો જરાપણ પ્રવેશ ન પામે અને તે છતા પ્રકાશ reflect થઇને —પ્રતિબિંબિત થઇને આવે, આવી રીતિ અમદાવાદની મસીદોમા પૂર્વે વપરાઇ છે પ્રકાશ લાવવાની આવી રીત કોઇપણ જૈન મંદિરોમા હજુ સુધી માલુમ નથી પડી, પણ તે છતા તેના જેવી કંઇક વ્યવસ્થા સાદડીના જૈન મંદિરમા છે. આ મંદિરમા મુખ્યપણે પ્રકાશ અદરના મડપોમાથી આવતો હોવાથી સ્તભોની જે વ્યવસ્થા કરવાથી પ્રકાશ આવે તેવું મુખ્યપણે આ મંદિરમા નથી. આ બ્લૉક અત્યારથી છાસઠ વર્ષ જૂનો છે તેથી આજ પ્રમાણે સાદડીમા તે મંદિર જળવાઇ રહ્યુ છે કે કેમ તે હું કહી ન શકું. સંભવત જળવાઇ રહ્યુ હશે.

૨૩ ચિતોડનો જૈન કીર્ત્તિસ્તભ. (પૃ. ૪૫૫ ટિ.૪૪)પૃ.૪૯૨

—સુપ્રસિદ્ધ ઓઝાજી કહે છે કે ચિતોડપર 'સાખોટાની બારી' નામની ખડકીથી રાજટીલા સુધી સડક સીધી દક્ષિણમા ગઇ છે. માર્ગમા પહેલા ડાબી બાજુ સાત માળવાળો જૈન કીર્ત્તિસ્તભ આવે છે કે જેને દિગબર સપ્રદાયના બઘેરવાલ મહાજન સા (સાહ, શેઠ) નાન્હના પુત્ર જીજીએ વિ. સં ની ચૌદમી સદીના ઉત્તરાર્ધમા બના-

વ્યો હતો. આ કીર્તિસ્તંભ આદિનાથનુ સ્મારક છે તેની ચારે બાજુપર અનેક નાની જૈન મૂર્તિઓ કોતરેલી છે. આ કીર્તિસ્તંભપરની છત્રી વિજળી પડવાથી તુટી ગઈ અને આસ્તંભને ઘણી હાનિ પહોચી હતી, પરંતુ વર્ત્તમાન રાણા સાહેબે એંસી હજાર રૂ ખર્ચી લગભગ પહેલા જેવી છત્રી કરાવી અને સ્તભની મરામત કરાવી છે, જૈન કીર્ત્તિસ્તંભની પાસેજ મહાવીર સ્વામીનું મંદિર છે કે જેનો જીર્ણોદ્ધાર મહારાણા કુંભાના સમયમા વિ સં ૧૪૯૫ (ઇ. સ. ૧૪૩૮) મા ઓસવાલ મહાજન ગુણરાજે કરાવ્યો હતો. આ સમયે આ મંદિર તુટી ફુટી દશામા પડેલું છે.' (રાજપૂતાનેકા ઇતિહાસ પૃ. ૩૫૨).

ર. ભાંડારકરે ઉક્ત કીર્તિસ્તભ (શ્વેતામ્બર) મંત્રી કુમારપાલે બંધાવ્યો હતો એમ તેમણે સ. ૧૪૯૫ મા ચારિત્રગણિએ સંસ્કૃતમા રચેલી ચિત્રકૂટ મહાવીર પ્રાસાદ પ્રશસ્તિ તેના અંગ્રેજી સાર સહિત રૉ. એ.સો. ના જર્નલ વૉ. ૨૩ ન. ૬૩ મા પ્રકટ કરી છે તેમા પૃ. ૪૭ પર જણાવ્યુ છે, પણ તેમા ચૂક થઇ લાગે છે કે જે અમે નીચે જણાવીછે. કુભારાણાના સમયમા સં.૧૪૯૫મા ઉક્ત મહાવીર પ્રાસાદનો જીર્ણોદ્ધાર ગુણરાજે કર્યો એવા ઓઝાજીના કથનમા પણ ચુક છે. તે ગુણ રાજે રાણા મોકલ (કુંભારાણાના પૂર્વાધિકારી) ના આદેશથી તે પ્રાસાદનો ઉદ્ધાર કર્યો અને તેના પુત્રોએ તેમા સોમસુદર સૂરિના હાથે સ. ૧૪૮૫ મા પ્રતિષ્ઠા કરાવી એવો તે પ્રશસ્તિમા સ્પષ્ટ ઉલ્લેખ છે તે પ્રશસ્તિ કુંભારાણાના રાજ્યમા સ. ૧૪૯૫ મા રચાઈ તે પરથી આ ભૂલ થઇ લાગે છે. તેના મૂળ શ્લોક નીચે પ્રમાણે છે —

× × ×

उच्चै मडप पंक्ति देवकुलिका निस्तीर्यमाणश्रियं
कीर्त्तिस्तंभसमीपवर्तिनममु श्री चित्रकूटाचले
प्रासादं सृजतः प्रसादमसमं श्रीमोकलोर्वीपते-
रादेशाद् गुणराज साधुरमितस्वर्दध्यो दधार्पोन्मुदा ॥८६॥

× × ×

वर्षे श्रीगुणराज साधु तनयाः पंचाष्टरत्नप्रभे
न्यास्यन्त प्रतीमामिमामनुपमां श्री वर्धमानप्रभोः ॥९१॥

× × ×

प्राग्वंशस्य ललाम मंडपगिरिं शोभां नयन्नैष्ठिक-
प्रष्ठः प्रत्यहमष्टधा जिनपते पूजा सृजन् द्वादश ।
संघाधीश कुमारपाल सुकृती कैलासलक्ष्मीहृतौ
दक्षं दक्षिणतोऽस्य सोदरमिव प्रासादमादीधपत् ॥९५॥

આ શાર્દુલનો ભાવાર્થ પુરાતત્ત્વજ્ઞ શ્રી ડી. આર. ભાડારકરે એવો મૂક્યો છે–'પહેલા તો આપણને ખબર મળે છે કે આ રચના એટલે કે કીર્તિસ્થંભ પહેલા પ્રથમ મઘનાયક પ્રાગ્વંશ એટલે પોરવાડ વંશના, ગિરિ જેવા મંડપની લક્ષ્મી આપતા એવા, અને જિનપતિની આઠ પ્રકારે બાર પૂજા હમેશા કરતા એવા કુમારપાલે બાંધ્યો હતો' (આજ કારણે મેં ટિ. ૪૪૪ મા તે પ્રમાણે જણાવ્યુ છે. પરતુ આ ચિત્રપરિચય લખતા પુનઃ વિચાર કરતા આ ભાવાર્થ ચુકવાળો લાગે છે. ને ખરો એ લાગે છે કે પ્રાગ્વંશના ભૂષણરૂપ મંડપગિરિ–માડવગઢને શોભા આપતો એટલે તેનો નિવાસી નૈષ્ઠિકમા ઉત્તમ, જિનપતિની બાર પૂજા અષ્ટ પ્રકારે હમેશા કરતો એવો જે સઘપતિ ધન્ય કુમારપાલ તેણે આની (મંદિર કે કીર્તિસ્તંભની) દક્ષિણે એક બીજો ભાઈ હોય તેવુ બીજું મદિર બધાવ્યુ આજ રીતે પછીના શ્લોકમા જણાવ્યુ છે કે—

ऊकेशवंशतिलकः सुकृतोरुतेजा-
स्तेजात्मजः प्रतिवसन्निह चित्रकूटे
चाचाख्य' सुजनलोचनदत्तचैत्यं
चैत्ये च चारु निरमीमपकुत्सररयाम ।९६॥

—ઉકેશ (ઓસવાલ) વંશના તિલક [illegible] તેજા [illegible] તેનો પુત્ર ચાચો ચિત્રકૂટ (ચિતોડ) [illegible] (વસતો હતો) તેણે [illegible] આપતું એવુ [illegible] કરાવ્યું.

**૨૪ ચિતોડમાં 'અષ્ટાપદ' જૈનમંદિર-'શૃંગાર ચાવડી'-સિંગાર ચૌરી સં. ૧૫૦૫ પૃ. ૪૯૩**

—ચિતોડપર મહેલોની પાસે ઉત્તરે સુંદર કોતરણીવાળું એક નાનું મંદિર છે તેને સિંગાર ચૌરી (શૃંગાર ચોરી)—શૃંગાર ચાવડી કહે છે. આના મધ્યમાં એક નાની વેદી પર ચાર સ્તંભવાળી છત્રી બનાવેલી છે. લોક કહે છે કે અહીં રાણા કુંભાની રાજકુમારીનો વિવાહ થયો હતો ને તેની આ ચોરી છે વાસ્તવમાં ઇતિહાસના ઇતિહાસના અંધકારમાં—અજ્ઞાનપણામાં આ કલ્પનાની સૃષ્ટિ થઇ છે કારણકે તેના એક સ્તંભ ઉપર કોતરેલા વિ. સ. ૧૫૦૫ (ઇ. સ ૧૪૪૮)ના શિલાલેખથી વિદિત થાય છે કે રાણા કુંભાના ભંડારી (કોષાધ્યક્ષ) વેલાક કે જે સાહ કેલ્હાનો પુત્ર હતો તેણે શાંતિનાથનું આ જૈન મંદિર બંધાવ્યું અને તેની પ્રતિષ્ઠા 'ખરતરગચ્છના જિનસેન (? જિનચંદ્ર) સૂરિએ કરી હતી. જે સ્થાનને લોકો ચૌરી બતાવે છે તે ખરી રીતે ઉક્ત મૂર્ત્તિની વેદી છે અને સંભવ છે કે મૂર્ત્તિ ચોમુખ (જેની ચારે બાજુએ એક એક મૂર્ત્તિ હોય છે એવી) હોય. શૃંગાર ચૌરીની થોડે છેટે નવલખ્ખા (નવકોઠા) નામનું સ્થાન છે જુઓ પારા ૭૧૯ ને ટિ. ૪૬૬ માં જણાવેલા પ્રમાણ.

**૨૫ ગિરનારપરની સંગ્રામ સોની (? સમરસિંહ)ની ટુંક (સં. ૧૪૯૪) પૃ. ૪૯૬**

—સંગ્રામ સોની કોણ ને ક્યારે થયા તેને માટે વિશ્વસ્ત પ્રમાણોની ખોટ છે અને અમે તેમના સંબંધી આ ગ્રંથમાં કંઇ જણાવ્યું નથી તેથી જે કંઇ ઉપલબ્ધ થાય છે તેનો વિચાર કરીશું. આ સંગ્રામસોની તે સમરાશાહ કે જેણે શત્રુંજયનો ઉદ્ધાર કર્યો તે સાથે ભેળવી દેવાના નથી. તે એક ભિન્ન વ્યક્તિ લાગે છે. ગિરનાર સંબંધી રેવયકપ્પસંખેવો (ગદ્યપ્રાકૃત), જિનપ્રભસૂરિકૃત ઉજ્જયન્તસ્તવ (સં.) અને શ્રી રૈવતકલ્પ (ગદ્ય પ્રા૦), શ્રી ઉજ્જયન્ત મહાતીર્થકલ્પ (પ્રા ગદ્ય), અને તપા ધર્મઘોષસૂરિકૃત શ્રી ગિરિનારકલ્પ (સં. ગદ્ય) કે જે

સર્વ પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહના પરિશિષ્ટ તરીકે પ્રગટ થયેલ છે તેમજ ત્યાં પ્રકટ થયેલ વસ્તુપાલતીર્થયાત્રાવર્ણનમાં તથા તેની અંદરના વિજયસેનસૂરિકૃત રેવંતગિરિ રાસુમાં ક્યાંયપણ સંગ્રામ કે સમરસિંહ સોનીનો ઉલ્લેખ નથી એટલે ત૦ ધર્મઘોષસૂરિ સુધીમાં તે થયા નહોતા એમ કહી શકાય. પ્રથમ ત૦ સોમસુંદરસૂરિના શિષ્ય પ્રશિષ્યમાંના એક હેમહંસગણિએ ત. રત્નશેખર સૂરિના રાજ્યે (સં. ૧૫૦૨થી ૧૫૧૭ વચ્ચે) ગિરનાર-ચૈત્ર પ્રવાડી ગૂજરાતીમાં રચી છે (પ્ર પુરાતત્ત્વ ૧-૩ પૃ. ૨૯૨) તેમાં ઓસવાલ-સોની સમરસિંહ-માલદેવનો (સંગ્રામસિંહનો નહિ) ઉલ્લેખ આવે છે.-

સમરસિહ-માલદેવ તણઉ ઉદ્ધાર નિહાલઉ
મંડપિ મંડિઅ અતિ વિસાલ ચઉવીસ જિણાલઉ. ૬

× × × ×

ધન ધન સોની સમરસિંહ માલદે વ્યવહારિઅ
જેહિ કલ્યાણત્રય-વિહાર-ઉદ્ધાર કરાવિઅ
ચિહું દિસિ ત્રિહુ ભૂમીહિં મૂલનાયક તિહાં બાર
કાસગિ રહિઆ પ્રથમ ભૂમિ સિરિ નેમિકુમાર
ઘડતા જસુ ચાતલિ અંજલિઈ સવે ટલંતા રોગ
સેવિઉ સ્વામી પૂરવઈ નિરમાલડીએ અનુદિન ભોગસંયોગ ૨૫ ? (૨૧)
દિક્ખ-નાણ-નિવ્વાણ તિહાં સિરિ સોહઇ છઇત્ર
જીરણ પ્રતિમા વામ પાસિ ધુરિ તાસુ સનાત્ર
મંડપ સયલ વિસાલ મેઘમંડપ રલિઆલઉ
ત્રિહ દિસિ ભદ્રતણા પ્રસાદ બાવન્ન જિણાલઇ
ઓસવંસિ શ્રી સમરસી માલદેવિ મનરંગિ
સંવત ચઉદ ચુરાણુવઈ નિરમાલડીએ ઉદ્ધરિઉ ઉત્તગ ૨૬ ? (૨૨)

આ પરથી જણાય છે કે ઓશવંશના સોની સમરસિંહ-માલદેવ નામના વ્યવહારી-વણિકોએ સં ૧૪૯૪માં ( એટલે કવિનાજ કાલમાં) કલ્યાણત્રય વિહારનો ઉદ્ધાર કરાવ્યો હતો. ચારે બાજુ ત્રણ

ભૂમિ. વિશાલ મંડપ-મેઘમંડપ રળીયામણો છે. બીજાં ત્રણ મંદિરો ભદ્ર જાતના હતા ને બાવન જિણાલય હતું. (ચાર દ્વારવાળા મંદિરના ફરતા-મુખ્ય દરવાજા સિવાય બાકીના એ ત્રણ દરવાજાઓની સન્મુખ-બીજા ત્રણ મંદિરો હોય તેને 'ભદ્ર' પ્રાસાદ કહેવામા આવે છે. આ પ્રવાડીની જૂની પ્રત મને પ્રાપ્ત થઇ છે.) આ ઉધ્ધારમા આસપાસ ત્રણ દહેરાવાળો ભદ્ર જાતનો પ્રાસાદ પોતે કરાવેલો લાગે છે, અને તેથી તેને સમરસિંહ-માલદે સોનીની ટુંક સં. ૧૪૯૪મા થયેલી કહી શકાય અત્યારે જે મંદિર સંગ્રામસોનીનુ કહેવામા આવે છે તેનુ વર્ણન આને મળતુ આવે છે. તે ટુંકનુ દેરૂ પ્રાચીન છે. રંગમંડપ સુંદર છે, તેની ઉપર બેઠક છે ગર્ભાગાર પણ વિશાળ છે. તેની ભમતીમા ત્રણ દેરાસર છે. જેમ્સ બર્જેસ કહે છે કે સગરામ સોની ૧૬ મા સૈકાના પાછલા અર્ધ ભાગમા થયો છે (તે યથાર્થ નથી) શેઠ પ્રેમાભાઇ હેમાભાઇએ આશરે ૧૮૪૩મા આ ટુંક સમરાવી છે આ દેરૂ ગિરનાર પર સૌથી ઉંચુ લાગે છે. હમણા મૂર્ત્તિ-પ્રતિમાઓના ઘણા હેરફેર થઇ ગયા છે.

**સંગ્રામ** સોની સંબંધી વૃદ્ધ **પૌ**શાલીય પટ્ટાવલીમા કહેલુ છે કે 'શ્રી ઉદયવલ્લભ સૂરીશ્વરપટ્ટે શ્રી **જ્ઞાન**સાગરસૂરિ ગુરવ કથંભૂતાઃ ? સત્યાર્થાઃ, શ્રી વિમલનાથ ચરિત પ્રમુખાનેક નવ્ય ગ્રન્થ લહરી પ્રકટનાત્ સાર્થકાહ્વા યેષા શ્રી **જ્ઞાન**સાગર સૂરીણા મુખાત્ મંડપદુર્ગ નિવાસી વ્યવહારિવર્ય પાતશાહિ શ્રી ખલચી મહિમ્મદ ગ્યાસદીન સુરત્રાણ પ્રદત્ત 'નગદલમલિક' બિરૂદધર સાધુ શ્રી **સંગ્રામ** સૌવર્ણિક નામા સવૃત્તિં શ્રીપંચમાગ શ્રુત્વા ગોયમેતિ પ્રતિપદં સૌવર્ણટંકકમમુચત્ । ષટ્ત્રિંશત્સહસ્રપ્રમાણાઃ સુવર્ણટંકકાઃ સંજાતા, યદુપદેશાત્તદ્ દ્રવિણવ્યયેન માલવકે મંડપદુર્ગ પ્રભૃતિ પ્રતિનગરં ગુર્જરધરાયામણહિલ્લપુર પત્તન-રાજનગર-સ્તંભતીર્થ-ભૃગુકચ્છ પ્રમુખં પ્રતિપુરં ચિત્કોશ મકાર્ષીત્ । પુનર્યદુપદેશાત્ સમ્યક્ત્વ સ્વદાર સંતોષ વ્રત વાસિતાન્તઃકરણેન વન્ધ્યામ્રતરુ સફલીચક્રે । તથાહિ...'

—આ પરથી જણાય છે કે વૃદ્ધપૌશાલિક-વૃદ્ધ કે બૃહત તપાગચ્છના ઉદયવલ્લભસૂરિના શિષ્ય જ્ઞાનસાગરસૂરિ કે જેમણે વિમલનાથ ચરિત (જુઓ પારા ૭૧૯) પ્રમુખ અનેક નવ્ય ગ્રંથો રચી પોતાનુ નામ સાર્થક કર્યું હતુ તેમના મુખેથી-બાદશાહશ્રી ખિલચી મહિમ્મદ ગ્યાસદીન સુલતાને આપેલી 'નગદલમલિક' પદવીના ધારણ કરનાર માડવગઢવાસી વણિકશ્રેષ્ઠ સંગ્રામ સોનીએ ભગવતી નામનુ પાચમુ અંગ સટીક સાંભળીને તેમા જે ગોયમ-ગૌતમ એ શબ્દ આવતા એક સુવર્ણટંક-સોના મહોર આપી એમ ૩૬ હજાર સોનૈયા થયા તે, તેમના ઉપદેશથી માલવામા માડવગઢ આદિ દરેક નગરમા અને ગૂર્જરધરામા અણહિલપુર પાટણ, રાજનગર, ખભાત, ભરૂચ આદિ દરેક નગરમા જ્ઞાનભંડાર કરાવ્યા અને જેના ઉપદેશથી તેણે સમ્યક્ત્વ અને સ્વસ્ત્રીસંતોષવ્રતથી વિશુદ્ધ મનવાળા થઇને વંધ્ય આમ્રવૃક્ષને સફલ કર્યું હતું. (પછી તે આમ્રવૃક્ષની કથા કહી છે અને ગૂજરાતના દરિદ્ર બ્રાહ્મણે માડવગઢમા આવી તેની સ્તુતિ કરતા પોતાના આભૂષણો ને લાખ રૂ. દાન કર્યું તે વાત જણાવી છે-ગિર-

૯ ખૂબીની વાત એ છે કે આવીજ વાત રત્નમંદિર ગણિએ પોતાના ઉપદેશ તરંગિણી ગ્રંથમા (પૃ ૬૧૫-૬ છાપેલી ગા.) અને ખેમરાજના શિષ્યરૂપે રચેલ સુકૃતસાગરમાં (પૃ ૧૧૦-૧ આ સભા) પેથડશાહ-ધર્મઘોષ સૂરિના સંબંધે નોંધી છે —

નાર ગલ્પ પ્ર૦ હંસવિજય જૈન ફ્રી લાયબ્રેરી અમદાવાદ) આ પટ્ટા· વલીની સાલની માહિતી નથી, પરંતુ આમા પણ સગ્રામ સોનીએ ગિરનાર પર મંદિર બંધાવ્યુ કે ઉદ્ધાર કર્યો તેનો કિંચિન્માત્ર ઉલ્લેખ નથી. જ્ઞાનસાગરસૂરિનો સમય સ ૧૫૧૭થી ૧૫૫૧ સુધી તેમના પ્રતિષ્ઠાલેખ પરથી નિશ્ચિત છે, તે દરમ્યાન સગ્રામસોની થયા ગણાય. ઉપરોક્ત સમરસિંહ ને આ સંગ્રામસોનીના નામના સેળભેળ થવાને લીધે સમરસિંહને બદલે સગ્રામ સોની થઇ ગયુ લાગે છે.

પ્રસિદ્ધ ભાનુચંદ્ર ઉપાધ્યાયના શિષ્ય ઋદ્ધિચ દ્રે સંગ્રામસોનીનો ૨૦ કડીનો ટુકો રાસ રચ્યો છે તેમા વાઝીઆ આબાના ફળ્યાની એકજ વાત જણાવી છે, જ્યારે તે અને શાસ્ત્ર લખાવવાની વાત શીલવિજયે સ. ૧૭૪૬–૪૮મા રચેલી તીર્થમાલા (પ્રા. તીર્થમાલાસંગ્રહ પૃ. ૧૧૨)મા જણાવી છે·—

નયરી **અવંતી** આગલી વલી, **માંડવગઢ** દીપિ મહાબલી
શ્રી **સુપાસ** સેવુ જિનરાય, **આદિ વીર**ના પ્રણમુ પાય. ૫૨
**ઓસવંશ** અનોપમ નામ, **સગ્રામ સોની** એણિ ઠામ,
શીલિં સફલ કર્યો સહકાર, બહુ જસવાદ લહ્યો સસારિ. ૫૩
જિણિ સિદ્ધાત સુણી **ભગવતી**, હેમમુદ્રા મેહેલી દીપતી,
છત્રીસ સહસ **ગૌતમ**નિં નામિ, શાસ્ત્ર લિખાવ્યા પુન્યનિ કામિ.૫૪

**જ્ઞાનસાગરસૂરિ**ના વ્યાખ્યાન અને ઉપદેશથી **સંગ્રામસોની**એ ખર્ચેલ સોનૈયાની વાત વીરવંશાવલી (જૈન સા સશોધક ખંડ ૧ –૩ પૃ ૫૬)મા તેનો લેખક પોતાના પૂર્વજ **સોમસુદરસૂરિ**થી થઇ એમ કહે છે તેનો સાર એ છે કે —

ગૂજરાતના વટીયાર ખડના લોલાડા ગામના **પ્રાગ્વાટ** અવટકે **સોની સગ્રામ** સપરિવાર માંડવગઢમા જઈ ત્યા વ્યાપારાદિથી સારી સપત્તિ મેળવી પાદશાહ ગ્યાસુદીનનો મંત્રી થયો ત્યા ત. સોમસુદર સૂરિ આવતા તેમના ભગવતીસૂત્રના વ્યાખ્યાનમા દરેક 'ગોયમા–ગૌતમ' એ શબ્દ આવતા એક સોનૈયો–કુલ છત્રીસહજાર સોનૈયા

આપ્યા ને તે ગુરુના ઉપદેશથી તે દ્રવ્યને તથા એક લાખ હજાર સોનૈયાને જ્ઞાનખાતામા એટલે વિ સં. ૧૪૫૧ મા કલ્પસૂત્ર અને કાલકસૂરિ કથા સચિત્રિત સુવર્ણાક્ષરે તથા રૂપાક્ષરે લખાવી સકલ સાધુઓને ભણવા આપવામા ખર્ચ્યા અને કેટલીક પ્રતો જ્ઞાનકોશમા સ્થાપી. માંડવગઢમા સુપાર્શ્વપ્રાસાદ, મગસીતીર્થમા મગસીપાર્શ્વનો જિનપ્રાસાદ સં. ૧૪૭૨ મા સ્થાપેલ. ભેઇ, મંદસોર, બ્રહ્મંડલ, સામલીયા, ધાર, નગર, ખેડી, ચંદાઉલી–ચંદ્રાવતી પ્રમુખ નગરમા તેણે સત્તર પ્રાસાદ કરાવ્યા ને સોમસુદર સૂરિએ તમામ પ્રતિષ્ઠિત કર્યા. એકાવન મદિરોનો જીર્ણોદ્ધાર કર્યો '–આમા આખો ફળવાની પણ હકીકત છે. આમા ઘણો વિસ્તાર છતા ને સોમસુદરસૂરિનો સંબંધ છતા સોમસૌભાગ્ય કાવ્ય કે જે તે સૂરિના જીવનવૃત્તાત રૂપેજ રચાયેલુ છે તેમા એક પણ શબ્દ નથી; વળી પ્રસ્તુત ગિરનાર પરના સગ્રામ સોનીના કહેવાતા મંદિર સંબંધી આ વીગ્વશાવલીમા પણ કંઇ ઉલ્લેખ નથી. તેથી અમારૂ અનુમાન તે સમરસિંહ–માલદેવનુ મદિર હોવાનુ ખરૂ હોય એમ જણાય છે સંગ્રામ સોની પણ ઐતિહાસિક ભિન્ન વ્યક્તિ જણાય છે કે જેણે ઘણુ દ્રવ્ય પુસ્તક લખાવવામા ખરચ્યુ છે.

૨૬ જામનગરનુ જિનમંદિર સં. ૧૬૭૮ (પારા ૮૨૮) પૃ ૪૯૯–લાલણ વંશીય ઓસવાલ વર્ધમાન અને પદ્મસિંહ એ બે ભાઇઓએ પ્રાય આ મદિર કરાવેલુ છે, પ્રતિષ્ઠા અંચલગચ્છના કલ્યાણસાગર સૂરિએ સ ૧૬૭૮ મા કરી તે સૂરિનો રાસ તેમના શિષ્યના પ્રશિષ્ય ઉદયસાગરસૂરિએ સં ૧૮૦૨ મા રચ્યો છે, (પ્ર૦ કચ્છ નાટીયાણાના શાહ ઘેલાભાઇ તથા દેવજીભાઇ માણેક) તેમા ઢાલ ૨૪મીથી ૨૭, ૨૯ મી પછીના દુહા, કરમી

જૈનધર્મી થયો. તેની ચૌદ પેઢી ગયા પછી અમરશી કચ્છ-આરીખાણામા થયા તેને વર્ધમાન નામનો પુત્ર સં ૧૬૦૬ શ્રા. શુ. ૫ ને દિને અને પદમસી નામનો પુત્ર સં. ૧૬૧૭ મા થયો. પછી બને મહાકાલીના પ્રતાપે શ્રીમંત થઇ ભદ્રાવતીમા ગયા ને ત્યા ચીનદેશ સાથે સાકર રેશમ અને અફીણનો વેપાર કર્યો. ત્યાથી કલ્યાણસાગર સૂરિના ઉપદેશથી શત્રુજયનો સઘ બંનેએ કાઢયો. નાવમા નાગ્નના બદર આવી રણ ઉતરી નવાનગર આવતા તેના રાજાએ ત્યા તેઓ આવાસ કરે તો પોતે વેપારમા અર્ધુ દાણ લેશે એમ કહ્યું. ત્યાથી નીકળી શત્રુંજય પહોચી જાત્રા કીધી ને ત્યા ગુરૂના ઉપદેશથી બે પ્રાસાદનું ખાત સં. ૧૬૫૦ માગ૦ વદ ૯ ને દિને કર્યું. સાથે આવેલ નવાનગરના નાગડગોત્રી રાયસીએ પણ એક જિનપ્રાસાદનુ વદ તેરસને દિને ખાત કર્યું. પછી એક માસે નવાનગર આવી ત્યાના રાજાના આગ્રહથી ત્યા પાચહજાર ઓસવાલ સાથે રહ્યા. સંઘમાં ૩૨ લાખ કોરી ખર્ચી.

નવાનગરમા બંને ભાઇએ જબરો વેપાર કરી ૧૫ વર્ષમા ખુબ નાણું મેળવ્યુ. પછી સં ૧૬૬૮ મા ત્યા જિનમદિરનુ ખાત કર્યુ (શ્રા. શુ. ૫). છસો કારીગરો કામે લગાડયા. દશહજાર મહોર આપી રાજા પાસે જગ્યા લીધી. તે મદિરનુ શિખર પૂરૂ થયુ. સલાટોએ લાચ લઈ તે ઉચા મદિરનુ શિખર જેટલુ ઉચું જોઈએ તેટલુ ન કર્યુ ભમતીની દહેરી અર્ધી થઇ હતી ત્યારે ગુરૂને બોલાવી તેમા શાતિજિનની ત્રણ મૂર્તિ સં ૧૬૭૬ ના વૈ. શુ ૩ દિને સ્થાપી. વળી રાજસીના બધુ નેણસીએ રાજસીમંદિર બધાવી તેમા ભેળવી દીધુ ને તેમા ચોમુખ સંભવદેવ સ્થાપ્યા. પછી વર્ધમાન ને પદ્મસિંહ બને ગુરૂને લઈ પાલીતાણાનો સંઘ લઇ ગયા ને ચાર લાખ કોરી ખર્ચી. સ. ૧૬૭૬. ત્યાથી નવાનગર આવી સ ૧૬૭૮ ના વૈ. શુ. ૫ દિને જિનમદિરની ભમતીની વર્ધમાનશાએ પ્રતિષ્ઠા કરી.

નવાનગર રાજાના હડમત ઠાકર નામના ખજાનચીએ રાજા

પાસે નવહજાર કોરીની ચીઠી વર્ધમાનશાપર લખાવી તેમાં બે મીંડા પોતે ઉમેરી નવલાખની ચીઠી વર્ધમાનશાના હાથમા આપી. પરાતમાં નવહજાર એટલે મુઝાયા રાજા અંતઃપુરમા હોઇ ન મળ્યો. રસ્તામા એક જોગીએ ચિત્રાવેલી આપી ને તેથી નવલાખ તોલી આપી. પછી બને બધુઓ આ રાજ્યમા રહેવુ સારૂ નહિ એમ કરી પ્રભાતે ચાર હજાર ઓસવાલને સાથે લઇ ભદ્રાનગરી તરફ ચાલ્યા. રાજાએ ઘણા માણસ પાછા બોલાવવા મોકલ્યા પણ તેનુ ન માનતા કચ્છ ગયા રણમલ્લ રાજાએ માન આપ્યું ને ભદ્રાવતીમા રહ્યા. પછી પાવાગઢમા જઇ મહાકાલીના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો. સ ૧૬૮૨ મા ભદ્રાવતીમા રત્નાદિની અનેક પ્રતિમાઓ ભરાવી. બે લાખ ખરચી આગમ ગ્રથો લખાવી ગુરૂના ભંડારમા રાખ્યા ભદ્રાવતીના પ્રાચીન પ્રાસાદ ( પાર્શ્વનો-સંપ્રતિ રાજાએ બધાવેલ કહેવાતો )નો જીર્ણોદ્ધાર કર્યો. નવાનગરના મદિરના ખર્ચ માટે નવ વાડી ને ચાર ખેતર આપ્યા. ગિરનારપર નેમિ મદિરનો, તારગામા અજિતમદિરનો, આબૂપર વિમલવસહિનો ને વસ્તુપાલ તેજપાલના મદિરોનો ઉદ્ધાર કર્યો સમેતશિખરપર પાદુકા બધાવી શત્રુંજયપર ધ્વજા ચડાવી દેવદ્રવ્યમા બે લાખ કોરી આપી વૈભાર, ચપા, કાકંદી, પાવાપુરી રાજગૃહી, વાણારસી, હસ્તિનાપુર વગેરેની જાત્રા કરી બે વર્ષ ગાળી ભદ્રાવતી આવ્યા. સં. ૧૬૮૫ મા અમરસાગરને સૂરિપદ અપાવ્યુ તેનો ઉત્સવ કર્યો સં ૧૬૮૮ મા વર્ધમાનશાનો સ્વર્ગવાસ થયો દાહસ્થલે છત્રીવાલી દહેરી કરી ત્યા શાંતિનાથ ચરણો સ્થાપ્યા પદ્મસીએ વહુઓમા કુસંપના બીજ જોઇ સપત્તિના ભાગ પોતાના ને પોતાના ભાઇના પુત્રોમા વહેંચી દીધા ચિત્રાવેલ પણ ચાલી ગઇ મારીવાયુ જલપ્રલયથી ભદ્રાવતીનો નાશ સવત્ ૧૬૮૯ મા દેવી-કોપથી થયો ને પદ્મસિંહ પુત્રો સહિત માડવી જઇ વસ્યા ને વર્ધમાનના પુત્રો ભુજમાં જઇ વસ્યા

પદ્મસિંહે વર્ધમાનશાનુ મરણ થયા પછી તેમનો ...

ગદ્યબધ પ્રબંધ ચોપડામા લખાવ્યો, તેમજ સેરૂજી નામના ચરણે પોતાની ભાષામા તેના સબંધમા સાતસો કવિત કર્યા. વર્ધમાનના પુત્ર જગડુના કહેવાથી કલ્યાણસાગરસૂરિએ વર્ધમાન શેઠનુ સસ્કૃતમા ચરિત સ્વશિષ્ય અમરસાગરજીને રચવા કહ્યું કે જેણે સ ૧૬૯૧ આ. શુ. ૭ મે રચી સપૂર્ણ કર્યું આ બધા ચરિત્રોનો સાર લઇ આ રાસ રચવામા આવ્યો છે તેથી તેમાની હકીકતો ઐતિહાસિક છે. વળી તે રાસમા પ્રસ્તુત માદર સબધી જણાવ્યુ છે (ઢાલ ૫૧ મી પછીના દુહામા) કે —

સં ૧૭૨૫ મા મુસલમાનોની ફોજ હાલારમા આવતા નવાનગરના શ્રાવકોએ બધા મંદિરોની પ્રતિમા ઉથાપી ભોયરામા ભડારી દીધી. (સોરઠના ફોજદાર કુતુબુદ્દીને નવાનગર હાથ કરી તેનુ નામ ઇસલામનગર પાડી તેને ખાલસા સરકાર સાથે જોડી દીધું. ગૂજરાતના સુબા જોધપુરના જસવંતસિંહે જામ તમાચીને સં. ૧૬૭૩ મા ગાદી પાછી અપાવી પણ ઔરગજેબ જીવતો રહ્યો ત્યા સુધી નવાનગર મુસલમાનોના હાથમા રહ્યુ. ઇ સ ૧૭૦૯ મા જામ રાયસિંગ ગાદીએ બેઠો પણ ત્યારપછી ઘણા વર્ષ સુધી મુસલમાનોનો ત્રાસ રહ્યો કાઠિયાવાડ સર્વસગ્રહ પૃ. ૪૫૭-૪૫૮). આથી મદિરો ઉજ્જડ જેવા સં. ૧૭૮૭ સુધી રહ્યા. તે દરમ્યાન મુસલમાનોએ જિનમંદિરોના દ્વારો તોડી તેમા ઘણીવાર માલ ભર્યો વર્ધમાનના વંશજ તલકશી શાહે સં. ૧૭૮૮ આ. શુ. ૭ ગુરૂએ પુન પ્રતિમામાઓની પ્રતિષ્ઠા કરાવી બધા મંદિરો સમરાવ્યા

આ બને ભાઈઓના વૃત્તાત ઉક્ત રાસ છપાઇ પ્રસિદ્ધ થયો તે પહેલા પંડિત (હાલ સ્વ.) હીરાલાલ હંસરાજે શ્રી વિજયાનંદાભ્યુદય કાવ્યમા પૃ ૬૨-૬૫ ઉપર આપેલ છે કે જે શ્રીજિનવિજયે પ્રાચીન લેખસંગ્રહ ભાગ ૨ ના લેખ નં. ૨૧ ના અવલોકનમાં ઉતારી લીધેલ છે.

૨૭ શત્રુંજયપરનુ મુખ્ય આદિનાથ મંદિર. પૃ ૫૦૪

—આ મ દિરનો સવિસ્તર ઇતિહાસ વાચવો હોય તો જુઓ શ્રી જિનવિજય સપાદિત શત્રુજય તીર્થોદ્ધાર પ્રબન્ધ' પરની તેમની પ્રસ્તાવના પૃ ૨૭ થી ૩૭. શત્રુજય સંબધી જુઓ ધનેશ્વરસૂરિકૃત શત્રુંજય માહાત્મ્ય, ત ધર્મઘોષસૂરિકૃત પ્રાકૃત શત્રુજયકલ્પ વર્ત્તમાનમા મુખ્ય મ દિર જે છે તેનું આ ચિત્ર છે. તેનો ઉદ્ધાર ગુર્જર મહામાત્ય, બાહડ (સસ્કૃત વાગ્ભટ) મ ત્રી દ્વારા થયો. સં. ૧૨૧૧ (પારા ૩૮૪ પૃ. ૨૬૯) તે માટે પ્રબધ ચિંતામણીમા પૂરો વૃત્તાત આવ્યો છે. પછી તેની પ્રતિમાનો ભગ સ. ૧૩૬૯મા મુસલમાનોના હાથે થયો તેથી તેનો પુન ઉદ્ધાર સમરસિંહ-સમરાશાહે સ ૧૩૭૧ મા કર્યો (પારા ૬૧૯ થી ૬૨૨ પૃ. ૪૨૫ થી ૪૨૭). તેણે સ્થાપિત કરેલી મૂર્ત્તિનો ભગ વળી મુસલમાનોએ કર્યો ને તે ખડિતરૂપમા ઘણો વખત રહી, પછી કર્માશાહે સ. ૧૫૮૭ ચૈત્ર વદિ ૬ રવિને દિને ઉદ્ધાર કર્યો. (જુઓ પારા ૭૩૨ થી ૭૩૫). આ મુખ્ય દેવળ બે માળનુ અને ઉંચા શિખરવાળુ છે. તેની આસપાસ નાની નાની દહેરીઓ આવી રહેલી છે કે જે જૈન દહેરાની ખાસ ખાસીયત જણાય છે

૨૮ શત્રુંજયપરનાં જૈન મ દિરોનુ વિહગાવલોકન. પૃ. ૫૦૫

—આ ચિત્ર સને ૧૮૬૬ લગભગ લેવાયુ છે ને 'આર્કિટેક્ચર ઑફ અહમદાવાદ' ના પુસ્તકમા પહેલા પાને પ્રસિદ્ધ થયુ છે. તેમા આખો ગઢ જોઇ શકાય છે અને તેની અંદર અને બહારના મંદિરોના શિખરો દેખાય છે એ પરથી તે પર્વત જાણે 'The City of Temples'-મંદિરોનુ એક નગર બની ગયુ હોય નહિ એમ સ્પષ્ટ દીસે છે. તે મદિરો તપાસતા જુદા જુદા સૈકાની શિલ્પકળાના જ્વલન્ત નમુનાઓ સાપડે છે. જુલાઇના ૧૯૦૬ ના Dawn નામના માસિકમા એક વિદ્વાન્ બગાલી મહાશયે લખ્યુ છે કે —

The Jainas choose wooded mountains and the most lovely retreats of nature for thair places of pilgrimage and cover them with exquisitely carved shrines in white marble or dazzling stucco Their contribution to Indian Art is of the greatest importance and India is indebted for a number of its most beautiful architectural monuments such as the splendid temples of Abu, Girnar and S'atrunjaya in Gujrat.

અત્ર દહેરાના સમૂહની આસપાસ એક ઉંચી દિવાલ બાંધેલી છે, તેને 'ગઢ' કહે છે. તે દહેરાના સમૂહોના અમુક રીતસર ભાગો કર્યા છે કે જેને 'ટુંક' કહે છે. તેમા મુખ્ય મન્દિર આદીશ્વરની ટુંક ઉપરાત આઠ ટુંકો છે તેનો પરિચય 'શત્રુંજયપરના જૈન મદિરો પૃ. ૬૭૪' એ ચિત્ર માટે લખતા આપીશું.

**૨૯ શ્રી સુમતિનાથની ધાતુ-મૂત્તિ સં. ૧૫૧૨ રાજગૃહ. પૃ. ૫૧૨.**

—આ એક સુદર મૂર્ત્તિ છે અને તે વખતની-સોળમા સૈકાના પ્રારંભના મૂર્ત્તિનિર્માણનો નમુનો છે. હાલ તે રાજગૃહના ગામના મદિરમા પંચતીર્થી તરીકે છે ને તેની પાછળ કોતરેલ લેખ નીચે પ્રમાણે છેઃ—

'સવત્ ૧૫૧૨ વર્ષે વૈશાષ સુદિ ૧૩ ઉકેશ સા. ભાદા ભાર્યા ભરમાદે પુત્ર સા. નાયક ભાર્યા નાયકદે ફદેકૂ પુત્ર સા. અદાકેન ભા. સોનાઈ ભ્રાતૃ સા. જોગાદિ કુટુંબયુતેન શ્રી સુમતિનાથ બિંબ કારિત પ્રતિષ્ઠિત શ્રી સૂરિભિઃ ॥ વઢલી વાસ્તવ્ય· ॥ શ્રી ॥ ( નાહર ૨, નં. ૧૮૪૩)

**૩૦ પ્રસિદ્ધ થાહરૂશાહની પ્રશસ્તિ—લોદ્રવા મંદિર સં. ૧૬૭૫ (પારા ૮૪૬) પૃ. ૫૧૩**

—લોદ્રવામાં મૂળ મંદિરના ડાબી બાજુના ઉત્તર દિશાના મંદિરમાં મૂલનાયકજીની શ્યામ પાષાણની ઘણી મનોજ્ઞ સહસ્ર ફણવાળી મૂર્તિ પ્રતિષ્ઠિત છે તેની ચરણ ચોકી-પબાસન પર આ લેખ કોતરેલો છેઃ—॥ સં. ૧૬૭૫ માર્ગશીર્ષ સુદિ ૧૨ તિથૌ ગુરૌ ભાંડશાલિક સા. શ્રીમાલ ભા. ચાંપલદે પુત્રરત્ન થાહરૂકેણ ભાર્યા કનકાદે પુત્ર હરરાજ મેઘરાજાદિયુજા શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ બિંબ કા૦ પ્ર૦ ચ યુગપ્રધાન શ્રી જિનસિંહ સૂરિ પટ્ટ પ્રભાકર ભ૦ શ્રી જિનરાજસૂરિભિ પ્રતિષ્ઠિતં । (પછી ઉપર જણાવ્યું છે કેઃ) ॥ શ્રી લોદ્રવા નગરે । શ્રી બૃહત્ખરતર ગચ્છાધીશૈઃ॥ (નાહર ૩, નં ૨૫૭૨) જુઓ ચિત્ર નં.૪૦.

**૩૧-૩૨ શિલ્પકલાનો નમુનો-પત્થરની બે મૂર્તિઓ જેસલમેર સં. ૧૫૮૩ પૃ. ૫૨૦**

—આ ચિત્ર શ્રીપૂર્ણચંદ્ર નહારથી સંગૃહીત જૈનલેખ સંગ્રહ-જેસલમેર (તૃતીય ખંડ)ની ભૂમિકામાં પૃ. ૩૩માં મૂકેલું છે. તેમાં 'શિલ્પકલા' સંબંધી લખતાં તેઓ જણાવે છે કે 'વિશેષતા તો એ છે કે આ સ્થાન (જેસલમેર) આટલું દુર્ગમ હોવા છતાં પણ ત્યાં ભારતના શિલ્પકલામાં કુશલ કારીગરો દ્વારા જે મંદિર વગેરે બનાવાયેલા છે તે કેવલ ત્યાંના ધનાઢ્ય લોકોની ધર્મપરાયણતા અને શિલ્પ પ્રેમનું જ્વલંત ઉદાહરણ છે. ત્યાંની મનોજ્ઞ શિલ્પકલાના બે નમુના આ આપેલા છે. પાષાણમાં કેટલા નૈપુણ્યથી શિલ્પીએ એ મૂર્તિઓ બનાવી છે તે ચિત્રોના ભાવથીજ અનુભવવામાં આવશે. પાઠક એ પણ જોશે કે ત્યાંના શ્રી શાંતિનાથજીના મંદિરના રૂપનું દૃશ્ય કેટલું સુંદર છે।' વગેરે.

The Jainas choose wooded mountains and the most lovely retreats of nature for thair places of pilgrimage and cover them with exquisitely carved shrines in white marble or dazzling stucco Their contribution to Indian Art is of the greatest importance and India is indebted for a number of its most beautiful architectural monuments such as the splendid temples of Abu, Girnar and S'atrunjaya in Gujrat.

અત્ર દહેરાના સમૂહની આસપાસ એક ઉંચી દિવાલ બાંધેલી છે, તેને 'ગઢ' કહે છે. તે દહેરાના સમૂહોના અમુક રીતસર ભાગો કર્યા છે કે જેને 'ટુંક' કહે છે. તેમા મુખ્ય મન્દિર આદીશ્વરની ટુક ઉપરાત આઠ ટુકો છે તેનો પરિચય 'શત્રુંજયપરના જૈન મદિરો પૃ. ૧૭૪' એ ચિત્ર માટે લખતા આપીશું.

**૨૯ શ્રી સુમતિનાથની ધાતુ-મૂત્તિ સં. ૧૫૧૨ રાજગૃહ. પૃ. ૫૧૨.**

—આ એક સુંદર મૂત્તિ છે અને તે વખતની—સોળમા સૈકાના પ્રારંભના મૂત્તિનિર્માણનો નમુનો છે. હાલ તે રાજગૃહના ગામના મદિરમા પંચતીર્થી તરીકે છે ને તેની પાછળ કોતરેલ લેખ નીચે પ્રમાણે છેઃ—

'સવત્ ૧૫૧૨ વર્ષે વૈશાષ સુદિ ૧૩ ઉકેશ સા. ભાદા ભાર્યા ભરમાદે પુત્ર સા. નાયક ભાર્યા નાયકદે ફદેકૂ પુત્ર સા. અદાકેન ભા. સોનાઈ ભ્રાત્ સા. જોગાદિ કુટુંબયુતેન શ્રી સુમતિનાથ બિંબ કારિતં પ્રતિષ્ઠિતં શ્રી સૂરિભિઃ ॥ વદલી વાસ્તવ્ય ॥ શ્રી ॥ ( નાહર ૨, નં. ૧૮૪૩)

**૩૦ પ્રસિદ્ધ થાહરૂશાહની પ્રશસ્તિ—લોદ્રવા મંદિર સં. ૧૬૭૫ (પાગ ૮૪૬) પૃ. ૫૧૩**

—લોદ્રવામાં મૂળ મદિરના ડાબી બાજુના ઉત્તર દિશાના મદિરમા મૂલનાયકજીની શ્યામ પાષાણની ઘણી મનોજ્ઞ સહસ્ર ફણવાળી મૂર્ત્તિ પ્રતિષ્ઠિત છે તેની ચરણ ચોકી-પબાસન પર આ લેખ કોતરેલો છેઃ—॥ સં. ૧૬૭૫ માર્ગશીર્ષ સુદિ ૧૨ તિથૌ ગુરૌ **ભાં**ડશાલિક સા. શ્રીમાલ ભા. **ચાં**પલદે પુત્રરત્ન **થાહરૂ**કેણ ભાર્યા કનકાદે પુત્ર હરરાજ મેઘરાજાદિયુજા શ્રી ચિંતામણિ **પાર્શ્વ**નાથ બિબં કા૦ પ્ર૦ ચ યુગપ્રધાન શ્રી જિનસિંહ સૂરિ પટ્ટ પ્રભાકર ભ૦ શ્રી જિનરાજસૂરિભિઃ પ્રતિષ્ઠિતં । (પછી ઉપર જણાવ્યુ છે કેઃ) ॥ શ્રી લોદ્રવા નગરે । શ્રી બૃહત્ખરતર ગચ્છાધીશૈઃ॥ (નાહર ૩, ન. ૨૫૭૨) જુઓ ચિત્ર ન.૪૦.

**૩૧-૩૨ શિલ્પકલાનો નમુનો-પત્થરની બે મૂર્ત્તિઓ જેસલમેર સં. ૧૫૮૩ પૃ. ૫૨૦**

—આ ચિત્ર શ્રીપૂર્ણચંદ્ર નહારથી સંગૃહીત જૈનલેખ સગ્રહ-જેસલમેર (તૃતીય ખંડ)ની ભૂમિકામાં પૃ. ૩૩મા મૂકેલું છે. તેમા 'શિલ્પકલા' સંબધી લખતા તેઓ જણાવે છે કે 'વિશેષતા તો એ છે કે આ સ્થાન (જેસલમેર) આટલું દુર્ગમ હોવા છતા પણ ત્યા ભારતના શિલ્પકલામા કુશલ કારીગરો દ્વારા જે મદિર વગેરે બનાવાયેલા છે તે કેવલ ત્યાના ધનાઢય લોકોની ધર્મપરાયણતા અને શિલ્પ પ્રેમનુ જ્વલંત ઉદાહરણ છે. ત્યાની મનોજ્ઞ શિલ્પકલાના બે નમુના આ આપેલા છે. પાષાણમાં કેટલા નૈપુણ્યથી શિલ્પીએ એ મૂર્ત્તિઓ બનાવી છે તે ચિત્રોના ભાવથીજ અનુભવવામા આવશે. પાઠક એ પણ જોશે કે ત્યાના શ્રી શાંતિનાથજીના મંદિરના ઉપરનુ દશ્ય કેટલુ સુંદર છે!' વગેરે.

**૩૩ 'જગદ્ગુરુ' શ્રી હીરવિજયસૂરિ મૂર્ત્તિ. પૃ. ૫૪૪**

—આ મૂર્ત્તિ હીરવિજયસૂરિનું આબેહુબ ચિત્ર નથી, પણ એક મહાન્ આચાર્ય સ્વર્ગસ્થ થાય ત્યારપછી તેના સ્મારક તરીકે એક બે વર્ષમા ઘડાવેલી મૂર્ત્તિ છે કે જે પહેલા ખંભાતમા હતી અને પાછળથી તેના પર ખાસ લેખ કોતરેલો હોવા છતા તે જોયા "

જોવરાવ્યા વગર ગૌતમસ્વામીની મૂર્ત્તિ ગણીને મહુવામા શ્રાવકો લઈ આવ્યા ને હાલ તેના મુખ્ય મંદિરના મુખ્યમંડપની પાસેના ભાગમા તે બિરાજે છે ને તે મેં જોઇ છે. તેના પર શિલાલેખ નીચે પ્રમાણે છે -

'१६५३ पातसाहि श्री अकबर प्रवर्त्तित सं. ४१ वर्षे फा० सुदि ८ दिने श्री स्तंभतीर्थ वास्तव्य श्रा० पडमा (भा) पांची नाम्न्या श्री हीरविजयसूरीश्वराणां मूर्त्तिः का० प्र० तपागछे (च्छे) श्री विजयसेनसूरिभिः'

આ મૂર્તિના પર ચાંદીના ટીલા ચોટાડયા છે અને તેના પર શ્રાવકો કેસરના તિલકો કર્યે જઇ તેની જિનપૂજા જેવી પૂજા કરે છે. આ ચાંદીના ચગદાઓથી મૂળ મૂર્ત્તિની જે કંઈ સુંદરતા હોય તેથી ઑર ઘટાડો થાય છે.

### ૩૪ અકબરનું હીરવિજયસૂરિને ફરમાન પૃ. ૫૪૫

—આ ફરમાન ઉર્દુંમા છે અને તેનો ગૂજરાતી અનુવાદ નીચે પ્રમાણે છેઃ—

અલ્લાહુ અકબર.

જલાલુદ્દીન મુહમ્મદ અકબર બાદશાહ ગાઝીનું ફરમાન.

અલ્લાહુ અકબરના સિક્કા સાથે શ્રેષ્ઠ ફરમાનની નકલ અસલ મુજબ છે.

મહાન્ રાજ્યને ટેકો આપનાર, મહાન્ રાજ્યના વફાદાર, સારા સ્વભાવ અને ઉત્તમ ગુણવાળા, અજિત રાજ્યને મજબૂતી આપનાર, શ્રેષ્ઠ રાજ્યના ભરોસાદાર, શાહી મહેરબાનીને ભોગવનાર, રાજાની નજરે પસંદ કરેલ અને ઉંચા દરજ્જાના ખાનોના નમૂના સમાન મુબારિજ્જુદ્દીન (ધર્મવીર) આઝમખાને બાદશાહી મહેરબાનીઓ અને બક્ષીસોના વધારાથી શ્રેષ્ટતાનુ માન મેળવી જાણવું જે–જૂદી જૂદી રીતભાતવાળા, ભિન્ન ધર્મવાળા, વિશેષ મતવાળા અને ભિન્ન પંથવાળા, સભ્ય કે અસભ્ય, નાના કે મોટા, રાજા કે રંક, અથવા દાના કે નાદાન–દુનિયાના દરેક દરજ્જા કે જાતના લોકો, કે જેમાની

દરેક વ્યક્તિ પરમેશ્વરના નૂરને જાહેર થવાની જગ્યા છે, અને દુનિયાને પેદા કરનારે નિર્માણ કરેલા ભાગ્યને જાહેર થવાની અસલ જગ્યા છે, તેમજ સૃષ્ટિ સંચાલક (ઇશ્વરની અજાયબી ભરેલી અનામત છે. તેઓ પોત પોતાના શ્રેષ્ઠ માર્ગમા દઢ રહીને તથા તન અને મનનું સુખ ભોગવીને પ્રાર્થના અને નિત્ય ક્રિયાઓમા તેમજ પોતાના હેતુઓ પ્રાપ્ત કરવામા લાગેલા રહી, શ્રેષ્ઠ બક્ષીસ કરનાર (ઇશ્વર) તરફથી લાબી ઉમર મળે, અને સારા કામ કરવાની પ્રેરણા થાય, એવી દુવા કરે, કારણકે-માણસજાતમાથી એકને રાજાને દરજ્જે ઉંચે ચઢાવવામા અને સરદારીનો પહેરવેશ પહેરાવવામા પૂરેપૂરૂ ડહાપણ એ છે કે-તે સામાન્ય મહેરબાની અને અત્યંત દયા કે જે પરમેશ્વરની સંપૂર્ણ દયાનો પ્રકાશ છે, તેને પોતાની નજર આગળ રાખી જો તે બધાઓની સાથે મિત્રતા મેળવી ન શકે, તો કમમા કમ બધાઓની સાથે સલાહ-સપનો પાયો નાખી પૂજવા લાયક જાતના (પરમેશ્વરના) બધા બદાઓ સાથે મહેરબાની, માયા અને દયાને રસ્તે ચાલે, અને ઈશ્વરે પેદા કરેલી બધી વસ્તુઓ (બધા પ્રાણીઓ) કે જે ઉંચા પાયાવાળા પરમેશ્વરની સૃષ્ટિના ફળ છે, તેમને મદદ કરવાની નજર રાખી તેમના હેતુઓ પાર પાડવામા અને તેમના રીતરીવાજો અમલમા લાવવામા મદદ કરે, કે જેથી બળવાન નિર્બળ ઉપર જુલ્મ નહિં ગુજારતા, દરેક મનુષ્ય મનથી ખુશી અને સુખી થાય. આ ઉપરથી યોગાભ્યાસ કરનારાઓમા શ્રેષ્ઠ, હીરવિજયસૂરિ સેવડા (સં.શ્વેતપટ-શ્વેતામ્બર) અને તેમના ધર્મને પાળનારા, કે જેમણે અમારી હજુરમા હાજર થવાનું માન મેળવ્યુ છે અને જેઓ અમારા દરબારના ખરા હિતેચ્છુઓ છે, તેમના યોગાભ્યાસનુ ખરાપણુ, વધારો અને પરમેશ્વરની શોધ ઉપર નજર રાખી હુકમ થયો કે—

તે શહેરના (તે તરફના) રહેવાસીઓમાથી કોઇએ એમને હરકત-અડચણ કરવી નહિં, અને એમના મંદિરો તથા

ઉપાશ્રયોમા ઉતારો કરવો નહિ. તેમ તેમને તુચ્છકારવા પણ નહિ. વળી જો તેમાનું (મંદિરો કે ઉપાશ્રયોમાનું) કંઇ પડી ગયુ કે ઉજ્જડ થઇ ગયુ હોય, અને તેને માનનારા ચાહનારા કે ખેરાત કરનારાઓમાથી કોઇ તેને સુધારવા કે તેનો પાયો નાખવા ઇચ્છે તો તેનો, કોઇ ઉપલક જ્ઞાનવાળાએ (અજ્ઞાનીએ) કે ધર્માન્ધે અટકાવ પણ કરવો નહિ. અને જેવી રીતે ખુદાને નહિ ઓળખનારા, વરસાદનો અટકાવ અને એવા બીજા કામો કે જે ઇશ્વરના અધિકારના છે તેનો આરોપ, મૂર્ખાઇ અને બેવકુફીને લીધે જાદુના કામ જાણી, તે બીચારા —ખુદાને ઓળખનારા ઉપર મૂકે છે અને તેમને અનેક પ્રકારના કષ્ટો આપે છે, એવા કામો તમારા રક્ષણ અને બંદોબસ્તમા, કે જે તમે સારા નસીબવાળા અને બાહોશ છો, થવા જોઇએ નહિ

વળી એમ પણ સાભળવામા આવ્યુ છે કે હાજી હબીબુલ્લાહ[1] કે જે અમારી સત્યની શોધ અને ખુદાની ઓળખાણ વિષે થોડું જાણે છે, તેણે આ જમાતને ઇજા કરી છે, એથી અમારા પવિત્ર મન કે જે દુનિયાનો બંદોબસ્ત કરનાર છે તેને ઘણુ ખોટુ લાગ્યુ છે (દુખનુ કારણ થયુ છે), માટે તમારે તમારી રીયાસતથી એવા ખબરદાર રહેવુ જોઈએ કે—કોઇ કોઇના ઉપર જુલ્મ કરી શકે નહિ.

---

૧ આ સુલતાન હબીબલો એ નામે ઓળખાતો ખભાતનો ખોજો હતો. તેણે સૂરિજીનું અપમાન કરી તેમને ખભાત બહાર કાઢયા હતા. આથી તેમના શિષ્ય ધનવિજય દિલ્હી જઈ ત્યાં દરબાર પાસે રહેતા શાતિચંદ્ર ઉપાધ્યાયને મળ્યા કે જેણે બાદશાહ પાસેથી ફરમાન મેળવ્યું પછી તે ખોજાએ સૂરિને બોલાવી ભારે સ્વાગત કર્યું ને તેમના ઉપદેશથી બંદીવાનોને મુક્ત કર્યા ને આખા ગામમાં 'અમારી પડહ' વગડાવ્યો (સૂરીશ્વર અને સમ્રાટ્ પૃ ૧૮૮ થી ૧૯૧)

તે તરફના વર્ત્તમાન અને ભવિષ્યના હાકેમો, નવાબો અને રીયાસતનો પૂરેપૂરો અથવા કેટલેક અંશે કારભાર કરનારા મુસદ્દીઓનો નિયમ એ છે કે રાજાનો હુકમ કે જે પરમેશ્વરના ફરમાનનું રુપાન્તર છે તેને પોતાની સ્થિતિ સુધારવાનો વસીલો જાણી તેનાથી વિરૂદ્ધ વર્ત્તન કરે નહિં, અને તે પ્રમાણે કરવામાં દીન અને દુનિયાનુ સુખ તથા પ્રત્યક્ષ સાચી આબરૂ જાણે. આ ફરમાન વાચી તેની નકલ રાખી લઈ તેમને આપવું જોઇએ કે જેથી હમેશાની તેમને માટે સનદ થાય તેમ તેઓ પોતાની ભક્તિની ક્રિયાઓ કરવામા ચિંતાતુર પણ થાય નહિં; અને ઇશ્વરભક્તિમા ઉત્સાહ રાખે. એજ ફરજ જાણી એથી વિરુદ્ધનો દખલ થવા દેતા નહિં.

ઇલાહી સંવત્, ૩૫ (સ ૧૬૪૭) ના અઝાર મહિનાની છઠ્ઠી તારીખ ને ખુરદાદ નામના દિવસે લખ્યું, મુતાબિક ૨૮ માહે મુહરમ સને ૯૯૯ હીઝરી

મુરીદો (અનુયાયીઓ)માના નમ્રમા નમ્ર **અબુલફજલ**ના લખાણથી અને ઈબ્રાહિમ હુસેનની નોંધથી.

નકલ અસલ મુજબ છે.

[ સૂરીશ્વર અને સમ્રાટ-પરિશિષ્ટ ક ]

**૩૫ અકબરનુ વિજયસેન સૂરિને ફરમાન** પારા ૮૦૪ **પૃ. ૫૫૨.**

—આ ઉર્દુ ફરમાનનું ગૂજરાતી ભાષાતર નીચે પ્રમાણે છે·—

અલ્લાહુ અકબર

અબુ અલમુજફ્ફર સુલતાન...નો હુકમ.

ઉચા દરજ્જાના નિશાનની નકલ અસલ મુજબ છે.

આ વખતે ઉચા દરજ્જાવાળા નિશાનને બાદશાહી મહેરબાનીથી નિકળવાનુ માન મળ્યુ (છે) કે-હાલના અને ભવિષ્યના હાકેમો, જાગીરદારો, કરોડીઓ અને **ગુજરાત** સુબાના તથા **સોરઠ** સરકારના મુત્સદ્દીઓએ,

સેવડા (જૈન સાધુ) લોકો પાસે ગાય અને આખલાને તથા ભેંશ અને પાડાને કોઈપણ વખતે મારવાની તથા તેના ચામડા ઉતારવાની મનાઈ મળવી શ્રેષ્ઠ અને સુખના ચિન્હવાળું ફરમાન છે, અને તે શ્રેષ્ઠ ફરમાન પાછળ લખેલુ છે કે

'દર મહિનામા કેટલાક દિવસ એ ખાવાને ઇચ્છવુ નહિ. એ ફરજ અને વ્યાજબી જાણવુ.

તથા જે પ્રાણીઓએ ઘરમા કે ઝાડો ઉપર માળા નાખ્યા હોય, તેવાઓનો શિકાર કરવાથી કે કેદ કરવાથી (પાજરામા પૂરવાથી) દૂર રહેવામા પૂરી કાળજી રાખવી

(વળી) એ માનવા લાયક ફરમાનમા લખ્યુ છે કે "યોગાભ્યાસ કરનારાઓમા શ્રેષ્ઠ **હીરવિજયસૂરિના** શિષ્ય **વિજયસેન** સૂરિ સેવડા અને તેમના ધર્મને પાળનારા—જેમણે અમારા દરબારમા હાજર થવાનુ માન મેળવ્યુ છે અને જેઓ અમારા દરબારના ખાસ હિતેચ્છુઓ છે—તેમના યોગાભ્યાસનુ ખરાપણુ અને વધારો તથા પરમેશ્વરની શોધ ઉપર નજર રાખી (હુકમ) થયો કે—એમના દેવલ કે ઉપશ્રયમા કોઇએ ઉતારો લેવો નહિં, અને એમને તુચ્છકારવા નહિ, તથા જો તે જીર્ણ થતા હોય અને તેથી તેના માનનાર, ચાહનારા કે ખેરાત કરનારાઓમાથી કોઇ તેને સુધારે કે તેનો પાયો નાખે, તો કોઇ ઉપલકિયા જ્ઞાનવાળાએ કે ધર્માન્ધે તેનો અટકાવ કરતો નહિં. અને જેવી રીતે ખુદાને નહિ ઓળખનારા વરસાદનો અટકાવ અને એવા બીજા કામો, કે જે પૂજવા લાયક જાતના (ઇશ્વરના) કામો છે, તેનો આરોપ મૂર્ખાઇ અને બેવકુફીના લીધે જાદુના કામ જાણી, તે બિચારા ખુદાને માનનારા ઉપર મૂકે છે અને તેમને અનેક જાતના દુ:ખો આપે છે, તેમ તેઓ જે ધર્મક્રિયાઓ કરે છે તેમા અટકાવ કરે છે. એવા કામોનો આરોપ એ બિચારાઓ નહિં મૂકતા એમને

પોતાની જગ્યા અને મુકામે સુખેથી ભક્તિનુ કામ કરવા દેવું, તેમ પોતાના ધર્મમુજબ ક્રિયાઓ કરવા દેવી.

તેથી (તે) શ્રેષ્ઠ ફરમાન મુજબ અમલ કરી એવી તાકીદ કરવી જોઈએ કે–એ ફરમાનનો અમલ સારામા સારી રીતે થાય અને તેની વિરૂદ્ધ કોઈ હુકમ કરે નહિ. (દરેકે) પોતાની ફરજ જાણી ફરમાનથી દરગુજર કરવી નહિં, અને તેથી વિરૂદ્ધ કરવું નહિં. તા.૧લી શહર્યુર મહિનો, ઈલાહી સને ૪૬, મુવાફિક તા. ૨૫ મહિનો સફર સને ૧૦૧૦ હીઝરી (સ. ૧૬૫૮)

પેટાનું વર્ણન

ફરવરદીન મહિનો, જે દિવસોમા સૂર્ય એક રાશિમાથી બીજી રાશિમા જાય છે તે દિવસો, ઈદ, મેહરનો દિવસ, દરેક મહિનાના રવિવારો, તે દિવસ કે જે બે સૂફિયાના દિવસોની વચમા આવે છે, રજબ મહિનાના સોમવારો, આબાન મહિનો કે જે બાદશાહના જન્મનો મહિનો છે, દરેક શમસી મહિનાનો પહેલો દિવસ જેનું નામ ઓરમઝ છે, અને બાર પવિત્ર દિવસો કે જે શ્રાવણ માસના છેલ્લા છ અને ભાદરવાના પ્રથમ છ દિવસો મળીને કહેવાય છે (પર્યુષણ) (સૂરીશ્વર અને સમ્રાટ્ પરિશિષ્ટ ખ.)

**૩૬ જહાંગીરનું વિવેકહર્ષ આદિને ફરમાન** (પૃ. ૫૬૪ પારા ૮૨૦) **પૃ. ૫૫૩.**

આ ફરમાન ઉર્દુમા છે તેનો ગૂજરાતીમા અનુવાદ નીચે પ્રમાણે છેઃ—

અલ્લાહુ અકબર. નકલ

(તા. ૨૬ માહે ફરવરદીન અને ૫ ના કરાર મુજબના ફરમાનની.)

તમામ રક્ષણ કરેલા રાજ્યોના મોટા હાકેમો; મોટા દીવાની મહાન્ કા[illegible]ના કારકુનો, રાજ્ય કારભારના બંદોબસ્ત કરનારાઓ, જાગીરદારો અને કરોડીઓએ જાણવુ કે—

દુનિયાને જીતવાના અભિપ્રાય સાથે અમારો ઈન્સાફી ઈરાદો પરમેશ્વરને રાજી કરવામા રોકાયેલો છે અને અમારા અભિપ્રાયનો પૂરો હેતુ, તમામ દુનિયા કે જેને પરમેશ્વરે બનાવી છે તેને ખુશી કરવા તરફ રજુ થયેલો છે, (તેમા) ખાસ કરીને પવિત્ર વિચારવાળાઓ અને મોક્ષ ધર્મવાળાઓ, કે જેમનો હેતુ સત્યની શોધ અને પરમેશ્વરની પ્રાપ્તિ કરવાનો છે, તેઓને રાજી કરવા તરફ અમે વધારે ધ્યાન દઇએ છીએ, તેથી આ વખતે **વિવેકહર્ષ, પરમાનંદ**, સહાનંદ અને ઉદયહર્ષ કે જેઓ તપાયતિ (તપાગચ્છના સાધુ) **વિજયસેન સૂરિ, વિજયદેવ** સૂરિ અને **નંદિવિજયજી** કે જેઓ 'ખુશફહમ' ખિતાબ-વાળા છે-તેમના ચેલાઓ છે, તેઓ આ વખત અમારી હજુરમા હતા, અને તેમણે દરખાસ્ત અને વિનતિ કરી કે—

'જો સમગ્ર રક્ષણ કરેલા રાજ્યમા અમારા પવિત્ર બાર દિવસો-જે ભાદરવા પજુસણના દિવસો છે-તેમા હિસા કરવાની જગ્યાઓમા કોઇપણ જાતના જીવોની હિંસા કરવામા નહિ આવે તો અમને માન મળવાનુ કારણ થશે અને ઘણા જીવો આપના ઉંચા અને પવિત્ર હુકમથી બચી જશે તેમ તેનો સારો બદલો આપના પવિત્ર-શ્રેષ્ઠ અને મુબારક રાજ્યને મળશે.'

અમે બાદશાહી રહેમ નજર, દરેક નાત-જાતના અને ધર્મના હેતુ તથા કામને ઉત્તેજન આપવા બલ્કે દરેક પ્રાણીને સુખી કરવા તરફ રાખી છે, તેથી એ વિનતિ કબુલ કરી દુનિયાએ માનેલો અને માનવા લાયક જહાગિરી હુકમ થયો કે—

મજકુર બાર દિવસોમા દર વર્ષે હિસા કરવાની જગ્યાઓમા તમામ રક્ષણ કરેલા રાજ્યની અદર પ્રાણીઓને મારવામા આવે નહિં, અને એ કામની તૈયારી કરવામા (પણ) આવે નહિં. વળી એ સબંધી દર વર્ષનો નવો હુકમ કે સનદ (પણ) માગવામા આવે નહિં.

આ હુકમ મુજબ અમલ કરી ફરમાનથી વિરૂદ્ધ વર્ત્તવું નહિ અને આડે માર્ગે જવું જોઇએ નહિ એ ફરજ જાણવી જોઇએ.

નમ્રમા નમ્ર અબુલફઝલના લખાણથી અને મહમ્મુદ સૈદની નોંધથી. નકલ અસલ મુજબ.

( સૂરીશ્વર અને સમ્રાટ્, પરિશિષ્ટ ગ ).

**૩૯ શ્રી હીરવિજય સૂરિનો અકબર બાદશાહે કરેલો સત્કાર (પૃ. ૫૪૫ સામે) પૃ. ૫૬૦.**

—આ ચિત્ર શ્રી જિનવિજય સપાદિત કૃપારસકોશની હિંદી ભૂમિકા સાથે, તેમજ શ્રી વિદ્યાવિજય કૃત હિંદીમા વિજયપ્રશસ્તિસારમા પૃ. ૩૩ મા તેમજ આનંદકાવ્ય મહોદધિ મૌ. ૫ મુ-ઋષભદાસ કવિકૃત હીરવિજય સૂરિરાસમા ભૂમિકા પહેલા આપવામા આવેલ છે. આ ચિત્ર ક્યાથી પ્રાપ્ત થયુ એ કયાય જણાવવામા આવ્યુ નથી પણ છેલ્લા ઉક્ત ગ્રંથમા તે ચિત્રમાની દરેક વ્યક્તિના નામ આપેલ છે—હીરસૂરિને અકબર બને વચમા મળે છે હીરસૂરિ પાછળના સાધુઓના અનુક્રમે ચંદ્રસૂરિ (?), જગમાલ મહાત્મા અને માલદેવમહાત્મા એ નામ આપ્યા છે, અને અકબરની તદ્દન પાછળ કર્માશાહ, તેની પાસે બીરબલ અને તેની આગળ અને અકબરની પાછળ કાઝી એ નામ આપ્યા છે. ને પ્રસંગ સં. ૧૬૩૯ નો પ્રથમ સમાગમ બતાવ્યો છે. હીરસૂરિ સાથે તે વખતે ગયેલા સાધુઓ પૈકી ચંદ્રસૂરિ, જગમાલ અને માલદેવ નામના સાધુઓ મળતા નથી. ગમે તેમ હો, આ ચિત્ર પાછળથી ચિતરાયુ લાગે છે. આવુંજ ચિત્ર, ખરતર ગચ્છના જિનચંદ્રસૂરિ સાથે અકબરનો મિલાપ થયો છે એ પ્રકારનુ બીકાનેરના ખરતર ભટ્ટારક શ્રી પૂજ્ય પાસે છે એમ 'મહાજનવંશ મુક્તાવલિ'ની પ્રસ્તાવના પૃ. ૫--૬ પરના ઉ૦ રામલાલ ગણીના કથન પરથી જણાય છે. તેમા અકબર સાથે ઉક્ત ત્રણ–બિરબલ, કર્મચંદ બછાવત તથા કાજી ખાનખા ગણાવ્યા છે ને શ્રીગુરૂ મહારાજ જિનચંદ્ર સાથે ત્રણ સાધુના નામ લખ્યા છે કે 'વેષહર્ષ' ( ખરૂ નામ વિવેકહર્ષ કે જે

તપાગચ્છના હતા ), પરમાનંદ ( કે જે નામના પણ તપાગચ્છમા હતા) ને સમયસુંદર કે જે ખરતર ગચ્છના પ્રસિદ્ધ કવિ સાધુ આ ને અત્ર છાપેલી છબી એક તો નથી એવી શંકા રહે છે તે વીકાનેરના ખ૦ શ્રી પૂજ્ય પાસેની જોવા મળે ત્યારે દૂર થઈ શકે

**૩૮ સમયસુંદરગણિના હસ્તાક્ષરમાં સ્વકૃત ગૂ૦આદિનાથ સ્ત૦ સં. ૧૬૯૯ ( પારા ૮૪૭ ) પૃ. ૫૬૨.**

( આ સ્ત૦ની એક પાનાની પ્રત ૫. લાલચંદ ભ. ગાંધી પાસે છે )

॥ કૃ૦ ॥

ત્રિવિધર કરી ઉચરૂજી ॥ ભગવત તુમ્હ હજૂરિ ।
વારવાર ભાજુ વલીજી । છૂટક બારઉ દૂરિ ॥ ૧૮ ॥ કૃ૦ ॥
આપ કાજિ સુખ રાચતઈજી । કીધી આરંભ કોડિ ।
જયણા ન કરી જીવનીજી । દેવદયા પર છોડિ ॥ ૧૯ ॥ કૃ૦ ॥
વચન દોષ વ્યાપક કહ્યાજી । દાખ્યા અનરથ દંડ ।
કુડ કહ્યઉં બહુ કેલવીજી । વ્રત કીધઉં સતખંડ ॥ ૨૦ ॥ કૃ૦ ॥
અણદીધુ લીજઇ ત્રિણુજી । તઉ હિ અદત્તાદાન ।
તે દુષણ લાગા ઘણાજી । ગિણુતા નાવઇ ગાન ॥ ૨૧ ॥ કૃ૦ ॥
ચંચલ જીવ રહઈ નહીંજી । રાચઇ રમણી રૂપ ।
કામવિટંબણ સી કહુંજી । તુ જાણુઇ તે સરૂપ ॥ ૨૨ ॥ કૃ૦ ॥
માયા મમતા મઈ પડયઉજી । કીધઉ અધિકઉ લોભ ।
પરિગહ મેલ્યઉ કારિમઉજી । ન ચડી સંયમ સોભ ॥ ૨૩ ॥ કૃ૦ ॥
લાગા મુઝનઈ લાલચઈજી । રાત્રીભોજન દોષ ।
મઈ મન મૂંકયઉ મોકલઉજી । ન ધર્યો પરમ સંતોષ ॥ ૨૪ ॥ કૃ૦ ॥
ઇણ ભવિ પરભવિ દુહવ્યાજી । જીવ ચઉરાસી લાખ ।
તે મુઝ મિચ્છામિ દુકડઉજી । ભગવંત તોરી સાખિ ॥ ૨૫ ॥ કૃ૦ ॥
કરમાદાન પનર કહ્યાજી । પ્રગટ અઢારહ પાપ ।
જે મઈ સેવ્યા તેહવઇજી । બગસિ ૨ માય બાપ ॥ ૨૬ ॥ કૃ૦ ॥
મુઝ આધાર છઈ એતલઉજી । સરદહણા છઇ સૂધ ।

જિનધર્મ મીઠઉ મનિ ગમઇજી । જિમ સાકરસુ દુધ ॥ ૨૭ ॥ ફે૦ ॥
રિષભ દેવ તુ રાજીયઉજી । શેત્રુંજે ગિરિ સિણગાર ।
પાપ આલોઆ આપણાજી । કરિ પ્રભુ મોરી સાર ॥ ૨૮ ॥ ફે૦ ॥
મર્મ એહ જિનધર્મનઉ જી । પાપ આલોયા જાઇ ।
મનસુ મિછામિ દુકડઉંજી । દેતા દુરિ પુલાઇ ॥ ૨૯ ॥ ફે૦ ॥
તું ગતિ તુ મતિ તુ ધણીજી । તું સાહિબ તુ દેવ ।
આણ ધરૂ સિરિ તાહરીજી । ભવિ ૨ તોરી સેવ ॥ ૩૦ ॥ ફે૦ ॥

કલસ.

ઇમિ ચડિય સેત્રુંજ ચરણ ભેટયા નાભિનંદન જિણ તણા ।
કરજોડિ આદિ જિણંદ આગઇ પાપ આલોયા આપણા ।
જિણચંદ સૂર સૂરીસ સદ્દગુર પ્રથમ સિષ્ય સુજસ ઘણઉ ।
ગણિ સકલચંદ સુસીસ વાચક સમયસુંદર ગુણ ભણઇ ॥૩૧॥
॥ ઇતિશ્રી સેત્રુંજયમંડણ શ્રી આદિનાથ સ્તવનઃ ॥ સમાપ્ત ॥
સંવત સોલ ૯૯ વર્ષે ભાદ્રવા સુદિ ૧૩ દિને લિષિતં ॥ સ્વયમેવ ॥

**૩૯ શેઠ શાંતિદાસ અને શ્રીરાજસાગરસૂરિ** ( પારા ૮૨૩-૪) પૃ. ૫૬૯

—આ ચિત્ર 'ગૂજરાતનું પાટનગર' એ પુસ્તકના પૃ.૬૦૧ સામે પ્રથમ પ્રકટ થયુંછે ને ત્યા જણાવ્યુછે કે 'આ ચિત્ર નગરશેઠના વંશજોની દેખરેખમા ચાલતા એક અપાસરામા થાભલા ઉપર જડેલું છે. ચિત્ર ઓછામા ઓછુ બસો વર્ષનુ જૂનુ દેખાય છે. કોઈ જૂના ચિત્રની નકલ હોય એમ લાગે છે. રંગ હજી પણ સારો રહેલો છે. હાંડીઓ વગેરે સામગ્રી પણ સારી ચીતરેલી છે. આ ચિત્ર રંગમા મોટું કરવા જેવું છે.'

**૪૦ સં. ૧૬૭૫ ના લોદ્રવાના પાર્શ્વનાથ મંદિરમાં શિલામાં કોતરેલ શતદલપદ્મ યંત્ર. પૃ. ૫૭૬.**

—લોદ્રવા તે જેસલમેરની પશ્ચિમે પાચ ગાઉ દૂર ગામ છે.પ્રાચીન સમયમા તે રાજધાનીનુ શહેર હતું ને સં. ૧૨૧૨ મા જેસલ-

મેરનો ગઢ બધાયો પછી ત્યાથી જેસલમેર રાજધાની થઇ પ્રાચીન-કાલથી પાર્શ્વનાથ મંદિર લોદ્રવામા હતુ. હાલમા તે એક નાનું ગામ માત્ર રહેલ છે તેમા આ પ્રશસ્તિનો શિલાલેખ ગર્ભદ્વારમા ડાબી બાજુ દિવાલમા લગાવ્યો છે. તેની લબાઈ ૨૨×૧૭ ઇંચ છે. આમા સો પાંખડીવાળું કમળ હોય નહિ તેવા આકારમા કાવ્ય ગોઠવ્યુ છે કે જે અલંકારનો એક નમુનો છે. આ શતદલપદ્મ યત્ર કે જે વચમાં કોતરેલુ છે તેની સો પાખડીઓમા પચીસ શ્લોકોના સો ચરણ છે અને કેદ્રમા 'મં' એ અક્ષર છે તે આ સર્વ ચરણોનો અંત્ય અક્ષર છે. શબ્દોના આદિ અક્ષરનુ પદ બનાવવુ તેના કરતાં છેલ્લા એક અક્ષરને લઈ કાવ્ય કરવુ વધુ કઠિન છે. શ્રી જેસલમેર વાસી ઓસવાલકુલ ભૂષણ ખરતરગચ્છીય સંઘવી થાહરૂસાહ ભણ-સાલીએ સં ૧૬૭૫ મા આ મદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તેના ઉત્સવ પર આવી મળેલા સાધુમંડલમાથી સહજકીર્ત્તિ ગણિ નામના વિદ્વાને આ કાવ્ય રચેલ છે આ લેખ પ્રથમ સને ૧૯૩૦મા 'જેસ-લમીર ભાડાગારીય ગ્રંથાના સૂચી' (ગા. ઓ. સી. નં. ૨૧)ના પરિ-શિષ્ટના પૃ. ૭૧–૭૬ મા પ્રકાશ પામ્યો હતો, પછી નાહરજીએ શુદ્ધ કરી પોતાના જૈન લેખસંગ્રહ તૃતીયખંડ (જેસલમેર)ના પુસ્તકના પૃ. ૧૬૦–૧૬૬ મા પુન. પ્રકાશિત કરેલ છે

મધ્ય ભાગમા

| | |
|---|---|
| १ श्री निवास सुरश्रेणिसेव्यक्रमं | २ वामकामाग्नि सतापनीरोपम |
| ३ माधवेशादिदेवाधिकोपक्रम | ४ तत्त्वसंज्ञान विज्ञानभव्याग्रमं ॥१ |
| ५ नव्यनीरागता केलिकर्म्मक्षमं | ६ यस्य भव्यैर्भजे नाम संपद्रम |
| ७ नीरस पापहं स्मर्यते सत्तम | ८ तिग्ममोहार्त्तिविध्वसतापाश्रम ॥२ |
| ९ लब्धप्रमोदजनकादर सौख्यधाम | १० तापापिक प्रमदस.गमेस्तकाम |
| ११ घटारवप्रकटिताद्भुतकीर्त्तिराम | १२ नक्षत्रराजिरजना(नी)धानताभिरामं॥ |
| १३ घंटापथप्रथितकीर्त्तिरमोपयाम | १४ नागाधिप. परमभक्तिवशातसवामं । |
| १५ गभीरधीरसमतामयमाजगाम | १६ मं(म)र्त्यानत नमत ते जिनपक्तिकामं॥ |

१७ संसारकांतारमपास्यनाम १८ कल्याणशालास्पदमस्तशामं ।
१९ लाभाय बभ्राम तवाविरामं २० लोभासिभूत. श्रितरागधूमं ॥५
२१ कर्म्मणा राशिरस्तोकलोकोद्गमः २२ ससृते. कारण मे जिनेशागम ।
२३ पूर्णपुण्याढय दु ख दिधत्तेऽतिमं २४ र्णे(न)क्षमस्तत्रा विना कोऽपि त दुर्गम
२५ कर्म्मण निर्वृतेर्हेतुमन्योऽसमः २६ य(य)क्षराट्पूज्य तेनोच्यते निर्ममं ।
२७ श्रीपते त जहि द्राग् विधायोद्यम २८ दानशौडाद्य मे देहि रुद्धिप्रम ॥
२९ यस्य कृपाजलधेर्विश्राम ३० कठगताशुसुभटसग्रामं ।
३१ भयजनकव्यायाम ३२ जेतार जगत श्रितयामं ॥
३३ कक्षीकृततसुमृत् पुर्ग्रामं ३४ लापोच्चारमहामं ।
३५ केशोच्चयमिह नयने क्षाम ३६ लिगति कमला कुरु ते क्षेमं ॥
३७ कलयति जगताप्रेम ३८ लभयति सौख्य पटलमुद्दाम ।
३९ काल हृति च गतपरिणामं ४० महतमहिमस्तोमं ॥
४१ रसनदेप्सितदानसुरद्रुम ४२ हितमहीरुहवृद्धिजलोत्तमं ।
४३ त(न)रणपुण्यरमोदयसगमं ४४ समरसामृतसुदरसयमं ॥
४५ हिनरित सद्ध्यानषणातस्य मध्यमं ४६ त तीर्थनाथ स्वमनःपल्लवगमं ।
४७ सुरासुराधोशसमोघनैयमं ४८ रैः नाथसंपूजितपद्युगं स्तुमं ॥
४९ सगारम लाकुलचित्तम दिमं ५० साक्षार्थसवेदनगन्यमश्रमं ।
५१ रम्यासमानस्थितपूर्णचिद्दमं ५२ सर्पांकितः शोपितपापकर्दमं ॥
५३ रत्नत्रयालकृतनित्यहेम ५४ सीमाद्रिसारोपमसत्त्वसोम ।
५५ शोभामयो ज्ञानमयं विसामं ५६ षड्वर्ग मा देव विधेह्यकाम ॥
५७ भावविभासकनष्टविलोमं ५८ स्कदिनस्कदलत प्रणमाम ।
५९ रगपतगनिवारण सुसीम ६० वंचुदान जिनपद्म ते भौम ॥
६१ मन्त्रेश्वर. पार्श्वपति परिश्रम ६२ लालाश्रितस्यापनया मनोरम ।
६३ कर्मोस्थित मे जिनसाधु नैगम ६४ रभाविलासालसनेत्रनिर्गम ॥
६५ समितिमारशरीरमविभ्रमं ६६ ह्रेरनतोत्तमभूरिगमागमं ।
६७ श्रयत त नितमानभुजंगमं ६८ फलसमृद्धिविधानपरक्रम ॥
६९ णश्रेयश स्रजति श जिनसार्वभौम ७० तारस्वरेण विबुधै. श्रित शनैर्होम

७१ शोकारिमारिविरहय्यवात्तदमं ७२ मव्ये स्तुत निहतदुर्मतदंडपमं ॥
७३ मयावुजध्वसदिवो महद्धिम ७४ न वाजयत्याशु मनस्तुरगम ।
७५ मनोपम ते जिन राम पचम ७६ स्वावेन युक्त गुणरत्नकुट्टिमं ॥
७७ कलिशैलोरु व्यावास ७८ माहात्म्यं हृदयगमं ।
७९ लब्धश्रितवसुत्रास ८० यतिवर्गस्तुत नुम ॥२०॥
८१ लोकोत्पत्तिविनाशसस्थितिविदा मुख्य जिन वै स्तुम ८२ दृव्यारक्तनमावर नमत भो पूजा वरा पार्श्विम ।
८३ परपक्षस्य तव स्तव त्वन्नि-मित्तकरीद्गे ८४ तत्तद्धानमय वस वदतन्त्रैक न्य-स्त्वंद ॥२१॥
८५ नयनाननसद्वोम ८६ सनति तव जगम ।
८७ स्यावराशु(शु)मना स्याम ८८ नयते शमकृत्रिम ॥
८९ दासानुदासस्य मम ९० नवनद विहगन ।
९१ मावति प्रान्त्र सुन ९२ नया(नया)क्षत्ता महाद्रुमं ॥
९३ क्षमामोहित्यनिर्याम ९४ मानवार्च्यं महाश्रम ॥
९५ गुणिपूज्य प्रीणय म ९६ रु(रु)वि स्तौमि नम नम ॥
९७ स्मरति य सुदरयक्षकर्दम ९८ रागात् समादाय महति कौकुम ।
९९ मियो मिलित्वा गुणाढ्यकुकुं १०० चद्रनन त प्रविलोक्तास्म ॥२५॥

छेदमा लखगोळमा मं. १०० छे ते सांकेतिक वर्ण छे, अर्थात् ते यंत्रनी सो पांखडीओमा लखेला २५ श्लोकोना सो चरणोनो अत्य अक्षर सं छे.

तेना उपरना भागमा कोरनी पासे जमणी बाजुए २५ मा शार्दूल विक्रीडित छंदमा सं १६८३नी कार्तिक शुद पूर्णिमाए वाचक रत्नसारनी कृपाथी सहजकीर्त्ति गणिए लोद्रपुरमा रही आ शतदलोपेत पद्म द्वारा पार्श्वनाथनुं स्तवन रच्युं एम जणाव्युं छेः—

इत्थं पार्श्वजिनेश्वरो भुवनदिक्कुंभ्यंगचंद्रात्मके
वर्षे वाचक रत्नसार कृपया राकादिने कार्त्तिके।

मासे लोद्रपुरस्थितः शतदलोपेतेन पद्मेन सन्
नूतोयं सहजादिकीर्त्ति गणिना कल्याणमालाप्रद ॥२५॥

ડાબી બાજુએ પ્રતિષ્ઠાપક શ્રી જિનરાજસૂરિ કે જે પાદશાહે આપેલા યુગવર-યુગપ્રધાન બિરૂદવાળા જિનચદ્ર સૂરિના પટ્ટધર જિન-સિંહસૂરિના પટ્ટધર હતા તેમણે સ.૧૬૭૫ના સહસ માસની શુકલ બારશે પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી તે જણાવતા શાર્દૂલ છદમા બે શ્લોક છે, તે પછી ત્રણ શ્લોક કે જેમા પ્રસિદ્ધ થાહરૂએ ચૈત્ય બંધાવ્યુ તેની વંશાવલિ સહિત વખાણ છે, તે નીચેના ભાગમા જમણી ને ડાબી બાજુ થઈને છે.

॥ ऐं नमः ॥ श्री साहिर्गुणयोगतो युगवरे त्यच्छं पदं दत्तवान्
येभ्य श्री जिनचंद्र सूरय इलाविख्यातसत्कीर्त्तयः।
तत्पट्टे सित तेजसो युगवरा श्री जैनसिंहाभिधा
स्तत्पट्टांवुज भास्करा गणधरा श्री जैनराजाः श्रुता ॥१॥
तै भाग्योदयसुंदरै रिषुसरस्वत्षोडशाब्दे १६७५ सित
द्वादश्यां सहसः प्रतिष्ठितमिदं चैत्यं स्वहस्तश्रिया।
यस्य प्रौढतरप्रतापतरणेः श्री पार्श्वनाथेशितु

જમણી બાજુ નીચેના ભાગમા

स्सोय पुण्यभरां तनोतु विपुलां लक्ष्मी जिन सर्वदा ॥२॥
पूर्वं श्री सगरो नृपो भवदलंकारो न्वये यादवे
पुत्रौ श्रीधरराज पूर्वकधरौ तस्याथ ताभ्यां क्षितौ।
श्रीमल्लोद्रपुरे जिनेशभवनं सत्कारितं पीमसी
तत्पुत्र स्तदनुक्रमेण सुकृती जातः सुत पूनसी ॥३॥
तत्पुत्रो वरधर्म्मकर्म्मणि रत ख्यातोऽखिलैः सद्गुणैः
श्रीमल्ल स्तनयो थ तस्य सुकृती श्री थाहरू नामक।
श्री शत्रुंजयतीर्थसंघरचनादीन्युत्तमानि ध्रुवं
य कार्याण्यकरोत्तथा त्वसरफीं पूर्णा प्रतिष्ठाक्षणे ॥४॥
प्रासात् सर्वजनस्य जैनसम ं चालेखयत् पुस्तकं
सर्वं पुण्यभरेण पावनमलं जन्म स्वकीयं व्यधात्।

तेनायं भुवनस्य यस्य जिनपस्योद्धारकः कारितः
सार्धं सङ्घराज मेघ तनयाभ्यां पार्श्वनाथो मुदे ॥ ५ श्रीः

કેંદ્ર ઉપરાતના વર્તુળના પરિધિમા સો પાખડીઓના ગો કોઠા છે, તે સર્વેના ચરણોનો જે પ્રથમ અક્ષર છે તેનાથી પણ નીચેના ત્રણ શ્લોક પાર્શ્વનાથ સ્તુતિરૂપ બને છે —

श्री वामातनयं नीतिलताघं न घनागमं
सकलालोकसंपूर्णकायं श्रीदायकं भजे ॥१॥
कलाकेलि कलंकामरहितं सहितं सुरे ।
संसारसरसीशोषभास्करं कमलाकरं ॥२॥
सहस्रफणता शोभमान मस्तक मालयं ।
लोद्रपत्तन संस्थान दानमानं क्षमा गुरुं ॥३॥ स्मरामि च ॥

૪૧ શ્રાવક કવિ ઋષભદાસના હસ્તાક્ષરમાં સ્વકૃત વ્રતવિચારરાસ સં. ૧૬૭૯ પૃ. ૬૦૮

—કવિના હસ્તાક્ષરમા વ્રતવિચારરાસની મારી પાસે પ્રત હતી તે મેં શેઠ દેવચદ લા૦ જૈન પુ. ફડના એક ટ્રસ્ટી શેઠ જીવણચંદ સાકરચદને આપી હતી ને તેમાથી છેલ્લા પૃષ્ઠનો બ્લોક કરાવી તેમણે આનંદ કાવ્ય મહોદધિના ૭ મા ભાગમા તે કવિના જીવન-કવન સબધે લખેલા મારા નિબધ સાથે મૂકયો હતો. તે નીચે ઉતારીએ છીએ -

...અ માહાખેત્ર ભરતિં ભલુ । દેસ ગુજરાતિમ્હા સોય ગાસ્યુ ।
રાય વીસલ વડો । ચતુર જે ચાવા(વ)ડો । નગર વિસલ તિણઇ
વેગી વાસ્યુ ॥ ૬૦ ॥ પૂણ્ય.
સોય નગરિં વસઈ । પ્રાગવંસિ વડો । મઇહઇરાજનો સૂત તે
સીહ સરીખો ।
તેહ ત્રંબાવતિ નગર વાસિં રહ્યુ । નામ તસ સઘવી સાંગણ
પેખો ॥ ૬૧ ॥ પૂણ્ય૦
તેહનિં નંદનિ ઋષભદાસિ કવ્યુ । નગર ત્રંબાવતી માહિં ગાયુ ।

પૂણ્ય પૂર્ણ ભયુ । કાજ સખરો થયુ । સકલ પદાર્થ સાર પાયુ ॥૬૨॥
પૂણ્ય પ્રગટ ભયુ ॥ ૨ ॥

અ(ઇ)તી શ્રી વરત વીચાર રાસ સંપૂર્ણ । સવત ૧૬૭૯ વર્ષે ચઇત્રિ વદિ ૧૩ ગરૂવારે લષીતં ॥ સઘવી ઋષભદાસ સાગણ૦ ગાથા૦ ૮૬૨

**૪૨ જિનહર્ષના હસ્તાક્ષરમાં સ્વકૃત શત્રુંજય માહાત્મ્ય રાસ સં ૧૭૫૫ (પારા ૯૭૬)પૃ. ૬૦૯**

—વિક્રમ અરાઢમા સૈકામા જિનહર્ષ નામના સાધુએ ઘણી કૃતિઓ ગૂજરાતી પદ્યમા પ્રાયઃ પાટણમા રચી છે તે માટે જુઓ મારો 'જૈન ગૂર્જર કવિઓ' બીજો ભાગ પૃ ૮૧ થી ૧૧૯. તેના હસ્તાક્ષરની તેની પોતાની ઘણી કૃતિઓ પાટણના ફોફલીઆવાડાના ભંડારમા મે જાતે જોઈ છે. ગૂજરાતી પદ્ય સળંગ પદચ્છેદ વગર એકજ પક્તિમા અગાઉ લખાતુ ને જ્યા ચરણ પૂરૂ થાય ત્યા ઉભી લીટી કરવામા આવતી ને કડી પૂરી થતી ત્યા બે ઉભી લીટી કરી ત્યા ધ્રુવ પદનો પ્રથમ અક્ષર કે શબ્દ કે શબ્દો મીડાથી વાળી દેવામા આવતા. તેની કૃતિ નામે શત્રુજય માહાત્મ્ય રાસ સં. ૧૭૫૫મા રચાઈ, તેની પ્રતના ૬૬ મા પત્રની બીજી બાજુનો આ શ્લોક છે ને તેનો પદચ્છેદ કરી નીચે આપેલ છે—

............ભરત ચક્રીનઉ રે ।
સૂર્યયશા અયોધ્યા ધણી । સાત્ત્વિકમાહિ નગીનઉ રે ॥ ૭ એ ॥
તે આઠિમ ચઉદિશિ સદા । પર્વ દિવસ તપ ભાવઈ રે ।
નિશ્ચયથી ન ચલઇ તે કિમેહી । જઉ સુર તાસ ચલાવઇ રે ॥૮ એ ॥
પુર્વ તણી દિશિ જઉ છોડીનઈ । પછિમ દિશિ રવિ જાયઇરે ।
સાયર મર્યાદા તજઇ । સુરગિરિ કાપઈ વાયઇરે ॥ ૯ એ ॥
સુરદ્રૂમ જઉ નિષ્ફલ હુવઇ । તઉ પિણિ તે નવિ ચૂકઇ રે
પ્રાણ જાતા પિણિ આપણા । જિન આણા નવિ મૂકઈ રે ॥૧૦ એ
ઉર્વશી સાભલિ તવ હસી । ચિંતઇ ઈમ મન માહેરે ।

ઊતર દેવા પ્રભુ ભણી । સકીયઇ નહી સખાહેરે ॥ ૧૧ એ ॥
જોવઉ અવચાર્યઉં કહઇ । વિબુધાધિપ પિણિ એહવું રે ।
મહૂઆ માણસની પરઇં । બોલઇ જેહવું તેહવુરે ॥ ૧૨ એ ॥
સાત ધાતુથી ઊપનઉ । દેહ આહારઇ અન્નો રે ।
તે પિણિ દેવે નવિ ચલઇ । માનઇ કવણ વચન્નો રે ॥ ૧૩ એ ॥
અછઇ ઉખાણો આગલઉ । પામઉ પડત સુદાઓ રે
ખોટો તેહનઇ કુણ કરઇં । રાજા કરઇં સુન્યાઓરે ॥ ૧૪ એ ॥
પ્રભુ વચન ખોટઉ કરૂં । તેહનઇ પાસઇં જાઉં રે ।
માણસનઉ સ્યઉ આસરઉ । વ્રતથી તાસ ચૂકાઉંરે ॥ ૧૫ એ ॥
એહવી પ્રતિજ્ઞા કરી । ઉર્વશી રંભા લેઇરે
હાથે વીણા ધારતી । સ્વર્ગ થકી આવેઇરે ॥ ૧૬ એ ॥
નયરી અયોધ્યા ઉદ્યાનમઇ । ચૈત્ય પ્રથમ જિનસ્વામી રે ।
તાસ પ્રબંધ મલ્હાવતી । રૂપઇ મોહઈ કામી રે ॥ ૧૭ એ ॥
શાખિ શાખા બઇઠા હુતા । પંખી મૂઢ અજાણુરે ।
તૃણ ચુણંતા તે રહ્યા । નાદ સુણી મૂર્છાણા રે ॥ ૧૮ એ ॥
અર્દ્ધ ચર્મિત મૃગલા પસૂ । નિશ્ચલ નયણ જોવંતા રે
ઘટિત પાષાણ તણી પરઇં । મોહ્યા ગાન સુણંતારે ॥ ૧૯ એ ॥
સૂર્યયશા ઇણિ અવસરઇ । અસ્વકેલી કરિ વલીયારે
શ્રવણે તે દેવી તણા । ગીત સરસ સાભલીયારે ॥ ૨૦ એ ॥
વાજ વિમુખ વાજી થયા । ગજ ગતિ સજજ ન થાયરે ।
પાયક પિણિ પય નવિ ચલઇ । સેના સહુ મૂંઝાયઇરે ॥ ૨૧ એ ॥
એહવી સેના દેખિનઇ । રાજા ઇણિ પરિ ભાખઇ રે ।
મંત્રીસ્વર એ સ્યુ થયઉ । સહૂ ચેતના પાખઇરે ॥ ૨૨ એ ॥
સચિવ કહઇ રાજા પ્રતઇં । સાભલિ તુ ભૂપાલો રે ।
એ જિનહરષ ઇકવીસમી । ત્રીજા ખંડની ઢાલો રે ॥ ૨૩ એ ॥

સર્વ ગાથા ૬૮૬ ॥

દૂહા ॥

નાદઇ તૂસઇ દેવતા । ધર્મ નાદથી ધારિ ।
સુખ પામઇ નૃપ નાદથી । નાદઇ વશિ હુઇ નારિ ॥ ૧
નાદઇ પકડાવઈ સરપ । રહઇ રોતઉ લઘુ બાલ ।
શિર આપઇ મૃગ નાદથી । એહવઉ નાદ રસાલ ॥ ૨
નાદ એહ ગુરૂ યોગથી । લહીયઇ તાસ પસાય ।
આપઇ પરમાનંદ સુખ । દુખ ચિંતા સહુ જાઇ ॥ ૩
ચૈત્યઇ જઇ જુહારીયઇ । શ્રી યુગાદિ જિનરાજ ।
ગાન તણઉ રસ પામીયઇ । એક પંથ દુઇ કાજ ॥ ૪
નરપતિ એહવુ ચીંતવી । સૈન્ય સચિવ સઘાત ।
દેહરા માહે આવીયો । રાજા ઉલસિત ગાત ॥ ૫
દીપ જોતિ પ્રગટી તિસઈ । દીઠી વસુધાનાથ ॥

**૪૩ શત્રુંજય પરનાં જૈન મંદિરો પૃ. ૬૭૨.**

**૪૪ શત્રુંજય પર શેઠ મોતીશાની ટૂંક પૃ. ૬૭૩.**

—શત્રુંજય પરના મંદિરનુ આ ચિત્ર હમણા લીધેલું છે જયારે સન ૧૮૬૬મા લીધેલુ ચિત્ર 'શત્રુંજય પરના જૈન મંદિરોનું વિહંગાવલોકન' એ નામથી અગાઉ અપાઇ ગયુ છે, તેના પરિચયમા જણાવેલી મુખ્ય મંદિરની સિવાયની આઠ ટૂંકો છે તે આ પ્રમાણે ૧ ચોમુખજીની-તે બે વિભાગમા છે-બહારનાને 'ખરતર વસહિ' અને અંદરનાને 'ચોમુખ-વસહિ' કહે છે. આ પર્વતના સૌથી ઉંચા ભાગ પર છે. ચોમુખ એટલે ચતુર્મુખ-ચારે બાજુ મૂર્ત્તિવાળો ચાર દ્વારવાળો પ્રાસાદ, તેમા આદિનાથની ચાર મૂર્ત્તિ છે. અમદાવાદના સોમજી પુત્ર રૂપજીએ સં. ૧૬૭૫મા તે વસહી બંધાવી (પારા ૮૪૬) 'ખરતર-વસહી' સબંધી મારી ઐતિહાસિક નોધ માટે જુઓ જૈનયુગ પુ.૪ પૃ ૫૨૬ ૨ છીપાવસહીની- છીપા એટલે ભાવસાર લોકોએ બંધાવેલી-તેમા ૩ મોટાં મંદિર ને ૪ નાની દહેરી છે. સં. ૧૭૯૧ (પારા ૯૮૫) ૩ સાકરચંદ

પ્રેમચંદની-તેમાં ત્રણ મોટા દહેરા ને બાકીની નાની નાની દહેરીઓ છે. સં. ૧૮૯૩ (પારા ૯૯૧) ૪ ઉજમબાઇની-નંદીશ્વર દ્વીપની. ઉજમબાઇ તે અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઇની ફોઇ. ભૂતલ ઉપર નાના નાના ૫૭ પર્વત-શિખર સંગેમરમરના છે ને તે દરેક પર ચૌમુખ પ્રતિમા મૂકી છે. આના શિખરોની ચોતરફ સુંદર કારીગરીવાળી જાળી લગાવી છે (પારા ૯૮૬) આ સં ૧૮૯૬મા બની. ૫ હેમાભાઇની-અમદાવાદના નગરશેઠ હેમાભાઇએ સં. ૧૮૮૨માં કરાવેલ ચાર મંદિર ને ૪૩ દહેરીઓ (પારા ૯૮૬), ૬ પ્રેમાભાઇ મોદીની-તે પણ અમદાવાદના વાસી અને મહા ધનિક હતા. તેણે ૭ મંદિર ને ૫૧ દહેરીઓ બનાવી ૭ બાલાભાઇની-નાના મોટા અનેક મંદિર સં ૧૮૯૩ (પારા ૯૯૧) ૮ મોતીશાહ શેઠની ટુંક કે જે માટે નીચે તથા પારા ૯૯૧મા જુઓ. દરેક સંબંધી વિશેષ જાણવાના ઉત્સુકે શ્રી જિનવિજય સંપાદિત શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધમા તેમનો ઉપોદ્‌ઘાત જોવો.

મોતીશા મૂળ સુરતના ઓસવાલ, પછી તેમણે મુંબઇ રહી એક જબરા વ્યાપારી તરીકે ઘણું ધન મેળવ્યુ. તેમણે તેનો વ્યય અનેક સખાવતોમા ને શત્રુંજય પર પોતાની ટુંક બાંધવામા કર્યો, જ્યારે તેમના ભાગીઆ અને મિત્ર અમદાવાદના હઠીસિંહ કેસરીસિંહે ત્યા એક મોટું બાવન જિનાલય બાંધ્યુ શત્રુંજયના બે શિખરો હતા કે જે જૈન મંદિરોથી વિભૂષિત હતા તેની વચ્ચે મોટી ખાઇ હતી તેને કુંતાસરની ખાડ કહેવામા આવતી. મોતીશાહે તેમના ઉક્ત મિત્ર હઠીસિંહને કહ્યુ કે આ ખાડ ખટકે છે તો તે પૂરી તે પર ટૂંક બનાવુ એમ દિલમા થાય છે. હઠીસિંહે કહ્યુ 'મોટા રાજા અને મંત્રીઓ પૂર્વે તે કાર્ય ન કરી શકયા તો તમારૂં શું ગજું ?' મોતીશાહે હસી જણાવ્યું ' ધર્મ પ્રભાવથી તે ખાડને હું પૂરી શકું.' ત્યારથી ખાડ પૂરવાનુ કામ ચાલુ થયુ. તે પૂરૂ કરી તે પર લાખો ૨ લગાવી બહુ ભવ્ય અને સાક્ષાત્ દેવવિમાન જેવું મંદિર કરાવ્યું.

તે મંદિરની ચારે બાજુ શેઠ હઠીસિંહ, દીવાન અમરચંદ દમણી, આમા પ્રતાપમલ્લ આદિ પ્રસિદ્ધ ધનિકોએ પોતપોતાના મંદિર બંધાવ્યા, ને તે બધા આસપાસ કોટ કરાવ્યો. મંદિરોનું કાર્ય પૂરૂં થવા આવ્યુ હતુ ત્યા મોતીશાનો દેહાન્ત થયો એટલે તેના પુત્ર ખીમચદે સંઘ કાઢી યાત્રા કરી તેમા પ્રતિષ્ઠા સં. ૧૮૯૩મા કરાવી. સંઘ મોટો હતો, બાવન ગામના સઘ જનો આવ્યા હતા. કહેવાય છે કે આ ટુંકમા એક કરોડથી અધિક ખર્ચ થયો લગભગ ૧૬ મંદિર ને સવાસો દહેરીઓ આ ટુંકમા થઇ. જુઓ પારા ૯૯૧.

**૪૫ શેઠ હઠીસિંહ કેસરીસિંહ**—અમદાવાદ સ્વ. સં. ૧૯૦૧ પારા ૯૯૧ પૃ. ૬૭૪.

—આ ઓસવાલ શેઠનુ મદિર અમદાવાદમા પ્રસિદ્ધ છે કે જેના ફોટાઓ આમા આપેલ છે. તેમનો પહેરવેશ બતાવે છે કે કેવી પાઘડી બાધવામા આવતી, વળી કડિયુ લાબી બાયનું અને કેડ સુધીનુ વચમાં કસવાળું પહેરવામા આવતુ. ઉપર શાલ ઓઢવામા આવતી. તેમના સબધી પૂરો ઇતિહાસ મેળવવાના જિજ્ઞાસુએ વીરવિજય નિર્વાણરાસ (જૈન ઐ ગૂર્જરકાવ્યસંચય પૃ. ૯૮), વીરવિજય કૃત હઠીસિંહની અંજન શલાકાના ઢાળીયા-૬ ઢાળમા સં. ૧૯૦૩ જોવા. તેમની પત્નિ હરકુંઅર શેઠાણી બહુ નામી અને બુદ્ધિશાળી હતા.શેઠાણીએ મંદિર-પ્રતિષ્ઠા કરાવી સિદ્ધાચલ ગિરનાર સંઘ કાઢી અનેક સુકૃત્યો કરી ભારે નામ કાઢયુ હતું હઠીસિંહ શેઠની ઓળખાણ તેના ઉક્ત મંદિરના પ્રતિષ્ઠાલેખમા આપેલ છે કે ઓસવાલ નિહાલચંદ પુત્ર ખુશાલચદને માણકી ભાર્યાથી થયેલ કેશરીસિંહના બાઈ સુરજથી થયેલ પુત્ર હતા.

**૪૬ હઠીસિંહનુ દેહેરૂં**-અમદાવાદ સં. ૧૯૦૩ પારા ૯૯૧ પૃ ૬૭૫.

—શેઠ હઠીસિંહની છબીની પાછળ તેના દેહેરાનો આ બ્લોક મૂકયો છે તે જે પુસ્તકનો ઉલ્લેખ સાદડીનું જૈન મંદિર એ નામના ચિત્રનો

પરિચય આપતાં કરેલ છે તેમાથી એટલે સન ૧૮૬૬મા એટલે લગભગ તે બંધાયા પછી વીશેક વર્ષે લીધેલો તેમા પ્રસિદ્ધ થયો છે તે પરથી લીધેલ છે. તેમા જેઇમ્સ ફર્ગ્યુસન લખે છે કે–'જે મદિર શેઠ હઠીસિંહે લગભગ વીશ વર્ષ પહેલા કર્યું હતુ તે ધર્મનાથ નામના તીર્થંકરનુ છે, તેનો નકશો–પ્લાન આબૂ પર્વત પરના ઓછામા ઓછા ૧૧ સૈકા જેટલા જૂના મંદિરોમા ગ્રહણ કરેલી ગોઠવણો પર લીધેલો છે કે જે ગોઠવણો હજુ સુધી ચાલી આવેલી છે આ બધા દેવાલયોની રચના મુખ્યપણે એવી હોય છે કે નીચે ચોરસના પાયાવાળુ–'વિમાન' હોય છે. અને તેમા મૂલનાયકની મૂર્તિ બેસાડવામા આવે છે. કોઇ વખત આવા ત્રણ વિમાન હોય છે જેમ આ હઠીસિંહના દેહેરામા છે તેમ, ને કોઈ વખત ચાર જેમ સાદડીના જૈન મદિરમા છે તેમ હોય છે. તેના પર ખાસ વિશિષ્ટ પ્રકારનુ 'શિખર' કરવામા આવે છે કે જેમા જૈનોએ છેલ્લા આઠ શતકો દરમ્યાન ભાગ્યેજ ફેરફાર કરેલ છે. આની પાસે–આગળના ભાગમા એક કે એકથી વધારે મડપો હોય છે. આ દેહેરામા મુખ્ય મડપને બે માળ છે અને તેની આગળ પાછો એક ખુલ્લો મડપ છે કે જે પર ઘુમટ ૧૨ સ્તભોના ટેકાવાળો છે. આટલુ તો દરેક દેહરાસરને હોયજ પણ આ દહેરામા જેમ આબૂ, સાદડી અને જ્યા જ્યા દહેરાસર પૂર્ણ થઇ જાય ત્યા આખા મંદિરની આસપાસ નાની દહેરીઓની હાર હોય છે કે જે દરેકમા ૨૪ પૈકી અમુક અમુક તીર્થંકરની મૂર્તિ હોય છે, અને કોઇ દાખલામા એકમા ચોવીસેની હોય છે. આબૂ પર દરેક દહેરી શ્વેત આરસમા bas-reliefs એટલે બહાર થોડુંક ઉપસી આવેલા કોતરકામ–પ્રતિચ્છાયાથી વિભૂષિત હોય છે, કે જેમા તીર્થંકરના જીવનપ્રસગો ચિત્રેલ હોય છે, અને સાપ્રત કાલમા ઓછામા ઓછુ એટલુ તો સામાન્ય રીતે હોય છે કે આની દહેરીઓ પર શિખરો હમેશ જેવા બંધાવવામા આવે છે આથી બહારના વંડાને એક જાતની ભવ્યતા આવે છે અને સાથે અર્થનો ભાવ આવે છે કે જે ભાગ્યેજ બીજી

જાતના શિલ્પકામમા જોવામા આવશે અને આખી ગોઠવણી મુખ્ય લક્ષણો સુધી પ્રસન્નતા આપે છે અને વિવિધ ભાગોની ગૌણતામા મહાન્ કૌશલ્ય દેખાડે છે. મંદિરના મુખડાના આ વડાના મુખ્ય અગ્રભાગની વચમા બહારનો દરવાજો છે'

આ મંદિર સબંધી પ્રતિષ્ઠાલેખમા જણાવ્યુ છે કે 'તે હઠિસિંહ શેઠે બધાવ્યુ. તે બાવન જિનાલયવાળું છે. એને ત્રણ માળ ને ત્રણ શિખર છે, બે રગમડપો છે એવા એ મનહર મદિરની અંદર શાંતિસાગર સૂરિના હાથે પ્રતિમાઓ પ્રતિષ્ઠિત કરાવી. હઠિસિંહ શેઠ સ્વર્ગસ્થ થયા ત્યારે તેની સ્ત્રી હુ કુંઅરે આ મંદિર વગેરેનું બાકીનુ સઘળુ કામ પુરૂ કરાવી તેનો પ્રતિષ્ઠા-ઉત્સવ ઘણા ઠાઠમાઠ અને ખર્ચથી ઉજવ્યો હતો. તેણી જોકે સ્ત્રી હતી પરતુ પુરૂષો પણ ન કરી શકે એવા તેણીએ કામ કર્યા હતા. આની પ્રશસ્તિ સલાટ રહેમાનના પુત્ર યુસફે કોતરી હતી. આ દહેરાનો મુસલમાન સલાટ હતો એ બિના આથી સ્પષ્ટ થાય છે. (જુઓ જિ૦ ૨, ન. ૫૪૬)

**૪૭ સં. ૧૯૦૩ના હઠીસિંહના દહેરનો બહારનો દેખાવ. અમદાવાદ. પૃ. ૬૮૦.**

**૪૮ હઠીસિહના મદિરનુ દ્વાર.**
**૪૯ તે મંદિરનો અદરનો ભાગ.** } **પૃ. ૬૮૧.**

આ ત્રણે ચિત્રો ઉપર પરિચય જે હઠિસિંહના દહેરાનો આપ્યો છે તેને લગતા છે એટલે વિશેષ કહેવાની જરૂર નથી

**૫૦ શ્રી આત્મારામજી—(વિજયાનંદ સૂરિ) પૃ. ૬૮૮.**

**૫૧ વીરચંદ રાઘવજી ગાંધી B. A. પારા ૧૦૧૪-૧૮. પૃ. ૬૮૯.**

—આ આચાર્યનો ઉપકાર ગૂજરાતના અને ખાસ કરી પજાબના જૈન શ્વે. મૂ. સમાજપર અમાપ છે. તેઓ હમણા થોડા વર્ષો પહેલાં થઇ ગયા તેથી તેમનું જીવનવૃત્તાત વિશેષ મળી આવે છે, અને તેનો સાર જરા કંઈક વિશેષ એક અર્ધા પ્રકરણ જેટલા પ્રમાણમા આ

ગ્રંથમા જાણી જોઇને આપેલ છે. જુઓ વિભાગ ૭ પ્રક. ૭ પારા ૧૦૦૪ થી ૧૦૧૩ પૃ ૬૮૪ થી ૬૯૧

ઉપર્યુક્ત શ્રી આત્મારામજીની પ્રેરણાથી તેમનુ સ્થાન યથાશક્તિ લેવા માટે ચિકાગોની વિશ્વ ધર્મપરિષદ્‌મા જૈન ધર્મના એક પ્રતિનિધિ તરીકે જનાર જૈન ગ્રેજ્યુએટ વીરચદભાઇનુ જીવન પણ ટૂંકમા છતા અન્ય કરતા વિશેષ પ્રમાણમા આપવામા આવ્યુ છે, કે જેથી તેનુ અનુકરણ હાલના જૈન ગ્રેજ્યુએટો પોતપોતાની રીતે યથામતિ જરૂર કરે. આત્મારામજીના શિષ્ય-પ્રેરિત તરીકે તેમના ચિત્ર પાછળજ વીરચદભાઇનુ ચિત્ર મૂકેલ છે.

**પર દાનવીર શેઠ પ્રેમચદ રાયચદ પૃ. ૭૦૦.**

**પ૩ મુંબઇ યુનિવર્સિટીને પ્રેમચંદ શેઠની બક્ષીસ–રાજબાઈ ટાવર. પૃ. ૭૦૧.**

—પ્રેમચંદશેઠની વિખ્યાતી હિન્દ તેમજ હિન્દ બહાર ઘણી છે. કીર્ત્તિના લોભ વગર અથંગ વેપાર ખેલી મેળવેલા નાણાનો કેળવણી માટે તેમજ બીજી અનેક ઉપયોગી સખાવતોમા સદ્‌વ્યય કરેલ છે અને કોઇપણ સરકારી ‘ટાઇટલ’–પદવીની ભૂખ રાખી નથી. તેમની સખાવતોમા કેટલીક તો વ્યાપક–સાર્વજનિક હતી.

આવી સખાવતો પૈકી એક રાજબાઇ ટાવર છે કે જેમા રાજબાઇ તે પોતાના માતુશ્રીનું નામ છે હાલ કેટલાક રાજાબાઇ નામ કહે છે તે ભૂલ છે શેઠ ને તેમની સખાવતો સબધી પારા ૧૦૧૯–૨૦મા જણાવી દીધુ છે.

**પ૪ અધ્યાત્મી ફિલસુફ રાયચંદ કવિ પૃ ૭૧૨**

**પ૫ મહાત્મા મોહનદાસ ગાંધી પૃ. ૭૧૩**

—રાયચંદભાઇ ‘કવિ’તરીકે ઓળખાતા કારણકે અતિશય નાનપણથી કવિતા રચતા પણ પછી કવિતા કરવાનુ મૂકી દઇ અધ્યાત્મ અને ફિલસુફીમા ઉંડા ઉતરી અનેક આત્માઓના ઉપકારક થયા તે પૈકી એક મહાત્મા મોહનદાસ ગાધી છે કે જેમની ખ્યાતિ આખા

જગત્મા અત્યારે તેમના વિદ્યમાનપણામાજ થઇ ગઇ છે. ગાધીજીએ જે રાયચંદ ભાઇના સંબંધમા લખ્યુ છે, કહ્યું છે તે ટૂંકાવી આ ગ્રંથમા મૂકયુ છે. મારો પોતાનો એક પણ શબ્દ જયારે બીજાના સંબધમા બનતા સુધી નથી લખ્યો ત્યારે રાયચદભાઇ સબધી તો ખાસ બિલકુલ નથી લખ્યો. આથી બનેના ચિત્રો એકની પાછળ બીજુ એમ મૂકેલા છે.

**૫૬ રાય બદ્રીદાસે કરાવેલ જૈનમંદિર, કલકત્તા. પૃ.૭૩૮**

—કાલાનુક્રમે છેલ્લામા છેલ્લુ સ. ૧૯૦૩મા પૂરૂ થયેલ અમદાવાદનુ પ્રસિદ્ધ હઠીસિંહનુ મંદિર છે કે જેનુ ચિત્ર તથા તેનો પરિચય આમા કરાવેલ છે. ત્યારપછી થયેલા નવા મદિરોમા કલકત્તાનુ રાય બદ્રીદાસ મુકીમે કરાવેલુ મદિર સુપ્રસિદ્ધ છે કે જે કલકત્તામા એક જોવાલાયક ચીજ ગણાય છે આ રાય બદ્રીદાસ શ્રી જૈન શ્વે કોન્ફરન્સ (પારા ૧૦૫૮)ની બીજી મુબઇની સ્મરણીય બેઠકના પ્રમુખ હતા.

**૫૭ 'જૈન'ના આદ્યતંત્રી સ્વ૦ ભગુભાઈ ફતેચંદ કારભારી પૃ. ૭૩૨**

—સદ્ગત ભગુભાઇના સાક્ષાત્ પરિચયમા હુ આવેલ છુ. ને તેમની અનેક હકીકતોની મને માહિતી છે તે અત્રે મૂકી શકાઈ નથી. સ્થાનાભાવે જાહેર સેવા માટે તેમણે જે ભોગ આપ્યો ને 'જૈન' નામનુ પ્રથમ અઠવાડિક પત્ર કાઢી એક મોટુ વિચારવાહન પૂરૂં પાડવામા પહેલ કરી તેનુ માત્ર દિગ્દર્શન પારા ૧૦૫૭ મા કરાવ્યું છે. તેમનુ ખરૂ અને વિસ્તૃત જીવનચરિત્ર લખાવાની જરૂર છે.

**૫૮ ગિરનારપરનાં જૈન મંદિરોનુ વિહગાવલોકન પૃ. ૮૦૦**

**૫૯ આબૂપરનાં જૈન મંદિરો-વિમલવસહિ વગેરેનું વિહગાવલોકન. પૃ. ૮૦૧**

—શત્રુંજય, ગિરનાર અને આબૂ એ શ્વેતામ્બર જૈનોના ગૂર્જરાતમા પ્રસિદ્ધ મહાતીર્થોછે.શત્રુંજયપરના મુખ્ય આદિનાથ મંદિર અને

અન્ય જૈનમંદિરોનું વિહંગાવલોકન આપણે સપરિચય કરી ગયા છીએ. રા. પાઠક લખે છે કે ઘણેભાગે જૈનલોકો વેપારીજ હોય છે. ગૂજરાતમાં તેમની સંખ્યા ઘણી છે અને તેથી કરીને ગૂજરાતના સ્થાપત્યપર તેમની સ્થાપત્ય શૈલીની અસર બહુ થઇ છે. દક્ષિણ અને ઉત્તરના હિંદના ચાલતા સ્થાપત્યમાં તેઓએ કેટલોક સુધારો કર્યો છે અને પછી તો તેમના બહોળા ફેલાવાથી તે કાયમ થઇ ગૂજરાતમાં હિંદ મિશ્રિત પદ્ધતિ સ્થપાઇ. આબૂપરના અને ગિરનારપરના તેમના દેવળોપર નજર કરીશું તો તે આપણને લાંબા અનુભવ પછીના અને નાના નાના અવયવોથી પૂર્ણ થયેલા માલૂમ પડશે. આટલી કક્ષાએ પહોંચ્યા પછી તે પદ્ધતિ વધારે કોતરકામવાળી થઈ.

તેમનામાં દેવળ બાંધી મૂર્ત્તિ બેસાડવી એ એક બહુજ પુણ્ય કાર્ય ગણાય છે અને તેઓ તેને એક ફરજ સમજે છે. વળી દેવળ બાંધવાથી મોક્ષ મળે છે (તીર્થંકર ગોત્ર બંધાય છે) તેવી માન્યતાથી વ્યક્તિપરત્વે દેવળો થઇ તેઓ કદમાં નાનાં નાનાં પણ સમૂહમાં બંધાય છે અને દરેક વ્યક્તિ પોતાના બંધાવેલા દેવળને નાનું હોય છતાં કારીગીરીથી ભરપૂર કરી દેવા ઉત્સુક હોય છે. આથી તેનામાં જે ભવ્યતા–grandeur આવવી જોઇએ તે નથી આવતી. વળી આવો દેવળનો સમૂહ પર્વતોપર એકાંત જગાએ હોય છે, તે પરથી તેઓ એકાંત સ્થળ વધારે પસંદ કરતા હોવા જોઇએ. શત્રુંજય, ગિરનાર, તળાજા, આબુ પર્વત, તારંગા વગેરે સ્થળોએ તેઓએ એવી સારી જગા પસંદ કરી છે કે જ્યાં ચોમાસાનું પાણી ન ભરાય. એના બાંધકામ એવાં તો મજબૂત કર્યાં છે કે કુદરતની અડચણોની સામે તેઓ ઘણાં વર્ષોથી ટક્કર મારી રહ્યાં છે.'

જૈન દેહરાંની રચનામાં-પ્લાનમાં પદ્માસનસ્થ તીર્થંકરોની મૂર્ત્તિવાળું 'વિમાન' હોય છે, જેનાપર પિરામિડના આકારનું શિખર ચઢાવવામાં આવે છે. આગળના ભાગમાં થાંભલાવાળો મંડપ હોય છે અને તેના પર આડા થરોવાળો ઘુમટ ચઢાવાય છે. આ ઘુમટ

ચોરસપર અષ્ટકોણમા મૂકાયેલા પહેલા થરપરથી ગોળાકારમા થતા થતા મથાળે મધ્યમા ભેગો થાય છે, જ્યાથી એક લોલક કરી નાખવામા આવે છે. આ ઘુમટને ટેકવનારા થાભલા ઉપરાત ચોકડી આકારના થભલા વધારાના મૂકીને મંડપ મોટો કરે છે આટલું મુખ્ય દહેરૂ

ક્યાક ક્યાક મુખ્ય દહેરાની આસપાસ નાની નાની દેહરીઓ (દેવકુલિકાઓ) હોય છે. આવા દહેરાઓ ગિરનાર અને આબૂપર છે. મંડપ પરના શિખરમા માળ બનાવવામા આવે છે-તે ત્રિકોણાકારમા ઉભો થાય છે, બાજુઓ જરાક ગોળ હોય છે તેમાં પણ આડા થરો મૂકેલા છે. બહારની રેષા અંદરની રેષા સાથે સમાન્તરજ લેવામા આવે છે. મંડપપરનાં ઘુમટો ભાગ્યેજ ૩૦ ફૂટથી વધારે વ્યાસના હોય છે આ શિખરો અને ઘુમટો આડા થરોના હોઈ કોઈપણ જાતના આઘાત તેના પાયાની બહાર પડતા નથી તેથી તે ઘણા વરસોલગી ટકી રહે તેવા હોય છે.

મંડપના થાભલાઓ ઘણા જુદી જુદી જાતના હોવા છતા દરેક સારા આકારનાજ હોય છે. તેના પરનું શરૂ ચાર બાજુ ટેકાવાળું (bracketted) હોઇ ઉપર આવતા પાટડાનો ભાર સારી રીતે ઝીલી શકે તેવુ હોય છે.

નકશીકામમા જૈન દહેરાઓ સૌથી ચઢે તેવા છે. ભૌમિતિક આકારો, વેલ, પૂતળા વગેરે આ પદ્ધતિમા ઘણા જોવામા આવે છે. આપણમા સ્વતત્ર પૂતળા-કામ ભાગ્યેજ જોવામા આવે છે. મૂર્ત્તિઓની પછવાડે કાઇક ઓઠીંગણ-ટેકણ જેવુ દરેકમા જોવામા આવે છે. અસલની મૂર્ત્તિઓમા જે ગાભીર્યભાવ આપણને પ્રતીત થાય છે તે હવેની પ્રતિમાપર નથી આવતો અને તેટલે અશે હવેની તે કળા અધોગતિ પામેલી છે વળી આ તીર્થંકરોને ઓળખવાને માટે ચિન્હો-લાછનો પણ નિશ્ચિત કરેલા છે. હાથી, ઘોડા, વરઘોડા વગેરે આ પદ્ધતિમા ઘણુ બનાવવામા આવ્યુ છે.

ઉપરની ખાસીયતો (peculiarities) જરા અપવાદરૂપ પણ નવીનતાવાળા શત્રુંજય પરના જૈન મંદિરો છે. ત્યાના કેટલાક દહેરાં (સન) ૧૧ મા સૈકા જેટલા જૂના છે ૧૪-૧૫ સૈકામા મુસલમાનોના ઝપાટામા જો આ ન આવ્યા હોત તો આપણને તેમા ઘણું જોવાનુ મળી શકત, તોપણ ૧૬ મા સૈકાના છેલ્લા અડધમા જૈન લોકોએ ત્યાના કેટલાક દહેરાઓ ફરીવાર ચણાવ્યા, ત્યારથી મંદિરો થવા લાગ્યા તે ઠેઠ અત્યાર સુધી થયા તેમા પણ ૭૦ વરસોમા પુરજોસમા બધાયા છે, પણ આ પછવાડે બનાવેલા માથી મૂર્તિકામના કેટલાક અવયવો બહુ સારા નથી થયા (પાઠક-સુરત ગ. મા. ૫ રીપોર્ટ)

ગિરનાર દરિયાની સપાટીથી લગભગ ત્રણહજાર ફૂટ ઉંચો છે ત્યા જૈનોના દહેરામા નેમિનાથજીની ટુક પહેલા આવે છે. તેના જીર્ણ શીર્ણ કાષ્ઠમય દહેરાનો ઉદ્ધાર સજ્જનમંત્રીએ કર્યો સ. ૧૧૮૫ (પારા ૩૦૬). ત્યા એક નષ્ઠ મવત્વાળો લેખ છે કે જે Antiquities of Kathiawar પૃ. ૧૫૯મા છપાયો છે. તે લેખ મે યાત્રાએ જતા મહેનત કરી ઉતારી લીધો છે. તેમા જણાવ્યુ છે કે—

वंशेऽस्मिन् यदुनामकावरपते रम्युग्रशौर्यान्विते
रासीद्राजकुलं गुणौघविपुल श्री यादवख्यातिमत् ॥
अत्राभून्नृप मंडलीनतपदः श्री मडलीक क्ष्मात्
प्रासादं गुरु हेमपत्रततिभि र्योचीकरन्नेमिन. ॥ ९ ॥

એટલે કે યદુવંશમા મંડલીક નામનો રાજા થયો તેણે નેમિનાથનો પ્રાસાદ હેમના પતરાઓથી બધાવ્યો. (આ મંડલીક નવઘણનો પિતા થાય તે સોરઠી તવારીખ પ્રમાણે સ. ૧૨૭૦ મા અને અન્ય પ્રમાણે સં. ૧૩૧૬ મા ગાદીપર બેઠો ) આ લેખમા છેલ્લા માંડલિક રાજાનું વર્ણન છે ને શાણરાજનું વર્ણન છે કે જેણે વિમલનાથ પ્રાસાદ ગિરનારમા સં. ૧૫૯૮ મા કરાવી રત્નસિંહસૂરિ પાસે પ્રતિષ્ઠિત કરાવ્યો ( પારા ૭૧૯ ) તેથી તે સાલનો લેખ છે એમ સ્પષ્ટ થાય છે. આ શાણરાજના પૂર્વજ હરપતિશાહે સં. ૧૪૪૯માં

નેમિપ્રસાદનો ઉદ્ધાર કર્યો (જૈ. ગૂ. કવિઓ ભાગ ૨, પૃ. ૭૩૯). હાલ તે મોટા ચોકમા છે આસપાસ લગભગ ૭૦ નાની દેરીઓ છે. આના મંડપની અદર દિવાલમા ત્રણ મૂર્ત્તિ એક સાથે મૂકેલી મેં જોઇ છે. નાની છે તે સં. ૧૨૭૫ મા બનાવેલી શ્રી કૂંજરાપદ્રીય (?) ગચ્છના શાતિસૂરિની છે, બીજી બે મોટી મૂર્ત્તિ છે તે શ્રીહેમચંદ્ર-સૂરિની અને શ્રી કુમારપાલદેવની છે કે જે તરફ કોઇનુ લક્ષ ગયુ નથી. એક થાભલાપર સં. ૧૧૧૩ ના જેઠ ૧૪ દિને નેમીશ્વરજિ-નાલય કરાવ્યુ ને બીજા થાભલાપર સં. ૧૧૩૫ મા પ્રતિષ્ઠા કરાવી, ને ત્રીજામા સં. ૧૩૩૪ મા દેવાલય સમરાવ્યુ એમ લેખ છે. સંગ્રામ સોનીની ટુક અને વસ્તુપાલ તેજપાલની ટુંક સંબધી જુદા ચિત્રો છે ને તેમનો પરિચય અલગ કરાવ્યો છે. તદુપરાત મેરકવશીની ટુંક, કુમારપાલની ટુક અને સંપ્રતિરાજાની ટુંક છે. આ પૈકી ઘણી ટુંકો કેશવજી નાયકે સમરાવી. સં. ૧૯૩૨ નો તે બાબતનો લેખ છે (પારા ૯૯૨) ઉપર ચડતા અંબાજીની ટુંક આવે છે.

આબૂપરના વિમલવસહિ, લૂણિગવસહિ આદિ મંદિરોપૈકી વિમલવસહીનુ જૂદુ ચિત્ર જે જૂદો પરિચય આપેલ છે. લૂણિગવસહિ તે વસ્તુપાલના ભાઈ તેજપાલે કરાવેલુ મદિર છે ને તે વિમલવસહિના ઉત્તરપૂર્વના ખૂણાપર આવેલું છે અને તે પશ્ચિમાભિમુખ છે, તેના પ્લાનની વ્યવસ્થા વિમલવસહિ જેવીજ છે પણ પૂર્વતરફ ઓશરીમા દહેરીઓને બદલે સ્થાપનારના કુટુબનો વરઘોડો બતાવ્યો છે અને આ ભાગ મુખ્ય મંદિરથી જુદો કરવા, વચ્ચે કોતરકામવાળી ભીંત છે આ કોતરકામ નાના નાના ચોરસનું કરેલુ છે આખુ મકાન ૧૫૫'×૯૨' વાળા લંબચોરસમા હોઈ વિમલવસહિ કરતા જરા મોટું છે. તેના મડપના થાભલાઓ વધારે ઉંચા છે અને તે આઠ જુદી જુદી જાતના છે, જયારે વિમલવસહિમા એકી જાતના છે. મડપ પરના ઘુમટ તેમજ ઉંચકવામા આવ્યો છે, પણ તેનુ અંદરનુ નકશીકામ પહેલાના કરતા ચઢીયાતું છે. ઘુમટના બીજા ઘરથી ૧૬ બેઠક પર ૧૬ વિદ્યાદેવીની જુદી જુદી સ્થિતિમા પુતળીઓ કરી છે. આ ઘુમટની બરોબર મધ્યમા ઉપરથી

એક લોલક કર્યું છે, જે બહુજ સરસ ગણાય છે. તે બહુજ કોમળ છે. ગુલાબના મોટા ફુલને તેની દાંડલીથી ચત્તું પકડીએ ને જે આકાર થાય તે આકાર આનો છે આ લોલકના પ્રમાણમાં ઇંગ્લાંડના ૭મા હેન્રીના વેસ્ટ મિનિસ્ટરમાંના લોલકો પ્રમાણ વિનાના અને ભારે લાગે છે. આ લોલકની સુંદરતા અને સુકુમારતાનો ખ્યાલ માત્ર નજરે જોયાથીજ આવે (પારા ૫૨૬).

---

**નિવેદનની પૂર્તિ**—પારા ૪૨ પૃ. ૪૭-૮ મા

શ્રી જિનવિજય તરફથી ખાસ અપેક્ષિત વસ્તુ-ગૂજરાતના ઇતિહાસનું ઘડતર હજુ બાકી છે-દૂર છે, તે સત્વર વિનાવિલંબે તેમની પાસેથી પ્રાપ્ત થાઓ એ હૃદયેચ્છા વ્યક્ત કર્યા પછી હવે જણાવતાં આનંદ થાય છે કે તેમણે તે ઇતિહાસના પ્રથમ માર્ગદર્શક સ્તંભ રૂપ 'ગૂજરાતની પ્રાચીન સંસ્કૃતિ' એ વિષય પર મુંબઈ યુનિવર્સિટીની શ્રી વસનજી વ્યાખ્યાનમાળામાં ૨૮ મી જૂનથી ત્રીજી જુલાઈ ૩૩ માં પાંચ વ્યાખ્યાનોઃ—૧ પ્રાચીન ગૂજરાતની ભૌગોલિક પરિસીમા સંબંધી ઊહાપોહ, ૨ પ્રાચીન ગૂજરાતના (રાજકીય) ઇતિહાસનું સિંહાવલોકન, ૩ પ્રાચીન ગૂજરાતનું ધાર્મિક અને સાંપ્રદાયિક જીવન, ૪ ગૂજરાતનું સામાજિક અને પ્રજાકીય જીવન, ૫ ગૂજરાતની સાર્વજનિક સંસ્કૃતિ—નીતિ, રીતિ, કળા, વિજ્ઞાન આદિ—એ મથાળાના આપ્યા હતા—તેમાં ગૂજરાતની સંસ્કૃતિના ત્રણ યુગો પાડયા હતા—૧ અમદાવાદ પર અંગ્રેજી સલતનતનો ઝુંડો ફરકયો ત્યારથી અર્વાચીન યુગ, ૨ તે પૂર્વનો ઇસલામી સત્તાનો એટલે અણહિલ્લપુરની ક્ષત્રિય રાજસત્તાનો છત્રભંગ થયો ત્યારથી મધ્યયુગ, અને ૩ તે પહેલાંનો એટલે સ્થૂલરૂપે ગુપ્ત સામ્રાજ્યના અંતકાળથી વિ. સં ૫૫૦ થી ૧૩૫૦ સુધીનો પ્રાચીન યુગ. આ પ્રાચીન યુગ હિંદ માટે મધ્ય યુગ ગણાય, પણ ગૂજરાત માટે પ્રાચીન યુગ છે કારણ કે તે પહેલાં ગૂજરાતનું ગૂજરાત તરીકે અસ્તિત્વજ ન હતું. આ વ્યાખ્યાનો પ્રકટ થનાર છે તેથી ઘણો પ્રકાશ પડશે આ પ્રયત્ન માટે શ્રી જિનવિજયને ધન્યવાદ ઘટે છે. (જુઓ જૈનયુગ પાક્ષિક જુલાઈ ૩૩ નો અંક.)

૭-૯-૩૩. **મો. દ. દેશાઈ.**

# વિષયાનુક્રમ.

**પ્રકરણ ૩ જું સિદ્ધસેન-યુગ**

૧૫૨-૧૫૪ સિદ્ધસેન દિવાકર તેમના પહેલાં ન્યાયશાસ્ત્રની સ્થિતિ તેઓ જૈન ન્યાયશાસ્ત્રના સ્થાપક-તર્કપ્રધાન પુરૂષ. ૧૫૫-૮ સન્મતિ-તર્ક નામનો મહાન્ ન્યાયગ્રંથ, ૧૫૯ પ્રતિભાવાન્ ને સ્વતંત્ર વિચારક, ૧૬૦-૬૨ તેમની બત્રીશ દ્વાત્રિંશિકા-સ્તુતિઓ ૧૬૩ દાર્શનિક ૧૬૪ સિદ્ધાંતપ્રધાન નહિ પણ તર્કપ્રધાન ૧૬૫ દિગંબરોમાં તેમનો આદર ૧૬૬ શ્વે૦ આચાર્યોમાં મહાન્ પ્રતિષ્ઠા ૧૬૭ અન્ય કૃતિઓ ૧૬૮-૧૭૧ તેમનું જીવનચરિત્ર-કિંવદન્તીઓ. ૧૭૨ સંસ્કૃત-પ્રાકૃત ભાષા, મૌલિક ગ્રંથકાર ૧૭૨ ક ( જુઓ શુદ્ધિ અને વૃદ્ધિપત્રક) ૧૦૯-૧૨૨

**પ્રકરણ ૪ થું. વિક્રમ સં. ૧ થી ૩૦૦ વિમલસૂરિ, મથુરાસ્તૂપો, મથુરાસંઘ, દિગંબર-શ્વેતાંબર ભેદ, જૈન ન્યાયશાસ્ત્રનો પ્રથમયુગ.**

૧૭૩ વિમલસૂરિનું પઉમચરિયમ્ ૧૭૪ વિક્રમ બીજી સદીના મથુરાના જૈન સ્તૂપો ૧૭૫ મથુરાસંઘ-પરિષદ્ ૧૭૬ દિગંબર-શ્વેતાંબર ભેદ (વિ. સં. ૨૩૯ કે ૧૩૬), ૧૭૭ સમંતભદ્ર કૃત આપ્તમીમાંસા ૧૭૮-૯ સંસ્કૃત ભાષામાં ગ્રંથરચનાનો પ્રારંભ ૧૮૦ જૈન ન્યાયશાસ્ત્રનો પહેલો યુગ ૧૨૩-૧૨૮

**પ્રકરણ ૫ મું ગુપ્ત અને વલભી સમય આચાર્ય મલ્લવાદી જિનભદ્ર ક્ષમાશ્રમણ વિ. સં. ૩૦૦ થી ૮૦૦**

૧૮૧ ગુપ્ત સમય.ભાષ્ય ને ચૂર્ણિઓની રચના ૧૮૨ કુવલય માલાથી મળતી હકીકત ૧૮૩ ગુપ્તવંશના જૈનાચાર્ય દેવગુપ્ત ૧૮૪ તેમની શિષ્યપરંપરા. ભિન્નમાલ. જૈન મંદિરોથી રમ્ય ગૂર્જર દેશ. ૧૮૫ તત્ત્વાચાર્ય, તે પ્રાયઃ શિલાંકસૂરિ હોય ૧૮૬ મલ્લવાદી ૧૮૭ તેમનો દ્વાદશાર નયચક્રવાલ ગ્રંથ. તે પરની પછીની ટીકાઓ. ૧૮૯ ન્યાયબિંદુ ટીકા પર ટિપ્પન ૧૯૦-

સૂરિ ૫૬૫ તપાગચ્છસ્થાપક જગચ્ચંદ્રસૂરિ ૫૬૬ મંત્રપતિ પૂનડ, સર્વદેવસૂરિ, ૫૬૭ જિનપાલ ઉ૦, ૫૬૮ દિ૦ પંડિત આશાધર, ૫૬૯ મહેંદ્રસૂરિ ૫૭૦ પદ્મપ્રભ ૫૭૦ સુમતિ ૫૭૧ ગુણાકર, દેવેન્દ્ર ૫૭૨ વસ્તુપાલ-તેજપાલનો સ્વર્ગવાસ ૫૭૩ તેમની ભાવના, ૫૭૪ તેમના યુગ સંબંધી પ્રો. આનંદશંકર ૫૭૫ તેમજ સ્વ૦ ચીમનલાલ દલાલ. જૈનોનો ગૂર્જરાતપર ઉપકાર. ૩૭૦-૪૦૦

**પ્રકરણ ૫ મું વાઘેલા વંશનો સમય.** સં ૧૩૦૦ થી ૧૩૫૬

૫૭૬ વિશલદેવ, ૫૭૭ તપાગચ્છમા મતભેદ-બે પક્ષો ૫૭૮ દાનવીર જગડૂશાહ ૫૭૯ ઉદયનમંત્રીના પ્રપૌત્ર સલખણ ૫૮૦ પેથડમંત્રી ૫૮૧ તેણે કરાવેલા ૮૪ મંદિર ૫૮૨ તેનો પુત્ર ઝાંઝણ ૫૮૩ ત. દેવેન્દ્રસૂરિ અને તેમના ગ્રંથો ૫૮૪-૫ આ સમયમા લખાયેલ તાડપત્રની પ્રતો ૫૮૬ સર્વાનંદ, પરમાનંદ, યશોદેવ ૫૮૭ તાડપ્રતો, અજિતપ્રભ, ૫૮૮ પૂર્ણકલશ, ૫૮૯ અભયતિલક ૫૯૦ ચંદ્રતિલક ૫૯૧ વિદ્યાનંદ ૫૯૨ જિનેશ્વર, જયમંગલ, ૫૯૩ પ્રબોધચંદ્ર ૫૯૪ ધર્મતિલક, મુનિદેવ, સિંહતિલક, નરચંદ્ર, ૫૯૫ પ્રદ્યુમ્નસૂરિ, ૫૯૬ વિનયચંદ્ર, રત્નપ્રભ, પ્રબોધમૂર્ત્તિ-જિનપ્રબોધ, સોમચંદ્ર ૫૯૭ ધર્મઘોષ, સોમપ્રભ, ૫૯૮ ક્ષેમકીર્ત્તિ, માનતુંગ, ધર્મકુમાર, વિવેકસાગર, ૫૯૯ પ્રભાવકચરિતકાર પ્રભાચંદ્ર ૬૦૦ બાલચંદ્ર, માણિક્ય, ૬૦૧ મલ્લિષેણ, ૬૦૨ પ્રસિદ્ધ ગ્રંથકાર જિનપ્રભસૂરિ વિવિધ તીર્થકલ્પ, ૬૦૩ તેની ઐતિહાસિકતા, ૬૦૪ સ્તવનો, રાજશેખર, ૬૦૫ કાગળોનો ગૂજરાતમા પ્રવેશ, ૬૦૬ અપભ્રંશ સાહિત્ય-જિનપ્રભ, ૬૦૭ જૂની ગૂજરાતીમા સાહિત્ય-કવિઓ વિનયચંદ્ર, સોમમૂર્ત્તિ, જગડુ, પદ્મ ૬૦૮ ગૂ૦ ગદ્યકૃતિઓ ૬૦૯ બાલશિક્ષા કર્ત્તા સંગ્રામસિંહ ૬૧૦ ગૂર્જરદેશના હિન્દુ

સૂરિ ૫૬૫ તપાગચ્છસ્થાપક જગચ્ચંદ્રસૂરિ ૫૬૬ ગણપતિ પૂનડ, સર્વદેવસૂરિ, ૫૬૭ જિનપાલ ઉ૦, ૫૬૮ દિ૦ પંડિત આશાધર, ૫૬૯ મહેન્દ્રસૂરિ ૫૭૦ પદ્મપ્રભ ૫૭૦ સુમતિ ૫૭૧ ગુણાકર, દેવેન્દ્ર ૫૭૨ વસ્તુપાલ-તેજપાલનો સ્વર્ગવાસ ૫૭૩ તેમની ભાવના, ૫૭૪ તેમના ગુણ સંબંધી પ્રો. ગાનન્દશંકર ૫૭૫ તેમજ સ્વ૦ ચીમનલાલ દલાલ. જૈનોનો ગૂજરાત પર ઉપકાર. ૩૯૦-૪૦૦

**પ્રકરણ ૫ મું વાઘેલા વંશનો સમય** સં ૧૩૦૦ થી ૧૩૫૬

૫૭૬ વિશલદેવ, ૫૭૭ તપાગચ્છમાં મતભેદ-બે પક્ષો ૫૭૮ દાનવીર જગડૂશાહ ૫૭૯ ઉદયનમંત્રીના પ્રપૌત્ર મનખણ ૫૮૦ પેથડમંત્રી ૫૮૧ તેણે કરાવેલા ૮૪ મંદિર ૫૮૨ તેનો પુત્ર ઝાંઝણ ૫૮૩ ત. દેવેન્દ્રસૂરિ અને તેમના ગ્રંથો ૫૮૪-૫ આ સમયમાં લખાયેલ તાડપત્રની પ્રતો ૫૮૬ સર્વાનંદ, પરમાનંદ, યશોદેવ ૫૮૭ તાડપ્રતો, અજિતપ્રભ, ૫૮૮ પૂર્ણકલશ, ૫૮૯ અભયતિલક ૫૯૦ ચંદ્રતિલક ૫૯૧ વિદ્યાનંદ ૫૯૨ જિનેશ્વર, જયમંગલ, ૫૯૩ પ્રબોધચંદ્ર ૫૯૪ ધર્મતિલક, મુનિદેવ, સિંહતિલક, નરચંદ્ર, ૫૯૫ પ્રદ્યુમ્નસૂરિ, ૫૯૬ વિનયચંદ્ર, રત્નપ્રભ, પ્રબોધમૂર્ત્તિ-જિનપ્રબોધ, સોમચંદ્ર ૫૯૭ ધર્મઘોષ, સોમપ્રભ, ૫૯૮ ક્ષેમકીર્ત્તિ, માનતુંગ, ધર્મકુમાર, વિવેકસાગર, ૫૯૯ પ્રભાવકચરિતકાર પ્રભાચંદ્ર ૬૦૦ માલચંદ્ર, માણિક્ય, ૬૦૧ મલ્લિષેણ, ૬૦૨ પ્રસિદ્ધ ગ્રંથકાર જિનપ્રભસૂરિ વિવિધ તીર્થકલ્પ, ૬૦૩ તેની ઐતિહાસિકતા, ૬૦૪ સ્તવનો, રાજશેખર, ૬૦૫ કાગળોનો ગૂજરાતમાં પ્રવેશ, ૬૦૬ અપભ્રંશ સાહિત્ય-જિનપ્રભ, ૬૦૭ જૂની ગૂજરાતીમાં સાહિત્ય-કવિઓ વિનયચંદ્ર, સોમમૂર્ત્તિ, જગડુ, પદ્મ ૬૦૮ ગુ૦ ગદ્યકૃતિઓ ૬૦૯ બાલશિક્ષા કર્ત્તા સંગ્રામસિંહ ૬૧૦ ગૂર્જરદેશના હિન્દુ

अर्हम् ।

नमो सुअस्स नमो तित्थस्स ।

नमो त्थु णं समणस्स भगवओ महावीरस्स ॥

# જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.

લેખક—મોહનલાલ દલીચંદ દેશાઈ.

१

जयइ जगजीवजोणि-वियाणओ जगगुरू जगाणंदो ।
जगणाहो जगबंधू जयइ जगप्पियामहो भयवं ॥
जयइ सुआणप्पभवो तित्थयराणं अपच्छिमो जयइ ।
जयइ गुरुलोगाणं जयइ महप्पा महावीरो ॥
भद्दं सव्वजगुज्जोयगस्स भद्दं जिणस्स वीरस्स ।
भद्दं सुरासुरनमंसियस्स भद्दं धुयरयस्स ॥

—देववाचक-नंदिसूत्र.

—જગતજીવની યોનિના જ્ઞાતા, જગગુરૂ, જગના આનંદક, જગનાથ, જગબંધુ, જગના પિતામહ ભગવન્ જયવંતા છે '

—શ્રુતના પ્રભવ, તીર્થંકરોમાં છેલ્લા એવા લોકગુરુ મહાત્મા મહાવીર જય પામો '

—જે સર્વ જગતના ઉદ્યોતકર છે, જેને સુર અસુર નમ્યા છે, જેણે ( કર્મરૂપી ) રજને ધોઈ નાખી છે એવા વીર જિનનું ભદ્ર હો '

२

ये पूजनीयाः सुमनःसमूहैस्ते सन्तु मे श्री गुरवः प्रसन्नाः ।
सदा नवो यत्प्रतिभाप्रकर्षः पुनन्तु ते श्री कवयश्च वाचम् ॥

—જેઓ સુમનસ્‌ના સમૂહથી પૂજનીય છે તે મારા ગુરુઓ પ્રસન્ન થાઓ ' જેનો પ્રતિભાપ્રકર્ષ નિરંતર નવીન છે તે શ્રી કવિઓ વાણીને પવિત્ર કરો

—ક્ષેમંકરકૃત સિંહાસન દ્વાત્રિંશિકા-મંગલાચરણ

३

गिरां गुम्फधात्री कवीन्द्रेषु वाणी, चतुर्वर्णसंघश्चतुर्वर्णसंघः ।
गुरुश्चानुशास्ता सुधीः श्रोतृवर्गो जयेयुर्जगत्याममी आसमुद्रम् ॥

—વિવિધ રચનાની સરજનારી એવી ભાષા, કવીન્દ્રોમાં વાણી, ચાર વર્ણવાળો ચતુર્વિધ સંઘ, અનુશાસક ગુરુ, બુદ્ધિમાન્ શ્રોતૃવર્ગ—આ સર્વ જગતમાં સમુદ્ર છે ત્યાં સુધી જય પામો

—ગુણાકરકૃત—ભક્તામરસ્તોત્ર વૃત્તિ.



શ્રી આદિનાથની ધાતુ-પ્રતિમા સં ૧૦૭૭ પૃ ૩

१

जयइ जगजीवजोणि-वियाणओ जगगुरू जगाणंदो ।
जगणाहो जगबंधू जयइ जगप्पियामहो भयवं ॥
जयइ सुआणप्पभवो तित्थयराणं अपच्छिमो जयइ ।
जयइ गुरुलोयाण जयइ महप्पा महावीरो ॥
भद्दं सव्वजगुज्जोयगस्स भद्दं जिणस्स वीरस्स ।
भद्दं सुरासुरनमियस्स भद्दं धुयरयस्स ॥

—देववाचक-नंदिसूत्रे.

—જગતજીવની યોનિના જ્ઞાતા, જગગુરૂ, જગના આનંદક જગનાથ, જગબંધુ, જગના પિતામહ ભગવન્ જયવંતા છે !

—શ્રુતના પ્રભવ, તીર્થંકરોમાં છેલ્લા એવા લોકગુરૂ મહાત્મા મહાવીર જય પામો !

—જે સર્વ જગતના ઉદ્યોતકર છે, જેને સુર અસુર નમ્યા છે, જેણે ( કર્મરૂપી ) રજને ધોઈ નાખી છે એવા વીર જિનનું ભદ્ર હો !

२

ये पूजनीयाः सुमनःसमूहैस्ते सन्तु मे श्री गुरवः प्रसन्नाः ।
सदा नवो यत्प्रतिभाप्रकर्षः पुनन्तु ते श्री कवयश्च वाचम् ॥

—જેઓ સુમનસ્‌ના સમૂહથી પૂજનીય છે તે મારા ગુરૂઓ પ્રસન્ન થાઓ ! જેનો પ્રતિભાપ્રકર્ષ નિરંતર નવીન છે તે શ્રી કવિઓ વાણીને પવિત્ર કરો.

—ક્ષેમંકરકૃત સિંહાસન દ્વાત્રિંશિકા-મંગલાચરણ.

३

गिरां गुम्फधात्री कवीन्द्रेषु वाणी, चतुर्वर्णसंघश्चतुर्वर्णसंघः ।
गुरुश्चानुशास्ता सुधीः श्रोतृवर्गो जयेयुर्जगत्याममी आसमुद्रम् ॥

—વિવિધ રચનાની સરજનારી એવી ભાષા, કવીન્દ્રોમાં વાણી, ચાર વર્ણવાળો ચતુર્વિધ સંઘ, અનુશાસક ગુરૂ, બુદ્ધિમાન્ શ્રોતૃવર્ગ—આ સર્વ જગતમાં સમુદ્ર છે ત્યાં સુધી જય પામો.

—ગુણાકરકૃત-ભક્તામરસ્તોત્ર વૃત્તિ.



શ્રી આદિનાથની ધાતુ-પ્રતિમા સં ૧૦૭૭ ૫ ૩

શ્રી પૂર્ણચંદ નહારના સૌજન્યથી]



ભગવાન્ શ્રી મહાવીર પૃ ૩

[...ી પૂર્ણચંદ્ર નહારના સૌજન્યથી]

# વિભાગ પહેલો.

## શ્રી મહાવીર અને આગમ-સાહિત્ય.

[ વીરાત્ ૧ થી વીરાત્ ૯૮૦ ]

अरहंते वंदित्ता चउदसपुव्वी तहेव दसपुव्वी ।
एक्कारसंगसुत्तत्थधारए सव्व साहू य ॥ —ओघनिर्युक्ति.

—અરિહંતને, ચૌદ પૂર્વધરને, દશ પૂર્વધરને અને ૧૧ અંગના સૂત્રાર્થ ધારનાર સર્વ સાધુઓને વંદન કરીને (આરંભું છું)

## પ્રકરણ ૧ લું.

### જૈન ધર્મનો ઉદય અને તેનું સ્થાન.

#### મંગલાચરણ

सर्वज्ञमीश्वरमनन्तमसंगमग्र्यं सार्वीयमस्मरमनीशमनीहमिद्धं ।
सिद्धं शिवं शिवकरं करणव्यपेतं श्रीमज्जिनं जितरिपुं प्रयतं प्रणौमि ॥
नमः श्री वर्धमानाय श्रीमते च सुधर्मणे ।
सर्वानुयोगवृद्धेभ्यो वाण्यै सर्वविदस्तथा ॥

—સર્વજ્ઞ, ઇશ્વર, અનંત, અસંગ, અગ્ર્ય, સર્વહિતાવહ, અસ્મર, અનીશ, અનીહ, તેજસ્વી, સિદ્ધ, શિવ, શિવકર, કરણ-ઇંદ્રિયો અને શરીરરહિત, જિતરિપુ, શ્રીમાન્ જિનને પ્રયત્નપૂર્વક પ્રણમું છું

શ્રી વર્ધમાન સ્વામીને, શ્રી સુધર્મગણધરને, સર્વાનુયોગવૃદ્ધોને અને સર્વજ્ઞની વાણીને નમસ્કાર,

—અભયદેવસૂરિકૃત ભગવતી સૂત્રટીકાના મંગલાચરણ પરથી.

૨ જૈનો દરેક યુગ-મહાયુગમા[3] ૨૪ તીર્થંકરો થએલા માને

૩ આ 'યુગ-મહાયુગ' એ શબ્દમાટે જૈન 'અવસર્પિણી' અને 'ઉત્સર્પિણી' એ નામના મોટા કાલ-કાલચક્રના બે વિભાગો કહ્યા છે અવ=નીચે, સર્પ ધાતુ સરવુ એ પરથી સરનાર તે અવસર્પિણી એટલે રૂપ, રસ, ગંધ આદિ વૈભવમા ક્રમશ જે પડતો-ઉતરતો કાલ તે; જ્યારે રૂપ, રસ ગંધ આદિ વૈભવમા ઉત્ કહેલા ઉંચો એટલે ક્રમશ ચડતો કાલ તે ઉત્સર્પિણી આ વિભાગોમા સખ્યા ન થઇ શકે એટલા વર્ષો પસાર થઇ જાય છે એ પ્રત્યેક વિભાગના છ ભાગ કર્યા છે તેને છ 'આરા' કહેવામા આવે છે ઉત્સર્પિણીના છ આરા પૂરા થાય કે અવસર્પિણીના આરા શરૂ થાય છે વર્તમાનમા અવસર્પિણીનો પાચમો આરો ચાલે છે હિંદુઓ વર્તમાન યુગને કલિયુગ કહે છે; પ્રો આનદશકર ધ્રુવ કહે છે કે ઇતિહાસ પરત્વે ચાર મત શક્ય છે (૧) સઘળુ સ્થિર છે, નથી ચઢતુ નથી ઉતરતુ, નથી વધતુ નથી ઘટતુ, નથી આગળ ગતિ નથી પાછળ ગતિ આ મત વિચારવા જેવો નથી (૨) જે બને છે તે આકસ્મિક-અર્થાત્ શાથી બને છે એ આપણે કહી ન શકીએ અર્થાત્ ઇતિહાસમા કાર્યકારણભાવની સકલના નથી The Spirit bloweth as it listeth-આત્માના સ્વચ્છન્દ અનુસાર ગમે તે થયા કરે છે આ પણ પહેલાના જેવો જ મનુષ્યમતિને અવગણતો વિચાર છે (૩) ત્રીજો સિદ્ધાન્ત 'cycle' યાને 'ચક્રનેમિ ક્રમ'નો છે. (મેઘદૂતમા કહ્યુ છે તેમ नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण ) ડાર્વિન પછી એક સીધી લીટીમાં ઉત્તરોત્તર પ્રગતિનો સિદ્ધાન્ત જન્મ પામ્યો (કાવ્યપ્રકાશમા સારાલકારની વ્યાખ્યા આપી છે તેમ उत्तरोत्तरोमुत्कर्षो भवेत् सार परावधि ), પણ ઓગણીસમી સદીના આરભ સુધી તેમ નહોતુ શેલિ ઇતિહાસના યુગને ઋતુઓના રૂપકથી ઓળખે છે (If winter comes, can Spring be far behind ? ) ગાડાનુ પૈડુ જેમ ફરે છે તેમ પ્રજાનુ ભાગ્ય ફરે છે એના અસ્તોદય થયા જ કરે છે આ આપણી, યુગકલ્પની કલ્પના છે જેનુ સ્વરૂપ જૈનો 'ઉત્સર્પિણી' અને 'અવસર્પિણી' એ ઉન્નતિ અને અવનતિસૂચક શબ્દોથી બતાવે છે આ તેમજ પૂર્વોક્ત પ્રગતિના સિદ્ધાન્તમા નૈતિક દૃષ્ટ્યા દોષ એ છે કે એમા મનુષ્ય પ્રયત્નને અવકાશ રહેતો નથી-તેથી (૪) છેલ્લો વિકલ્પ એ સંભવે છે કે મનુષ્ય વ્યક્તિ તેમજ પ્રજા પોતાનુ ભાગ્ય પોતાને હાથે ઘડે છે; ઉત્સર્પિણી-સત્યયુગમા કલિયુગ કે કલિયુગમા સત્યયુગ-ઉપજાવવાની એની શક્તિ છે વસન્ત-કાર્તિક ૧૯૮૨ પૃ ૩૬૫-૩૬૬

છે. વર્ત્તમાન યુગમા ૨૪ થએલા તેમા સૌથી પહેલા ઋષભદેવજી અને છેલ્લા વર્દ્ધમાન–મહાવીર સ્વામી. ઋષભદેવજી અત્યત પ્રાચીન કાળમા થઇ ગયા એમને બ્રાહ્મણો પણ વિષ્ણુના ૨૪ અવતારમાના એક માને છે, અને એમના અદ્ભુત વૈરાગ્યની અને પરમહસ વૃત્તિની બહુ પ્રશસા કરે છે ઋષભદેવજી પછીના બીજા વીસ તીર્થંકરો પણ ઘણા પ્રાચીન કાળમા થઇ ગયા પછી બાવીસમા નેમિનાથજી તે કૃષ્ણના પૈતૃક ભાઈ સૌરાષ્ટ્રના ગિરિનાર પર્વતપર સિદ્ધિ પામ્યા ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ એ કાશીના અશ્વસેન રાજાના પુત્ર–તેમણે ૭૦ વર્ષ સુધી જૈન ધર્મનો ઉપદેશ કર્યો એમનો સમય વિ સ પૂર્વે ૮૨૦ થી ૭૨૦ (ઈ. સ. પૂર્વે ૮૭૬ થી ૭૭૬) એટલે કે તેઓ શ્રી મહાવીર સ્વામીના નિર્વાણ પહેલા ૨૫૦ વર્ષે સિદ્ધ થયા[૪]

૩ આ પાર્શ્વનાથજીને ઐતિહાસિક વ્યક્તિ તરીકે ડૉ. યાકોબી (Jacobi) આદિએ હાલની શોધખોળથી સ્વીકારેલ છે. સર ભાડારકરે નેમિનાથજીને પણ ઐતિહાસિક વ્યક્તિ તરીકે જણાવેલ છે અને તેમ ગણતા સૌરાષ્ટ્ર (કે જેમા હાલનુ ગૂજરાત સમાઇ જતુ હતુ)સાથે જૈનોનો સંબંધ શ્રી નેમિનાથ પહેલાનો હતો એમ સિદ્ધ થઈ શકે

૪ શ્રી મહાવીર પહેલા ચાતુર્યામ સંવરવાદ (કે જેનો ઉલ્લેખ

---

૪ गते श्री पार्श्वनिर्वाणात्सार्द्धे वर्षगते द्वये ।
श्री वीरस्वामिनो जज्ञे महानंदपदोदय ॥

—अमरचंद्र–जिनेन्द्र चरित्र.

अट्ठा इज्ज सएहिं गएहिं वीरो जिणेसरो जाओ ।

—પ્રવચન સારોદ્ધાર ગાથા ૪૦૮

એટલે પાર્શ્વના નિર્વાણથી અઢી સો વર્ષે વીર જિનેશ્વર જાત એટલે (ટીકામા સિદ્ધપણે) થયા.

બૌદ્ધ ગ્રંથ દીઘનિકાયના બીજા સૂત્ર સામગ-ફલસુત્ત[૫]મા તેમજ જૈન સૂત્રોમા આવેલ છે) સ્થાપિત થયો હતો તે ચાર યામ એટલે વ્રત નામે પ્રાણઘાતમાંથી સર્વથા નિવૃત્તિ (અહિંસા), અસત્ય બોલવાથી સર્વથા નિવૃત્તિ (સત્ય), અદત્તાદાનમાથી (ચોરીમાથી) સર્વથા નિવૃત્તિ (અસ્તેય), અને પરિગ્રહમાથી સર્વથા નિવૃત્તિ (અપરિગ્રહ), તે ચારનો પાર્શ્વજિન ઉપદેશ કરતા હતા આ પરિગ્રહનો અર્થ એ છે કે કોઇપણ વસ્તુનો સગ્રહ કરવો નહિ તેમા સ્ત્રીપણ પરિગ્રહના વસ્તુરૂપે ગણાતી હતી પણ શ્રી મહાવીરના સમયમા પરિગ્રહનો અર્થ સંકુચિત થયો, એટલે કે પરિગ્રહમા ધન ધાન્ય, જમીન વગેરે ગણાવા લાગ્યુ અને સ્ત્રીનો પરિગ્રહ પરિગ્રહ તરીકે ન સમજાયો એટલે કે અપરિગ્રહનો અર્થ કેવળ કોઇપણ વસ્તુનો સંગ્રહ કરવો નહિ એવો થવા લાગ્યો, અને કોઇ કોઇ પ્રસગે સ્ત્રીસંગ કરવાને હરકત નથી એવુ કેટલાક દભી પરિવ્રાજકો પ્રતિપાદન કરવા લાગ્યા, તેથી શ્રી મહાવીરે સર્વથા મૈથુનવિરતિ એ પાચમો યામ ઉક્ત ચાર યામો સાથે જોડી પચશિક્ષારૂપે—પચવ્રતરૂપે ઉપદેશ્યો (ઉત્તરાધ્યયન સૂત્ર)[૬]

૫ શ્રી મહાવીરનો જન્મ વિ સં પૂર્વે ૫૪૨ (ઇ સ પૂર્વે ૫૯૮)મા અને તેમનુ નિર્વાણ પાવાપુરીમા ૭૨ વર્ષની વયે વિ. સ. પૂર્વે ૪૭૦ (ઇ. સ પૂર્વે ૫૨૬)મા કાર્તિક (ગૂજરાતી આશ્વિન) વદ

---

૫ એ બૌદ્ધ ગ્રંથમાં એમ જણાવ્યુ છે કે ચાતુર્યામ સંવરવાદ મહાવીર સ્વામીનો વાદ હતો પરંતુ જૈન ગ્રંથો ઉપરથી એવુ જણાય છે કે તેમની પૂર્વે ૨૫૦ વર્ષ પર થયેલા પાર્શ્વનાથ તીર્થંકરના સમયમા તે હતો

૬ તે સૂત્રમા અધ્યયન ૨૩ ગાથા ૨૩ મા કહ્યું છે કે—

चाउज्जामो अ जो धम्मो । जो इमो पंचसिक्खिओ ॥
देसिओ वद्धमाणेणं । पासेण य महामुणी ॥

અર્થ—પાર્શ્વ મહામુનિએ જે ચાતુર્યામ ધર્મ કહ્યો છે તેજ વર્ધમાન સ્વામીએ પંચશિક્ષા રૂપે ઉપદેશ્યો છે

અમાવાસ્યાને દિને થયુ. તે દિને લિચ્છવી રાજાઓએ તે નિર્વાણના સ્મરણાર્થે પોતાના નગરમા દીપમાલા-રોશની કરી હતી આથી દીવાલી પર્વ થયુ ને તેમના નિર્વાણથી જૈનોનો શક ચાલતો આવ્યો છે 'ઇતિહાસ ઉપરથી ધર્માચાર્યના નામથી શક ચલાવવાની પહેલ જૈનોએ કરેલી જણાય છે ' ( લોકમાન્ય તિલકનુ વડોદરાની ત્રીજી જૈન શ્વે કૉન્ફરન્સ વખતે કરેલુ ભાષણ )

૬. નિર્ગ્રંથ **મહાવીર** અને શ્રમણ **બુદ્ધ** બંને સમકાલીન હતા બંને નિર્વાણવાદી મહાપુરુષો હતા "બંનેનુ લક્ષ્ય એકજ હતુ, પરતુ તે લક્ષ્ય સાધવાની બંનેની પ્રવૃત્તિ ભિન્ન હતી બંનેના સમયમા સમાજની અને ધર્મની સ્થિતિ સરખીજ હતી, ને ધાર્મિક અને સામાજિક ચળવળનો તે સમય હતો ધર્મવિચારના પ્રખ્યાત 'દર્શનો' લગભગ આ સમયમા-ક્ષત્રિયયુગમા થયા વેદવિહિત હિંસાઆદિ, ક્રિયાકાંડે ધર્મનુ સ્વરૂપ પકડયુ હતુ. શૂદ્રોને અને સ્ત્રીઓને માટે વેદાધ્યયન અને સન્યાસાદિનો નિષેધ હતો યજ્ઞોથી દેવકૃપા મનાવી મનુષ્યોને તારી આપવાના ક્રિયાકાંડો રચી વર્ણભેદની પ્રચડ દીવાલો ઉભી કરી પોતાને સર્વોત્તમ-ઉચ્ચત્તમ માની મનાવી બ્રાહ્મણોએ લોભ, લાલચ, અજ્ઞાન અને અભિમાનને વશ થઇ આખા સમાજની સ્થિતિ ઉલટી કરીને બગાડી નાખી હતી

૭ જર્મન પ્રોફેસર **લોઇમાન** Leumann જણાવે છે કે[૭] — 'બંને ( શ્રી **મહાવીર** અને **બુદ્ધ** ) ઉત્તમકુળમા જન્મ પામ્યા હતા, બંને પોતાનાજ કુટુમ્બમા ઉછરીને મોટા થયા હતા અને બને આશરે ત્રીશ ત્રીશ વર્ષના સંસારવ્યવહારથી કટાળી આખરે સાધુ થયા બનેએ અતિ આતુરતાથી અને પોતાના પરિપૂર્ણ પુરૂપાર્થથી તપશ્ચર્યા આદરી, પણ તપ એમને તો કસોટી-પત્થર હતી મહાવીર એમા પાર ઉતર્યા અને એને અનુસરીને પોતાનો ધર્મ યોજ્યો... .

૭ 'બુદ્ધ અને મહાવીર' ગ ભાષાતર કરનાર ગ નરસિંહભાઇ ઇશ્વરભાઈ પટેલ પૃ ૧૫, ૧૬, ૧૯,

નૈતિક સિદ્ધાન્તોમા અને ધાર્મિક ભાવનાઓમા તો મહાવીર અને બુદ્ધ બંને લગભગ સરખા હતા; મુખ્ય વિષયોમા તો એકમતજ હતા, એટલુજ નહિ પણ એમના સમયના બીજા વિચારકોના, (કેટલાક) નૈતિક અને ધાર્મિક અભિપ્રાયો સાથે પણ એ બને એકમત હતા.. ...બ્રાહ્મણધર્મના આચાર્યો જાતિભેદના સંકુચિતપણાએ કરીને અને યજ્ઞમા પશુઓને મારી હોમવાના ધર્મે કરીને બધાઈ પડયા હતા એજ ધર્મ આ સાધુઓને એકેવારે પાપકર્મ લાગ્યુ, કારણ કે માણસની કે પશુની હિંસાને સૌથી ભ્રષ્ટ પ્રકારનુ પાપ એ માનતા હતા ...મહાવીરે બધો પુરૂષાર્થ આત્મા ઉપરજ દાખવ્યો છે, એ માત્ર સાધુજ ન હતા, પણ તપસ્વીય હતા પરંતુ બુદ્ધને સાચો બોધ પ્રાપ્ત થયા પછી એ તપસ્વી ના રહ્યા માત્ર સાધુજ રહ્યા અને પોતાનો બધો પુરૂષાર્થ જીવનધર્મ ઉપર દાખવ્યો એકનો ઉદ્દેશ એથી આત્મધર્મ થયો, બીજાનો લોકધર્મ થયો "

૮ તે વખતે શ્રી મહાવીરે જણાવ્યુ કે (૧) 'બધા જીવો આયુષ્યને અને સુખને ચાહે છે, દુ ખ અને વધ (મરણ) સૌને અપ્રિય છે, સર્વ કોઇ જીવવાની પ્રીતિવાળા અને વૃત્તિવાળા છે, જીવવુ બધાને વહાલુ છે "૮ માટે જીવો અને જીવવા દો, (૨) બ્રાહ્મણ,

---

८ सव्वे जीवा पिया उया, सुहसाया, दुक्खपडिकूला, अप्पियवहा पियजीविणो जीविउकामा । सव्वेसि जीविय पिय । (तम्हा) णातिवाएज्ज किंचणं ॥–आचाराग सूत्र

—બધા જીવોને આયુષ્ય પ્રિય છે, સર્વે સુખના અભિલાષી છે, દુ ખ સર્વને પ્રતિકૂલ છે; વધ (મરણ) સૌને અપ્રિય છે સર્વે કોઇને જીવિત–જીવવુ પ્રિય છે સર્વે જીવવાની ઈચ્છા રાખે છે આ માટે કોઈને મારવો–કષ્ટ દેવુ ન જોઈએ

सव्वे पाणा सव्वे भूया सव्वे जीवा सव्वे सत्ता न हतव्वा न अज्जावेयव्वा न परिघेतव्वा न उवद्दवेयव्वा एस धम्मे सुद्धे धुवे नीए सासए समेच्च लोय खेयन्नेहि पवेइए ॥ આચારાગ સૂત્ર

ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર—એ ઉપનામો માત્ર ક્રિયાજન્ય છે, માટે શાસ્ત્ર-શ્રવણ અને આચરણનો સર્વને સમાન હક્ક છે. બ્રાહ્મણ તેજ કે જે બ્રહ્મ-આત્માનુ સ્વરૂપ જાણે, અને અહિંસાધર્મને વિશિષ્ટ માને;[૯] (૩) યજ્ઞ એ આત્મબલિદાન છે–હિંસાજનિત યજ્ઞ તે ખરો યજ્ઞ નથી[૧૦] (૪) લોકપ્રવાહને અનુસરશો નહી,[૧૧] (૫) આત્માનો ઉદ્ધાર આત્મા પોતેજ સ્વબળથી કરી શકે છે ને તેથી પરમાત્મા બની શકે છે ને તેમ કરવા માટે જીવને લાગેલા કર્મોના આવરણ આત્મબળથી—સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રથી દૂર કરવા જોઇએ—એ ત્રણ રત્નનો સામુદાયિક માર્ગ એજ મોક્ષમાર્ગ છે[૧૨] (૬) આ વડે સાપ્રદાયિક દૃષ્ટિએ જૈન ન હોય છતા અન્ય લિંગે કોઈ પણ સિદ્ધ થઈ શકે,[૧૩] (૭) સર્વ સિદ્ધાત્મા, પરમાત્મા છે–ઈશ્વર છે અને એ રીતે ઇશ્વરનુ અસ્તિત્વ છે. આત્મા પોતે પોતાના કર્મનો કર્તા અને

---

—સર્વ પ્રાણ, સર્વ ભૃત, સર્વ જીવ, સર્વ સત્ત્વને ન હણવા, ન ક્લેશ ઉપજાવવો, ન પરિતાપ ઉપજાવવો, ન ઉપદ્રવ કરવો આ ધર્મ શુદ્ધ ધ્રુવ ન્યાય શાશ્વત છે લોકને સમ્યક્ પ્રકારે જાણી ખેદજ્ઞોએ પ્રવર્ત્તાવ્યુ

૯ જુઓ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા યજ્ઞીય અને હરિકેશીય એ બે અધ્યયનો. ( ૨૫ મુ અને ૧૨ મુ ) તેમા બ્રાહ્મણના લક્ષણો દર્શાવ્યા છે અને સાથે એ સ્પષ્ટ બતાવ્યુ છે કે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શુદ્ર એ માત્ર તે તેનાં કર્મો કરવાથી બને છે સરખાવો ધમ્મપદમા બ્રાહ્મણવગ્ગ

૧૦ જુઓ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા વિજયઘોષ અને જયઘોષનો સંવાદ.

૧૧ णो लोगस्सेसण चरं—એટલે લોકૈષણાને–લોકવાદને અનુસરશો નહીં–દુનિયાની દેખાદેખી કરશો નહિ–आचाराग

૧૨ सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग –ઉમાસ્વાતિકૃતતત્ત્વાર્થસૂત્ર.

૧૩ सेयंवरो य आसंवरो य वुद्धो वा तहय अन्नो वा ।
समभावभावी अप्पा लहइ मुक्खं न संदेहो ॥

—સંબોધસત્તરી

પછી દક્ષિણમા કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્ય થયા-તેમણે વેદાંત ધર્મ અને મીમાંસા ધર્મ બતાવી બ્રાહ્મણ ધર્મનું રૂપાંતર કરી તેનો પુનરુદ્ધાર કર્યો બૌદ્ધ અને જૈન ધર્મ સાથે વિરોધ કરી વાદવિવાદ કરી તેમનુ જોર દક્ષિણમા નરમ પાડ્યુ બનવાજોગ છે કે આ વખતે બ્રાહ્મણ પક્ષમા કોઈ રાજસત્તા કામ કરતી હોય પછી મુસલમાનોના આક્રમણ થયા પછીથી આખા ભારતના લોક હિંદુ અને તેમનો દેશ હિંદુસ્તાન કહેવાયો.[20]

બૌદ્ધ મઠો તુટવા લાગ્યા અને તેમના શાસ્ત્રાદિનો નાશ થતો ગયો પરિણામે ધીમે ધીમે બૌદ્ધ ધર્મ ભારતવર્ષમા નામશેષ થયો જૈનોએ સમયને ઓળખી પોતાના બળનુ સંગોપન કરી પોતાનો ધર્મ અત્યાર સુધી જાળવી રાખ્યો જૈન ધર્મ પછીના કાળમા ગૂજરાત આદિમા પોતાનુ જોર બહુ સારી રીતે બતાવી શક્યો

---

૨૦ આજકાલ 'હિંદુ' શબ્દનો પ્રયોગ થાય છે, પરંતુ તેને સ્થાને પ્રાચીનકાલમા 'આર્ય' શબ્દનો પ્રયોગ થતો હતો 'હિંદુ' નામ વિ સ ની ૮મી શતાબ્દીના પૂર્વના ગ્રંથોમા મળતુ નથી ફારસ (ઇરાન)ની ભાષામા 'સ' ના સ્થાને 'હ' બોલાતો તેથી 'સપ્ત' ને 'હફ્ત', 'સિંધુ' ને 'હિંદુ' આદિ બોલતા. આથી ઇરાનીઓએ સિંધુના નિકટવર્તી નિવાસીઓને હિંદુ કહ્યા પછી આખા ભારતના લોક હિંદુ અને તેમનો દેશ હિંદુસ્તાન કહેવાયો. પ્રાચીન કાલમા આર્ય શબ્દ મોટા ગૌરવનો સૂચક હતો અને સન્માનાર્થ વપરાતો રાણીઓ, સ્ત્રીઓ પોતાના પતિને 'આર્યપુત્ર'થી સંબોધતી તેમજ સાસુ અને સસરાને માટે ક્રમશ 'આર્યા' અને 'આર્ય' શબ્દો વાપરતી. બૌદ્ધોમા પણ આ શબ્દ ગૌરવનો બોધક મનાતો; તેથી તેમના કેટલાયે પ્રસિદ્ધ ધર્માચાર્યો આદિના નામની સાથે આર્ય શબ્દ જોડેલો મળે છે, જેમકે આર્ય અસંગ, આર્ય દેવ, આર્ય પાર્શ્વિક, આર્ય સિંહ આદિ (આજ પ્રમાણે જૈનોમા હતું, કે જે તેમના ધર્માચાર્યોના નામ પરથી જણાય છે: જેમકે આર્ય ખપુત આર્ય મંગુ, આર્ય સુહસ્તિ, આર્ય મહાગિરિ આદિ-લેખક) જૈનોમા સાધ્વી અત્યારસુધી આર્યા (આરજા) કહેવાય છે—ઓઝાજી રાજપૂતાનેકા ઇતિહાસ પહલા ખંડ પૃ ૩૭ ટિપ્પણ

# પ્રકરણ ૨ જું.

## આગમકાલ.

[વીરાત્ ૧ થી ૧૭૦ વર્ષો, એટલે વિ સં પૂર્વે ૪૭૦ થી વિ સં. પૂર્વે૩૦૦].

तित्थयरे भगवंते अणुत्तरपरक्कमे अमिअनाणी ।
तिन्ने सुगइगइगए सिद्धिपहपएसए वंदे ॥
वंदामि महाभागं महामुणिं महायसं महावीरं ।
अमरनररायमहिअं तित्थयरमिमस्स तित्थस्स ॥
इक्कारस वि गणहरे पवायए पवयणस्स वंदामि ।
सव्वं गणहरवंसं वायगवंसं पवयणं च ॥

—भद्रबाहु-आवश्यक निर्युक्तिपीठिकानंतर

—સર્વોત્કૃષ્ઠ પરાક્રમવાળા, અમિતજ્ઞાની, (સંસારથી) તરેલા, સુગતિ ગતિમા એટલે મોક્ષમા ગયેલા, સિદ્ધિના પથ-માર્ગના ઉપદેશક (એવા) **તીર્થંકર** ભગવાનને વદન કરૂ છુ

—મહાભાગ્ય, મહામુનિ, મહાયશ, અમર અને નરરાજથી પૂજિત, અને આ તીર્થના તીર્થંકર-તીર્થપ્રવર્ત્તક (એવા) **મહાવીરને** વદન કરૂ છુ.

—(ગૌતમાદિ) અગિયારે ગણધરો કે જે પ્રવચન-આગમના પ્રવાદક છે તેમને, સર્વ ગણધરોના વશને, વાચકોના વશને, અને પ્રવચન-આગમને હુ વદન કરૂ છુ

'उपन्नेइ वा, विगमेइ वा, धुवेइ वा'—त्रिपदी ॥

—ઉપજે છે, વા નાશ પામે છે, વા ધ્રુવ રહે છે એ ત્રણ પદ.

अत्थ भासइ अरहा, सुत्तं गथंति गणहरा निउणं ।
सासणस्स हियट्ठाए, तओ सुत्तं पवत्तेइ ॥

—भद्रबाहु-आवश्यकनिर्युक्ति गाथा ९२

—અર્હતો અર્થ (માત્ર) કહે છે, (નહિ કે દ્વાદશાગરૂપ સૂત્ર) (અને) ગણધરો સૂત્ર (દ્વાદશાગરૂપ) નિપુણ (એટલે સૂક્ષ્માર્થ પ્રરૂપક

બહુ અર્થવાળું) અથવા નિગુણ (એટલે નિયત-પ્રમાણનિશ્ચિત ગુણો વાળું) ગૂથે છે, તેથી શાસનના હિત માટે સૂત્ર પ્રવર્તે છે. (મલધારિ શ્રી હેમચંદ્રસૂરિકૃત વૃત્તિ સહિત વિશેષાવશ્યક ભાષ્ય પૃ. ૫૦૭)

सव्वप्पवायमूलं दुवालसंग जओ समक्खायं ।
रयणागरतुल्लं खलु तो सव्व सुंदरं तंमि ॥ —हरिभद्रसूरि–उपदेशपदे.

—સર્વ પ્રવાદોના મૂલરૂપ દ્વાદશ અંગ જે કારણથી સમાખ્યાત -પ્રસિદ્ધ છે તે કારણથી તેમાં રત્નાકરના જેવું સર્વ સુંદર જ છે

णय किंचि अणुण्णायं पडिसिद्ध वावि जिणवरिंदेहि ।
एसा तेसि आणा कज्जे सच्चेण होअव्वं ॥ —सघदासगणिक्षमाश्रमण.

—જિનવરેન્દ્રોએ-જિનોએ કંઇની અનુજ્ઞા આપી નથી તેમજ કંઇનો નિષેધ કર્યો નથી તેમની આ આજ્ઞા છે કે સત્યથી કાર્યમાં વર્તવું.

वदे पादद्वितयं भक्त्या श्री गौतमादिसूरीणा ।
नि शेषशास्त्रगंगाप्रवाहहिमवद्गिरिनिभाना ॥

—મલધારી હેમચંદ્ર કૃત ધર્મોપદેશમાલાનું મંગલાચરણ

અર્થાત:—સર્વ શાસ્ત્રરૂપ ગંગાપ્રવાહના હિમવદ્ ગિરિ જેવા શ્રી ગૌતમ આદિ (સુધર્મા, જંબૂ વગેરે) સૂરિઓના ચરણયુગ ભક્તિથી વંદું છું.

स्तौमि श्री गौतमादीस्तानेकादशमहाकवीन् ।
यैरपूरि द्वादशागै समस्या त्रिपदी गुरो ॥

—મુનિરત્ન-અમમચરિત્ર

—જેમણે પોતાના ગુરૂ (શ્રી મહાવીર) ની ત્રિપદીની સમસ્યા બાર અંગોથી પૂરી તે ગૌતમાદિ ૧૧ મહાકવિઓને સ્તવું છું.

सा जीयाज्जैनी गौ सद्धर्मालंकृतिर्नवरसाढ्या ।
त्रिपदान्वितयापि यया भुवनत्रयगोचरोऽव्यापि ॥

—ઉદયસિંહકૃત ધર્મવિધિ વૃત્તિ (૧૨૮૬)નું મંગલાચરણ

અર્થાત્—સદ્ધર્મને અલંકૃત કરનારી, નવરસથી સમૃદ્ધ, એવી જૈન ગૌ (વાણી, ગાય) કે જે ત્રણ પદ (ઉત્પાદ, વ્યય, અને ધ્રૌવ્ય એ ત્રણ પદ) થી યુક્ત છતાં (એને ત્રણ પદ-પગલાં છતાં) ત્રણે જગતમાં વ્યાપ્ત થઇ તે જય પામો

૧૫ પ્રો૦ લોયમાન વિશેષમા જણાવે છે કે.—

'"મહાવીર અલૌકિક પુરૂષ હતા, એમનાજ જેવો બીજો કોઈ પુરૂષ થયો નથી વિચારની એમની પ્રબળતા વિષે, તપશ્ચર્યા વિષે, સાધુજીવનમા એમના દુ ખસહન વિષે, એમના પુરૂપાર્થ વિષે અને માનવજાતિથી દૂર રહેવાની એમની વૃત્તિ વિષે આગળ કહી દીધુ છે. વળી માણસને સંસારના બંધનમા બાધનાર કર્મ ઉપર એમણે પોતાનો ખાસ સિદ્ધાન્ત રચ્યો છે એ પણ કહ્યુ છે એક દરે અત્યાર સુધી આપણને એ તપસ્વીના આદર્શ રૂપેજ દેખાયા છે, પણ વાસ્તવિક રીતે તો એ ઉપરાત એમનામા બીજું ઘણું વધારે હતુ. એ મહાન્ વિચારક હતા, વિચારોમા એ અગ્રેસર દર્શનકાર હતા. એમના સમયની સૌ વિદ્યાઓમા એ પારગત હતા, પોતાની તપશ્ચર્યાને બળે એ વિદ્યાઓને એમણે રચનાત્મક સ્વરૂપ આપી પૂર્ણ બનાવી હતી અને પ્રબળ સિદ્ધાન્તતત્ત્વની અંદર ગોઠવી કાઢી હતી, એમણે આપણને **તત્ત્વવિદ્યા** (Ontology) આપી છે અને તેમા સૌ તત્ત્વો—પાચ દ્રવ્યોમાં (ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, અને પુદ્ગલાસ્તિકાયમા) ગોઠવી દીધા છે-ત્યાર પછી **વિશ્વવિદ્યા** (Cosmology) આપે છે એમને મતે વિશ્વ વીશ પ્રદેશોમા સમાઈ રહેલુ છે, તેમા સૌથી નીચે ભયકર નરક છે, એની ઉપર બીજાં અનેક નરક આવેલા છે, એમના ઉપર આપણુ જગત્ આવે છે, એની ઉપર નક્ષત્રતારાથી ભરેલો પ્રદેશ આવે છે અને એના બાર ભાગ પાડેલા છે અને એટલાજ વર્ગમા વહેચાયેલા દેવલોક એ પ્રદેશોમા વસે છે —ત્યારપછી **જીવવિદ્યા** (Biology), એમા સમસ્ત જીવોનો -દૃશ્ય જીવોનો અને અદૃશ્ય જીવોનો (જેની અદર નરકવાસીઓ, ભૂતપ્રેતો અને દેવલોક પણ આવી જાય છે), ચોવીશ પ્રકારના જીવગણનો (આમા પચેન્દ્રિય ઉપરાત ચતુરિન્દ્રિય, ત્રીન્દ્રિય, દ્વીન્દ્રિય, અને એકેન્દ્રિય એ મુખ્ય છે) સમાવેશ થાય છે,—ત્યારપછી **માનસશાસ્ત્ર** (Psychology), એમા આત્માના ચૈતન્યની જુદી

જુદી દશાઓનુ વર્ગીકરણ કરેલુ છે ટુંકામા કહીએ તો મહાવીરે એમના સમયમા જે વિદ્યાઓ વર્તમાન હતી તે સૌનો ઉપયોગ કરીને એમણે પોતાની વિચારમાળા વ્યવસ્થિત કરી છે[૨૧]

૧૬ શ્રી મહાવીરના સમયમા સર્વ ધર્મવિચાર અને તત્ સંબંધી રચના સસ્કૃત ભાષામા ચાલતી હતી તે વખતે ઋગ્, યજુષ અને સામ વેદાદિ હતા સસ્કૃત ભાષા લોકો વિશેષ કરીને સમજતા ન હતા લોક ભાષા પ્રાકૃત હતી, અને તે ભાષામાજ કહેલો બોધ લોકમા સક્રાંત થાય, તે માટે શ્રી મહાવીર અને શ્રી બુદ્ધ બંનેએ પ્રાકૃતનોજ ઉપદેશાર્થે સ્વીકાર કર્યો આ પ્રાકૃત ભાષા તે તે વખતની પૂર્વે મગધ દેશથી તે પશ્ચિમે પજાબ અને દક્ષિણે માળવા વૈદર્ભ વગેરે પ્રદેશ સુધીની પ્રચલિત લોકભાષા. મગધ દેશનુ મહાન્ રાજ્ય, તે પરથી તેને 'માગધી' કહેવામા આવતી, અને બૌદ્ધ ગ્રથોની ભાષા પણ પ્રાકૃત છે કે જેને પશ્ચિમના વિદ્વાનો 'પાલી' (પ્રાકૃતિ–પાયડી–પાલી) નામ આપે છે જૈનોની પ્રાકૃત ભાષાને 'અર્ધમાગધી' કહેવામા આવે છે અને કોઇ 'મહારાષ્ટ્રી' કહે છે તેમની ધર્મભાષા એ રીતે પ્રાકૃતજ છે શા માટે પ્રાકૃતમા ? તો તે માટે હરિભદ્રકૃત 'ઉક્ત' એમ કહી દશ વૈકાલિક ટીકા તથા ધર્મબિંદુ વૃત્તિમા ટાંક્યુ છે કે—

वालस्त्रीमूढ(मंद)मूर्खाणा नृणा चारित्रकाक्षिणाम् ।
अनुग्रहार्थ सर्वज्ञै सिद्धान्त प्राकृत कृत ॥

—ચારિત્રને ચાહનાર બાળ, સ્ત્રી, મદ–મૂર્ખ વગેરે મનુષ્યોના અનુગ્રહ માટે સર્વજ્ઞોએ ( પાઠાતર તત્ત્વજ્ઞોએ ) સિદ્ધાન્તને પ્રાકૃત બનાવ્યો છે[૨૨]

---

૨૧ જુઓ ઉક્ત બુદ્ધ અને મહાવીર પૃ ૩૩.

૨૨ પ્રાકૃત દ્વયાશ્રય કાવ્યની વૃત્તિમા રાજશેખરસૂરિએ આ જ ભાવ વ્યક્ત કરેલ છે:—

वालस्त्रयादिजडप्रायभव्यजन्तुहितेच्छया ।
प्राकृतागमकर्तृभ्यो गणभृद्भ्यो नमोनमः ॥

—બાળ, સ્ત્રી આદિ જડપ્રાય ભવ્ય જીવોના હિતની ઇચ્છાથી પ્રાકૃતમા આગમો કરનાર ગણધરોને અમારા અનેકવાર નમસ્કાર.

૧૭ શ્રી **મહાવીરના** મુખ્ય ૧૧ શિષ્યો હતા. એ **'ગણધર'**-મુનિઓના ગણના ધારક-ઉપરી કહેવાય છે તે બધા બ્રાહ્મણો હતા

---

વર્દ્ધમાનસૂરિએ પોતાના आचारदिनकर નામના ગ્રંથમા આગમમાથી એક ગાથા ટાકી છે ને **ત**ત્ત્વનિર્ણય પ્રાસાદ પૃ. ૪૧૨ મા જણાવ્યુ છે કે:-
यत उक्तमागमे

मुत्तूण दिट्ठिवायं कालिय-उक्कालियंगसिद्धंत ।
थी-वाल-वायणत्थं पाइयमुइयं जिणवरेहिं ॥

—દૃષ્ટિવાદ કાલિક-ઉત્કાલિક અંગ-સિદ્ધાંતને સ્ત્રી અને બાલકને વાચવા માટે જિનવરોથી પ્રાકૃતમાં કહેવાયા છે.

શ્રી જિનભદ્ર ક્ષમાશ્રમણના **વિ**શેષાવશ્યકમા ૫૫૧મી ગાથા આ પ્રમાણે છે:-

जइ विय भूयावाए सव्वस्स वओमयस्स ओआरो ।
निज्जूहणा तहावि हु दुम्मेहे इत्थीय ॥ गा. ५५१ ॥

—જોકે ભૂતવાદ (૧૨ મા અંગ નામે દૃષ્ટિવાદ) મા સર્વ વચોમય-વાઙ્મયનો અવતાર છે (એટલે કે બધુ વાઙ્મય સમાઇ જાય છે) તથાપિ ખરેખર દુર્મેધસ (લોકો) માટે અને સ્ત્રીઓ માટે (એ સિવાયના બીજા-૧૧ અંગોની) નિર્યૂહણા-રચના છે

આ ગાથા પર મલધારી શ્રી હેમચંદ્રસૂરિ પોતાની ટીકામા સમજાવે છે કે:-

तेषु च निश्शेषमपि वाङ्मयमवतरति । अतश्चतुर्दशपूर्वात्मकं द्वादशमेवाङ्गमस्तु, किं शेषाग विरचनेन, अंगवाह्य श्रुतरचनेन वा ? × × × तत्र यद्यपि दृष्टिवादे सर्वस्याऽपि वाङ्मयस्याऽवतारोऽस्ति, तथापि दुर्मेधसा तदवधारणाद्ययोग्याना मन्दमतीना, तथा श्रावकादीना स्त्रीणा चानुग्रहाय निर्यूहणा विरचना शेषश्रुतस्येति

—જો બધા વાઙ્મય-બધા અંગોનો સાર તે ચૌદે પૂર્વમા આવી જાય છે ચૌદ પૂર્વ તે બારમુ અંગ છે, તો પછી બાકીનાં અંગો રચવાનુ અથવા અંગબાહ્ય શ્રુત રચવાનુ કઈ કારણ ? ત્યાં (જણાવવાનુ કે) જોકે દૃષ્ટિવાદ (બારમા અંગ) મા સર્વ વાઙ્મય આવે છે, તથાપિ દુર્મેધસ એટલે તેનું અવધારણ કરવામાં અયોગ્ય એવા મંદમતિઓ તથા શ્રાવકાદિ તથા સ્ત્રીઓના અનુગ્રહ માટે બાકીના શ્રુતની રચના થઈ છે (વિશેષાવશ્યક પૃ. ૨૯૮-૨૯૯ ગા ૫૫૧)

તેમાના નવ શ્રી **મહાવીર**ની હયાતીમા નિર્વાણ પામ્યા બાકીના બેમાં એક **ગૌતમ** ઇંદ્રભૂતિ અને બીજા **સુધર્મા**. સુધર્માએ અંગો આદિ ગુંથી શ્રી **મહાવીર**નો ઉપદેશ જાળવી રાખ્યો

૧૮ જૈનશાસ્ત્રના સૌથી પ્રાચીન ગ્રંથો **'અંગો'** કહેવાય છે તે બાર છે અને તેમા બારમુ અંગ-નામે દૃષ્ટિવાદ, જેમા ચૌદ 'પૂર્વો'નો સમાવેશ થાય છે તે-પછી લુપ્ત થએલુ છે અને તેમા દર્શન સબંધી વિવાદો, રહસ્યભૂત વિવિધ વિષયિક વિવેચન, તથા ચમત્કારી વિદ્યાઓ આદિ હતા બાકીના અગીઆર અંગો નામે **આચારાગ** આદિ શ્વેતાબર જૈનો હજુ સુધી અમુક પ્રમાણમા જાળવી શક્યા છે

૧૯. જેમ પુરૂષના ૧૨ અંગ નામે બે પગ, બે જંઘા (સાથળ), બે ઉરૂ, બે ગાત્રાર્ધ-પીઠ અને ઉદર, બે હાથ, એક ડોક અને એક મસ્તક છે,[૨૩] તેવી રીતે સમય-શ્રુતરૂપ પરમ પુરૂષના-શ્રુત પુરૂષના-સમયપુરૂષના **આચાર** આદિ બાર અંગ છે જૈન આમ્નાયમા આને 'શ્રુત' કહેવામા આવે છે તે અન્ય દર્શનમા જેને 'શ્રુતિ' કહેવામા આવે છે તેજ અર્થમા છે. અર્હત્ પાસેથી સાભળેલું એવો અર્થ 'શ્રુત' નો થઈ શકે

## પ્રાચીન બાર અંગો.

૨૦. પ્રાચીનકાળમા બારે અંગોમાં જે હતુ તે સર્વ અખંડપણે દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવના પરિણામે અત્યારે નથી રહ્યુ, તેમજ પ્રાચીન-અંગોમા શુ હતું તેનુ જોકે વિસ્તૃત વિગતવાર વર્ણન અત્યારે સાપડતુ નથી, તોપણ તે પ્રાચીન અંગોમા સામાન્ય રીતે જે વિષયો હતા તેનો અતિ અલ્પ નિર્દેશ યત્રતત્ર કરવામા આવ્યો છે **સમવાય** નામના અંગમા (તેમજ **નદી** સૂત્રમા) તેનો નિર્દેશ જે છે તે અત્રે સંક્ષેપમા ઉદ્ધૃત કરીએ —

---

૨૩ શ્રી **નંદી**ની વૃત્તિમાં **મલયગિરિ**જીએ સૂત્ર ૪૩ ની ટીકામા પ્રાચીન ગાથા '**ઉક્ત**' કહીને મૂકી છે કે -

पायदुगं जंघोरू गायदुगद्धं तु दोय बाहू य ।
गीवा सिरं च पुरिसो बारस अंगो सुयविसिठ्ठो ॥

' (૧) આચારાગમા પ્રરૂપેલા વિષયો—શ્રમણ નિર્ગ્રંથોનો સુપ્રશસ્ત આચાર, ગોચર (ભિક્ષા લેવાનો વિધિ), વિનય, વૈનયિક, કાયોત્સર્ગાદિ સ્થાન, વિહારભૂમિ આદિમા ગમન, ચ ક્રમણ (એટલે શરીરનો શ્રમ દૂર કરવા બીજા સ્થાનમા ગમન), આહારાદિ પદાર્થોનુ માપ, સ્વાધ્યાયાદિમા નિયોગ, ભાષાસમિતિ, ગુપ્તિ, શય્યા, ઉપધિ, ભક્ત, પાન, ઉદ્ગમ આદિ (ઉદ્ગમ્ ઉત્પાદ અને એષણા), દોષોની વિશુદ્ધિ, શુદ્ધાશુદ્ધ ગ્રહણ, વ્રત, નિયમ, તપ અને ઉપધાન

(૨) સૂત્રકૃતાગમા—સ્વસિદ્ધાત, પરસિદ્ધાત, સ્વ અને પરસિદ્ધાત, જીવ, અજીવ, જીવાજીવ, લોક, અલોક, લોકાલોક, જીવ–અજીવ–પુણ્ય-પાપ–આસ્રવ–સંવર–નિર્જરા–બંધ અને મોક્ષ સુધીના પદાર્થો, ઇતર દર્શનથી મોહિત સંદિગ્ધ નવા દીક્ષિતની બુદ્ધિની શુદ્ધિ માટે ૧૮૦ ક્રિયાવાદિના મત, ૮૪ અક્રિયાવાદિના મત, ૬૭ અજ્ઞાનવાદિના મત ૩૨ વિનયવાદિના મત–એ કુલ મળીને ૩૬૩ અન્યદૃષ્ટિના મતનો પરિક્ષેપ કરીને સ્વસમય સ્થાપન

(૩) સ્થાનાગમા સ્વસમયનુ, પરસમયનું અને સ્વપર સમયનુ સ્થાપન, જીવનુ, અજીવનુ, જીવાજીવનું, લોકનું, અલોકનુ અને લોકાલોકનુ સ્થાપન,

(૪) સમવાયાગમા—સ્વસિદ્ધાત, પરસિદ્ધાત, સ્વપરસિદ્ધાત અને એકાદિક કેટલા પદાર્થોનુ એકોત્તરિક પરિવૃદ્ધિપૂર્વક પ્રતિપાદન એટલે પ્રથમ એક સંખ્યાવાળા પદાર્થોનું નિરૂપણ, પછી બેની સંખ્યાવાળા પદાર્થોનુ, એમ ક્રમપૂર્વક પ્રતિપાદન અને દ્વાદશાગ ગણિપિટકના પર્યવોનુ પ્રતિપાદન.

(૫) વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ (ભગવતીસૂત્ર) મા—સ્વસમય, પરસમય, સ્વપર સમય, જીવ, અજીવ, જીવાજીવ, લોક, અલોક, લોકાલોક, જુદા જુદા પ્રકારના દેવ, રાજા રાજર્ષિ અને અનેક પ્રકારે સ દિગ્ધ પુરુષોએ પૂછેલા પ્રશ્નોના શ્રી જિને વિસ્તારપૂર્વક કહેલા ઉત્તરો, કે જે ઉત્તરો દ્રવ્યગુણ ક્ષેત્રકાલ પર્યવ પ્રદેશ અને પરિણામના અનુગમ નિક્ષેપણ નય પ્રમાણ અને વિવિધ તથા સુનિપુણ ઉપક્રમ પૂર્વક યથાસ્તિ ભાવના પ્રતિપાદક

છે, લોક અને અલોક જેનાથી પ્રકાશિત છે, જેઓ વિશાલ સંસાર સમુદ્રથી તારવામા સમર્થ છે, ઇન્દ્રપૂજિત છે, ભવ્ય લોકોના હૃદયના અભિનંદક છે, અંધકારરૂપ મેલના નાશક છે, સુષ્ઠુદૃષ્ટ છે, દીપભૂત છે, ઇહા મતિ અને બુદ્ધિના વર્ધક છે, જેની સંખ્યા બરાબર છત્રીસ હજાર છે, અને જે ઉત્તરોના ઉપનિબંધનથી બહુ પ્રકારના શ્રુતાર્થો શિષ્યહિતાર્થ ગુણ હસ્તરૂપ છે

(૬) જ્ઞાતાધર્મકથામા[૨૪]—ઉદાહરણભૂત પુરુષોના નગરો, ઉદ્યાનો, ચૈત્યો, વનખંડો, રાજાઓ, માતાપિતા, સમવસરણો, ધર્માચાર્યો, ધર્મકથાઓ, ઐહલૌકિક અને પારલૌકિક ઋદ્ધિવિશેષો, ભોગપરિત્યાગો, પ્રવ્રજ્યાઓ, શ્રુતપરિગ્રહો, તપ, ઉપધાન, પર્યાયો, સંલેખના, ભક્તપ્રત્યાખ્યાનો, પાદપોપગમનો, દેવલોકગમનો, સુકુલમા પ્રત્યવતારો, બોધિલાભ અને અંતક્રિયાઓ

(૭) ઉપાસકદશામા—ઉપાસકો ( શ્રાવકો ) ના નગરો, ઉદ્યાનો, ચૈત્યો, વનખંડો, રાજાઓ, માતપિતાઓ, સમવસરણો, ધર્માચાર્યો, ઇહલોકના અને પરલોકના ઋદ્ધિવિશેષો ... ..અંતક્રિયાઓ ( ઉપરના પારામા કહ્યા પ્રમાણે ).

(૮) અંતકૃદ્દશામા—અંતકૃત્ (તીર્થંકરાદિ તદ્ભવે મોક્ષગામી) પુરુષના નગરો, ઉદ્યાનો, ચૈત્યો, વનખંડો, રાજાઓ, માતપિતા, સમવસરણો, ધર્માચાર્યો, ધર્મકથાઓ, આ લોકની અને પરલોકની ઋદ્ધિ, ભોગપરિત્યાગો, પ્રવ્રજ્યાઓ, શ્રુતપરિગ્રહ, તપ, ઉપધાન, બહુવિધ પ્રતિમાઓ, ક્ષમા, આર્જવ, માર્દવ, સત્યસહિતશૌચ, ૧૭ પ્રકારનો સંયમ, ઉત્તમ બ્રહ્મચર્ય, અકિંચનતા, તપ ક્રિયાઓ, સમિતિઓ, ગુપ્તિઓ,

---

૨૪ જૈન આગમ સાહિત્યમા વાઙ્મયના પ્રકારની દૃષ્ટિએ ધર્મકથાનુયોગ નામનો એક આખો સ્વતંત્ર વિભાગજ કરવામા આવેલો છે, અને જ્ઞાતાધર્મકથા નામના આ આગમને એ વિભાગના નિર્દેશક તરીકે કહેવામાં આવે છે. શ્રુતપરંપરાએ કેટલીયે ક્રોડ એવી ધર્મકથાઓ તેમા આલેખેલી હતી, પણ તે કાલ પ્રભાવે નષ્ટ થઈ ગઈ અને વર્તમાનમા માત્ર ૧૯ અધ્યાયજ એ આગમના ઉપલબ્ધ થાય છે, અને તે પણ તેના મૂળ રૂપમા નહિ.

અપ્રમાદયોગ, ઉત્તમ સ્વાધ્યાય અને ધ્યાનનુ સ્વરૂપ, ઉત્તમ સયમને પ્રાપ્ત અને જિતપરિષહ પુરૂષોને ચાર પ્રકારના કર્મનો ક્ષય થયા પછી થએલો કેવલજ્ઞાનનો લાભ, મુનિઓએ પાળેલો જેટલો પર્યાય, પાદપોપગત પવિત્ર મુનિવર જેટલા ભક્તોને (ભોજનોને) વીતાવીને જ્યા અતકૃત થયા તે, અને બીજા મુનિઓ જેઓ મુક્તિસુખને પામ્યા તે.

(૯) **અનુત્તરોપપાતિકમા**—અનુત્તરોપપાતિકોના નગરો...... અતક્રિયાઓ ( ઉપર જ્ઞાતાધર્મ કથામા જણાવ્યા પ્રમાણે.

(૧૦) **પ્રશ્નવ્યાકરણમા**—એકસો આઠ પ્રશ્નો, એકસો આઠ અપ્રશ્નો, એકસો આઠ પ્રશ્નાપ્રશ્નો, વિદ્યાના અતિશયો અને નાગકુમારની તથા સુવર્ણકુમારની સાથે થએલા દિવ્ય સવાદો.

(૧૧) **વિપાકશ્રુતમા**—સુકૃત કર્મોનો અને દુષ્કૃત કર્મોનો ફલવિપાક તે ફલવિપાક સક્ષેપથી બે પ્રકારનો કહ્યો છે–દુખવિપાક અને સુખવિપાક તેમા દશ દુખવિપાક અને દશ સુખવિપાક છે. દુખવિપાકમા દુખવિપાક વાળાઓના નગરો, ઉદ્યાનો, ચૈત્યો, વનખડો, રાજાઓ, માતપિતા, સમોસરણો, ધર્માચાર્યો, ધર્મકથા, નગરગમનો, સસારપ્રબધ અને દુખપરપરા સુખવિપાકમા સુખવિપાકવાળાઓના નગરો ઉદ્યાનો ..... અતક્રિયાઓ (ઉપર જ્ઞાતાધર્મકથામા જણાવ્યા પ્રમાણે)

(૧૨) દૃષ્ટિવાદમા—સર્વ પદાર્થોની પ્રરૂપણા છે તે દૃષ્ટિવાદ પાચ પ્રકારનો છે-૧ પરિકર્મ ૨ સૂત્ર ૩ પૂર્વગત, (પૂર્વ) ૪ અનુયોગ અને ૫ ચૂલિકા

આ બારેમા જણાવેલા ઉક્ત વિષયાદિ અત્યારના ઉપલબ્ધ સૂત્રોમા કાળવશથી ઘટી ગયાનુ વૃદ્ધો કહે છે, ( શ્રી ભગવતીસૂત્ર–૫ બેચરદાસ અનુવાદિત પ્રથમ ભાગ પૃ ૧૦ થી ૧૨ પરનું ટિપ્પણ)

૨૧ હવે ઉક્ત **દૃષ્ટિવાદનુ** વર્ણન જોઇએ—તેના પાચ ભાગ ઉપર કહેવાયા છે

**૧ પરિકર્મ**—(એટલે યોગ્યતાકરણ) તે સાત પ્રકારનો છે. ૧ સિદ્ધ શ્રેણિક પરિકર્મ, ૨ મનુષ્ય શ્રેણિક, ૩ પૃષ્ટ શ્રેણિક, ૪ અવગ્રહના શ્રેણિક, ૫ ઉપસંપાદન શ્રેણિક (ઉપસપજ્જણ–અંગીકાર કરવા

યોગ્ય), ૬ વિપજ્જહ (છાડવા યોગ્ય) શ્રેણિક, ૭ ચ્યુતાચ્યુત શ્રેણિક. (આમાના પ્રથમના ૭ પરિકર્મ સ્વ સમયના વક્તવ્યને અનુસરે છે, અને છેલ્લુ ચ્યુતાચ્યુત તે **ગોશાલાદિના આજીવિકાદિ** પાખડી મતનુ વક્તવ્ય જણાવે છે આ પરિકર્મમા 'નયો' (દૃષ્ટિબિંદુઓ)નો વિચાર હોય છે પહેલા ૭ પરિકર્મમા નૈગમ, સગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર એ ચાર નયોથી સ્વસમયના તે પરિકર્મનો વિચાર કરવામા આવ્યો છે ) સિદ્ધ શ્રેણિકના ૧૪ પ્રકાર છે.—(૧) માતૃકા પદ, (૨) એકર્થિત પદ, (૩) પાદાર્થ પદ, (૪) 'પાઢોઆમાસ' પદ, (૫) કેતુભૂત, (૬) રાશિબદ્ધ, (૭) એક ગુણ, (૮) દ્વિગુણ, (૯) ત્રિગુણ, (૧૦) કેતુભૂત, (૧૧) પ્રતિગ્રહ, (૧૨) સસાર પ્રતિગ્રહ, (૧૩) નદાવર્ત્ત, (૧૪) મિદ્ધાબદ્ધ (સિદ્ધાપત્ત). એજ પ્રમાણે મનુષ્યશ્રેણિકના ૧૪ પ્રકાર તેમા છેલ્લો મિદ્ધાબદ્ધ છે તેને બદલે મનુષ્યાબદ્ધ લેવો પુષ્ટ શ્રેણિકના ૧૧ પ્રકાર—(૧) 'પાઢોઆમાસ'થી નંદાવર્ત્ત સુધી ઉપર પ્રમાણે લેવા ને છેલ્લો પ્રકાર પુષ્ટાબદ્ધ લેવો. આજ પ્રમાણે અવગ્રહના શ્રેણિક, ઉપ સપાદન શ્રેણિક, વિપજ્જહ શ્રે૦, ચ્યુતાચ્યુત શ્રે૦ ના ૧૧ પ્રકાર છેવટના પ્રકારમા તે તે રીતે ફેરફાર કરી લેવા

**૨ સૂત્ર** (પૂર્વગત સૂત્રાર્થનુ જે સૂચન કરે તે સૂત્ર. તે સૂત્રો સર્વ દ્રવ્યો, સર્વ પર્યાયો, સર્વ નયો, સર્વ ભગ વિકલ્પોના પ્રદર્શક છે) તે ૮૮ ભેદે છે ૧ ઋજુઅંગ, ૨ પરિણતાપરિણત, ૩ બહુભગી, ૪ વિપ્રત્યયિક (વિનય ચારિત્ર), ૫ અનતર, ૬ પરંપર સમાન, ૭ સંયૂથ, ૮ ભિન્ન, ૯ યથાત્યાગ, ૧૦ સૌવસ્તિક, ૧૧ ઘંટ, ૧૨ નદાવર્ત્ત, ૧૩ બહુલ, ૧૪ પૃષ્ટાપૃષ્ટ, ૧૫ વિયાવર્ત્ત, ૧૬ એવભૂત, ૧૭ દ્વિકાવર્ત્ત, ૧૮ વર્ત્તમાનોત્પતક, ૧૯ સમભિરૂઢ, ૨૦ સર્વતોભદ્ર, ૨૧ પ્રણામ (પણામ), ૨૨ દ્વિ પ્રતિગ્રહ આ ૨૨ પ્રકારને જુદી જુદી રીતે ચર્ચવામા આવે છે તેને ત્રણ નયથી (દ્રવ્યાર્થિક આદિથી) તેમજ ચારનયથી–સગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર અને શબ્દ નયથી ચિંતવતાં ૨૨×૪=૮૮ પ્રકાર–સૂત્રના ગણાવ્યા છે.

૩ **પૂર્વ**—દૃષ્ટિવાદમા ૧૪ પૂર્વો છે તેના નામો નીચે પ્રમાણે છે.—

૧ ઉત્પાદપૂર્વ—સર્વ દ્રવ્ય અને પર્યાયોના ઉત્પાદની તેમા પ્રરૂપણા છે.

૨ **અગ્રાયણી**—સર્વ દ્રવ્યો અને જીવવિશેષના પર્યાયોનુ અગ્ર એટલે પરિમાણ તેમા વર્ણવેલ છે અગ્ર=પરિમાણ અને અયન=પરિચ્છેદ—સર્વ દ્રવ્યાદિના પરિમાણનો પરિચ્છેદ જેમા છે તે

૩ **વીર્યપ્રવાદ**—તેમા સકર્મ અને અકર્મ જીવો તથા અજીવોનું વીર્ય કહેલુ-પ્રરૂપ્યુ છે

૪ **અસ્તિનાસ્તિ પ્રવાદ**—ધર્માસ્તિકાયાદિ જે વસ્તુ લોકમા છે, અને ખરશૃંગાદિ જે વસ્તુ નથી અથવા સ્યાદ્વાદ અભિપ્રાય પ્રમાણે સર્વ વસ્તુ સ્વરૂપથી છે અને પરરૂપથી નથી એવું તેમા જણાવેલુ છે.

૫ **જ્ઞાનપ્રવાદ**—મતિ આદિ પંચવિધ જ્ઞાનનું સ્વરૂપ ભેદ પ્રભેદ વડે તેમા કથન છે

૬ **સત્યપ્રવાદ**—સત્ય=સંયમ વા સત્યવચન તેમા ભેદ સહિત તેમજ તેના પ્રતિપક્ષ (અસત્ય) સહિત વર્ણવેલ છે.

૭ **આત્મપ્રવાદ**—તેમા આત્મા-જીવ અનેક નયવડે બતાવેલો છે.

૮ **સમયપ્રવાદ—કર્મપ્રવાદ**—તેમા સમય એટલે સિદ્ધાન્તાર્થ કે જે કર્મરૂપ છે તેથી એટલે તેમા કર્મસ્વરૂપ પ્રરૂપ્યુ છે, માટે આ પૂર્વનું સમય પ્રવાદ કે કર્મપ્રવાદ એ નામ આપેલ છે. વળી તેમાં જ્ઞાનાવરણાદિક આઠ પ્રકારના કર્મ પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ પ્રદેશ આદિ ભેદ પ્રભેદ કહેવામા આવ્યા છે.

૯ **પ્રત્યાખ્યાનવાદ**—તેમા સર્વ પ્રત્યાખ્યાનનુ સ્વરૂપ ભેદ સહિત જણાવ્યુ છે

૧૦ **વિદ્યાનુપ્રવાદ**—તેમા અનેકાતિશય વાળી વિદ્યા સાધનની અનુકૂળતાથી સિદ્ધિપ્રકર્ષ વડે જણાવે છે—વિદ્યાના અતિશયો સાધનની અનુકૂળતા વડે સિદ્ધિના પ્રકર્ષવડે વર્ણવ્યા છે.

૧૧ **અવન્ધ્ય—કલ્યાણ**—વન્ધ્ય એટલે નિષ્ફળ, નહિ એવું અવંધ્ય—સફલ તેમા જ્ઞાન તપ સંયોગ આદિ શુભ ફલો અને પ્રમાદ આદિ અશુભ ફલો વર્ણવ્યા છે બીજા તેને કલ્યાણપૂર્વ કહે છે.

૧૨ **પ્રાણાયુ—પ્રા**ણાવાય તેમા પ્રાણ-જીવો એટલે પાચ ઇંદ્રિય, ત્રણ પ્રકારનુ બલ, ઉચ્છ્વાસ અને નિશ્વાસરૂપ પ્રાણોનુ અથવા આયુ અનેક પ્રકારનુ વર્ણવ્યુ છે. જેમા ભેદ સહિત પ્રાણવિધાન અને બીજા પ્રાણો વર્ણવેલા છે

૧૩ **ક્રિયાવિશાલ**—કાયિકીઆદિ અને સયમાદિ ક્રિયા વિશાલ એટલે ભેદ વડે વિસ્તીર્ણપણે ભેદ સહિત જણાવવામા આવી છે

૧૪ **બિન્દુસાર**—અર્થાત્ લોકશબ્દ અધ્યાહાર છે એટલે લોકબિન્દુ સાર જે લોક એટલે જગતમા, શ્રુતલોકમા અક્ષરની ઉપર બિંદુ જેવા સારરૂપ-સર્વોત્તમ સર્વાક્ષરના સન્નિપાતથી લબ્ધિ હેતુ વાળુ છે તે.

આ ચૌદે પૂર્વના પદ પરિમાણનો વિષય **સમ**વાયાગ ટીકામા છે [૨૫]

**૪ અનુયોગ**—(એટલે અનુરૂપ-અનુકૂલ યોગ અર્થાત્ સૂત્રની વસ્તુ સાથેનો અનુરૂપ સંબંધ) તે બે પ્રકારનો છે ૧ મૂલ પ્રથમાનુયોગ-(મૂલ એટલે ધર્મના પ્રવર્ત્તનથી તીર્થંકરોનો પ્રથમ એટલે સમ્યકત્વની પ્રાપ્તિના લક્ષણ રૂપ પૂર્વભવાદિ ગોચર એવો અનુયોગ તે), ૨ ગડિકાનુયોગ (ઇક્ષ્વાદિના પૂર્વાપર પર્વથી પરિચ્છિન્ન, મધ્યભાગ તે ગડિકા તેની પેઠે એકાર્થ અધિકારવાળી ગ્રથ પદ્ધતિ તેને ગડિકા કહેવામા આવે છે, તેનો અનુયોગ) મૂલ પ્રથમાનુયોગમા અર્હત્ ભગવતોના સમ્યકત્વથી આરભી પૂર્વભવો-દેવલોક ગમન, દેવભવનુ આયુ, ત્યાથી ચ્યવન, તીર્થંકરનો ઉત્પાત-જન્મ, અભિષેક, રાજશ્રીનો ત્યાગ-પ્રવ્રજ્યા, તપ, કેવલ જ્ઞાન, તીર્થપ્રવર્ત્તન, શિષ્યો, ગણો, ગણધરો, આર્યાપ્રવર્ત્તિનીઓ, ચતુર્વિધ સઘ..... સિદ્ધિ આદિ કહેવામા આવેલ હોય છે. ગડિકાનુયોગમા કુલકરોની, તીર્થંકરોની, ચક્રવર્તિઓની, દશાર્હની બલદેવની, વાસુદેવની, ગણધરોની, ભદ્રબાહુની, તપકર્મની, હરિ-

૨૫ પૂર્વ સબંધી આ હકીકત માટે **નંદીસૂત્ર, સમવાયાંગસૂત્ર, પ્રવચન-સારોદ્ધાર** ટીકા પૃ ૨૦૭-૨૦૮ (પ્ર૦ દે૦ લા૦) પરથી તેમજ **અભિધાન ચિંતામણી** પૃ. ૧૦૪ થી ૧૦૬ (ય. ગ્રં.) જુઓ.

વંશની, ઉત્સર્પિણીની, અવસર્પિણીની, ચિત્રાન્તર ગંડિકાઓ, દેવતા મનુષ્ય તિર્યંચ નારક ગતિ ગમન વિવિધ પર્યટનો વગેરે કહેવામા આવેલ હોય છે

**૫ ચૂલિકા**—(ચૂલા એટલે શિખર, જેમ મેરુની ચૂલા) તેમ દૃષ્ટિવાદમા પરિકર્મ, સૂત્ર, પૂર્વાનુયોગમા અનુક્ત અર્થના સંગ્રહવાળી ગ્રંથપદ્ધતિ તે ચૂલા-ચૂલિકા કહેવાય છે પ્રથમના ચાર પૂર્વોને ચૂલા છે, બાકીના પૂર્વો ચૂલિકા વગરના છે (પ્રથમ પૂર્વમા ૪, બીજા પૂર્વમા ૧૨, ત્રીજામા ૮, અને ચોથામા ૧૦ એમ કુલ ૩૪ ચૂલિકા છે, આ પ્રમાણે 'દ્વાદશાંગ ગણિપિટક' છે[૨૬]

૨૨ આમા પ્રથમના અગિયાર અંગોમા ભાષા 'અર્ધમાગધી' હતી[૨૭] તેને 'આર્ષ પ્રાકૃત' પણ કહેવામા આવે છે, 'આર્ષ' એટલે

---

૨૬ આ દ્વાદશાંગ માટે જુઓ **સમવાયાંગ–અભયદેવસૂરિવૃત્તિ** પૃ. ૧૨૮–૧૩૨, **નંદીસૂત્ર મલયગિરિ** ટીકા પૃ. ૨૩૫ થી ૨૪૬ ]

૨૭ भगवं च णं अद्धं मागहीए भासाए धम्ममाइक्खइ–(સમવાયાંગસૂત્ર પૃ ૬૦ સમિતિ ) એટલે ' ભગવાન્ અર્ધમાગધી ભાષાદ્વારા ધર્મને કહે છે.

गोयमा ! देवा णं अद्धमागहाए भासाए भासंति, सा वियणं अद्ध-मागही भासा भासिज्जमाणि विसिस्सइ–**ભગવતી** અંગસૂત્ર શ૦ ૫, ઉ ૪, પ્રશ્ન ૨૦. પૃ ૨૩૧ સમિતિ.

—હે ગૌતમ ! દેવો અર્ધમાગધી ભાષામાં બોલે છે અને બોલાતી ભાષામા પણ તેજ ભાષા–અર્ધમાગધી ભાષા–વિશિષ્ટ છે

भासारिया जे ण अद्धमागहाए भासाए भासेंति–પ્રજ્ઞાપના–ઉપાંગ-સૂત્ર પૃ ૫૬ સમિતિ )

—જેઓ અર્ધમાગધી ભાષામા બોલે છે તેઓને ભાષાર્ય–ભાષાની દૃષ્ટિએ આર્યો સમજવા '

આ ઉપરથી ' અર્ધમાગધી ' ને ભાષા તરીકે અને ' શ્રી મહાવીર અર્ધમાગધીમા ઉપદેશ કરતા હતા ' એ બન્ને વાતો સ્વીકારી શકાય એવી છે

ઋષિ પ્રણીત[૨૮]

દૃષ્ટિવાદ-ચૌદ પૂર્વોની ભાષા સંસ્કૃત હતી એમ પ્રભાવકચરિત્ર-કાર પ્રભાચંદ્રસૂરિ જણાવે છે[૨૯]

---

નિશીથ ચૂર્ણિમા 'पोराणमद्धमागह भासानियय हवइ सुत्तं' એટલે પુરાણસૂત્ર અર્ધમાગધી ભાષાથી નિયત હોય છે આમા તે ચૂર્ણિકાર જિનદાસ મહત્તર 'અર્ધમાગધી' નો અર્થ બે પ્રકારે કરે છે (૧) મગધ દેશની અડધી ભાષામા નિયત તે (૨) અઢાર જાતની દેશી ભાષા નિયત તે (અઢાર જાતની દેશી ભાષાનો ઉલ્લેખ જ્ઞાતાસૂત્ર સૂ ૨૮ સમિતિ ટીકા પૃ ૪૨, તથા ઔપપાતિકસૂત્ર પૃ. ૫૮ સમિતિ)—જુઓ પં. બહેચરદાસકૃત પ્રાકૃત વ્યાકરણની પ્રસ્તાવના.

૨૮ શ્રી હેમચંદ્રાચાર્ય આગમ સાહિત્યને આર્ષ પ્રાકૃતમા ગણ્યુ છે ને તેનું જુદુ વ્યાકરણ આપ્યું નથી. તેઓ કહે છે કે 'यद्यपि पोराणमद्धमागह भाषा निययं हवइ सुत्त' इत्यादिना आर्षस्य अर्धमागध भाषा नियतत्वमाम्नायि वृद्धैस्तदपि प्रायोऽस्यैव विधानात् न वक्ष्यमाण लक्षणस्य' હેમ પ્રાકૃત વ્યાકરણ પૃ. ૧૫૯ સૂત્ર ૨૮૭

૨૯ प्रभावकचरित्रमा કહ્યુ છે કે

चतुदर्शोऽपि पूर्वाणि संस्कृतानि पुराऽभवन् ॥ ११४ ॥
प्रज्ञातिशयसाध्यानि तान्युच्छिन्नानि कालत ।
अधुनैकादशाङ्ग्यस्ति सुधर्मस्वामिभाषिता ॥ ११५ ॥
वालस्त्रीमूढमूर्खादिजनानुग्रहणाय स ।
प्राकृता तामिहाऽकार्षीत् × × × ॥ ११६ ॥

—ચૌદે પૂર્વો સંસ્કૃતમા પુરાતનકાલે હતા તે પ્રજ્ઞાતિશયસાધ્ય પણ કાલબળે ઉચ્છિન્ન થયા છે હમણા સુધર્મ સ્વામિભાષિત અગ્યાર અંગો છે; તેને તેમણે બાલ સ્ત્રી મૂઢ અને મૂર્ખ વગેરેને પણ અનુગ્રહણ થાય તે માટે પ્રાકૃતમા રચ્યા છે

પ્રોફે૦ વેબરે Sacred Literature of the Jainas એ નામના ગ્રંથ-નિબંધમા જૈન આગમો સબંધીની ચર્ચા કરી છે તેની અંદર તે આગમોમાં પૂર્વે શુ વિષયો હતા ને હાલમા શુ છે તથા દૃષ્ટિવાદમાં શો વિષય હોવો જોઇએ એ આદી રીતે ચર્ચેલ છે

૨૩ આ આગમસૂત્રો શ્રી **મહાવીરના** ગણધર **સુધર્માસ્વામી** આદિએ ગુથ્યા હતા તે ઉપરાત એમ કહેવાય છે કે શ્રી **મહાવીરના** હસ્તદીક્ષિત શિષ્ય **વીરભદ્રગણિએ આતુર પ્રત્યાખ્યાન** (આઉર પચ્ચ-ખાણ), **ચતુશરણ** (ચઉસરણ) આદિ ( વિ. સં. પૂર્વે ૪૭૦ લગભગ ) રચ્યા

પ્રાકૃત ઉપદેશમાલાના[૩૦] રચનાર **ધર્મદાસગણિ** પણ શ્રી **મહા-વીરના** હસ્તદીક્ષિત શિષ્ય કહેવાય છે. તેમા ૫૪૦ પ્રાકૃત ગાથા છે. આ ગ્રથ આચાર પ્રતિપાદક સુન્દર અને ઉપયોગી છે [આ પર જૂનામાં જૂની ટીકા **સિદ્ધર્ષિકૃત** છે તે, તેમજ તે પરની અર્વાચીન **રામવિજય-ગણિની** ટીકા પ. હી હ. જામનગર પ્રકટ કરી છે. કથા એવી છે કે **ધર્મદાસગણિ** પોતે રાજા હતા ને પોતાના શિષ્ય **રણસિંહને** બોધ આપવા અર્થે આ કૃતિ બનાવી પી. ૫, ૧૬૪, ૨૦૧૫૬૬–૭૧ ].

૨૪ શ્રી **મહાવીર** પછી ત્રણ 'કેવલી' (પૂર્ણ જ્ઞાનવાન્) આચાર્યો નામે ઉપર્યુક્ત બ્રાહ્મણો **ગૌતમ ઈન્દ્રભૂતિ**, અને **સુધર્મા** તથા તેમના શિષ્ય વૈશ્યશ્રેષ્ઠીપુત્ર **જમ્બૂસ્વામી** થયા. અહીં સુધી એટલે વીગત્ પ્રથમ શતક સુધી તો એ સર્વ સિદ્ધાત તેમજ સપૂર્ણ ત્યાગની

---

૩૦ આ ગ્રથમા 'શ્રી મહાવીર સમયની વ્યક્તિઓ ઉપરાત શ્રી મહાવીર પછી થયેલા ઠેઠ **વજ્રસ્વામી** અને **સિંહગિરિ** આદિના ઐતિહાસિક સૂચવન (allusions) છે તેથી તેને ઐતિહાસિક દૃષ્ટિએ વીરાત્ ૫૨૦ ના અરસામા રચાયો ધારીએ તો ખોટું નથી'–જુઓ સ્વ મન સુખલાલ કિરતચદ મહેતાનો લેખ 'શ્રી ઉપદેશમાળાના પ્રણેતા શ્રીમાન્ ધર્મદાસગણિ શ્રી મહાવીર દેવના હસ્તદીક્ષિત શિષ્ય હતા?–એક ઐતિહાસિક પ્રશ્ન' જૈન ધર્મપ્રકાશ સ ૧૯૬૬ના કાર્ત્તિક, માગશર અને પોશના અંક આ સબધીના નિર્ણય સબધીનો લેખ તેજ માસિક જૈનધર્મ પ્રકાશના સ. ૧૯૬૭ ના માહના અકમા છે તે પણ જુઓ એક બીજા ધર્મદાસ થયા છે કે જેમણે **વિદગ્ધમુખમડન** નામનો ગ્રથ રચ્યો છે તેમનો સમય નિશ્ચિત થયો નથી તે ગ્રંથ અદર સમસ્યાઓ વગેરે છે અને જેનાપર જૈનેતર વિદ્વા-નોએ પણ ટીકા રચી છે વે ન, ૧૫૯–૧૫૭

કંઠકાઈ અબાધિત આબાદ રહ્યા તે સમયના બધા અભ્યાસીઓ તે સિદ્ધાંતને કંઠસ્થ રાખતા હતા શ્રમણો ભિન્ન ભિન્ન દેશમા વિચરનાર હતા એટલે કાલાનુક્રમે ભિન્ન ભિન્ન દેશની ભાષાના સસર્ગથી દુષ્કાળ આદિના કારણે સ્મૃતિભ્રંશને લીધે અને ઉચ્ચારભેદથી સિદ્ધાંતની ભાષા વગેરેમા પરિવર્ત્તન થયુ તેમજ તેમાનુ કેટલુક વિચ્છિન્ન થયુ એ સ્વાભાવિક છે આ વાત પછીના પ્રકરણોમા ગ્રંથની પ્રશસ્તિઓ આદિથી સ્પષ્ટ થશે

૨૫ જંબૂસ્વામીના શિષ્ય ક્ષત્રિય **પ્રભવના** બ્રાહ્મણ શિષ્ય **શય્યભવસૂરિ** (જન્મ વીરાત્ ૩૬, સ્વર્ગ વીરાત્ ૯૮) થયા તેમણે પોતાના પુત્ર-શિષ્ય **મનકમુનિ** માટે ચૌદ પૂર્વમાથી ઉદ્ધાર કરી **દશવૈકાલિક** સૂત્ર રચ્યુ હતુ (વીરાત્ ૭૨ મા લગભગ) વિકાલથી નિવૃત્ત તે વૈકાલિક, અને દશ અધ્યયન તેમા છે તેથી **દશવૈકાલિક** [31]

---

૩૧. આ પર તિલકાચાર્યે વૃત્તિ કરતા કહ્યુ છે કે (પી ૩, ૩૯)-

शय्यंभवस्य श्रुतरत्नसिंधो सर्वस्वभृत दशकालिक यत् ।
उद्घाट्य बह्वर्थसुवर्णकोश तद्भव्यसुग्राह्यमह करोमि ॥

આ વૃત્તિ પહેલા પ્રસિદ્ધ હરિભદ્રસૂરિએ ટીકા રચી છે વળી **શય્યંભવની** સ્તુતિ મુનિરત્નસૂરિએ અમમચરિત્રમા કરી છે કે (પી૦ ૩, પૃ ૯૦)

शय्यंभवोस्तु वो भूत्यै चक्रे सर्वांगमूर्त्तिमृत् ।
येनादु प्रसभाचार्यकालिकं दशकालिकम् ॥

# પ્રકરણ ૩ જું.

## આગમ-કાલ. [ ચાલુ ]

[ વીરાત્ ૧૭૦ થી ૯૮૦ = વિ સં પૂર્વે ૩૦૦ થી વિ સ ૫૧૦ ].

### આર્ય ભદ્રબાહુ.

वदामि भद्दबाहु पाईण चरिमसयलसुयनाणी ।
सुत्तस्स कारगमिसिं दसासु कप्पे य ववहारो ॥

—દશાશ્રુતસ્કંધચૂર્ણિ પી. ૪, ૧૦૦.

—પંચકલ્પભાષ્ય સંઘદાસ પી. ૪, ૧૦૩.

श्री भद्रबाहु र्वं प्रीत्यै सूरि शौरिरिवास्तु स' ।
यस्माद् दशाना जन्मासीन् निर्युक्तीनामृचामिव ॥

—મુનિરત્ન-અમમચરિત્ર.

तत्त्वार्थरत्नौघविलोकनार्थं सिद्धान्तसौधान्तरहस्तदीपा ।
निर्युक्तयो येन कृता कृतार्थस्तनोतु भद्राणि स भद्रबाहु ॥

—તિલકાચાર્ય-આવશ્યક નિર્યુક્તિ લઘુવૃત્તિ.

श्री कल्पसूत्रममृत विबुधोपयोगयोग्य जरामरणदारुणदुःखहारि ।
येनोध्धृत मतिमता मथितात् श्रुताब्धेः श्रीभद्रबाहुगुरवे प्रणतोऽस्मि तस्मै ।

—ક્ષેમકીર્તિ-બૃહત્કલ્પ ટીકા

येनैषा पिंडनिर्युक्ति र्युक्तिरम्या विनिर्मिता ।
द्वादशागविदे तस्मै नम श्री भद्रबाहवे ॥

—મલયગિરિ પિંડનિર્યુક્તિ ટીકા.

—દશાશ્રુત કલ્પ અને **વ્યવહાર** સૂત્રના રચનાર ઋષિ, છેલ્લા સકલશ્રુતજ્ઞાની, **પ્રાચીન** (ગોત્રના) **ભદ્રબાહુને** વંદુ છુ

—જે સૂરિએ, શૌરિ (વિષ્ણુ)એ જેમ દશ જન્મ (અવતાર) લીધા તેની માફક ઋચાઓ જેવી દશ નિર્યુક્તિનો જન્મ આપ્યો તે ભદ્રબાહુ અમારી પ્રીતિ માટે થાઓ

—તત્ત્વાર્થરૂપી રત્નરાશિને જોવા અર્થે સિદ્ધાન્તરૂપી મહેલની અંદરના હાથ દીવડા જેવી નિર્યુક્તિઓ જેમણે રચી તે કૃતાર્થ **ભદ્ર**-બાહુ અમારા ભદ્રો-કલ્યાણોને વિસ્તારો

—જે મહામતિએ મ થન કરાયેલા શ્રુતરૂપી સાગરમાથી જરા મરણ ૩૫ દારૂણ દુઃખને ટાળનાર, વિબુધ (વિદ્વાન, અને દેવના)ને ઉપયોગી એવું શ્રી કલ્પસૂત્ર જેવુ અમૃત બ્હાર કાઢ્યુ તે શ્રી **ભદ્રબાહુ** ગુરૂને હુ વિશેષપણે નમેલો છુ

—જેણે આ પિંડનિર્યુક્તિ યુક્તિથી રમ્ય બનાવી ને બાર-અંગ-જ્ઞાતા ભદ્રબાહુને નમસ્કાર

૨૬ દશવૈકાલિકકાર **શય્ય**ભવના શિષ્ય **યશો**ભદ્રના બે બ્રાહ્મણ શિષ્ય નામે **સ**ંભૂતિવિજય અને **ભદ્ર**બાહુ થયા આર્ય **ભદ્ર**બાહુ ૧૪ પૂર્વધર હતા તેમણે દશ આગમો-પર ટીકા રૂપે તેમજ 'પૂર્વ'ના આધારે **આ**વશ્યક, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, **આ**ચારાગ, **સૂ**ત્રકૃતાગ, **દ**શા શ્રુતસ્કધ, કલ્પ, **વ્ય**વહાર, **સૂ**ર્ય પ્રજ્ઞપ્તિ અને **ઋ**ષિભાષિતો પર 'નિર્યુક્તિઓ' રચી[31] 'નિર્યુક્તિ' એટલે જેમાથી બદ્ધ થયેલા અર્થો

---

૩૧ આ સંબંધમા **આવશ્યક** નિર્યુક્તિ રચતા પોતે તેમા આ બધા આગમોની નિર્યુક્તિઓ' 'હુ જિનોપદેશવડે ઉદાહરણ-હેતુ-કારણ વગેરે પદવાળી સક્ષેપમા કહીશ' એમ જણાવ્યુ છે -પૃ. ૧૩ ૫ ગ્ર

आवस्सगस्स दसकालिअस्स तह उत्तरज्झमायारे ।
सूअगडे निज्जुत्तिं ववहारस्सेव परमनिउणस्स ॥
कप्पस्स य निज्जुत्तिं ववहारस्सेव परमनिउणस्स ।
सूरिअपन्नत्तीए वुच्छं इसिभासिआण च ॥
एएसिं निज्जुत्तिं वुच्छामि अह जिणोवएसेण ।
आहरण-हेउ-कारण-पय निवहमिण समासेण ॥

**પદ્મમંદિરગણિ** કૃત ઋષિમડલ પ્રકરણ ટીકામા સં ૧૫૫૩ કહેલુ છે કે —

क्रमाद् दशचतु पूर्ववेदी सूरिगुणाग्रणी ।
भद्रवाहु र्यशोभद्रै र्न्यस्त सूरिपदक्रमे ॥
दशवैकालिकस्याचारागसूत्रकृतागयो ।
उत्तराध्ययन सूर्यप्रज्ञप्त्यो कल्पकस्य च ॥
व्यवहारर्षिभाषितावश्यकानामिमा क्रमाद् ।
दशाश्रुतारव्यस्कधस्य निर्युक्ती र्दश सोऽतनोत् ॥
तथान्या भगवाश्वके सहिता भद्रवाहवीं ।

નિર્યુક્ત-વિશેષપણે યા નિશ્ચયપણે યુક્ત-સિદ્ધ થાય છે તે. આ પૈકી **વ્ય**વહાર સૂત્ર, **દ**શા શ્રુતસ્કંધ તથા બૃહત્ કલ્પ પોતે ગુંથેલ છે ને તે પર પોતે નિર્યુક્તિ રચી છે વિશેષમા તેમણે પિંડનિર્યુક્તિ અને **ઓ**ઘનિર્યુક્તિ રચી વળી **સ**ંસક્ત નિર્યુક્તિ પણ રચી એમ કહેવાય છે ઉવસગ્ગહર નામનું પ્રભાવક સ્તોત્ર રચ્યુ કહેવાય છે કે તદુપરાંત **વ**સુદેવ ચરિત મૂળ પ્રાકૃતમા રચ્યુ કે જે સવાલક્ષ શ્લોક પ્રમાણ હતુ એમ પ્રસિદ્ધ **હે**માચાર્યના ગુરૂ **દે**વચંદ્રસૂરિ જણાવે છે.[૩૨] અને જ્યોતિષ પર સંહિતા રચી[૩૩] તેમણે **સ્થૂ**લભદ્રને ૧૪ પૂર્વની વાચના આપી હતી પોતે નેપાલમા ધ્યાન ધરવા ગયા હતા તેમણે દક્ષિણમા વિહાર કર્યો હતો, અને **ચં**દ્રગુપ્ત રાજા (સ્વ૦ વીરાત્ ૧૫૫ પરિશિષ્ટ પર્વ પ્રમાણે) એ તેમનો શિષ્ય થઇ સાધુ દીક્ષા લીધી હતી એમ દિગંબર કથા કહે છે તેઓ વીરાત્ ૧૭૦મા સ્વર્ગસ્થ થયા[૩૪]

---

૩૨ वदामि भद्दबाहु जेण य अईरसियं बहुकलाकलिय ।
रइय सवायलक्ख चरिय वसुदेवरायस्स ॥

—शातिनाथचरिय—मगलाचरण

૩૩ હાલમા જે '**ભદ્રબાહુસંહિતા**' એ નામનું પુસ્તક છપાયું છે તે આ **ભદ્રબાહુ**કૃત નથી **વ**રાહમિહિરે **વ**રાહસંહિતા રચી ને **ભદ્રબાહુ**એ **ભ**દ્રબાહુસંહિતા રચી એ પ્રવાદ છે જુઓ રત્નશેખર કૃત ચતુર્વિંશતિ પ્રબંધમા પહેલોજ ભદ્રબાહુ વરાહમિહિર પ્રબંધ તે બનેના સમય સંબંધીની ચર્ચા માટે જુઓ પંડિત **બ**ડેચરદાસની સંશોધિત પૂર્ણચંદ્રાચાર્ય રચિત ઉપસર્ગહર સ્તોત્ર લઘુવૃત્તિ-જિનસુરમુનિ રચિત પ્રિયંકર નૃપ કથા સમેત-માની પોતાની પ્રસ્તાવના. તથા વે૦ નં. ૩૮૫

૩૪ वीरमोक्षाद् वर्षशते सप्तत्यग्रे गते सति ।
भद्रबाहुरपि स्वामी ययौ स्वर्गं समाधिना ॥

આમ હેમાચાર્યકૃત પરિશિષ્ટ પર્વમા જણાવ્યુ છે કે જેમા ભદ્રબાહુનું ચરિત્ર પણ આપેલ છે સર્ગ ૬, અને ૯.

૨૭ આ સમયમા 'પૂર્વો'માથી **પ્રાભૃતો**—વિશિષ્ટ પ્રકીર્ણ ગ્રથોની રચનાનો પ્રારભ થયો જણાય છે[૩૫]

**મગધસંઘ** [ પાટલિપુત્ર પરિષદ્ ]

૨૮ વીરાત્ બીજી સદીમા **નંદ**રાજાના સમયમા–દેશમા (મગધમા ?) એક સમયે ઉપરાઉપરી બાર વર્ષનો મહાભીષણ દુકાળ પડતા સંઘનો નિર્વાહ મુશ્કેલ થતા કઠસ્થ રહેલુ ધર્મસાહિત્ય લુપ્ત થવાનો ભય થતા, સુકાળ આવ્યે **મગધ**મા–પ્રાય **પાટલીપુત્ર** (પટણા) મા સંઘ ભેગો થયો ને જે જે યાદ હતુ તે બધુ એકત્રિત કર્યુ[૩૬] આનું

---

૩૫ **પ્રાભૃતો** માટે વિશેષ જાણવા માટે જુઓ મુનિશ્રી કલ્યાણવિજયજીનો 'આપણા પ્રાભૃતો' એ નામનો લેખ જૈનયુગ પુ ૨ પૃ. ૮૭ થી ૯૪, અને રા **મોહનલાલ** ઝવેરીનો 'અલભ્ય પ્રાભૃત ગ્રથો' એ લેખ જૈનયુગ પુ ૩, પૃ ૧૬૨

૩૬ હરિભદ્રસૂરિએ ઉપદેશપદમા જણાવ્યુ છે કે –

जाओ अ तम्मि समए दुक्कालो दोय दसय वरिसाणि ।
सव्वो साहुसमूहो गओ तओ जलहितीरेसु ॥
तदुवरमे सो पुणरवि पाडलिपुत्ते समागओ विहिया ।
सघेणं सुयविसया चिंता कि कस्स अत्थेति ॥
ज जस्स आसिपासे उद्देसज्झयणमाइ सघडिउ ।
त सव्व एक्कारय अगाइ तहेव ठवियाइ ॥

—આ વખતે બાર વર્ષ સુધી દુષ્કાલ પડયો તેથી સર્વ સાધુઓનો સમૂહ જલધિ એટલે સમુદ્રના તીરે ગયો તે (દુકાલ)નો ઉપરમ થતા–મટતા તેઓ ફરીને **પાટલિપુત્ર**મા વિધિવડે આવ્યા એટલે સઘને શ્રુત વિષયે ચિતા થઇ કે કેની પાસે કેવો–કેટલો અર્થ છે ? હવે જેના પાસે કાઇ ઉદ્દેશ, અધ્યયન આદિ યાદ હતા તે સર્વ એકઠા કરી અગ્યાર અગ સ્થાપિત કર્યા

જુઓ હેમાચાર્યકૃત **પરિશિષ્ટ પર્વ** સર્ગ ૯ શ્લો ૫૫ થી ૫૮, ધર્મઘોષસૂરિકૃત ઋષિમંડલ પ્રકરણ **પર પદ્મમંદિરની** વૃત્તિમા **સ્થૂલભદ્ર** વૃત્તાત, **જયાનંદ** સૂરિકૃત **સ્થૂલભદ્રચરિત્ર**, **શુભશીલ**કૃત ભરતેશ્વર બાહુબલી વૃત્તિમાં **સ્થૂલભદ્ર** કથા આદિ, મારો 'પ્રાચીન જૈન પરિષદ્' લેખ વસંત કાર્તિક ૧૯૭૨ નો અક તથા જૈનયુગ કાર્તિક માગશર ૧૯૮૩ નો અક

નામ **મગધ-(પાટલીપુત્ર) પરિષદ્** કહીએ તો ચાલે **આચારાંગ** આદિ ૧૧ અંગો સંધાયા અને બારમુ દૃષ્ટિવાદ નામનુ અંગ નાશ થયા જેવુ લગભગ હતુ અને માત્ર આર્ય **ભદ્રબાહુજ** તે વખતે ૧૪ પૂર્વધર હતા. સંઘ દૃષ્ટિવાદ નિમિત્તે કંઇક વિચાર કરવા લાગ્યો **ભદ્ર**-બાહુ આ વખતે **નેપાલદેશમા મહાપ્રાણ** નામના ધ્યાન માટે હતા તેમની પાસે **સ્થૂલભદ્ર** આદિ સાધુઓને 'પૂર્વ' શીખવા સંઘે મોકલ્યા **સ્થૂલભદ્ર** મૂળ નાગર બ્રાહ્મણ, **નંદ**ના મંત્રી **શકડાલ**નો પુત્ર, ને વીરાત્ ૧૫૬મા દીક્ષા લેનાર, તેમણે ૧૦ પૂર્વની મૂળ સૂત્ર તથા અર્થ સહિત વાચના લીધી ને છેવટના ૪ પૂર્વની મૂળ માત્ર વાચના લીધી આ સર્વ શ્રી **ભદ્ર**બાહુના સ્વર્ગગમન-વીરાત્ ૧૭૦ પહેલા બન્યુ

૨૯ આ સમયમા **સ્થૂલભદ્ર**ના સાધ્વી બહેન દ્વારા પ્રાપ્ત થયેલા **ભાવના**, **વિમુક્તિ**, **રતિકલ્પ** અને **વિવિક્તચર્યા**-એ નામના ચાર અધ્યયનો પૈકી પ્રથમના બે અધ્યયનને **આચારાંગ** સૂત્રની બે ચૂલિકા તરીકે યોજિત કર્યાં અને બીજા બે અધ્યયનને દશવૈકાલિકની ચૂલિકા તરીકે યોજિત કર્યાં **સ્થૂલભદ્ર** વીરાત્ ૨૧૯ મા સ્વર્ગસ્થ થયા. તેઓ છેલ્લામા છેલ્લા ૧૪-'પૂર્વધર' ( પૂર્વ જાણનાર હતા ) [ પરિશિષ્ટ પર્વ સર્ગ ૯ ]

૩૦ આ ઉપરથી જાણી શકાય છે કે શ્રી વીરના બીજા સૈકાથી જ શ્રુતની છિન્નભિન્નતાની શરૂઆત થઈ હતી આ 'મગધસંઘ'થી વ્યવસ્થામા તેને મૂકાયુ, પણ વિશેષ છિન્નભિન્નતા થવાના પ્રસંગો ઉત્તરોત્તર આવતા ગયા વીરાત્ ૨૯૧ વર્ષે રાજા **સંપ્રતિ**ના રાજ્યમા આર્યસુહસ્તિ સૂરિના સમયમા બારવર્ષી દુકાળ પડયો હતો આવા મહા કરાળ દુષ્કાળને અંગે સ્મૃતિભ્રંશ-સ્ખલના થાય, પાઠક-વાચકો મૃત્યુ પામે વગેરે કારણથી શ્રુતમા અનવસ્થા થાય તે સ્વાભાવિક છે

## **માથુરી વાચના** ( મથુરા પરિષદ્ )

૩૧ વિશેષમા વીર નિર્વાણથી છઠ્ઠા સૈકામા-આર્યશ્રી [37]**સ્કન્દિલ** અને વજ્ર[38]સ્વામિની નિકટના સમયમા વળી બીજો બારપણ

૩૭-૩૮ જુઓ મેરુતુંગસૂરિની વિચારશ્રેણી—જૈન સાહિત્યસંશોધક ખંડ ૨, અંક ૩-૪.

દુકાળ બાર વર્ષનો આ દેશે પાર કર્યો. તેનુ વર્ણન નંદીસૂત્રની ચૂર્ણિમા આપેલુ છે કે 'બાર વર્ષનો ભયકર દુષ્કાળ પડયે સાધુઓ અન્નને માટે જુદે જુદે સ્થળે હિંડતા –વિહરતા હોવાથી શ્રુતનુ ગ્રહણ, ગુણન અને ચિંતન ન કરી શક્યા એથી તે શ્રુત વિપ્રનષ્ટ થયુ, અને જ્યારે ફરી-વાર સુકાળ થયો ત્યારે મથુરામા શ્રી સ્કંદિલાચાર્ય પ્રમુખ સઘે મોટો સાધુ સમુદાય ભેગો કરી જે જેને સાભર્યુ તે બધુ કાલિક શ્રુત સઘ-ટિત કર્યું' આ દુષ્કાળે તો માડમાડ બચી રહેલ તે શ્રુતની ઘણી વિશેષ હાનિ કરી આ ઉદ્ધારને **'માથુરી વાચના'** કહેવામા આવે છે તે **શૂરસેન** દેશના પાટનગર **મથુરા**મા થયેલ હોવાથી તે શ્રુતમા શૌરસેની ભાષાનુ મિશ્રણ થયેલુ સભવે છે આ સમય લગભગ **આર્ય-રક્ષિત** સૂરિએ **અનુયોગ** દ્વાર સૂત્ર રચ્યુ

## **વલભી વાચના** (વલભીપુર પરિષદ્)

૩૨ આ વીત્યા પછી વીરાત્ દશમા સૈકામા બાર દુકાળીએ દેશ ઉપર પોતાનો પજો ચલાવ્યો અને તે વખતે ઘણા બહુ-શ્રુતોના અવસાન થવા સાથે જે જીર્ણશીર્ણ શ્રુત રહેલુ હતુ તે પણ બહુજ છિન્નભિન્ન થયું હતુ વીરાત્ ૯૮૦ વર્ષે (વિ સં ૫૧૦ મા), **દેવર્દ્ધિ** ક્ષમાશ્રમણે **વલભીપુર**મા સંઘ એકત્રિત કરી જે જે યાદ હતુ તે તે ત્રુટિત અત્રુટિત આગમના પાઠોને અનુક્રમે પોતાની બુદ્ધિથી સાકળી પુસ્તકારૂઢ કર્યાં લખવાનુ ઘણુ અને સૂત્રમા વારવાર એકજ પાઠના આલાપ (આલાવા) આવે તેથી વારવાર લખવાને બદલે જેમ બીજા અમુક સૂત્રમા છે તેમ, એ રીતે મૂકવામા આવ્યુ જેમકે વિમાનનો અધિકાર આવે ને તે બીજા સૂત્રમા હોય તો जहा रायपसेणीए–જેમ રાયપસેણીમા છે તેમ, આધાર ટાકવાનુ રાખ્યુ આથી અગની ભલામણ ઉપાગમા અને ઉપાગની અગમા આપી છે આનુ નામ **વલભીવાચના** કહેવાય છે આ ઉદ્ધાર વખતે **દેવવાચકે નંદીસૂત્ર** રચ્યુ છે તેમા સૂત્ર–આગમોના નામો આપ્યા છે ને તેજ વખતે સકલિત થયેલ સમવાયાગમા પણ તે નામો આપ્યા છે તે જોઇશું

# પ્રકરણ ૪ થું.

## શ્રુત-સાહિત્ય.

[ વીરાત્ ૯૮૦ મા રચાયેલા નંદીસૂત્રમા નોધાયેલુ ]

नमोत्थु ते सिद्ध बुद्ध मुत्त नीरय निस्सग माणमुरण गुणरयणसागर मणन्तमप्पमेय नमोत्थु ते महइ महावीर वद्धमाण सामिस्स नमोत्थु ते भगवओ तिकट्टु ॥ —पाक्षिकसूत्रं पृ. ५८

—સિદ્ધ (કૃતાર્થ), બુદ્ધ, મુક્ત, નીરજ (રજહીન-કર્મરહિત), નિસગ, માનને દળી નાખનાર, ગુણરત્નના સાગર, તથા અનત, અપ્રમેય એવા તને નમસ્કાર હો ! મહત્-મોક્ષમા જનાર એવા તું મહાવીર વર્ધમાન સ્વામીને નમસ્કાર હો ! તુ ભગવાન્‌ને ત્રણ વાર નમસ્કાર હો !

नमो तेसि खमासमणाण जेहि इमं वाइय दुवालसग गणिपिडगं भगवन्तं ।
नमो तेसि खमासमणाणं जेहिं इमं वाइयं छव्विहमावस्सयं भगवन्तं ।
नमो तेसि खमासमणाण जेहिं इमं वाइय अंगवाहिर उक्कालियं भगवन्तं ।
नमो तेसिं खमासमणाण जेहि इमं वाइयं अंगवाहिरं कालियं भगवन्तं ॥
—पाक्षिकसूत्रं

—જેમણે આ ભગવત્-દ્વાદશાગ ગણિપટિક વાચી આપ્યુ -[ અમને આપ્યુ યા સૂત્રાર્થથી વાચ્યુ-વિરચ્યુ ] તે ક્ષમાશ્રમણો (ક્ષમાદિ ગુણપ્રધાન મહા તપસ્વી સ્વગુરૂ તીર્થંકર ગણધરાદિને) નમસ્કાર

—જેમણે આ ભગવત્-ષડ્વિધ આવશ્યકની વાચના કરી તે ક્ષમાશ્રમણોને નમસ્કાર

—જેમણે આ ભગવત્-અગ બાહ્ય કાલિકની વાચના કરી તે ક્ષમાશ્રમણોને નમસ્કાર

—જેમણે આ ભગવત્-અગબાહ્ય ઉત્કાલિકની વાચના કરી તે ક્ષમાશ્રમણોને નમસ્કાર

૩૩ દેવ વાચકે **નંદી** સૂત્ર આ સમયમા રચ્યુ તેમા પચ જ્ઞાનનુ સ્વરૂપ બતાવ્યુ છે 'શ્રુતજ્ઞાન'ના અધિકારમા 'શ્રુત' સબધી ઉલ્લેખ કરતા તેમા અનેક સૂત્રોના નામ આપ્યા છે તે નીચે આપેલા છે ને તેમા કોંસમા જે આપ્યુ છે તે હરિભદ્ર અને **મલયગિરિ**ની ટીકામાથી મૂક્યુ છે.

૧ બાર અગ (૧ થી ૧૨) સમ્યક્ શ્રુત નરીકે દુવાલસંગ ગણિપિડગં–'દ્વાદશાગ ગણિપિટક'–બાર અગરૂપી ગણધરની પેટી– (સરખાવો બૌદ્ધ શાસ્ત્રોનુ 'ત્રિપિટક' નામ) એટલે બાર અગના નામ **નંદી**સૂત્ર ૪૦, પૃ ૧૯૨મા અગાઉ પારા ૨૦મા જણાવ્યા પ્રમાણે આપ્યા છે. આ 'અગ પ્રવિષ્ટ' કહેવાય છે તે ગણધર કૃત છે. વળી જુઓ પાક્ષિક સૂત્ર સટીક પૃ ૭૦ થી ૭૧.

૨. 'અંગબાહ્ય કે અનંગ પ્રવિષ્ટ'–(એટલે ઉક્ત બાર અંગની બહારના–સિવાયના સ્થવિરકૃત છે) તેના બે ભેદ કરેલ છે આવશ્યક અને આવશ્યક વ્યતિરિક્ત આવશ્યક (એટલે નિત્યકર્મ તે) છ પ્રકારના છે—સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, વદનક, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન આ છ નુ સ્વરૂપ દાખવતા સૂત્રને ૧ **આવશ્યક** સૂત્ર કહેવામા આવે છે આવશ્યક સિવાયના તે આવશ્યક વ્યતિરિક્ત તેનાં બે પ્રકાર. કાલિક અને ઉત્કાલિક (અમુક કાલે–એટલે જે રાત્રિ અને દિવસની પ્રથમ અને છેલ્લી પૌરૂષીમા ભણાય તે કાલિક, અને ગમે તે કાલે–સર્વ કાળે પઢવામા આવે તે ઉત્કાલિક)

૩૪ ઉત્કાલિક [૩૯]અનેક પ્રકારના છે જેવા કે —[જુઓ નંદીનુ સૂત્ર ૪૩ પૃ. ૨૦૨]

---

૩૯ આ ઉત્કાલિક આવશ્યક વ્યતિરિક્ત સૂત્રના નામ પાક્ષિક **સૂત્ર**મા પૃ. ૬૧ મા આપેલ છે તે દરેકમાં શું આવે છે તે સબંધી તે સૂત્રપર સં. ૧૧૮૦ માં વૃત્તિ રચનાર યશોદેવસૂરિએ શ્રી મલયગિરિ કરતા કઈક વિશેષતા આપી છે તે અત્ર જણાવી છે—

૫ મું ઔપપાતિક—ઉપપાત એટલે દેવનારક જન્મ અને સિદ્ધિગમન તેના અધિકારવાળું અધ્યયન તે ઉપાગ છે **આચારાંગ**ના પ્રથમ અધ્યયન નામે શસ્ત્રપરિજ્ઞાના પહેલા ઉદ્દેશકમા એવું સૂત્ર છે કે ' एव मेगानिं सोनया

(૧-૩૨) ૧ દશવૈકાલિક જુઓ ૨૫મો પારા, ૨ કલ્પ્યાકલ્પ્ય(કલ્પ્ય અને અકલ્પ્યનુ પ્રતિપાદક). વળી સ્થવિરાદિ કલ્પનુ પ્રતિપાદક તે કલ્પશ્રુત તેમા બે પ્રકાર. અલ્પ ગ્રથ-અલ્પાર્થ અને મહાગ્રથ-મહાર્થ-૩ ક્ષુલ્લક કલ્પ (નાનો કલ્પ) અને ૪ મહા કલ્પ (મોટો કલ્પ) ૫ ઔપપાતિક (ઉવવાઇ), ૬ રાજપ્રશ્નીય (રાયપસેણિય), ૭ જીવાભિગમ ૮ પ્રજ્ઞાપના (જેમા જીવાદિનુ પ્રજ્ઞાપન કરવામા આવ્યુ છે) -(અને તેનો મોટો ગ્રથ તે) ૯ મહા પ્રજ્ઞાપના. ૧૦ પ્રમાદાપ્રમાદ (પ્રમાદ અને અપ્રમાદનુ સ્વરૂપ પ્રતિપાદક), ૧૧ નદી, ૧૨ અનુયોગદ્વાર ૧૩ દેવેન્દ્રસ્તવ, ૧૪ તદૂલવૈયાલિય-તંદૂલ વૈચારિક, ૧૫ ચદ્રાવેધ્યક (ચદાવિજ્ઝય), ૧૬ સૂર્યપ્રજ્ઞપ્તિ (સૂર્યની ચર્યાનુ જેમા પ્રજ્ઞાપન છે તે), ૧૭ પૌરૂષીમડલ (પુરૂષ એટલે શકુ-પુરૂષશરીર-મનુષ્યની પરેપૂરી ઉચાઈ તેમાથી નિપજતી તે પૌરૂષી-અર્થાત્ સર્વ વસ્તુની

---

भवइ, अत्थि वा मे आया उववाइए, नत्थि वा मे आया उववाइए। के वा अह आसी, के वा इहच्चुए पिच्चा भविस्सामि ' તે સૂત્ર કે જેમાં ઔપપાતિકપણુ નિર્દિષ્ટ છે તેનો અહીં પ્રપચથી અર્થ કરી તે અંગના સમીપ ભાવે આચારાગનુ ઉપાગ છે ૬ ઠું રાજપ્રશ્નીય-પ્રદેશી નામના રાજાના પ્રશ્નો તેના ઉપલક્ષણથી અધિકારવાળુ અધ્યયન તે સૂત્રકૃતાગનું ઉપાગ છે ૭ મુ જીવાભિગમ-જીવોના ઉપલક્ષણથી અજીવોનું જેમાં જ્ઞાન છે તે તે સ્થાનાગનું ઉપાગ છે ૧૧ મુ નંદી-જે ભવ્યપ્રાણીઓને નદે-આનંદે છે તેમા પાચ પ્રકારના જ્ઞાનનુ સ્વરૂપ પ્રતિપાદન કરેલ છે. ૧૨ મુ અનુયોગદ્વાર-અનુયોગ એટલે વ્યાખ્યાન તેનાં ઉપક્રમાદિ ચાર દ્વાર જેમાં કહ્યાં છે તે ૧૩ મુ દેવેન્દ્રસ્તવ-ચમર વૈરોચન આદિનું સ્તવન, ભવનમાં રહેલ દેવ આદિનું સ્વરૂપાદિ વર્ણન જેમા છે તે ૧૪ તદૂલ વૈચારિક-સો વર્ષના આયુષ્યવાળા પુરૂષને પ્રતિદિન ભોગવે તેટલા તંદુલની સખ્યા વિચારીને લક્ષમા રાખી કરેલ ગ્રંથ-વિશેપ ૧૫ ચદ્રાવેધ્યક-અહીં ચંદ્ર એટલે યંત્રપુત્રિકાના આખમા રાખેલ ગોળો લેવાનો છે તેને આ એટલે મર્યાદાથી વિધવામા આવે છે તે આવેધ તેનુ વર્ણન જેમાં છે તે-રાધાવેધનું વર્ણન જેમા છે તે.

સ્વપ્રમાણ છાયા થાય છે ત્યારે પૌરૂષી થાય છે એવું પૌરૂષી પ્રમાણ ઉત્તરાયણને અંતે અને દક્ષિણાયનની આદિમા એક દિવસ થાય છે. ત્યારથી આઠ અંગુલનો સાઠમો ભાગ દક્ષિણાયને વધે છે ને ઉત્તરાયણે ઘટે છે આમ મડલે મડલે જુદી જુદી પૌરૂષી થતી જે અધ્યયનમા વર્ણવી છે તે અધ્યયનનુ નામ પૌરૂષીમંડલ ) ૧૮ **મંડલ પ્રવેશ** (જેમા ચદ્ર અને સૂર્યનો દક્ષિણ અને ઉત્તરના મડલોમા મચરતા એક મડલથી બીજા મડલમા પ્રવેશ થાય છે તે પ્રકારનુ વર્ણન છે તે), ૧૯ **વિદ્યાચરણવિનિશ્ચય** (વિદ્યા એટલે જ્ઞાન અને ચરણ એટલે ચારિત્ર તેમના ફલવિનિશ્ચયનો પ્રતિપાદક ગ્રથ), ૨૦ **ગણિવિદ્યા** (ગણિ—આચાર્યનુ જ્ઞાન, જ્યોતિષ્ક નિમિત્તાદિ પરિજ્ઞાનરૂપ, એ જ્ઞાનથી અમુક ક્રિયા અમુક વખતે કરવાની હોય તે કરવામા આવે છે ) ૨૧ **ધ્યાન**વિભક્તિ (ધ્યાનના આર્તધ્યાનાદિ ભેદ), ૨૨ **મરણ** વિભક્તિ (મરણના ભેદ), ૨૩ **આત્મ**વિશુદ્ધિ (કર્મને આલોચન પ્રાયશ્ચિત્ત આદિથી દૂર કરી શુદ્ધિ કરવી તે), ૨૪ **વી**તરાગ શ્રુત (રાગ કાઢી વીતરાગ સ્વરૂપનુ જેમા પ્રતિપાદન છે તે), ૨૫ **સં**લેખના શ્રુત (દ્રવ્ય અને ભાવ સલેખનાનુ પ્રતિપાદન કરનાર અધ્યયન આમા ઉત્સર્ગથી દ્રવ્ય—સંલેખના, અને ક્રોધાદિ કષાયના પ્રતિપક્ષ—નમ્રતાદિના અભ્યાસ રૂપી ભાવ—સંલેખના બતાવી છે), ૨૬ **વિ**હારકલ્પ (વિહાર—વિહરણ—વર્ત્તનનો કલ્પ એટલે વ્યવસ્થા, સ્થવિર કલ્પાદિની જેમા વ્યવસ્થા છે તે), ૨૭ **ચ**રણવિધિ ( ચરણ—વ્રતાદિ ચારિત્રની જેમા વિધિ છે તે), ૨૮ **આ**તુર પ્રત્યાખ્યાન ( આતુર એટલે ક્રિયાતીત—ક્રિયાથી હીન થયેલો ગ્લાન તેનુ પ્રત્યાખ્યાન), ૨૯ **મહા**પ્રત્યાખ્યાન (મોટું પ્રત્યાખ્યાન આપવાની વિધિ જેમા છે તે). **નદી** સૂત્ર ૪૩ પૃ ૨૦૨. જુઓ મલય૦ ટીકા પૃ ૨૦૩—૨૦૬ હરિભદ્ર ટીકા પૃ. ૯૦—૯૨ અન્યત્ર કે અન્ય પ્રતમા નિરયવિસોહી, મરણવિસોહી અને આયવિભત્તિ (નરક વિશુદ્ધિ, મરણ વિશુદ્ધિ અને આત્મવિભક્તિ, એ ત્રણ વધુ છે એટલે કુલ ૩૨ થાય છે.

૩૫ આવશ્યક વ્યતિરિક્ત ઉત્કાલિક શ્રુત અનેક પ્રકારનુ છે જેમકે

(૧-૩૧) ૧ ઉત્તરાધ્યયન (ઉત્તર એટલે પ્રધાન અધ્યયનો જેમા છે તે ટીકાકાર **મ**લયગિરિ કહે છે કે બધા અધ્યયનો પ્રધાન છે પણ રૂઢિથી આ ગ્રથના અધ્યયનોને ઉત્તરાધ્યયન કહેવામા આવે છે), ૨ દશા (દશ અધ્યયનવાળુ તે દશા-દશાશ્રુતસ્કધ અને તેમા સાધુના આચાર જેવા કે સ્થવિર કલ્પાદિ કલ્પ—આચાર છે તે), ૩ કલ્પ (બૃહત્કલ્પ), ૪ **વ્ય**વહાર (પ્રાયશ્ચિત્ત જેમા કરવામા આવે છે એવા વ્યવહારનો ગ્રથ), ૫ **નિ**શીથ (નિશીથ એટલે મધ્યરાત્રિ-તેના જેવુ રહસ્યવાળુ), તેથી ગ્રથાર્થમા મોટુ તે ૬ **મ**હાનિશીથ, ૭ **ઋ**ષિભાષિતાનિ (ઋષિઓ એટલે પ્રત્યેકબુદ્ધ સાધુઓ. આમાં **ને**મિનાથ તીર્થવર્ત્તી **ના**રદાદિ વીશ, **પા**ર્શ્વનાથ તીર્થવર્ત્તી ૧૫ અને **વ**ર્ધમાનસ્વામિ તીર્થવર્ત્તી ૧૦ ગ્રહણ કરવાના છે. તેઓએ ભાષિત એવા ૪૫ અધ્યયનો શ્રવણાદિ અધિકારવાળા છે તે), ૮ **જ**બૂદ્વીપ પ્રજ્ઞપ્તિ (જબૂદ્વીપાદિના સ્વરૂપનુ પ્રજ્ઞાપન જે ગ્રથ પદ્ધતિમા છે તે), ૯ **દ્વી**પસાગર પ્રજ્ઞપ્તિ (દ્વીપસાગરોનુ પ્રજ્ઞાપન જેમા છે તે), ૧૦ **ચ**દ્રપ્રજ્ઞપ્તિ (ચદ્રના ચાર—ગમનના વિચારનો પ્રતિપાદક ગ્રથ), ૧૧ **ક્ષુ**લ્લક વિમાનપ્રવિભક્તિ (આવલિકામા પ્રવિષ્ટ થયેલ તેમજ બીજાં વિમાનોના ભેદો જેમા છે તે-તેમા નાનો ગ્રંથ તે ક્ષુલ્લક વિમાન પ્રવિભક્તિ, અને મોટો તે ૧૨ **મ**હાવિમાન પ્રવિભક્તિ, ૧૩ **અં**ગ ચૂલિકા (આચાર આદિની ચૂલિકા ઉક્ત અનુક્ત અર્થનો જેમા સગ્રહ હોય છે તેની ગ્રથપદ્ધતિને 'ચૂલિકા' કહેવામા આવે છે), ૧૪ વર્ગચૂલિકા (વર્ગ એટલે અધ્યયનોનો સમૂહ જેમકે **અં**તકૃત્દશાના આઠ વર્ગ છે, તેની ચૂલિકા), ૧૫ **વિ**વાહ ચૂલિકા (**વ્યા**ખ્યા—**ભ**ગવતીની ચૂલિકા), ૧૬ **અ**રૂણોપપાત (**અ**રૂણ નામના દેવ **સં**બંધીના ગ્રથનુ પરાવર્ત્તન થતા તે દેવના ઉપપાતનુ કારણ થાય છે તે ચૂર્ણિકાર કહે છે કે 'જ્યારે તે અધ્યયન પૂરૂ કરી શ્રમણ ભગવાન્ તેનુ પરાવર્ત્તન કરે છે ત્યારે આ **અ**રૂણદેવ ભગવાન્ પાસે આવે છે,

કુસુમવૃષ્ટિ કરે છે, અંતર્હિત રહી ઉભો ઉભો દેશના સાંભળે છે. દેશના સમાપ્ત થતાં તે કહે છે કે 'સુસ્વાધ્યાયિત સુસ્વાધ્યાયિત ઇતિ વર વૃણુ'-બરાબર સ્વાધ્યાય કર્યો, વર માગો નિસ્પૃહ શ્રમણ ભગવાન્ કહે છે 'ન મે વરેણાર્થં'-મારે વરનો અર્થ નથી-પ્રયોજન નથી ત્યારે અરુણદેવ પ્રદક્ષિણા દઈ વંદન કરી નમસ્કાર કરી પાછો જાય છે) એ પ્રમાણે-૧૬ થી ૨૨મા સમજવું એટલે, ૧૭ વરુણોપપાત, ૧૮ ગરુડોપપાત, ૧૯ ધરણોપપાત, ૨૦ વૈશ્રમણોપપાત, ૨૧ વેલંધરોપપાત, અને ૨૨ દેવેન્દ્રોપપાત. ૨૩ ઉત્થાનશ્રુત, ૨૪ સમુત્થાનશ્રુત, ૨૫ નાગપરિજ્ઞા (નાગકુમારોની પરિજ્ઞા જેમાં છે તે), ૨૬ નિરયાવલિકા (નરકવાસી આદિનું જેમાં વર્ણન છે તે), ૨૭ કલ્પિકા-(સૌધર્મ આદિ કલ્પનું જેમાં વર્ણન છે તે), ૨૮ કલ્પાવતંસિકા (તે કલ્પના કલ્પ વિમાનોનું વર્ણન જેમાં છે), ૨૯ પુષ્પિતા (જેમાં ગૃહવાસની આકુલતાનો ત્યાગ કરી પ્રાણી સંયમ ભાવથી પુષ્પિત-સુખી થાય છે યા તો સંયમ ભાવના પરિત્યાગથી દુઃખની પ્રાપ્તિ કરી આકુલ બની ફરી સંયમભાવ ગ્રહણ કરી પુષ્પિત-સુખી થાય છે તે જણાવેલું છે), ૩૦ પુષ્પચૂડા (તે વાત જેમાં વિશેષ અર્થથી સમજાવી છે તે). ૩૧ વૃષ્ણિદશા-(અંધ વૃષ્ણિ નામના રાજા સંબંધી દશ અધ્યયનમાં જેમાં વર્ણન છે તે) વગેરે પ્રકીર્ણકો-નંદી-સૂત્ર ૪૩ પૃ ૨૦૨ મલય૦ ટીકા પૃ ૨૦૬-૨૦૮ હરિ૦ ટીકા પૃ. ૯૩-૯૫

૩૬ આ ઉપરાંત પાક્ષિક સૂત્રમાં નીચેનાં મળે છે —

(૩૨-૩૬) ૩૨ આસીવિષ ભાવના (આસીવિષ એટલે સર્પ-તેના બે પ્રકાર, જાતિથી અને કર્મથી જાતિથી સર્પ તે વીંછી, દેડકા, સર્પ અને મનુષ્ય જાતિ, કે જેનો ક્રમ જેમ જેમ વધારે વિષવાળા તેમ છે, ને કર્મથી સર્પો તે પંચેદ્રિય તિર્યંચ, તેનું વર્ણન) ૩૩ દૃષ્ટિવિષભાવના. ૩૪ ચારણભાવના (અતિશય બહુ ગમન આગમન સ્વરૂપવાળું જેનું ચરણ છે તેને ચારણ કહે છે એટલે કે અતિશયવાળા ગમનાગમનની લબ્ધિવાળા સાધુઓ-તે બે પ્રકારના છે વિદ્યાચારણ અને જંઘાચા-

રણ–તેનુ વર્ણન જેમા છે તે) ૩૫ મહા સ્વપ્ન ભાવના (મહા સ્વપ્નો સબંધી જેમા વર્ણન છે તે) અને ૩૬ તૈજસ નિસર્ગી (તૈજસનો નિસર્ગ જેમા વર્ણવ્યો છે તે). [ પાક્ષિક સૂત્ર. પૃ ૬૬ થી ૬૯ ]

૩૭ ઉપર ગણાવ્યા પ્રમાણે ૧૨ અગ, ૧ આવશ્યક સૂત્ર, ઉત્કાલિક આવશ્યક વ્યતિરિક્ત સૂત્ર ૩૨ ગણાવ્યા તે, અને ૩૬ કાલિક આવસ્યક વ્યતિરિક્ત સૂત્ર એટલે કુલ ૮૧ નામવાર થયા (તેમા દૃષ્ટિવાદના 'પૂર્વો' નષ્ટ થતા ગયા ને સપૂર્ણ રીતે વીરાત્ ૧૦૦૦મા નષ્ટ થયા–વિચ્છિન્ન થયા.) અત્યારે તે સિવાયના ઉક્ત ૮૦ માથી કેટલાક ઉપલબ્ધ નથી વીરાત્ ૯૮૦મા તે બધા હશે પછી પણ ધીમે ધીમે સ્મૃતિભ્રશથી તે વખતમા લેખિત પુસ્તકો આજ સુધી રહી ન શકે તેથી, તેમજ વચમા અનેક ધર્મો-એ–અન્ય ધર્મી રાજાઓ અને આચાર્યોએ જૈનધર્મ પર કરેલ આક્ર-મણથી તેમજ દુકાળોથી ઘણા આગમો ને પુસ્તકો લય પામ્યા. આગમો પૈકી જે કઇ અવશિષ્ટ રહ્યા છે તે ત્રુટક છે અને તેની સખ્યા ૪૫ ગણાય છે કે જે શ્વેતામ્બર મૂર્તિપૂજકો 'વીરવાણી' તરીકે સ્વીકારે છે, વળી તેઓ તેના મૂળ ઉપરાત તેના અન્ય ચાર અગ નામે નિર્યુક્તિ, ચૂર્ણિ, ભાષ્ય અને ટીકા પૂર્વાચાર્યોએ રચેલ છે ને કે જેની સાથે સૂત્રનુ મૂળ ઉમેરતા સૂત્રની પચાગી થાય છે તેને પણ સ્વીકારે છે

૩૮ હવે અત્યારે તે અવશિષ્ટ ૪૫ જે સ્વરૂપમા મળે છે તેનો અતિ સક્ષિપ્ત પરિચય કરીએ તે સ્વરૂપ લગભગ વીરાત ૯૮૦ ની દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણની વલ્લભી વાચના પ્રમાણે અત્યારસુધી ચાલ્યુ આવ્યુ છે એમ કહી શકાશે



# પ્રકરણ ૫ મું.

## ઉપલબ્ધ શ્રુત-સાહિત્ય.

### અગિયાર અંગો.

श्री जम्बुप्रभव प्रभुर्गतभवः शय्यभव श्री यशो-
भद्राख्य. श्रुतकेवली च चरम श्री भद्रबाहु र्गुरु ।
शीलस्वर्णकषोपलः सुविमल' श्री स्थूलभद्र' प्रभु
सर्वेऽप्यार्यमहागिरिप्रभृतय कुर्वन्तु वो मगलम् ॥
श्यामार्यार्यसमुद्र मगु समिता श्री भद्रगुप्तादय'
श्रीमान् सिंहगिरिस्तथा धनगिरि स्वामी च वैराभिध ।
श्री वैरो मुनिरार्यरक्षितगुरु पुष्पो गुरु स्कन्दिल.
श्री देवर्द्धिपुरःसरा. श्रुतधरा कुर्वन्तु वो मंगलम् ॥

—ધર્મસૂરિ–મંગલાષ્ટક પી. ૫, ૧૩૯.

—શ્રી **જંબૂ**સ્વામી, (તેના શિષ્ય) **પ્રભવ**સ્વામી, (તેના શિષ્ય) ભવ જેણે ગાળી નાખ્યો છે એવા **શય્યંભવ** (દશવૈકાલિક સૂત્ર કર્ત્તા) સૂરિ, (તેના શિષ્ય) **યશો**ભદ્ર, (તેના શિષ્ય) ચરમ શ્રુત કેવલી **ભદ્ર**બાહુ ગુરૂ, (તેના શિક્ષા શિષ્ય) શીલરૂપી સુવર્ણની કસોટી રૂપ સુવિમલ એવા પ્રભુ **સ્થૂલ**ભદ્ર, (તેમના શિષ્ય) આર્ય **મહા**ગિરિ અમારૂં મંગલ કરો.

**શ્યા**માર્ય ( પ્રજ્ઞાપના સૂત્ર કર્ત્તા ), આર્ય **સ**મુદ્ર, આર્ય **મં**ગુ સર્વે, **ભદ્ર**ગુપ્તાદિ, **સિં**હગિરિ, **ધ**નગિરિ, શ્રી **વૈ**ર ( વજ્ર ) સ્વામી, **વજ્ર** મુનિ, આર્ય **ર**ક્ષિત ( અનુયોગ દ્વાર કર્ત્તા ), **પુ**ષ્પ ( દુર્બલિકા પુષ્પ), ગુરૂ **સ્ક**ન્દિલ (મથુરાવાચના વાળા) અને **દે**વર્દ્ધિ ગણિ (વલ્લભીવાચના વાળા) એ પુર સર શ્રુતધરો–શ્રુતજ્ઞાનીઓ અમારૂં મંગલ કરો. ( આ બધા માટે પટ્ટાવલી જુઓ )

૩૯ પહેલા પ્રથમ આપણે ઉપલબ્ધ ૧૧ અંગો જોઇએ—

(૧) આચારાગ—જૈન સાધુઓએ કેવી રીતે પોતાના આચારનુ પાલન કરવું તે વિષે આમા વર્ણન છે જેનો કહે છે કે જે જ્ઞાન કોઈ કાર્યમા પરિણત ન થાય તે જ્ઞાન વૃથા છે, તે માટે જૈન સાધુઓએ અહિંસા વ્રતના પાલનનો ઉપદેશ આપતા પહેલા કેટલા પ્રકારના જીવો છે તે સર્વ જાણવુ જોઇએ. આ જ્ઞાન સહિત પ્રાણીહિંસાનો નિષેધ કરવામા આવ્યો છે આચારાગમા કહ્યુ છે કે ‘ જે એક જાણે છે તે સર્વ જાણે છે જે સર્વ જાણે છે, તે એક જાણે છે—અર્થાત્ જે એક વસ્તુને તેના સર્વ પર્યાય (ફેરફાર) થકી જાણે છે, તે નિશ્ચયે સર્વને જાણે છે, કેમકે સર્વ જ્ઞાન વિના વિવક્ષિત એવી એક વસ્તુને, સ્વપર પર્યાય ભેદ થકી ભિન્ન કરીને તેના સર્વ રૂપોમા સમજવી એ અશક્ય છે, જે સર્વને સર્વરૂપે સાક્ષાત્ જાણે છે, તે એકને પણ સ્વપર પર્યાય ભેદ થકી ભિન્ન રૂપે યથાર્થ જાણે છે આ જ્ઞાનાદિક આસેવન વિધિનો પ્રતિપાદક ગ્રંથ છે.

૪૦ આચારાગમા બે મુખ્ય વિભાગ છે કે જેને ‘શ્રુતસ્કંધ’ કહે છે. તેમાના પહેલામા ૯ અધ્યયન છે—

૧ શસ્ત્ર પરિજ્ઞા—તેમા દરેક યોનિમાથી જીવ આવેલ છે, અને તેથી દરેક જીવ તેના સગા છે તો દરેકને સ્વ આત્મા સમાન ગણવા ઉપદેશ કરેલ છે. વેર ભાવ રાખીશ તો દુખ પામીશ ને આત્મભાવથી અનંત સુખ પામીશ એમ પૂર્વભવની શ્રદ્ધા કરાવી જણાવ્યુ છે કે પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય, ત્રસ કાય એ ‘છ કાય’ જીવોની હિંસા કરવી તે કર્મબંધ હેતુ છે. ૨ લોકવિજય—માતાદિ લૌકિક સંબંધ પર વિજય મેળવી અરતિ—ભોગ—માનાદિ ત્યાગ કરી સંયમમા લીન થવાનો અધિકાર છે. ૩ શીતોષ્ણીય—નાટ તાપાદિ પરિષહ અજ્ઞાનપણે કષાય છાડી આત્માને ભાવી સહન કરવા ૪ સમ્યક્ત્વ—સન્માર્ગમા દૃઢ શ્રદ્ધાપૂર્વક પ્રવર્તન. ૫ લોક સાર—લોકમા સાર ખેચનાર એવા સત્યમુનિનુ સ્વરૂપ ૬ ધૂત—કર્મથી મુક્ત કેમ થવુ તેના ઉપાય—મુનિએ નિસંગ અને અપ્રતિબદ્ધ થવું એ

મુખ્યતાએ છે ૭ મહાપરિજ્ઞા—સંયમ પાળતા સાધુને કદાચિત્ પરિ-પહો ઉપજે તો સમ્યક્ રીતે શાંતિથી સહન કરવા એ મુખ્ય વાત તેમાં હતી. આ અધ્યયન વિચ્છિન્ન થયું છે તેમાંથી બીજો શ્રુતસ્કંધ રચાયો કહેવાય છે ૮ મોક્ષ—કર્મથી મુક્ત થવું—સ્વરૂપપ્રાપ્ત થવું. મરણવિધિ ૯ ઉપધાન—ઉપરના આઠ અધ્યયનમાં જે અર્થ છે તે મહાવીર પ્રભુએ આદર્યા છે એમ જણાવી સમસ્ત સાધુઓને સંયમમાં ઉત્સાહિત કર્યા છે. આમાં શ્રી મહાવીરના વર્તનનો આદર્શ બતાવ્યો છે

૪૧ બીજો શ્રુતસ્કંધ **આચારાગ્ર** છે—આચારાંગનો વધારો છે. તેમાં મુનિઓના નિયમોથી બદ્ધ એવા ૧૬ અધ્યયન છે —૧ પિંડૈષણા—પિંડ એટલે આહાર મુનિએ કેવો ઇચ્છવો તે સંબંધીના, તેમજ તે કેવા સ્થાને—સમયે અને વિધિએ લેવો ન લેવો વગેરેના નિયમો છે ૨ શય્યા—સૂવા સંબંધી, ૩ ઇર્યા—ચાલવા સંબંધી, ૪ ભાષા, ૫ વસ્ત્ર, ૬ પાત્ર, ૭ અવગ્રહ પ્રતિમા—રહેવાના મકાન, ૮ સ્થાન—ઉભા રહેવાના સ્થળ, ૯ નિષીથિકા—અભ્યાસ સ્થળ, ૧૦ ઉચ્ચારપ્રશ્રવણ—સ્થંડિલ એટલે મલોત્સર્ગ માટેના સ્થલ—સંબંધી મુનિને માટે નિયમો છે ૧૧ શબ્દ—મુનિએ શબ્દમાં મોહિત ન થવું, ૧૨ રૂપ-રૂપ જોઈ મોહિત ન થવું, ૧૩ પરક્રિયા-બીજાની ક્રિયામાં મુનિએ કેમ વર્તવું, ૧૪ અન્યોઅન્ય ક્રિયા-મુનિઓએ અરસ્પરસ થતી ક્રિયામાં કેવી રીતે વર્તવું, ૧૫ ભાવના—શ્રી મહાવીરનું ચરિત્ર તથા પાંચ મહાવ્રતોની ભાવનાઓ ૧૬ વિમુક્તિ—હિતોપદેશ—હિતશિક્ષાના કાવ્યો

૪૨ 'આચારાંગમાં પ્રથમ શ્રુતસ્કંધ જૂનામાં જૂનો છે ને તેમાં પહેલું અધ્યયન તો બીજાં અધ્યયન કરતાં વધુ પ્રાચીનતા દર્શાવે છે બીજો શ્રુતસ્કન્ધ પહેલા શ્રુતસ્કંધ કરતાં ઘણો પાછળનો છે, અને તે તેમાં 'ચૂલા' ( એટલે પરિશિષ્ટો ) મૂકી છે તે પરથી જણાય છે' ( વિન્ટરનિટ્ઝ )

૪૩ હવે બીજું અંગ જોઇએ —

(૨) **સૂત્રકૃતાંગ**—આમાં જ્ઞાન તથા વિનયાદિ ગુણો અને વિવિધ ધર્માચારો વર્ણિત છે જૈનધર્મની નિયમાવલી સાથે અન્ય ૩૬૩ કુવા-

દીઓ[41] કે જે શ્રી મહાવીરના સમયમા અસ્તિત્વ ધરાવતા હતા તેમની નિયમાવલિની તુલના કરી છે અને છેવટે બતાવી આપ્યું છે કે અહિંસા ધર્મના મૂળ રૂપ ધર્મ એજ શ્રેષ્ઠ ધર્મ છે સાધુઓ આ પુસ્તકના અધ્યયનથી ધર્મ પ્રત્યે દૃઢ વિશ્વાસી બને છે એ સિવાય વિવિધ પ્રકારના મદને (જાતિમદ વગેરે ૮ પ્રકારના મદને) તિરસ્કારી કાઢવામા આવ્યા છે વિનય એ પ્રધાન ભૂષણ છે એમ ખુલ્લી રીતે જણાવ્યુ છે. આમા બે શ્રુતસ્કધ છે.

૪૪. પહેલા શ્રુતસ્કધમા ૧૬ અધ્યયન છે'—૧ સમયાખ્ય-સ્વમત પરમતની પ્રરૂપણા છે તેમા પચમહાભૂતવાદી ( Materialists ), આત્માદ્વૈતવાદી ( Vedantins ), તજ્જીવ તચ્છરીરવાદી ( other materialists ), અક્રિયાવાદી, આત્મષષ્ઠવાદી (forerunners of

---

૪૦ (૪૮ પૃ પરની ફુટનોટ) આચારાગસૂત્ર ( વે ન ૧૩૯૪-૯૬) તે પર ભદ્રબાહુની નિર્યુક્તિ તથા શીલાકાચાર્યની ટીકા સહિત આ૦ સમિતિ તરફથી પ્રકટ થયેલ છે. ડા યાકાબીના ઇગ્રેજી ભાષાતર સે બુ. ઇસ્ટમા વૉ ૨૨ મા પ્રકટ થયેલ છે તેનો પ્રથમ શ્રુતસ્કધ પ્રો શુબ્રિંગે લિપ્ઝિગમાં સન ૧૯૧૦ મા સશોધિત કરી પ્રકટ કરેલ છે ને તે જૈન સાહિત્ય સશોધક સમિતિએ પ્રકટ કરેલ છે આચારાગનુ ગુજરાતી ભાષાતર પહેલા પ્રથમ પ્રો. રવજી દેવરાજ તથા બીજાઓએ કરીને છપાવ્યુ જુઓ વેબરનો લેખ ઇ એ વૉ ૧૭ પૃ ૩૪૧-૩૪૪.

૪૧ સૂત્રકૃતાગમા પરવાદીના ૩૬૩ મત ગણ્યા છે તેમના સગ્રહની ગાથા પ્રમાણે ૧૮૦ ક્રિયાવાદીના, ૮૪ અક્રિયાવાદીના, ૬૭ અજ્ઞાનવાદીના અને ૩૨ વિનયવાદીના મત છે 'સૂત્રકૃતાગ' એ નામનો પ. બહેચરદાસનો લેખ પુરાતત્ત્વ પુ ૨, પૃ ૧૨૫ આ સૂત્રપર વિશેષ માહિતી આપે છે. સૂત્રકૃતાગ ( અને કલ્પસૂત્ર) ના અગ્રેજી ભાષાતરો ડા૦ યાકોબીએ કરેલા તે તેમની વિદ્વન્માન્ય પ્રસ્તાવના સહિત Sacred Books of the East વૉ૦ ૪૫ મા પ્રકટ થયા છે. સૂત્રકૃતાગ શીલાકાચાર્યની સસ્કૃત ટીકા સહિત પ્ર આ સમિતિ ન ૧૮ મા અને બીજી કેટલીક ટીકા સહિત આગમસગ્રહ વૉ ૨ મુબઇમા ભીમશી માણેક તરફથી પ્રકટ થયેલ છે વે૦ ૧૫૪૯-૧૫૬૩ જુઓ વેબરનો લેખ ઇ એ વૉ ૧૭ પૃ ૩૪૪-૩૪૫ અને વૉ ૧૮ પૃ. ૧૮૧-૨.

Vaisheshiks), પંચસ્કંધવાદી (અફલવાદી) અન્યબૌદ્ધો ( Baudhas & Ganayas ), પૌરાણિક વિનયવાદી ( followers of Goshala ),પરતીર્થીના દોષદર્શન-લોકવાદ (Popular beliefs) ને જણાવી સ્વમત પ્રરૂપણા અર્થે ઉપસંહાર કરેલ છે ૨ વૈતાલીય-હિતાહિત દર્શન છે ૩ ઉપસર્ગ પરિજ્ઞા-શીતાદિ ઉપસર્ગ સહન કરવા, માતા-પિતાદિ સ્નેહીના વિલાપ વગેરેથી સાધુમાર્ગથી પતિત ન થવું, ઉપસર્ગથી થતા આંચાત્મવિષાદનું દર્શન-તેથી ઉપસર્ગ સહન કરવા અને કુશાસ્ત્રોના વચનથી ચારિત્રભ્રષ્ટ ન થવુ તે છે. ૪ સ્ત્રી પરિજ્ઞા-સ્ત્રીઓથી ન લલચાવુ, સ્ત્રીના ઉપસર્ગથી ભ્રષ્ટ થયેલ સાધુ દુઃખ પામે છે ૫ નરકવિભક્તિ-નરકનુ વર્ણન, તે દુઃખથી ભય પામી સ્વધર્મ આદરવો, ૬ વીરસ્તુતિ-મહાવીરની પદ્ય સ્તુતિ છે. ૭ કુશીલ પરિભાષા-યજ્ઞયાગાદિ, સ્નાનાદિ, તપશ્ચર્યાદિમા જ મોક્ષ માનનારા ભટકે છે શુદ્ધ ચારિત્ર તેથી કઈ ઓરજ છે સાધુ પાટીઆ માફક ( કરવત ગમે તેમ વેરે તો પણ ) મધ્યસ્થભાવ અંગીકાર કરી સ્વરૂપમા રમણ કરે છે. ૮ વીર્ય-આત્મવીર્ય, પંડિતવીર્ય વિષે ૯ ધર્મ-૧૦ સમાધિ-૧૧ મોક્ષમાર્ગ-એ ત્રણમા ઇંદ્રિય વિષય ત્યાગી આત્મધર્મમા પ્રવર્ત્તવા રૂપી ચારિત્ર વિષે છે ૧૨ સમવસરણ-પાખંડી મતો વિષે-ક્રિયાવાદી, અક્રિયાવાદી, અજ્ઞાનવાદી (agnostics) ને વિનયવાદીના દોષોનુ દર્શન, સ્વમતનુ દર્શન, ૧૩ યથાતથ્ય-ધર્મનુ યથાતથ્ય સ્વરૂપ, પાસત્થાદિ સાધુઓનુ વર્ણન ૧૪ ગ્રંથ પરિત્યાગ-વિવિધ પરિગ્રહનો ત્યાગ, ૧૫ આદાન (યમતિ) એ છેલ્લા ત્રણ, ચારિત્ર વિષે છે ૧૬ ગાથા-માહણ (બ્રાહ્મણ), શ્રમણ, નિર્ગ્રન્થ, ભિક્ષુ એ ચાર શબ્દની સમજૂતી.

૪૫ બીજા શ્રુતસ્કંધમા ૭ અધ્યયન છે ૧ પૌંડરિક (the parable of a lotus)-ક્રિયાવાદી, અક્રિયાવાદી, વિનયવાદી ને અજ્ઞાનવાદી કમળ-મોક્ષ લેવા સંકલ્પ કરે છે પણ સંસારથી વિરક્ત થઈ સંપૂર્ણ અંશે તેમ કરતા નથી, પણ કામભોગમા રહી પ્રયત્ન કરે છે, તેથી કામભોગ રૂપી કાદવમાથી નિકળી શકતા નથી જ્યા આરંભ પરિગ્રહની ઇચ્છા નથી-જ્યા કામભોગને છેવટે દેહ તે અન્ય,

ને હું અન્ય એમ સમજાય છે ત્યા જ શુદ્ધ સ્વરૂપનું ભાન થવાની આશા ખરી-ત્યાજ મોક્ષ મેળવવાની વકી ખરી. ૨ ક્રિયાસ્થાનક-ઇચ્છા ત્યા કષાય ને ત્યાજ સંસાર જ્યા તેનો અભાવ ત્યા મોક્ષ; તો ૧૨ સંપરાય ક્રિયા (સંસારક્રિયા)નો ત્યાગ કરી 'ઇર્યાવહી' અંગીકાર કરવાનો આમા ઉપદેશ છે, ૩ આહાર પરિજ્ઞા-શુદ્ધ એષણીય આહાર સંબધી વર્ણન ૪ પ્રત્યાખ્યાન પરિજ્ઞા-જ્યાસુધી સર્વાંશે ત્યાગ નથી થયો ત્યાસુધી જે કર્મબંધ જીવે દીઠા-ઓળખ્યા-વિચાર્યાં નથી તેવા કર્મબંધો લાગે છે તે વિષે ક્રિયા કરવાનુ ભાન મટી જવુ જોઇએ. ૫ આચારઅનાચાર શ્રુત-આચાર અંગીકાર કરવા અને અનાચારનો ત્યાગ કરવો. ૬ આર્દ્રકીય-આર્દ્રક કુમારનો અન્ય દર્શનીઓ સાથેનો શાસ્ત્રાર્થ ૭ નાલદીય-શ્રાવકના આચારનો અધિકાર

૪૬ પ્રો૦ વિન્ટરનિટ્ઝ કહે છે કે:—'સૂત્રકૃતાગની રચના એકજ કર્તાની હોય એમ સંભવે છે વધારે નિશ્ચિત એ છે કે તેના સકલનારે જુદા જુદા પદ્યો અને વ્યાખ્યાનો એકજ વિષયના એક સાથે મૂક્યા છે તેના બીજા શ્રુતસ્કધમા એથી જૂદુ જ છે તે પદ્યમા જ છે અને તેમા પરિશિષ્ટોનો અકૌશલ સગ્રહ છે. તે પ્રથમ શ્રુતસ્કધ સાથે જોડેલ છે કારણ કે તેના વિષયો જેવા વિષયો પર તે છે જૂના ભારતના સપ્રદાયોના જીવન સબંધી જ્ઞાન મેળવવા માટે આ શ્રુતસ્કધ ઘણો ઉપયોગી છે.'

૪૭ હવે ત્રીજુ અંગ-**સ્થાનાગ**[૪૨]-જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ, કાલ અને આકાશ એ ૭ દ્રવ્યોમા જીવ સિવાયના અન્ય અજીવ છે. આ જીવાજીવના ભેદોને તેમજ તેમના ગુણ પર્યાયોને એક સખ્યામાંથી દશ સખ્યાનુધીની-તેની અનુક્રમણિકાને સ્થાન આપેલુ છે તે એક સખ્યાને એક 'સ્થાન', બેને બે 'સ્થાન' એમ 'સ્થાન' નામ આપ્યુ

૪૨ સ્થાનાગ સૂત્ર અભયદેવની ટીકા સહિત પ્ર૦ આ૦ સમિતિ નં ૨૧-૨૨ (વે૦ નં. ૧૫૫૬-૫૯) જુઓ વેબરનો લેખ ઇ એ. વૉ ૧૮ પૃ. ૧૮૨-૪.

છે અને એ પ્રમાણે ભેદની વહેંચણી કરી છે જીવ જ્યારે કર્મબંધનોથી મુક્ત થાય ત્યારે તેને 'સિદ્ધ' જીવ કહેવામા આવે છે. 'સિદ્ધ' જીવો વળી સ્થાન-કાલના હિસાબે અવગાહન આદિ શ્રેણીમા વિભક્ત છે જેઓ કર્મબંધનથી મુક્ત થયા નથી તેઓ 'સંસારી' કહેવાય છે 'સંસારી' જીવો ત્રણ ભાગમા વહેચાયેલા છે ૧ સ્થાવર, ૨ સકલેન્દ્રિય, ૩ વિકલેન્દ્રિય આ પ્રકારે બીજા દ્રવ્યોના સ્વરૂપની ઓળખાણ અને વિભાગ સ્થાનાગ સૂત્રમા વર્ણવ્યા છે ૭ મા અધ્યયનમા સાત નિન્હવો-વિરોધી ધર્મભેદોનુ વર્ણન ઉપયોગી છે આખા સૂત્રના દશ અધ્યાય (કે જેને પણ 'સ્થાન' નામ આપ્યુ છે) છે. તેમા પહેલામા એક એક બોલ, બીજામા બે બે એમ દશમામા દશ દશ બોલ જેના જેના હોય તેની વ્યાખ્યા વિભાગ સાથે કરી છે.

૪૮ પ્રો૦ વિન્ટરનિટ્ઝ કહે છે કે —'સ્થાનાગમા બૌદ્ધોના અગુત્તર નિકાયની જેમ ૧ થી ૧૦ આકડાના ક્રમમા જુદા જુદા વિષયો ચર્ચવામા આવ્યા છે આ સખ્યાઓમા વારવાર ઉપમાઓ આવે છે. ઉદાહરણમા જેવી કે જેમ ચાર જાતની પેટી છે તેમ ચાર જાતના ગુરૂ છે જેમ ચાર જાતના મત્સ્ય તેમ ચાર જાતની ભિક્ષા છે આમા નષ્ટ થયેલ દૃષ્ટિવાદમા શુ વિષયો હતા તેનુ વર્ણન ઉપયોગી છે'

૪૯ ચોથુ અંગ -૪ **સમવાયાગ**[૪૩]—આ સૂત્રમા એકથી **ક્રોડાકોડી** સખ્યા સુધી જીવાજીવના ભેદ તેમજ તેમના ગુણપર્યાયોને તેમજ અન્ય હકીકત જણાવી છે, અને તે સખ્યાના સમુદાયને 'સમવાય' એ નામ આપેલુ છે

૫૦ પાચમુ અંગ—૫ **વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ**[૪૪]—(આને હાલમા

---

૪૩ સમવાયાગ અભયદેવસૂરિની ટીકા સહિત પ્ર. આ૦ સમિતિ નં. ૧૫ જુઓ વેબરનો લેખ ઇં. ઍ. વૉ. ૧૮ પૃ. ૩૭૧-૩૭૮.

૪૪ વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ કે ભગવતીસૂત્ર તેની અભયદેવસૂરિકૃત ટીકા સહિત આ. સમિતિએ નં, ૧૨-૧૪ મા પ્રકટ કરેલ છે. તેનું ગૂજરાતી ભાષાતર પં. બહેચરદાસે કરેલ તે બે ભાગમા શ્રી જિનાગમ પ્રકાશક સભા તરફથી

'ભગવતી'સૂત્ર પણ કહેવામા આવે છે) વ્યાખ્યા એટલે વિવિધ કથન, પ્રજ્ઞપ્તિ એટલે પ્રરૂપણા. જેમા કોઈ રીતે અભિવિધિ વડે સર્વ જ્ઞેયપદાર્થોની વ્યાપ્તિપૂર્વક-અથવા મર્યાદા વડે-પરસ્પર અસંકીર્ણ-વિશાળ લક્ષણકથન પૂર્વક વિવિધ જીવાજીવાદિ ઘણા પદાર્થોના વિષયવાળા, શ્રીમહાવીર ભગવાને ગૌતમાદિ શિષ્યો પ્રત્યે તેમના પૂછેલા પદાર્થોના પ્રતિપાદનો, કરેલા છે તે વ્યાખ્યાઓ અને એ વ્યાખ્યાઓનુ પ્રરૂપણ શ્રીમાન્ સુધર્માસ્વામીએ જમ્બૂસ્વામી પ્રત્યે જેમા કરેલુ છે તે 'વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ' આમા શ્રી મહાવીર સ્વામીને તેમના મુખ્ય ગણધર ગૌતમસ્વામીએ પૂછેલા ૩૬૦૦૦ પ્રશ્નો અને તેના ઉત્તરો છે પ્રશ્નોના ઉત્તરો આપી મહાવીર સ્વામીએ શિષ્યગણના સંદેહનુ નિવારણ કરેલુ તેનો વિસ્તૃત હેવાલ આ સૂત્રમા છે, તેમજ સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા સંબંધે અને પદાર્થોની સૂક્ષ્મ વ્યવસ્થા-જીવવિચાર આદિ અનેક બાબતોનુ વિવેચન છે.

૫૧. આમા અન્યતીર્થિકો **આ**જીવિકાદિ, **પા**ર્શ્વાપત્યો (પાર્શ્વનાથ પ્રભુના અનુયાયીઓ), વગેરે સબંધી વર્ણન ને ઉલ્લેખ છે શ્રી **મ**હાવીરને માટે વેશાલીય, નિયથિપુત્ત (નિર્ગ્રન્થ પુત્ર), સંખકુખખા મોકખ સમણોવાસગ, પોકખલિ સમણોવાસગ, ધમ્મઘોસ, સુમગલ આદિ નામો વપરાયા છે ઇંદ્રભૂતિ આદિ ગણધરો, અને બીજા શિષ્યો નામે રોહ, ખંદય, કન્ચાયન, કુરુદત્તપુત્ત અને **તિસય**, **નારયપુત્ત**, **સામહત્થિ** **આનદ** અને **સુનક્ખત્ત**, **માગ**દિયપુત્તના નામો આવે છે વિરોધીમા જમાલિ, શિષ્યાભાસ તરીકે **ગો**શાલ મખલિપુત્તનુ વિસ્તૃત વર્ણન છે. કોણિક રાજાના એટલે મહાવીરના સમયમા કાશીકોશલના રાજાઓ નામે નવ મલ્લકી અને નવ લિચ્છવી રાજાઓ ઉપર વજ્જિ વિદેહપુત્તે વિજય મેળવ્યો તે વાત આવે છે અને કોશાબીના રાજા ઉદયન (શતાનિકનો પુત્ર અને મહસ્સાણિયનો પૌત્ર)ની ફોઈ **જય**તી શ્રી મહાવીરનો ઉપદેશ સાભળી ભિક્ષુણિ થઇ તેનો ઇતિહાસ જણાવ્યો છે.

---

પ્રકટ થયેલ છે બાકીનું ભાષાતર છપાય છે. વે૦ નં. ૧૫૦૪ થી ૧૫૦૯. જુઓ વેબરનો લેખ ઇ એ વૉ ૧૯ પૃ. ૬૨ થી ૬૬.

આ પરથા તેમજ આવી અનેક હકીકતથી શ્રી મહાવીરના જીવનકાલ પર ઘણો પ્રકાશ પડે છે નવમા શતકમા એક શ્રીમત બ્રાહ્મણને ત્યા રાખેલી દાસીઓના નામો જેવ કે પલ્હવીયા, આરબી, બહાલી, મુરંદી, પારસી તે અનાર્યજાતિની-વિદેશીય હતી એમ સૂચવે છે લિકની ૧૬ જાતિઓ (અગ, વગ, મગધ, મલય, માલવય, અચ્છ, વચ્છ, કોચ્છ (ત્થ?), પઢ, લાઢ, વજ્જિ માલિ કાશી કોસલ અવાહ સુભત્તર) જણાવી છે. ગ્રહોના નામ તેમજ બ્રાહ્મણોના શાસ્ત્રોના નામો-ઋગ્વે-દાદિનો ઉલ્લેખ પણ આમા જોવામા આવે છે (વેબર૦)

૫૨ છઠ્ઠુ અંગ-૬ જ્ઞાતાધર્મ કથાંગ૪૫—જ્ઞાત એટલે ઉદાહરણ ૨૫, ધર્મપ્રધાન કથાનુ અગ તેના બે શ્રુતસ્કંધ છે પહેલામા ૧૯ અધ્યયન છે: ૧ ઉત્ક્ષિપ્ત અ૦—તેમા શ્રેણિકના પુત્ર મેઘકુમારની કથા છે તેનો પૂર્વભવ હાથીનો હતો તે હાથીએ (સસલાને બચાવવા) એક પગ ઉત્ક્ષિપ્ત કર્યો—ઉપાડી એમને એમ રાખ્યો તે કારણે ઉત્ક્ષિપ્ત અ૦ ૨ સંઘાટક અ૦—શેઠ અને ચોરની એક બીજાના સબંધવાળી કથા—ઉદાહરણ કથા છે ૩ અંડક અ૦—મોરના ઇંડા સબધી કથ ૪ કૂર્મ અ૦-કાચબાની કથા ૫ શૈલક અ૦—શૈલક રાજર્ષિની ૬ તુમ્બ અ૦ ૭ રોહિણી અ૦ તેમા શ્રેષ્ઠિવધુ રોહણીની ૮ મલ્લી અ૦-૧૯ મા સ્ત્રી-તીર્થંકર મલ્લિના-થની ૯ માકન્દી અ-તે નામના વણિકપુત્રની, ૧૦ ચન્દ્રમા ૧૧ દાવદ્દવ-તે નામનુ સમુદ્રતટ પર થતુ એક વૃક્ષ ૧૨ ઉદક-નગરની ખાળનુ પાણી ૧૩ મંડૂક-નંદમણિકારનો જીવ ૧૪ તેતલી-તેતલિસુત નામના અમાત્ય ૧૫ નંદીફલ-નંદિ નામના વૃક્ષના ફળો ૧૬ અવર-કંકા-ધાતકી ખંડ ભરતક્ષેત્રની રાજધાની તેમા દ્રૌપદી (પાંડવોની સ્ત્રી) ની કથા છે ૧૭ આઇણ્ણ—આકીર્ણ-તે પ્રકારના સમુદ્રમા રહેતા અશ્વો ૧૮ સુંસુમા-તે નામની શ્રેષ્ઠિદુહિતા ૧૯ પુંડરીક—એ નામના ૧૯ અધ્યયનો છે. બીજો શ્રુતસ્કંધ એક અધ્યયન જેટલો પરિશિષ્ટ રૂપે છે તેમા નાના નાના ૧૦ વર્ગ કરી કથાથી સમજાવેલ છે

૪૫ જ્ઞાતા૦ અભયદેવસૂરિની ટીકા સહિત પ્રસિદ્ધ આ૦ સમિતિ ન૦

૨૫ જુઓ વેબરનો લેખ એજન પૃ ૬૬-૭૦

૫૩ આમા અનાર્યજાતિના નામોનો ઉલ્લેખ છે કે 'બહૂહિં-ચિલાઇયાહિં ખુજ્જાહિં વાવણિ વદ્દલિ બબ્બરિ વૌસિ જોણિય પલ્હવિ ઇસિણિ થારૂગિણિ લાસિય લઊસિય દમિલિ સિંહલિ આરવિ પુલિંદી પક્કણિ બહલિ મુરૂંડિ સબરિ પારસીહિં' વળી ૭૨ કલાઓનો પણ ઉલ્લેખ છે, તથા અઢાર દેશી ભાષાઓ એટલો માત્ર નામોલ્લેખ છે (વે)

૫૪ સાતમુ અંગ—૭ ઉપાસક દશા[૪૬]—જેઓ ધર્મનું અવલંબન કરી સંસારનો પરિત્યાગ કરે છે તેઓને શ્રમણ–નિર્ગ્રન્થ, સાધુ–યતિ લેખવામા આવે છે. પરંતુ જેઓ પોતાના આચારો સર્વાંશે સાધુઓની તુલ્ય પાળી શકે નહિ, તેઓ ગૃહસ્થો–ઉપાસકો–શ્રાવકો છે કારણકે સંસારત્યાગીઓ જે વિધિ–અનુષ્ઠાન કરી શકે તે સર્વ, ગૃહીઓથી નજ બની શકે, આટલા માટે આ સૂત્રમા શ્રી મહાવીરના દશ શ્રાવકોના અધિકાર આપી તે પરથી ગૃહસ્થોએ પાળવા યોગ્ય આચારોનુ વર્ણન છે તે દશ શ્રાવકોના નામ **આનંદ**, **કામદેવ**, **ચુલણીપિતા**, **સુરાદેવ**, **કુંડકોલિક**, **શકડાલ** (–પુત્ર), **મહાશતક**, **નંદની પિતા**, **શાલનિપિતા** (તિતલી પિતા–શાલિક પુત્ર) એ દશ મુખ્ય ગૃહી શિષ્યોના નામ પ્રમાણે આ સૂત્ર દશ અધ્યયનમા વહેંચવામા આવ્યું છે તેથી આ સૂત્રનુ નામ ઉપાસક દશા પડયુ છે આ પરથી તે વખતે કેવા કેવાં વિલાસી દ્રવ્યોનો ઉપયોગ થતો, કેવા કામોમા ધનનો વ્યય થતો, કેવા પ્રકારનો પહેરવેશ તેઓ ધારણ કરતા તે વિગેરે વિષયોનુ પણ જ્ઞાન થાય છે

---

૪૬. આ 'ઉવાસગ-દસાઓ' મૂળ સંશોધિત કરી તેનો અંગ્રેજી અનુવાદ ડા A F Hoernle એ કર્યો છે તે તેમની ઉપયોગી પ્રસ્તાવના અને નોંધો સહિત તેમજ અભયદેવની ટીકા સહિત બિબ્લિઓથેકા ઇંડિકા, બંગાળ, કલકત્તા તરફથી સન ૧૮૮૫ મા બહાર પડેલ છે અભયદેવસૂરિ ટીકા સહિત આ૦ સમિતિ નં. ૨૮ મા પ્રસિદ્ધ થયેલ છે. વે૦ નં ૧૪૧૮–૧૪૨૧ જુઓ વેબર ઇ એ. વો ૨૦ પૃ ૧૮–૧૯

૫૫. આઠમુ અંગ —૮ અંતકૃત્ દશા [૪૭]—જેણે કર્મનો અથવા તેના ફલરૂપી સંસારનો અંત–નાશ કરેલો છે તે 'અંતકૃત્' કહેવાય છે જૈનોમા ૨૪ તીર્થંકરો થઈ ગયા છે. તેઓના વખતમા થઈ ગયેલા ૧૦ અંતકૃત્ કેવલીનુ–દૃષ્ટાંત તરીકે ગૌતમ કુમાર આદિનુ કઠોર તપશ્ચાપૂર્ણ જીવન તથા અંતે કર્મબંધનથી મુક્તિ વગેરે પ્રસંગોનુ તથા મોક્ષગામી પ્રદ્યુમ્નાદિના અધિકારનુ આમા વર્ણન છે. ઉપાસકદશા મા ગૃહસ્થોને યોગ્ય જીવન ગાળનાર આદર્શો ગૃહસ્થ માટે મૂક્યા છે, અને અંતકૃત દશા મા સંસારત્યાગી જૈન ગણને ગૌતમ કુમાર આદિના આદર્શ પોતાના જીવન સાથે ગ્રથિત કરવા પ્રેરે છે આ અંગના ૮ વર્ગ છે. 'વર્ગ' એટલે અધ્યયનનો સમૂહ–સંગ્રહ ૧ લા વર્ગમાં ૧૦ અધ્યયન ગૌતમકુમાર આદિના છે, બીજામા અક્ષોભકુમાર આદિના આઠ, ત્રીજામા અનવયશકુમર આદિના ૧૩, ચોથામા જાલિકુમર આદિ ૧૦, પાચમામા પદ્માવતી આદિ સાધ્વીઓના ૧૦, છઠામા મકાઈ ગાથાપતિ આદિના ૧૬, સાતમામા નંદા રાણી આદિ શ્રેણિકરાજાની ૧૩ રાણીઓના ૧૩, અને આઠમામા કાલી આદિ શ્રેણિકરાજાની ૧૦ રાણીઓ કે જેમણે આર્યા ચંદના પાસેથી સામાયિક આદિ ૧૧ અંગોનો અભ્યાસ કર્યો હતો તેમના ૧૦, અધ્યયન છે

૫૬ નવમુ અંગ –૯ અનુત્તરૌપપાતિક દશા.[૪૮]–અનુત્તર એટલે

---

૪૭ અંતકૃત્ દશાસૂત્ર અભયદેવસૂરિની ટીકા સહિત કલકત્તામા સન ૧૮૭૫ મા, જૈન આત્મા૦ સભા૦ તરફથી અને આ૦ સમિતિ તરફથી નં ૨૩ મા પ્રગટ થયેલ છે તેનું અંગ્રેજી ભાષાંતર L D Barnettનુ કરેલુ ઇ. સ. ૧૯૦૭ મા પ્રસિદ્ધ થયું છે વે. નં ૧૩૮૯–૯૩ જુઓ વેબરનો લેખ ઇ. ઍ. વો ૨૦ પૃ. ૧૯—૨૧.

૪૮. આ અનુત્તરોપપાતિક સૂત્રનું અંગ્રેજી ભાષાંતર L D Barnett થી કરાયેલુ ઇ. સ. ૧૯૦૭મા અને ગૂ૦ ભાષાંતર, જૈન આત્માનંદ સભા તરફથી, પ્રસિદ્ધ થયુ છે. અભયદેવસૂરિની સંસ્કૃત ટીકા સહિત આ૦ સમિતિ નં ૨૩, અને કલકત્તામા સન ૧૮૭૫મા પ્રસિદ્ધ થયેલ છે. વે નં. ૧૩૮૩–૮૭. જુઓ વેબર ઇ એ વો. ૨૦, પૃ ૨૧—૨૩.

જેનાથી કોઈ પ્રધાન નથી એવો ઉત્તમ, ઉપપાત એટલે જન્મ જેનો છે તે 'અનુત્તરોપપાતિક' જૈન ધર્મગ્રથોમા અનુત્તર વિમાન નામના સ્વર્ગનુ વર્ણન છે આ અનુત્તર વિમાનો **સર્વાર્થસિદ્ધ** આદિ નામના પાચ છે. આ પાચમા જન્મ લેનાર તે અનુત્તરોપપાતિક તે એક ભવ કરી મોક્ષે અવશ્ય જનાર છે એટલે તેઓ એકાવતારી છે આ સ્વર્ગ જે જે મેળવી શક્યા તે ૩૩ પુરૂષોનુ વિવરણ આમા છે આમા મૂળ દશ અધ્યયન હતા તે જણાવવા **અનુત્તરૌપપાતિક** 'દશા' એ નામ અપાયેલુ છે હાલ તેમા ૩૩ અધ્યયન છે તે ત્રણ વર્ગમા વહેચેલા છે પહેલા વર્ગમા ૨૩ અધ્યયન છે તેમા **શ્રેણિક** રાજાના **જાલિકુમર** આદિ ગણાવેલા ૨૩ પુત્રોના અધિકાર છે, બીજામા ૧૩ છે તેમા શ્રેણિક રાજાના પુત્ર **દીર્ઘસેન** કુમાર આદિ ગણાવેલા ૧૩ ના અધિકાર છે ત્રીજા વર્ગમા ૧૦ અધ્યયન છે તેમા **ધન્ય**, **સુનક્ષત્ર**, **ઋષિદાસ** **પેલક**, **રામપુત્ર**, **ચંદ્રકુમાર**, **પોષ્ટીપુત્ર**, **પેઢાલકુમાર**, **પોટિલકુમાર**, વહલ કુમાર એ દશ કે જેઓ સર્વાર્થસિદ્ધ વિમાનમા ગયા તેમનો અધિકાર છે આ બહુ નાનુ સૂત્ર છે દરેકમા પહેલી કથા લગભગ પૂર્ણ છે બાકીનાનુ એ પ્રમાણે સમજવુ, એમ ટુકાવ્યુ છે

૫૭ દશમુ અંગ—૧૦ **પ્રશ્ન** વ્યાકરણ દશા [૪૯]—તેનો **અર્થ** **પ્રશ્ન** એટલે વિદ્યા વિશેષ, સબંધી વ્યાકરણ એટલે પ્રતિપાદન–વિવેચન, દશ અધ્યયનમા છે તે પ્રશ્ન વ્યાકરણ દશા એવો અર્થ પર્વકાલે હતો હમણા જે દશ અધ્યયન છે તેમા પાચ આસ્રવદ્વાર (આસ્રવ એટલે જે દ્વારા કર્મો આવે છે તે દ્વાર) અને પાચ સવરદ્વાર (કે જેથી કર્મો આવતા બધ થાય છે તે) સબંધી વિવેચન છે પાચ આસ્રવ તે હિંસા, મૃષા, અદત્ત (ચોરી), અબ્રહ્મ, અને પરિગ્રહ, અને પાચ સવર તે તેના પ્રતિપક્ષી અહિંસા, સત્યવચન, અનુજ્ઞાથી દત્તનુ ગ્રહણ (અસ્તેય),

૪૯ પ્રશ્નવ્યાકરણ—અભયદેવ સૂરિની ટીકા સહિત આ૦ સમિતિ ન. ૨૬મા છપાયુ છે વે૦ નં. ૧૪૯૯–૧૫૦૨. જુઓ વેબર ઇ એ વૉ ૨૦ પૃ. ૨૩–૨૬.

બ્રહ્મચર્ય અને અપરિગ્રહ છે આ દરેકનું એક એક એમ દશ દ્વાર છે. આમા લગભગ ૫૩ અનાર્ય જાતિના નામ તથા ૯ ગ્રહોના નામ આવે છે

૫૮ અગ્યારમુ અંગ—૧૧ વિપાકસૂત્ર[૫૦]—આમા શુભ અશુભના—પુણ્યપાપરૂપકર્મના વિપાક—ફળનુ પ્રતિપાદન કરેલ છે તેને કર્મવિપાકદશા પણ કહેવામા આવે છે ઇંદ્રભૂતિ કોઈ ક્રૂર કાર્ય જોઈ મહાવીરને તે સબધી પૂછે છે, ને શ્રી મહાવીર પ્રસ્તુત વ્યક્તિઓના પૂર્વ ભવો કહી તે કાર્યનુ સમાધાન કરે છે અને સાથે ભવિષ્યના ભવો પણ જણાવે છે તેમા 'જક્ખાયતન'—યક્ષના મદિરનો ઉલ્લેખ આવે છે તેના પ્રથમ શ્રુતસ્કધમા દશ અધ્યયન છે બીજા શ્રુતસ્કંધમા પણ નાના નાના દશ અધ્યયન છે.

પહેલામા દશ.— ૧ મૃગાપુત્ર, ૨ ઉજ્જિઝત, ૩ અભગનસેન, ૪ શકટ, ૫ બૃહસ્પતિદત્ત, ૬ નદિષેણ, ૭ ઉમ્બરદત્ત, ૮ સોરિયદત્ત, ૯ દેવદત્તા, ૧૦ અંજૂદેવીના છે બીજામા સુબાહુ અને ભદ્રનદી આદિના ટુંક અધ્યયનો છે

૫૯ આ પ્રમાણે ૧૧ અંગ હાલમા વિદ્યમાન છે (આ અંગો સબંધી સામાન્ય વિવેચન માટે જુઓ વેબરનો લેખ ઇ ઍ. વૉ ૧૭ પૃ. ૨૭૯—૨૯૨ અને ૩૩૯—૩૪૧ ૧૨મુ દૃષ્ટિવાદ તો લુપ્ત થઇ ગયાનુ અગાઉ જણાવી દીધુ છે (કે જે સબધમા જુઓ ઇ. એં, વૉ. ૨૦ પૃ. ૧૭૦ થી ૧૮૧ વેબર) આ અંગ (શરીર)ના અવયવો (ઉપાગ) રૂપ ૧૨ ઉપાગ છે



૫૦ વિપાક સૂત્ર—અભયદેવ સૂરિની ટીકા સહિત અંતકૃત અને અનુત્તરોપપાતિક સાથે એકત્ર આ૦ સમિતિદ્વારા પ્રસિદ્ધ થયુ છે જુઓ વેબરનો લેખ ઇ એ. વૉ ૨૦ પૃ ૨૬—૨૯

## પ્રકરણ ૬ ઠું.

### ઉપલબ્ધ શ્રુત-સાહિત્ય
### અંગ સિવાયનાં આગમો.

वंदे वीरं तपोवीरं तपसा दुस्तपेन य ।
शुद्धं स्वं विदधे स्वर्णं स्वर्णकार इवाग्निना ॥
जिनप्रवचनं नौमि नवं तेजस्विमंडलम् ।
यतो ज्योतींषि धावन्ति हन्तुमन्तर्गतं तमः ॥

—તિલકાચાર્ય–જીતકલ્પવૃત્તિ.

—જેમ સોની અગ્નિથી સુવર્ણને શુદ્ધ બનાવે છે, તેમ જેમણે દુસ્તપ એવા તપ વડે પોતાના આત્માને શુદ્ધ બનાવ્યો એવા તપોવીર વીર (પ્રભુ) ને વંદું છું.

જ્યોતિ (તારા ગ્રહનક્ષત્રાદિ, જ્યોતિ) અંતર (આકાશ, હૃદય) નું તમસ (અંધકાર, અજ્ઞાન) હણવા દોડે છે તેવા અવનવા તેજસ્વીમંડલ કે જેમાંથી જ્યોતિ અંતર-હૃદયમાંના અંધકારને હણવા નીકળી દોડે છે તે રૂપ જિનપ્રવચનને નમું છું.

### બાર ઉપાંગો.

૬૦ પહેલું ઉપાંગ–૧ **ઔપપાતિક** (ઉવવાઇ), સૂત્ર[૫૧]–ઉપપાત–જન્મ (દેવ ને નારકનો જન્મ, કે સિદ્ધિગમન) તેના અધિકારવાળો આ ગ્રંથ છે આમાં ચંપાનગરી, પૂર્ણભદ્રચૈત્ય, વનખંડ, અશોકવૃક્ષ, પૃથ્વીશિલાનું વર્ણન કરી કોણિક રાજા, તેની રાણી ધારિણી, તેનો રાજપરિવાર, મહાવીર પ્રભુના વર્ણકો છે. કોણિક શ્રી મહાવીરને વંદે છે મહાવી-

---

૫૧ ઔપપાતિક સૂત્ર અભયદેવસૂરિની ટીકા સહિત કલકત્તામાં સન ૧૮૮૦માં, તેમજ આ૦ સમિતિ તરફથી પ્રસિદ્ધ થયેલ છે પ્રો. લેયમાને ૧૮૮૩માં સંશોધિત કરી શબ્દાર્થ કોષ (glossary) સહિત લિપ્ઝિગમાં બહાર પાડેલ છે વે નં. ૧૪૨૩-૧૪૨૫ જુઓ વેબરનો લેખ ઇ. એ. વૉ. ૨૦, પૃ. ૩૬૫-૩૬૯.

રના શિષ્યો-સાધુઓનું વર્ણક છે, તપ-બાહ્ય અને અભ્યંતર તપનુ વર્ણન, મહાવીરના શ્રમણોનુ, વાદવા આવતા અસુરઆદિ દેવતાઓનુ, દેવીઓનુ, જનો-લોકોનુ, નગરી, કોણિક સેનાનુ, કોણિકનુ, નગરવાસીઓનુ, સુભદ્રા પ્રમુખ દેવી-રાણીઓનુ વર્ણન છે પ્રભુ ધર્મકથા અર્ધ માગધીમા કહે છે-દેશના આપે છે, સમવસરણનુ વર્ણક આપી લાબો ઉપોદ્ઘાત પૂરો થાય છે. હવે ઉપપાતની કર્મબંધપૂર્વકથી કર્મબંધપ્રરૂપણા જણાવે છે જૂદા જૂદા સ્વરૂપના જનો-તાપસો, શ્રમણો, પરિવ્રાજકો, આદિના સ્વરૂપ બતાવ્યા છે પછી અબડ પરિવ્રાજકનો અધિકાર આવે છે શ્રમણો, આજીવકો, નિન્હવો, આદિ બતાવી કેવલીસમુદ્ઘાત અને સિદ્ધ સ્વરૂપનુ નિરૂપણ કર્યુ છે.

૬૧ બીજુ ઉપાગ—૨ રાયપસેણી[૫૨]—(રાજપ્રશ્નીય, રાજપ્રદેશીય ?) રાજા પ્રદેશીના સંબધી. આમા પ્રથમ સૂર્યાભદેવ શ્રી મહાવીરને વાદવા જાય છે તેનુ વર્ણન આવે છે, પછી સૂત્રના નામ પ્રમાણે પાર્શ્વનાથના ગણધર શ્રી કેશીનો શ્રાવસ્તિ નગરીના રાજા પ્રદેશી સાથેનો સંવાદ છે પ્રદેશી આત્મા વગેરે અનેક વાત નહિ માનનાર હતો તેને સમજાવી કેશી સ્વામીએ શ્રી મહાવીરના સિદ્ધાન્તમા શ્રદ્ધા કરાવી હતી આ સંવાદથી આ સૂત્ર એક સાહિત્યનો રસપ્રદ ગ્રથ છે એમ વિન્ટરનિટ્ઝનુ કહેવુ છે

૬૨ ત્રીજુ ઉપાગ—૩ જીવાભિગમ[૫૩]—જીવ (ઉપલક્ષણથી અજીવ પણ)નુ અભિગમ-જ્ઞાન જેમા છે તે આમા જીવ, અજીવ, જબૂદ્વીપનુ ક્ષેત્ર, પર્વત વગેરેનુ વિસ્તારથી વર્ણન છે

---

૫૨ રાયપસેણી સૂત્ર મલયગિરિની ટીકા સહિત આ૦ સમિતિ દ્વારા પ્રસિદ્ધ વે૦ નં. ૧૫૧૦ થી ૧૫૧૫. જુઓ વેબરનો લેખ ઇ એં. વૉ ૨૦, પૃ ૩૬૯-૩૭૧

૫૩ જીવાભિગમ સૂત્ર મલયગિરિની ટીકા સહિત દે૦ લા૦ ન ૫૦માં મુદ્રિત. વે૦ નં. ૧૬૬૦ થી ૬૩; જુઓ વેબરનો લેખ એજન પૃ. ૩૭૧-૨.

૬૪ ચોથુ ઉપાગ-૪ પ્રજ્ઞાપના[૫૪]-આનુ સંકલન કરનાર સુધર્માસ્વામિથી ૨૩મા આર્ય શ્યામાચાર્ય છે. પ્ર એટલે પ્રકર્ષપણે જ્ઞાપન એટલે જાણવું-જેમા પદાર્થનુ સ્વરૂપ પ્રકર્ષપણે-યથાવસ્થિત રૂપે જાણી શકાય છે અથવા જીવાજીવ આદિ પદાર્થની પ્રજ્ઞાપના છે તે પ્રજ્ઞાપના આમા જીવ અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા, અને મોક્ષનુ પ્રરૂપણ છે અને તે એ રીતે કે આમાના ૩૬ પદમા ૧, ૩, ૫, ૧૦ અને ૧૩ મા પદોમા જીવ અને અજીવની, ૧૬ અને ૨૨મા મા મનવચન કાય એ યોગ-આસ્રવની, ૨૩મા પદમા બંધની, ૩૬મા મા કેવલિસમુદ્ઘાતની વાત કરતા સંવર, નિર્જરા અને મોક્ષ એ ત્રણની પ્રરૂપણા છે લેશ્યા, સમાધિ, લોકસ્વરૂપ વગેરે આમા સમજાવ્યુ છે

૬૫ આ પ્રજ્ઞાપના ૩૬ પદોમા વિભક્ત છે તેના નામ ૧ પ્રજ્ઞાપના, ૨ સ્થાન, ૩ અલ્પબહુત્વ-બહુવક્તવ્ય, ૪ સ્થિતિ, ૫ પર્યાય-(વિશેષ), ૬ ઉપપાતોદ્વર્ત્તના-(વ્યુત્ક્રાંતિ), ૭ ઉચ્છ્વાસ, ૮ સંજ્ઞા, ૯ યોનિ, ૧૦ ચરમ (ચરમાચરમ), ૧૧ ભાષા, ૧૨ શરીર, ૧૩ પરિણામ, ૧૪ કષાય ૧૫ ઇંદ્રિય, ૧૬ પ્રયોગ, ૧૭ લેશ્યા, ૧૮ કાયસ્થિતિ, ૧૯ સમ્યક્ત્વ, ૨૦ અન્તક્રિયા, ૨૧ અવગાહના, ૨૨ ક્રિયા, ૨૩ કર્મ-પ્રકૃતિ ૨૪ કર્મ (પ્રકૃતિ) બંધ. ૨૫ કર્મવેદ, ૨૬ કર્મવેદ બંધ, ૨૭ કર્મપ્રકૃતિવેદ વેદ, ૨૮ આહાર, ૨૯ ઉપયોગ, ૩૦ પશ્યત્તા (દર્શનતા), ૩૧ સંજ્ઞા (પરિણામ). ૩૨ સંયમ (યોગ), ૩૩ જ્ઞાનપરિણામ-(અવધિ), ૩૪ પ્રવિચાર પરિણામ (પ્રવિચારણા), ૩૫ વેદના, અને ૩૬ સમુદ્ઘાત.

૬૬. પાચમુ ઉપાગ-૫ સૂર્યપ્રજ્ઞપ્તિ-આમા[૫૫] સૂર્યાદિ જ્યોતિષ્ચક્રનુ વર્ણન છે સૂર્યપ્રજ્ઞપ્તિ પર ભદ્રબાહુએ નિર્યુક્તિ રચી હતી,

---

૫૪ પ્રજ્ઞાપના સૂત્ર—મલયગિરિની ટીકા સહિત પ્રસિદ્ધ આ૦ સમિતિ નં ૧૯.૨૦ વે૦ નં ૧૪૯૪ થી ૧૪૯૮. જુઓ વેબર-ઈ-ઍન્ટ પૃ ૩૬૨-૩૬૬

૫૫ સૂર્ય પ્રજ્ઞપ્તિ—મલયગિરિની ટીકા સહિત મુદ્રિત આ૦ સમિતિ નં ૨૪, વે૦ નં ૧૫૦૪-૫૫. જુઓ વેબરનો લેખ ઇં એ વૉ ૨૧ પૃ ૧૨-૧૭

પણ મલયગિરિ પોતાની ટીકામા કહે છે કે 'તે કલિદોષથી નષ્ટ થઈ છે તેથી હુ કેવલ સૂત્રની વ્યાખ્યા કરૂ છુ'

સૂર્ય પ્રજ્ઞપ્તિમા ૨૦ પ્રાભૃત છે.–૧ મડલગતિ મખ્યા, ૨ સૂર્યનો તિર્યક્ પરિભ્રમ ૩ પ્રાકાશ્ય ક્ષેત્ર પરિમાણ, ૪ પ્રકાશ મસ્થાન, ૫ લેશ્યાપ્રતિઘાત, ૬ ઓજસસ્થિતિ ૭ સૂર્યાવારક, ૮ ઉદયસસ્થિતિ, ૯ પૌરૂષી છાયા પ્રમાણ, ૧૦ યોગસ્વરૂપ, ૧૧ સવત્સરોના આદિ અને અંત ૧૨ સંવત્સરના ભેદ, ૧૩ ચંદ્રમાની વૃદ્ધિ અપવૃદ્ધિ, ૧૪ જ્યોત્સ્ના પ્રમાણ, ૧૫ શીઘ્રગતિ નિર્ણય, ૧૬ જ્યોત્સ્ના લક્ષણ, ૧૭ ચ્યવન ને ઉપપાત ૧૮ ચદ્ર, સૂર્યઆદિની ઉંચાઈ, ૧૯ તેમનુ પરિમાણ ૨૦ ચદ્રાદિનો અનુભાવ

૬૭ છઠ્ઠું ઉપાગ—૬ **જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ**—આમા[૫૬] જંબૂદ્વીપનુ વિસ્તારથી વર્ણન છે. ભૂગોળ વિષયક આ ગ્રથ છે તેમા ભારતવર્ષના વર્ણનમા રાજા **ભરત**ની કથાઓ ઘણો ભાગ લે છે

૬૮ સાતમુ ઉપાગ—૭ **ચંદ્ર પ્રજ્ઞપ્તિ**—આમા ચદ્ર જ્યોતિષ્ ચક્રનું વર્ણન છે તે લગભગ સૂર્યપ્રજ્ઞપ્તિ જેવો-સમાન ગ્રંથ છે (વે૦ નં ૧૪૫૭)

૬૯ નં ૫ થી ૭ ઉપાગો વૈજ્ઞાનિક ગ્રથો ( Scientific works) છે તેમા ખગોળ, ભૂગોળ, વિશ્વવિદ્યા અને કાલના ભેદો આવે છે. (વિન્ટરનિઝ).

૭૦ આઠમુ ઉપાગ—૮ કપ્પિયા (કલ્પિકા)—**નિરયાવલિકા** શ્રુતસ્કધ (નિરય એટલે નરકની આવલિ કરનારનુ જેમા વર્ણન છે તે) આમા મગધના રાજા **શ્રેણિક** (બૌદ્ધમા બિમ્બિસાર)નુ તેના પુત્ર **કોણિક** (**અજાતશત્રુ**)થી થયેલ મૃત્યુ (કે જેની વાત બૌદ્ધ ગ્રથોમા પણ આવે છે) વગેરે હકીકત છે. **શ્રેણિક**ના દશ પુત્રો કાલિકુમાર

---

૫૬ જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ—શાતિચંદ્રની ટીકા સહિત મુદ્રિત દે૦ લા૦ નં. ૫૨ અને ૫૪ વે૦ નં. ૧૪૫૮-૫૯ જુઓ વેબરનો લેખ ઇ. એ વૉ. ૨૧, પૃ ૧૭-૨૦.

આદિ, તેમના પિતામહ વૈશાલિના રાજા ચેટકની સાથે યુદ્ધમા લડતા મરાયા, પછી નરકમા જઈ મોક્ષે જશે તેની હકીકત છે

૭૧. નવમું ઉપાગ—૯ કપ્પવડસિયા (કલ્પાવતસિકા)–આમા શ્રેણિક રાજાના દશ પૌત્રો પદ્મકુમાર આદિ દીક્ષા લઈ જુદા જુદા કલ્પ-દેવલોકમા ગયા ને ત્યાથી મોક્ષે જશે તેનુ વર્ણન છે તે દરેકનુ એક એમ દશ અધ્યયન છે.

૭૨ દશમુ ઉપાગ—૧૦ પુપ્ફિયા (પુષ્પિકા)–આમા પણ દશ અધ્યયન છે શ્રી મહાવીરને દશ દેવ–દેવીઓ પોતાના વિમાનમાથી પુષ્પ-કમા બેસીને વદન કરવા આવે છે તેમના પૂર્વભવ મહાવીર ગૌતમ-ને જણાવે છે આમા ૧ ચદ્ર.–૨ સૂર્ય,ની પૂર્વકરણી, ૩ મહાશુક્ર-દેવનો પૂર્વભવ-સોમલબ્રાહ્મણ ૪ બહુપુત્તીયા દેવીનો પૂર્વભવ–સુભદ્રા સાધ્વી ૫ પૂર્ણભદ્ર દેવનોભવ ૬ માણિભદ્ર–૭ દત્તદેવ ૮ બલનામ દેવ ૯ શિવદેવ અને ૧૦ અનાદીત દેવના પૂર્વભવ જણાવ્યા છે. આમા ભગવતીની પેઠે બ્રાહ્મણ–શાસ્ત્રોના નામો આવે છે

૭૩ અગ્યારમુ ઉપાગ—૧૧ પુપ્ફચુલિયા (પુષ્પચૂલિકા)–આમા દશ અધ્યયન છે. તેમા ઉપર પ્રમાણે શ્રી, હરિ વગેરે ૧૦ દેવીઓની પૂર્વકરણીનો અધિકાર છે શ્રીનો પૂર્વભવ ભૂતા નામની સ્ત્રી હતો, તેની પાર્શ્વ નિગ્ગન્થ પ્રવચનમા શ્રદ્ધા કરાવી હતી

૭૪ બારમુ ઉપાગ—૧૨ વન્હિ દસા—(વૃષ્ણિ દશા)–આમા ૧૨ અધ્યયન છે વૃષ્ણિ વશના બલભદ્રજીના ૧૨ પુત્રો નિષધ કુમાર આદિ નેમિનાથ પ્રભુ પાસે દીક્ષા લઇ સર્વાર્થસિદ્ધ વિમાનમા ગયા હતા ને ત્યાથી મહાવિદેહ ક્ષેત્રમા મોક્ષે જશે એનો અધિકાર છે.[૫૭]

૭૫. ન ૮ થી ૧૨ બધા નિરયાવલિ સૂત્રો નામે ઓળખાય છે ખરી રીતે 'કપ્પિયા'સૂત્રને નિરયાવલિ નામ ઘટે છે

---

૫૭ આ બાર ઉપાગોમાના ન ૭ થી ૧૨ નો સાર હિંદીમા જ્ઞાન-સુદરજી કૃત શીઘ્રબોધ ભાગ ૧૮મા આપેલો છે તે જુઓ. આ બધા શ્રી-ચદ્રસૂરિની ટીકા સહિત આ૦ સમિતિ ન૦ ૩૩ મા પ્રકટ થયેલ છે. વે ન. ૧૨૮૫-૮૯ જુઓ વેબરનો લેખ ઇ. એ વૉ ૨૧, પૃ ૨૦-૨૩

૭૬ એમ કહેવામા આવે છે કે ઉપાગ તે અગનુ અવયવ છે તે પ્રમાણે ઉક્ત ઉપાગો અમુક અંગોના ઉપાગ છે જેમકે ઔપપાતિક તે આચારાગનુ, રાજપ્રશ્નીય સૂત્રકૃતાગનુ, જીવાભિગમ તે સ્થાનાગનું, પ્રજ્ઞાપના સમવાયાગનુ, સૂર્યપ્રજ્ઞપ્તિ તે ભગવતીનુ, જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ તે જ્ઞાતાધર્મકથાગનુ, ચદ્રપ્રજ્ઞપ્તિ તે ઉપાસક દશાગનુ, નિરયાલિકા શ્રુત સ્કધ ગત કલ્પિકાદિ પચ વર્ગ-પચોપાગ તે અંતકૃતદશાગાદિથી દૃષ્ટિવાદ પર્યતના એટલે કલ્પિકા તે અંતકૃત દશાગનુ, કલ્પાવતંસિકા અનુત્તરોપપાતિક દશાગનુ, પુષ્પિતા તે પ્રશ્ન વ્યાકરણનુ, પુષ્પચૂલિકા તે વિપાક શ્રુતનુ અને વૃષ્ણિદશા તે દૃષ્ટિવાદનુ ઉપાગ છે (જુઓ જબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ પર શાન્તિચદ્રીય ટીકા પૃ ૧-૨) આમ બાર અંગના બાર ઉપાગ કેવી રીતે અરસ્પરસ સંબંધ રાખે છે તેનુ સૂક્ષ્મપણે અવલોકનથી પૃથક્કરણ કરી શકાયુ નથી વિન્ટરનિટ્ઝ કહે છે કે 'આ એક બીજાનો સબધ તદ્દન બાહ્ય પ્રકારનો છે'

## ચાર મૂલસૂત્ર

૭૭ **આવશ્યક**, **દશવૈકાલિક**, **ઉત્તરાધ્યયન** તથા **પિંડનિર્યુક્તિ** કે **ઓઘનિર્યુક્તિ** એ બેમાથી ગમે તે એકને લઇને-એમ ચાર મૂલસૂત્ર ગણાય છે-**મૂલસૂત્ર** એ નામ પાડવામા આશય અમને એ લાગે છે કે તે સર્વ સાધુઓને મૂલમા-પહેલા પ્રથમ પઠન કરવાને યોગ્ય છે.

વેબર કહેછે કે મૂલસૂત્ર નામ કેમ પડયુ તે સમજી શકાતુ નથી, નિર્યુક્તિ જેની થઈ છે તેનુ મૂલ સૂત્ર બતાવવા અર્થે તે વપરાયો હોય એમ સંભવિત છે તેનો ક્રમ તે ઉત્તરાધ્યયન, આવશ્યક, દશવૈકાલિક, પિંડનિર્યુક્તિ એમ આપે છે.

૭૮ પહેલુ મૂલસૂત્ર—૧ **આવશ્યક**[૫૮]—અવશ્ય જે ક્રિયાનુ-

---

૫૮ આવશ્યકપર ભદ્રબાહુની નિર્યુક્તિ (વે ન ૧૫૨૯થી૧૫૩૭) તથા હરિભદ્ર કૃત શિષ્યહિતા નામની ટીકા એ બંને પ્ર. આ સમિતિ ન. ૧-૪; હરિભદ્ર કૃત આવશ્યક પર ટિપ્પણ પ્ર૦ દે લા નં. ૫૩ (વે, ૧૫૩૩) ષડાવશ્યક સૂત્ર પર દેવેન્દ્રસૂરિ કૃત વંદારૂ વૃત્તિ પ્ર. દે. લા. નં. ૮ તે વૃત્તિને શ્રાવકાનુષ્ઠાનવિધિ પણ કહે છે.

ષ્ઠાન કર્ત્તવ્ય છે તેને લગતુ તે આવશ્યક, નિત્યકર્મનુ પ્રતિપાદક. આવશ્યક ૭ પ્રકારનુ છે ૧ સામાયિક, (સામાઇયિ), ૨ ચતુર્વિંશતિસ્તવ (ચઉવીસત્થઓ) ૩ વદનક (વદણય), ૪ પ્રતિક્રમણ (પડિક્કમણ) ૫ કાયોત્સર્ગ (કાઉસ્સગ્ગ), ૬ પ્રત્યાખ્યાન (પચ્ચખાણ)

૭૯ તેમા **સામાયિક** અધ્યયનમા–પીઠિકા, પહેલી અને બીજી વરવરિકા, ઉપસર્ગો, સમવસરણ, ગણધરવાદ, દશપ્રકારની સામાચારી, નિન્હવો શેષ ઉપોદ્‌ઘાત નિર્યુક્તિ, નમસ્કાર નિર્યુક્તિ છે પછી **ચતુર્વિંશતિસ્તવ** અધ્યયન, વંદનાધ્યયન; **પ્રતિક્રમણાધ્યયન** કે જેમા જિનભદ્ર ગણિ શ્રમાશ્રમણકૃત ધ્યાનશતક છે, તથા પરિષ્ઠાપનિકા નિર્યુક્તિ સગ્રહણી, યોગસગ્રહ નિર્યુક્તિ અને અસ્વાધ્યાય નિર્યુક્તિ છે કાયોત્સર્ગ અધ્યયન, અને છેવટે **પ્રત્યાખ્યાનનુ** અધ્યયન છે.

૮૦ બીજુ મૂલસૂત્ર ૨ દશવૈકાલિક—[૫૮]આ સૂત્ર ચૌદ–પૂર્વધર **સય્યભવ સૂરિએ** પોતાના પુત્ર મનક માટે પૂર્વમાથી ઉદ્ધરી રચ્યુ તે અગાઉ જણાવી દીધુ છે. કાલથી નિવૃત્ત એવું–વિકાલે પઢી શકાય એવુ દશ અધ્યયનવાળુ તે દશ વૈકાલિક તેમા પહેલી ગાથામા જણાવ્યુ છે કે 'धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो'–અહિસા, સયમ અને તપ એ ઉત્કૃષ્ટ મગલરૂપ ધર્મ છે તે અતિ ઉત્તમ અને નીતિના સિદ્ધાતથી ભરપૂર છે

૮૧ તેમા ૧૦ અધ્યયન છે તેના નામ—૧ **દ્રુમપુષ્પિક—**તમા ધર્મપ્રશ઼સા–ધર્મની સ્તુતિ છે સકલ પુરૂપાર્થમા ધર્મ પ્રધાન

૫૮ દશવૈકાલિક ભદ્રબાહુની નિર્યુક્તિ સહિત લૅાયમને સશોધી ટીકા–સાહિત્ય સબંધી અનેક ચર્ચા કરી, તે Z M, M G ૪૬ પૃ ૫૮૧ પ્રસિદ્ધ થયુ છે. વળી ભદ્રબાહુની નિર્યુક્તિ હરિભદ્રસૂરિની ટીકા સહિત દે૦ લા૦ ન ૪૭મા, અને સમયસુદરની ટીકા સહિત શ્રી મુબઇ ખભાતના સંઘે શ્રી જિનયશઃસૂરી ગ્રથમાલા ન ૧ તરીકે તેમજ હીરાલાલ હંસરાજે પ્રકટ કરેલ છે (વિ. ન૦ ૧૪૭૫ થી ૮૦) જુઓ વેબર ઇ એ વો ૨૧ પ ૩૩૯–૩૭૧

છે દ્રુમના પુષ્પમાથી ભ્રમર રસ ચુગી લે છતા તેને ઇજા ન કરે તેમ શ્રમણ વર્ત્તે છે, એથી દ્રુમપુષ્પિક અ૦ ૨ શ્રામણ્યપૂર્વિક-ધર્મ તરફ રુચિ છતા અભિનવ પ્રવ્રજિતને અધૃતિથી સંમોહ ન થાય તે માટે ધૃતિ-ધૈર્ય રાખવું તેનો અધિકાર છે, ૩ ક્ષુલ્લિકાચારકથા-ધૃતિ આચારમા જોઇએ તેથી આચારકથા ક્ષુલ્લિકા એટલે નાની કહેવામા આવે છે. તે આત્મસયમનો ઉપાય છે ૪ ષટ્જીવનિકા-ઉક્ત આચાર છ જીવ કાયગોચર હોવો જોઇએ અથવા આત્મસંયમ બીજા જીવોના જ્ઞાનપૂર્વક પાલન કરવો ઘટે તેથી તે રૂપ આ અધ્યયન છે ૫ પિંડૈષણા-તે રૂપ ધર્મ દેહ સ્વસ્થ હોય તો પળાય, અને તેથી આહાર વગર પ્રાય સ્વસ્થ થવાતુ નથી માટે સાવદ્ય અને નિરવદ્ય એવા આહારમા નિરવદ્ય આહાર ગ્રાહ્ય છે. આમા બે ઉદ્દેશક છે ભિક્ષાની વિશુદ્ધિ તે તપ સયમને ગુણકારી છે ૬ મહાચાર કથા (ધર્મ અર્થ કામાખ્ય૦)-ગોચરી-ભિક્ષાએ જતા મહાજન સમક્ષ સ્વાચાર નથી કહી શકાતો પણ આલયમાં ગુરૂ કહે છે તેથી મહાજનને યોગ્ય એવી નાની નહિ પણ મોટી આચારની કથા ૭ વચન વિશુદ્ધિ -તે કથા આલયમા હોવા છતા ગુરૂએ નિરવદ્ય વચનથી કહેવી ઘટે ૮ આચારપ્રણિધિ-નિરવદ્ય વચન આચારમા પ્રણિહિતને થાય છે ૯ વિનય-આચારમા પ્રણિહિત-દત્તચિત હોય ને યથાયોગ્ય વિનયસપન્ન થાય છે આમા વિનયનો અધિકાર છે, ને ૪ ઉદ્દેશક છે. ૧૦ સભિક્ષુ-ઉક્ત નવે અધ્યયનના અર્થમા જે વ્યવસ્થિત છે તે સમ્યગ્ ભિક્ષુ થાય છે. આ આમ સાધુ-ક્રિયાશાસ્ત્રની સમાપ્તિ થાય છે

૮૨ કદિ કર્મપરતત્રતાથી કોઈ સાધુ પતિત થાય તો તેનુ સ્થિરીકરણ કરવું તે માટે બે ચૂડા-ચૂલિકા છેવટે મૂકી છે ૧ રતિવાક્ય ચૂડા-તે સાધુને સયમમા સ્થિરીકરણ માટે છે તેમા સાધુના દુષ્જીવન માટે નરકપાતાદિ દોષો વર્ણવેલા છે. ૨ વિવિક્તચર્યા ચૂડા-તેમા સાધુ પતિત ન થાય તેવા ગુણના અતિરેકનું ફલ છે. વિવિક્તચર્યા એટલે એકાતચર્યા-અનિયતચર્યા

૮૩ શ્રીભદ્રબાહુ દશવૈકાલિક પરની નિર્યુક્તિમા જણાવે છે કે ઉપરોક્ત ૪થુ અધ્યયન આત્મપ્રવાદ પૂર્વમાથી, ૫ મુ અ૦ કર્મપ્રવાદ-પૂર્વમાંથી અને ૭ મુ અ૦ સત્યપ્રવાદ પૂર્વમાથી ઉદ્ધૃત કરેલ છે અને બાકીના અધ્યયનો નવમા પ્રત્યાખ્યાન પૂર્વની ત્રીજી વસ્તુમાથી ઉદ્ધૃત કરેલ છે

૮૪ આના બીજા અધ્યયનમા રાજીમતિ અને રથનેમિની વાત ઉત્તરાધ્યયનમાથી લીધેલી જણાય છે આ સૂત્ર તેમજ ઉત્તરાધ્યયન વાચતા બૌદ્ધનુ ધમ્મપદ યાદ આવે છે.

૮૫ ત્રીજુ મૂલસૂત્ર ૩ ઉત્તરાધ્યયન—આ આખુ સૂત્ર[૬૦] અતિ આનંદદાયક બોધના નિધિરૂપ છે તેમા ૩૬ અધ્યયન છે —૧ વિનય-ધર્મ વિનયમૂલ છે તેથી પ્રથમ વિનયનો અધિકાર આમા આપ્યો છે ૨ પરિષહ-વિનય સ્વસ્થચિત્ત વાળાએ તથા પરિષહોથી પીડાતાએ પણ કરવાનો છે તો તે પરિષહો કયા કયા છે તે તથા તેનુ સ્વરૂપ આમા બતાવ્યુ છે ૩ ચતુરંગીય—પરિષહ શુ આલબન લઈને સહેવા તેના ઉત્તરમા મનુષ્યત્વ ધર્મશ્રવણ, શ્રદ્ધા અને સયમમા વીર્યની સ્ફુરણા કરવી એ ધર્મના ચાર અગો દુર્લભ છે તે આમા બતાવેલ છે, ૪ પ્રમાદાપ્ર-

૬૦ પ્રકાશિત—રાય ધનપતિસિહ બહાદુર કલકત્તા સ ૧૯૩૬ માં લક્ષ્મીવલ્લભની ટીકા સહિત, વાદિવેતાલ શાતિ સૂરિની ટીકા સહિત દે૦ લા૦ ન ૩૩, ૩૬ અને ૪૧, જયકીર્તિની ટીકા સહિત પડિત હીરાલાલ હંસરાજ, કમલસયમની ટીકા સહિત યશોવિજય ગ્રંથમાલામા, ભાવવિજયની ટીકા સહિત જૈન આત્માનંદ સભા તરફથી વે૦ ન. ૧૩૯૯-૧૪૧૨ અગ્રેજી ભાષાતર અને પ્રસ્તાવના ડૉ Jacobi એ કરેલ તે S B E મા વૉ ૪૫ માં પ્રકટ થયેલ છે, અને મૂળ સશોધી અગ્રેજી પ્રસ્તાવના સહિત Carpentier નામના વિદ્વાને સન ૧૯૨૧ મા પ્રકટ કરેલ છે ગૂજરાતી ભાષાતર સહિત જૈન બ૦ સ ભાવનગર તરફથી મૂળ તથા ગૂજરાતીમા કથાઓ સહિત બે ભાગમા પ્રસિદ્ધ થયેલ છે જુઓ વેબરનો લેખ ઇ. એ વૉ ૨૧ પૃ. ૩૦૮-૩૧૧ અને ૩૨૭-૩૨૯.

માદ-ત્રીજામા ચાર દુર્લભ અંગો કહ્યા તે પ્રાપ્ત થયા છતા પ્રમાદ સેવાય તો મહાદોષ થાય છે અને અપ્રમાદ મહાગુણને માટે થાય છે. તેથી પ્રમાદનો ત્યાગ તેના પ્રકાર સહિત, અને અપ્રમાદ કરવાનુ કહેવા માટે આ અધ્યયન છે. ૫ અકામમરણ-મરણવિભક્તિ-જ્યાસુધી શરીરનો ભેદ-નાશ થાય ત્યાસુધી ગુણની અભિલાષા કરવી એમ ચોથાને અંતે કહ્યુ તેથી મરણકાળે પણ પ્રમાદ ન કરવાનુ કહ્યુ તેથી મરણ કેટલા પ્રકારના છે તે-અકામ મરણ, સકામ મરણ, પંડિત મરણ વગેરે-તે જાણવા માટે આ અધ્યયન છે ૬ ક્ષુલ્લક નિર્ગ્રન્થીય-પંડિતમરણ વિદ્યા-જ્ઞાન તથા ચારિત્રવાળા સાધુ-નિર્ગ્રન્થને હોય છે તેથી તેવા ક્ષુલ્લક-નાના સાધુનુ સ્વરૂપ આમા કહ્યુ છે ૭ ઔરભ્રીય-નિર્ગ્રન્થપણુ રસગૃદ્ધિના ત્યાગથી મળી શકે, ને તે ત્યાગ તેના દોષ જાણવાથી બરાબર થઈ શકે, તે દોષ દેખાડવા માટે ઉરભ્ર (ઘેટું) કાગણી, આમ્રફળ, વ્યવહાર-વેપાર, અને સમુદ્ર એ પાચના દૃષ્ટાંતો આપે છે ૮ કાપિલીય-રસગૃદ્ધિનો ત્યાગ નિર્લોભીને થઇ શકે તેથી આમા નિર્લોભ-પણુ બતાવે છે તેમા કપિલ મુનિનુ ચરિત્ર હોવાથી તે અધ્યયનનું નામ કાપિલીય છે ૯ નમિપ્રવ્રજ્યા-નિર્લોભી આ ભવમા પણ ઇંદ્રા-દિકથી પૂજાય છે તે દેખાડવા આ અધ્યયન કહેવાય છે આમા નમિ નામના પ્રત્યેકબુદ્ધની પ્રવ્રજ્યા-દીક્ષા છે તે નમિની પેઠે બીજા ત્રણ પ્રત્યેકબુદ્ધ કરકંડુ, દ્વિમુખ, નગ્ગતિ થયા છે. ૧૦ દ્રુમપત્ર-દ્રુમ એટલે ઝાડનુ પત્ર એટલે પાદડુ પાકી જતા પડી જાય છે તેમ જીવન ક્રમે કરી ક્ષીણ થાય છે માટે હે ગૌતમ ! એક સમય માત્ર પણ પ્રમાદ કરવો નહિ એ પ્રકારથી મહાવીર અનુશાસન-શિક્ષા આપે છે ૧૧ બહુશ્રુતપૂજા-દશમામા પ્રમાદના ત્યાગનો જે ઉપદેશ આપ્યો તે ઉપદેશ વિવેકથી ધારી શકાય ને તે વિવેક બહુશ્રુતની પૂજાથી પ્રાપ્ત થયો છે આમા અબહુશ્રુતપણુ અને બહુશ્રુતપણું સમજાવી તે શાથી પ્રાપ્ત થાય તે, અવિનીત-વિનીતના સ્થાનો વગેરે બતાવેલ છે. ૧૨ તપસમૃદ્ધિ-હરિકેશીય-બહુશ્રુતે તપ પણ કરવો જોઇએ તેથી

તપની સમૃદ્ધિનુ વર્ણન ને હરિકેશબલ નામના સાધુનુ આમા ચરિત્ર છે. ૧૩ ચિત્રસભૂતીય–તપ કરનારે નિદાન (નિયાણા)નો ત્યાગ કરવો ઘટે, તે માટે નિદાનનો દોષ બતાવવા ચિત્ર અને સંભૂતનું ઉદાહરણ અહીં અપાય છે ૧૪ ઇષુકારીય–આમા નિર્નિદાનતા–નિયાણા રહિતપણાનો ગુણ કહ્યો છે એકજ વિમાનમા રહેલ ૭ જીવો ત્યાથી ચ્યવી ઇષુકાર નામના પુરમા ઉપજ્યા અને તે ૭ પૈકી એક ઇષુકાર નામનો રાજા થયો તેથી આ અધ્યયનનું નામ ઇષુકારીય છે. ૧૫ સભિક્ષુક–નિયાણા રહિતપણાનો ગુણ ભિક્ષુ–સાધુને થાય છે. ભિક્ષુના ગુણો આમા કહેવાય છે ૧૬ બ્રહ્મચર્યગુપ્તિ–બ્રહ્મચર્યસમાધિ–સાધુના ગુણો બ્રહ્મચર્યમા જે સ્થિર હોય તેને તત્ત્વથી સંભવે બ્રહ્મચર્ય તેની ગુપ્તિઓથી પાળી શકાય. તે ગુપ્તિઓ મન વચન અને કાયાની છે પછી બ્રહ્મચર્યના દશ સ્થાનો–સમાધિસ્થાનો કહ્યા છે ( કે જેની અંદર બ્રહ્મચર્યની નવ વાડ સમાઇ જાય છે ) કે જેથી તે સમાધિથી પાળી શકાય. ૧૭ પાપશ્રમણીય–તેમા પાપસ્થાનો સેવનાર પાપશ્રમણનુ સ્વરૂપ છે ૧૮ સંયતીય–પાપસ્થાનોનો ત્યાગ ભોગના ત્યાગથી–સંયતિ થવાથી થાય છે ને ભોગના ત્યાગ પર સંજય રાજાની કથા છે. તે પરથી આ અધ્યયનને સંજયીય કહી શકાય ૧૯ મૃગાપુત્રીય–ભોગનો ત્યાગ કરતા શરીરની શુશ્રૂષા વર્જવાની છે તે પર મૃગાપુત્રની કથા છે ૨૦ મહાનિર્ગ્રન્થીય–'સંસારમાં મારો રક્ષક કોઈ નથી, હુ એકલો જ છું' એવા અનાથપણાની ભાવના આમા સિદ્ધ કરી છે ને તે પર અનાથી મુનિની કથા છે. ૨૧ સમુદ્રપાલીય–અનાથપણાનો વિચાર એકાત ચર્યા વિના થઈ શકતો નથી તેથી એકાત ચર્યા પર સમુદ્રપાલની કથા આમા આવી છે. ૨૨ રથનેમીય–એકાત ચર્યા ધીરજ વિના પાળી શકાતી નથી તેથી રથનેમિના દૃષ્ટાનથી ચારિત્રમા ધૃતિ રાખવાનો ઉપદેશ કર્યો છે પ્રથમ શ્રી નેમિનાથનો રાજીમતિનો ત્યાગ ને દીક્ષા જણાવી રાજીમતિએ રથનેમિને કરેલ ઉપદેશ વગેરે સુંદર કથા છે ૨૩ કેશિ ગૌતમીય–સંયમમા ધૃતિ રાખતા, આવતી શકા-

ઓનુ સમાધાન કરી સંયમ માર્ગમા પ્રવર્ત્તવુ આમા શ્રી પાર્શ્વનાથના ક્રમાગત શિષ્ય કેશી કુમાર અને શ્રી મહાવીરના શિષ્ય ગૌતમ સ્વામી વચ્ચે સંવાદ છે કેશીનો ખાસ પ્રશ્ન એ હતો કે શ્રીપાર્શ્વનાથે સાધુધર્મ ચાર મહાવ્રતવાળો કહ્યા અને શ્રી વર્ધમાને પાચ મહાવ્રત વાળો કહ્યો વળી શ્રી પાર્શ્વનાથે સચેલક (સવસ્ત્ર) અને શ્રી વર્ધમાને અચેલક (વસ્ત્રરહિત) ધર્મ કહ્યા આમ બંનેમા ફરક કેમ? ગૌતમ સ્વામીએ ઉત્તરમા કહ્યુ કે 'મધ્યના બાવીસ તીર્થંકરોના સાધુઓ ઋજુપ્રાજ્ઞ હોવાથી ચોથા અપરિગ્રહ મહાવ્રતમા જ બ્રહ્મચર્યનો સમાવેશ કરી લે છે અને તેમને સચેલક રહેવાનુ કહ્યુ છે અને આ ૨૪ મા તીર્થંકરના સાધુઓ વક્રજડ હોવાથી તેમને માટે બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ બે વ્રત જૂદા પાડી પાચ મહાવ્રતો કહ્યા છે ને અચેલક ધર્મ કહ્યા છે વગેરે અનેક પ્રશ્નોનુ સમાધાન છે.। ૨૪ પ્રવચન માતા—શંકાનુ નિવારણ કરવામા ભાષાસમિતિરૂપ વાગ્યોગની જરૂર છે, તેથી આમા પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ આઠ પ્રવચન માતાનુ સ્વરૂપ આપ્યુ છે. આ આઠમા સર્વ દ્વાદશાગરૂપ પ્રવચનનો સમાવેશ થાય છે તેથી તે તેની માતારૂપ કહેવાય છે. ૨૫ યજ્ઞીય—આમા જયઘોષ અને વિજયઘોષની કથાદ્વારા બ્રાહ્મણના લક્ષણ અને બ્રહ્મચર્યના ગુણ બતાવ્યા છે વિજયઘોષ બ્રાહ્મણે યજ્ઞ આરંભ્યો તે વખતે જયઘોષ મુનિ ભિક્ષા લેવા જતા તેણે ભિક્ષા ન આપી તેથી બંને વચ્ચે સંવાદ થાય છે ને તેમા બ્રાહ્મણનુ લક્ષણ આપતા પ્રસંગને લીધે સાધુ, બ્રાહ્મણ, મુનિ, તાપસ, ક્ષત્રિય, વૈસ્ય, શૂદ્ર વગેરેના લક્ષણો પણ આપ્યા છે. તેમા જણાવવામા આવ્યુ છે કે જન્મથી કાઇ જાતિની પ્રાપ્તિ થતી નથી. માત્ર કંઠમા યજ્ઞોપવિત ધારણ કરી લેવાથી બ્રાહ્મણ બની શકાય નહિ, વલ્કલ માત્રના પહેરવાથી કાઈ યથાર્થ તપસ્વી બની જવાતુ નથી તેમ યોગ્ય કાર્યો સિવાય બ્રાહ્મણ આદિ જાતિને યોગ્ય બની શકાતુ નથી ૨૬ સામાચારી—સાધુ સામાચારી દશ પ્રકારની આવશ્યકી આદિ બતાવી છે તે ઉપરાત બીજી રીતે

સાધુ માટેની સામાચારી દિનકૃત્ય રાત્રિકૃત્ય વગેરે બતાવેલ છે ૨૭ ખલુંકીય-સામાચારી અશઠપણાથી પળાય તે પર ગર્ગ નામના મુનિની કથા કહી તેમા ખલુંક (બળદ-ગળીઆ બળદ)નુ દૃષ્ટાંત આપી તે ઉપનયથી શિષ્યો પર ઉતાર્યું છે ૨૮ મોક્ષમાર્ગ-અશઠતાથી મોક્ષ સુલભ થાય છે આમા મોક્ષ માર્ગના ૪ કારણો નામે જ્ઞાન, દર્શન ચારિત્ર અને તપ જણાવી તે દરેકના ભેદ સમજાવ્યા છે ૨૯ સમ્યકત્વપરાક્રમ-વીતરાગ થયા વિના મોક્ષ માર્ગની પ્રાપ્તિ થતી નથી તે સમજાવવા આ અધ્યયન છે તેમા સંવેગ, નિર્વેદ, ધર્મશ્રદ્ધા આદિ (૭૩) દ્વાર કહ્યા છે ૩૦ તપોમાર્ગ-આસ્રવદ્વાર બંધ કરી તપ વડે કર્મનુ ગોપણ કરાય છે તે તપના ૬ પ્રકારના બાહ્ય તપ અને ૬ પ્રકારના અંતરંગ તપ એમ બે ભેદ દરેકના પ્રભેદ સાથે સમજાવેલ છે ૩૧ ચરણવિધિ-ચરણ એટલે ચારિત્ર તેની વિધિ-વર્ણન છે. અમુકનો ત્યાગ ને અમુક ગુણોનો સ્વીકાર એ જણાવી ચારિત્રનુ સ્વરૂપ બતાવ્યુ છે. ૩૨ પ્રમાદસ્થાન-પ્રમાદનુ જ્ઞાન કરી તેનો ત્યાગ કરવો ઘટે તેથી પ્રમાદનુ સ્વરૂપ આપ્યુ છે. રાગ, દ્વેષ, મોહ અને કષાયનુ સ્વરૂપ ને તેના દોષ બતાવ્યા છે. ૩૩ કર્મપ્રકૃતિ-આમા કર્મનુ સ્વરૂપ, તેના જ્ઞાનાવરણીયાદિ ભેદ અને ઉત્તર ભેદ વગેરેથી બતાવ્યુ છે ૩૪ લેશ્યા-લેશ્યાના પ્રકાર ને તેનુ નિરૂપણ છે ૩૫ અનગાર માર્ગ-અનગાર એટલે અગાર-ગૃહ રહિત એવા સાધુના ગુણો પંચમહાવ્રતાદિ પાળવાનુ જણાવ્યુ છે. ૩૬ જીવાજીવવિભક્તિ-સાધુ ગુણ સેવવામા જીવાજીવનુ સ્વરૂપ જાણવું આવશ્યક છે તેથી જીવ અને અજીવ, તેના પ્રકાર વગેરે સમજાવ્યુ છે

૮૬ શ્રી **ભદ્રબાહુ** આ પરની નિર્યુક્તિમા જણાવે છે કે આના ૩૬ અધ્યયનમા કેટલાક અંગમાથી પ્રભવેલા, કેટલાક જિનભાષિત, કેટલાક પ્રત્યેકબુદ્ધ સંવાદરૂપ છે (ગાથા ૪) તે પર **શાંતિસૂરિ** ટીકાકર્તા જણાવે છે કે અંગ એટલે દૃષ્ટિવાદ આદિમાથી ઉત્પન્ન થયેલ જેવા કે પરીષહ અધ્યયન (રજું), જિનભાષિત જેવું કે દ્રુમપુષ્પિકા (દ્રુમપત્રક)

અધ્ય. (૧૦ મુ) કે જે કેવલજ્ઞાન થયા પછી શ્રી **મહાવીરે** પ્રણીત કરેલુ છે, પ્રત્યેકબુદ્ધમાથી ઉત્પન્ન થયેલ તે કાપિલીય અધ્ય૦ (૮મુ) છે ને સંવાદરૂપ તે કેશિગૌતમીય (૨૩મુ અધ્ય૦) છે

૮૭ કવચિત્ એમ પણ કહેવાય છે કે 'તે અર્થથી શ્રી વર્દ્ધમાન સ્વામીએ પોતાના અવસાન સમયે મોળ પહોરની દેશના આપી તે વખતે પ્રરૂપ્યા છે તે દેશનામા પ્રભુએ ૫૫ અધ્યયનો પુણ્યફળ વિપાકના અને ૫૫ અધ્યયન પાપફળ વિપાકના કહ્યા છે ત્યાર પછી પૂછયા વિના ઉત્તરાધ્યયનના ૩૬ અધ્યયન પ્રકાશ્યા છે તેથી તે અપૃષ્ટ વ્યાકરણ કહેવાય છે છેવટ **મરૂદેવા** માતાનુ પ્રધાન નામનુ અધ્યયન પ્રરૂપતા અતર્મુહૂર્ત્તનુ શૈલેશીકરણ કરી પ્રભુ મોક્ષ પદ પામ્યા છે' (જુઓ પ્રસ્તાવના જૈન ધર્મ પ્રસારક સભાએ સં. ૧૯૮૧ મા ગૂજરાતી ભાષાતર સહિત પ્રકટ કરેલ ઉત્તરાધ્યયન સૂત્ર) જ્યારે શ્રી **આત્મારામજી** શ્રી વીરના અવસાન સમયની દેશનામા આ પ્રકાશાયા એ વાત સ્વીકારતા નથી (જુઓ જૈનધર્મવિષયક પ્રશ્નોત્તર.)

૮૮ આ સૂત્ર વાચતા બૌદ્ધનુ સુત્ત નિપાત યાદ આવે છે આના કાવ્યોના સમાતર બૌદ્ધ સહિત્ય (ધમ્મપદાદિ)મા મળશે

૮૯ ચોથા મૂલસૂત્રમા બે નામે **પિંડનિર્યુક્તિ** અને **ઓઘનિર્યુક્તિ** પૈકી ગમે તે ગણાય છે.–૪ ક–**પિંડ** નિર્યુક્તિ—આ[૬૧] સંબંધમા જણાવવાનુ કે દશ વૈકાલિક સૂત્રમા પાચમુ અધ્યયન પિંડેષણા છે દશવૈકાલિક પર **ભદ્રબાહુ** સ્વામીએ નિર્યુક્તિ રચી છે, તેના ઉક્ત પાચમા અધ્યયન પર નિર્યુક્તિ રચતા તે ઘણી મોટી થઇ તેથી તેને અલગ કરી પિંડનિર્યુક્તિ તેમણે રચી છે આમા પિંડ એટલે આહાર તે સંબંધી, વર્ણન છે તેમા પિંડનિરૂપણ, ઉદ્ગમ દોષો, ઉત્પાદન દોષો, એષણા દોષો અને ગ્રાસૈષણાના દોષો નિરૂપ્યા છે

---

૬૧ પિંડનિર્યુક્તિ—મલયગિરિની ટીકા સહિત મુદ્રિત દે૦ લા૦ નં ૪૪ જુઓ વેબર ઇ. એ વૉ. ૨૧ પૃ. ૩૬૯.

૯૦ જ્યારે ૪ ખ—ઓઘનિર્યુક્તિ—ઓઘ એટલે સામાન્ય—સાધારણ, સૂક્ષ્મ—વિશેષ વિગતમા ઉતર્યા સિવાયની નિર્યુક્તિ,—મા ચરણસત્તરી, કરણસત્તરી, પ્રતિલેખન આદિ દ્વારો—પ્રતિલેખન દ્વાર, પિંડદ્વાર, ઉપધિનિરૂપણ, અનાયતનવર્જન, પ્રતિષેવણાદ્વાર, આલોચનાદ્વાર અને વિશુદ્ધિદ્વાર છે. આમા ચરણ કરણનુ મુખ્યપણે સ્વરૂપ છે[૬૨]

૯૧ નંદી સૂત્ર—તે[૬૩] દેવવાચક કૃત છે તેમા તીર્થંકર ગણધરાદિની આવલિકા, પર્ષદો, અવધિજ્ઞાન, મન પર્યવજ્ઞાન, કેવલજ્ઞાન, મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનુ સ્વરૂપ બતાવ્યુ છે

૯૨ અનુયોગદ્વાર—તે[૬૪] આર્યરક્ષિત સૂરિકૃત છે. તેમા આવશ્યક શ્રુતસ્કંધના નિક્ષેપો, ઉપક્રમાધિકાર, આનુપૂર્વી, દશ નામ અધિકાર, પ્રમાણદ્વાર અધિકાર, નિક્ષેપ અધિકાર, અનુગમ અધિકાર અને નયનો અધિકાર છે આમા નવ રસ, કાવ્યશાસ્ત્ર માટેની કેટલીક હકીકતો ભારત રામાયણ કૌટિલ્ય ઘોટકમુખ આદિના ઉલ્લેખો પણ છે

---

૬૨ ઓઘનિર્યુક્તિ—દ્રોણાચાર્યની ટીકા સહિત મુદ્રિત આ૦ સ૦ ન ૧૭, વે૦ ન ૧૪૨૨ જુઓ વેબર ઇ એ વૉ ૨૧ પૃ ૩૭૦.

૬૩ નદીસૂત્ર—મલયગિરિની ટીકા સહિત મુદ્રિત આ૦ સ૦ ન ૧૬ અને તે પરની ચૂર્ણિ તથા હરિભદ્રકૃત વૃત્તિ સહિત ઋષભદેવજી કેશરીમલજી શ્વેતાબર સંસ્થા, રતલામ તરફથી સ ૧૯૮૮ મા પ્રસિદ્ધ થયેલ છે (વે૦ ન ૧૪૮૨-૩ ) જુઓ વેબર ઇ એ. વૉ ૨૧ પૃ. ૨૯૩-૩૦૧

૬૪ અનુયોગદ્વાર સૂત્ર—મલધારી હેમચંદ્ર સૂરિની ટીકા સહિત કલકત્તા સન ૧૮૮૦, અને મુબઇમા દે૦ લા૦ ન૦ ૩૧ ને ૩૭ મા સન ૧૯૧૫-૧૬ મા પ્રસિદ્ધ થયેલ છે અને હરિભદ્રકૃત વૃત્તિ સહિત રતલામની ઉપરની સંસ્થા તરફથી સ. ૧૯૮૪ માં પ્રકટ થયેલ છે વે૦ ન ૧૩૮૮. જુઓ વેબર ઇ એ વૉ ૨૧ પૃ ૩૦૧-૩૦૯. નન્દી, અનુયોગદ્વાર આવશ્યક, ઓઘનિર્યુક્તિ, દશવૈકાલિક પિંડનિર્યુક્તિ, ઉત્તરાધ્યયન એ સૂત્રોની સૂત્રગાથા, નિર્યુક્તિ, મૂલભાષ્યના અકારાદિક્રમે, અક શુદ્ધિ, અને લઘુ તથા મોટો વિષયાનુક્રમ આ૦ સમિતિ નં ૫૫ મા મુદ્રિત થયેલ છે

# પ્રકરણ ૭ મું.

## ઉપલબ્ધ શ્રુતસાહિત્ય

प्रणम्यात्मगुरूंस्तान घनसारशलाकयेव यद्वाचा ।
अज्ञानतिमिरपूरितमुद्घटितमातर चक्षु ॥

—તિલકાચાર્યકૃત જીતકલ્પવૃત્તિ.

—ધનસાર (બરાસ, ઉત્તમ ભાગ) વાળી સળીના જેવી જેમની વાણીથી અજ્ઞાન તિમિરથી પૂરાયેલું આંતર ચક્ષુ ઉઘડ્યું છે એવા સ્વગુરૂને પ્રણામ કરૂં છું.

'जडमतिरपि गुरुचरणोपास्ति समुद्भूतविपुलमतिविभव ।
समयानुसारतोऽहं विदधे' पवित्र श्रुतवाङ्मयमारम् ॥

—(શ્રી મલયગિરિની પ્રજ્ઞાપનાસૂત્રવૃત્તિની આદિમાના શબ્દોમા) હું જડમતિ છું છતા પણ ગુરૂચરણોપાસનાથી ઉદ્ભવેલ કંઈક વિશેષ મતિથી હું સમયાનુસાર પવિત્ર શ્રુત સાહિત્યનો સાર લખું છું.

'अर्हत्प्रोक्तं गणधरदृब्धं प्रत्येकबुद्धदृब्ध च ।
स्थविरग्रथितं च तथा प्रमाणभूत त्रिधा सूत्रम् ॥'

—અર્હત્‌નું કહેલું તે ગણધરે ગૂંથેલું, પ્રત્યેકબુદ્ધે ગૂંથેલું તથા સ્થવિરે ગૂંથેલું એમ ત્રણ પ્રકારનું પ્રમાણભૂત સૂત્ર છે.

यदुक्तमर्थतोऽर्हद्भि सदृब्ध सूत्रतश्च यत् ।
महाधीभिर्गणधरैस्तत् स्यादगात्मक श्रुतम् ॥
ततो गणधराणा यत् पारम्पर्याप्तवाङ्मयैः ।
शिष्यप्रशिष्यैराचार्यैं प्राज्यवाङ्मतिशक्तिभि ॥
कालसहननायुर्दोषादल्पशक्तिधीस्पृशाम् ।
अनुग्रहाय संदृब्धं तदनगात्मकं श्रुतम् ॥
सृष्टान्यज्ञोपकाराय तेभ्योऽप्यर्वाक्तनर्षिभि ।
शास्त्रैकदेशसंवद्धान्येवं प्रकरणान्यपि ॥

—વિનયવિજય—લોકપ્રકાશ દ્રવ્યલોક શ્લોક ૭૯૬—૮૯૯.

—કહ્યું છે કે શ્રી અર્હંતોએ અર્થથી અને મહાબુદ્ધિવાન્ ગણધરોએ સૂત્રથી ગૂંથેલું જે શ્રુત તે 'અંગ' રૂપ શ્રુત.

તે પછી ગણધરોના પરંપરાથી વાઙ્મયને પામેલા અને પ્રકૃષ્ટ વાણી, મતિ અને શક્તિવાળા શિષ્ય પ્રશિષ્ય આચાર્યોએ કાલ સંહનન આયુષ્યના દોષથી અલ્પ બુદ્ધિવાળાના અનુગ્રહને માટે ગૂંથેલુ જે શ્રુત તે અનંગાત્મક શ્રુત

તેમના કરતા વધારે સાંપ્રત ઋષિઓએ અન્નજનોના ઉપકાર માટે શાસ્ત્રના એકદેશથી સંબદ્ધ થયેલા પ્રકરણો પણ રચ્યા

## ૭ છેદસૂત્રો.

૯૩ કુલ ૭ છેદસૂત્ર છે —૧ નિશીથ-(લઘુનિશીથ), ૨ બૃહત્કલ્પ, ૩ વ્યવહાર, ૪ દશાશ્રુતસ્કંધ, ૫ પંચકલ્પ અને ૬ મહાનિશીથ. આ પૈકી નિશીથ, પંચકલ્પ ને મહાનિશીથ ગણધરકૃત છે અને બૃહત્કલ્પ વ્યવહાર અને દશાશ્રુતસ્કંધ એ ત્રણના કર્તા ભદ્રબાહુસ્વામી છે તેમા પંચકલ્પ નામનુ છેદસૂત્ર વિચ્છિન્ન થયુ છે, પરંતુ તે પર સંઘદાસ ગણિનુ ભાષ્ય ઉપલબ્ધ છે (પી ૧, ૧૦૩) આ છેદસૂત્રો પર નિર્યુક્તિ કે ભાષ્ય, બૃહત્ભાષ્ય, ચૂર્ણિ, અવચૂરિ અનેક ટિપ્પનાદિ ભિન્ન ભિન્ન આચાર્યોએ રચ્યા છે

૯૪ આ ૭ છેદોમા પ્રાય સાધુ સાધ્વીઓના આચાર, ગોચરી-ભિક્ષા, કલ્પ, ક્રિયા અને સામાન્ય નિયમમાર્ગોનુ પ્રતિપાદન કર્યું છે તેની સાથે સાથે દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ ઉત્સર્ગ અપવાદિ માર્ગોનુ પણ સમયાનુસાર નિરૂપણ કર્યું છે. સામાન્ય રીતે આ છેદસૂત્રો 'અપવાદ માર્ગ'ના સૂત્રો ગણાય છે આમા જોકે વિશેષતાથી-ખાસ કરી સાધુઓના આચારનુ પ્રતિપાદન છે છતા ક્વચિત્ ક્વચિત્ શ્રાવકના આચાર સંબંધી પણ તેમા વક્તવ્ય છે. જેવા કે શ્રાવકોની ૧૧ પ્રતિમા (વ્રતવિશેષ)નો વિસ્તાર તથા ગુરુની ૩૩ આશાતના ટાળવી, અને કોઇ આચાર્ય પદવી-દાનને યોગ્ય ન હોય તો તે પદવી છોડાવવી તથા આલોચના કરવી વગેરે આચાર

પણ છેદસૂત્રોમા છે[૬૫]

૯૫ **વિન્ટરનિટ્ઝ** કહે છે કે ' આ છેદસૂત્રોમા ખરી ઉપયોગી વાત (kernel) ત્રીજાથી પાચમા છેદસૂત્રો છે કે જે સૂત્રમા ઘણા પ્રાચીન છે. આ ત્રણેને એકત્રિત તરીકે ' દસા-કપ્પ-વવહાર ' કહેવામા આવે છે છેદસૂત્રોમા કેટલીક દંતકથાઓ માથે સાથે, બૌદ્ધોના **વિનયપિટક**-માથી જે જાણીએ છીએ તે પ્રમાણે, સાધુ સાધ્વીના આચાર, તેમને માટે પ્રાયશ્ચિતની આજ્ઞાઓ છે-ટુંકમા સાધુસંઘનો આખો નિયમન ગ્રથ છે '

૯૬ પહેલુ છેદસૂત્ર-૧ **નિશીથ સૂત્ર**—આચારાગ આદિ સૂત્રોમા મુનિઓના આચારનુ નિરૂપણ છે તે આચારથી પતિત થનારા માટે લઘુ નિશીથસૂત્રમા આલોચના લઈ પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થવાનુ બતાવ્યુ છે. સ્ખલના કરનાર મુનિઓને શિક્ષા રૂપે **નિશીથસૂત્ર** છે અને પ્રમાદાદિથી ઉન્માર્ગે ગયેલાને સન્માર્ગ પર તે લાવે છે પ્રાયશ્ચિત્તની મતલબ એ છે કે અજાણપણે એકવાર જે અકૃત્યનુ સેવન થયુ હોય તેની આલોચના કરી શુદ્ધ થવુ ને બીજી વખત તેનું સેવન ન કરવું. આમા ધર્મનિયમોનો ખજાનો છે

૯૭ આ સૂત્રમા ૨૦ ઉદ્દેશક છે. પહેલામા લગભગ ૬૦ બોલ છે તેવું સાધુ કરે, કરાવે યા અનુમોદે તેને માસિક પ્રાયશ્ચિત્ત આવે બીજામા પણ લગભગ ૬૦ બોલ છે, ત્રીજામા ૮૦ લગભગ બોલ છે ચોથામા સો ઉપરાત બોલ છે, પાચમામા લગભગ ૮૦ છે તે કરતા

---

૬૫ પ્રો૦ શુબ્રિગે આ પૈકી બૃહત્કલ્પ સન ૧૯૦૫મા, વ્યવહાર અને નિશીથ સૂત્રો સન ૧૯૧૮મા સશોધિત કરેલાં લિપઝિગ્મા છપાયા છે ને એ ત્રણે મૂળ એક સાથે જૈન સાહિત્ય સશોધક સમિતિ તરફથી મુદ્રિત થઇ પ્રકટ થયા છે, અને બૃહત્કલ્પ સૂત્ર, દશાશ્રુતસ્કધ સૂત્ર, વ્યવહાર સૂત્ર અને (લઘુ) નિશીથ સૂત્રનો સક્ષિપ્ત સાર હિદીમાં જ્ઞાનસુદરજી કૃત શીઘ્રબોધ ભાગ ૧૯ થી ૨૨ મા પ્રકટ થઇ ગયો છે વ્યવહાર સૂત્ર ( વે ન. ૧૫૨૧) ભાષ્ય તેમજ મલયગિરિની ટીકા સહિત પ્રસિદ્ધ થયેલ છે (પ્ર૦ માણેક મુનિ. હસ્તે વકીલ કેશવલાલ પ્રેમચદ મોદી અમદાવાદ) નિશીથ સૂત્ર માટે જુઓ વે. ન. ૧૪૮૭ છ છેદ સૂત્રો માટે જુઓ વેબર ઇ એ. વૉ. ૨૧ પૃ ૧૭૮ થી ૧૮૫ અને ૨૧૦ થી ૨૧૫.

કરાવતા કે અનુમોદતા લઘુ માસિક પ્રાયશ્ચિત્ત આવે, છઠ્ઠાથી ઓગણીસમા સુધીમા ૭૭, ૯૧, ૧૭, ૨૮, ૪૭, ૯૨, ૩૦, ૬૦, ૪૫, ૧૫૪, ૫૦, ૧૫૧, ૬૪, અને ૩૬ બોલ છે તે કરતા કરાવતા કે અનુમોદતા ચાતુર્માસિક પ્રાયશ્ચિત્ત આવે, ૨૦ મા ઉદ્દેશકમા આલોચનાપૂર્વકના પ્રાયશ્ચિત્તો-માસિક, લઘુમાસિક, ચતુર્માસિક આદિ પ્રાયશ્ચિત્તો, તેની વિધિ બતાવી છે

૯૮ બીજુ છેદસૂત્ર-૨. (બૃહત્) કલ્પ સૂત્ર-મા ૭ ઉદ્દેશક છે તે મુખ્ય સાધુ સાધ્વીઓનો આચારકલ્પ છે જે કર્મહેતુના હેતુ અને સંયમને બાધક પદાર્થ, સ્થિતિ વગેરે છે, તેનો નિષેધ કરતા શાસ્ત્રકારે 'ન કપ્પઈ' એટલે ન કલ્પે-ન ખપે, અને જે સંયમને સાધક છે તે 'કપ્પઇ' અર્થાત કલ્પે-ખપે એમ બે પ્રકારે કહી આમા તેવા પદાર્થ, સ્થાન, વસ્ત્ર, પાત્ર આદિ જણાવ્યા છે વળી અમુક અકાર્ય માટે કયુ પ્રાયશ્ચિત્ત દશ પ્રાયશ્ચિત્તમાથી આપવું તે, અને કલ્પના ૭ પ્રકાર વગેરે જણાવેલ છે.

૯૯ વિન્ટરનિટ્ઝ કહે છે કે—આ જૂનુ પ્રમાણભૂત કલ્પસૂત્ર છે કે જે બૃહત્ કલ્પસૂત્ર કે બૃહત્ સાધુકલ્પસૂત્ર કહેવાય છે. તે સાધ્વાચારનો મુખ્ય ગ્રંથ છે તેની આવશ્યક પૂર્તિ રૂપે વ્યવહારસૂત્ર છે આ કલ્પસૂત્રમા શિક્ષાના પ્રસંગો છે, ને વ્યવહાર સૂત્રમા અમુક અમુક શિક્ષા અમુક અમુક સ્ખલન માટે બતાવવામા આવી છે. સમયમા નિશીથસૂત્ર આની પછીનુ છે

૧૦૦ ત્રીજુ છેદસૂત્ર-૩ **વ્યવહાર** સૂત્ર-મા દશ ઉદ્દેશક છે પહેલામા આચારથી પતિત થનારા મુનિઓએ આલોચના (Confession) કરવી ઘટે તો આલોચના સાભળનાર અને આલોચના કરનાર મુનિ કેવા હોવા જોઈએ અને આલોચના કેવા ભાવથી કરવી જોઈએ, અને તેને કેટલુ પ્રાયશ્ચિત દેવુ એ છે બીજામા એક કરતા વધુ સાધુ વિહાર કરે તેમા એક યા વધુ દોષ કરે તો અન્યે શુ કરવુ એ વગેરે જણાવ્યુ છે. ત્રીજામા સાધુઓને સાથે લઈ તેના ગણી-મુખી બનવામા શુ

ગુણો જ્ઞાનચારિત્રાદિ જોઇએ તે, ને કોને આચાર્ય ઉપાધ્યાયાદિ સાત પદવી આપવી ન આપવી ઘટે તે બતાવ્યુ છે ચોથામા કેટલા સાધુ સહિત કેવી રીતે વિહાર કે ચાતુર્માસ-સ્થિતિ કરવી ઘટે તે છે પાચમામા સાધ્વીઓની પદવીઓ ધારણ કરનારી પ્રવર્ત્તિની આદિએ કેવી રીતે વિહાર કે ચાતુર્માસસ્થિતિ કરવી ઘટે વગેરે દર્શાવ્યુ છે છઠ્ઠામા ગોચરી-ભિક્ષા, સ્થડિલ, વસતિ ક્યા અને કેમ કરવી ઘટે યા ન ઘટે તે, તેમજ અમુક સ્ખલન માટેના પ્રાયશ્ચિત્ત જણાવેલ છે સાતમામા બીજા સમવાયમાથી આવેલ સાધ્વી માટે શુ કરવુ, તેમજ સાધ્વીઓ માટેના નિયમ, સ્વાધ્યાય, પદવીદાન, ગૃહસ્થાદિની આજ્ઞા લઇ અમુક સજોગોમા વર્ત્તવું વગેરે છે આઠમામા ગૃહસ્થના મકાનનો કેટલો ભાગ વાપરવો, તેમને ત્યાથી પાટ પાટલા કેવી રીતે કેટલા લઈ આવવા, પાત્રાદિ ઉપકરણો કેટલા ખપે, ભોજન કેટલુ કરવુ એ બતાવ્યુ છે નવમામા શય્યાતર (મકાનને વાપરવા દેનાર)નો અધિકાર છે તેનુ કેવુ મકાન વાપરવુ ન વાપરવું, ભિક્ષુ પ્રતિમાઓમા કેવુ વર્ત્તન આરાધક થાય વગેરે જણાવ્યુ છે દશમામા બે પ્રકારની પ્રતિમા (અભિગ્રહ), બે જાતના પરિષહ, પાચપ્રકારના વ્યવહાર, ૪ જાતના પુરૂપ (સાધુ) જુદી જુદી રીતે, ૪ જાતના આચાર્ય ને શિષ્ય, સ્થવિરની તથા શિષ્યની ત્રણ ત્રણ ભૂમિકાઓ, અમુક અમુક આગમો ક્યારે શીખવવા, વગેરે નિરૂપ્યુ છે

૧૦૧ ચોથુ છેદસૂત્ર-૪દશાશ્રુતસ્કધ-મા દશ અધ્યયન છે પહેલામા પુરૂષ પોતાની પ્રકૃતિથી પ્રતિકૂલ આચરણ કરવાથી અસમાધિનુકારણ થાય છે, તે પ્રમાણે મુનિ પોતાના સયમથી પ્રતિકૂલ આચરણ કરવાથી સયમમા અસમાધિ મેળવે છે તેથી અસમાધિના ૨૦ સ્થાનો, બીજામા સબલ પ્રહાર થાય તો અશક્તિ આવે છે તેમ સાધુને ચારિત્રમા અશક્તિ લાવનાર ૨૧ સબલ દોષ, ત્રીજામા ગુરૂની ૩૩ આશાતના, ચોથામા આચાર્યની આઠ સંપદા ને તેના ભેદ, શિષ્યના માટે ચાર પ્રકારના વિનયની પ્રવૃત્તિ અને તેના દરેકના ભેદ, પાચમામા ચિત્તસમાધિના

દશ સ્થાન, છઠ્ઠામા શ્રાવકની ૧૧ પ્રતિમાનુ વિવરણ, સાતમામા ભિક્ષુપ્રતિમા જણાવેલ છે આઠમુ વીર પ્રભુના ચ્યવન, જન્મ, સંહરણ, દીક્ષા, કેવલજ્ઞાન, ને મોક્ષ ક્યારે થયા તે સબંધીનુ પર્યુષણાકલ્પ છે કે જે પર્યુષણ વખતે સાધુઓ હાલ વ્યાખ્યાનમા વાચે છે, ને તેનુ ટુંકુ નામ કલ્પસૂત્ર છે તે આ દશાશ્રુતસ્કંધનુ ૮ મુ અધ્યયન છે: (આ માટે હવે પછી આગળ જુઓ) નવમામા મહામોહનીય કર્મબંધના ૩૦ સ્થાન, અને દશમામા નવ નિદાનો (નિયાણા) જણાવ્યા છે (પાચમુ છેદસૂત્ર પચકલ્પ હાલ મળરૂપે ઉપલબ્ધ નથી, તેથી) હવે છટ્ઠુ છેદસૂત્ર કહીશુ

૧૦૨ છઠ્ઠુ છેદસૂત્ર-૬ મહાનિશીથ—આ મળ નષ્ટ થયુ હતુ અને તેનો ઉદ્ધાર હરિભદ્રસૂરિએ કર્યો હતો [૬૬] 'તેમા આલોચના અને પ્રાયશ્ચિત્ત છે કર્મનો સિદ્ધાત વ્રતભગથી ને ખાસ કરી ચોથા બ્રહ્મચર્યવ્રતના ભગથી કેટલા દુ:ખ પડે છે તે બતાવી સિદ્ધ કર્યો છે સારા નઠારા સાધુઓના આચાર સંબધી કહેલુ છે તેમજ કમલપ્રભ આદિની કથાઓ છે તેમા તાત્રિક કથનો. આગમ નહિ એવા ગ્રથો વગેરેનો ઉલ્લેખ છે તેથી તે, પછીનો ગ્રથ હોય તેમ જણાય છે. એમ વિન્ટરનીટ્ઝ જણાવે છે આ સૂત્ર હજુ પ્રસિદ્ધ થયુ નથી

## દશ પ્રકીર્ણક (પયન્ના)

૧૦૩ પયન્ના આ છૂટા પ્રકીર્ણ ગ્રથો છે તે વેદના પરિશિષ્ટોને (રચનાપદ્ધતિમા) મળતા આવે છે તે પદ્યમય છે

૧૦૪-૧૧૩ ૧ ચતુઃશરણ—ચારનુ શરણુ લેવાથી દુષ્કૃતની નિન્દા અને સુકૃતની અનુમોદના થાય છે ને તે શરણુ કુશલહેતુ છે. તે ચાર શરણ એટલે-૧ અર્હતો ૨ સિદ્ધો ૩ સાધુઓ અને ૪ ધર્મ એમ ચારનુ શરણુ તે ચારનુ સ્વરૂપ પણ બતાવ્યુ છે કુલ ૬૩ ગાથા છે. આનુ બીજુ નામ કુશલાનુબંધિ છે.

૨. આતુરપ્રત્યાખ્યાન—બાલમરણ બાલપંડિતમરણ અને પંડિત-

---

૬૬. જૈન ગ્રંથાવલી પૃ ૧૭ ની ફૂટનોટ આ સબંધીની [illegible] મહાનિશીથનો અંત ભાગ જુઓ.

મરણ કેના થાય છે તે સમજાવ્યુ છે પછી પંડિને આતુર—રોગાવસ્થામા શેના શેના પ્રત્યાખ્યાન લેવા—શુ શુ વોસરાવવુ—તજવું, શુ શું ભાવના ભાવવી, સર્વ જીવને ખમાવવા, વગેરે તેમજ ઉત્તમ મરણ કેવી રીતે થાય તે સમજાવ્યુ છે

૩ **ભક્તપરિજ્ઞા**—અભ્યુદ્યત મરણથી આરાધના થાય છે તે મરણ ભક્તપરિજ્ઞા, ઇંગિની અને પાદપોપગમન એમ ત્રણ પ્રકારનુ છે. ભક્તપરિજ્ઞા મરણ, સવિચાર ને અવિચાર એમ બે પ્રકારનુ છે સંસારની નિર્ગુણતા પિછાની પશ્ચાત્તાપપૂર્વક સર્વદોપ તજી આલોચના લઈ મે સંસારમા ઘણુ ભોગવ્યુ વગેરેનો વિચાર કરવાપૂર્વક ભક્તપરિજ્ઞા મરણની—અનશનની વિધિ ને ભાવના આચરવાનુ આમા જણાવ્યુ છે આમા ૧૭૨ ગાથા છે

૪ **સંસ્તારક**—મરણ થયા પહેલા 'સથારો' કરવામા આવે છે તેના મહિમાનુ આમા કથન છે એક સ્થળે—એકજ આસન રાખી—તે સસ્તારક પર રહી અનશન લેવામા આવે છે તેના દૃષ્ટાતો આપેલ છે આમા ૧૨૩ ગાથા છે

૫ **ત**દુલવૈચારિક—એકસો વર્ષના આયુષવાળો પુરૂષ પ્રતિદિન તદુલ—ભાત ખાય તેની સંખ્યાના વિચારના ઉપલક્ષણથી આ નામ પડેલુ છે જેટલા દિવસો જેટલી રાત્રી જેટલા મુહૂર્તો જેટલા ઉશ્વાસ ગર્ભમા વસતા જીવોના થાય તે કહી તેની આહારવિધિ, ગર્ભાવસ્થા, શરીરોત્પાદહેતુ, જોડકા વર્ણન, સહનનસસ્થાન તન્દુલગણના વગેરે જણાવેલ છે. ગાથા ૧૩૯ ને થોડુ ગદ્ય છે

૬. **ચં**દ્રવેધ્યક—રાધાવેધનુ વર્ણન છે રાધાવેદના ઉદાહરણથી આત્માએ કેવું એકાગ્ર ધ્યાન કરવુ જોઇએ. તે બતાવી તેથી મોક્ષ પ્રાપ્ત થાય એમ કહ્યુ છે. આ અપ્રકટ છે

૭ **દે**વેન્દ્રસ્તવ—વીરપ્રભુની દેવેન્દ્ર આવી સ્તુતિ કરે છે તો તે દેવન્દ્ર ૩૨ છે ને તે ૩૨ નુ સ્વરૂપ, ને તેના પેટામા દેવતાઓ, ચદ્રસૂર્ય ગ્રહ નક્ષત્રાદિના નામ, વાસ, સ્થિતિ, ભવન પરિગ્રહ વગેરે કથન છે: ગાથા ૩૦૭ છે.

૮. ગણિવિદ્યા—તેમા જ્યોતિષનુ કથન છે. તેમા બલાબલ-વિધિ, નવબલ નામે દિવસ, તિથિ, નક્ષત્ર, કરણ, ગ્રહદિવસ, મુહૂર્ત્ત, શકુન, લગ્ન, અને નિમિત્તના બલ એ દરેકમા અમુકમા શું શું કરવું ઘટે એ બતાવ્યુ છે. ૮૨ ગાથા છે.

૯. મહાપ્રત્યાખ્યાન—મોટા પ્રત્યાખ્યાન કરવાનું સ્વરૂપ છે. જે જે પાપો-દોષો થયા હોય તે સંભારી સભારી તેનો ત્યાગ કરવો-ભાવશલ્ય કાઢી નાખવું, પંડિતમરણ માટે સમાધિ થાય તેવી આત્મ-સ્થિતિ જાગ્રત કરી સર્વ અસત્-પ્રવૃત્તિને તજવી, દુઃખમય સસાર પ્રત્યે વિરાગ રાખવો વગેરે સ્વરૂપ બતાવ્યુ છે. ૧૪૨ ગાથા છે.

૧૦. વીરસ્તવ-આમા શ્રી વીરપ્રભુની સ્તુતિ હોવી જોઇએ. અપ્રકટ છે.

૧૧૪ કોઈ આ દશ પયન્નામા દેવેન્દ્રસ્તવ ને વીરસ્તવ એ એકઠા મૂકે છે. અને સસ્તારકને ગણતા નથી તેથી તેને બદલે મરણસમાધિ અને ગચ્છાચાર પયન્ના જણાવે છે (આત્મારામજી કૃત જૈન ધર્મવિષયિક પ્રશ્નોત્તર) આ બંને હવે પછી જણાવેલ ૨૦ પયન્નામા ગણાવ્યા છે.

૧૧૫ ગચ્છાચાર—આમા ગચ્છનુ સ્વરૂપ છે. સારો ગચ્છ સારા આચાર્યથી થાય છે. તે આચાર્યના લક્ષણો, શિષ્યની દશા, ગચ્છના

---

૯૭-દશ પયન્ના-તે માટે જુઓ વેબર ઇં એ વૉ ૨૧ પૃ ૧૦૬ થી ૧૧૩, અને પૃ ૧૭૭ થી ૧૭૮ આ૦ સમિતિ નં ૪૫ મા દશ પયન્ના પ્રસિદ્ધ થયા છે તેમા ચતુશરણાદિ ઉપર જણાવેલા જે દશ છે તે પૈકી ચંદ્રવેધ્યક અને વીરસ્તવ સિવાયનાં આઠ અને ગચ્છાચાર તથા મરણ સમાધિ એ બે મળી દશ મૂકેલા છે, અને સાથે સસ્કૃત છાયા પણ આપી છે. ગચ્છાચાર પયન્ના તેના પરની વાનર્ષિ=વિજયવિમલકૃત નની સસ્કૃત ટીકા આ૦ સમિતિ નં ૩૬ માં, અને તે વાનર્ષિની સ બૃહદ્‌વૃત્તિ સહિત દયાવિમલ ગ્રથમાલા નં. ૨૫ અમદાવાદમા ગુજરાતી અનુવાદ સહિત પ્રકટ થયેલ છે, તેમજ જૈ ધ સભા તરફથી મૂલ અને ગુ૦ અનુવાદ પ્રકટ થયેલ છે, ફક્ત વિજયવિમલ કૃત વૃત્તિ સાથે તદુલ વૈચારિક તથા અવચૂરિ સહિત ચતુશરણ બને એક પુસ્તકમાં દે૦ લા૦ ન. ૫૯મા મુદ્રિત થયેલ છે

મરણ કેના થાય છે તે સમજાવ્યુ છે પછી પંડિતે આતુર–રોગાવસ્થામા શેના શેના પ્રત્યાખ્યાન લેવા–શુ શુ વોસરાવવુ–તજવું, શુ શું ભાવના ભાવવી, સર્વ જીવને ખમાવવા, વગેરે તેમજ ઉત્તમ મરણ કેવી રીતે થાય તે સમજાવ્યુ છે

૩ **ભક્તપરિજ્ઞા**—અભ્યુદ્યત મરણથી આરાધના થાય છે તે મરણ ભક્તપરિજ્ઞા, ઇંગિની અને પાદપોપગમન એમ ત્રણ પ્રકારનું છે ભક્તપરિજ્ઞા મરણ, સવિચાર ને અવિચાર એમ બે પ્રકારનુ છે. સંસારની નિર્ગુણતા પિછાની પશ્ચાત્તાપપૂર્વક સર્વદોષ તજી આલોચના લઇ મે સસારમા ઘણુ ભોગવ્યુ વગેરેનો વિચાર કરવાપૂર્વક ભક્તપરિજ્ઞા મરણની–અનશનની વિધિ ને ભાવના આચરવાનુ આમા જણાવ્યું છે. આમા ૧૭૨ ગાથા છે

૪. **સંસ્તારક**—મરણ થયા પહેલા 'સંથારો' કરવામા આવે છે તેના મહિમાનુ આમા કથન છે એક સ્થળે–એકજ આસન રાખી–તે સંસ્તારક પર રહી અનશન લેવામા આવે છે તેના દૃષ્ટાંતો આપેલ છે આમા ૧૨૩ ગાથા છે

૫ **તંદુલવૈચારિક**—એકસો વર્ષના આયુષ્યવાળો પુરૂષ પ્રતિદિન તંદુલ–ભાત ખાય તેની સંખ્યાના વિચારના ઉપલક્ષણથી આ નામ પડેલુ છે જેટલા દિવસો જેટલી રાત્રી જેટલા મુહૂર્તો જેટલા ઉચ્છ્વાસ ગર્ભમા વસતા જીવોના થાય તે કહી તેની આહારવિધિ, ગર્ભાવસ્થા, શરીરોત્પાદહેતુ, જોડકા વર્ણન, સંહનનસંસ્થાન તન્દુલગણના વગેરે જણાવેલ છે ગાથા ૧૩૯ ને થોડુ ગદ્ય છે

૬. **ચંદ્રવેધ્યક**—રાધાવેધનુ વર્ણન છે રાધાવેધના ઉદાહરણથી આત્માએ કેવુ એકાગ્ર ધ્યાન કરવુ જોઇએ. તે બતાવી તેથી મોક્ષ પ્રાપ્ત થાય એમ કહ્યુ છે. આ અપ્રકટ છે.

૭ **દેવેન્દ્રસ્તવ**—વીરપ્રભુની દેવેન્દ્ર આવી સ્તુતિ કરે છે તો તે દેવેન્દ્ર ૩૨ છે ને તે ૩૨ નુ સ્વરૂપ, ને તેના પેટામા દેવતાઓ, ચદ્રસૂર્ય ગ્રહ નક્ષત્રાદિના નામ, વાસ, સ્થિતિ, ભવન પરિગ્રહ વગેરે કથન છેઃ ગાથા ૩૦૭ છે.

૮. ગણિવિદ્યા—તેમા જ્યોતિષનુ કથન છે. તેમા બલાબલ-વિધિ, નવ બલ નામે દિવસ, તિથિ, નક્ષત્ર, કરણ, ગ્રહદિવસ, મુહૂર્ત્ત, શકુન, લગ્ન, અને નિમિત્તના બલ એ દરેકમાં અમુકમા શું શું કરવું ઘટે એ બતાવ્યુ છે. ૮૨ ગાથા છે.

૯. મહાપ્રત્યાખ્યાન—મોટા પ્રત્યાખ્યાન કરવાનું સ્વરૂપ છે. જે જે પાપો-દોષો થયા હોય તે સભારી સભારી તેનો ત્યાગ કરવો-ભાવશલ્ય કાઢી નાખવું, પંડિતમરણ માટે સમાધિ થાય તેવી આત્મ-સ્થિતિ જાગ્રત કરી સર્વ અસત્-પ્રવૃત્તિને તજવી, દુઃખમય સંસાર પ્રત્યે વિરાગ રાખવો વગેરે સ્વરૂપ બતાવ્યુ છે. ૧૪૨ ગાથા છે.

૧૦. વીરસ્તવ-આમા શ્રી વીરપ્રભુની સ્તુતિ હોવી જોઇએ. અપ્રકટ છે.

૧૧૪ કોઈ આ દશ પયન્નામા દેવેન્દ્રસ્તવ ને વીરસ્તવ એ એકઠા મૂકે છે, અને સસ્તારકને ગણતા નથી તેથી તેને બદલે મરણસમાધિ અને ગચ્છાચાર પયન્ના જણાવે છે. (આત્મારામજી કૃત જૈન ધર્મવિષયિક પ્રશ્નોત્તર). આ બંને હવે પછી જણાવેલ ૨૦ પયન્નામાં ગણાવ્યા છે.

૧૧૫ ગચ્છાચાર—આમા ગચ્છનુ સ્વરૂપ છે. સારો ગચ્છ સારા આચાર્યથી થાય છે. તે આચાર્યના લક્ષણો, શિષ્યની દશા, ગચ્છના

---

૬૭-દશ પયન્ના-તે માટે જુઓ વેબર ઇ એ વૉ ૨૧ પૃ ૧૦૬ થી ૧૧૩, અને પૃ ૧૭૭ થી ૧૭૮ આ૦ સમિતિ નં. ૪૫ મા દશ પયન્ના પ્રસિદ્ધ થયા છે તેમા ચતુશરણાદિ ઉપર જણાવેલા જે દશ છે તે પૈકી ચંદ્રવેધ્યક અને વીરસ્તવ સિવાયનાં આઠ અને ગચ્છાચાર તથા મરણ સમાધિ એ બે મળી દશ મૂકેલા છે, અને સાથે સંસ્કૃત છાયા પણ આપી છે. ગચ્છાચર પયન્ના તેના પરની વાનર્ષિ=વિજયવિમલકૃત નાની સંસ્કૃત ટીકા આ૦ સમિતિ નં. ૩૬ માં, અને તે વાનર્ષિની સ બૃહદ્વૃત્તિ સહિત દયાવિમલ ગ્રંથમાલા નં. ૨૫ અમદાવાદમાં ગૂજરાતી અનુવાદ સહિત પ્રગટ થયેલ છે, તેમજ જૈ. ધ સભા તરફથી મૂલ અને ગુ૦ અનુવાદ પ્રકટ થયેલ છે, ઉક્ત વિજયવિમલ કૃત વૃત્તિ સાથે તંદુલ વૈચારિક તથા અવચૂરિ સાથે ચતુઃશરણ બને એક પુસ્તકમાં દે૦ લા૦ નં. ૫૯માં મુદ્રિત થયેલ છે.

લક્ષણો ને તેનું સ્વરૂપ બતાવી શિષ્યે સુગુણ ગચ્છમાં ગુર્વાજ્ઞાપૂર્વક નિવાસ કરવો ઘટે તે સમજાવ્યું છે ગાથા ૧૩૭ છે ગચ્છ એટલે સાધુસમુદાય. આમા મુખ્ય ત્રણ અધિકાર: આચાર્ય સ્વરૂપનિરૂપણ (ગા. ૪૦ સુધી), સાધુ સ્વરૂપનિરૂપણ અધિકાર (૧૦૬ ગાથા સુધી) અને સાધ્વીસ્વરૂપ અધિકાર (૧૩૪ ગાથા સુધી) છે છેવટે આ પ્રકીર્ણક મહાનિશીથ, કલ્પ (બૃહત્કલ્પ) અને વ્યવહાર (એ છેદ સૂત્રો)માથી સમુધ્ધૃત કર્યું છે એમ જણાવ્યું છે

૧૧૬ **મરણસમાધિ**–તેમા ગાથા ૬૬૩ છે સમાધિથી મરણ કેમ થાય તે તેની વિધિપૂર્વક બતાવ્યુ છે આરાધના, આરાધક, અ-નારાધક, પરિકર્મથી આલોચના વગેરેનું સ્વરૂપ, સૂરિગુણ, શલ્યોદ્ધાર, જ્ઞાનચારિત્રનો ઉદ્યમ, સંલેખનાવિધિ, કષાય પ્રમાદાદિ ત્યાગ, પ્રત્યા-ખ્યાન, પંડિતમરણ, અભ્યુદ્યતમરણ, ક્ષમાપના, સંસ્તારક, અનિત્યાદિ ભાવના, મોક્ષ સુખની અપૂર્વતા, ધ્યાન વગેરે અનેક વિષયો છે. છેલ્લે જણાવ્યુ છે કે આ મરણવિભક્તિ, મરણવિશુદ્ધિ, મરણસમાધિ, સંલેખના શ્રુત, ભક્તપરિજ્ઞા, આતુર પ્રત્યાખ્યાન, અને આરાધના પ્રકીર્ણક એમ આઠ શ્રુતમાથી આ મરણવિભક્તિ–મરણસમાધિ રચેલી છે.

૧૧૭ આ રીતે ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૬ છેદસૂત્ર ૪ મૂલસૂત્ર, બે સૂત્ર નામે **નંદી** તથા **અનુયોગદ્વાર**, અને દશ પયન્ના (પ્રકીર્ણક) એટલે કુલ મળી ૪૫ આગમ જૈન શ્વેતામ્બર મૂર્ત્તિપૂજકો[૬૮] માને છે કોઇ હાલ મળી આવતા સૂત્રોની ગણના ૮૪ ની કરે છે તે કેવી રીતે કરે છે તે જોઇએ, જુઓ પારા ૧૨૯.

---

૬૮ શ્વેતાંબર અમૂર્ત્તિપૂજકો—સ્થાનકવાસી જૈનો તે પૈકીના ૩૨ અને તે વળી કેટલાક પાઠો રહિત તેમજ કેટલેક સ્થળે અર્થભેદથી માને છે તે આ છે.—૧૧ અંગ અને ૧૨ ઉપાંગ મળી ૨૩, ૨૪ મું નિશીથ, ૨૫ બૃહત્કલ્પ, ૨૬ વ્યવહાર, ૨૭ દશાશ્રુતસૂત્ર (એ ૨૪–૨૭ મળી ૪ છેદસૂત્ર), ૨૮ અનુયોગદ્વાર, ૨૯ નંદિસૂત્ર, ૩૦ દશવૈકાલિક, ૩૧ ઉત્તરાધ્યયન (એ ૨૮–૩૧ મળી ૪ મૂલસૂત્ર), ૩૨ આવશ્યક.

દિગંબરો તો આ શ્વેતાંબરોએ માનેલાં સૂત્રોને માનતાજ નથી.

૧૧૮-૧૧૯ મૂળ આગમોના અંતર્ગતને જુદા ગણવામાં આવ્યા છે તેને આપણે 'છુટક' કહીએ. તે આઠ છે-૧ પર્યુષણાકલ્પ[૬૯] (આર્ય ભદ્રબાહુ કૃત દશાશ્રુતસ્કંધના આઠમા અધ્યયનરૂપે છે) તે અલગ પર્યુષણપર્વ પર વંચાય છે ને તેને સામાન્ય રીતે 'કલ્પસૂત્ર' કહેવામાં આવે છે. તેનુ પ્રમાણ ૧૨૦૦ શ્લોકથી કંઇક અધિક હોવાથી 'બારસા સૂત્ર' તરીકે પણ તેને ઓળખવામા આવે છે વિન્ટરનિટ્ઝ જણાવે છે કે-'આમા ત્રણ ભાગ છે-૧ જિનચરિત-તેમા વધુ ભાગ શ્રી વર્દ્ધમાન-મહાવીરનું ચરિત છે અને તે બૌદ્ધનુ લલિતવિસ્તરા યાદ આપે છે. ૨ થેરાવલિ-તેમા સ્થવિરોની પરંપરા છે આ ભદ્રબાહુ કૃત હોઇ ન શકે કારણ કે તેમના પછીના સ્થવિરો તે છે. ઇ. સ પહેલા સૈકાના મળી આવેલા શિલાલેખો બતાવે છે કે ઉક્ત થેરાવલિમાના નામો કલ્પિત નહિ પણ ઐતિહાસિક છે ૩ સામાચારી-આ કલ્પ ગ્રંથની તેના નામ પ્રમાણે મૂળ વસ્તુ જણાય છે દંતકથા એવી છે કે દેવર્દ્ધિગણિએ જિનચરિત, થેરાવલી, ને સામાચારી કલ્પસૂત્રના મૂળ આગમમા નહોતી તે ઉમેરી છે આ દંતકથા આખી સાચી હોય ' ૨ જીતકલ્પસૂત્ર-આના કર્ત્તા જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ છે જીત એટલે આચાર-અને તેનો કલ્પ એટલે વર્ણના અર્થાત્ આ જૈન શ્રમણોના આચાર-વિષયક છે તેમા ૧૯ પ્રકારના પ્રાયશ્ચિત્તનુ વિધાન કરવામા આવ્યું છે (નિશીથ છેદ સૂત્રમા જીતકલ્પનુ વિધાન છે તેથી આ તેનુ અંગ જ છે.) આ પ્રાયશ્ચિત્ત સંબંધી વિષય છેદ સૂત્રો અને બીજા ઘણા ગ્રંથોમા ચર્ચવામા આવ્યો છે કેટલેક સ્થળે બહુ સંક્ષિપ્ત નહિ કે બહુ વિસ્તૃત નહી એવી મધ્યમ રીતે સંકલના એ વિષયને સમજાવવા

---

૬૯ આ કલ્પસૂત્ર પ્રસ્તાવના સહિત સંશોધિત કરી ડા Jocobi એ લિપ્ઝીગમા સન ૧૮૭૯ માં પ્રકટ કર્યું ને અંગ્રેજી અનુવાદ સહિત S B E ના વૉ. ૨૨ મા પ્રકટ કર્યું ધર્મસાગરની ટીકા સહિત, વિનયવિજય, ને લક્ષ્મીવલ્લભની ટીકા સહિત પ્ર૦ જૈન આ૦ સભા. વિનયવિજયજીની ટીકા સહિત પ્ર દે૦ લા૦ ન ૭. ૬૧ માં પ્રકટ થયેલ છે.

કરી હોય તેમ સંભવે છે.[૭૦]

૧૨૦-૧૨૫ ૩ **યતિજીતકલ્પ** અને ૪ **શ્રાદ્ધજીતકલ્પ**—આ બે અનુક્રમે **સોમપ્રભસૂરિ** અને ધર્મઘોષ સૂરિએ યતિઓ અને શ્રાવકોના આચાર રૂપે સંકલિત કરેલ છે. એ જીતકલ્પસૂત્રના પેટા સૂત્ર જેવા છે તેથી પરમાર્થે તે પણ છેદસૂત્ર છે. ૫ **પાક્ષિકસૂત્ર**—[૭૧]તેમા પાક્ષિક દિવસે કરવાના પ્રતિક્રમણની વિગત આપી છે. પ્રતિક્રમણ એ **આવશ્યક**મા ચોથુ આવશ્યક છે તેથી આ આવશ્યકનુ પેટા સૂત્ર છે તેમા સાધુ-વ્રત ને શ્રુતનુ કીર્ત્તન છે. ૬ **ક્ષામણાસૂત્ર**—આને પાક્ષિક ક્ષામણા સૂત્ર પણ કહે છે. એ સૂત્ર પાક્ષિક સૂત્રના પ્રાતે આવતુ હોવાથી તેની **સાથે**જ ગણાય છે. છતા કોઈ કોઇ સ્થલે અલગ પણ ઉપલબ્ધ થાય છે ૭ **વંદિત્તુ** સૂત્ર[૭૨]—તે શ્રાદ્ધ પ્રતિક્રમણ છે તેના પહેલા શબ્દ 'વંદિત્તુ'થી તે વદિત્તુ સૂત્ર કહેવાય છે. ને તે શ્રાવકોનુ પ્રતિક્રમણ હોવાથી આવશ્યક સૂત્રનુ પેટા સૂત્રજ છે. ૮ **ઋ**ષિભાષિત—તેમા ૪૫ અધ્યયન અથવા ભાષિત છે. આનાપર **ભદ્ર**બાહુએ રચેલી નિર્યુક્તિ હમણા ઉપલબ્ધ થતી નથી **સ્થા**નાગના ૧૦મા સ્થાનમા કહેલ છે કે તે **પ્રશ્ન**વ્યાકરણનુ એક અધ્યયન હતુ. હાલમા તેમા તે નથી. **સ**મવાયાગમા કહે છે કે તેમા ૪૪ અધ્યયન—દેવલોકથી ચ્યુત ૪૪ ઋષિઓના અધિકાર હતા હાલમા ૪૫ અધ્યયન છે તે **ને**મિનાથના વખતના **ના**રદાદિ ૨૦ ના, **પાર્શ્વ**નાથના વખતના ૧૫ ના, અને **મ**હાવીરના વખતના દશના છે. આ અધ્યયનો પ્રત્યેકબુદ્ધે કહેલા છે[૭૩]

---

૭૦ મૂળ તથા તે પર સિદ્ધસેન કૃત પ્રાકૃત બૃહચ્ચૂર્ણિ તેમજ શ્રી ચંદ્રસૂરિકૃત સસ્કૃત વિષમપદ વ્યાખ્યા સમેત મુદ્રિત થયેલ છે. પ્ર જૈન સાહિત્ય સશોધક સમિતિ

૭૧ પાક્ષિકસૂત્ર—યશોદેવકૃત ટીકા સહિત પ્રસિદ્ધ દે લા ન ૪; વે૦ નં ૧૪૮૯ થી ૯૪

૭૨ વંદિત્તુસૂત્ર—શ્રાદ્ધ પ્રતિક્રમણપર જૂનામા જૂની ટીકા તે સં. ૧૧૮૩ મા વિજયસિંહસૂરિકૃત ચૂર્ણિ છે, (પી. ૫, ૨૨), તે સૂત્ર પર રત્નશેખરની ટીકા નામે અર્થદીપિકા દે લા નં. ૪૮મા પ્રકટ થઈ છે

૭૩ ઋષિભાષિત—રતલામ ઋષભદેવ કેશરીમલજી તરફથી હાલમાં પ્રકટ થયુ છે.

૧૨૬ ઉપર ગણાવેલા ૧૦ પયન્ના (પ્રકીર્ણક) ઉપરાત બીજા ૨૦ પયન્ના (પ્રકીર્ણક) મળે છે તેના નામ નીચે પ્રમાણે:—

૧ **અજીવ** કલ્પ, ૨ ગચ્છાચાર, ૩ **મરણસમાધિ**, ૪ **સિદ્ધ**-પ્રાભૃત, ૫ **તીર્થોદ્‌ગાર**, ૬ **આરાધના** પતાકા, ૭ દ્વીપસાગર પ્રજ્ઞપ્તિ, ૮ જ્યોતિષ્કરંડ[૭૪], ૯ અંગવિદ્યા[૭૫], ૧૦ તિથિ-પ્રકીર્ણક, ૧૧ પિંડ વિશુદ્ધિ, ૧૨ **સારાવલિ**, ૧૩ **પર્યંતારાધના**, ૧૪ જીવ વિભક્તિ, ૧૫ કવચ પ્રકરણ, ૧૬ યોનિપ્રાભૃત, ૧૭ અંગચૂલિયા, ૧૮ વગ્ગ-ચૂલિયા, ૧૯ વૃદ્ધચતુ શરણ, ૨૦ જંબૂપયન્ના

૧૨૭ આ ૨૦ પૈકી ગચ્છાચાર અને મરણસમાધિ સંબધી ઉપર કહેવાઈ ગયુ છે. **જ્યોતિષ્કરંડક** એ સૂર્ય પ્રજ્ઞપ્તિમાથી ઉદ્ધૃત કરેલું છે તેમા ૨૧ અધિકાર છે-કાલપ્રમાણ, સંવત્સરનુ માન-પ્રમાણ, અધિક માસની નિષ્પત્તિ, પર્વતિથિ સમાપ્તિ, અવમ રાત્ર, નક્ષત્રોનું પરિમાણ, ચન્દ્રસૂર્યપરિમાણ, ચંદ્રસૂર્યનક્ષત્રોની ગતિ, નક્ષત્રયોગ, જબૂદ્વીપમાં ચંદ્રસૂર્યનો મંડલવિભાગ, અયન, આવૃત્તિ, ચંદ્રસૂર્યન-ક્ષત્રોનુ મંડલમા મુહૂર્તગતિ પરિમાણ, ઋતુપરિમાણ, વિષુવો, વ્યતિ-પાતો, તાપક્ષેત્ર, દિવસોની વૃદ્ધિ અપવૃદ્ધિ, અમાવાસ્યા પૌર્ણમાસી, પ્રનષ્ટપર્વ, અને પૌરૂષી-એમ ૨૧ અધિકાર છે. બીજાં પ્રકીર્ણકો અમારી જાણ પ્રમાણે અમુદ્રિત છે.

૧૨૮ **આવશ્યક** સૂત્રના સામાયિકાધ્યયનની ભદ્રબાહુની નિર્યુક્તિ પર ૫૦૦૦ (શ્લોક) ગ્રંથપ્રમાણ પ્રાકૃત ગાથાબદ્ધ ભાષ્ય **શ્રી જિનભદ્રગણિ** ક્ષમાશ્રમણે રચેલ છે કે જેને[૭૬] **વિશેષાવશ્યક** ભાષ્ય કહેવામા આવે છે. આ ભાષ્ય ગ્રન્થ જૈન પ્રવચનમા એક મુકુટમણિ સમાન લેખાય છે.

---

૭૪ જ્યોતિષ્કરંડક **મલયગિરિની ટીકા સહિત** રતલામની ઋષભદેવ કેશરીમલજી તરફથી પ્રકટ થયેલ છે કે જેમાં પાદલિપ્ત કૃત પ્રાકૃત ટીકાનાં અવતરણ છે.

૭૫ અંગવિદ્યા પી. ૩, ૨૩૧; જેસ૦ પ્ર૦ ૨૫

૭૬ આ વિશેષાવશ્યક ભાષ્ય તે પરની **મલધારી હેમચંદ્રની વૃત્તિ સહિત** ય૦ ગ્રંથમાલામાં છપાયેલ છે અને તેનુ ગૂજરાતી ભાષાંતર બે ભાગમાં આ૦ સમિતિ તરફથી પ્રકટ થયું છે. તે ભાષ્યની ગાથાઓની અક્ષરાનુક્રમણિકા પણ

૧૨૯ એટલે હવે ૧૧ અંગ + ૧૨ ઉપાગ + ૫ છેદસૂત્ર, + ૩ મૂલસૂત્ર (૪થા મૂલસૂત્રને નિર્યુક્તિમા ગણીએ)+બે (નદી અને અનુયોગદ્વાર) + ઉપર જણાવેલ ૮ છૂટક, + ૩૦ પયન્ના (૧૦ પયન્ના અગાઉ જણાવી ગયા તે ઉપરાત ઉપન્ના ૧૨૬ મા પારામા ગણાવેલ ૨૦ પયન્ના) + ૧૨ નિર્યુક્તિઓ [ ભદ્રબાહુકૃત આવસ્યક નિ૦, દશવૈકાલિક નિ૦, ઉત્તરાધ્યયન નિ૦, આચારાગ નિ૦, સુત્રકૃતાગ નિ૦, સૂર્યપ્રજ્ઞપ્તિ નિ૦, બૃહત્કલ્પ નિ૦, વ્યવહાર નિ૦, દશાશ્રુતસ્કંધ નિ૦, ઋષિભાષિત નિ૦, (ઋષિભાષિત નિ૦ હાલ ઉપલબ્ધ નથી) પિંડ નિર્યુક્તિ, અને સસક્ત નિર્યુક્તિ કે જે સ્વતત્ર નિર્યુક્તિ છે તે ] + ૧ (આવસ્યક પર મહાભાષ્ય તે વિશેષાવસ્યકભાષ્ય) કુલ ૮૪ આગમો થાય છે. જુઓ પારા ૧૧૭

૧૩૦ પ્રો૦ વિન્ટરનિટ્ઝ[૭૭] કહે છે કે—

"બૌદ્ધોના કરતા ઘણા વધારે તીવ્ર શબ્દોમા (સ્વરૂપમા) જૈન ધર્મે ત્યાગ ધર્મપર તથા સયમના નિયમનના સર્વ પ્રકારો પર ભાર મૂકયો છે. અને શ્રી બુદ્ધના મુકાબલામા શ્રી મહાવીરે તત્ત્વજ્ઞાનની એક વધુમા વધુ વિકસિત પદ્ધતિ (આત્મશ્રદ્ધાની) ઉપદેશી છે

૧૩૧. 'ઈ. સ. પ્રથમ સૈકામા જૈન ધર્મમા બે મોટા ભેદો—શ્વેતામ્બર અને દિગંબરોના પડી ગયા હતા, જૈનો પોતાના સમસ્ત પવિત્ર સાહિત્યને સિદ્ધાન્ત કે આગમ કહે છે. બને સપ્રદાયો બાર અંગોને પોતાના સિદ્ધાન્તના પ્રધાન અને સૌથી ઉપયોગી ભાગ ગણવામા એકમત છે. છતા આપણે શ્વેતામ્બરોના સિદ્ધાન્તને જ જાણીએ છીએ.

૧૩૨. 'આ આગમોની ભાષા પ્રાકૃત છે કે જેને આર્ષ અથવા અર્ધ માગધી કહેવામા આવે છે. આ ભાષામા ખુદ મહાવીરે ઉપદેશ કર્યો

તે સમિતિએ નં. ૩૪ માં પ્રકટ કરી છે વે૦ નં. ૧૫૨૦. મલધારી હેમચંદ્ર કહે છે કે જિનભદ્રે પોતે કોટ્યાચાર્ય સાથે મળીને પોતાના આ ભાષ્યપર એક ટીકા રચી હતી પણ તે મળતી નથી કોઇ કહે છે કે શીલાકાચાર્ય અને કોટ્યાચાર્ય બંને એક વ્યક્તિ છે જુઓ વે૦ નં. ૧૫૫૩.

૭૭. જુઓ Winternitz Geschishtez from p 289.

હશે. આ છતા ગદ્યની ભાષા અને પદ્યની ભાષા વચ્ચે અંતર છે. પદ્યની ભાષા–બૌદ્ધ સિદ્ધાન્તની પાલિ ગાથાઓની પેઠે–અતિ પ્રાચીન રૂપો બતાવેછે જૂનામા જૂની ભાષા **આયારાગ** સુત્ત ( આચારાગ સૂત્ર )મા છે, તે પછી **સૂયગડાગ** સુત્તમા ( સૂત્રકૃતાગ સૂત્રમા ) અને ઉત્તરાજ્ઝયન ( ઉત્તરાધ્યયન ) મા છે જૈન સિદ્ધાત સિવાયના જૈન ગ્રથોની ભાષા જૈન મહારાષ્ટ્રી છે અને તેથી તદ્દન જૂદી ભાષા અર્ધ માગધી છે

૧૩૩, 'આગમના પ્રમાણ અને પ્રાચીનતા સબંધી શ્વેતાબર જૈનોમા એવી દતકથા છે કે. મૂળ ઉપદેશ ૧૪ પૂર્વો (પૂર્વ એટલે જૂના)મા હતો કે જે **મ**હાવીરે પોતે પોતાના શિષ્યો–ગણધરોને આપ્યો. પરંતુ આ 'પૂર્વો' નુ જ્ઞાન તુરત જ થોડા સમયમા નષ્ટ થયું. **મ**હાવીરના એક શિષ્યે પોતાના શિષ્યને એમ ઉત્તરોત્તર આપતા ૭ પાટ સુધી ચાલ્યું હતુ. **મ**હાવીરના નિર્વાણ પછી બીજા શતકમા **મ**ગ-ધમા ભયંકર દુકાળ બારવર્ષી પડયો તે સમયે મૌર્ય **ચં**દ્રગુપ્ત **મ**ગ-ધનો રાજા હતો અને સ્થવિર **ભ**દ્રબાહુ જૈનસંઘના નાયક હતા. દુકાળના કારણે તે પોતાના શિષ્યગણ સહિત વિહાર કરતા દક્ષિણ ભારતમા **ક**ર્ણાટ તરફ ગયા, અને **સ્**થૂલભદ્ર–છેલ્લા ૧૪ પૂર્વધર–મગધમા પાછળ રહેલા સઘના મુખી હતા **ભ**દ્રબાહુની ગેરહાજરી દરમ્યાન એ સ્પષ્ટ થયું કે આગમનું જ્ઞાન વિચ્છિન્ન થવાનો ભય છે, તેથી -**પાટલિપુત્રમા** સંઘ ( પરિષદ્ ) મળી ૧૧ અગોને ભેગા કર્યા અને ૧૪ પૂર્વોના અવશેષો બારમા અગ–દૃષ્ટિવાદમા એકત્રિત કર-વામા આવ્યા. જ્યારે **ભ**દ્રબાહુના અનુયાયીઓ **મ**ગધ પાછા ફર્યા, ત્યારે જેઓ ત્યાથી નીકળી બહાર વિહાર કરી ગયા હતા તેમની તથા જેઓ ત્યા ચાલુ રહ્યા હતા તેમની વચ્ચે મોટો અંતર પડયો હતો. ત્યા રહી ગયેલામા શ્વેત વસ્રો પહેરવાની પ્રથા પડી ગઈ હતી, પરંતુ બહાર વિહાર કરી જનારાએ **મ**હાવીરના કડકમા કડક ફરમાન મુજબ દઢ રહી નગ્ન રહેવાનુંજ સ્વીકાર્યું આ રીતે દિગબરો અને શ્વેતાબરો

વચ્ચે મોટો ભેદ પડયો. તે કારણે દિંગબરોએ આગમને સ્વીકારવાનો નિષેધ કર્યો કારણકે તેમણે જણાવ્યુ કે તેમના પૂર્વો અને અગો નષ્ટ થયા છે સમય જતા શ્વેતાબરોના આગમોમા અવ્યવસ્થા થતા વલભીમા દેવર્દ્ધિ વાચકના પ્રમુખપણા નીચે સિદ્ધાન્ત એકત્રિત કરી લખવા માટે પરિષદ્ મળી પૂર્વોના અવશેષવાળુ બારમુ અગ તે વખતે નષ્ટ થઇ ગયું હતુ.[૭૮]

૧૩૪. 'ઈ સ પહેલા અને બીજા સૈકાના શિલાલેખો જણાવે છે કે તે વખતે જૈનો શ્વેતાબર અને દિગબરો એ ભેદમા વહેંચાઇ ગયા હતા, અને તે વખતે 'ગણો' હતા કે જેમા આચાર્યોની પરપરા આગમમા જણાવી છે તેવી નોધાઈ છે તે લેખોમા 'વાચક' ના બિરૂદધરોનો ઉલ્લેખ છે તે પરથી જણાય છે કે (વાચક એટલે વાચનાર માટે) તે વખતે સિદ્ધાન્તો—આગમો વિદ્યમાન હોવા જ જોઇએ. શિલાલેખો બતાવે છે કે ઈ સ પહેલા સૈકામા, આગમમા બતાવેલ મહાવીરની કથાઓ જેવી મહાવીરની કથાઓ કહેવામા આવતી હતી. શ્વેતામ્બરોએ સિદ્ધાન્તમા જૈન સાધુઓની અચેલકતા (નગ્નતા) સબધીના નિયમોમા ફેરફાર કર્યો નથી એ હકીકત બતાવી આપેછે કે તેઓએ સિદ્ધાતમા મનમાન્યા ફેરફારો કરવાની છૂટ લીધી નથી—હિંમત કરી નથી પરતુ જેમ પરપરાગત ચાલી આવેલા તેજ પ્રમાણે ઉત્તરોત્તર આબાદ સ્થિતિમા મળ્યા તેવા ઉત્તરોત્તર આપ્યા છે છેવટમા બૌદ્ધ દંતકથાને તે કેટલીક ખાસ વિલક્ષણતાઓમા મળતા આવે છે તેથી પણ પૂરવાર થાય છે કે જૈન દંતકથા વિશ્વસનીય છે.

૧૩૫ 'એટલુ તો સત્ય છે કે સિદ્ધાન્તના ગ્રન્થો એક વખતે

---

૭૮ ભદ્રબાહુ કર્ણાટકમા ગયા એવું શ્વેતાંબરો તેમના સંબંધીના કોઈ પણ પ્રબધમા જણાવતા નથી. આ કથન તેમજ શ્વેતાંબર અને દિગંબરોના ભેદ પડયા એ વાત ભદ્રબાહુના સંબંધની દિગબરી કથા વગેરે લઇ આ વિન્ટરનિટ્ઝ તેમજ બીજા સ્કૅાલરોથી ઘડી કાઢવામાં આવેલ હોય એમ જણાય છે.

હસ્તીમા આવ્યા હોય એમ નથી દેવર્દ્ધિગણિએ સંકલિત કરેલ આગમ હાલ સાચવી રાખ્યા છે તે જ્યારે સંઘની વ્યવસ્થા બરાબર થઈ અને સાધુજીવને નિશ્ચિત સ્વરૂપ લીધું ત્યારે તરતજ જે સાહિત્યવિષયક પ્રગતિ શરૂ થઈ તેના પરિણામનુ છેલ્લુ ફળ છે તેમ છતા આ મહાવીરના નિર્વાણ પછી બહુ લાબાકાળે નહિ બની શકયુ હોય તેથી આગમના પ્રાચીનતમ ભાગો મહાવીરના પહેલા શિષ્યના સમયના હોય યા તો બહુ તો મહાવીર નિર્વાણથી બીજા સૈકા સુધીના મૌર્ય ચંદ્રગુપ્તના સમયના હોય કે જે સમયમા પાટલિપુત્રની પરિષદ્ ભરાઈ એમ દતકથા કહે છે, જ્યારે તેથી ઓછા જૂના ભાગો દેવર્દ્ધિગણિના સમયના લગભગ હોઈ શકે."

૧૩૬ ડૉ૦ યાકોબી કહે છે કે 'જૈનના સૂત્ર Classical સંસ્કૃત સાહિત્યથી વધુ પ્રાચીન છે અને તેમાના કેટલાક તો ઉત્તર બૌદ્ધો (મહાયાની) ના જૂનામા જૂના પુસ્તકોની સાથે બરોબરી કરે તેમ છે

૧૩૭ જૈનોના આખા આગમ સાહિત્ય માટે જુઓ જર્મનીના પ્રોફેસર વેબર (Weber) કૃત બે વૉ મા Sacred Literature of the Jainas આનુ અગ્રેજી ભાષાતર ઇડિયન એટિકવરી વૉ૦ ૧૭, ૧૮, ૧૯, ૨૦ અને ૨૧ મા પ્રગટ થયેલ છે

૧૩૮ શ્રીમદ્ મહાવીરના પ્રરૂપેલા આગમોના સાહિત્યનો વિભાગ અત્ર પૂરો થાય છે તેમાથી તેમના અનેક ઉચ્ચ અને વિશિષ્ટ સિદ્ધાન્તો મળી આવે છે તે પૈકી કેટલાકનો ઉલ્લેખ, મૂલ સમર્થ બ્રાહ્મણ–પછી જૈન શ્રમણ થયેલ સિદ્ધસેન દિવાકર મહાવીર સ્તુતિ કરતા કરે છે દા તરીકે.

શ્રી મહાવીરના અહિંસાના સિદ્ધાતમાથી જન્મેલા–જીવજતુ વિજ્ઞાનનું માહાત્મ્ય દર્શાવતા તેઓ પોતાની દ્વાત્રિંશિકાઓમા કહે છે કે–

य एष षड्जीवनिकायविस्तर. परैरनालीढपथस्त्वयोदित· ।
अनेन सर्वज्ञपरीक्षणक्षमास्त्वयि प्रसादोदयसोत्सवा· स्थिता· ॥

...હે ભગવન્! બીજા વાદીઓને જેનો સ્પર્શ સુદ્ધા નથી થયો એવો આ ષડ્ જીવનિકાયનો વિસ્તાર તે જે દર્શાવ્યો છે તે દ્વારાજ-સર્વજ્ઞતાની પરીક્ષામા ક્ષમ એવા-આ વાદીઓ તારા તરફ પ્રસન્નતા અને ઉત્સવ સાથે ઝૂકી ગયા છે ૧, ૧૩

૧૩૭ ભગવાન્ મહાવીરનુ કર્મવિજ્ઞાનશાસ્ત્ર તો અદ્દભુત છે, એવુ એ બીજા કોઇથી કહી શકાયુ નથી એમ બનાવતા તેઓ કહે છે કે—

न कर्म कर्त्ता रमतीत्य वर्तते य एव कर्ता स फलान्युपाश्नुते ।
तदष्टधा पुद्गलमूर्तिकर्मजं यथात्य नैवं भुवि कश्चनापर ॥
न मानस कर्म न देहवाङ्मयं शुभाशुभज्येष्ठफलं विभागश ।
यदात्थ तेनैव समीक्ष्यकारिण. शरण्य सन्तस्त्वयि नाथ बुद्धय· ॥

'કર્ત્તા સિવાય કર્મ હોઈ શકતુ નથી, જે કર્તા છે તેજ કર્મના ફળનો ભોક્તા છે' એ સિદ્ધાન્તને અવલંબી તે જે આઠ પ્રકારનું પૌદ્દગલિક કર્મ પ્રરૂપ્યુ છે તેવું સસારમા બીજો કોઇ કહી શક્યો નથી. ૧,૨૬

'કેવળ[૭૯] માનસિક કર્મજ શુભાશુભ ફળને આપનારૂ છે અને કાયિક કે વાચિક કર્મ તેવું નથી' એવો કર્મવિભાગ તારા કર્મવિજ્ઞાનમા નથી હે શરણ્ય! તારા કર્મવિજ્ઞાનમા તો માનસિક, વાચિક અને કાયિક એ ત્રણે કર્મોને યથોચિત સ્થાન છે તેથીજ એટલે કર્મવિજ્ઞાનને લગતી તારી આવી અદ્દભૂત વિચારશૈલીથીજ મુગ્ધ થયેલા વિચારક પુરૂષો તારા તરફજ નજર કરી રહ્યા છે. ૧, ૨૭

૧૪૦. છેવટે શ્રીમદ્ અભયદેવસૂરિના સમવાયાગ સૂત્રવૃત્તિમાના શ્લોકના શબ્દોમા આ શ્રુતવાઙ્‌મયનો સાર પૂરો કરતા કહીશું કે-

दु.सम्प्रदायादसदूहनाद् वा, भणिष्यते यद् वितथं मयेह ।
तद् धीधनैर्मामनुकम्पयद्भि शोध्यं मतार्थक्षतिरस्तु मैव ॥

---

૭૯ જુઓ 'સૂત્રકૃતાંગ સૂત્રમાં આવેલા કેટલાક પરમતોનો ઉલ્લેખ ભિક્ષુકર્મવાદ પુરાતત્ત્વ પુસ્તક ૩જુ. પૃ. ૧૨૧

॥ ऐं नमः ॥

# વિભાગ બીજો.

## પ્રાકૃત સાહિત્યનો મધ્યકાલ અને સંસ્કૃત સાહિત્યનો ઉદયકાલ.

## શ્રી મહાવીર સ્તુતિ

મહાકવિ શ્રી સિદ્ધસેન દિવાકર પોતાની દ્વાત્રિંશિકાઓ (બત્રીશીઓ) મા જણાવે છે કે–

परस्पराक्षेपविलुप्तचेतस· स्ववादपूर्वापरमूढनिश्चयान् ।
समीक्ष्य तत्त्वोत्पथिकान् कुवादिन कथ पुमान् स्याच्छिथिलादरस्त्वयि ॥

હે ભગવન્! પરસ્પરના વિખવાદને લીધે જેઓનાં મન બહેર મારી ગયા છે, અને એથીજ જેઓ પોતાના વાદને-સિદ્ધાંતને પણ સળંગ સમજી શક્તા નથી એવા તથા તત્ત્વના માર્ગને મૂકી અવળે રસ્તે ચડેલા આ એકાંતવાદીઓની સમીક્ષા કરતો કયો પુરૂષ તારા તરફ ન આકર્ષાય?– અર્થાત્ એકાંતવાદના દુરાગ્રહથી કંટાળેલો પુરૂષ તારા જેવા અનેકાંતવાદી–સમન્વયવાદી તરફ જરૂર આકર્ષાય. ૧,૫.

वदन्ति यानेव गुणान्धचेतसः समेत्य दोषान् किल ते स्वविद्विष ।
त एव विज्ञानपथागता सता त्वदीयसूक्तप्रतिपत्तिहेतव· ॥

હે ભગવન્ ગુણો તરફ અંધ રહેનારા અને એથીજ પોતાની જાતના અહિતકારી એવા આ એકાન્તવાદીઓ ભેગા થઇને તારા સિદ્ધાન્તમાં જે જે દોષો બતાવે છે તેજ દોષો અનેકાન્ત-વિજ્ઞાનની કસોટીએ કસાતાં તારૂ સૂક્ત સમજવામાં સાધનરૂપ નીવડે છે અર્થાત્ એકાન્તવાદીઓ જેને દોષરૂપ સમજે છે તેજ દોષ અનેકાન્ત–વિજ્ઞાનની દૃષ્ટિએ તપાસતાં તત્ત્વમાર્ગને સમજવાનું સાધન થાય છે ૧, ૬.

# વિભાગ બીજો.

## પ્રાકૃત સાહિત્યનો મધ્યકાલ અને સંસ્કૃત સાહિત્યનો ઉદયકાલ.

વીરાત્ ૨૦૦ થી વિક્રમ સંવત્ ૧૦૦૦.

अलब्धनिष्ठाः प्रसमिद्धचेतसस्तव प्रशिष्या प्रथयन्ति यद्यशः ।
न तावदप्येकसमूहसंहताः प्रकाशयेयुः परवादिपार्थिवाः ॥

હે ભગવન્! વ્રતવિહારી, અવધૂત અને અનગાર હોવાથી જેઓની ક્યાંય નિષ્ઠા-આસક્તિ નથી એવા જ્વલંત ચિત્તવાળા **તારા પ્રશિષ્યો** જે જાતનો યશ વિસ્તારે છે તેટલો પણ યશ એક સમૂહમાં સંકળાયેલા આ એકાંતવાદીઓ નથી મેળવી શકતા; અર્થાત્-જગત્‌માં ત્યાગ અને ચારિત્રનીજ પૂજા થાય છે પણ વાદવિવાદ કે ખંડનમંડનની ધમાલને કોઇ પૂછતું પણ નથી,—સિધ્ધસેન દ્વાત્રિંશિકા ૧, ૧૫.

[આગમ સાહિત્ય કે જે સંબંધી પ્રથમ વિભાગમાં કહેવાયું તે મૂલમાં પ્રાકૃત ભાષામાં છે. 'પ્રાકૃત સાહિત્ય એ જૈન સાહિત્યનો મૂળ પાયો છે, પણ જેમ સર્વત્ર પાયા કરતાં ઇમારત મોટી હોઇ વધી જાય છે, તેમ કાળ જતાં સંસ્કૃત સાહિત્ય જૈન વાઙ્મયમાં બહુ વધી ગયેલું છે. એ સંસ્કૃત સાહિત્ય કોઇ એકજ વિષય ઉપર નથી લખાયું. ભારતવર્ષમાં ચર્ચાયેલો અને ખેડાયેલો એવો તત્કાલીન એકે વિષય નથી કે જેના ઉપર જૈન વિદ્વાનોએ સંસ્કૃતમાં થોડું ઘણું લખ્યું ન હોય.'૮૦ ]

---

૮૦ પં. સુખલાલ અને પં. બહેચરદાસનો 'નયચક્ર' પર લેખ જૈન-યુગ ભાદ્રપદ સં. ૧૯૮૪ પૃ. ૧૪.

# પ્રકરણ ૧ લું.

## આરંભિક ઐતિહાસિક ઘટનાઓ.

૧૪૧ વીરાત્ બીજા અને ત્રીજા સૈકા વચ્ચેનો સમય બૌદ્ધ ધર્મને, અશોક રાજાનું મહાબલ હોવાથી બુદ્ધના મધ્યમમાર્ગને અનુકૂળતા વિશેષ મળી ચારે બાજુ બૌદ્ધ મઠ સ્થપાયા બૌદ્ધ શ્રમણો લંકા આદિ અનેક સ્થળોએ ધર્મપ્રચાર અર્થે નીકળી પડયા.–અશોકના ધર્મશાસનો છેક–દક્ષિણ સિવાયના સમસ્ત ભારતમા મહાસ્થભો પર કોતરી સ્થાપવામા આવ્યા કે જે અદ્યાપિ પર્યંત વિદ્યમાન છે. તે પૈકી એક સૌરાષ્ટ્રના ગિરનાર પાસે છે. તેણે પોતાના રાજ્યાભિષેકથી ૨૯ મા વર્ષે કાઢેલા સાતમા ધર્મશાસનમા[૮૧] પોતાના રાજ્યના ૧૪ મા વર્ષમા નીમેલા ધર્મ મહામાત્યોનો ઉલ્લેખ કર્યો છે તેમા જણાવેલુ છે કે તેઓ 'સઘ' (બૌદ્ધસઘ) ની, આજીવિકોની, બ્રાહ્મણોની, **નિગ્ગંથ**ની દેખરેખ રાખશે આ **નિગ્ગંથ** તે જૈનો તે પરથી જણાય છે કે તે સમયે ઉક્ત અનેકમાનો જૈનધર્મ એક અગ્રેસર ધર્મ હતો.

૧૪૨. બૌદ્ધ શ્રમણો લોકોમા દરદીઓને ઓસડ આપતા, દુ:ખી દીનોને સહાય આપતા, પશુપક્ષીના રોગની ચિકિત્સા કરતા, વિદ્યાર્થીઓને વિદ્યાદાન દેતા, લોકના આરોગ્ય સબંધી સહાય કરવાને ચૂકતા ન હતા આની અસર જૈનોપર થઈ હોય તો સભવિત છે. જંબૂસ્વામીના પછી 'જિનકલ્પ' (શ્રી મહાવીર જિનનો–ના જેવો કડક આચાર) વિચ્છિન્ન થયો એવું જૈન કથન છે (વીરાત્ ૬૪). તેનો અર્થ એ લાગે છે કે પૂર્વના એકાતિક આધ્યાત્મિકપણામા

---

૮૧ જુઓ Senart ના Inscriptions de Piyadasi. વળી Epigraphica Indica Vol II પૃ. ૨૭૨ ટિપ્પણ હમણાં અશોકના ધર્મશાસનો–લેખોની સયાજી ગ્રંથમાળામાં બહાર પડેલ ચોપડી.

નરમાશ આવી. નગરવાસ સ્વીકારાયો. અને તેનેજ લીધે વસ્ત્ર પાત્રો આદિ ઉપકરણોની ઉપયોગિતા તરફ વિશેષ ધ્યાન ગયું. ઉપદેશ-ગ્રંથ રચના-નિમિત્ત મંત્રાદિદ્વારા નિરીહભાવે લોકોની નિર્દોષ સેવા કરવા જૈન શ્રમણો પ્રેરાયા-તેમા શુદ્ધ આશય શ્રી મહાવીરના માર્ગનો પ્રચાર કરવાનો હતો. વળી અચેલક અને સચેલક વાદના તત્ત્વ શ્રી મહાવીરના સમયમા હતા તેનું બીજ રોપાયુ અને તેનુ વિશેષ બીજ, સમ્રાટ્ અશોકના પુત્ર કુણાલના પુત્ર રાજા [૮૨]સંપ્રતિના સમયમા આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તિ થયા તે પૈકી આર્ય મહા-

---

૮૨ કુણાલ—'કુનાલના સ્થાને પુરાણોમા સુયશા નામ મળે છે તે તેનું બિરુદ હોવું જોઇએ તેણે આઠ વર્ષ રાજ્ય કર્યું એમ પુરાણોમા લખ્યું છે તેના પછી તેનો પુત્ર દશરથ થયો દશરથનો શિલાલેખ નાગાર્જુની ગુફા (ગયા પાસેની)માં કોતરેલ છે તે પરથી જણાય છે કે તે ગુફાઓ આજીવકોને આપી હતી બૌદ્ધોના દિવ્યાવદાન નામના પુસ્તકમા તથા જૈનોના પરિશિષ્ટ પર્વ, વિચારશ્રેણી તથા તીર્થકલ્પ પરથી જણાય છે કે કુનાલનો પુત્ર સંપ્રતિ હતો

(પુરાણોનાં હસ્તલિખિત પુસ્તકોમા બહુધા સંપ્રતિનુ નામ મળતું નથી તો પણ વાયુપુરાણની એક હસ્તલિખિત પ્રતિમા દશરથના પુત્રનું નામ સંપ્રતિ આપ્યુ છે અને મત્સ્યપુરાણમા 'સપ્તતિ' પાઠ મળે છે કે જે સંપ્રતિનુજ અશુદ્ધ રૂપ છે-પાર્જિટર The Puran Text of the Dynasties of the Kali Age p 28 or footnote 9) આ પરથી અનુમાન થાય છે કે મૌર્યદેશ કુનાલના બે પુત્રો (દશરથ અને સંપ્રતિ)મા વહેચણ થતા પૂર્વનો વિભાગ દશરથને અને પશ્ચિમનો વિભાગ સંપ્રતિના અધિકારમાં રહેલો હોય સંપ્રતિની રાજધાની ક્યાક પાટલીપુત્ર અને ક્યાંક ઉજ્જૈન લખેલ મળે છે...... પરંતુ એટલુ માની શકાય તેમ છે કે (રાજપૂતાના, માલવા, ગુજરાત તથા કાઠિયાવાડ)-એ દેશોપર સંપ્રતિનુ રાજ્ય રહ્યું હશે અને કેટલાયે જૈનમંદિર તેણે પોતાના સમયમાં બંધાવ્યાં હશે તીર્થકલ્પમાં એ પણ લખ્યું છે કે પરમાર્હત સંપ્રતિએ અનાર્ય દેશોમા પણ વિહાર (મંદિર) બંધાવ્યાં હતા '—ઓઝાજી રા. ઇ. પ્રથમ ભાગ પૃ. ૯૪.

ગિરિએ 'જિનકલ્પ' સ્વીકાર્યો ને પોતે સઘથી દૂર રહ્યા, ત્યારે શોપાયું. આર્ય સુહસ્તિએ 'સ્થવિરકલ્પ'મા રહી સંપ્રતિને પ્રતિબોધ્યો. સંપ્રતિએ સવાલાખ નવા જિનાલયો, તેરહજાર જીર્ણ મંદિરનો ઉદ્ધાર, સાતસો દાનશાળાઓ કરાવી તથા અનાર્ય દેશમા પણ ધર્મોપદેશકો મોકલી ધર્મોન્નતિ કરી. સુહસ્તિ વીરાત્ ૨૯૧ (વિ સં. પૂર્વે ૧૭૯) મા સ્વર્ગસ્થ થયા આ સંપ્રતિ ઉજ્જયિનીમા રાજ્ય કરતા હતા અને તે ઉજ્જયિની જૈનોનું કેન્દ્રસ્થાન થયુ[૮૩]

૧૪૩ બીજી બાજુ ઈ. સ પૂર્વે બીજા સૈકાનો એક શિલાલેખ ઓરિસામા ખંડગિરિ પરની મળે છે તે હાથી ગુફાનો પૂરવાર કરે છે કે જૈનો ભારતના દક્ષિણ-પૂર્વ ભાગમા (અગ્નિ ખુણામા) ઠેઠ કલિંગ સુધી પ્રસર્યા હતા. તે લેખો 'કલિંગચક્રવર્તી' મહારાજ મહા-

---

૮૩ 'અજમેર જિલાના બર્લી નામના ગામમાં વીર સવત્ ૮૪ (વિ. સં. પૂર્વે ૩૮૬=ઇ. સ પૂર્વે ૪૪૩)નો એક શિલાલેખ મળ્યો છે (કે જે અજમેરના 'મ્યુઝિયમ' મા સુરક્ષિત છે) તે પરથી અનુમાન થાય છે કે અશોકથી પહેલાં પણ રાજપૂતાનામા જૈનધર્મનો પ્રસાર હતો. જૈન લેખકોનો એ મત છે કે રાજા સંપ્રતિ કે જે અશોકનો વંશજ હતો, તેણે જૈનધર્મની ઘણી ઉન્નતિ કરી અને રાજપૂતાના તથા તેની આસપાસના પ્રદેશોમાં પણ તેણે કેટલાક જૈનમંદિર બધાવ્યા હતા વિ સ. બીજી શતાબ્દીના બનેલા મથુરાના કકાલી ટીલાવાળા જૈન સ્તૂપ પરથી તથા અહીંના કેટલાક અન્યસ્થાનોએ મળેલા પ્રાચીન શિલાલેખો તથા મૂર્ત્તિઓથી માલમ પડે છે કે તે સમય પણ અહીં (રાજપૂતાનામા) જૈન ધર્મનો સારો પ્રચાર હતો. (આ વખતે રાજપૂતાના માલવામા અંતર્ગત હતું) બૌદ્ધ અને જૈન ધર્મોના પ્રચારથી વૈદિક ધર્મને ઘણી હાનિ પહોચી, એટલુજ નહિ, કિંતુ તેમાં પરિવર્ત્તન કરવું પડયુ અને તે નવા સચામા ઢળીને પૌરાણિક ધર્મ બની ગયો. તેમા બૌદ્ધ અને જૈનો સાથે મળતી ધર્મસંબંધી ઘણી નવી વાતોએ પ્રવેશ કરી દીધો એટલુજ નહિ પરંતુ બુદ્ધદેવની ગણના વિષ્ણુના અવતારોમા થઇ અને માસ-ભક્ષણનો પણ થોડો ઘણો નિષેધ કરવામાં આવ્યો'—ઓઝાજી રાજપૂતાનેકા ઇતિહાસ પ્રથમ ખડ પૃ, ૧૦-૧૧. બૌદ્ધ દિવ્યાવદાનમાં સમ્પ્રદિનું વર્ણન છે.

મેઘવાહન ખારવેલના છે હાલ જેને ઓઢિયા–ઓરીસા પ્રાંત કહે છે તે પ્રાચીન ઉત્કલ દેશની દક્ષિણે આવેલો કલિંગદેશ હતો. એ પૂર્વ સમુદ્રના કાંઠે ગોદાવરીના મુખ સૂધી પ્રસર્યો હતો ખારવેલે મગધ દેશપર એ વખત સ્વારી કરી અને જે શ્રી ઋષભદેવની જૈનમૂર્ત્તિ–'કલિંગજિન' નામક મૂર્ત્તિ મગધરાજ નંદરાજ[૮૪] કલિંગમાંથી–ઉડીસામાંથી ઉઠાવી પાટલિપુત્ર લાવ્યો હતો તે મૂર્ત્તિ ખારવેલ પાછો લઈ આવ્યો ને તે સાથેજ અંગ–મગધના રાજ્યનું પુષ્કળ ધન કલિંગમા ખેંચી ગયો તે અંધ્ર, મહારાષ્ટ્ર, અને વિદર્ભદેશને પણ પોતાના કલિંગની છાયા નીચે લાવ્યો અને તેનો પ્રતાપ રાજ્યકાળના બીજાજ વર્ષમા નર્મદા અને મહાનદીથી કૃષ્ણા સૂધી પ્રસર્યો. 'આખા ભારતવર્ષમા ઉત્તરાપથથી માંડીને પાંડયદેશ સુધી એની વિજયપતાકા ઉડી હતી એની રાણીએ કલિંગના જૈન સાધુઓ માટે પ્રાસાદ કરાવ્યો. પોતાના સ્વામીને કલિંગ ચક્રવર્તી કહ્યો પોતાની જિનમૂર્તિને 'કલિંગજિન' કહેલ છે. 'જૈન ગ્રંથોમા લખ્યુ છે કે મૌર્ય ચંદ્રગુપ્તના સમ-

---

૮૪ આ પરથી જણાય કે 'ઈ સ પૂર્વે ૪૫૮ વર્ષે અને વિ સં. પૂર્વે ૪૦૦ મા ઉડીસામાં જૈન ધર્મનો એટલો પ્રચાર હતો કે ભગવાન્ મહાવીરના નિર્વાણ પછી ૭૫ વર્ષમાજ ત્યા મૂર્ત્તિઓ પ્રચલિત થઈ ગઇ જૈનસૂત્રોમા લખેલુ છે કે ભગવાન્ શ્રી મહાવીર પોતે ઉડીસામાં ગયા હતા, અને ત્યાં તેઓના પિતાના એક મિત્ર રાજ્ય કરતા હતા આ લેખમાં લખેલું છે કે કુમારી પર્વતપર અર્થાત્ ખંડગિરિ ઉપર, જ્યા આ લેખ છે ત્યાં ધર્મવિજય ચક્ર પ્રવર્ત્યું હતું–અર્થાત્ ભગવાન્ મહાવીરે પોતેજ જૈનધર્મનો ઉપદેશ કર્યો હતો, અથવા તેઓના પૂર્વવર્ત્તી કોઇ જિન તીર્થંકરે ઉપદેશ કર્યો હતો. ત્યા પર્વત ઉપર એક કાય–નિષીદી અર્થાત્ જૈનસ્તૂપ હતો, જેમાં કોઈ અરિહંતનું અસ્થિ દાટવામા આવેલુ હતુ ખારવેલ યા એના પહેલાના વખતની એવી અનેક ગુફાઓ અને મંદિરો આ પર્વત ઉપર છે કે જેના ઉપર પાર્શ્વનાથના ચિન્હો તેમજ પાદુકાઓ છે, અને જે કોરી કાઢેલા છે, અને બ્રાહ્મી લિપિમા લેખવાળા છે. તેમા જૈનસાધુઓ રહેતા હતા એ વાતનો ઉલ્લેખ છે. આ ઉપરથી એ સ્પષ્ટ છે કે આ સ્થાન એક જૈનતીર્થ છે તેમ જ ઘણું જૂનુ છે.'—શ્રીયુત જાયસવાલ

યમા જૈન સાધુઓ અને પડિતોની સભા થઇ અને જે જૈન આગમો (અગ) લુપ્તપ્રાય થયા હતા તે ફરીથી વ્યવસ્થિત કરવામા આવ્યા પરન્તુ આ ઉદ્ધારને ઘણા જૈનોએ ન સ્વીકાર્યો ..આ લેખમા લખ્યુ છે કે ખારવેલે મૌર્યકાલમા નષ્ટપ્રાય થયેલા અગ સપ્તિક (સાત અગ) નો, ચોથા ભાગનો પુનરૂદ્ધાર કરાવ્યો. ભગવાન્ મહાવીર સ્વામીનુ વર્ધમાન નામ સમસામયિક હતુ એ આ લેખમા ઉલ્લિખિત 'વર્ધમાન' એ શબ્દ પરથી ધ્વનિત થાય છે આ લેખ જેટલો જૂનો છે તેટલો કોઇપણ જૈન ગ્રથ નથી ઐતિહાસિક ઘટના તેમજ જીવનચરિત્રનુ વર્ણન પર પાડનાર ભારતવર્ષનો આ સૌથી પહેલો શિલાલેખ છે[૮૫]

૧૪૪. ઉજ્જયિનીની ગાદીપર પછીથી થયેલા ગર્દભિલ્લ રાજાએ કાલિકાચાર્યની દીક્ષિત બ્હેન સરસ્વતી સાધ્વીનુ અપહરણ કરતા સિધુના છન્નુ સામત રાજાઓ ( સાહિ રાજાઓ—એમ કથાવલિકાર જણાવે છે ) ને પોતાના કરી ઘણુ સૈન્ય એકઠુ કરાવી કાલકાચાર્યે તે રાજાને નમાવ્યો અને પોતાની બ્હેનને મુક્ત કરાવી, વીરાત્ ૪૫૩ (વિ. સ પૂર્વે ૧૭) લગભગ[૮૬] (જુઓ કાલકાચાર્ય કથા )

---

૮૫ જુઓ શ્રીયુત જાયસવાલનો છેલ્લો ટુકો હિદીલેખ નામે 'कलिंग-चक्रवर्त्ती महाराज खारवेल के शिलालेखका विवरण' નાગરી પ્રચારિણી पत्रिका भाग ८ अक ३ पृ ३०१ કે જેનુ ગૂજરાતી ભાષાંતર જૈન સાહિત્ય સશોધક ખંડ ૩ અક ૪ પૃ ૩૬૬ માં પ્રસિદ્ધ થયેલુ છે તેમણે આની પહેલા અનેક વખત અથાગ મહેનત કરી અનેક લેખો અગ્રેજીમા લખ્યા છે તે પટણાના પુરાતત્ત્વ સંબંધીના અંગ્રેજી પત્રમાં પ્રકટ થયા છે. વળી જુઓ જિનવિજયજી કૃત પ્રાચીન જૈન લેખસગ્રહ ભાગ ૧ લો તથા દિવાનબહાદુર કેશવલાલ હ ધ્રુવનો ઊહાપોહ 'અગ્નિશુંગ પુષ્યમિત્ર' નામના પોતાના લેખમાં કર્યો છે તે–'સાચૂ સ્વપ્ન'ની પ્રસ્તાવનામાં

૮૬ બે ત્રણ કાલકાચાર્ય થયાનુ જણાવાય છે. એક કાલકાચાર્ય પ્રથમાનુયોગ–એટલે ધર્મકથાનુયોગ રચ્યો. એની સાક્ષી રૂપે એક તાડપત્રની પ્રતમા (પાટણનો તાડપત્ર ભંડાર) એક ગાથા છે કે:–

૧૪૫ તે સમયમા હાલના ગૂજરાતનું ભરૂચ—મૂળ ભૃગુકચ્છ પણ જબરૂ શહેર હતુ. ત્યા મુનિસુવ્રત તીર્થંકરનુ 'શકુનિકા વિહાર' નામનુ મહા જિનમદિર હતુ, ને જૈનો તથા બૌદ્ધોની વસ્તી હતી, વીરાત્ ૪૬૬ (વિ. સં પૂર્વે ૪). ભરૂચમા વિચરેલા વીરાત્ ૪૮૪ માં થયેલા આર્ય ખપુ(પ)ટાચાર્યના વિદ્વાન્ શિષ્ય ભુવને ત્યાના બૌદ્ધોને જીત્યા, અને પછી બટુ (વૃદ્ધ) કર નામના બૌદ્ધાચાર્ય ત્યા આવ્યા તેને પણ જીત્યા ને આર્ય ખપુ(પ)ટાચાર્યે ત્યાની બુદ્ધની પ્રતિમાને

---

पढमणुओगे कासी जिण—चक्कि—दसार चरिय पुव्वभवे ।
कालगसूरी वहुयं लोगणुओगे निमित्तं च ॥

—તેમા જિન ( ૨૪ તીર્થંકર ), ચક્રવર્તીઓ, બલભદ્રાદિના પૂર્વભવો—ચરિત્રો છે

જિનપ્રભ સૂરિના તીર્થકલ્પમા જણાવ્યુ છે કે:

तह गद्दभिल्लरज्जस्स च्छेयगो कालगायरिओ होही ।
तेवण्ण चउसएहिं गुणसयकलिओ सुअपउत्ती ॥

—ગર્દભિલ્લ રાજ્યના છેદક કાલકાચાર્ય વીરાત્ ૪૫૩ મા થયા
વળી અન્ય કાલકાચાર્ય કે જેમણે પર્યુષણની પચમીનુ પર્વ ભાદ્રપદ શુદ ચોથ પર કર્યું તે વીરાત્ ૯૯૩ મા થયા, એમ તે તીર્થકલ્પમાં જણાવ્યું છે:—

अन्वित त्रिनवतेर्नवशत्या अत्ययेत्र शरदा जिनमोक्षात् ।
कालको व्यवित वार्षिकमार्य पूर्वभाद्रपदशुक्लचतुर्थ्याम् ॥

કાલિકાચાર્યની પરંપરામા થયેલ ભાવદેવસૂરિએ કાલિકાચાર્ય કથામાં જણાવ્યુ છે કે —

विक्कमरज्जारंभा—परओ सिरि वीरनिव्वुइ भणिया ॥
सुन्नमुणिवेयजुत्तं (४७०) विक्कमकालाउ जिणकालं ॥
विक्कमरज्जाणतर—तेरस वासेसु (१३) वच्छरपवित्ती
सिरि वीरमुखओ सा—चउसय तेसीइ (४८३) वासाउ ॥
जिणमुखा चउवरिसे (४) पणमरउ दुसमउ य सजाउ ।
अरया चउदायगुणसी—(४७९) वासेहिं विक्कमं वासं ॥

અને બૌદ્ધાડને અર્ઘું નમાવ્યુ કે જે હજુ પણ વિદ્યમાન છે ને તે 'નિર્ગ્રંથનમિત' ના નામથી ઓળખાય છે.[૮૮]



૮૭ પ્રભાવક ચરિત પૃ ૭૪ પંડિત લાલચંદ ભ ગાધી જણાવે છે કે આ આચાર્ય તારાપુર-તારગામા પૂર્વે તારા નામની બુદ્ધ દેવીના મંદિરને અને પાછળથી સિદ્ધાયિકાના મદિરને કરાવનાર હતા તથા ગુડસત્થ-ગુડશસ્ત્રના વેણિવચ્છરાજ રાજાને જૈનધર્મી બનાવનાર હતા તેમના સમયમાં ભરૂચમા બલમિત્ર રાજા હતો (વિક્રમની બીજી સદીમા ?)

૮૮ આમ ચતુર્વિંશતિ પ્રબધકાર જણાવે છે વલી કુમારપાલ પ્રતિબોધ, પ્રભાવક ચરિત, સમ્યકત્વસપ્તતિ વૃત્તિ, કથાવલી વગેરેમા પણ આ આચાર્યનુ ચરિત્ર છે.

# પ્રકરણ ૨ જું.

## ઉમાસ્વાતિ વાચક, પાદલિપ્ત સૂરિ આદિ.

### ઉમાસ્વાતિ વાચક.

पसमरइपमुह पयरण पंचसया सक्कया कया जेहिं ।
पुव्वगयवायगाणं तेसिमुमासाइ नामाणं ॥

—પ્રશમરતિ પ્રમુખ પાંચસો પ્રકરણ સંસ્કૃતમાં જેણે રચ્યા છે એવા પૂર્વગત વાચક ઉમાસ્વાતિ નામના છે—જિનદત્તસૂરિ—ગણધરસાર્દ્ધશતક ગાથા ૫૦

उमास्वाते र्वाचकस्य वाच. कस्य न चेतसि ।
ध्वनंत्यद्यापि घंटावत्तारटंकारसुन्दराः ॥

—ઉંચા ટંકાર વડે સુંદર એવી ઉમાસ્વાતિ વાચકની વાણી હજુ સુધી ઘંટાની જેમ કેના ચિત્તમાં ધ્વનિ કરી રહી નથી ? [સૌના હૃદયમાં કરી રહી છે ]-મુનિચંદ્રકૃત અમમચરિત્ર

प्रशमस्थितेन येनेयं कृता वैराग्यपद्धतिः ।
तस्मै वाचकमुख्याय नमो भूतार्थभाषिणे ॥

—પ્રશમમાં રહેલા એવા જેણે આ (પ્રશમરતિ) વૈરાગ્યપદ્ધતિની કૃતિ બનાવી તે ભૂતાર્થભાવી—તાત્ત્વાર્થભાષક વાચક મુખને નમસ્કાર.

—પ્રશમરતિ પ્રકરણ ટીકા.

૧૪૬ શ્રી ઉમા **સ્વાતિ** (કોઈ ઉમા સ્વામિ કહે છે) વાચકે સંસ્કૃતમાં સમસ્ત જૈન દર્શન—તત્ત્વજ્ઞાનના સંદોહનરૂપ **ત**ત્ત્વાર્થાધિગમ સૂત્ર રચ્યું આ શ્રીમાનને શ્વેતામ્બર અને દિગમ્બર બંને સંપ્રદાયો પોતપોતાના આમ્નાયના માને છે. તે સૂત્ર પરનું ભાષ્ય તેમણેજ રચ્યું એમ કહેવાય છે તે સ્વોપજ્ઞ ભાષ્યની પ્રશસ્તિપરથી જણાય છે કે તેઓ ઉચ્ચ **નાગરી** શાખાના હતા. **ન્યગ્રોધિકા** ગામમાં જન્મ્યા હતા તેમની માતાનું નામ વાત્સી એટલે વત્સગોત્રની ઉમા અને પિતાનું નામ કૌભીષણી ગોત્રના **સ્વાતિ** હતું તેમણે પોતાનો આ ગંભીર ગ્રન્થ કુસુમપુર (પાટલિપુત્ર—હાલનું પટણા) માં રચ્યો. પોતે

વાચકમુખ્ય શિવશ્રીના પ્રશિષ્ય અને અગ્યાર અંગના જાણ ઘોષનંદિ મુનિના શિષ્ય હતા, અને વિદ્યાગુરૂ તરીકે મહાવાચક ક્ષમણ મુંડપાદના શિષ્ય વાચનાચાર્ય મૂલના શિષ્ય હતા

૧૪૭ તેમનો સમય અનિશ્ચિત છે પોતે જે ઉચ્ચ નાગરી શાખાના હોવાનુ ભાષ્યમા જણાવે છે તે નામની શાખા આર્ય દિન્નસૂરિના શિષ્ય શાંતિ શ્રેણિકના સમયમા નીકળી (કલ્પસૂત્ર થેરાવલી) આર્યદિન્ન વીરાત્ ૪૨૧ મા થયાનો ઉલ્લેખ છે તેથી ઉક્ત શાખા તે પછી થયેલ હોવાથી ઉમાસ્વાતિ તેની પહેલા થયેલા ન સભવે. તેથી સહેજે વિક્રમ સવત્ના પ્રારભ પછી લગભગ તેમને મૂકાય. પરન્તુ અન્યત્ર–પ્રજ્ઞાપના ટીકામા એમ જણાવેલુ છે કે 'શ્રી આર્ય મહાગિરિના બે શિષ્યો–યમલભ્રાતા બહુલ અને બલિષહ થયા તેમા બલિષહના શિષ્ય તત્ત્વાર્થાદિ ગ્રંથકાર ઉમાસ્વાતિ વાચક થયા, તેના શિષ્ય શ્યામાર્ય પ્રજ્ઞાપનાના કરનાર શ્રી વીરાત્ ૩૭૬ મા દિવગત થયા, તેના શિષ્ય સ્કંદિલ જીતમર્યાદના કરનાર થયા'[૮૯] જો આ માનીએ તો ઉમાસ્વાતિ વીરાત્ ૩૭૬ ની પહેલા થયેલા સભવે

૧૪૮ આ તત્ત્વાર્થાધિગમ સૂત્રમા દશ અધ્યાય છે. પહેલામા મોક્ષમાર્ગના સાધનરૂપ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર એ રત્નત્રય બતાવી તેની પ્રાપ્તિના સાધન તરીકે ૭ તત્ત્વો, ૪ નિક્ષેપ, પ્રમાણ, નય, નિર્દેશ અને અનુયોગદ્વાર બતાવી, જ્ઞાન અજ્ઞાન અને નયનુ સ્વરૂપ બતાવે છે, બીજામા અધ્યવસાયો, તેના ભેદ અને લક્ષણ, ઇંદ્રિયો, ગતિ, યોનિ, શરીર અને આયુષ્ય આદિ સ્પષ્ટ કરેલ છે ત્રીજામા

---

૮૯. આજ પ્રમાણે ધર્મસાગરની પટ્ટાવલી કહે છે ડા સતીશચદ્ર વિદ્યાભૂષણ તેમને ઈ સ ૧ થી ૮૫ દરમ્યાન મૂકે છે જુઓ જૈન શ્રે૦ મડળ મહેસાણાની તત્ત્વાર્થાધિગમ સૂત્રની આવૃત્તિનો ઉપોદ્ઘાત તથા તે સૂત્ર સભાષ્ય આર્હત પ્રભાકરના દ્વિતીય મયૂખમા પ્રકટ થયેલ છે તેની પ્રસ્તાવના; અને 'શ્રી ઉમાસ્વાતિવાચક અને તત્ત્વાર્થાધિગમ સૂત્ર' એ લેખ જૈન સા૦ સંશોધક ૩, ૧ પૃ. ૬૨.

નારકભૂમિ–ત્યાના જીવોની દશા, મનુષ્ય ક્ષેત્ર તેમજ મનુષ્ય અને તિર્યંચનો અધિકાર છે ચોથામા દેવનો અધિકાર તથા જુદા જુદા જીવોના આયુષ્યનુ વર્ણન છે, આ ચાર અધ્યાયમા જીવ સ્વરૂપ બતાવી, પાચમામા અજીવ, તેના ભેદો, દ્રવ્યની વ્યાખ્યા,–લક્ષણ આદિનુ સ્વરૂપ છે, છઠ્ઠામા આસ્રવના સાધન તરીકે મન વચન કાયાના યોગ બતાવી આઠ કર્મના પરિણામનુ ચિત્ર દોર્યું છે, સાતમામા પાચ મહાવ્રત, તેની ભાવના, બાર અણુવ્રત, તેના અતિચાર સ્પષ્ટ કરી બે પ્રકારના ધર્મ (ગૃહસ્થ અને ત્યાગ) નુ સ્વરૂપ સમજાવ્યુ છે. આઠમા અધ્યાયમા બંધતત્ત્વની આઠ કર્મોની કર્મપ્રકૃતિઓની તેના વિપાકની અને પ્રદેશબંધની ચર્ચા કરી છે નવમામા સવર અને નિર્જરા સબધી કહેતા ત્રણ ગુપ્તિ, પાચ સમિતિ, દશ પ્રકારનો ત્યાગધર્મ, બાર ભાવના, બાવીસ પરિષહ બતાવવા ઉપરાત પાચ પ્રકારના ચારિત્ર અને બાર પ્રકારના તપનુ સ્વરૂપ કહી પાચ પ્રકારના નિર્ગ્રંથનુ વર્ણન કરેલ છે. દશમામા મોક્ષતત્ત્વ–કેવલજ્ઞાન પ્રાપ્તિથી શરૂ થતી દશા સૂચવી સર્વ કર્મના ક્ષયરૂપ મોક્ષદશા બતાવી છે

૧૪૯ આ તત્ત્વાર્થસૂત્ર પર અનેક ટીકાઓ રચાઇ છે,[૯૦] અને તે વાત તે તત્ત્વજ્ઞાનનો આકર ગ્રથ છે એમ સિદ્ધ કરે છે ઉમાસ્વાતિએ પાચસો પ્રકરણ રચ્યા હતા તેમા ઉક્ત સૂત્ર ઉપરાત પ્રશમરતિ (પી ૩, ૪૭, વે૦ ન ૧૬૪૫, સટીક પ્ર૦ જૈ૦ ધ સભા, સભાષાતર જૈન શ્રે મં), શ્રાવકપ્રજ્ઞપ્તિ, પૂજા પ્રકરણ, જંબૂદ્વીપ

---

૯૦ શ્વેતામ્બર સંપ્રદાયમા સિદ્ધસેન દિવાકર કે સમન્તભદ્ર પ્રણીત ગધહસ્તિમહાભાષ્ય (? અનુપલબ્ધ છે), હરિભદ્ર અને યશોભદ્રસૂરિ શિષ્ય કૃત તત્ત્વાર્થ ટીકા (કા. વડો, ન. ૧૩૨) દેવગુપ્ત તેમજ સિદ્ધસેન ગણિ કૃત વ્યાખ્યા (પ્ર૦ દે૦ લા૦ નં. ૬૭, વે૦ ન. ૧૬૧૨), મલયગિરિ કૃત વ્યાખ્યા, (અનુપલબ્ધ) ચિરન્તનમુનિકૃત ટિપ્પણ (સ્યાદ્વાદમંજરીની રચના પછી થયેલ), યશોવિજયકૃત વૃત્તિ (અપૂર્ણ પ્ર૦ મનસુખભાઇ ભગુભાઇ અમ૦) વગેરે છે દિગબરમા પણ અનેક છે.

સમાસ પ્રકરણ (પ્ર૦ સટીક—સત્યવિજય ગ્રથમાલા ન. ૨ અમદાવાદ) ક્ષેત્રવિચાર આદિ ઉપલબ્ધ ગ્રથો સમાય છે પ્રકરણની રચનામા તેઓ અદ્વિતીય હતા[૯૧] તેઓ ઉત્કૃષ્ટ સગ્રહકર્તા હતા એમ શ્રી હેમચદ્રાચાર્ય જણાવે છે[૯૨]

## પાદલિપ્ત સૂરિ.

पालित्तसूरि स श्रीमानपूर्व श्रुतसागर ।
यस्मात्तरंगवत्याख्यं कथास्त्रोतो विनिर्ययौ ॥

—જે શ્રુતસાગરમાથી તરગવતી નામનો કથાસ્રોત નીકળ્યો તે અપૂર્વ શ્રુતસાગર શ્રીમન્ પાલિત્તસૂરિ છે —મુનિચદ્રકૃત અમમચરિત્ર.

૧૫૦ વિક્રમ (શકારિ) ઉજ્જયિનીની ગાદીએ આવ્યો તેનો સવત્ વીરાત્ ૪૭૦ થી ચાલ્યો ગણાય છે તેના સમય લગભગ આર્ય મંગુ, વૃદ્ધવાદી, સિદ્ધસેનદિવાકર, અને પાદલિપ્તસૂરિ થયાની પરંપરા છે. પાદલિપ્તે તરગવતી[૯૩] (તરગલોલા) નામની અદ્ભુત સુદર કથા પ્રાકૃતમા રચી તેમજ જૈન નિત્યકર્મ, જૈન, દીક્ષા પ્રતિષ્ઠાપ્રદ્ધતિ તથા શિલ્પ પર [૯૪]નિર્વાણકલિકા નામની સસ્કૃતમા પુસ્તિકા રચી પાદલિપ્ત યા પાલિત્ત કવિ ગાથાસત્તસઇના સગ્રાહક પ્રસિદ્ધ મહારાષ્ટ્રીય કવિ નૃપતિ [૯૫]સાતવાહન યા હાલના સમકાલીન જૈનાચાર્ય હતા

---

૯૧ આવો ઉલ્લેખ હરિભદ્રસૂરિની પ્રશમરતિ ટીકામા અને જિનપ્રભસૂરિના તીર્થકલ્પમા છે, વળી વાદિ દેવસૂરિએ પણ સ્યાદ્વાદ રત્નાકરના પ્રથમ પરિચ્છેદના ત્રીજા સૂત્ર (પૃ ૪૪) મા જણાવ્યુ છે કે ‘ पचशतीप्रकरण प्रणयनप्रवीणै रत्रभवद्भिरुमास्वातिवाचकमुख्यै. ’

૯૨ उत्कृष्टेऽनूपेन ॥ २ । २ । ३९ ॥ × × उपोमास्वाति संग्रहीतार ।

૯૩ તરગવતીની પ્રત હજુ સુધી મળી નથી કોઈ અનિશ્ચિત સમયના આચાર્ય વીરભદ્ર કે વીરભદ્રના શિષ્ય ગણિ નેમિચદ્રે રચેલો તેનો પ્રાકૃતમાંજ સક્ષિપ્ત સાર ૧૯૦૦ ગાથાનો મળી આવ્યો છે (કે જેનુ જર્મન-

તે પાદલિપ્તના નામ પરથી હાલનુ પાલીતાણા સ્થપાયું છે એમ પ્રાચીન ગ્રથોમા ઉલ્લેખો છે વળી પાદલિપ્તસૂરિએ જ્યોતિષ્ક-રડક (પયન્ના) પર (મૂલ) પ્રાકૃત ટીકા રચી હતી એમ મલયગિરિની તે પયન્ના પરની ટીકામા ઉલ્લેખ છે (પૃ. ૨૬ પ્ર ઋ કે રતલામ.)

૧૫૧ આ પૈકી સિદ્ધસેન દિવાકર મહાતાર્કિક અને ન્યાયના પડિત થયા મૂળ તે બ્રાહ્મણ હતા એવો પ્રવાદ છે કે તેમણે સર્વ પ્રાકૃત

---

ભાષામા ભાષાતર પ્રો૦ અર્નેસ્ટ લૉયમાને કર્યું છે ને તે પરથી ગૂજરાતી ભાષાતર શ્રી નરસીભાઇ પટેલે કર્યું તે જૈનસાહિત્ય સંશોધકના બીજા ખડમા તેમજ છુટું પ્રસિદ્ધ થઇ ગયુ છે) તેમા તે કર્ત્તા જણાવે છે કે 'પાદલિપ્તા-ચાર્યે જે તરગવતી કથા રચી છે તે વિસ્તૃત, વિપુલ અને વિચિત્ર છે તેમા ઘણા દેશી વચનો આવેલાં છે, ક્યાક કુલકો છે, ક્યાક ગુપિલ યુગલકો છે, ક્યાક અન્યને ન સમજાય એવા ષટ્કો છે એથી તેને કોઈ સાભળતુ નથી, કોઈ પૂછતુ નથી અને કોઈ કહેતુ નથી કેવળ વિદ્વાનોના જ કામની તે કથા થઈ પડી છે બીજાઓને તેનો કશો ઉપયોગ નથી તેથી પાદલિપ્તે રચેલાં દેશી વાક્યો વગેરેને છોડી દઈ તેમની રચેલી ગાથાઓ ઉપરથી અન્ય જનોના હિતની ખાતર હુ આ સક્ષિપ્તતર કથા બનાવુ છુ સાથે એ પેણ એક હેતુ છે કે એ સૂરિની કૃતિનો આ રીતે સર્વથા વિચ્છેદ થતો અટકે" આ વર્ણનપરથી સમજાય છે કે તરગવતી કથા મૂળ પ્રાકૃત જૈન મહારાષ્ટ્રી ભા-ષામા રચાએલી હતી, અને તેમા દેશી ભાષાનો પણ ઘણા વધારે પ્રમાણમા પ્રયોગ થએલો હતો રચના ગદ્ય-પદ્ય બંને હતી લાંબા વર્ણનો ને પદ્યોનાં ઝુડ હતા. સકીર્ણ કથા હતી.

—શ્રી જિનવિજયજીનો કુવલયમાલા પરનો લેખ

૯૪ નિર્વાણકલિકા રા મોહનલાલ ભ ઝવેરીએ સશોધિત કરેલી મુદ્રિત થઈ છે. તેમની અગ્રેજી પ્રસ્તાવના સમેત તે પ્રસ્તાવનાના ગૂ૦ ભાષાતર માટે જુઓ જૈનયુગ પુ. ૩ અં ૧૦, ૧૧-૧૨.

૯૫ આ રાજા જાતે પણ મહાકવિ હતો તેની વિદ્વત્સભામા કથા સુદ-રીઓની રાણી જેવી પિશાચ ભાષામા બૃહત્કથાનો રચનાર ગુણાઢ્ય મહાકવિ હતો અને પાદલિપ્તસૂરિ પણ પ્રતિષ્ઠિત કવિ હતા આ ત્રણેનો સક્ષિપ્ત પરિ-ચય કુવલયમાલાકારે પ્રસ્તાવનામા આપ્યો છે

સૂત્રોનુ(અંગોનુ) ભાષાતર સસ્કૃત ભાષામા કરવા માટે વિચાર કર્યો. આ વિચાર સંઘને તેમજ તેમના ગુરૂ વૃદ્ધવાદીને સમત ન થયો અને લોકભાષામાથી પડિતોની સસ્કૃત ભાષામા સૂત્રોને અવતારવાના વિચાર માટે તેમને 'સંઘબ્હાર'ની શિક્ષા થઈ આ પરથી સમજાશે કે જૈનોમા પ્રાકૃતનું–લોકભાષાનુ–પોતાની શાસ્ત્રભાષાનુ કેટલુ બધુ મહત્ત્વ માનવામા આવતુ હતુ [૯૬]આ સિદ્ધસેન એટલા બધા પ્રખર વિદ્વાન્ હતા કે તેમણે જૈન સાહિત્યમા એક નવો યુગ ફેલાવ્યો એમ કહેવામા જરા પણ અતિશયોક્તિ નથી દતકથા પ્રમાણે વિક્રમ રાજાએ પ્રતિબોધ પામી સિદ્ધસેનને લઇને શત્રુંજય (પાલિતાણા) સંઘ કાઢયો હતો તેમજ તે રાજાના સમયમા ભાવડશા નામના જૈને પણ તે તીર્થનો સઘ કાઢયો હતો હવે આપણે 'સિદ્ધસેન યુગ' જોઇશુ



૯૬ 'જૈન અને બૌદ્ધોના ધર્મગ્રન્થો પ્રાકૃત અર્થાત્ પ્રચલિત (લૌકિક) ભાષામા લખેલા હોવાથી તેમના (પછીથી થયેલા) ઉપાશ્રય (અપાસરા) તથા મઠોમા પ્રાકૃતનું શિખવવું પણ થતું હતું, પરતુ વિશેષ જ્ઞાન સંપાદન કરવાવાળા જૈન અને બૌદ્ધ વિદ્યાર્થીઓને માટે સંસ્કૃતનુ પઠન અનિવાર્ય હતું, કારણ કે કાવ્ય, નાટક, તર્ક આદિ અનેક વિષયોના ગ્રથોની રચના સસ્કૃતમાજ થઇ હતી આ રીતે નાટક આદિની રૂચિવાળા સંસ્કૃતના વિદ્યાર્થીઓને પ્રાકૃત પણ પઢવી પડતી, કારણકે નાટકોમા વિદૂષક, સ્ત્રીઓ તથા નીચા દરજ્જાના પાત્રોની ભાષા પ્રાકૃત હોવાનો નિયમ હતો'—ઓઝાજી રા૦ ઇ પ્રથમ ખંડ પૃ ૧૭

# પ્રકરણ ૩ જું.

## સિદ્ધસેન-યુગ.

[ વિ સ ૧ થી વિ સ ૩૦૦ ]

### સિદ્ધસેન સ્તુતિ

× × × सुअकेवलिणा जओ भणियं ॥
आयरिय सिद्धसेणेण सम्मईए पइट्ठिअजसेण ।
दूसम-णिसा-दिवागर कप्पत्तणओ तदक्खेणं ॥

—દુષમા (કાળરૂપી) નિશામા દિવાકર જેવા હોઈને 'દિવાકર' નામ વાળા અને પ્રતિષ્ઠિત યશવાળા શ્રુતકેવલી આચાર્ય સિદ્ધસેને સન્મતિમાં (કહ્યુ છે)—

—હરિભદ્રસૂરિ-પંચવસ્તુક. ગા. ૧૦૪૮

श्री सिद्धसेन-हरिभद्रमुखा प्रसिद्धा
स्ते सूरयो मयि भवन्तु कृतप्रसादा. ।
येषा विमृश्य सतत विविधान् निवन्धान्
शास्त्र चिकीर्षति तनुप्रतिभोऽ पिमाद्दक् ॥

—શ્રી સિદ્ધસેન હરિભદ્ર પ્રમુખ સૂરિઓ મારાપર કૃપાવન્ત થાઓ કે જેમના વિવિધ નિબધોને સતત વિચારતાં મારા જેવો અલ્પ પ્રતિભાવાળો પણ શાસ્ત્ર કરવાની ઇચ્છા રાખે છે.

—વાદિદેવસૂરિ-સ્યાદ્‌વાદરત્નાકર

उदितोर्हन्मतव्योम्नि सिद्धसेनदिवाकर· ।
चित्रं गोभि क्षितौ जह्रे कविराजवुधप्रभा ॥

—સિદ્ધસેન (રૂપી) દિવાકર (સૂર્ય) અર્હન્મતરૂપી આકાશમા ગો (કિરણ, વાણી)થી પૃથ્વીપર કવિરાજ (બૃહસ્પતિ-ગુરૂ, કવિઓ) અને બુધ (બુધ ગ્રહ, વિદ્વાન)ની પ્રભા શરમાઈ-હરાઇ ગઇ એ વિચિત્ર છે

—મુનિરત્નસૂરિ-અમમચરિત્ર

स्फुरन्ति वादिखद्योता साम्प्रते दक्षिणापथे ।
नूनमस्तंगते वादी सिद्धसेनो दिवाकर ॥

—વાદી સિધ્ધસેન દિવાકર (રૂપી સૂર્ય) અસ્તંગત થતા દક્ષિણાપથમા હવે વાદિઓરૂપી આગીઆ સ્ફુરે છે.

—પ્રભાચન્દ્રસૂરિ–પ્રભાવકચરિત

तम स्तोमं स हन्तु श्रीसिद्धसेन दिवाकर ।
यस्योदये स्थित मूकै रुलूकैरिव वादिभि ॥

—તમસ્‌ના પુજને હણવા શ્રી સિધ્ધસેન દિવાકરનો ઉદય થયો કે વાદીઓ રૂપી ઘુવડો ચૂપ થઇ ગયા

—પ્રદ્યુમ્નસૂરિ–સમરાદિત્યસક્ષેપ (સ ૧૩૨૪)

**સિદ્ધસેન–વચનો.**

उदधाविव सर्व सिन्धव· समुदीर्णास्त्वयि नाथ ' दृष्टय ।
न च तासु भवान् प्रदृश्यते प्रविभक्तासु सरित्स्विवोदधि ॥

—જુઓ ૪ થી દ્વાત્રિંશિકા શ્લો ૧૪

न शब्दो न रूपं रसो नाऽपि गन्धो न वा स्पर्शलेशो न वर्णो न लिंगम् ।
न पूर्वापरत्वं न यस्यास्ति सञ्ज्ञा स एक परात्मा गति मे जिनेन्द्र ॥

—સિદ્ધસેનકૃત ૨૧ મી મહાવીર–દ્વાત્રિંશિકા શ્લોક ૧૫

—જેમ સર્વ નદીઓ સમુદ્રમા સમાઇ છે તેમ હે પ્રભુ ! સર્વ દૃષ્ટિઓ તારામા સમાઈ છે; વળી જેમ જૂદી જૂદી નદીઓમા સમુદ્ર નથી દેખાતો, તેમ તે દૃષ્ટિઓમા તુ વિસેષે દેખાતો નથી

—જે શબ્દ નથી, રૂપ નથી , રસ નથી તેમ ગધ પણ નથી, વળી જે સ્પર્શ નથી વર્ણ નથી, લિગ–ચિન્હ નથી, જેને નથી પૂર્વત્વ કે નથી પરત્વ, તેમ જેને સજ્ઞા નથી એવો એક પરમાત્મા જિનેન્દ્ર મારી ગતિ છે

जनोऽयमन्यस्य मृत पुरातन पुरातनैरेव समो भविष्यति ।
पुरातने विष्यत्स्य नव स्थितेषु क पुरातनोक्तान्यपरीक्ष्य रोचयेत् ॥

સિદ્ધસેનકૃત ૬ ઠી દ્વાત્રિંશિકા શ્લો ૫

—દિવાકરજી પુરાતન–પ્રિયોને ઉદ્દેશી કહે છે કે પુરાતન પુરાતન શું પુકાર્યા કરો છો ? આ જન (હું) પણ મર્યા પછી, કઇ કાલ વીત્યે પુરાતન

બની જઈશ અને પછી અન્ય પુરાતનોનીજ સમાન આની (મારી) પણ ગણના થતી જશે—અર્થાત્ મર્યા પછી સર્વ પુરાતન મનાય છે. ભલા, આવી અનવસ્થિત પુરાતનતાને કારણે કયો બુદ્ધિમાન્ મનુષ્ય કોઈ જાતની પરીક્ષા કર્યા વગર આંખ મો બંધ રાખી કેવલ પુરાતનોના નામથીજ ગમે તે સિ-ધ્ધાન્તનો સ્વીકાર કરી લે ?

जेण विणा लोगस्स वि ववहारो सव्वहा न निव्वडइ ।
तस्स भुवणेक्कगुरुणो नमो अणेगंतवादस्स ॥
भद्दं मिच्छादंसणसमूहमईअस्स अमयसायस्स ।
जिणवयणस्स भगवओ सविग्ग सुहाहिगम्मस्स ॥

—જેના વિના લોકનો વ્યવહાર પણ સર્વથા નિવડતો—ચાલી શકતો નથી તે-ભુવનના એક ગુરૂ સમાન અનેકાતવાદને નમસ્કાર

—શ્રી જિનવચનરૂપ ભગવાન્ સદા ભદ્રવંત—જયવંત રહો, કે જે અન્ય દર્શનોના સમૂહરૂપ છે, અમૃતતુલ્ય સ્વાદવાળુ છે, તથા જેનો મર્મ સમજવાને સંવેગ સુખની પ્રાપ્તિ આવશ્યક છે ૩—૬૯ અને ૭૦ સન્મતિસૂત્ર.

૧૫૨ જૈન ધર્મના પ્રમાણશાસ્ત્રના મૂલ પ્રતિષ્ઠાપક આચાર્ય **સિદ્ધસેન દિવાકર** અને પછી **આપ્તમીમાંસા** દ્વારા સ્યાદ્વાદ (અનેકાન્તવાદ) નું સમર્થન કરનાર સ્વામી **સમન્તભદ્ર**—એ જૈનધર્મના મહાન્ પ્રભાવક અને સમર્થ સંરક્ષક મહાત્મા થઈ ગયા છે પૂર્વ પરંપરાથી ચાલી આવતી માન્યતા અનુસાર **સિદ્ધસેન** શ્વેતામ્બર સંપ્રદાયમાં **વિક્રમરાજાના** સમયમાં અને **સામન્તભદ્ર** દિગંબર સંપ્રદાયમાં વિક્રમની બીજી સદીમાં થયા છે. કવચિત્ **સામન્તભદ્રને** વનવાસી તરીકે પોતાના સંપ્રદાયમાં શ્વેતામ્બરો સ્વીકારે છે અને વાદિમુખ્ય અને સ્તુતિકાર તરીકે હરિભદ્રસૂરિ, હેમચંદ્ર, મલયગિરિ આદિ ટાંકે છે પણ **આપ્તમીમાંસાના** કર્ત્તા તરીકે તેમને સ્વીકારેલા જણાતા નથી.

૧૫૩ **વિક્રમના** 'નવરત્નો'[૯૭] પૈકી 'ક્ષપણક' એ **સિદ્ધસેન**

---

૯૭ धन्वन्तरि क्षपणकोऽमरसिंहशंकु–वैतालभट्ट घटखर्परकालिदासा ।
ख्यातो वराहमिहिरो नृपते सभाया रत्नानि वै वररुचि र्नव विक्रमस्य ॥
—જ્યોતિર્વિદાભરણ.

હોવા ઘટે એમ ડૉ સતીશચન્દ્ર કહે છે. ⁹⁸ઉપલબ્ધ જૈન વાઙ્મયનુ સૂક્ષ્મનિરીક્ષણ કરતા જણાય છે કે સિદ્ધસેન પહેલા જૈનદર્શનમા તર્કશાસ્ત્ર સંબધી કોઈ સ્વતત્ર સિદ્ધાત પ્રચલિત હતો નહિ તેની પૂર્વે પ્રમાણશાસ્ત્ર સબંધી વાતો કેવળ આગમ-ગ્રથોમા જ અસ્પષ્ટ રૂપે સકલિત હતી. અને તે સમયસુધી તે વાતોનુ કંઇ વિશેષ પ્રયોજન પણ હતુ નહિ સિદ્ધસેનસૂરિના પહેલાનો જમાનો તર્કપ્રધાન નહોતો પરંતુ આગમપ્રધાન હતો માત્ર આપ્તપુરૂષના વચન ત્યા સુધી સર્વથા શિરોધાર્ય સ્વીકારાતા. જૈનધર્મના સહચર બ્રાહ્મણ અને બૌદ્ધ ધર્મની પણ એ અવસ્થા હતી પરતુ મહર્ષિ ગૌતમના 'ન્યાયસૂત્ર'ના સંકલન પછી ધીમે ધીમે તર્કનુ જોર વધવા લાગ્યુ અને જુદાજુદા દર્શનોના વિચારોનુ સમર્થન કરવા માટે સ્વતત્ર સિદ્ધાતોની રચના થવા લાગી તાર્કિક બ્રાહ્મણો થયા ને તેમની સામે બૌધ્ધોમાથી નાગાર્જુન નામના બુદ્ધિશાલી મહાશ્રમણે મધ્યમાવતાર રચ્યુ બ્રાહ્મણ અને બૌદ્ધ વિદ્વાનોમા તર્કશાસ્ત્રીય યુદ્ધ વધતુ ગયુ.

૧૫૪. આ વાગ્યુદ્ધની શબ્દધ્વનિ નિર્જન વનોમા ઘૂમનાર જૈન નિર્ગ્રન્થોના કાનસુધી પહોચી ધ્યાનમગ્ન નિર્ગ્રન્થ આ ધ્વનિનો અર્થ સમજવાનો પ્રયત્ન કરી રહ્યા હતા એટલામા તેમને ભગવાન્ મહાવીરના 'મોક્ષમાર્ગ'નો ઉપહાસ કરનારા શબ્દો પણ અસ્ફુટ રીતે સાભળવામા આવ્યા. આથી 'ક્ષપણક' (જૈન શ્રમણ યા નિર્ગ્રથ) પણ પોતાની 'શાસનરક્ષા'ના ઉપાય શોધવા લાગ્યા.

૧૫૫ આ નિર્ગ્રથમાથી સર્વથી પ્રથમ આચાર્ય ઉમાસ્વાતિએ તત્ત્વાર્થાધિગમ સૂત્ર (મોક્ષશાસ્ત્ર)ની રચના કરીને સમગ્ર જૈન તત્ત્વોને

---

પંચરાત્ર અને બીજા બ્રાહ્મણીય સસ્કૃત ગ્રથોમા તેમજ અવદાન કલ્પલતા અને બીજા બૌદ્ધ ગ્રન્થોમા જૈન મુનિઓને ક્ષપણક કહેવામાં આવ્યા છે.

૯૮ જુઓ ઉક્ત ડૉકટર કૃત 'ન્યાયાવતાર'ની ભૂમિકા તથા તેમનો The History of the Midieval School of Indian Logic (મધ્યકાલીન ભારતીય ન્યાયશાસ્ત્રનો ઇતિહાસ) પૃ ૧૩-૨૨

એકત્ર સંગ્રહીત કર્યું (કોઈ ઉમાસ્વાતિને સિદ્ધસેન પછી મૂકે છે.) તે સૂત્રકાર પોતાના જીવનમા તે કાર્યને પૂર્ણ કરી પાછળના પ્રતિભાશાલી વિદ્વાનો માટે સૂચના કરી ગયા કે આમા સંગૃહીત જૈન તત્ત્વોનો અર્થ પ્રમાણ અને નયદ્વારા નિશ્ચિત કરવો જોઇએ. [**प्रमाणनयैरधिगमः**]. એ પ્રમાણ અને નયની વ્યવસ્થા કરવા માટે નવીન શાસ્ત્ર રચના કરવાનુ કાર્ય પછીના આચાર્યોએ ઉપાડી લીધુ. તેમા પ્રથમ અગ્રણી **સિદ્ધસેન** હતા તેમણે સૌથી પહેલા '**ન્યાયાવતાર**' નામના તર્કપ્રકરણની સંસ્કૃતમા રચના કરીને જૈન પ્રમાણનો પાયો સ્થિર કર્યો, અર્થાત્ **ન્યાયાવતાર** એ સસ્કૃત જૈનસાહિત્યમા પદ્યબંધ આદિ—તર્કગ્રથ હોઈ સમસ્ત જૈન તર્ક સાહિત્યનો પ્રથમ પાયો છે—તેણે જૈનતર્કપરિભાષાનું જે પ્રસ્થાન શરૂ કર્યું તે અત્યારસુધી અખંડિત છે, તેથીજ એના પ્રણેતા **સિદ્ધસેન** જૈન તર્કશાસ્ત્રના પ્રસ્થાપક છે.

૧૫૬ વિશેષમા ⁹⁹**સન્મતિ** પ્રકરણ નામના મહાતર્ક ગ્રથને પ્રાકૃતમા આર્યાછદમા રચી 'નયવાદ'નુ મૂલ દૃઢ કરી અનેકાન્તવાદનુ સ્થાપન કર્યું એ ત્રણ કાડમા વિભક્ત છે પહેલા કાડમા માત્ર 'નય' (દૃષ્ટિબિંદુ) સબધી ખૂબ વિશદ ચર્ચા કરીને 'નયવાદ' (philosophy of Standpoints)નુ નિરૂપણ કર્યું છે. બીજા કાડમા માત્ર જ્ઞાનની ખાસ કરી પાચ જ્ઞાનને લગતી ચર્ચા છે. અને ત્રીજા કાડમા જ્ઞેય તત્ત્વનુ નિરૂપણ છે કોઇપણ વસ્તુ જ્ઞેયરૂપે કેવી માનવી જોઈએ, અને જૈનદૃષ્ટિ પ્રમાણે જ્ઞેય વસ્તુનું સ્વરૂપ કેવુ હોવુ જોઇએ એની સામાન્ય ચર્ચા સાથે એમા પદે પદે અનેકાન્તવાદ ( Relative

---

૯૯ જૈન સાહિત્યમા તો અત્યારસુધી 'સમતિતર્ક' એ નામ પ્રસિદ્ધ છે, પરતુ તેનું ખરૂ નામ 'સન્મતિતર્ક' હોવું ઘટે, કારણકે 'સમતિ' એ શ્રી **મહાવીરનુ** બીજુ નામ છે (જુઓ ધનંજય નામમાલા), અને તે **મહાવીરના** તર્કને બતાવવા એ નામ સાર્થક છે, વળી જૂની પ્રતમાં 'સન્મતિ' એવો પાઠ મળે છે પ સુખલાલ અને પં બહેચરદાસ.

philosophy) સ્થાપન કરવાનો, તેને સમજાવવાનો, તેની બારીકીઓ વર્ણવવાનો પ્રયત્ન છે તથા સાથે સાથે અનેકાન્તવાદમા ઉપસ્થિત થતા દોષો બતાવવાનો તેમજ અનેકાન્તવાદ ઉપર થતા આક્ષેપોને દૂર કરવાનો બુદ્ધિગમ્ય અને પ્રબલ પ્રયત્ન છે, તેથી છેવટે ગ્રંથના અતમા અનેકાતવાદનુ ભદ્ર થાઓ એવી શુભ ઇચ્છા દર્શાવી એ **સન્મતિતર્ક** પ્રકરણ પૂર્ણ કર્યુ છે

૧૫૭ આ પ્રકરણ રચવામા બે ઉદ્દેશ જણાય છે (૧) સ્વસપ્રદાયમા વિચારશક્તિ અને તર્કબળ કેળવી પ્રજાનો વિકાસ કરવો અને (૨) જૈનેતર દર્શનના વિદ્વાનોમા જૈન મળતત્ત્વોની પ્રતિષ્ઠા કરવી. પહેલો ઉદ્દેશ પોતાના સમયસુધીમા જે જે રૂઢ તથા સ્થૂલ માન્યતાઓ પરંપરાએ ચાલી આવતી હતી તેને પોતાની ઉંડી માર્મિક અને અદષ્ટપૂવ સમીક્ષા તેમજ પરીક્ષા કરી એક બાજુએ રાખી પોતાનો તદ્દન સ્વતત્ર તેમજ નવો વાદ મકીને સ્થાપન કરી સિદ્ધ કર્યો છે. આગમના શબ્દોનો સ્પર્શ કરી વળગી રહેવુ એ એક વાત છે, અને તે શબ્દોમા વિચારપૂવક સમભાવથી ઉડા ઉતરી સત્ય મેળવવુ એ બીજી વાત છે. આ બીજી વાત પર પોતે ભાર મૂકી નવી સ્વતત્ર વિચારસરણી પોતે ઉભી કરી છે અને તેમા સમ્યગ્દર્શન પોતે સ્વીકાર્યું છે બીજો ઉદ્દેશ તેમણે એ રીતે બતાવી આપ્યો છે કે તત્કાલીન બધા ભારતીય દર્શનોની સમીક્ષા કરી બૌદ્ધ દર્શનની બધી શાખાઓ તેમજ બધા વૈદિક દર્શનોનુ જૈનદષ્ટિએ શુ સ્થાન છે તે જણાવ્યુ છે.

૧૫૮. ખરી રીતે તેમણે બધા દર્શનોને અનેકાન્તવાદમા ગોઠવ્યા છે, કારણકે તેમણે નયવાદનુ સુદર પૃથક્કરણ કરી ઉપલબ્ધ તત્કાલીન સમગ્ર દર્શનોને સ્યાદ્વાદની–અનેકાતવાદની સાકળની કડીઓ જેવા ભિન્ન ભિન્ન નયોમા યોગ્ય રીતે ગોઠવ્યા છે અને તે રીતે તેની મહત્તા આકી છે. જે દર્શનો માત્ર પોતાની પ્રરૂપણા સિવાય બીજી પ્રરૂપણાઓને ઘટતુ સ્થાન નથી આપતા, તે બધાને તેમણે એકતરફી અને અધૂરા સાબિત કરવાનો ખાસ પ્રયત્ન કર્યો છે અને નયવાદનું

તત્ત્વજ્ઞાનના પ્રદેશમા કેવુ સ્થાન છે, એ સમજાવવા પ્રબળ પુરૂષાર્થ દાખવ્યો છે. જેઓ વગર સમજ્યે અનેકાતનો ઉપહાસ કરતા તેઓને તેનુ સ્વરૂપ સમજાવવા આકર્ષક ચર્ચા કરી છે અને છેવટે કહ્યુ છે કે જેના વિના વ્યવહારનુ એક પણ કામ સિદ્ધ નથી થઈ શકતુ એવા અનેકાતવાદને નમસ્કાર હો ! આ પર સ્વોપજ્ઞવૃત્તિ પોતે રચેલી હોવી જોઇએ એવી પ્રો લૉયમાનની સભાવના છે.[૧૦૦]

૧૫૯ સિદ્ધસેન દિવાકરની કૃતિઓના અવલોકનથી માલૂમ પડે છે કે તેઓ જબરા સ્પષ્ટભાષી અને સ્વતત્રવિચારના ઉપાસક હતા. પ્રકૃતિથી ભારે તેજસ્વી અને પ્રતિભાએ 'શ્રુતકેવલી' હતા તેમની કૃતિઓમા જે સ્વતત્ર વિચારની ઝળક દેખાય છે તે અન્ય કોઈની પણ કૃતિમા નથી તેમના ગ્રથોને જોવાથી તેમજ તેમના સબધે પછીના ગ્રથકારોએ જે કહ્યુ છે તે પરથી જણાય છે કે જૈન ધર્મના કેટલાએક પરપરાગત વિચારોથી સિધ્ધસેનનો વિચારભેદ હતો તેઓ સાક્ષાત્ જૈન સૂત્રોના કથનને પણ પોતાની તર્કબુધ્ધિરૂપ કસોટીપર કસી તદનુકૂલ અર્થ કરતા હતા; પછી તે પૂર્વપરપરાને કે પૂર્વાચાર્યોના અભિપ્રાયને સમત હોય યા નહિ 'મૃત રૂઢગૌરવ' જેને પ્રિય છે એવા પડિતોને માટે તો તેમણે પોતાની ૩૨ પૈકી એક દ્વાત્રિશિકામા પ્રહાર કરી હૃદયનો જોરા મામિકતાથી પ્રકટ કર્યો છે (આના નમુનારૂપે આ પ્રકરણના પ્રારભમા **जनोऽयमन्यस्य** એ શ્લોક ટાકયો છે )

૧૬૦ એમ કહેવાય છે કે સિધ્ધસેને બત્રીશ દ્વાત્રિશિકા (બત્રીશી)ઓ ( ૩૨ શ્લોકનુ પ્રકરણ તે એક બત્રીશી એમ ) ગૂઢ અને ગભીરાર્થક સસ્કૃતમા રચી હતી તેમા ઉપરોક્ત ન્યાયાવતારનો (તેના ૩૨ શ્લોક છે) પણ એક બત્રીશી તરીકે સમાવેશ થતો હતો. આ બત્રીશ બત્રીશીમા હાલ ન્યાયાવતાર સહિત ૨૧ બત્રીશીઓ પ્રાપ્ત થાય છે શરૂઆતની કેટલીક બત્રીશીઓમા ભગવાન્ મહાવીરની

૧૦૦. પડિત સુખલાલ અને પ બહેચરદાસના કથન પરથી તેમજ તેમના લેખ નામે 'સન્મતિ તર્ક અને તેનુ મહત્વ' પરથી

અનુપમ સ્તુતિ છે ત્યાર પછી કેટલીકમા નામે ૯ મી વેદવાદ, ૧૨ મી ન્યાય, ૧૩ મી સાખ્યપ્રબોધ ૧૪ મી વૈશેષિક, ૧૫ મી બૌદ્ધસતાન દ્વાત્રિંશિકામા જૈનેતર દર્શનોનુ વર્ણન છે એકમા (૭ મી વાદોપનિષદ દ્વાત્રિંશિકામા) વાદકળાનો મર્મ અને વળી એકમા (૮ મી વાદદ્વાત્રિશિકામા) વિવાદની દુર્દશાનુ ચિત્ર છે

૧૬૧ આ બત્રીશીઓજ **હરિભદ્રસૂરિના** ષડ્દર્શનસમુચ્ચય અને **માધવાચાર્યના સર્વદર્શનસંગ્રહની** પ્રાથમિક ભૂમિકા છે આના પર કોઇપણ વિદ્વાને વ્યાખ્યા કે ટીકા લખવાનો પરિશ્રમ સેવ્યો જણાતો નથી. તેનુ કારણ સમજી શકાતુ નથી આ બત્રીશીઓ સ્તુતિરૂપ હોવા છતા તેમા દાર્શનિક વિષયો પણ છે વદિક, જૈન અને બૌદ્ધ એ સમકાલીન સમગ્ર ભારતીય દર્શનોના સ્વરૂપ તેમા બતાવેલ છે એટલે કદાચ તે અતિ ગૂઢાર્થક હોઇને તેનુ રહસ્ય પ્રકટ કરવાની કોઇની હિંમત ચાલી ન હોય આમાં ઘણા અપૂર્વ વિચારો ભર્યા છે આવી અદ્ભૂત અપૂર્વ કૃતિઓ સમસ્ત જૈન સાહિત્યમા મળવી વિરલ છે. શ્રી **હેમચદ્ર** જેવા સમર્થ વિદ્વાને તેનુ મહત્ત્વ પોતાની અયોગ્યવ્યવચ્છેદ દ્વાત્રિંશિકામા એ રીતે ગાયુ છે કે—

क्व सिध्धसेनस्तुतयो महार्था अशिक्षितालापकला क्व चैषा ।

અર્થાત્—**સિદ્ધસેન** સૂરિની રચેલી મહાન્ અર્થવાળી સ્તુતિઓ ક્યા, ને અશિક્ષિત મનુષ્યના આલાપ જેવી મારી આ રચના ક્યા ?

૧૬૨ આ કથનથી જણાય છે કે **સિદ્ધસેન** સૂરિની સ્તુતિઓ કેટલી મહત્ત્વની છે। આમાની ઘણી ખરી બત્રીશીઓમા મુખ્યત. અર્હન્ **મહાવીરની** અનેક પ્રકારે સ્તવના કરવામા આવી છે, તેથી તેને 'સ્તુતિઓ' કહેવામા આવે છે અને તેટલા માટે તેના અવતરણો લેતા **હરિભદ્ર હેમચદ્રાદિએ** તે સૂરિનો 'સ્તુતિકાર' એ નામથી ઉલ્લેખ કર્યો છે આ બત્રીશીઓમા પસદ કરાયેલ વિવિધ છદો નામે અનુષ્ટુપ્, ઉપજાતિ, વસતતિલકા, વૈતાલીય, પૃથ્વી, શિખરિણી, હરિણી, મદાક્રાતા, પુષ્પિતા, વશસ્થ, આર્યા, શાલિનીનો ઉપયોગ દાર્શનિક જૈનસાહિત્યમા સર્વથી પ્રથમ છે.

૧૬૩ **સન્મતિ**, **બત્રીશીઓ** વગેરે કૃતિઓ જોતા સાંખ્ય વૈશેષિક અને બૌદ્ધ એ ત્રણ જૈનેતર દર્શનો ઉપરાત ન્યાય, વેદ ઉપનિષદ્ આદિ બીજાં તત્કાલીન પ્રસિદ્ધ જૈનેતર દર્શનોના અભ્યાસની ઉંડી અને વિસ્તૃત છાપ દિવાકરશ્રીના માનસમા પડી છે. વૈશેષિક સૂત્ર અને ન્યાયદર્શનના અભ્યાસે તો **સન્મતિની** રચનામા દિવાકર શ્રીને ખાસ પ્રેરણા આપ્યાનું ભાન થાય છે તેથી એ દર્શનોના સૂત્રો અને સન્મતિ વચ્ચે ભાષા તેમજ ગદ્ય-પદ્યનો ભેદ હોવા છતા શુદ્ધ તર્કદૃષ્ટિના ઉપયોગનુ એમા મુખ્ય સામ્ય છે **સાંખ્યાચાર્ય** ઈશ્વરકૃષ્ણની કારિકાઓ સાથે **સન્મતિ** સરખાવતા ભાષા અને સમ્પ્રદાયનો ભેદ બાદ કરીએ તો એમા છંદનુ તેમજ પોતપોતાના વિષયને તર્કપદ્ધતિએ ગોઠવવાનુ સામ્ય નજરે પડશે. શૂન્યવાદી બૌદ્ધાચાર્ય નાગાર્જુનની મધ્યમકારિકા અને વિજ્ઞાનવાદી વસુબન્ધુની વિંશિકા તથા ત્રિંશિકા સાથે સિદ્ધસેનની કૃતિઓ સરખાવતા એમ લાગે છે કે એ આચાર્યો ઉપર એક બીજાની અસર અવશ્ય છે[૧૦૧]

૧૬૪ શ્વેતામ્બરોમા સિદ્ધાન્ત એટલે આગમના ગ્રંથોમા એમ છે કે કેવલી (સર્વજ્ઞ) ને કેવલજ્ઞાન અને કેવલદર્શન–એ બને યુગપત્ એટલે એક સાથે થતા નથી એક વખતે કેવલજ્ઞાન અને એક વખત કેવલદર્શન એમ વારવાર થયા કરે છે અર્થાત્ એક ક્ષણ (સમય) કેવલજ્ઞાન રહે છે અને બીજી ક્ષણે (સમયે) કેવલદર્શન–એમ પ્રતિક્ષણ ક્રમશ કેવલજ્ઞાન અને કેવલદર્શનસ્વરૂપ કેવલીનો ઉપયોગ ફર્યા કરે છે. સિદ્ધસેન સૂરિને આ વિચાર સમ્મત નથી તેઓ આ વિચારને યુક્તિસગત ન માનતા તેને તર્ક અને યુક્તિથી અયુક્ત સિદ્ધ કરે છે. તેમના વિચારે તો કેવલીને કેવલજ્ઞાન અને કેવલદર્શન બને યુગપત્–એકી સાથે હોવાનુ યુક્તિસંગત છે અને વાસ્તવિકપણે અંતમા તેઓ વળી બંનેમા પરસ્પર કાંઈ ભેદ જ નથી માનતા–બંનેને એકજ બતાવે છે. આ વિચારનો તેમણે પોતાના 'સન્મતિ પ્રકરણ' મા ખૂબ ઉહા-

---

૧૦૧ પં. સુખલાલ અને બહેચરદાસના લેખ નામે 'સન્મતિ તર્ક અને તેનુ મહત્ત્વ' માથી

પોષ કર્યો છે આ વિચારભેદને કારણે તે સમયના સિદ્ધાન્તગ્રંથ-પાઠી અને આગમભક્ત આચાર્યગણ તેમને 'તર્કમન્ય' જેવા તિરસ્કારસૂચક વિશેષણો આપતા હતા, અને ત્યારપછી જિનભદ્ર ક્ષમાશ્રમણ આદિ આગમપ્રધાન આચાર્યોએ આગમપ્રમાણની દલીલથીજ તે વિચારનું ખંડન કર્યું છે. (જુઓ જિનભદ્રીય વિશેષાવશ્યક અને બીજા સિદ્ધસેન કૃત **તત્ત્વાર્થ**સૂત્ર પર બૃહદ્વ્યાખ્યા)

૧૬૫ **સિદ્ધસેનસૂરિ** પ્રત્યેનો આદર દિગંબર વિદ્વાનોમાં રહેલો દેખાય છે **હરિવંશ** પુરાણના કર્તા **જિનસેનસૂરિએ**, **તત્ત્વાર્થ** ટીકા નામે **રાજવાર્તિક**ના કર્તા **અકલંકદેવે** **સિદ્ધિવિનિશ્ચય**ના ટીકાકાર **અનંતવીર્યે**, **ભગવતી આરાધના**ના રચનાર **શિવકોટિએ** રત્નમાલામાં, **પાર્શ્વનાથ** ચરિતના કર્તા **વાદિરાજસૂરિએ** **એકાન્તખંડન**ના કર્તા **લક્ષ્મીભદ્ર** આદિ દિગંબર વિદ્વાનોએ **સિદ્ધસેનસૂરિ** સંબંધી અને તેમના **સન્મતિતર્ક** ગ્રંથ સંબંધી ભક્તિભાવથી ઉલ્લેખ કર્યો છે, ને વળી આ ઉલ્લેખોથી એમ જણાય છે કે દિગંબર ગ્રંથકારોમાં (ઘણા) સમય સુધી **સિદ્ધસેન**ના ગ્રંથોનો પ્રચાર હતો અને એટલો બધો હતો કે તેનાપર તેઓએ ટીકા પણ રચી છે

૧૬૬ શ્વેતામ્બરાચાર્યોમાં શ્રી **હરિભદ્રસૂરિએ** **સિદ્ધસેન**ને 'શ્રુતકેવલી' ની કોટિમાં મૂક્યા છે, **સિદ્ધસેન** બીજાએ **ન્યાયાવતાર** પર અને તર્કપંચાનન **અભયદેવસૂરિએ** **સન્મતિ તર્ક** પર ટીકા રચીને **સિદ્ધસેનસૂરિ** જૈન તર્કશાસ્ત્ર વિષયે સૂત્રધાર હતા તેનું સગૌરવ સમર્થન કર્યું છે. પ્રચંડ તાર્કિક **વાદિદેવસૂરિએ** તેમને પોતાના માર્ગદર્શક જણાવ્યા છે પ્રસિદ્ધ આચાર્ય **હેમચંદ્રે** તેમની કૃતિઓ સામે પોતાની વિદ્વન્મનોરંજક કૃતિઓને પણ 'અશિક્ષિત મનુષ્યના આલાપવાળી' જણાવી છે, અને **સિદ્ધહૈમશબ્દાનુશાસન**માં ઉદાહરણ પ્રસંગે 'अनु सिद्धसेनं कवय ' એ પ્રયોગવડે **સિદ્ધસેન**ને સર્વોત્કૃષ્ટ કવિ તરીકે સ્વીકારેલ છે છેવટમાં **યશોવિજય** ઉપાધ્યાયે **સન્મતિ તર્ક**નો ઉલ્લાસપૂર્વક છૂટથી ઉપયોગ કર્યો છે.

૧૬૭ **સિદ્ધસેને** 'કલ્યાણમંદિર' એથી શરૂ થતું **પાર્શ્વનાથ**

સ્તવન સંસ્કૃતમા રચ્યુ છે કે જે ઘણુ બુદ્ધિપ્રધાન અને મનોહર કાવ્ય છે. તેમના પ્રબંધમા એમ વાત છે કે મહાકાલ પ્રાસાદમા તે સ્તવન રચેલુ અને તેના પ્રભાવથી ત્યા પાર્શ્વપ્રતિમા કાઢી હતી સિદ્ધસેનનુ બીજુ નામ 'ગંધહસ્તી' હતુ એમ કહેવાય છે અને તેમણે આચારાગના પ્રથમ અધ્યયન નામે 'શસ્ત્રપરિજ્ઞા' પર વિવરણ રચ્યુ હતુ[૧૦૨] કે જે 'ગન્ધહસ્તિવિવરણ' કહેવાય છે. હાલ તે ઉપલબ્ધ નથી.

૧૬૮ તેમનુ જન્મસ્થાન નિશ્ચિત રીતે વિદિત નથી, પણ ઉજ્જયિની અને તેની આજુબાજુએ તેઓએ જીવન ગાળ્યુ હોય એમ જણાય છે, તેથી તેમના ગ્રંથોની રચના પણ તેજ પ્રદેશમા થયાનો સંભવ છે. તેઓ જાતે બ્રાહ્મણ અને કુલધર્મે વૈદિક હતા પણ પાછળથી પાદલિપ્તસૂરિ સંતાનીય સ્કંદિલાચાર્યના શિષ્ય જૈનાચાર્ય વૃદ્ધવાદીની પાસે જૈન દીક્ષા લીધી હતી

૧૬૯. 'દાન, શીલ, તપ અને ભાવનાના સસ્કારોમા જૈનોનુ વારસાગત ચઢીયાતાપણુ કબૂલ કરવામા આવે તો બૌદ્ધિક સંસ્કારોનું તેવુ ચઢીયાતાપણુ બ્રાહ્મણજાતિનુ સ્વીકારવુ જોઇએ એ વાતની સાક્ષી અનેક બ્રાહ્મણ જૈનાચાર્યોની કૃતિઓ પૂરે છે વૈશ્યજાતીય હેમચંદ્ર અને યશોવિજય જેવા તો અપવાદ માત્ર ગણાય દિવાકર જન્મે બ્રાહ્મણ જાતિના અને પોતાનીજ પરંપરામા વ્યાકરણ, કાવ્ય, વેદ અને ઉપનિષદ્ આદિ ઉપરાત તત્કાલીન સમગ્ર વૈદિક દર્શનોને તેમજ બૌદ્ધદર્શનને પી ગયેલા એમનો સસ્કૃત ભાષા ઉપરનો કાબુ અને કવિત્વ એમની કૃતિઓમા ચમત્કારક રીતે નજરે પડે છે પૂર્વાશ્રમના દાર્શનિક પ્રૌઢ અભ્યાસે તેમની બુદ્ધિને તીક્ષ્ણ અને દર્પણ જેવી સ્વચ્છ બનાવી હતી હૃદય તેમનુ સરળ અને ગુણપક્ષપાતી હતુ પરીક્ષાશક્તિ અને નિર્ભયતા તેઓમા સ્વતઃસિદ્ધ હતા, તેથી જૈન આગમ જોતા વેંતજ બીજા કોઈ સાધારણ વિદ્વા-

---

૧૦૨ આચારાગના વૃત્તિકાર શીલાંક સૂરિ છેવટે જણાવે છે કે —

शस्त्रपरिज्ञाविवरणमतिबहुगहनं च 'गंधहस्ति' कृतम् ।
तस्मात् सुखबोधार्थं गृह्णाम्यहमञ्जसा सारम् ॥

જતે ન ભાસે એવુ મહાવીરભાષિત તત્ત્વ તેમની પ્રતિભાને ભાસ્યુ અને તેમની વિરક્ત વૃત્તિ સાથે નિર્ભયતા જાગી ઉઠી, પરિણામે તેમણે દીર્ઘતપસ્વી મહાવીરનુ શાસન સ્વીકાર્યુ અને પોતાની સમગ્ર શક્તિ એ શાસનને અર્પી, તેની વ્યવસ્થા અને પ્રભાવના કરવામાજ પોતાના પાંડિત્યનો ઉપયોગ કર્યો આ વાત તેમની કૃતિઓ[૧૦૩] પરથી સ્પષ્ટ છે "[૧૦૪] ધર્મશાસ્ત્રમા પણ આઠ પ્રભાવક પુરુષોની ગણનામા સિદ્ધસેનની ગણના કવિપ્રભાવકમા કરી છે

૧૭૦ તેમના પ્રભાવક ચરિતમાના પ્રબંધ પ્રમાણે વિક્રમ નૃપ રાજ્યે વિશાલામા (અવન્તીમા) કાત્યાયન ગોત્રીય દેવર્ષિ નામના દ્વિજને દેવશ્રી ( દેવસિકા ) નામની પત્નિથી સિદ્ધસેન નામનો પુત્ર અતિ પ્રજ્ઞાશાલી હતો તે બુદ્ધિમાન હોવાથી બાલવયમા સર્વશાસ્ત્રમા નિષ્ણાત થયો તેમજ વાદ કરવામા ઘણી કુશળતા મેળવેલી હોવાથી તે કાળના સમર્થ વાદીઓમા તેની ગણના થતી હતી એક વેળાએ પાદલિપ્ત સૂરિના સતાનીય સ્કંદિલાચાર્યના શિષ્ય વૃદ્ધવાદી ( કે જે મૂલ મુકુદ નામના બ્રાહ્મણ હતા તે વૃદ્ધવાદી તરીકે પ્રસિદ્ધ થયા હતા ) સાથે તેનો મેળાપ થયો તેની વાદ કરવાની ઇચ્છા હોવાથી બન્નેનો રાજસભામા વાદ થયો અને સિદ્ધસેનને પરાજય થયો. આથી તે વૃદ્ધવાદીનો શિષ્ય થયો ને દીક્ષાકાલે 'કુમુદચદ્ર' નામ રાખ્યુ પણ તેની વિશેષ પ્રસિદ્ધ 'સિદ્ધસેન દિવાકર' એ નામથીજ થઈ પ્રભાવક ચરિતમા વૃદ્ધવાદિ પ્રબંધમા વિશેષ જણાવ્યુ છે કે

---

૧૦૩ 'શ્રી સિદ્ધસેન દિવાકર કૃત ગ્રંથમાલા' એ નામનુ પુસ્તક જૈન-ધર્મપ્રસારકસભા ભાવનગર તરફથી સં ૧૯૬૫મા પ્રસિદ્ધ થયુ છે તેમાં ૨૧ બત્રીશીઓ, ન્યાયાવતાર અને સન્મતિતર્ક મૂલ છપાયા છે ન્યાયાવતાર પં સુખલાલના ભાષાંતર અને વિવેચન સહિત જૈ સા સંશોધકમાં અને ડા વૈદ્યની અંગ્રેજી પ્રસ્તાવના-મૂલ ને ટીકા સહિત જૈન શ્વે. ઑફીસ તરફથી હમણાં બહાર પડેલ છે

૧૦૪. પં. સુખલાલ અને પં બહેચરદાસનો લેખ 'સન્મતિતર્ક અને તેનુ મહત્ત્વ.'

ગોવાળીઆઓ ઉપદેશ સાભળવા આવ્યા ત્યારે તેમને પ્રાકૃત રાસમા તાલ સાથે હુમ્બડક-હબોડા લઇને તેણે સમજાવ્યુ કે.—

નવિ મારિઅઈ નવિ ચોરીઅઈ પરદારહ સગુ નિવારિઅઇ
થોવા થોવુ દાઇઅઈ તઉ સગ્ગિ ટુગુટુગુ જાઇઇ.

આ દેશી ગાથાને બીજા પ્રબધકારે (ચતુર્વિશતિ પ્રબંધકાર) એવી રીતે ઉપયોગમા લીધી છે કે સિદ્ધસેનને પ્રતિજ્ઞા હતી કે જે મને વાદમા જીતે તેનો શિષ્ય થાઉ તે વૃદ્ધવાદીપાસે ભૃગુપુર-ભૃગુકચ્છ આવ્યો ને રસ્તામાજ તેને મળતા 'વાદ કરો, જીતો ને શિષ્ય કરો, નહિતો હાર સ્વીકારો' એમ સિદ્ધસેને કહેતા વૃદ્ધવાદીએ કહ્યુ વાદ કરવા તૈયાર છુ પરતુ અહી સભ્ય ક્યા છે? સભ્યો વગર વાદમા જીત હારનો કોણ નિર્ણય કરે?' સિદ્ધસેને કહ્યુ 'આ ગોવાળીઆ તે સભ્યો' વૃદ્ધવાદીએ કહ્યુ 'ત્યારે બોલ'. સિદ્ધસેને સસ્કૃતમા બોલવા માડયુ તે ગોવાળીઆ સમજ્યા નહિ એટલે પછી વૃદ્ધવાદી કાલ સમજી કચ્છ બાધી રમતા રમતા ઉપરની 'નવિ મારિયઇ' એ ગાથા વગેરે[૧૦૫] બોલ્યા. ગોવાળીઆએ વૃદ્ધવાદીની જીત જાહેર કરી. પછી

---

૧૦૫ 'નવિ મારિયઇ'નો અર્થ એ છે કે 'મારવું નહિ, ચોરવું નહિ, થોડું થોડું (શક્તિ પ્રમાણે) દેવુ-દાન કરવું તો ધીમેથી સ્વર્ગે જવાય.' આ ગાથા સાથે બીજી પણ ગાથા ચતુર્વિંશતિ પ્રબંધકારે (સં. ૧૪૦૫) મૂકી છે કે—

'ગુલસિઉ ચાવઇ તિલ તાદલી, વેડિઇ વજાવઈ વાંસલી,
પહિરણી ઓઢણિ હુઇ કાંબલી, ઈણપરિ ગ્વાલહ પૂજઇ રૂલી.
કાલઉ કબલુ અનુ નીવાટુ, છાસિહિં ખાલહુ ભેરિઉ નિ પાટુ,
અઇ વડુ પડિયઉ નીલઈ ડાડિ, અવર કિસર ગહ સિગ નિલાડી.'

જ્યારે પૌ૦ રામચંદ્રસૂરિએ વિક્રમચરિત્ર (સ. ૧૪૯૦) માં 'નવિ મારિયઇ' ની સાથે બીજી દેશી ગાથાઓ મૂકી છે—

'વચન નવ કીજઈ કહીતણુ, એહ વાત સાચી ભણુ,
કીજઇ જીવદયાનુ જતન, સાવયકુલિ ચિંતામણિ રતન
હડ હડાવ નવી કીજઇ ઘણું, મરમ બોલુ તુમ્હ ત્હિતણુ,
કુડી સાખી મ દેયો આલ, એ તુમ્હ ધમ્મ કહુ ગોવાલ.
ગરડસ વીછી માગ્નિઇ, મારિ તુ સહી ઊગારિઈ,
કુડ કપટ કરતુ વારિઇ, ઇહાપરિ આપકાજ સારિઇ.'

રાજસભામા વાદ થયો ને ત્યા પણ સિદ્ધસેનની હાર થતા તે વૃદ્ધ-વાદીનો શિષ્ય થયો આ કિવદન્તિમા કેટલુ તથ્ય છે તે એક બાજુ રાખીએ, પણ 'નવિ મારિયઇ'ની ગાથા સાથે હાલની દેશી ભાષાનુ સામ્ય જણાય છે તો દેશી ભાષાના મળ ઘણા જૂના છે એમ કહી શકાય

૧૭૧ 'સિદ્ધસેનસૂરિ માટે એક બીજી કિવદન્તી પણ પ્રચલિત છે કે તેમણે એક વખત જૈનશ્રમણ સઘની સામે એવો વિચાર પ્રકટ કર્યો હતો કે 'જૈનાગમગ્રથ' કે જે પ્રાકૃત ભાષામા છે તેથી તેની પ્રત્યે વિદ્વાનોનો આદર વિશેષ થતો નથી–વિદગ્ધગણ તેને ગ્રામીણ ભાષાના ગ્રન્થ સમજી તેનુ અવલોકન કરતા નથી–તે માટે જો શ્રમણ-ગણ અનુમતિ આપે તો હુ તેનુ સંસ્કૃત ભાષામા પરિવર્તન કરી નાખવા ઇચ્છુ છુ' દિવાકરના આ વિચારો સાભળી શ્રમણ-સંઘ એકદમ ચોકી ઉઠયો અને કહેવા લાગ્યો કે 'મહારાજ, આ અક-ર્તવ્ય વિચારને આપના હૃદયમા સ્થાન આપી આપે તીર્થંકર, ગણધર અને જિનપ્રવચનની મોટી 'આશાતના' (અવજ્ઞા) કરી છે આવા કલુષિત વિચાર કરવા માટે અને શ્રમણસઘની સામે આવા ઉદ્ગાર કાઢવા માટે જૈનશાસ્ત્રાનુસાર આપ 'સઘબાહ્ય'ના મોટા દંડની શિક્ષાના અધિકારી થયા છો' સિદ્ધસેન તો સઘનુ આ કથન સાભળી ચકિત થયા અને પોતાના સરલ વિચારથી પણ સઘને આટલી અપ્રીતિ થઈ તે માટે પોતાને બહુ ખેદ થયો સઘને તરતજ તેમણે ક્ષમા-પ્રાર્થના કરી કે જે પ્રાયશ્ચિત્ત દેવુ હોય તે આપો એમ કહેવાય છે કે સઘે તેને શાસ્ત્રાનુસાર બાર વર્ષ સુધી 'બહિષ્કૃત' રૂપમા રહેવાનુ 'પારાચિત' નામનુ પ્રાયશ્ચિત્ત આપ્યુ કે જે દિવાકરે સાદર સ્વીકારી (વિક્રમરાજાને પ્રતિબોધી) સંઘની આજ્ઞાનુ પાલન કર્યુ પ્રાયશ્ચિત્તની મર્યાદા પૂરી થતા સઘે તેમને પુન સંઘમા લઈ પૂર્વવત્ તેમનો સત્કાર કર્યો[૧૦૬] 'આ કિવદન્તીમા કેટલો તથ્યાશ છે તે વિચારવા જેવી

---

૧૦૬. ભદ્રેશ્વરસૂરિ પોતાની પ્રાકૃત કથાવલીમા પાટણ તાડપત્ર પ્રત પૃ. ૩૦૦ ઉપર જણાવે છે કે—'लज्जंतो य पाययं जिणसासणं ति लोउ-

વાત છે આ રૂપકમા કઈ ને કઈ તથ્યાશ—ઐતિહાસિક સત્ય અવશ્ય છે સિદ્ધસેનસૂરિના વિચારસ્વાતન્ત્ર્ય અને સ્પષ્ટભાષિત્વનો પરિચય ઉપર કરાવ્યો છે તેથી એમ જાણી શકાય છે કે જો જૈનાગમોના સબંધમા તેમણે એવી કોઈ વાત શ્રમણસંઘ પાસે જણાવી હોય અથવા કૃતિરૂપે ઉપસ્થિત કરી હોય, અને તેથી પુરાણપ્રિય અને આગમપ્રવણ શ્રમણવર્ગને મોટો અસતોષ થયો હોય તો તેમા કોઈ અસભવ નથી

૧૭૨. 'વિશેષમા શ્વેતામ્બર સાહિત્યમા સસ્કૃત ભાષાના પદ્યાત્મક પ્રૌઢ ગ્રથોના પ્રથમ પ્રણેતા **સિદ્ધસેન** છે તેમની પહેલા સંસ્કૃત ભાષાનો વિશેષ અભ્યાસ કે આદર નહોતો ત્યા સુધી તો જૈનશ્રમણોમા પ્રાકૃત ભાષાનુ પ્રભુત્વ હતુ શ્રમણોના અભ્યાસના વિષયો પણ ઘણા નહોતા આગમ સાહિત્યના મૂળસૂત્રોને કંઠસ્થ કરાતા—વચાતા, તે સિવાય સસ્કૃતમા રહેલા વ્યાકરણ, કાવ્ય, કોષાદિનો અભ્યાસ વિશેષ કરીને નહિ હોય. **સિદ્ધસેને** સન્મતિતર્કના અતે કહ્યુ છે કે 'तम्हा अहिगयसुत्तेण अत्थसपायणम्मि जइअव्व' એટલે 'સૂત્ર (મૂલપાઠ)ને અધિગત કર્યા સાથે અર્થસપાદન કરવામા પણ યતિ-

त्तीए सिद्धसेण (णो) विण्णवइ सघं—'जइ भणह तो करेमि सक्कयं पि सिद्धतं'। सघो भणइ—" चिंतिएणा वि इमेण पायच्छित्ती, कि पुण जपिएण, ता चरसु तुमं पायच्छित्त ॥' એટલે કે 'પ્રાકૃત' જિનશાસન' એ લોકોક્તિથી લજ્જમાન થઇ **સિદ્ધસેને** સઘને વિનતિ કરી કે જો કહો તો (સર્વ પ્રાકૃત) સિદ્ધાતને સંસ્કૃતમાં કરૂ, પરતુ સઘે કહ્યુ કે 'આવું ચિતવવાથી પણ પ્રાયશ્ચિત્ત છે તો પછી બોલવાથી તો કેમ નહિ ? માટે તમે પ્રાયશ્ચિત્ત લ્યો ' આ વાતને પુષ્ટિ અન્ય પ્રબંધો પરથી મળે છે— જુઓ વૃદ્ધવાદીપ્રબધ પ્રભાવકચરિત પૃ ૯૧ થી ૧૦૩, રાજશેખરકૃત ચતુર્વિંશતિ પ્રબધમા વૃદ્ધવાદી સિદ્ધસેન પ્રબધ, પૃ ૨૦, પૌ રામચદ્રસૂરિકૃત વિક્રમચરિત્ર, ચારિત્રસુદરકૃત કુમારપાલચરિત્ર, શુભશીલગણિકૃત વિક્રમાદિત્ય-ચરિત વગેરે

ઓએ યત્ન કરવો જોઇએ' એવો ઉપદેશ આપ્યો છે તે ઉક્ત વિચારને પુષ્ટિ આપે છે અર્થપરિજ્ઞાન વિના અને વ્યાકરણ, કાવ્ય, કોપ આદિ સર્વ-સાધારણ જ્ઞાન વિના મનુષ્યને તત્ત્વબોધ થઈ શકતો નથી અને બીજાને તે કરાવી શકતો નથી સર્વ-સાધારણ પરિજ્ઞાનના ઉક્ત સર્વ સાધન ભારતવર્ષમા પ્રાચીનકાલથી એક માત્ર સસ્કૃત ભાપામાજ ઉપલબ્ધ થાય છે. જૈનશ્રમણોને તે માટે બહુશ્રુત અને વિશિષ્ટ વિદ્વાન્ બનાવવા માટે સસ્કૃત ભાપાના અધ્યયન-અધ્યાપનની જરૂર હતી આ જરૂર ત્યારે પૂરી થઇ શકે છે કે જ્યારે ઉત્તમ અને પ્રૌઢ વિચારના ગ્રથ તે ભાપામા રચાયેલા હોય અને જેને શીખવાની શ્રમણોને ખાસ આવશ્યકતા માલૂમ પડતી હોય આ માટે **સિદ્ધસેને** સસ્કૃતમાજ પોતાના પ્રૌઢ અને ગભીર વિચાર લિપિબદ્ધ કરવાનુ શરૂ કર્યું હતુ, પરતુ જૈનશ્રમણોમા સંસ્કૃતમા નવોજ પ્રવેશ હતો તેથી પોતાને સંસ્કૃત ભાપામા લખવાનુ વિશેપ પ્રિય હોવા છતા સર્વ શ્રમણોને પોતાના મૌલિક અને તેથી નવીન વિચારોનો પરિચય કરાવવા માટે શ્રમણસમૂહની સાધારણ અને પ્રિયભાપા કે જે તે સમયે પ્રાકૃત હતી તેમા પણ લખવાની જરૂર લાગતા 'સન્મતિપ્રકરણ' પ્રાકૃતભાપામા પોતે રચ્યુ એમ અનુમાન થાય છે. એમ જો ન હોત તો પોતે સંસ્કૃત ભાપાના અત્યંત અનુરાગી અને મહાકવિ હોઇને પ્રાકૃત જેવી સરલ અને સાધારણ ભાપામા શું કામ લખત? એટલે **સિદ્ધસેન** જૈનસમાજમા સસ્કૃત ભાપાના વિશિષ્ટ લેખક અને પ્રચારક હતા.[૧૦૭]



૧૦૭ આ પ્રકરણ મુખ્યત્વે શ્રી જિનવિજયજીનો હિંદી લેખ 'સિદ્ધસેન ઔર સામન્તભદ્ર' પરથી (જૈન સા૦ સશોધક ખડ ૧ અંક ૧.) લીધેલ છે.

# પ્રકરણ ૪ થું.

## વિક્રમ સં. ૧ થી ૩૦૦.

### વિમલસૂરિ, મથુરાસ્તૂપો, મથુરાસંઘ, દિગમ્બર-શ્વેતામ્બર ભેદ. જૈન ન્યાયશાસ્ત્રનો પ્રથમ યુગ.

अन्ने वि जे महारिसि गणहर अणगार लद्धमाहप्पे ।
मणवयणकायगुत्ते सव्वे सिरसा नमंसामि ॥

—વિમલસૂરિકૃત પઉમચરિયં

—[ ૨૪ જિન ઉપરાત] બીજા પણ જે મહા ઋષિઓ ગણધરો અણગારો મુનિઓ કે જેમણે મહાત્માપદ પ્રાપ્ત કર્યું છે અને જેઓ મનવચનકાય ગુપ્તિવાળા છે એમને નમસ્કાર કરૂ છુ

जारासिय विसलंको विमलं को तारिस लहइ अत्थं ।
अमयमइयं च सरस सरसंचिय पाइयं जस्स ॥

—કુવલયમાલા રચ્યા સં. ૮૩૪.

—જેવી કીર્ત્તિ વિમલાંકે (પઉમચરિયકારે) મેળવી તેવી વિમલ કીર્ત્તિ કોણ મેળવી શકે તેમ છે ? કે જેની પ્રાકૃત અમૃતમયી અને સરસ છે.

૧૭૩. આ સમયમા **વિમલસૂરિએ** પ્રાકૃતમા **પઉમચરિયમ્** (પદ્મચરિત્ર—જૈન રામાયણ) રચ્યુ. વીરાત્ ૫૩૦ (વિ સં. ૬૦).[૧૦૭] આ ઉપરથી અનુમાન થાય છે કે તે સમયમા રામાયણની

---

૧૦૭ પઉમચરિયના કર્તા **વિમલસૂરિ** નાગિલ કુલના રાહુ આચાર્યના શિષ્ય **વિજયસૂરિના** શિષ્ય હતા. રચનાસમય—

पचेव य वाससया दुसमाए तीस वरिस संजुत्ता ।
वीरे सिद्धिमुवगए तओ णिवध्ध इम चरिय ॥

આ પ્રમાણે વીરાત્ સ ૫૩૦ એ વર્ષ મૂલમા સ્પષ્ટ આપ્યુ છે, (છતાં પણ તેની રચનાશૈલી અને ભાષાકૃતિ ઉપરથી ડા હર્મન યાકોબી એમ માને છે કે ૪ થા ૫ મા સૈકા કરતા એ ગ્રંથ જૂનો નથી.) એજ આચાર્યે

કથા લોકોમા બહુ પ્રિય થઈ પડી હોવી જોઈએ વિ સ ૧૦૮મા ઉપર્યુક્ત **ભાવડ**શાના પુત્ર **જાવડ**શાએ **શત્રુંજય** તીર્થનો ઉદ્ધાર કર્યો એમ સ ૪૭૭ મા રચાએલુ મનાતુ ધનેશ્વર સૂરિકૃત **શત્રુંજય** માહાત્મ્ય જણાવે છે આ સમય લગભગ પૌષધશાળાની (હાલના ઉપાશ્રયની) સ્થાપના થઈ. વજ્રસ્વામી નામના એક પ્રભાવશાલી જૈનાચાર્ય આ સમામા થયા (સ્વર્ગવાસ વીગત ૫૮૪-વિ સ ૧૧૪)

૧૭૪ વિ. સં. ની બીજા શતાબ્દીના બનેલા **મથુરા**ના કકાલી ટીલાવાળા જૈન સ્તૂપથી તથા ત્યાના કેટલાક બીજા સ્થાનોથી મળેલા પ્રાચીન શિલાલેખો તથા મૂર્ત્તિઓથી સ્પષ્ટ જણાય છે કે તે સમયે પણ ત્યા ત્યા જૈન ધર્મનો સારો પ્રચાર હતો એટલુ જ નહિ પરતુ **મથુરા** જૈનોનું એક કેન્દ્રસ્થાન હતુ **અર્હત વર્ધમાન**નુ એક નાનુ મદિર બંધાવ્યાનો તેમા લેખ છે, ઉપરાત કેટલાક આચાર્યોના ગણ, શાખા વગેરેનો ઉલ્લેખ છે આ આચાર્યોના નામ, ગણ શાખા વગેરે શ્વેતાબર **કલ્પસૂત્ર**મા જે આપેલ છે તેની સાથે મળતા આવે છે તેથી તે શ્વેતાબર સિદ્ધ થાય છે.[૧૦૮]

---

ભારતની કથા ઉપર પણ **પઉમચરિય** જેવો **હરિવંશ ચરિય** નામનો પણ પ્રાકૃત ગ્રથ રચ્યો હતો એમ કુવલયમાલામાં જણાવ્યુ છે, પણ હજુ તે ગ્રથ ઉપલબ્ધ થયો નથી **પઉમચરિય** ડા યાકોબીથી સંશોધિત ભાવનગરની જૈન ધ પ્ર સભાએ મુદ્રિત કરાવી પ્રસિદ્ધ કરેલ છે પી ૪, ૧૦૪

૧૦૮ ખરો અર્થ કરી આ લેખોને જૈન બતાવનાર ડા ભગવાનલાલ ઈંદ્રજી હતા આ માટે જુઓ જર્મનમાં ડા બુહ્લરનો મૂળ ગ્રથ અને તેનો ડા બર્જેસે કરેલ અગ્રેજી અનુવાદ 'On the Indian Sect of the Jainas' પૃ ૪૧-૪૪ અને પરિશિષ્ટ પૃ ૪૮ થી ૬૦, Archaeological Survey Reports Vol. III plates 13-15, Smith's Mathura Antiquities આ છેલ્લા પુસ્તકમા એક જૈન મૂર્તિ અને નીચે બે શ્રાવક તથા ત્રણ શ્રાવિકાઓની ઉભી મૂર્ત્તિઓ છે આ ત્રણે સ્ત્રીઓએ લેઘા પહેરેલા છે આ પરથી તે વખતનો પોશાક કેવો હતો તે જણાય છે

## મથુરાસંઘ-પરિષદ્

जेसिं इमो अणुओगो पयरइ अज्जावि अड्ढ भरहम्मि।
बहुनयरनिग्गयजसे ते वंदे खंदिलायरिए ॥ –नदीसूत्रं गाथा ३३

—જેનો અનુયોગ અદ્યાપિ અર્ધ ભરત (ક્ષેત્ર)મા પ્રવર્તે છે-પ્રચલિત છે અને જેનો યશ બહુ નગરોમા પ્રસિદ્ધ છે-વ્યાપી રહ્યો છે તે સ્કન્દિલાચાર્યને હુ વંદું છુ.

૧૭૫ અગાઉ જણાવેલ **પાટલિપુત્ર** સઘ-પરિષદ્મા જૈન સૂત્રો-આગમોને બને તેટલા સંકલિત કરવામા આવ્યા હતા, છતા તે શ્રુતિની છિન્નભિન્નતા ઉત્તરોત્તર વધતી ગઇ-એટલે ત્યાર પછી, વીર નિર્વાણથી છઠ્ઠા સૈકામા-**પાટલિપુત્ર** પરિષદ્થી લગભગ ચારસેં વર્ષે-આર્યશ્રી **સ્કંદિલ**[109] અને **વજ્ર**[110] સ્વામિની નિકટના સમયમા એક બીજી ભીષણ બારદુકાળી આવી. તે હકીકતનુ વર્ણન આપતા જણાવવામા આવે છે કે—"[111]બાર વર્ષનો ભયકર દુકાળ પડયે સાધુઓ અન્નને માટે જુદે જુદે સ્થલે હીડતા-ફરતા હોવાથી શ્રુતનુ ગ્રહણ ગુણન અને ચિંતન ન કરી શકયા, એથી તે શ્રુત વિપ્રનષ્ટ થયુ અને જ્યારે ફરી વાર સુકાળ થયો, ત્યારે **મથુરામા** શ્રી **સ્કંદિલાચાર્ય** પ્રમુખ સઘે મોટો સાધુસમુદાય ભેગો કરી જે જેને સાભર્યું તે બધુ [112]કાલિક

---

૧૦૯-૧૧૦ જુઓ **મેરૂતુગ સૂરિની** **વિચાર શ્રેણી.**

૧૧૧ જિનદાસ મહત્તરકૃત નદિચૂર્ણિમા 'बारस सवच्छरिए महंते दुब्भिक्खे काले भत्तट्ठा अण्णण्णतो हिंडियाण गहणगुणणणुप्पेहाभावाओ विप्पणट्ठे सुत्ते, पुणो सुब्भिक्खे काले जाए **महुराए** महते साधुममुदए खंदिलायरियप्पमुहसघेण जो अ संभरइ त्ति इव संघडिंयं कालियसुयं। जम्हा एव **महुराए** कयं तम्हा **माहुरी** वायणा भण्णइ। વગેરે તેજ પ્રમાણે હરિભદ્રકૃત નદી ટીકામાં છે, તથા મલયગિરિકૃત નદી ટીકા પૃ ૫૧ આ સમિતિમા છે આ સ્કદિલાચાર્ય પછી હિમવત્ નાગાર્જુન, ભૂતદિન્ન, લોહિત્ય, દુષ્યગણિ અને દેવવાચક (નદીસૂત્ર કર્તા) અનુક્રમે આવે છે

૧૧૨ કાલિકશ્રુત માટે જુઓ **નદિસૂત્ર**

શ્રુત સંઘટિત કર્યું." આ દુકાળે તો માંડ માંડ બચી રહેલ તે શ્રુતની ઘણી વિશેષ હાનિ કરી. આ ઉદ્ધાર શૂરસેન[113] દેશના પાટનગર મથુરામાં થયેલ હોવાથી તે શ્રુતમાં શૌરસેની ભાષાનું મિશ્રણ થયું હોવું સંભવિત છે. આ મથુરા સંઘમાં થયેલ સંકલનને '**માથુરી વાચના**' કહેવામાં આવે છે.

૧૭૬ આ સમય લગભગ એટલે વીરાત્ ૫-૬ સૈકા પછી શ્વેતામ્બર મત પ્રમાણે વીરાત્ ૬૦૯[114] (વિ. સં. ૨૩૯) માં અને દિગમ્બરોની માન્યતા પ્રમાણે વિ. સં. ૧૩૬ માં દિગંબરો અને શ્વેતાંબરો એમ બે પક્ષ પડયા. પક્ષાપક્ષીમાં વધારો થતો ગયો. દિગંબરો અને શ્વેતામ્બરો એકજ પિતાના પુત્રો સ્વસ્વમત (નગ્નવાદ ને વસ્ત્રવાદ વગેરે) લઇ શબ્દા-શબ્દીના વાદોમાં ઉતરી મૂળ તાત્ત્વિક વાતના ભુલાવામાં પડી એક બીજાનું બળ તોડવા લાગ્યા. ઉત્તરમાંથી દિગંબરો મુખ્ય ભાગે દક્ષિણ દેશમાં ઉતર્યા, અને તેમનું મૌલિક સાહિત્ય પ્રધાનપણે આચાર્ય કુંદકુંદ, સમંતભદ્ર વગેરેથી ત્યાંજ ઉત્પન્ન થઈ પોષાયું-વધ્યું; અને શ્વેતામ્બરો મુખ્ય ભાગે ઉત્તરહિંદ, પશ્ચિમ દેશમાં-રાજપુતાના, ગૂર્જ-

---

૧૧૩ જુઓ પ્રજ્ઞાપના સૂત્ર-આર્યદેશ વિચાર.

૧૧૪ छव्वाससयाइं नवुत्तराइं तइया सिध्धिं गयस्स वीरस्स।
तो बोडियाण दिठ्ठी रहवीरपुरे समुप्पण्णा ॥ १४५ ॥ भा०
रहवीरपुरं नयरं दीवगमुज्जाण अज्जकण्हे य।
सिवभूइस्सु वहिंमि य पुच्छा थेराण कहणा य ॥ १४६ मू० भा०

—(શ્રી) વીર સિદ્ધિ પ્રાપ્ત થયા પછી ૬૦૯ વર્ષે બોટિકોની દૃષ્ટિ (દિગંબર મત) ઉત્પન્ન થઈ. રથવીરપુર (નામનું નગર) તેમાં દીપક (નામનું ઉદ્યાન) ત્યાં આર્યકૃષ્ણ (નામના આચાર્ય આવ્યા) તેમને શિવભૂતિ (તે મત કાઢનાર) શિષ્યે સુવિધિથી પૂછયું, તે સ્થવિર (ગુરૂ)એ કહ્યું. (વગેરે ઉત્પત્તિની વાત આગળ આવે છે)

—હરિભદ્રસૂરિકૃત આવશ્યકસૂત્ર બૃહદ્વૃત્તિ. પૃ. ૩૨૩

રાત, અને સૌરાષ્ટ્રમા ઉતર્યા ઉત્તર કરતા પશ્ચિમ હિંદમા શ્વેતામ્બર સપ્રદાયની સત્તા વધેલી તેથીજ છેલ્લા લગભગ પદરસો વરસનું તે સપ્રદાયનુ સાહિત્ય પ્રધાનપણે કાઠીઆવાડમા અને ગૂજરાતમા લખાયુ ને વિકસિત થયુ દિગબર સાહિત્ય દક્ષિણ હિન્દમા રચાયુ અને વિકસ્યુ.

૧૭૭ વિક્રમ બીજા સૈકામા **સમંતભદ્ર** નામના સમર્થ જૈનાચાર્યે **આપ્તમીમાસા** નામનો મહાન ગ્રથ રચ્યો ને પોતે વનવાસ સેવતા 'વનવાસી કહેવાયા પછી બૌદ્ધાચાર્યોએ અનેક રાજાઓને પ્રતિબોધી બૌદ્ધધર્મી કર્યા, **સૌરાષ્ટ્ર** વગેરે દેશમા સર્વ તીર્થોને સ્વાધીન લીધા ને બૌદ્ધ પ્રતિમાઓ બેસાડવામા આવી હજુ પણ **તળાજા** વગેરેના પર્વતોમાની ગુફાઓ બૌદ્ધત્વની સાક્ષી પુરે છે

૧૭૮ ઉપરોક્ત દિગબર અને શ્વેતામ્બર બને શાખાઓના શરુઆતના ગ્રથો જોતા એમ સ્પષ્ટ જણાય છે કે તેની નિરુપણપદ્ધતિ માત્ર સિદ્ધાતરૂપે હતી તત્ત્વજ્ઞાન હોય કે આચાર હોય–બંનેનું નિરુપણ ઉપનિષદ્ જેવી સરળ પ્રાચીન પદ્ધતિએ થતુ વૈદિક દર્શનોમા ન્યાયદર્શને વિશિષ્ટ સ્થાન અને વિદ્વત્પ્રિયતા મેળવ્યા પછી જૈન સાહિત્યમા પણ નવો યુગ દાખલ થયો ન્યાયદર્શનની તર્કપદ્ધતિનો પ્રભાવ બૌદ્ધ સાહિત્ય ઉપર પ્રથમ પડયો બૌદ્ધ સાહિત્ય અને વૈદિક સાહિત્ય એમ બનેની મિશ્રિત અસર જૈન વાઙ્મય ઉપર પણ થઈ, તેથી જૈનાચાર્યો પણ બૌદ્ધાચાર્યોની પેઠે પોતાની આગમ–સિદ્ધાતની (પ્રાકૃત) ભાષા ઉપરાત સસ્કૃત ભાષામા ગ્રથો રચવા લાગ્યા

૧૭૯ આ પહેલા જૈન સાહિત્યમા સસ્કૃત ભાષાને સ્થાન નહોતુ એમ માનવાને કોઈ ખાસ પ્રમાણ નથી. પણ એટલુ ખરું કે આ સસ્કૃત યુગ પહેલા જૈન સાહિત્યમા પ્રાકૃત ભાષાનુ સામ્રાજ્ય હતું. જૈન સાહિત્યમા સસ્કૃત ભાષાને અને તર્કપદ્ધતિને પ્રથમ પ્રતિષ્ઠિત કરનાર શ્વેતાબર આચાર્ય કે દિગબર આચાર્ય, એ કહેવુ કઠણ છે, પણ એમ કહી શકાય છે કે બને સપ્રદાયના આ પરિવર્તન વચ્ચે વધારે અતર ન હોવું જોઈએ.

૧૮૦ **જૈન ન્યાયશાસ્ત્રનો પહેલો યુગ**—વિક્રમ પાંચમા સૈકા સુધીનો ગણાતા તે 'બીજારોપણ' યુગમાં "દિગંબર સાહિત્યમાં તર્કપદ્ધતિની સ્પષ્ટ પ્રતિષ્ઠા આચાર્ય **સમન્તભદ્રે** અને શ્વેતાંબર સાહિત્યમાં તર્ક-પદ્ધતિની બલવતી પ્રતિષ્ઠા આચાર્ય **સિદ્ધસેન દિવાકરે** કરી. આ બંનેના સમયની ઉત્તરસીમા ૪ સં. પાંચમા સૈકાથી આગળ લંબાવી શકાય તેમ નથી અને પૂર્વસીમા લગભગ ઇ. સ. ના આરંભ પહેલાં નિર્દિષ્ટ કરી શકાય તેમ નથી. એમ કહેવાય છે કે **સમંતભદ્રે** તત્ત્વાર્થ પર ગંધહસ્તિ **મહાભાષ્ય** રચ્યું કે જેનું આદિ મંગલ હાલ ઉપલબ્ધ **આપ્તમીમાંસા**—દેવાગમ સ્તોત્ર છે. બાકીનું મળતું નથી. **સિદ્ધસેને** પણ **તત્ત્વાર્થ** પર ગંધહસ્તિ મહાભાષ્ય રચ્યું હતું પણ તે મળતું નથી. બંનેએ પોતાના દરેક ગ્રંથોમાં જૈન દર્શન, તેના પ્રણેતા અર્હંત્ અને અને તેનો મુખ્ય સિદ્ધાંત અનેકાંત એટલાં તત્ત્વોની તર્કપદ્ધતિથી સૂક્ષ્મચર્ચા કરી અન્ય દર્શનો, તેના પ્રણેતાઓ અને એકાંતનો સોપ-હાસ પ્રતિવાદ—નિરાસ કર્યો છે. **સમંતભદ્રની** કૃતિઓ **આપ્તમીમાંસા**, યુક્ત્યનુશાસન સ્વયંભૂસ્તોત્ર છે. **સિદ્ધસેનની ન્યાયાવતાર**, **સન્મતિતર્ક** અને ઉપલબ્ધ એકવીસ **બત્રીસીઓ** છે. બંનેએ પોતપોતાના સંપ્ર-દાયમાં જૈન ન્યાયનું બીજારોપણ કર્યું"૧૧૫

---

૧૧૫ જુઓ પં સુખલાલનો "જૈન ન્યાયનો ક્રમિક વિકાસ' એ નિબંધ ભાવનગર ગૂજરાતી સાહિત્ય પરિષદ્નો રીપોર્ટ.

# પ્રકરણ ૫ મું.

## ગુપ્ત અને વલભી સમય.

### આચાર્ય મલ્લવાદી, જિનભદ્ર ક્ષમાશ્રમણ
### (વિ સ. ૩૦૦ થી ૮૦૦)

संसारवार्द्धिविस्ताराज्ञिस्तारयतु दुस्तरात् ।
श्री मल्लवादिसूरि र्वो यानपात्रप्रभ प्रभु ॥ —પ્રભાવકચરિત.

—દુસ્તર એવા સસાર વૃદ્ધિ રૂપી સમુદ્રમાથી નાવ જેવા શ્રી મલ્લવાદી સૂરિ પ્રભુ અમારો નિસ્તાર કરો

जिनवचननत विषम भावार्थ यो विवेच्य शिष्येभ्य ।
इत्थमुपादिशदमल परोपकारैकक्तचेता ॥
त नमत बोधजलधि गुणमदिरमखिलवाग्मिना श्रेष्ठ ।
चरणश्रियोपगूढ जिनभद्रगणिक्षमाश्रमण ॥

—મલયગિરિ–ક્ષેત્ર સમાસ ટીકા શ્રી ૨, નં. ૧૬.

માત્ર પરોપકારી ચિત્તવાળા જેમણે જિનવચનમા રહેલા વિષમ ભાવાર્થને વિવેચન કરી શિષ્યોને વિમલ ઉપદેશ આ પ્રમાણે આપ્યો એવા બોધના સમુદ્ર, ગુણમદિર, સકલ વાગ્મિમા શ્રેષ્ઠ, અને ચરણ–ચારિત્ર પ્રભાથી આશ્લિષ્ટ જિનભદ્ર ક્ષમાશ્રમણને નમીએ છીએ

वाक्यै र्विशेषातिशयै र्विश्वसदेहहारिभि ।
जिनमुद्र जिनभद्र किं क्षमाश्रमण स्तुवे ॥

—મુનિચંદ્રસૂરિ અમમચરિત્રે.

जिनभद्रगणि स्तौमि क्षमाश्रमणमुत्तमम ।
य श्रुताज्जीतमुदद्ध्रे शौरि सिन्धो सुधामिव ॥

—તિલકાચાર્ય–આવશ્યકવૃત્તિ

—વિશેષ અતિશયવાળા વિશ્વ સંદેહ હરનારાં વાક્યોથી જે જિનમુદ્ર જેજિન જેવા છે તેવા જિનભદ્ર ક્ષમાશ્રમણને શુ–કઇ રીતે સ્તવું ?

—વિષ્ણુએ જેમ સાગરમાથી સુધા–અમૃત ઉદ્ધૃત કર્યું તેમ જેણે શ્રુતમાથી જીત (કલ્પ)ને ઉદ્ધૃત કર્યું એવા ઉત્તમ ક્ષમાશ્રમણ જિનભદ્રને સ્તવુંછુ

૧૮૧ ગુપ્ત સમયમાં જૈન ધર્મની શી સ્થિતિ હતી તે જાણવાનું કશું સાધન હજુ પ્રકાશમાં આવ્યું નથી સિવાય કે તે સમય આગમો પર રચાયેલ ભાષ્યો અને ચૂર્ણિઓનો હતો એટલું જણાય છે ભારતના એ સુવર્ણયુગમાં જૈન ધર્મ કેવા જીવને જીવતો હતો તેની કલ્પના કરવા પરન્તુ કોઇ સામયિક પ્રમાણ દૃષ્ટિગોચર થતું નથી,

૧૮૨ વિક્રમ છઠી ને સાતમી સદીમાં થયેલા પોતાના પૂર્વજ આચાર્યો સંબંધી નવમા શતકની આદિમાં થયેલા કુવલયમાલાના કર્તા ઉદ્યોતનસૂરિ જે કંઈ તેની પ્રશસ્તિમાં ૧૧૬ જણાવે છે તે સદી માટે ઉપયોગી ગણાશે

૧૧૬ તે પ્રશસ્તિમાં પોતાના પૂર્વજનો પરિચય તેમણે આ પ્રમાણે આપ્યો છે કે —

'ઉત્તરાપથમાં ચન્દ્રભાગા નદી જ્યાં વહે છે તે પવ્વઇયા (પાર્વતિકા) પુરી નામની સમૃદ્ધિશાલી નગરી તોરરાજની રાજધાની હતી તોરરાજના ગુરૂ ગુપ્તવંશીય હરિગુપ્ત આચાર્યે ત્યાં નિવેશ કર્યો હતો તેના શિષ્ય મહાકવિ દેવગુપ્ત-(તેના] 'મહત્તર' પદ ધારક શિવચન્દ્ર જિનવન્દનાર્થે ભમતા ભમતા ક્રમે ભિલ્લમાલ નગર સ્થિતિ કરી. તેના શિષ્ય યક્ષદત્ત ગણિ નામના ક્ષમાશ્રમણ મહાત્મા યશસ્વી થયા તેના પુષ્કળ શિષ્યો તપ-વીર્ય-વચન-લબ્ધિસંપન્ન થયા કે જેમણે ગૂર્જર દેશને દેવગૃહોથી રમ્ય બનાવ્યો તે પૈકી નાગ, વૃન્દ, મમ્મટ, દુર્ગ, આચાર્ય અગ્નિશર્મા, અને છઠ્ઠા વટેશ્વર મુખ્ય હતા વટેશ્વરે આકાશવપ્ર (?) નામના નગરમાં એક રમ્ય જિનમંદિર બનાવ્યું કે જેના મુખ દર્શનથી ક્રોધ પામેલો શાંત થઇ જાય તેના અંતિમ શિષ્ય તત્ત્વાચાર્ય તપ-શીલ આદિ નામ પ્રમાણે યથાર્થ ગુણવાળા હતા, અને તેના શિષ્ય દાક્ષિણ્ય ચિન્હ (ઉપનામવાળા) ઉદ્યોતન સૂરિએ હ્રી દેવીએ આપેલ દર્શનના ભાવથી વિલસીને કુવલયમાલા કથા રચી આચાર્ય વીરભદ્ર અને હરિભદ્ર તેના વિદ્યાગુરૂ હતા'

(આમાથી) ગુજરાતમાં પ્રસરેલા જૈન ધર્મના પ્રારંભિક ઈતિહાસ પર પ્રકાશ પડે છે—અણહિલપુરના શાસનકાળમાં ઉત્કર્ષ પામેલો જૈન ધર્મ, મૂળ કઈ બાજુએથી આવી ગુજરાતમાં પ્રવિષ્ટ થયો અને કયા આચાર્યના સંયમબળે ગૂર્જરભૂમિ જૈન મંદિરોથી મંડિત થઇ એ વિષયનો કેટલોક ખુલાસો

૧૮૩ ગુપ્ત વંશના એક જૈનાચાર્ય નામે હરિગુપ્ત ૧૧૭ તે ગુપ્ત સમ્રાટને વિચલિત કરનાર તોરમાણ–હુણ સમ્રાટ્ તોરમાણના ગુરૂ હતા તોરમાણ વિક્રમ છઠી સદીમા થયો એક દેવગુપ્ત નામના

---

આમાથી મળી આવે છે જૈન ધર્મ પાળનારી બધી વૈશ્ય જાતિઓ–ઓસવાલ, પોરવાડ, શ્રીમાલ, વગેરેનુ મૂળસ્થાન ભિન્નમાલ કેમ છે અથવા ભિન્નમાલથી નીકળેલી એ જાતિઓએ શા કારણથી જૈન ધર્મનો સ્વીકાર કર્યો–એ બહુ મહત્વના પ્રશ્નના ઉકેલની દિશા પણ આમાથી સૂઝી આવે તેમ છે ઉલ્લેખેલ તોરમાણ–તોરરાય તે હૂણોનો પ્રબળ નેતા–હૂણ સમ્રાટ કે જેણે ગુપ્ત સામ્રાજ્યને તોડયુ અને માલવભૂમિને વિ સ. ૫૬૬ મા લીધી, તે છે તેના પુત્ર મહાવીર મિહિરકુલની રાજધાની સાકલ (પંજાબના સિયાલકોટ) હતુ પવ્વઇયા (સ પાર્વતિકા કે પાર્વતી) નગરી યુઅનચંગની Polafato નામનુ પંજાબનુ પાટનગર કદાચ હોય, ચન્દ્રભાગા તે પંજાબની ચન્દ્રભાગા–ચીનાબ નદી

૧૧૭ કનિંગહામ સાહેબને સને ૧૯૮૪મા અહિચ્છત્રમાથી એક તાંબાનો સિક્કો મળી આવ્યો હતો જેની એક બાજુએ પુષ્પસહિત કળશ છે અને બીજી બાજુએ શ્રી महाराज हरिगुप्तस्य આવુ વાક્ય આલેખેલુ છે તેનો સમય વિક્રમ ૬ઠા સૈકાનો હશે છે અક્ષરોની આકૃતિ પરથી અને નામની સરખામણી ઉપરથી આ સિક્કો કોઇ ગુપ્તવંશી રાજાનોજ હોવો જોઇએ સિક્કા પરની મૂર્તિ પરથી જે રાજાનો સિક્કો તેની ધાર્મિક ભાવના જણાય છે યજ્ઞિક––વૈદિક ધર્માનુયાયી રાજાના સિક્કાપર યજ્ઞીય અશ્વની, વિષ્ણુભક્તના પર લક્ષ્મીની, શિવભક્તના પર વૃષભની, બૌદ્ધના પર ચૈત્યની આકૃતિ એમ ધર્મભાવના પ્રમાણે આકૃતિઓ અંકિત કરવામા આવેલી મનાય છે તો ફક્ત હરિગુપ્તના સિક્કાપરની કળશની આકૃતિ તે જૈનધર્માનુયાયી હોય એમ સૂચવે છે કારણકે પુષ્પ સહિત કળશ એ જૈનોમા સુપ્રસિદ્ધ પૂર્ણકલશ મનાય છે જૈનોએ મંગલકારક એક માંગલિક વસ્તુ ગણેલી છે; અને દરેક મંગલકાર્યમા પૂર્ણ ચિન્હ તરીકે તેને [illegible] આલેખન કરવામાં આવે છે મથુરામાંથી મળી આવેલા [illegible] સ્થાપત્યાવશેષો મા આ કુંભકળશની આકૃતિઓ મળી આવે છે, અને તેવા હસ્તલિખિત પુસ્તકો માંથી એ અનેક રીતે ઉપલબ્ધ થાય છે—જિનબિંબને, [illegible] લેખ

મૂરિએ બંધાવરાવ્યું (કુવલયમાલા પ્રશસ્તિ) ઉક્ત વડેસરના શિષ્ય તત્ત્વાચાર્ય નામે થયા તે તપ તેજથી મોહજીપક હતા. આ કદાચ આચારાંગ અને સૂત્રકૃતાંગ સૂત્ર પર સંસ્કૃત વ્યાખ્યાઓ રચનાર શીલાંક અપરનામ તત્ત્વાદિત્ય સૂરિ હોય.[121]

## મલ્લવાદી.

૧૮૬ દંતકથા પ્રમાણે વલભીપુરમાં (હાલનું વળા-કાઠીઆવાડ) §શીલાદિત્ય રાજા હતો તે બૌદ્ધ થયો હતો પછી ધનેશ્વરસૂરિએ તેને જૈન કર્યો. આ સૂરિએ સં. ૪૭૭ માં શત્રુંજય માહાત્મ્ય રચ્યું કહેવાય છે.

અન્ય કથન પ્રમાણે (દ્વાદશાર) નયચક્રવાલ (કા. વડોદરા નં. ૨૮) નામના પ્રસિદ્ધ ન્યાય ગ્રંથના રચનાર મલ્લવાદીનામના 'શ્વેતપટ ક્ષમાશ્રમણે' તે રાજાની સભામાં બૌધ્ધોને હરાવી સૌરાષ્ટ્રમાંથી દૂર કર્યા—[122]વીરાત્ ૮૮૪ (વિ. સં. ૪૧૪).

---

૧૨૧ તત્ત્વાચાર્ય અને તત્ત્વાદિત્ય એ નામોમાં સામ્ય છે શીલાંક એ ઉપનામ છે, ને તેમાં રહેલ શીલ તે તપતેજથી મોહજીપક-પ્રકટગુણ અને આદિત્ય સમાન એ વિશેષણો તત્ત્વાચાર્ય માટે કુવલયમાલાકારે મૂક્યા છે તે પરથી બંને એક હોવા સંભવ છે છતાં આચારાંગ સૂત્રની ટીકામાં આપેલા રચનાસંવત્નો જ્યાં સુધી સ્પષ્ટ નિર્ણય ન થાય ત્યાં સુધી આ વિચારની ચોક્કસાઇ થઇ શકે તેમ નથી. આ તત્ત્વાચાર્યના શિષ્ય ઉદ્યોતનસૂરિએ કુવલય-માલા રચી તે સંબંધી હવે પછી કહેવામાં આવ્યું છે.

—જિ૦ નો ઉક્ત લેખ.

§ વિક્રમાદિત્ય તે હિંદુ, શીલાદિત્ય તે બૌદ્ધ, ધર્માદિત્ય તે જૈન, એમ નામ પડયા લાગે છે એવો પં. સુખલાલનો મત છે.

૧૨૨ श्रीवीरवत्सरादथ शताष्टके चतुरशीतिसंयुक्ते ।
जिग्ये स मल्लवादी बौद्धास्तद् व्यन्तराश्चापि ॥

प्रभा. च. पृ. ७४.

૧૮૭ નયચક્રવાલ—ટુંકમા નયચક્ર એ જૈનન્યાયનો ગ્રથ છે. "ન્યાયમા તો જૈન સાહિત્ય લગભગ બધુ સસ્કૃતમાજ લખાયેલુ છે. જૈન ન્યાયની વિશેષતા એના અનેકાન્તદર્શનમા છે અનેકાન્ત દર્શન એટલે નય અને પ્રમાણોનો મેળ જૈનેતર દર્શનોમા ચર્ચાયેલી જ વસ્તુ જ્યારે જૈનદર્શન ચર્ચે છે ત્યારે તે ચર્ચામા ફક્ત મુખ્ય વિશે-પતા અનેકાન્ત દૃષ્ટિની જ હોય છે એજ વસ્તુને જ્યારે નય અને પ્રમાણથી એટલે એક દૃષ્ટિબિંદુથી તેમજ અનેક દૃષ્ટિબિંદુઓથી વિ-ચારવામા આવે છે, ત્યારે તે જૈનદર્શનની કસોટીમા ઉતરી તેને માન્ય થાય છે. વિષય ગમે તે હોય પણ તેને જોવા અને વિચારવાની પદ્ધતિ જૈનદર્શનમા એક છે અને તે પદ્ધતિ અનેકાન્તવાદની આ કારણથી અનેકાન્ત જ જૈનતત્ત્વનો આત્મા છે. 'કઈ વસ્તુ માનવી, કઇ ન માનવી, માનવી તો કેવા રૂપમા માનવી, દેશકાળ પરત્વે કયા અંશમા પરિવર્તન કરવુ અને કયા અશમા ન કરવુ' એ બધુ જો અનેકાન્ત દૃષ્ટિએ વિચારાય તો તે જૈન પ્રકાર.

૧૮૮. "આજ કારણથી અનેકાન્તનુ મહત્વ સ્થાપનારા અને તેનુ સ્વરૂપ વર્ણવવા વાળા સેકડો ગ્રથો જૈન સાહિત્યમા લખાયેલા છે. દશમા સૈકા પછી લખાયેલ ગ્રંથોને બાદ કરીએ તો તે વિષયના બે મહાન્ ગ્રથો જૈન સાહિત્યમા છે. એ બેમા એક **સિદ્ધસેન દિવાકર** કૃત **સન્મતિતર્ક** (કે જેના વિષે અગાઉ કહેવાઈ ગયુ છે) અને બીજો આ પ્રસ્તુત **મલ્લવાદી** કૃત **નયચક્ર** **નયચક્ર**મા તેના નામ પ્રમાણે મુખ્ય વિષય 'નય'નો છે અને **સન્મતિ**મા 'નય' ઉપરાન્ત જ્ઞાન અને જ્ઞેયનુ પણ વર્ણન છે. **સન્મતિ** મૂળ પ્રાકૃતમા છે ને **નયચક્ર** સસ્કૃતમા છે. **સન્મતિ** પર **અભયદેવસૂરિ**કૃત સસ્કૃત ટીકા છે કે જેના વિષે હવે પછી જોઇશુ, અને **નયચક્ર** પર સસ્કૃત ટીકા શ્રી **સિંહ** ક્ષમાશ્રમણની રચેલી છે. મૂલ અને ટીકાના રચનાર આ ચારે ધુરધર વિદ્વાનોએ જૈન ન્યાયના વિકાસમા અસાધારણ ફાળો આપ્યો છે. પ્રસ્તુત બે ગ્રન્થોમા **સન્મતિતર્ક** મૂળ ઉપલબ્ધ છે જ્યારે

**નયચક્ર** મૂળ ઉપલબ્ધ નથી, માત્ર તેની ટીકા સુલભ છે ઉપાધ્યાય શ્રી **યશોવિજયજીએ** નષ્ટ ભ્રષ્ટ અને ખંડિતપ્રાય પ્રતિઓ પરથી **નયચક્રનો** છેલ્લો આદર્શ તૈયાર કર્યો હોય તેમ તેની કોઇ કોઇ પ્રતિમા મળતા છેલ્લા ઉલ્લેખથી દેખાય છે છતા તેની પણ શુદ્ધ પ્રત મળતી નથી મૂળ નહી વિષય નયનો, ચર્ચા અક્રમ, પદ્ધતિ વિવિધ ભાગાવાળી, અને શાસ્ત્રાર્થો લાબા તથા દાર્શનિક અને તે ઉપરાત પુષ્કળ અશુદ્ધિ તેથી આ ગહન ગ્રથના ઉદ્ધારનુ કાર્ય ગહનતમ બન્યુ છે. છતા આવી સ્થિતિમા પણ એ ગ્રથ સચવાઇ રહ્યા છે એ માત્ર જૈન સાહિત્યનુજ નહિ પણ ભારતીય સાહિત્યનુ મુદ્રા મહભાગ્ય છે "[૧૨૩]

૧૮૯ આ **મલ્લવાદીએ** બૌદ્ધાચાર્ય ધર્મકીર્ત્તિ કૃત સુપ્રસિદ્ધ **ન્યાયબિન્દુ** પર અન્ય બૌદ્ધાચાર્ય ધર્મોત્તર કૃત ટીકા પર ટિપ્પન નામે ધર્મોત્તર ટિપ્પન રચ્યુ કહેવાય છે આ આચાર્યે **નયચક્ર** ઉપરાત **સન્મતિતર્કવૃત્તિ** આદિ રચેલ જણાય છે ને તેમનુ ચરિત્ર **પ્રભાવક ચરિત્ર, પ્રબધચિંતામણિ, સમ્યક્ત્વસપ્તતિવૃત્તિ, પ્રબધકોષ** આદિમા મળે છે શ્રી **હેમાચાર્ય** પોતાના **સિદ્ધહેમ** શબ્દાનુશાસનમા તાર્કિક શિરોમણિ—ઉત્કૃષ્ટ તાર્કિક કહી આ આચાર્યનો ઉલ્લેખ કરે છે[૧૨૪] આમનો સમય પ્રભાવક ચ૦કાર વિ સ. ૪૧૪ નો આપે છે પરતુ **ન્યાયબિંદુ**—ટીકાકાર **ધર્મોત્તરનો** સમય પાશ્ચાત્ય વિદ્વાનો વિક્રમ સાતમી સદીમા (સને ૮૩૭ લગભગ) મૂકે છે તે ગણત્રીએ આ ટિપ્પનકાર તેની પછીના સમયમા વિદ્યમાન સભવે.[૧૨૫] યાતો ટિપ્પનકાર મલ્લવાદી બીજા મલ્લવાદી હોવા ઘટે

---

૧૨૩ પં સુખલાલ અને પ બહેચરદાસનો લેખ નામે 'નયચક્ર'—જૈનયુગ ભાદ્રપદ સ ૧૯૮૪

૧૨૪. उत्कृष्टेऽनूपेन २।२।३९।। अनुमल्लवादिन. तार्किकाः ।

—સિદ્ધહેમ શબ્દાનુશાસન બૃહત્ ટીકા.

૧૨૫ ડૉ સતીશચંદ્રકૃત History of the Mediaval School of Indian Logic પૃ ૩૪–૩૫. પંડિત લાલચંદ-જેસલમેર ભં. સૂચી અપ્ર-

૧૯૦ જૈન સાધુઓના આચારમા શિથિલતા આવી ને તેને પરિણામે કેટલાક જૈન સાધુઓ 'ચૈત્યવાસી' થયા વીરાત્ ૮૮૨ [૧૨૯](વિ સ ૪૧૨)

૧૯૧ ચૈત્યવાસી સબધી થોડુંક કહીશુ. મૂલમાર્ગ—શ્રી મહાવીરપ્રણીત આચાર માર્ગના તીવ્ર વિચારભેદને લીધે દિગબર ને શ્વેતામ્બર પક્ષ પડયા એ કહેવાઈ ગયુ છે ત્યારબાદ કઈક શિથિલતા પ્રવેશ પામતા ચૈત્યવાસી સાધુઓના શિથિલતાપ્રદર્શક આચારવિધિઓના નિયમો થયા અને પ્રકટપણે તેનુ 'ચૈત્યવાસી' નામ વીરાત્ ૮૮૨ કે ૮૮૪ મા પડયુ તેવા નિયમોનુ દિગ્દર્શન, ચૈત્યવાસ સામે પ્રબલ રીતે ઝુઝનારા—સમર્થ સુધારક અને પ્રખર વિદ્વાન જૈનાચાર્ય હરિભદ્રસૂરિ 'સબોધપ્રકરણ' નામના પોતાના ગ્રથમા સારી રીતે આપે છે—"ચૈત્ય અને મઠમા તેઓ વાસ કરે, પૂજા માટે આરતી કરે, જિનમદિર અને શાળા (પૌપધશાળા—વ્યાખ્યાનમદિર) ચણાવે, મદિરના દ્રવ્ય (દેવદ્રવ્ય)નો સ્વજાત માટે ઉપયોગ કરે, શ્રાવકો પાસે શાસ્ત્રની સૂક્ષ્મ વાતો કહેવા—બતાવવાનો નિષેધ કરે, મુહૂર્ત કાઢી આપે, નિમિત્ત બતાવે, રંગેલા સુગધિત યા ધૂપિત વસ્ત્રો પહેરે, સ્ત્રીઓ સામે ગાય, સાધ્વીઓનુ લાવેલુ વાપરે, ધનનો સચય કરે,

---

સિદ્ધ ગ્રથકૃત્ પરિચય પૃ ૨૯; વે૦ ન ૧૦૪૧-૪૨ ન્યાયબિન્દુ એ મૂળ બૌદ્ધ તાર્કિક દિઙ્નાગના એક ગ્રથ પર વાર્ત્તિક છે ધર્મોત્તર કૃત ન્યાયબિન્દુ ટીકા માટે જુઓ પી ૩, ૩૩ મલ્લવાદિકૃત ધર્મોત્તરટિપ્પનની સં ૧૨૩૧ માં લખાયેલ તાડપત્રની પ્રત પાટણભંડારમા છે. પી. ૫, પરિ પૃ ૧.

૧૨૯ ધર્મસાગર પોતાની પટ્ટાવલીમા वीरात् ८८२ चैत्यस्थिति. એમ જણાવે છે,—જુઓ જૈન તત્ત્વાદર્શ પરંતુ वारस वासमएहि सट्टेहिं निव्वुअस्स वीरस्स । जिणघरमठ आवासो पगप्पिओ सायसीलेहिं ॥ —ગાથાસહસ્રી. ગા ૯૮ પી ૩, ૨૮૪. તેમા વીરાત્ ૧૨૫૦ (વિ સં ૭૮૦) કહેલ છે.

કેશલોચ ન કરે, મિષ્ટાહાર મેળવે-તાંબલ ઘી દૂધ વગેરે તથા ફળફુલ અને સચિત્ત પાણી વાપરે, અનેક પાત્રાદિ જોડા વાહન વસ્ત્રો શય્યા રાખે, કેડ પર કારણ વગર કટિવસ્ત્ર રાખે, તેલ ચોળાવે, સ્ત્રીઓનો પ્રસંગ રાખે મૃત ગુરુઓના દાહસ્થળો પર પીઠ ચણાવે, બલિ કરે, જિનપ્રતિમા વેચે, ગૃહસ્થોનું બહુમાન રાખે, સ્ત્રીઓ સમક્ષ વ્યાખ્યાન આપે, પૈસાથી નાના બાલકોને ચેલા કરે, વૈદ્ય મંત્રાદિ કરે, અનેક ઉજમણા કરે, સાધુઓની 'પ્રતિમા'-વ્રતવિશેષ ન પાળે વગેરે વગેરે "૧૨૭ આમ ચૈત્યવાસી સાધુઓ અમર્યાદ બની વંઠતા ગયા

---

૧૨૭. सबोध प्रकरण (પ્ર૦ અમદાવાદની જૈન ગ્રંથ પ્રકાશક સભા) જુઓ પૃ. ૧૩ થી ૧૮ કે જેમાં गुर्वधिकारમાં પાસત્થાદિ અનેક અવંદનિક મુનિઓનો ચિતાર આપ્યો છે તેમાંથી થોડી ગાથાઓ અત્ર મૂકતામાં આવે છે—

चेइयमढाइवासं पूयारंभाइ निच्चवासित्त ।
देवाइदव्वभोगं जिणहरसालाइकरणं च ॥६१॥
मयकिच्च जिणपूयापरूवण मयधणाण जिणदाणे ।
गिहिपुरओ अंगाइपवयणकहणं धणठ्ठाए ॥६८॥
नरयगइहेउ जोउस निमित्ततेगिच्छमंत जोगाइ ।
मिच्छत्तरायसेवं नीयाण वि पावसाहिज्ज ॥६३॥
वत्थाइं विविहवण्णाइं अइसियसद्दाइ धूववासाइ ।
पहिरज्जइ जत्थ गणे तं गच्छ मूलगुणमुक्कं ॥४६॥
अन्नत्थियवसहा इव पुरओ गायंति जत्थ महिलाण ।
जत्थ जयारमयारं भणंति आल सग दिंति ॥४९॥
संनिहि माहाकम्मं जलफलकुसुमाइ सव्व सच्चित्तं ।
निच्चं दुतिवार भोयण विगइलवगाइ तंबोल ॥५७॥
कीवो न कुणइ लीय, लज्जइ पडिमाइ जल्लमुवणेइ ।
सोवाहणो य हिंडेइ, बंधइ कडिपट्टयमकज्जे ॥३४॥

૧૯૨. શિવશર્મસૂરિ નામના એક મહાન્ આચાર્ય થયા તેમનો સમય અનિશ્ચિત છે તેમણે ૪૭૫ ગાથાનો કર્મપ્રકૃતિ [૧૨૮] નામનો ગ્રંથ દૃષ્ટિવાદના બીજા પૂર્વમાંથી ઉદ્ધાર કરી રચ્યો છે (મુદ્રિત), તો તેમને વિ૦ સં. ૫૦૦ ના અરસામાં મૂકી શકાય વળી તેમણે **શતક** નામનો કર્મ ગ્રંથ (૭ પ્રાચીન કર્મ ગ્રંથ પૈકી પાંચમો) ગાથા ૧૧૧ માં રચ્યો છે.

૧૯૩ **ચંદ્રર્ષિ** મહત્તર થયા તે ઘણા પ્રાચીન સમયમાં થયા જણાય છે તે પ્રાય આ સમયમાં થયા હશે એમ ગણી અહીં તેમનો ઉલ્લેખ કર્યો છે તેમણે **પંચસંગ્રહ** [૧૨૯] નામનો કર્મ વિષયક ગ્રંથ રચ્યો છે-તેમાં **શતક**, **સપ્તતિકા**, **કષાયપ્રાભૃત**, **સત્કર્મ** અને **કર્મ પ્રકૃતિ** એ પાંચરૂપ પાંચ વસ્તુઓનો સંગ્રહ કર્યો છે તેથી તે **પંચ-સંગ્રહ** કહેવાય છે. (મુદ્રિત). તેની ગાથા ૯૬૩ છે અને તે પર તેજ કર્તાએ-સ્વોપજ્ઞવૃત્તિ ૯૦૦૦ શ્લોક પ્રમાણ રચી છે આમાં 'સપ્તતિકા' (સત્તરિકા)ને પોતે દૃષ્ટિવાદના નિસ્યંદરૂપ જણાવે છે.

## વલભી'સંઘ'-પરિષદ્—

૧૯૪ આ પછી જૈન 'સૂત્રો'-આગમો સંબંધમાં નવી ઘટના

---

वत्थोवगरणपत्ताइ दव्वं नियनिस्सएण संगहियं ।
गिहि गेहमि यजेसि ते किणिणो जाण न हु मुणिणो ॥९१॥
गिहिपुरओ सज्झायं करंति अण्णोण्णमेव झूझंति ।
सीसाइयाण कज्जे कलहविवाय उईरेंति ॥१६२॥
कि वहुणा भणिएणं वालाणं ते हवंति रमणिज्जा ।
दक्खाण पुण एए विराहगा छन्नपावदहा ॥१६३॥

૧૨૮ કર્મપ્રકૃતિ પર મલયગિરિએ રચેલી વૃત્તિ મુદ્રિત થઇ છે (પ્ર. જૈન ધ સભા, ને દે લા. નં. ૧૧)

૧૨૯ 'સટીકાઃ ચત્વાર પ્રાચીના' કર્મગ્રન્થા'ની પ્રસ્તાવના પંચસંગ્રહ મૂળ અને તે પરની સ્વોપજ્ઞ વૃત્તિ આ૦ સમિતિ નં. ૪૭ માં મુદ્રિ

થઇ. ૧૩૦પ્રકૃતિની અકૃપાથી પાછી બારદુકાળીએ વીરાત્ ૧૦ મા

૧૩૦ સમયસુન્દરગણિ પોતાના સામાચારી શતકમા જણાવે છે કે -

श्री देवर्धिगणि क्षमाश्रमणेन श्री वीराद् अशीत्यधिक नवशत (९८०) वर्षे जातेन द्वादशवर्षीय दुर्भिक्षवशात् बहुतर साधु-व्यापत्तौ बहुश्रुतविच्छित्तौ च जातायां + + + भविष्यद् भव्यलोकोपकाराय, श्रुतभक्तये च श्री संघाग्रहाद् मृतावशिष्ट तदाकालीन सर्वसाधून् वलभ्यामाकार्य तन्मुखाद् विच्छिन्नावशिष्टान् न्यूनाधिकान् त्रुटिताऽत्रुटितान् आगमालापकान् अनुक्रमेण स्वमत्या संकलय्य पुस्तकारूढा कृता । ततो मूलतो गणधर भाषितानामपि तत्संकलनान्तरं सर्वेषामपि आगमानां कर्त्ता श्री देवर्धिगणि क्षमाश्रमण एव जात ।

અર્થાત્—' શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે બારદુકાળીને લીધે ઘણા સાધુઓનો નાશ થયે અને અનેક બહુશ્રુતોનો વિચ્છેદ થયે, શ્રુતભક્તિથી પ્રેરાઇ ભાવી પ્રજાના ઉપકાર માટે શ્રી વીરાત્ ૯૮૦ વર્ષે શ્રી સઘના આગ્રહથી ને કાળે બચેલા સાધુઓને વલભીપુરમા બોલાવી તેઓના મુખથી અવશેષ રહેલ ઓછા વધતા, ત્રુટિત અને અત્રુટિત આગમના પાઠોના અનુક્રમે પોતાની બુદ્ધિથી સાંકળી પુસ્તકારૂઢ કર્યા આવી રીતે મૂળમા સૂત્રો ગણધરોનાં ગુથેલા હોવા છતા દેવર્ધિગણિએ તેનુ પુન સકલન કરેલુ હોવાથી તે બધા આગમોના કર્ત્તા શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણજ કહેવાયા

શ્રી વિનયવિજયે લોકપ્રકાશ (સ ૧૬૯૬) મા નીચેનુ જણાવેલુ છે તે વધારે ઉપયુક્ત છે —

दुर्भिक्षे स्कन्दिलाचार्य-देवर्धिगणिवारके ।
गणनाऽभावत साधु-साध्वीना विस्मृत श्रुतम् ॥
तत सुभिक्षे सजाते सघस्य मेलकोऽभवत् ।
वलभ्या च मथुराया च सूत्रार्थघटनाकृते ॥
वलभ्या सगते संघे देवर्धिगणिरग्रणी ।
मथुराया सगते स्कन्दिलाचार्योऽग्रणीरभूत् ॥
ततश्च वाचनाभेदस्तत्र जात क्वचित् क्वचित् ।
विस्मृतस्मरणे भेदो जातु स्यादुभयोरपि ॥

સૈકામા દેશ પર પોતાનો પજો ચલાવ્યો, તે વખતે તો ઘણા બહુ-શ્રુત વિદ્વાનોનુ અવસાન થવા સાથે જે જીર્ણશીર્ણ શ્રુત રહેલુ હતુ, તે બહુજ છિન્નભિન્ન થઈ ગયુ હતુ શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે બાર દુકાળીને લીધે ઘણા સાધુઓના નાશ થતા અને અનેક બહુશ્રુતોનો વિચ્છેદ થતા, શ્રુતભક્તિથી પ્રેરાઈ ભાવી પ્રજાના ઉપકાર માટે વીરાત્ ૯૮૦ મા (વિ સં ૫૧૦ મા) શ્રી સઘના આગ્રહથી તે કાળે બચેલા સાધુઓને ઉપર્યુક્ત વલભીપુરમા બોલાવી તેઓના મુખથી અવશેષ

---

तत्तैस्ततोऽर्वाचीनैश्च गीतार्थैं पापभीरुभि ।

मतद्वय तुल्यतया कक्षीकृतमनिर्णयात् ॥

—દુર્ભિક્ષ થતા સ્કન્દિલાચાર્ય અને દેવર્ધિગણિના વારામાં ગણનાના (હમેશ ભણી જવાના) અભાવથી સાધુ સાધ્વીને શ્રુત વિસ્મૃત થયુ પછી સુકાળ થતા સઘનુ મળવુ વલભીમા અને મથુરામા સૂત્રાર્થની ઘટના કરવા માટે થયુ, વલભીમા મળેલા સઘમા અગ્રણી દેવર્ધિગણિ હતા, મથુરામાં મળેલા સંઘના સ્કન્દિલાચાર્ય અગ્રણી હતા ત્યાર પછી અહીં તહી તેમાં વાચનાભેદ-પાઠભેદ થયો બન્નેનો ભેદ વિસ્મૃતનું સ્મરણ કરતા નિયમે થાય ત્યાર પછી અર્વાચીન પાપભીરૂ ગીતાર્થોએ આગળથી નિર્ણય બાધ્યા વગર બને મતને સરખી રીતે કક્ષામા મૂકયા

શ્રી મલયગિરિજીનો પણ જ્યોતિષ્કરડ વૃત્તિ પૃ ૪૧ (પ્ર૦ રતલામ ઋષભદેવ કેશરીમલ)માં લગભગ ઉપર જેવો ઉલ્લેખ છે -इह स्कन्दिलाचार्य प्रवृत्तौ दुषमानुभावतो दुर्भिक्षप्रवृत्त्या साधूना पटनगुणनादिकं सर्वमप्यनेशत्, ततो दुर्भिक्षातिक्रमे सुभिक्षप्रवृत्तौ द्वयो संघयो र्मेलापकोऽभवत्। तद्यथ-एको वलभ्या, एको मथुरायां, तत्र च सूत्रार्थसघटनेन परस्पर वाचनाभेदो जात । विस्मृतयो र्हि सूत्रार्थयो-स्मृत्वा स्मृत्वासघटने भवत्यवश्य वाचनाभेदो, न काचिदनुपपत्ति ॥ જુઓ ગચ્છાચાર પ્રકીર્ણક ટીકા-વિજયવિમલકૃત પૃ ૩ (પ્ર દયાવિમલગ્રથમાલા) આ ઉપરથી કોઈને એમ થાય કે વલભી અને મથુરાની વાચનાઓ લગભગ એક કાળે થઈ તો તે માન્યતા યોગ્ય નથી કારણ કે સ્કદિલાચાર્ય (માથુરી વાચના કરનાર), દેવર્ધિગણિ (વલભી વાચના કરનાર વીરાત્ ૯૯૩) કરતા ઘણા જૂનાછે જુઓ અગાઉ ફુટનોટ

૪૪. ૧૩૦પ્રકૃતિની અકૃપાથી પાછી બારદુકાળીએ વીગત્ ૧૦ મા

૧૩૦ સમયસુન્દરગણિ પોતાના સામાચારી શતકમા જણાવે છે કે -

श्री देवर्धिगणि क्षमाश्रमणेन श्री वीराद् अशीत्यधिक नवशत (९८०) वर्षे जातेन द्वादशवर्षीय दुर्भिक्षवशात् बहुतर साधु-व्यापत्तौ बहुश्रुतविच्छित्तौ च जाताया + + + भविष्यद् भव्यलोकोपकाराय, श्रुतभक्तये च श्री सघाग्रहाद् मृतावशिष्ट तदाकालीन सर्वसाधून् वलभ्या-माकार्य तन्मुखाद् विच्छिन्नावशिष्टान् न्यूनाधिकान् त्रुटिताऽत्रुटितान् आगमा लापकान् अनुक्रमेण स्वमत्या सकलय्य पुस्तकारूढा कृता । ततो मूलतो गणधर भाषितानामपि तत्सकलनानन्तर सर्वेषामपि आगमाना कर्ता श्री देवर्धिगणि क्षमाश्रमण एव जात ।

અર્થાત્—' શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે બારદુકાળીને લીધે ઘણા સાધુઓનો નાશ થયે અને અનેક બહુશ્રુતોનો વિચ્છેદ થયે, શ્રુતભક્તિથી પ્રેરાઇ ભાવી પ્રજાના ઉપકાર માટે શ્રી વીરાત્ ૯૮૦ વર્ષે શ્રી સઘના આગ્રહથી તે કાળે બચેલા સાધુઓને વલભીપુરમા બોલાવી તેઓના મુખથી અવશેષ રહેલ ઓછા વધતા, ત્રુટિત અને અત્રુટિત આગમના પાઠોના અનુક્રમે પોતાની બુદ્ધિથી સાકળી પુસ્તકારૂઢ કર્યા આવી રીતે મૂળમા સૂત્રો ગણધરોનાં ગુથેલાં હોવા છતા દેવર્ધિગણિએ તેનુ પુન સકલન કરેલુ હોવાથી તે બધાં આગમોના કર્ત્તા શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણજ કહેવાયા.

શ્રી વિનયવિજયે લોકપ્રકાશ (સ ૧૬૯૬) મા નીચેનુ જણાવેલુ છે તે વધારે ઉપયુક્ત છે —

दुर्भिक्षे स्कन्दिलाचार्य–देवर्धिगणिवारके ।
गणनाऽभावत· साधु–साध्वीना विस्मृत श्रुतम् ॥
तत· सुभिक्षे सजाते सघस्य मेलकोऽभवत् ।
वलभ्या च मथुराया च सूत्रार्थघटनाकृते ॥
वलभ्या संगते संघे देवर्धिगणिरग्रणी ।
मथुराया सगते स्कन्दिलाचार्योऽग्रणीरभूत् ॥
ततश्च वाचनाभेदस्तत्र जातः क्वचित् क्वचित् ।
विस्मृतस्मरणे भेदो जातु स्यादुभयोरपि ॥

સૈકામા દેશ પર પોતાનો પગ્જો ચલાવ્યો, તે વખતે તો ઘણા બહુ-શ્રુત વિદ્વાનોનુ અવસાન થવા સાથે જે જીર્ણશીર્ણ શ્રુત રહેલુ હતુ, તે બહુજ છિન્નભિન્ન થઇ ગયુ હતુ. શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે બાર દુકાળીને લીધે ઘણા સાધુઓના નાશ થતા અને અનેક બહુશ્રુતોનો વિચ્છેદ થતા, શ્રુતભક્તિથી પ્રેરાઈ ભાવી પ્રજાના ઉપકાર માટે વીરાત્ ૯૮૦ મા (વિ. સ ૫૧૦ મા) શ્રી સઘના આગ્રહથી તે કાળે બચેલા સાધુઓને ઉપર્યુક્ત વલભીપુરમા બોલાવી તેઓના મુખથી અવશેષ

---

तत्तैस्ततोऽर्वाचीनैश्च गीतार्थै पापभीरुभि ।
मतद्वय तुल्यतया कक्षीकृतमनिर्णयात् ॥

—દુર્ભિક્ષ થતા સ્કન્દિલાચાર્ય અને દેવર્ધિગણિના વારામા ગણનાના (હમેશ ભણી જવાના) અભાવથી સાધુ સાધ્વીને શ્રુત વિસ્મૃત થયુ પછી સુકાળ થતા સઘનુ મળવુ વલભીમા અને મથુરામા સૂત્રાર્થની ઘટના કરવા માટે થયુ, વલભીમા મળેલા સઘમા અગ્રણી દેવર્ધિગણિ હતા, મથુરામા મળેલા સંઘના સ્કન્દિલાચાર્ય અગ્રણી હતા ત્યાર પછી અહીં તહી તેમાં વાચનાભેદ-પાઠભેદ થયો બન્નેનો ભેદ વિસ્મૃતનુ સ્મરણ કરતા નિયમે થાય ત્યાર પછી અર્વાચીન પાપભીરુ ગીતાર્થોએ આગળથી નિર્ણય બાધ્યા વગર બને મતને સરખી રીને કક્ષામા મૂકયા

શ્રી મલયગિરિજીનો પણ જ્યોતિષ્કરડ વૃત્તિ પૃ ૪૧ (પ્ર૦ રતલામ ઋષભદેવ કેશરીમલ)માં લગભગ ઉપર જેવો ઉલ્લેખ છે -इह स्कन्दिलाचार्य प्रवृत्तौ दुषमानुभावतो दुर्भिक्षप्रवृत्त्या साधूना पटनगुणनादिकं सर्वमप्यनेशत्, ततो दुर्भिक्षातिक्रमे सुभिक्षप्रवृत्तौ द्वयो संघयो मैलापकोऽभवत्। तद्यथ-एको वलभ्या, एको मथुराया, तत्र च सूत्रार्थसंघटनेन परस्पर वाचनाभेदो जात । विस्मृतयो र्हि सूत्रार्थयो-स्मृत्वा स्मृत्वासघटने भवत्यवश्य वाचनाभेदो, न काचिदनुपपत्ति ॥ જુઓ ગચ્છાચાર પ્રકીર્ણક ટીકા-વિજયવિમલકૃત પૃ ૩ (પ્ર દયાવિમલગ્રંથમાલા) આ ઉપરથી કોઈને એમ થાય કે વલભી અને મથુરાની વાચનાઓ લગભગ એક કાળે થઈ તો તે માન્યતા યોગ્ય નથી કારણ કે સ્કદિલાચાર્ય (માથુરી વાચના કરનાર), દેવર્ધિગણિ (વલભી વાચના કરનાર વીરાન્ ૯૯૩) કરતા ઘણા જૂનાછે જુઓ અગાઉ ફુટનોટ

રહેલ ઓછાવત્તા, ત્રુટિત અને અત્રુટિત આગમના પાઠો—આલાપોને અનુક્રમે પોતાની બુદ્ધિથી સાંકળી પુસ્તકારૂઢ કર્યાં આવી રીતે મૂળમાં સિદ્ધાન્તો 'ગણધરો'ના ગૂંથેલા, તેનું દેવર્દ્ધિગણિએ પુનઃ સંકલન કર્યું આ **વલભીપુર પરિષદ્‌**માં થયેલ સંકલનને **'વલભી વાચના'** કહેવામાં આવે છે આ સૂત્ર ગ્રંથોનું છેલ્લું સંસ્કરણ છે.

૧૯૫. આ સર્વ ચાલુ પરંપરા છે પરંતુ મુનિ કલ્યાણવિજયની આ બાબતના સંબંધે કરેલી શોધખોળને પરિણામે તેમનો મત નોંધવા યોગ્ય છે કે "વલભી વાચના એટલે દેવર્દ્ધિગણિની નહિ પણ વાચક 'નાગાર્જુનની વાચના' એમ હું માનું છું. આ સંબંધમાં કથાવલીમાં ઉલ્લેખ છે." એટલે કે મથુરામાં આર્ય સ્કન્દિલના પ્રમુખપણા નીચે અને વલભીમાં **નાગાર્જુન**ના પ્રમુખપણે એમ બે સંઘો મળેલા, અને વાચનાઓ થયેલી એ બે આચાર્યો પરસ્પર મળવા પામેલા નહિ, અને બંનેના વાચનાભેદો ચાલુ રહ્યા. કાલક્રમે દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે એકજ વાચનાને વ્યાપક બનાવવા આર્ય **સ્કન્દિલ**ની વાચના સર્વ સંમતિથી ચાલુ રાખી. અને **નાગાર્જુન**ની વાચનામાં રહેલા પાઠ ભેદોને 'નાગાર્જુનીય' પાઠભેદ તરીકે નોંધી લીધા તેથીજ આજે ટીકા ગ્રંથોમાં 'નાગાર્જુનીય એ પ્રમાણે પાઠ સ્વીકારે છે' એમ કહી ટીકાકારો પાઠભેદનો ઉલ્લેખ કરે છે. આ મત પ્રમાણે દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે સ્વતંત્ર વાચના કરી એમ ન કહી શકાય પણ એક વાચનાને સર્વમાન્યતાનું કાયમી રૂપ આપી બીજું કાર્ય વાચનાના પાઠભેદોને નોંધી બચાવી રાખવાનું મહત્ત્વનું કર્યું એટલુંજ કહી શકાય[૧૩૧]

૧૩૧ વિનયવિજયકૃત સુબોધિકામાં પ્રાચીન ગાથા મૂકી છે તે આ છે કે—

वलहि पुरम्मि नयरे देवड्ढि पमुह सयलसंघेहिं।
पुव्वे आगम लिहिउ नवसय असी आणु वीराउ ॥

હી હ પ્રકાશિત પૃ ૪૩૩.

આમાં પૂર્વાગમ વીરાત્ ૯૮૦ માં વલભીપુર નગરે દેવર્દ્ધિપ્રમુખ સકલ સંઘે લખ્યો એ હકીકત છે.

૧૯૬ આ સમયમા દેવર્ધિગણિથી અન્ય [૧૩૨]દેવવાચકે નંદિ-સૂત્ર રચ્યુ તેમા જૈનેતર શ્રુતનો ઉલ્લેખ છે **ભારત** (મહાભારત), **રામાયણ**, **ભીમાસુરુક્ખ** (?), **કોટિલ્ય** (ચાણાક્યનુ અર્થશાસ્ત્ર), **સગડભદ્દિઆઓ** (?), **ઘોડમુખ-ઘોડયમુહ** (ઘોટકમુખ-વાત્સાયનનો પૂર્વગામી કામશાસ્ત્રનો રચનાર), **કપ્પાસિઅ**, **નાગસુહુમ** (નાગસૂક્ષ્મ ?) **કુણગસત્તરી** (કણાદસત્તરી), **વૈશેષિક**, **બુદ્ધવચન** (બૌદ્ધ શાસ્ત્ર), **તેરાસિય** (ત્રૈરાશિક ?), **કાપિલિક** (કપિલનુ શાસ્ત્ર), **લોકાયત** (ચાર્વાક), **ષષ્ટિતંત્ર**, **માઢર** (વ્યાસ), **પુરાણ**, **વ્યાકરણ**, **ભાગવત** (શ્રીમદ્ ભાગવત) **પાતંજલ** (યોગસૂત્ર), **પુસ્સદેવય** (પુષ્પદેવ=કામ-સૂત્ર ?), **લેખ્ય** (લેખનશાસ્ત્ર), **ગણિત**, **શકુનરુત**, **નાટકો** યા બહોત્તેર કલાઓ, સાગોપાગ ચાર વેદો[૧૩૩]

૧૯૭ દેવર્ધિગણિના સમયમા **સિદ્ધસેનગણિ** થયા મનાય છે. કે જેમણે ઉમાસ્વાતિના તત્ત્વાર્થાધિગમસૂત્ર પર તત્ત્વાર્થ ટીકા નામની ટીકા રચી તેમા 'પ્રમાણ' અને 'નય' એ જૈન તર્કશાસ્ત્રના મુખ્ય લાક્ષણિક અગ છે તેપર વિશેષ ચર્ચા કરી છે, તેઓ દિન્નગણિના શિષ્ય સિંહગિરિના શિષ્ય **ભાસ્વામિના** શિષ્ય હતા એમ તેની પ્રશસ્તિમા પોતે જણાવે છે. તેઓ આગમપ્રધાન વિદ્વાન્ હતા.

---

૧૩૨ જુઓ હરિશ્ચદ્ર ગણિકૃત **પ્રશ્નપદ્ધતિ, પ્રશ્નોત્તર ૨૫**, પૃ ૩, પ્ર૦ જૈન આત્માનદ સભા ભાવનગર

૧૩૩ જુઓ **નંદીસૂત્ર-સૂત્ર ૪૨ પૃ ૧૯૪ પ્ર૦** આગમોદય સમિતિ આ ગણાવેલા ને બીજી કેટલાકનો ઉલ્લેખ બીજા સૂત્ર-અગોમા છે જુઓ **અનુયોગદ્વાર** સૂત્ર ૪૧ અને ૧૪૮ પૃ ૩૬ અને ૨૧૮ આગમોદય સમિતિ નામે ભારહ, રામાયણ, ભીમાસુરુક્ક કોડિલ્લય, ઘોડયમુહ, સગડભદ્દિઆઓ, કપ્પાસિઅ, નાગસુહુમ, કણગસત્તરી, વેસિય, વઇસેસિય, બુદ્ધ સાસણ, કાવિલ. લોગાયત, સટ્ઠિયત, માઢર પુરાણ, વાગરણ, નાડગાઇ, અથવા બાવત્તેર કલા સાગોપાગ ચાર વેદા પાચમા અગ ભગવતી સૂત્રમા (૧,૨) બ્રાહ્મણ શાસ્ત્રોનો ઉલ્લેખ છે કે રિઉવ્વેદ, જજુવ્વેદ-સામવેદ-અથવ્વવેદ-ઇતિહાસ પચ-માણ, નિઘટુછટ્ઠાણ, ચઉણ્ડં વેદાણ, સગોવગાણ સરહસ્સાણ સારએ વારએ ધારએ, પારએ છળગવી, સટ્ઠિતત વિસારએ, સખાણે, સિક્ખાકપ્પે વાયરણે છદે નિરુત્તે જોતિસા-મયાણે, અન્નેસુ ય બહુસુ બભન્નએસુ પરિવ્વાયએસુ, નયેસુ સુપરિ-નિટ્ઠિએ.

૧૯૮. આ સમય પછી લગભગ—જૈન પરંપરા કથન પ્રમાણે વિ. સં ૫૩૦ (યા ૫૮૫)મા [૧૩૪]થયેલા હરિભદ્ર સૂરિએ ૧૪૪૪ પ્રકરણો રચ્યા તે પૈકી કેટલાકમા સર્વ દર્શનોનો નિષ્પક્ષપાતપૂર્વક સમન્વય કરી સર્વનુ ન્યાયદૃષ્ટિથી તોલન કર્યુ છે, કેટલાકમા જૈનયોગ-ની શૃંખલાબદ્ધ વ્યવસ્થા કરી છે, કેટલાક ગ્રંથો ટીકા—વૃત્તિરૂપે છે. પ્રાકૃતમા પ્રસિદ્ધ **સમરાદિત્ય** કથા રચી છે તેમણે પોતાના શિષ્યોને બૌદ્ધો પાસે તેમના સિદ્ધાન્તો શીખવા મોકલ્યા હતા; અને તેમના એક ગ્રંથ નામે **લલિતવિસ્તરા** વૃત્તિથી [૧૩૫](સં. ૯૬૨ મા ઉપમિતિભવ પ્રપંચા નામનો મહાન્ રૂપક ગ્રંથ સંસ્કૃતમા રચનાર) **સિદ્ધર્ષિસૂરિ** બૌદ્ધ થતા બચી ગયેલ હતા. આ મહાન્ યુગકાર હરિ-ભદ્રસૂરિ સંબંધીનુ **'હરિભદ્રયુગ'** નામનુ જૂદું પ્રકરણજ આ પછી મૂકવામા આવ્યુ છે.

---

૧૩૪. **પ્રદ્યુમ્નસૂરિ** પોતાના **વિચારસાર** પ્રકરણમા પ્રાચીન ગાથાઓ ટાંક છે કે—

(૧) पंचसए पणतीए विक्कम भूवाउ झत्ति अत्थमिओ ।
हरिभद्दसूरिसूरो धम्मरओ देउ मुक्खसुहं ॥२०॥ अहवा

(२) पणदन्नदससएहिं हरिसूरी आसि तत्थ पुव्वकई ।
तेरिसवरिससएहि अईएहिवि वप्पहट्टिपहू ॥२१॥

અર્થાત્ (૧) હરિભદ્રસૂરિ વિક્રમ ભૂપથી ૫૩૦ મા અસ્ત થયા (૨) હરિ(ભદ્ર) સૂરિ (વીરાત્) ૧૦૫૫ મા (=૫૮૫ વિ સં મા) હતા ને બપ્પભટ્ટિ સૂરિ વીરાત્ ૧૩૦૦ મા હતા.

पंचसए વાળી ગાથા **સમયસુંદરે** સં ૧૬૩૦ મા રચેલી ગાથા સહસ્રીમા પણ ટાંકી છે, તે ગાથામા पणतीए ને બદલે पणसीए (એટલે ૫૮૫) જોઇએ એમ વેબરે સુધારેલ છે, વીરાત્ ૧૦૫૫ એ રીતે મળી રહે, પણ વિચારામૃત સંગ્રહમા હરિભદ્રનો કાળ વીરાત ૧૦૫૦ (पंचाशता) લખેલ છે પણ તે पंच पंचाशता ને બદલે ભૂલ હોય (ડા યાકોબી)

૧૩૫ શ્રી **સિધ્ધર્ષિસૂરિ** પોતેજ પોતાના ઉક્ત ગ્રંથમા છેવટે જણાવે છે કે—

नमोऽस्तु हरिभद्राय तस्मै प्रवरसूरये ।
मदर्थे निर्मिता एव वृत्ति र्ललितविस्तरा ॥

૧૯૯. વલભી સંઘ આગમના સકલનાર્થે મળ્યો તે વખતે વલભીપુરમા શીલાદિત્ય રાજા હતો ને વલભીપુરમા શીલાદિત્ય નામના રાજાઓ થતા ગયા ત્યા એટલે સૌરાષ્ટ્રમા શત્રુંજય તીર્થનું માહાત્મ્ય વિક્રમરાજાના સમયથીજ થતુ ચાલ્યુ અને સૌરાષ્ટ્રમા જ જૈનોના પવિત્ર ગ્રથો પુસ્તકારૂઢ થયા,—એ તેમજ નેમિનાથ તીર્થંકરનું ચરિત્ર ગિરિનાર સાથે સંબધ ધરાવે છે—એ સર્વ વાત સ્પષ્ટ બતાવે છે કે જૈનોએ સૌરાષ્ટ્રમા ઘણા પ્રાચીન સમયથી પગપેસારો કરી સૌરાષ્ટ્રને પોતાની ભૂમિ બનાવી હતી ભૃગુકચ્છમા આર્ય ખપુટાચાર્ય આદિ વિક્રમરાજાના સમય લગભગ થયા એ પણ બતાવે છે કે ગૂજરાતમા જૈનોનું આગમન ઘણા પ્રાચીનકાળથી હતુ

૨૦૦ વલભીપુરનો સીથીઅન આદિ પરદેશી જાતોના તથા અન્ય આક્રમણોથી ત્રણ વખત ભગ થયો એમ જૈન પ્રબંધકાર કહે છે[૧૩૬] 'ભગ' નો અર્થ 'સર્વથા નાશ' નથી થતો. પહેલો ભગ વિ સ ૩૭૫ મા થયો.[૧૩૭] શીલાદિત્ય રાજા એ સૂર્યવશી હતા તેના વશજો તથા જૈનોના ઘણા કુટુબો વલભીપુરની પડતીથી મારવાડ વગેરે દેશોમા જઈ રહ્યા એમ કહેવાય છે કે વલભી રાજાના ગુહસેન-ગોહીલ વશજ, ને તેમાથી ઈડરનુ રાજ્ય થયુ ને ત્યાથી તે ચીતોડ ગયા ને ત્યાથી ઉદયપુર રાજાઓ થયા ને તેમાથી શીશોદીઆ થયા[૧૩૮] વલભીના ભગ વિષમસમયમા જૈન મૂર્તિઓનો ભિ-

---

૧૩૬ જુઓ પ્રબધચિતામણિ આદિ તિત્થોગાલી પયન્નો (કે જે હજુ સુધી મુદ્રિત થયો નથી) તેમા વલભીભગની વાત છે

૧૩૭ पणसयरी वाससय तिण्णि सयाइ अइक्कमेऊण ।
विक्कमकालाऊ तउ वलहीभगो समुप्पन्नो ॥

અર્થાત્—વિક્રમકાલથી ૩૭૫ વર્ષ અતિક્રમતા વલભીભગ થયો—ગાથા સહસ્રી પી ૩. ૨૮૫) વળી પ્રભાવકચરિત પણ પૃ. ૭૪ મા વીરાત ૮૪૫ વર્ષે વલભીના ભંગ તુરૂષ્કના હાથે થયો અને ત્યાથી તેઓ ભૃગુપુરનો નાશ કરવા ગયા એમ જણાવે છે પરતુ જિનપ્રભ તીર્થકલ્પમા સત્યપુર કહે છે કે ગજ્જણવઇ (ગીજનીનો પાતશાહ) હમ્મીરદ્વારા વિ સ ૮૪૫ માં વલભીભગ થયો હતો તે વધુ વિશ્વસનીય લાગે છે.

૧૩૮ "વાસ્તવમા વલભીમા શીલાદિત્ય નામના ૬ રાજા થયા, પરતુ જૈન લેખકોને કેવળ એક (અર્થાત્ છેલ્લા) શીલાદિત્ય થયાનું જાણમા હતુ-

લલમાલ આદિ સ્થલે સચાર થયો હતો (જિનપ્રભકૃત સત્યપુર કલ્પ વગેરે.)

૨૦૧. વિ સ. ૫૧૦ (૫૨૩) મા[૧૩૯] હાલના ગૂજરાતમા આનન્દપુર–વૃદ્ધનગર (હાલનુ વડનગર) એક મોટુ શહેર હતુ. ત્યા ધ્રુવસેન રાજા રાજ્ય કરતો હતો. ત્યા ધનેશ્વરસૂરિ નામના જૈનાચાર્યે તે રાજાના પુત્રના મરણથી થયેલ શોક શમાવવા જૈનાગમ નામે

મેવાડમા પણ શીલાદિત્ય નામનો રાજા વિ. સં. ૭૦૩ મા થયો હતો. અનેને જૈનોએ એક માની મેવાડના રાજાઓનુ વલભીથી આવવાનું માની લીધુ અને ટૉડે તેને સ્વીકારી લીધુ ચીની યાત્રી હુએન્ત્સગ (વિ સં ૬૯૬ આસપાસ) વલભીમા ગયો ત્યારે તે નગર બહુ ઉન્નત દશામા હતુ વલભીનો નાશ વિ સ. ૮૨૬ માં સિધના અરબોએ કર્યો હતો (૨) વલભીમાથી ઉદયપુરનો રાજવશ થયો એ કથન કપોલકલ્પિત છે ધનેશ્વરસૂરિના સ. ૪૭૭ મા રચાએલા મનાતા શત્રુંજય માહાત્મ્યમા સં ૧૧૯૯ થી ૧૨૩૦ માં રાજ્ય કરનાર કુમારપાળનો વૃત્તાત આવે છે તેથી તે પુસ્તક સં. ૧૩ મી સદી યા તે પછી આધુનિક ધનેશ્વરથી બન્યું હોવુ જોઇએ તેથી તેમાનું વલભીપુરનુ કથન બહુ પાછળનુ હોવાથી વિશ્વાસ યોગ્ય નથી" (વાચો–રાજપૂતાનેકા ઇતિહાસ–પહલા ખંડ રા. બ ગૌ. હી ઓઝાજી કૃત પૃ ૩૮૫ થી ૩૮૯)

૧૩૯ કલ્પસૂત્રમા જણાવેલું છે કે "समणस्स भगवओ महावीरस्स जाव सव्वदुक्खप्पहीणस्स नववाससयाइ विइक्कंताइं, दसमस्स य वाससयस्स अयं असीइमे सवच्छरे काले गच्छइ, वायणंतरे पुण अय तेणउए संवच्छरे काले गच्छइ इइदीसइ ॥१४७॥

અર્થાત્–સર્વ દુ ખ જેણે પ્રક્ષીણ કર્યા છે એવા શ્રમણ ભગવાન્ મહાવીરના નવ શત વર્ષો અતિક્રમ્યા પછી દશમા શતકમા એંસીમો સવત્સર કાલ જાય છે–વાચનાતરમા પુન: ત્રાણુમો સવત્સર ચાલે છે આ બે જુદી જુદી વાચના–પાઠ છે તેથી કોઇ અનુમાન કરે છે કે કલ્પસૂત્ર–દેવર્ધિ ક્ષમાશ્રમણથી લખાયાનું વર્ષ વીરાત્ ૯૮૦ (વિ સ ૫૧૦) છે, ને રાજસભામા વાચવાનું શરૂ થયાનુ વર્ષ વીરાત્ ૯૯૩ (વિ. સ ૫૨૩) છે ડા. યાકોબીની કલ્પસૂત્ર આવૃત્તિ પૃ ૬૭

કલ્પસૂત્રની વાચના કરી હતી, અને તે વાચના હજી સુધી જૈન સંઘ સમક્ષ તેના પર્યુષણ નામના તહેવારમા થયા કરે છે

૨૦૨ વળી એમ કહેવાય છે કે બીજા કાલિકસૂરિ થયા તેમણે જે અત્યાર સુધી પર્યુષણનુ 'સાંવત્સરી' પર્વ ભાદ્રપદ શુદિ પાચમ ને રોજ થતુ હતુ અને ચોમાસી પૂર્ણિમાએ થતી હતી તેને બદલે ચોથની સંવત્સરી અને ચતુર્દશીની ચોમાસી કરાવી ને તે વીરાત્ ૯૯૩ મા ચતુર્વિધ સંઘે આચર્યું[140]

૨૦૩ અનુમાને ૭ મા સૈકા અગાઉ થયેલા **પંચ કલ્પમહાભાષ્યના** કર્તા (પી ૧, ૧૦૩) **સંઘદાસ** ક્ષમાશ્રમણે **વસુદેવ હિંડી** નામનો ચરિત ગ્રંથ પ્રાકૃતમા આરભ્યો તે **ધર્મસેન** ગણિ મહત્તરે પૂરો કર્યો એપરથી જણાય છે કે તે કાલે **વસુદેવ ચરિત** લોકમા વિશેષ પ્રચલિત હશે આઠમા સૈકા પહેલાનો બીજો **ધમ્મિલ હિંડી**

---

૧૪૦. જુઓ તિત્થોગાલી (તીર્થોદ્ગાર) પયન્નાની નીચલી ગાથાઓ કે જે જિનપ્રભસૂરિએ પોતાની સંદેહવિષૌષધિ નામની કલ્પસૂત્ર ટીકામાં તેમજ રત્નશેખરસૂરિએ શ્રાદ્ધવિધિમા ટાંકી છે —

'सालाहणेन रन्ना संघाएसेण कारिओ भयवं ।
पज्जोसवण चउत्थी चाउम्मासं चउदसीए ॥
चउमास-पडिक्कमण पक्खिय दिवसंमि चउविहो संघो ।
नवसयतेणउएहिं आयरणं त पनाणं ति ॥

—'સાલાહણના રાજ્યમા સંઘના આદેશથી ભગવાન્ કાલિકે પર્યુષણ ચોથમા અને ચાતુર્માસ (પ્રતિક્રમણ) ચૌદશે કર્યું, ચોમાસી પ્રતિક્રમણ પખીના દિવસે ચતુર્વિધ સંઘે (વીરાત્) ૯૯૩ મા કર્યું તે આચરણ પ્રમાણ છે' કુલમંડનસૂરિ વિચારમૃતસંગ્રહમાં '૯૯૩ માં પર્યુષણાકલ્પની પંચમીમાંથી ચોથપર પ્રવૃત્તિ થઇ' એમ જણાવે છે તે પ્રમાણે રત્નશેખરસૂરિ ચતુર્વિંશતિ પ્રબંધમા આ ગાથા સ્વીકારી શાલિવાહન રાજા વિક્રમના પ્રતિપક્ષી શાલિવાહનથી જૂદા થયા એમ જણાવે છે કાલસપ્તતિમાં, ચોથની સંવત્સરી કાલકાચાર્યે કર્યાની સાલ વીરાત્ ૯૯૩ આપી છે-તેજ પ્રમાણે વિનયચંદ્રસૂરિના દીવાળી કલ્પમાં છે ને જિનપ્રભ કૃત પ્રતિષ્ઠાનપુર કલ્પમા તેમજ સમયસુંદરની સામાચારી શતકમા છે.

નામનો ગ્રંથ છે તેમા વર્ણનભાગ કરતા કથાભાગજ વધારે છે.[૧૪૧]

૨૦૪ શ્રી કંઠપ્રદેશ (થાણેશ્વર) ના સ્વામી **હર્ષવર્દ્ધન** (હર્ષ-રાજા) નો રાજ્યાભિષેક વિ. સં. ૬૬૪ મા થયો તે મહાપ્રતાપી વિદ્વાન્ અને વિદ્વત્પ્રેમી હતો તેમના સમયમા પ્રસિદ્ધ **કાદમ્બરીકાર બાણભટ્ટ** કે જેમણે **હર્ષચરિત** પણ રચ્યુ છે, **સૂર્યશતક**ના કર્ત્તા **મયૂર**આદિ તેના દરબારના પંડિતો હતા જૈન વિદ્વાન્ **માનતુગાચાર્ય** (**ભક્તામર** સ્તોત્રના કર્તા) પણ તે રાજાના સમયમા થયા એવુ કથન મળે છે[૧૪૨] ભક્તામર સ્તોત્ર પ્રાસાદિક ભાવવાહી ભાષામા **આદિ**-નાથની સ્તુતિ તરીકે રચાયલુ છે

૨૦૫. **ચંડ** નામનો જૈન[૧૪૩] પંડિત પહેલો પ્રાકૃત વ્યાકર-ણકાર થયો કે જેણે પોતાના **પ્રાકૃત** લક્ષણ નામના વ્યાકરણમા **અપભ્રંશ** ભાષાનુ વિવરણ કર્યુ છે. ડા **હોર્નલે** તે સંશોધિત કરી પ્રકટ કર્યુ છે અને તેનો સમય તે ઇ. સ પૂર્વે ત્રીજો સૈકો મૂકે છે; પણ પ્રો૦ ગુણેના કહેવા મુજબ તે ઇ સ છઠ્ઠા સૈકાની પછી થયેલ છે ને તેના કારણમા તે જણાવે છે કે તે સમય પછી અપભ્રંશ માત્ર આભીરોની ભાષા મટી સાહિત્ય–ભાષા બની

---

૧૪૧ કુવલયમાલાનો લેખ–જિનવિજયને વસંતરજતોત્સવઅંક

૧૪૨ **ઓઝાજી. રા૦ ઇ૦ પ્રથમભાગ** પૃ ૧૬૨ માનતુગ માટે જુઓ 'શ્રીમાનતુંગપ્રબંધ' પ્રભાવકચરિત પૃ. ૧૮૦–૧૯૧

૧૪૩ પ્રો૦ ગુણેના કહેવા પ્રમાણે જુઓ' भविसयत्तकहानी અંગ્રેજી પ્રસ્તાવના પૃ ૬૧–૬૩. પરંતુ એક સ્થલે તેના મંગલાચરણમા વીરને બદલે શંભુ મૂકેલ છે

प्रणम्य शिरसा शम्भुं स्वत्पैर्व्यापिमिरक्षरै ।
लक्षणं प्राकृतं वक्ष्ये किंचिद् वृद्धमतादहम् ॥१॥

જુઓ વેલણકર વૉ ૧ પૃ. ૨૭.

પણ શમ્ભુને બદલે વીરં એવો શ્લોક છે તે માટે જુઓ પી. ૩, ૨૬૫

૨૦૬ જૈન પટ્ટાવલીઓના આધારે વીરાત ૧૧૪૫ (વિ. સં. ૬૪૫) મા[૧૪૪] જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ થયા. એટલે ચોક્કસ છે કે હરિભદ્રસૂરિ પહેલા તેઓ થયા, કારણકે હરિભદ્રસૂરિ તેમનો ઉલ્લેખ કરે છે તેમણે રચેલા ગ્રંથો—**વિશેષાવશ્યક** ભાષ્ય મૂલ અને ટીકા, બૃહત્સંગ્રહિણી ૪૦૦ થી ૫૦૦ ગાથા (પી ૧, ૨૬—૫૧) બૃહત્ક્ષેત્રસમાસ(પી ૧ ૨૬), વિશેષણવતી ૪૦૦ ગાથાનો પ્રકરણ ગ્રંથ અને જીતકલ્પસૂત્ર કે જેમા જૈન સાધુના ૧૦ પ્રકારના પ્રાયશ્ચિત્તનુ વિધાન છે વળી ધ્યાનશતક રચ્યુ છે (પી. ૧, ૩૩) કે જે **વિશેષાવશ્યક** ભાષ્યમા અંતર્ગત છે તેમની '**ભાષ્યકાર**' તરીકેની જબરી ખ્યાતિ છે તેમણે **વિશેષાવશ્યક** ભાષ્યમા **વાસવદત્તા** અને **તરંગવતી** કથાનો ઉલ્લેખ કર્યો છે

૨૦૭ આ ભાષ્યગ્રન્થ જૈન પ્રવચનમા એક મુકુટમણિ સમાન લેખાય છે અને તેથી ભાષ્યકાર **જિનભદ્રગણિ** જૈન શાસ્ત્રકારોમા અગ્રણી મનાય છે જૈનદર્શનપ્રતિપાદિત જ્ઞાનવિષયક વિચારને કેવળ શ્રદ્ધાગમ્ય—વિષયની કોટિમાથી બુદ્ધિગમ્ય—વિષયની કોટિમા ઉતારવાનો સુસંગત પ્રયત્ન, સૌથી પ્રથમ એમણેજ એ મહાભાષ્યમા કર્યો હોય, એમ જૈન સાહિત્યના વિકાસક્રમનુ સિંહાવલોકન કરતા જણાઇ આવે છે જૈન આગમોના સંપ્રદાયગત રહસ્ય અને અર્થના, પોતાના સમયમા અદ્વિતીય જ્ઞાતા તરીકે, એ આચાર્ય સર્વસમ્મત ગણાતા હતા, અને તેથી એમને 'યુગપ્રધાન' એવું મહત્ત્વવ્યાપક ઉપપદ મળેલુ હતુ.

૨૦૮ તેમના રચેલા **જીતકલ્પ** પર ચૂર્ણિ રચનાર **સિદ્ધસેનસૂરિએ**

---

૧૪૪ આ 'ભાષ્યકાર' **જિનભદ્ર** ક્ષમાશ્રમણ સંબંધમા જુઓ શ્રી **જિન**વિજયની જીતકલ્પસૂત્ર પરની વિદ્વત્તાભરેલી પ્રસ્તાવના પ્ર૦ જૈન સા સંશોધક. જિનભદ્રે પોતાના જીતકલ્પસૂત્ર પર ભાષ્ય પણ રચ્યુ હતુ એમ જણાય છે ને સં. ૧૨૭૪ મા તિલકાચાર્યે તેના પર વૃત્તિ રચી છે.

તેની આદિમાં તેમની જે ગભીરાર્થક સ્તુતિ ૭ પદ્યમાં કરેલી છે તે પરથી તેમનો યથાર્થ પરિચય ટૂંકમાં થાય છે —

'અનુયોગ એટલે આગમોના અર્થજ્ઞાનના ધારક, યુગપ્રધાન, પ્રધાન-જ્ઞાનીઓને બહુમત, સર્વ શ્રુતિ અને શાસ્ત્રમાં કુશલ, અને દર્શન-જ્ઞાન ઉપયોગના માર્ગરથ એટલે માર્ગરક્ષક,

'કમલના સુવાસને અધીન થયેલા ભ્રમરો જેમ કમલની ઉપાસના કરે છે તેમ જ્ઞાનરૂપ મકરન્દના પિપાસુ મુનિઓ જેમના મુખરૂપ નિર્ઝરમાંથી નીકળેલા જ્ઞાનરૂપ અમૃતનું સદા સેવન કરે છે,

'સ્વસમય અને પરસમયના આગમ, લિપિ, ગણિત, છન્દ અને શબ્દ-શાસ્ત્રો ઉપર કરેલા વ્યાખ્યાનોમાંથી નિર્મિત થયેલો જેમનો અનુપમ યશ-પટહ દશે દિશાઓમાં ભમી રહેલો છે,

'જેમણે પોતાની અનુપમ મતિના પ્રભાવે જ્ઞાન, જ્ઞાની, હેતુ, પ્રમાણ, અને ગણધરપૃચ્છાનું સવિશેષ વિવેચન વિશેષાવશ્યકમાં ગ્રન્થનિબદ્ધ કર્યું છે,

'જેમણે છેદસૂત્રોના અર્થાધારે, પુરુષ વિશેષના પૃથક્કરણ પ્રમાણે, પ્રાયશ્ચિત્તના વિધિનું વિધાન કરનાર જીતકલ્પસૂત્રની રચના કરી છે,

'એવા, પરમસમયના સિદ્ધાન્તોમાં નિપુણ, સંયમશીલ શ્રમણોના માર્ગના અનુગામી, અને ક્ષમાશ્રમણોમાં નિધાનભૂત **જિનભદ્રગણિ** ક્ષમા-શ્રમણને નમસ્કાર'

૨૦૯ દરેક સંપ્રદાયમાં વિદ્વાનોના બે પ્રકાર નજરે પડે છે. એક તો આગમપ્રધાન, અને બીજો તર્કપ્રધાન. આગમપ્રધાન પંડિતો હમેશાં પોતાના પરંપરાગત આગમોને-સિદ્ધાન્તોને શબ્દશઃ પુષ્ટરીતે વળગી રહે છે, ત્યારે તર્કપ્રધાન વિદ્વાનો આગમગત પદાર્થવ્યવસ્થાને તર્કસંગત અને રહસ્યાનુકૂલ માનવાની વૃત્તિવાળા હોય છે એટલે કેટલીક વખતે બંને વચ્ચે વિચારભેદ પડે છે એ વિચારભેદ જો ઉગ્ર પ્રકારનો હોય છે તો કાલક્રમે સંપ્રદાયભેદના અવતારમાં પરિણમે છે, અને સૌમ્ય પ્રકારનો હોય છે તો તે માત્ર મતભેદના રૂપમાંજ વિરમી જાય છે જૈન સંપ્રદાયના ઇતિહાસનું અવલોકન કરતાં તેમાં આવા અનેક વિચારભેદો, મતભેદો અને સંપ્રદાયભેદો અને તેના મૂલભૂત ઉક્ત પ્રકારના કારણો બુદ્ધિ આગળ સ્પષ્ટ તરી આવે છે.

જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ આગમપ્રધાન આચાર્ય છે, તેમણે જૈન આગમામ્નાય પરપરાગત ચાલ્યો આવતો હતો તેને અનુસરી સંગત ભાષ્ય રચવાનુ પ્રધાનકાર્ય કર્યુ છે તેમા જે તર્ક આમ્નાયાનુકૂલ હોય તેનો ઉપયોગ પોતાના સમર્થનમા પૂરી રીતે કર્યો છે આગમની આગળ જનાર તર્કને ઉપેક્ષણીય ગણ્યો છે જ્યારે તેમના પુરોગામી સિદ્ધસેન દિવાકર તર્કપ્રધાન આચાર્ય હતા. (જેમના સબધી એક જુદુ જ પ્રકરણ અગાઉ આવી ગયુ છે) સિદ્ધસેનના ગ્રથો મૌલિક-સિદ્ધાન્ત-પ્રતિપાદક અને પ્રૌઢ વિચારપૂર્ણ છે, તેઓ જૈન તર્કશાસ્ત્રના વ્યવસ્થાપક અને વિવેચક છે ને જૈન દર્શનના એક અનન્ય આધારભૂત આપ્ત પુરૂષ છે શ્રી સિદ્ધસેન દિવાકરે પોતાના સમતિતર્કમા કેવલી (સર્વજ્ઞ) ને કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બને યુગપત્ એટલે એક સાથે થતા નથી એ આગમપરપરાના મતથી વિરૂદ્ધ જઇ બને એકજ છે અને જુદા નથી એમ તર્કથી સિદ્ધ કર્યુ છે, જ્યારે શ્રી જિનભદ્ર ક્ષમાશ્રમણે આગમપરપરાગત તે મતને અભિમત રાખી શ્રી સિદ્ધસેનના વિચારનો વિગતવાર પ્રતિક્ષેપ વિશેષાવશ્યકમા કર્યો છે આમ જિનભદ્રગણિ આગમપરંપરાના મહાન્ સરક્ષક હતા અને તેથી તેઓ આગમવાદી કે સિદ્ધાન્તવાદીના બિરૂદથી જૈન વાઙ્મયમા ઓળખાય છે'[૧૪૫] જિનભદ્ર ક્ષમાશ્રમણ ઉત્કૃષ્ટ વ્યાખ્યાતા હતા એમ શ્રી હેમચદ્રાચાર્ય જણાવે છે[૧૪૬]

૨૧૦ ઉપરોક્ત વિશેષાવશ્યક ભાષ્યમા વાસવદત્તા અને તરગવતીનો ઉલ્લેખ કરવામા આવ્યો છે તે ભાષ્ય પર કોટ્યાચાર્યે ટીકા રચી છે[૧૪૭] કે જેની સ ૧૧૩૮ મા લખાયેલી તાડપત્રની પ્રત ભા. ઈ મા વિદ્યમાન છે (પી ૩ ન ૫૭)

---

૧૪૫ જુઓ શ્રી જિનવિજયની પ્રસ્તાવના 'જીતકલ્પસૂત્ર'મા. (પ્ર જૈન સાહિત્ય સશોધકસમિતિ અમદાવાદ)

૧૪૬ उत्कृष्टेऽनूपेन ॥२।२।३९॥××उपजिनभद्रक्षमाश्रमणं व्याख्यातार ।

૧૪૭ તેમા છેલ્લો શ્લોક કોટ્યાચાર્ય આ પ્રમાણે આપ્યો છે.—

૨૧૧ વિ. સં. આઠમા સૈકામાં (શક સં. ૫૯૮ એટલે વિ. સં. ૭૩૩ માં)[૧૪૮] જિનદાસ મહત્તરે નન્દીસૂત્ર પર ચૂર્ણિ રચી, વળી તેમણે નિશીથ સૂત્રપર પણ વિશેષ નામની ચૂર્ણિ રચી (તાડપત્ર ડી ૨, નં. ૩૬ અને ૩૭ જેનો લખ્યા સં. ૧૧૪૫ અને ૧૩૫૯ છે અને ડી. ૨. નં. ૩૭૭ કે જે નિશીથ ચૂર્ણિના અવતરણો હરિભદ્રસૂરિએ પોતાની આવશ્યક વૃત્તિમાં લીધાં છે એ ઉપરાંત તેમણે અનુયોગદ્વારપર ચૂર્ણિ રચી છે.[૧૪૯]

૨૧૨. સ્વ૦ રણજીતરામ એક સ્થળે કહે છે કે "જ્યારે દક્ષિણમાં ચૌલુક્યોના પાટનગર બદામીમાં જૈનશાસન પ્રવર્ત્તતું હતું ત્યારે વલભીના મૈત્રકોથી તેમજ ગુજરાતમાં પણ સન્માન પામતું હતું"[૧૫૦]



---

भाष्यं सामायिकस्य स्फुटविकटपदार्थोपगूढं यदेतच्
छ्रीमत्पूज्यैरकारि क्षतकलुषधिया भूरिसंस्कारकारि ।
तस्य व्याख्यानमात्रं किमपि विदधता यन्मया पुण्यमाप्त
प्रेत्याहं द्रागलमेय परमपरिमिता प्रीतिमत्रैव तेन ॥

૧૪૮. शकराज्ञ पंचसु वर्षशतेषु व्यतिक्रान्तेषु अष्टनवतिषु नन्द्यध्ययनचूर्णिः समाप्ता । લખિત પ્રત ભાં ઇ પૂના. કર્ત્તા જિનદાસનું નામ નીચેની ગાથામાં ગુપ્ત છે—

तिदुसरजुएहिं तिचउपण अट्ठम वग्गे तिपण तिअक्खरावहे तेसिं ।
पढमततिएहिं णाम कय जस्स ॥

૧૪૯. પી૦ ૩, પરિ પૃ ૧૮૫. પી૦ ૫, પરિશિષ્ટ પૃ ૫૧. કે જ્યાં તે પ્રતને છેવટે લખેલ છે કે સં. ૧૪૫૬ વર્ષે શ્રી સ્તંભતીર્થે બૃહત્પૌષધ શાલાયાં ભટ્ટારક શ્રી જયતિલકસૂરિણા અનુયોગદ્વારચૂર્ણિ ઉદ્ધાર કારાપિત—

૧૫૦ ભાવનગરના જૈનધર્મપ્રકાશ નામના પત્રના રજતમહોત્સવ અંકમાં આવેલો તેમનો લેખ.

# પ્રકરણ ૬ ઠું.

## હરિભદ્રયુગ.

[ વિ સ ૫૮૫–અથવા વિ સ. ૭૫૭ થી ૮૨૭ ]

### હરિભદ્રસૂરિવચનો.

आग्रही वत निनीषति युक्तिं तत्र यत्र तस्य मति र्निविष्टा ।
निष्पक्षपातस्य तु युक्तिर्यत्र तत्र तस्य मतिरेति निवेशम् ॥

—મતાગ્રહી જીવ જ્યા મતિનો અભિનિવેશ હોય છે ત્યા ભણી યુક્તિને ખેચે છે, જ્યારે મતાગ્રહરહિત નિષ્પક્ષપાતી જ્યાં યુક્તિ છે ત્યા ભણી મતિને ખેચે છે યોગબિંદુ

पक्षपातो न मे वीरे न द्वेष कपिलादिषु ।
युक्तिमद् वचन यस्य तस्य कार्य परिग्रह· ॥

—લોકતત્ત્વનિર્ણય

—વીર (શ્રી મહાવીર) પર મારો પક્ષપાત નથી, તેમજ કપિલ વગેરે પર દ્વેષ નથી જેનુ વચન યુક્તિવાળુ છે તેનું સ્વીકારવું ઘટે ×

---

× આ હરિભદ્રસૂરિના જ્ઞાનગર્ભિત વાકય સાથે સરખાવોઃ—

अपि पौरुषमादेय शास्त्रं चेद्युक्तिबोधकं ।
अन्यत्त्वार्षमपि त्याज्य भाव्यं न्याय्यैकसेविना ॥
युक्तियुक्तमुपादेय वचन बालकादपि ।
अन्यतृणमिव त्याज्यमप्युक्तं पद्मजन्मना ॥

—શાસ્ત્ર ભલે મનુષ્યકૃત હોય છતા તે યુક્તિબોધક હોય તો સ્વીકારવુ અને શાસ્ત્ર ભલે આર્ષ–ઋષિપ્રણીત હોય છતા અન્યથા–અયુક્ત હોય તો તજવુ ન્યાય માત્રથીજ દોરાવુ જોઈએ યુક્તિથી યુક્ત વચન બાલક પાસેથી આવે તો પણ ઉપાદેય છે. અને તેથી વિરુદ્ધનુ બ્રહ્માએ કહ્યુ હોય તોયે તૃણ માફક વર્જ્ય છે —યોગવાશિષ્ઠ ન્યાયપ્રકરણ

## હરિભદ્રસ્તુતિ.

विषं विनिर्धूय कुवासनामयं व्यचिचरद्य कृपया मदाशये ।
अचिन्त्यवीर्येण सुवासनासुधा नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥–सिद्धर्षि

—કૃપા કરી કુવાસનારૂપ વિષયને કાઢી નાખી અચિન્ત્ય વીર્ય વડે મારા હૃદયમા જેણે સુવાસનારૂપ અમૃત સિંચ્યુ તે શ્રી હરિભદ્રસૂરિને નમસ્કાર હો !

सूर्यप्रकाश्य क्व नु मण्डलं दिव खद्योतक क्वास्य विभासनोद्यत ।
क्व धीशगम्यं हरिभद्रसद्वच क्वाधीरहं तस्य विभासनोद्यत ॥

—જિનેશ્વરસૂરિકૃત હારિભદ્ર અષ્ટકપર વૃત્તિ સં ૧૦૮૦

—આકાશમડલને ઉજ્જળનાર સૂર્યપ્રકાશ ક્યા અને તેને ઉજ્જળવા મથતો આગીઓ ક્યા ? હરિભદ્રના બુદ્ધિશાલીથીજ ગમ્ય થઈ શકે તેવા સત્વચનો ક્યાં, અને તેનુ સ્પષ્ટીકરણ કરવા મથતો હુ અજ્ઞાન ક્યા ?

श्री सिद्धसेन–हरिभद्रमुखा प्रसिद्धास्ते सूरयो मयि भवन्तु कृपाप्रसादा
येषा विमृश्य सततं विविधान् निबन्धान् शास्त्र चिकीर्षति तनुप्रतिभो-
ऽपि माहक् ॥

—સ્યાદ્વાદરત્નાકરમા વાદિદેવસૂરિ (૧૧૯૦)

—તે શ્રી સિદ્ધસેન હરિભદ્ર પ્રમુખ પ્રસિદ્ધ આચાર્યો મારા પર પ્રસાદ વાળા–કૃપાવંત થાઓ કે જેમના વિવિધ નિબંધોને વિચારીને મારા જેવો અલ્પ પ્રતિભાવાળો શાસ્ત્ર રચશે

भद्दं सिरि हरिभद्दस्स सूरिणो जस्स भुवणरंगम्मि ।
वाणी विसट्ट रसभाव मंथरा नच्चए सुइर ॥

—જેમના ભુવનરંગમાં વિકસિત રસભાવથી પરિપૂર્ણ એવી વાણી દીર્ઘકાલ નાચે છે તેવા શ્રી હરિભદ્રસૂરિનું ભદ્ર થાઓ !

—લક્ષ્મણગણિકૃત સુપાસનાહચરિત

हारिभद्रं वच क्वेदमतिगम्भीरपेशलम् ।
क्व चाह जडधीरेप स्वल्पशास्त्रकृतश्रम ॥९॥

—ધર્મસંગ્રહણીપર ટીકાકાર મલયગિરિસૂરિ.

—અતિ ગંભીર સુકુમાર હરિભદ્રની વાણી ક્યા ? અને સ્વલ્પશાસ્ત્રોમા શ્રમ કરનાર એવો આ જડબુદ્ધિ હુ ક્યા ?

तामेवार्या स्तुवे यस्या धर्मपुत्रो वृपासन ।
गणेशो हरिभद्राख्य श्चित्रं भवविरहयोगभू ॥
चतुर्दशशतीं ग्रन्थान् सदालोकान् समावहन् ।
हरे शतगुण श्रीमान् हरिभद्रविभुर्मुदे ॥

—પ્રદ્યુમ્નસૂરિ-સમરાદિત્ય સંક્ષેપ

—જેનો ધર્મપુત્ર વૃષાસન, સાધુગણનો મુખી, ભવવિરહગભૂ એટલે ભવવિરહાંક એવા હરિભદ્ર થયા તે આર્યા (યાકિની મહત્તરા) ને હું સ્તવું છું તે હરિભદ્ર પ્રભુ કે જેઓ ૧૪૦૦ સદાલોક ગ્રંથો રચીને હરિના શતગુણ ધારનાર થયા તે પ્રસન્ન થાઓ.

यथास्थितार्हन्मतवस्तुवेदिने निराकृताशेषविपक्षवादिने ।
विदग्धमध्यस्थनृमूढतारये नमोऽस्तु तस्मै हरिभद्रसूरये ॥

—(જયસિંહસૂરિના શિષ્ય યક્ષદેવ સંગમસિંહસૂરિ પાસે નાગપુર-નાગોરમાં જઇ હરિભદ્રસૂરિના અનેકાન્તજયપતાકાદિ ન્યાયગ્રંથ અભ્યાસી કહે છે કે) યથાસ્થિત અર્હન્મતની વસ્તુ જાણનાર, સર્વ વિપક્ષવાદીઓને જીતનાર, વિદગ્ધ મધ્યસ્થ નરની મૂઢતાના શત્રુ એવા હરિભદ્રસૂરિને નમસ્કાર હો.

येषां गिरं समुपजीव्य सुसिद्ध विद्यामस्मिन् सुखेन गहनेऽपि पथि प्रवृत्त ।
ते सूरयो मयि भवन्तु कृतप्रसादा श्रीसिद्धसेन—हरिभद्रमुखाः सुखाय ॥

—શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય વૃત્તિમાં યશોવિજય ઉપાધ્યાય

—જેમની સમ્યક્ સિદ્ધ વિદ્યાવાળી વાણીપર સારી રીતે જીવીને-આધાર રાખીને ગહન પંથે પણ સુખથી પ્રવૃત્ત થઇ શક્યો તે સિદ્ધસેન હરિભદ્ર પ્રમુખ આચાર્યો મારાપર સુખાર્થે પ્રસાદવંત-કૃપાવંત થાઓ.

[ પૂર્વથી ચાલી આવેલી માન્યતા પ્રમાણે સં. ૫૩૦ યા સં. ૫૮૫ માં આસપાસ હરિભદ્રસૂરિ સ્વર્ગસ્થ થયા, પણ શ્રી જિન-વિજયે તેમનો સમય અનેક પ્રમાણોથી ઐતિહાસિક આલોચના કરી વિ. સં. ૭૫૭ થી ૮૫૭ નો સ્થિર કર્યો છે. ]

૨૧૩. એ તો નિર્વિવાદ છે કે તેમના સમયમાં ચૈત્યવાસે જબરાં મૂળ નાખી દીધાં હતાં અને જૈન શુદ્ધ આચારને શિથિલ કરી નાખ્યો

હતો. શુદ્ધ આચારના પુનરૂદ્ધાર અર્થે આ દેવાઈ સૂરિનો જન્મ થયો હોય નહિ એમ જણાય છે. જે ચૈત્યવાસીઓનો આચાર અગાઉ ૧૯૧-૧૯૨ પારામા જણાવ્યો છે તેવા ચૈત્યવાસીઓ, શ્રી હરિભદ્રસૂરિએ પોકાર કરી જણાવ્યુ કે 'સાધુઓ નથી પણ પેટભરાઓનુ પેટુ છે-જેઓ એમ કહે કે તેઓ તીર્થંકરનો વેષ પહેરે છે માટે વદનીય છે એ વાત ધિક્કારને પાત્ર છે—આ શિરશૂળની વાતનો પોકાર કોની પાસે કરીએ ?' આ અસાધુ આચાર સામે માત્ર નિષેધ કરી બેસી ન રહેતા હરિભદ્રસૂરિએ શુદ્ધ આચાર વિચાર શુ હોવા જોઇએ તે સરલ અને સ્પષ્ટ રીતે પોતાના **અષ્ટક ષોડશક પંચાશક** આદિ ગ્રથોમા નિષ્પક્ષપાતપણે પવિત્ર હૃદયથી અને સ્વચ્છ હેતુથી સ્થળે સ્થળે જણાવ્યુ–પ્રતિપાદિત કર્યું–[૧૫૧] (૧) દેવનિમિત્તે એકઠા થતા દ્રવ્યને પોતાની જાત માટે વાપરનારા અને તેનો દુરૂપયોગ કરનારા સામે થઈ સાફ કહી દીધુ કે 'જિન દ્રવ્ય તો શ્રી જિન પ્રવચનની વૃદ્ધિ કરનારૂ, જ્ઞાનગુણ અને દર્શનગુણની પ્રભાવના કરનારૂ છે તેવા દ્રવ્યને વર્ધમાન કરનારો જીવ તીર્થંકરત્વ લહે. તે દ્રવ્ય મગલદ્રવ્ય છે, શાશ્વતદ્રવ્ય છે, અને નિધિ દ્રવ્ય છે' (૨) અગ–સૂત્રો વાચી શ્રાવકો પાસે પૈસા લેવા એ સાધુ ધર્મને શોભે નહિ, (૩) શ્રાવકોને આગમની સૂક્ષ્મ વાતોના અનધિ-

---

૧૫૧ जिणपवयणवुड्ढिकरं पभावगं नाणदंसणगुणाणं ।
वुड्ढतो जिणदव्वं तित्थयरत्तं लहइ जीवो ॥९७॥
मगलदव्वं निहिदव्वं सासयदव्वं च सव्वमेगठा ।
आसायणपरिहारा जयणाए तं खु ठायव्वं ॥९६॥
સંબોધપ્રકરણ પૃ ૪

केइ भणति उ भण्णइ सुहुमवियारो न सावगाण पुरो ॥
त न, जओ अगाइसु सुच्चइ तव्वन्नणा एव ॥२६॥
लद्धट्ठा गहियट्ठा पुच्छियट्ठा विणिच्छियट्ठा य ।
अभिगयजीवाजीवा अचालणिज्जा पवयणाओ ॥२७॥
—સંબોધપ્રકરણ પૃ ૧૩

કારી ઠરાવવા એ અનુચિત છે (૪) કારણસિવાય ગમે તે અને ગમે તેટલા વસ્ત્રો સાધુને ખપે નહિ-વગેરે અનેક સાફ સાફ વાતો જિન-પૂજા જૈનસાધુભિક્ષા, જિનબિંબ પ્રતિષ્ઠા, જિનગૃહ, જૈનદીક્ષા વગેરે અનેક વિષયો સંબંધે સત્યપણે ઠસાવવા માટે કહી-પોતે શ્રી મહાવીર પ્રરૂપિત શુદ્ધ આચાર પાળી એક મહાન્ વીર સુધારક તરીકે હરિભદ્રસૂરિએ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે

૨૧૪ **ટુંકજીવન.** શ્રી હરિભદ્ર ચિત્રકૂટના સમર્થ બ્રાહ્મણ વિદ્વાન્ અને રાજ્યપુરોહિત વિદ્વત્તાના અભિમાને તેણે પ્રતિજ્ઞા લીધી કે જેનુ કહેલુ ન સમજુ તેનો શિષ્ય હુ થાઉ એકદા જૈન સાધ્વી યાકિની મહત્તરાના મુખેથી નીકળેલી ગાથા પોતે સમજી ન શક્યા, માન ગળ્યુ એટલે તે આર્યા પાસે શિષ્ય થવા ગયા તેણીએ ધર્માચાર્ય જિનભટમુનિ પાસે શિષ્ય-દીક્ષા લેવા જણાવ્યુ ભગવતી દીક્ષા લીધી આર્યાના પુત્ર તરીકેજ પોતે હમેશ રહી દરેક ગ્રથમા પોતાને માટે 'મહત્તરા યાકિનીસૂનુ-ધર્મપુત્ર' એવુ વિશેષણ વાપર્યું છે તે આચાર્ય થયા, હંસ અને પરમહંસ નામના પોતાના ભાણેજને દીક્ષા આપી શિષ્ય કર્યા શાસ્ત્રાભ્યાસ કર્યા પછી તે વખતે મગધ વગેરે દેશોમા બૌદ્ધદર્શનની ઘણી પ્રબળતા હતી અને અનેક સ્થળે એ પ્રખર તાર્કિક બૌદ્ધોના વિદ્યાપીઠો હતા ત્યા જઇ બૌદ્ધશાસ્ત્રો જાણવાની એ બને શિષ્યોને તીવ્ર ઉત્કંઠા થતા ત્યા જવા ગુરૂએ આજ્ઞા આપી

૨૧૫. અસહિષ્ણુતાને અગે એ બને શિષ્યોને જૈન સાધુ હોવાની શકા જતા જિનની પ્રતિમાને ચાલવાના માર્ગપર રાખી તેપર પગ દઇને ચાલે છે કે નહિ એ ત્યાના અધિકારીએ જોવા ઇચ્છિયુ. તે શિષ્યોએ તે પ્રતિમાના કઠ ઉપર ખડીની ત્રણ રેખા કરી જિન પ્રતિમાને બુદ્ધપ્રતિમા બનાવી પછી તે ઉપર પગ દઈ ચાલ્યા આથી તે બનેને મારી નાખવાનો બૌદ્ધોનો વિચાર જણાતા તેઓએ તે સ્થળનો ત્યાગ કર્યો પાછળ બૌદ્ધ રાજાનુ લશ્કર આવ્યુ હંસ લડતા આખર મરાયો પરમહંસ આખરે ગુરૂપાસે ચિત્રકૂટ પહોચ્યો ને

સર્વ વાત કહી સ્વર્ગસ્થ થયો. ગુરૂ હરિભદ્રનો પ્રકોપ થયો. બૌદ્ધો સાથે શાસ્ત્રાર્થવાદ કર્યો 'જે હારે તે ધગધગતા કડાયામા પડે' એ સરત હતી. બૌદ્ધાચાર્યો હારતા બળતા તેલમા હોમાયા હાહાકાર થયો. હરિભદ્રના ગુરૂને ખબર પડતા કોપની પ્રશાન્તિ માટેની ગાથાઓ મોકલી. (આ ત્રણ ગાથાઓ પરથી હરિભદ્રસૂરિએ સમરાદિત્ય કથા પ્રાકૃતમા રચી કહેવાય છે.) હરિભદ્રને પશ્ચાત્તાપ થયો. ગુરૂપાસે જઇ પ્રાયશ્ચિત્ત લીધુ. કહેવાય છે કે હરિભદ્રસૂરિએ ૧૪૪૦ કે ૧૪૪૪ બૌદ્ધોને સહારવાનો સંકલ્પ કર્યો હતો તેના પ્રાયશ્ચિત્ત તરીકે તેમના ગુરૂએ ૧૪૪૪ ગ્રંથો લખવાનુ જણાવ્યુ હતુ તેથી તેમણે ૧૪૪૪ જેટલા ગ્રંથો રચ્યા હતા. 'પોતાના ઉક્ત વ્હાલામા વ્હાલા એ શિષ્યોનો અકાળે વિરહ થવાથી શ્રી હરિભદ્રસૂરિએ પોતાના બધા ગ્રંથોને 'વિરહ' શબ્દથી અંકિત કર્યા છે'[૧૫૨]

---

૧૫૨ જુઓ પ્રભાવકચરિત પૃ ૧૦૩–૧૨૩ તેમજ ચતુર્વિંશતિ પ્રબંધમા હરિભદ્ર પ્રબંધ આ બન્ને પ્રબંધનો સાર ડા હર્મન યાકોબીએ સંશોધિત समराइकहा૦ની અંગ્રેજી પ્રસ્તાવનામા આપ્યો છે ને તેમા જણાવ્યુ છે કે 'હરિભદ્ર યાકિનીસાધ્વીને પોતાની ધર્મમાતા સ્વીકારી તેણીને લીધે પોતાનું 'સાચાધર્મ' મા પરિવર્તન થયુ એમ કહેવા માગે છે આ એક જાતનો પુનર્જન્મ કહી શકાય તે પરિવર્ત્તન કેમ બનવા પામ્યું તે જોકે ચાલી આવતી કિંવદતીઓ પરથી લખવામા આવ્યુ છે, પરતુ એ ઘણા ભાગે વિશ્વાસપાત્ર છે 'વિરહ' ચિન્હનું કારણ કિંવદતી પ્રમાણે હરિભદ્રના ભાણેજ અને શિષ્યો હંસ પરમહંસનુ મરણ છે એ સંબંધીની કથા ભલે રસપ્રદ હોય, પરંતુ ઝીણવટથી જોનાર અભ્યાસી તેને હરિભદ્રના જીવનના ઐતિહાસિક મૂળ તરીકે નહી સ્વીકારે તે બંને શિષ્યો હતા ને તેઓ બૌદ્ધ સિદ્ધાંત ચોરી છુપીથી શીખવા જતા મરણ પામ્યા તે આ દંતકથાનો મૂળ પાયો કહેવાય, અને આમા કઇ ખાસ ન મનાય તેવુ નથી, પરતુ એટલુ યે બહુજ સાવચેતીપૂર્વક સ્વીકારવું જોઇએ' જૈન સાહિત્યસંશોધક ખડ ૩, અંક ૩ માં આ પ્રસ્તાવનાનો ગૂજરાતી અનુવાદ પૃ. ૨૮૨ થી ૨૯૪ છપાયો છે તે જુઓ

૨૧૬ આ સૂરિ જૈન ધર્મના શ્વેતામ્બર સંપ્રદાયમા બહુ પ્રસિદ્ધ અને મહાવિદ્વાન્ થયા છે. તેમણે સસ્કૃત અને પ્રાકૃત ભાષામા ધર્મ-વિચાર અને દાર્શનિક વિષયના અનેક ઉત્તમોત્તમ તથા ગંભીર તત્ત્વ-પ્રતિપાદક ગ્રંથો રચ્યા છે. આ ગ્રથોમા સાખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક. અદ્વૈત, ચાર્વાક, બૌદ્ધ, જૈન આદિ સર્વે દર્શનો અને મતોની તેમણે અનેક રીતે આલોચના-પ્રત્યાલોચના કરી છે. આ પ્રકારે ભિન્ન ભિન્ન મતોના સિદ્ધાતોની વિવેચના કરતી વખતે પોતાના વિરોધી મતવાળા વિચારકોનો પણ ગૌરવપૂર્વક નામોલ્લેખ કરનારા અને સમભાવપૂર્વક મૃદુ તથા મધુર શબ્દોથી વિચાર-મીમાસા કરનારા આવા જે કોઈ વિદ્વાન્ ભારતીય સાહિત્યના ઇતિહાસમા ઉલ્લેખ કરવા યોગ્ય હોય તો તેમા શ્રી હરિભદ્રનું નામ સૌથી પ્રથમ મૂકવા યોગ્ય છે જૈન ઇતિહાસમા આ આચાર્યનુ સ્થાન અતિ મહત્ત્વનુ છે જૈનધર્મના-જેમા મુખ્યપણે શ્વેતામ્બર સપ્રદાયના-ઉત્તરકાલીન (આધુનિક) સ્વરૂપના સગઠન કાર્યમા તેમના જીવને ઘણો મોટો ભાગ લીધો છે ઉત્તરકાલીન જૈન સાહિત્યના ઇતિહાસમા તેઓ પ્રથમ લેખક ગણાય છે, અને જૈન સમાજના ઇતિહાસમા નવીન સંગઠનના એક પ્રધાન વ્યવસ્થાપક કહેવા યોગ્ય છે. આ રીતે તેઓ જૈનધર્મના પૂર્વકાલીન અને ઉત્તરકાલીન ઇતિહાસના મધ્યવર્તી સીમાસ્તભ સમાન છે

૨૧૭ તેમણે ૧૪૦૦ પ્રકરણ ગ્રથો લખેલા કહેવાય છે,[૧૫૩] તે તેમની કૃતિઓના જે જુદા જુદા પ્રકરણો છે તેનો સરવાળો લાગે છે, ગમેતેમ હો, પરતુ વર્તમાનમા ઉપલબ્ધ થતા ગ્રથોમા વિશેષ પ્રસિદ્ધ, પ્રતિષ્ઠિત અને પ્રૌઢ ગ્રથોના નામ આ છે-૧ **અનેકાન્તવાદ પ્રવેશ** ૨ **અનેકાન્તજયપતાકા** સ્વોપજ્ઞવૃત્તિ સહિત, ૩ **અનુયોગદ્વાર** સૂત્ર-

૧૫૩ સં ૮૩૪ મા કુવલયમાલાના કર્તા ઉદ્યોતનસૂરિ તેમા પોતાના એક વિદ્યાગુરુ હરિભદ્રસૂરિ જણાવી તેમને 'बहुगयसत्थवित्थरपत्थरीयपयड सच्चत्थो-બહુ ગ્રંથ સાર્થ વિસ્તાર પ્રસારિત પ્રકટ સત્યાર્થનુ વિશેષણ આપે છે તે સાર્થક છે

વૃત્તિ ૪ અષ્ટકપ્રકરણો ૫ આવશ્યકસૂત્ર બૃહદ્વૃત્તિ[154] ૬ ઉપદેશપદ પ્રકરણ ૭ દશવૈકાલિક સૂત્રવૃત્તિ, ૮ (બૌદ્ધાચાર્ય) દિઙ્નાગકૃત ન્યાયપ્રવેશ સૂત્ર પર વૃત્તિ ૯ ધર્મબિન્દુ પ્રકરણ, ૧૦ ધર્મસંગ્રહણી પ્રકરણ, ૧૧ નન્દીસૂત્ર લઘુવૃત્તિ ૧૨ પંચાશક પ્રકરણો (પી ૨, ૧૬) ૧૩ પંચવસ્તુ પ્રકરણ ટીકા, (પી ૨,૭૧. પી ૫, ૧૬૧) ૧૪ પંચસૂત્ર પ્રકરણ ટીકા, (પી. ૪, ૧૦૪) ૧૫ પ્રજ્ઞાપનાસૂત્ર પ્રદેશ વ્યાખ્યા, ૧૬ યોગદૃષ્ટિસમુચ્ચય, ૧૭ યોગબિન્દુ, પી. ૬, ૪૬ પ્ર૦ ડા. સ્વાલીથી સંશોધિત પ્ર. જૈન ધ સભા ભાવનગર. ૧૮ લલિતવિસ્તરા નામક ચૈત્યવન્દન સૂત્રવૃત્તિ (તાડપત્ર કી. ૨, ન. ૨૦, પી ૪, ૮૫) ૧૯ લોકતત્ત્વનિર્ણય, ૨૦ વિંશતિ વિંશતિકા પ્રકરણ ૨૧ ષડ્દર્શન સમુચ્ચય ૨૨ શાસ્ત્રવાર્તા સમુચ્ચય સ્વકૃત વ્યાખ્યા સહિત ૨૩ શ્રાવક પ્રજ્ઞપ્તિ —શ્રાવક ધર્મવિધિ[155] (૧૮૮૧–૮૨ ન ૧૭૮, ૧૮૮૪–૮૭ ન. ૧૨૩૩) ૨૪ [156] સમરાઇચ્ચ કહા [સમરાદિત્ય કથા] ૨૫ સમ્બોધ પ્રકરણ ૨૬ સમ્બોધસપ્તતિકા પ્રકરણ

૨૧૮ આ ગ્રંથોમાંથી તેમના સંબંધી ઉલ્લેખેલી એટલી હકીકત મળે છે કે પોતાનો સંપ્રદાય શ્વેતામ્બર હતો, ગચ્છનું નામ વિદ્યાધર, ગચ્છપતિ આચાર્યનું નામ જિનભટ, દીક્ષાગુરૂનું નામ જિનદત્ત, અને ધર્મજનની સાધ્વીનું નામ યાકિની મહત્તરા હતું (જુઓ આવશ્યકસૂત્ર ટીકાની અંતે[154])

---

૧૫૪ समाप्ताचेयं शिष्यहितानाम आवश्यकटीका वृत्ति सिताम्बराचार्य जिनभद्रनिगदानुसारिणो विद्याधरकुलतिलकाचार्य जिनदत्तशिष्य धर्मतो याकिनीमहत्तरासूनो रत्पमातुराचार्य हरिभद्रस्य એમ પ્રાંતે કહેલ છે મુદ્રિત દે૦ લા પુ ફં

૧૫૫ શ્રાવકધર્મવિધિ પ્ર૦ મા છે ને તેમાં ૧૨૦ ગાથા છે ને વિરહાંક હરિભદ્રસૂરિ એમ ઉલ્લેખે છે

૧૫૬ जो इच्छइ भवविरहं भवविरह को न बंधए सुयणो ।
समयसयसत्थ गुरुणो समरमियंका कहा जस्स ॥

ઉદ્યોતનસૂરિકૃત કુવલયમાલા.



ધાતુની અર્ધ પદ્માસનસ્થ જિન મૂર્તિ—જૂની કર્ણાટકી લિપિ સહિત
[શ્રી પૂર્ણચંદ્ર નહારના સૌજન્યથી]

૨૨૧. ઉપરના પારા ૨૧૭ મા જણાવેલા સિવાય તેમના બીજા ગ્રંથો — **અનેકાન્ત પ્રઘટ્ટ આવશ્યક** નિર્યુક્તિની અતિ નાની ૨૨૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા, (બૃહત્ ટીકાનુ પ્રમાણ ૮૪૦૦૦ શ્લોક છે), કથા-કોશ, કર્મસ્તવવૃત્તિ, કુલકો, ક્ષમાવલ્લીબીજ, ક્ષેત્રસમાસવૃત્તિ, (આ સ. ૧૨૮૫ મા રચાઈ છે તેથી તેના રચનાર અન્ય હરિભદ્રસૂરિ છે. જે સ. પ્ર. પૃ ૩૫) ચૈત્યવદનાભાષ્ય સસ્કૃત, જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ ટીકા, જંબૂદ્વીપ સગ્રહણી (વે. ન. ૧૬૦૨) જીવાભિગમ લઘુવૃત્તિ, **જ્ઞાનપચક** વિવરણ, **જ્ઞાના**દિત્ય પ્રકરણ, તત્ત્વતરગિણી, તત્ત્વાર્થ લઘુવૃત્તિ, દર્શનશુદ્ધિ પ્રકરણ, દશવૈકાલિકાવચૂરિ, દેવેન્દ્ર નરકેન્દ્ર પ્રકરણ, દ્વિજવદનચપેટા, ( અથવા વેદાકુશ ) કે જેમા હિંદુવર્ણ વ્યવસ્થાનુ ખડન છે (વે. ન. ૧૬૮૭ પ્ર હે. ગ્રં પાટણ) ધર્મલાભસિદ્ધિ, ધર્મસાર મૂલટીકા, ધૂર્તાખ્યાન, ન્યાયવિનિશ્ચય, ન્યાયાવત્તારવૃત્તિ પંચ નિયડી, (નિર્ગ્રંથી), પંચલિંગી, પંચસંગ્રહ, (મુદ્રિત) પચસ્થાનક, પર-લોકસિદ્ધિ, પિંડનિર્યુક્તિ વૃત્તિ, પ્રતિષ્ઠાકલ્પ, બૃહન્મિથ્યાત્વમથન, મુનિપતિચરિત્ર, યતિદિનકૃત્ય, યશોધરચરિત્ર, યોગશતક, યોગવિંશતિ, લગ્નશુદ્ધિ, લઘુક્ષેત્રસમાસ, લોકબિન્દુ, વીરસ્તવ, વીરાગદકથા, વેદ-બાહ્યતા નિરાકરણ, વ્યવહારકલ્પ, શ્રાવકપ્રજ્ઞપ્તિ વૃત્તિ, શ્રાવકધર્મતત્ર, ષડ્દર્શની, સંક્તિપચીસી, (?) સંગ્રહણીવૃત્તિ, (પી ૧, ૪૯) સંપ-ચાસિતરી સંબોધસિત્તરી, સંસારદાવાસ્તુતિ (મુદ્રિત), સંસ્કૃતાત્માનુ-શાસન, સર્વજ્ઞસિદ્ધિ પ્રકરણ સટીક, સ્યાદ્વાદકુચોદ્યપરિહાર—આ ઉપરોક્ત ૨૬ ગ્રથ સાથે મેળવતા કુલ ૮૨ ની સખ્યા થાય છે.[૧૫૮] ચતુર્વિંશતિ સ્તુતિ સટીક, ન્યાયામૃતતરગિણી, એ બે ગ્રથો વકીલ

---

૧૫૮ પં. હરગોવિન્દદાસ કૃત हरिभद्रचरित्रम् (જૈન વિવિધસાહિત્ય શાસ્ત્રમાલા નં ૨) પૃ ૨૦ થી ૩૦ માથી આ ગ્રથનામો લીધાં છે તેમજ જુઓ સ્વ૦ સાક્ષર મનસુખલાલ કિરતચંદ મહેતાનો લેખ 'ષડ્દર્શનવેત્તા શ્રીમાન્ હરિભદ્રસૂરિ' જૈન ધર્મપ્રકાશ સ ૧૯૬૫ અક ૫ પં બેહેચરદાસે 'જૈનદર્શન' (હરિભદ્રકૃત ષડ્દર્શન સમુચ્ચયમાના જૈનદર્શન પ્રકરણનો ટીકાસહિત અનુવાદ) ગ્રંથમા આપેલ પ્રસ્તાવના.

કેશવલાલ મોદી પાસે છે બોટિકપ્રતિષેધ (પાટણસૂચિ ન ૬)

[ આ પૈકી ક્ષેત્રસમાસવૃત્તિ સં. ૧૧૮૫ મા રચાયેલી છે તે, સંગ્રહણીવૃત્તિ, મુનિપતિ ચરિત્રના રચનાર અન્ય–બૃહદ્ગચ્છના માનદેવસૂરિ શિ જિનદેવ ઉપાધ્યાયના શિષ્ય હરિભદ્રસૂરિ જણાય છે. જુઓ જેસ પ્ર પૃ ૩૪, ૩૫]

૨૨૨. પ્રો૦ હર્મન યાકોબી समराइच्च कहा ની પ્રસ્તાવનામા કહે છે કે –'પારિભાષિક અર્થમા જોઇએ તો આપણે ખાસ કહેવું જોઇએ કે હરિભદ્ર પ્રકરણોનાજ કર્તા છે. પદ્ધતિસર શાસ્ત્રીય રૂપમા જે ગોઠવાયેલુ હોય તે પ્રકરણ કહેવાય છે ગમેતેમ લખાયેલા અને આટી અવળી કથાઓવાળા એવા આગમોથી આ તદ્દન નિરાળી વસ્તુ છે. આ પ્રમાણે લખવાની પદ્ધતિ મળ તો બ્રાહ્મણોથી શરૂ થઇ અને એમનુ આવુ કેટલુક જૂનુ સાહિત્ય જોવામા આવે છે ઉમાસ્વાતિનુ યા ઉમાસ્વામિનુ તત્ત્વાર્થાધિગમ સૂત્ર એ જૈન સાહિત્યમા આ પ્રકારનો પહેલો દાખલો છે, અને શ્વેતામ્બર તેમજ દિગબર બને આ ગ્રથ પોતાનો હોવાનો દાવો કરે છે દિગંબરો કે જેઓ આગમને માનતા નથી તેઓનુ જૂનુ સાહિત્ય બહુધા સસ્કૃત તેમજ પ્રાકૃતમા લખાયેલા પ્રકરણોનુજ બનેલુ છે, પરતુ શ્વેતામ્બરોમા આપણે પ્રકરણોના પહેલા લેખક તરીકે સિદ્ધસેન દિવાકરને નિ શકપણે ગણાવી શકીએ હરિભદ્રે તો શ્વેતામ્બરોના સાહિત્યને પૂર્ણતાની ઉચી ટોચે પહોચાડયુ જોકે એમના ગ્રથોમાના કેટલાક પ્રાકૃતમા છે, પરતુ ઘણાખરા સસ્કૃતમાજ છે. આમા જૈન સપ્રદાયના પદાર્થવર્ણન ઉપરાત વિરોધી મતવાળા બ્રાહ્મણો તેમજ બૌધ્ધોના સાપ્રદાયિક ધોરણો બાબત એક ટુકો ખ્યાલ, અને કેટલીક ચર્ચા તથા એના ખડનો પણ છે. આ જાતના ગ્રથોમા હરિભદ્રની દિઙ્નાગના ન્યાયપ્રવેશ ઉપરની ટીકા જોકે તે એક પ્રકરણ નથી, બહુ ઉપયોગી અને મહત્ત્વની છે જૈનોને પ્રમાણનિરૂપણનો કોઈ ગ્રથ પૂરો પાડવાના હેતુથી સિદ્ધસેન દિવાકરે ન્યાયાવતાર નામનો ગ્રથ રચ્યો હતો પ્રમાણની બાબતમા પણ જૈન

સિદ્ધાંત સ્થાપવાને બદલે હરિભદ્રે દિઙ્નાગ ઉપર ટીકા લખીને જૈનોને બૌદ્ધ પ્રમાણશાસ્ત્રીઓના ગ્રંથોનુ અધ્યયન કરવાની પ્રેરણા કરી. આ રીતે દેખાવમા તો એમણે એ લોકોની ભાગે મહત્તા સ્વીકારી, પરંતુ પોતાના **અનેકાંતજયપતાકા** ગ્રંથમા ધર્મકીર્તિના પ્રમાણ વિષેના કેટલાક સિદ્ધાન્તોનુ સારૂ ખંડન પણ કર્યું. એમના પછી ઘણા વર્ષો સુધી જૈનોને બૌધ્ધોના પ્રમાણનિરૂપણમા રસ રહ્યો હતો; અને એને લીધેજ અત્યારે આપણે ધર્મકીર્તિનુ **ન્યાયબિન્દુ** અને ધર્મોત્તરની **ન્યાયબિન્દુટીકા** ઉપલબ્ધ કરી શક્યા છીએ, કારણકે આ ગ્રંથોની જૂનામા જૂની પ્રતો અને બીજા ગ્રંથ ઉપરની ટીકાનો અમુક ભાગ જૈન ભંડારોમાથીજ મળેલ છે.'

૨૨૩ તેમના રચેલા આધ્યાત્મિક અને તાત્ત્વિક ગ્રંથોનો સ્વાધ્યાય કરવાથી માલૂમ પડે છે કે તેઓ પ્રકૃતિથી અતિ સરલ, આકૃતિથી અતિ સૌમ્ય અને વૃત્તિથી અતિ ઉદાર હતા. તેમનો સ્વભાવ સર્વથા ગુણાનુરાગી હતો. જૈનધર્મ ઉપર અનન્ય શ્રધ્ધા છતા તથા તે ધર્મના પોતે મહાસમર્થક હોવા છતા તેમનુ હૃદય નિષ્પક્ષપાત-પૂર્ણ હતુ. સત્યનો આદર કરવામા સદૈવ તત્પર હતા ધર્મ તથા તત્ત્વના વિચારોનો ઊહાપોહ કરતી વખતે પોતાની મધ્યસ્થતા અને ગુણાનુરાગિતાની કંઇપણ ઉપેક્ષા કરતા નહી હતા તાત્પર્ય કે તેઓ મોટા ઉદારચિત્ત સાધુપુરૂપ હતા, સત્યના ઉપાસક હતા ભારતના સમુચિત ધર્માચાર્યોના પુણ્યશ્લોક ઇતિહાસમા તેઓ એક ઉચ્ચ શ્રેણિમા વિરાજમાન થવા યોગ્ય સંવિગ્ન હૃદયી જૈનાચાર્ય હતા.

૨૨૪, તેમના ગ્રંથોમા જે દાર્શનિકો અને ગ્રંથકારોના નામ નામ મળી આવે છે તે એ છે કે (૧) બ્રાહ્મણધર્મના અવધૂતાચાર્ય, આસુરિ ઇશ્વરકૃષ્ણ, કુમારિલ મીમાંસક, પતંજલિભાષ્યકાર, પાતંજલયોગાચાર્ય, પાણિનિ વૈયાકરણ ભગવદ્ગોપેન્દ્ર, ભર્તૃહરિ વૈયાકરણ, વ્યાસમહર્ષિ, વિન્ધ્યવાસી, અને શિવધર્મોત્તર. (૨) બૌદ્ધ-કુક્કાચાર્ય. દિવાકર (?), દિઙ્નાગાચાર્ય, ધર્મપાલ, ધર્મકીર્તિ, ધર્મોત્તર, ભદન્તદિન્ન,

વસુબન્ધુ, શાન્તરક્ષિત, અને શુભગુપ્ત, અને (૩) જૈન–અજિતયશા, ઉમાસ્વાતિ, જિનદાસ મહત્તર, જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ, દેવવાચક, ભદ્રબાહુ, મલ્લવાદી, સમન્તભદ્ર, સિધ્ધસેન દિવાકર અને સંઘદાસગણિ. આ ઉપરાંત વાસવદત્તા (સુબન્ધુકૃત) અને પ્રિયદર્શના (હર્ષકૃત) એ બે ગ્રંથોનો પણ ઉલ્લેખ તેમણે કર્યો છે.

૨૨૫ આ પૈકી ભર્તૃહરિના મૃત્યુનો સમય સં. ૭૦૬-૭ નિશ્ચિત છે કારણકે ચીની યાત્રાળુ ઇત્સિંગે પોતાના હિન્દના પ્રવાસમાં તેમ જણાવ્યું છે. કુમારિલ સં. ૭૫૦ આસપાસ થયેલ ગણાય છે ધર્મપાલ સં. ૬૫૬ થી ૬૯૧ ની વચ્ચે વિદ્યમાન હતા અને તેના શિષ્ય ધર્મકીર્તિ થયા તેનો સમય સં. ૬૯૧ થી ૭૦૬ સુધીનો ઠીક રીતે માની શકાય જિનદાસે નન્દીચૂર્ણિ સં. ૭૩૩ માં રચી. કુવલયમાલાની પ્રાકૃત કથા સં. ૮૩૪-૩૫ માં રચનાર ઉદ્યોતનસૂરિ ઉર્ફે દાક્ષિણ્ય(ણ્)ચિન્હ સૂરિ હરિભદ્રસૂરિના સાક્ષાત્ શિષ્ય હતા આ પરથી જણાય છે કે સં. ૭૩૩ ની નંદીચૂર્ણિ પછી લગભગ પચાસ વર્ષે એટલે સં. ૮૨૦ માં પોતે નંદી ટીકા રચી હોવી ઘટે તેથી તે સંવત્ લગભગ હરિભદ્રસૂરિ વિદ્યમાન હતા [ વિ. સં. ૫૮૫ માં સામાન્ય રીતે તેમનો સ્વર્ગવાસ શ્રુતપરંપરાએ થયેલો ગણવામાં આવે છે તે સમય બંધ બેસતો નથી ] વિક્રમ સંવત્ ૭૫૭ થી ૮૨૭ સુધીનો હરિભદ્રસૂરિનો સમય લઇએ તો વાંધો નથી

૨૨૬ હરિભદ્ર સૂરિએ જૈનશ્વેતામ્બર સાહિત્યમાં એક યુગકાર છે. તેમની બહુશ્રુતતા, સર્વતોમુખી પ્રતિભા, મધ્યસ્થતા અને સમન્વયશક્તિનો પરિચય તેમના ગ્રંથોપરથી યથાર્થ રીતે થાય છે. તેમની શતમુખી પ્રતિભાનો સ્રોત તેમના રચેલા[૧૫૯] ચાર અનુયોગ-

૧૫૯. ૧ દ્રવ્યાનુયોગવિષયક–ધર્મસંગ્રહણી આદિ, ૨ ગણિતાનુયોગ સંબંધી–ક્ષેત્રસમાસટીકા આદિ, ૩ ચરણકરણાનુયોગને લગતા–પંચવસ્તુ ધર્મબિન્દુ આદિ અને ૪ ધર્મકથાનુયોગવિષયક–સમરાઇચ્ચકહા, આદિ, ગ્રંથ મુખ્ય છે

વિષયક ગ્રંથોમાજ નહિ, બલ્કે જૈન ન્યાય તથા ભારતવર્ષીય તત્કાલીન સમગ્ર દાર્શનિક સિદ્ધાંતોની [૧૬૦]ચર્ચાવાળા ગ્રંથોમા પણ વહેલો છે. આટલું કરીને તેમની પ્રતિભા મૌન થઇ નહિ; તેમણે યોગમાર્ગમા એક એવી દિશા બતાવી કે જે કેવલ જૈન યોગસાહિત્યમા એક નવીન વસ્તુ છે. જૈનશાસ્ત્રમા આધ્યાત્મિક વિકાસના ક્રમનુ પ્રાચીન વર્ણન ચૌદ ગુણસ્થાનરૂપે, ચાર ધ્યાનરૂપે અને બહિરાત્મ આદિ ત્રણ અવસ્થાઓ રૂપે મળે છે. હરિભદ્રસૂરિએ તે આધ્યાત્મિક વિકાસના ક્રમનુ યોગરૂપે વર્ણન કર્યું છે વળી તેમ. તેમણે જે શૈલી રાખી છે તે અત્યારસુધીના ઉપલબ્ધ યોગવિષયક સાહિત્યમાના કોઇ પણ ગ્રંથમા જોવામા આવેલ નથી તેઓ પોતાના ગ્રંથોમા અનેક યોગીઓનો નામનિર્દેશ કરે છે,[૧૬૧] અને વળી યોગવિષયક ગ્રંથોનો ઉલ્લેખ કરે છે[૧૬૨] કે જે હમણા પ્રાપ્તજ નથી. સંભવ છે કે આ અપ્રાપ્ય ગ્રંથોમા તેમના વર્ણન જેવી શૈલી રહી હોય, પરંતુ હમણા તો આ વર્ણનશૈલી અને યોગવિષયક વસ્તુ તદ્દન અપૂર્વ છે.

૨૨૭. 'જૈન યોગસાહિત્યમા નવો યુગ સ્થાપિત કરનાર હરિભદ્રસૂરિ છે. તે સંબંધી તેમના પહેલા યોગસંબંધીની સ્થિતિ ટુંકમાં કહી શકાય તે એ છે કે જૈનસંપ્રદાય નિવૃત્તિપ્રધાન છે. તેના પ્રવર્તક ભગવાન્ મહાવીરે બાર વર્ષથી અધિક સમય સુધી મૌન ધારણ કરી માત્ર આત્મચિન્તનદ્વારા યોગાભ્યાસમાજ મુખ્યપણે જીવન ગાળ્યુ. તેમના હજારો શિષ્ય શિષ્યા એવા હતા કે જેમણે ઘરબાર છોડી યોગાભ્યાસદ્વારા સાધુજીવન ગાળવાનુ પસંદ કર્યું હતુ આગમોમા સાધુચર્યાનુ વર્ણન છે તે જોવાથી જણાશે કે પાંચ યમ, તપ, સ્વાધ્યાય

---

૧૬૦. અનેકાન્તજયપતાકા, ષડ્દર્શનસમુચ્ચય, શાસ્ત્રવાર્તા સમુચ્ચય

૧૬૧ ગોપેન્દ્ર (યોગબિન્દુ શ્લોક ૨૦૦), કાલાતીત (યોગબિન્દુ શ્લોક ૩૦૦), પતંજલિ, ભદન્તભાસ્કરબન્ધુ, ભગવદન્ત(ત્ત)વાદી (યોગદૃષ્ટિસમુચ્ચય શ્લોક ૧૬ ટીકા)

૧૬૨ યોગનિર્ણય આદિ (યોગદૃષ્ટિ૦ શ્લો૦ ૧ ટીકા)

. આદિ નિયમ, ઈંદ્રિય–જય રૂપ પ્રત્યાહાર ઇત્યાદિ જે યોગના ખાસ અંગ છે તેને સાધુજીવનના એક માત્ર પ્રાણ માનેલ છે (જુઓ આચારાગ, સુત્રકૃતાગ, ઉત્તરાધ્યયન, દશવૈકાલિક, મૂલાચાર વગેરે.) જૈન શાસ્ત્રમા યોગપર ત્યાંસુધી ભાર આપ્યો છે કે પહેલા તો તે મુમુક્ષુઓને આત્મચિતન સિવાયના બીજા કાર્યોમા પ્રવૃત્તિ કરવાની સમતિજ આપતુ નથી અને અનિવાર્યપણે પ્રવૃત્તિ કરવી આવશ્યક હોય તો તે નિવૃત્તિમય પ્રવૃત્તિ કરવાનુ કહે છે આ નિવૃત્તિમય પ્રવૃત્તિનુ નામ તેમા અષ્ટપ્રવચનમાતા છે (પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ–જુઓ ઉત્તરાધ્યયન અ૦ ૨૪) સાધુજીવનની દૈનિક અને રાત્રિચર્યામા ત્રીજા પ્રહર સિવાયના બીજા ત્રણે પ્રહરોમા મુખ્યપણે સ્વાધ્યાય અને ધ્યાન કરવાનુ કહ્યુ છે (ઉતરાધ્યયન અ૦ ૨૬) આ ખાસ લક્ષમા લેવાનુ છે કે જૈન આગમોમા યોગ અર્થમા પ્રધાનપણે ધ્યાનશબ્દ લગાડયો છે ધ્યાનનુ લક્ષણ, ભેદ પ્રભેદ આલમ્બન આદિનુ વિસ્તૃત વર્ણન અનેક આગમોમા છે (સ્થાનાગ અ૦ ૪ ઉદ્દેશ ૧, સમવાયાગ સ૦ ૪, ભગવતીશતક ૨૫ ઉ ૭, ઉતરાધ્યયન અ૦ ૩૦ ગાથા ૩૫) આગમ પછી નિર્યુક્તિ આવે છે તેમા આગમગત ધ્યાનનુજ સ્પષ્ટીકરણ છે (આવશ્યક નિર્યુક્તિ કાયોત્સર્ગ અધ્યયન ગા. ૧૪૬૨ થી ૧૪૮૬) વાચક ઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થસૂત્રમા પણ ધ્યાનનુ વર્ણન (અ૦ ૯ સૂ૦ ૨૭) છે, પરંતુ તેમા આગમ અને નિર્યુક્તિથી વિશેષ નથી. જિનભદ્ર ગણિના ધ્યાનશતકમા ઉક્ત આગમાદિ ગત ધ્યાનનું માત્ર સ્પષ્ટીકરણ છે

૨૨૮. ‘હવે હરિભદ્રસૂરિએ આ શૈલીને એકદમ બદલી તત્કાલીન પરિસ્થિતિ અને લોકરુચિ અનુસાર નવીન પરિભાષા આપીને અને અપૂર્વ વર્ણનશૈલી વાપરી જૈન યોગસાહિત્યમા નવો યુગ ઉપસ્થિત કર્યો. તેના પુરાવા તરીકે તેમના રચેલા યોગબિન્દુ, યોગદૃષ્ટિ સમુચ્ચય, યોગવિંશિકા, યોગશતક અને ષોડશક એ ગ્રથો પ્રસિદ્ધ છે. આ ગ્રંથોમા તેમણે માત્ર જૈનમાર્ગાનુસાર યોગનુ વર્ણન કરીને સતોષ

માન્યો નથી પરંતુ પાતંજલ યોગસૂત્રમાં વર્ણવેલી યોગપ્રક્રિયા અને તેની ખાસ પરિભાષાઓની સાથે જૈનસંકેતોને પણ સરખાવેલ છે. યોગદૃષ્ટિ સમુચ્ચયમાં [૧૬૩]આઠ દૃષ્ટિનું જે વર્ણન છે તે આખા યોગસાહિત્યમાં એક નવીન દિશા છે આ સૂરિના યોગવિષયી ઉક્ત ગ્રંથો તેમની યોગાભિરૂચિ અને યોગવિષયક વ્યાપક બુદ્ધિના ખાસ નમૂના છે' [પંડિત સુખલાલજીનો યોગદર્શન પર નિબંધ]

૨૨૯. "હરિભદ્રસૂરિ મહાન્ સિદ્ધાંતકાર અને દાર્શનિક વિચારક તો હતાજ પણ તે ઉપરાંત મહાન્ કવિ પણ હતા, એમ જૈન પરંપરા જણાવે છે. પોતાની કવિત્વ શક્તિનો પરિચય મળે એવા કથા ચરિતો આખ્યાનો વગેરે કેવા લખ્યા હશે તેનો ઉપલબ્ધ ગ્રંથ નામાવળી પરથી વિશેષ જાણી શકાય તેમ નથી कथाकोष, धूर्तख्यान, मुनिपति चरित्र, यशोधरचरित्र, वीरागद कथा અને समरादित्यकथा આટલી કથાસાહિત્યની કૃતિઓ એમના નામે નોંધેલી દેખાય છે, પણ તેમાં માત્ર धूर्ताख्यान અને समरादित्यकथा એ બેજ કૃતિઓ અત્યારે ઉપલબ્ધ છે, અને એ નિર્વિવાદરૂપે એમનીજ બનાવેલી છે એમ માની શકાય છે. समराइच्च कहा એ હરિભદ્રસૂરિની કવિકલ્પનાની પ્રત્યક્ષ પ્રતિમા છે. પ્રશમરસપ્રપૂર્ણ એવી એક ઉત્તમ કથા તરીકે એની પ્રશંસા પાછળના ઘણા વિદ્વાનોએ કરી છે[૧૬૪] આને જૈનમુનિઓ

---

૧૬૩ આ આઠ દૃષ્ટિઓપર ૧૮ મા શતકમાં થયેલ યશોવિજયજીએ ૨૧ થી ૨૪ એમ ચાર દ્વાત્રિંશિકા સંસ્કૃતમાં રચી છે અને સાથે સંસ્કૃત ન જાણનારા માટે આઠ દૃષ્ટિઓની સજ્ઝાય (સ્વાધ્યાય) ગૂજરાતી ભાષામાં બનાવી છે.

૧૬૪ ઉદ્યોતન સૂરિની कुवलयमालाની પ્રસ્તાવના, ધનપાલકૃત तिलकमंजरी, દેવચંદ્રસૂરિ કૃત शातिनाथचरिय, અને બીજા ઘણા વિદ્વાનોએ અનેક સ્થળે એની સ્તુતિ કરી છે જુઓ ફુટનોટ નં ૧૫૬ હેમચંદ્રસૂરિએ પોતાના काव्यानुशासनમાં 'સકલકથા' ના નિદર્શક તરીકે समरादित्यનો નામોલ્લેખ કર્યો છે. [જુઓ કાવ્યાનુશાસન પૃ ૩૪૦. समस्तफलान्तेतिवृत्तवर्णना समरादित्यवत् सकलकथा.]

ઘણા રસપૂર્વક વાચતા અને શ્રાવકો ભાવપૂર્વક સાભળતા. એ ગ્રંથની પ્રતો લખાવી સાધુઓને અર્પણ કરવામા બહુ પુણ્ય માનવામા આવતુ.

૨૩૦ 'આમા કથા મૂકી તે દ્વારા હરિભદ્રે જૈનસિદ્ધાત પ્રમાણે કામ, ક્રોધ. લોભ, મોહ, ઇર્ષ્યા, દ્વેષ આદિ દુર્ગુણોને વશીભૂત થએલો આત્મા કેવી હીન દશા પામી જગતમા રઝળે છે, અને અહિંસા, સંયમ તપ, ક્ષમા, દાન વગેરે સદ્‌ગુણોના આચરણથી જીવાત્મા કેવી રીતે આધ્યાત્મિક વિકાસ સાધે છે, તેના કાલ્પનિક ચરિત્રો ઘણી ઉત્તમ રીતે આલેખી બતાવ્યા છે.

૨૩૧ 'આ समराइच्चकहा મુખ્ય પ્રાકૃતભાષામા—જૈન મહારાષ્ટ્રીમા જ રચાયેલી છે પણ ક્વચિત્ કેટલાક રૂપો શૌરસેનીના પણ વાપરેલા છે કથા સામાન્ય રીતે ગદ્યમા લખાયેલી છે, પણ વચ્ચે વચ્ચે વિરલ પદ્યો પણ વાપરેલા છે. પદ્યભાગ ઘણો ખરો આર્યા છદોનો છે અને થોડાક બીજા છદો પણ—જેવાકે પ્રમાણી, દ્વિપદી, વિપુલા વગેરે છે રચનાશૈલી સરલ અને સુબોધ છે પાદલિપ્તની तरगवती જેવી વર્ણનોથી અને અલંકારોથી ભરેલી નથી. વાક્યો બહુજ ટૂંકા, લાબા સમાસોથી રહિત અને પ્રવાહબદ્ધ એક પછી એક ચાલ્યાં આવે છે અને કથાની વિગત વેગભરી રીતે આગળ વધ્યે જાય છે જ્યા પ્રસગ આવે છે ત્યા થોડાક અલકારો પણ નજરે પડે છે. સહજસ્ફુરિત ઉપમાઓ અને અનાયાસ સચિત શબ્દાવલીની ઝમક પણ ક્યાક ક્યાક મળી આવે છે, પણ સમુચ્ચય કથાપ્રવાહ ગગાના શાત પ્રવાહની માફક સ્થિર અને સૌમ્ય ભાવે પોતાના લક્ષ્ય તરફ વહ્યો જાય છે પ્રાકૃત ભાષાનો સાધારણ અભ્યાસી પણ એની ભાષા સમજી શકે છે અને એજ કારણથી એ કથા આજસુધી સારી રીતે પ્રચારમા રહી શકી છે."[૧૬૫] (જિનવિજયનો કુવલયમાલા પરનો લેખ.)

---

૧૬૫ આનાં ઘણાં પૈકી એક ઉદાહરણ તરીકે સં ૧૨૯૯ ની લખેલી તાડપત્રની પ્રત ખંભાતના શાંતિનાથના ભંડારમાં છે. પી. ૩, ૧૮૩

૨૩૨. તેમનો શ્રી મહાવીરમાર્ગમાં—અનેકાન્તદર્શનમાં અટલ વિશ્વાસ હતો. પોતાના 'લોકતત્ત્વનિર્ણય' ગ્રંથમાં જણાવ્યું છે કે:—

वंधुर्न नः स भगवानरयोऽपि नान्ये
साक्षान्नदृष्टतर एकतमोऽपि चैषा ।
श्रुत्वा वच. सुचरित च पृथग् विशेषं
वीरं गुणातिशयलोलतयाश्रिता स्म ॥३२॥
नास्माकं सुगत पिता न रिपवस्तीर्थ्या धनं नैव तै
र्दत्तं नैव तथा जिनेन न हृतं किंचित्कणादादिभि ।
किंत्वेकान्तजगद्धित स भगवान् वीरो यतश्चामल
वाक्यं सर्वमलोपहर्तृ च यतस्तद्भक्तिमन्तो वयम् ॥३३॥

—તે (શ્રી **વીર**) ભગવાન્ અમારા બંધુ નથી, તેમ બીજા (દેવો) શત્રુ પણ નથી. એ બધામાં એકને પણ સારી રીતે સાક્ષાત્ જોયેલ નથી અમે જુદી જુદી જાતના વિશેષ પરમાર્થયુક્ત વચન અને ઉત્તમ ચરિત્રવાળા **વીરને** તેમના ગુણાતિશયપર લોલુપતા પ્રેમ થવાથીજ તેમના આશ્રિત અમે થયા છીએ.

સુગત–બુદ્ધ અમારા કંઈ પિતા નથી, તેમ અન્ય તીર્થ–દર્શનવાળા અમારા શત્રુ નથી વળી તેઓએ તથા જિને અમને કંઇ ધન આપ્યું નથી તેમ કણાદ (વૈશેષિક) આદિએ અમારૂં કંઈ હરી લીધું નથી પરંતુ કેવળ જગતનું કલ્યાણ કરનાર તે ભગવાન **વીરનું** વાક્ય નિર્મલ છે, સર્વ દોષને દૂર કરનારૂં છે માટે તેના અમે ભક્તિવાળા છીએ

# પ્રકરણ ૭ મું.

## ચાવડાનો સમય.

[વિ. સં ૮૦૦ થી ૧૦૦૦]

गौर्जरात्रमिद राज्यं वनराजात् प्रभृत्यभूत् ।
स्थापितं जैनमंत्रीघैस्तद्द्वेषी नैव नन्दति ॥

—प्रबंधचिंतामणी

અર્થાત્—'ગૂર્જરાતનુ આ રાજ્ય વનરાજથી માંડી જૈન મંત્રીઓથી સ્થાપિત થયુ છે, તેનો દ્વેષી ટકતો નથી–ચિરકાલ કલ્યાણસમૃદ્ધિ પામી શકતો નથી [આ શ્લોક રત્નશેખરસૂરિના પ્રબંધકોષ પૈકી વસ્તુપાલ પ્રબંધમા પણ મંત્રી વસ્તુપાલ અને મંત્રી નાગડ સાથેના વાર્તાલાપ પ્રસગે મૂકાયો છે.]

૨૩૩. ગૂજરાતનુ પાટણ વસ્યુ નહોતુ તે પહેલા ભિલ્લમાલ[૧૬૬]

૧૬૬ ગૂજરાતના ચૌલુક્ય (સોલંકી) સામંત પુલકેશીના ત્રૈકૂટક (કલચુરિ) સંવત્ ૪૯૦ (વિ. સ ૭૯૫ ૯૬=ઈ સં ૭૩૮-૩૯) ના દાનપત્રથી માલૂમ પડે છે કે 'ચાવોટક (ચાવડા) અને ગુર્જર બંને ભિન્ન ભિન્ન વંશો હતા.' જોધપુરરાજ્યની ઉત્તર સીમાથી લઇને ભરૂચ સુધીનો બધો દેશ એક સમયે ગુર્જરોને અધીન હોવાથી 'ગુર્જરત્રા' યા ગુજરાત કહેવાયો. ઉક્ત દેશ પર ગુર્જરોનો અધિકાર ક્યારે થયો એ હજુ અનિશ્ચિત છે, તથાપિ એટલુ તો નિશ્ચિત છે કે શક સ. ૫૫૦ (વિ. સં. ૬૮૫=ઇ સ ૬૨૮) માં ગુર્જર દેશની રાજધાની ભીનમાલમાં ચાપ (ચાવડા) વંશનો રાજા વ્યાઘ્રમુખ રાજ્ય કરતો હતો (બ્રાહ્મસ્ફુટસિદ્ધાંતની પ્રશસ્તિ) તેની પહેલા પણ ત્યા ઉક્ત વંશના રાજાઓનું રાજ્ય રહ્યુ હોય ઉક્ત સંવત્‌ની ઘણી પૂર્વે ગુર્જરોનુ રાજ્ય ત્યાથી અસ્ત થઈ ચૂકયું હતુ અને તેમની સ્મૃતિના સૂચક દેશનુ નામ ગુર્જરત્રા (ગુજરાત) માત્ર અવશેષ રહી ગયુ હતુ આથી ગુર્જરોનુ વિ સં. ૪૦૦ થી પણ પૂર્વે યા તેની આસપાસ ભીનમાલપર રાજ્ય રહેવાનો સંભવ હોઇ શકે છે.–ઓઝાજી રા. ઇ. પ્રથમ ભાગ પૃ. ૫૯

શ્રીમાલનગર એક વખત ગૂર્જર ભૂમિની રાજધાનીનું શહેર હતું. તે અતિ મોટું અને પ્રસિદ્ધિ પામેલું—અને હાલના ગૂજરાત અને મારવાડની સરહદ ઉપર આવેલું. તે વખતે ઉપર જણાવેલ સૌરાષ્ટની વલભીપુર અને ગૂજરાતના વૃદ્ધનગર (આકાશવપ્ર ?) તથા ભૃગુકચ્છ (ભરૂચ) સિવાય બીજાં જાણવા જેવા મોટા નગર નહીં હતા. વલભીપુર ભાગના ભાગતા અમુક સૈકાઓ પછી તદ્દન તૂટી ગયું—ત્યાં બારવર્ષી દુકાળ પડેલો, તેથી લોકો ભિલ્લમાલ ગયેલા જ્ઞાતિબંધારણના કાળે શ્રીમાલની રાજસત્તા અને શ્રીમાલનો વ્યાપાર ગૂજરાત

---

વિક્રમ ૭ મી સદી થી ૧૧ મી સદી સુધીમાં રચાયેલા અનેક ગ્રંથોમાં અને શિલાલેખોમાં ભિલ્લમાલ નગરનો ઉલ્લેખ મળે છે પહેલાં પ્રથમ સં ૭૩૩ માં રચાયેલ નિશીથચૂર્ણિમાં, પછી સં ૮૩૫ ની કુવલયમાલામાં, સં ૯૬૨ ની ઉપમિતિભવ પ્રપંચા કથા, ૧૧ મી સદીના ઉત્તરાર્ધમાં બનેલી શાંત્યાચાર્ય કૃત ઉત્તરાધ્યયન વૃત્તિની પ્રશસ્તિમાં, જજ્જુગમુત વામન(આમન)ના સં ૧૦૯૧ ના શિલાલેખ જિ. ૨, ૪૨૭, ના ૧, ૯૫૭) વગેરેમાં —

'रुप्यमयं जहा भिल्लमाले वम्मलातो'—निशीथचूर्णि १०—२५५

'सिवचदगणी अह मयहरो त्ति सो एत्थ आगओ देसा ।
सिरि भिल्लमालनयरम्मि सठिओ कप्परुक्खो व ॥

——कुवलयमाला.

'तत्रेयं तेन कथा कविना निःशेषगुणगणाधारे ।
श्री भिल्लमालनगरे गदिताग्रिममंडपस्थेन ॥

—उपमिति० कथा.

૧૧ મી સદી પછી 'શ્રીમાલ' એ નામ આ નગર માટે વપરાવા લાગેલું હોય એમ જણાય છે જુઓ હેમચન્દ્રકૃત દ્વયાશ્રય કાવ્ય (સ ૫, શ્લો ૪૫) તથા તેપર અભયતિલકની વ્યાખ્યા, પ્રભાવકચરિત્ર, સ. ૧૩૩૩ નો શિલાલેખ જિ ૨ ૪૦૨, પ્રબંધ ચિંતામણિ પછી ૧૫ મી સદી બાદ ભિલ્લમાલનું અપભ્રંશરૂપ ભિન્નમાલ નામ વપરાશમાં આવ્યું લાગે છે

—મુનિ કલ્યાણવિજય કૃત-'જૈન ધર્મકી મહત્તા' પૃ. ૨૮ ટિપ્પણ, તથા પં. લાલચંદનો લેખ નામે 'સિદ્ધરાજ અને જૈનો'

અને મારવાડમા લાએ સુધી પથરાયેલો હતો આથી ત્યાના લોકો પોતાને માટે અભિમાનવાળા હોય તે સ્વાભાવિક હતુ. તેમા જૈનો મુખ્યત્વે હતા અને જૈન ધર્મનો પ્રચાર પણ ઘણા જુના કાળથી હતો ત્યા બ્રાહ્મણોએ, વાણીઆઓએ અને સોનીએ પોતપોતાનો જથો બાધ્યો તે શ્રીમાળી બ્રાહ્મણો, શ્રીમાળી વાણીઆ અને શ્રીમાળી સોની કહેવાયા જૈનાચાર્યોએ તે લગભગમા ઘણા કુળ શ્રીમાળીના 'પ્રતિબોધ્યા'–જૈન કર્યા પૂર્વમાથી આવેલા તે શ્રીમાળ નગરની પાડોશમાં આવી વસ્યા, ને પોતાના મૂળ સ્થાનની ઓળખ પ્રમાણે પ્રાગ્વાટ–પૂર્વાટ–એટલે પોરૂઆડ–પોરવાડ કહેવાયા. તેમનામા શ્રીમાળીઓ ભળ્યા ને સખ્યા વધી. પાટણના રાજદરબારમા શ્રીમાળીઓની સાથે સાથેજ પોરૂઆડો કારભાર કરતા જણાય છે એટલે બંને ગૂજરાતમા સાથે આવ્યા એમ માનવાને અડચણ નથી[૧૬૭]

૨૩૪. ડા. હર્મન યાકોબી જણાવે છે કે "(ઉક્ત) કલ્યાણવિજયજીના કહેવા મુજબ હરિભદ્રે પોરવાલોની (પોરૂવાડ, પ્રાગ્વાટ) જાતિને સગઠિત કરી, અને એમને જૈન બનાવ્યા હવે नेमिनाह चरियं માથી આપણને એમ જાણવાને મળે છે કે પોરવાલ જાતિ પ્રથમ શ્રીમાલમા ઉત્પન્ન થઇ હતી અને એ જાતિના (શ્રીમાલપુરમા ઉત્પન્ન થયેલ) નિમય નામના એક સૈનિક માણસને (ગાંભૂ ગામથી) વનરાજે (ઈ સ. ૭૪૬–૮૦૬) પોતાની નવી રાજધાની અણહિલ્લ પાટણમા વસવા માટે આમંત્ર્યો, અને ત્યા તેણે વિદ્યાધરગચ્છ માટે ઋષભદેવનુ મદિર બંધાવ્યુ પોરવાલની જાતિને

૧૬૭ સ્વ મણિલાલ બકોરભાઈ વ્યાસકૃત 'શ્રીમાળી (વાણીઆ) ઓના જ્ઞાતિભેદ' પ્ર૦ ચીમનલાલ ખુશાલચદ મોદી હરિપુરા જૈન બધુમંડળ સુરત સ ૧૯૭૭ મુનિ કલ્યાણવિજય જણાવે છે કે 'પ્રાગ્વાટોની ઉત્પત્તિ અગર એ નામ ગગાની ઘાટીઓમાં આવેલ પ્રાચીનકાલના 'પ્રાગ્વટ' પુરથી થઇ શકે એમ મ્હે કલ્પના કરેલી છે વધારે કઈ પુરાવો નથી. દસા, વીસાના સબધમા વિચાર કરેલ નથી'–તેમનો પત્ર તા ૩૦–૧૧–૨૮

સગઠિત કરનાર હરિભદ્ર વિદ્યાધર ગચ્છના જ હતા એટલે સભવ છે કે એ જાતિ આ ગચ્છ તરફ કોઇક પ્રકારની વફાદારી ધરાવતી હોય.[१६८]

२३५. ચાવડા વંશમા મહાપરાક્રમી રાજા **વનરાજે** **પંચાસરથી** સ. ८०२ મા **પાટણ**–**અણહિલ્લપુર** પાટણ સ્થાપ્યુ. તે રાજાની બાલ્યાવસ્થામા ચૈત્યવાસી જૈન સાધુ [१६९]**શીલગુણસૂરિએ**–બીજા મત પ્રમાણે **દેવચદ્ર** સૂરિએ[१७०] આશ્રય આપી તેને પોષેલ હતો; તે સૂરિએ **વનરાજનો** પચાસરમા રાજ્યાભિષેક કર્યો. તે ઉપકારના બદલામા **વનરાજે** સંપ્રદાયવિરોધના ભયથી પાટણમા ફક્ત ચૈત્યવાસીઓએજ રહેવુ અને બીજા શ્વેતામ્બર જૈન સાધુઓએ ત્યા રહેવું નહી એવો લેખ કરી આપ્યો હતો.[१७१] **પંચાસરા પાર્શ્વનાથની** પ્રતિષ્ઠા કરનાર **વનરાજ** હતો બીજુ **વનરાજે** પોતાના પ્રધાન–મત્રીનું પદ **ચાંપા** નામના જૈન વણિકને આપ્યુ હતુ અને તે **ચાંપા** મંત્રીએ પાવાગઢ પાસેનુ પ્રખ્યાત **ચાંપાનેર** વસાવ્યુ હતુ **વનરાજને** રાજતિલક કરનાર **શ્રીદેવી** પણ જૈન હતી, **વનરાજે** **શ્રીમાલપુરથી** **ગાંભૂમા** વસેલ **નીના** શેઠને પાટણમા લાવી તેના પુત્ર **લહિર** નામના શ્રાવકને દડનાયક (સેનાપતિ) નીમ્યો હતો, (આ નીના શેઠ તેજ ઉપરોક્ત નિમય શેઠ કે જેણે પાટણમા ઋષભજૈન મદિર કરાવ્યુ હતુ),

---

१६८ समराइच्च कहानी પ્રસ્તાવના

१६९ સરખાવો श्री चापोत्कटवशोद्भव महाराजश्री वनराजगुरु श्री नागेन्द्रगच्छे श्रीशीलगुणसूरि शिष्य श्री देवचन्द्रसूरिमूर्त्ति –શિલાલેખ ન. ५१० જિ० २ જુઓ તે **શીલગુણસૂરિ** સંતાનીય દેવચદ્રસૂરિનો સ. १३०१ નો લેખ નં. ५१९. જિ २.

१७० पुरा श्री वनराजो भूच्चापोत्कटवरान्वय ॥
स वाल्ये वार्द्धित श्रीमद्देवचद्रेण सूरिणा ।
नागेंद्रगच्छभूद्वारप्राग्वराहोपमास्पृशा ॥ પ્ર. ચ પૃ. २६५

१७१ चैत्यगच्छयतिव्रातसमतो वसतान्मुनि ।
नगरे मुनिभिर्नात्र वस्तव्यं तदसंमतै । પ્ર. ચ. પૃ. २६६

અને પોતાના અન્ય મંત્રી જાંબ (જાંબ અને ચાંપાશેઠ એકજ હશે ?) પણ શ્રીમાળી જૈન હતો. ઉક્ત લહિર વનરાજ પછીના બીજા ત્રણ રાજાઓ થયા ત્યાં સુધી દંડનાયક રહ્યો અને તેનો પુત્ર (? પરંપરામાં) વીર થયો (કે જેના પુત્ર વિમલમંત્રી માટે આગળ કહેવાશે).

૨૩૬. આ પરથી જણાશે કે પાટણમાં શરૂઆતથી શ્રાવકો કારભારીઓ-મંત્રીઓ અને સેનાપતિ તરીકે આગળ પડતા હતા અને શ્રાવકો કરતા કારવતા હતા. આના પરિણામેજ મારવાડમાંથી સંખ્યાબંધ જૈનો ગૂજરાતમાં આવી વસ્યા ને ગૂજરાતમાં વાણિયાની વસ્તી વધી.[172]

## દાક્ષિણ્યાંકસૂરિ-ઉદ્યોતનસૂરિ

दक्खिन्नइंदसूरिं नमामि वरवण्णभासिया सगुणा।
कुवलयमाल व्व महाकुवलयमाला कहा जस्स ॥

—દેવચંદ્રસૂરિ-શાંતિનાહચરિય

—જેમની મોટી કુવલયમાલા કથા કુવલયમાલાની પેઠે ઉત્તમવર્ણભાવિત ગુણવન્તી છે તે દાક્ષિણ્યચંદ્રસૂરિને નમું છું

૨૩૭ સં. ૮૩૪ (શક ૬૯૯)ના છેલ્લા દિવસે[173] ઉદ્યોતન-સૂરિ નામના જૈનાચાર્યે પોતાનું દાક્ષિણ્યાંક સૂરિ નામ રાખી કુવલય-

---

૧૭૨ કવિશ્રી ન્હાનાલાલે વંથલી જૈન પરિષદ્-પ્રતિષ્ઠોત્સવ વખતે જણાવ્યું હતું કે "પંચાસરનું રાજ્ય વનરાજના હાથમાં હતું તેને શીલગુણસૂરિનો આશ્રય મુખ્ય હતો જો તેમ ન થયું હત, તો પાટણ તથા સોલંકી રાજ્ય હોત નહિ, એટલુંજ નહિ પણ ગુજરાતના પાટનગર તરીકે સાત સૈકા સુધી (પાટણ) રહ્યું તે જૈનોનેજ આભારી છે, કેમકે પાટણમાં રહી જૈનોએ શું કર્યું, તે માટે સાત સૈકાના ઇતિહાસમાંથી ઘણું મળે છે 'જૈન' ૧૭-૯-૨૫

૧૭૩ सगकाले वोलीणे वरिसाण सएहिं सत्तहि गएहिं ।
एगदिणेणूणेहिं रइया अवरण्हवेलाए ॥

માલા નામની પ્રસિદ્ધ કથા પ્રાકૃતમા રચી ' આ કથા પ્રાકૃત સાહિત્યમા એક અમૂલ્ય રત્ન સમાન છે. તે ચપૂના ઢબની છે તેની રચનાશૈલી બાણની કાદબરી કે ત્રિવિક્રમ કવિની દમયંતીકથા જેવી છે. કાવ્યચમત્કૃતિ ઉત્તમ પ્રકારની અને ભાષા ઘણીજ મનોરમ છે પ્રાકૃત ભાષાના અભ્યાસીઓ માટે તો આ એક અનુપમ ગ્રથ છે એ કથામા કવિએ કૌતુક અને વિનોદને વશીભૂત થઇ મુખ્ય પ્રાકૃત ભાષા સિવાય અપભ્રંશ અને પૈશાચી ભાષામા પણ કેટલાએક વર્ણનો કરેલા છે કે જેમની ઉપયોગિતા ભાષાશાસ્ત્રીઓની દૃષ્ટિમા ઘણીજ વધુ છે. અપભ્રશ ભાષામા લખેલા આટલા જૂના વર્ણનો અદ્યાવધિ બીજે ક્યાએ પ્રાપ્ત થયા નથી.' તેમા કર્તાએ અઢાર દેશના નામ આપી તેમા બોલાતી ભાષાનો કૈક આભાસ પણ આપેલ છે, વળી તેમા પોતે પૂર્વ કવિઓ નામે પાદલિપ્ત, શાતવાહન, ષટપર્ણક, ગુણાઢય, વ્યાસ-વાલ્મીકિ, બાણ, વિમલાક (પઉમચરિયના કર્તા), દિ૦ રવિષેણ (વિરાગચરિત અને પદ્મપુરાણના કર્તા), દેવગુપ્ત, પ્રભજન, ભવવિરહ (હરિભદ્ર) વગેરેનુ સ્મરણ કર્યું છે

૨૩૮ તેમણે પોતાનો વિશેષ પરિચય આપતા આ ગ્રથને અતે જણાવ્યુ છે કે ' તેમણે હ્રીદેવીના દર્શનના પ્રતાપે આ કથા રચી પોતાના સિદ્ધાત શિખવનાર ગુરૂ **વીરભદ્ર** નામના આચાર્ય છે, અને યુક્તિશાસ્ત્ર શિખવનાર ગુરૂ **હરિભદ્ર** કે જેમણે બહુ શાસ્ત્ર અને ગ્રથનો વિસ્તાર કરી સત્યાર્થનો પ્રસાર કર્યો તે છે.' સાસારિક અવસ્થામા કર્તા પોતાનો પૂર્વજ વગેરેનો પરિચય એમ આપે છે કે 'ત્રિકર્માભિરત એવો **મહાદુવાર**મા પ્રસિદ્ધ ઉદ્યોતન નામનો ક્ષત્રિય થયો કે જે ત્યાનો તાત્કાલીન ભૂમિપતિ હતો–તેનો પુત્ર **સંપ્રતિ** નામે થયો કે જે **વડેસર** પણ કહેવાતો (?), (યા ઉદ્યોતનના પુત્ર વડેસર જેમનુ બીજુ નામ કદાચિત્ સપ્રતિ (?) હોય.) તેના પુત્ર જે ઉદ્યોતન તેણેજ આ કથાની રચના **જાવાલિપુર** નામના નગર કે જ્યા (ઉક્ત) **વીરભદ્રે ઋ**ષભજિનનું મદિર કરાવ્યુ ત્યા તે મદિરમા રહીને



અજંટા પાસે જૈન મન્દિરનો દ્વાર મંડપ પૃ ૧૭૬

[શેઠ જીવણચંદ સાકરચંદના સૌજન્યથી]

ચૈત્ર કૃષ્ણપક્ષની ચતુર્દશીના દિવસે ભવ્યજનોને બોધ કરનારી કથા પૂર્ણ કરી ત્યા તે વખતે શ્રી વત્સરાજ નામે રાજા રાજ્ય કરે છે. કવિત્વના અભિમાને કે કાવ્યની બુદ્ધિએ નહિ, પણ ધર્મકથા કહેવાના આશયથી આ કથા નિબદ્ધ કરી છે પોતે ચંદ્રકુલ (જૈન)ના અવયવભૂત-વંશજ હતા

૨૩૯ કથાકારે પોતાને દીક્ષા આપનાર ગુરૂ તત્ત્વાચાર્ય હોવા ઉપરાત પોતાના બે વિદ્યાગુરૂઓ જણાવ્યા છે-૧ વીરભદ્ર કે જેમણે જાબાલિપુરમા વૃષભજિન-પ્રથમ તીર્થંકરનુ મંદિર બંધાવરાવ્યુ હતુ, તેમની પાસે જૈનસિદ્ધાન્તોનો અભ્યાસ પોતે કર્યો હતો, અને બીજા ગુરૂ હરિભદ્ર પાસે તેમણે યુક્તિશાસ્ત્રોનો એટલે ન્યાયના સિદ્ધાતોનો અભ્યાસ કર્યો હતો આ હરિભદ્ર તેજ પ્રસિદ્ધ હરિભદ્રસૂરિ કે જેના સંબંધી 'હરિભદ્રયુગ' નામક પ્રકરણમા અગાઉ જણાવાઈ ગયુ છે. જાબાલિપુર[૧૭૪] (હાલનુ જાલોર-ઝાલોર) તે વખતે એક જબરૂ શહેર હતુ ને ત્યા જૈનોની સારી વસતી હતી,

૨૪૦. તે વખતે રાજ્ય કરનાર ઉપરોક્ત વત્સરાજ તે પ્રતિહાર વંશનો મહાન્ સમ્રાટ્, પોતાના પરાક્રમથી ઉત્તરભારતના કાન્યકુબ્જના સામ્રાજ્યનો સ્વામી થયો હતો તેમ થવા છતા તત્કાલીન ભારતીય ગ્રન્થોમા એ પ્રતિહાર વંશ પોતાની મૂળ જન્મભૂમિ કે જે ગૂર્જર હતી તેના નામેજ એટલે કે 'ગૂર્જરરાજ'ના નામેજ અનેક વર્ષો સુધી

---

૧૭૪ આ જોધપુર રાજ્યના દક્ષિણ ભાગનુ એક જીલ્લાનું મુખ્ય સ્થાન છે કન્હડદે પ્રબંધ અને બીજી વાર્તાઓથી આપણા સાહિત્યમા એ સ્થાન સુપરિચિત થયેલુ છે ભિન્નમાલ ભાગ્યા પછી એ તરફના પ્રદેશનુ સુરક્ષિત સ્થાન જાબાલિપુર મનાયું હતું અને તેથી અલાઉદ્દીનના જમાના સુધી મરુભૂમિની એક રાજધાની થવાનુ એને સૌભાગ્ય પ્રાપ્ત થયુ હતુ એ પુરની પાસે કીલ્લાને યોગ્ય એવો દુર્ગમ અને ઉન્નત પર્વત આવેલો છે કે જેનુ નામ સુવર્ણગિરિ છે અણહિલપુરના ચાલુક્યોના રાજ દરમ્યાન ગુજરાતના સામ્રાજ્યના ઉત્તર ભાગનુ એ એક મુખ્ય અને ઘણુ મહત્ત્વનુ થાણુ હતું. જિ વિ.

ઓળખાતો રહ્યો હતો. એ ગૂર્જરરાજવંશનો વિશેષ પ્રભાવ વધારનાર ઘણું કરીને સમ્રાટ્ વત્સરાજ હતો ભિન્નમાલમા ઉદ્ભવેલો અને કનોજમા ઉત્કર્ષના શિખરે પહોચેલો ગૂર્જર-પ્રતિહારવંશ એ અમલના ગૂર્જરોના પ્રતિનિધિરૂપે હતો. આ વત્સરાજ તે તેજ કે જે [૧૭૫]શક સંવત્ ૭૦૫મા જૈનહરિવંશ પુરાણના રચનાર જિનસેન નામના દિગંબરાચાર્યે ઉલ્લેખેલ પશ્ચિમમા રાજ્ય કરનાર વત્સરાજ છે વત્સરાજની રાજધાની જાબાલિપુર હતી ત્યાથી વત્સરાજના પુત્ર નાગભટે કાયમને માટે જાબાલિપુરથી પોતાની રાજગાદી ખસેડી કનોજ જેવા સુદૂરના પ્રદેશમા લઇ જઇને સ્થાપી.

૨૪૧ જાબાલિપુરમા પ્રતિહાર સમ્રાટ્ વત્સરાજ રાજ્ય કરતો હતો ગૌડ, બંગાલ માલવ વગેરે દૂર દૂરના મોટા પ્રદેશોનો દિગ્વિજય કરી ઉત્તરાપથમા મહાન્ સામ્રાજ્યની સ્થાપના કરવાનો ઉદ્યમ કરતો હતો તેજ સમયમા ઉપર આપણે જોઈ ગયા તેમ અણહિલપુર નામનુ નાનુ સરખુ નવુ ગામ વસાવી તેનો નાનો સરખો કારભાર ચલાવતો વનરાજ ચાવડો પણ સારસ્વત મંડળ, આનર્ત અને વાગડ વગેરે આસપાસના નાના નાના પ્રાન્તોને કબજે કરી પશ્ચિમ ભાગતમા એક નવુ મોટુ સામ્રાજ્ય સ્થાપવાનો મનોરથ કર્યા કરતો હતો. એ વનરાજ સબંધી આ પ્રકરણને પ્રારભેજ આપણે જોઈ ગયા

---

१७५ शाकेष्वब्दशतेषु सप्तसु दिशं पचोत्तरेपूत्तरा
पातीन्द्रायुधनाम्नि कृष्णनृपजे श्री वल्लभे दक्षिणाम् ।
पूर्वां श्रीमदवन्तिभूभृति नृपे वत्साधिराजेऽपरा
सौर्यां (रा)णामधिमण्डले(लं) जययुते वीरे वराहेऽवति ॥

અર્થાત્—" શક સંવત્ ૭૦૫ મા જ્યારે ઇન્દ્રાયુધ નામનો રાજા ઉત્તરદિશામા રાજ્ય કરતો હતો, શ્રી કૃષ્ણરાજનો પુત્ર શ્રી વલ્લભ દક્ષિણ દિશામાં રાજ્ય કરતો હતો, તેમજ પૂર્વમાં અવન્તિરાજ, પશ્ચિમમાં વત્સરાજ અને સૌર્યમંડલમાં જયવરાહ રાજ્ય કરતો હતો

૨૪૨ આ **ચાવડા** રાજ્યકાલના અરસામાજ (વિ. સં ૮૦૨ થી વિ. સં ૮૯૬મા) **બપ્પભટ્ટી** સૂરિ (જન્મ સં. ૮૦૦; સ્વ ૮૯૫) થયા કે જેમણે કાન્યકુબ્જ (કનોજ)ના રાજા **આમને** પ્રતિબોધી જૈન કર્યો હતો **આમ** રાજા તે કનોજના પ્રતિહાર વંશનો **નાગભટ** બીજો–અપરનામ **નાગાવલોક**, કે જેનો સ્વર્ગવાસ સ. ૮૯૦ મા થએલો એમ **પ્રભાવક** ચરિતમા જણાવ્યુ છે.[૧૭૬] તેણે અનેક દેશો જીત્યા હતા એમ ગ્વાલીઅરની પ્રશસ્તિ[૧૭૭] જણાવે છે. તે રાજાએ કનોજમા સો હાથ ઉંચુ જિનાલય બંધાવી અઢાર ભાર સુવર્ણ વજનની **મહાવીર** પ્રતિમા તે ગુરુ પાસે પ્રતિષ્ટિત કરાવી તથા **ગોપગિરિ** (ગ્વાલીઅર) પર પણ ૨૩ હાથ ઉચી **મહાવીર** પ્રતિમા સ્થાપી. વળી આ સૂરિજી **ગૌડ** (**બગાલ**) દેશની રાજધાની **લક્ષણાવતીમા** આવી ત્યાના રાજા નામે ધર્મને ઉપદેશ આપ્યો અને તેનું અને **આમ** રાજા વચ્ચેનુ વેર દૂર કરી બને વચ્ચે મૈત્રી સ્થાપી ત્યા **વર્ધનકુજર** નામના બૌદ્ધવાદીને જીતવાથી ધર્મરાજાએ 'વાદિકુજર કેસરી' એ નામનું બિરૂદ તે સૂરિને આપ્યુ. પછી તે સૂરિએ **મથુરાના** શૈવ **વાક્પતિ** નામના યોગીને જૈન બનાવ્યો ત્યાર બાદ **આમ** રાજાએ આ સૂરિના ઉપદેશથી વિ. સં ૮૨૬ ના અરસામા કનોજ, **મથુરા**, **અણહિલ્લ**-પુર પાટણ, **સતારક** નગર તથા **મોઢેરા** આદિ શહેરોમા જિનાલય બધાવ્યા, **શત્રુંજય** ને **ગિરિનાર** તીર્થયાત્રા કરી **ગિરિનારની** યાત્રામા દિગબર અને શ્વેતાબરો વચ્ચે તે તીર્થના હક્ક સંબંધી ઝઘડો થયો અને બપ્પભટ્ટીના પ્રભાવથી તે શ્વેતાબરતીર્થ જાહેર થયુ. તેમના શિષ્ય **નન્નસૂરિ** તથા **ગોવિન્દસૂરિના** ઉપદેશથી તે **આમ** રાજાના પૌત્ર **ભોજરાજાએ** **આમ** રાજાથી અધિક રીતે જૈન ધર્મની પ્રભાવના કરી છે આ **ભોજ** તે **ભોજદેવ**–અપરનામ **મિહિર** તથા

---

૧૭૬ જુઓ તેમા **બપ્પભટ્ટી** પ્રબંધ પૃ ૧૨૮-૧૮૦

૧૭૭ Arch. Survey of India 1903-4 Report પૃ ૨૮૦

**આ**દિવરાહ-તે સં. ૯૦૦ થી ૯૩૮ સુધી અચૂક-અને પ્રાયઃ ૯૫૦ સુધી ગાદી પર હતો. ૧૭૮

૨૪૩. સં. ૯૧૩-૯૧૫ માં કૃષ્ણર્ષિ શિષ્ય જયસિંહસૂરિએ **નાગોર**માં ઉક્ત **ભોજ**ના રાજ્યમાં પ્રાકૃત ધર્મોપદેશમાલાવૃત્તિ રચી.૧૭૯ સં. ૯૧૬ માં રાણા **નવઘણ**ના પુત્ર **રાખેંગારે** (જૂનાગઢમાં) રાજ પ્રાપ્ત કર્યું, તેના સમયમાં બલિભદ્રસૂરિએ બૌદ્ધના હાથમાંથી **ગિરિનાર** તીર્થ વાળ્યું. આ રાજા પણ પહેલાં બૌદ્ધ થયો હતો.

## શીલાંક સૂરિ.

आयारवियारण वयण चंदियादलीयसयलसतावो ।
सीलंको हरिणंकुव्व सोहइ कुमुय वियासतो ॥

—જિનદત્તસૂરિ-ગણધરસાર્દ્ધશતક ગાથા ૬૦

---

૧૭૮ **આમ** રાજા ને **ભોજ**દેવ માટે જુઓ **ઓઝા**જી કૃત '**રાજ**પૂતાનેકા ઇતિહાસ-પહલા ખંડ' પૃ. ૧૬૧-૧૬૨ લક્ષણાવતી તે લખનઉ, અને ધર્મ રાજા તે ગૌડપતિ-પાલ વંશનો પ્રતિષ્ઠાતા પુરુષ ધર્મપાલ કે જેણે સં. ૭૯૫ થી ૮૩૪ સુધી રાજ્ય કર્યું હતું (જુઓ 'બંગેર જાતીય ઈતિહાસ-રાજન્ય કાંડ પૃ. ૨૧૬, નાગેન્દ્રનાથ વસુનો 'લખનઉકી ઉત્પત્તિ' નામનો ઐતિહાસિક લેખ, તથા 'પાટલીપુત્ર' પત્રનો માઘ શુક્લ ૧ સં. ૧૯૭૧નો અંક. 'ગૌડવધ' નામના પ્રાકૃત કાવ્યનો કર્તા કવિ વાક્પતિ, અને આ બપ્પભટ્ટિ સમકાલીન હતા.

૧૭૯ 'ઉ (? ધર્મો)પદેશમાલા વૃત્તિ પ્રાકૃતા કૃષ્ણર્ષિ શિષ્ય જયસિંહસૂરિ કૃતા ૯૧૩ વર્ષે, અને ધર્મોપદેશમાલા લઘુ વૃત્તિ ૯૧૫ વર્ષે જયસિંહીયા' એમ બૃહત્ ટિપ્પનિકામાં જણાવ્યું છે; તેની પ્રશસ્તિમાં એમ છે કે—'સંવચ્છરાણ **ના(વ)હિંવ** સએહિ **પણરસવાસ** અહિએહિ, ભદ્દવય સુદ્ધ પંચમિ બુહવારે સાઇરરક્ખમિ ।। સિરિ **ભોજદેવ** રાજ્યે પવટ્ટમાણમિ જણમણાણંદે **નાગઉર** જિણાયતણે સમાણિયં વિવરણં એયં કા-પ્રી. ૨ ન. ૩૮૨ કા વડો નં. ૧૮૮. ભોજદેવ કનોજનો પ્રતિહારવંશી રાજા (See Duff, ) રાજશેખર કવિનો દાદો આ ભોજદેવનો રાજકવિ હતો.

—આચાર (આચારાગ)ની વિચારણા માટેની વચનચંદ્રિકાથી જેણે સકલસતાપ દલિત કર્યો છે એવા **શીલાંક** હરિણાંક-ચંદ્રની પેઠે કુમુદને વિકસાવે છે.

गुरु गुर्जरराजस्य चातुर्विद्यैकसृष्टिकृत् ।
त्रिषष्टिनरसद्वृत्तकविर्वाचा न गोचर ॥

—મુનિરત્ન-અમમચરિત્ર.

—આ (શીલાચાર્ય) ગર્જરરાજના ગુરૂ ચાર વિદ્યામા સર્જનકાર હતા કે જેઓ ત્રિષષ્ટિ શલાકા પુરૂષોના સદ્‌વૃત્ત રચી વાચાને અગોચર કવિ થયા છે

૨૪૪. સ. ૯૨૫ મા **શીલાચાર્યે** (નિવૃત્તિગચ્છના **માનદેવ**-સૂરિના શિષ્યે) દશ હજાર પ્રાકૃત શ્લોક પ્રમાણ **મહાપુરૂષચરિય** ગદ્યમા રચ્યુ તેમા ૫૪ મહાપુરૂષોના ચરિત્ર છે. તેનુ વસ્તુ લઇ પ્રસિદ્ધ હેમચદ્રસૂરિએ ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત સસ્કૃતમા રચ્યુ જણાય છે. આજ આચાર્યે ( **શીલાચાર્ય**-**શીલાંકાચાર્યે** ) સં ૯૩૩ મા (શક સ. ૭૯૯) **આચારાગ** સૂત્ર અને **વાહરિ** ગણિની સહાયથી **સૂત્રકૃતાગ** સૂત્રપર સસ્કૃતમા વૃત્તિ રચી. તેમણે તે બે સૂત્ર સહિત અગ્યારે અગોપર ટીકા રચી હતી, તેમાની ઉક્ત બે સૂત્રની ટીકાઓ સિવાયની નવ ટીકાઓ વિચ્છિન્ન થવાથી શ્રી અભયદેવે (જુઓ પછીનુ પ્રકરણ) નવે ટીકાઓને નવી બનાવી[૧૮૦] વળી **શીલાંકાચાર્યે** રચેલી જીવસમાસપર વૃત્તિ પણ ઉપલબ્ધ છે જિનભદ્રના વિશેષાવશ્યક ભાષ્ય પર ટીકા રચનાર કોટયાચાર્ય ઉર્ફે **શીલાંકાચાર્ય** અને વનરાજના ગુરૂ તરીકે પ્રસિદ્ધ થયેલા **શીલગુણ** કે **શીલાંક** નામના સૂરિ સબધીનો નિર્ણય અનિશ્ચિત છે[૧૮૧]

---

૧૮૦ પ્રભાવકચરિત મા અભયદેવસૂરિ પ્રબંધ શ્લોક ૧૦૪-૧૦૫. પૃ ૨૬૭

૧૮૧ જુઓ જિનવિજયની જીતકલ્પ સૂત્ર પરની પ્રસ્તાવના

૨૪૫ **વીર** સૂરિ આ સમયમા વિદ્યમાન હતા. તેમણે **અંગ**-વિદ્યાનો અભ્યાસ કર્યો હતો (જન્મ સં ૯૩૮, દીક્ષા ૯૮૦, સ્વર્ગ૦ ૯૯૧.)[૧૮૨]

## સિદ્ધર્ષિસૂરિ.

सिद्धव्याख्यातुराख्यातु महिमान हि तस्य क ।
समस्त्युपमिति र्नाम यस्यानुपमिति कथा ॥

પ્રદ્યુમ્નસૂરિ—સમરાદિત્ય સંક્ષેપ

—જેની ઉપમિતિ કથા સમસ્તની ઉપમિતિરૂપે છે તે **સિદ્ધ** વ્યાખ્યાતાનો મહિમા કહેવાને કોણ (સમર્થ) છે ?

૨૪૬. **સિદ્ધર્ષિ** એ મહાન્ જૈનાચાર્ય થયા છે તેમણે ઉપમિત (ઉપમિતિ) ભવપ્રપંચા કથા નામનો એક વિશાલ મહારૂપક ગ્રથ રચ્યો કે જે સમસ્ત ભારતીય સાહિત્યના પહેલામા પહેલો રૂપક ગ્રથ છે એટલુજ નહિ પણ અમે કહીએ છીએ કે સમસ્ત જગતના સાહિત્યમા તે પ્રથમ રૂપક ગ્રંથ છે. તેનુ સાહિત્યક મૂલ્ય પણ મહાન્ છે.[૧૮૩] તે સં. ૯૬૨ ના વર્ષના જેઠ શુદ ૫ ગુરૂને પૂર્ણ થયો[૧૮૪]

૨૪૭ તેમા પોતે જણાવે છે કે **નિર્વૃત્તિ** કુળના અને **લાટ** દેશ એટલે ગૂજરાતમા થયેલા સૂર્યાચાર્ય (પ્રભાવક ચરિત પ્રમાણે સુરા-

---

૧૮૨ જુઓ પ્રભાવકચરિતમા શ્રી **વીર**પ્રબંધ પૃ. ૨૦૬-૨૧૬.

૧૮૩ ડા **યાકોબી** ઉપમિતિ ભવપ્રપંચા કથા ( પ્ર બિબ્લિઓથેકા ઇંડિકા )ની અંગ્રેજી પ્રસ્તાવનામા કહે છે કે 'I did find something still more important the great literary value of the U. Katha and the fact that it is the first *allegorical* work in Indian literature

૧૮૪ सवत्सर शतनवके द्विषष्टि सहितेऽतिलंघिते चास्या ।
ज्येष्ठे सितपञ्चम्या पुनर्वसौ गुरु दिने समाप्तिरभूत् ॥

આમા ૯૬૨ ના વર્ષને વિક્રમ સવત્ લેતાં તેના જ્યેષ્ઠ શુદ ૫ને દિને ચંદ્ર પુનર્વસુ નક્ષત્રમાં અને વાર ગુરૂ આવે છે. એજન.

ચાર્ય) થયા. તેમના શિષ્ય જ્યોતિષ્ અને નિમિત્ત–શાસ્ત્રના જ્ઞાતા દેલ્લમહત્તર થયા તેમના શિષ્ય દુર્ગસ્વામી થયા કે જેઓ મૂળ ધનવાન્ કીર્તિશાલી બ્રહ્મગોત્ર વિભૂષણ–બ્રાહ્મણ હતા અને પછી જેમણે જૈન સાધુની દીક્ષા લીધી હતી તથા જેમણે ભિલ્લમાલ (દક્ષિણ મારવાડના હાલના ભીન્માળ)મા સ્વર્ગવાસ કર્યો તેમના શિષ્ય સિદ્ધર્ષિ પોતે હતા

૨૪૮ દુર્ગસ્વામી સિદ્ધર્ષિના ગુરૂ હતા અને મુખ્યત્વે કરીને તેમની અનુકરણીય ધર્મવૃત્તિ માટે સિદ્ધર્ષિ તેમની સ્તુતિ કરે છે. તે ગુરૂ અને શિષ્ય બનેને ગર્ગસ્વામીએ[૧૮૫] દીક્ષા આપી હતી. ગર્ગસ્વામી સબધી કઇ હકીકત સિદ્ધર્ષિએ આપી નથી, પણ સિદ્ધર્ષિએ પ્રત્યક્ષભાવ રૂપે ઘણી સ્તુતિ આચાર્ય હરિભદ્રની કરી છે.

૨૪૯ તે સ્તુતિ આ પ્રમાણે છે—

'જે હરિભદ્ર ધર્મગ્રંથો રચવામા–સગ્રહ કરવામા રત છે તથા સત્ ઉપગ્રહમા જેની બુદ્ધિ અખંડપણે લીન છે, તથા જે પોતાના અતુલ ગુણસમૂહથી પોતે ગણધર હોય તેવો ભાસ આપે છે

'જેમનુ બહુવિધ મન શ્વેત કમલ અને ચંદ્ર જેવું વિશદ જોઇને હાલના જમાનાના નિર્મલબુદ્ધિ મનુષ્યો સત પુરૂષોના ગુણોના વર્ણનની સત્યતા માને છે–કબૂલ કરે છે.

'આવા હરિભદ્રસૂરિના ચરણની રજ તુલ્ય હુ સિદ્ધર્ષિએ ગીર્દેવીસરસ્વતીની બનાવેલી આ ઉપમિતિભવપ્રપચા કથા સિદ્ધના નામથી કહી છે" અથવા

'ધર્મમા મને પ્રવેશ કરાવનાર—ધર્મબોધકર આચાર્ય હરિભદ્ર છે અ. ગ્રન્થના પ્રથમ પ્રસ્તાવમા ધર્મબોધકરનુ વર્ણન છે તે ધર્મબોધકર સત્ય રીતે આચાર્ય હરિભદ્ર છે

---

૧૮૫ પ્રાચીન છ કર્મગ્રથો પૈકીના પહેલા કર્મગ્રથ નામે શતકના રચનાર ગર્ગર્ષિ આજ હશે ('સટીક ચત્વાર પ્રાચીન કર્મગ્રંથા' પ્ર૦ જૈન આ૦ સભાની પ્રસ્તાવના)

'જે હરિભદ્રે પોતાની અચિન્ત્ય શક્તિથી મારામાથી કુવાસનામય ઝેરને દૂર કરીને કૃપા કરી સુવાસનારૂપ અમૃત મારા લાભ માટે શોધી કાઢયુ છે તે હરિભદ્રસૂરિને મારા નમસ્કાર છે

'કે જે (હરિભદ્રે) શુ બનવાનુ છે તેની અગમચેતી કરી મારા માટે ચૈત્યવન્દન ઉપર લલિતવિસ્તરા નામની ટીકા બનાવી હોય નહિ તેમ બનાવી હતી (જુઓ પ્રશસ્તિ)

૨૫૦. આ પરથી, તેમજ આ ગ્રથમા પ્રથમ પ્રસ્તાવની પીઠિકામા **નિષ્પુણ્યક** નામના ભિખારીના ચરિત્રના રૂપકના રૂપમા **સિદ્ધર્ષિ** સસારી જીવને સત્ય ધર્મ પ્રાપ્ત થયાના વખતથી સપૂર્ણ સસાર-ત્યાગ કરતા કેવુ ધીમે ધીમે ઉંચે ચઢવુ પડે છે તેનુ વર્ણન આપે છે-પછી આ **નિષ્પુણ્યક** ભિક્ષુક તે બીજો કોઈ નહી પણ ભગવત્ ધર્મ પ્રાપ્ત થતા પહેલાનો મારો પોતાનો જીવ (**मदीयो जीवः** શ્લોક ૪૬૨) છે અને પછી પોતાના જાત અનુભવની (**स्वसंवेदनसिद्धं**) વાત કહે છે અને જણાવેછે કે રૂપકમા જે ધર્મબોધકર જણાવેલ છે તે મને ધર્મ પ્રાપ્ત કરાવનાર સૂરિ ( **सूरि र्यो मत्प्रबोधक** શ્લોક ૪૭૪.) એટલે ઉપરોક્ત શ્રી **હરિભદ્રસૂરિ** છે એમ સ્પષ્ટ થાય છે. આ હરિભદ્રસૂરિ **સિદ્ધર્ષિ**ના સાક્ષાત ગુરૂ નથી પણ પરોક્ષ ધર્મબોધકર હતા કારણકે તેમની **લલિતવિસ્તરા** ટીકા **સિદ્ધર્ષિ**ને ધર્મપ્રાપ્ત કરાવવામા પછીથી નિમિત્તભૂત થઈ એમ 'એવ શબ્દથી સિદ્ધ થાયછે ( જુઓ ટિપ્પણ ૬૮ ) એમ શ્રી **જિનવિજયે** સિદ્ધ કર્યુ છે.

૨૫૧. કર્ત્તાએ આ કથામા પોતાના વર્ણનો સર્વ સાધારણ લાગુ પાડી શકાય તેમ કરવાની અને પોતાની જાતને બને તેટલી દૂર રાખવાની સંભાળ લીધી છે, પણ તે ઉપરથી સાસારિક સબધ અને વૃત્તિઓ દૂર કરવાના બતાવેલા એક પછી એક પ્રયત્નો તરફ આપણો આનંદ તથા ભક્તિભાવ ઓછા થતા નથી બીજા સસ્કૃત ગ્રથકર્ત્તાઓના કરતા **સિદ્ધર્ષિ**ની આતરિક વૃત્તિઓનો ઇતિહાસ આપણને ઘણો મળે છે. તે પરથી આપણને **સિદ્ધર્ષિ**ના સપૂર્ણ નિખાલસપણા તથા તીવ્ર મનોભાવની ખાત્રી થાય છે અને વાચક જેમ જેમ આ પુસ્તક

વાચતો જશે તેમ તેમ તે બાબતની તેને વિશેષ ખાત્રી થતી જશે તેથી ભારતના ધર્મ અને નીતિના લખનાર ગ્રંથકારોમા **સિદ્ધર્ષિ** પ્રથમ દરજ્જાના ધર્મ તથા નીતિના ગ્રથકર્ત્તા છે એમ આપણે ખુશીથી કબૂલ કરીએ છીએ

૨૫૨. આ રૂપક કથાનો ગ્રથ તેમણે **ભિલ્લમાલ** નગરમા આવેલા મુખ્ય જૈન દેરાસરમા પ્રસિદ્ધ કર્યો હતો, અને દુર્ગસ્વામીની ગણા નામની શિષ્યાએ તે ગ્રથની પ્રથમ પ્રત લખી હતી. આ ગ્રથ સસ્કૃતમા શા માટે લખ્યો તે સબધી કર્તા કહે છે કે -'ભાષામા પ્રાધાન્યને યોગ્ય બે ભાષા નામે સસ્કૃત અને પ્રાકૃત છે તેમા સસ્કૃત દુર્વિદગ્ધના હૃદયમા રહેલી છે. જ્યારે પ્રાકૃત તો બાલ–સામાન્ય જીવોને સદ્બોધક અને કર્ણમધુર છે, છતા પ્રાકૃતમા રચના નથી કરી, કારણકે સર્વેને–દુર્વિદગ્ધ તેમજ બાલના ચિત્તનુ રજન કરવાનો ઉપાય હોય તો તે કરવો ઘટે તેથી તે કારણે સંસ્કૃતમા રચી ને તે સસ્કૃત પણ અતિ ગૂઢાર્થવાળુ નહિ, લાબા વાક્ય દંડકોવાળુ નહિં, અપ્રસિદ્ધ શબ્દોવાળુ નહિ, તેથી સર્વજનને ઉચિત એવુ સંસ્કૃત વાપર્યુ છે.[૧૮૬]

૨૫૩ આ ઉપમિતિ ગ્રથ ઉપરાત **સિદ્ધર્ષિએ** શ્રી **ચંદ્રકેવલિ** ચરિત્ર[૧૮૭] કે જે મૂળ પ્રાકૃતમા હતુ તે સસ્કૃતમા કર્યુ. (ગુપ્ત) ૫૯૮

---

૧૮૬. संस्कृता प्राकृता चेति भाषे प्राधान्यमर्हत ।
तत्रापि सस्कृता तावद् दुर्विदग्धहृदि स्थिता ॥५१॥
वालानामपि सद्वोधकारिणी कर्णपेशला ।
तथापि प्राकृता भाषा न तेषामपि भासते ॥५२॥
उपाये सति कर्त्तव्य सर्वेषा चित्तरञ्जनम् ।
अतस्तदनुरोधेन सस्कृतेयं करिष्यते ॥५३॥
न चेय मतिगूढार्था न दीर्घै र्वाक्यदण्डकै ।
न चाप्रसिद्धपर्यायैस्तेन सर्वजनोचिता ॥५४॥ ઉ ભ કથા

૧૮૭ આની પ્રત વડોદરામા (છાણીમા) પ્રવર્ત્તક શ્રી કાન્તિવિજયજીના ભડારમાં છે તેની પ્રશસ્તિમા એમ છે કે—

ના વર્ષમા એટલે વિ સ. ૯૭૪ મા. વળી તેમણે ધર્મદાસ ગણિકૃત પ્રાકૃત ઉપદેશમાળા પર સસ્કૃત વિવરણ–ટીકા લખેલ છે. આ ગ્રથ બે જાતનો છે–એક ઘણી કથાઓ વાળો મોટો[188] અને બીજો લઘુવૃત્તિ નામનો નાનો ગ્રથ[189] આ સંસ્કૃત વૃત્તિ અતિ ઉપયોગી છે.[190] વળી સિદ્ધસેન દિવાકરકૃત ન્યાયાવતાર ગ્રથ ઉપર સિદ્ધ વ્યાખ્યાનિક કૃત વૃત્તિ પણ તેમની છે[191] તત્ત્વાર્થાધિગમ સૂત્ર પર વૃત્તિના રચનાર સિદ્ધર્ષિ (?) જુદા છે[192] અને તેજ મુજબ સિદ્ધ-

---

वस्वङ्केषु (५९८) मिते वर्षे श्री सिद्धर्षिरिद महत् ।

प्राक् प्राकृतचरित्राद् वि चरित्र सस्कृत व्यधात् ॥

આ શ્લોક ટાકી ડા મિરોનો (Mironow) સિદ્ધર્ષિ પરના ૧૯૧૧ના એક નિબંધમા જણાવે છે કે આ ૫૯૮નુ વર્ષ ગુપ્ત સવતનુ સમજવુ ઘટે. તેનો વિક્રમ સંવત્ ૯૭૪ અને ઇ સ ૯૧૭ થાય કે જે ઉપમિતિભવપ્રપચ કથાના રચ્યા સં. ૯૬૨ સાથે બરાબર બધ બેસે

૧૮૮ પી રી ૩, ૧૭૨. ૧૮૯ પી રી ૩, ૧૩૦. ૧૯૦ ડા. યાકોબી કહે છે કે 'હુ આશા રાખુ છું કે કોઇ વિદ્વાન્ કથાઓ સાથે તે વિવરણ પ્રસિદ્ધ કરવા પ્રયત્ન કરશે ગ્રથકર્ત્તાની કીર્ત્તિ અને ગ્રથનો સમય જોતાં તે વિવરણનો ગ્રથ અધારામાથી બહાર લાવવા માટેનાં ખાસ કારણો છે'

कृतिरियं जिनजैमिनिकणयुक्सौगतादिदर्शनवेदिन सकल-ग्रंथार्थनिपुणस्य श्री सिद्धर्षे र्महाचार्यस्येति–એટલે કે જૈન, જૈમિનીય, કણાદ–સાંખ્ય, સૌગત–બૌદ્ધ આદિ દર્શન જાણનાર, સકલ ગ્રથોના અર્થથી નિપુણ એવા શ્રી સિદ્ધર્ષિ મહાચાર્યની આ કૃતિ છે, એમ ગ્રથને અતે જણાવ્યુ છે આ પર વર્ધમાનસૂરિએ કથાનક યોજેલ છે પી ૫, પરિ. પૃ ૫૭ વળી આ સિદ્ધર્ષિની વૃત્તિ પરથીજ ગાથાર્થ લઈને રત્નપ્રભસૂરિએ સં ૧૨૩૮ મા ઉપદેશમાલા વૃત્તિ રચી છે કે જેની અંતે સિદ્ધર્ષિને 'વ્યાખ્યાતૃચૂડામણિ' યથાર્થપણે કહેલ છે

૧૯૧ 'કારણ કે સિદ્ધર્ષિને व्याख्यातृ નુ બિરૂદ હતુ (પ્રભાવકચરિત શૃગ ૧૪ શ્લો ૯૭; પી ૩, પૃ ૧૬૮) અને પોતાના બનાવેલા બે ગ્રંથના છેડે તેઓ सत्साधुभि. कृतकृपैर्मयि शोचनीय એ શબ્દો લખે છે ને તેવું જ વાક્ય આ વૃત્તિના અતે પણ છે.

૧૯૨. જુઓ જૈન ગ્રંથાવલી પૃ ૭૨ ટિપ્પણ ૩. તેનુ ખરૂ નામ સિ-

યોગમાળા અને દ્વાદશાર નયચક્ર એ બને પરના વૃત્તિકાર સિદ્ધર્ષિ આ સિદ્ધર્ષિથી ઘણુ કરી જુદા છે

૨૫૪ આ સિદ્ધર્ષિ સબધીનો પ્રબધ પ્રભાવકચરિતમા (પૃ. ૧૯૭-૨૦૫) છે તેમા તેમના ગુરૂપરપરાની તથા હરિભદ્રસૂરિ સાથેના તેમના સબધની હકીકત તથા માઘકવિ સાથેના સગપણ વગેરેની હકીકત આવે છે.[૧૯૩]

૨૫૫ સ. ૯૭૫ મા (બૃ ટિ) નાઇલ્લ (નાગેદ્ર) કુલના આચાર્ય સમુદ્રસૂરિના હસ્તદીક્ષિત શિષ્ય વિજયસિહસૂરિએ પ્રાકૃત ભાષામા ૮૯૧૧ ગાથાબદ્ધ ભુવનસુન્દરી કથા રચી. પી. ૧, ૩૮.

૨૫૬. પ્રાય આ દશમા શતકમા સજ્જન ઉપાધ્યાયના શિષ્ય મહેશ્વરસૂરિએ પંચમી-માહાત્મ્ય (જ્ઞાનપચમી કથા પા. સૂચિ ન ૪૦) પ્રાકૃતમા રચ્યુ. પ્રાકૃતમા રચવા માટેનો ઉદ્દેશ પોતે જણાવેછે કે —

"મદ બુદ્ધિવાળા જીવો સસ્કૃત કાવ્યના અર્થને જાણી શકતા નથી તેથી મદ અને મેધાવી સર્વ કોઇને સુખે બોધ થઇ શકે એવું આ પ્રાકૃત કાવ્ય રચ્યું છે

"ગૂઢ અર્થવાળા દેશી-પ્રાકૃત શબ્દોથી રહિત સુલલિત-અત્યત સુદર વર્ણોથી રચાયેલ રમણીય પ્રાકૃત કાવ્ય આ લોકમા સુખકર નથી થતું ?

"પરોપકાર-પરાયણ પુરૂષે આ લોકમા પ્રાકૃત ભાષા ભણવી-બોલવી જોઈએ, કે જે ભાષાવડે સર્વ કોઈ મન્દ બુદ્ધિવાળા જીવોને પણ વિશેષ બોધ થઇ શકે

૨૫૭. આમા ગ્રંથકારે જ્યેષ્ટ પચમી અને લઘુ પચમી એવા બે પ્રકાર, જ્ઞાનની આરાધના માટે જ્ઞાનપંચમીના પાડી તે આરાધવાનો સમય, પચમી વ્રત ગ્રહણ કરવાની વિધિ, વ્રત પૂર્ણ થયે કરવાનુ ઉજમણુ અને આ વ્રત આરાધવાથી પહેલા જયસેન-છેલ્લા

---

ક્ષ્ગેનગણિ છે પી ૩, ૮૩ કે જેમા તેમણે દિન્નગણિ-સિહસૂરિ-ભાસ્વામીના શિષ્ય પોતે હોવાનું જણાવ્યું છે

૧૯૩ આ પ્રભાવક ચરિતની હકીકત ડા યાકોબી સાચી માનતા નથી. જુઓ ડા યાકોબીની ઉપમિતિભવપ્રપચકથા (બિબ્લિઓથેકા ઇંડિકાની આવૃત્તિ) પરની પ્રસ્તાવના, કે જેમા આ સિદ્ધર્ષિની ઘણી ખરી હકીકત મળશે ને તેના સારનો ઉપયોગ અહીં કરવામા આવ્યો છે.

ભવિષ્યદત્ત એમ દશ જણને સૌભાગ્ય વગેરે દશ પ્રકારના ફળ પ્રાપ્ત થયા તે ૧૦ કથાઓ આપી છે. આની પ્રત સં ૧૦૦૯ની તાડપત્ર પર લખાયેલી જેસલમેર ભંડારમાં હતી એવો ઉલ્લેખ મળે છે. (આ પૈકી ભવિષ્યદત્ત કથા પરથી ધર્કટ વણિક-ધનપાલે અપભ્રંશમાં ભવિસ્સયત્ત કહા-પંચમી કહા રચી જણાય છે) સંયમમંજરી નામનું અપભ્રંશમાં કાવ્ય રચનાર મહેશ્વર સૂરિ પ્રાય આ કર્ત્તા હોય

૨૫૯ 'વિ. સં. ની ૧૦ મી શતાબ્દી આસપાસથી કુટિલ લિપિમાંથી નાગરી લિપિ બનવા લાગી કે જે હાલ પ્રચલિત છે.[૧૯૪]

૨૫૯. 'પ્રાકૃતના એક રૂપાન્તરથી 'અપભ્રંશ' ભાષા બની. જેમાંથી હિંદી, ગૂજરાતી, તથા રાજપૂતાનાની ભાષાઓની ઉત્પત્તિ થઈ તે ભાષાનું પ્રાચીન સાહિત્ય વિ સં ની દશમી શતાબ્દીની આસ-પાસથી મળે છે',[૧૯૫] પત્તો લગાડતાં જણાયછે કે તે અપભ્રંશ સાહિત્ય ૮મી સદી પૂર્વથી મળે છે કે જે 'અપભ્રંશ સાહિત્ય'નો પરિચય 'જૈન ગૂર્જર કવિઓ'ના પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં બહુ વિસ્તારથી કરાવ્યો છે. છતાં અત્યારે ટુંકમાં એટલું કહેવું પડશે કે દેશી ભાષાઓની જનની અપભ્રંશ ભાષાના મૂળ પૂરા નખાઈ ગયાં હતા. તે ભાષામાં ગ્રંથો વિ. સં. ૮ મા શતકથી પૂર્વે રચાવા માંડયા એટલે તે ભાષા સાહિત્ય-ભાષા થઈ ગઈ-અપભ્રંશ ભાષાનો ખરો કાળ શરૂ થયો-લોકોની બોલીચાલીની તે ભાષા પ્રૌઢ બની અને તે બદલાતા બદલાતા એવા સ્વરૂપમાં આવતી ગઇ કે જેમને આપણે આધુનિક ભાષા કહેવા લાગ્યા છીએ તે ગૂજરાતી, હિન્દી, મરાઠી આદિ દેશી ભાષાઓ પરિણત થઈ. આ ભાષાઓના પ્રાચીનતમ ગ્રંથો આ શતક પછી ઘણાકાળે થયેલા છે. જૂની ગૂજરાતી ૧૩ મા શતકથી યા તે પૂર્વની કહી શકાય

૨૬૦. ચાવડાઓ જૈન યતિઓને સત્કારતા અને ચાવડાવંશના કુલગુરુ પણ ચૈત્યવાસી જૈન સાધુઓ હતા. એ સંબંધી દુહો પણ છે કે-

શિસોદીયા સંડેસરા, ચઉદશિયા ચોહાણ,
ચૈત્યવાસિયા ચાવડા, કુલગુરુ એહ વખાણ.

---

૧૯૪ ઓઝાજી રાજપૂતાનેકા ઇતિહાસ પ્રથમ ભાગ પૃ ૨૨
૧૯૫ " પૃ ૨૦.

# વિભાગ ત્રીજો.

## સંસ્કૃત સાહિત્યનો ઉત્કર્ષ.

[વિ. સં. ૧૦૦૧ થી સં. ૧૨૩૦]

जयजंतुकप्पपायव चंदायवरागपंकयवणस्स ।
सयलमुणिगामगामणि तिलोअचूडामणि नमो ते ॥
पावन्ति जस असमंजसा वि वयणेहिं जेहिं परसमया ।
तुह समयमहो अहिणो ते मंदा बिन्दु निस्सन्दा ॥

—ધનપાલ કૃત ઋષભપંચાશિકા,

—હે જીવોને કલ્પવૃક્ષ (સમાન)! રાગરૂપી કમલવનને ચંદ્રાતપ (સમાન)! સમસ્ત મુનિગણના નાયક! ત્રિલોકચૂડામણી! તને નમસ્કાર

જે અસમંજસ વચનો વડે પરસિદ્ધાન્તો યશ મેળવે છે તે તારા સમય-પ્રવચન મહોદધિના મંદબિંદુનાં કણો છે.

जयन्तु सूरयोन्येपि येषा वाग्ब्रह्मवैभवं ।
ग्रन्थसृष्टौ महाकाव्यसर्गेषु च नवं नव ॥
वंद्यास्ते रामवत्संतो यैर्व्यस्तखरदूषणै ।
क्रियते विबुधै सेव्यो निष्कलंकाकृति कवि ॥

—અન્યસૂરિઓ-આચાર્યોને પણ જય થાઓ કે જેમનો વાગ્બ્રહ્મ-વૈભવ ગ્રંથસૃષ્ટિમાં તથા મહાકાવ્યના સર્ગોમાં નવો નવો હોય છે.

—તે સંતો રામની પેઠે વંદ્ય છે કે જે વિબુધો ખરોના દૂષણો ટાળીને નિષ્કલંક આકૃતિવાળા કવિને સેવે છે.

—મુનિરત્નકૃત અમમચરિત્ર

# વિભાગ ત્રીજો.

## સંસ્કૃત સાહિત્યનો ઉત્કર્ષ.

[ વિ સ. ૧૦૦૧ થી ૧૨૩૦. ]

## પ્રકરણ ૧ લું.

### સોલંકી વંશનો સમય-મૂલરાજથી કર્ણ.

[ વિ સ. ૧૦૦૧ થી ૧૧૫૦. ]

शिवदा सन्तु तीर्थेशा वीघ्नसघातघातिन ।
भवकूपोध्धृतौ येषा वाग्वरत्रायते नृणाम् ॥

—શાન્ત્યાચાર્ય–ઉત્તરાધ્યયનવૃત્તિ

—જેમની વાણી મનુષ્યોને ભવકૂપમાંથી રક્ષણરૂપ થાય છે એવા તીર્થંકર વિઘ્નના સમૂહને ટાળનાર શિવદાયી થાઓ ।

૨૬૧ પાટણની ગાદી પર ચૌલુક્ય પ્રથમ રાજા મૂલરાજ કે જેના રાજ્યાભિષેકના બે સવત્ –સં. ૯૯૮ (પ્રબધ ચિંતામણીમા) અને ન ૧૦૧૭ [૧૯૬](વિચારશ્રેણીમા) આપવામા આવ્યા છે, તે પ્રતાપી રાજાએ સિદ્ધપુરમા રૂદ્રમહાલય (રૂદ્રમાળો) નામના શિવાલયની પ્રતિષ્ઠા માટે કનોજ આદિ ઉત્તર પ્રદેશોથી અનેક બ્રાહ્મણોને ગૂજરાતમા બોલાવી વસાવ્યા હતા કે જેઓ 'ઔદિચ્ય' (ઉદિચ્ય–ઉદિચી એટલે ઉત્તરમાથી આવેલા)–કહેવાયા તે રાજાનો વશ બહુ ચાલ્યો–સ ૧૨૯૯ સુધી તે વશમા સિદ્ધરાજ ને કુમારપાલ મહા પ્રતાપી રાજાઓ થયા, કે જેમના સમયમા ગૂજરાત ઉન્નતિની ટોચે પહોચ્યુ તેમના સમય પહેલાની જૈન અને જૈનસાહિત્યની સ્થિતિ જોઇએ

---

૧૯૬ આ બીજો સ ૧૦૧૭ બરાબર છે જુઓ 'ગૂજરાત અને માળવાના પ્રાચીન ઇતિહાસપર નવો પ્રકાશ' એ નામનો લેખ પુરાતત્ત્વ પુ ૨ પૃ. ૪૯, તથા નાગરી પ્ર૦ ૫ ભાગ ૧ પૃ ૨૧૪–૧૫

૨૬૨ ચંદ્રગચ્છના જંબૂ (જંબૂનાગ) નામના સાધુ કે જેમણે વિદ્વત્સંસદ્‌મા ગૌરવ પ્રાપ્ત કર્યું હતુ તેમણે સં ૧૦૦૫ મા મણિપતિ-ચરિત્ર[૧૯૭] રચ્યુ ને તે ઉપરાત જિનશતક કાવ્ય સ્તવનરૂપે રચ્યુ કે જે કાવ્ય પર નાગેન્દ્રગચ્છના સામ્બમુનિએ સ. ૧૦૨૫મા વિવરણ ટીકા-પંજિકા (પી. ૧, ૯૦) રચેલ છે. વળી જંબૂએ ચંદ્ર-દૂતકાવ્ય (જેસ પ્ર. ૮૦) પણ રચ્યુ લાગે છે

૨૬૩ ચંદ્ર-(પછીથી થયેલ રાજ) ગચ્છમા પ્રદ્યુમ્નસૂરિ વૈદિક શાસ્ત્રમા પારગામી હતા. તેમણે અલ્લની[૧૯૮]રાજસભામા દિગબ-બરોને પરાજિત કર્યા હતા અને સપાદલક્ષ, ત્રિભુવનગિરિ આદિના રાજાને જૈન કર્યા હતા, અને તેઓ જબરા વાદી હતા એમ તેમના પરંપરામા થયેલ માણિક્યચંદ્રસૂરિએ પોતાના પાર્શ્વનાથચરિતની

---

૧૯૭ પ્ર૦ હેમચદ્ર ગ્રથમાલા અમદાવાદ. જુઓ તેની પ્રસ્તાવના

૧૯૮ પ્રભાવક ચરિતની પ્રશસ્તિમા જણાવ્યુ છે કે—

यत्संगमामृतरसैर्वहव सुधर्माधीशा भवन्ति सुविय सुमनोभिरामा ॥
अल्लूसभाया विजिते दिगवरे तदीयपक्ष कलिकोगरक्षक ।
दातुं प्रभोरेकपट समानयेत्तमेकपट्ट जगृहे सुधीषु य ॥ ३ ॥

આ પ્રભાવકચરિતના સશોધક પ્રદ્યુમ્નસૂરિ પોતાના સમરાદિત્ય સક્ષેપ-ની આદિમા લખે છે કે—

वाद जित्वाल्लुकक्ष्मापसभाया तलपाटके ।
आत्तैकपट्टो यस्तं श्री प्रद्युम्न पूर्वजं स्तुवे ॥

આ અલ્લૂ (અલ્લટ) રાજા-તે મેવાડની ખ્યાતોના આલુ (આલુ રાવલ) સાથે મળે છે તેના સં ૧૦૦૮-૧૦૧૦ ના શિલાલેખપરથી જણાય છે કે તે મેવાડપર આહાડ (આઘાટ)મા રાજ્ય કરતો હતો. કદાચ મૂલ રાજધાની નાગદાથી નવી રાજધાની આહાડ કરી હોય.

અલ્લટના પિતા ભર્તૃપટ્ટ (બીજા)એ મેવાડના ભર્તૃપુર (ભટેવર ગામ) વસાવ્યું મનાય છે કે જે નામ પરથી જૈનોનો ભર્તૃપુરીય (ભટેવરા) ગચ્છ

પ્રશસ્તિમા સ્પષ્ટ જણાવ્યુ છે[૧૯૯]

૨૬૪ ઉક્ત પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય 'ન્યાયવનસિંહ' અથવા 'તર્ક પચાનન'નુ બિરૂદ ધરાવનારા [૨૦૦]અભયદેવસૂરિએ સિદ્ધસેનદિવાકર

---

પ્રસિદ્ધ છે અલ્લટની રાણી હરિયદેવી હૂણ રાજાની પુત્રી હતી અને તે રાણીએ હર્ષપુર ગામ વસાવ્યુ હતું (કે જે પરથી હર્ષપુરીય ગચ્છ થયો છે) એવો શિલાલેખ મળે છે ઓઝાજી રા ઇ ૨, પૃ ૪૨૬-૪૨૮

આ રાજાની રાણીને થયેલ રેવતી દોષ બલિભદ્રસૂરિએ ટાળ્યો હતો. આ રાજાના મંત્રિએ આઘાટમા જિનમદિર કરાવી તેમા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા ચિતોડથી યશોભદ્રસૂરિને બોલાવી તેમની પાસે કરાવી હતી. તે યશોભદ્રસૂરિ સડેરક ગચ્છના હતા ને સ ૧૦૨૯ મા સ્વર્ગે ગયા -એ રાસ સગ્રહ ભાગ ૧ આના સમયમા ચિતોડમા હાલ જે પ્રસિદ્ધ જૈન કીર્તિ-સ્તભ છે તે બધાયો એમ કહેવાય છે

૧૯૯ पुष्णा विग्रहज विकारमखिल निर्मूलमुन्मूलय-
स्तत्राद्य समभूद् भवामयभिषक् प्रद्युम्नसूरिर्गुरु ।
येन स्वेदयता प्रयुज्य तरला तर्कोज्ज्वला भारती
वादीन्द्रा' प्रविलापिनो घनतर दर्पज्वर त्याजिता ॥४॥
दिगम्बरसमाक्रान्तवेकपद्र समाददे ।
य प्रत्यक्ष नरेन्द्रस्य जगतस्तद्यश पुनः ॥५॥
नीरागता निधा राजगच्छभूर्गुणवारिधि ।
सूरि प्रद्युम्न मर्याख्य पूर्व व पूर्वजोऽभवत् ॥२८॥
सपादलक्षगोपाल त्रिभुवनगिर्यादि देशगोपालान् ।
यश्च धतुरधिकाशीत्या वादजयैरजयामास ॥२८॥
श्री अभयदेवसूरिरस्तच्छिष्यस्तर्कभूरभूत् ।
भग्नाभनालितुमुलादग्नीर्यदास्यमशिश्रियत् ॥२९॥

—પાર્શ્વનાથચરિત પી ૩, ૧૫૮-૧૬૨.

૨૦૦ नार्विरागस्त्यविस्तारि सत्प्रज्ञाचुलकैश्चिरं ।
वर्धते पीयमानोऽपि येषा वादमहार्णव ॥

—તેના સતાનીય સિદ્ધસેન સૂરિકૃત પ્રવચન સારોદ્ધાર વૃત્તિ સ ૧૧૪૮.

કૃત **સન્મતિતર્ક** પર **તત્ત્વબોધવિધાયિની** ટીકા ૨૦૧કે જેને 'વાદમહાર્ણવ' પણ કહેવામાં આવે છે તે સંસ્કૃતમાં રચી છે, ને પરથી જણાય છે કે દાર્શનિક વિષયના તેઓ અસાધારણ વિદ્વાન્ હતા આમાં અનેકાન્ત દૃષ્ટિનું સ્વરૂપ, તેની વ્યાપ્તિ અને તેની ઉપયોગિતા સિદ્ધ કરવામાં આવી છે તેથી તે ટીકા અનેકાન્તદૃષ્ટિનો દાર્શનિક ગ્રંથ છે આ ટીકામાં મૂલ કરતાં બિલકુલ જુદી શૈલી છે. તેમણે જે જે વિષયના વાદો લખ્યા છે, તે વિષય ઉપર તે વખતે ભારતીય સમગ્ર દર્શનોમાં જેટલા મતમતાંતરો અને પક્ષપ્રતિપક્ષો હતા, તે

---

तर्कग्रंथविचारदुर्गमवनीसंचारपंचानन-
स्तत्पट्टेऽभयदेवसूरिरजनि श्वेताम्बरग्रामणी ।
सद्वाक्य श्रुतिलालसा मधुकरीकोलाहलागंकिनी
हित्वा विष्टरपंकजं श्रितवती ब्राह्मी यदीयाननम् ॥
दृङ्निम्नगा सत्पथमेदमेता ध्रुवं करिष्यंति जडैः समेता ।
इतीव रोधाय चकार तासां ग्रन्थं नवं वादमहार्णवं य ॥

—તેના સંતાનીય માણિક્યચંદ્રસૂરિકૃત પાર્શ્વનાથચરિત પ્રશસ્તિ સં ૧૨૭૬ પી. ૩, ૧૫૮-૫૯

शिष्योऽस्याभयदेवसूरिरभवज्जाड्याधकारं हरन्
गोभिर्भास्करवत्परां विरचयन् भव्याप्तवर्गेच्छदम् ।
ग्रंथो वादमहार्णवोऽस्य विदितः प्रौढप्रमेयोर्मि(भृ)त्
दत्तेर्थं (?) जिनशासनप्रवहणं सांयात्रिकाणां ध्रुवम् ॥

—તેના અન્ય સંતાનીય પ્રભાચંદ્રકૃત પ્રભાવકચરિત સં ૧૩૩૨

૨૦૧ મુદ્રિત પુરાતત્ત્વમંદિર અમદાવાદ મિત્રનું કેટલોગ ૧૦, પૃ ૩૯-૪૦. **વાદમહાર્ણવ** એ **સન્મતિતર્ક**પરની ટીકા હશે એમ કેટલાક માને છે કારણકે તે ટીકામાં વિસ્તૃત વાદો છે. सम्मतितर्क प्रकरण **પ્રથમ** ભાગ સંપાદકીય નિવેદન પ્ર૦ પુરાતત્ત્વમંદિર અમદાવાદ આમ કહેવાનું કારણ એ છે કે **મલ્લિષેણ, રાજશેખર, યશોવિજયજીએ** વાદમહાર્ણવનું નામ લખી જે પાઠો આપ્યા છે તે ઉક્ત ટીકામાં બરાબર ઉપલબ્ધ થાય છે.

બધાની વિસ્તૃત નોધ કરી છે, તેથી આ ટીકાને વિક્રમની દશમી શતાબ્દી સુધીના દર્શનવિષયક વાદોનુ સંગ્રહસ્થાન કહી શકાય.

૨૬૫ 'આ ટીકાકારે વાદપદ્ધતિ વિદ્વત્તાપૂર્વક એવી ગોઠવી છે કે. જે વિષયમા વાદ શરૂ કરવાનો હોય, તે વિષયમા સૌથી પહેલા સિદ્ધાન્તથી વધારે વેગળો એવો પહેલો પક્ષકાર આવી પોતાનો મત સ્થાપે છે ત્યાર બાદ સિદ્ધાન્તથી ઓછો વેગળો એવો બીજો પક્ષકાર આવી પોતાના મતને સ્થાપી પ્રથમ પક્ષની ભ્રાન્તિઓ દૂર કરે છે, ત્યારબાદ સિદ્ધાન્તની કંઈક સમીપે રહેલો ત્રીજો પક્ષકાર આવી બીજા પક્ષની ભૂલો સુધારે છે, અને એ ક્રમે આગળ વધતા છેવટે અનેકાન્ત-વાદી સિદ્ધાન્તી આવી છેલ્લા પ્રતિપક્ષીનુ મન્તવ્ય શોધી અનેકાન્ત દૃષ્ટિએ તે વિષય કેવો માનવો જોઇએ તે બતાવે છે આવી વાદ-પદ્ધતિ ગોઠવેલી હોવાથી કોઇ પણ વિષયમા પ્રત્યેક પક્ષકારનુ શુ માનવુ છે, અને એક બીજા પક્ષકાર વચ્ચે શો શો મતભેદ છે, અને તેમા કેટકેટલુ વજન છે. એ બધુ તુલનાત્મક દૃષ્ટિએ જાણી શકાય તેથી ટીકાકારની પ્રતિપાદન—સરણીને અનેક વાદીઓની ચર્ચા—પરિ-ષદ્ સાથે સરખાવી શકાય, કે જેમા કોઇ પણ વિષય ઉપર દરેક વાદી પોતપોતાનુ પૂર્ણ મન્તવ્ય સ્વતંત્રતાપૂર્વક અનુક્રમે રજુ કરતા હોય. અને છેવટે જેમા એક સર્વવિષયગ્રાહી સભાપતિ દ્વારા સમન્વય ભરેલુ છેવટ લવાતુ હોય

૨૬૬. ' જોકે ટીકામા સેંકડો દાર્શનિક ગ્રંથોનુ દોહન જણાય છે, છતા સામાન્ય રીતે મીમાંસક કુમારિલભટ્ટનુ **શ્લોકવાર્તિક**, **ના-લન્દા** વિશ્વવિદ્યાલયના આચાર્ય **શાંતિરક્ષિતકૃત તત્ત્વસંગ્રહ** ઉપરની **કમલશીલકૃત પંજિકા**, અને દિગમ્બરાચાર્ય **પ્રભાચંદ્રના પ્રમેયકમલ-માર્તંડ** તથા **ન્યાયકુમુદચન્દ્રોદય** વિગેરે ગ્રન્થોનુ પ્રતિબિમ્બ મુખ્યપણે આ ટીકામા છે, તેવી રીતે **વાદિદેવસૂરિનો સ્યાદ્વાદરત્નાકર**, **મલ્લિ-ષેણસૂરિની સ્યાદ્વાદમંજરી**, ઉપાધ્યાય **યશોવિજયજીની નયોપદેશ** ઉપરની **નયામૃતતરંગિણી** ટીકા અને **શાસ્ત્રવાર્તાસમુચ્ચયની** ટીકા

આદિ પાછળની કૃતિઓમા આ સન્મતિની ટીકાનુ પ્રતિબિમ્બ છે'[૨૦૨]

૨૬૭ 'સન્મતિતર્ક મૂળ તે ૧૬૭ પ્રાકૃત આર્યાછંદમા છે તેના પર પચ્ચીસ હજાર શ્લોક પ્રમાણ જેટલી પ્રસ્તુત ટીકા છે. ટીકા મૂળ ગ્રથરૂપ નગરનુ દ્વાર કહેવાય પણ પ્રસ્તુત ટીકા મૂળ ગ્રંથના દ્વાર થવા ઉપરાત મૂળ ગ્રંથમા સ્પષ્ટ રીતે નહિ આવના એવા અનેક નાના મોટા દાર્શનિક વિષયોની વિસ્તૃત અને સૂક્ષ્મચર્ચાથી ભરેલી છે તેથી એક સ્વતત્ર ગ્રથ બની ગયેલ છે અભયદેવની ટીકાનુ સ્થાન તેમના ઉદ્દેશ પ્રમાણે બહુ ઉંચુ છે બૌદ્ધ દર્શન, ભિન્ન ભિન્ન વૈદિક દર્શનો અને દિગબર સંપ્રદાયના નવમા સૈકા સુધીના જે મોટા મોટા આકર ગ્રથો હતા તે બધાના સપૂર્ણ વિષયોનો સગ્રહ કરી તેના ઉપર જૈન દૃષ્ટિએ ચર્ચા કરવી અને છેવટે અનેકાતવાદનુ સ્થાપન કરવુ એજ શ્રી અભયદેવસૂરિનો ઉદ્દેશ તે ટીકા રચવામા હતો અને પ્રો૦ લૉયમન પોતાનો અભિપ્રાય જણાવે છે તે પ્રમાણે એ ઉદ્દેશ ખરેખર અભયદેવસૂરિએ સિદ્ધ કર્યો છે[૨૦૩]

૨૬૮ '૧૧ મા સૈકા પછી શ્વેતામ્બર સાહિત્યમા એવા પણ ગ્રન્થો રચાયા છે કે જે કદમા પ્રસ્તુત ટીકા કરતા ત્રણગણા છે, છતા એ મહાકાય ગ્રથો અભયદેવસૂરિના સર્વસગ્રહના ઋણી છે, કારણકે પ્રસ્તુતટીકામા સગ્રહીત થયેલ વિષયો તેમને સરળતાથી મળી ગયા છે એક બીજી દૃષ્ટિએ પણ પ્રસ્તુત ટીકાનુ મહત્ત્વ છે અને તે એકે દશમા સૈકા પછીના ગ્રથોની જેમ તેમા શબ્દાડબર નથી. એમા ભાષાનો પ્રસન્ન પ્રવાહ શરદ્ઋતુના નદીપ્રવાહની જેમ વહ્યેજ જાય છે[૨૦૩]

---

૨૦૨ સમ્મતિતર્ક પ્રકરણ પ્રથમ ભાગ પ્ર૦ પુરાતત્ત્વમદિર અમદાવાદમા સપાદકીય નિવેદન.

૨૦૩ પં સુખલાલ તથા પં બહેચરદાસનો લેખ 'સન્મતિતર્ક અને તેનુ મહત્વ'.

**૨૬૯ જૈન ન્યાયશાસ્ત્રનો બીજો યુગ**—'વિક્રમ છઠ્ઠાથી દશમા સૈકા (૧૧ માના પૂર્વાર્દ્ધ) સુધીનો ગણતા તે નામ 'પલ્લવિત-કાળ' રાખ્યુ છે, તેનો અભિપ્રાય એટલો છે કે, **સિદ્ધસેન** અને **સમન્તભદ્ર** દ્વારા અને સપ્રદાયોમા જે જૈનન્યાયનું બીજારોપણ થયુ, તેનેજ આ યુગમા પલ્લવિત કરવામા આવ્યુ છે આ યુગના દિગબર સંપ્રદાયમા અનુક્રમે **અકલંક**, **વિદ્યાનદ** અને **પ્રભાચદ્ર** એ ત્રણ પ્રધાન આચાર્યોએ (તેમજ **માણિક્યનદી** અને **અનંતવીર્યે**) મુખ્યપણે જૈનન્યાયને વિસ્તાર્યો અને વિશદ કર્યો છે શ્વેતાબર સપ્રદાયમા પણ પ્રધાનપણે ત્રણ આચાર્યોએ આ યુગમા જૈનન્યાયને વિસ્તૃત અને વિશદ બનાવ્યો છે **મલ્લવાદી**, **હરિભદ્ર** અને (ઉપર જણાવેલા) **રાજગચ્છીય અભયદેવ**. એ ત્રણેએ અનુક્રમે કાઇને કાઇ વધારે વિશેષતા અર્પી છે **અકલક** આદિ ત્રણે ત્રણે દિગંબર આચાર્યોએ જૈન ન્યાયના સ્વતત્ર ગ્રંથોયે લખ્યા છે, અને **સમન્તભદ્ર** આદિ પૂર્વાચાર્યોની ન્યાયવાણીને પલ્લવિત પણ કરી છે. તેવીજ રીતે **મલ્લવાદી** વગેરે આ યુગના શ્વેતાબર આચાર્યોએ જૈન ન્યાય ઉપર સ્વતંત્ર ન્યાયના ગ્રથો લખ્યા છે અને પોતપોતાના પહેલાની તર્કવાણીને પલ્લવિત પણ કરી છે. ઉક્ત દિગંબર ત્રણ આચાર્યો અને ઉક્ત શ્વેતાબર ત્રણ આચાર્યોની કૃતિઓ બરાબર સામે રાખી જોવામા આવે તો એક બીજા ઉપર પડેલો પ્રભાવ પરસ્પરનુ સાદૃશ્ય અને વિશેષત્વ ધ્યાનમા આવ્યા વિના રહે તેમ નથી'[૨૦૪] એટલે ઉક્ત **અભયદેવ**-સૂરિથી આ યુગ પૂરો થાય છે.

૨૭૦ ઉક્ત **અભયદેવસૂરિ**ના શિષ્ય **ધનેશ્વરસૂરિ** ધારાધીશ મુંજરાજાની સભામા વિજેતા હતા અને તે રાજાના માનીતા ગુરૂ હતા[૨૦૫] પોતે મૂળ **ત્રિભુવનગિરિ**ના સ્વામી કર્દમ ભૂપતિ હતા.

---

૨૦૪ જુઓ પં સુખલાલનો 'જૈન ન્યાયનો ક્રમિક વિકાસ' એ નિબંધ-ભાવનગર ગુજરાતી સાહિત્ય પરિષદ્નો રીપોર્ટ.

૨૦૫ तदनु धनेश्वरसूरिर्जज्ञे य प्राप पुंडरीकाख्य ।

આદિ પાછળની કૃતિઓમા આ સન્મતિની ટીકાનુ પ્રતિબિમ્બ છે.'[૨૦૨]

૨૬૭. 'સન્મતિતર્ક મૂળ તે ૧૬૭ પ્રાકૃત આર્યાછદમા છે તેના પર પચ્ચીસ હજાર શ્લોક પ્રમાણુ જેટલી પ્રસ્તુત ટીકા છે. ટીકા મૂળ ગ્રથરૂપ નગરનુ દ્વાર કહેવાય પણ પ્રસ્તુત ટીકા મૂળ ગ્રંથના દ્વાર થવા ઉપરાત મૂળ ગ્રંથમા સ્પષ્ટ રીતે નહિ આવતા એવા અનેક નાના મોટા દાર્શનિક વિષયોની વિસ્તૃત અને સૂક્ષ્મચર્ચાથી ભરેલી છે તેથી એક સ્વતત્ર ગ્રથ બની ગયેલ છે અભયદેવની ટીકાનુ સ્થાન તેમના ઉદ્દેશ પ્રમાણે બહુ ઉચુ છે બૌદ્ધ દર્શન, ભિન્ન ભિન્ન વૈદિક દર્શનો અને દિગબર સંપ્રદાયના નવમા સૈકા સુધીના જે મોટા મોટા આકર ગ્રથો હતા તે બધાના સંપૂર્ણ વિષયોનો સગ્રહ કરી તેના ઉપર જૈન દષ્ટિએ ચર્ચા કરવી અને છેવટે અનેકાતવાદનુ સ્થાપન કરવુ એજ શ્રી અભયદેવસૂરિનો ઉદ્દેશ તે ટીકા રચવામા હતો અને પ્રો૦ લૉયમન પોતાનો અભિપ્રાય જણાવે છે તે પ્રમાણે એ ઉદ્દેશ ખરેખર અભયદેવસૂરિએ સિદ્ધ કર્યો છે[૨૦૩]

૨૬૮ '૧૧ મા સૈકા પછી શ્વેતામ્બર સાહિત્યમા એવા પણ ગ્રન્થો રચાયા છે કે જે કદમા પ્રસ્તુત ટીકા કરતા ત્રણગણા છે, છતા એ મહાકાય ગ્રથો અભયદેવસૂરિના સર્વસગ્રહના ઋણી છે, કારણકે પ્રસ્તુતટીકામા સંગ્રહીત થયેલ વિષયો તેમને સરળતાથી મળી ગયા છે એક બીજી દૃષ્ટિએ પણ પ્રસ્તુત ટીકાનુ મહત્ત્વ છે અને તે એકે દશમા સૈકા પછીના ગ્રથોની જેમ તેમા શબ્દાડબર નથી. એમા ભાષાનો પ્રસન્ન પ્રવાહ શરદ્ઋતુના નદીપ્રવાહની જેમ વહેજ જાય છે[૨૦૩]

---

૨૦૨ સમ્મતિતર્ક પ્રકરણ પ્રથમ ભાગ પ્ર૦ પુરાતત્ત્વમદિર અમદાવાદમા સપાદકીય નિવેદન.

૨૦૩ પ સુખલાલ તથા પ બહેચરદાસનો લેખ 'સન્મતિતર્ક અને તેનું મહત્વ'.

**૨૬૯ જૈન ન્યાયશાસ્ત્રનો બીજો યુગ**—'વિક્રમ છઠ્ઠાથી દશમા સૈકા (૧૧ માના પૂર્વાર્દ્ધ) સુધીનો ગણતા તે નામ 'પલ્લવિત-કાળ' રાખ્યુ છે, તેનો અભિપ્રાય એટલો છે કે, **સિદ્ધસેન** અને **સમંતભદ્ર** દ્વારા બંને સપ્રદાયોમા જે જૈનન્યાયનું બીજારોપણ થયુ, તેનેજ આ યુગમા પલ્લવિત કરવામા આવ્યુ છે આ યુગમા દિગબર સંપ્રદાયમા અનુક્રમે **અકલંક**, **વિદ્યાનદ** અને **પ્રભાચદ્ર** એ ત્રણ પ્રધાન આચાર્યોએ (તેમજ **માણિક્યનદી** અને **અનંતવીર્યે**) મુખ્યપણે જૈનન્યાયને વિસ્તાર્યો અને વિશદ કર્યો છે. શ્વેતાબર સંપ્રદાયમા પણ પ્રધાનપણે ત્રણ આચાર્યોએ આ યુગમા જૈનન્યાયને વિસ્તૃત અને વિશદ બનાવ્યો છે. **મલ્લવાદી**, **હરિભદ્ર** અને (ઉપર જણાવેલા) **રા**-જગચ્છીય **અભયદેવ**. એ ત્રણેએ અનુક્રમે કાઇને કાઇ વધારે વિશે-ષતા અર્પી છે. **અકલક** આદિ ત્રણે ત્રણે દિગંબર આચાર્યોએ જૈન ન્યાયના સ્વતંત્ર ગ્રંથોયે લખ્યા છે, અને **સમન્તભદ્ર** આદિ પૂર્વાચા-ર્યોની ન્યાયવાણીને પલ્લવિત પણ કરી છે. તેવીજ રીતે **મલ્લવાદી** વગેરે આ યુગના શ્વેતાબર આચાર્યોએ જૈન ન્યાય ઉપર સ્વતંત્ર ન્યાયના ગ્રંથો લખ્યા છે અને પોતપોતાના પહેલાની તર્કવાણીને પલ્લ-વિત પણ કરી છે. ઉક્ત દિગંબર ત્રણ આચાર્યો અને ઉક્ત શ્વેતા-બર ત્રણ આચાર્યોની કૃતિઓ બરાબર સામે રાખી જોવામા આવે તો એક બીજા ઉપર પડેલો પ્રભાવ પરસ્પરનુ સાદૃશ્ય અને વિશેષત્વ ધ્યાનમા આવ્યા વિના રહે તેમ નથી'[૨૦૪] એટલે ઉક્ત **અભયદેવ**-સૂરિથી આ યુગ પૂરો થાય છે.

૨૭૦ ઉક્ત **અભયદેવસૂરિ**ના શિષ્ય **ધનેશ્વરસૂરિ** ધારાધીશ **મુજ**રાજાની સભામા વિજેતા હતા અને તે રાજાના માનીતા ગુરૂ હતા.[૨૦૫] પોતે મૂળ **ત્રિભુવનગિરિ**ના સ્વામી **કર્દમ** ભૂપતિ હતા.

---

૨૦૪ જુઓ પ સુખલાલનો 'જૈન ન્યાયનો ક્રમિક વિકાસ' એ નિબંધ—ભાવનગર ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌નો રીપોર્ટ.

૨૦૫ तदनु धनेश्वरसूरिर्जज्ञे य. प्राप पुंडरीकाख्य ।

તેમણે રાજા થઇ દીક્ષા લીધી અને તેઓ રાજાના માન્ય થયા, તેથી તેના ગચ્છનુ નામ રાજગચ્છ[૨૦૬] પડયુ. મુજનુ મરણ સ. ૧૦૫૦ ને ૧૦૫૪ ની વચ્ચે થયુ[૨૦૭]

૨૭૧ મૂલરાજના પુત્ર ચામુડરાજે શ્રી વીરગણિ નામના સાધુનો આચાર્ય પદનો મહોત્સવ મોટા આડબરથી કર્યો, અને તે સૂરિએ વાસક્ષેપ મત્રી રાજાને આપ્યો હતો કે જે રાજાએ જલમા મેળાવી રાણીઓને સ્નાન કરાવવાથી રાજાને ઘેર વલ્લભરાજ આદિ સંતાનોની વૃદ્ધિ થઈ.

૨૭૨. ધનપાલ ધારાધીશ મુજનો, અતિ માનીતો રાજસભાપંડિત અને કવિ હતો તેના રાજ્યમા 'સ. ૧૦૨૯મા જ્યારે માળવાના રાજાની ધાડે મન્નખેડ નામનુ ગામ લુટયુ ત્યારે ધારાનગરીના પ્રતિષ્ઠિત (ધનપાલે) નિર્દોષ માર્ગ ઉપર રહેલી પોતાની સુદરી

---

निर्मथ्य वादजलधिं जयश्रियं मुजनृपपुरत ॥

—સિદ્ધસેનકૃત પ્રવચનસારોદ્ધારવૃત્તિ સં ૧૨૪૮.

विद्वन्मंडलमैालिमंडनमणि· प्रेखत्तपोहर्मणि ।
निर्ग्रन्थोऽपि धनेश्वर समजनि श्रीमास्ततः सद्गुरु ॥
य स्फुर्जद्गुणपुंजमुंजजगती जिष्णो. पुर प्रज्ञिला-
न्वादे वादिवरान्विजित्य विजयश्रीसंग्रहं स व्यधात् ॥

—માણિક્યચદ્રકૃત પાર્શ્વચરિત સં ૧૨૭૬ (પી. ૩, ૧૫૯).

૨૦૬ त्रिभुवनगिरिस्वामी श्रीमान्स कर्दमभूपति-
स्तदुपसमभूत् शिष्य श्रीमद् धनेश्वरसज्ञया ।
अजनि सुगुरुस्तत्पट्टेऽस्मात् प्रभृत्यवनिस्तुत
तदनु विदितो विश्वे गच्छ सराजपदोत्तर ॥

—પ્રભાચદ્રકૃત પ્રભાવકચરિત.

૨૦૭ તેનુ દાનપત્ર સં ૧૦૩૧ નુ મળે છે. તેમજ સં ૧૦૫૦ મા દિગબરાચાર્ય અમિતગતિએ સુભાષિત રત્નસદોહ નામનો ગ્રંથ તેના રાજ્યમા રચ્યો છે

નામની નાની બ્હેન માટે આ '(પાઇયલચ્છી નામમાલા' ૨૦૮ નામનો પ્રાકૃત શબ્દોનો) કોશ રચ્યો' તેમા માત્ર સસ્કૃતસમ, સસ્કૃતજન્ય કે દેશી પ્રાકૃતમા પર્યાય શબ્દોનુ સૂચન છે. તથા બધા શબ્દો સવિભક્તિક આપેલા હોવાથી કેટલેક અશે તેઓના લિગનુ પણ જ્ઞાન થઇ શકે છે. પોતાની બ્હેનને માતૃભાષાનુ જ્ઞાન સારૂ થાય તે કારણથી તેણે કોશ રચ્યો હોય તે પણ બનવા જોગ છે તેણે સંસ્કૃત નામમાલા૨૦૯ રચી હોય તેવો સભવ છે. મુજ પછી ધારાધીશ ભોજરાજાએ 'સિદ્ધ સારસ્વત કવીશ્વર' 'કૃર્ચાલ સરસ્વતી' એ નામનું બિરૂદ આપ્યુ હતુ અને તેના કહેવાથી 'તિલકમજરી' નામની સુદર આખ્યાયિકા સસ્કૃતમા રચી હતી આ સબંધમા વિસ્તારથી શ્રી જિનવિજયે ૨૧૦લેખ લખ્યો છે તે પરથી ટૂકમા નીચેનુ જણાવ્યુ છે.

---

૨૦૮ પડિત બહેચરદાસે સંશોધિત કરી પ્રકટ કરેલ છે સ ૧૯૭૩. જૈન શ્વે કૉન્ફરન્સ ઑફિસ, પાયધુની, મુબઈ પાસેથી મળી શક છે.

૨૦૯ 'ધનપાલરચિત નામમાલા શ્લોક ૧૮૦૦' એવી યાદી એક ટીપમાથી મળે છે તેમની રચેલી પાઇયલચ્છી નામે પ્રાકૃત નામમાલા ઉપલબ્ધ છે તેની શ્લોકસંખ્યા આનાથી ઘણી ઓછી છે, તેથી પ્રાકૃત કરતાં આ નામમાલા જૂદીજ હોવી જોઇએ; અને તે સસ્કૃત નામમાલા હોય એમ સભવે છે. ધનપાલે સંસ્કૃતનો શબ્દકોષ રચ્યો હતો તેનો પુરાવો તો ખુદ હેમચંદ્રાચાર્યના ગ્રંથોમાથી જ મળી આવે છે; કારણકે તેમણે પોતાના અભિધાન ચિંતામણિ નામે સસ્કૃત કોષની ટીકાના પ્રારભમાજ व्युत्पत्ति र्धनपालतः એવો ઉલ્લેખ કરી શબ્દોની વ્યુત્પત્તિના વિષયમા ધનપાલના કોષને પ્રમાણભૂત માન્યો છે. એવીજ રીતે દેશીનામમાલાની ટીકામા પણ ધનપાલનો નામોલ્લેખ કરેલો મળી આવે છે આ કોષ હાલમાં કયાએ પણ મળી આવતો નથી '–જિનવિજય (પુરાતત્ત્વ ૨, ૪૨૦)

૨૧૦ 'તિલકમજરી'—મહાકવિ શ્રી ધનપાલ રચિત જૈનકથા-એ નામનો લેખ જૈન શ્વે૦ કૉન્ફરન્સ હેરલ્ડ જૈનઇતિહાસ–સાહિત્ય વિશેષાક પુ ૧૧–૭ થી ૧૦. જુલાઈ–અક્ટોબર ૧૯૧૫ (વીરાત્ ૨૪૪૧) તથા આત્માનદપ્રકાશ પુ ૧૩–૭ વીરાત્ ૨૪૪૨ માઘ

## મહાકવિ ધનપાલ.

चैत्रवद् धनपालो न कस्य राजप्रियः प्रियः ।
सत्कर्णाभरणं यस्माज्जज्ञे तिलकमंजरी ॥

—મુનિરત્નકૃત અમમચરિત્ર

—ચૈત્ર માસની પેઠે રાજપ્રિય ધનપાલ કોને પ્રિય નથી? કે જેનાથી સત્કર્ણ (કાનવાળા, વિદ્વાન્)ને આભરણભૂત તિલકમંજરી (તે નામની કથા, તિલકવૃક્ષની મહોર) ઉત્પન્ન થઇ.

स्वादुतां मधुना नीता पशूनामपि मानसम् ।
मदयन्ति न यद्वाचः किं तेऽपि कवयो भुवि ॥
काव्यं तदपि किं वाच्यमवाचि न करोति यत् ।
श्रुतमात्रममित्राणां वक्त्राणि च शिरांसि च ॥

અર્થાત્—માધુર્ય ગુણદ્વારા સ્વાદુતાને પ્રાપ્ત થયેલી જેમની વાણીઓ, પશુઓના મનને પણ જો હર્ષિત નહીં કરે તો શું તેઓ પણ પૃથ્વીમાં કવિ કહેવડાવવા લાયક છે?!

અને તે પણ શું કાવ્ય કહી શકાય કે જેના શ્રવણ માત્રથીજ જો શત્રુઓનાં મુખ અને મસ્તક નીચા નહિ થઇ જાય?!

वर्णयुक्तिं दधानापि स्निग्धाञ्जनमनोहराम् ।
नातिश्लेषघना श्लाघां कृतिर्लिपिरिवाश्नुते ॥
अश्रान्तगद्यसन्ताना श्रोतॄणां निर्विदे कथा ।
जहाति पद्यप्रचुरा चम्पूरपि कथारसम् ॥

—જનોના મનને હરણ કરનારા એવા મધુર વર્ણનો યુક્ત હોવા છતાં પણ (૧) અતિ શ્લેષવાળી કવિની કૃતિ પ્રશંસા પામતી નથી, (૨) સતત ગદ્યવાળી કથા પણ શ્રોતાઓને આનંદ આપી શકતી નથી (૩) તેમજ પ્રચુર પદ્યોવાળી ચંપૂકથા પણ રસ પોષી શકતી નથી.

—ધનપાલ રચિત તિલકમંજરી

'वचनं श्री धनपालस्य चंदनं मलयस्य च ।
सरसं हृदि विन्यस्य कोऽभून्नाम न निर्वृत्तः ॥'

—ધનપાલનુ વચન અને મલયગિરિનુ રસસહિત ચદન જેના હૃદયને લાગ્યુ તે શાત અને સુખી ન થાય એવો જગત્મા કોણ છે ?

—પ્રબધ ચિ ભાષાતર

'सालकारा लक्खण सुच्छंदया महरसा सुवन्नरुइ ।
कस्स न हारइ हियर्य कहुत्तमा पवरतरुणीव्व ॥'

—અલકારસહિત લક્ષણ અને સુદર છદથી મહારસવાળી, સુવર્ણ–સુદર અક્ષરોથી પૂર્ણ ઉત્તમ કથા પ્રવર તરૂણીની પેઠે કોના હૃદયને હરી ન લે ?–સર્વના હૃદયને હરી લે —તિલકાચાર્યકૃત સમ્યકત્વ–સપ્તતિ ટીકામા વચન શુદ્ધિપર ધનપાલકથાની ગાથા ૨૩૭

૨૭૩ આ કવિ પોતે જણાવે છે કે –'મધ્યદેશમા આવેલા **સાંકાશ્ય** નામા નિવેશમા (સયુક્ત પ્રાતમા ફરૂકાબાદ જિલ્લામા **સ** કિસ નામનુ હાલ ગામ છે ત્યા જુઓ ઇડિયન હિસ્ટોરિકલ ક્વૉટર્લી માર્ચ ૧૯૨૯ પૃ ૧૪૨ ) દેવર્ષિ નામનો દ્વિજ હતો કે જેનો પુત્ર સર્વ-શાસ્ત્રમા કુશળ સ્વયભૂ એવો **સર્વદેવ** નામનો મારો પિતા છે. મારા તે પિતાના ચરણકમળની સેવાથી વિદ્યાલવને પ્રાપ્ત થયેલા અને સર્વ વિદ્યાના સમુદ્રરૂપ એવા **મુંજરાજાએ** સભાની અંદર જેને **'સરસ્વતી'** એવા મહત્ત્વસૂચક ઉપનામથી બોલાવેલા એવા મેં **ધનપાલ** વિપ્રે **ભોજરાજા** કે જે સર્વ શાસ્ત્રોનો જ્ઞાતા હોવા છતા પણ જૈનશાસ્ત્રોમા વર્ણવેલી કથાઓ સાભળવા માટે ઉત્પન્ન થયેલા કુતૂહલવાળો અને નિર્મળચરિતવાળો હતો તેના વિનોદમાટે આ **તિલકમજરી** નામની સ્ફુટ અને અદ્ભુત રસવાળી કથા રચી '૨૧૧

---

૨૧૧ आसीद् द्विजन्माखिलमध्यदेशे प्रकाश शंकाश्य निवेशजन्मा ।
अलब्धदेवर्षिरिति प्रसिद्धि यो दानवर्षित्व विभूषितोऽपि ॥
शास्त्रेष्वधीतीकुशल कलासु वन्धे च वोधे च गिरा प्रकृष्ट ।
तस्यात्मजन्मा समभून्महात्मा देव स्वयम्भूरिव सर्वदेव ॥
तज्जन्मा जनकाङ्घ्रिपंकजरज सेवाप्तविद्यालवो
विप्र श्री धनपाल इत्यविशदामेतामवध्नात्कथा ।

૨૭૪. ભોજરાજા સંસ્કૃત સાહિત્યનો અત્યંત પ્રેમી હોવા ઉપરાંત સ્વયં સારો કવિ હતો. તેની સભામાં આર્યાવર્તના બધા ભાગોમાંથી કવિઓ અને વિદ્વાનો આવતા. રાજા યોગ્ય પુરૂષોને સત્કારતો અને નવાજતો. તેના આશ્રય નીચે સંખ્યાબંધ પંડિતો રહેતા અને સાહિત્યની સેવા-વૃદ્ધિ કરતા. મહાકવિ ધનપાલ તેની પંડિતોનો વિદ્વન્માન્ય પ્રમુખ અને રાજાનો પ્રગાઢ મિત્ર હતો. બાલ્યાવસ્થાથીજ ભોજ અને ધનપાલ પરસ્પર પરમસ્નેહીઓ હતા, કારણકે મુંજરાજની પંડિતોનો પ્રમુખ અને રાજમાન્ય વિદ્વાન્ ધનપાલજ હતો. ધનપાલના પાંડિત્ય પર મુગ્ધ થઇ મુંજરાજે તેને 'સરસ્વતી' નું મહત્ત્વસૂચક બિરૂદ આપ્યું હતું. આ રીતે મુંજ અને ભોજ બંનેનો તે બહુમાન્ય હતો. ધનપાલ પ્રથમ વૈદિક ધર્માવલંબી હતો, પરંતુ પાછળથી પોતાના બંધુ શોભનમુનિના સંસર્ગથી જૈનધર્મનો સ્વીકાર કરી, મહેન્દ્રસૂરિ પાસે જૈન-ગાર્હપત્ય દીક્ષા અંગીકાર કરી હતી ને તેમની પાસે સ્યાદ્વાદ સિદ્ધાંતનો વિશેષ અભ્યાસ કરી જૈનદર્શનનો પારદષ્ટા-તત્ત્વજ્ઞ થયો. આ ધર્મપરિવર્ત્તનથી ભોજ વિસ્મિત થયો અને ધનપાલ સાથે વિવાદ કરતો, પણ ધનપાલ દૃઢ રહી તેને નિરૂત્તર કરતો. ભોજ સ્વયં વિદ્વાન્ અને તત્ત્વજ્ઞ હોવાથી સ્વધર્મ-વૈદિક દર્શનના તત્ત્વોમાં નિષ્ણાત હતો, પરંતુ જૈનધર્મના વિશેષ પરિચયના અભાવે તેના સંબંધી જાણકાર ન હતો. ધનપાલના સંસર્ગથી તેની ઇચ્છા જૈન દર્શનના સ્વરૂપને જાણવાની થઈ, અને તે ઇચ્છા પૂર્ણ કરવા માટે ધનપાલે જૈન સિદ્ધાન્તોક્ત વિચારો અને સંસ્કારોને પ્રતિપાદન કરનારી તિલકમંજરી જેવી અદ્વિતીય અને અદ્‌ભૂત કથા રચી.

૨૭૫ આમાં ધનપાલે પ્રથમ સ્વમત તથા પરમતમાં થઇ ગયેલા

---

अक्षुण्णोऽपि विविक्तसूक्तिरचने य सर्वे विद्याब्धिना
श्री मुजेन सरस्वतीति सदसि क्षोणीभृता व्याहृत ॥
नि शेषवाड्मयविदोऽपि जिनागमोक्ता श्रोतुं कथा समुपजातकुतूहलस्य ।
तस्यावदातचरितस्य विनोदहेतो राज्ञ स्फुटाद्भुतरसा रचिता कथेयं ॥

મહાકવિઓની–તેમની કૃતિઓની ઉદાર વૃત્તિથી ઘણી પ્રશંસા કરી છે. ઇંદ્રભૂતિ ગણધર, વાલ્મીકિ. વેદવ્યાસ, ગુણાઢ્ય (બૃહત્કથાકાર), પ્રવરસેન (સેતુબંધકાર), પાદલિપ્તકૃત તરંગવતી. જીવદેવસૂરિ, કાલિદાસ. બાણ ને ભારવી, હરિભદ્રસૂરિકૃત સમરાદિત્યચરિત, ભવભૂતિ, વાક્પતિરાજનો ગોડવધ બપ્પભટ્ટી–ભદ્રકીર્તિસૂરિકૃત તારાગણ નામનું કાવ્ય, યાયાવર રાજશેખર કવિ, સ્વગુરૂ મહેંદ્રસૂરિ, રૂદ્રકવિની ત્રૈલોક્યસુંદરી તથા તેના પુત્ર કર્દમરાજની સૂક્તિઓની પ્રશંસા કરી પછી પોતે કહે છે કે 'કોઈ વાચ્યમા, કોઇ માત્ર કથારસમા, કોઇ પ્રસાદાદિ ગુણોમા ચડે છે પણ ત્રણે જેનાગ હોય તેઓને તો ધન્ય છે'

૨૭૬. સસ્કૃત પદ્યકાવ્ય સાહિત્ય વાલ્મિકી, કાલિદાસ આદિ અગણ્ય કવિઓથી મહત્તા પામ્યુ છે પરંતુ ગદ્યકાવ્ય સાહિત્ય તો સુબધુ બાણ દંડી ત્રિવિક્રમભટ્ટ ને સોઢલ જેવા પાચદશ કવિઓની સુકૃપાથી વાસવદત્તા કાદબરી, દશકુમાર ચરિત, નલકથા અને ઉદયસુદરીની કથાથી પોતાનુ અસ્તિત્વ સાચવી રહ્યું છે, તેમા ધનપાલની તિલકમજરીનુ અવશ્ય સ્થાન છે, ને તેથી તેમા વૃદ્ધિ થઇ છે. કવિ અને કાવ્ય સંબધી તથા કથા કેવી હોવી જોઇએ એ સંબંધીના ધનપાલના વિચાર આની મથાળેજ મૂક્યા છે કથામા શ્લેષકાઠિન્ય, ગદ્યપ્રાધાન્ય અને પદ્યપ્રાચુર્ય એ ત્રણ દોષો 'વર્ણયુક્તિ' એ શ્લોકમા બતાવ્યા છે તે સુબધુની વાસવદત્તા, બાણની કાદંબરી, અને ત્રિવિક્રમભટ્ટની નલકથા ઉપર અનુક્રમે કરેલા આક્ષેપ લાગે છે ગદ્યમા લાબા લાબા સમાસોવાળા દડકો અને અક્ષરોના પ્રાચુર્યથી જનસમૂહ વિમુખ થાય છે એ પણ પોતે એક શ્લોકમા [૨૧૨]

---

૨૧૨ अखण्डदण्डकारण्यभाज प्रचुरवर्णकात् ।
व्याघ्रादिव भयाघ्रातो गद्याद् व्यावर्तते जन ॥

—અખંડ એવા દંડકારણ્યનુ સેવન કરનાર અને રગબેરંગી એવા સિંહથી ભય પામી મનુષ્ય જેમ પાછો હઠી જાય છે તેમ (લાબા લાબા સમાસોવાળા દડકોયુક્ત અને) બહુ અક્ષરોવાળા ગદ્યથી પણ જન વિમુખ થાય છે.

જણાવ્યુ છે આ સર્વ દોષ-આક્ષેપથી મુક્ત થઇ ધનપાલે જનમ-મૂહમા સર્વ રીતે પ્રિય થઈ પડે તેવી પોતાની કૃતિ તિલકમજરી બનાવી છે. તેમા નથી સઘન શ્લેષો કે નથી કઠિન પદો, તેમજ નથી તેમા સતત ગદ્ય કે નથી પ્રચુર પદ્ય સમગ્ર કથા સરલ અને સુપ્રસિદ્ધ પદો દ્વારા પ્રસાદ ગુણ વડે અલકૃત થયેલી છે થોડા થોડા અતરે પ્રસગોચિત સ્થાને એકેક બબ્બે કે તેથી વધારે ભાવપ્રદર્શક પદ્યો પણ આપેલા છે ગદ્યની માફક પદ્યો પણ બહુ રમણીય અને પ્રૌઢ છે, રસ અને ધ્વનિથી પરિત છે હેમચંદ્રાચાર્ય જેવા વિદ્વાને પણ તિલકમજરીના પદ્યો ઉચ્ચકોટિના માન્યા છે અને પોતાના [૨૧૩] કાવ્યાનુશાસનમા 'શ્લેષ'ના ઉદાહરણ તરીકે, તેમજ છંદોનુશાસનમા 'માત્રા' નામક છદના ઉદાહરણમા તિલકમજરીમાથી કાવ્યો ચુટી મૂક્યા છે.

૨૭૭ આ કથા 'આખ્યાયિકા'ના ખરા લક્ષણવાળી નવરસ અને કાવ્યથી ભરપૂર છે. આ કથા તેમા ઉત્સૂત્ર-પ્રરૂપણા ન થાય તેવી દૃષ્ટિએ જૈનાચાર્ય શાંતિસૂરિએ સશોધિત કરી હતી એમ પ્રભાવક-ચરિતકાર જણાવે છે. [૨૧૪] તિલકમજરીની તાડપત્રની પ્રત સં. ૧૧૩૦મા લખાયેલી જેસલમેર ભં. મા છે (જે પૃ. ૪)

૨૭૮ ધનપાલના સહોદર શોભને મહેદ્રસૂરિ પાસે જૈન સાધુ દીક્ષા લીધી અને તેમણે યમકયુક્ત ૨૪ તીર્થંકરોની જે સ્તુતિઓ સંસ્કૃતમા બનાવી હતી તે શોભનસ્તુતિ તરીકે પ્રસિદ્ધ છે. તે સ્તુતિ પર ધનપાલે સંસ્કૃત ટીકા રચી. તે ટીકામા ધનપાલ પોતે જણાવે છે કે 'પોતાના પિતા સર્વદેવને નામમાત્રથી શોભન નહિ, પરંતુ શુભ

---

૨૧૩ અધ્યાય ૫ પૃ ૨૭૬, ૩ પૃ ૧૭૭

૨૧૪ 'મહેન્દ્રસૂરિપ્રબધ' પૃ. ૨૩૭

अशोधयदिमा चासावुत्सूत्राणा प्ररूपणात् ।
शब्दसाहित्यदोषास्तु सिद्धसारस्वतेपु किम् ॥२०२॥

વર્ણથી યુક્ત શરીરથી પણ શોભન એવો કમલ જેવી લાંબી આંખો-વાળો, ગુણથી પૂજા જેણે મેળવી છે એવો **શોભન** નામનો શ્લાઘ્ય પુત્ર થયો તે કાતંત્ર, ચંદ્ર (વ્યાકરણ)થી ઉદય પામેલ તંત્રને જાણ-નારો, **બૌદ્ધ** અને **આર્હત** દર્શનોના તત્ત્વોનો જાણનાર, સાહિત્ય-વિદ્યારૂપી સમુદ્રનો પારદર્શી અને કાવ્યકર્તાઓ-કવિઓમાં નિદર્શન-આદર્શરૂપ થયો. કૌમારાવસ્થામાં **અરિષ્ટનેમિની** (નેમનાથની) ચેષ્ટા કરવાની ઇચ્છાવાળો હોય તેમ જેણે માર-મદનની શક્તિ ક્ષત કરી હતી તેવા તેણે સર્વસાવદ્યની નિવૃત્તિથી (જૈનદીક્ષાથી) ગૌરવશાલી એવી પ્રતિજ્ઞા સત્યપ્રતિજ્ઞ થઈ પાળી. ધર્મના અભ્યાસ કરતા જેણે હિંસા કલાવડે પણ-કિંચિત્પણ કરીજ નહિ તથાપિ જેના ગુણ (ગુણ, મેખલાનો દોરો) ના સ્વરથી ચાર સાગરનું ચક્ર જેની મેખલારૂપ છે એવી પૃથ્વી વ્યાપ્ત થઈ એ વિચિત્ર છે[1], તે નિજ અનુજ-નાના-ભાઈની આ ઉજ્વલ કૃતિને તેણેજ સ્વર્ગમાં પ્રયાણ કરતી વખતે અભ્યર્થના કરાયેલા એવા સાંપ્રત કવિ નામે **ધનપાલે** યથામતિ વિચારીને પોતાની વૃત્તિથી સારી રીતે અલંકૃત કરી.'[૨૧૬]

---

૨૧૫ તેની અંતે એમ છે કે 'तस्यैव ज्येष्ठ भ्रातु पडित वनपालस्य.' લી

૨૧૬ પહેલા બે શ્લોક પોતાના પિતામહ ને પિતા સંબંધમાં તિલક-મંજરીમાં આપ્યા પ્રમાણે આપ્યા છે (જુઓ, ફુટનોટ નં ૨૧૧)

अब्जायताक्ष. समजायतास्य श्लाघ्यस्तनूजो गुणलब्धपूज ।
य शोभनत्वं शुभवर्णभाजा न नाम नाम्ना वपुषाऽप्यधत्त ॥३॥
कातन्त्रचन्द्रोदिततन्त्रवेदी यो बुद्धबौद्धार्हततत्त्वतत्त्व ।
साहित्यविद्यार्णवपारदर्शी निदर्शन काव्यकृता बभूव ॥४॥
कौमार एव क्षतमारवीर्यश्चेष्टा चिकीर्षन्निव रिष्टनेमे ।
य सर्वसावद्यनिवृत्तिगुर्वी सत्यप्रतिज्ञो विदधे प्रतिज्ञाम् ॥५॥
अभ्यस्यता धर्ममकारि येन जीवाभिघात कलयाऽपि नैव ।
चित्रं चतु सागरचक्रकाञ्चि स्तथापि भूर्व्यापि गुणस्वनेन ॥६॥

૨૭૯ ધનપાલે પોતે પ્રાકૃતમા ૨૦ ગાથામા **શ્રાવકવિધિ** (પા. સૂચિ નં. ૫૬ તથા પ્રાકૃતમા ૫૦ ગાથામા ઋષભદેવની સ્તુતિ રચી છે કે જે **ઋષભપંચાશિકા** કહેવાય છે.[૨૧૭] વળી વિરોધાભાસ અલકારવાળી શ્રી **મહાવીર સ્તુતિ** રચી હતી[૨૧૮] અને **સત્ય-પુરીય-શ્રી મહાવીર ઉત્સાહ**[૨૧૮] નામનુ સ્તુતિકાવ્ય અપભ્રંશ તત્કાલીન ભાષામા રચ્યુ હતુ કે જે કેટલીક ઐતિહાસિક હકીકત રજુ કરે છે.

૨૮૦. ઉક્ત **શાંતિસૂરિ**ને[૨૧૯] પાટણમા ધનપાલે ધારામા આવવા પ્રેરણા કરી હતી તેથી તેઓ ધારાનગરીમા આવી રાજા **ભોજ**નો આદરસત્કાર પામ્યા અને તેમણે સભાના સર્વ પડિતોને જીતવાથી

---

एता यथामति विमृश्य निजानुजस्य
तस्योज्ज्वल कृतिमलंकृतवान् स्ववृत्त्या ।
अभ्यार्थितो विदवतो त्रिदिवप्रयाणं
तेनैव साम्प्रतकवि र्धनपालनामा ॥७॥

આ ટીકા મૂલ અને તેના ગૂ અનુવાદસહિત તેમજ બીજી સસ્કૃત અવચૂરીસહિત આ૦ સમિતિ ન ૪૭મા મુદ્રિત થઈ છે

૨૧૭ ઋષભપંચાશિકા (પી ૨, ૮૫-૯૨) પર પાદલિપ્ત સૂરિકૃત તરંગલોલાનો સંક્ષેપ કરનાર હારિજ ગચ્છના વીરભદ્રના શિષ્ય નેમિચદ્રે ટીકા કરી હતી (કા વડો)

૨૧૮ આ બને જૈનસાહિત્યસશોધક ખડ ૩ અક ૩ મા પૃ ૨૯૫ અને ૨૪૧ પૃષ્ઠ પર વિવેચન સહિત પ્રસિદ્ધ થયેલ છે. વે. નં. ૧૮૨૨મા સં. વીરસ્તવ સાવચૂરિ નોધેલ છે.

૨૧૯ આ સૂરિએ ૭૦૦ શ્રીમાલી કુટુંબને જૈન કર્યા તેમનો વડગચ્છ હતો. પછી તેમાથી આઠ શાખાનો વિસ્તારવાળો પિંપલગચ્છ થયો સ ૧૨૨૨ (રૂદ્ર બાવીસ) તે વીરતીર્થ સાચોર નગરમા દીપતો થયો. (પુણ્યસાગરકૃત અંજનાસુંદરી રાસ પ્રશસ્તિ ૨ સં. ૧૬૮૯; જુઓ જૈ. ગૂ કવિઓ ભાગ ૨ પૃ. ૫૩૨.)

ભોજરાજાએ તેમને 'વાદિવેતાલ' એવુ બિરૂદ આપ્યુ હતુ. તેઓ ચંદ્રકુલના થારાપદ્ર ગચ્છીય હતા. તેમણે ઉત્તરાધ્યયન સૂત્ર પર મનોહર ટીકા રચી છે કે જે ટીકા 'પાઇયિ ટીકા' કહેવાય છે (કારણ કે તેમા પ્રાકૃત અતિ વિશેષ છે, પી. ૩,૬૩). તેમણે અંગવિદ્યા રચી-ઉદ્ધરી (કા. વડો. નં ૯. પી. ૩, ૨૩૧, જેસ) તેમનો સ્વર્ગવાસ સં. ૧૦૯૬ મા થયો (પ્રા૦) ધર્મશાસ્ત્રના રચનાર શાંતિસૂરિ આ હશે (પી ૨. ૬૦)

૨૮૧ સ. ૧૦૫૫ મા ચંદ્રગચ્છના વર્ધમાનસૂરિએ હરિભદ્ર કૃત ઉપદેશપદ પર ટીકા (જેસ.) રચી, વળી તેમણે ઉપમિતિ ભવ પ્રપચા નામ સમુચ્ચય (પી. ૩, ૧), ઉપદેશમાલા બૃહદ્વૃત્તિ એ નામની કૃતિઓ રચી જણાય છે (જેસ. પ્ર. પૃ ૩૭) તે સૂરિનો શક સ. ૯૧૦ (વિ સ. ૧૦૪૫) નો પ્રતિમાલેખ કટિગ્રામમા ઉપલબ્ધ છે. સ્વ૦ સં. ૧૦૮૮

૨૮૨ સ. ૧૦૭૩ મા ઉકેશ ગચ્છના કક્કસૂરિ શિષ્ય જિનચંદ્રગણિ (અપર નામ કુલચંદ્ર ગણિ, અને પછીથી થયેલ દેવગુપ્તાચાર્ય) એ પત્તનમા પાર્શ્વનાથચૈત્યે નવપદલઘુવૃત્તિ (શ્રાવકાનદકારિણી નામની ટીકા) રચી (પા. સૂચિ નં. ૨) અને તે વર્ષમા નવતત્ત્વ પ્રકરણ રચ્યુ [૨૨૦] અને સં ૧૦૭૮ મા વીર નામના આચાર્યે આરાધનપતાકા રચી.

૨૮૩ પાટણની ગાદીપર રાજ કરતા દુર્લભરાજના સમયમા એમ બન્યુ કે વનરાજના સમયથી પાટણમા ચૈત્યવાસી મુનિઓજ રહેતા, તેથી ઉક્ત ચંદ્રકુલના વર્ધમાનસૂરિ શિષ્ય જિનેશ્વર નામના સૂરિએ રાજસભામા જઇ તેજ રાજાના સરસ્વતી ભંડારમાનુ જૈન મુનિઓના આચાર સ્વરૂપ દાખવતુ દશવૈકાલિક સૂત્ર મગાવી ચૈત્યવાસીઓનો આચાર તે શુદ્ધ મુનિ-આચાર નથી અને પોતે જે ઉગ્ર

---

૨૨૦ પુરાતત્ત્વ ૨, ૪૧૩.

અને કઠિન આચાર પાળે છે તેજ શાસ્ત્રસંમત છે એમ બતાવી આપ્યુ તેથી તે રાજાએ તેમને 'ખરતર' એ નામનુ બિરૂદ આપ્યુ અને ત્યારથી ચૈત્યવાસીઓનુ જોર નરમ પડતુ ગયુ, શુદ્ધ આચાર-વાળા જૈન મુનિઓનો પ્રવેશ વધતો ગયો અને તેમના પરથી 'ખર-તર ગચ્છ'ની સ્થાપના થઇ એમ તે ગચ્છની પટ્ટાવલીમા જણાવ્યુ છે.

૨૮૪ ઉક્ત **જિનેશ્વરસૂરિના** સહોદર અને સહદીક્ષિત **બુદ્ધિસા-ગરસૂરિ** (કે જે જૈન શ્વે૦ સંપ્રદાયમા આદ્ય વૈયાકરણ) છે એ પોતાના નામનુ-'**બુદ્ધિસાગર**' અપરનામ **પંચગ્રંથી** વ્યાકરણ કે શબ્દ-લક્ષ્મલક્ષણ, **પાણિનિ-ચંદ્ર-જૈનેન્દ્ર-વિશ્રાન્તદુર્ગ** ટીકા જોઇને સંસ્કૃત પ્રાકૃત શબ્દની સિદ્ધિ માટે પદ્યગદ્યરૂપ ૭૦૦૦ શ્લોક પ્રમાણ **જાબાલિપુરમા** સં ૧૦૮૦ મા રચ્યુ તે **જિનેશ્વરસૂરિએ હરિભદ્રના** અષ્ટકો પર સં. વૃત્તિ (સં ૧૦૮૦), સમ્યક્ત્વના ઉપશમાદિ પાચ લિંગપર **પંચલિંગી** પ્રકરણ, **વીરચરિત્ર**, **નિર્વાણલીલાવતી** કથા (**આશાપલ્લીમા** સં ૧૦૮૨ ને ૧૦૯૫ ની વચમા-મ ૧૦૯૨ મા વે૦ નં ૧૬૨૩ જે. પૃ. ૪૩) કથાકોષ (પ્રા૦), **પ્રમાણ** લક્ષણ[૨૨૧] સવૃત્તિ, **ષટ્સ્થાનક** પ્રકરણ વગેરે ગ્રંથો રચ્યા આ સૂરિના શિષ્યો **જિનચંદ્રસૂરિ**, **અભયદેવસૂરિ** અને **ધનેશ્વરસૂરિ** થયા **ધનેશ્વરે** સં-૧૦૯૫ મા **ચડ્ડાવલ્લિ** (**ચંદ્રાવતી**)માં **સુરસુંદરીકહા** પ્રાકૃતમા રચી[૨૨૨]

૨૮૫ અગ્યારમા શતકના ઉત્તરાર્ધમા કાયસ્થ કવિ **સોઢ્ઢલે** ઉદયસુંદરી કથા નામની મનોહર ગદ્યમય આખ્યાયિકા રચી તેમા પોતાના મિત્રો તરીકે સુલલિત ઉપન્યાસ વાણી તરંગના ક્ષીરસમુદ્ર

---

૨૨૧ **જિનેશ્વરસૂરિએ પ્રમાણલક્ષણને** અંતે જણાવ્યું છે કે 'જૈન લોકોનું કોઇ શબ્દલક્ષણ (વ્યાકરણ) નથી, તેમ ન્યાયલક્ષણ નથી તેથી તેઓ અર્વા-ચીન છે-આ જાતનો આક્ષેપ દૂર કરવા માટે બુધ્ધિસાગરસૂરિએ પદ્યબંધ નવુ વ્યાકરણ કર્યું, અને અમે (**જિનેશ્વરસૂરિએ**) પ્રમાલક્ષણ રચ્યુ ' આ પ્રમાલક્ષણ શેઠ મનસુખભાઇ ભગુભાઇ અમદાવાદ તરફથી પ્રકટ થયુ છે

૨૨૨ પં૦ હરગોવિન્દદાસ સંશોધિત બહાર પડી છે-જૈન વિવિધ સાહિત્ય ગ્રંથમાલા કે જે મુંબઇ યુનિવર્સિટીના અભ્યાસક્રમમા દાખલ થયેલ છે



આબૂપર વિમલશા મંત્રીનું દહેરૂં – 'વિમલ વસહિ' પારા ૨૮૯ પૃ ૨૧૩
[શેઠ જીવણચંદ સાકરચંદના સૌજન્યથી]

૩૫ **અશોકવતી** નામની કથા રચનાર શ્વેતામ્બરસૂરિ મહાકવિ **ચંદના-ચાર્યને** અને **નાગાર્જુન** નામના કોંકણના થાણામા રાજ્ય કરતા રાજાએ જેમના ખડ્ગ કાવ્યથી પરિતુષ્ટ થઇ 'ખડ્ગાચાર્ય' નામનું અપરનામ-બિરૂદ જેમને આપ્યુ હતુ એવા શિઘ્રકવિ શ્વેતામ્બરસૂરિ વિજયસિંહસૂરિને ઓળખાવ્યા છે [૨૨૩]

## વિમલમંત્રી અને તેની 'વિમલવસતિ'.

श्रीमान् गौर्जर भीमदेव नृपतेर्धन्य प्रधानाग्रणी
प्राग्वाटान्वयमंडन स विमलो मंत्रिवरोऽप्यस्पृह ।
योऽष्टाशीत्यधिके सहस्रगणिते सवत्सरे वैक्रमे
प्रासादं समचीकरच्छशिरुचि श्री अंविकादेशात ॥

—શ્રીમાન્ ગૂર્જરરાજ ભીમદેવ નૃપનો ધન્ય, પ્રધાનોમા અગ્રણીરૂપ, પ્રાગ્વાટ કુલમડન, સ્પૃહારહિત એવો મત્રીવર વિમલ થયો કે જેણે સં. ૧૦૮૮ મા અંબિકાદેવીના આદેશથી ચંદ્રકાન્તિ જેવો પ્રાસાદ કરાવ્યો

૨૮૬. સાહિત્યનો વિચાર કરવા સાથે સ્થાપત્ય-શિલ્પની અવ-ગણના નહિ થઈ શકે, અને તેમા ખાસ કરી જગત્મા એક ઉત્તમ

---

૨૨૩ विवेश चात्मनो भवनं मिलितश्च मित्राणामेकश्च तेषु सुल-लितपदोपन्यासवाणीतरगदुग्धाम्बुधिरशोकवतीति कथानिबन्धस्य कर्त्ता महाकविश्चंदनाचार्य नामा श्वेताम्बरसूरि, श्वेताम्बरसूरिरन्यश्चाशुकवितया परमं प्रकर्षमापन्न खड्गकाव्यपरितुष्टेन महीभुजा नागार्जुनराजेन खड्गाचार्य इतिप्रदत्तापरनामधेयो विजयसिंहाचार्य. कवि । ઉદયસુન્દરી કથા —પ્ર ગા૦ ઓ. સી ન. ૧૧ પૃ ૧૫૫. આ સાથે બીજા મિત્રોના નામો કર્ત્તાએ મૂક્યા છે ત્રણ ભાષા જાણનાર દિગંબરાચાર્ય મહાકીર્ત્તિ, ઇંદ્ર નામનો રત્નમજરી નામની ચપૂકથાનો રચનાર, મધુરસાહાર નામનો ભટ વગેરે કર્ત્તા કોકણના રાજા છિત્તરાજ, નાગાર્જુન અને મુમ્મુણિરાજનો તેમજ લાટદેશના વત્સરાજનો પોતે સમકાલીન હતો એમ જણાવે છે, એથી તેની આ કૃતિ સં ૧૦૭૯ અને ૧૧૦૬ ની વચ્ચે થયેલ હોવી ઘટે, ને તે બનતા સુધી ગૂજરાતના લાટ દેશમા લાટદેશ આ વખતે સ્વતત્ર હતો એમ સમજાય છે. વિશેષ માટે જુઓ તેની પ્રસ્તાવના

કોટિમા મૂકી શકાય એવુ ૧૧મી સદીનુ ગૂજરાત–મરૂદેશમા–આબુ પર આવેલુ વિમલમંત્રીએ બંધાવેલુ મંદિર લક્ષમા લીધા વગર છૂટકો નથી એના વર્ણન સાથે તેના બંધાવનાર વિમલમંત્રી સબંધી ટુક પરિચય ૨૨૪ પણ કરવો ઘટે

---

૨૨૪ વિમલમંત્રી સંબધી હકીકતો આપણને સં ૧૪૯૭ મા જિન-હર્ષે રચેલા સંસ્કૃત વસ્તુપાલ ચરિત્રના ૮ મા પ્રસ્તાવમા, સં ૧૫૦૩ મા સોમધર્મે રચેલા સસ્કૃત ગ્રથ નામે ઉપદેશસપ્તતિકાના ચતુર્થ ઉપદેશમા મળી આવે છે અને કંઇક વિસ્તારથી લાવણ્યસમયે સં ૧૫૬૮ મા તત્સમયની પ્રચલિત ગૂજરાતી ભાષા કે જે તે સમયની રાજસ્થાની ભાષા સાથે ઘણીખરી મળતી હતી તેમા રચેલા વિમલપ્રબંધમા આપેલ છે કે જે સબધી આગળ જોઈશુ

જિનહર્ષે આપેલ હકીકતનો સાર એ છે કે—ચંદ્રાવતીમા પ્રાગ્વાટ વંશના વિમલ નામે દંડપતિ થયા તે શ્રી ભીમગુર્જરપતિના પરમ પ્રસાદરૂપ હતા સિંધુરાજાના દારૂણયુદ્ધમા તે રાજાને મોટી સહાય આપી હતી પરમાર રાજા પણ તેના પરાભવની શંકાથી પોતાની રાજધાની છોડી ગિરિદુર્ગમા જઇ રહ્યા હતા તેણે માલવીય રાજાની સાથેના સંગ્રામમા ભીમ રાજાના સેનાપતિ પદને પામી વિજય મેળવ્યો હતો ત્રણ દિવસમા સ્થટ્ટ નામના રાજાને હરાવી બાંધી લીધો હતો. નદ્દૂલ નગરના રાજાએ તેને સુવર્ણનુ સિંહાસન આપ્યુ હતુ ને યોગિની (દીલ્હી) પતિએ તેને છત્ર આપ્યું હતુ વિમલાચલની યાત્રામા ચાર કોટિ સુવર્ણનો વ્યય કરી સંઘપતિ થયા હતા. સ્ત્રીનુ નામ શ્રી હતુ પુત્ર નહોતો અંબિકાની આરાધના કરી અર્બુદગિરિ પર ચૈત્ય ને વંશની ઉન્નતિરૂપ પુત્ર થવાના બે વર માગ્યા દેવીએ બેમાથી એક મળશે એમ કહેતાં જિનચૈત્યની માગણી રાખી ને તે ફળી શૈવમતિઓનો વિરોધ થતા અંબિકાની સહાયથી ત્યાથી ઋષભ પ્રતિમા નિકળી. આખરે સં. (૧૦૮૮) મા આદિનાથની દિવ્ય ધાતુમય પ્રતિમા કરાવી પોતાના કરેલા મંદિરમા બૃહદ્ ગચ્છના નાયક શ્રી રત્નસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી સ્થાપી, તેમા ૮ કોટિ સુવર્ણનો વ્યય થયો

સોમધર્મની હકીકત એ છે કે—૪૪૪ આર્હત પ્રાસાદો અને ૯૯૯ શૈવ મંદિરો વાળી ચંદ્રાવતીમા આવીને ભીમરાજાથી અપમાન પામેલો વિમલ કોટવાળ રાજ્ય કરતો હતો. તેના અધિકારી પુરૂષો ૮૪ હતા. પોતાના સૈન્યથી

૨૮૭ **ભીમ**દેવ પહેલાના રાજ્યમા તેનો વિશ્વાસપાત્ર દંડનાયક —સેનાપતિ **વિમલ**મંત્રી હતો તેના પૂર્વજોમા મુખ્ય પુરૂષ મહામાત્ય **નીનુ**, તેનો પુત્ર મહામાત્ય **લહર**, તેનો પુત્ર મહામાત્ય **વીર**, તેના બે પુત્રો નામે (મહામાત્ય) **નેઢ** અને **વિમલ**—એ ક્રમ હતો [૨૨૫]

---

બાર પાદશાહોને જીતીને તેમની પાસેથી તેટલા ૧૨ છત્રો લઈ લીધા હતા અંબાદેવીની આરાધના કરી અને તીર્થસ્થાપના અને પુત્રપ્રાપ્તિમાથી ઉપર જણાવ્યા પ્રમાણે પ્રાસાદની માગણી સ્વીકારાઈ પ્રાસાદ કરાવતાં વાલિનાહ નામનો નાગરાજ વિઘ્ન કરતો હતો તેને શાત કરી ક્ષેત્રપાલ તરીકે સ્થાપ્યો પ્રાસાદ ૮ કોટી સુવર્ણના વ્યયે પૂર્ણ થતા દંડનાયકે ૧૦૮૮ મા વર્ષે યુગાદિ જિનની પીતલની પ્રતિમા તેમા સ્થાપન કરી એવામાં ભીમદેવ રાજાએ બહુ માનપૂર્વક વિમલમંત્રીને શાત કર્યો પછી તેના વાહિલ ભ્રાતાએ ત્યાં મંડપાદિક કરાવ્યા અને મોટા વ્યવહારીઆએ દેવકુલિકાદિક કરાવ્યુ

૨૨૫ આ પ્રમાણેનો ક્રમ આબુ પરની હસ્તિશાળામાં સંગેમરમરના ૧૦ હાથીઓ—યા હાથણીઓ પરના શિલાલેખો પરથી જણાય છે તેમા ૭ પર સં ૧૨૦૪ ના લેખ છે તે પૈકી ચાર મહામાત્ય નીનુથી નેઢ સુધીના છે ને પછી ત્રણપર નેઢના પુત્ર મહામાત્ય ધવલક, તેનો પુત્ર મહામાત્ય આનંદ, અને તેનો પુત્ર મહામાત્ય પૃથ્વીપાલ (કે જે કુમારપાલનો પ્રસિદ્ધ મંત્રી હતો) તેના છે આ સાતે પૃથ્વીપાલે કરાવેલ જણાય છે પછી ૮ મી અને ૯ મી પર સં ૧૨૩૭ ના લેખ છે તેમા એક પર (પૃથ્વીપાલના એક પુત્ર નામે) ઠ જગદેવનો અને બીજી પર (તેનો બીજો પુત્ર નામે) મહામાત્ય ધનપાલનો છે તેથી તે બંને તે પુત્રોએ કરાવી લાગે છે ૧૦ મી પર શિલાલેખ તુટી ગયો છે તે આનંદના પુત્ર નાનકના પુત્ર નાગપાલનો હશે જિ૦ ૨ નં ૨૪૭ પૃ. ૧૪૭ મા આ લેખ ક્રમબદ્ધ ને યથાસ્થિત અપાયો નથી વિશેષમા સં. ૧૦૨ નો શિલાલેખ મળે છે તેમાથી એ જાણવામા આવે છે કે-શ્રીમાલકુલ અને પ્રાગ્વાટ વંશમા ધર્માત્મા નિન્નક થયો, તેનો પુત્ર લહર થયો કે જે નીતિજ્ઞ, દેવ અને સાધુઓનો ભક્ત, દાનશીલ, દયાલુ અને જિનધર્મનો જ્ઞાતા હતો. તેનો પુત્ર મહત્તમ વીર, મૂલ નરેન્દ્ર (ચાલુક્ય રાજા મૂલરાજ)ની સેવામા રહેતો હતો તે બુદ્ધિમાન, ઉદાર અને દાની હતો તેનો જૈન-ધર્મનિષ્ઠ જ્યેષ્ઠ પુત્ર નેઢ મંત્રી થયો, અને બીજો પુત્ર વિમલ

તે વિમલમંત્રી શ્રીમાલ કુલ (ગોત્ર)નો [૨૨૬] પ્રાગ્વાટ (પોરવાડ) વંશ (જાતિ)નો જૈન વણિક હતો તે બહાદુર યોધ્ધો હતો.

---

દંડાધિપતિ (દંડનાયક) થયો કે જેણે તે મંદિર (વિમલવસહી) બનાવ્યું ત્યાર પછી નેઢની વંશાવલી છે.

'વિમલ પ્રબંધ' જણાવે છે કે વિમલના પૂર્વજ નિર્ધનતાના કારણે શ્રીમાલ નગર છોડી ગાભૂમાં આવી વસ્યા. વનરાજે સં. ૮૦૨ માં વસાવેલા અણહિલપુરમાં વિમલનો પૂર્વજ નિનગ (નીનૂ) ગયો ને ત્યાં તેનો તે દંડનાયક થયો તેનો પુત્ર લહિર ઘણો પ્રતાપી થયો ને તે દંડનાયક નીમાયો. વનરાજ પછીના ત્રણ રાજાઓનો તે દંડનાયક રહ્યો લહિરનો પુત્ર વીર થયો, તે રાજ્યનો કારભાર છોડી જપ તપ અને ધર્મધ્યાનમાં વળગ્યો હતો. આ સંબંધી ઓઝાજી જણાવે છે કે—આ કથન (ઐતિહાસિક રીતે) નિર્મૂલ છે, કારણકે નિનગ વનરાજનો સમકાલીન નહોતો. વનરાજે સં ૮૦૨-૨૦ સુધી રાજ્ય કર્યું અને નિનગનો પૌત્ર વીર (વીરમ) ગૂજરાતના ચૌલુક્ય (સોલંકી) રાજા મૂલરાજ (વિ. સં ૧૧૧૭-૫૨) ના દરબારમાં વિદ્યમાન હતો, એવું વિમલના મોટાભાઈ નેઢના પ્રપૌત્ર દશરથે સં ૧૨૦૨ ના વિમલે બનાવેલા આબુપરના પ્રસિદ્ધ આદિનાથના મંદિરની દશમી દેવકુલિકાની બહાર કોતરેલા શિલાલેખથી જણાય છે વિમલના મંદિરની હસ્તિશાલાવાળા લેખમાં નિનગને મહામાત્ય લખ્યો છે અત એવ સંભવ છે કે તે પણ પ્રારંભમાં મૂલરાજનો મંત્રી હોય વિમલના દાદા લહિરના સમયથી એ લોક સોલંકી રાજાઓના બહુધા મહામાત્ય (મહામંત્રી) તરીકે થયેલા ચાલ્યા આવતા હતા.—જુઓ ઓઝાજીનો લેખ 'વિમલ પ્રબંધ ઔર મંત્રી વિમલ'—'સુધા'

૨૨૬ પ્રાગ્વાટ (પોરવાડ) ની ઉત્પત્તિ માટે 'વિમલ પ્રબંધ' માં જણાવ્યું છે કે શ્રીપાલ નગરમાં અવ્યવસ્થા થતાં લૂટારા તેને લૂટવા લાગ્યા એટલે ત્યાંના વેપારીઓએ બંભપુર (સ્તંભપુર) ના ચક્રવર્તી રાજા પૌરવને રક્ષા માટે પ્રાર્થના કરી, તે તેણે સ્કારી દશહજાર યોદ્ધાઓ મોકલ્યા ને તેથી શ્રીમાલ નગર નિર્ભય બન્યું આ યોદ્ધાઓ શ્રીમાલની પૂર્વ દિશામાં રહ્યા તેથી પ્રાગ્વાટ (પોરવાડ) કહેવાયા આ સંબંધી ઓઝાજી કહે છે કે આ બધી વાત કલ્પિત છે પ્રાગ્વાટ તો મેવાડના એક વિભાગનું પ્રાચીન નામ હતું, કે જે પ્રમાણે શિલાલેખાદિથી જણાય છે, ત્યાંના નિવાસી જૂદી જૂદી

૨૮૮. આ વખતે આબુનો ચંદ્રાવતીપુરીમા ધંધુક[1](ધંધુરાજ) રાજ્ય કરતો હતો ને તે ભીમદેવનો સામન્ત હતો. ભીમદેવ અને ધંધુક વચ્ચે વૈમનસ્ય થતા ધંધુક ધારાના ભોજ પરમાર-રાજાના પક્ષમા ગયો આથી ભીમદેવે વિમલને અર્બુદનો-આબુનો દંડાધિપતિ નીમ્યો અંબિકાદેવીના આદેશથી આબુ ઉપર વિ સ. ૧૦૮૮ મા મનોહર દેવાલય બનાવ્યુ.[૨૨૭]

૨૮૯ આ મંદિરને 'વિમલવસતિ'-'વિમલવસહિ' કહેવામા આવે છે[૨૨૮] તેની અદ્દ્ભુત કારીગરી માટે તે જગપ્રસિદ્ધ છે. આખી દુનિયામા આવુ મંદિર-મકાન પહેલવહેલુ થયુ છે 'આ વિમલમંત્રીનો કીર્ત્તિસ્તંભ છે. આ મંદિર અને તેની પાસેનુ વસ્તુપાલના ભાઈ તેજપાલકૃત નેમિનાથનુ મંદિર કારીગરીની ઉત્તમતાને માટે સંસારભરમા અનુપમ છે તેમા પણ વિમલમંત્રીનુ મંદિર શિલ્પની દૃષ્ટિએ અધિક ઉત્તમ છે મુખ્ય મંદિરની સામે વિશાલ સભામંડપ અને

---

જગ્યાએ જઇ રહ્યા કે જ્યા પોતાના મૂલ નિવાસસ્થાનના કારણે પ્રાગ્વાટ કહેવડાવતા રહ્યા વૈશ્યાદિ જાતિઓ સ્થલ પરથી થઇ છે-ઓસ યા ઓસિયા નગરથી ઓસવાલ, પ્રાગ્વાટ દેશથી પ્રાગ્વાટ, લાડ દેશથી લાડ આદિ કહેવાઇ છે

૨૨૭ જુઓ સ ૧૩૭૯ નો તે દેહરાની પ્રશસ્તિનો શિલાલેખ શ્લોક ૫ થી ૧૧, જિ ૨, નં. ૧૩૨ પૃ ૧૧૪-૧૧૫ વળી જિનપ્રભસૂરિએ તીર્થકલ્પમા અર્બુદકલ્પમાં જણાવ્યુ છે કે જયારે ગુર્જરેશ્વર (ભીમદેવ) રાજાનક (રાણા) ધાંધુકપર કૃદ્ધ થયો ત્યારે તે (વિમલે) ભક્તિથી ભીમદેવને પ્રસન્ન કરી ધાંધુકને ચિત્રકૂટ (ચિતોડ) થી લાવી વિ. સં ૧૦૮૮ મા તે (ધાંધુક) ની આજ્ઞા લઈ મોટા ખર્ચથી વિમલવસતિ નામનુ સુંદર મંદિર બંધાવ્યુ

वैक्रमे वसु वस्वाशा १०८८ मितेब्दे भूरिरैव्ययात्।
सत्प्रासाद स विमलवसत्याह्व व्यधापयत् ॥

૨૨૮ 'વસહિ' એટલે મંદિર-જૈનમંદિર; જૈન મંદિરોમા મંદિર કરાવનાર સાથે વસતિ-વસહિ જોડવામા આવે છે 'વસહિ' એ સંસ્કૃત વસતિ (વસધિ) ઉપરથી થયેલ છે કાન્નડ શબ્દ 'બસદી' અગર 'બસ્તી' એ 'વસતિ' નો તદ્દ્ભવ છે 'વસહિ' નુ અપભ્રંશ 'વસી' થયુ છે જેમકે ખરતરવસી

ચારે બાજુએ નાની નાની કેટલીક દેવકુલિકાઓ છે આ મંદિરમા મુખ્ય મૂર્તિ ઋષભદેવની છે, જેની બને બાજુએ એક એક ઉભી મૂર્તિ પણ છે (વળી ત્યા બીજી પીતલ તથા પાષાણની કેટલીક મૂર્તિઓ છે કે જે પાછળથી બની છે). આ મંદિરની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. સ્તભ, તોરણ, ગુબજ, છત, દરવાજા આદિ પર જ્યા જ્યા નજર નાખીએ ત્યા કારીગરીની સીમા—અવધિ જ માલમ પડે છે કર્નલ ટૉડે [૨૨૯] આ મદિરના વિષે લખ્યુ છે કે ભારતભરમા આ મદિર સર્વોત્તમ છે અને તાજમહાલ સિવાય કોઇ બીજુ સ્થાન આની બરોબરી કરી શકે તેમ નથી. ફર્ગ્યુસને [૨૩૦] જણાવ્યુ છે કે આ મદિર કે જે સગેમરમરનુ બનેલુ છે, તે અત્યન્ત પરિશ્રમ સહન કરનાર હિન્દુઓના ટાંકણાથી ફીત જેવી બારીકી સાથે એવી મનોહર આકૃતિઓ બનાવવામા આવી છે કે તેની નકલ કાગળપર કરવામા કેટલાય સમય તથા પરિશ્રમથી પણ હુ સમર્થ થઇ શકયો નથી રાસમાલાના કર્તા ફાર્બસે લખ્યું છે કે આ મંદિરોની કોતરણીના કામમા સ્વાભાવિક નિર્જીવ પદાર્થોના ચિત્ર બનાવ્યા છે એટલુજ નહિ પણ પરન્તુ સાસારિક જીવનના દૃશ્ય,

---

૨૨૯ Travels in Western India

૨૩૦ History of Indian Architecture વળી આમા તેણે ૧૧ મી સદીની જૈનોની શિલ્પકલા સબધી લખ્યુ છે કે—

"Architectural style is perfect and complete in all parts when we first practically meet with it in the early part of the 11th century at Abu or at Girnar From that point it progresses during one or two centuries towards greater richness, but in doing so, it loses its purity and perfection it has attained in the earlier period and from that culminating point its downward progress can be traced through abundant examples to the present day."

વ્યાપાર. તથા નૌકાશાસ્ત્ર સબધી વિષય તો શુ પણ રણક્ષેત્રના યુધ્ધોના ચિત્રો પણ કોતરવામા આવ્યા છે. છતોમા જૈન ધર્મની અનેક કથાઓના ચિત્ર પણ અકિત છે[૨૩૧]

૨૯૦ વિમલ અપુત્ર મરણ પામ્યો એવી કથા-સામાન્ય માન્યતા છે.[૨૩૨] તે સત્ય હોય એમ પાકકે પાયે કહી શકાતુ નથી કારણ કે વિમલના પછીની વશાવલી મળતી નથી. કેવળ એક લેખ તેના ઉક્ત મંદિરમા અબાજીની મૂર્તિપર સં ૧૩૯૪ નો મળે છે કે

---

૨૩૧ રા ઓઝાજીનો લેખ 'विमलप्रवंध અને विमल मंत्री'-'सुधा' તથા श्वेतावर जैन ૨૦-૧૨-૨૮ અને ૫-૧-૨૯ ગૂ ભા. બુદ્ધિપ્રકાશ જાન્યુ ૧૯૨૯ આ લેખમા રા ઓઝાજી 'વિમલપ્રબધ' ના નીચેનાં વિધાનો કારણો આપી સ્વીકારવા ના પાડે છે —

(૧) વિમલને પાટણ છોડી સસૈન્ય ચદ્રાવતી જઇ ત્યાનો રાણો બન્યો હતો, એ ખરૂ નથી. પણ ત્યા તે દંડનાયક થઇ ભીમદેવ તરફથી શાસન કરતો હતો.

(૨) બગાળાના રોમ નગરના સુલતાન પર ચઢાઇ કરી જીત્યા હતા એ ખરૂ નથી કારણકે બંગાલામા તે વખતે મુસલમાનોનો પ્રવેશ પણ થયો નહોતો.

(૩) ઠઠ્ઠાના બ્રાહ્મણ રાજાપર આક્રમણ કરી તેને કેદ કર્યો એ વિશ્વસનીય નથી કારણકે સિંધપર બ્રાહ્મણ રાજાઓનો અધિકાર તો કેટલીએ સદી પહેલાં નીકળી ગયો હતો

(૪) વિમલે જે આબુપર પ્રસિદ્ધ મદિર બધાવ્યુ તે ધર્મઘોષસૂરિના ઉપદેશથી કર્યું તે પણ બરાબર નથી કારણકે તેજ મંદિરમા મહામાત્ય કવડિએ સ. ૧૨૨૬ મા પોતાના માતાપિતાની મૂર્તિઓ બનાવી રખાવી છે તેની પ્રતિષ્ટા ધર્મઘોષસૂરિએ કરેલી તે તેના શિલાલેખથી નિશ્ચિત છે. (જુઓ જિ ૨, નં. ૧૯૫ પૃ ૧૨૮)

૨૩૨ श्लाघ्यते सविमलोऽर्बुदाधिपो, योऽम्बिकावरमवाप्य सन्मति ।
भाविनीमवगणय्य सन्तति त्वद्विहारमिममाश्वचीकरत् ॥
—મુનિસુદરકૃત અર્બુદગિરિ શ્રી ઋષભ સ્તોત્ર

જેનો આશય એવો છે કે 'મહ૦ વિમલાન્વયે' એટલે વિમલના વંશજ અભયસીહના પુત્ર જગસીહ લખમસીહ અને કુરસીહ થયા તથા જગસીહનો પુત્ર ભાણ થયો. તે સર્વએ મળી વિમલવસહીમાં આ બા-જીની મૂર્ત્તિ સ્થાપિત કરી

૨૯૧ ભીમદેવ રાજાના 'વ્યયકરણપદામાત્ય' (નાણા વિષયક મંત્રી) પ્રાગ્વાટ જૈન જાહિલ્લ હતો[233]

૨૯૨. ભીમદેવના સમયમાં તેમના મામા દ્રોણાચાર્ય નામના જૈનાચાર્ય હતા તે નિવૃત્તિ કુલના હતા અને તેમણે પિંડનિર્યુક્તિ પર ટીકા રચી તથા અભયદેવસૂરિ (જુઓ પારા ૨૯૩) એ કરેલ નવ અંગોપરની ટીકા-વૃત્તિમાં દ્રોણાચાર્યે સંશોધનાદિમાં સહાય કરી હતી એમ તે વૃત્તિકાર છેવટે જણાવે છે તેમણે ઓઘનિર્યુક્તિ પર ટીકા રચી (પી. ૪ ૭૯). તે દ્રોણાચાર્યના શિષ્ય તથા સંસારપક્ષે ભત્રીજા સૂરાચાર્ય[234] શબ્દશાસ્ત્ર, પ્રમાણશાસ્ત્ર, તથા સાહિત્યશાસ્ત્રાદિ-કમાં પારગત હતા. ભોજ રાજા તરફ ભીમદેવ પર આવેલી સમસ્યા સૂરાચાર્યે સુંદર રીતે પૂરી હતી. સૂરાચાર્યે ધારાનગરી જઈ ભોજને મુગ્ધ કર્યો હતો સર્વ દર્શનો એકઠા ન થઇ શકે તે યુક્તિથી સમ-જાવ્યું હતુ, ને રાજાની સભાના પંડિતોને જીત્યા હતા આ સહન ન થવાથી સૂરાચાર્યને દેહકષ્ટ આપવાનો ભોજે વિચાર કરતા તે

---

૨૩૩ आसीत्तत्र विचित्रश्रीमज्जाहिल्लसज्ञया जात ।
व्ययकरणपदामात्यो नृपते. श्री भीमदेवस्य ॥

—જુઓ તેમના પ્રપૌત્ર દુર્લભરાજના સામુદ્રિક તિલકની પ્રશસ્તિ.
વે. નં. ૪૦૧

૨૩૪ સૂરાચાર્યપ્રબંધ-પ્રભાવક ચરિત પૃ. ૨૪૫-૨૬૧ કે જેમાં જણાવ્યું છે કે —

युगादिनाथश्रीनेमिचरिताद्भुतकीर्तनात् ।
इतिवृत्तं द्विसधानं व्यधात् स कविशेखर ॥ २५४ ॥

આચાર્ય કવિ ધનપાલની પ્રેરણાથી છુપા નીકળી પાટણ આવી પહોચ્યા હતા તેમણે ઋષભદેવ અને નેમિનાથ એ બંને તીર્થંકરોના ચરિત્ર રૂપ ચામત્કારિક દ્વિસધાન નામે કાવ્યગ્રથ રચ્યો હતો-નેમિચરિત્ર મહાકાવ્ય ગદ્યપદ્યમય રચ્યુ-સં ૧૦૯૦

૨૯૩ સ. ૧૦૮૮ મા માત્ર સોળ વર્ષની વયે આચાર્યપદ પામેલા એવા ચદ્ર (પછીથી થયેલ ખરતર) ગચ્છના ઉપર્યુક્ત જિનેશ્વર તથા બુદ્ધિસાગરસૂરિ શિષ્ય અભયદેવ સૂરિએ[૨૩૫] જૈન આગમો પૈકી નવ પર સસ્કૃત ટીકાઓ રચી અને તેથી તે 'નવાગ-વૃત્તિકાર' કહેવાય છે તે નવ અંગ નામે જ્ઞાતા ધર્મકથા (સં ૧૧૨૦ વિજયાદશમી પાટણ, પી ૩, ૬૦, ૭૩; પી ૨, ૩૫) સ્થાનાગ, (સ ૧૧૨૦) સમવાયાગ, (સ ૧૧૨૦), ભગવતી (સ. ૧૧૨૮), ઉપાસકદશા, અંતકૃદ દશા, અનુત્તરોપપાતિક, પ્રશ્નવ્યાકરણ, વિપાક, ઔપપાતિક તેમજ પ્રજ્ઞાપના તૃતીય પદ સગ્રહણી ગાથા ૧૩૩ રચેલ છે

આ ઉપરાત બીજા અનેક ગ્રથો પર સંસ્કૃત ટીકા-જિનેશ્વર કૃત ષટ્ સ્થાનક પર ભાષ્ય (બુહ્ ૬, ન. ૭૭૫), હરિભદ્રના પચાશક પર વૃત્તિ (સ. ૧૨૦૭ અજમેરમા), તથા સ્વતત્ર ગ્રથો નામે આરાધનાકુલક (પી. ૨, ૮૪) રચેલ છે.

૨૯૪. તેઓ સં. ૧૧૩૫ મા કપડવંજમા સ્વર્ગસ્થ થયા આ સૂરિની અભ્યર્થનાથી તેમના મોટા ગુરૂભાઇ જિનચદ્રસૂરિએ સંવેગરગશાલા નામનો ગ્રથ રચ્યો સં ૧૧૨૫, કે જેનું સંશોધન પ્રસન્નચદ્ર, ગુણચદ્ર, અને જિનવલ્લભ ગણિઓએ કર્યું, (જેસ. પૃ. ૨૧) અને તેનો પ્રથમાદર્શ જિનદત્તે લખ્યો (કા. વો૦ નં. ૯૧).

૨૯૫ સં. ૧૧૨૩મા કવિ સાધારણે સમરાઇચ્ચકહામાથી ઉદ્ધૃત કરી વિલાસવતી નામની કથા અપભ્રશ ભાષામા ૧૧ સંધિવાળી રચી, તદુપરાત તેમણે અનેક સ્તુતિ સ્તોત્રો રચ્યા છે. આ સાધારણ કવિ તે પછી સિદ્ધસેનસૂરિ તરીકે પ્રતિષ્ઠિત થયા

---

૨૩૫ અભયદેવપ્રબંધ-પ્રભાવકચરિત પૃ. ૨૬૧-૨૭૨

૨૯૬. સં. ૧૧૨૫ મા થારાપદ્રપુરીય ( થરાદના ) ગચ્છના (શાલિભદ્રસૂરિ શિષ્ય) **નમિસાધુ** કે જેમણે સં. ૧૧૨૨ મા **આવશ્યક** વૃત્તિ- ચૈત્યવદનવૃત્તિ (કા. વડો૦, જેસ૦, રચી, તેમણે રૂદ્રટના કાવ્યાલંકાર નામના સાહિત્યગ્રંથ પર સંસ્કૃત ટીપ્પણ રચ્યુ છે તેમા ગૂજરાતી ભાષાની જનની અપભ્રંશ ભાષા પર ટીકા કરતા પોતે જણાવ્યુ છે કે " અપભ્રંશ પ્રાકૃતજ—પ્રાકૃતરૂપ યા પ્રાકૃતમાથી જન્મેલી છે. તેને બીજાએ ત્રણ પ્રકારની કહી છે'–(૧) ઉપનાગર (૨) આભીર અને (૩) ગ્રામ્ય, પણ તેનો નિરાસ કરવા અર્થે [૨૩૬]રૂદ્રટે 'ઘણા ભેદ વાળી' અપભ્રશને કહી છે, કારણકે ઘણા દેશો હોવાથી (ઘણા પ્રકારની છે) તેનુ લક્ષણ તો લોકો પાસેથી સમ્યક્ રીતે પ્રાપ્તવ્ય છે "

૨૯૭, સ. ૧૧૨૯મા ધર્મોપદેશમાલા વિવરણ પ્રાકૃતમા રચાયુ, અને તેજ વર્ષમા **વડગચ્છના** (ઉદ્યોતનસૂરિ શિષ્ય **અમૃત**—આમ્રદેવસૂરિના શિષ્ય) અને 'સૈદ્ધાન્તિક શિરોમણિ' તરીકે પ્રસિદ્ધ થયેલા **નેમિચંદ્રસૂરિ**—મૂળ અપર નામ **દેવેન્દ્ર** સાધુએ ગુરૂબંધુ **મુનિચંદ્રસૂરિના** કહેવાથી ઉત્તરાધ્યયન સૂત્ર પર સુખબોધા નામની વૃત્તિ (પી ૩,૭૧,૭૮, ૮૬, ભા ૧૮૮૩–૮૪, પૃ. ૪૪૧, જે. પ્ર. ૨૩)રચી, ને ત્યાર પછી પ્રાકૃતમા-રત્નચૂડ કથા (પી. ૩, ૬૬), **આખ્યાનમણિકોષ** (પી. ૩,૭૮) આદિ રચ્યા, તેમજ સ. ૧૧૩૯મા (૧૧૪૧ મા) પાટણમા દોહદિશેઠની કરાવેલી વસતિમા રહી પ્રાકૃતમા **મહાવીરચરિય** રચ્યુ.[૨૩૮] આજ વર્ષમા (ખ. **જિનચદ્રસૂરિ**—**પ્રસન્નચદ્રસૂરિ**—**સુમતિવાચક** શિ૦) ગુણચદ્રે પણ પ્રાકૃતમા **વીરચરિત્ર** (પી ૫, ૩૨) રચ્યુ અને ઉક્ત થારા

---

૨૩૬ રૂદ્રટના સમય માટે જુઓ પુરાતત્ત્વ પુ ૪ પૃ ૧૫૫ 'બે મહત્ત્વના ગ્રંથોની શોધ' એ લેખ

૨૩૭ આ કથા જ્ઞાતાધર્મમાં આવતા રત્નચૂડની છે. તેની તાડપત્રની સં. ૧૨૨૧ મા પાટણમા કુમારપાલના રાજ્યે અને વટપલ્લીમા કુમારપાલના કૃપાસ્પદ ધારાવર્ષના રાજ્યમાં ચક્રેશ્વર સૂરિ અને પરમાનન્દસૂરિના ઉપદેશથી લખાયેલી પ્રત પાટણમાં છે પી. ૩, ૬૯

૨૩૮ મુદ્રિત—પ્ર૦ આત્માનદ સભા ભાવનગર.

પદ ગચ્છીય **શાલિભદ્ર** સૂરિ (**શીલભદ્રસૂરિ–પૂર્ણચંદ્રસૂરિ** શિષ્ય) એ **સંગ્રહિણી** વૃત્તિ રચી. (પી. ૫, ૪૧ અને ૧૩૩; જેસ. પ્ર ૩૪)

૨૯૮. સ. ૧૧૨૭-૧૧૩૭મા **નિણુયવંશના અભયદેવસૂરિના** શિષ્ય **ચંદ્રપ્રભ** મહત્તરે સ્વ શિષ્ય **વીરદેવ**ના કહેવાથી **વિજયચંદ્ર** ચરિત્ર પ્રાકૃતમા રચ્યુ[૨૩૯] સ ૧૧૩૮મા તાડપત્ર પર **વિશેષાવશ્યક** ભાષ્યની પ્રત ખરતર **જિનવલ્લભગણિની** માલેકીની લખાઇ.[૨૪૦] સ. ૧૧૪૫મા **જિનદાસ** ગણિકૃત **નિશીથ** સૂત્ર ચૂર્ણિ વિશેષ નામનો ગ્રંથ તાડપત્ર પર લખાયો.[૨૪૧] સ. ૧૧૪૬મા 'કર્ણદેવના રાજ્યમા મહામાત્ય **મુંજાલ**ની વસતિમા રહી **પાટણ**મા તાડપત્ર ઉપર **હરિભદ્ર**-સૂરિકૃત યોગદૃષ્ટિ–સમુચ્ચય સટીકની પ્રત લખાઈ[૨૪૨]

૨૯૯. નવાગવૃત્તિકાર અભયદેવસૂરિના શિષ્ય **વર્ધમાનાચાર્યે** પ્રા. મા **મનોરમા** ચરિત્ર સ. ૧૧૪૦ મા રચ્યુ સંભળાય છે, તેમણે વિસ્તૃત અને પાચ અવસરમા પ્રાકૃતમા **આદિનાથ** ચરિત્ર સ. ૧૧૬૦ મા ખભાતમા (જેસ; પી. ૫, ૮૧), અને **ધર્મરત્નકરંડ** વૃત્તિ સ. ૧૧૭૨મા રચેલા પ્રસિદ્ધ છે (જેસ૦ પ્ર. ૪૫). **ચંદ્રપ્રભસૂરિએ** પૌ-ર્ણમિક ગચ્છ સ્થાપ્યો સં. ૧૧૪૯. તેમણે દર્શનશુદ્ધિ તથા **પ્રમેય-** રત્નકોશ[૨૪૩] રચ્યા

---

૨૩૯ પી. ૬, ૪૮; કા વડો. નં. ૨૦૮ માં 'મુણિકમ્મરૂદ્દ' એટલે સ. ૧૧૮૭ રચ્યા સં છે

૨૪૦ તે ભા. ઇ. પૂનામા વિદ્યમાન છે. સને ૧૮૮૦–૮૧ રી નં ૫૭

૨૪૧ પી રી. ૧૮૮૦–૮૧ પૃ ૨૨, ૩૬ આ પ્રત ભા. ઇ પૂનામા છે'

૨૪૨ પી. રી ૫–પરિશિષ્ટ ૧, પૃ. ૨૯.

૨૪૩ ડા સ્વાલિકૃત સંશોધિત જૈન ધ સભાથી મુદ્રિત. વે. ન. ૧૬૩૭–૩૮ આ ચંદ્રપ્રભની શિષ્યપરંપરામાં થયેલ મુનિરત્નસૂરિ પોતાના સં ૧૨૨૫ માં રચેલા અમમચરિત્રમા જણાવે છે કે —

गोभिर्दर्शनशुद्धिं य कषायस्वादुभि र्व्यधात् ।
सो पूर्वाभ्युदय श्रीमान्नंयाच् चन्द्रप्रभ प्रभु ॥

૩૦૦. કર્ણના રાજ્યમા વિક્રમાંકદેવચરિતના કર્તા કાશ્મીરક કવિ **બિલ્હણે** ચતુરંકી નાટિકા નામે કર્ણસુંદરી રચી હતી તેમા 'તે કર્ણદેવને કથાનાયક બનાવીને વિદ્યાધરેન્દ્ર કન્યા કર્ણસુંદરી સાથે તેના પરિણયનો વૃત્તાંત વિસ્તારેલો છે મહામાત્ય **સંપત્કરે** શ્રી શાન્ત્યુત્સવ ગૃહમા પ્રવર્તાવેલા શ્રી **આદિનાથના** યાત્રામહોત્સવ વખતે આનો પ્રયોગ થયો હતો. મહામાત્ય **સંપત્કરે** કર્ણની રાણીનો ભાણેજ જે કર્ણસુન્દરીનો સમાનવયસ્ક હતો તેને પોતાની સાથે લાવીને અને તેને કર્ણસુન્દરીનો વેષ પહેરાવીને તેનાજ આવાસમા કર્ણસુન્દરીને રાખીને કર્ણસુન્દરી અને કર્ણનો સંયોગ સાધ્યો હતો. મહામાત્ય **સંપત્કરની** બુદ્ધિ **યૌગન્ધરાયણાદિ** મહામાત્યોની મતિને જીતે એવી હતી. મહામાત્ય **સંપત્કર** તે **પ્રબંધચિંતામણિ** વગેરે ગ્રંથોમા વર્ણવેલા **સાન્તુ** મંત્રી છે **ભીમદેવના** વખતમા ગૂર્જરોએ સિન્ધુ દેશ પર સ્વારી કરી હતી. આ નાટિકામા **ગર્જન** ઉપર ગૂર્જરોએ ચઢાઇ કરીને ત્યાના લશ્કરને હરાવ્યુ એવો ઉલ્લેખ કરેલો છે, તે સંબંધમા એવું ધારી શકાય કે ગૂર્જર સૈન્યે **ગીઝની** વંશના પાદશાહના લશ્કર સાથે યુદ્ધ કર્યું હશે. કવિએ નાન્દીમા પ્રથમ જિનેશ્વરનુ આશીર્વાદાત્મક મંગલાચરણ કરેલુ છે તેનુ કારણ એ લાગે છે કે મહામાત્ય **સંપત્કર** કે જે જૈન હતો તેના તરફથી તેને સારો આશ્રય મળેલો હશે આ સંબંધમા જાણવુ ઉપયોગી થઇ પડશે કે **પાટણના** ભંડારમાથી તાડપત્ર ઉપર કવિ **બિલ્હણ** રચિત **પાર્શ્વનાથ** જિનેશ્વરની સ્તુતિરૂપ એક **બિલ્હણાષ્ટક** મળી આવેલુ છે (પી ૫, ૫૫) આ અષ્ટકનો કર્તા ભટ્ટ **બિલ્હણ** પોતેજ છે કે અન્ય કવિ છે તેનો નિશ્ચય કરવાને પુરતા સાધનો નથી.'[૨૪૪]

---

૨૪૪ સ્વ. ચિમનલાલ દલાલનો લેખ નામે 'ગુજરાતનું સંસ્કૃત નાટક સાહિત્ય'–'વસન્ત', ઓઝાજી રા. ઇ ૧, પૃ ૨૧૭, નાથુરામ પ્રેમીકૃત વિદ્વદ્રત્નમાલા પૃ ૯૭ ટિપ્પણ

# પ્રકરણ ૨ જું.

## સોલંકી વંશનો સમય-સિદ્ધરાજ જયસિંહ.

### વિ સં. ૧૧૫૦ થી ૧૧૯૯.

क्षुण्णा क्षोणिभृतामनेककटका भग्नाऽथ धारा तत
कुण्ठ सिद्धपते कृपाण इति रे मा मंसत क्षत्रिया ।
आरुढप्रबलप्रतापदहन सप्राप्तधारश्चिरात्
पीत्वा मालवयोषिदश्रुसलिलं हन्तायमेधिष्यते ॥

द्विषद्पुरक्षोदविनोदहेतो र्भवादवामस्य भवद्भुजस्य ।
अयं विशेषो भुवनैकवीर ! परं न यत्काममपाकरोति ॥

सम्यग् निषेव्य चतुरश्चतुरोप्युपायान्
जित्वोपभुज्य च भुवं चतुरब्धिकाञ्चीम् ।
विद्याचतुष्टयविनीतमतिर्जितात्मा
काष्टामवाप पुरुषार्थचतुष्टये य ॥

—सिद्धहैम शब्दानुशासने.

—સિદ્ધરાજના કૃપાણે (તરવારે) અનેક રાજાઓના કટકોને ભેદેલા છે, તેથી ધારા (અણી) ભગ્ન થયેલી છે, માટે હે ક્ષત્રિયો ! તમે એમ ન માનતા કે, સિદ્ધરાજનો એ કૃપાણ કુંઠ (બુઠ્ઠો) થયેલો છે, કારણકે એ તો પ્રબલ પ્રતાપના દહનથી માલવની નારીઓનાં અશ્રુસલિલ પીને અને ધારાને સંપ્રાપ્ત કરીને પાછો ચિરકાળ વધવાનો છે

—હે ભુવનૈકવીર ! તારો જમણો હાથ અને મહાદેવનો જમણો હાથ એ બને એક સરખા છે, પુરક્ષોદ વિનોદના હેતુ છે, પણ તારો હાથ તો મહાદેવના હાથ કરતાંય જરા વિશિષ્ટતા વાળો છે એ હાથ કામનો (યાચકોની વાછનાનો) અપકાર નથી કરતો, ત્યારે મહાદેવનો હાથ કામનો (કામદેવનો) અપકાર કરે છે

—એ સિદ્ધરાજે રાજનીતિના ચારે ઉપાયો (સામ, દામ, દંડ અને ભેદ)ને બરાબર અજમાવીને ચારે ખંડ ધરતીનુ રાજ્ય ભોગવ્યું, ચાર વિદ્યાઓ દ્વારા પોતાની બુદ્ધિને વિનીત કરી, અને છેવટે એ જિતાત્મા (જિતેંદ્રિય) ચારે પુરૂષાર્થ સાધીને દેવ થયો.

दृप्यन्मालवभूपबन्धनविधित्रस्ताखिलक्ष्मापति-
र्भक्त्याकृष्टवितीर्णदर्शनशिवो मूर्तः प्रभावोदयः ।
सद्यः सिद्धरसानृणीकृतजगद्‌गीतोपमान (तावदान) स्थिति-
र्जज्ञे श्री जयसिंहदेवनृपतिः सिद्धाधिराजस्ततः ॥

—શ્રીપાલકૃત વડનગરપ્રશસ્તિ

—ત્યાર પછી અભિમાની માલવાના રાજાને બંધનમાં નાખવાની કરેલી વિધિથી જેણે સર્વ રાજાઓમાં ત્રાસ વર્તાવ્યો હતો, જેણે ભક્તિથી આકર્ષાઇને શિવ પ્રત્યેના દર્શનનો વિસ્તાર કર્યો હતો, જે મૂર્તિમાન પ્રભાવના ઉદયરૂપ હતો અને જે તરતજ સિદ્ધરસથી ઋણમુક્ત કરાયેલા જગતનાં ગીતોમાં ગવાતો હતો એવો જયસિંહદેવ-સિદ્ધાધિરાજ નૃપતિ થયો

૩૦૧ 'સિદ્ધરાજ' જયસિંહના પ્રતાપ ભર્યા ગૌરવવન્તા રાજ્યમાં જૈનોએ મંત્રિપદેથી, દંડનાયક (સેનાપતિ) વગેરે ઉચ્ચ અધિકાર પદેથી તેમજ સાક્ષર-સૂરિ વગેરે સ્થાનેથી સમસ્ત ભારતવર્ષની ઉન્નતિ અર્થે અમૂલ્ય અસાધારણ ચિરસ્મરણીય સેવા સમર્પી ગૂજરાતના વાઙ્મય સાથે ગૂજરાતના યશોદેહને શોભાવ્યો હતો.

૩૦૨ કર્ણદેવને કર્ણાટ દેશના રાજા જયકેશીની રાજપુત્રી મયણલ્લદેવીથી જયસિંહ પુત્ર થયો તેની બાળવયમાંજ કર્ણદેવ સ્વર્ગસ્થ થતાં પાટણનું રાજતંત્ર રાજમાતા મયણલ્લદેવીએ સંભાળ્યું જયસિંહ દેવ ન્હાનપણથી પ્રતાપી હતો. શૂર, પરાક્રમી હોઇ બર્બરકને જીતી 'સિદ્ધરાજ' બિરૂદ પ્રાપ્ત કર્યું હતું. તેણે માલવા પર ચડાઇ કરી ૧૨ વર્ષ સુધી લડાઈ ચાલુ રાખી. તે લડાઇમાં, તેના રાજા [૨૪૫]નરવર્માનો દેહાન્ત થયો ને પછી તેનો પુત્ર યશોવર્મા હાર્યો, કેદ

---

૨૪૫ 'નરવર્મા માલવાનો રાજા સં ૧૧૬૧ થી ૧૧૬૪ ના સમયમાં તો અવશ્ય હતો કારણકે તેના તે વર્ષના શિલાલેખ મળે છે તેનો દેહાન્ત ૧૧૯૦ માં થયો. તે પણ વિદ્વાન્ રાજા હતો અને તેની તુલના વિદ્યા અને દાનમાં ભોજ સાથે કરવામાં આવતી હતી તેના સમયમાં પણ માલવા વિદ્યાપીઠ તરીકે પ્રસિદ્ધ હતું અને જૈન તથા વેદ મતાવલંબીઓની વચ્ચે શાસ્ત્રાર્થ પણ થયા

થયો અને માલવા ગૂજરાતના રાજ્યમા અંતર્ગત થયુ. તેની સાથે મેવાડનો પ્રસિદ્ધ ચિતોડનો કિલ્લો તથા તેની આસપાસનો માલવા સાથે મળેલો પ્રદેશ કે જે મુજના સમયથી માલવાના પરમારોના રાજ્યમા ચાલ્યો આવતો હતો તે જયસિંહને આધીન થયો, તેમજ વાગડ દેશ (ડુગરપુર અને વાસવાડા) પણ તેના તાબામા આવ્યો. (સ. ૧૧૯૨ અને ૧૧૯૪ વચ્ચે)

૩૦૩ માલવા પરના જયની સિદ્ધિ કરી પાટણમા પધારતા જયસિંહ માટે પ્રસિદ્ધ હેમચદ્રાચાર્યે કહ્યુ હતુ કે—

भूमिं कामगवि स्वगोमयरसै रासिं च रत्नाकरा
मुक्तास्वस्तिकमातनुष्वमुडुप त्वं पूर्णकुम्भो भव ।
धृत्वा कल्पतरो दलानि सरलै र्दिग्वारणास्तोरणा
न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिप ॥

—હે કામધેનુ ! ભૂમિપર તારા દૂધનો છટકાવ કર, હે રત્નાકર ! મોતીનો સ્વસ્તિક પુર, હે ચંદ્ર ! પૂર્ણકલશરૂપ થઈ જા, હે દિગ્ગજો ! કલ્પતરૂના સરલ પત્રોના તોરણ ધરો ! પોતાને હાથે પૃથ્વીપર વિજય મેળવી શ્રી સિદ્ધરાજ પધારે છે

૩૦૪. 'માલવાની જીતથી 'સિદ્ધરાજ' ઉપરાત 'અવતિનાથ,'નુ બિરૂદ જયસિંહે ધારણ કર્યું આબુના પરમાર તથા નાડોલના ચોહાણ તો પહેલેથીજ ગૂજરાતના રાજાઓની અધીનતામા ચાલ્યા આવતા હતા. જયસિંહે મહોબા (મહોબક)ના ચદેલ રાજા મદનવર્મા પર ચઢાઈ કરી. વળી સોરઠ પર આક્રમણ કરી ગિરનારના યાદવ (ચૂડાસમા) રાજા ખેંગાર (બીજા)ને કેદ કર્યો, બર્બર આદિ જગલી જાતિઓને પોતે વશ કરી અને અજમેરના ચોહાણ રાજા (અર્ણોરાજ, આનાક, આનલ્લદેવ) પર વિજય પ્રાપ્ત કર્યો, પરતુ પાછળથી સલાહ થવાથી તેણે પોતાની પુત્રી કાંચનદેવીનો વિવાહ તે આ-

---

હતા જૈન વિદ્વાન્ સમુદ્રઘોષ અને વલ્લભ (જિનવલ્લભ) સૂરિએ તેની પાસેથી સન્માન પ્રાપ્ત કર્યું હતુ.' ઓઝાજી રા. ઇ. ખંડ ૧ પૃ ૧૯૫

નાની સાથે કર્યો કે જેથી **સોમેશ્વર**નો જન્મ થયો. **સિદ્ધરાજ સોમે**શ્વરને નાનપણથી જ પોતાને ત્યા લઈ આવ્યો હતો અને તેના દેહાન્ત પછી કુમારપાલે તેનુ પાલન કર્યું હતુ [ આ **સોમેશ્વર** તેજ કે જે **શહાબુદીન** સાથે લડાઈ કરનાર પ્રસિદ્ધ **પૃથ્વીરાજ**નો પિતા થયો ] **સિદ્ધરાજ** ઘણોજ લોકપ્રિય, ન્યાયી, વિદ્યારસિક અને જૈનોનુ વિશેષ સમ્માન કરનારો થયો પ્રસિદ્ધ વિદ્વાન્ જૈન આચાર્ય **હેમચંદ્ર** (હેમાચાર્ય)નુ તે ઘણુ સમાન કરતો હતો તેના દરબારમા કેટલાયે વિદ્વાનો રહેતા, જેવા કે '**વૈરોચન પરાજય**'ના કર્ત્તા **શ્રીપાલ**, 'કવિશિક્ષા'નો કર્ત્તા **જયમગલ**, **વાગ્ભટ**, 'ગણરત્ન મહોદધિ'નો કર્ત્તા **વર્ધમાન** તથા **સાગરચંદ્ર** આદિ વિ. મ. ૧૧૫૦ થી ૧૧૯૯ સુધી રાજ્ય કરી તે સ્વર્ગસ્થ થયો.' (ઓઝાજી રા ઈ. ખંડ ૧ પૃ. ૨૧૮–૨૧૯).

૩૦૫ તેને પોતાના પિતાના સમયના **મુંજાલ** મત્રી ઉપરાત બીજા મત્રીઓ નામે **શાંતુ**, ઉદયન, મહામાત્ય **આશુક**, **વાગ્ભટ**, **આનદ** અને **પૃથ્વીપાલ** જૈનો જ હતા ઉદયન મારવાડથી આવેલ શ્રીમાલી હતો (તેનુ વૃત્તાત [૨૪૬]**રાસમાલા** આવૃત્તિ ૨, ભાગ ૧ પૃ ૧૫૪–૫ ના ટિપ્પણમા તથા પૃ ૨૪૮–૨૮૪–૨૮૫મા સગ્રહિત છે) અને **સિદ્ધરાજ**ના મામા–'રાજમામા' તરીકે ઓળખાતો હતો. તે ખભાતનો સૂબો હતો ને તેણે ઝીંઝુવાડાનો કિલ્લો બધાવ્યો હતો.

૩૦૬ **વનરાજ**ના શ્રીમાળી મત્રી **જાબ**ના વશજ **સજ્જન**ને **સિદ્ધરાજે** સોરઠનો દડાધિપ ( ઉપરી–સૂબો ) નીમ્યો હતો કે જેણે સોરઠ દેશની ઉપજ ખર્ચીને ગિરિનાર ઉપરના જૈન જીર્ણશીર્ણ કાષ્ઠ-

---

૨૪૬ રાસમાળાની તૃતીય આવૃત્તિ વધુ હકીકત સહિત ફાર્બસ સભાએ પ્રસિદ્ધ કરી છે, પણ હવે તો ઓઝાજીએ ટૉડ રાજસ્થાનની વર્ધિત આવૃત્તિ ઉપરાત રાજપૂતાનાકે ઇતિહાસ સ્વતંત્ર લખવા માડયા તેજ પ્રમાણે રાસમાળા પર અધીન ન રહેતા ગૂજરાતનો સ્વતત્ર ઇતિહાસ સર્વમાહિતી પૂર્ણ રચાવાની જરૂર છે, કારણકે રાસમાળા રચાયા પછી અનેક નવીન અને પૂર્વ વાતોને ઉથલાવી પાડે એવી વિગતો મળી છે ને મળતી જાય છે

મય દહેરાનો ઉદ્ધાર કરી નવુ પાકુ મદિર બંધાવ્યુ હતુ. સં ૧૧૮૫. ( જુઓ ઉજ્જયતગિરિ રાસો તથા રૈવતકલ્પ અને મુદ્રિત પ્રાચીન ગૂર્જર કાવ્યસગ્રહ પરિશિષ્ટ ૫ )

૩૦૭. મહામાત્ય **આશુક**ની મત્રણાથી આ **જયસિંહે** શ્રી શત્રુજય તીર્થની યાત્રા કરી તેની પૂજા માટે બાર ગામનુ શાસન કરી આપ્યુ હતુ[૨૪૭] અને પછી ગિરનારના **નેમિજિન**ની યાત્રા કરી હતી.

૩૦૮ રાજાના પ્રતાપથી રાજ્યની ઉન્નતિ શિખરે ચઢી લોકોમા વૈભવ અને સુખ વધ્યે જતા હતા આથી અન્ય પ્રદેશોમાથી આવી પાટણની વસ્તી ભરાતી ગઇ સં. ૧૧૭૫ મા શ્રીમાલમા દુકાળ પડયો હતો તેથી ત્યાર પછી સં. ૧૨૦૦ ની લગભગમા શ્રીમાલ નગરની ઘણી વસ્તી ગૂજરાતમા આવી. જોકે એ પહેલા પણ કર્ણદેવના વખતમા લાટ (લાડ, ભરૂચ પાસેના) દેશમા શ્રીમાળીઓ આવતા થયા હતા સિદ્ધરાજે સોરઠના સુબા તરીકે શ્રીમાળી

---

૨૪૭ જુઓ પડિત લાલચદનો લેખ 'સિદ્ધરાજ અને જૈનો'; તેમા નીચેના પ્રમાણો ટાંકયા છે —

સિદ્ધરાજની શત્રુંજય યાત્રાના વર્ણન માટે જુઓ હેમાચાર્યકૃત સસ્કૃત દ્વયાશ્રય કાવ્ય તેમના બારગામના શાસન માટે જુઓ ઉદયપ્રભસૂરિનુ પ્રાય. સ ૧૨૭૫ મા રચેલુ ધર્માભ્યુદય કાવ્ય સર્ગ ૭, શ્લોક ૭૪, ૭૬; બાલચંદ્રસૂરિનુ પ્રાય સ ૧૩૦૦ મા રચેલુ વસંતવિલાસકાવ્ય સર્ગ ૯ શ્લો ૨૨; પ્રભાચંદ્રસૂરિનુ સં ૧૩૩૪ મા રચેલુ પ્રભાવકચરિત્ર (હેમપ્રબધ શ્લો ૩૧૦-૧૧-૨૩-૨૫), મેરૂતુંગનું ૧૩૬૧ માં રચેલ પ્રબધચિતામણી (ભાષાતર પૃ ૧૬૦-૧૬૧), ૧૪૨૨ મા જયસિહસૂરિએ કરેલા કુમારપાલચરિત સર્ગ. ૩ શ્લો ૩૨-૩૩, ૧૪૯૨ મા જિનમડનગણિકૃત કુમારપાલપ્રબધ પૃ. ૬, ૨૨, ૧૪૯૭ મા જિનહર્ષકૃત વસ્તુપાલચરિત સર્ગ ૧ શ્લો. ૮૪, સં. ૧૬૫૦ પછીના હીરસૌભાગ્ય મહાકાવ્ય સર્ગ ૧૭ શ્લો ૧૯૫ ને તે પરની ટીકા આ આશુક મત્રી સ ૧૧૭૯ અને સ ૧૧૮૧ મા મહામાત્યપદે અચૂક વિદ્યમાન હતો અને વાદિ દેવસૂરિ તથા કુમુદચદ્ર વચ્ચેના વાદ વખતે હાજર હતો.

**સજ્જન** મંત્રીને નીમ્યો હતો એથી શ્રીમાળીઓને સોરઠમા (કાઠિયાવાડમા) વસવાટ કરવાને બહુ અનુકૂળ સંધિ મળી હતી. ત્યારથી શ્રીમાલ દેશથી–નગરથી આવેલ સર્વ શ્રીમાળી કુળના ગણાતા. તે શ્રીમાળીઓએ આવી **સૌરાષ્ટ્ર**મા પોતાની વસ્તી વધારી. **લાટ** દેશ કે જે સં. ૧૧૦૦ ની લગભગમા ગૂજરાત સાથે જોડાયો, તેમા કર્ણદેવના વખતથી અને ખાસ કરી **સિદ્ધરાજ** અને કુમારપાળના સમયમા દંડનાયક તરીકે શ્રીમાળી જૈન વાણીઆ જ નીમાઇને આવતા. વિ સં. ૧૧૯૩ મા પ્રા૦ **મુનિસુવ્રતચરિત્ર** રચનાર **શ્રીચંદ્રસૂરિ** પોતાની પૂર્વ અવસ્થામા **લાટ**દેશની મંત્રિમુદ્રા શોભાવતા હતા આમ **લાટ**મા જૈન શ્રીમાળીઓ ગયા તે **લાડ**વા વાણીઆ કહેવાયા

૩૦૯. વિદ્વત્પ્રિય સાહિત્યરસિક **સિદ્ધરાજે** ત્રણસો લહિયાઓ એકઠા કરી સર્વ દર્શનના ગ્રંથો લખાવી રાજકીય પુસ્તકાલયની સ્થાપના કર્યાનો તથા આચાર્ય **હેમચંદ્ર** કૃત સાંગોપાંગ સપાદલક્ષ (સવાલાખ) વ્યાકરણ ગ્રંથની સેંકડો પ્રતિઓ લખાવી તેના અભ્યાસીઓને આપ્યાનો તેમજ **અંગ બંગ** આદિ ભિન્ન ભિન્ન દેશોમા ભેટ મોકલાવ્યાનો અને તે તે વિષયના અભ્યાસીઓને તે તે ગ્રંથો પૂરા પાડયાનો ઉલ્લેખ[૨૪૮] **પ્રભાવકચરિત** તથા કુમારપાલપ્રબંધમા છે.

---

૨૪૮ राज्ञ पुर पुरोगैश्च विद्वद्भिर्वाचित तत ।
चक्रे वर्षत्रय वर्ष (यावत्) राज्ञा पुस्तककलेखने ॥१०३॥
राजादेशान्नियुक्तैश्च सर्वस्थानेभ्य उद्यतै ।
तदा चाहूय सच्चक्रे लेखकाना शतत्रयम् ॥१०४॥
पुस्तका समलेख्यन्त सर्वदर्शनिना तत ।
प्रत्येकमेवादीयता ध्येतृणामुद्यमस्पृशाम् ॥१०५॥
अंगवंग कलिंगेषु लाटकर्णाटकुंकणे ।
+ + + +
इत्यादि विश्वदेशेषु शास्त्रं व्यस्तार्यत स्फुटं ॥१०६–१०९॥
—प्रभावकचरित हेमचंद्रसूरिप्रबंध पृ. २०२

૩૧૦. હવે સિદ્ધરાજના સમયની કેટલીક ઘટનાઓ ટુકમા જણાવીએ. તેણે સં ૧૧૫૨ મા સિદ્ધપુર વસાવ્યું તથા રૂદ્રમહાલય (રૂદ્રમાલ) નામનુ શિવાલય બંધાવ્યુ, તેમજ સુવિધિનાથ (જૈનોના ૯ મા તીર્થંકર) નો પ્રાસાદ નિપજાવ્યો. (મહાવીર જિનમંદિર કરાવ્યુ –સા. ભ ) સિદ્ધપુરમા ચાર જિનપડિમાયુક્ત સિદ્ધપુરવિહાર અને પાટણમા રાજવિહાર કરાવ્યો ( કુ પ્રતિબોધ ) તેના સમયમા અનેક પ્રભાવક જૈનો થયા.

૩૧૧ **મલધારી અભયદેવસૂરિ**—પ્રશ્નવાહન કુલના હર્ષપુરીય ગચ્છના જયસિંહસૂરિના શિષ્ય અભયદેવસૂરિ થયા તેઓ વસ્ત્રમા માત્ર એકજ 'ચોલપટ્ટો' (પહેરવાનુ વસ્ત્ર) અને એકજ પ્રચ્છાદન પટી (પચ્છેડી-ઉપર ઓઢવાનુ વસ્ત્ર) રાખતા તેમને મલમલીન વસ્ત્ર અને દેહવાળા જોઇ સિદ્ધરાજે[૨૪૯] (અન્યમત પ્રમાણે કર્ણદેવે)[૨૫૦] '**મલધારી**' નામનુ બિરૂદ આપ્યુ હતુ આ અભયદેવસૂરિના ઉપદેશથી સિદ્ધરાજ જયસિંહદેવે પોતાના સમસ્ત દેશમા શાસન આપવા પર્યુપણ, (શ્રાવણ વદ ૧૨ થી ભાદરવા શુદ ૪) એકાદશી પ્રમુખ દિવસોમા 'અમારિ' કરાવી હતી એટલે પશુવધ કરવાની મનાઈ કરી હતી.[૨૫૧] **શાકંભરી**

---

૨૪૯ अन्नया सिरि जयसिंहदेवनरिंदेण गयखंधारूढेण रायवाडियागएण दिट्ठो मलमलिणवत्थदेहो। रायेण गयखंधाओ ओसरिऊण दुक्करकारओ त्ति दिण्णं 'मलधारि' त्ति नाम।

—જિનપ્રભસૂરિકૃત તીર્થકલ્પ (સં ૧૩૨૭–૮૯) પૈકી ૪૦ મો કલ્પ

૨૫૦ जस्स मलहारिनाम दिन्नं कन्नेण नरवइणा

—પદ્મદેવસૂરિકૃત સદ્‌ગુરુ પદ્ધતિ પી ૫, ૯૬

श्री गूर्जरेश्वरो दृष्ट्वा तीव्र मलपरीषह ।
श्री कर्णो विरुद यस्य मलधारी व्यघोषयत् ॥

—રાજશેખરકૃત પ્રાકૃત દ્વયાશ્રયવૃત્તિ (સ. ૧૩૮૭) પ્રશસ્તિ.

૨૫૧ यस्योपदेशादखिलस्वदेशे सिद्धाधिप श्री जयसिंहदेव ।
एकादशीमुख्यदिनेष्वमारीमकारयच्छासनदानपूर्वाम् ॥

—વિજયસિંહકૃત (સં. ૧૧૯૧) ધર્મોપદેશમાલા વિવરણ પી. ૫, ૮૯

**સજ્જન** મંત્રીને નીમ્યો હતો એથી શ્રીમાળીઓને સોરઠમાં (કાઠિયાવાડમાં) વસવાટ કરવાને બહુ અનુકૂળ સંધિ મળી હતી. ત્યારથી શ્રીમાલ દેશથી—નગરથી આવેલ સર્વ શ્રીમાળી કુળના ગણાતા તે શ્રીમાળીઓએ આવી **સૌરાષ્ટ્ર**માં પોતાની વસ્તી વધારી **લાટ** દેશ કે જે સં ૧૧૦૦ ની લગભગમાં ગૂજરાત સાથે જોડાયો, તેમાં **કર્ણદેવ**ના વખતથી અને ખાસ કરી **સિદ્ધરાજ** અને **કુમારપાળ**ના સમયમાં દંડનાયક તરીકે શ્રીમાળી જૈન વાણીઆ જ નીમાઇને આવતા વિ સં. ૧૧૯૩ માં પ્રા૦ **મુનિસુવ્રતચરિત્ર** રચનાર **શ્રીચંદ્રસૂરિ** પોતાની પૂર્વ અવસ્થામાં **લાટ**દેશની મંત્રિમુદ્રા શોભાવતા હતા આમ **લાટ**માં જૈન શ્રીમાળીઓ ગયા તે **લાડ**વા વાણીઆ કહેવાયા

૩૦૯. વિદ્વત્પ્રિય સાહિત્યરસિક **સિદ્ધરાજે** ત્રણસો લહિયાઓ એકઠા કરી સર્વ દર્શનના ગ્રંથો લખાવી રાજકીય પુસ્તકાલયની સ્થાપના કર્યાનો તથા આચાર્ય **હેમચંદ્ર** કૃત સાંગોપાંગ સપાદલક્ષ (સવાલાખ) વ્યાકરણ ગ્રંથની સેંકડો પ્રતિઓ લખાવી તેના અભ્યાસીઓને આપ્યાનો તેમજ **અંગ બંગ** આદિ ભિન્ન ભિન્ન દેશોમાં ભેટ મોકલાવ્યાનો અને તે તે વિષયના અભ્યાસીઓને તે તે ગ્રંથો પૂરા પાડયાનો ઉલ્લેખ[૨૪૮] **પ્રભાવકચરિત** તથા **કુમારપાલપ્રબંધ**માં છે.

---

२४८ राज्ञ पुर पुरोगैश्च विद्वद्भिर्वाचित तत ।

चक्रे वर्षत्रयं वर्षं (यावत्) राज्ञा पुस्तककलेखने ॥१०३॥

राजादेशान्नियुक्तैश्च सर्वस्थानेभ्य उद्यतै ।

तदा चाहूय सच्चक्रे लेखकाना शतत्रयम् ॥१०४॥

पुस्तका समलेख्यन्त सर्वदर्शनिना तत ।

प्रत्येकमेवादीयंता ध्येतृणामुद्यमस्पृशाम् ॥१०५॥

अंगवग कलिंगेषु लाटकर्णाटकुंकणे ।

+ + + +

इत्यादि विश्वदेशेषु शास्त्रं व्यस्तार्यत स्फुटं ॥१०६–१०९॥

—प्रभावकचरित हेमचंद्रसूरिप्रबंध पृ. २०२

૩૧૦. હવે સિદ્ધરાજના સમયની કેટલીક ઘટનાઓ ટુંકમા જણાવીએ. તેણે સં ૧૧૫૨ મા સિદ્ધપુર વસાવ્યું તથા રૂદ્રમહાલય (રૂદ્રમાલ) નામનુ શિવાલય બધાવ્યુ, તેમજ સુવિધિનાથ (જૈનોના ૯ મા તીર્થંકર) નો પ્રાસાદ નિપજાવ્યો. (મહાવીર જિનમંદિર કરાવ્યુ —સા. ભ ) સિદ્ધપુરમા ચાર જિનપડિમાયુક્ત સિદ્ધપુરવિહાર અને પાટણમા રાજવિહાર કરાવ્યો. ( કુ પ્રતિબોધ ) તેના સમયમા અનેક પ્રભાવક જૈનો થયા

૩૧૧ **મલધારી અભયદેવસૂરિ**—પ્રશ્નવાહન કુલના હર્ષપુરીય ગચ્છના જયસિંહસૂરિના શિષ્ય અભયદેવસૂરિ થયા તેઓ વસ્ત્રમા માત્ર એકજ 'ચોલપટ્ટો' (પહેરવાનુ વસ્ત્ર) અને એકજ પ્રચ્છાદન પટી (પચ્છેડી-ઉપર ઓઢવાનુ વસ્ત્ર) રાખતા તેમને મલમલીન વસ્ત્ર અને દેહવાળા જોઇ સિદ્ધરાજે[૨૪૯] (અન્યમત પ્રમાણે કર્ણદેવે)[૨૫૦] 'મલધારી' નામનુ બિરૂદ આપ્યુ હતુ આ અભયદેવસૂરિના ઉપદેશથી સિદ્ધરાજ જયસિંહદેવે પોતાના સમસ્ત દેશમા શાસન આપવા પર્યુષણ, (શ્રાવણ વદ ૧૨ થી ભાદરવા શુદ ૪) એકાદશી પ્રમુખ દિવસોમા 'અમારિ' કરાવી હતી એટલે પશુવધ કરવાની મનાઈ કરી હતી[૨૫૧] શાકંભરી

૨૪૯ अन्नया सिरि जयसिंहदेवनरिंदेण गयखंधारूढेण रायवाडियागएण दिट्ठो मलमलिणवत्थदेहो । रायेण गयखंधाओ ओसरिऊण दुक्करकारओ त्ति दिण्ण 'मलधारि' त्ति नाम।

—જિનપ્રભસૂરિકૃત તીર્થકલ્પ (સં ૧૩૬૭-૮૯) પૈકી ૪૦ મો કલ્પ

૨૫૦ जस्स मलहारिनाम दिन्नं कन्नेण नरवइणा

—પદ્મદેવસૂરિકૃત સદ્ગુરૂ પદ્ધતિ પી ૫, ૯૬

श्री गूर्जरेश्वरो दृष्ट्वा तीव्र मलपरीषह ।
श्री कर्णो बिरुदं यस्य मलधारी व्यधोपमत् ॥

—રાજશેખરકૃત પ્રાકૃત દ્વયાશ્રયવૃત્તિ (સ. ૧૩૮૭) પ્રશસ્તિ.

૨૫૧ यस्योपदेशाटखिलस्वदेशे सिद्धाधिप श्री जयसिंहदेव ।
एकादशीमुख्यदिनेष्वमारीमकारयच्छासनदानपूर्वाम् ॥

—વિજયસિંહકૃત (સં ૧૧૯૧) ધર્મોપદેશમાલા વિવરણ પી. ૫, ૮૯

(સાભર-અજમેર પાસેના) ના રાજા **પૃથ્વીરાજે** (પૃથ્વીરાજ પહેલો તે વીસલદેવ-વિગ્રહરાજ ત્રીજાનો પુત્ર) તેમના લેખથી-ઉપદેશથી **અજમેર** પાસેના **રણથભોરમા** જિનમંદિર પર સોનાનો કુંભ-કળશ સ્થાપ્યો હતો.[૨૫૨] તેઓ **વીરદેવ** વિદ્વાન્‌થી પ્રાપ્ત થયેલી શ્રેષ્ઠ મત્ર-(સૂરિમત્ર) વિદ્યાવડે અતિશય મહાન્ પ્રભાવક થયા (પી ૫,૮૯) ગોપગિરિ (**ગ્વાલિયર**) ના શિખર પરના **મહાવીર** મદિરના દ્વારનો ત્યાના અધિકારીઓએ જે અવરોધ કર્યો હતો તે આ આચાર્યે જઈ ત્યાના **ભુવનપાલ** નામના રાજાને કહી દૂર કરાવ્યો હતો[૨૫૩]

---

जेण जयसिंहदेवो राया भणिऊण सयलदेसम्मि ।
काराविओ अमारिं पज्जोसवणाइसु तिहीसु ॥

—શ્રીચંદ્રસૂરિકૃત મુનિસુવ્રત ચરિત્ર (સં. ૧૧૯૩ ?) પી ૫ ૧૧.

२५२ यस्य सदेशकेनापि पृथ्वीराजेन भूभुजा ।
रणस्तभपुरे न्यस्त· स्वर्णकुभो जिनालये ॥

—વિજયસિંહ-ધર્મો૦ વિવરણ પી. ૫, ૮૯.

અને જુઓ રણથંભોરના જિનમદિરનો શિલાલેખ,
पुहईराएण सयभरीनरिंदेण जस्स लेहेण ।
रणखभउरजिणहरे चडाविया कणयकलसा ॥

—શ્રીચદ્ર-મુનિસુવ્રતચરિત્ર પી ૫, ૧૧.

रणथभपुरे आणालेहेण जस्स सन(भ)रिदेण ।
हेमधयदंडमिसओ निच्च नच्चाविया कित्ती ॥

—ઉક્ત સદ્‌ગુરૂપદ્ધતિ પી ૫, ૯૬.

२५३ गोवगिरिसिहरसठिय चरमजिणाययणदारमवरुद्धं ।
पुनिवदिन्नसासणमं (स) साव(ध)णिएहिं चिरकालं ॥
गतूण तत्थ भणिऊण भुवणपालाभिहाणभूवालं ।
अइसयपयत्तेणं मुक्कलयं कारियं जेण ॥

—શ્રીચંદ્રસૂરિ-મુનિસુવ્રત ચરિત્ર.

૩૧૨ વિ સ ૧૧૪૨મા માઘ શુક્લ ૫ રવિવારે **અંતરીક્ષ પાર્શ્વ**નાથની મૂર્તિને આ સૂરિએ પ્રતિષ્ઠિત કરી અને જિન પૂજા માટે રાજા એલચે શ્રીપુર (સિરપુર) નામનુ ગામ આપ્યુ અને જ્યાથી તે પ્રતિમા નીકળી તે સ્થાને જલકુડ બંધાવ્યો. આ અતરીક્ષ પાર્શ્વનાથનુ તીર્થ ત્યારથી તે આજદિન સુધી પ્રસિદ્ધ છે[૨૫૪]

૩૧૩ તેમણે **વરણગ**ના પુત્ર **સંતુય** ( સાતૂ—સતુક—સપત્કર) મત્રીને કહી **ભરૂચ**મા સમલિકા વિહારમા સોનાના કળશો ચડાવ્યા હતા[૨૫૫] અપવાસ કરીને તેમજ ઘી સિવાયની બધી વિગયની ચીજો તજીને તપ તીવ્ર કડકાઇથી કરતા હતા તેમણે હજારો બ્રાહ્મણોને અને કડમડ યક્ષને પ્રબોધ આપી મેડતપુર (મેડતા)મા **વીર**પ્રભુનુ ચૈત્ય કરાવ્યુ હતુ[૨૫૬] છેવટે ૪૭ દિવસ સુધીનુ અનશન પાળ્યુ તે વખતે તેમના દર્શનાર્થે **સિદ્ધરાજ** ખાસ ગયો હતો જ્યારે સ્વર્ગવાસ થયો ત્યારે તેમના શરીરશબને **સિદ્ધરાજે** કોટની પાછલી અટારીએ રહી પોતાના પરિજન સમેત જોયુ હતુ, અને ચિતા બુઝાતા લોકોએ

---

૨૫૪ ભાવવિજયગણિકૃત અંતરીક્ષમાહાત્મ્ય સ ૧૭૧૫

૨૫૫ वरणगसुयं सतुय सचिव भणिऊण (जेण) भरयच्छे।
गिरि सवलियाविहारे हेममया रोविया कलसा ॥
—શ્રીચદ્ર-મુનિસુવ્રતચરિત્ર પ્રી ૫, ૧૦.

૨૫૬ રાજશેખરસૂરિની પ્રાકૃત દ્વયાશ્રયવૃત્તિ પ્રશસ્તિ (સ ૧૩૮૭).
परं भट्टान् भूदेवान् यक्षं कडमटं च च ।
प्रबोध्य मेडतपुरे वीरचैत्यमचीकरत् ॥
તથા વિશેષમા ત્યા જણાવ્યુ છે કે—
'नाम सुराष्ट्रराष्ट्रस्य खंगारं प्रतिबोध्य च ।
उज्जयततीर्थमप्य स्थिरीभूतमचीकरत् ॥
—એટલે કે સોરઠના રાજા ખેંગારને પ્રતિબોધી ગિરનાર તીર્થને વિઘ્ન-રહિત કર્યું. (આ રાજા ખેંગારને વહતો ન્યો હતો' આ કથન ખોટી રીતે ... નહિ, પરતુ તેમના પ્રસિદ્ધ શિષ્ય હેમચદ્રસૂરિને ઘટે છે

ત્યાંથી રાખ ગ્રહણ કરી-રાખનો અભાવ થતાં ત્યાંની માટી લીધી તે ત્યાંસુધી કે ત્યાં શરીરપ્રમાણવાળી વિશાળ ખાડ ગઇ.[૨૫૭] (સં ૧૧૬૮ આસપાસ)

૩૧૩ ૧૧ મા અને ૧૨ મા શતકની વચ્ચે થયેલ પૂર્ણતલ્લ ગચ્છના વર્ધમાનસૂરિ શિષ્ય **શાંતિસૂરિએ** ધનપાલ કૃત તિલકમંજરી પર ટિપ્પન, જૈનતર્કવાર્તિકવૃત્તિ, તથા વૃન્દાવન કાવ્ય-ઘટખર્પર કાવ્ય-મેઘાભ્યુદય કાવ્ય-શિવભદ્ર કાવ્ય-ચન્દ્રદૂત કાવ્ય એ નામના પાંચ યમકમય કાવ્યોપર વૃત્તિઓ રચી. (જે ૪૩, જે. પ્ર૦ ૫૮-૫૯)

૩૧૪. **જિનવલ્લભસૂરિ**—કર્ણના રાજ્યમાં તેઓ ગણી તરીકે થયા ને ગ્રંથકર્ત્તા તરીકે અને છેવટે આચાર્ય તરીકે સિદ્ધરાજના સમયમાં પ્રસિદ્ધ થયા. તેમનું સ્થાન ખરતરગચ્છના આચાર્યોમાં ઘણું ઉંચું છે. 'તે મૂલ ચૈત્યવાસી આસિકા નામના દુર્ગવાસી કૂર્ચપુરીય જિનેશ્વર નામના સૂરિ-મઠાધિપતિના શિષ્ય હતા અને તે ગુરુએ નવાંગ વૃત્તિકાર અભયદેવસૂરિ પાસે પાટણમાં તેને શાસ્ત્રાભ્યાસ કરવા મોકલતાં અભ્યાસમાં ચૈત્યવાસ શાસ્ત્રવિરૂદ્ધ આચાર રૂપે પ્રતીત થતાં ચૈત્યવાસ ત્યજી શાસ્ત્રવિધિ અનુસારનો આચાર સ્વીકાર્યો અને અભયદેવસૂરિ પાસે દીક્ષા લીધી જે ચૈત્યો બંધાવ્યાં તેને 'વિધિચૈત્ય' નામ આપી તેમાં અમુક શાસ્ત્રવિરૂદ્ધ કાર્યો નહિ થાય એવા શ્લોકો મૂકાવ્યા.[૨૫૮]

---

૨૫૭ જુઓ, તેમના પ્રશિષ્ય શ્રીચંદ્રસૂરિકૃત મુનિસુવ્રતચરિત્રની પ્રશસ્તિ કે જે પોતે સમકાલીન છે અને જે પોતે નીણાવે છે કે ભક્તિથી વશ થઈ મે આમાં કાંઇ પણ—થોડું પણ મૃષા ભાષણ કર્યું નથી પી ૫, ૧૩.

૨૫૮ તે પૈકી બે શ્લોક એવા છે કે—

अत्रोत्सूत्रजनक्रमो न च न च स्नात्रं रजन्यां सदा
साधूनां ममताऽऽश्रयो न च न च स्त्रीणां प्रवेशो निशि।
जाति-ज्ञातिकदाग्रहो न च न च श्राद्धेषु ताम्बूलमि—
त्याज्ञाऽत्रेयमनिश्रिते विधिकृते श्री जैनचैत्यालये ॥

—આ અનિશ્રાએ વિધિપૂર્વક થયેલ શ્રી જૈન ચૈત્યાલયમાં એવી આજ્ઞા

મેદપાટદેશાદિ પ્રાય ચૈત્યવાસી આચાર્યોથી વ્યાપ્ત હતા ત્યા વિહાર કર્યો ચિત્રકૂટમા અનેકને પોતાના ઉપદેશના રાગી અને ભકત કર્યા. ને એ વિધિચૈત્યની પ્રતિષ્ઠા કરી **વાગ્જડ** (વાગડ)ના લોકોને પ્રતિબોધ્યા પછી ધારાનગરીમા જઇ **નરવર્મ** રાજાની સભામા અતિમાન મેળવ્યુ [૨૫૯] **નાગપુર** (નાગોર)મા નેમિજિનાલયની. **નરવરપુર**મા વિધિચૈત્યની પ્રતિષ્ઠા કરી **મરૂકોટ્ટ**મા વિહાર કરી ચૈત્યવાસને નિવાર્યો **અભયદેવ**-સૂરિના આદેશથી **દેવભદ્રાચાર્યે** તેમને સૂરિ પદ આપ્યુ તેથી **અભય**-**દેવ**ના પટ્ટધર થયા. પછી ૭ માસે સ ૧૧૬૭મા સ્વર્ગસ્થ થયા

૩૧૫. તેમણે સં ૧૧૨૫મા જિનચંદ્રસૂરિ કૃત **સંવેગરંગશાલા** પોતે ગણિ (ઉપાધ્યાય) હતા ત્યારે શોધી. અને તેમના ગ્રંથો —**સૂક્ષ્માર્થ** **સિદ્ધાન્ત વિચારસાર** (**સાર્ધશતક**—પી ૧,૨૮ પ્ર જૈ ધ સભા), **આગ**-**મિક વસ્તુ વિચારસાર** (**ષડશીતિ** પી ૧,૨૭ પ્ર આ સભા), **પિંડ**-**વિશુદ્ધિ પ્રકરણ** (પી ૧, ૧૩–૧૦૧, તાડપત્ર કી. ૨, ૩૦), **પૌષધ**-

---

છે કે તેમા ઉત્સૂત્ર જનક્રમ નથી, રાત્રે સ્નાત્ર-સ્નાન નથી. સાધુઓ માટે સમતાપૂર્વક રહેવાનો આશ્રય નથી, રાત્રે સ્ત્રીઓનો પ્રવેશ નથી, જાતિજ્ઞાતિનો કદાગ્રહ નથી (ગમે તેને આવવાની છૂટ છે), ત્યા શ્રાદ્ધોને તાબલ ખાવાનું નથી

इह न खलु निषेध कस्यचिद् वदनादौ

श्रुतविधि बहुमानी त्वत्र सर्वोधिकारी ।

त्रिचतुरजनदृष्ट्या चात्र चैत्यार्थवृद्धि—

व्ययविनिमयरक्षा चैत्यकृत्यादि कार्य ॥

—અહીં કોઇને પણ દર્શન પૂજન કરવા માટે ના પાડવામા આવનાર નથી વળી સૂત્રવિધિને માન આપનાર હરકોઇ માણસને અહીં અધિકારી તરી- ગણવામા આવશે તેમજ આ દેરાસરના દ્રવ્ય એ ત્રણ ચાર જણની નજર નીચે વ્યાજે ધીરી વધારવા ખરચવા, લેવડદેવડ-વિનિમય કરવા સભાળી રાખવા તથા દેરાસરના કામકાજ કરવા ઠરાવવામા આવે છે

૨૫૯ यस्य श्री नरवर्मभूपतिशिर कोटीररत्नाङ्कुर—

ज्योतिर्जालजलप्रपुष्पित नवा पादारविन्दद्वयी ॥

—તેમના સંતાનીય અભયદેવકૃત જયંતવિજય કાવ્ય પ્ર ૧૯ શ્લો ૧૨૬

ત્યાથી રાખ ગ્રહણ કરી-રાખનો અભાવ થતા ત્યાની માટી લીધી તે ત્યાસુધી કે ત્યા શરીરપ્રમાણવાળી વિશાળ ખાડ ગઇ.[૨૫૭] (સં ૧૧૬૮ આસપાસ)

૩૧૩ ૧૧ મા અને ૧૨ મા શતકની વચ્ચે થયેલ પૂર્ણતલ્લ ગચ્છના વર્ધમાનસૂરિ શિષ્ય **શાંતિસૂરિએ** ધનપાલ કૃત તિલકમંજરી પર ટિપ્પન, જૈનતર્કવાર્તિકવૃત્તિ, તથા વૃન્દાવન કાવ્ય-ઘટખર્પર કાવ્ય-મેઘાભ્યુદય કાવ્ય-શિવભદ્ર કાવ્ય-ચન્દ્રદૂત કાવ્ય એ નામના પાચ યમકમય કાવ્યોપર વૃત્તિઓ રચી. (જૈ ૪૩, જૈ. પ્ર૦ ૫૮-૫૯.)

૩૧૪. **જિનવલ્લભસૂરિ**—કર્ણના રાજ્યમા તેઓ ગણી તરીકે થયા ને ગ્રંથકર્તા તરીકે અને છેવટે આચાર્ય તરીકે સિદ્ધરાજના સમયમા પ્રસિદ્ધ થયા. તેમનુ સ્થાન ખરતરગચ્છના આચાર્યોમા ઘણુ ઉચ્ચુ છે. 'તે મૂલ ચૈત્યવાસી આસિકા નામના દુર્ગવાસી કૂર્ચપુરીય જિનેશ્વર નામના સૂરિ-મઠાધિપતિના શિષ્ય હતા અને તે ગુરૂએ નવાગ વૃત્તિકાર અભયદેવસૂરિ પાસે પાટણમા તેને શાસ્ત્રાભ્યાસ કરવા મોકલતા અભ્યાસમા ચૈત્યવાસ શાસ્ત્રવિરૂદ્ધ આચાર રૂપે પ્રતીત થતા ચૈત્યવાસ ત્યજી શાસ્ત્રવિધિ અનુસારનો આચાર સ્વીકાર્યો અને અભયદેવસૂરિ પાસે દીક્ષા લીધી. જે ચૈત્યો બધાવ્યા તેને 'વિધિચૈત્ય' નામ આપી તેમા અમુક શાસ્ત્રવિરૂદ્ધ કાર્યો નહિ થાય એવા શ્લોકો મૂકાવ્યા.[૨૫૮]

---

૨૫૭ જુઓ, તેમના પ્રશિષ્ય શ્રીચદ્રસૂરિકૃત મુનિસુવ્રતચરિત્રની પ્રશસ્તિ કે જે પોતે સમકાલીન છે અને જે પોતે નીણાવે છે કે ભક્તિથી વશ થઈ મે આમા કાઇ પણ—થોડુ' પણ મૃષા ભાષણ કર્યું નથી પી ૫, ૧૩.

૨૫૮ તે પૈકી બે શ્લોક એવા છે કે—

अत्रोत्सूत्रजनक्रमो न च न च स्नात्रं रजन्या सदा
साधूना ममताऽऽश्रयो न च न च स्त्रीणा प्रवेशो निशि।
जाति-ज्ञातिकदाग्रहो न च न च श्राद्धेषु ताम्बूलमि—
त्याज्ञाऽत्रेयमनिश्रिते विधिकृते श्री जैनचैत्यालये ॥

—આ અનિશ્રાએ વિધિપૂર્વક થયેલ શ્રી જૈન ચૈત્યાલયમા એવી આજ્ઞા

મેદપાટદેશાદિ પ્રાય ચૈત્યવાસી આચાર્યોથી વ્યાપ્ત હતા ત્યા વિહાર કર્યો ચિત્રકૂટમા અનેકને પોતાના ઉપદેશના રાગી અને ભક્ત કર્યા. ને બે વિધિચૈત્યની પ્રતિષ્ઠા કરી **વાગ્જડ** (વાગડ)ના લોકોને પ્રતિબોધ્યા પછી ધારાનગરીમા જઇ **નરવર્મ** રાજાની સભામા અતિમાન મેળવ્યુ [૨૫૯] **નાગપુર** (નાગોર)મા નેમિજિનાલયની **નરવરપુરમા** વિધિચૈત્યની પ્રતિષ્ઠા કરી **મરૂકોટ્ટ**મા વિહાર કરી ચૈત્યવાસને નિવાર્યો **અભયદેવ**-સૂરિના આદેશથી **દેવભદ્રાચાર્યે** તેમને સૂરિ પદ આપ્યુ તેથી **અભય-દેવ**ના પટ્ટધર થયા, પછી ૭ માસે સં ૧૧૬૭મા સ્વર્ગસ્થ થયા

૩૧૫. તેમણે સં. ૧૧૨૫મા **જિનચન્દ્રસૂરિ** કૃત **સંવેગરંગશાલા** પોતે ગણિ (ઉપાધ્યાય) હતા ત્યારે શોધી. અને તેમના ગ્રંથો—**સૂક્ષ્માર્થ** સિદ્ધાન્ત વિચારસાર(**સાર્ધશતક**—પી ૧,૨૮ પ્ર જૈ ધ સભા), **આગ**-મિક વસ્તુ વિચારસાર (**ષડશીતિ** પી ૧,૨૭ પ્ર. આ સભા), **પિંડ**-વિશુદ્ધિ પ્રકરણ (પી ૧, ૬૩–૧૦૧, તાડપત્ર કી ૨, ૩૦), **પૌષધ**-

છે કે તેમા ઉત્સૂત્ર જનક્રમ નથી, રાત્રે સ્નાત્ર-સ્નાન નથી, સાધુઓ માટે સમતાપૂર્વક રહેવાનો આશ્રય નથી, રાત્રે સ્ત્રીઓનો પ્રવેશ નથી, જાતિજ્ઞાતિનો કદાગ્રહ નથી (ગમે તેને આવવાની છૂટ છે), ત્યા શ્રાદ્ધોને તાંબૂલ ખાવાનું નથી

इह न खलु निषेध. कस्यचिद् वंदनादौ
श्रुतविधि बहुमानी त्वत्र सर्वोधिकारी ।
त्रिचतुरजनदृष्ट्या चात्र चैत्यार्थवृद्धि—
व्ययविनिमयरक्षा चैत्यकृत्यादि कार्य ॥

—અહીં કોઇને પણ દર્શન પૂજન કરવા માટે ના પાડવામાં આવનાર નથી વળી સૂત્રવિધિને માન આપનાર હરકોઇ માણસને અહીં અધિકારી તરીકે ગણવામા આવશે તેમજ આ દેરાસરના દ્રવ્ય એ ત્રણ ચાર જણની નજર નીચે વ્યાજે ધીરી વધારવા ખરચવા, લેવડદેવડ-વિનિમય કરવા સભાળી રાખવા તથા દેરાસરના કામકાજ કરવા ફરમાવવામા આવે છે

૨૫૯ यस्य श्री नरवर्मभूपतिशिर कोटीररत्नाकुर—
ज्योतिर्जालजलैरपुष्यत सदा पादारविन्दद्वयी ॥
—તેમના સંતાનીય અભયદેવકૃત જયંતવિજય કાવ્ય પ્રશસ્તિ સ. ૧૨૭૮

વિધિ પ્રકરણ, **સંઘપટ્ટક** (પ્ર જેઠાલાલ દલસુખ), **પ્રતિક્રમણ** સામાચારી, **ધર્મશિક્ષા**, **ધર્મોપદેશમય** દ્વાદશકુલકરૂપ પ્રકરણ, **પ્રશ્નોત્તર** શતક, **શૃંગારશતક**, **સ્વપ્નાષ્ટક** વિચાર, ચિત્રકાવ્ય, મો એક સ્તુતિ સ્તોત્રાદિ જેવાકે **અજિતશાંતિ** સ્તવ, **ભાવારિવારણ** સ્તોત્ર, **જિનકલ્યાણક** સ્તોત્ર, **જિનચરિત્રમય** જિનસ્તોત્ર, **મહાવીરચરિત્રમય** વીરસ્તવ (બુહ્ ૪ નં. ૨૫૧, બુહ્ નં ૬૦૯), ઋષભ-પાર્શ્વ-નેમિ-શાંતિ-મહાવીર સ્તોત્રાદિ છે

૩૧૬ એમ કહેવાય છે કે સં ૧૧૬૪મા આ **જિનવલ્લભ** ગણિએ પોતાની કૃતિઓ નામે **અષ્ટસપ્તતિકા**, **સંઘપટ્ટક**, **ધર્મશિક્ષા** આદિ **ચિત્રકૂટ**, **નરવર**, **નાગપુર**, **મરૂપુર** આદિમા સ્વપ્રતિષ્ઠિત વીરવિધિચૈત્યોમા પ્રશસ્તિરૂપે કોતરાવી આ બધી કૃતિઓમા ચૈત્યવાસનો નિરાસ અને વિધિમાર્ગનુ પ્રતિપાદન કરેલ છે **સંઘપટ્ટક**મા ચૈત્યવાસીના દશ દ્વારો-લક્ષણો [૨૬૦]બતાવ્યા છે, તે પ્રમાણે ચાલવાથી કદિ પણ આત્મકલ્યાણ નજ થઇ શકે, અને તે માટે તે દરેક લઇ તેનુ ખંડન કરવામા આવ્યુ છે

---

૨૬૦ अत्रोद्देशिकभोजनं जिनगृहे वासो वसत्यक्षमा
स्वीकारोऽर्थगृहस्थचैत्यसदनेष्वप्रेक्षिताद्यासनम् ।
सावद्याचरितादर श्रुतपथावज्ञा गुणिद्वेषधी—
र्धर्मं कर्महरोऽत्र चेत् पथि भवेन्मेरुस्तदाऽब्धौ तरेत् ॥५॥

—(સાધુએ) (૧) પોતાને ઉદ્દેશીને-નિમિત્તે થયેલ ભોજન જમવાથી, (૨) જિનગૃહમા રહી વાસ કરવાથી, (૩) અન્યની વસતિ-ગૃહ પ્રત્યે અક્ષમા રાખવાથી-તેમા જઇ રહેવામા તિરસ્કાર રાખવાથી, (૪) દ્રવ્યનો સ્વીકાર કરવાથી, (૫) પોતપોતાના શ્રાવકો રાખવાથી, (૬) ચૈત્ય એટલે દેવમંદિરોને પોતાના સદન-ઘર તરીકે રાખવાથી, (૭) આસનાદિનું પ્રમાર્જન નહિ કરવાથી, (૮) પાપવાળા આચરણનો આદર કરવાથી, (૯) શ્રુતમાર્ગની અવજ્ઞાથી, (૧૦) ગુણિઓ પ્રત્યે દ્વેષ બુદ્ધિથી કર્મહરણ કરનારો ધર્મ થતો હોય તો તો પછી સમુદ્રમા મેરૂ તરે ।



૮ ભ  તાડપત્ર પુસ્તકના કાષ્ઠફલક પર ચિત્રિત જિનદત્ત  સૂરિ પાસ ૩૧૭-૩૧૯. પૃ. ૨૩૩
[ ગાયકવાડ ઓ. સી ' અપભ્રંશ કાવ્યત્રયી ' ઓરિયેન્ટલ ઇન્સ્ટિટયુટ, વડોદરાના સૌજન્યથી ]

૩૧૭ જિનવલ્લભસૂરિના શિષ્ય અને પટ્ટધર જિનદત્તસૂરિ થયા કે જેમણે ઘણા રજપૂતોને પ્રતિબોધી નવા શ્રાવક કર્યા, તેમણે ખરતરગચ્છીય એક પ્રભાવક પુરૂષ તરીકે 'દાદા' નામથી ઓળખે છે (સૂરિપદ સં. ૧૧૭૯ અને સ્વ. ૧૨૧૧ અજમેરમાં) તેમના ગ્રંથો ગણધરસાર્ધશતક પ્રાકૃત ગાથા ૧૫૦ માં પૂર્વ ગણધરો-આચાર્યોના ટુંક વર્ણન છે (પ્ર૦ ચુનિલાલ પન્નાલાલ ઝવેરી, મુંબઈ), સંદેહ દોલાવલી ગણધરસપ્તતિ સર્વાધિષ્ઠાયિ (સ્મરણ) સ્તોત્ર, સુગુરૂપારતંત્ર્ય, વિઘ્ન વિનાશિસ્તોત્ર, અવસ્થાકુલક, ચૈત્યવંદન કુલક (કી ૨, નં ૧૪૮) વિંશિકા આદિ પ્રા૦માં રચ્યા, ને અપભ્રંશમાં ત્રણ કાવ્યો નામે ચર્ચરી કે જે સ્વગુરૂ જિનવલ્લભસૂરિની પ્રશંસા કરતું કાવ્ય છે, ઉપદેશરસાયન અને કાલસ્વરૂપકુલક રચ્યા[261] તેમણે દેવસૂરિનું જીવાનુશાસન સટીક શોધ્યું (પી ૫, ૨૨)

૩૧૮ જિનવલ્લભસૂરિ શિષ્ય રામદેવગણિએ પ્રાયઃ સં. ૧૧૭૩માં સ્વગુરૂરચિત ષડશીતિ પર ટિપ્પનક અને સત્તરી પર ટિપ્પનક રચ્યા (જે. પ્ર ૩૩, ૩૪), જિનવલ્લભ-જિનદત્તને સેવનાર તથા જિનપ્રિય (વલ્લભ)ના શિષ્ય જિનભદ્રસૂરિએ અપવર્ગનામાલા-પંચવર્ગપરિહારનામમાલા નામનો કોશગ્રંથ રચ્યો (જે. પ્ર ૬૪)

૩૧૯ જિનવલ્લભ ગુરૂના શાંત ઉપદેશથી ધનદેવ નામના શ્રાવકે નાગપુરમાં (નાગોરમાં) નેમિનાથનું મંદિર કરાવ્યું હતું જિનવલ્લભના શિષ્ય જિનદત્તસૂરિ સૂરિપદ સ્વીકાર્યા પછી લગભગ વિ. સં ૧૧૭૦માં નાગપુરમાં વિચર્યા હતા તે વખતે પ્રાય ઉપરોક્ત ધન-

---

૨૬૧ કે જે 'અપભ્રંશ કાવ્યત્રયી' એ નામથી ગા ઓ સી નં ૩૭ માં પ્રકટ થયેલ છે અને તેમાંની સંશોધક પંડિત લાલચંદની સંસ્કૃત પ્રસ્તાવના જિનવલ્લભસૂરિ, જિનદત્તસૂરિ, આ ત્રણ કાવ્યો, તે પરના ટીકાકારો અપભ્રંશ ભાષા વગેરે પર ઘણો પ્રકાશ પાડે છે; તેમાં પરિશિષ્ટ તરીકે જિનવલ્લભકૃત મૂળ સંઘપટ્ટક, જિનદત્તકૃત ગણધર સાર્ધશતક અને સુગુરૂપારતંત્ર્ય, કવિ પલ્હકૃત પટ્ટાવલી (જિનદત્તસૂરિ સ્તુતિ) આપેલ છે

દેવ શ્રાવકે તેમને આયતન, અનાયતન. વિધિ, અવિધિ વિષયને ન ચર્ચવા સૂચના કરી હતી, કે જે સૂચના તેમણે મતભેદનુ સમર્થન કરી સ્વીકારી ન હતી. એ ધનદેવ (જિનવલ્લભના ભક્ત)ના પુત્ર પદ્માનન્દ થયા કે જેમણે **વૈરાગ્યશતક** રચ્યુ.[૨૬૨]

૩૨૦ **સોમ**ના પુત્ર **વાગ્ભટ્ટે** પાચ પરિચ્છેદમા **વાગ્ભટ્ટાલંકાર** આ **જયસિંહ**ના રાજ્યમા રચ્યો [૨૬૩] (પ્ર. કા, મા ન. ૪૮) તેમા તેણે **જયસિંહ** રાજા સંબધી પોતે રચેલા કાવ્યોને અનેક અલકારોના ઉદાહરણો રૂપે મૂક્યા છે.[૨૬૪]

---

૨૬૨ પં લાલચંદ ગાંધીનો ટૂંકો લેખ નામે 'કવિ પદ્માનંદ' જૈન ૭-૮-૧૯૨૭ પૃ. ૫૫૫ વૈરાગ્યશતક કાવ્યમાલા સાતમુ ગુચ્છક (નિ પ્રે)મા પ્રકટ થયું છે

૨૬૩ કોઈ ઉદયનમંત્રિના પુત્ર વાગ્ભટ્ટ (બાહડ)ને આ ગ્રંથના રચનાર માને છે વળી **નેમિકુમાર**ના પુત્ર **વાગ્ભટ્ટ** કે જેમણે કાવ્યાનુશાસન રચ્યું છે અને જેમણે તેમા ઉક્ત **વાગ્ભટ્ટાલંકાર**નો પણ ઉલ્લેખ કર્યો છે તે જુદા વાગ્ભટ્ટ છે તે ઉપરાત એક ત્રીજા **વાગ્ભટ** છે કે જે **નેમિનિર્વાણ** કાવ્યના કર્ત્તા છે.

૨૬૪. इन्द्र स एष यदि किं न सहस्रमक्ष्णा
लक्ष्मीपति र्यदि कथं न चतुर्भुजोऽसौ ॥
आः स्यन्दनध्वजधृतोध्धुरताम्रचूड
श्री **कर्णदेवनृपसूनुरयं** रणाग्रे ॥
—સંશયનિશ્ચયાલંકાર પ ૪, શ્લો ૮૧

इन्द्रेण किं यदि स **कर्णनरेन्द्रसूनु**—
रैरावणेन किमहो यदि तद्द्विपेन्द्र ।
दम्भोलिनाप्यलमलं यदि तत्प्रताप
स्वर्गोऽप्ययं ननु मुधा यदि तत्पुरी सा ॥
—આક્ષેપાલંકાર પ ૪, શ્લો ૭૯

अणहिल्लपाटकं पुरमवनिपति **कर्णदेवनृपसूनु** ।
श्री **कलशनामधेयं** करी च रत्नानि जगतीह ॥
—અત્યુત્કૃષ્ટ સમુચ્ચયાલંકાર પ ૪, શ્લો. ૧૩૨

૩૨૧. સિદ્ધરાજ ઘણો વિદ્યાપ્રેમી હતો-પંડિતોને રાજસભામાં સ્થાન આપી તેમની વિદ્વત્તા પીછાનતો. ભારતના સર્વ પ્રદેશોમાંથી પ્રૌઢ પ્રૌઢ પંડિતો પોતાના પાંડિત્યનું પ્રદર્શન કરાવવા ગૂર્જર રાજધાનીમાં અવશ્ય આવ્યા કરતા હતા. ગૂર્જરપતિની વિદ્વત્સભા પણ ભારતમાં આદર્શ ગણાતી. આવી પ્રતિભાશાલી પરિષદનો પ્રમુખ સભ્ય-સભાપતિ કવિરાજ **શ્રી**પાલ હતો. તે જૈન પોરવાડ વૈશ્ય હતો. તે સિદ્ધરાજનો બાલમિત્ર-'પ્રતિપન્ન બંધુ' હતો અને તેને તે રાજવી 'ભ્રાતા' કહી સંબોધતો.[૨૬૫] તે **શ્રી**પાલે એકજ દિવસમાં એક મહા પ્રબંધ-વૈરોચનપરાજય નામનો બનાવ્યો હતો. તેને 'કવિરાજ' યા 'કવિચક્રવર્તી' એ નામનું બિરૂદ તેની લોકોત્તર કવિત્વ શક્તિથી પ્રસન્ન થઇ નૃપતિએ આપ્યું હતું. બૃહદ્ગચ્છના સર્વદેવસૂરિ-યશોભદ્ર-મુનિચંદ્રસૂરિ-અજિતદેવસૂરિ શિષ્ય **હે**મચંદ્રસૂરિએ **ના**ભેયનેમિ નામનું દ્વિસંધાન કાવ્ય એટલે નાભેય-ઋષભનાથ અને નેમિ-

---

जगदात्मकीर्तिशुभ्रं जनयन्नुद्दामधामदोःपरिघः ।
जयति प्रतापपूषा **जय**सिंहः क्ष्माभृदधिनाथः ॥
—અસંયુતા વૃત્તિ વર્ણયમક પં ૪, શ્લો. ૪૫.

अस्त्वस्तु पौरुषगुणाज्जयसिंहदेव—
पृथ्वीपते र्मृगपतेश्च समानभावः ।
किं त्वेकतः प्रतिभटाः समरं विहाय
सद्यो विशन्ति वनमन्यमशंकमानाः ॥
—વ્યતિરેકાલંકાર પં ૪, શ્લો. ૮૫

૨૬૫ તેના સમકાલીન સોમપ્રભાચાર્યે તેના પુત્ર સિદ્ધપાલની વસતિમાં રચેલા કુમારપાલપ્રતિબોધમાં પ્રશસ્તિમાં જણાવ્યું છે કે—

प्राग्वाटान्वयसागरेन्दुरसमप्रज्ञः कृतज्ञः क्षमी
वाग्मी सूक्तिसुधानिधानमजनि **श्री**पाल नामा पुमान् ।
यं लोकोत्तरकाव्यरंजितमतिः साहित्यविद्यारतिः
श्रीसिद्धाधिपतिः 'कवीन्द्र' इति, च 'भ्राते' ति च व्याहरत् ॥

નેમિનાથ બંનેને લાગુ પડતુ મહાકાવ્ય (પાટણ ભ , કા વડો ન ૧૪૧) બનાવ્યુ હતુ તેનુ સંશોધન કવિચક્રવર્તી **શ્રી**પાલે કર્યુ હતુ[૨૬૬] આ **શ્રી**પાલે **સિદ્ધ**રાજના સહસ્ત્રલિંગ સરોવરની, દુર્લભસરોવરની તથા રુદ્રમાળાની પ્રશસ્તિઓ બનાવી હતી, અને કુમારપાલના રાજ્યમા સં. ૧૨૦૮મા આનંદપુર (વડનગર)ની વપ્ર (પ્રાકાર-ગઢ)ની પ્રશસ્તિ[૨૬૭] પણ રચી હતી. આ **શ્રી**પાલ નેત્રશૂન્ય થયેલ હતો

૩૨૨ **ભા**ગવત સમ્પ્રદાયના કોઇ **દેવ**બોધી નામના વિદ્વાન્ પાટણમા આવતા તેની પાસે **શ્રી**પાલ સાથે **સિદ્ધ**રાજ ગયો હતો અને **શ્રી**પાલની ચક્ષુહીનતા જોઇ તેણે મશ્કરી કરતા **શ્રી**પાલે તેનો ગર્વ પોતાની વિદ્વત્તાથી ઉતાર્યો હતો આ દેવબોધીને દેવસૂરિએ વાદ-વિવાદમા જીત્યા હતા

૩૨૩ આ સમયમા પ્રાય સં ૧૧૬૦મા **ચ**ન્દ્ર-(પછી) ખરડિલ્લગચ્છના **ભા**વદેવસૂરિના શિષ્ય **વિ**જયસિંહસૂરિના શિષ્ય **વી**રાચાર્ય થયા તેની સાથે **સિદ્ધ**રાજને મિત્રતા હતી તે રાજાએ નર્મવચનોમા કહ્યુ 'અમો રાજાના આશ્રયથી આપનુ તેજ છે' સૂરિએ જણાવ્યુ 'સ્વપ્રજ્ઞા ભાગ્યથી વિસ્તરે છે' રાજાએ વિશેષમા કહી નાખ્યુ 'મારી સભા છોડી વિદેશ ફરતા અન્ય ભિક્ષુની માફક અનાથતા સમજાશે'

---

૨૬૬ एकाहनिष्पन्नमहाप्रबन्ध श्रीसिद्धराजप्रतिपन्नबन्धु ।
श्रीपाल नामा कविचक्रवर्ता सुधीरिम शोधितवान् प्रबन्धम् ॥
—હેમચન્દ્રકૃત નાભેયનેમિ કાવ્ય (કા વડો ન ૧૧૧).

૨૬૭ જુઓ નિર્ણયસાગર પ્રેસ મુદ્રિત પ્રાચીન લેખમાલા પ્રથમ ભાગ (કાવ્યમાલા નં ૩૪) લેખ ન. ૪૫ તેમા પોતાને માટે એટલુજ જણાવે છે કે—

एकाहनिष्पन्नमहाप्रबन्ध श्रीसिद्धराजप्रतिपन्नबन्धु ।
श्रीपाल नामा कविचक्रवर्ता प्रशस्तिमेतामकरोत्प्रशस्ताम् ॥
संवत् १२०८ वर्षे आश्विन शुदि (२) गुरौ लिखित नागरब्राह्मण पण्डित वालणेन ॥

આચાર્યે તેથી જણાવી દીધું કે અમુક દિવસો પછી પોતે વિહાર કરશે, એટલે સિદ્ધરાજે પોતાના માણસોથી નગરના દરવાજા ગોધ્યા-બંધ કર્યાં પરંતુ આચાર્ય તો વિદ્યાબળથી નિકળી **પલ્લીપુર** પહોચ્યા. ત્યાથી વિહાર કરી **મહાબોધ** પુરમા બૌદ્ધોને જીતી **ગોપાલગિરિ** (ગ્વાલિયર)મા આવતા ત્યાના રાજાએ પણ સમાન આપ્યુ, અને પરવાદીઓના પર વિજય મેળવતા ત્યાના ભૂપતિએ છત્રચામર યુગ્માદિ રાજચિન્હો આપ્યા નાગપુર (નાગોર)મા પ્રભાવના કરી સિદ્ધરાજે બોલાવ્યા એટલે પુન **પાટણ** આવવા પ્રયાણ કર્યું **ચારૂપ** આવ્ય ત્યારે પાટણમા સાખ્યવાદી **વાદિસિંહ** આવ્યો—આ વખતે કર્ણમહારાજના બાલમિત્ર **ગોવિંદાચાર્ય** કે જે **વીરાચાર્ય**ના કલાગુરૂ થાય તેમને સિદ્ધરાજે પૂછતા તેમણે જણાવ્યુ કે તેના પર તો **વીરાચાર્ય** આવી વિજય મેળવશે. અને બીજે દિને આવી **ગોવિંદસૂરિ** સહિત રાજસભામા **વીરાચાર્યે** વિજય મેળવ્યો. આ વાદ વખતે **શ્રીપાલ** 'કવીંદ્ર' હતા. જયયાત્રા કરી સિદ્ધરાજ આવતા સમસ્યા પૂરી રાજાએ જયપતાકા આપી તે ભાવાચાર્ય-ચૈત્યની પતાકા થઇ દિગબરાચાર્ય **કમલકીર્તિ** નામના વાદી સાથે સ્ત્રી-નિવાર્ણનિષેધનો વિરોધ કરી તેના પર રાજસભામા જય મેળવ્યો (જુઓ પ્રભાવકચરિત શ્રી **વીર**પ્રબંધ પૃ ૨૭૩–૨૭૭)[૨૬૮]

૩૨૪. પ્રખ્યાત નવાગીવૃત્તિકાર **અભયદેવસૂરિ**ના શિષ્ય પ્રસન્નચદ્રસૂરિના શિષ્ય **દેવભદ્રસૂરિ** થયા. તેમણે **સંવેગરગશાલા**, **આરાહણાસત્થ** (આરાધના શાસ્ત્ર), **વીરચરિય** અને **કહારયણકોસ** (કથારત્નકોશ) (સં ૧૧૫૮મા **ભરૂચ**મા—પી ૩, ૧૩૪) રચ્યા તેમણે વળી તે 'સુવર્ણદંડથી મડિત થયેલા **મુનિસુવ્રત** અને **વીર** પ્રભુના મદિરોથી રમણીય એવા **ભરૂચ**મા' **આમ્રદત્ત**ના મદિરમા રહી સ. ૧૧૬૫ (વસુરસ રુદ્ર વર્ષમા) પ્રાકૃતમા **પાર્શ્વનાથ ચરિત** રચ્યુ, કે જેનો પ્રથમાદર્શ **અમલચદ્ર** ગણિએ લખ્યો (પી. ૩, ૬૪)

૩૨૫. સં. ૧૧૬૯મા **ચંદ્રગચ્છ** યા **સરવાલ** ગચ્છના ઇશ્વરગણિના શિષ્ય **વીરગણિ**એ દધિપદ્ર (દાહોદ)મા ૭૬૭૧ શ્લોક પ્રમાણ **પિંડનિયુક્તિ** પરની વૃત્તિ રચી તેમના ગુરૂભાઇઓ **મહેન્દ્રસૂરિ**, **પા-**

---

૨૬૮ राजा श्री सिद्धराजस्तान् मित्रत्वे स्थापयन् गुणै । વગેરે.

શ્રીદેવગણિ અને દેવચંદ્રગણિ હતા તે તેમા આધારભૂત હતા આ વૃત્તિ **નેમિચંદ્રસૂરિએ** તથા **જિનદત્તસૂરિએ** અણહિલ્લવાડમા સશોધી હતી (કા. છાણી, તાડપત્ર કી. ૨ ૨૧) કર્ત્તા પોતાની પૂર્વાવસ્થા એ પ્રમાણે આપે છે કે –**લાટદેશના વટપદ્રકપુરમા ભિલ્લવાલ અને ધર્કટ** વંશમા નિર્મલ એવા શ્રેષ્ઠિ **વર્ધમાન** અને **શ્રમિતિ** ( શ્રીમતિ ) ના **વસત** નામે પુત્રે દીક્ષા લીધી, ને તે **સમુદ્રઘોષસૂરિ** થયા–અપરનામ **વીરગણિ** થયા

૩૨૬. નવાગી વૃત્તિકાર **અભયદેવસૂરિના** શિષ્ય **વર્ધમાનસૂરિએ ખંભાતમા આદિનાથ–ઋષભદેવ ચરિત્ર** સ. ૧૧૬૦ મા રચ્યુ (પી. ૫, ૮૧, કા. છાણી) તથા **ધર્મકરડક** નામનો ગ્રથ સવૃત્તિ સ. ૧૧૭૨ મા રચ્યો કે જે **પાર્શ્વચદ્ર** ઉપાધ્યાય અને **અશોકચદ્રગણિએ** શોધ્યો. તેમા **નેમિચદ્ર** અને **ધનેશ્વરનો** ઉલ્લેખ છે (કા છાણી)

૩૨૭. સં. ૧૧૬૦ મા પ્રખ્યાત **હેમચદ્રસૂરિના** ગુરૂ **દેવચંદ્રસૂરિએ** ખભાતમા **શાંતિનાથ ચરિત્ર** પ્રાકૃતમા ગદ્યપદ્યમય રચ્યુ તેમા અપભ્રશ ભાષા પણ વપરાયેલી છે. તેની તાડપત્રની પ્રત પાટણ ભડારમા છે (પી ૫, ૭૩ તથા પી ૪,૧૦). તે ઉપરાત પોતાના પ્રગુરૂ પ્રદ્યુમ્ન સૂરિકૃત **મૂલશુદ્ધિ–**અપરનામ **સ્થાનકાનિ** પર ટીકા–**સ્થાનકવૃત્તિ** રચી (પી ૫,૧૬૫) વીરાત્ ૧૬૩૧ (સ. ૧૧૬૧) મા **ચંદ્રકુલના બૃહદ્** ગચ્છના **નેમિચન્દ્ર** શિષ્ય **શાન્તિસૂરિએ** સ્વશિષ્ય મુનિચદ્ર માટે **પૃથ્વીચદ્ર ચરિત્ર** રચ્યુ. (કા છાણી, જે. પ્ર ૪૬). આ **શાન્તિસૂરિએ સિદ્ધનામના** શ્રાવકે બધાવેલા **નેમિચૈત્યમા** પોતાની પાટે આઠ આચાર્યો નામે **મહેન્દ્ર, વિજયસિંહ, દેવેન્દ્રચદ્ર, પદ્મદેવ, પૂર્ણચન્દ્ર, જયદેવ, હેમપ્રભ** અને **જિનેશ્વર** સ્થાપ્યા અને પોતાનો ગચ્છ **પિપ્પલગચ્છ** પ્રસિદ્ધ કર્યો તે **શાન્તિસૂરિની** પૂજાને **ચક્રેશ્વરી** દેવીએ પોષી હતી–પુષ્ટ કરી અને જેની વાણીવડે **સિદ્ધ** (ઉક્ત શ્રાવક) નમસ્કાર કરવા યોગ્ય થયો હતો [૨૬૯]

---

૨૬૯ **चक्रेश्वरी यस्य पुपोष पुजा सिद्धोऽभवद् यस्य गिरा नमस्य ।**
જુઓ તેની પરપરામા થયેલ ધર્મપ્રભસૂરિકૃત ૧૮ શ્લોકની તાડપત્રપરની

ધર્મરત્નલઘુવૃત્તિના રચનાર **શાંતિસૂરિ** પણ પ્રાય આ હોઇ શકે (કે જેની સં ૧૨૭૧ ની તાડપત્રની પ્રત મળે છે પીપ, ૧૩૨)-જે. પ્ર ૪૬

૩૨૮. સં ૧૧૬૨ માં **વીરચંદ્રસૂરિ** શિષ્ય દેવસૂરિએ ૩૩૪ પ્રાકૃત ગાથામા **જીવાનુશાસન** અને તે પર સ્વોપજ્ઞવૃત્તિ રચ્યા કે જે વૃત્તિને **નેમિચંદ્રે** અણહિલ્લવાડમા જયસિંહ રાજ્યમા શોધી. (કા. વડો. નં ૧૮૪) અને જે મૂલ ગ્રંથને 'સપ્તગૃહનિવાસી' જિનદત્તસૂરિએ શોધી નિર્દોષ કર્યું (પી.પ,૨૨,)

૩૨૯ ચંદ્રગચ્છના-પૌર્ણિમિક ગચ્છ સ્થાપક **ચન્દ્રપ્રભસૂરિના** શિષ્ય **ધર્મઘોષ** સૂરિની પ્રશંસા ગૂર્જરેશ **જયસિંહદેવે** કરી હતી.[૨૭૦] તેમણે **શબ્દસિદ્ધિ** નામનુ વ્યાકરણ રચ્યુ અને **મહરિષિ** કુલક-**ઋષિ**મંડલ સ્તવન રચ્યુ ( પી ૧,૯૩, પી ૩,૨૮, જેસ. પ્ર ૪૪, વે. નં ૧૭૯૭) તેમના એક શિષ્ય **સમુદ્રઘોષને** પોતે પદ આપ્યુ કે જેમણે **માલવમા** વિશિષ્ટ તર્કવિદ્યાની નિપુણતા બતાવી હતી, તથા **ધારામા**

---

ગુરુસ્તુતિ પી પ, ૧૨૫-૨૭ કે જેમા પરંપરા એ આપી છે કે ઉક્ત વિજયસિંહ-દેવભદ્ર-ધર્મઘોષ-સીલભદ્ર અને પરિપૂર્ણદેવ-વિજયસેન ધર્મદેવ-ધર્મચંદ્ર-ધર્મરત્ન-ધર્મતિલક-ધર્મસિંહ-ધર્મપ્રભસૂરિ

૨૭૦ सूरि श्री धर्मघोषोऽभूत्तत्पट्टे देवताकृतिः ।
सिद्धराजस्तुत कर्त्ता स्वमूर्त्ते सूरिविंशते ॥

निष्ठामतीतविषयामपि वर्त्तमाने व्युत्पादयन्विरचयन्गुणवत्सु वृद्धिम् ।
सूत्रार्थयुक्तिकलनासु विशुद्धबुद्धिं यं शब्दसिद्धिमकरोदपरप्रकाश ॥

—સં ૧૨૨૫ મુનિરત્નસૂરિ-અમમચરિત્ર પી ૩, ૯૫.

श्री चन्द्रप्रभसूरिपट्टतिलको निर्ग्रन्थचूडामणि-
र्जज्ञे श्रीजयसिंहभूपतिनुत श्री धर्मघोषप्रभु ॥

—સં ૧૨૪૩ હેમપ્રભસૂરિ-પ્રશ્નોત્તરરત્નમાલાવૃત્તિ પ્રશસ્તિ.

यत्पादपद्मे कलहंसलीला दधौ नृप श्री जयसिंहदेव ॥

—સં. ૧૨૯૬, તિલકાચાર્ય-આવશ્યકલઘુવૃત્તિ.

વળી જુઓ તેના સંતાનીય કમલપ્રભસૂરિના સં. ૧૩૭૨ માં રચેલા પુંડરીક ચરિત્રની પ્રશસ્તિ શ્લોક ૮૪

નરવર્મ રાજા, ગોહૃદ (ગોધરા) ના રાજા અને ગૂર્જરપુરમા સિદ્ધ-રાજની રાજસભામા પોતાની પ્રતિભા બતાવી હતી[૨૭૧]

૩૩૦. ચન્દ્રગચ્છમા વિજયસિંહસૂરિ થયા કે જેઓને ચન્દ્રા-વતીમા નવગૃહચૈત્યમા રહી ઉપદેશમાલાની વૃત્તિની વ્યાખ્યા કરતા ચૈત્યવાસનો વિરાગ આવ્યો અને તેઓ ઉપર્યુક્ત ચંદ્રપ્રભસૂરિ પાસે રહી પૌર્ણમિક પક્ષના આશ્રિત થયા[૨૭૨]

૩૩૧. ઉપકેશગચ્છના યશોદેવસૂરિ થયા તે પણ વિદ્વાન્ ગ્રથ-કાર હતા તેઓ દેવગુપ્ત-કક્ક-સિદ્ધ-દેવગુપ્તસૂરિના શિષ્ય હતા તેમનુ પૂર્વનામ ધનદેવ હતુ ઉપાધ્યાય પદ પ્રાપ્ત થતા યશોદેવ નામ થયુ. તેમણે સ. ૧૧૬૫ મા પાટણમા ઉપકેશીય વીરજિન-મદિરમા દેવગુપ્તસૂરિકૃત નવપદ પ્રકરણ પરની વૃત્તિ પર બૃહદ્ વૃત્તિ (જૈ ન.૫૬,પી.૫,૪૦) અને સ. ૧૧૭૪ મા પાટણમા નવતત્ત્વ પ્રકરણ પર વૃત્તિ રચી અને આશાવલ્લીપુરિમા આરંભી અણહિલ-વાડમા સં. ૧૧૭૮ મા પ્રાકૃતમા ચંદ્રપ્રભ ચરિત્ર પૂર્ણ કર્યું તેમણે પોતાના ગુરૂભાઇ સિદ્ધસૂરિ (સ ૧૧૯૨ મા ક્ષેત્રસમાસવૃત્તિના કર્તા) ને પોતે શાસ્ત્રાર્થ શિખવ્યા હતા. (જુઓ જૈ પ્ર પૃ. ૩૯ અને ૪૮). સ ૧૧૬૬ મા વિનયચદ્ર નામના કર્તાએ કથાનક કોશ રચ્યો. (પા. સૂચિ ન ૫૪)

---

૨૭૧ यो मालवोपात्तविशिष्टतर्क विद्यानवद्यो प्रशमप्रधान ।
विद्वज्जनालिश्रितपादपद्म केपा न विद्यागुरुतामवत्त ॥
धाराया नरवर्मदेवनृपति श्री गोहृदक्ष्मापति
श्रीमत् सिद्धपति च गुर्जरपुरे विद्वज्जने साक्षिणि ।
स्वैर्यो रजयति स्म सद्गुणगणै र्विद्यामविद्याशयो
लब्धि प्राक्तनगौतमादिगणभृत् सवादिनीर्द्धारयन् ॥
—મુનિરત્ન-અમમચરિત્ર પી ૩, ૯૫.

૨૭૨ જુઓ તેમની વશ પરંપરામા થયેલ અજિતપ્રભસૂરિએ સ ૧૩૦૭ માં રચેલા શાંતિનાથચરિતની પ્રશસ્તિ.

# પ્રકરણ ૩ જું.

## સિદ્ધરાજ જયસિંહનો સમય-[ચાલુ]

મ ૧૦૫૦-૧૦૯૯

श्रिय दिशतु वो देवः श्री नाभेयजिन सदा ।
मोक्षमार्ग सता ब्रूते यदागमपदावली ॥

—જેમના આગમની પદાવલી સતપુરુષોને મોક્ષમાર્ગ કથે છે તે શ્રી નાભેય (ઋષભદેવ) જિનદેવ અમને સદા શ્રીપ્રત્યે દાખવો

—**વાગભટ્ટાલંકાર.**

सिरि सिद्धराअ ! सच्च साहसरसिक त्ति कित्तणं तुज्झ ।
कहमण्णहा मण मह पडन्तमअणत्थमक्कमसि ॥

—હે શ્રી સિદ્ધરાજ ! તુ સાહસરસિક છે એવુ તારૂ કીર્ત્તન સત્ય છે, અન્યથા-તેમ ન હોય તો જ્યા મદનાસ્ત્રો પડે છે એવા મારા મનપર કઈ રીતે તુ આક્રમણ કરી શકે ?—**વાગભટ્ટાલંકાર**-વૃત્તિ પૃ ૧૫

૩૩૨ **મુનિચંદ્રસૂરિ**[૨૭૩]—તેઓ **બૃહદ્ (વડ)** ગચ્છના સર્વદેવસૂરિના શિષ્યો યશોભદ્ર અને નેમિચંદ્રના શિષ્ય થાય એટલે પ્રાય દીક્ષાગુરૂ યશોભદ્ર હશે, જ્યારે નેમિચંદ્રસૂરિએ તેમને આચાર્ય પદવી આપી હતી તેમના વિદ્યાગુરૂ **વિનયચંદ્ર** પાઠક હતા, વળી તેમણે બાલકુમારપણે દીક્ષા લઇ અખંડ બ્રહ્મચર્ય પાળ્યુ હતુ. તેઓ પંડિત

૨૭૩ જુઓ પં. બહેચરદાસનો લેખ 'શ્રી મુનિચંદ્રસૂરિ' અને વાદિદેવ સૂરિકૃત 'શ્રી મુનિચંદ્ર ગુરૂસ્તુતિ' અપભ્રંશમાં પ્ર જૈન શ્વે કૉ હેરલ્ડ પુ **૧૩ અં ૯ થી ૧૧ પૃ ૩૨૪ થી ૩૩૫** દેવેન્દ્ર નરકેન્દ્ર પ્રકરણ વૃત્તિની પ્રસ્તાવના **પ્ર૦ જૈન આ૦ સભા** મુનિસુન્દરસૂરિકૃત ગુર્વાવલી, પ્રભાવક ચરિતમા વાદિદેવસૂરિ પ્રબંધ વગેરે

તથા વાદી હોવા ઉપરાંત ઉગ્ર તપસ્વી હતા અને સૌવીર (કાંજી) પીને જ રહેતા એટલે 'સૌવીરપાયી' કહેવાયા તેમની આજ્ઞામાં પાંચસો શ્રમણો હતા અને અનેક સાધ્વીઓ હતી તેમણે ગૂજરાત, લાટદેશ, નાગપુર આદિમાં વિહાર કર્યો હતો પાટણમાં મુખ્યપણે રહ્યા હશે ત્યાંજ સં ૧૧૭૮માં સ્વર્ગવાસ કર્યો.

૩૩૩ તેમણે (૧) સં. ૧૧૬૮માં પાટણમાં સોલંકની વસતિમાં ચિરંતનાચાર્યના રચેલા કહેવાતા દેવેન્દ્રનરકેન્દ્ર પ્રકરણ પર વૃત્તિ રચી આ મૂળ પ્રકરણ નંદીસૂત્રમાં ઉલ્લેખેલ વિમાન પ્રજ્ઞપ્તિ–નરક વિભક્તિ આદિ પ્રકીર્ણકોના ઉદ્ધારરૂપે રચાયેલ છે આ વૃત્તિ ચક્રેશ્વરસૂરિઆદિ વિદ્વાનો દ્વારા વિશોધન કરી પ્રમાણિત કરાવી હતી (ભા ઇ, કી ૩ ન. ૧૭૮ પ્ર. જૈન આ. સભા), (૨) સં. ૧૧૭૦માં સૂક્ષ્માર્થ સાર્ધશતક ચૂર્ણિ (સૂક્ષ્માર્થવિચારસાર ચૂર્ણિ), (૩) સં. ૧૧૭૧માં હારિભદ્રીય અનેકાંતજયપતાકાવૃત્તિ પર ટિપ્પન (જે. ૩૬), (૪) સં ૧૧૭૪માં હારિભદ્રીય ઉપદેશપદ પર વૃત્તિ (કે જે નાગપુર–નાગોરમાં આરંભી પાટણમાં પૂરી કરી અને જેમાં તેમના શિષ્ય રામચંદ્ર એટલે વાદિ દેવસૂરિએ સહાય આપી) તથા હરિભદ્રસૂરિના બીજા ગ્રંથો નામે (૫) લલિતવિસ્તરા પર પંજિકા (તાડપત્ર કી ૨, ૨૧, વે ન ૧૬૫૩), અને (૬) ધર્મબિંદુ પર વૃત્તિ (કે જેની સં ૧૧૮૧ની તાડપત્રની પ્રત મળે છે પી ૩, ૫૪, ગૂ ભા સહિત પ્ર૦ જૈન આ. સભા) રચી છે–તદુપરાંત કર્મપ્રકૃતિ પર ટિપ્પન રચ્યું છે આમ કુલે ૭ ટીકાઓ રચી.

૩૩૪ તેમના સ્વતંત્ર ગ્રંથો લગભગ વીસેક ટૂંકા ટૂંકા છે તે મુખ્યત્વે જૈન તત્ત્વ–આચાર અને ઉપદેશને લગતા છે. તેના નામ–૧ અંગુલસપ્તતિ, ૨ આવશ્યક (પાક્ષિક)સપ્તતિ, ૩ વનસ્પતિ–સપ્તતિકા (વે નં. ૧૬૫૪), ૪ ગાથાકોષ, ૫ અનુશાસનાંકુશ કુલક, ૬–૭ ઉપદેશામૃત કુલક પહેલું અને બીજું, ૮ ઉપદેશપંચાશિકા, ૯–૧૦ ધર્મોપદેશ કુલક પહેલું અને બીજું, ૧૧ પ્રાભાતિક સ્તુતિ (સંસ્કૃત), ૧૨ મોક્ષોપદેશ પંચાશિકા, ૧૩ રત્નત્રય કુલક, પ્રા૦ (પી ૧, ૬૦), ૧૪ શોકહરઉપદેશ કુલક, ૧૫ સમ્યક્ત્વોત્પાદવિધિ, ૧૬

સામાન્યગુણોપદેશ કુલક, ૧૭ હિતોપદેશ કુલક, ૧૮ કાલશતક, ૧૯ મંડલવિચાર કુલક અને ૨૦ કારગ વર્ગ (લી) તેમણે નૈષધકાવ્ય પર ૧૨૦૦ શ્લોક પ્રમાણ ટીકા રચી હતી એવો ઉલ્લેખ સાપડે છે[૨૭૪]

૩૩૫ ચંદ્રકુલના શીલભદ્રસૂરિના શિષ્ય ધનેશ્વરસૂરિના શિષ્ય **શ્રીચંદ્રસૂરિ** થયા. આ સૂરિનુ નામ સામાન્ય અવસ્થામા પૂર્વે **પાર્શ્વદેવગણિ** હતુ. તેમણે સં ૧૧૬૯ મા બૌદ્ધાચાર્ય દિઙ્નાગના ન્યાયપ્રવેશક નામના બૌદ્ધ ન્યાયગ્રથ પરની હરિભદ્રસૂરિ (પહેલા)ની વૃત્તિ પર પંજિકા રચી (પી ૧, ૮૧, પ્ર ગા ઓ ગી) સં. ૧૧૭૧ મા સ્વગુરૂ ધનેશ્વરસૂરિએ રચેલી જિનવલ્લભસૂરિના સૂક્ષ્માર્થવિચારસારસાર્ધશતક પરની વૃત્તિમા સહાયતા આપી સં ૧૧૭૩મા જિનદાસ મહત્તરની નિશીથચૂર્ણિ પર 'વિંશોદ્દેશક વ્યાખ્યા' રચી. તેમણે કુમારપાલના રાજ્યમા સં ૧૨૨૨ના ચૈત્ર શુદ ૧૦ મીએ ૨૦૦૦ શ્લોક પ્રમાણ શ્રાવકપ્રતિક્રમણ સૂત્ર વૃત્તિ[૨૭૫] (જે ૬, પી, ૧, ૩, પી; ૩, અગ્રેજી પ્ર૦ ૧૪) નન્દીટીકાદુર્ગપદવ્યાખ્યા (સં. ૧૨૨૬ની પ્રત જે ભ મા છે જે. ૬, પી ૫, ૨૦૨), સં. ૧૨૨૭ મા ૧૧૨૦ શ્લોક પ્રમાણ જીતકલ્પ બૃહચ્ચૂર્ણિ વ્યાખ્યા, સં. ૧૨૨૮ મા નિરયાવલી (પાચે ઉપાગ) પર વૃત્તિ અને તે ઉપરાત ૫૫૦ શ્લોક પ્રમાણ ચૈત્યવન્દનસૂત્ર વૃત્તિ, પ્રતિષ્ઠાકલ્પ, સર્વસિદ્ધાન્તવિષમપદપર્યાય, સુખબોધા સામાચારી (કે જેમા ગૃહસ્થો અને સાધુઓના અનુષ્ઠાનોની

---

૨૭૪ આવો ઉલ્લેખ એક યાદીમા મળ્યો છે આવો ઉલ્લેખ કે આ ટીકા બીજે ક્યાય ઉપલબ્ધ નથી નૈષધકાવ્યના કર્તાના સમય પરત્વે વિદ્વાનોમા જે ઘણા લાબા સમયથી મતભેદ ચાલ્યો આવે છે, તેનો નિકાલ, કદાચિત્ આ ટીકા ઉપલબ્ધ થવાથી થઈ શકે.—શ્રી જિનવિજય પુરાતત્ત્વ ૨, પૃ ૪૨૦

૨૭૫ करनयनसूर्यवर्षे प्रात पुष्यार्के मधुसितदशम्याम्।
वृतियोगेनवसर्यो समर्थिता प्रकृतवृत्तिरियम्॥
—પી ૩ અગ્રેજી પ્ર પૃ ૧૪.

તથા વાદી હોવા ઉપરાત ઉગ્ર તપસ્વી હતા અને સૌવીર (કાંજી) પીને જ રહેતા એટલે 'સૌવીરપાયી' કહેવાયા તેમની આજ્ઞામા પાચસો શ્રમણો હતા અને અનેક સાધ્વીઓ હતી તેમણે ગૂજરાત, લાટદેશ, નાગપુર આદિમા વિહાર કર્યો હતો પાટણમા મુખ્યપણે રહ્યા હશે. ત્યાજ સ ૧૧૭૮મા સ્વર્ગવાસ કર્યો.

૩૩૩ તેમણે (૧) સ. ૧૧૬૮મા પાટણમા સોલકની વસતિમા ચિરતનાચાર્યના રચેલા કહેવાતા દેવેન્દ્રનરકેન્દ્ર પ્રકરણ પર વૃત્તિ રચી આ મૂળ પ્રકરણ નદીસૂત્રમા ઉલ્લેખેલ વિમાન પ્રવિભક્તિ-નરક વિભક્તિ આદિ પ્રકીર્ણકોના ઉદ્ધારરૂપે રચાયેલ છે આ વૃત્તિ ચક્રેશ્વરસૂરિઆદિ વિદ્વાનો દ્વારા વિશોધન કરી પ્રમાણિત કરાવી હતી. (ભા ૪, કી ૩ ન. ૨૭૮ પ્ર. જૈન આ. સભા), (૨) સ. ૧૧૭૦મા સૂક્ષ્માર્થ સાર્ધશતક ચૂર્ણિ (સૂક્ષ્માર્થવિચારસાર ચૂર્ણિ), (૩) સ. ૧૧૭૧મા હારિભદ્રીય અનેકાન્તજયપતાકાવૃત્તિ પર ટિપ્પન (જે. ૩૬), (૪) સ ૧૧૭૪મા હારિભદ્રીય ઉપદેશપદ પર વૃત્તિ (કે જે નાગપુર-નાગોરમા આરભી પાટણમા પૂરી કરી અને જેમા તેમના શિષ્ય રામચદ્ર એટલે વાદિ દેવસૂરિએ સહાય આપી) તથા હરિભદ્રસરિના બીજા ગ્રથો નામે (૫) લલિત વિસ્તરા પર પજિકા (તાડપત્ર કી ૨, ૨૧, વે ન ૧૬૫૩), અને (૬) ધર્મબિદુ પર વૃત્તિ (કે જેની સ ૧૧૮૧ની તાડપત્રની પ્રત મળે છે પી ૩, ૫૪, ગૂ ભા સહિત પ્ર૦ જૈન આ સભા) રચી છે-તદુપરાત કર્મપ્રકૃતિ પર ટિપ્પન રચ્યુ છે આમ કુલે ૭ ટીકાઓ રચી.

૩૩૪ તેમના સ્વતંત્ર ગ્રથો લગભગ વીસેક ટૂકા ટૂંકા છે તે મુખ્યત્વે જૈન તત્ત્વ-આચાર અને ઉપદેશને લગતા છે તેના નામ - ૧ અંગુલસપ્તતિ, ૨ આવશ્યક (પાક્ષિક)સપ્તતિ, ૩ વનસ્પતિ-સપ્તતિકા (વે નં. ૧૬૫૪), ૪ ગાથાકોષ, ૫ અનુશાસનાકુશ કુલક, ૬-૭ ઉપદેશામૃત કુલક પહેલુ અને બીજુ, ૮ ઉપદેશપચાશિકા, ૯-૧૦ ધર્મોપદેશ કુલક પહેલુ અને બીજુ, ૧૧ પ્રાભાતિક સ્તુતિ (સંસ્કૃત), ૧૨ મોક્ષોપદેશ પચાશિકા, ૧૩ રત્નત્રય કુલક, પ્રા૦ (પી. ૧, ૬૦), ૧૪ શોકહરઉપદેશ કુલક, ૧૫ સમ્યકત્વોત્પાદવિધિ, ૧૬

સામાન્યગુણોપદેશ કુલક, ૧૭ હિતોપદેશ કુલક, ૧૮ કાલશતક, ૧૯ મંડલવિચાર કુલક અને ૨૦ કાદમ્બ વર્ગ (લી) તેમણે નૈષધકાવ્ય પર ૧૨૦૦ શ્લોક પ્રમાણ ટીકા રચી હતી એવો ઉલ્લેખ સાંપડે છે.[૨૭૪]

૩૩૫ ચંદ્રકુલના **શીલભદ્રસૂરિના** શિષ્ય **ધનેશ્વરસૂરિના** શિષ્ય **શ્રીચંદ્રસૂરિ** થયા. આ સૂરિનું નામ સામાન્ય અવસ્થામાં પૂર્વે **પાર્શ્વદેવગણિ** હતું. તેમણે સં. ૧૧૬૯ માં બૌદ્ધાચાર્ય દિઙ્નાગના **ન્યાયપ્રવેશક** નામના બૌદ્ધ ન્યાયગ્રંથ પરની હરિભદ્રસૂરિ (પહેલા)ની વૃત્તિ પર **પંજિકા** રચી (પી ૧, ૮૧, પ્ર ગા ઓ ગી) સં. ૧૧૭૧ માં સ્વગુરૂ ધનેશ્વરસૂરિએ રચેલી **જિનવલ્લભસૂરિના સૂક્ષ્માર્થવિચારસાર-સાર્ધશતક** પરની વૃત્તિમાં સહાયતા આપી. સં. ૧૧૭૩માં **જિનદાસ મહત્તરની નિશીથચૂર્ણિ** પર 'વિંશોદ્દેશક વ્યાખ્યા' રચી. તેમણે કુમારપાલના રાજ્યમાં સં. ૧૨૨૨ના ચૈત્ર શુદ ૧૦ મીએ ૨૦૦૦ શ્લોક પ્રમાણ **શ્રાવકપ્રતિક્રમણ સૂત્ર વૃત્તિ**[૨૭૫] (જે ૬, પી, ૧, ૩, પી; ૩, અંગ્રેજી પ્ર૦ ૧૪) **નન્દીટીકાદુર્ગપદવ્યાખ્યા** (સં. ૧૨૨૬ની પ્રત જે ભં. માં છે જે ૬, પી ૫, ૨૦૨), સં. ૧૨૨૭ માં ૧૧૨૦ શ્લોક પ્રમાણ **જીતકલ્પ બૃહચ્ચૂર્ણિ વ્યાખ્યા**, સં. ૧૨૨૮ માં **નિરયાવલી** (પાંચે ઉપાંગ) પર વૃત્તિ અને તે ઉપરાંત ૫૫૦ શ્લોક પ્રમાણ **ચૈત્યવન્દનસૂત્ર વૃત્તિ, પ્રતિષ્ઠાકલ્પ, સર્વસિદ્ધાન્તવિષમપદપર્યાય, સુખબોધા સામાચારી** (કે જેમાં ગૃહસ્થો અને સાધુઓના અનુષ્ઠાનોની

---

૨૭૪ આવો ઉલ્લેખ એક યાદીમાં મળ્યો છે. આવો ઉલ્લેખ કે આ ટીકા બીજે ક્યાંય ઉપલબ્ધ નથી. નૈષધકાવ્યના કર્તાના સમય પરત્વે વિદ્વાનોમાં જે ઘણા લાંબા સમયથી મતભેદ ચાલ્યો આવે છે, તેનો નિકાલ, કદાચિત્ આ ટીકા ઉપલબ્ધ થવાથી થઈ શકે—શ્રી જિનવિજય પુરાતત્ત્વ ૨, પૃ ૪૨૦

૨૭૫ करनयनसूर्यवर्षे प्रात पुष्यार्के मधुसितदशम्याम् ।
वृत्तिरियमनवमर्थो समर्थिता प्रकृतवृत्तिरियम् ॥
—પી ૩ અંગ્રેજી પ્ર પૃ ૧૪.

વિધિ સિદ્ધાતમાથી ઉદ્ધરી છે, પ્ર દે. લા.) આદિ અનેક ગ્રંથો રચ્યા છે (જૈ. પ્ર. ૨૧) ભદ્રબાહુ કૃત ઉપસર્ગહરસ્તોત્ર પર ટીકાના રચનાર દ્વિજ પાર્શ્વદેવ કદાચ આ હોય (પી ૪, ૭૮) પણ પદ્માવત્યષ્ટક અને તે પર વૃત્તિ (લ સ ૧૨૦૩ની પ્રત કા વડો. નં ૮૬૭) ના રચનાર પાર્શ્વદેવગણિ આ જ હશે.

૩૩૬ સં. ૧૧૬૯મા વિધિપક્ષ-આંચલિક ગચ્છની સ્થાપના આર્યરક્ષિત સૂરિએ કરી.

૩૩૭ સ. ૧૧૭૧ મા ઉપરોક્ત ધનેશ્વર સૂરિએ સૂક્ષ્માર્થ વિચારસાર પર ૧૪૦૦૦ શ્લોકની વૃત્તિ રચી કે જેમા તેમના શિષ્ય ઉપરોક્ત શ્રીચંદ્રસૂરિએ સહાય આપી હતી. (જુઓ ઉપર પારા ૩૩૫).

૩૩૮. ચંદ્રકુલના વીરગણિના શિષ્ય શ્રીચદ્રસૂરિ શિષ્ય યશોદેવસૂરિએ સ. ૧૧૭૨ મા હરિભદ્રના પ્રથમ પંચાશક પર ચૂર્ણિ, (કા છાણી) સ ૧૧૭૪ મા ઇર્યાપથિકી પર, ચૈત્યવદન પર અને વંદનક પર ચૂર્ણિઓ, સ. ૧૧૭૬ મા જિનવલ્લભસૂરિના પિંડવિશુદ્ધિ ગ્રથ પર લઘુવૃત્તિ, કે જે જિનચદ્ર-આમ્રદેવ શિષ્ય મુનિચદ્રસૂરિએ શોધી, (સ. ૧૩૦૦ ની તાડપ્રત કી ૨,૩૦), સ. ૧૧૮૦ મા પાટણમા સિદ્ધરાજ રાજ્યે સોની નેમિચદ્રની પૌષધશાળામા પાક્ષિક સૂત્ર પર ૨૭૦૦ શ્લોક પ્રમાણ સુખવિબોધા નામની વૃત્તિ (કી ૨, ૨૬, પી ૩,૧૨૮, પ્ર દે.લા) અને સ ૧૧૮૨ મા પચ્ચખાણસરૂવ (પ્રત્યાખ્યાન સ્વરૂપ) રચેલ છે જુઓ જૈસ પ્ર. ૩૫ જે યશોદેવસૂરિએ વડાવલીમા 'પારહાસ ઠિએ' ઉદ્ધર્યું તે ઉદ્યોત સૂરિના શિષ્ય મુનિચંદ્રના ધર્મસહોદર અને પ્રદ્યુમ્નસૂરિના ધર્મ નપ્તૃ હતા (પી.૧, ૩-૯૦-૯૮).

૩૩૯ મલધારી અભયદેવસૂરિના શિષ્ય હેમચદ્રસૂરિ થયા (તે કુમારપાળપ્રતિબોધક હેમચદ્રાચાર્યથી ભિન્ન સમજવા) તેઓ પડિત શ્વેતાબરાચાર્ય ભટ્ટારક તરીકે પ્રસિદ્ધ હતા. તેના સબધમા તેમની પરપરાના મલધારી રાજશેખર સ. ૧૩૮૭ ની પ્રાકૃત દ્વ્યા-

ગ્રંથ વૃત્તિમાં જણાવે છે કે તેઓ મૂળ પ્રદ્યુમ્ન નામે રાજસચિવ હતા અને તેમણે પોતાની ચાર સ્ત્રી તજી અભયદેવસૂરિના ઉપદેશથી તેમની પાસે દીક્ષા લીધી હતી, તેમના સમકાલીન શિષ્ય શ્રીચંદ્રસૂરિ પોતાના મુનિસુવ્રતચરિતની પ્રશસ્તિમાં જણાવે છે કે:–(પી ૫,૧૪–૧૬)

'તેમના વ્યાખ્યાન ગુણની પ્રસિદ્ધિ સાંભળી ગુણીજનોના મનમાં ચમત્કાર ઉપજાવતો જયસિંહદેવ (સિદ્ધરાજ) નામનો ગૂર્જરનરેન્દ્ર સ્વયં જિનમંદિરમાં પરિવાર સાથે આવી ઘણા વખત સુધી તેમની ધર્મકથાને સાવધાન ચિત્તે સાંભળતો અને ક્યારેક સૂરિના દર્શનથી ઉત્કંઠિત થઈ સ્વયં જ વસતિમાં-ઉપાશ્રયમાં આવતો તથા ઘણા સમય સુધી સંલાપ કરતો હતો

એક વખત તો સિદ્ધરાજે દુર્વાદિ અર્ધને આરતિ જેમ ત્રણવાર ભમાડી સૂરિના પગ આગળ પ્રક્ષિપ્ત કરી સૂરિને પંચાંગ પ્રણામ કર્યા હતા અને થાળમાં પીરસાઈ આવેલા આહારમાંથી ચાર પ્રકારનો (અશન, પાન, ખાદિમ સ્વાદિમ) આહાર તે સૂરિને આપ્યો હતો આમ કરી કૃતાર્થ માની જાણે વીરનાથ–મહાવીર ભગવાન્ સ્વયં મારે ઘેર આવ્યા તેમ માનું છું એમ તેણે પ્રકટ કર્યું હતું

સિદ્ધરાજને કહી સકલ દેશમાં જિનમંદિરોપર કનકમય કલશ ચડાવ્યા, ધંધુકા સાચોર વગેરે સ્થાનોમાં અન્યતીર્થીઓ તરફથી જિનશાસનને થતી પીડા નિવારી, અને તે સ્થાનોમાં રથપરિભ્રમણ પણ કરાવ્યું કુત્સિત અધિકારીઓથી જિનમંદિરોમાં ભંગાતી દેવદાયો (દેવનિમિત્તે પૂર્વથી પ્રચલિત અપાતી આવક)નું જયસિંહ નરેન્દ્રદ્વારા નિવારણ કરાવ્યું–દેવદાય ચાલુ રખાવી અને ક્યાંક તે રાજભંડારમાં દાખલ થઇ ગઈ તે પણ જિનભવનોને પાછી અપાવરાવી

પાટણથી ગયેલા સંઘમાં આ સૂરિને સાથે લીધેલા–તેમાં ૧૧૦૦ સેજવાલય લગડી પ્રમુખ શકટરૂપ (ગાડાં) સાથે ચાલ્યાં હતાં ઘોડા ઉંટ બળદ વાહન ખચ્ચરની તો સંખ્યા જ થઇ શકતી નહોતી વામનસ્થલી (વણથલી)માં સંઘે પડાવ નાખ્યો સોરઠનો રાજા ખેંગાર હતો તેનું મન દુષ્ટ થયું ને આ સંઘ પાસેથી લક્ષ્મી પડાવવા ધાર્યું ને સંઘને ત્યાંથી ચાલવા ન દીધો એ દિવસ સુધી સંઘના કોઇપણને પોતાની મુલાકાત આપી નહિ અન્યદા તેનો સ્વજન મૃત્યુ પામ્યો. એના શોકનિવારણ અર્થે હેમચંદ્રસૂરિ જઈ પ્રતિબોધી ઋદ્ધિ સાથે સંઘને મુક્ત કરાવ્યો. સંઘે ઉજ્જયંત (ગિરિનાર)

અને શત્રુંજય એ બન્ને તીર્થોની યાત્રા કરી. ગિરનારમાં અર્ધો લાખ પારૂત્થય (તે વખતનું ચલણી નાણું) અને શત્રુંજયમાં ત્રીસ હજારની ઉપજ થઇ હતી

અંતે સાત દિવસનું અનશન લઇ સ્વર્ગસ્થ થયા શ્મશાનયાત્રામાં રાજા સિદ્ધરાજ પોતે કેટલાક માર્ગ સુધી ગયો હતો, અને એ રીતે પોતાનો હાર્દિક ઉચ્ચ પૂજ્યભાવ તે ગુણવાન્ આચાર્ય પ્રત્યે વ્યક્ત કર્યો હતો'

૩૪૦. ઉપરની હકીકતમાં મલધારી રાજશેખરસૂરિ પોતાની સં. ૧૩૮૫માં રચેલી શ્રીધરકન્દલીપંજિકામાં અને ૧૩૮૭ માં રચેલી પ્રાકૃત દ્વયાશ્રયવૃત્તિમાં એક નવીન હકીકત એ મૂકે છે કે તે સૂરિએ સિદ્ધરાજ પાસે દરવર્ષે એંસી દિવસનું અમારિપત્ર-જીવરક્ષાને માટે તામ્રપત્ર લખાવ્યું હતું.

૩૪૧ તેમના ગ્રંથો અનેક છે કે જેનું પૂર લગભગ એકલાખ શ્લોકનું[૨૭૬] છે તે તેની રચનાના ક્રમે (તેમની વિશેષાવશ્યક બૃહદ્વૃત્તિમાં જણાવ્યા પ્રમાણે) અત્ર જણાવીશું ૧ આવશ્યક ટિપ્પનક (પી.૬,૪૯ પ્ર આ સમિતિ) અપરનામ આવશ્યક પ્રદેશવ્યાખ્યા તે મૂળ આવશ્યક સૂત્રની વૃત્તિ ઉપર વિષમસ્થાન સંબંધી જ્ઞાન કરાવનાર ૫૦૦૦ શ્લોક પ્રમાણ ટિપ્પન છે. ૨ શતક નામના કર્મગ્રંથ પર ૪૦૦૦ શ્લોક પ્રમાણ વિવરણ-વૃત્તિ (તાડપત્ર કી ૨, ૪૧, પી ૪, ૧૩૦, પ્ર૦ વીરસમાજ અમદાવાદ), ૩ અનુયોગદ્વાર સૂત્ર પર ૬૦૦૦ શ્લોક પ્રમાણ સંસ્કૃત વૃત્તિ (પ્ર૦ દે૦ લા૦), પછી ૪ ઉપદેશમાલા સૂત્ર-અપરનામ પુષ્પમાલા તે તેમનો સ્વતંત્ર ગ્રંથ છે

૨૭૬ येनोपदेशमाला चक्रे भवभावना च वृत्तियुता ।
अनुयोगद्वाराणां शतकस्य च विरचिता वृत्तिः ॥
मूलावश्यकटिप्पनकं विशेषावश्यकीयवृत्त्याख्यम् ।
येन ग्रथितग्रंथस्य लक्षमेकं मनागूनम् ॥

આમ તેમના શિષ્ય વિજયસિંહ ધર્મોપદેશમાલા પર પોતાની વૃત્તિની પ્રશસ્તિમાં જણાવે છે પી ૫, ૯૦

ને તેના પર ૧૪૦૦૦ શ્લોકપ્રમાણ સ્વોપજ્ઞ વૃત્તિ રચી છે (મૂલ સૂત્ર ગૂ૦ ભા૦ સહિત પ્ર૦ જૈન શ્રે૦ મડળ) પછી ૫ સ ૧૧૬૪મા **પાટ**ણમા જીવસમાસ પર ૭૦૦૦ શ્લોકપ્રમાણ વિવરણ-વૃત્તિ, (કે જેની તેજ વર્ષમા કર્તાએ સ્વહસ્તે તાડપત્ર પર લખેલી પ્રત ખંભાત શાતિનાથ ભડારમા છે પી ૧, ૧૮) પછી ૬ સ ૧૧૭૦મા **મે**ડતા અને છત્રાપલ્લીમા શ્રીમત શ્રાવકોની વસતીમા રહી સ્વતત્ર ગ્રથ નામે **ભવભાવના** સૂત્ર રચવા ઉપરાત તેના પર સ્વોપજ્ઞવૃત્તિ ૧૩૦૦૦ શ્લોકપ્રમાણ રચી (કે જેમા **ને**મિચરિત પણ અતર્ગત છે જે પ્ર ૩૯ ૪૭), ૭ પછી **ન**દીસૂત્ર પર ટિપ્પનક અને છેવટમા ૮ સં ૧૧૭૫મા **વિ**શેપાવશ્યક સૂત્ર પર ૨૮૦૦૦ શ્લોક પ્રમાણ બૃહદ્વૃત્તિ (પી ૬, ૪૯ પ્ર૦ ય૦ ગ્રં. અને ગૂ૦ ભાષાતર પ્ર૦ આ સમિતિ). આ **વિ**શેપાવશ્યક વિવરણની વિશાલરચનામા સાત સહાયકોના નામ પોતે આપ્યા છે કે જેઓ પ્રાય તેમના શિષ્ય-શિષ્યાઓ જણાય છે નામે—૧ **અ**ભયકુમારગણિ, ૨ **ધ**ન-દેવગણિ ૩ **જિ**નભદ્રગણિ ૪ **લ**ક્ષ્મણગણિ (જુઓ પછી). ૫ **વિ**બુધચદ્ર મુનિ (ત્રીજા પટ્ટધર જુઓ હવે પછી), ૬-૭ બે સાધ્વીઓ નામે **આન**દશ્રી મહત્તરા અને **વી**રમતી ગણિની.

૩૪૨ સ. ૧૧૭૯મા કર્ણાવતીમા **આ**શુકના મહામાત્યપદમા ઉત્તરાધ્યયન સૂત્રની પ્રત તાડપત્રપર લખાઇ (પાટણ સૂચિ.)

૩૪૩ સં ૧૧૮૧મા [૨૭૭]વૈશાખ શુદ પૂર્ણિમાને દિને **સિદ્ધ**રાજની રાજસભામા તેના અધ્યક્ષપણે જૈનધર્મની શ્વેતામ્બર અને દિગમ્બર નામની બે મુખ્ય શાખાઓમા પરસ્પર એક ચિરસ્મરણીય પ્રચડ વાદ થયો હતો. આ વિવાદમા કર્ણાટકીય દિગબરા-

---

૨૭૭ चंद्राष्टे-शिववर्षेऽत्र ११८१ वैशाखे पूर्णिमा दिने ।
आहूतौ वादशालाया तौ वादि-प्रतिवादिनौ ॥ १९३
—પ્રભાવક ચરિત વાદિદેવસૂરિપ્રબંધ કે જે પ્રબંધમા (પૃ. ૨૭૮-૨૯૬) આ વાદનુ સમગ્ર કથન ગૂંથેલુ **છે.**

ચાર્ય કુમુદચંદ્ર વાદી હતા અને ગૂર્જરીય ઉક્ત શ્વેતામ્બરાચાર્ય દેવસૂરિ પ્રતિવાદી હતા. સરત એ હતી કે જે હારે તેના પક્ષના દેશપાર–ગૂજરાત બહાર થાય આમા ઉક્ત શ્રીપાલ કવિએ શ્વેતામ્બર સંઘના એક પ્રમુખ નેતા તરીકે પ્રમુખ ભાગ લીધો હતો. તે દેવસૂરિના પક્ષનો પ્રતાપી સમર્થક હતો. ૩૬ વર્ષની ઉમરના હેમાચાર્ય પણ તે સભામા હતા વાદના પરિણામે દિગંબરાચાર્ય હારતા દિગંબરીઓને ગૂર્જરભૂમિ તજવી પડી આ વાદનુ વર્ણન તે વખતમા થયેલા ધર્કટવાણિગ્ વંશમા થયેલા ધનદેવના પૌત્ર અને પદ્મચન્દ્રના પુત્ર યશશ્ચન્દ્રે પાચ સર્ગમા બનાવેલા મુદ્રિતકુમુદચન્દ્ર નામના નાટકમા યથાસ્થિત વિસ્તૃત આપ્યુ છે [२७८] આ જીતથી દેવસૂરિ વાદિદેવસૂરિ તરીકે પ્રસિદ્ધ થયા

૩૪૪ સિદ્ધરાજે દેવસૂરિને જયપત્ર આપવા સાથે તુષ્ટિદાન તરીકે એક લાખ સોના મહોરો આપવા માડી, પણ તે જૈનસાધુના આચાર પ્રમાણે અસ્વીકાર્ય થતા આશુક મહામાત્યની સમતિથી તેમાથી સિદ્ધરાજે જિનપ્રાસાદ બંધાવ્યો ને તેમા સં ૧૧૮૩ ના વૈશાખ શુદ ૧૨ ને દિને ઋષભદેવની પ્રતિમા પ્રતિષ્ઠિત કરવામા આવી.[२७९]

૩૪૫ દેવસૂરિ મુનિચંદ્રસૂરિના શિષ્ય હતા તેમનો પ્રાગ્વાટ વણિક્ કુલમા ગૂર્જર દેશે મદાહતમા સં ૧૧૪૩ મા જન્મ થયો હતો, ને તેઓ ભરૂચમા નવ વર્ષની વયે સં. ૧૧૫૨ મા દીક્ષા લઇ સં. ૧૧૭૪ મા આચાર્યપદ પામ્યા હતા તેમને અનેક શિષ્યો હતા, ને તે પૈકી અનેકને સૂરિપદ આપી આચાર્યો કર્યા હતા તેમણે 'પ્રમાણનયતત્ત્વાલકાર' નામનો જૈન ન્યાયનો ગ્રંથ ૩૭૮ સૂત્રમા આઠ

---

२७८ ઉક્ત ગ્રંથ મુદ્રિત યશોવિજય ગ્રં૰, વે૰ નં. ૧૨૯૨

२७९ પ્રભાવકચરિત–વાદિદેવસૂરિ પ્રબંધ–શ્લોક ૨૭૫ મા જણાવ્યુ છે કે

शशिलाष्टशिवे वर्षे ११८३ वैशाख द्वादशी तिथौ ।
प्रतिष्ठा विदधे तत्र चतुर्भिः सूरिभिस्तदा ॥

પરિચ્છેદમા રચ્યો અને તેનાપર પોતે સ્વોપજ્ઞ ટીકા નામે 'સ્યાદ્વાદરત્નાકર' રચી[૨૮૦] અને હરકોઈ અભ્યાગીને જૈન ન્યાય માટે તેમજ દાર્શનિક ખડનમંડન માટે બીજે ક્યાય ન જવાની સગવડ કરી દીધી. સ. ૧૨૦૪મા ફલવધીગ્રામમા (ફલોધીમા) પાર્શ્વચૈત્યની અને આરાસણમા નેમિનાથબિંબની પ્રતિષ્ઠા કરી તેઓ કુમારપાલના સમયમા સ. ૧૨૨૬ મા સ્વર્ગસ્થ થયા.[૨૮૧]

૩૪૬ **નાગેન્દ્રગચ્છમા** મહેન્દ્રસૂરિ-**શાંતિસૂરિ**ના શિષ્યો **આનન્દસૂરિ** અને **અમરચન્દ્રસૂરિ** થયા. **સિદ્ધરાજે** તે **આનન્દસૂરિ** અને **અમરચન્દ્રસૂરિ**ને બાલ્યાવસ્થામા હોવા છતા વાદીઓને જીત્યા હોવાથી અનુક્રમે 'વ્યાઘ્રશિશુક' અને 'સિંહ-શિશુક' એ બિરૂદો આપ્યા હતા[૨૮૨]

---

૨૮૦ પ્ર૦ શેઠ મનસુખભાઇ ભગુભાઈ અમદાવાદ, તથા આર્હતમત પ્રભાકર પૂના, વે ન ૧૬૩૨

૨૮૧ જન્મ, દીક્ષા, આચાર્યપદ અને સ્વર્ગવાસના વર્ષો પ્રભાવકચરિતમાં આપ્યા છે —

शिखिवेदशिवे जन्म दीक्षा युग्मशरेश्वरे
वेदाश्वशंकरे वर्षे सूरित्वमभवत् प्रभो ॥
रसयुग्मरवौ वर्षे श्रावणेमासि सगते ।
कृष्णपक्षस्य सप्तम्यामपरान्हे गुरो र्दिने ॥
मर्त्यलोकस्थित लोकं प्रतिबोध्य पुरन्दर-
बोधका इव ते जग्मुर्दिवं श्री देवसूरय ॥

૨૮૨ અરિસિંહે સુકૃતસંકીર્ત્તન કાવ્યમા જણાવ્યું છે કે (પૃ ૩૦, શ્લોક ૨૦)—

शैशवेऽपि मदमत्तवादविद् वारणनिवारणक्षमौ ।
यौ जगाद जयसिंहभूपति र्व्याघ्रसिंहशिशुकाविति स्वयम् ॥

આની પરપરામા થયેલ હરિભદ્ર-વિજયસેન-ઉદયપ્રભસૂરિએ પોતાના ધર્માભ્યુદય મહાકાવ્યની પ્રશસ્તિમા (પી ૩, ૧૮) જણાવ્યું છે કે —

'आनन्दसूरिरिति तस्य बभूव शिष्य पूर्वोऽपर शमधरोऽमरचन्द्रसूरि ।
बाल्येऽपि निर्दलितवादिगजौ जगाद यौ 'व्याघ्रसिंहशिशुका' विति सिद्धराज ॥

આ પછી **અમરચંદ્રે** **સિદ્ધાન્તાર્ણવ** નામનો મહાગ્રન્થ રચ્યો કદાચ હિન્દુ તાર્કિક **ગંગેશ** ઉપાધ્યાય પોતાના **તત્ત્વચિંતામણિમાં** વ્યાપ્તિના સિંહવ્યાઘ્રિ લક્ષણમાં આ બે તાર્કિકોનો ઉલ્લેખ કરતા હોય એમ ડા. **શતીશચંદ્ર વિદ્યાભૂષણ** જણાવે છે.[૨૮૩] ઉક્ત **આનન્દસૂરિના** પટ્ટધર **હરિભદ્રસૂરિએ** 'કલિકાલગૌતમ' એ બિરુદ મેળવ્યું હતું.[૨૮૪] અને **તત્ત્વપ્રબોધાદિક** અનેક ગ્રન્થો રચ્યા હતા

૩૪૭ બૃહદ્ગચ્છના [૨૮૫]**માનદેવસૂરિ**–**જિનદેવ** ઉપાધ્યાય શિષ્ય **હરિભદ્રસૂરિએ** **જયસિંહ** ગણ્યે સં. ૧૧૭૨ માં **બંધસ્વામિત્વ–ષડશીતિ** આદિ કર્મગ્રન્થ પર વૃત્તિ, (જે. પૃ ૨૬, જે પ્ર૦ ૩૪, પ્ર૦ આ૦સભા નં ૫૨), પ્રાકૃતમાં **મુનિપતિચરિત** (પ્ર હેમચંદ્ર ગ્રં. મા., વે નં ૧૭૪૭) અને **શ્રેયાંસચરિત** રચ્યા. ષડશીતિનું બીજું નામ **આગમિકવિચારસાર** પ્રકરણ છે તે પરની વૃત્તિ, **આશાપુરની** વસતિમાં ૧૧૭૨ માં રચી. (બુહ્ ૬, નં. ૭૭૬ પા સુચિ નં. ૧૯ (૩) પ્ર૦ આ૦ સભા ભાવ૦), અને સં. ૧૧૮૫ માં ઉમાસ્વાતિકૃત **પ્રશમરતિ** પર વૃત્તિ (પ્ર જૈન ધ. સભા ભાવ૦) અને **ક્ષેત્રસમાસવૃત્તિ** (જે. નં. ૨૬૮ (૧), શ્રીધર ભા ૨. ૮૦) રચી (જે પ્ર૦ પૃ. ૩૪–૩૫)

૩૪૮ **જિનેશ્વરે** સં. ૧૧૭૫ માં પ્રાકૃતમાં **મલ્લિનાથચરિત્ર** રચ્યું. (બૃ)

૩૪૯ સં ૧૧૮૩ માં ચંદ્ર ગચ્છના સર્વદેવના પટ્ટધર શાન્તિસૂરિ (જુઓ પારા ૩૨૭)ના શિષ્ય–બીજા પટ્ટધર **વિજયસિંહ** આચાર્યે

---

૨૮૩ History of Mediaeval School of Indian Logic પૃ ૪૭–૪૮.

૨૮૪ સંતુષ્ટે 'कलिकालगौतम' इति ख्याति वितेने गुणे ।
—ઉક્ત ધર્માભ્યુદય પ્રશસ્તિ પી ૩, ૧૮

૨૮૫ આ માનદેવસૂરિ તે વિરહાંક હરિભદ્રસૂરિકૃત શ્રાવકધર્મવિધિના વૃત્તિકાર માનદેવસૂરિ હોય. ડી. ૩, નં ૧૭૮ પ્ર આ સભા. ભાવ૦

શ્રાવક પ્રતિક્રમણસૂત્ર પર ૪૫૦૦ શ્લોકપ્રમાણ ચૂર્ણિ રચી છે (પા. ભ પી ૫ ૨૨)

૩૫૦ સં. ૧૧૮૫ મા ચન્દ્રપ્રભ મહત્તરકૃત વિજયચન્દ્ર કેવલિ-ચરિત અને હરિભદ્રસૂરિકૃત ચૈત્યવંદનટીકા-લલિતવિસ્તરા ટીકા તાડ-પત્રપર લખાયા (પા સૂચિ. ન ૪૫).

૩૫૧ સં ૧૧૮૬ મા રાજગચ્છના **શીલભદ્રસૂરિ** શિષ્ય ધર્મઘોષસૂરિએ ધર્મકલ્પદ્રુમ નામનો ગ્રથ પ્રાકૃતમા રચ્યો (પી. ૫. ૧૦૭) આ સૂરિએ **શાકભરી** નૃપતિ (વિગ્રહરાજ-**વીસલદેવ** ત્રીજો) ને પ્રતિબોધિત કર્યો હતો[૨૮૬] તેમણે સ ૧૧૮૧ મા ફલો-ધીમા પાર્શ્વનાથચૈત્યે પ્રતિષ્ઠા કરી (જિનપ્રભકૃત ફલવર્ધિ પાર્શ્વનાથ-કલ્પ પી ૪, ૧૦૦) તેમના શિષ્ય **યશોભદ્રસૂરિએ** ગદ્યગોદાવરી રચ્યુ (જુઓ ઉદયપ્રભસૂરિકૃત પ્રવચનસારોદ્ધારની વિષમવ્યાખ્યાની પ્રશસ્તિ પી ૩, ૨૬૨)

૩૫૨ સ. ૧૧૮૭ મા **મહેન્દ્રસૂરિએ** પોતાના શિષ્યની અભ્ય-ર્થનાથી પ્રાકૃતમા **નર્મદાસુદરી** કથા રચી, (જે ૫૪) તેનો પ્રથમાદર્શ

---

૨૮૬ જુઓ આ સૂરિના શિષ્ય યશોભદ્રસૂરિ-દેવસેનગણિ શિ૦ પૃથ્વી-ચંદ્રસૂરિના રચેલા પર્યુષણાકલ્પ ટિપ્પનની પ્રશસ્તિ (પી ૩, ૧૫, પા૦ ન. ૪૯) કે જે સ **૧૩૮૪ ની તાડપત્રની પ્રત છે.**

अभवद् वादिमदहर षट्तर्काभोजबोधनदिनेश ।
श्रीधर्मघोषसूरिर्बोधितशाकंभरीभूप ॥
चारित्राम्भोधिशशी त्रिवर्गपरिहारजनितबुधहर्ष ।
दर्शितविधि शमनिधि सिद्धान्तमहोदधिप्रवर ॥

સરખાવો પાટણસૂચિ નં ૪૯ **ની** કલ્પસૂત્રની પ્રતની પ્રશસ્તિમાં જણાવ્યુ છે કે—

वादिचन्द्र गुणचंद्र विजेता विग्रहक्षितिपबोधविधाता ।
धर्म्मसूरिरिति नाम पुरासीत् विश्वविश्वविदितो मुनिराज ॥

તથા પી ૫, ૧૦૯ માની કલ્પસૂત્ર અને કાલિકાચાર્યની કથાનો ગુરુક્રમ—

श्री राजगच्छ मुकुटोपम शीलभद्रसूरेर्विनेयतिलक किल धर्म्मसूरि ।
दुर्वादिगर्वभर सिंधुरसिंहनाद श्री विग्रहक्षितिपतेर्दलितप्रमाद ॥

પ્રથમાચાર્ય શિષ્ય **શીલચંદ્રગણિએ** લખ્યો. આ કથામા શીલનુ માહાત્મ્ય છે.

૩૫૩ સ. ૧૧૮૮ મા પત્તનમા ..વાચક શિ સુમતિસૂરિએ રચેલી દશવેકાલિક ટીકા તાડપત્રપર લખાઈ (પા સૂચિ ન. ૧૬, જે. પ્ર ૨૨) આ સુમતિસૂરિ સ. ૧૧૩૯ મા **વીરચરિત્ર** રચનાર ગુણચદ્રના ગુરુ **સુમતિવાચક** હશે.

૩૫૪ સ. ૧૧૯૦ મા બૃહદ્ ગચ્છના જિનચદ્રસૂરિના શિષ્ય **આમ્રદેવસૂરિએ યશોનાગશેઠની** વસતિમા રહીને આરભેલી દેવેન્દ્ર ગણિ=**નેમિચદ્ર** સૂરિકૃત **આખ્યાનક** મણિકોશ પરની વૃત્તિ ધવલક્કપુર (ધોલકા)મા અચ્છુપ્તની વસતિમા પર્ણ કરી, તેમા **નેમિચદ્ર**, ગુણાકર અને **પાર્શ્વદેવગણિએ** લેખનશોધનાદિમા અને આધાનોદ્ધરણમા સહાય કરી. આ વૃત્તિ રચતા ભવાનવ માસ થયા (આની તાડપત્રની પ્રત ખ. શાતિનાથના ભ. મા છે પી ૩, ૭૮) આ વર્ષમા **જયદેવના છંદ**-શાસ્ત્રની પ્રત તાડપત્ર પર લખાઇ (જે.૩૦) તથા **નનસૂરિએ** પ્રા૦મા ધમ્મવિહિ રચી (જે ૪૧) ધમ્મવિહિમા દશદષ્ટાત છે તેમજ જ્ઞાનદર્શન ગુણની સિદ્ધિ સમસ્ત શાસ્ત્રને ઉદ્ધરી કરેલી છે

૩૫૫ **યશોદેવ** (જુઓ પારા ૩૩૧)ના ગુરુભાઈ અને ઉપકેશગચ્છના **દેવગુપ્તસૂરિના** શિષ્ય **સિદ્ધસૂરિએ** સ ૧૧૯૨ મા **ક્ષેત્રસમાસ** પર વૃત્તિ રચી (જે. ૨૮, જે. પ્ર. ૩૫, પા. સૂ ૨૫, પી ૩, ૧૯૩) આ વર્ષમા તાડપત્રપર **જયકીર્ત્તિએ** રચેલ છદોનુશાસનની પ્રત લખાઇ. તે માડવ્ય, પિંગલ, જનાશ્રય, સેતવ, પૂજ્યપાદ, જયદેવ આદિના છંદશાસ્ત્રો જોઇ તેમણે રચેલ છે (જે ૩૦) અને તે જયકીર્તિના શિષ્ય **અમલકીર્ત્તિએ** આજ વર્ષમા યોગસારની પ્રત લખી (પી ૫, ૧૪૭) વળી આ વર્ષમા **સિદ્ધરાજના** રાજ્યમા મહ. **ગાંગિલના** મત્રીપદમા ખેટકાધાર મંડલમા રાજ૦ **સોમદેવની** પ્રતિપત્તિમા ખેટક (ખેડા) સ્થાનથી વિનિર્ગત વાગી ૫ **ચામુડે** દેવશ્રી ગણિની માટે પ્રા૦ પુષ્પાવતી કથા તાડપત્રપર લખી

૩૫૬ સ ૧૧૯૩ મા **વર્ધમાનસૂરિએ** સં. ૧૦૫૫ મા રચેલી

ઉપદેશપર ટીકા તાડપત્રપર લખાઇ (જે ૭) જયમંગલ નામના આચાર્યે કવિશિક્ષા નામનો કાવ્યપર વિવિધ અર્થની કવિશિક્ષાઓના સંગ્રહમાંથી નિચોડ લઇ એક ગ્રંથ સિદ્ધરાજ જયસિંહના સમયમાં રચ્યો જણાય છે. (પી. ૧, ૮૦)

૩૫૭ મલધારી હેમચંદ્રસૂરિના ત્રણ પટ્ટધરો હતા ૧ વિજયસિંહસૂરિ ૨ શ્રીચંદ્રસૂરિ અને ૩ વિબુધચંદ્રસૂરિ વિજયસિંહસૂરિએ સં ૧૧૯૧ માં માઘ વદ ૩ને દિને ૧૪૪૭૧ શ્લોકપ્રમાણ ધર્મોપદેશમાલા. વિવરણ સિદ્ધરાજના રાજ્ય સમયમાં સમાપ્ત કર્યું મૂલ વિવરણ પ્રાચીન સંક્ષિપ્ત હતું તે આ સૂરિએ વિસ્તાર્યું તેમાં તેમના ગુરૂભાઇ અભયકુમાર ગણિએ સહાયતા કરી હતી, અને તેનું શોધન તત્કાલીન સમીપવર્તી સર્વ મુનીશ્વરોએ કર્યું હતું. (પી. ૫, ૮૭)

૩૫૮ આ શ્રીચંદ્રસૂરિ સંબંધી તેમના ગુરૂભાઇ લક્ષ્મણગણિ પોતાના સુપાસનાહની પ્રશસ્તિમાં જણાવે છે કે તેમણે માત્ર લાટદેશની મુદ્રા (મંત્રિમુદ્રા)નેજ નહિ પરંતુ શ્રમણમુદ્રા (સાધુધર્મ)ને પાલન કરતાં પણ જિન પ્રવચનની પ્રભાવના કરી છે. આ પરથી જણાય છે કે શ્રીચંદ્રસૂરિ પોતાની પૂર્વાવસ્થામાં લાટદેશના મંત્રિપદે મુદ્રાવ્યાપારમાં નિયુક્ત હોવા જોઈએ અને સંભવિત રીતે તે સિદ્ધરાજના રાજ્યસમયમાંજ મુદ્રાધિકારી હોવા જોઇએ

૩૫૯ આ શ્રીચંદ્રસૂરિ ધોલકા જ્યાં 'ભરૂચ' નામનું જિનમંદિર હતું કે જેમાં મુનિસુવ્રતની પ્રતિમા અધિષ્ઠિત હતી ત્યાં આવ્યા. ત્યાંના પોરવાડ ધવલે મુનિસુવ્રત ચરિત્ર રચવા પ્રાર્થના કરી તદનુસાર સૂરિ ત્યાંથી નીકળી આશાવલ્લીપુરી (આસાવળ–અમદાવાદ પાસે) આવી ત્યાંના શ્રીમાલ નાગિલના પુત્રોની વસતિમાં રહી મુનિસુવ્રત ચરિત્ર [૨૮૭]સં ૧૧૯૩ ની દીવાળીના દિવસે પૂર્ણ કર્યું તેની ગાથા

---

૨૮૭ विक्कमकालाउ एगवी (वा) स सहस्से सए सावणउ (तिणवउए)
तव्वयणतर दीवस (प) व्वदिणंमि एयं परिसमत्तं ॥ પી. ૫, ૧૮.
આમાં કૌંસમાં લખેલ તે પંડિત લાલચંદે સુધારેલ છે ને તે બરાબર

૧૦૯૯૪ છે આની ૪૫૧ તાડના પાનાપર લખેલી પ્રત પાટણ ભંડારમા છે, (પી ૫, ૭ થી ૧૮) તેમણે દેવ મનુષ્ય તિર્યંચ નારક જીવોની ઉત્પત્તિ વગેરે વિષયોનો બોધ આપતો જગતની ભૂગોળના સારરૂપે **સંગ્રહણીરત્ન** નામનો પ્રાકૃત ગ્રથ **જિનભદ્ર** ક્ષમાશ્રમણકૃત સંગ્રહણીના આધારે રચ્યો છે. (પી ૧, ૭૫, પી ૫, ૯૫, વે ન ૧૬૭૩-૧૬૮૧) ત્રીજી કૃતિ **ક્ષેત્રસમાસ** છે કે જેનો પ્રારંભ **नमिउं वीर सयलत्थभासगं** આવા પદોથી થાય છે તે મોટા ક્ષેત્રસમાસપરથી ઉદ્ધરી રચેલ છે (આની તાડપત્રની પ્રત ખંભાત ભંડારમા છે (પી ૩, ૨૦)

૩૬૦ ઉક્ત મલધારી **શ્રીચન્દ્રસૂરિની સંગ્રહણીપર** તેમના શિષ્ય **દેવભદ્રસૂરિએ** વૃત્તિ રચી, (વે ન ૧૬૮૨, પી ૧, ૩) તેમા તેમણે **અનુયોગદ્વારચૂર્ણિ** હરિભદ્રકૃત **અનુયોગદ્વાર** ટીકા, ગન્ધહસ્તી, હરિભદ્રકૃત **તત્ત્વાર્થટીકા, મલયગિરિની બૃહત્સંગ્રહણી** વૃત્તિ, હરિભદ્રકૃત **બૃહત્સંગ્રહણીવૃત્તિ, ભગવતી** વિવરણ, **વિશેષણવતી, સૂર્ય** પ્રજ્ઞપ્તિ નિર્યુક્તિ (કે જે ખોવાઇ ગયેલી મનાય છે તે પણ) માથી ઉતારા આપ્યા છે. આ **દેવભદ્રસૂરિ** ઉપરોક્ત **મુનિચન્દ્રસૂરિથી** પ્રતિષ્ઠા પામ્યા હતા, વળી તેમણે **ન્યાયાવતારપર** ટિપ્પન રચ્યુ છે, (કા વડો ન ૯)

૩૬૧ સં ૧૧૯૭ મા ગોવિન્દસૂરિના શિષ્ય **વર્ધમાનસૂરિએ ગણરત્નમહોદધિ** નામનો વ્યાકરણનો ગ્રથ સ્વોપજ્ઞવૃત્તિ સહિત બનાવ્યો (જે એગ્ગલિંગથી સંશોધિત થઈ પ્રસિદ્ધ થયો છે સને ૧૮૭૯-૮૧) તેમા શ્રી **હેમચંદ્રનો** ઉલ્લેખ નથી તેમજ **હેમચદ્રે** પોતાના વ્યાકરણમા આનો ઉલ્લેખ કર્યો નથી. સમકાલીન સર્વ વિદ્વાનો નામોનો નિર્દેશ કરેજ એવો કઈ નિયમ નથી તેથી આમા નવાઈ લાગવાનુ ખાસ કારણ નથી આ ગણરત્નમહોદધિમા નામોના ગણોને શ્લોકબદ્ધ કર્યા છે અને પછી તે ગણના પ્રત્યેક પદની વ્યાખ્યા અને

---

લાગે છે બૃહત્ ટિપ્પનિકામા પણ સ ૧૧૯૩ ની સાલ છે –' मुनिसुव्रतचरितं प्रा० ११९३ वर्षे चन्द्रसूरिरचित ग्रन्थाग्र १०९९४' જૈન સાહિત્ય સંશોધક ખંડ ૧ અ. ૨

ઉદાહરણ છે તેમા અનેક વૈયાકરણોના મતોનો ઉલ્લેખ છે ઉદાહર-ણોમા કેટલાક કવિઓની રચનાઓ તેમના નામ સહિત,-પણ ક્યાક નામ વગર-ઉધ્ધૃત કરી છે તેથી આ ગ્રથનુ ઘણુ મહત્ત્વ છે. દાખલા તરીકે તદ્ધિત પ્રત્યયોના ઉદાહરણોમા ભટ્ટિ કાવ્ય અને દ્વયાશ્રય મહાકાવ્યની શૈલીપર રચેલા માલવના પરમાર રાજાઓના સબધી કોઇ કાવ્ય (નામ નથી આપ્યુ) ના ઘણા શ્લોકો ઉધ્ધૃત કર્યા છે

૩૬૨ વળી તેમા કેટલાક શ્લોકખડ સિદ્ધરાજની પ્રશસાના છે તેથી જણાય છે કે તે વર્દ્ધમાનસૂરિએ 'સિદ્ધરાજ વર્ણન' એ નામનો ગ્રથ રચ્યો હતો તે પૈકી એક શ્લોક '**ममैव सिद्धराज वर्णने**' એમ કહી તેના પ્રયાણ સબધી એવો આપ્યો છે કે—

जाते यस्य प्रयाणे तुरगखुरपुटोत्खातरेणुप्रपचे
तीव्रे ध्वान्तायमाने प्रसरति वहले सर्वतो दिक्कमस्मिन् ।
भास्वच्चन्द्रार्कविम्वग्रहगणरहित व्योम वीक्ष्य प्रमुग्धा
सान्ध्य कर्मारभन्ते शिशुमुनिवटवे जातसन्ध्याभिशका. ॥–पृ ३७२

એક સુદર શ્લોક તે ગ્રથમા પૃ ૧૪૪ પર સાગરચદ્રકૃત સિદ્ધરાજ સબધી મૂક્યો છે કે —

द्रव्याश्रया श्री जयसिहदेव ! गुणा कणादेन महर्षिणोक्ता ।
त्वया पुन पडितदानशौण्ड ! गुणाश्रय द्रव्यमपि व्यधायि ॥

૩૬૩ આ વર્ધમાનસૂરિએ પોતાના ઉક્ત સમકાલીન પડિત સાગ-રચદ્રના[૨૮૮] પણ કેટલાક શ્લોક ઉધ્ધૃત કર્યા છે તે પરથી જણાય છે કે તે સાગરચદ્રે પણ સિદ્ધરાજના વર્ણનરૂપી કોઇ કાવ્ય લખ્યુ હશે તેવા શ્લોકો પૈકી એક પૃ ૩૦૪ નો અત્રે આપ્યો છે —

अकल्पितप्राणमसाम्ममागमा सलीमसागा वृतभैक्षवृत्तय ।
निर्ग्रन्थता त्वत्परिपन्थिनोगता जगत्पते कि त्वजिनावलम्बिन ॥

સ. ૧૧૯૮ મા જયસિંહ રાજ્યે ભરૂચમા બિલ્હણે વિમલસૂરિકૃત પઉમચરિત્ર તાડપત્રપર લખ્યુ (જે. ૧૭)

---

૨૮૮ મુનિરત્નસૂરિના અમમચરિત્રની પ્રથમાદર્શપ્રત લખનાર સાગર-ચંદ્ર તેજ આ હોય

गूर्जरवंशोद्योतनपुत्रोदयराजमन्त्रितनुजन्मा ।
विद्वान्सागरचद्र प्रथमादर्श लिलेखास्य ॥ પી ૩, ૯૮.

૧૦૯૯૪ છે આની ૪૫૧ તાડના પાનાપર લખેલી પ્રત પાટણ ભંડારમા છે. (પી ૫, ૭ થી ૧૮) તેમણે દેવ મનુષ્ય તિર્યંચ નારક જીવોની ઉત્પત્તિ વગેરે વિષયોનો બોધ આપતો જગતની ભૂગોળના સારરૂપે **સંગ્રહણીરત્ન** નામનો પ્રાકૃત ગ્રંથ જિનભદ્ર ક્ષમાશ્રમણકૃત સંગ્રહણીના આધારે રચ્યો છે (પી ૧, ૭૫, પી ૫, ૯૫ વે ન ૧૬૭૩-૧૬૮૧) ત્રીજી કૃતિ **ક્ષેત્રસમાસ** છે કે જેનો પ્રારંભ **नमिउं वीर नयलच्छभासुरं** આવા પદોથી થાય છે તે મોટા ક્ષેત્રસમાસપરથી ઉદ્ધરી રચેલ છે (આની તાડપત્રની પ્રત ખંભાત ભંડારમા છે (પી ૩, ૨૦)

૩૬૦ ઉક્ત મલધારી **શ્રીચંદ્રસૂરિની સંગ્રહણી**પર તેમના શિષ્ય **દેવભદ્રસૂરિ**એ વૃત્તિ રચી, (વે ન ૧૬૮૨, પી ૧, ૩) તેમા તેમણે **અનુયોગદ્વારચૂર્ણિ હરિભદ્રકૃત અનુયોગદ્વાર ટીકા, ગન્ધહસ્તી, હરિભદ્રકૃત તત્ત્વાર્થટીકા, મલયગિરિની બૃહત્સંગ્રહણી વૃત્તિ, હરિભદ્રકૃત બૃહત્સંગ્રહણીવૃત્તિ, ભગવતી વિવરણ, વિશેષણવતી, સૂર્ય પ્રજ્ઞપ્તિ નિર્યુક્તિ** (કે જે ખોવાઇ ગયેલી મનાય છે તે પણ) માથી ઉતારા આપ્યા છે. આ **દેવભદ્રસૂરિ** ઉપરોક્ત **મુનિચન્દ્રસૂરિ**થી પ્રતિષ્ઠા પામ્યા હતા, વળી તેમણે **ન્યાયાવતાર**પર ટિપ્પન રચ્યુ છે, (કા વડો ન ૯)

૩૬૧ સં ૧૧૯૭ મા ગોવિન્દસૂરિના શિષ્ય **વર્ધમાનસૂરિ**એ **ગણરત્નમહોદધિ** નામનો વ્યાકરણનો ગ્રંથ સ્વોપજ્ઞવૃત્તિ સહિત બનાવ્યો (જે એગ્ગલિંગથી સંશોધિત થઈ પ્રસિદ્ધ થયો છે સને ૧૮૭૯-૮૧) તેમા શ્રી હેમચંદ્રનો ઉલ્લેખ નથી તેમજ હેમચંદ્રે પોતાના વ્યાકરણમા આનો ઉલ્લેખ કર્યો નથી સમકાલીન સર્વ વિદ્વાનો નામોનો નિર્દેશ કરેજ એવો કંઈ નિયમ નથી તેથી આમા નવાઈ લાગવાનુ ખાસ કારણ નથી આ ગણરત્નમહોદધિમા નામોના ગણોને શ્લોકબદ્ધ કર્યા છે અને પછી તે ગણના પ્રત્યેક પદની વ્યાખ્યા અને

---

લાગે છે બૃહત્ ટિપ્પનિકામા પણ સં ૧૧૯૩ની સાલ છે—'मुनिसुव्रतचरित प्रा० ११९३ वर्षे चन्द्रसूरिरइयं यात्रा १०९९४' જૈન સાહિત્ય સંશોધક ખંડ ૧ અં. ૨

ઉદાહરણ છે તેમા અનેક વૈયાકરણોના મતોનો ઉલ્લેખ છે ઉદાહરણોમા કેટલાક કવિઓની રચનાઓ તેમના નામ સહિત,–પણ ક્યાક નામ વગર-ઉધ્ધૃત કરી છે તેથી આ ગ્રથનુ ઘણુ મહત્ત્વ છે. દાખલા તરીકે તદ્ધિત પ્રત્યયોના ઉદાહરણોમા **ભટ્ટિ** કાવ્ય અને **દ્વયાશ્રય** મહાકાવ્યની શૈલીપર રચેલા **માલવના પરમાર** રાજાઓના સબધી કોઇ કાવ્ય (નામ નથી આપ્યુ) ના ઘણા શ્લોકો ઉધ્ધૃત કર્યા છે

૩૬૨ વળી તેમા કેટલાક શ્લોકખડ **સિદ્ધરાજ**ની પ્રશસાના છે તેથી જણાય છે કે તે **વર્દ્ધમાનસૂરિ**એ '**સિદ્ધરાજ વર્ણન**' એ નામનો ગ્રથ રચ્યો હતો તે પૈકી એક શ્લોક '**ममैव सिद्धराज वर्णने**' એમ કહી તેના પ્રયાણ સબધી એવો આપ્યો છે કે—

जाते यस्य प्रयाणे तुरगखुरपुटोत्खातरेणुप्रपचे
तीव्रे ध्वान्तायमाने प्रसरति वहले सर्वतो दिक्कमस्मिन् ।
भास्वच्चन्द्रार्कविम्बग्रहगणरहित व्योम वीक्ष्य प्रमुग्धा
सान्ध्य कर्मारभन्ते शिशुमुनिवटवे जातसन्ध्याभिशका ॥–पृ ३७२

એક સુદર શ્લોક તે ગ્રથમા પૃ ૧૪૪ પર **સાગરચદ્ર**કૃત સિદ્ધરાજ સબધી મૂક્યો છે કે—

द्रव्याश्रया श्री जयसिहदेव ! गुणा कणादेन महर्षिणोक्ता ।
त्वया पुन पडितदानशौण्ड ! गुणाश्रय द्रव्यमपि व्यधायि ॥

૩૬૩ આ **વર્ધમાનસૂરિ**એ પોતાના ઉક્ત સમકાલીન પડિત **સાગરચદ્ર**ના[૨૮૮] પણ કેટલાક શ્લોક ઉધ્ધૃત કર્યા છે તે પરથી જણાય છે કે તે **સાગરચદ્રે** પણ **સિદ્ધરાજ**ના વર્ણનરૂપી કોઇ કાવ્ય લખ્યુ હશે તેવા શ્લોકો પૈકી એક પૃ ૩૦૪ નો અત્રે આપ્યો છે—

अकल्पितप्राणसमानमागमा मलीमसागा वृतभैक्षवृत्तय ।
निर्ग्रन्थता त्वत्परिपन्थिनोगता जगत्पते किं त्वजिनावलम्बिन ॥

સ ૧૧૯૮ મા જયસિહ રાજ્યે ભરૂચમા બિલ્હણે **વિમલસૂરિ**કૃત **પઉમચરિત્ર** તાડપત્રપર લખ્યુ (જે ૧૭)

---

૨૮૮ મુનિરત્નસૂરિના **અમમચરિત્ર**ની પ્રથમાદર્શપ્રત લખનાર **સાગરચંદ્ર** તેજ આ હોય

गूर्जरवशोद्योतनपुत्रोदयराजमत्रितनुजन्मा ।
विद्वान्सागरचद्र प्रथमादर्श लिलेखास्य ॥ પી ૩, ૯૮.

# પ્રકરણ ૪ થું.

## કુમારપાલનો સમય.

સં. ૧૧૯૯ થી સં ૧૨૩૨

स्वर्गे न क्षितिमण्डले न वडवावक्त्रे न लेभे स्थिति
त्रैलोक्यैकहितप्रदाऽपि विधुरा दीना दया या चिरम् ।
चौलुक्येन कुमारपालविभुना प्रत्यक्षमावासिता
निर्भीका निजमानसौकसि वरे केनोपमीयेत स ॥

—ત્રિલોકમાં જે એકલી હિતપ્રદ હોય તો તે દયા છે એવી દયા પણ લાંબા કાળ સુધી વિધુર અને દીન બની સ્વર્ગમાં કે ભૂમંડલપર કે સમુદ્રના મુખમાં સ્થિતિ કરી શકી નહિ-રહી નહિ તેને નિર્ભીક બનાવી ચૌલુક્ય કુમારપાલ રાજાએ પોતાના માનસરૂપી ઉત્તમ સ્થાનમાં પ્રત્યક્ષ આવાસ આપ્યો આ રાજાને કેની ઉપમા આપવી ?—અર્થાત્ તે અનુપમેય છે

एको य सकलं कुतूहलितया बभ्राम भूमंडलं
प्रीत्या यत्र पतिंवरा समभवत् साम्राज्यलक्ष्मी स्वयं ।
श्रीसिद्धाधिपविप्रयोगविधुरामप्रीणयच्च प्रजा
कस्यासौ विदितो न गूर्जरपति श्चौलुक्यवंशध्वज ॥

—જેણે કુતુહલી થઈ સર્વ ભૂમંડલમાં ભ્રમણ કર્યું, જેનામાં પ્રતિશોધતી સામ્રાજ્ય લક્ષ્મી પોતાની મેળે પ્રીતિ વડે આવી મળી, જેણે સિદ્ધરાજના વિયોગથી વિધુર બનેલી પ્રજાને પ્રસન્ન કરી, એવો એક જે ચૌલુક્ય વંશના ધ્વજરૂપ ગૂર્જરપતિ કેનાથી અજાણ્યો છે? તે કુમારપાલ સર્વને વિદિત છે—યશઃપાલકૃત મોહપરાજય ૧-૨૮

जिष्णुश्चेदिदशार्णमालवमहाराष्ट्रापरान्तं कुरून्
सिन्धूनन्यतमांश्च दुर्गविषयान्दो वीर्यशक्त्या हरि ।
चौलुक्य परमार्हतो विनयवान् श्री मूलराजान्वयी
तं नत्वेति कुमारपालपृथिवीपालोऽब्रवीदेकदा ॥

पापर्द्धिर्द्यूतमद्यप्रभृति किमपि यन्नारकायुर्निमित्तं
तत्सर्वं निर्निमित्तोपकृतिकृतधिया प्राप्य युष्माकमाज्ञा ।
स्वामिन्नुर्व्यां निषिद्धं धनमसुतमृतस्याथ मुक्तं तथार्ह-
च्चैत्यैरुत्तंसिता भूरभवमिति समः सम्प्रते संप्रतीह ॥

—ચેદી, દશાર્ણ, માલવ, મહારાષ્ટ્ર, કુરૂ, સિંધુ, અને બીજા દુર્ગમ દેશોને પોતાના ભુજવીર્યની શકિતથી હરિની જેમ જીતનાર, પરમ આર્હત, વિનયવાન્ અને ચૌલુકયકુળના શ્રી મૂલરાજના વંશમા થયેલા શ્રી કુમારપાલ રાજાએ એક વખતે (શ્રી હેમચંદ્ર) સૂરિને નમીને આ પ્રમાણે કહ્યુ કે— 'હે સ્વામી! નિષ્કારણ ઉપકાર કરવાની બુદ્ધિવાળા જે આપ તેમની આજ્ઞાને પ્રાપ્ત કરીને નર્કગતિની આયુષ્યના નિમિત્ત રૂપ મૃગયા, દ્યૂત અને મદિરા વગેરે દુર્ગુણોને મારી પૃથ્વીમાથી નિષિદ્ધ કર્યા છે, તથા પુત્રરહિત મૃત્યુ પામેલાનુ ધન લેવુ પણ મેં છોડી દીધેલુ છે અને બધી પૃથ્વી અર્હતનાં ચૈત્યો વડે સુશોભિત કરી દીધી છે, તો હવે હુ સાપ્રતકાળમા સંપ્રતિ રાજા જેવો થયો છુ....' —હેમાચાર્યકૃત ત્રિ. ષ. શ. પુ. ચ. ૧૦મુ પર્વ.

सत्त्वानुकम्पा न महीभुजां स्यादित्येष क्लृप्तो वितथः प्रवादः ।
जिनेन्द्रधर्मं प्रतिपद्य येन श्लाघ्यः स केषां न कुमारपालः ? ॥

—રાજાઓને પ્રાણીપ્રત્યે દયા નથી હોતી એવો લોકપ્રવાદ જેણે જૈન ધર્મનો સ્વીકાર કરી ખોટો પાડયો છે એવો કુમારપાલ કોને શ્લાઘ્ય ન હોય ? —સોમપ્રભાચાર્ય

૩૬૪ સિદ્ધરાજ જયસિંહ પછી મહારાજ કુમારપાલ દેવ[૨૮૯] ગાદી પર આવ્યો તે એક અદ્વિતીય અને આદર્શ નૃપતિ હતો.

---

૨૮૯ કુમારપાલ અને તેની સાથે તેના ગુરૂ હેમચંદ્રના ચરિત્ર સંબંધી અનેક જૈન વિદ્વાનોએ વિવિધ ગ્રન્થ લખ્યા છે ૧ સોમપ્રભાચાર્યકૃત કુમારપાલ-પ્રતિબોધ સં. ૧૨૪૧, ૨ યશપાલ મંત્રીકૃત મોહપરાજય નાટક (અજયપાલના સમયમા), ૩ પ્રભાચંદ્રાચાર્યકૃત પ્રભાવક ચરિત્ર-સં. ૧૩૩૪ ૪ મેરુતુંગ સૂરિકૃત પ્રબંધચિંતામણી સં. ૧૩૬૧, ૫ રત્નશેખરસૂરિકૃત ચતુર્વિંશતિ પ્રબંધ સં ૧૪૦૫, ૬ જયસિંહ સૂરિકૃત કુમારપાલ ચરિત્ર, સં. ૧૪૨૨, ૭ સોમતિલકસૂરિકૃત કુમારપાલ ચરિત, સં. ૧૪૨૪, ૮ સં ૧૪૭૫

ન્યાયી દયાલુ પરોપકારી પરાક્રમી અને ધર્માત્મા હતો. પૂર્વે થયેલ રાજા ભીમદેવનો એક પુત્ર નામે ક્ષેમરાજ-તેનો પુત્ર દેવપ્રસાદ-તેનો પુત્ર ત્રિભુવનપાલ અને તેનો પુત્ર તે આ કુમારપાલ તેના સંબંધી શ્રી જિનવિજયના એક લેખ પરથી[૨૯૦] નીચેની હકીકત ટુંકમાં નોંધવામાં આવે છે

૩૬૫ વિ સં. ૧૧૪૯ માં તેનો જન્મ થયો હતો અને સં. ૧૧૯૯ માં રાજ્યાભિષેક થયો હતો[૨૯૧] એક પુરાતન પટ્ટાવલીમાં રાજ્યાભિષેકની તીથિ 'માર્ગશીર્ષ શુક્લ ચતુર્થી' લખી છે. રાજ્ય-પ્રાપ્તિ પછી લગભગ ૧૦ વર્ષ સુધી રાજ્યની સુવ્યવસ્થા કરવામાં અને તેની સીમા વધારવાનો પ્રયત્ન કરી દિગ્વિજય કરી પોતે અનેક મોટા મોટા રાજાઓને પોતાની પ્રચંડ આજ્ઞાને આધીન કર્યા. પોતે પોતાના સમયમાં અદ્વિતીય વિજેતા અને વીર રાજા હતો. ભારત વર્ષમાં તે સમયે તેની બરોબરી કરનાર બીજો કોઈ રાજા નહોતો. તેનું રાજ્ય ઘણું મોટું હતું. શ્રી હેમચંદ્રાચાર્યે 'મહાવીર ચરિત'માં તેની આજ્ઞાનું પાલન 'ઉત્તર દિશામાં તુરકસ્થાન, પૂર્વમાં ગંગા

---

મા તાડપત્રપર લખેલો કર્તાના નામરહિત કુમારપાલ પ્રબંધ (પા સૂ નં ૧૬, ૮ ચારિત્રસુંદરકૃત કુમારપાલ ચરિત્ર સં ૧૪૮૪ થી ૧૫૦૭ વચ્ચે, ૯ હરિશ્ચંદ્રકૃત કુમારપાલ ચરિત્ર (પ્રાકૃત) ૧૧ જિનમંડનકૃત કુમારપાલ પ્રબંધ સં. ૧૪૯૨, અને ગૂ મા ૧૨ દેવપ્રભગણિકૃત કુમારપાલ રાસ (સં ૧૫૪૦ પહેલા) ૧૩ હીરકુશલ કૃત કુમારપાલ રાસ સ. ૧૬૪૦, ૧૪-૧૫ શ્રાવક ઋષભદાસકૃત કુમારપાલ રાસ સ ૧૬૭૦ અને તેજ કવિનો નાનો રાસ અને ૧૬ જિનહર્ષકૃત કુમારપાલ રાસ સ ૧૭૪૨ આ ઉપરાંત તીર્થકલ્પ, ઉપદેશતરંગિણી તથા ઉપદેશપ્રાસાદ આદિ અનેક અન્ય ગ્રંથોમાં તેમનું વર્ણન મળે છે. કુમારપાલ સંબંધમાં ખુદ હેમચંદ્રાચાર્યે પ્રાકૃતમાં દ્વયાશ્રય કાવ્ય રચ્યું છે

૨૯૦ અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડલ તરફથી પ્રસિદ્ધ થયેલ હિંદીમાં કુમારપાલ ચરિતની હિંદી પ્રસ્તાવના.

૨૯૧ द्वादशस्वथ वर्षाणां शतेषु निरतेषु च।
एकोनेषु महीनाथे सिद्धाधीशे दिवंगते ॥ પ્રભાવકચરિત્ર પૃ ૩૯૩.

નદી, દક્ષિણમા વિંધ્યાચલ અને પશ્ચિમમા સમુદ્ર પર્યન્તના દેશોમા થતુ જણાવ્યુ છે.

૩૫૬ પ્રો૦ મણિલાલ નભુભાઇ દ્વિવેદી લખે છે કે 'ગુજરાત અથવા અણહિલ્લવાડના રાજ્યની સીમા ઘણી વિશાલ માલૂમ પડે છે. દક્ષિણમા છેઠ કોલ્હાપુરનો રાજા તેની આજ્ઞા માનતો હતો અને ભેટ મોકલતો હતો ઉત્તરમા કાશ્મીરથી પણ ભેટ આવતી હતી. પૂર્વમા ચેદી દેશ તથા યમુના પાર અને ગગા પારના મગધ દેશ સુધી આણ પહોચી હતી અને પશ્ચિમમા સૌરાષ્ટ્ર તથા સિંધુ અને પજાબનો પણ કેટલોક ભાગ ગુજરાતના તાબામા હતો.'[૨૯૨]

૩૫૭ રાજસ્થાનના 'ઇતિહાસ'ના કર્તા કર્નલ ટૉડ સાહેબને ચિતોડના કિલામા રાણા લખણસિંહના મદિરમા એક સ. ૧૨૦૭ નો શિલાલેખ મળ્યો હતો તેમા મહારાજ કુમારપાલના સબધમા લખ્યુ છે કે 'મહારાજ કુમારપાલે પોતાના પ્રબલ પરાક્રમથી સર્વ શત્રુઓને દળી નાખ્યા, તેની આજ્ઞાને પૃથ્વીપરના સર્વ રાજાઓએ પોતાને મસ્તક ચઢાવી તેણે શાકભરીના રાજાને પોતાના ચરણોમા નમાવ્યો[૨૯૩] તેણે ખુદ હથિયાર ધારણ કરી સવાલક્ષ (દેશ) પર્યત

---

૨૯૨ ઓઝાજી જણાવે છે કે 'કુમારપાલ ઘણો પ્રતાપી અને નીતિનિપુણ હતો, તેના રાજ્યની સીમા દૂર દૂર સુધી ફેલાયલી હતી અને માલવા તથા રાજપૂતાનાના કેટલાએક ભાગો પણ તેને અધીન હતા.' (રા ઇ ૧ ૨૧૯)

૨૯૩ કુમારપાલે ચોહાણ રાજા અર્ણોરાજ પર સ ૧૨૦૭ મા ચઢાઈ કરી તેને હરાવ્યો હતો, ને ત્યાથી ચીતોડની શોભા જોવા જતા ત્યાના ભોજરાજ કૃત ત્રિભુવનનારાયણાખ્ય ત્રિમૂર્તિવાળા શિવના મંદિરમા દર્શન કર્યા ને તે માટે એક ગામ ભેટ કરી તેનો શિલાલેખ કરાવ્યો તે હાલ મોજૂદ છે (ઓઝાજી ના૦ પ્ર૦ પત્રિકા ભાગ ૩-૧ પૃ ૧૭) આ સમયમા લગભગ અર્ણોરાજ-આનાના પુત્ર વિગ્રહરાજે (ચોથા વીસલદેવે) તવરો-તોમારો પાસેથી દિલ્હી લીધું ને ત્યારથી દિલ્હીનુ રાજ્ય અજમેર રાજ્યનુ સૂબા બન્યુ (ઓઝાજી રા. ઇ. ૧,૨૩૪)

ચઢીને સર્વ ગઢપતિઓને નમાવ્યા. સાલપુર (પંજાબ) સુદ્ધાંને પણ તેણે તે પ્રમાણે વશ કર્યું (વેસ્ટર્ન ઇંડિયા–ટૉડકૃત) તેના મંત્રીએ કોંકણના સિલ્હાર વંશના રાજા મલ્લિકાર્જુનને પણ જીત્યો હતો

૩૬૮ આ સર્વ પ્રમાણોથી તેના રાજ્યના વિસ્તારનો ખ્યાલ આવે છે. ભારતવર્ષમાં આટલું મોટું સામ્રાજ્ય ભોગવનાર રાજા ઘણા ઓછા થયા છે.

૩૬૯ પોતાની રાજધાની અણહિલ્લપુર–પાટણ, ભારતના તે સમયના સર્વોત્કૃષ્ટ નગરોમાંનું એક હતું વ્યાપાર અને કલાકૌશલથી ઘણું ચઢેલું હતું સમૃદ્ધિના શિખર પર પહોંચ્યું હતું રાજા અને પ્રજાના સુંદર મહાલયોથી તથા ઉંચા મનોહર દેવભુવનોથી અલંકૃત તે રાજધાની હતી. હેમચંદ્રાચાર્યે દ્વયાશ્રય મહાકાવ્યમાં તેનું વર્ણન કર્યું છે સાંભળવા પ્રમાણે તે સમયે આ નગરમાં ૧૮૦૦ તો ક્રોડાધિપતિઓ રહેતા હતા' આ પ્રકારે મહારાજ કુમારપાલ એક મોટા ભારી મહારાજ્યના સ્વામી હતો.

૩૭૦ કુમારપાલ પ્રજાનું પાલન પુત્રવત્ કરતો હતો પોતાના રાજ્યમાં એક પણ પ્રાણીને દુખી નહિ રાખવાનો મનોરથ રાખતો. તેનું રાજ્ય રામ–રાજ્ય હતું. પ્રજાની અવસ્થા જાણવા માટે ગુપ્ત વેશમાં શહેરમાં ભ્રમણ કરતો હેમચંદ્રાચાર્ય કહે છે કે 'દરિદ્રતા. મૂર્ખતા, મલીનતા ઇત્યાદિથી જે લોક પીડિત થાય છે તે મારા નિમિત્તથી છે કે અન્યના ? આ પ્રકારે બીજાના દુખોને જાણવા માટે રાજા શહેરમાં ફરતો રહેતો હતો' આ રીતે જ્યારે ગુપ્ત ભ્રમણમાં મહારાજને કોઈ દુખી દેખાતો તો તેનું દુખ દૂર કરવા તે પ્રયત્ન કરતો.

૩૭૧ દ્વયાશ્રય મહાકાવ્યના છેલ્લા ૨૦મા સર્ગમાં હેમચંદ્રસૂરિ લખે છે કે 'મહારાજ કુમારપાલે એક દિને રસ્તામાં એક ગરીબ માણસને દુભાતા અને જમીન પર પડતા પાંચ સાત બકરાને ખેંચી લઇ જતો જોયો મહારાજે તે બીચારા પામર પ્રાણીઓને ક્યાં લઈ

જાય છે એમ પૂછતા તે માણસે જવાબ આપ્યો કે કસાઇને ત્યા વેચવા, કે જેના કઇ પૈસા આવશે તેથી મારો ઉદરનિર્વાહ કરીશ'. આ સાભળી રાજાને લાગ્યુ કે 'મારા દુર્વિવેકથી જ આ રીતે લોક હિસામા પ્રવૃત્ત થાય છે તેથી મારા 'પ્રજાપતિ' એ નામને ધિક્કાર છે!' પોતાના આત્માને ઠપકો આ રીતે આપી રાજભવનમા આવી અધિકારીઓને તેણે સખત આજ્ઞા કરી કે 'જે જૂઠી પ્રતિજ્ઞા કરે તેને શિક્ષા થશે, જે પરસ્ત્રીલપટ હોય તેને વિશેષ શિક્ષા થશે અને જે જીવહિંસા કરે તેને સર્વથી વધુ કઠોર દડ મળશે' આ પ્રકારની આજ્ઞાપત્રિકા આખા રાજ્યમા મોકલો ને અધિકારીઓએ તે વખતે ઉક્ત ફરમાન સર્વત્ર જાહેર કરી દીધુ[૨૯૪] આથી બધા મહા-રાજ્યમા–ત્રિકૂટાચલ (લકા) સુધીમા 'અમારિ ઘોષણા' કરવામા આવી. મદ્યપાનનો પ્રચાર પણ સર્વત્ર બધ કરાવ્યો. તેમા જેને નુકશાન પહોચ્યુ તેને ત્રણ ત્રણ વર્ષ સુધી અન્ન આપ્યુ[૨૯૫] યજ્ઞયાગમા પણ પશુઓના બદલે અન્નનો હવન કરવાનુ શરૂ થયુ!

---

૨૯૪ વિ સં ૧૨૦૯ માઘ વદિ ૧૪ શનિવારનો એક શિલાલેખ કિરાડથી મળ્યો છે તેમાં લખ્યુ છે કે 'શાંકમ્ભરી (સાભર) ના વિજેતા કુમારપાલના વિજય રાજ્યમા સ્વામીની કૃપાથી જેણે કિરાડૂ (કિરાટકૂપ), રાડધડા (લાટહૃદ) અને શિવ (શિવા)નુ રાજ્ય પ્રાપ્ત કરેલ છે એવા રાજા શ્રી આલ્હણદેવ પોતાના રાજ્યમા પ્રત્યેક પક્ષની અષ્ટમી, એકાદશી અને ચતુર્દશીના દિને જીવહિંસા ન કરવાની આજ્ઞા કરે છે–જુઓ પંડિત વિશ્વેશ્વરનાથ રેઉકૃત ભારત કે પ્રાચીન રાજવંશ' પ્રથમ ભાગ પૃ ૨૯૫. આ આખો લેખ મોહપરાજય (ગા ઓ સી) ના પરિશિષ્ટ ૩મા આપ્યો છે. આ ઉપરાત મારવાડના માડલિક રત્નપુર ચતુરાશિકના રાજા પૂનપાક્ષદેવ નો અમારિદાનનો લેખ પણ ત્યા આપેલ છે

૨૯૫ સદગત પ્રો મણિલાલ નભુભાઇ દ્વિવેદી લખે છે કે 'કુમારપાલે જ્યારથી અમારિઘોષણા કરાવી ત્યારથી યજ્ઞયાગમા પણ માસબલિ અપાતો બધ થઇ ગયો, ને યવ તથા ડાંગર હોમવાનો ચાલ શરૂ થયો લોકોને જીવ ઉપર અત્યત દયા વધી, અને માસભોજન એટલુ બધુ નિષિદ્ધ થઇ ગયુ

૩૭૨ એક દિન એક સ્ત્રીને રાત્રે રોતા સાંભળતાં કુમારપાલે પથારીમાંથી ઉઠી તેની પાસે જઈ રોવાનું કારણ પૂછ્યું. તેણી ધના ઢ્ય ગૃહસ્થની સ્ત્રી હતી, તેનો પતિ અને પુત્ર બંને મરણ પામ્યા હતા. તેણીએ જણાવ્યું કે 'રાજ્યનો પૂર્વકાલથી એ કૃર નિયમ ચાલ્યો આવે છે કે સંતતિહીન મનુષ્યની મિલ્કતનો માલિક રાજ્ય છે. આથી મારી સર્વ સંપત્તિ રાજ્ય લઇ લેશે તો હું મારૂં જીવન કેમ વિતાવીશ, આથી મારે પણ આજે મરી જવું સારૂં છે.' મહા-રાજે આ સાંભળી આશ્વાસન આપી જણાવ્યું કે 'તું મર નહિ રાજા તારૂં ધન લેશે નહિ સુખપૂર્વક તું તારી જીંદગીને ધર્મકૃત્ય કરવામાં ગાળ' રાજાએ પછી પ્રજાનો આ ત્રાસ દૂર કરવા અધિકા રીઓને હુકમ આપ્યો કે 'નિષ્પુત્ર મનુષ્યના મરણ પછી તેની સંપત્તિ રાજા લઇ લેછે એ નિયમ બંધ કરો તેમાં ભલે એક બે લાખ શું પણ એક બે કરોડ રૂપીઆનું નુકશાન થાય તોયે શું?' આ રીતે અપુત્રોનું ધન રાજખાલસા થતું તે બંધ કર્યું. આ સંબંધી એક શ્લોક એકે કહેલો તે નોંધવા યોગ્ય છે—

अपुत्राणं धन गृहृणन् पुत्रो भवति पार्थिव ।
त्व तु संतोषतो मुंचन् सत्य राजपितामह ॥

—અપુત્રોનું ધન ગ્રહણ કરનારો રાજા તેનો પુત્ર બને છે, પરંતુ આપ તો સંતોષપૂર્વક તેને છોડી દેવાથી રાજપિતામહ જ થયા છો.

—

કે આખા હિંદુસ્તાનમાં એક કે બીજે પ્રકારે થોડું ઘણું માંસ, કહેવાતા હિંદુઓ વાપરે છે, છતાં ગુજરાતમાં તો તેની ગંધ આવે તોપણ નાહી નાખે એવી લોકોની વૃત્તિ તે સમયથી બંધાયલી તે અદ્યાપિ છે'-દ્વયાશ્રય ભાષાંતર પ્રસ્તાવના.

૨૯૫ कृपासुन्दर्या सवत् १२१६ मार्गशुदिद्वितीयादिने पाणि जग्राह श्री कुमारपालमहीपाल श्रीमदर्हद्देवतासमक्षम्–જિનમણ્ડન કૃત કુમારપાલ પ્રબન્ધ આ સંબંધમાં मोहपराजय નામનો ૩૫૬ ગ્રન્થ યશપાલ મંત્રીએ ૧૨૨૯ ને ૧૨૩૩ વચ્ચે રચ્યો, તે પ્રકટ થયો છે ગા ઓ સી નં. ૯

૩૭૩ આ રાજાનુ ધાર્મિક જીવન ધર્મપરાયણ હતુ. પોતે જિતેદ્રિય અને જ્ઞાનવાન્ હતો અને શ્રી હેમચદ્રાચાર્યનો જ્યારથી અપૂર્વ સમાગમ થયો ત્યારથી તેની ચિત્તવૃત્તિ ધર્મપ્રત્યે વધુ ને વધુ થતી ગઈ. નિરતર ધર્મોપદેશ સાભળવા લાગ્યો અને જૈનધર્મ પ્રત્યે પોતાની શ્રદ્ધા વધતી વધતી દૃઢ થતી ગઈ. છેવટે સવત્ ૧૨૧૬ના માર્ગશીર્ષની શુક્લદ્વિતીયાને દિને પ્રકટપણે જૈનધર્મની ગૃહસ્થ-દીક્ષા સ્વીકારી-જૈનધર્મ અગિકાર કર્યો. તેના સમયમા તેની પ્રેરણાથી ઉપકેશ ગચ્છના કક્કસૂરિએ ક્રિયાહીન ચૈત્યવાસીને ગચ્છબહાર કર્યા હતા. તે રાજાએ ૭ વખત સોમનાથ અને શત્રુજયાદિ જૈન તીર્થની યાત્રા કરી હતી[૨૯૬] જયા જયા જીર્ણ મદિર હતા ત્યા તેનો ઉદ્ધાર કર્યો. ૧૬૦૦ જીર્ણોદ્ધાર, ૧૪૪૪ નવા જિનમદિરોપર કળશ ચઢાવ્યા.

૩૭૪ 'ઠેકાણે ઠેકાણે જિનમદિરો બંધાવ્યા તેમા સૌથી પ્રથમ પાટણમા શ્રીમાલ મત્રી ઉદયનના પુત્ર મત્રી **વાગ્ભટ્ટે (બાહડે)**, વાયડ વશીય ગર્ગશેઠના પુત્રો આદિની દેખરેખ તીચે 'કુમારવિહાર' નામે ૨૪ જિનનુ મદિર બધાવ્યુ[૨૯૭] પછી પોતાના પિતા ત્રિભુ-

---

૨૯૬ કુમારપાળની યાત્રાનું વર્ણન લીબડી ભડારમાં એક છૂટક કથાની જૂની પ્રતમા આપ્યુ છે તેમાં જણાવ્યુ છે કે તે યાત્રામાં રાણી ભૂ(ભો)પલ દેવી, પુત્રી લીલ, દોહિત્રીઓ, પ્રતાપમલ્લ, ઉદયન સુત વાગ્ભટ્ટ (બાહડ), પરમાર કપર્દિ રાજા, પાલણપુર વસાવનાર રાજા સણ ? (પાલ્હણ-પ્રલ્હાદન), ષડ્ભાષા ચક્રવર્તી શ્રીપાલ રાય-નાગ શેઠ સુત આભડ, છન્નુ-લક્ષાધિપતિ છાડાક અને ઘણા કોટિધ્વજ શેઠ સાથે હતા (પ્રો રવજી ભાઇએ કરેલી લી ભ. ની ટીપ-જૈનશ્વે કૉન્ફરન્સ ઓફિસ) ગિરનાર અને શત્રુજયની એક યાત્રાનુ વર્ણન કુમારપાલપ્રતિબોધમા છે

૨૯૭ જુઓ કુમારપાલ પ્રતિબોધમા તેનુ ટૂંક વર્ણન-અષ્ટાપદ સમાન ૨૪ જિનાલયથી રમણીય, સુવર્ણ ધ્વજદડોવાળુ, ચદ્રકાતમય પાર્શ્વનાથની મૂલ પ્રતિમાવાળુ ને તે ઉપરાત સોના રૂપા તથા પીતળની અન્ય અનેક પ્રતિમાવાળુ હતુ વળી આ મદિરનુ વિસ્તારપૂર્વક વર્ણન કુમારવિહાર શતકમા રામચંદ્ર ગણિએ કર્યું છે તે જુઓ.

વનપાલના સ્મરણાર્થે 'ત્રિભુવનવિહાર' નામનું ૭૨ જિનાલયવાળું મોટું મંદિર બંધાવ્યું તે સિવાય ૨૪ તીર્થંકરના ૨૪ જુદા જુદા મંદિરો તેમજ 'ત્રિવિહાર' પ્રમુખ બીજા પણ ઘણા વિહારો એકલા પાટણમાં કરાવ્યા[૨૯૮] બીજે કરાવ્યા તે જુદા. એ મંદિરોમાં તેના આદેશથી જમદેવના પુત્ર દંડાધિપ અભયની દેખરેખ નીચે તારંગાપર્વત ઉપર બંધાવેલું અજિતનાથનું મંદિર ખાસ ઉલ્લેખ કરવા યોગ્ય છે. (કુ પ્રતિ)

૩૭૫ આવી રીતે માત્ર જિનમંદિરો બંધાવીનેજ અટકી ન જતાં કુમારપાલ શ્રદ્ધાલુ શ્રાવકની પેઠે નિરંતર જિનપૂજા કરતો એટલું જ નહિ પણ જૈન ધર્મનો મહિમા પ્રકટ કરવા માટે અષ્ટાન્હિકા મહોત્સવ વગેરે જૈન ઉત્સવો પણ ઠાઠથી ઉજવતો એ મહોત્સવો પ્રતિવર્ષ, ચૈત્ર અને આશ્વિન માસના શુકલપક્ષના છેલ્લા આઠ દિવસોમાં પાટણના મુખ્ય અને પ્રસિદ્ધ 'કુમારવિહાર' નામના મંદિરમાં કરવામાં આવતા. ચૈત્ર અને આશ્વિનની પૂર્ણિમાને દિને સાંજે રથયાત્રાનો વરઘોડો દરબારના આડંબર સહિત તેમજ રાજજનો મંત્રી વ્યાપારી આદિ સમેત કાઢતો આવી રીતે રાજા પોતે કરતો અને પોતાના તાબાના બીજા માંડલિક રાજાઓ પાસે પણ તેવી રીતે કરાવતો. તેના હુકમથી બધા માંડલિક રાજાઓએ પોતપોતાના નગરોમાં 'કુમારવિહારો' બંધાવ્યા હતા, અને તેમની અંદર આવા મહોત્સવો પણ હમેશા કરતા કરાવતા હતા (કુ પ્રતિ૦)

૩૭૬ આ પૈકીના ઘણા ખરા મોટા ભવ્યમંદિરો ત્યાર પછીના અજયપાલના અને મુસલમાનના સમય-રાજ્યમાં તૂટી ગયા છે પરંતુ

---

૨૯૮ પોતે જૈન થયો તે પહેલા માંસ ભોજનમાં પોતે બહુ આસક્ત હતો તેના પ્રાયશ્ચિત્ત તરીકે કુમારપાલે ત્રિભુવનવિહાર અને ૩૨ બીજાં જિનવિહારો કરાવ્યા તે બાબતનો ઉલ્લેખ મોહપરાજય નાટક પૃ. ૯૩ અને ૯૫ પર છે

તે પૈકી ઉપરોક્ત **તારંગાનું અજિતનાથનું** ભવ્ય મંદિર (**સોમસુંદર**-સૂરિના સમયમાં સંઘપતિ ગોવિંદના શુભ પ્રયાસથી જીર્ણોદ્ધૃત થઇ) હજુ મોજૂદ છે કુમારપાલે **આબુ** ઉપર **મહાવીરનું** મંદિર બંધાવ્યું હતું, તે પણ અત્યારે પ્રાયઃ વિદ્યમાન છે[૨૯૯] વળી તેણે 'કુમારવિહાર' નામનુંજ સુંદર મંદિર જાલોરના **કાંચનગિરિગઢ** ઉપર સં. ૧૨૨૧ માં બંધાવ્યું તે હાલ મોજૂદ છે, કે જે તેણે સદ્‌વિધિના પ્રવર્તન માટે **વાદિદેવસૂરિના** પક્ષને સમર્પ્યું.[૩૦૦] ગૂજરાતમાં પોતાના માંડલિક-

---

૨૯૯ कुमारपालभूपालश्चौलुक्यकुलचंद्रमा ।
श्रीवीरचैत्यमस्योच्चैः शिखरे निरमीमपत् ॥
—જિનપ્રભસૂરિ—અર્બુદકલ્પ.

આ અચલગઢ જતાં ૩ મૈલ પર ઓરીઆ (ઓરિસા) ગામની સડકની ડાબી બાજુએ અર્ધો મૈલને છેટે આવેલ જૈનમંદિર હાલ છે તે પ્રાય હોઇ શકે—મુનિ કલ્યાણવિજયનો 'આબુના શિલાલેખો' એ પરનો લેખ.

૩૦૦ જુઓ જિનવિજય ૨. નં ૩૫૨ આ લેખ પર સમાલોચના કરતાં શ્રી **જિનવિજય** કહે છે કે 'કુમારપાલના સમયમાં તેમજ તેની પૂર્વે ઘણા લાંબા સમયથી શ્વેતામ્બર સંપ્રદાયમાં ચૈત્યવાસી યતિ-વર્ગનું ઘણું જોર જામેલું હતું તે યતિઓએ જૈન મંદિરોને, મધ્યકાલના બૌદ્ધ વિહારો-મઠોના જેવા આકાર-પ્રકારમાં ફેરવી દીધા હતાં. રાજા મહારાજાઓ અને સત્તાધારી શ્રાવકો-મહાજનો તરફથી મંદિરોના નિભાવ ખર્ચે જે ગામોના ગામો આપવામાં આવતા, તેમની સઘળી વ્યવસ્થા એ ચૈત્યવાસી યતિવર્ગ કરતો અને જમીનની ઉપજનો ઉપભોગ પણ એજ વર્ગ સ્વેચ્છાપૂર્વક કરતો હતો જૈન આચારને નહિ છાજે તેવી રીતભાતો પણ એ ચૈત્યાલયોમાં ચાલતી હતી આવી પરિસ્થિતિના પરિણામે ધીરે ધીરે જૈન ધર્મ પણ બૌદ્ધ ધર્મની માફક નિર્વાણ દશાને પ્રાપ્ત થશે કે શું એવો ભય કેટલાક વિદ્વાન્ અને વિચારવાન્ યતિ વર્ગને ઉત્પન્ન થયો અને તેમણે પોતાની નિર્બળતાનો ત્યાગ કરી શુદ્ધ જૈનાચારનો સ્વીકાર કર્યો આ લેખમાં વર્ણવેલા વાદિ દેવસૂરિનો યતિસમૂહ પણ તેવોજ શુદ્ધાચારી હતો જેમ જેમ આવા શુદ્ધાચારીઓની સંખ્યા

સામન્ત રાજાઓના રાજ્યમા અમારિ ઘોષણા કરી જીવહિંસા બધ કરી[301] નાના મોટા ૧૪૦૦ મન્દિરો બધાવ્યા, તેથી ધર્મ સાધના

---

વધતી ગઇ અને તેઓ ચૈત્યવાસીઓની શિથિલતા-આચારહીનતાનો પ્રગટપણે વિરોધ કરતા ગયા તેમ તેમ બને વર્ગોમા પરસ્પર ભેદભાવની વૃદ્ધિ થવા લાગી અને પરિણામે વાદવિવાદની વૃદ્ધિ થઈ શત્રુભાવ જણાવા લાગ્યો ચૈત્યવાસીઓ કે જેમની સખ્યા અને સમાજમા લાગવગ વધુ પ્રબળ હતી તેઓ આ નવીન ઉત્પન્ન થયેલા વિરોધી વર્ગનો દરેક રીતે બહિષ્કાર કરતા કરાવતા, પોતાની સત્તા નીચે રહેલા જૈન મંદિરોમા તેમને પ્રવેશતા અટકાવતા, અને વધારે જોર ચાલતુ ત્યા ગામમા પણ રહેવા માટે કનડતા સિદ્ધરાજ અને કુમારપાલના રાજ્યકાલમા આ સ્થિતિમા વિશેષ ફેરફાર થઇ ગયો હતો, તો પણ કેટલાક જુના અને પ્રધાન મંદિરોમા હજી પણ તેવીજ સ્થિતિ ચાલતી હતી આજ કારણને લઇને કુમારપાલે પોતાના બનાવેલા આ જાવાલિપુરના 'કુવરવિહાર' નામના મન્દિરને શુદ્ધાચારી દેવાચાર્યના સમુદાયને સમર્પણ કર્યું હોય તેમ જણાય છે, કે જેથી વીતરાગભાવ પ્રાપ્ત કરવા-કરાવવા માટે બંધાયેલા એ દેવસ્થાનનો બીજાં મદિરોની માફક જાગીર તરીકે ઉપભોગ ન થાય અને તે દ્વારા આચારહીનતાને ઉત્તેજન ન મળે ભાવુક યતિવર્ગને, ચૈત્યવાસીઓની સત્તા નીચે રહેલા દેવમદિરોમાં દેવદર્શન જવા માટે જે હરકતો અને કનડગનો થતી, તે દૂર કરવા માટે તે વખતે નવીન ચૈત્યો ઠેકાણે ઠેકાણે તૈયાર થતા હતા, અને તેમને 'વિધિચૈત્ય' કહેવામાં આવતા હતા આ લેખમાં વર્ણવેલુ 'કુમારવિહાર' ચૈત્ય પણ તેમાનુજ એક ગણાવું જોઈએ" પૃ ૨૪૮-૪૯ વળી જુઓ સં. ૧૨૩૦ના 'વિધિચૈત્ય'નો લેખ જિ ૨, ન ૩૭૮

૩૦૧ आज्ञावर्त्तिषु मण्डलेषु विपुलेष्वष्टादशस्वादरा—
दब्दान्येव चतुर्दश प्रसृमरा मारीं निवार्यौजसा ।
कीर्त्तिस्तम्भनिभाश्चतुर्दशशती सख्यान्विहारास्तथा—
कृत्वा निर्मितवान् कुमारनृपति जैनो निजैनोव्ययम् ॥

—પોતાના વશવર્તી અઢાર માડલિકોના મોટા દેશોમા ફેલાયેલી હિંસાને ચૌદ વર્ષ સુધી પોતાના ઓજસ-બલવડે નિવારીને-દૂર કરીને કીર્ત્તિસ્થભ

સાથે શિલ્પકલાનો વિકાસ સાધ્યો ૨૧ જ્ઞાન-ભંડારો કરાવ્યા. જુઓ પારા ૩૮૮

૩૭૭ કુમારપાલ નિર્વિકાર દૃષ્ટિ રાખી પોતાની રાણી સિવાય સર્વ સ્ત્રીને મા બ્હેન સમજતો મહારાણી ભોપલ દેવીના મૃત્યુ પછી આ જન્મ બ્રહ્મચર્યવ્રતનુ પાલન કર્યું રાજ્યલોભથી પરાઙ્મુખ રહ્યો મદ્યપાન તથા માસ ને અભક્ષ્ય પદાર્થોનુ ભક્ષણ કરતો નહોતો દીન દુખી અને અર્થીને નિરતર દાન આપતો ગરીબ અને અસમર્થ શ્રાવકોના નિર્વાહ માટે દરવર્ષ લાખો રૂપિયા ખર્ચતો લાખો રૂપિયા ખર્ચ કરી જૈન શાસ્ત્રોનો ઉદ્ધાર કરાવ્યો

૩૭૮ કુમારપાલે અનાથ અને અસમર્થ શ્રાવક આદિ જનોના ભરણપોષણ અર્થે એક સત્રાગાર બધાવ્યુ કે જેની અદર વિવિધ જાતના ભોજનો અને વસ્ત્રાદિ તેના અર્થિઓને આપવામા આવતા હતા તેમજ તે સત્રાગારની પાસેજ એક પૌષધશાલા બધાવી કે જેની અંદર રહીને ધર્માર્થી જનો ધર્મધ્યાન કરીને પોતાનુ જીવન શાત રીતે વ્યતીત કરી શકે. સત્રાગાર અને પૌષધશાલાનો કારભાર ચલાવવા માટે **શ્રી**માલ વશીય **ને**મિનાગના પુત્ર **અ**ભય કુમારની યોજના કરી હતી. તે શ્રેષ્ઠી બહુ સત્યવ્રત, દયાશીલ, સરલસ્વભાવ અને પરોપકારપરાયણ હતો તેની આવા પુણ્યદાયક કાર્ય ઉપર થયેલી યોગ્ય નિમણુકને જોઈ કવિ **સિદ્ધ**પાલે રાજાની યોગ્ય પ્રશસા કરી હતી. ('કુમારપાલ પ્રતિબોધ').

૩૭૯ એકદરે એક અગ્રેજ વિદ્વાન્ (ટૉડ)ના શબ્દોમા 'કુમારપાલે જૈન ધર્મનુ ઘણી ઉત્કૃષ્ટતાથી પાલન કર્યું અને સમસ્ત ગૂજરાતને એક આદર્શ જૈન-રાજ્ય બનાવ્યુ.'

૩૮૦ તેના જૈન ધર્મના સ્વીકારથી તેના પુરોહિતો કે જે નાગર

---

જેવા ચૌદસો મોટા વિહારો (જૈનમદિરો) બનાવીને જૈન કુમારનૃપતિએ પોતાના પાપનો નાશ કર્યો

બ્રાહ્મણો હતા તેમણે પુરોહિતાઈ છોડી નહોતી[302] કુમારપાલ સાથે અન્ય રાજ્યવંશોનો સંબંધ પણ પૂર્વવત ચાલુ રહ્યો હતો કુમારપાલ પોતાના ગુરૂ શ્રી હેમચંદ્રાચાર્યના મૃત્યુ પછી ૭ મહિને સં ૧૨૩૦ મા ૮૦ વર્ષનું આયુષ્ય ભોગવી સ્વર્ગસ્થ થયો

૩૮૧ તેના રાજ્યની કેટલીક ઘટનાઓ નોંધીએ–સં. ૧૨૦૧ મા આબુપરની વિમલવસહીની ભમતીમા તેના મૂલસ્થાપક વિમલ મંત્રીના મોટા ભાઇ નેઢના પુત્ર મંત્રી લાલિગના પુત્ર મંત્રી મહિંદુકના પુત્ર મંત્રી દશરથે નેમિનાથનાબિંબની પ્રતિષ્ઠા કરી સં ૧૨૦૪ મા તે વિમલમંત્રીના મોટા ભાઈ નેઢના બીજા પુત્ર ધવલના પુત્ર આનંદના પુત્ર પૃથ્વીપાલ મંત્રીએ તે પ્રસિદ્ધ વિમલવસહી નામના મંદિરનો ઉદ્ધાર કર્યો.[303] તે વખતે ધનેશ્વરસૂરિશિષ્ય શ્રીચંદ્રસૂરિ હાજર હતા

૩૮૨. મેડતા પાસેના ફલવર્દ્ધિપુર (ફલોધી)ના પારસ શ્રાવકે ત્યા નીકળેલી પાર્શ્વનાથની મૂર્તિ માટે વાદિદેવસૂરિના કહેવાથી એક પ્રાસાદ કરાવ્યો અને તે આચાર્યે ઉક્ત વર્ષ સં. ૧૨૦૪મા તે પ્રાસાદમા તે બિંબની પ્રતિષ્ઠા કરી[304]

૩૮૩ આ ઉપરોક્ત પૃથ્વીપાલ અને દશરથ કુમારપાલના મંત્રિઓ હતા. ઉપરાત તેના રાજ્યમા સિદ્ધરાજના જૈન મંત્રિઓ કાયમ હતા ઉદયન મંત્રીને તેણે મહામાત્ય બનાવ્યો, તેને સૌરાષ્ટ્ર જીતવા મોકલ્યો હતો અને ત્યા સ. ૧૨૦૫ કે ૧૨૦૮ મા તેનુ અવસાન થયુ. તે મંત્રીના પુત્ર અંબડ દંડનાયકે કોંકણના કદંબવંશીય રાજા મલ્લિ-

---

૩૦૨ એમ ગુર્જરેશ્વર પુરોહિત સોમેશ્વર દેવના 'સુરથોત્સવ' કાવ્ય પરથી જણાય છે–ઓઝા રા૦ ઈ. પ્રથમ ભાગ પૃ. ૧૧૪ ટિપ્પણ

૩૦૩ ત્યાનો શિલાલેખ–જુઓ મુનિ કલ્યાણવિજયનો 'આબુના જૈન શિલાલેખો'એ લેખ 'જૈન' તા ૯-૧૦-૨૭ પૃ ૭૦૭

૩૦૪ ઉપદેશસપ્તતિકા–સપ્તમ ઉપદેશ

કાર્જુન પર બીજી સવારી કરી જય મેળવ્યો હતો અને તેથી કુમારપાલે તેને 'રાજપિતામહ'ની પદવી આપી હતી [૩૦૫] ઉદયનનો જ્યેષ્ઠ પુત્ર **વાગ્ભટ્ટ (બાહડ)** યોદ્ધા હતો. તેમજ તે સાહિત્યનિપુણ હતો એમ તેણે **વાગ્ભટ્ટાલંકાર** નામનો ગ્રંથ રચ્યો ગણીએ [૩૦૬] તો અવશ્ય કહી શકાય તેને કુમારપાલે 'સકલ રાજકાર્ય વ્યાપારમા અમાત્ય' બનાવ્યો હતો, ને ઉદયન પછી તેનુ 'મહામાત્ય' પદ **વાગ્ભટ્ટને** આપ્યુ હતુ અને કુમારપાલના અંત સુધી તે એ પદ પર પ્રતિષ્ઠિત રહ્યો હતો [૩૦૭]

૩૮૪ મહામાત્ય **બાહડે** (સં **વાગ્ભટ્ટ**) કુમારપાલના રાજ્યમા પોતાના પિતા ઉદયનમંત્રીની ઇચ્છાનુસાર **શત્રુંજયપરનુ** મુખ્યમંદિર [૩૦૮] કે જે લાકડાનુ હતુ તે જીર્ણ થવાથી તથા તે બળી જાય તેવો ભય ટાળવાના હેતુથી તેનો ઉદ્ધાર કરવા તેનુ પાકા પત્થરનુ મંદિર બંધાવ્યુ ત્રણ વર્ષમા તે તૈયાર થયુ, પછી તે મંત્રીએ **પાટણથી** મોટો સંઘ કાઢી ઘણુ દ્રવ્ય ખર્ચી સુપ્રસિદ્ધ આચાર્ય શ્રી હેમચંદ્ર-

---

૩૦૫ પ્રબંધચિંતામણી, સુકૃતસંકીર્ત્તન, વસન્તવિલાસ જુઓ

૩૦૬ વાગ્ભટ્ટાલંકારનો કર્ત્તા વાગ્ભટ તે સોમનો પુત્ર હતો ને તેણે જયસિંહના રાજ્યમા તે રચ્યો એમ કવચિત્ જણાયુ છે (જુઓ પાગ ૩૨૦)

૩૦૭ જુઓ જયસિંહકૃત કુમારપાલચરિત અને જિનમંડનકૃત કુમારપાલ પ્રબન્ધ શ્રીજિનવિજયનુ અવલોકન પ્રાચીન લેખસંગ્રહ ભાગ ૨, પૃ ૮૯

૩૦૮ ગુજરાતમા પૂર્વકાલમા ઘણે કરી લાકડાના મકાનો બંધાતાં હતા આનો નિર્ણય આ મંદિર સંબંધી મેરૂતુંગે 'પ્રબંધચિંતામણી'માં આપેલ વૃત્તાંતથી સ્પષ્ટ થાય છે ગુજરાતની પ્રાચીન રાજધાની વલ્લભી નગરીના ધ્વંસાવશેષોમા પત્થરનું કામ જરાપણ ઉપલબ્ધ નથી તે પરથી પુરાતત્ત્વજ્ઞોનુ એવુ અનુમાન છે કે આ દેશમાં પહેલા લાકડા અને ઇંટનાજ મકાન બંધાવાતા હતા

સૂરિના હાથે[309] સં ૧૨૧૧માં ત્યાં અનુપમ પ્રતિષ્ઠા કરાવી. તેમાં એક ક્રોડ અને બાર લાખ રૂપિયાનો ખર્ચ કર્યો.[310]

૩૮૫ તેજ પ્રમાણે દંડનાયક અંબડે ભરૂચમાં શકુનિકા-વિહાર (મુનિસુવ્રત સ્વામિનું ચૈત્ય) નામના પ્રસિદ્ધ અને પ્રાચીન તીર્થનો ઉદ્ધાર કરી ભવ્ય જૈનમંદિર બંધાવ્યું ને તેમાં હેમચંદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી.[311]

૩૮૬ ઉદયન મંત્રીના ત્રીજા પુત્ર ચાહડને 'રાજઘરટ્ટ'નું બિરુદ મળ્યું હતું, (પ્ર. ચિ.) અને ચોથા પુત્ર સોલ્લાકને મંત્રાગાર પર નિયત કરવામાં આવ્યો હતો અને તેને 'સામંતમંડલીસત્રાગાર' નું બિરુદ અપાયું હતું (જિનમંડન કુ પ્ર પૃ ૭૬) ચાહડ (? આહડ) નો પુત્ર કુમારસિંહ કુમારપાલનો કોષ્ઠાગારાધિપતિ-કોઠારી હતો. (જુઓ જિ ૨, અવલોકન પૃ ૮૪ થી ૯૬).

---

૩૦૯ જુઓ પ્રબંધચિંતામણી; પણ પ્રભાવક ચરિતમાં સં ૧૨૧૩નો સંવત્ આપ્યો છે—

शिखीन्दुरविवर्षे (१२१३) च ध्वजारोपे व्यधापयत् ।
प्रतिमा सप्रतिष्ठा स श्री हेमचन्द्रसूरिभिः ॥ पृ ३३६

૩૧૦ જુઓ શ્રી જિનવિજય સંપાદિત शत्रुंजयतीर्थोद्धारप्रबन्ध-નો ઉપોદ્ઘાત. પૃ ૨૮

૩૧૧ જુઓ સોમપ્રભકૃત કુમારપાલ પ્રતિબોધ-'વળી એક વાત જગ-પ્રસિદ્ધ છે કે પૂર્વે ભૃગુકચ્છ (ભરૂચ) નગરમાં એક પક્ષિણી ગુરૂએ આપેલ નમસ્કારનું સ્મરણ કરીને મરણ પામી. તે સિંહલદ્વીપના રાજાની સુદર્શના નામે પુત્રી થઈ, ત્યાં શ્રાવકે કહેલ નમસ્કાર સાંભળતાં તે જાતિસ્મરણ પામી, એટલે ભરૂચમાં આવી તેણે શ્રી મુનિસુવ્રત સ્વામિનું 'શકુનિકા વિહાર' નામે ઉન્નત ચૈત્ય કરાવ્યું ત્યાં મેં (હેમચંદ્રે) પૂજ્ય ગુરૂ મહારાજની સાથે જઇ, તે જિનને વંદન કરી અંબડ દંડનાથને આદેશ કર્યો, તેથી તે વિહારને તેણે નવું બંધાવ્યું-પુનરૂદ્ધાર કર્યો' પૃ. ૪૭૦, ભાષાંતર પૃ ૪૩૬ વળી જુઓ પ્રભાવકચરિત હેમચંદ્રસૂરિ પ્રબંધમાં અંબડની હકીકત પૃ. ૩૩૯-૪૦ શ્લોક ૭૨૩ થી ૭૬૩, તથા પ્રબંધચિંતામણી.

૩૮૭ શ્રીમાલી જૈન-રાણિગના પુત્ર **આમ્રદેવને** કુમારપાલે સૌરાષ્ટ્રનો દંડનાયક નીમ્યો હતો અને તે **આમ્રદેવે** (આબાકે) સં ૧૨૨૨ માં ગિરનાર પર પદ્યા-પાજ કરાવી હતી-એટલે પગ-થીઆ બંધાવ્યા હતા [૩૧૨]

૩૮૮ કુમારપાલે એકવીસ જ્ઞાનભંડાર સ્થાપ્યાની તથા પોતાના રાજકીય પુસ્તકાલય માટે જૈન આગમગ્રંથો અને આચાર્ય **હેમચંદ્ર**-વિરચિત **યોગશાસ્ત્ર-વીતરાગસ્તવની** હાથપોથી સુવર્ણાક્ષરે લખાવ્યાની નોંધ કુમારપાલ પ્રબંધાદિમાં છે [૩૧૩]

---

૩૧૨ રૈવતકલ્પ (પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ પરિશિષ્ટ ૫)માં જણાવ્યું છે કે સં ૧૨૨૦ માં સોરઠના દંડાધિપ શ્રીમાળી અંબડે (આમ્રભટે) ગિરનાર પર પાજ કરાવી, પણ આ સંવત્‌માં કંઇક ભૂલ લાગે છે કેમકે તે આંબડે સં ૧૨૨૨ અને ૧૨૨૩ માં પાજ કરાવી એમ ગિરનાર પરના તે સાલના બે શિલાલેખો બતાવે છે (નં ૫૦-૫૧ પ્રાચીન જૈન લેખસંગ્રહ ભાગ ૨) આ સંબંધમાં ઘટના એ થઇ કે કુમારપાલ સંઘસમેત શત્રુંજયની યાત્રા કરી ગિરનાર તીર્થપર ગયો તે વખતે પર્વત પર ચઢવા બાંધેલો રસ્તો ન હોવાથી પર્વત પર ચઢી ન શક્યો ને તીર્થપતિ નેમિનાથના દર્શન ન કરી શક્યો તેથી ખેદ થતા પાસેના સભાસદોને પૂછ્યું કે પર્વતપર ચઢવા પાજ કોણ બંધાવી શકે તેમ છે? ત્યારે મહાકવિ સિદ્ધપાલે ઉક્ત આમ્ર (અસલ નામ આબડ યા આબાક)નું નામ આપ્યું તેથી કુમારપાલે તેને સુરાષ્ટ્રાધિપતિ બનાવ્યો ને તેણે તે કાર્ય પૂર્ણ કર્યું જુઓ સોમપ્રભસૂરિનો સં. ૧૨૪૧ માં રચેલ कुमारपाल प्रतिबोध શકુનિકાવિહારનો આબડે ઉદ્ધાર કર્યો તે બીજો ઉદ્ધાર કહી શકાય, કારણકે તેની પહેલા આર્ય ખપટના વંશમાં થયેલ વિજયસૂરિએ ઉક્ત મુનિસુવ્રત સ્વામીના ચૈત્યનો ઉદ્ધાર પ્રથમ કરાવ્યો હતો જુઓ તે સૂરિનો પ્રબંધ—પ્રભાવકચરિત

૩૧૩ जिनागमाराधनतत्परेण राजर्षिणा एकविंशति ज्ञानकोशा कारापिता । एकादशाग द्वादशोपागादि सिद्धान्तप्रतिरेका सौवर्णाक्षरै

लेखिता । योगशास्त्र वीतरागस्तवद्वात्रिंशत्प्रकाशा सौवर्णाक्षरा हस्त-पुस्तिकाया लेखिता । सप्तशतलेखका लिखति ॥ कु प्र पृ ९६-९७. ઉપદેશ તરંગિણીમા ૨૧ જ્ઞાનભંડાર સ્થાપ્યાનુ જણાવ્યુ નથી, કિંતુ જૈન આગમની સાત પ્રતિઓ તથા હેમચંદ્રના ગ્રંથોની એકવીસ પ્રતિઓ લખાવ્યાનુ જણાવ્યુ છે—

श्री कुमारपालेन सप्तशतलेखकपार्श्वात् ६ लक्ष ३६ सहस्रागमस्य सप्त प्रतय सौवर्णाक्षरा श्री हैमाचार्य प्रणीत व्याकरण चरित्रादि ग्रंथानामेकविंशति प्रतयो लेखिताः ॥ पत्र १८० ॥

સ્વ સાક્ષર શ્રી ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલે 'પાટણના ભંડારો' એ નામના લેખમા જણાવ્યુ હતુ —'ગૂર્જરાતના મહારાજા કુમારપાલ કે સિદ્ધરાજના સમય પહેલાં જૈન ભંડારો હતા કે નહિ, હતા તો ક્યા હતા તેની માહિતી મળી શકતી નથી, છતા જૈન ગ્રંથો તો વિક્રમની છઠી સદીમા લખાયા હતા (દેવર્ધિગણિના સમયમા) એ નિર્વિવાદ છે અને તે હિંદપર અનેક વિદેશી હુમલાઓ થયા હતા તેથી છઠ્ઠા, સાતમા, આઠમા સૈકામા બૌદ્ધોનુ જોર, કુમારિલ ભટ્ટ અને ત્યારપછી શકરાચાર્યનો ઉદ્ભવ, આરબોનુ સને ૭૧૨મા સિંધ દેશનુ જીતી લેવુ વગેરે અનેક કારણોથી અગ્નિ, જલ અને જતુઓને વશ થઇ ઘણે ભાગે નાશ પામ્યા હતા ત્યાર પછી "કુમારપાલે" ૨૧ ભંડારો અને રાજા વીરધવલના પ્રસિદ્ધ મંત્રી વસ્તુપાલે ૧૮ ક્રોડના ખર્ચે મોટા ત્રણ ભંડારો સ્થાપેલા હતા, પરતુ અત્યત દિલગીરીની વાત છે કે આ મહત્વના ભંડારોનુ એક પણ પુસ્તક પાટણના ભંડારોમા જોવામા આવતુ નથી. આના કારણમા ઉતરતા જણાય છે કે કુમારપાલની ગાદીએ આવનાર અજયપાલ જૈનો અને જૈનધર્મનો એટલો બધો દ્વેષી બન્યો હતો, કે જૈન સાહિત્યનો નાશ કરવામા તેણે પોતાની બધી કોશેષ કરી હતી આથી ઉદયન નામના જૈન મંત્રી(ના પુત્ર આમ્રભટ્ટ) તથા બીજાઓ તે સમયે પાટણથી ભંડાર ખસેડી જેસલમીર લઈ ગયા હતા જેસલમીરમા તાડપત્રોની નકલો મુખ્ય કરીને પાટણમાની છે "—'લાઇબ્રેરી મિસેલેની'—જુલાઇ—અક્ટોબર સને ૧૯૧૫ પૃ ૨૫. આ હકીકતના પુરાવા માટે જુઓ તેની તૈયાર કરેલી 'જેસલમેર સૂચી' (ગા. ઓ. સીરીઝ)

## ઈડરગઢપરનુ બાવન જિનાલય.





કુમારપાલનું અજીતનાથ મંદિર–તારંગા પારા ૩૭૪–૩૭૬ પૃ ૨૬૪–૫

[ By Courtesy of B B & C I Rs ]

# પ્રકરણ ૫ મું.

## કુમારપાલનો સમય. (ચાલુ)

### સં ૧૧૯૯–૧૨૩૦.

पद्मासद्म कुमारपालनृपतिर्जज्ञे स चन्द्रान्वयी
जैनं धर्ममवाप्य पापशमन श्री हेमचन्द्राद् गुरो ।
निर्वीराधनमुज्झता विदधता द्यूतादिनिर्वासनं
येनैकेन भटेन मोहनृपति र्जिग्ये जगत्कटक॰ ॥

—જે લક્ષ્મીનુ નિવાસસ્થાન છે એવો ચદ્રવંશી કુમારપાલ જન્મ્યો કે જે એકજ વીરે શ્રી હેમચંદ્ર ગુરૂ પાસેથી પાપનુ શમન કરનારો જૈન ધર્મ પ્રાપ્ત કરીને અપુત્રનુ ધન છોડી દઇ અને દ્યૂતાદિને દેશવટો આપીને જગત્‌ના કંટક એવા મોહરાજાને જીત્યો

—યશ પાલકૃત મોહરાજપરાજય.

૩૮૯ **સાહિત્ય-પ્રવૃત્તિ** પ્રત્યે દૃષ્ટિ કરતા શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય અગ્રપદ ભોગવે છે, તેમના જીવન વગેરે સબધમા પછીના બે પ્રકરણમા જોઇશુ તેમના સમકાલીન સહવિહારી **મલયગિરિ** બહુ જબરા સસ્કૃત ટીકાકાર થયા. મલયગિરિએ પોતાની અનેક કૃતિઓમા પોતાનો કંઈ પણ પરિચય કે રચ્યા સંવત્ પણ આપેલ નથી, પણ અમુકમા 'કુમારપાલ રાજ્યે' એમ જણાવ્યાથી તેમજ પોતાના શબ્દાનુશાસન વ્યાકરણમા 'अरुणत् कुमारपालो ऽरातीन्' એ ઉદાહરણ આપેલ છે તેથી કુમારપાલના સમયમા મુખ્યપણે થયા એમ ગણી શકાય તેમણે મુખ્યપણે આગમો પર ટીકા રચી તે આ પ્રમાણે—આવશ્યક બૃહદ્‌વૃત્તિ (જે૦,), ઓઘનિર્યુક્તિવૃત્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ ટીકા (જે૦, પી ૩.૧૫૪), જીવાભિગમવૃત્તિ (જે, દે લા. ન. ૫૦) જ્યોતિષ્કરડ ટીકા (જે, ડી. ૨, ન ૩૭૮ પ્ર૦ ઋ૦ કે૦ રત-

લામ,) નન્દી ટીકા[૩૧૪] (જે. પી. ૩ ૩૫ અને ૩૩ આ૦ સમિતિ ન ૧૬ અને ન ૪૪). પિંડનિર્યુક્તિ વૃત્તિ (જે. દે લા. નં. ૪૪) પ્રજ્ઞાપનાવૃત્તિ, (જે, પી ૩,૧૦૦ આ૦ સમિતિ ન ૧૯ અને ૨૦), બૃહત્કલ્પ પીઠિકા (જે), ભગવતી દ્વિતીય શતકવૃત્તિ, રાજપ્રશ્નીય વૃત્તિ (જે), વિશેષાવશ્યકવૃત્તિ, વ્યવહાર સૂત્રવૃત્તિ (તાડપત્ર રી૦ ૧૮૭૨–૭૩ ન ૧૩૧–૩૨. તાડપત્ર રી૦ ૧૮૮૧–૮૨ ન. એ ૧૩, જે૦, પી ૨,૧૩, પી ૩,૬૩ અને ૧૫૭), અને સૂર્યપ્રજ્ઞપ્તિવૃત્તિ (જે૦, પી ૩,૧૭૩ આ૦ સમિતિ ન. ૨૮) રચી, વળી આગમ સિવાયના ગ્રથો–જિનભદ્રક્ષમાશ્રમણકૃત ક્ષેત્રસમાસ પર ટીકા (જે૦ તાડપત્ર કી ૨.૧૬, વે૦ ન ૧૫૮૯–૯૧ પ્ર૦ જૈન ધ૦ સભા), કર્મપ્રકૃતિ એ શિવશર્મસૂરિકૃત ૪૧૫ ગાથાના પ્રાચીન કર્મગ્રંથ પર ટીકા–કે જેમા પંચસંગ્રહ અને ચન્દ્રમહત્તરની ટીકા, અનુયોગદ્વાર ચૂર્ણિ અને વિશેષણવતીનો પોતે ઉલ્લેખ કર્યો છે (પી ૩,૪૯, કી ૨, નં ૩૯૭ વે૦ ન ૧૫૮૭ પ્ર૦ જૈન ધ૦ સભા તથા દે૦ લા૦ ન ૧૭) ધર્મસગ્રહણી ટીકા (દે લા. ન. ૩૯ અને ૪૨) ધર્મસાર ટીકા, ચંદ્રર્ષિમહત્તરકૃત પચસગ્રહપરવૃત્તિ (જે૦), ષડશીતિ વૃત્તિ, (પા૦ સૂચિ ન ૫૫) સપ્તતિકા (છઠો કર્મગ્રથ) પર ટીકા (પી. ૩, ૭૧, પી ૪, ૧૨૮, તાડપત્ર કી ૨, ૪૭) આદિ ટીકા રચી છે સ્વતત્ર ગ્રથમા મુષ્ટિ વ્યાકરણ એ નામનુ શબ્દાનુશાસન ૬૦૦૦ શ્લોકપ્રમાણ (તાડપત્ર કી. ૨, ૪૫, પા સૂચિ ન. ૫૪) રચ્યુ છે. (જે૦ સૂચિ પ્ર૦ પૃ ૨૦)

---

૩૧૪ નદી ટીકામા મલયગિરિએ શાકટાયન સંબંધી ઉલ્લેખ કર્યો છે કે शाकटायनो ऽपि यापनीययतिग्रामाग्रणि· स्वोपज्ञशब्दानुशासनवृत्तावादो भगवत स्तुतिमेवमाह આ પરથી શાકટાયન અને તેના વ્યાકરણનો પત્તો લાગે છે ને તેમનો કાલનિર્ણય કરવામા સરળતા મળે છે શ્રી જિનવિજયનો લેખ

૩૯૦. કુમારપાલના રાજ્યાભિષેકના વર્ષમા—સં. ૧૧૯૯ મા માઘ શુ ૧૦ ગુરુએ મંડલિપુરિ (માંડલ) મા કુમારપાલના રાજ્ય પ્રારંભમા દશહજાર શ્લોકપ્રમાણ પ્રાકૃત સુપાર્શ્વનાથનુ ચરિત્ર લક્ષ્મણ ગણિએ રચ્યુ (પં૦ હરગોવિન્દદાસ સંશોધિત પ્ર જૈનવિવિધ સાહિત્યશાસ્ત્રમાલા અને ગૂ ભાષા આ૦ સભા) તે કર્ત્તા મલધારી હેમચદ્રસૂરિના શિષ્ય અને શ્રીચદ્રસૂરિના ગુરુભાઇ થાય

૩૯૧ સં. ૧૨૦૪ મા જિનભદ્રે ઉપદેશમાલા કથા, સં. ૧૨૦૭ મા ચદ્રકુલના પ્રદ્યુમ્નસૂરિ શિષ્ય ચદ્રસેને ઉત્પાદસિદ્ધિ નામનુ પ્રકરણ સટીક (વ્યાકરણ સબધી પી ૩,૨૦૯), સ. ૧૨૧૬ મા નેમિચદ્રે પ્રાકૃતમા અનતનાથચરિત, સ ૧૨૨૬ મા કનકચદ્રે (?) પૃથ્વીચદ્ર પર ટિપ્પણ, સ ૧૨૨૯ મા રવિપ્રભે શીલભાવના વૃત્તિ એમ અનેકે અનેક ગ્રથો રચ્યા

૩૯૨ પડ્ભાષા ચક્રવર્ત્તી મહાકવિ 'શ્રીપાલ સંબંધી અગાઉ આપણે જોઇ ગયા. (પારા ૩૨૧) તેનો પુત્ર સિદ્ધપાલ પણ મહાકવિ હતો તેના વસતિગૃહમા મોટા મોટા વિદ્વાન્ જૈન સાધુ—આચાર્યો નિવાસ કરતા હતા તે કુમારપાલ રાજાનો પ્રીતિપાત્ર અને અપ્રિય સુહૃદ્ હતો અને તેની પાસેથી તે રાજા શાતિદાયક અને નિવૃત્તિ-જનક વ્યાખ્યાન કોઈ કોઇ વખત સાભળતો હતો. આવુ એક આખ્યાન તેની વસતિમાજ રહી સ. ૧૨૪૧ મા સોમપ્રભસૂરિએ પ્રગ કરેલા કુમારપાલ પ્રતિબોધ નામના ગ્રથમા છે તે કવિ સિદ્ધ-રાજ જયસિહ, કુમારપાલ અને મૂલરાજની રાજસભામા એટલે ન. ૧૨૧૧ થી ૧૨૫૦ સુધી વિદ્યમાન હતો[૩૧૫]

---

૩૧૫ જુઓ સોમપ્રભસૂરિકૃત શતાર્થ કાવ્ય શ્લોક ૯૮, વળી આ કવિકુટુબના સંબધમા જુઓ શ્રી જિનવિજયની દ્રૌપદી સ્વયવર નામે સિદ્ધપાલના પુત્ર કવિ વિજયપાલ રચિત નાટકની પ્રસ્તાવના (પ્ર૦ આ૦ સભા) સિદ્ધપાલ માટે સોમપ્રભ સૂરિના સુમતિનાથ ચરિત અને કુમારપાલ પ્રતિબોધની પ્રાય એક પ્રકારની પ્રશસ્તિમા શ્રીપાલ સંબધી કહી પછી જણાવ્યુ છે કે —

नृनुस्तस्य कुमारपालनृपतिप्रीतेः पदं धीमता—
मुत्तंसः कविचक्रमस्तकमणिः श्री सिद्धपालोऽभवत् ।

૩૯૨ કુમારપાલના રાજ્યમા અનેક ગ્રથોની પ્રતો તાડપત્ર પર લખાઇ, તે પછી નીચેની જેસલમેરના ભડારમા ઉપલબ્ધ છે— સં ૧૨૦૧મા ભૃગુકચ્છમા હરિભદ્ર કૃત **ન્યાયપ્રવેશટીકાની** (જે. ૪), **શાલિભદ્રકૃત સગ્રહણીવૃત્તિની** (જે ૨૦), તથા **પ્રમાલક્ષણની** (જે ૧૭), સ. ૧૨૦૨મા **રામચદ્ર** અને ગુણચદ્ર વિરચિત સ્વોપજ્ઞ દ્રવ્યાલકાર ટીકાની (જે ૧૧), સ ૧૨૦૫મા **કાવ્યકલ્પલતાવિવેકની** (જે ૨૨), સ. ૧૨૦૬મા હૈમલઘુવૃત્તિની (જે. ૧૪), સ. ૧૨૦૭મા રુદ્રપલ્લીય સમાવાસમા ગોવિદચંદ્રના રાજ્યમા **વાસવદત્તાની** (જે. ૫), **સર્વેશ્વર** કૃત **સ્યાદ્વાદાન્તક્રિયાની** (જે. ૫) તથા **પલ્લી** (પાલી)નો ભગ થતા ત્રુટિત રહેલ **અભયદેવકૃત પંચાશક** વૃત્તિની **અજયમેરુમા** (જે. ૬). સ. ૧૨૧૨મા **વિમલસૂરિના** શિષ્ય **ચંદ્રકીર્તિગણિએ** ધર્મઘોષસૂરિના મુખમાથી નીકળેલા સિદ્ધાતના વિષયો જેમા એકઠા કર્યા છે એવા **સિદ્ધાતવિચાર-સિદ્ધાતોદ્ધારની** (પી. ૧, ૩૩) તથા અજયમેરુ (અજમેર)મા **વિગ્રહરાજના** રાજ્યમા **હરિભદ્રકૃત** ઉપદેશપદ પરની વર્ધમાનસૂરિકૃત ટીકાની (જે. ૭), સ. ૧૨૧૫મા રાજાનક **મમ્મટ** અને અલકની કૃતિ નામે **કાવ્યપ્રકાશની** કુમારપાલ રાજ્યે અણહિલ પાટણમા (જે. ૧૮), સ. ૧૨૧૬મા **રાજશેખરકૃત** કાવ્યમીમાસાની અને અજયમેરુમા કવિરહસ્યવૃત્તિની (જે ૫), સ ૧૨૨૨મા પુષ્પમાલાની (જે. ૩૨), સ. ૧૨૨૫મા અણહિલ પાટકમા કુમારપાલરાજ્યે મહામાત્ય **કુમરસીહના** સમયમા **શાંતિસૂરિકૃત** પ્રા૦ પૃથ્વીચદ્રચરિત્રની (જે. ૧૭) અને વટપદ્રકમા **રત્નાવતારિકાની** (જે ૧૮) સ. ૧૨૨૬મા મડલીમા **શ્રીચંદ્રસૂરિકૃત નંદી** દુર્ગપદ વ્યાખ્યાની (જે. ૨૩). અને સ ૧૨૨૭મા કુમારપાલરાજ્યે વાધૂયનના મત્રીપદે વિષયદડાજ્યપથકમા પાલાઉદ્રગામે **શીલાચાર્યકૃત મહાપુરિસચરિયની** (જે ૩૯), લખાઈ. વળી જુઓ પારા ૩૯૮, અને ૪૦૦.

---

य न्यालोक्य परोपकारकरुणासौजन्यसत्यक्षमा—
दाक्षिण्यैः कलितं कलौ कृतयुगारम्भो जनै र्मन्यते ॥

૩૯૩ ચંદ્રગચ્છમા સર્વદેવસૂરિના સંતાનીય જયસિંહસૂરિના શિષ્ય દેવેન્દ્રસૂરિના શિષ્ય શ્રીચંદ્રસૂરિ થયા. તેમણે અણહિલવાડપુર (પાટણ) મા કર્પૂર પટ્ટાધિપ પુત્ર સોમેશ્વરના ઘરની ઉપરની ભૂમિમા વસતિસ્થાન રાખી તેના કુટુંબીઓની પ્રાર્થનાથી સં ૧૨૧૪ મા આસો વ ૭ બુધવારે સનત્કુમારચરિત્ર પ્રાકૃત આઠ હજાર શ્લોક-પ્રમાણમા રચ્યુ તેની પ્રથમ પ્રતિ હેમચંદ્રગણિએ લખી. કર્તાએ છેવટે પોતાના ગુરુભાઈઓ નામે યશોભદ્રસૂરિ, યશોદેવસૂરિ, શ્રીચંદ્રસૂરિ અને જિનેશ્વરસૂરિના નામ આપેલા છે (આની તાડપત્રની પ્રત પા ભ મા છે પં. લાલચંદનો સિદ્ધરાજ અને જૈનો એ લેખ જૈન તા ૨૦-૫-૨૮ પૃ. ૩૭૬ ) આ ગ્રંથમા કર્તાએ પ્રારંભમા કવિપ્રશંસા કરતા હરિભદ્રસૂરિ, સિદ્ધમહાકવિ અભયદેવ-સૂરિ, ધનપાલ, દેવચંદ્રસૂરિ, શાંતિસૂરિ, દેવભદ્રસૂરિ અને મલધારી હેમચંદ્રસૂરિની કૃતિઓનુ સ્મરણ કરી તેમની ગુણસ્તુતિ કરી છે

૩૯૪ આ સમયમા રાજગચ્છીય અભયદેવસૂરિ-ધનેશ્વર-અ-જિતસિંહ-વર્દ્ધમાન-શીલભદ્ર-ભરતેશ્વર-વૈરસ્વામિના શિષ્ય નેમિચંદ્ર સૂરિ થયા તેણે હિંદુદાર્શનિક કણાદના મતનુ-વૈશેષિક મતનુ ખંડન કર્યું હતુ[316]

૩૯૫ દુર્લભરાજ નામનો પ્રાગ્વાટ વણિક તે મૂળ ભીમદેવના રાજાના 'વ્યયકરણ પદામાત્ય' જાહિલના પુત્ર મહત્તમ નરસિંહનો પુત્ર હતો તે દુર્લભરાજ કવિ હતો અને કુમારપાલે તેને મહત્તમ (મહેતો

---

૩૧૬ पट्तर्कीललनाविलासवसति श्चंचत्तपोहर्प्पति—
रतत्पट्टोदयचन्द्रमा समजनि श्री नेमिचन्द्र प्रभु ।
नि सामान्यगुणैर्भुवि प्रसृमरै· प्रालेयशैलोज्ज्वलै—
र्य श्चक्रे कणभोजिनो मुनिपतेर्व्यर्थ मत सर्वत ॥

—માણિક્યચંદ્રકૃત પાર્શ્વચરિત ને કાવ્યપ્રકાશ સંકેતની પ્રશસ્તિ પી. ૧૯૦ અને ૩૨૧, ડા સતીશચંદ્રનો ન્યાયશાસ્ત્ર ઇતિ પૃ ૪૦

-પ્રધાન) કહેલો હતો.૩૧૭ તે કવિ-મંત્રીએ સં ૧૨૧૬ મા સામુદ્રિક
તિલક નામના સામુદ્રિક પર ગ્રંથની રચના કરી કે તેમા તેના પુત્ર
જગદેવે સમર્થન કર્યુ (વે નં. ૪૦૧, લીં૦ દા ૨૭ નં. ૬૭)

૩૯૬ ચન્દ્રગચ્છીય (રાજગચ્છીય) અભયદેવસૂરિ-ધનેશ્વર-અ-
જિતસિંહ-વર્ધમાન-ચન્દ્રપ્રભ-ભદ્રેશ્વર સૂરિ શિષ્ય હરિભદ્રાચાર્યથી
(આચાર્યપદને) પ્રાપ્ત થયેલા જિનચન્દ્રસૂરિના શિષ્ય વિજયસિંહસૂરિ
થયા તેમણે ઉમાસ્વાતિ વાચકના રચેલા જંબૂદ્વીપ સમાસ પર
વિનેયજનહિતા ટીકા ( પ્ર૦ સત્યવિજય ગ્રંથમાલા નં ૨ ) સં
૧૨૧૫ મા શરદ્ ઋતુમા પાલીમા સાહાર શ્રેષ્ઠિના ઘરમા રહીને રચી
હતી, તેમા પોતાના ગુરૂ તરીકે વર્ધમાનસૂરિ શિષ્ય જિનચન્દ્રગણિને
પણ કર્ત્તાએ સ્વીકાર્યા છે આ જિનચન્દ્રના શિષ્યો સર્વદેવ,
પ્રદ્યુમ્ન અને યશોદેવ સૂરિઓ હતા (કા વડો નં ૧૧૬) જૈન-
ગ્રંથાવલીમા જણાવેલ જિનભદ્રગણિના ક્ષેત્રસમાસ પર વિ સં.
૧૨૧૫ મા ત્રણ હજાર (?) શ્લોક પ્રમાણ વૃત્તિ રચનાર વિજયસિંહસૂરિ
આ સૂરિથી ભિન્ન વ્યક્તિ કદાચ નહિ હોય ૩૧૮

૩૯૭. વડ-બૃહદ્ ગચ્છમા થયેલા જિનચન્દ્રસૂરિના બે શિષ્ય
નામે અંબ (આમ્ર)દેવસૂરિ (જુઓ પારા નં. ૩૫૪) અને શ્રીચન્દ્રસૂરિ
તે પૈકી શ્રીચંદ્રસૂરિનાશિષ્ય હરિભદ્રસૂરિ થયા. તે ગૂર્જર રાજધાની
પાટણમા ઘણો કાલ રહ્યા જણાય છે, અને રાજમંત્રીઓ સાથે વિશેષ
પરિચય તેમનો હતો, એ પણ સ્પષ્ટ છે. સિદ્ધરાજ અને કુમારપાલ
બન્ને રાજાના મહામાત્ય મંત્રી પૃથ્વીપાલની પ્રાર્થનાથી આ આચાર્યે
ચોવીસે જૈન તીર્થંકરોના ચરિત્ર પ્રાકૃત અપભ્રંશાદિ ભાષામા રચ્યા

૩૧૭ श्रीमान् दुर्लभराजस्तदपत्य बुद्धिवाम सुकविरभूत् ।
य श्री कुमारपालो महत्तम क्षितिपति कृतवान् ॥
—સામુદ્રિકતિલક

૩૧૮. પંડિત લાલચંદનો 'સિધ્ધરાજ અને જૈનો' એ નામનો લેખ
જૈન તા- ૨૨-૧-૨૮ પૃ. ૬૮

હતા–તેમાના ચન્દ્રપ્રભ ચરિત્ર, મલ્લિનાથ ચરિત્ર અને નેમિનાથ ચરિત્ર એ ત્રણ હજુ સુધી પાટણમા ઉપલબ્ધ થયા છે, કે જેટલાનું શ્લોકપ્રમાણ ૨૪૦૦૦ છે. આ હિસાબે ચોવીસે જિનના ચરિત્રોનુ શ્લોકપ્રમાણ લગભગ બે લાખ થાય નેમિનાથ ચરિત્ર અપભ્રશ ભાષામા જ રચાયેલુ છે ને તે સ. ૧૨૧૬ ના કાર્ત્તિક શુ ૧૩ સોમે પાટણમા પૂર્ણ થયુ છે, કે જેનુ શ્લોકપ્રમાણ ૮૦૩૨ છે. (જે. પૃ. ૨૭–૨૮. પ્ર૦ ડા૦ યાકૉબી સપાદિત જર્મની.) આમાના ચંદ્રપ્રભ ચરિત્રની તાડપત્રની સ. ૧૨૨૩ની લખાયેલી પ્રત પાટણમા–સંઘવીના પાડાના ભડારમા મોજૂદ છે તથા કા વડો. મા તેની પ્રત છે. તેમા તથા મલ્લિનાથ ચરિત્ર (હ ભં. વડોદરા)ની પ્રાતે પૃથ્વીપાલ મંત્રીની પ્રશસ્તિ આપી છે તે પરથી ગૂજરાતના જૈન મત્રીવશની ઘણી હકીકત મળી આવે છે.[૩૧૯] મલ્લીનાથ ચરિત્ર પ્રાકૃતમા છે ને તે ત્રણ પ્રસ્તાવમા છે ને તેમા સર્વદેવગણિએ કર્ત્તાને સહાય આપી હતી. (તેની પ્રત કસ્તૂરસાગર ભ. ભાવનગરમા પણ છે).

૩૯૮. તાડપત્ર પર સ ૧૨૧૭ મા યશોદેવ કૃત ચંદ્રપ્રભચરિત્ર (ર સ. ૧૧૭૮ જે ૩૩) લખાયુ, અને સં. ૧૨૧૮ મા કુમારપાલ રાજ્યે યશોધવલના અમાત્યપણામા કલ્પચૂર્ણિ અણહિલપાટકમા જિનભદ્રાચાર્ય માટે તાડપત્ર પર લખાઇ (ભા ઇ. મા છે. ડી ૧૮૮૦–૮૧, ૧૦) સ ૧૨૧૮ મા તાડપત્ર પર લખાયેલી દેવનાગના શિષ્ય શ્વેતપટાચાર્ય ગોવિંદકૃત કર્મસ્તવ ટીકાની પ્રત પાટણ ભડારમા છે.[૩૨૦]

૩૯૯ ૧૨૨૧ (?) મા પદ્મપ્રભસૂરિએ[૩૨૧] ભુવનદીપક નામનો

---

૩૧૯ એજન જૈન તા ૨૯–૭–૨૮. પૃ ૫૭૦, અને ૧૨–૮–૨૮ પૃ ૬૦૮ જુઓ તેમની જે૦ પ્રસ્તાવના પૃ ૪૮

૩૨૦. ૧૨૧૮ ને બદલે સ ૧૨૮૮ ની તાડપત્રની પ્રત 'સટીકા=ચત્વાર પ્રાચીના કર્મગ્રથા' ની પ્રસ્તાવનામાં બતાવી છે (પી. ૫, ૫૩)

૩૨૧ આ સૂરિ વાદિ દેવસૂરિના શિષ્ય હતા એમ નાગોરી તપાગ-

જ્યોતિષનો ગ્રંથ રચ્યો કે જેનું બીજું નામ ગ્રહભાવપ્રકાશ છે

૪૦૦ ભદ્રેશ્વરસૂરિના શિષ્ય શાન્તિસૂરિના શિષ્ય અભયદેવસૂરિના શિષ્ય **પરમાનન્દસૂરિએ** પ્રાચીન ૭ કર્મગ્રંથ પૈકી પહેલા કર્મગ્રંથ નામે ગર્ગર્ષિકૃત કર્મવિપાક પર સંસ્કૃત વૃત્તિ ૯૨૨ શ્લોકપ્રમાણ રચી.[૩૨૨] **પરમાનન્દસૂરિ** અને **ચક્રેશ્વરસૂરિ**ના સદુપદેશથી વડુંવસ્લિમા કુમારપાલ દેવરાજ્યે-શ્રી કુમારપાલ દેવ પ્રસાદાસ્પદ શ્રી ધારાવર્ષ નરેન્દ્ર રાજ્યે જ્ઞાતા ધર્મકથાગની રત્નચૂડ કથા ( દેવેન્દ્રગણિકૃત ) સ. ૧૨૨૧ મા તાડપત્ર પર લખાઈ (પી ૩ પૃ ૬૯, ૭૦) કર્મવિપાકના વૃત્તિકાર જ આ પરમાનન્દસૂરિ હશે, આથી તેમનો સમય નિશ્ચિત થાય છે તેજ વર્ષમા હેમાચાર્ય કૃત સિદ્ધહૈમલઘુવૃત્તિની તાડપત્ર પર લખેલી પ્રત પાટણ ભંડારમા છે (પા સૂચિ ન ૨૭)

૪૦૧. આ સમયમા પ્રસિદ્ધ હેમચંદ્ર સૂરિના શિષ્ય (ગુરૂ નહી) **દેવચન્દ્ર** મુનિએ **ચંદ્રલેખા વિજય પ્રકરણ** નામનુ પંચાકી નાટક 'કુમારવિહારમા મૂલનાયક પાર્શ્વજિનની વામ બાજુએ રહેલા શ્રીમદ્ અજિતનાથદેવના વસંતોત્સવ પર કુમારપાલની પરિષદ્‌ના ચિત્તપરિતોષ માટે' રચ્યુ હતુ ને ત્યા ભજવાયુ પણ હશે અર્ણોરાજનુ મન્થન કરવામા કુમારપાલનું વીરત્વ સૂચવવા માટેનુ આ પ્રશંસાત્મક નાટક છે. આ કવિને તેમા શેષ ભટ્ટારકે સાન્નિધ્ય-સહાય આપી હતી, ( જૈ૦ પ્ર૦ ૬૪ ) આ નાટિકામા નાયિકા ચંદ્રલેખા વિદ્યાધરી છે. વળી આ દેવચંદ્રગણિએ **માનમુદ્રાભંજન** નામનુ એક બીજું નાટક **સનત્કુમાર** ચક્રવર્તિ તથા **વિલાસવતી**ના સંબંધ ઉપર રચેલુ હતુ પરંતુ તે હજુ ઉપલબ્ધ નથી.

---

ચ્છની પટ્ટાવલીમા જણાવ્યું છે તેના આ ભુવનદીપક ગ્રંથ માટે જુઓ વે નં ૩૭૨, અને તે પર સં ૧૩૨૬ મા સિંહતિલકસૂરિએ વૃત્તિ રચી છે એક પદ્મપ્રભ સૂરિએ સ. ૧૨૯૪ મા મુનિસુવ્રત ચરિત્ર રચ્યુ છે પી ૩, ૩૦૨.

૩૨૨ આની તાડપત્રની પ્રત સં. ૧૨૮૮ ની મળી આવે છે. ( ચાર પ્રાચીનકર્મગ્રંથની પ્રસ્તાવના, પા. સૂચિ ન. ૧૯ ).

૪૦૨ સં. ૧૨૨૨ માં મલધારી હેમચંદ્રસૂરિની આવશ્યક પરની પ્રદેશવ્યાખ્યા પર તેમના શિષ્ય શ્રીચંદ્રસૂરિએ ટિપ્પણ રચ્યું (પી. ૨. ૩. પી ૩, પૃ ૧૪) [તેના અન્ય ગ્રંથો માટે જુઓ અગાઉ પારા ૩૫૭-૩૫૯] સં. ૧૨૨૪ માં મૂલ એટલે પૌ૰ ધર્મઘોષસૂરિના વિમલગણિ કૃત શિષ્ય દર્શનશુદ્ધિ પ્રકરણ પરની વૃત્તિનો ઉદ્ધાર તે વિમલગણિના શિષ્ય દેવભદ્રસૂરિએ બૃહદ્વૃત્તિ રચી કર્યો કે જેમાં પોતાના શિષ્ય શાંતિભદ્રે સહાય કરી ને જેનો પ્રથમાદર્શ મુનિપ્રભે લખ્યો તે બૃહદ્વૃત્તિની પ્રત તાડપત્ર પર લખાઈ (પા સૂચિ નં ૫ તથા નં ૩૦)

૪૦૩ પ્રસિદ્ધ વાદિ દેવસૂરિ સં. ૧૨૨૬ માં ભદ્રેશ્વરસૂરિને ગચ્છભાર સોંપી સ્વર્ગસ્થ થયા (પ્ર. ચ.).

૪૦૪ મુનિરત્નસૂરિ—તેઓ ચંદ્ર-પૌર્ણમિક ગચ્છના સમુદ્રઘોષસૂરિ (જુઓ ટિપ્પણ નં. ૨૪૫)ના શિષ્ય હતા. તેમણે ઉજ્જયિનીમાં મહાકાલના દેવાલયમાં નરવર્મા રાજાની સભામાં વિદ્યાશિવ વાદીને હરાવ્યો હતો તેમણે 'બાલકવિ' એ બિરૂદવાળા જગદેવમંત્રીની વિનતિથી ભવિષ્યમાં થનારા તીર્થંકર અમમસ્વામીનું ચરિત્ર સં ૧૨૨૫ માં (દ્વિપચદિનકૃત વર્ષે) પત્તનમાં રચ્યું કે જેનો પ્રથમાદર્શ ગૂર્જર વંશના ઉદયરાજ મંત્રીના વિદ્વાન્ પુત્ર સાગરચંદ્રે લખ્યો અને જે નૃપાલ પટલાધ્યક્ષ[૩૨૩] કુમાર કવિએ સંશોધ્યું. પછી મુનિરત્નસૂરિએ તે પત્તનમાંજ શાંતિનાથના મંદિરમાં સભા સમક્ષ તેને વાંચી સંભળાવ્યું કે જેમાં વૈયાકરણ શ્રી પૂર્ણપાલ, યશપાલ, જગદેવ બાલકવિ, આદિ હતા (પી ૩, ૯૦) તે સૂરિએ અંબડ ચરિત્ર કે જેમાં અંબડ ક્ષત્રિય તથા તેની બત્રીશ પુત્રીઓની ઉત્પત્તિ કેમ થઇ

૩૨૩ રાજ્યના આય-વ્યયના હિસાબ રાખનારું કાર્યાલય તે 'અક્ષપટલ' કહેવાતું, અને તેનો અધિકારી 'અક્ષપટલિક, અક્ષપટલાધીશ' કહેવાતો. જુઓ ઓઝાજીકૃત ભારતીય પ્રાચીનલિપિ-માલા પૃ ૧૫૨, ટિપ્પણ ૭ અને ૮.

તેનુ વર્ણન છે, અને મુનિસુવ્રત ચરિત્ર ( પી. ૩, ૧૪૪ ) પણ સંસ્કૃતમા રચ્યા છે

૪૦૫ ઉક્ત જગદેવ તે ચૌલુક્ય રાજાના વાગડી નામની નગરીમા વસતા કોશાધિપ (ખજાનચી) નામે શ્રીમાલકુલના યશોધવલનો પુત્ર હતો તેને 'બાલકવિ' એ બિરૂદ હેમચદ્રાચાર્યે આપ્યુ હતુ પહેલા જૈનધર્મથી વિરૂદ્ધ ચાલનાર શ્રાવકોને શિક્ષા આપવા માટે ધર્મઘોષસૂરિએ (મુનિરત્નના પ્રગુરૂ) સોળ શ્રાવકો નીમ્યા હતા તેમા આ જગદેવ મુખ્ય હતો[૩૨૪] તેણે કુમારપાલ ભૂપતિના મહામૌહૂર્તિક શ્રી રૂદ્રના પુત્ર ભટ્ટ સૂદન કે જે વિપ્ર હતો છતા પણ જૈનગુરૂના બોધથી સુશ્રાવક જેવો થયો હતો તેની સાથે જિનશાસનની ઉન્નતિ અર્થે ઘણુ ધન ખર્ચ્યુ હતુ (પી ૩, ૯૬-૯૭)

૪૦૬. સ. ૧૨૨૮ મા સિદ્ધાતિક યક્ષદેવ શિષ્ય પાર્શ્વનાગે ગભૂતમા જબૂ નામના શ્રાવકના જિનાલયમા તેની સહાયથી શક ૮૨૬ મા રચેલી શ્રાવક પ્રતિક્રમણ સૂત્રપર વૃત્તિ તાડપત્રપર લખાઈ (પાટણ સૂચિ).

૪૦૭. **સોમપ્રભસૂરિ**–એ એક સુપ્રસિદ્ધ અને સુજ્ઞાત જૈન વિદ્વાન્ થયા 'તેઓ ગૃહસ્થાવસ્થામા પ્રાગ્વાટ (પોરવાડ) જાતિના વૈશ્ય-વણિક હતા. પિતાનુ નામ સર્વદેવ અને પિતામહનુ નામ જિનદેવ હતુ જિનદેવ કોઇક રાજાનો મંત્રી હતો અને તે પોતાના સમ-

---

૩૨૪ बालत्वे स्वकवित्वरजितहृद श्री हेमसूरेर्मुखात्
द्वैतीयीकमवाप बालकविरित्युद्दाम सन्नाम य ॥
प्राक् चक्रे किल धर्मघोषगणभृद् यान् पोडश श्रावकान्
गच्छे स्वे व्रतिना जिनागमविधि व्यालुपता शासकान् ।
धर्मस्थीय विशारदो नयपटु र्विद्याब्धि पारगम—
स्तेष्वप्येप यथावशेप विबुधानुल्लंघ्य वाग्मुख्यता ॥
—અમમચરિત્ર પી. ૩, ૯૭.

યમા બહુ પ્રતિષ્ટિત પુરૂપ હતો. સોમપ્રભે કુમારાવસ્થામાજ જૈન દીક્ષા લઇ તીવ્ર બુદ્ધિના પ્રભાવે સમસ્ત શાસ્ત્રોનો તલસ્પર્શી અભ્યાસ કરી આચાર્યપદવી પ્રાપ્ત કરી હતી તેમની તર્કશાસ્ત્રમા અદ્ભુત પટુતા, કાવ્ય વિષયમા ઘણી ત્વરિતતા અને વ્યાખ્યાન આપવામા બહુ કુશલતા હતી.'

૪૦૮ ગુરૂ પરપરામા તેઓ બૃહદ્ગચ્છના સર્વદેવસૂરિ–યશોભદ્ર–મુનિચદ્રસૂરિ (પારા ૩૩૨ થી ૩૩૪) અને માનદેવ–અજિતદેવ–વિજયસિહસૂરિના શિષ્ય થાય

૪૦૯. સોમપ્રભસૂરિની કૃતિઓ ચાર જાણવામા છે. ૧ સુમતિનાથ ચરિત્ર–એ જૈનધર્મના પાચમા તીર્થંકર સુમતિનાથનુ ચરિત્ર મુખ્યત પ્રાકૃત ભાષામા છે, અને તેમા જૈન ધર્મના સિદ્ધાન્તોનો બોધ આપતી પુરાણ કથાઓ કલ્પિત છે. તેની શ્લોક સંખ્યા સાડા-નવહજાર ઉપર છે તેની રચના કુમારપાલ રાજ્યમા થયેલી પોતે જણાવી છે (પા ભ.) ૨ સૂક્તિમુક્તાવલી–૧૦૦ પદ્યનો પ્રકીર્ણ સુભાષિત જેવો ગ્રથ તેનુ પ્રથમ પદ્ય, 'સિન્દુર પ્રકર' એવા વાક્યથી શરૂ થતુ હોવાથી તે નામ પણ તેમજ 'સોમશતક' એ નામ પણ તેને અપાય છે તે ભર્તૃહરિના નીતિશતકની શૈલિમા રચાયેલો છે અને અહિસા, સત્ય, અસ્તેય, શીલ, સૌજન્ય આદિ વિષયોપર સક્ષિપ્ત પરતુ હૃદયગમરીતે તેમા વિવેચન કરેલુ છે. તેની રચના સરલ, સરસ અને સુબોધ છે તેના કેટલાક પદ્યો તેમની કૃતિ નામે કુમારપાલ પ્રતિબોધમા પણ મૂકેલા છે આ ગ્રથ મુદ્રિત થયો છે. ૩–શતાર્થ કાવ્ય[૩૨૫] આ ગ્રથ કર્તાના સસ્કૃત ભાષા સબધીનુ પાડિત્ય પ્રકટ કરે છે તે ગ્રથ માત્ર એક વસતતિલકા છદરૂપે છે.[૩૨૬] તેના જુદા

---

૩૨૫ જુઓ તેમના 'શતાર્થ કાવ્ય'ની પ્રશસ્તિ–કુમારપાલપ્રતિબોધની પ્રસ્તાવના પૃ ૧૪–૧૫ મા

૩૨૬ તે છદ આ છે —

कल्याणसार सवितानहरेक्षमोह, कान्तारवारण समानजयाद्यदेव ।
धर्मार्थकामदमहोदयवीरधीर सोमप्रभाव परमागमसिद्धसूरे ॥

જૂદા સો અર્થો કરવામા આવ્યા છે, ને તે પોતેજ ટીકા કરી બનાવ્યા છે ટીકાના પ્રારભમા પાચ શ્લોકોમા વિવક્ષિત સોએ અર્થોની અનુક્રમણિકા આપી પછી ૨૪ જૈન તીર્થંકરોના અર્થો લખી, વચ્ચે બ્રહ્મા, નારદ, વિષ્ણુ આદિ વૈદિક દેવો વગેરેના અર્થો પણ આળેખ્યા છે અને છેવટે પોતાના સમકાલીન એવા વાદી દેવસૂરિ અને હેમચદ્રાચાર્ય જેવા જૈન મહાન્ ધર્મગુરૂઓના, જયસિંહદેવ, કુમારપાલ, અજયદેવ અને મૂલરાજ જેવા ગુજરાતના ક્રમિક ૪ ચૌલુક્ય રાજાઓના, કવિ સિદ્ધપાલ જેવા શ્રેષ્ઠ નાગરિકના અને અજિતદેવ તથા વિજયસિંહ નામે પોતાના ગુરૂઓના અર્થો પણ અવતાર્યા છે. પછી પોતાનો અર્થ બેસાડયો છે ને છેવટે કોઇ શિષ્યના મુખેથી પાચ પદ્યોની પ્રશસ્તિ છે. આમા અજયપાલ અને મૂલરાજપર અર્થ બેસાડયો છે તે તેના સમયમા પાછળથી બેસાડયો હોય, યા તો આ આખી કૃતિ મૂલરાજના સમયમા થઇ હોય—એટલે તેની રચના તેના રાજ્યકાલમા–સ. ૧૨૩૩ થી ૧૨૩૫ ની વચ્ચમા થઇ હોય.

૪૧૦. ચોથો ગ્રથ કુમારપાલ પ્રતિબોધ છે તે કુમારપાલના મરણ પછી નવવર્ષે એટલે સં. ૧૨૪૧ મા પાટણમા કવિ સિદ્ધપાલની વસતિમા પૂર્ણ કર્યો છે. તે પ્રસિદ્ધ હેમાચાર્યના શિષ્ય મહેન્દ્રસૂરિએ તથા વર્ધમાનગણિ અને ગુણચન્દ્ર ગણિએ સાભળ્યો હતો (કા. છાણી. પ્ર જિનવિજય સપાદિત ગા. ઓ સી નં. ૧૪)

---

# પ્રકરણ ૬ ઠું.

## હેમ-યુગ.

સં ૧૧૬૨ થી સં. ૧૨૨૯

क्लृप्तं व्याकरणं नवं विरचितं छन्दो नवं द्व्याश्रया—
ऽलंकारौ प्रथितौ नवौ प्रकटितौ श्री योगशास्त्रं नवम् ।
तर्कः संजनितो नवो जिनवरादीनां चरित्रं नवं
वद्धं येन न केन [न केन] विधिना मोहः कृतो दूरतः ॥

—જેણે નવું વ્યાકરણ, નવું છંદશાસ્ત્ર. નવું દ્વયાશ્રય, નવું અલંકાર શાસ્ત્ર, નવું યોગશાસ્ત્ર, નવું તર્કશાસ્ત્ર, નવા જિનચરિત્રો રચેલ છે નિર્મલ છે તેણે આ રીતે કરીને કઇ કઈ રીતે આપણો મોહ દૂર નથી કર્યો ?— અર્થાત્ ઘણી રીતે દૂર કર્યો છે (સોમપ્રભસૂરિકૃત શતાર્થકાવ્યની ટીકા શ્લો ૯૩)

विद्याम्भोनिधिमंथमंदरगिरिः श्री हेमचन्द्रो गुरुः ।

—શ્રી હેમચંદ્ર ગુરૂ વિદ્યારૂપી સમુદ્રને મથવા માટેનો મંદરગિરિ રૂપ છે (તેમના શિષ્ય દેવચંદ્રકૃત ચંદ્રલેખા નાટક)

सम्यग्ज्ञाननिधेर्गुणैरनवधेः श्री हेमचंद्रप्रभो—
र्ग्रंथे व्याकृतिकौशलं वसति तत् क्वास्मादृशां तादृशं ॥

—સમ્યગ્જ્ઞાનના નિધિ અને ગુણોવડે અવધિ વગરના એવા શ્રી હેમચંદ્ર પ્રભુના ગ્રંથમાં જેવું વ્યાકૃતિનું કૌશલ છે તેવું અમારા જેવામાં ક્યાંથી હોય ? (તેમના શિષ્ય મહેન્દ્રસૂરિની અનેકાર્થ કૈરવકૌમુદી)

निस्सीमप्रतिभैकजीवितधरौ निःशेषभूमिस्पृशां
पुण्यौघेन सरस्वतीसुरगुरू स्वांगैकरूपौ दधत् ।
यः स्याद्वादमसाधयन् निजवपुर्दृष्टान्ततः सोऽस्तु मे
सद्बुद्ध्यम्बुनिधिप्रबोधविधये श्रीहेमचन्द्रः प्रभुः ॥
ये हेमचन्द्रं मुनिमेतदुक्तग्रन्थार्थसेवामिषतः श्रयन्ते ।
संप्राप्य ते गौरवमुज्ज्वलानां पदं कलानामुचितं भवन्ति ॥

—मल्लिषेण-स्याद्वादमञ्जरी

—જેણે સર્વ પૃથ્વીવાસીઓના પુણ્યગણને લઇને અસીમ પ્રતિભાથી એક ઉચિત ધરનારા સરસ્વતી અને સુગુરૂ બનેને પોતાના શરીરમા એક રૂપ કરીને ધારણ કરેલ છે એવા, અને સ્યાદ્વાદને સાધનારા શ્રી હેમચંદ્ર પ્રભુ સદ્‌બુદ્ધિના સાગરને જાણવાની વિધિ માટે પોતાના શરીરના દૃષ્ટાતરૂપ મને થાઓ.

—જેઓ આ ઉક્ત ગ્રથના અર્થની આચરણા રૂપી મિષથી હેમચદ્ર મુનિનો આશ્રય લે છે તેઓ ગૌરવ પ્રાપ્ત કરીને ઉજ્વલ કલાઓના ઉચિત સ્થાનરૂપ બને છે.

'सन्त्यन्ये कवितावितानरसिकास्ते भूरय भूरय
क्ष्मापस्तु प्रतिबोध्यते यदि पर श्रीहेमसूरेर्गिरा ।
उन्मीलन्ति महामहास्यपि परे लक्षाणि ऋक्षाणि वै
नो राकाशशिना विना बत भवत्युज्जागर सागर ॥'

—કવિતાની વિશિષ્ટ રચના કરવામા રસિયા એવા અન્ય સૂરિઓ ઘણા છે પણ શ્રી હેમસૂરિની વાણી કે જેનાથી એક રાજા પ્રતિબોધ પામે છે તે અનોખી છે. મોટાપ્રકાશવાળા બીજા તારાઓ લાખો ઉગે છે પણ પૂર્ણિમાના ચંદ્ર વગર સાગર વિશેષ જાગૃત થતો નથી–ઉલ્લાસ પામતો નથી –'એક કવિ' —જિનમંડનકૃત કુ પ્રબધ પૃ ૫૭

## હેમચંદ્ર-વચનો.

अकृत्रिमस्वादुपदा परमार्थाभिधायिनाम् ।
सर्वभाषापरिणता जैनी वाचमुपास्महे ॥

—કાવ્યાનુશાસનનું મગલાચરણ

भवबीजाकुरजनना रागाद्या क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥
यत्र तत्र समये यथा तथा योसि सोऽस्यभिधया यया तया ।
वीतदोषकलुप स चेद् भवानेक एव भगवन्नमोस्तु ते ॥
त्रैलोक्यं सकलं त्रिकालविपयं सालोकमालोकितं
साक्षाद्येन यथा स्वयं करतले रेखात्रय सागुलि ।
रागद्वेषभयामयान्तकजरालोलत्वलोभादयो
नाल यत्पदलंघनाय स महादेवो मया वन्द्यते ॥

यो विश्वं वेद विद्यं जननजलनिधे र्भगिन पारदृश्वा
पौर्वापर्याविरुद्ध वचनमनुपमं निष्कलंक यदीयम् ।
तं वंदे साधुवद्य सकलगुणनिधिं ध्वस्तदोषद्विषं त
बुद्ध वा वर्धमान शतदलनिलयं केशवं वा शिवं वा ॥

—વીતરાગસ્તુતિ

—અકૃત્રિમ સ્વાદ-( માધુર્ય ) યુક્ત પદ વાળી, પરમાર્થને કહેનારી, સર્વેને સાધારૂપે પરિણમનારી જિનોની વાણીનું અમે ઉપાસન કરીએ છીએ

જેના ભવરૂપી બીજના અંકુરોને ઉત્પન્ન કરનારા રાગાદિ ક્ષય થઇ ગયા છે તે બ્રહ્મા હો, વિષ્ણુ હો, હર હો અથવા જિન હો તેને નમસ્કાર છે.

ગમે તે સમયે, ગમે તે અવસ્થામા, ગમ તે નામથી આપ (પ્રખ્યાત) હો, પણ જો આપ દોષરૂપી કલંકથી મુક્ત હો તો ભગવન્ ! આપને નમસ્કાર છે.

જેને અલોક ( જ્યા જીવની ગતિ નથી એવો પ્રદેશ ) સહિતનો સકલ ત્રિલોક જેવી રીતે પોતાની મેળે આગળીઓ સહિતની હથેલીની ત્રણ રેખા સાક્ષાત્ દેખાય છે તેમ સાક્ષાત્ ત્રણે કાલમા દશ્યમાન છે, જેના પદનુ ઉલ્લંઘન કરવામા રાગ દ્વેષ ભય આમય (રોગ), અંતક(કાલ), જરા (વૃદ્ધાવસ્થા), લોલત્વ (ચપલતા), લોભ આદિ શક્તિમાન્ નથી એવા મહાદેવને હુ વંદન કરુ છુ

જે વેદ જગત્‌ને જાણે છે, જેણે જન્મ-ઉત્પત્તિ રૂપી સમુદ્રની ભગિઓની પાર જોયુ છે, જેનુ વચન પૂર્વાપર અવિરુદ્ધ, અનુપમ અને નિષ્કલંક છે, જે સાધુ પુરુષોને વંદ્ય છે, સકલ ગુણના ભંડાર છે, દોષરૂપી શત્રુ જેણે નષ્ટ કરી નાખ્યા છે એવા તે બુદ્ધ હો, વર્દ્ધમાન હો, સો પાખડી પર રહેનાર કેશવ (વિષ્ણુ) હો કે શિવ હો તેને હુ વદુ છુ

૪૧૧ 'ભારતવર્ષના પ્રાચીન વિદ્વાનોની ગણનામા જૈન શ્વેતામ્બરાચાર્ય શ્રી હેમચન્દ્ર સૂરિએ ઉચુ સ્થાન પ્રાપ્ત કર્યુ છે સસ્કૃત સાહિત્ય અને વિક્રમાદિત્યના ઇતિહાસમા જે સ્થાન કાલિદાસનુ અને શ્રી હર્ષના દરબારમા બાણભટ્ટનુ છે, પ્રાય તેજ સ્થાન ઇસવી સનની બારમી સદીમા ચૌલુક્ય વંશી સુપ્રસિદ્ધ ગૂર્જર નરેન્દ્ર-શિરોમણિ

સિદ્ધરાજ જયસિંહના ઇતિહાસમા હેમચન્દ્રનુ છે.'[327] વળી કુમારપાલના ઇતિહાસમા તો તેનુ સ્થાન ગુરૂશિષ્ય જેવુ હતુ

૪૧૨. તેમનો જીવનકાલ સિદ્ધરાજ અને કુમારપાલના રાજ્યકાલમા છે. બનેમા પોતાનો પ્રભાવ તેમણે બતાવ્યો છે ને પરથી હેમયુગના બે ભાગ પાડવા હોય તો એક સિદ્ધહેમ અને બીજો કુમારહેમ પાડી શકાય, પણ તેમના ગ્રથોની રચના સાલ તેમજ બીજી ઘટનાની સાલ બરાબર મળી શકે તેમ નથી તેથી અત્યારે પહેલા તે પુરૂષ–પુગવની ટુક જીવની આપી પછી તેમની સાહિત્ય સેવા સબંધી કહીશુ. તેમની જીવની માટે ઘણા સાધન છે (જુઓ ફુટનોટ ન ૨૮૯) પરન્તુ તે પૈકી તાત્કાલિક સાધન તેમના સમકાલીન સોમપ્રભસૂરિના સં ૧૨૪૧મા રચેલા કુમારપાલ પ્રબોધ નામના ગ્રંથમા મળી આવતી કેટલીક છૂટી છવાઇ હકીકત છે તેનો સાર [328] પ્રથમ આપણે લઇશુ, કારણ કે તે સૌથી વધારે વિશ્વસનીય સત્ય–યથાર્થ ગણાય.

૪૧૩ **ગુરૂપરંપરા**–'પૂર્વે પૂર્ણતલ્લ નામના ગચ્છમા **શ્રીદત્તસૂરિ** નામે એક આચાર્ય થઇ ગયા. તેઓ પરિભ્રમણ કરતા એક વખતે વાગડ દેશના રયણપુર નામના ગામમા ગયા ત્યા તે વખતે **યશોભદ્ર** કરીને એક રાજા રાજ્ય કરતો હતો, તે **શ્રીદત્તસૂરિ** પાસે આવી હમેશા ધર્મબોધ સાભળવા લાગ્યો **શ્રીદત્તસૂરિ** ત્યા કેટલોક સમય રહી અન્યત્ર ચાલ્યા ગયા પાછળથી તે રાજાને સસાર ઉપર વિરક્તિ થઇ આવી અને તેથી તે બધો રાજ્યભાર છોડી શ્રીદત્તસૂરિ પાસે દીક્ષા લેવા નિકળી પડ્યો. સૂરિ તે સમયે 'હિંડુઆણાપુર' મા રહેતા હતા તેથી રાજા ત્યા ગયો. તેની પાસે એક બહુમૂલ્ય મુક્તાહાર હતો તેને વેચી તેના

---

૩૨૭. પંડિત શિવદત્તશર્માનો શ્રી હેમચદ્ર નામનો લેખ ના પ્ર પ. ૬, ૪

૩૨૮ જુઓ શ્રી જિનવિજયની તે ગ્રથ (પ્ર૦ ગા૦ ઓ સીરીઝ) ની પ્રસ્તાવના અને તે પ્રસ્તાવનાનું ગુજરાતી ભાષાતર જૈન સાહિત્ય સંશોધક ભાગ ૧ અક ૨. પૃ. ૫૫–૬૮




'કલિકાલસર્વજ્ઞ' શ્રી હેમચન્દ્રસૂરિ

પરમાર્હત શ્રી કુમારપાલ ભૂપાલ.

[ જૈન આત્માનંદ સભા—ભાવનગરના સૌજન્યથી

દ્રવ્યથી ત્યા એક 'ચઉવીસ જિણાલય' નામે મોટુ જૈન મદિર બધાવ્યુ[૩૨૯] અને પછી સાધુપણુ લઇ **શ્રીદત્તસૂરિ**નો શિષ્ય થયો. સાધુવ્રત લઇને તેણે અનેક પ્રકારના તપશ્ચરણો કર્યા અને ઊંડો શાસ્ત્રાભ્યાસ કરી **યશોભદ્રસૂરિ** નામે આચાર્યપદ પ્રાપ્ત કર્યુ આચાર્ય થયા પછી તેમણે લોકોને ધર્મોપદેશ આપવા જુદા જુદા સ્થળોમા પરિભ્રમણ કર્યું. જ્યારે વૃદ્ધાવસ્થાના યોગે શરીર બહુ શિથિલ અને ક્ષીણપ્રાય થયુ ત્યારે ઉજ્જયત (ગિરનાર) તીર્થ ઉપર જઇ તેમણે અનશન વ્રત અગીકાર કર્યુ અને સમાધિપુર્વક સ્વર્ગસ્થ થયા. તેમના શિષ્ય **પ્રદ્યુમ્નસૂરિ** થયા કે જેમણે 'ઠાણયપગરણ' (સ્થાનક પ્રકરણ) નામે ગ્રથ રચ્યો તેમના શિષ્ય **ગુણસેનસૂરિ** અને તેમના શિષ્ય **દેવચદ્રસૂરિ** થયા **દેવચદ્રસૂરિએ** ઉક્ત **પ્રદ્યુમ્નસૂરિ** રચિત **ઠાણયપગરણ** પર **ટીકા** રચી છે તથા **શાન્તિજિનચરિત્ર** રચ્યુ છે (જુઓ પારા ૩૨૭)

૪૧૪ 'એ **દેવચદ્રસૂરિ** ફરતા ફરતા એક વખતે **ધધુકા** નામે ગામમા ગયા ત્યા **ચચ્ચ** અને **ચાહિણી** નામે **મોઢ** જાતીય વણિ-ક્દપતીનો **ચગદેવ** નામે એક પ્રતિભાવાન્ બાલક તેમની પાસે આવવા લાગ્યો અને નિરતર તેમનો ધર્મબોધ સાભળવા લાગ્યો. તેમના ઉપદેશથી પ્રબુદ્ધ થઇ બાલક **ચંગદેવ** તેમનો શિષ્ય થવા તયાર થયો, અને તેમની સાથેજ તે રહેવા-ફરવા લાગ્યો. ફરતા ફરતા **દેવચદ્રસૂરિ**, **ખભાત**મા આવ્યા, અને ત્યા, તે બાલકના મામા નામે **નેમિદ્વારા ચચ્ચ** અને **ચાહિણી**ને સમજાવી-બુઝાવી, તેને દીક્ષા આપી અને **ચંગદેવ**ના બદલે **સોમચદ્ર** નામ સ્થાપ્યુ અલૌકિક બુદ્ધિશાળી બાળક સાધુ **સોમચદ્ર** થોડાજ સમયમા સકળ શાસ્ત્રોનો અભ્યાસ કરી સમર્થ વિદ્વાન્ થયો અને ગુરૂએ તેની પૂર્ણ યોગ્યતા

---

૩૨૯ ગ્રથકાર સોમપ્રભાચાર્ય આ ઠેકાણે જણાવે છે કે-તે ચઉવીસ જિણાલય' મદિર આજે પણ એટલે ગ્રથરચના સ ૧૨૪૧ મા ત્યા (ડિંડુઆણા પુરમા) વિદ્યમાન છે

જોઇ હેમચંદ્ર એવા નવીન નામની સાથે તેને આચાર્યપદ પ્રદાન કર્યું. હેમચંદ્રાચાર્યની વિદ્વત્તાથી મુગ્ધ થઇ સિદ્ધરાજ જયસિંહ દેવ તેમના ઉપર બહુ ભક્તિભાવ ધરાવતો હતો, અને દરેક શાસ્ત્રીય બાબતના તેમની પાસે ખુલાસા મેળવી સંતુષ્ટ થતો હતો. તેમના ઉપદેશથી સિદ્ધરાજની જૈનધર્મ ઉપર પ્રીતિ થઈ હતી અને તેના ઉપલક્ષ્યમાં સિદ્ધરાજે 'રાયવિહાર' નામે એક જૈનમંદિર પાટણમાં, 'સિદ્ધવિહાર' નામે એક ૨૪ જિનપ્રતિમાવાળું મંદિર સિદ્ધપુરમાં બંધાવ્યું હતું. સિદ્ધરાજના કથનથી હેમચંદ્રાચાર્યે 'સિદ્ધહેમ વ્યાકરણ' નામે સર્વાંગપૂર્ણ શબ્દશાસ્ત્ર બનાવ્યું હતું. તેમનો અમૃતોપમ ઉપદેશ સાંભળ્યા વિના સિદ્ધરાજને જરા પણ ચેન પડતું ન હતું."

૪૧૫ હવે અન્ય સાધનોમાંથી જોઇએ—તેમનો જન્મ સં. ૧૧૪૫ ની કાર્તિકી પૂર્ણિમાને દિને થયો. જૈન સાધુ તરીકેની દીક્ષા નવ વર્ષની વયે દેવચંદ્રસૂરિએ પોતાના જ્ઞાન બલથી આ વ્યક્તિદ્વારા જૈન ધર્મનો મહાન્ ઉદય જાણી આપી. તેણે પૂર્વજન્મના સુસંસ્કારથી તીવ્ર સ્મરણશક્તિ અને ધારણાશક્તિથી અલ્પપરિશ્રમે ગુરૂ પ્રતાપે[330] શાસ્ત્રજ્ઞાન સંપાદન કર્યું. ઉત્કટ આત્મસંયમ–ઈંદ્રિયદમન–વૈરાગ્યવૃત્તિથી આજન્મ નૈષ્ઠિક બ્રહ્મચર્ય સેવ્યું. ગુરૂએ નાગપુર (મારવાડનું નાગોર)માં સં. ૧૧૬૨ માં આચાર્ય-પદ આપી સોમચંદ્રને બદલે હેમચંદ્ર નામ આપ્યું. વિધવિધ ગ્રામાનુ-ગ્રામ વિચરતા અનેકને ઉપદેશ આપી ગૂર્જર પાટનગર અણહિલપુર પાટણ પ્રવેશ કર્યો. આ સમયે મહારાજ સિદ્ધરાજ જયસિંહ ત્યાં પરાક્રમી અને પ્રજાપ્રિય નૃપતિ હતો. ત્યાં ધીમે ધીમે આખા શહેરમાં ખ્યાતિ થવા લાગી. રાજાના આમંત્રણથી રાજ્યસભામાં જઇ

---

૩૩૦ પોતે સ્વગુરૂ પાસેથી જ્ઞાન મેળવ્યું એમ હેમચંદ્ર જણાવે છે –

आचार्यो हेमचंद्रो भूत्तत्पादांभोजषट्पदः ।
तत्प्रसादादधिगतज्ञानसंपन्महोदयः ॥

ત્રિ. શ. પુ. ચરિત્ર પ્રશસ્તિ શ્લો. ૧૫.

પોતાના જ્ઞાન અને ચારિત્રનો પરિચય કરાવ્યો તેના પાંડિત્ય, દૂરદર્શિતા અને સર્વ ધર્મ પ્રત્યેના સ્નેહને કારણે તેનો પ્રભાવ રાજસભામાં ઉત્તરોત્તર વધતો ગયો

૪૧૬ સિદ્ધરાજને ધર્મચર્ચા સાંભળવાનો ઘણો શોખ હતો. એકવાર તેણે રાજસભામાં એવો પ્રશ્ન કર્યો કે 'જગતમાં કયો ધર્મ સંસારથી મુક્ત કરનારો છે?—આનો ઉત્તર હેમાચાર્યે પુરાણના શંખાખ્યાનનો અધિકાર સંભળાવી–'સંજીવિની ન્યાય' જણાવી બતાવ્યું કે

> तिरोधीयत दर्भाद्यै र्यथा दिव्य तदौषधम् ।
> तथाऽमुष्मिन युगे सत्यो धर्मो धर्मान्तरैर्नृप ॥
> पर समग्रधर्माणा सेवनात्कस्यचित् क्वचित् ।
> जायते शुद्धधर्माप्ति र्दर्भच्छन्नौषधाप्तिवत् ॥

ભાવાર્થ—હે રાજન્ ! જેમ દર્ભાદિ સાથે મળી જવાથી દિવ્ય ઔષધીની પિછાન થતી નથી, તેમ આ યુગમાં કેટલાક ધર્મોથી સત્ય ધર્મ તિરોભૂત રહ્યો છે, પરન્તુ સમગ્ર ધર્મોના સેવનથી જેમ દિવ્યૌષધિ પ્રાપ્ત થઇ તેમ ક્વચિત્ પુરુષને શુદ્ધ ધર્મની પ્રાપ્તિ થઇ જાય છે ટૂંકામાં સર્વ ધર્મનો પરિચય લઈ સત્ય ધર્મનું ગ્રહણ કરવું યોગ્ય છે-ખરી જિજ્ઞાસા જેને જાગી હોય અને તે જિજ્ઞાસા પ્રમાણે તે પ્રયાસ કરે તો તેની જિજ્ઞાસા જરૂર પૂરી થાય

ધર્મ ગવેષણા માટે આવો નિષ્પક્ષપાત ભાવ પ્રકટ થયેલો જોઇ રાજા સંતુષ્ટ થયો

૪૧૭ 'મહારાજ જયસિંહદેવે માલવમંડલ ઉપર વિજય મેળવ્યો, તેથી ધારાની સમગ્ર ઋદ્ધિ પાટણમાં આવી, એની સાથે ભોજરાજાનો પુસ્તક ભંડાર પણ લાવવામાં આવ્યો વિજયવંત સિદ્ધરાજ પાટણમાં આવ્યો તે વખતે આશીર્વચન કહેવા અનેક પંડિતો રાજપ્રાસાદે આવ્યા હતા, તેમાં આચાર્ય હેમચંદ્ર પણ હતા હવે કોઇ સમયે હેમચંદ્રસૂરિ સિદ્ધરાજને મળવા આવ્યા ત્યારે સિદ્ધરાજના પુસ્તક ભંડારના રક્ષકો અવન્તીના એ ભંડારનું નિરીક્ષણ કરતા

હતા એ રક્ષકોએ 'લક્ષણ' સંબંધીનુ ગો ભડારનુ એક પુસ્તક રાજાને બતાવ્યુ. રાજાએ આચાર્યને પૂછ્યુ કે 'એ શુ છે?' આચાર્યે જણાવ્યુ કે "'ભોજવ્યાકરણ' એ નામનુ એ શબ્દશાસ્ત્ર છે.", વળી કહ્યુ કે "એ માલવનરેશ ભોજ વિદ્વચ્ચક્ર શિરોમણિ હતો. એણે શબ્દશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, જ્યોતિ શાસ્ત્ર, તર્કશાસ્ત્ર, ચિકિત્સાશાસ્ત્ર, રાજસિદ્ધાત, તરુશાસ્ત્ર (વૃક્ષાયુર્વેદ), વાસ્તુલક્ષણ, અકગણિત, શકુન વિદ્યા, અધ્યાત્મશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, સામુદ્રિક તથા મેઘમાલા વિગેરે અનેક ગ્રથોનુ પ્રણયન કરેલુ છે" આ બધુ સાભળીને સિદ્ધરાજ બોલ્યો કે 'શુ અમારા ભડારમા આવા શાસ્ત્રો નથી? આખાય ગૂજરાતમા આવો કોઇ સર્વશાસ્ત્ર નિષ્ણાત પડિત નથી એનુ શુ કારણ?' આ સમયે ત્યા ઉપસ્થિત રહેલા વિદ્વાનોની દૃષ્ટિ આચાર્ય હેમચદ્ર તરફ જ વળી. રાજાએ હેમચંદ્રને વિનતિ કરી કે 'આપ શબ્દવ્યુત્પત્તિકર શાસ્ત્રને રચીને અમારો મનોરથ પૂરો કરો. આપના સિવાય બીજો કોઇ પડિત એને રચી શકે તેમ નથી વર્તમાનમા આપણો દેશ કલાપ (કાતત્ર) વ્યાકરણને અધીન છે એ અધીનતા ભોગવતા છતાય વિદ્યાર્થીને શબ્દ વ્યુત્પત્તિ તો બરાબર થતી નથી. વળી, એક વ્યાકરણ તરીકે **પાણિનિ**નુ વ્યાકરણ ઠીક છે, પણ બ્રાહ્મણો અભિમાનથી તેને વેદાગ કહીને અભ્યાસીઓની અવગણના કરે છે. એ લોકો સમયે સમયે એમ ટકોર કર્યા કરે એ કરતા નવીનજ વ્યાકરણ રચવું ઉત્તમ છે. (શ્લોક ૭૦-૮૩) છેવટે **સિદ્ધરાજે** એમ કહ્યુ કે 'મારો દેશ અને હુ ધન્ય છીએ, જ્યા આવા અલૌકિક વિદ્વાનનો નિવાસ છે. (શ્લોક ૯૫) રાજાએ તેની પાસે વિશ્વલોકોપકાર તથા સ્વકીર્ત્તિ માટે નૂતન વ્યાકરણ-**સિદ્ધહૈમવ્યાકરણ** રચાવ્યુ આ સબંધમા વ્યાકરણના ૮ પુસ્તકો **કાશ્મીર**થી મંગાવવામા આવ્યા હતા જ્યારે ગ્રથ સમાપ્ત થઇ ગયો, ત્યારે રાજાએ તે પોતાના દેશમા તેના અધ્યયન અધ્યાપનનો પ્રારભ કરાવ્યો અને અંગ વગ કલિંગ લાટ કર્ણાટ આદિ દેશોમા તેનો પ્રચાર કરાવ્યો અને તેની ૨૦ પ્રતિઓ **કાશ્મીર** મોકલી. રાજકોશમા

તેની પ્રત રાખી. આ વ્યાકરણના અભ્યાસીને રાજ્યમાં બહુ ઉત્તેજન મળતુ હતુ કાકલ કે કક્કલ નામના અષ્ટ વ્યાકરણના વિદ્વાન્ કાયસ્થને આ વ્યાકરણનો અધ્યાપક નીમવામાં આવ્યો. જ્ઞાનપચમી આદિ દિનોમા તેની પૂજા-અર્ચા થતી હતી વગેરે (શ્લોક ૯૬-૧૧૫ પ્રભાવકચરિત).

૪૧૮ સિદ્ધરાજની વિનતિથી આચાર્ય હેમચંદ્રને ગૂજરાત માટે નવીન સાહિત્ય નિર્માણ કરવાની-વ્યાકરણાદિ રચવાની-પ્રેરણા મળી એ નિર્વિવાદ છે હેમાચાર્ય પોતેજ તે વાત સિદ્ધહૈમ વ્યાકરણની પ્રશસ્તિમા જણાવે છે કે —[૩૩૧]

'અતિ વિસ્તૃત, દુર્બોધ અને વિપ્રકીર્ણ વ્યાકરણોના સમૂહથી કદર્થિત થયેલા શ્રી સિદ્ધરાજ જયસિંહે સર્વાંગપૂર્ણ એક નૂતન શબ્દાનુશાસન રચવાની આચાર્ય હેમચંદ્રને પ્રાર્થના કરી અને તે મુજબ આચાર્ય હેમચદ્રે આ વ્યાકરણને વિધિપૂર્વક (સર્વાંગપૂર્ણ) બનાવ્યુ.'

૪૧૯. વળી ત્રિષષ્ટિશલાકા પુરૂષચરિત્રની પ્રશસ્તિમા કુમારપાલ હેમચદ્રનો ઉપકાર માને છે તેવા શ્લોકમા બતાવ્યુ છે કે —[૩૩૨]

'પૂર્વે (અમારા) પૂર્વજ (પૂર્વાધિકારી) સિદ્ધરાજ નૃપતિએ ભક્તિથી વશ થઈને કરેલી યાચના વડે આપે સાગ-સર્વાંગ તેમજ સુવૃત્તિ વડે સુગમ એવુ અગાઉ વ્યાકરણ રચ્યુ'

૪૨૦ આ વૃત્તાતને સક્ષેપમા હેમચંદ્રના સમસમયી આચાર્ય

---

૩૩૧ तेनाति विस्तृतदुरागमविप्रकीर्णशब्दानुशासनसमूहकदर्थितेन ।
अभ्यर्थितो निरवम विधिवद् व्यधत्त शब्दानुशासनमिद मुनिहेमचद्र ॥

૩૩૨ पूर्व पूर्वजसिद्धराजनृपते र्भक्तिस्पृशो याच्ञया
साग व्याकरण सुवृत्तिसुगम चक्रु र्भवन्त पुरा ।

સોમપ્રભે જણાવેલો તે ઉપર કહેવાઈ ગયો છે, તેમજ બીજા પ્રાકૃત ગ્રંથમાં પણ આ વાતને પુષ્ટિ મળે છે.૩૩૩

૪૨૧ પ્ર. ચિં. માં મેરૂતુંગ કે જે પ્રભાચંદ્રના સમસમયી ગણાય તે જણાવે છે કે 'સૂરિએ સમસ્ત વ્યાકરણોનું અવગાહન કરી એક જ વર્ષમાં સવા લાખ શ્લોક પ્રમાણ એવું પંચાગપૂર્ણ વ્યાકરણ રચ્યું અને રાજા તથા પોતાની સ્મૃતિમાં તેનું નામ 'શ્રી સિદ્ધહૈમ' રાખ્યું. વળી આ ગ્રંથ રાજાની સવારીના હાથી પર રાખી રાજાના દરબારમાં લાવવામાં આવ્યો. હાથી પર બે ચામર ધારનારી સ્ત્રીઓ બને બાજુ ચામર ઢાળતી હતી અને ગ્રંથ પર શ્વેત છત્ર ધર્યું હતું. ત્યારપછી તેનું પઠન રાજસભાના વિદ્વાનો પાસે કરવામાં આવ્યું અને રાજાએ સમુચિત પૂજોપચાર કર્યા પછી તેને રાજકીય સરસ્વતી કોષમાં સ્થાપિત કરવામાં આવ્યું. આ સમયે એક વિદ્વાને એક શ્લોકથી તે ગ્રંથની પ્રશંસા કીધી તે અત્ર નોધવા યોગ્ય છે.

भ्रात संवृणु पाणिनिप्रलपितं कातन्त्रकन्था वृथा
मा कार्षीः कटुशाकटायनवचः क्षुद्रेण चान्द्रेण किम् ।
किं कण्ठाभरणादिभिर्वठरयस्यात्मानमन्यैरपि
श्रूयन्ते यदि तावदर्थमधुरा श्रीसिद्धहेमोक्तयः ॥

—'હે ભાઇ! જ્યાં સુધી શ્રી સિદ્ધહૈમ-વ્યાકરણનાં અર્થમાધુર્યવાળાં વચનોનું શ્રવણ કરવામાં આવે ત્યાંસુધી પાણિનિ વ્યાકરણના પ્રલાપને બંધ રાખવા દે. (શિવશર્મ કૃત) કાતન્ત્ર વ્યાકરણ રૂપી કંથાને વૃથા સમજ, શાકટાયન વૈયાકરણનાં કટુ વચનો કાઢ નહિ, ભલા ક્ષુદ્ર (ચંદ્રગોમિ નામના બૌદ્ધાચાર્ય કૃત) ચાન્દ્ર વ્યાકરણથી શું સરવાનું? અને કંઠાભરણ આદિ અન્ય વ્યાકરણોથી પણ આત્માને શા માટે બઠર-કલુષિત કરે છે?'૩૩૪

૩૩૩ જિનમંડને તેનો ઉલ્લેખ ટાંકયો છે કે
जयसिंहदेववयणाउ निम्मियं सिद्धहेमवागरणं ।
नीसेससद्दलक्खण निहाणमिमिणा मुणिदेणं ॥

૩૩૪ લગભગ આજ પ્રમાણેનું વૃત્તાંત આ શ્લોક ટાંકીને મેરૂતુંગપછી

૪૨૨ અન્યત્ર બીજુ કથન છે કે—

किं स्तुम शब्दपाथोधे हेमचन्द्रयतेर्मतिम् ।
एकेनापि हि येनेदृक् कृत शब्दानुशासनम् ॥

—શબ્દોના સમુદ્રરૂપ હેમચન્દ્રની મતિની શુ સ્તુતિ કરીએ ? (કરી શકીએ), કારણ કે તેણે એકલાએ આવુ શબ્દાનુશાસન રચ્યુ છે.

૪૨૩ ‘ગૂજરાતમા વ્યાકરણ-ગ્રથોમા પહેલુ સ્થાન કાલાપકને અને બીજુ સ્થાન કાતત્રને મળેલુ હતુ ગૂજરાતમા રચાયેલા ગ્રથોમા પ્રમાણ રૂપે જ્યા વ્યાકરણના સૂત્રો મળી આવે છે ત્યા મોટે ભાગે આ જ બે વ્યાકરણોના હોય છે. પાણિનિના વ્યાકરણનુ અધ્યયન-અધ્યાપન ગૂજરાતમા ઘણુ ઓછુ થતુ ગૂજરાતની માફક બગાલમા પણ જૂના જમાનામા મોટે ભાગે આ બને વ્યાકરણોનો પ્રચાર વધારે હતો એ વાત બંગાલી વિદ્વાનોએ એ વ્યાકરણો ઉપર લખેલી સખ્યાબંધ ટીકા વગેરેથી જાણી શકાય છે. જૈનેતર વિદ્વાનોની માફક જૈન વિદ્વાનોએ પણ આ ગ્રથો ઉપર ઘણા ટીકા-ટિપ્પણ લખ્યા છે તે ઉપરથી પણ એજ વ્યાકરણ ભણવા-ભણાવવાનો પ્રચાર હતો એ સ્પષ્ટ જણાય છે. આચાર્ય હેમચદ્રના સર્વાંગપૂર્ણ સિદ્ધહેમ શબ્દાનુશાસન નામે વ્યાકરણના પ્રાદુર્ભાવ પછી જૈન સમાજમાથી પણ જૈન વિદ્વાનોએ વ્યાકરણ ઉપર સ્વતંત્ર રચનાઓ કરેલી છે, પરતુ તેમાની કોઈને પણ હેમચદ્રની રચના જેવુ વિશેષ સ્થાન મળ્યુ નથી હેમચદ્રના ઉપરાત ચાર સ્વતત્ર વ્યાકરણ ગ્રથો જૈન વિદ્વાનોના નોધાયા છે તે ૧ વિદ્યાનદ (દિ૦), ૨ (મલયગિરિ કૃત) મુષ્ટિ વ્યાકરણ, ૩ જૈનેન્દ્ર વ્યાકરણ [દિ] અને ૪ શાકટાયન વ્યાકરણ ’[૩૩૫]

૪૨૪ સ ૧૧૮૧ મા વાદિ દેવસૂરિ અને કુમુદચદ્ર—એમ શ્વેતાબર અને દિગબર વચ્ચે રાજસભામા ચાલેલા શાસ્ત્રાર્થ સમયે

---

થયેલા જિનમંડન ગણિએ કુમારપાલ પ્રબધ (પૃ ૧૯-૧૭) અને ચારિત્રસુંદરે કુમારપાલ ચરિત્ર (પૃ ૮ શ્લોક ૨૯-૪૯) મા જણાવેલ છે

૩૩૫ જિનવિજય-‘પુરાતત્ત્વ’ ૨, ૪૧૯

હેમચન્દ્રે ભાગ લીધો હતો. સિદ્ધરાજ શૈવધર્મી હતો અને સાથે સાથે વિદ્યાનુરાગી અને ધાર્મિક ચર્ચા સાંભળવાનો પ્રેમી હતો. તેણે હેમચંદ્રના ઉપદેશથી પાટણમાં રાયવિહાર અને સિદ્ધપુરમાં સિદ્ધવિહાર નામના જૈનમંદિરો બંધાવ્યા હતા એ અગાઉ કહેવાઈ ગયું છે. સિદ્ધરાજે સં. ૧૧૫૧ થી ૧૧૯૯ સુધી રાજ્ય કર્યું પ્રાય તે રાજાના જીવનસુધી હેમચંદ્રે ગૂજરાત સિવાય અન્ય દેશમાં વિહાર કર્યો નહોતો,[૩૩૬] (એટલે મુખ્યત્વે પાટણમાં નિવાસ કર્યો હતો) જૈન શાસ્ત્રમાં મુનિ માટે ચિરકાલ સુધી એક સ્થાનમાં રહેવાનો નિષેધ કર્યો છે, છતાં આ આચાર્યે સંયોગાનુસાર ધર્મ પ્રભાવનાનો લાભ સમજી રાજાના ઉપરોધથી અધિક સમય સુધી ગુરૂ અને સંઘની ઇચ્છાથી પાટણ-ગૂજરાતમાં જ રહેવાનું સ્વીકાર્યું હતું તે રાજાનું અવસાન થતાં અન્ય પ્રદેશોમાં વિચરવા લાગ્યા. તે સમયમાં તેમના ઉપદેશથી હજારો જૈન ધર્મમાં આવ્યા. અવકાશ સમયે ગ્રંથોની રચના ચાલુ હતી.

૪૨૫ પછી કુમારપાલ ૫૦ વર્ષની વયે ગૂર્જર દેશનો અધિપતિ થયો. તેણે કેટલાક વર્ષો રાજ્યની સુવ્યવસ્થા કરવામાં તથા શત્રુઓને જીતવામાં ગાળ્યા. રાજ્યની સીમા વધી, નિષ્કંટક રાજ્ય થતાં શાન્તિ સર્વત્ર ફેલાઇ ત્યારે હેમાચાર્ય શાસનોદ્ધારની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો અવસર જાણી પાટણ આવ્યા.

---

૩૩૬ જુઓ તત્કાલીન સોમપ્રભસૂરિના કુમારપાલ પ્રતિબોધ તેમાં જણાવ્યું છે કે

"હવે સ્વભાવ પ્રમાણે નિરંતર લોકોપકાર કરવાની ભાવનાથી હેમચંદ્ર સૂરિ દેવીના કહેવાથી વિવિધ દેશમાં વિચરવા લાગ્યા એવામાં કોઇવાર દેવતાએ તેમને કહ્યું કે 'હે મહાનુભાવ! ગૂર્જર દેશ મુકીને તમે બીજા દેશોમાં વિહાર કરશો નહિ કારણ કે અહીં રહેતાં તમે મોટો ઉપકાર કરી શકશો' આથી દેશાંતરના વિહારથી નિવૃત્ત થઇ તે ભવ્યજનોને પ્રતિબોધ આપતા ગૂજરાતમાં જ રહેવા લાગ્યા" અને જિનમંડન-કુમારપાલ પ્રબંધમાં જૂના પ્રાકૃત પ્રબંધમાંથી ઉતારો પૃ. ૧૭

૪૨૬ રાજા રાજ્યપ્રાપ્તિ પહેલાં અનેક સંકટોમાંથી પોતાને ઉગારવા માટે આચાર્યનો ઉપકારવશ હતો. પોતાનું રાજ્ય સમર્પણ કરતા રાજાને સૂરિએ કહ્યું કે નિષ્પરિગ્રહી અમો મુનિઓને એ સર્વ તુચ્છ છે પછી પોતાની ત્રણ આજ્ઞાઓ પાલન કરવા જણાવ્યું (૧) પ્રાણીમાત્રનો વધ બંધ કરી સર્વ જીવોને અભયદાન આપો, (૨) પ્રજાની અધોગતિના મુખ્ય કારણરૂપ દુર્વ્યસન–દ્યૂત, માંસ, મદ્ય, શિકાર આદિનો નાશ કરો, અને (૩) પરમાત્મા મહાવીરની પવિત્ર આજ્ઞાઓનું પાલન કરી તેના સત્ય ધર્મનો પ્રચાર કરો. કુમારપાલે તેનો સ્વીકાર કરી 'અમારિ પડહ' વગડાવી સમસ્ત રાજ્ય-માંથી હિંસાને દેશનિકાલ કરી, રાજકુલદેવી કંટકેશ્વરીને બલિ અપાતી પણ બંધ કરી, દુર્વ્યસનોનો બહિષ્કાર કરાવ્યો, પોતે શ્રાવક ધર્મ સ્વીકારી (સં. ૧૨૧૬) 'પરમાર્હત' બન્યો અને વીતરાગ ધર્મની પ્રભાવના અનેક પ્રકારથી કરવા લાગ્યો. હેમચંદ્ર સિદ્ધરાજના સમયમાં કેવલ પોતાની વિદ્યાને લીધે દરબારમાં સત્કારભાજન થયા હતા અને કુમારપાલના સમયમાં રાજાના ગુરૂ બની તેમણે પોતાના પ્રભાવથી જૈન ધર્મને અતુલિત લાભ પહોંચાડયો હતો. તેણે ધાર્યું કે—

આપણ પઈ પ્રભુ હોઇઅં કઇ પ્રભુ કીજઇ હત્થિ,
કજ્જ કરિવા માણુસહ બીજઉ માગુ ન અત્થિ

—યા તો મનુષ્યે પોતેજ સમર્થ થવું ઘટે, યા કોઈ સમર્થને પોતાના હાથમાં લેવો ઘટે મનુષ્યને કાર્ય સિદ્ધ કરવા માટે આ બે માર્ગ સિવાય અન્ય (ત્રીજો) માર્ગ નથી તેથીજ તે આચાર્યે કૃત-કૃત્ય થઈ પોતાના 'વીતરાગસ્તોત્ર'માં સ્પષ્ટ જણાવ્યું કે —

श्राद्ध श्रोता सुधी र्वक्ता युज्येयाता यदीश ! तत् ।
त्वच्छासनस्य साम्राज्यमेकच्छत्र कलावपि ॥

—હે દેવ! જો શુદ્ધ શ્રદ્ધાથી નિર્મલ હૃદયવાળો-શ્રાદ્ધ શ્રોતા હોય અને શાસ્ત્રપારંગત તત્ત્વપારખી વક્તા હોય–તો એ બંનેના યોગથી કલિ-કાલમાં પણ તારા શાસનનું એકચ્છત્ર સામ્રાજ્ય થઈ શકે છે

૪૨૭. 'શ્રી હેમચંદ્રાચાર્યે લોકાનુગ્રહમાં આત્મા અર્પણ કર્યો, શ્રી હેમચંદ્રાચાર્ય મહાપ્રભાવક, બળવાન્ ક્ષયોપશમવાળા પુરૂષ હતા, તેઓ ધારત તો જુદો પંથ પ્રવર્તાવી શકે એવા સામર્થ્યવાન્ હતા. તેમણે ત્રીશ હજાર ઘરને શ્રાવક કર્યાં, ત્રીશ હજાર ઘર એટલે સવાથી દોઢ લાખ માણસની સંખ્યા થઇ શ્રી સહજાનંદજીના સંપ્રદાયમાં હાલ એક લાખ માણસ હશે, એક લાખના સમૂહથી સહજાનંદજીએ પોતાનો સંપ્રદાય પ્રવર્ત્તાવ્યો, તો દોઢ લાખ અનુયાયીઓનો એક જુદો સંપ્રદાય શ્રી હેમચંદ્રાચાર્ય ધારત તો પ્રવર્ત્તાવી શકત પણ શ્રી હેમચંદ્રાચાર્યને લાગ્યું હતું કે 'સંપૂર્ણ વીતરાગ સર્વજ્ઞ તીર્થંકર જ ધર્મપ્રવર્ત્તક હોઇ શકે, અમે તો એ તીર્થંકરની આજ્ઞાએ ચાલી તેમના પરમાર્થમાર્ગનું પ્રકાશન કરવા પ્રયત્ન કરનાર, વીતરાગમાર્ગનો પરમાર્થ પ્રકાશવા રૂપ લોકાનુગ્રહ શ્રી હેમચંદ્રાચાર્યે કર્યો, તેમ કરવાની જરૂર હતી. વીતરાગમાર્ગ પ્રતિ વિમુખતા અને અન્યમાર્ગ તરફથી વિષમતા, ઇર્ષ્યા આદિ શરૂ થઇ ચુકયાં હતાં. આવી વિષમતામાં વીતરાગ માર્ગ ભણી લોકોને વાળવા માટે લોકોપકારની તથા તે માર્ગના રક્ષણની તેમને જરૂર જણાઇ. 'અમારૂં ગમે તેમ થાઓ, આ માર્ગનું રક્ષણ થવું જોઇએ' એ પ્રકારે તેમણે સ્વાર્પણ કર્યું, પણ આમ તેવાજ કરી શકે, તેવા ભાગ્યવાન્—મહાત્મ્યવાન્-ક્ષયોપશમવાન્ જ કરી શકે. જુદાં જુદાં દર્શનોનો યથાવત્ તોલ કરી અમુક દર્શન સંપૂર્ણ સત્ય-સ્વરૂપ છે એવો નિર્ધાર કરી શકે એવા પુરૂષ જ લોકાનુગ્રહ, પરમાર્થપ્રકાશ, આત્માર્પણ કરી શકે' (**શ્રીમદ્ રાજચંદ્ર** પૃ. ૭૧૬)

૪૨૮. હેમાચાર્યની સતત પ્રેરણાથી કુમારપાલે જે જૈનધર્મની વૃદ્ધિ અર્થે કાર્ય કર્યાં તે ટુંકમાં અગાઉના પ્રકરણમાં કહેવાઇ ગયાં છે. કુમારપાલે દેવકી પત્તનમાં **સોમનાથ** મહાદેવના મંદિરનો પુનરૂદ્ધાર-જીર્ણોદ્ધાર કર્યો અને તેના નિર્માણ સંબંધી ત્યાંના પંચકુલનો પત્ર આવતાં નિર્માણ સંબંધમાં શું કરવું ઘટે એવું હેમચંદ્રને પૂછતાં

તે સૂરિએ જણાવ્યુ કે 'આ ધર્મભવનના નિર્વિઘ્ન નિર્માણ અર્થે તો આપે બ્રહ્મચર્ય વ્રતનુ પાલન કરીને દેવાર્ચનમા વિશેષ સલગ્ન રહેવુ ઘટે, અથવા મદિરના ધ્વજારોપણ સુધી મદ્ય માસના ત્યાગનુ વ્રત લેવુ ઘટે' કુમારપાલે નીલકઠ પર જલ ચડાવ્યુ અને મદ્યમાસ-ત્યાગનુ વ્રત લીધુ બે વર્ષ પછી જ્યારે મંદિર પૂર્ણ થયુ અને કેવલ કલશ તથા ધ્વજા ચઢાવવાનુ બાકી રહ્યુ ત્યારે રાજાએ પૂર્વે લીધેલુ વ્રત પૂરૂ કરવા ઇચ્છયુ. ત્યારે હેમચદ્રે જણાવ્યુ કે આપે ભગવાન્ સોમનાથના મંદિરમા પધારી તેની સમક્ષજ વ્રતની સમાપ્તિ કરવી ઘટે પછી બીજાના કહેવાથી સૂરિને પણ સોમેશ્વરની યાત્રામા સાથે આવવા કહ્યુ તે આમત્રણ પોતે સ્વીકાર્યું એટલે રાજાએ તેને સુખાસન વાહનાદિ લેવા જણાવતા તેમણે પાદવિહાર કરવાની ઇચ્છા પ્રકટ કરી જણાવ્યુ કે શીઘ્ર પ્રયાણ કરીને શત્રુજય ઉજ્જયતાદિ મહા તીર્થોની યાત્રા કરી દેવપત્તન આવી મળુ છુ ત્યા કુમારપાલ જતા હેમચદ્ર આવી મળ્યા ને શિવની સ્તુતિ કરવા જણાવ્યુ ત્યારે તેમણે **વી**તરાગસ્તોત્ર–**મ**હાદેવસ્તોત્ર બનાવ્યુ. તેમા મહાદેવ કોણ કહેવાય એને માટેના ગુણો બતાવી તેવા ગુણોવાળા જે કોઈ દેવ હોય–પછી બ્રહ્મા વિષ્ણુ કે મહેશ–શિવ કે બુદ્ધ કે જિન જે હોય તેને મારા નમસ્કાર છે એવી રીતે સ્તુતિ કરી આના થોડા શ્લોકો આ પ્રક-રણને મથાળે મૂકાયા છે–यस्यास्ति થી बुद्ध वा वर्धमान शतदलनिलय केशवं वा शिव वा ॥ સુધીના (પ્ર ચિ).

૪૨૯ એકવાર કાશીથી આવેલા વિશ્વેશ્વર નામના કવિએ કુમારપાલ સમક્ષ વિદ્વત્સમિતિમા હેમચદ્રની અર્ધ શ્લોકથી વ્યાજ-સ્તુતિ કરી કે —

पातु वो हेमगोपाल कम्बल दण्डमुद्वहन् ।

—કામળો અને દડ ધારણ કરતા એવા હેમ(ચદ્ર) ગોપાલ (ગોવાળીઓ) તમારી રક્ષા કરે

હેમચદ્રે બાકીનો અર્ધો શ્લોક કહી તેનો પ્રત્યુત્તર તેજ પ્રમાણે આપ્યો —

षड्दर्शनपशुग्रामं चारयन् जैनगोचरे ॥

—તે ગોપાલ એવો છે કે જે છ દર્શનરૂપી પશુઓને જૈન ગોચર-તૃણ ક્ષેત્રમા ચારતો રહ્યો છે.

આવી આવી અનેક ઘટનાઓ તેના જુદા જુદા પ્રબન્ધોમા-ચરિતોમા મળી આવે તેમ છે તો ત્યાથી જોઇ લેવી

૪૩૦ જેમ સિદ્ધરાજની વિનતિથી સિદ્ધહેમ રચ્યુ, તેમ કુમારપાલના માટે **યોગશાસ્ત્ર**, **વીતરાગસ્તોત્ર** અને **ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર** રચ્યા [૩૩૭] અને લોકો માટે **દ્વયાશ્રય**, **છંદોનુશાસન**, **અલંકાર**, **નામસંગ્રહ** આદિ અન્ય ગ્રથો રચ્યા

૪૩૧ હેમાચાર્યના જીવનને જગત્મા શાશ્વત પ્રકાશિત રાખનાર અને અન્ય ધર્મીઓને પણ આશ્ચર્ય ઉત્પન્ન કરાવનાર-એ તેનો અગાધ જ્ઞાન ગુણ હતો. તેના જેવો સકલ શાસ્ત્રોમા પારંગત અત્યત શોધવા જતા પણ કોઈ મળશે નહિ આ અપરિમિત જ્ઞાનશક્તિને લીધે 'કલિકાલ સર્વજ્ઞ' એ ઉપાધિથી તે ઓળખાય છે. **પીટર્સન** આદિ પાશ્ચિમાત્ય વિદ્વાનો પણ તેને જ્ઞાનનો સાગર (ocean of knowledge) કહે છે એમ કહેવાય છે કે તેણે સાડાત્રણ કરોડ શ્લોક પ્રમાણ ગ્રથો રચ્યા છે. ઉપલબ્ધ થતા ગ્રંથોનુ શ્લોકપ્રમાણ તેટલુ નથી, તેથી બીજા લુપ્ત થયા હશે, છતા જે મળી શકે છે તેનુ પ્રમાણ ઓછુ નથી તેમનો સ્વર્ગવાસ સં. ૧૨૨૯ મા થયો.



---

૩૩૭ હેમચંદ્રે ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્રમા રાજા કુમારપાલ તેનો ઉપકાર માને છે તે શ્લોક પોતે મૂક્યો છે જેનો અર્ધો ભાગ અગાઉ ટિપ્પણ ૩૩૨ માં મૂક્યો છે ને બીજો અર્ધો ભાગ નીચે પ્રમાણે છે —

मद्धेतोरथ योगशास्त्रममलं लोकाय च द्व्याश्रय—

च्छन्दोऽलंकृतिनामसंग्रह मुखान्यन्यानि शास्त्राण्यपि ॥१८॥

लोकोपकारकरणे स्वयमेववयूयं सज्जा स्थ यद्यपि तथाप्यहमर्थयेऽद ।

मादृग्जनस्य परिबोधकृते शलाका पुंसा प्रकाशयत वृत्तमपि त्रिषष्टे॥१९॥

# પ્રકરણ ૭ મું.

## હેમયુગ-[ચાલુ]

शब्द-प्रमाण-साहित्य-छन्दो-लक्ष्म-विधायिना ।
श्री हेमचन्द्रपादाना प्रसादाय नमोनम ॥

—શબ્દ, પ્રમાણ, સાહિત્ય, છંદ, વ્યાકરણના વિધાયક એવા પૂજ્ય શ્રી હેમચંદ્રના પ્રસાદગુણને નમો નમ

-રામચંદ્ર અને ગુણચંદ્ર કૃત નાટચદર્પણ વિવૃતિ પ્રાન્તે.

तुलीय-तवणिज्ज-कंती सयवत्त-सवत्त-नयण-रमणिज्जा ।
पल्लविय-लोय-लोयण-हरिस-प्पसरा सरीर-सिरी ॥
आवालत्तणओ विहु चारित्तं जणिय-जण-चमक्कार ।
वावीस परीसह सहण-दुद्धरं तिव्व-तवपवर ॥
मुणिय विसमत्थ सत्था निम्मिय वायरण पमुह गंथगणा ।
परवाइपराजयजाय-कित्ती मई जयपसिद्धा ॥
धम्म पडिवत्तिजणण, अतुच्छ मिच्छत्त मुच्छिआणं पि ।
महु खीरपमुह महुरत्त निम्मिय धम्मवागरणं ॥
इच्चाइ गुणोह हेमसूरिणो पेच्छिऊण छेयजणो ।
सद्दहइ अदिट्ठे वि हु तित्थंकर गणहरप्पमुहे ॥

—જેમની શરીરલક્ષ્મી તપનીય એટલે સુવર્ણની કાંતિ જેવી, શતપત્ર એટલે કમલ સમાન નયણથી રમણીય, અને લોકના લોચનમાં હર્ષના પ્રસારને પલ્લવિત કરનારી હતી, જેમનું બાલપણાથી ચારિત્ર જનોમા ચમત્કાર કરનારૂં, બાવીશ પરિષહ સહન કરવાથી દુર્જય, અને તીવ્ર તપવડે ઉત્તમ હતું, જેમની મતિ વિષમાર્થ શાસ્ત્રના જ્ઞાનવાળી, વ્યાકરણ પ્રમુખ ગ્રંથો રચનારી અને પરવાદીનો પરાજય કરી કીર્ત્તિ પ્રાપ્ત કરનારી વિજયિની હતી, જેમનું ધર્મવિવરણ-ધર્મકથન અતુચ્છ અને મિથ્યાત્વથી મૂર્છિત એવાઓને પણ ધર્મની પ્રાપ્તિ કરાવનારૂં અને મધુ ક્ષીર પ્રમુખના માધુર્યવાળું હતું-ઇત્યાદિ ગુણોવાળા હેમસૂરિને જોઇને ચતુર-નિપુણજનો અદૃષ્ટ એવા તીર્થંકર ગણધર પ્રમુખને સદ્દહે છે-શ્રદ્ધે છે

—સોમપ્રભકૃત કુ૦ પ્ર૦ ૧, ગાથા ૨૦ થી ૨૮.

૪૩૨ **સાહિત્યસેવા**-હવે તેમની સાહિત્યસેવા જરા વિસ્તારથી જોઇએ વ્યાકરણશાસ્ત્રના બધા અંગો ઉપર તેમણે વિસ્તારથી લખ્યુ છે ઉક્ત **સિદ્ધહૈમ** શબ્દાનુશાસન (પી ૧, ૧૯; પી. ૧, ૨૩, પી ૨, ૪૬ થી ૪૮) તે [૩૩૮]ગૂજરાતનુ પ્રધાન વ્યાકરણ છે તે રચવામા કર્ત્તાનો ઉદ્દેશ તેને સર્વગ્રાહ્ય બનાવવાનો જણાય છે તેમ કરવા માટે અનેક વૈયાકરણો નામે **આપિશલિ**,પાણિનિની પૂર્વના બીજાઓ જેવા કે **યાસ્ક**,**શાકટાયન ગાર્ગ્ય**, **વેદમિત્ર શાકલ** વગેરે, ઇન્દ્ર, બૌદ્ધ **ચંદ્રગોમિ**(**ચાંદ્ર**વ્યાકરણ કર્ત્તા), **શેષભટ્ટારક**-**પતંજલિ**, **પાણિનિ**, દિગંબર **દેવનંદિ** (**જૈનેંદ્ર**વ્યાકરણકર્ત્તા), **જયાદિત્ય** અને **વામન** ઉર્ફે **વિશ્રાન્ત વિદ્યાધર** (કાશિકાના વૃત્તિકાર), **વિશ્રાન્તન્યાસકાર**, જૈન **શાકટાયન** (**શાકટાયન**વ્યાકરણના કર્ત્તા), **દુર્ગસિંહ** અને **શ્રુતપાલ** (કાતંત્ર-કાલાપના વૃત્તિકાર), **ભર્તૃહરિ**- હરિ (**વાક્યપદીય**નો કર્ત્તા), **ક્ષીરસ્વામી** (**અમરકોશટીકાકાર**), **ભોજ** (**સરસ્વતીકંઠાભરણ**નો કર્ત્તા), **નારાયણકંઠી**, **સારસંગ્રહકાર**, **દ્રમિલ**, **શિક્ષાકાર**, **ઉત્પલ**, **ન્યાસકાર**, **પારાયણકાર**ના ઉલ્લેખો તેમા મળે છે,[૩૩૯] તેથી આ વ્યાકરણ અનેક વ્યાકરણોના નવનીતરૂપ છે વળી ઉદાહરણો પણ પ્રાચીન અને સર્વ સાધારણ જેવા મૂકેલા છે, અને જે ઉદાહરણો જૈનધર્મને લગતા છે તે માત્ર ઇતિહાસ પૂરતા છે પણ તેમા સાંપ્રદાયિકતાની ગંધ નથી રચના એવી રીતે કરી છે કે પાછળ

---

૩૩૮ 'ગૂજરાતનું પ્રધાન વ્યાકરણ' એ નામથી પંડિત બહેચરદાસે એક નિબંધ મુંબઇની આઠમી ગૂજરાતી સાહિત્યપરિષદ્મા રજૂ કરેલો હતો તે જુઓ પુરાતત્ત્વ પુ. ૪, ૧-૨, પૃ ૬૧, ગુજરાતી સાહિત્યપરિષદ-મંડળ પત્રિકા ત્રૈમાસિક પુ. ૧, ૨ પૃ ૫૧. આમાથી ઘણી હકીકત આ વ્યાકરણ સંબંધે લેવામા આવી છે

૩૩૯ સિદ્ધહૈમની સ્વોપજ્ઞ વૃત્તિમા હેમચંદ્રે પોતે અનેક વૈયાકરણોના મતોને વિવેકપૂર્વક પ્રરૂપેલા છે ને તે પૈકી કેટલાક મતોની સમાલોચના પણ કરી છે તેથી વ્યાકરણોના મતોને લગતી હેમચંદ્રની પ્રરૂપણા વ્યાકરણશાસ્ત્રના ઇતિહાસમા મોટો ફાળો આપે એવી છે.

વાર્તિકો વધારવાની જરૂર પડી નથી, છતા સૂત્રસંખ્યા વધી નથી, ને તેની સંખ્યા માત્ર ૧૧૦૦ છે વ્યાકરણના પાંચ અંગો છે સૂત્ર, ગણપાઠસહિતવૃત્તિ, ધાતુપાઠ, ઉણાદિ, અને લિંગાનુશાસન આ પાંચેય પોતે રચ્યા છે. આથી આ વ્યાકરણના વિદ્યાર્થિને કોઈ રીતે પરતંત્રતા ભોગવવી પડતી નથી. આ એકજ વ્યાકરણને લીધે ગૂજરાતને બીજા કોઇપણ દેશમા માત્ર વ્યાકરણની દૃષ્ટિએ ગુરૂપદ મળી શકે તેમ છે સૂત્રો સરલબોધ થાય ને અલ્પ પ્રયાસે સ્મૃતિદ્વારા તેનો ભાવ ઝીલી શકાય તેવા ઉદ્દેશથી એક બીજાના મંકોડા રૂપે સંકળાયેલ નવીન ક્રમમા ગોઠવેલ છે અને એ સંકલનાથી રચેલા વ્યાકરણના પ્રકરણોનો ક્રમ વર્તમાન પદ્ધતિના શબ્દકોશની પેઠે યોજેલો છે. એમા (જૈન) શાકટાયનનુ પ્રતિબિંબ છે છતાય અનુકરણ માત્ર નથી, એમા સૂત્રના ક્રમની યોજનાનુ કૌશલ, વૃત્તિનુ કૌશલ, ઉદાહરણો ઘડવાનુ ચાતુર્ય અને વ્યાકરણના ખાસ સિદ્ધાન્તો ઉપર ચર્ચા કરવાની પદ્ધતિ-એ બધામા હેમચંદ્રની પ્રતિભા પદે પદે દેખાય છે.

૪૩૩ ૧ મૂળ સૂત્રો, ૨ એ ઉપરની મહતી અને લઘુ વૃત્તિ, ૩ સવિસ્તર વૃત્તિવાળું અને અનેક ધાતુપારાયણના દોહનવાળું ધાતુપારાયણ, ૪ ઉણાદિસૂત્ર સવૃત્તિ, ૫ લિંગાનુશાસન પણ બૃહતી ટીકા સાથે-સિદ્ધહેમના એ પાંચ અંગો છે હેમચંદ્રનો સૂત્રોમા પ્રકરણોનો ક્રમ એ છે કે સંજ્ઞા પ્રકરણ, સ્વરસન્ધિ પ્ર૦, વ્યંજનસંધિ પ્ર૦, નામ પ્રકરણ, કારક પ્ર૦ પત્વણત્વ પ્ર૦, સ્ત્રી પ્રત્યય પ્ર૦, સમાસ પ્ર૦, આખ્યાત પ્ર૦. કૃદન્ત પ્ર૦, તદ્ધિત પ્ર૦, પ્રાકૃત પ્રક્રિયા તેમા સાત અધ્યાયોમા સંસ્કૃતનુ વ્યાકરણ છે અને છેલ્લો ને એટલો આઠમો અધ્યાય પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી ચૂલિકા પૈશાચી અને અપભ્રંશને માટે છે-એટલે કે તે અધ્યાય પ્રાકૃત વ્યાકરણ છે [૩૮૦]

---

૩૮૦ જર્મન વિદ્વાન ડા. પિશલે આ આઠમા અધ્યાયનું તદ્દન છેલ્લી પદ્ધતિએ સરસ સંપાદન કર્યું છે.

સંસ્કૃત બૃહદ્ વ્યાકરણના મૂળની શ્લોક પ્રમાણ સંખ્યા ૧૧૦૦ છે, એટલે સર્વ સૂત્ર સંખ્યા ૩૫૬૬ અને પ્રાકૃત વ્યાકરણની સૂત્ર સંખ્યા ૧૧૧૯ છે આખું વ્યાકરણ પ્રસાદ ઉપજાવે તેવું છે તે પર બૃહદ્વૃત્તિ-તે અઢાર હજાર શ્લોક સંખ્યાની વિસ્તૃત ટીકા પણ તેમણે રચી છે કે જેની અંદર કોઈપણ શબ્દસિદ્ધિ બાકી નથી રહી, તેને કુશાગ્રબુદ્ધિ વિદ્યાર્થી રસપૂર્વક શીખી શકે છે મૂળ સૂત્રો પર લઘુવૃત્તિ એ ૭ હજાર શ્લોક પ્રમાણ સૂત્રાર્થપ્રદર્શિકા સંક્ષિપ્ત ટીકા છે કે જે પ્રથમાભ્યાસીઓને તે સમજતા સુગમ પડે-એટલે કે મંદમેધા વિદ્યાર્થી પણ વ્યાકરણના બોધથી વિમુખ ન રહે એ માટે લઘુવૃત્તિ છે લઘુવૃત્તિનો ક્રમ બૃહદ્વૃત્તિના જેવો છે. ધાતુઓના રૂપો માટેનો રચેલો ધાતુપારાયણ પાંચ હજાર શ્લોક પ્રમાણ છે ઉણાદિ સૂત્ર ગણ સવિવરણ છે ને તે ઉપરાંત લિંગજ્ઞાન માટે રચેલો લિંગાનુશાસન નાના નાના પ્રકારના લલિત છંદોમાં મૂક્યો છે ને તેના પર ત્રણ હજાર શ્લોક પ્રમાણની વિસ્તૃત ટીકા પણ કરી છે આ સંસ્કૃત વ્યાકરણ ઉપર બૃહન્ન્યાસ નામે અત્યંત વિસ્તૃત વિવરણ પોતે લખ્યું હતું કે જેની સંખ્યા નેવું હજાર શ્લોક હતી એ વિવરણનો કેટલોક ભાગ નષ્ટ થઇ ગયો છે ને કેટલોક વિદ્યમાન છે એકંદરે બધાની સંખ્યા એક લાખ પચીસહજાર શ્લોક પ્રમાણ છે.

૪૩૪ સંસ્કૃત વ્યાકરણની સાથે પ્રાકૃત, શૌરસેની વગેરેનું વ્યાકરણ લખવાની પ્રથાનો આદિ આવિર્ભાવક આચાર્ય હેમચંદ્ર છે. આવી પ્રથા કોઈ પણ અન્ય વ્યાકરણમાં નથી. વરરૂચિ અને ભામહ વગેરે પંડિતોએ પ્રાકૃત વ્યાકરણો તો અનેક રચ્યા છે પણ તેમાં અને ગૂજરાતના આ પ્રાકૃત વ્યાકરણમાં નદી અને સમુદ્રની જેટલું અંતર છે. વરરૂચિ વગેરે લેખકોએ માત્ર નાટકોને સમજવા પૂરતાજ પ્રાકૃત વ્યાકરણો લખ્યા છે પણ આ આચાર્યે તો પોતાના સમય સુધીના સમગ્ર પ્રાકૃત સાહિત્ય અને આર્ષ પ્રાકૃતને લક્ષ્યમાં રાખીને પ્રાકૃત વ્યાકરણ રચેલું છે અને સાથે નાટકોની ભાષાને પણ

સ્થાન આપેલું છે. પાણિનિએ 'છાંદસમ્' કહીને જેમ વેદની ભાષાનું વ્યાકરણ લખ્યું છે તેમ આ આચાર્યે 'આર્ષમ્' કહીને જૈન આગમોની ભાષાનું પણ અનુશાસન કરેલું છે વિશેષ મહત્ત્વનું તો એ છે કે બીજા કોઈ પણ પ્રાકૃત વ્યાકરણ કરતાં ગૂજરાતના આ વ્યાકરણમાં પ્રાકૃત ભાષાને અને અપભ્રંશ ભાષાને સમજાવવાનો આચાર્યનો વિશિષ્ટ પ્રયત્ન છે અને ખાસ કરીને અપભ્રંશ ભાષા માટે તો તે પહેલાં કોઈ પણ પ્રાચીન વ્યાકરણે આટલું સવિશેષ લખ્યું હોય એમ કહેવાને કાંઇ પ્રમાણ નથી આ પ્રાકૃત વ્યાકરણ માટે થોડુંક કહીએ તો હેમચંદ્ર કહે છે કે 'પ્રકૃતિ સંસ્કૃત છે, અને તેમાંથી ઉત્પન્ન થયેલું—આવેલું તે પ્રાકૃત' (આ મત સંબંધી કેટલોક મતભેદ છે) પહેલાં (મહારાષ્ટ્રી) પ્રાકૃતનું વ્યાકરણ લખી, પછી શૌરસેનના વિશેષ નિયમ લખી જણાવ્યું કે 'શેષ પ્રાકૃતવત્' પછી માગધીને વિશેષ નિયમ કરી કહ્યું કે 'શેષ પ્રાકૃતવત્,' અર્ધમાગધીને 'આર્ષ' માની તેનું વિવેચન કર્યું નહિ, પછી પૈશાચીનું વિવેચન કરી લખ્યું કે 'શેષ શૌરસેનીવત્,' એજ પ્રમાણે ચૂલિકા-પૈશાચીના વિશેષ નિયમ બનાવી જણાવ્યું કે 'શેષ પ્રાગ્વત્—એટલે કે પૈશાચીવત્', પછી અપભ્રંશના વિશેષ નિયમ લખી લખ્યું કે 'શૌરસેનીવત્' અને ઉપસંહારમાં સર્વ પ્રાકૃતોને લક્ષમાં રાખી કહ્યું કે 'શેષ સંસ્કૃતવત્ સિદ્ધ'—આમાં વસ્તુતઃ મહારાષ્ટ્રી સિવાય બીજી બધી પ્રાકૃત કરતાં અપભ્રંશને વધારે ન્યાય આપેલ છે

૪૩૫ અપભ્રંશનું વિવરણ ૪–૩૨૯ થી ૪–૪૪૮ સૂત્રોમાં છે, ધાત્વાદેશ સૂત્રો ૪–૨ થી ૪–૨૫૯ છે તેમાંને. મોટો ભાગ પણ વાસ્તવિક રીતે અપભ્રંશ સૂત્રો ૭૮ છે કારણ કે તેમાંની ધાતુઓ મુખ્યત્વે અપભ્રંશમાં મળી આવે છે—એટલે કુલ ૧૯૮ સૂત્રમાં અપભ્રંશની વાત છે જ્યારે શૌરસેનીની ૨૭, માગધી ૧૬ પૈશાચી [illegible] સૂત્રમાં છે ધાત્વાદેશના સૂત્રને બાદ કરીએ તો પણ અપભ્રંશ સૂત્રોની સંખ્યા ૧૨૦ થાય છે હેમચંદ્રના [illegible] નક્ પહેલાં ન

પુરોગામી નમિસાધુ નામના જૈન આલંકારિકે (જુઓ પારા ૨૯૬) અપભ્રંશના પ્રકારો નોંધ્યા છે, જ્યારે હેમાચાર્યે તે પ્રકારોનો નામોલ્લેખ પણ કર્યો નથી, કદાચ તેમણે મહારાષ્ટ્રી (અપભ્રંશ) સાથે શૌરસેની અપભ્રંશનું થોડું વિવરણ કરેલું હોય એમ તેના સૂત્રો અને ઉદાહરણો પરથી કોઈને લાગે છે ગમે તેમ પણ અપભ્રંશ ભાષાનું હેમાચાર્યે કરેલું વિવરણ અતિ પૂર્ણ છે. તેના વ્યાકરણનું મધ્ય પદ્યમાં જે ઉદાહરણો મોટે ભાગે ઈ સ ૯મા ૧૦મા સૈકાના રચાયેલા અન્ય ગ્રંથોમાંથી અને ક્યાંક સ્વરચિત મૂકેલા છે તેનાથી વિશેષ વૃદ્ધિગત થાય છે ઘણા ખરા દોહા શૃંગારરસના છે, પણ તેમાંના લગભગ ૧૮ વીરરસના, ૬૦ ઉપદેશમય, ૧૦ જૈન ધાર્મિક, ૫ દંતકથા–પુરાણમાંના, ૧ કૃષ્ણ રાધા સંબંધી, ૧ બલિ વામન વિષેનો, ૧ રામ અને રાવણને ઉદ્દેશી અને ૨ મહાભારતને લગતા છે શૃંગાર રસમાંના બે તો ઇ સ ૧૦ મી સદીના રાજા મુંજ સંબંધે છે[341] એટલે પ્રાકૃત વ્યાકરણ, ગૂજરાતી–હિંદી–મરાઠી આદિ દેશી ભાષાઓ માટે અતિ ઉપયોગી અને મૌલિક છે, કારણ કે બધા પ્રાકૃત વ્યાકરણકારોમાં જૈન ચંડે ટૂંક અપભ્રંશ માટે કહ્યું ને પછી જૈનજ એવા હેમાચાર્યે અપભ્રંશ ભાષા સંબંધી બીજા કરતા ઘણી કાળજીપૂર્વક અને અતિ વિસ્તારથી વિવેચન કર્યું છે અને વિશેષમાં વધુ અગત્યનું તો એ છે કે તેણે તેના ઉદાહરણો તરીકે અપભ્રંશ દોહા આપેલ છે આથી અપભ્રંશ ભાષાની દૃષ્ટિએ હેમચંદ્ર સૌથી વધારે મહત્ત્વનો છે[342]

૪૩૬ 'હેમચંદ્ર પોતાના સમયના પ્રતિષ્ઠિત સંસ્કૃત પંડિત હતા, શ્રમણગ્રામના અગ્રણી હતા અને એક શિષ્ટ લોકનેતા પણ હતા તેથી એમણે પોતાના વ્યાકરણને સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશરૂપ ત્રિવેણીનું સંગમસ્થાન બનાવ્યું છે. અપભ્રંશના ભાગમાં

---

૩૪૧–૨ સ્વ. પ્રો ગુણેની ભવિસયત્ત કહાપરની અંગ્રેજી પ્રસ્તાવના (ગા ઓ સીરીઝ)

એમણે જે પદ્યભાગ આપ્યો છે તે ભાષાશાસ્ત્રના ઇતિહાસમાં ખાસ સ્થાન લે એવો છે. અને એથીજ આપણે હેમચંદ્રના સમયની શિષ્ટ સાહિત્ય ભાષાને મેળવી શકીએ છીએ હેમચંદ્રની પૂર્વે કેટલાય સૈકાથી સાહિત્યમાં શિષ્ટ લોકભાષા તરીકે અપભ્રંશભાષા જામી ગયેલી હતી છતાંય એ પહેલાના કોઈ પણ વૈયાકરણે અપભ્રંશનું આવું સંપૂર્ણ અનુશાસન કર્યું જણાતું નથી મતલબ એ છે કે, આમ થવામાં શ્રમણપરંપરાની અને બ્રાહ્મણપરંપરાની વિશેષતાજ હેતુરૂપ હોય-બ્રાહ્મણ પંડિતો લોકોમાં સર્વદા અગ્નિની જેમ વંદ્ય ગણ્યા છે અને શ્રમણ ગુરુઓ જીવનપ્રદ જલધરના જલની પેઠે સર્વત્ર સગી ગયા છે—આથીજ કદાચ બ્રાહ્મણ પંડિતોને સંસ્કૃત ભાષાનોજ આગ્રહ હોય અને શ્રમણગુરુઓને સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ વગેરે ભાષાઓ પ્રત્યે સમભાવ હોય[૩૪૩]

૪૩૭ 'ગુજરાત તો આ એકજ વ્યાકરણને લઈને બધી શાસ્ત્રીય ભાષાઓ તરફની પોતાની મમતાને વ્યક્ત કરી શકે છે અને એમ પણ કહી શકે છે કે, આ જાતની ઉદારતા દર્શાવવાનું પ્રથમ માન ગુજરાતનેજ છે વર્તમાનમાં તો પ્રાકૃત વગેરે ભાષાઓને શીખવા માટે કે પ્રાચીન ભાષાઓના અભ્યાસને માટે કોઈપણ દેશના વિદ્વાનોને ગુજરાતના આ બૃહદ્વ્યાકરણ તરફજ ખેંચાવું પડે છે—ગુજરાતનું આ ગૌરવ કાંઈ સાધારણ ન કહેવાય[૩૪૪] [ આ વ્યાકરણ વગેરે ગ્રંથો પર ટીકા ટિપ્પન વગેરે રૂપમાં ઘણા વિદ્વાનોએ લખેલું છે પણ તે અત્રે લખાણના ભયથી બતાવેલ નથી ]

**દ્વયાશ્રય** કાવ્ય રચેલ છે કે જેનું નામ 'કુમારપાલ ચરિત' પણ છે, કારણકે તેમાં કુમારપાલનું ચરિત્ર છે. તે કાવ્ય અતિ વિચિત્ર અને કાવ્યચમત્કૃતિના નમુનારૂપ છે. કારણકે હકીકત એમ છે કે 'વિદ્યાર્થીઓ વ્યાકરણ દ્વારા જે જે પ્રયોગોને જાણ્યા હોય છે તેના તેજ પ્રયોગો કોઈ સાહિત્યમાં નથી આવતા, એથી જો કોઇ કાવ્ય એવું હોય કે જેમાં એ શીખેલાજ પ્રયોગો બરાબર ક્રમપૂર્વક વપરાયા હોય તો એ કાવ્ય વિદ્યાર્થીઓને પ્રયોગ-વ્યવહારની શિક્ષા દર્શાવી શકે અને સાથે વ્યાકરણ પણ પરિપક્વ થાય, આ એક જ ઉદ્દેશને સિદ્ધ કરવાને માટે આચાર્યશ્રીએ સંસ્કૃત દ્વયાશ્રય મહાકાવ્યની[૩૪૫] રચના કરી છે અને એમ (સિદ્ધહેમના) સંસ્કૃતના સાતે અધ્યાયના બધા એના એજ ઉદાહરણો વ્યાકરણનાજ ક્રમ પ્રમાણે યોજ્યા છે અને એવુંજ બીજું (ઉક્ત) પ્રાકૃત દ્વયાશ્રય મહાકાવ્ય[૩૪૬] રચેલું છે, એમાં પણ (અષ્ટમાધ્યાયના પ્રાકૃત વ્યાકરણના) પ્રાકૃત, શૌરસેની, માગધી, પૈશાચી, ચૂલિકાપૈશાચી અને અપભ્રંશના બધા એના એજ વ્યાકરણગત ઉદાહરણો આનુપૂર્વીપૂર્વક મૂકેલા છે.

૪૩૯ 'દ્વયાશ્રય'નો અર્થ બે આશ્રયવાળું છે આ કાવ્યનું એ નામ ચરિતાર્થ છે આમાં એક તરફ જેના આઠ અધ્યાયના બધા ઉદાહરણો સંગતિપૂર્વક મળી આવે છે અને બીજી તરફ જેના મૂલ-રાજથી તે ઠેઠ કુમારપાલ સુધીનો ગૂજરાતના સોલંકી વંશનો ઇતિ-હાસ ચીતરાએલો છે એથી આ કાવ્ય વ્યાકરણના અભ્યાસીને તો ઉપયોગીજ છે પણ ગૂજરાતના ઇતિહાસમાં એનું અસાધારણ સ્થાન છે

---

૩૪૫ સંસ્કૃત **દ્વયાશ્રય** કાવ્ય વે. નં ૧૭૩૭-૮૦, અભયતિલકગણિની ટીકા સહિત પ્ર૦ મુંબઈ સંસ્કૃત સીરીઝ સને ૧૯૧૫-૧૯૨૧;

૩૪૬ પ્રાકૃત દ્વયાશ્રય કાવ્ય-પૂર્ણકલશગણિની ટીકા સહિત-સં શંકર-પાંડુરંગ પંડિત પ્ર૦ ઉક્ત સીરીઝ સન ૧૯૦૦

૪૪૦ પાણિનિનુ વ્યાકરણ સમજવા માટે ગૂજરાતના ભટ્ટિ કવિએ શ્રીધરનરેશની વલભીમા રહીને ભટ્ટિકાવ્ય રચેલુ છે એટલે એ કાવ્ય ગૂજરાતનુ છે પણ એમા વ્યાકરણગત ઉદાહરણોનો ક્રમ નથી તેમ એમા કોઇ તાત્કાલિક ઐતિહાસિક વૃત્તાતને નથી વર્ણવેલો, એથી એ ગૂજરાતના કાવ્યનુ મહત્ત્વ બીજી અનેક રીતે હોવા છતા વ્યાકરણ અને ઇતિહાસ એ બનેની દૃષ્ટિએ હેમચદ્રનુ દ્વયાશ્રય અસાધારણ છે '

૪૪૧ એમ પણ કહેવાય છે કે એકજ શ્લોક સાતને લાગુ પડે એવુ સપ્તસધાનમહાકાવ્ય પણ હેમચદ્રે રચેલુ હતુ પણ તે ઉપલબ્ધ નથી

૪૪૨ ચાર કોષગ્રથો રચ્યા છે. પ્રથમકોષનુ નામ અભિધાનચિતામણિ નામમાલા છે. તેના ૭ કાડ છે. તે કોષ અમરકોશ માફકનો છે, પરન્તુ તેમા શબ્દસખ્યા અમર કરતા દોઢી છે તેનાપર પોતેજ દશ હજાર શ્લોકની વિસ્તૃત ટીકા રચી છે બીજા કોષનુ નામ 'હેમ અનેકાર્થ સગ્રહ, (ટી ૨, ૧૫) છે કે જેમા ૭ કાડમા વિશ્વકોષ નામના કોશની પેઠે એકેક શબ્દોના કેટલા બધા અર્થો થાય છે તે જણાવ્યુ છે એના પર પણ પાછી ૭ હજાર શ્લોકની સ્વોપજ્ઞ ટીકા છે. ત્રીજો કોશ દેશીનામમાલા-દેશી શબ્દસગ્રહ (પ્ર૦ મુ.સં સીરીઝ) કે તે દેશી શબ્દોનો કોશ છે સામાન્ય રીતે જે સસ્કૃત નહિ અને તેમાથી ઉદ્ભવેલ નથી તે 'દેશી' શબ્દ તે ૮ વર્ગમા છે તે પર સ્વરચિત વૃ

ઉપયોગી છે આ કોશોનો ઉપયોગ પછીના ગ્રંથકારોએ 'ઇતિ હેમ' એમ કહીને બહુ કર્યો છે

૪૪૩ અલંકાર માટે કાવ્યાનુશાસન નામનો ગહન ગ્રંથ પણ શબ્દાનુશાસન પછી તેમણે રચ્યો છે એની રચના સુપ્રસિદ્ધ કાવ્યપ્રકાશના જેવી છે સાહિત્યશાસ્ત્રના અંગોનું વિવેચન માર્મિકતાથી કરેલું છે પ્રથમ મૂળ સૂત્રિત સૂત્રો છે—તેના પર અલંકારચૂડામણિ નામની અતિ પરિષ્કૃત ટીકા—વ્યાખ્યા છે, અને તેના પર વિવેક નામનું સૂક્ષ્મભાવપ્રદર્શક ટિપ્પણ—વિવરણ પણ પોતેજ કરેલું છે આ બંનેમાં મૂલની દરેક બાબતોનું સ્પષ્ટીકરણ, લંબાણથી સમજાવી ઉદાહરણોથી પુરતુ કરવામાં આવ્યું છે આ ગ્રંથમાં વ્યંજનાશક્તિ વગેરે સ્થલોમાં ભિન્ન ભિન્ન કેટલાએક ગ્રંથકારોની અને શાન્તરસને રસ તરીકે ન માનનારાઓની ઝાટકણી પણ બારીક દૃષ્ટિથી સચોટ પુરાવા સાથે કરવામાં આવેલી છે. સાહિત્યશાસ્ત્રમાં પણ તેમનું પાંડિત્ય કેટલી કક્ષાએ પહોંચ્યું હતું તે આ ગ્રંથનું પર્યાલોચન કરવાથી જણાશે. તેમાં પણ શબ્દાનુશાસનમાં છે તેમ ૮ અધ્યાય છે: ૧ લો પ્રસ્તાવનારૂપે છે. પ્રયોજન, કાવ્યકારણ પ્રતિભા, તેના ભેદ, અને તેના સંસ્કાર નામે વ્યુત્પત્તિ, અભ્યાસ અને શિક્ષા, કાવ્યનું સ્વરૂપ નામે દોષરહિત, ગુણ—અલંકારસહિત શબ્દ અને અર્થ, તે ગુણ, દોષ, અલંકારના લક્ષણ, રસોપકારપ્રકાર, શબ્દાર્થનું સ્વરૂપ નામે મુખ્ય—ગૌણ—લક્ષ્ય—વ્યંગ્યના ભેદથી મુખ્ય ગૌણલક્ષકવ્યંજક તે શબ્દ તે મુખ્ય—ગૌણ—લક્ષ્ય—વ્યંગ્ય અર્થના લક્ષણ, વ્યંગ્યાર્થના ભેદ નામે શબ્દશક્તિમૂલ અને અર્થશક્તિમૂલ વ્યંગ્યાર્થ. ૨જો અધ્યાય રસ સંબંધી છે. રસનું લક્ષણ, તેના નવ ભેદ—શૃંગાર, હાસ્ય, કરૂણા, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાંત અને તે દરેકના લક્ષણ, સ્થાયિભાવો, વ્યભિચારિભાવો, અને સાત્વિકભાવો તે દરેકના ભેદ સહિત, ને રસાભાસ. ૩જો દોષોને લગતો છે—કાવ્યના, રસના, પદના, વાક્યના, પદવાક્યના અને અર્થના દોષો જણાવ્યા છે, ૪થામાં ગુણો

નામે માધુર્ય, ઓજસ, પ્રસાદ અને તે દરેકના વ્યંજક તથા ગુણથી અન્યથાપણુ બતાવેલ છે પમો શબ્દાલંકારોનો છે જેવાકે અનુપ્રાસ, લાટાનુપ્રાસ, યમક ચિત્રકાવ્ય, શ્લેષ વક્રોક્તિ ને પુનરૂક્તાભાસ. ૬ઠ્ઠામા અર્થાલંકારો નામે ઉપમા, ઉત્પ્રેક્ષાથી માંડી સંકર સુધી ૨૯ બતાવ્યા છે ૭મામા નાયકાદિલક્ષણો—નાયક, તેના ગુણ, અને ભેદ. નાયિકાલક્ષણ અને સ્ત્રીઓના સ્વાભાવિક અલંકારો અને છેલ્લામા પ્રબન્ધાત્મક કાવ્યના ભેદો નામે પ્રેક્ષ્યકાવ્ય અને શ્રવ્યકાવ્ય અને તે દરેકના ભેદ નામે નાટકાદિ આપ્યા છે (પ્ર૦ કાવ્યમાલા નં ૭૧ નિ૦ સા પ્રેસ મુંબઇ)

૪૪૪ છંદને માટે 'છંદોનુશાસન' નામનો ઉપયોગી વિસ્તૃત ગ્રંથ લખ્યો છે તે પણ આઠ અધ્યાયમા વિભક્ત છે તેના જેવો બીજો કોઇ છંદ ગ્રંથ નથી તે પર પણ સ્વોપજ્ઞ ટીકા લખી છે દરેક પ્રકારના છંદનુ ઉત્તમ રીતે જ્ઞાન મેળવવામા આ પરમ સાધન છે કેદારભટ્ટના વૃત્તરત્નાકર, ગંગાદાસની છંદોમંજરી અને પિંગલકૃત છંદશાસ્ત્ર કરતા પણ છંદ સંબંધી કેટલીક વિશેષ બાબતો આ ગ્રંથમા જણાય છે પિંગલ વિગેરે કરતા એની રચના અને વ્યાખ્યા સરસ છે સંસ્કૃત અને પ્રાકૃતના અનેક છંદોનુ વર્ણન કરવા સાથે જુદા જુદા અનેક ગ્રંથોના વિવિધ સુભાષિતો ઉદાહરણ તરીકે ચુટી તેમા ઉધ્ધૃત કર્યા છે 'પ્રાકૃતપિંગલ'નો ગ્રંથ આથી ઘણો અર્વાચીન છે કારણકે તેમા આપેલ ઉદાહરણ હમ્મીર આદિ આની પછી થયેલ વ્યક્તિઓના છે (પ્ર૦ શેઠ દેવકરણ મૂળજી, મુંબઇ સં ૧૯૬૮)

૪૪૫. આમ ચાર અનુશાસન નામે શબ્દાનુશાસન, લિંગાનુશાસન, કાવ્યાનુશાસન અને છંદાનુશાસન રચ્યા છે તે ઉપરાંત પાંચમા અનુશાસનરૂપે વાદાનુશાસન નામે એક અન્ય ગ્રંથ રચેલ છે તે હાલ અનુપલબ્ધ છે તેમા નામ ઉપરથી વાદની ચર્ચા હોવી જોઇએ

૪૪૬ ન્યાયશાસ્ત્રમા તેમણે પ્રમાણમીમાંસા નામનો [illegible]

મહત્ત્વનો ગ્રંથ રચ્યો. તે તેમણે શબ્દ–કાવ્ય–છંદના અનુશાસન રચ્યા પછી રચ્યો[૩૪૭] તે [૩૪૮]પાંચ અધ્યાયમાં હતો. દરેક અધ્યાયમાં એક કરતાં વધુ આન્હિક હતાં અને તે પર સ્વોપજ્ઞવૃત્તિ રચી હતી. હાલ વૃત્તિસહિત બે આન્હિકવાળો પ્રથમ અધ્યાય અને બીજા અધ્યાયનો પ્રથમ આન્હિક એટલા પૂરતોજ આ ગ્રંથ મળી આવે છે ગ્રંથ સૂત્રબદ્ધ છે અને સૂત્રો પણ એવાં સરલ, અસંદિગ્ધ અને સંપૂર્ણ છે કે દરેક અભ્યાસ માટે તે અતિ ઉપયોગી નીવડે

૪૮૭ જો કે ધર્મકીર્તિ, હરિભદ્રસૂરિ, અકલંકદેવ વગેરે પ્રાચીન તાર્કિકોના પ્રાય બધા ન્યાય ગ્રંથો પ્રકરણના રૂપમાં મુકાવા પામેલા છે, જ્યારે હેમચંદ્રે આ ગ્રંથને પણ શબ્દાનુશાસન વગેરે માફક સૂત્ર રૂપેજ ગ્રંથેલ છે અને તેમ કરવાનું કારણ તેની વૃત્તિના પ્રારંભમાજ તેઓ જણાવે છે કે–'લોક ભિન્નરૂચિવાલા છે અને તેથી પ્રાચીન તાર્કિકોની જેમ પ્રકરણરૂપે પોતાના ન્યાય ગ્રંથને ન કરતાં સૂત્રરૂપે (પોતે) બનાવે તો તેમાં એવી કોઇ પણ પ્રકારની લૌકિક અથવા રાજકીય આજ્ઞા નથી કે જે પોતાની ઇચ્છાને તેમ કરતાં અટકાવે.'[૩૪૯] સૂત્રનું લક્ષણ પોતે વૃત્તિમાં ટાંક્યું છે કે 'તે થોડા અક્ષરવાળું, સંદેહવિનાનું, સારવાળું, લોકપ્રકાશક, અધિકતારહિત અને શાસ્ત્રીય દૂષણ રહિત એવું સૂત્ર હોવું જોઈએ એમ સૂત્રને જાણવાવાળા

---

૩૪૭ જુઓ તેની વૃત્તિ "आनन्तार्यार्थो वाथ शब्द शब्दकाव्यच्छदोऽनुशासनेभ्योऽनन्तर प्रमाण मीमास्यत इत्यर्थ "

૩૪૮ જુઓ તેજ વૃત્તિ 'पञ्चभिरध्यायै शास्त्रमेतदरचयदाचार्य' પૃ ૩ (પ્ર. આર્હતમતપ્રભાકર–પુના)

૩૪૯ यद्येवं अकलंकधर्मकीर्त्यादिवत् प्रकरणमेव किं नारभ्यते किमनया सूत्रकारत्वाहोपुरुषिकया । मैव वोच. । भिन्नरुचि र्ह्यय जनस्ततो नास्य स्वेच्छाप्रतिबंधे लौकिकं राजकीयं वा शासनमस्तीति यत्किंचिदेतत् ।–વૃત્તિની પ્રસ્તાવના, પૃ ૨

વિદ્વાનો કહે છે'[૩૫૦] આ લક્ષણ હેમચંદ્રના દરેક સૂત્રમય ગ્રંથોમાં છે તે પ્રમાણે આ ગ્રંથમાં છે

૪૪૮ આ ગ્રંથમા ગૌતમના ન્યાયસૂત્રોનુ પ્રતિબિંબ છે પણ માત્ર અનુકરણ નથી બંનેના સૂત્રો સરખાવતા વૈલક્ષણ્ય-પ્રતીતિભેદ જણાય છે પ્રમાણમીમાંસાના બધા પાંચે અધ્યાય મળતા નથી તેથી તેને ન્યાયસૂત્ર સાથે સળંગ સરખાવી શકાય તેમ નથી, છતા જેટલો ભાગ તેનો ઉપલબ્ધ છે તેની સાથે સરખાવતા માલૂમ પડે છે કે ગૌતમે ન લીધેલા એવા ઘણા વિષયો હેમચંદ્રે લીધા છે દા ત. પ્રમાણ, અનધ્યવસાય, વિપર્યય, વસ્તુ, પ્રત્યભિજ્ઞાન, વ્યાપ્તિ પક્ષ, દૃષ્ટાન્તાભાસ, દૂષણ, જય, પરાજય આદિ અવગ્રહ, ઈહા, અવાય, ધારણા, અવધિ, મન પર્યાયજ્ઞાન. કર્મેન્દ્રિય આદિ જૈન પરિભાષાના વિષયો ગૌતમસૂત્રમા છે નહિ-હોઈ શકે નહિ હેત્વાભાસમા ગૌતમ મતે પાંચ હેત્વાભાસ છે, હેમચંદ્રમા ત્રણ છે ને તે ત્રણનો પાંચમા અંતર્ભાવ થાય છે વળી કેટલાક સૂત્રોમા બંનેમા ભેદ છે દા ત વાદ તર્કના લક્ષણ આદિ ટૂંકામા આ પ્રમાણમીમાંસામા ન્યાય સબંધી જૈન સિદ્ધાંતોનો સમાવેશ કર્યો છે, તે ઉપરાંત ન્યાયને લગતી જે જે બાબતોમા બૌદ્ધ, મીમાંસક, સાંખ્ય, નૈયાયિક અને નાસ્તિક વગેરે દર્શનકારો અલગ પડે છે તે દરેકનુ તેઓના મતવ્યને અનુસારે મંડન કરી યુક્તિથી જૈનશૈલી પ્રમાણે તે સાથેનો ભેદ જણાવ્યો છે ઘણી સહેલાઈથી થોડી મહેનતે વધારે જ્ઞાન આપનાર આવી ઉત્તમ પદ્ધતિનો જૈન ન્યાયનો ગ્રંથ (વાદિદેવસૂરિ કૃત પ્રમાણનયતત્ત્વાલંકાર સિવાય) બીજો લાગતો નથી આ મંત્રે 'વાદાનુશાસન'

---

૩૫૦ 'अल्पाक्षरमसंदिग्धं सारवद् विश्वतो मुखम् ।
अस्तोभमनवद्यं च सूत्रं सूत्रविदो विदुः ॥

પ્રથમ અધ્યાયના બીજા આહ્નિકના ૩૪ સૂત્રમાં [illegible] સામાન્ય પ્રસંગ નૈયાયિકની રચના ઉપર [illegible] જણાવે છે ... પ૬

નામનો એક વધુ ગ્રંથ અગાઉ જણાવ્યું તેમ મળતો નથી.

૪૪૯ ન્યાયમાં પ્રમાણમીમાંસા ઉપરાંત ન્યાય વિષય ગર્ભિત 'અન્યયોગ વ્યવચ્છેદ' અને 'અયોગ વ્યવચ્છેદ' નામની દરેક બત્રીશ શ્લોકમાં-એમ બે બત્રીશીઓ સંસ્કૃતમાં વર્ધમાનસ્તુતિ તરીકે રચી છે કે જેમાંની પહેલી ઉપર મલ્લિષેણ સૂરિ નામના પ્રખર વિદ્વાને સં ૧૩૪૯ ( શક સં ૧૨૧૪)માં સ્યાદ્વાદમંજરી નામની અદ્વિતીય વ્યાખ્યા સ્યાદ્વાદ એટલે જૈન દર્શનનું સ્વરૂપ બતાવતી રચી છે, એ પરથી ખ્યાલ આવે તેમ છે કે બત્રીશીનો વિષય અતિ ગહન અને મહત્તા-વાળો છે તેનું નામ (અર્હન્ સિવાય) અન્ય (દેવોમાં), (આપ્તપણા-નો) યોગ હોવાનો વ્યવચ્છેદ-ખંડન ન્યાયપદ્ધતિથી આવેલ છે તેથી અન્યયોગ વ્યવવચ્છેદ' રાખવામાં આવ્યું છે બીજી બત્રીશીમાં અર્હન્ દેવમાં આપ્તપણાનો અયોગ નથી (પણ યોગ જ છે ) એ બતાવેલ હોવાથી તેનું નામ 'અયોગ વ્યવચ્છેદ' રાખેલ છે

૪૫૦ **જૈન ન્યાયશાસ્ત્રનો ત્રીજો યુગ**-વિ સૈકા ૧૧ માથી ૧૩માં સુધીનો પંડિત સુખલાલે પાડી તેનું નામ 'પુષ્પિત કાળ' આપ્યું છે, અને તે જણાવે છે કે 'પુષ્પો કાંઈ સંખ્યામાં પલ્લવો જેટલાં નથી હોતાં. કદાચિત્ પુષ્પોનું પરિમાણ પલ્લવોથી નાનું પણ હોય છે, છતાં પુષ્પ એ પલ્લવોની ઉત્તર અવસ્થા હોઈ તેમાં એક જાતનો વિશિષ્ટ પરિપાક હોય છે બીજા યુગમાં જૈન ન્યાયનો જે વિસ્તાર અને સ્પષ્ટીકરણ થયાં તેને પરિણામે ત્રીજો યુગ જન્મ્યો આ યુગમાં અને આ પછીના ચોથા યુગમાં દિગંબર આચાર્યોએ ન્યાયવિષયક કેટલાક ગ્રંથો રચ્યા છે, પણ હજુ સુધી મારી નજરે એવો એકે ગ્રંથ નથી પડયો કે જેને લીધે જૈનન્યાયના વિકાસમાં તેને સ્થાન આપી શકાય ત્રીજા યુગના શ્વેતાંબર સંપ્રદાયમાં વાદિ દેવસૂરિ અને હેમચંદ્ર એ બેનું મુખ્યસ્થાન છે એ ખરૂં કે આચાર્ય હેમચંદ્રની પરિચિત કૃતિઓમાં જૈનન્યાયવિષયક બહુ કૃતિઓ નથી, તેમ પરિ-માણમાં મોટી પણ નથી છતાં તેઓની બે બત્રીશીઓ અને પ્રમા-

ણમીમાંસા જોનારને તેઓની વિશિષ્ટતા ધ્યાનમાં આવ્યા સિવાય નહિ રહે અને એમ આપોઆપ જણાશે કે મોટા મોટા ને લાંબાલાંબા ગ્રંથોથી કંટાળેલ અભ્યાસીઓ માટે સંક્ષેપમાં છતાં વિશેષતાવાળી રચનાઓ તેઓએ કરી અને ફુલનું સૌરભ તેમાં આણ્યું. વાદિદેવ સૂરિ કોઈ કંટાળે એવા ન હતા, તેઓએ તો રત્નાકરની સ્પર્ધા કરે એવો મોટ સ્યાદ્વાદરત્નાકર ગ્રંથ રચ્યો અને કોઈ અભ્યાસીને જૈનન્યાય માટે તેમજ દાર્શનિક ખંડનમંડન માટે બીજે ક્યાંય ન જવાની સગવડ કરી દીધી.[૩૫૧]

૪૫૧. ધાર્મિક સાહિત્યમાં કુમારપાળ નૃપત માટે ૧૨૦૦ શ્લોકમાં યોગશાસ્ત્ર અપરનામ અધ્યાત્મોપનિષદ્ નામનો ગ્રંથ બગભગ બાર હજાર શ્લોક પ્રમાણ સ્વોપજ્ઞ ટીકા સહિત રચ્યો છે.[૩૫૨] તે સરલ છતાં મહત્ત્વનો ગ્રંથ છે. તેમાં ઐહિક અને પારલૌકિક જીવનને પવિત્ર શી રીતે કરવું તે પર વિસ્તૃત અને હૃદયંગમ વિવેચન કરેલું છે, ને યોગ અને અધ્યાત્મ જેવા ગૂઢ વિષયો સંબંધી પણ સ્ફુટતાથી ઘણી હકીકતો જણાવી છે. તેમાં બાર 'પ્રકાશ' છે. ૧લામાં શ્રી મહાવીરની સમદૃષ્ટિ કરુણા બતાવી યોગનું સામર્થ્ય દૃષ્ટાંતો સહિત બતાવ્યું છે, ને જ્ઞાનયોગ દર્શનયોગ અને ચારિત્રયોગ એ ભેદ પાડી સમજાવ્યા છે. બીજામાં અને ત્રીજામાં સમ્યક્ત્વ અને મિથ્યાત્વનું સ્વરૂપ બતાવી ગૃહસ્થ ધર્મના બાર વ્રતોનું વર્ણન કર્યું છે. ચોથામાં ક્રોધાદિ કષાય, ઇંદ્રિયજય, મનશુદ્ધિ, સમભાવ પર કહી ધ્યાનની મૈત્રી આદિ ચાર ભાવના, ધ્યાન માટેના સ્થળ અને આસન સંબંધી જણાવ્યું છે. પાંચમા અને છઠ્ઠામાં પ્રાણાયામ, પ્રત્યાહાર અને ધારણાનું સ્વરૂપ કહી ૭ થી ૧૧માં પિંડસ્થ પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત ધ્ય-

---

૩૫૧ 'જૈનન્યાયનો ક્રમિકવિકાસ' એ [illegible]

૩૫૨ [illegible] ૧૬૨૮-૧૬૫૨ [illegible] ૧૬ [illegible] [illegible] [illegible] સહિત [illegible] જૈનધર્મ

ચાર પ્રકારના ધ્યાન ઉપરાત ધર્મધ્યાન અને શુક્લધ્યાનનુ ભેદ સહિત સ્વરૂપ દાખવ્યુ છે. આગમામા સામાન્ય ઉપસહાર રૂપે મનનો જય, પરમાનદ, અભ્યાસક્રમ, તત્ત્વજ્ઞાન, ઉન્મનીભાવ વગેરે જણાવી ઉપદેશનુ રહસ્ય અને આત્મોપદેશ આપેલ છે

૪૫૨ 'યોગશાસ્ત્રમા પાતંજલ–યોગશાસ્ત્રમા નિર્દિષ્ટ કરેલા આઠ યોગાગોના ક્રમથી સાધુ અને ગૃહસ્થના જીવનની આચાર પ્રક્રિયાનુ જૈનશૈલી અનુસાર વર્ણન છે, તેમા આસન તથા પ્રાણાયામ સાથે સબધ રાખનારી અનેક બાબતોનુ વિસ્તૃત સ્વરૂપ છે, કે જેના પરથી તત્કાલીન લોકોમા હઠયોગ–પ્રક્રિયાનો કેટલો બધો પ્રચાર હતો તે જણાય છે હેમાચાર્યે આ ગ્રથમા હરિભદ્ર સૂરિના યોગ વિષયક ગ્રથોની નવીન પરિભાષા અને રોચક શૈલીનો ક્યાય પણ ઉલ્લેખ કર્યો નથી, પરતુ (દિગ.) શુભચંદ્રાચાર્યના જ્ઞાનાર્ણવમાના પદસ્થ, પિંડસ્થ, રૂપસ્થ, રૂપાતીત ધ્યાનનુ વિસ્તૃત તથા સ્પષ્ટ વર્ણન કરેલુ છે (જુઓ પ્રકાશ ૭ થી ૧૦) અંતમા તેમણે સ્વાનુભવથી વિક્ષિપ્ત, યાતાયાત, શ્લિષ્ટ અને સુલીન એવા મનના ચાર ભેદોનુ વર્ણન કરી નવીનતા લાવવાનુ પણ ખાસ કૌશલ બતાવ્યુ છે ( ૧૨ પ્રકાશ શ્લોક ૨ થી ૪) નિસદેહ યોગશાસ્ત્ર તે જૈન તત્ત્વજ્ઞાન અને જૈન આચારનો એક પાઠ્ય ગ્રથ છે'[૩૫૩]

૪૫૩. બીજો ગ્રંથ અર્હન્ દેવના જુદા જુદા લોકોત્તર ગુણોને લઇને પરમાત્માની સ્તુતિ રૂપે સ્તુતિ તરીકેના દરેક ગુણથી યુક્ત કુમારપાળ માટેજ વીતરાગ સ્તોત્ર એ નામનો ભક્તિરસથી ભરપૂર રચ્યો છે (મુ૦) તે ઉપરાત મહાદેવ સ્તોત્ર રચ્યુ છે (મુ૦) ધર્મકથાના નિધિરૂપ ૬૩ શલાકા (ઉત્તમ મહાન્) પુરૂષોના જીવનચરિત્રરૂપે ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર નામનો મહાકાવ્ય રૂપે ગ્રથ ૧૦ પર્વમા (વે. ન ૧૭૨૪–૧૭૩૨ પ્ર. જૈ ધ સ ) કુમારપાળના કહેવાથી રચ્યો છે તેમા ૨૪ જિનો, ૧૨ ચક્રવર્ત્તીઓ, ૯ બળદેવ, ૯ પ્રતિવાસુદેવ

૩૫૩ પં સુખલાલની યોગદર્શન તથા યોગવિંશિકાપરની પ્રસ્તાવના

એમ કુલ ૬૩ નાં ચરિતો છે તેમાં તેમની કલ્પના, પ્રતિભા, રસિકતા અપૂર્વ ખીલી છે આ ગ્રંથનું ૧૧મું પરિશિષ્ટપર્વ નામનું રચી તેમાં મહાવીર પછી થયેલ વજ્રસ્વામી સુધીના આચાર્યોનાં જીવનવૃત્ત છે. અને વજ્રસ્વામીના વંશ વિસ્તાર વર્ણન સુધીની હકીકત આપી તે પૂરો કર્યો છે. (પ્ર જૈ ધ સભા)

૪૫૪. નીતિ વિષયે અર્હન્નીતિ નામનું પુસ્તક તેમના નામે ચઢેલું છે તેનું કર્તૃત્વ તેમનું હોવા વિશે શંકા રહે છે ઉપરના ગ્રંથો સિવાય બીજી અનેક કૃતિઓ રચેલી સંભળાય છે, (જુઓ પ્રભાવક-ચરિત પૃ ૩૪૬ શ્લોક ૮૩૧-૮૩૬ જૈન પ્ર પૃ. ૨૬) છતાં જે વિદ્યમાન-ઉપલબ્ધ છે તે પરથી પણ તેમના જ્ઞાનની અગાધતા સમજાય તેમ છે ને તેમની 'કલિકાલ સર્વજ્ઞ'ની ઉપાધિ અસ્થાને નથી-તેમાં અતિશયોક્તિ ભાસતી નથી

૪૫૫ આચાર્ય આનંદશંકર જણાવે છે કે "સં ૧૦૮૯ થી ૧૧૭૩ એ વર્ષો 'કલિકાલ સર્વજ્ઞ' હેમચંદ્રના તેજથી દેદીપ્યમાન છે હેમચંદ્રાચાર્ય ધર્મ અને તત્ત્વજ્ઞાનના પણ અનેક સારા વિદ્વાન્ હતા અને તે વિષયના પણ દ્વાત્રિંશિકા વગેરે એમના કેટલાક ગ્રંથો છે પરંતુ જૈન વાઙ્મયને એમની ચિરસ્થાયી સેવા તો આ વિષય કરતાં ભાષા અને સાહિત્યના વિષયમાં વધારે થઈ છે-એમાં સંશય નથી સંસ્કૃત ભાષા ઉપર એમનો હાથ કેવો સમર્થતાથી અને સરળતાથી ફરતો, એમનું કવિત્વ કેવું મધુર હતું એ ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર વગેરે ગ્રંથોની ભાલી અલંકાર કલ્પના વગેરે જોતાં જણાય છે' ૩૪

રનો અને બીજા પુત્ર **અંબડે** **ભરૂચના** **શકુનિકા** વિહારનો ઉદ્ધાર કર્યો, અને તે બંનેમાં **હેમાચાર્યે** પ્રતિષ્ઠા કરી તેમજ અન્ય શ્રાવકોએ અનેક મંદિરો બંધાવ્યાં **અજયપાલની** અવકૃપાથી તેમજ મુસલમાનોના આક્રમણોથી હાલ પર્વતો ઉપરના મંદિરો સિવાયના તે વખતના વિશાલ મંદિરો પૈકી કોઈ દૃશ્યમાન થતા નથી

૪૫૭ હેમાચાર્યની જૈન ધર્મ પર શ્રદ્ધા નાસ્તિકપણે અટલ હતી. પોતે **મહાવીર** સ્તુતિમાં જણાવ્યું છે કે —

न श्रद्धयैव त्वयि पक्षपातो न द्वेषमात्रादरुचिः परेषु ।
यथावदाप्तत्वपरीक्षया च त्वामेव वीर ! प्रभुमाश्रिताः स्म ॥

—હે **વીર**! કેવળ શ્રદ્ધા-અંધ શ્રદ્ધાથીજ તારામાં (અમારો) પક્ષપાત છે તથા કેવળ દ્વેષ માત્રથીજ અન્યોમાં (અમારી) અરુચિ છે એમ નથી, કિન્તુ પરીક્ષાપૂર્વક તને યથાતથ્યપણે આપ્ત જાણીનેજ તારો આશ્રય લીધો છે

इमां समक्षं प्रतिपक्षसाक्षिणामुदारघोषामवघोषणां ब्रुवे ।
न वीतरागात्परमस्ति दैवतं न चाप्यनेकान्तमृते नयस्थितिः ॥

—પ્રતિપક્ષીઓની સન્મુખ મોટી ઘોષણા કરીને કહું છું કે, જગતમાં વીતરાગના જેવો તો કોઇ અન્ય દેવ નથી અને અનેકાન્ત (સ્યાદ્વાદ-જૈન) ધર્મની સિવાય કોઇ તત્ત્વ-ફિલસુફી નથી

૪૫૮ છતાં પણ તેને અન્ય દર્શનો-મતો પર તિરસ્કાર ન હતો. કુમારપાલ જૈન થયા પહેલાં દેવપત્તનના-પ્રભાસપાટણની યાત્રાએ ગયો ને ત્યાં હેમાચાર્યને આવવા આમંત્રણ આપ્યું તેઓ ત્યાં ગયા હતા અને ત્યાં **શિવની** સ્તુતિ ખરી જૈન શૈલીથી કરી હતી તેમણે એ **મહાદેવસ્તોત્રમાં** છેવટે કહ્યું છે કે —

भवबीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥ ४० ॥

—ભવરૂપ વૃક્ષના બીજાંકુર સમાન રાગાદિક દોષ જેના ક્ષય થયા હોય તે ગમે તો **બ્રહ્મા** હોય, ગમે તો **વિષ્ણુ** હોય, ગમે તો **મહાદેવ** હોય

કે ગમે તો જિન હોય-તેને મારો નમસ્કાર છે. [આ અને બીજા શ્લોકો આ પહેલાના ક્રાપ્રકરણની શરૂઆતમાં મૂક્યા છે]

૪૫૯ તેણે અમુક અમુક વિષયમાં જે જે મહાન્ વિશારદ થયા તેમનું મુક્તકંઠે સ્મરણ કર્યું છે—'ઉત્કૃષ્ટ મહાકવિ તો સિદ્ધસેન ઉત્કૃષ્ટ મહાતાર્કિક મલ્લવાદી, ઉત્કૃષ્ટ સંગ્રહકાર ઉમાસ્વાતી, અને ઉત્કૃષ્ટ વ્યાખ્યાતા તે જિનભદ્ર ક્ષમાશ્રમણ બીજા તેમનાથી ઉતરતા છે'[૨૫૫] આમ જણાવી સાથે સાથે પોતાની લઘુતા બતાવી છે

૪૬૦ રા. કનૈયાલાલ મુનશીએ એક વખત કહ્યું હતું કે "ગુજરાતના ઇતિહાસનો મને રસ છે એટલે તેના થોડા અભ્યાસ ઉપરથી હું કહીશ કે બારમી સદી સુધી 'હિંદુ અને જૈન' જેવા ભેદનું નામનિશાન પણ નહોતું, પાટણના મુંજાલેશ્વર મહાદેવના મંદિરનો ઇતિહાસ એ વાતની સાક્ષી પુરે છે મહારાજા કુમારપાળ સાથે શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય શિવમંદિરે જાય ત્યાં ભેદ કોને કહેવો? મને એમ લાગે છે કે તે પછી કોઈ ભેદનો જન્મ રાજકારી પુરુષોએ પેદા કર્યો હોય"[૨૫૬]

૪૬૧ અને વિશેષમાં જાહેર કર્યું હતું કે "જૈન અને બૌદ્ધ ધર્મના મહાત્માઓ વડેજ હિંદુ સંસ્કૃતિ અને હિંદુ રાષ્ટ્રીયતાનું ગૌરવ આટલું ઉન્નત છે અને ખાસ કરીને ગુજરાતના ઇતિહાસના વિજયી દિવસોમાં જૈન, પ્રભાવ અને વિદ્વત્તા જૈનોમાંજ હતી તે જોઈ તેમની પાસેની દરબારી મને રાગભરી લાગે છે. ગુજરાતનું ગૌરવ એટલે જૈનોનેજ

૨૫૫ उत्कृष्टेऽनूपेन ॥२।२।३९॥ उत्कृष्टेऽर्थे वर्तमानात् अनूपाभ्यां युक्तात् गौणात् नाम्नो द्वितीया भवति। अनु सिद्धसेनं कवयः। अनु मल्लवादिनं तार्किकाः। उप उमास्वातिं संग्रहीतारः। उप जिनभद्र क्षमाश्रमणं व्याख्यातारः। तस्मादन्ये हीना इत्यर्थः—'सिद्धहेम' ... वृत्ति

૨૫૬ ભાવનગરમાં 'હિંદુ કે જૈન' એ વિષે ૫૨ તા. ૨૧-૧૨-૨૨ ને દિને આપેલ ભાષણ 'જૈન' તા ૨૪-૧૨-૨૨ નો અંક પૃ. ૯૨૦.

ઇતિહાસ આ (વિજયી) સમયના વિભાગ આ પ્રમાણે પાડી શકાય ૧લો વિમલશાહનો કે જ્યારે જૈન શેઠો વેપાર કરતા લટના વધારે અને પેઢી સ્થાપવા પહેલા રાજ્ય અને શહેર સ્થાપતા, ૨જો સીન-ધદેવીનો સમય કે જ્યારે બ્રાહ્મણ મત અને જૈન મતની સ્પર્ધા વધારે થતી અને ધીમે ધીમે બ્રાહ્મણ ધર્મની અસર ઓછી થતી, ૩જો હેમાચાર્યનો કે જે ગુજરાતના અગ્રગણ્ય ઐતિહાસિક પુરુષે જૈન મત અને બ્રાહ્મણ મતનો વિરોધ પોતાના ડહાપણથી ઘણોખરો કાઢી નાખ્યો, ૪ થો કુમારપાળનો કે જ્યારે જૈન મત પાટણના સિંહાસન પર બીરાજ્યો."

સમકાલીન સોમપ્રભસૂરિનો કુમારપાલ પ્રતિબોધમાંથી ઉલ્લે-ખવા યોગ્ય શ્લોક આપીશું કે —

स्तुमस्त्रिसन्ध्य प्रभु हेमसूरेरनन्यतुल्यामुपदेसशक्ति।
अतीन्द्रियज्ञानविवर्जितोऽपि य क्षोणिभर्तुर्व्यधित प्रबोधं॥

—પ્રભુ હેમસૂરિની અનન્યતુલ્ય—અનુપમેય ઉપદેશ શક્તિની દિનની ત્રણ સંધ્યા વખતે-દિવસમા ત્રણ વખત સ્તુતિ કરીએ છીએ કારણ કે તેનામા અતીન્દ્રિયજ્ઞાન-કેવલજ્ઞાન ન હોવા છતાં તેણે એક ભૂપાલને પ્રબોધ પમાડયો

૪૬૨. **હેમાચાર્યનુ શિષ્યમંડળ**—પણ જબરૂ હતુ. તે પૈકી **રામચંદ્રસૂરિ**નું મહાકવિ તરીકે ઉંચું સ્થાન છે. તે સિવાય ગુણચંદ્ર ગણિ, **મહેન્દ્રસૂરિ**, વર્ધમાન ગણિ, દેવચન્દ્ર મુનિ, યશશ્ચંદ્ર, ઉદયચંદ્ર **બાલચંદ્ર** આદિ અનેક હતા.

## રામચંદ્રસૂરિ.

प्राणा· कवित्वं विद्याना लावण्यमिव योषिता ।
त्रैविद्यवेदिनोऽप्यस्मै ततो नित्यं कृतस्पृहा ॥

—નાટયદર્પણ વિવૃત્તિ પ્રારંભે

पंचप्रबन्धमिषपंचमुखानकेन विद्वन्मनःसदसि नृत्यति यस्य कीर्त्ति ।
विद्यात्रयीचणमचुम्बितकाव्यतन्द्र कस्त न वेद सुकृती किल रामचन्द्रम्[१] ॥

—રઘુવિલાસ પ્રસ્તાવના પ્રસંગે

—જેમ સ્ત્રીઓમાં લાવણ્ય એ પ્રાણ-ખરી વસ્તુ છે. તેમ વિદ્યાઓમાં કવિત્વ એ પ્રાણ-ખરી વસ્તુ છે. (અમારા જેવા) ત્રૈવિદ્યવેદી-ત્રણ વિદ્યાઓ જાણનારાઓ પણ અમારા માટે હમેશા સ્પૃહા રાખે છે.

—પાચ પ્રબંધરૂપી પચમુખના મુખો વડે જેની કીર્ત્તિ વિદ્વાનોના મન રૂપી સભામા નાચે છે તેવા ખરેખર રામચંદ્ર કે જે ત્રણ વિદ્યામા વિશારદ છે અને જેનો તંદ્રાએ કાવ્યમા સ્પર્શ કર્યો નથી તેને કયો ભાગ્યશાલી જાણતો નથી ?-અર્થાત્ સર્વ જાણે છે

૪૬૩ રામચન્દ્રસૂરિ તે હેમાચાર્યના પટ્ટધર હતા (પ્રભાવક ચરિત પૃ ૩૦૪ શ્લોક ૧૨૯-૧૩૭) અને સિદ્ધરાજ જયસિંહે તેમને 'કવિ કટારમલ્લ' એ નામનુ બિરુદ આપ્યુ હતુ. (પ્ર૦ ચિં૦ ઉપદેશતરંગિણી). પોતે પોતાને માટે 'વિદ્યાત્રયીચણ' અને 'અચુમ્બિત કાવ્યતન્દ્ર', (રઘુ-વિલાસમા) 'વિશીર્ણકાવ્યનિર્માણતન્દ્ર' (કૌમુદી-મિત્રાણંદમા) એ વિશેષણો આપ્યા છે તેમનામા સમસ્યા પૂરવાની અદ્ભુત શક્તિ હતી (પ્ર ચિ, ચારિત્રસુંદરકૃત કુમારપાલ ચરિત) 'ત્રૈવિદ્યવેદી'-ત્રણ વિદ્યા (શબ્દશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર ને કાવ્યશાસ્ત્ર)ના જાણનાર હતા. અને તેનુ સ્પષ્ટ પોતાને માટે તેમણે પોતાના ગ્રંથ-(નાટયદર્પણ વિવૃત્તિ)મા પણ જણાવ્યુ છે તદુપરાંત પોતે 'પ્રબંધશતકર્તા' એ બિરુદ પોતાને માટે જણાવ્યુ છે. (કૌમુદી-મિત્રાણંદ અને નિર્ભયભીમવ્યાયોગના પ્રસ્તાવમા) તેમજ (પ્ર ચિ આદિમા) તે બિરુદ પ્રસિદ્ધ છે મહાકવિ શ્રીપાલ કૃત સહસ્રલિંગ તળાવની પ્રશસ્તિમા કાવ્યદૃષ્ટિએ દૃષ્ટિ દોષ બતાવી તેમણે સિદ્ધરાજને બતાવ્યાનો ઉલ્લેખ પ્ર૦ ચિ. મા છે. રામચંદ્રની એક આંખ ગઈ હતી (એ વાત પ્ર ચ પૃ ૩૦૬ શ્લોક ૧૩૮-૧૪૦ અને પ્ર ચિ મા છે) હેમચંદ્ર સં ૧૨૨૯ માં સ્વર્ગસ્થ થયા તેના ગમે કુમારપાલને થયેલા શોકનુ શમન રામચંદ્રે કર્યું હતુ (જિનમંડન કૃત કુમારપાલ ચરિત).

૪૬૪ રામચંદ્રે અને ગુણચંદ્રે બંનેએ મળીને [illegible]

સહિત દ્રવ્યાલંકાર (જે૦. ૯૫) અને વિવૃત્તિ સહિત **નાટ્યદર્પણ** રચેલ છે દ્રવ્યાલંકારમા ત્રણ પ્રકાશ છે—પહેલામા જીવ દ્રવ્યને, બીજામા પુદ્ગલ દ્રવ્યને, અને ત્રીજા અકંપપ્રકાશમા ધર્મ અધર્મ અને આકાશ એ ત્રણ દ્રવ્યોને પ્રમાણથી પ્રતિષ્ઠિત—સ્થાપિત કર્યા છે. **નાટ્યદર્પણ**ની વિવૃત્તિમા બને કર્ત્તાએ નાટક, પ્રકરણ, નાટિકા, પ્રકરણી, વ્યાયોગ, સમવકાર, ભાણ, પ્રહસન, ડિમ, અંક, ઇહામૃગ અને વીથી એ નામના બાર રૂપકનુ સ્વરૂપ બતાવ્યું છે અને તેના નિરૂપણમા લગભગ પંચાવન નાટકાદિ પ્રબંધો (પોતાના તેમજ બીજા)ના ઉદાહરણો આપ્યા છે. [પ્ર ગા ઓ. સી]

૪૬૫ **રામચંદ્રે** 'પ્રબંધશતકર્ત્તા મહાકવિ'—[૩૫૭]'પ્રબંધશત-

---

૩૫૭ 'પ્રબંધચિંતામણિ વગેરેમાં **રામચંદ્ર**ને 'પ્રબંધશતકર્ત્તા'નુ ખાસ વિશેષણ લગાડેલુ મળી આવે છે, તે ઉપરથી કેટલાક વિદ્વાનો એમ સમજતા હતા કે **રામચન્દ્રે** એકંદર બધા મળીને ૧૦૦ પ્રબંધોની રચના કરી હશે અને તેના લીધે તેમને આ વિશેષણ પ્રાપ્ત થયુ હશે, પરન્તુ આ યાદીમા '(૫. રામચન્દ્ર કૃત પ્રબન્ધશતં' દ્વાદશરૂપક—નાટકાદિ સ્વરૂપ જ્ઞાપક ૫૦૦૦) એ પ્રમાણે ઉલ્લેખ જોતા પ્રબંધશત એ શતસંખ્યાપરિમિત પ્રબંધસૂચક નથી. પણ એ નામનો ખાસ ગ્રંથજ તેમણે કરેલો હતો, અને તેનો જે પરિચય ટુંકો આપ્યો છે—બાર રૂપક અને નાટક આદિના સ્વરૂપને જણાવનાર—તે પરથી તે ગ્રંથ ખાસ કરીને સાહિત્યની રચના વિષક હોવો જોઈએ. ધનંજયે દશરૂપક નામના ગ્રંથમા દશ રૂપક ગણાવ્યા છે આમા રૂપકની સંખ્યા બાર છે પોતાના ગુરૂ હેમચન્દ્રે પોતાના કાવ્યાનુશાસનમાં જે બાર વસ્તુઓ રૂપક તરીકે આપી છે તેનેજ વધારે વિસ્તૃત રૂપમા અને પ્રમાણરૂપમા સ્થાપિત કરવા માટે તો આ ગ્રંથમા પ્રયત્ન કરવામા ન આવ્યો હોય? ગ્રંથનુ શ્લોક પ્રમાણ જોતાં તે ઘણો વિસ્તૃત અને વિશેષ વિવેચનવાળો હોવો જોઇએ. એકલા રૂપકનીજ ચર્ચા કરતો આટલો મોટો ગ્રંથ સંસ્કૃતમા બીજો સાંભળવામા નથી—જિનવિજયજી—પુરાતત્ત્વ ૨ ૪૨૧

વડોદરા ગા ઓ સી **નાટ્યદર્પણ** છપાય છે તે અમે જોયેલ છે તેમા ઉપર લખેલ બાર રૂપક આદિનુ વર્ણન છે. અમને ૫. લાલચંદનું કથન

વિધાનનિષ્ણાતબુદ્ધિ' એવા વિશેષણો પોતાના માટે આપ્યા છે એ પરથી સ્પષ્ટ જણાય છે કે તેમણે સો પ્રબંધો-ગ્રંથો રચ્યા હશે, પરંતુ હાલ સર્વભક્ષી કાલને લીધે તે સર્વ ઉપલબ્ધ નથી તે પૈકી જે ઉપલબ્ધ છે અને જેના નામો મળી આવે છે તે ઉપરના ઉપરાંત નીચે પ્રમાણે છે —

સત્યહરિશ્ચંદ્ર નાટક (પ્ર૦ નિ સા પ્રેસ), કૌમુદી-મિત્રાણંદ (પ્ર આ સભા ન ૫૯). નિર્ભયભીમવ્યાયોગ (પ્ર. ય ગ્ર.), રાઘવાભ્યુદય યાદવાભ્યુદય, યદુવિલાસ, રઘુવિલાસ (બુ. ૬. નં. ૭૬૦) નલવિલાસ નાટક (પ્ર ગા ઓ સી), મલ્લિકામકરન્દ પ્રકરણ, રોહિણીમૃગાંક પ્રકરણ, વનમાલા નાટિકા આદિ નાટકો રચ્યા છે તે ઉપરાંત કુમારવિહારશતક (કે જેમાં કુમારપાલે બંધાવેલા 'કુમારવિહાર' નામના મંદિરનું વૃત્તાંત છે પ્ર૦ આ સભા), સુધાકલશ નામનો સુભાષિત કોષ (બૃ ટિ) હૈમ બૃહદ્વૃત્તિ ન્યાસ-રામચંદ્રકૃત ન્યાસ ૫૩૦૦૦ શ્લોક પ્રમાણનો (બૃ ટિ) અને સ્તોત્રાદિ જેવા કે યુગાદિદેવ દ્વાત્રિંશિકા વ્યતિરેક દ્વાત્રિંશિકા પ્રસાદ દ્વાત્રિંશિકા આદિદેવસ્તવ મુનિસુવ્રતસ્તવ નેમિસ્તવ, સોળ સાધારણ જિનસ્તવ તથા જિનસ્તોત્રો (આ સર્વ સ્તોત્રો વડોદરાના ઝવેરી, ગણ્યાલાલના ભંડારમાં છે) રચ્યા છે કૌમુદી મિત્રાણંદ એ દશ અંકનું રૂપક નાટક છે તે કૌમુદી અને મિત્રાનંદના વૃત્તાંતમયી કથાને અવલંબી રચેલું છે નલવિલાસ એ સાત અંકનું નાટક છે ને તેમાં નલદમયંતીનું ચરિત છે ૨૫૮

સ્વાતન્ત્ર્ય તરી આવે છે. પોતે સ્વયં ઉત્પાદક છે, બીજાની વાણી ઉછીની લેતો નથી-પારકાના શબ્દાર્થ વગેરે પરથી પોતાના કાવ્યો રચતો નથી, જૂના ચીલે ચાલતો નથી પણ શાશ્વતી સ્વાતન્ત્ર્યલક્ષ્મીને વહે છે-અનુભવે છે એમ પોતાના નાટકોમા ખુલ્લી રીતે બીજા કવિઓની અવગણનાસૂચક જણાવે છે. પોતાની સૂક્તિઓ માટે તે કહે છે કે—

सूक्तयो रामचन्द्रस्य वसन्त कलगीतय ।
स्वातन्त्र्यमिष्टयोगश्च पंचैते हर्षत्र(न्त्र)ष्टय ॥

૪૬૭. **રામચંદ્ર** સિવાયના બીજા શિષ્યોમા ગુણચદ્રે બે કૃતિઓ **રામચદ્ર** સાથે રહી કરેલી તે કહેવાઈ ગયુ છે **મહેન્દ્રસૂરિએ અને-કાર્થ કેરવાકરકૌમુદી** નામની **હૈમ અનેકાર્થ** સગ્રહપરની ટીકા પોતાના ગુરૂના નામથીજ સં. ૧૨૪૧ મા રચી હતી (પી ૧, ૨૩૩. ભા. ૬, ૩૫૨) **વર્ધમાનગણિએ કુમારવિહાર પ્રશસ્તિ કાવ્ય વ્યાખ્યાદિ** રચેલ હતા ઉક્ત ત્રણે ગુણચદ્ર, **મહેન્દ્ર** અને **વર્ધમાને સોમપ્રભ-સૂરિનો કુમારપાલ પ્રતિબોધ** સાભળ્યો હતો વિશેષમા **દેવચંદ્ર** નામના શિષ્યે **ચદ્રલેખાવિજય પ્રકરણ** રચ્યુ તે અગાઉ કહેવાયુ છે, ઉદય ચંદ્ર નામના શિષ્યના ઉપદેશથી ચદ્રગચ્છના ધર્મસૂરિ-રત્નસિંહ-દેવેન્દ્રસૂરિના શિષ્ય કનકપ્રભે **હૈમન્યાસસારનો** ઉદ્ધાર કર્યો યશ-ચદ્ર ગણિ નામનો પણ એક શિષ્ય હતો તેનો ઉલ્લેખ પ્ર ચિ મા છે

૪૬૮ વળી એક **બાલચદ્ર** નામનો શિષ્ય થયો, તે **રામચદ્ર** સૂરિનો પ્રતિસ્પર્ધિ હતો ગુરૂનો દ્રોહ કર્યો હતો ને કુમારપાલના અવ-સાન પછી **અજયપાલ** રાજાનો મિત્ર બનીને તેણે મંત્રભેદથી **રામ-ચદ્રસૂરિનુ** મરણ ક્રૂર રીતે નિપજાવ્યુ હતુ. તેણે **'સ્નાતસ્યા'** નામની પ્રસિદ્ધ સ્તુતિ રચી હતી એમ કહેવાય છે આમ બીજા પણ અનેક શિષ્યો **હેમચદ્રના** થયાનુ સંભવે છે.

૪૬૯ આ સમયમા **દેવસૂરિના** સંતાનીય **જયપ્રભસૂરિના** શિષ્ય

રામભદ્રે **પ્રબુદ્ધ રૌહિણેય** નાટક ૭ અંકનું રચ્યું. શ્રી **ચાહમાનરા**-જાના ભૂષણ રૂપ **પાર્શ્વચંદ્રકુલના** (તેના પુત્રો નામે) **યશોવીર**[359] અને **અજયપાળે** બંધાવેલા **આદીશ્વરના** ચૈત્યના યાત્રોત્સવ પ્રસંગે આ નાટક ભજવવામાં આવ્યું હતું. **મહાવીર** તથા **બુદ્ધના** સમકાલીન શ્રેણિકના રાજ્યમાં બનેલા બનાવ ઉપર તે રચાયું છે. રૌહિણેય ચોર રાજગૃહમાં એવી રીતે ચોરી કરે છે કે તે પકડાતો નથી. શ્રેણિકનો પુત્ર અભયકુમાર પોતાની બુદ્ધિના બળે તેને પકડે છે, પરંતુ તેણે કરેલી ચોરીઓ કબૂલ કરાવવાને માટે તેને એક યુક્તિ કરવી પડે છે. એક ઓરડાને ઇંદ્રભુવન જેવો શણગારે છે તથા અપ્સરાઓને બદલે વેશ્યાઓને મૂકે છે. ચોરને અહિંયા કેફમાં નાખે છે. રૌહિણેય જાગતાં વેશ્યાઓ તેણે પૂર્વ જન્મમાં કેવાં કામો કર્યાં હતાં જેથી આ સ્વર્ગ મળ્યું છે તેવું પૂછે છે. રૌહિણેયના બાપે તેને કોઈ પણ રીતે મહાવીરનું વચન સાંભળવું નહીં તેવું શીખવ્યું હતું, પરંતુ એક દિવસ પગમાં કાંટો વાગતાં તે કાઢતાં **મહાવીરની** દેશના શ્રવણે પડી હતી. તેમાં દેવતાઓની આંખો મીંચાતી નથી તથા પગ ભોંય પડતા નથી એવું વાક્ય સાંભળ્યું હતું. આ વખતે આ સાંભ-ળેલું કામમાં આવ્યું અને જાણ્યું કે આ કૃત્રિમ સ્વર્ગભુવન છે. મહાવીરનું એકજ વચન આટલું ઉપકારક માલમ પડવાથી તેણે પોતાની ચોરીઓ કબૂલ કરીને દીક્ષા લઈ લીધી[360] (પ્ર[illegible] ૧૦)

૪૭૦. ટૂંકમા હેમયુગ એ જૈનશાસન માટે, વાઙ્મય માટે, અતિ વૈભવ પ્રતાપ અને વિજયથી દેદીપ્યમાન હતો. તેની અમર સમગ્ર ગૂજરાતના પર અનેક રીતે સ્મરણમા રહે તેવી થઈ છે[૩૬૧] હેમચંદ્રના નામ પ્રમાણે તેનો યુગ પણ હેમમય--સુવર્ણમય હતો અને ચિરકાલ સુધી તેનો પ્રભાવ રહેશે



૩૬૧ હેમચંદ્ર માટેના લેખો —જર્મન સ્કોલર ડા બુહ્લરકૃત Buhler das Lebendes Hemacandra Wier 1889, જિનવિજયની કુમારપાલ ચરિતની પ્રસ્તાવના, તથા તેમના સંપાદિત સોમપ્રભસૂરિકૃત કુમારપાલ પ્રતિબોધની પ્રસ્તાવના, પં શિવદત્ત શર્માનો લેખ નામે 'શ્રી હેમચંદ્રાચાર્ય' હિન્દીમા નાગરી પ્ર૦ પત્રિકા ભાગ ૬, ૮ અને ભાગ ૭, ૧, પં૦ હરગોવિન્દદાસનો લેખ 'શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય અને તેમના પ્રૌઢ પાંડિત્યનો પરિચય'–જૈનશાસન સન ૧૯૧૧ ના ત્રણ અંક, મધપૂડો એ નામના ગ્રથમા 'હેમાચાર્ય' નામનો રા નરહરિ પરીખનો લેખ, શ્રી કેશરવિજયના યોગશાસ્ત્ર ભાષાંતરની પસ્તાવનામા 'શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય' એ નામનો મારો લેખ ૨૧૦ મન સુખલાલનો લિખિત હતો તે આચાર્ય પરનો લેખ પ્ર૦ 'જૈનપતાકા' અને 'જૈનયુગ'

जयति ते सत्कवयो यदुक्त्या बाला अपि स्यु कविताप्रवीणा ।
श्रीखण्डवासेन कृताधिवासा श्रीगन्धता यान्त्यपरेऽपि वृक्षा ॥
जयन्तु सर्वेऽपि कवीश्वरास्ते यदीयसत्काव्यसुधाप्रवाह ।
विकूणिताक्षेण सुहृज्जनेन निपीयमानोऽप्यतिपुष्यतीव ॥

—अभयदेवसूरिकृत जयन्तकाव्ये सं. १२७८

—ચદનવૃક્ષની વાસથી અધિવાસિત થયેલાં બીજા પણ વૃક્ષો ચંદનમય બને છે તેમ જેની ઉક્તિથી બાલો (કાવ્યમા બાલકો) પણ કવિતામા પ્રવીણ થાય છે તે સત્કવિઓ જય પામે છે

જેમના સુદર કાવ્યોનો અમૃતપ્રવાહ સુહૃદ્જનો આખ બંધ રાખી પીએ છતા અતિશય પુષ્ટ બને છે, તે બધાય કવીશ્વરોનો જય હો !



નો સંગ્રહ મોટો છે, મહાભારત ભાગવત આદિ કાવ્યો તેમના સમયમા અથવા તે પહેલા રચાયલા હતા અને અપભ્રંશ સાહિત્ય એટલે કે પ્રાચીન ગૂજરાતી સાહિત્ય સારૂ ખેડાયલુ હતુ, તેની એમના ઉતારામા આપણને ઝાંખી થાય છે. ગૂજરાતી સાહિત્યના આરંભનો અવધિ અગીઆરમા શતકની પણ પૂર્વે જાય છે. વિશેષમા તેમણે કહ્યું કે જૈનભંડારોમા બારીક તપાસ કરાશે તો ઘણા અમૂલ્ય રત્નો નીકળી આવવાનો સંભવ છે. અપભ્રંશ સાહિત્ય બહાર પડવાથી આપણી ભાષાની તેમજ બંગાળી, હિંદી, મરાઠી વગેરે બીજી પણ અર્વાચીન ભાષાની ઉત્પત્તિ ઉપર અપૂર્વ પ્રકાશ પડશે. (બીજી સા. ૫ ના પ્રમુખ તરીકેનુ ભાષણ સન ૧૯૦૭)

૪૭૩. ત્યાર પછી વિશેષ શોધખોળ કરતા અપભ્રંશ સાહિત્ય વિશેષ કરીને મુખ્યત્વે જૈનો પાસેથી મળી આવ્યુ છે. વિક્રમોર્વશીયના ચતુર્થ અંકમાનું અને હેમાચાર્યના વ્યાકરણમા સંગ્રહેલ અપભ્રંશ સાહિત્ય સિવાય તેની પૂર્વનુ વિશેષ નહોતુ મળતુ તે મળી આવ્યુ છે અને હજુ પણ વિશેષ મળવા સંપૂર્ણ સંભવ છે. પાટણના જૈન ભંડારમાનું અપભ્રંશ સાહિત્ય રૂપરેખારૂપે સ્વ ચીમનલાલ દલાલે સુરતની સાહિત્ય પરિષદ્‌ના સમયે પોતાના લેખમા બતાવ્યુ છે હેમાચાર્યે પોતાની પૂર્વના અપભ્રંશ સાહિત્યમાથી ઉતારા કર્યા છે તેથી તેમની પૂર્વે ઘણુ અપભ્રંશ સાહિત્ય વિદ્યમાન હતુ તે નિર્વિવાદ છે. તેમની પૂર્વના અપભ્રંશ સાહિત્યનો અત્રે દિગ્દર્શનરૂપે નિર્દેશ કરીશુ.

૪૭૪. વિક્રમ આઠમીથી દશમી સદી વચ્ચે કવિ **સ્વયંભૂદેવ** અને તેના પુત્ર **ત્રિભુવનસ્વયંભૂ** થયા. પિતાએ બે ગ્રંથો-હરિવંશ પુરાણ અને **પઉમચરિય** (રામાયણ) અપભ્રંશમા રચી અપૂર્ણ મૂકેલા તે પુત્રે પુરા કર્યા ધનપાલ કવિ લગભગ દસમી સદીમા થયો કે જેણે **ભવિસયત્ત** કહા અપભ્રંશમા રચી (આ કથા જર્મનીમા ડૉ યાકોબીએ ૧૯૧૮ મા પ્રસિદ્ધ કરી અને પછી ગાયકવાડ ઓરીએન્ટલ સીરીઝમા નં ૨૦ મા સ્વ દલાલથી સંશોધિત થઈ અને પ્રો ગુણેની પ્રસ્તાવના અને ટિપ્પણ સહિત બહાર પડી) મહાકવિ **ધવલે**

૧૮૦૦૦ શ્લોકમા હરિવંશપુરાણ આ સદીમા રચ્યુ, તેમા મહાવીર અને નેમિનાથ તીર્થંકરોના ચરિત્ર છે ને મહાભારતની કથા પણ છે. આ સર્વ કવિઓ દિગમ્બર જૈન છે.

૪૭૫ અગીઆરમી સદીમા શ્વેતામ્બર મહેશ્વરસૂરિએ સંયમમંજરી (પી ૪, ૧૨૧) રચી મુંજ અને ભોજનો રાજકવિ ધનપાલ,–તેણે સત્યપુરમંડન મહાવીરોત્સાહ નામનુ ટુંકું કાવ્ય[૨૬૨] કર્યું દિગમ્બર મહાકવિ પુષ્પદંતે તેર હજાર શ્લોકપ્રમાણ મહાપુરાણ અપરનામ તિસટ્ઠિ મહાપુરિસ ગુણાલંકાર અને અનુક્રમે ચાર અને નવ સંધિમા યશોધરચરિત્ર અને નાગકુમારચરિત્ર રચ્યા અપભ્રંશ કાવ્યમા અધ્યાય સર્ગ, પ્રકરણ કે પરિચ્છેદને 'સંધિ' એ નામ અપાય છે શ્રીચંદ્રમુનિએ કથાકોશ ૫૩ સંધિમા રચ્યો તેમા રોચક ઉપદેશપૂર્ણ કથાઓ કહેલી છે આ ગ્રંથ આ કવિએ અણહિલ્લપુર પાટણમા મૂલરાજ નૃપતિના સમયમા રાજાના ગોષ્ઠિક (સભાસ્થાનક મંત્રી) અને અણહિલપુરના વતની પ્રાગ્વાટ જ્ઞાતિના સજ્જનના પુત્ર કૃષ્ણના કુટુમ્બ માટે રચ્યો જણાવ્યો છે. સં૦ ૧૦૭૬ મા સાગરદત્ત જંબૂસ્વામીચરિત્ર રચ્યુ તેમજ ઘણે કરી આજ શતકમા પદ્મકીર્તિએ પાર્શ્વપુરાણ ૧૮ સંધિમા, નયનન્દિએ સુદર્શનચરિત ૧૨ સંધિમા અને આરાધના ૧૧૪ સંધિમા અને કનકામર કરકંડુચરિત ૧૦ પરિચ્છેદમા રચેલ છે

૪૭૬. બારમી સદીમા નવાગવૃત્તિકાર અભયદેવસૂરિએ જયતિહુયણ નામનુ ૩૩ ગાથાનુ સ્તોત્ર રચ્યુ. સં. ૧૧૨૩ મા ઉપરોક્ત સાધારણે વિલાસવઇ કથા રચી. ( જુઓ પાન ૨૯૫ ) હેમાચાર્યના ગુરુ દેવચંદ્રસૂરિએ ૭ કડવામા સુલસાખ્યાન રચ્યુ. આ દેવચદ્રે સં. ૧૧૬૦ મા રચેલા શાંતિનાથ ચરિત્રમા, તેજ વર્ષમા વર્ધમાનસૂરિએ રચેલા ઋષભચરિત્રમા તેમજ સ૦ ૧૧૯૯મા લક્ષ્મણગણિએ રચેલા પ્રાકૃત સુપાસનાહ ચરિઅમા કેટલાક અપભ્રશ ભાગ મળી આવે છે આ શતકમા માણિક્યપ્રસ્તારિકા પ્રતિબદ્ધ રાસ, સદેશરાસક રચાયા છે અને જિનદત્તસૂરિએ ચર્ચરી, ઉપદેશરસાયન રાસ, અને કાલસ્વરૂપકુલક રચેલ છે જેની પ્રત ૧૧૯૧ ની લખાયેલી મળી છે તે ધાહિલનુ પઉમસિરિ ચરિત્ર છે કે જેમા ચાર સધિમા પદ્મશ્રી સતીના શીલનુ વર્ણન છે આ શતકમા થયેલ મહાપ્રભાવક ઉપરોક્ત વાદિદેવસૂરિએ પોતાના ગુરુ મુનિચદ્રસૂરિ ઉપર સ્તવન રચ્યુ છે.[૩૬૩]

૪૭૭ આ રીતે આઠમીથી બારમી સદી સુધીમા અપભ્રશ-જૂની ગૂજરાતીમા વાઙ્મય રચાયેલુ મળી આવે છે, અને આઠમી સદીથી તે ભાષા બોલાતી હોવી જોઇએ એમ અનુમાન કરવામા હરકત નથી. આના સમર્થનમા સ. ૮૩૫ મા રચાયેલી કુવલયમાલામા મુખ્ય ૧૮ દેશોનો અને તે દેશની ૧૮ દેશી ભાષાઓનો ઉલ્લેખ કરતા, તેમા સૌરાષ્ટ્ર અને લાટ દેશનો ઉલ્લેખ કરવા ઉપરાત ગર્જર લોક ને તેમની ભાષાનો સ્પષ્ટ ઉલ્લેખ છે—

ઘયલોલ્લિયપુટ્ઠંગે, ધમ્મપરે સંધિવિગ્ગહે ણિઉણે,
'ણઉ રે ભલ્લઉ' ભણિરે, અહ પેચ્છઇ ગુજ્જરે અવરે

—પછી ગુર્જર લોકોને જોયા એ લોકો ઘીથી જેનુ પૃષ્ઠાગ-પાછલુ અગ લાલિત છે એવા, ધર્મપરાયણ, સધિવિગ્રહમાં નિપુણ અને 'ણઉ રે ભલ્લઉ' એમ બોલનારા હોય છે.

---

૩૬૩ પ્ર જૈન શ્વે. કૉન્ફરન્સ હેરૅલ્ડ પુ૦ ૧૩ અક ૯ થી ૧૧ માં સપ્ટે. થી નવે' ૧૯૧૭ ના સયુક્ત અંકમાં પ્રસિદ્ધ થયેલ છે.

વળી સાથે લાટપ્રદેશ (ભરૂચ આસપાસનો) કે જેનો હાલ ગુજરાતમા સમાવેશ થાય છે તેનો પણ ઉલ્લેખ છે કેઃ—

ણ્હાકલિત્તવિલિત્તે, કયસીમંતે સુસોહિયસુગત્તે,
'આહમ્હ કાઇ તુમ્હ મિત્તુ' ભણિરે અહ પેચ્છઈ લાડે

—પછી લાટના લોકોને જોયા એ લોકો સ્નાન અને લેપવિલેપ કરનારા, (માથામા) સેંથો પાડનારા, સુશોભિત શરીરવાળા અને 'આહમ્હ કાઇ તુમ્હ મિત્તુ' એમ બોલનારા હોય છે.

૪૭૮ તેરમા શતકમા હેમાચાર્યના સમયનુ અપભ્રંશ સાહિત્ય મળી આવે છે યોગચંદ્ર યા યોગીન્દ્રદેવના યોગસાર (૧૦૫ દોહામા) અને પરમાત્મપ્રકાશ ગ્રંથ છે આ બન્નેની ભાષા ઘણી સરળ, પ્રવાહી અને સુંદર છે. સાઇલ્લ ધવલે દેવસેનના દર્શનસારને દોહામા મુકેલ છે સં. ૧૨૧૬ મા હરિભદ્રસૂરિનુ નેમિનાહચરિય કુમારપાલના રાજ્યમા પ્રાકૃત અપભ્રંશ ભાષામા ૮૦૩૨ ગાથામા સમાપ્ત થયુ—તેના પહેલા ભાગમા અરિષ્ટનેમિ અને રાજીમતિના નવ પૂર્વભવોનુ વર્ણન છે અને બીજા ભાગમા તે તીર્થંકરનુ ચરિત્ર છે કે જેમા કૃષ્ણ અને પાંડવોના ચરિત્રો ઓતપ્રોત છે વરદત્તનુ [illegible] વજ્રસ્વામીચરિત્ર અને રત્નપ્રભની ૯ કડવામા—અવિકારમા અંતરંગ સંધિ તેમજ તે રત્નપ્રભના કેટલાક કલકો સં. ૧૨૩૨ મા તે કુમારપાલના રાજ્યમા રચાયેલા આ શતકના મળી આવે છે

# પ્રકરણ ૨ જું.

## સોલંકી વંશનો સમય [ અનુસંધાન ]

## [ સં. ૧૨૩૦ થી સં. ૧૨૯૯ ]

" व्याकरणात् पदसिद्धिः पदसिद्धेरर्थनिर्णयो भवति ।
अर्थात् तत्त्वज्ञानं तत्त्वज्ञानात् परं श्रेयः ॥
सुकृतं जनयत्यादावसुरसुरस्वामिता तत क्रमशः ।
निर्वृतिवनितावाप्तिं धार्मिकगुणकीर्त्तनं विदुषाम् ॥ "

—પ્રા૦ દ્વયાશ્રય પર ટીકા ૧, ૧.

—વ્યાકરણથી શબ્દની સિદ્ધિ થાય છે, શબ્દસિદ્ધિથી અર્થનો નિર્ણય થાય છે, અર્થથી તત્ત્વજ્ઞાન થાય છે ને તત્ત્વજ્ઞાનથી પરમશ્રેય પ્રાપ્ત થાય છે.

—વિદ્વાનોને ધાર્મિકગુણના કીર્તનથી પહેલાં સુકૃત-પુણ્ય થાય છે, પછી ક્રમશ સુરાસુરનું આધિપત્ય અને નિર્વૃત્તિ-મોક્ષરૂપી સુન્દરીની પ્રાપ્તિ થાય છે

૪૭૯ કુમારપાલ પછી તેનો ભત્રીજો અજયપાલ જૈનદ્વેષી નિર્બુદ્ધિ અને નિર્દય રાજા થયો. તેના પૂર્વજોએ જૈનપર જેટલી ભલાઇ કરી હતી તેટલો અત્યાચાર તેણે કર્યો હતો, કુમારપાલે જે જે મહાન્ જૈનમંદિરો ચણાવ્યા હતા તેનો નાશ કરવાનું તેણે ચાલુ રાખ્યું, હેમાચાર્યના પટ્ટધર મહાકવિ રામચન્દ્ર-સૂરિને તેનાજ ગુરૂભાઈ બાલચન્દ્રની મિત્રનાભરી શીખવણીથી તપાવેલ તાંબાની પાટ પર બેસાડી જીભ ખેંચીને મારી નાખ્યા. (પ્ર ચિં, ચ૦ પ્ર૦ વગેરે). તેના રાજ્યમાં યશપાલ નામનો જૈન સચિવ હતો તેમજ બીજા જૈન અધિકારીઓ અને આભડશ્રેષ્ઠિ જેવા સર્વમાન્ય જૈનો હશે, પરંતુ મોટે ભાગે તે જૈનદ્વેષી થઇ રહ્યો હતો. તેના સમયથી સોલંકીઓના રાજ્યની અવનતિનો પ્રારંભ થયો. સિદ્ધરાજ જયસિંહે જીતેલ અને કુમારપાલે આધીન ગણેલ માલવાનું રાજ્ય સ્વતંત્ર થયું. અજયપાલનું ખૂન સં. ૧૨૩૩ માં એક દ્વારપાલે કર્યું.

૪૮૦. **અજયપાલના** સમયમા તેના જૈનમત્રી નામે **યશ પાલે** (મોઢ વશના મન્ત્રિ ધનદેવ અને રુક્મિણીના પુત્ર) **મોહપરાજય** નાટક **થારાપદ્રપુર** (થરાદ) મા ત્યાના કુમારવિહારક્રોડાલકાર શ્રી વીર જિનેશ્વર યાત્રા મહોત્સવ પ્રસગે રચ્યુ–તેમા આલંકારિક રીતે કુમારપાલ રાજા સાથે ધર્મરાજ અને વિરતિ દેવીની પુત્રી કૃપાસુન્દરીનું પાણિગ્રહણ શ્રી મહાવીર અને હેમાચાર્ય સમક્ષ કરાવ્યુ છે જૈન ધર્મના આ મહાન્ વિજયની મિતિ સ ૧૨૧૬ ના માર્ગશીર્ષ માસની શુક્લ દ્વિતીયા બતાવી છે–તે દિવસે કુમારપાલે પ્રકટ રૂપે જૈન ધર્મનો સ્વીકાર કર્યો આ ગ્રથ સ ૧૨૨૯ થી ૧૨૩૨ વચમા રચાયુ જણાય છે

૪૮૧ સ ૧૨૩૧ મા **મલ્લવાદી** આચાર્ય કૃત **ધર્મોત્તર** ટિપ્પનક તાડપત્ર પર લખાયુ છે કે જે પ્રત પાટણ ભડારમા છે (પી. ૫, ૩) સ ૧૨૩૨ મા ધારાનગરીના **આમ્રદેવના** પુત્ર **નરપતિએ** અજયપાલ દેવ રાજ્યે અણહિલનગરે નરપતિજયચર્યા (સ્વરોદય) રચ્યો તેમા સ્વરો પરથી શુકન જોવા ને ખાસ કરી માન્ત્રિક યત્રા વડે યુદ્ધમા જય મેળવવા માટે શકુન જોવાની વાત છે (વેબર ન ૧૭૫૧ દે ન ૩૮૦ થી ૩૮૪, ભા ૮૨–૮૩ પૃ ૩૫, ૨૨૦) સ

તીર્થમાલા, જિનવલ્લભ કૃત સંઘપટ્ટક પર ટીકા[૩૬૪]-બૃહદ્વૃત્તિ, જિનેશ્વર કૃત પંચલિંગિ પર વિવરણ (વે૦ નં. ૧૬૨૩) ઇત્યાદિ સુપ્રસિદ્ધ છે તે સૂરિએ ચૈત્યવાસીઓને વધુ ખોખરા કર્યા

૪૮૩ સં ૧૨૩૩ મા વાદિદેવસૂરિ શિષ્ય રત્નપ્રભસૂરિએ પ્રાકૃતમા નેમિનાથ ચરિત્ર (જેસ પ્ર ૪૦) અને સ ૧૨૩૮ મા ભૃગુપુર-ભરૂચમા અશ્વાવબોધ તીર્થમા ધર્મદાસ કૃત ઉપદેશમાલા પર વૃત્તિ ( દોઘટ્ટી ) રચી કે જે વૃત્તિ ભદ્રેશ્વરસૂરિ આદિએ સશોધિત કરી હતી[૩૬૫] અને તેમની પ્રતિભાશાલી ન્યાયશાસ્ત્રની કૃતિ નામે રત્નાવતારિકા કે જે સ્વગુરૂ વાદિ દેવસૂરિ કૃત સ્યાદ્વાદરત્નાકર પર લઘુ ટીકા છે તે સુપ્રસિદ્ધ છે કે જેમા બૌદ્ધ તાર્કિકો અર્ચટ અને ધર્મોત્તરનો ઉલ્લેખ છે

૪૮૪ વાદિ દેવસૂરિના શિષ્ય મહેશ્વર સૂરિએ પાક્ષિક સપ્તતિ પર સુખપ્રબોધિની નામની વૃત્તિ રચી કે જેમા વજ્રસેન[૩૬૬] ગણિએ સહાય કરી હતી (કા. વડો૦ નં ૧૦)

---

૩૬૪ આ કદાચ સ ૧૨૭૦ આસપાસ હશે આ વૃત્તિપરથી લઘુ વૃત્તિ ખ. જિનભદ્રસૂરિ-સિદ્ધાન્તરૂચિ-અભયસોમ શિ હર્ષગણે રચી છે (પી ૫, ૨૧૫)

૩૬૫. પી ૩, ૧૬૬, પી ૫, ૧૨૩; વે ન ૧૫૭૧, જેસ.-આમા સિદ્ધર્ષિકૃત ઉપદેશમાલાટીકાનો ઉલ્લેખ છે

૩૬૬ એક વજ્રસેનગણિના શિષ્ય હરિ થયા છે કે જેમણે કર્પૂરપ્રકર (કા વડો, પ્ર૦ ૭ી મા) નામનો સુભાષિતોનો ગ્રથ-સુક્તાવલી તથા નેમિચરિત્ર રચેલ છે, અને જેઓ પોતાના ગુરૂ વજ્રસેનને ત્રિષષ્ટિસાર પ્રબધના કર્ત્તા તરીકે ઓળખાવે છે આ વજ્રસેનનો ઉલ્લેખ નાગપુરીય તપાગચ્છના સવત્ ૧૪ મી સદીમાં વિદ્યમાન હોવાનો નાગપુરીય તપાગચ્છીય પટ્ટાવલીમા છે (જુઓ જેસ પ્ર પૃ. ૫૩, ત્રિષષ્ટિશલાકા પુરૂષચરિત્ર ગદ્ય') આ બંનેનો સમય નિશ્ચિત કરવા યોગ્ય છે

૪૮૫ **અજયપાલ** પછી તેનો બાલક પુત્ર **મૂલરાજ** (બાલ મૂલરાજ) ગૂજરાતના રાજ્યસિંહાસન પર બે વર્ષ રહી મરણ પામ્યો. સં. ૧૨૩૫. પછી તેનો નાનો ભાઇ **ભીમદેવ** બીજો બાલ્યાવસ્થામાં ગાદીએ આવ્યો ત્યારથીજ ગૂજરાતના રાજ્યની દશા બગડતી ગઇ અને સામન્તો સ્વતંત્ર થતા ગયા.

૪૮૬ સં. ૧૨૩૬ માં તાડપત્ર પર સિદ્ધર્ષિકૃત ઉપદેશમાલા વિવરણની પ્રત લખાઇ (પા. સૂચિ નં. ૬૪) સં. ૧૨૩૭ માં **આબુ** ઉપર પ્રસિદ્ધ મંત્રી **પૃથ્વીપાલ** (પારા ૩૮૧)ના પુત્ર મંત્રી **ધનપાલે** પોતાના મોટાભાઇ જગદેવના અને પોતાના નામથી બે હાથીઓ હસ્તિશાળામાં કરાવ્યા અને ત્રીજો હાથી પણ તેજેજ કરાવ્યો હશે. આ ધનપાલે પોતાના પિતાના પગલે ચાલીને **આબુના** વિમલવસહિ મંદિરની કેટલીક દેરીઓનો જીર્ણોદ્ધાર સં. ૧૨૪૫ માં કરાવ્યો છે.

સં. ૧૨૪૧ માં **સોમપ્રભસૂરિએ** શ્રીપાલ કવિના પુત્ર સિદ્ધપાલની વસતિમાં રહી કુમારપાલપ્રતિબોધ રચ્યો કે જે આગળ કહેવાઇ ગયું છે.

૪૮૭ સં. ૧૨૪૩ માં પૌર્ણમિક **ચંદ્રપ્રભ** સૂરિના શિષ્ય અને જયસિંહ નૃપતિએ સન્માનેલા ધર્મઘોષસૂરિ પાસેથી જેણે સૂરિપદ પ્રાપ્ત કર્યું હતું એવા યશોઘોષસૂરિના શિષ્ય હેમપ્રભસૂરિએ [illegible] મંત્રીની વિનતિથી વિમલસૂરિકૃત પ્રશ્નોત્તરરત્નમાલા પર વૃત્તિ રચી

૪૮૯. સં. ૧૨૪૮ મા (કરિ સાગર રવિ-૧૨૭૮ ?) ચંદ્રગચ્છના-રાજગચ્છના (વાદ મહાર્ણવના કર્ત્તા અભયદેવસૂરિ-ધનેશ્વર-અજિતસિંહ-વર્ધમાન-દેવચંદ્ર-ચંદ્રપ્રભ-ભદ્રેશ્વર-અજિતસિંહ-દેવભદ્ર સૂરિ કે જેમણે **પ્રમાણપ્રકાશ** અને **શ્રેયાંસચરિત** રચ્યા તેના શિષ્ય) **સિદ્ધસેન સૂરિએ નેમિચંદ્ર** કૃત **પ્રવચન સારોદ્ધાર** પર **તત્ત્વજ્ઞાન વિકાશિની** નામની વૃત્તિ રચી. (પી ૨, ૮૮, વે૦ નં. ૧૬૪૦-૪૧, પ્ર૦ દે૦ લા૦ ન. ૫૮, અને ૬૪) તેમા તે સિદ્ધસેન સૂરિ પોતાના અન્ય ગ્રથો નામે-**સ્તુતિઓ, પદ્મપ્રભ ચરિત્ર** અને **સામાચારીનો** પણ ઉલ્લેખ કરે છે (પ્ર સાં૦ વૃત્તિ પૃ. ૧૮૭, ૪૪૦ અને ૪૪૨) સં. ૧૨૫૧ મા **ભીમદેવ**ના રાજ્યમા **લાટદેશ**ના દર્ભાવતી-(ડભોઇ) મા શ્રીમાલી શ્રાવકે **વટપદ્ર** (વડોદરા) ના પં **વોસરિ** પાસે તાડપત્ર પર **યોગશાસ્ત્ર**ની વૃત્તિ લખાવી (પી ૩, ૭૭).

૪૯૦. **આસડ**—આ નામનો શ્રાવક મહાકવિ થયો તે **ભિલ્લમાલ** (શ્રીમાલ) વંશના **કટુકરાજ**નો **આનલદેવી**થી થયેલ પુત્ર હતો કટુકરાજને જૈનદર્શનમા સંપૂર્ણ શ્રદ્ધા હતી. ગૂર્જરધરામા **મંડલી** (માંડલ) નગરમા **મહાવીર** ચૈત્યની પ્રતિષ્ઠા કરનારા અને શ્રી **દેવેન્દ્રસૂરિ**ના સ્વહસ્તથી સૂરિપદ પ્રાપ્ત કરનારા એવા **ભદ્રેશ્વર** સૂરિ થયા કે જેના પટ્ટધર 'કલિકાલ ગૌતમ' **અભયદેવ** સૂરિના ઉપદેશથી **આસડે** જૈન સિદ્ધાન્તનો સાર લઇ લીધો હતો. **આસડને** 'કવિસભા શૃગાર' નામનુ બિરૂદ મળ્યુ હતુ [૩૬૭] તેણે કાલીદાસના **મેઘદૂત** પર

૩૬૭ आसड कालिदासस्य यशोदीपमदीपयत् ।
मेघदूतमहाकाव्ये टीकास्नेहनिषेचनात् ॥
श्रुत्वा नवरसोद्गार किरोऽस्य कविता गिर ।
राजसभ्या कविसभाशृगार इति य जगुः ॥
जिनस्तोत्रस्तुतीः पद्यगद्यबंधैरनेकश ।
चक्रे य क्रूरकर्माहिजागुलीमन्त्रसनिभा ॥

ટીકા, અનેક જિનસ્તોત્રસ્તુતિઓ અને ઉપદેશકંદલી નામનું પ્રકરણ (પી ૫, ૪૮) ની રચના કરી વળી પોતાના 'બાલસરસ્વતી' નામથી પ્રખ્યાતિ પામેલા રાજડ નામના પુત્રના તરુણ વયમાજ થયેલા મૃત્યુથી પોતાને થયેલ શોકમાંથી અભયદેવસૂરિએ બોધ આપી જાગૃત કર્યો હતો અને તેમના વાક્યોથી વિવેકમંજરી નામનું પ્રકરણ પોતે રચિત કર્યું, (પી ૧, ૫૬, પી ૩, ૧૨ તથા ૧૦૦)

૪૯૧. સપાદલક્ષ (શાકંભરી) રાજા સમક્ષ વાદીઓને જીતનાર ધર્મઘોષ સૂરિ થયા, તેમના પટ્ટધર ગદ્યગોદાવરીના કર્ત્તા યશોભદ્ર સૂરિ થયા, તેમના પછી રવિપ્રભ સૂરિ થયા ને તેમના શિષ્ય ઉદય પ્રભસૂરિએ નેમિચંદ્ર સૂરિના પ્રવચનસારોદ્ધાર પર વિષમપદ વ્યાખ્યા નામની ટીકા રચી (પી ૩, ૧૨૬ ને ૨૮૨) તેમજ શિવશર્મસૂરિ કૃત પાંચમા પ્રાચીન કર્મ ગ્રંથ નામે શતક પર, અને બીજા પ્રાચીન કર્મગ્રંથ નામે કર્મસ્તવ પર પણ ટિપ્પનો રચ્યા (પ્રાચીન કર્મ ગ્રંથોની પ્રસ્તાવના આ૦ સભા નં ૫૭). ઉપરોક્ત (ઔચિત્યશાકંભ-રીભૂપ એવા) ધર્મઘોષ સૂરિ-યશોભદ્ર સૂરિ-દેવસેન ગણિ [illegible] પૃથ્વીચંદ્ર સૂરિએ કલ્પટિપ્પન રચ્યું (પી ૩ નં ૧૬૮, પી ૫ ૧૮-૧૯ પી. ૮ ૧૫, ૩૯૭, જેસ, ૫૧૦)

૪૯૨ સં ૧૨૫૩ માં (૧૨૮૬?) શ્રીપ્રભસૂરિ [illegible] ધર્મવિધિ પર તેમના શિષ્ય ઉદયસિંહે ટીકા રચી. અને [illegible] હાન- [illegible] ગચ્છની સાહિત્ય છપાયેલા [illegible] ૩૬૮ [illegible]

ટીકા, અનેક જિનસ્તોત્રસ્તુતિઓ અને ઉપદેશકંદલી નામનુ પ્રકરણ (પી ૫, ૪૮) ની રચના કરી વળી પોતાના 'બાલસરસ્વતી' નામથી પ્રખ્યાતિ પામેલા **રાજડ** નામના પુત્રના તરૂણ વયમાજ થયેલા મૃત્યુથી પોતાને થયેલ શોકમાથી **અભયદેવસૂરિએ** બોધ આપી જાગૃત કર્યો હતો અને તેમના વાક્યોથી **વિવેકમંજરી** નામનુ પ્રકરણ પોતે સૂત્રિત કર્યું, (પી. ૨, ૫૬, પી ૩, ૧૨ તથા ૧૦૦)

૪૯૧. **સપાદલક્ષ (શાકંભરી)** રાજા સમક્ષ વાદીઓને જીતનાર **ધર્મઘોષ સૂરિ** થયા, તેમના પટ્ટધર ગદ્યગોદાવરીના કર્તા **યશોભદ્ર** સૂરિ થયા, તેમના પછી **રવિપ્રભ** સૂરિ થયા ને તેમના શિષ્ય **ઉદય પ્રભસૂરિએ નેમિચદ્ર** સૂરિના **પ્રવચનસારોદ્ધાર** પર **વિષમપદ વ્યાખ્યા** નામની ટીકા રચી (પી ૩, ૧૨૬ ને ૨૬૨) તેમજ **શિવશર્મસૂરિ** કૃત પાચમા પ્રાચીન કર્મ ગ્રથ નામે **શતક** પર, અને બીજા પ્રાચીન કર્મગ્રંથ નામે કર્મસ્તવ પર પણ ટિપ્પનો રચ્યા (પ્રાચીન કર્મ ગ્રથોની પ્રસ્તાવના આ૦ સભા નં ૫૨). ઉપરોક્ત (બોધિતશાકંભરીભૂપ એવા) ધર્મઘોષ સૂરિ-યશોભદ્ર સૂરિ-દેવસેન ગણિ શિ **પૃથ્વીચંદ્ર** સૂરિએ કલ્પટિપ્પન રચ્યુ (કી ૩ નં. ૧૬૩, પી ૨, ૧૩-૬૯, પી. ૩, ૧૫, ૩૯૭, જેસ, ૫૦).

૪૯૨. સ. ૧૨૫૩મા (૧૨૮૬?) **શ્રીપ્રભસૂરિ** કૃત **ધર્મવિધિ** પર તેમના શિષ્ય **ઉદયસિંહે** ટીકા રચી. અને સ. ૧૨૫૪ મા **કાસદ્રહ** ગચ્છની સાથેજ સ્થપાયેલા **જાલિહર** ગચ્છના [૩૬૮] [બાલચદ્ર-

---

चेनोपदेशकदल्याह्वानप्रकरणच्छलात् ।

कृत मोक्षाध्वनी नेम्य पाथेयातिव्ययमक्षय ॥

—विवेकमंजरीवृत्ति प्रशस्ति पी ३, १००

૩૬૮ કાસદ્રહ અને જાલિહર ગચ્છ બંને એક સાથે નીકળ્યા એમ તેજ ચરિતના અંતે જણાવ્યુ છે —

विपाहरसाहाए गच्छा गुच्छव्वसुमणमणहरणा ।

जालिहर-कासहरया मुणिमहुवरपरिगया दोन्नि ॥४९॥

૪૮૯. સં. ૧૨૪૮ મા (કરિ સાગર રવિ-૧૨૭૮ ?) ચંદ્રગચ્છના-રાજગચ્છના (વાદ મહાર્ણવના કર્તા અભયદેવસૂરિ-ધનેશ્વર-અજિતસિંહ-વર્ધમાન-દેવચંદ્ર-ચંદ્રપ્રભ-ભદ્રેશ્વર-અજિતસિંહ-દેવભદ્ર સૂરિ કે જેમણે પ્રમાણપ્રકાશ અને શ્રેયાંસચરિત રચ્યા તેના શિષ્ય) **સિદ્ધસેન સૂરિએ નેમિચંદ્ર** કૃત પ્રવચન સારોદ્ધાર પર તત્ત્વજ્ઞાન વિકાશિની નામની વૃત્તિ રચી (પી. ૨, ૮૮; વે૦ નં. ૧૬૪૦-૪૧, પ્ર૦ દે૦ લા૦ ન. ૫૮, અને ૬૪) તેમા તે **સિદ્ધસેન** સૂરિ પોતાના અન્ય ગ્રંથો નામે-**સ્તુતિઓ, પદ્મપ્રભ** ચરિત્ર અને **સામાચારી**નો પણ ઉલ્લેખ કરે છે (પ્ર. સા૦ વૃત્તિ પૃ ૧૮૭, ૪૪૦ અને ૪૪૨) સ. ૧૨૫૧ મા **ભીમ**દેવના રાજ્યમા **લાટ**દેશના દર્ભાવતી-(ડભોઇ) મા શ્રીમાલી શ્રાવકે વટપદ્રક (વડોદરા) ના ૫ **વોસરિ** પાસે તાડપત્ર પર **યોગશાસ્ત્ર**ની વૃત્તિ લખાવી (પી ૩, ૭૭).

૪૯૦. **આસડ**—આ નામનો શ્રાવક મહાકવિ થયો તે ભિલ્લમાલ (શ્રીમાલ) વંશના કટુકરાજનો **આનલદેવી**થી થયેલ પુત્ર હતો. કટુકરાજને જૈનદર્શનમા સંપૂર્ણ શ્રદ્ધા હતી. ગૂર્જરેશ્વરામા **મં**ડલી (માડલ) નગરમા **મહાવીર** ચૈત્યની પ્રતિષ્ઠા કરનારા અને શ્રી **દેવેન્દ્રસૂરિ**ના સ્વહસ્તથી સૂરિપદ પ્રાપ્ત કરનારા એવા **ભદ્રેશ્વર** સૂરિ થયા કે જેના પટ્ટધર 'કલિકાલ ગૌતમ' **અભયદેવ** સૂરિના ઉપદેશથી **આસડે** જૈન સિદ્ધાન્તનો સાર લઇ લીધો હતો. **આસડને** 'કવિસભા શૃંગાર' નામનુ બિરૂદ મળ્યુ હતુ [૩૬૭] તેણે કાલીદાસના **મેઘદૂત** પર

૩૬૭ आसड कालिदासस्य यशोदीपमदीपयत् ।
मेघदूतमहाकाव्ये टीकास्नेहनिषेचनात् ॥
श्रुत्वा नवरसोद्गार किरोऽस्य कविता गिर ।
राजसन्या कविसभाशृंगार इति य जगुः ॥
जिनस्तोत्रस्तुतीः पद्यगद्यवचैरनेकश ।
चक्रे य क्रूरकर्माहिजागुलीमंत्रसंनिभा ॥

૪૮૯ સં ૧૨૪૮ માં (કે કિ સાગર ગવિ-૧૨૭૮ ?) ચંદ્રગચ્છના-રાજગચ્છના (વાદ મહાર્ણવના કર્તા અભયદેવસૂરિ-ધનેશ્વર-અજિતસિંહ-વર્ધમાન-દેવચંદ્ર-ચંદ્રપ્રભ-ભદ્રેશ્વર-અજિતસિંહ-દેવભદ્ર સૂરિ કે જેમણે **પ્રમાણપ્રકાશ** અને શ્રેયાંસચરિત રચ્યા તેના શિષ્ય) **સિદ્ધસેન સૂરિએ નેમિચંદ્ર** કૃત **પ્રવચન** સારોદ્ધાર પર **તત્ત્વજ્ઞાન વિકાશિની** નામની વૃત્તિ રચી (પી ૨, ૮૮, વે૦ નં. ૧૬૪૦-૪૧, પ્ર૦ દે૦ લા૦ નં. ૫૮, અને ૬૪) તેમાં તે **સિદ્ધસેન** સૂરિ પોતાના અન્ય ગ્રંથો નામે-**સ્તુતિઓ, પદ્મપ્રભ** ચરિત્ર અને **સામાચારીનો** પણ ઉલ્લેખ કરે છે (પ્ર સા૦ વૃત્તિ પૃ ૧૮૭, ૪૪૦ અને ૪૪૨) સં. ૧૨૫૧ માં **ભીમ**દેવના રાજ્યમાં **લાટ**દેશના દર્ભાવતી-(ડભોઇ) માં શ્રીમાલી શ્રાવકે **વટપદ્રક** (વડોદરા) ના પં. **વોસરિ** પાસે તાડપત્ર પર **યોગશાસ્ત્રની** વૃત્તિ લખાવી (પી ૩, ૭૭).

૪૯૦. **આસડ**—આ નામનો શ્રાવક મહાકવિ થયો તે ભિલ્લમાલ (શ્રીમાલ) વંશના કટુકરાજનો **આનલદેવીથી** થયેલ પુત્ર હતો. કટુકરાજને જૈનદર્શનમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી ગૂર્જરેશ્વરામાં **મં**-ડલી (માંડલ) નગરમાં **મહાવીર** ચૈત્યની પ્રતિષ્ઠા કરનારા અને શ્રી **દેવેન્દ્રસૂરિ**ના સ્વહસ્તથી સૂરિપદ પ્રાપ્ત કરનારા એવા **ભદ્રેશ્વર** સૂરિ થયા કે જેના પટ્ટધર 'કલિકાલ ગૌતમ' **અભયદેવ** સૂરિના ઉપદેશથી **આસડે** જૈન સિદ્ધાન્તનો સાર લઇ લીધો હતો. **આસડને** 'કવિસભા શૃંગાર' નામનું બિરૂદ મળ્યું હતું [૩૬૭] તેણે કાલીદાસના **મેઘદૂત** પર

૩૬૭ आसड कालिदासस्य यशोदीपमदीपयत् ।
मेघदूतमहाकाव्ये टीकास्नेहनिषेचनात् ॥
श्रुत्वा नवरसोद्‌गार किरोऽस्य कवितागिर ।
राजसभ्या कविसभाशृंगार इति य जगुः ॥
जिनस्तोत्रस्तुतीः पद्यगद्यवचैरनेकश ।
चक्रे य क्रूरकर्माहिजागुलीमंत्रसनिभा ॥

ટીકા, અનેક જિનસ્તોત્રસ્તુતિઓ અને ઉપદેશકદલી નામનુ પ્રકરણ (પી ૫, ૪૮) ની રચના કરી વળી પોતાના 'બાલસરસ્વતી' નામથી પ્રખ્યાતિ પામેલા **રાજડ** નામના પુત્રના તરુણ વયમાજ થયેલા મૃત્યુથી પોતાને થયેલ શોકમાથી **અભયદેવસૂરિએ** બોધ આપી જાગૃત કર્યો હતો અને તેમના વાક્યોથી **વિવેકમંજરી** નામનુ પ્રકરણ પોતે સૂત્રિત કર્યું, (પી. ૨, ૫૬, પી ૩, ૧૨ તથા ૧૦૦)

૪૯૧. **સપાદલક્ષ (શાકંભરી)** રાજા સમક્ષ વાદીઓને જીતનાર **ધર્મઘોષ સૂરિ** થયા, તેમના પટ્ટધર ગદ્યગોદાવરીના કર્ત્તા **યશોભદ્ર** સૂરિ થયા, તેમના પછી **રવિપ્રભ** સૂરિ થયા ને તેમના શિષ્ય **ઉદય પ્રભસૂરિએ નેમિચંદ્ર** સૂરિના **પ્રવચનસારોદ્ધાર** પર **વિષમપદ વ્યાખ્યા** નામની ટીકા રચી (પી ૩, ૧૨૬ ને ૨૬૨) તેમજ **શિવશર્મસૂરિ** કૃત પાચમા પ્રાચીન કર્મ ગ્રંથ નામે **શતક** પર, અને બીજા પ્રાચીન કર્મગ્રંથ નામે **કર્મસ્તવ** પર પણ ટિપ્પનો રચ્યા (પ્રાચીન કર્મ ગ્રથોની પ્રસ્તાવના આ૦ સભા ન. ૫૨) ઉપરોક્ત (બોધિતશાકંભરીભૂપ એવા) ધર્મઘોષ સૂરિ–યશોભદ્ર સૂરિ–દેવસેન ગણિ શિ **પૃથ્વીચંદ્ર** સૂરિએ **કલ્પટિપ્પન** રચ્યુ (કી ૩ નં ૧૬૩, પી ૨, ૧૩–૬૯, પી. ૩, ૧૫, ૩૯૭, જેસ, ૫૧૦).

૪૯૨. સં. ૧૨૫૩મા (૧૨૮૬?) **શ્રીપ્રભસૂરિ** કૃત **ધર્મવિધિ** પર તેમના શિષ્ય **ઉદયસિંહે** ટીકા રચી. અને સં ૧૨૫૪ મા **કાસ**-**દ્રહ** ગચ્છની સાથેજ સ્થપાયેલા **જાલિહર** ગચ્છના [૩૬૮] [બાલચંદ્ર-

---

યેનોપદેશકદલ્યાહ્વાનપ્રકરણચ્છલાત્ ।
कृत मोक्षाध्वनी नेभ्य पाथेयातिव्ययमक्षय ॥
—વિવેકમંજરીવૃત્તિ પ્રશસ્તિ પી ૩, ૧૦૦

૩૬૮ કાસદ્રહ અને જાલિહર ગચ્છ બંને એક સાથે નીકળ્યા એમ તેજ ચરિતના અંતે જણાવ્યુ છે—

विपाहरसाहाए गच्छा गुच्छव्वसुमणमणहरणा ।
जालिहर–कासहरया मुणिमहुयरपरिगया दोन्नि ॥४९॥

૧૩૧) અને સં. ૧૨૭૫ માં ઉક્ત પૂર્ણભદ્રે **આનન્દાદિ** દશ ઉપાસક કથા (જેસ૦ પ્ર. ૧૭) રચી.

૪૯૮. ઉપર નિર્દેશેલ મહાકવિ **શ્રીપાલ**ના પુત્ર **સિદ્ધપાલ**નો પુત્ર **વિજયપાલ** પણ મહાકવિ હતો. આમ કવિત્વ ત્રણ પેઢી સુધી ઉતર્યું હતું. આ વિજયપાલ કૃત **દ્રૌપદી સ્વયંવર** નામનું દ્વિઅંકી સંસ્કૃત નાટક ગૂર્જરેશ્વર સોલંકી 'અભિનવ સિદ્ધરાજ' બિરૂદ ધારક મહારાજ **ભીમ**દેવ (બીજો ભીમ-ભોળો ભીમ-રાજ્ય સં. ૧૨૩૫ થી ૧૨૯૮) ની આજ્ઞાનુસાર ત્રિપુરૂષદેવ સામે વસન્તોત્સવ સમયે ભજવવામાં આવ્યું હતું અને તેના અભિનયથી ગૂર્જર રાજધાની અણહિલપુરની પ્રજા પ્રમુદિત થઇ હતી.[૩૭૦]

૪૯૯. **અજયપાલ** પછીના સોલંકી રાજાઓના સમયમાં પણ જૈન મંત્રીઓ અને દંડનાયકો હતા. તે પૈકી **અંબડ** મંત્રી અને **આલ્હાદન** દંડનાયકના નામ મળે છે. તે બંને સગા ભાઇ હતા. મૂળ ગલ્લક કૂળમાં જન્મેલા. તે સમસ્ત કુળ **નાગે**ન્દ્રગચ્છના સાધુઓને ગુરૂ તરીકે સ્વીકારતું હતું. તેમાં **વાધૂ** નામના પૂર્વજે **સંગમખેટક**માં **મહાવીર** ચૈત્ય બંધાવી સો હલ-સાતીવાળી જમીન વાડી સહિત તે ચૈત્યને અર્પણ કરી. તેના પુત્ર **કપર્દી**એ યુગાદિદેવ-ઋષભદેવનું ચૈત્ય વટસર નામના ગામમાં બંધાવ્યું. તેના પુત્ર **આમ્ર**દેવ ને તેનો પુત્ર દેવચંદ્ર તે ને **દેવચંદ્ર**ને ચાર પુત્રો થયા. જ્યેષ્ઠ **અંબડ**[૩૭૧] સચિવ હતો, બીજો જલ્હણ, ત્રીજો **આલ્હાદન** નામે દંડનાયક (સેનાપતિ) થયો અને ચોથો પ્રલ્હાદન. આમાં **અંબડ** મંત્રી સ્વર્ગસ્થ થતાં **આલ્હાદન** દંડનાયકે **સત્યપુર** (સાચોર)ના **વીર** પ્રાસાદમાં ઋષભદેવના થારાપદ્ર (થરાદ)ના

૩૭૦ જુઓ તે નાટકની જિનવિજયજીએ લખેલી પ્રસ્તાવના પ્ર૦ આ૦ સભા ભાવનગર.

૩૭૧ આ અંબડ સં. ૧૨૮૯માં ભીમદેવનો મહામાત્ય હતો. જુઓ ઉપદેશકંદલી લેખનપ્રશસ્તિ પી. ૫. ૫૦

નાભેય ચૈત્યમા પાર્શ્વનાથની તથા ચંદ્રપ્રભસ્વામિ સીમધર યુગંધરની અને અંબિકા ભારતીની મૂર્ત્તિ સ્થાપિત કરી. આ આલ્હાદનની પ્રાર્થનાથી સં. ૧૨૯૯ મા અણહિલ્લ નગરમા નાગેન્દ્રગચ્છના વીરસૂરિ-પરમારવંશીય વર્ધમાન-રામ-ચંદ્ર-દેવ-અભયદેવ-ધનેશ્વર-વિજયસિંહસૂરિ શિષ્ય વર્ધમાનસૂરિએ ૫૪૯૪ શ્લોક પ્રમાણ વાસુપૂજ્ય ચરિત રચ્યુ (વે નં ૧૭૭૨, પ્ર૦ જૈ. ધ સભા નં ૧૮).

૫૦૦ આ સમયમા તાડપત્રપર સ ૧૨૪૭ મા કલ્પસૂત્રની (પી ૩, ૫૧), ૧૨૫૧ મા હેમચદ્રકૃત યોગશાસ્ત્રની (પી. ૩, ૪૫) પ્રત લખાઇ ૧૨૬૧ મા ભીમદેવરાજ્યે માનતુગકૃત સિદ્ધજયતીની પ્રત પ્રાગ્વાટ ઠ. નાઉ શ્રાવિકાએ મુકુશિકાસ્થાનમા લખાવી અજિતદેવ સૂરિને અર્પણ કરેલી (પી ૩, ૪૫), સં ૧૨૬૪ (૧૨૮૮) મા ગુણપાલકૃત પ્રાકૃત ઋષિદત્તા ચરિતની પ્રત અણહિલવાટકે ભીમદેવના રાજ્યમા (કી. ૨, ૯) લખાઇ અને સં. ૧૨૯૫ મા ખરતર જિનપતિ-જિનેશ્વરસૂરિ શિ વીર-કલેશ ગણિએ આવશ્યક વૃત્તિ (કા છાણી) અને સં. ૧૨૯૬ મા ઉપદેશકંદલીવૃત્તિ પુસ્તકની તાડપત્રપર પ્રતો લખાઇ. (પી. ૫, ૪૨).

૫૦૧ વળી ગૂજરાતના સામત-આબુના રાજા ધારાવર્ષ (કુમારપાલના મહા સામન્ત યશોધવલનો પુત્ર)ના ભાઈ પ્રલ્હાદનદેવે પાર્થપરાક્રમ વ્યાયોગ રચ્યુ (પ્ર ગા ઓ. સી.) ને પોતાના નામથી પ્રલ્હાદનપુર (પાલણપુર) વસાવ્યુ. ને ત્યા પાલ્હવિહાર નામનુ જૈન મંદિર કરાવ્યુ અજયપાલ મેવાડના રાજા સામંતસિંહ સાથેના યુદ્ધમા બહુ ઘવાયો હતો, ત્યારે રાજ્ય અને પ્રાણોની રક્ષા આ પ્રલ્હાદનદેવે (પાલનની)એ પોતાની વીરતાથી કરી હતી પ્રલ્હાદનદેવે શ્રી ભોજ અને મુંજ મબધી એક કરુણરસ પ્રધાન કથા રચ્યાનુ સોમેશ્વર કહે છે પરંતુ તે કયા કે પ્રલ્હાદનદેવના બીજા ગ્રંથો હાથ લાગતા નથી. પણ આ પંડિત (રાજા) કે જે સોમેશ્વરના પિતાના ગુરુ થાય તે અત્યત

પરોપકારપરાયણ પુરૂષ હશે એમ સોમેશ્વરના એક વચનથી જણાય છે. ૩૭૨

૫૦૨. આ રીતે અજયપાલથી ત્રિભુવનપાલ સુધીનું જૈન સાહિત્ય જોયું બીજી બાજુ વસ્તુપાલયુગમાં સાહિત્યપ્રવાહ બહુ જોમથી વહેતો હતો અને તે આ પછીના પ્રકરણમાં બતાવવામાં આવેલ છે.

૫૦૩ **અપભ્રંશ સાહિત્ય**—આ દરમ્યાન અપભ્રંશ ભાષામાં જૈન કવિઓએ જે સાહિત્ય રચ્યું તે પૈકી જે અત્યારસુધીમાં દૃગ્ગોચર થયું છે તે એ છે કેઃ-સં ૧૨૩૮ માં રત્નપ્રભસૂરિએ રચેલી ઉપદેશમાલાપરની દોઘટ્ટી વૃત્તિમાં અને સં ૧૨૪૧માં સોમપ્રભાચાર્યે રચેલ કુમારપાલપ્રતિબોધમાં કેટલોક અપભ્રંશ ભાગ આવે છે સં ૧૨૪૭ (૧૨૭૪) માં મહાકવિ અમરકીર્તિએ ગોધરામાં કર્ણ (કાન્હ?) રાજ્યમાં ગૃહસ્થોના ષટ્ કર્મોના ઉપદેશ સંબંધીનો ગ્રંથ નામે છક્કમ્મુવએસો પ્રાયઃ અઢી હજાર ગાથા પ્રમાણ અપભ્રંશમાં એક મહિનામાં રચી નાખ્યો હતો, અને તે તેમણે નાગરકુલ અને કણ્હઉર (કર્ણપુર?) વંશના ગુણપાલના ચચ્ચિણીથી થયેલા પુત્ર મહાભવ્ય નામે અંબપસાય (અંબાપ્રસાદ)ની પ્રાર્થનાથી રચ્યો અને તે અંબાપ્રસાદને તે કવિ પોતાના લઘુબંધુ કહે છે તેથી તે કવિ જ્ઞાતિએ નાગર બ્રાહ્મણ જણાય છે, છતાં તેમણે દિગંબરી જૈન દીક્ષા લીધી હતી. તેઓ મુંજ અને ભોજના સમયમાં થયેલ અમિતગતિ નામના દિગંબર આચાર્યના પ્રશિષ્યના પ્રશિષ્ય હતા તેમણે બીજા સાત ગ્રંથો રચેલા જણાવ્યા છે-નેમિનાથચરિત્ર, મહાવીરચરિત્ર, યશોધરચરિત્ર (પદ્ધડિયાબદ્ધ), ધર્મચરિત ટિપ્પન, સુભાષિત રત્નનિધિ, ચૂડામણિ અને ધ્યાનોપદેશ, આ સિવાય લોકોને આનન્દદાયક સંસ્કૃત પ્રાકૃત કાવ્યો તેમણે ઘણાં રચ્યાં હતાં. આ પરથી તેમનું સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષામાં કેટલું પ્રાવીણ્ય હશે તે કલ્પી

---

૩૭૨. वैदुष्य विगताश्रय श्रितवति श्री हेमचन्द्रे दिव
श्री प्रह्लादनमन्तरेण विरत विश्वोपकारव्रतम् ।।

શકાય તેમ છે. (જુઓ જૈનગૂર્જર કવિઓ પ્રથમ ભાગની પ્રસ્તાવના પૃ. ૭૬-૭૮.)

૫૦૪ આ સિવાય **ચઉરંગસંધિ**, જયદેવગણિકૃત **ભાવનાસંધિ** આ શતકમા મૂકી શકાય તેમ છે. આ પરથી અપભ્રશ ભાષા સાહિત્ય-ભાષા થઈ હતી તે સ્પષ્ટ જણાય છે.

૫૦૫ **જૂની ગૃજરાતીનુ સાહિત્ય**—અપભ્રંશ ભાષા ખેડાતી ગઇ તેમા રૂપાન્તર થતુ ગયુ અને તેના પરિણામે જૂની ગૂજરાતી, જૂની હિન્દી, વગેરે ભાષાઓ આધુનિક ગૂજરાતી હિન્દી આદિ દેશ-ભાષાઓના મૂળ-જૂના સ્વરૂપમા-પરિણમી હતી. આ જૂની ગૂજરા-તીમા રાસ આદિ અનેક કૃતિઓ થતી ગઇ. તેરમા શતકમા **શાલિ**-ભદ્રસૂરિએ જૈન મહાપુરૂષો નામે **ભરતેશ્વર બાહુબલિ**પર રાસ સં. ૧૨૪૧ મા રચ્યો. તેનો એક નાનો **બુદ્ધિરાસ** છે કે જેમા સામાન્ય ઉપદેશ છે જિનેશ્વરસૂરિના પિતા **નેમિચંદ્ર** ભાંડાગારિકનુ સ ૧૨૪૫ નુ જિનવલ્લભસૂરિ ગીત છે, મહેદ્રસૂરિ શિષ્ય **ધર્મે** શ્રી **મહાવીરના** શિષ્ય સુધર્મા સ્વામિના શિષ્ય-પટ્ટધર **જંબૂસ્વામી ચરિત** રચેલુ છે. અને વસ્તુપાલના કુલગુરૂ નાગેદ્ર ગચ્છના **વિજયસેનસૂરિએ** **રેવંત-ગિરિ રાસો** સ ૧૨૮૭ આસપાસ રચ્યો છે. બૃહદ્ગચ્છના રામચંદ્ર સૂરિ શિષ્ય **મંગલસૂરિએ** **મહાવીર** જન્માભિષેક કાવ્ય પ્રાચીન ગૂજ-રાતીમા કર્યુ છે. [જુઓ જૈનગૂર્જર કવિઓ પ્રથમ ભાગ પૃ ૧ થી ૪.]

---

# પ્રકરણ ૩ જું.

---

## વસ્તુ-તેજ-યુગ. [ સં. ૧૨૭૫ થી ૧૩૦૩ ]

### વસ્તુપાલનું આત્મવૃત્તાંત

तस्यानुज पितृपदाम्बुजचचरीक श्रीमातृभक्तिसरसीरगकेलिहस ।
साक्षाज्जिनाधिपति धर्मनृपागरक्षो जागर्त्ति नर्तितमना मुदि वस्तुपाल ॥
नागेन्द्रगच्छमुकुरामरचन्द्रसूरि-पादाब्जभृगहरिभद्रमुनीन्द्रशिष्यात् ।
व्याख्यावचो विजयसेनगुरो सुधाभ मास्वाद्य धर्मपथि सत्पथिको भवद्य ॥
कुर्वन्मुहु र्विमलरैवतकादि तीर्थयात्रा स्वकीय पितृपुण्यकृते मुदा य ।
सघट्टिसघपदरेणुभरेण चित्र सद्दर्शन जगति निर्मलयाबभूव ॥
य स्वीयमातृपितृबन्धुकलत्रपुत्रमित्रादिपुण्यजनये जनयाचकार ।
सद्दर्शनव्रजविकासकृते च धर्मस्थानावली वलयिनीमवनीमशेषा ॥

—વસ્તુપાલકૃત નરનારાયણાનદકાવ્ય સર્ગ ૧૬ શ્લોક ૩૧ થી ૩૩, ૩૭

—તેનો (મલ્લદેવનો) ન્હાનો ભાઈ તે (હું) વસ્તુપાલ કે જે પિતાના ચરણકમલનો સેવક, માતુશ્રીની ભક્તિરૂપી સરોવરમા રસમય રમત રમતો હંસ, જિનેશ્વરના ધર્મરૂપી રાજાનો સાક્ષાત્ અગરક્ષક તરીકે પ્રેમમાં નાચતા મનવાળો જાગે છે,

—નાગેદ્ર ગચ્છમાં આદર્શ એવા અમરચંદ્રસુરિના ચરણકમલમા ભ્રમરરૂપ એવા હરિભદ્ર મુનીન્દ્રના શિષ્ય વિજયસેનસુરિના અમૃત જેવા વ્યાખ્યાનવચનોનુ આસ્વાદન કરીને ધર્મપથમા જે સુદર પથિક છે,

—જેણે ઘણીવાર વિમલાચલ રૈવતક આદિ તીર્થોની યાત્રા પોતાના પિતાના પુણ્યાર્થે હર્ષથી કરી છે, અને જે સઘટ્ટનથી ઉત્પન્ન થયેલ સઘની પદરજના સમૂહથી (કદરૂપો અને મેલો થવાને બદલે) સદ્દર્શન—સારા દર્શનવાળો એટલે સુન્દર અને જગતમા નિર્મલ થયો એ વિચિત્ર છે,

—જેણે પોતાના માતા પિતા ભાઈ સ્રી પુત્ર મિત્ર વગેરેના પુણ્યોપાર્જન માટે અને સત્ શ્રદ્ધાનુ વ્રજ વિકસાવવા માટે આખી અવનિને ધર્મસ્થાનોની હારથી વિટળાયેલી કરી

---

तस्यानुजो विजयते विजितेन्द्रियस्य सारस्वतामृतकृताद्भुतहर्षवर्षं ।
श्री वस्तुपाल इति भालतलस्थितानि दौःस्थ्याक्षराणि सुकृती कृतिना विलुंपन् ॥

अन्वयेन विनयेन विद्यया विक्रमेण सुकृतक्रमेण च ।
क्वापि कोऽपि न पुमानुपैति मे वस्तुपालसदृशो दृशो पथि ॥

—સોમેશ્વરકૃત આબુપ્રશસ્તિ સં ૧૨૮૭

'તે ઇંદ્રિયજયીનો લઘુબંધુ નામે શ્રી વસ્તુપાલ સારસ્વત અમૃતથી અદ્ભુત હર્ષવૃષ્ટિ કરનાર-અમૃતવર્ષી કવિ અને વિદ્વાનોના ભાલતલપર લખાયેલા દુરક્ષરોને ભુંસી નાખનાર તરીકે વિજયી છે

'વંશ, વિનય, વિદ્યા, વિક્રમ અને સુકૃત-એ ક્રમમાં વસ્તુપાલ સમાન અન્ય કોઈ પુરુષ ક્યાંઇ પણ મારી દૃષ્ટિએ આવતો નથી

૫૦૬. "મહામાત્ય વસ્તુપાલ-તેજપાલ-ગૂજરાતના આ બે વણિગ્ બંધુઓએ પોતાના સદ્ગુણો અને સુકૃત્યોથી જે કીર્ત્તિ મેળવી ગયા, તેવી કીર્ત્તિ મેળવનારા પુરૂષો ભારતના ઐતિહાસિક મધ્યકાલમાં ઘણા થોડા થયા છે.

'એ બંને ભાઇઓ-જન્મથી હતા તો પુનર્વિવાહિત માતાના પુત્ર, પણ ગૌરવ અને સમ્માનની દૃષ્ટિએ આદર્શ કુલપુંગવોથી પણ પૂજાય તેવા થયા, જાતિથી હતા તો વૈશ્ય, પણ શૌર્ય અને ઔદાર્યના ગુણે કરી મહાન્ ક્ષત્રિયોથી પણ ચઢી જાય તેવા થયા, પદથી હતા તો મહામાત્ય, પણ સત્તા અને સામર્થ્યના યોગે કરી મોટા સમ્રાટોથી પણ વધી જાય તેવા થયા ધર્મથી હતા તો જૈન, પણ સહિષ્ણુતા અને સમદર્શિતાના સદ્ભાવે લોકમાન્ય મહાત્માથી પણ મનાય તેવા થયા, વ્યવસાયથી હતા તો રાજસેવક પણ કળા અને ધર્મના અલૌકિક પ્રેમપ્રભાવે યોગી પુરૂષોથી પણ વંદાય તેવા થયા, અને વૈપથી હતા તો વૈભવશાલી ગૃહસ્થ, પણ ત્યાગ અને વિરાગની વાસનાએ મુનિજનોથી પણ અભિવાદ્ય તેવા થયા

૫૦૭ 'હિંદુ સંસ્કૃતિના અસામાન્ય સંરક્ષક થઇને પણ મુસલમાનોના ધર્માચરણ માટે અનેકાનેક મસ્જીદો બંધાવી આપનારા, જૈનધર્મના પરમ ઉપાસક થઇને પણ સેંકડો શિવાલયો અને સંન્યાસીમઠો ચણાવી આપનારા, अहिंसा परमो धर्मः‌ના દૃઢ શ્રદ્ધાળુ થઇને પણ દેશદ્રોહી અને ધર્મદ્વેષીઓનો સમૂળ ઉચ્છેદ કરાવી નાખનારા, રાજ્યલક્ષ્મીના સ્વયંવર જેવા સ્વામી બનીને પણ દાસીની જેમ તેને તુચ્છકારી કાઢનારા, રાજા-મહારાજાઓના નમસ્કાર ઝીલનારા થઇને પણ ગુણવાન્ દરિદ્રોની ચરણપૂજા કરનારા, કુટિલ રાજનીતિના સૂત્રધાર થઇને પણ કવિતા અને કળાની સરિતામાં નિરંતર ક્રીડા કરનારા, અને વિદેશીઓ અને વિધર્મીઓની લક્ષ્મીને લૂટનારા બનીને પણ ફાનાર્થીઓ માટે ધનની નદીઓ વ્હેવડાવનારા એ ગૂર્જર મહામાત્યોની જોડીના પુરૂષો, આખા ભારતના મધ્યકાલીન ઇતિહાસમાં, શોધ્યા જડે એમ નથી" (જિ વિ)

૫૦૮. 'મોટા મોટા ચક્રવર્ત્તી રાજાઓના જેટલીજ પ્રતિષ્ઠા અને પ્રસિદ્ધિને પામેલા **વસ્તુપાલ** અને **તેજપાલ** આ બે પ્રસિદ્ધ મંત્રીશ્વરો શ્રી **પત્તન**ના રહેવાસી તથા **પ્રાગ્વાટ** (પોરવાડ) જ્ઞાતિના જૈન ધર્મી વણિકો હતા' (મધપૂડો) બંને મહામાત્યો, યોદ્ધાઓ અને મહાદાની-ધાર્મિક હતા, પરંતુ **વસ્તુપાલ**માં વિશેષતા એ હતી કે તે પોતે સ્વયં કવિ હતો-વિદ્વાન્ હતો અને સાથે વિદ્વાનોનો પોષક-આશ્રયદાતા હતો અને **વસ્તુપાલ** વિદ્વજ્જનો સાથે વિનોદમાં મગ્ન રહી શકતો તેનુ કારણ **તેજપાલ** હતો કારણકે **તેજપાલ** બધા રાજકાર્ય સંભાળતો તેથી **વસ્તુપાલ**ને અવકાશ મળી શકતો[૩૭૩] તેથી

---

૩૭૩ આ વાત **વસ્તુપાલે** પોતેજ પોતાના **નરનારાયણાનંદ** કાવ્યમાં સર્ગ ૧૬ શ્લોક ૩૯ માં જણાવી છે —

य. कामवृत्तिरनुजेन निजेन तेजपालेन पूर्णनृपकार्यपरम्परेण ।
राद्धर्मकर्मरस एव मनो मनोज्ञविद्वद् विनोदपयसि स्नपयाबभूव ॥

જે વિદ્વાનો-કવિઓને તેણે પોષ્યા હતા-સન્માન્યા હતા--કદર કરી નવાજ્યા હતા તેઓએ વસ્તુપાલની પ્રશસાના ગ્રથો રચ્યા હતા આ ગ્રંથો વસ્તુપાલના સમયમાજ રચાયેલા હોઈ સામાન્ય રીતે આપણા કવિઓના કાવ્યોમા રહેતી અતિશયોક્તિવાળી પ્રશ-સાત્મક શબ્દરચના બાદ કરતા વિશેષ વિશ્વસનીય અને ઐતિહાસિક વિગતોનો સત્ય પ્રકાશ પાડનાર ગણી શકાય તે પરથી ટુકમા ટાચ-ણરૂપે અત્ર કઈક નોધીશું તેના સમય પછીના ગ્રંથોમાથી પણ ઉપયોગી ઘણી હકીકતો મળે છે પણ વિસ્તારભયથી તેને અત્ર ખાસ સ્પર્શવાનુ યોગ્ય નથી ગણ્યુ ૩૭૪

૩૭૪ વસ્તુપાલ સબધી સમકાલીન સાહિત્ય ૧-૩ ચાલુક્યકુલકવિ સોમેશ્વરકૃત કીર્તિકૌમુદી (સં ૧૨૮૨ આસપાસ), અને તેના બીજા ગ્રથ નામે સુરથોત્સવનો છેલ્લો સર્ગ, તથા ઉલ્લાઘરાઘવના દરેક સર્ગનો છેલ્લો શ્લોક, ૪-૫ સોમેશ્વરકૃત ગિરનારના તેમજ આબુના મદિરોમા કોતરેલી એમ બે વસ્તુપાલ પ્રશસ્તિઓ સ ૧૨૮૮, ૬ અરિસિહકૃત સુકૃતસંકીર્ત્તન, (સ ૧૨૮૫ આસપાસ), ૭-૮ જયસિહકૃત હમીરમદમર્દન નાટક,-તથા વસ્તુપાલ પ્રશસ્તિકાવ્ય, ૯-૧૦ ઉદયપ્રભસૂરિકૃત ધર્માભ્યુદય નામનુ ૧૬ સર્ગનુ મહાકાવ્ય તથા સુકૃતકીર્તિકલ્લોલિનિ કાવ્ય આ બધા મત્રીની સત્તા અને કીર્તિનો સૂર્ય મધ્યાન્હે તપતો હતો તે સમયે એટલે સ ૧૨૮૬-૮૮ પહેલા રચાયા છે ત્યારપછીના તેના જીવનનો અહેવાલ કોઇએ આપ્યો નથી ૧૧ બાલચદ્રસૂરિએ સ ૧૨૯૬ પછી વસતવિલાસ કાવ્ય રચ્યુ છતા તેમા પણ પછીના તેના જીવનનો વૃત્તાત નથી વસ્તુપાલ થઈ ગયા પછીનુ સા-હિત્ય: ૧૨ મેરૂતુગકૃત પ્રબધચિતામણી સ ૧૩૬૧, ૧૩ જિનપ્રભકૃત તીર્થ-કલ્પ સ ૧૪ રાજશેખરકૃત ચતુર્વિંશતિ પ્રબધ સ. ૧૪૦૫ ૧૫ જિનહર્ષકૃત વસ્તુપાલચરિત્ર સ ૧૪૯૭ કે જે ન ૧ ને ૧૪ ને અનુસરે છે છતા તેમાં ઘણી નવી અને ઉપયોગી માહિતી છે ભાષાની કૃતિઓ -૧૬ વસ્તુપાલ રાસ હીરાનદસૂરિકૃત સ ૧૪૮૪, ૧૭ લક્ષ્મીસાગરસૂરિકૃત (પ્રાય સ. ૧૫૪૮), ૧૮ પાર્શ્વચદ્રકૃત પ્રાય સ. ૧૫૫૫, ૧૯ સમયસુદરકૃત સ ૧૬૮૨ (?), ૨૦ મેરૂવિજયકૃત સ ૧૭૨૧ વસ્તુપાલ સબધીના લેખોમા સુકૃત સકી-ર્ત્તન, વસતવિલાસ, હમીરમદમર્દન, નરનારાયણાનંદ એ ચારે પર સ્વ૦

૫૦૯. **પૂર્વવૃત્તાંત**—ચંડપ નામે અણહિલપુર પાટણમાં અતિ ચતુર અને પ્રતાપી પૂર્વપુરૂષ થયો. તે ગૂર્જર રાજ્યનો સચિવ હતો તેના પુત્ર **ચંડપ્રસાદે** મંત્રીપદની મુદ્રા આજીવન ધરી રાખી. તે પદ પર એટલી યોગ્યતાથી કાર્ય કર્યું કે રાજા તેને ક્ષણભર પોતાથી દૂર નહોતો રાખતો, તે જૈનધર્મપરાયણ હતો તેને થયેલા બે પુત્ર નામે શૂર અને **સોમ**માં **સોમ**ને સિદ્ધરાજે પોતાના રત્નભંડારનો રક્ષક તરીકે નિયુક્ત કરેલ હતો 'તેને જિનવર સિવાય અન્ય દેવ ન્હોતો, હરિભદ્રસૂરિ સિવાય અન્ય સત્ય ગુરૂ ન્હોતો. સિદ્ધરાજ વિના અન્ય કોઈ તેનો ધણી-માલેક નહોતો-આ ત્રણ નિયમ તેણે બરાબર હૃદયમાં ધારી પોતાની કીર્ત્તિ વધારી હતી. દુર્મંત્રીથી થયેલ દાવાનલથી વિહ્વલ પૃથ્વીમાં તે ગૂર્જરાધરાધીશ સિદ્ધરાજની સભાના વિશ્વાસભાજન થયેલાની કીર્ત્તિ ચંદન સમાન પ્રસરી હતી.'[૩૭૫] તેને **સીતા** નામની પત્નિથી

---

સાક્ષરશ્રી ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલ એમ એ ની વિદ્વત્તાયુક્ત અંગ્રેજી પ્રસ્તાવનાઓ, કીર્ત્તિકૌમુદીના ગૂ. ભા૦ ની સ્વ. વલ્લભજી આચાર્યની પ્રસ્તાવના, રાસમાળા (ફોર્બ્સકૃત), વીરાત્ ૨૪૩૭ નો જૈન પત્રનો ખાસ અંકમાંનો ઝવેરી જીવણચંદ સાકરચંદનો 'વસ્તુપાળ-તેજપાળ' એ નામનો લેખ પૃ. ૧૨૬ થી ૧૪૫, મધપૂડો માં શ્રી નરહરિ પરીખનો લેખ નામે 'વસ્તુપાળ તેજપાળ', नागरी प्रचारिणि पत्रिका भाग ४—अंक १ મા પહેલોજ પંડિત શિવરામશર્માનો લેખ નામે सोमेश्वरदेव और कीर्त्तिकौमुदी

૩૭૫ વસ્તુપાલ પોતેજ પોતાના **નરનારાયણાનંદ** કાવ્યના સોળમા સર્ગમાં ૧૪-૧૫ શ્લોકમાં કહે છે કે—

देव पर जिनवरो हरिभद्रसूरि सत्यंगुरु परिवृढः खलु सिद्धराजः ।
धीमाननेन नियत नियमत्रयेण कीर्तिं व्यधात्त्रिपथगामिव य पवित्रा ॥
पुस्फूर्ज गूर्जरधराधवसिद्धराजराजत्सभाजनसभाजनभाजनस्य ।
दुर्मन्त्रिमंत्रितदवानलविह्वलाया श्रीखंडमंडननिभा भुवि यस्य कीर्त्तिः ॥

તથા જુઓ વસંતવિલાસ ત્રીજો સર્ગ પૃ. ૧૪

અશ્વરાજ નામનો પુત્ર થયો. તે માતૃભક્ત હતો ને તે મંત્રીકાર્યમા પ્રવીણ હતો એટલુજ નહિ પરંતુ વ્યવસાયમા બહુ ઉદ્યોગી હોવાથી તેણે ન્યાય માર્ગે ધન સારૂ ઉપાર્જી ધર્મકાર્યોમા ખર્ચ્યું. રાજ્યમા મોટા હોદ્દા પર રહી ચૌલુક્ય રાજાની પ્રીતિ સંપાદિત કરી. તેણે પોતાની માતાની સાથે સાત તીર્થયાત્રા—શત્રુંજય અને ગિરનાર પર કરી.[૩૭૬] દંડપતિ આભૂની[૩૭૭] પુત્રી કુમારદેવી સાથે તે પરણ્યો. કુમારદેવી વિધવા હતી[૩૭૮] તે વાત ટિપ્પણ ૩૭૪ મા નોંધેલા ૧થી

૩૭૬ નરનારાયણાનંદમા ને વસંતવિલાસમા ૭ યાત્રાનો ઉલ્લેખ છે. ગિરનાર પ્રશસ્તિમા એ યાત્રાનો ઉલ્લેખ કરી તેને 'સંઘપતિ' કહેલ છે

૩૭૭ પ્રાગ્વાટ વંશમાં સામંતસિંહ—શાંતિ—બ્રહ્મનાગ—નાગડ પુત્ર આભૂ તે ચૌલુક્ય રાજ્યનો દંડપતિ—(જિનહર્ષનું વ૦ ચ૦).

૩૭૮ માત્ર નં ૧૨ એટલે સં ૧૩૬૧માં મેરૂતુંગે રચેલા પ્રબંધ-'ચિંતામણી પૃ ૨૫૧—૫૨ મા કુમારદેવી વિધવા હતી એ વાત આવી છે અને તે આ રીતે કે.—' મંત્રીઓની જન્મવાર્ત્તા એવી છે કે-કયારેક શ્રી પાટણમાં ભટ્ટારક હરિભદ્રસૂરિના વ્યાખ્યાનમાં કુમારદેવી નામની એક રૂપવતી વિધવા સ્ત્રી આવેલી, તેના સામુ આચાર્ય વારંવાર જોવા લાગ્યા; તેથી ત્યાં બેઠેલા મંત્રી આશરાજનુ મન તેના પર આકર્ષાયુ તેના ગયા પછી મંત્રિએ ગુરૂને તેની સામુ જોવાનુ આગ્રહપૂર્વક કારણ પૂછ્યુ, ત્યારે ગુરૂએ કહ્યુ કે ઇષ્ટ દેવતાએ અમને, એ સ્ત્રીની કુખમા સૂર્ય અને ચંદ્રમાનો ભાવી અવતાર કહેલો છે તેથી તે બાબતમાં સામુદ્રિક લક્ષણો અમે ફરી જોતા હતા. આ રીતે સૂરિ પાસેથી તત્ત્વ જાણીને તેણે તે સ્ત્રીનુ અપહરણ કર્યુ અને પોતાની પ્રિયા બનાવી ક્રમથી તેના પેટે જ્યોતિરિંદ્રો જેવા તે વસ્તુ-પાલ તેજપાલ નામના મહામંત્રીઓ થયા '—આ વાત નં ૧૩ થી ૧૫ એટલે જિનપ્રભે, રાજશેખરે કે જિનહર્ષે પણ પોતાના ગ્રંથમા જણાવીનથી, પણ નં. ૧૭, ૧૮, અને ૨૦ ના વસ્તુપાલના રાસોમા સ્પષ્ટપણે જણાવી છે તેથી તે રાસકારો મેરૂતુંગને અનુસર્યા છે એમ સમજાય છે સ્વ મણિભાઇ વ્યાસ જણાવે છે કે મેરૂતુંગ વસ્તુપાલ તેજપાળથી લગભગ ૫૭ વર્ષે—નજીકકાળમા થયો તે વખતે બન્ને મંત્રીઓના વંશજો હયાત હોવા જોઇએ, લોકોને પણ ઘેર ઘેર એ વાત જાણીતી હોવી જોઇએ. એ વખતે કવિને વિશ્વસનીય

૧૧ પૈકી કોઈ પણ સંસ્કૃત પુસ્તકમાં નથી તેથી તે વાત માનવા લાયક નથી. તેણે કુવા અને તળાવો ખોદાવ્યા અને મંદિરો બંધાવ્યા [જિનહર્ષ વળી જણાવે છે કે કુટુંબ સહિત તે ચાલુક્ય રાજાએ પ્રસન્ન થઇને અર્પણ કરેલા સુંહાલકપુરમાં જઇ ગયો, એ પરથી જણાય છે કે અશ્વરાજ સુંહાલકમાં અધિકારી તરીકે નીમાયો હશે. તેના મરણ પછી તેની પત્ની છોકરાને લઇને મંડલી (માંડલ) જઇ રહેવા લાગી.]

૫૧૦ અશ્વરાજને કુમારદેવીથી ચાર પુત્રો લાવણ્યાગ (લુણિગ), મલ્લદેવ, વસ્તુપાલ (વસ્તિગ) અને તેજપાલ (તેજિગ) અને સાત પુત્રીઓ જાલ્હમા પ્રમુખ —(જાલ્હૂ), માઊ, સાઊ, ધનદેવી, સોહગા, વયજુકા અને પરમલદેવી થઈ લૂણિગ બાલ્યાવસ્થામાં મરણ પામ્યો, મલ્લદેવ પણ યુવાન વયમાંજ મરણ પામ્યો (ચ. પ્ર.) મલ્લદેવને બે પત્ની નામે લીલાદેવી અને પ્રતાપદેવી પૈકી લીલાદેવીથી પૂર્ણસિંહ નામનો પુત્ર થયો (પૂર્ણસિંહને અલ્હણાદેવીથી પેથડ નામનો પુત્ર પછી થયો હતો કે જે આબુની પ્રતિષ્ઠા વખતે વિદ્યમાન હતો.) કુમારદેવીનું અવસાન થતાં માતૃપક્ષના ગુરૂ મલધારગચ્છના નરચંદ્ર સૂરિએ ત્યાં ઉપદેશથી શોક નિવાર્યો ત્રણે ભાઇઓએ મંડલી છોડયું અને યાત્રાએ ગયા ત્યાંથી પાછા ફરીને ધોળકે ગયા. કીર્તિકૌમુદી,

માહિતી મેળવવાને પૂરેપૂરી અનુકૂલતા હતી વસ્તુપાલ તેજપાલ-યશસા વસ્તુપાલેન રુદ્ધમાકાશમડલ-જેમના યશથી આકાશ છવાઈ ગયું-તેમને માટે આવી નોંધ કરવી એ જેવા તેવા લેખકનું કામ નહોતું જો એ કાળના લોકોમાં સર્વત્ર આ વાત ચાલતી ના હોત તો વસ્તુપાળ તેજપાળ જેવા યશસ્વી અને દાનવીર શ્રાવક માટે ગ્રંથકાર આવી નોંધ કદી કરત નહિ ગ્રંથકારને અનેક મહાપુરૂષોના ચરિત્રનો સંગ્રહ કરવો હતો એટલે પોતાની ફરજને અંગે તેણે આ હકીકત નોંધી છે.-શ્રી વાણીઆના જ્ઞાતિભેદ પૃ ૧૬૪ આ રા વ્યાસનો ઉલ્લેખ શ્રી જિનવિજયને વધારે વિચારશીલ અને પ્રમાણભૂત જણાય છે જૈ. સા સ. ૩-૧-૧૦૮. ૨૪૦ શ્રી દલાલ આ વાત સમકાલીન એક પણ ગ્રંથમાં નથી માટે તેને અવિશ્વસનીય માને છે.

૧૧ પૈકી કોઈ પણ સંસ્કૃત પુસ્તકમા નથી તેથી તે વાત માનવા લાયક નથી. તેણે કુવા અને તળાવો ખોદાવ્યા અને મદિરો બંધાવ્યા [જિનહર્ષ વળી જણાવે છે કે કુટુબ સહિત તે ચાલુક્ય રાજાએ પ્રસન્ન થઇને અર્પણ કરેલા સુંહાલકપુરમા જઇ રહ્યો; એ પરથી જણાય છે કે અશ્વરાજ સુહાલકમા અધિકારી તરીકે નીમાયો હશે. તેના મરણ પછી તેની પત્ની છોકરાને લઇને મડલી (માડલ) જઇ રહેવા લાગી.]

૫૧૦ અંશ્વરાજને કુમારદેવીથી ચાર પુત્રો લાવણ્યાગ (લુલિગ), મલ્લદેવ, વસ્તુપાલ (વસ્તિગ) અને તેજ.પાલ (તેજિગ) અને સાત પુત્રીઓ જાલ્હમા પ્રમુખ —( જાલ્હૂ ), માઊ, સાઊ, ધનદેવી, સોહગા, વયજુકા અને પરમલદેવી થઈ લૂણિગ બાલાવસ્થામા મરણ પામ્યો, મલ્લદેવ પણ યુવાન વયમાજ મરણ પામ્યો. (ચ પ્ર ) મલ્લદેવને બે પત્ની નામે લીલાદેવી અને પ્રતાપદેવી પેકી લીલાદેવીથી પૂર્ણસિંહ નામનો પુત્ર થયો (પૂર્ણસિંહને અલ્હણાદેવીથી પેથડ નામનો પુત્ર પછી થયો હતો કે જે આબુની પ્રતિષ્ઠા વખતે વિદ્યમાન હતો. ) કુમારદેવીનું અવસાન થતા માતૃપક્ષના ગુરૂ મલધારગચ્છના નરચંદ્ર સૂરિએ ત્યા ઉપદેશથી શોક નિવાર્યો ત્રણે ભાઇઓએ મડલી છોડ્યુ અને યાત્રાએ ગયા ત્યાથી પાછા ફરીને ધોળકે ગયા. કીર્ત્તિકૌમુદી,

માહિતી મેળવવાને પૂરેપૂરી અનુકૂલતા હતી વસ્તુપાલ તેજપાલ–यशसा वस्तुपालेन रुद्धमाकाशमण्डल–જેમના યશથી આકાશ છવાઈ ગયુ–તેમને માટે આવી નોધ કરવી એ જેવા તેવા જોખમનુ કામ નહોતુ જો એ કાળના લોકોમા સર્વત્ર આ વાત ચાલતી ના હોત તો વસ્તુપાળ તેજપાળ જેવા યશસ્વી અને દાનવીર શ્રાવક માટે ગ્રથકાર આવી નોધ કદી કરત નહિ ગ્રથકારને અનેક મહાપુરૂષોના ચરિત્રનો સંગ્રહ કરવો હતો એટલે પોતાની ફરજને અગે તેણે આ હકીકત નોધી છે.–શ્રી વાણીઆના જ્ઞાતિભેદ પૃ. ૧૬૪ આ રા વ્યાસનો ઉલ્લેખ શ્રી જિનવિજયને વધારે વિચારશીલ અને પ્રમાણભૂત જણાય છે જૈ. સા સં. ૩–૧–૧૦૮. સ્વ૦ શ્રી દલાલ આ વાત સમકાલીન એક પણ ગ્રથમા નથી માટે તેને અવિશ્વસનીય માને છે

**વસંતવિલાસ** અને **પ્રબંધ ચિંતામણી**મા એમ જણાવેલુ છે કે **વસ્તુ-પાલ–તેજપાલ** બે ભાઈઓ **ધોળકે** ગયા હતા અને **વીરધવળે** પોતે તેમને અધિકાર આપી નીમ્યા, પરંતુ **સુકૃતસંકીર્ત્તન**, **વસ્તુપાલ-પ્રશસ્તિ** અને **સુકૃત કીર્તિ કલ્લોલિની**મા એમ જણાવ્યુ છે કે બંને ભાઇઓ ચૌલુક્ય રાજા **ભીમ**દેવની નોકરીમા પહેલા જોડાઈ ગયા હતા અને **વીરધવલ**ના કહેવાથી **ભીમે** તેમને **વીરધવળ**ને સોપ્યા હતા. **ભીમ**ના પ્રધાન તરીકેની પરવશતા પોતે સ્વીકારી એવુ **વસ્તુપાલ**નું પોતાનું કથન આ બીજી વાતને ટેકો આપે છે ૩૭૯

૫૧૧. **ભીમ**દેવ (બીજો) નબળો અને લંપટ હતો. તે ભોળો ભીમ એ નામથી પ્રસિદ્ધ થયો તેને ન્હાનપણમા રાજ્ય મળ્યુ હતુ તેથી તેના મંત્રીઓ તથા સામંતોએ તેનુ ઘણુ ખરૂ રાજ્ય દબાવ્યુ. બહારના દુશ્મનોના હુમલામાથી પોતાના રાજ્યનુ રક્ષણ કરવાને તે શક્તિમાન્ ન હતો. કુતુબુદ્દીન ઐબકે સં. ૧૨૫૩મા ગૂજરાતને લૂટયુ હતુ આથી તે નામમાત્ર રાજા રહ્યો અને ગૂજરાતના રાજ્યના ગુમાવેલા વૈભવ અને પ્રતિષ્ઠાને પાછી મેળવવા માટે **કુમારપાલ**ની માસીના પુત્ર **અર્ણોરાજ**ના પુત્ર **લાવણ્યપ્રસાદ** (લવણપ્રસાદ)ને પોતાનો મહામંડલેશ્વર–સર્વેશ્વર ( vice-regent ) બનાવ્યો આ પ્રમાણે **ભીમ** ફક્ત નામનોજ રાજા હતો. આ **લવણપ્રસાદ** અને તેનો યુવ-રાજ **વીરધવલ** ગૂજરાતના ખરા રાજા જેવા હતા છતા તે પિતા-પુત્ર અણહિલપુરની ગાદીને વફાદાર રહ્યા અને ગાદી પચાવી પાડી પણ નહિ–પોતાને મહારાજાધિરાજ તરીકે કહેવડાવ્યા નહિ, પણ ફક્ત 'મહામંડલેશ્વર'ના પદથી સંતુષ્ટ રહ્યા. રાણો **લવણપ્રસાદ** અણહિલ-પુર દરબારમા રહ્યો હોય એમ લાગે છે અને પોતાની માતાના

---

૩૭૯. भास्वत्प्रभावमधुराय निरन्तरायधर्मोत्सवव्यतिकराय निरन्तराय।
यो गूर्जरावनिशिरोमणिभीमभूपमन्त्रीन्द्रतापरवशत्वमपि प्रपेदे ॥
नरना० काव्य सर्ग १६–३५.

પુણ્યાર્થે બંધાવેલા મંદિરો વગેરેના નિભાવ માટે તેણે અપાવેલ જુદા જુદા દાનપત્રો પરથી ત્યા સર્વોપરી સત્તા ભોગવતો હશે એમ સ્પષ્ટ જણાય છે. તે વખતે **વીરધવલ** ધોળકામા નિષ્કંટક રાજ્ય ચલાવતો હતો.

૫૧૨. **વીરધવલ** રાજાએ મંત્રીપદે વસ્તુપાલ–તેજપાલની નિમણુક કરી તે પહેલા વસ્તુપાલે રાજાને સ્પષ્ટ કહ્યુ કે 'રાજન્' એ આપનો મોટો અનુગ્રહ કે આપે અમને યોગ્ય ગણ્યા. રાજાની કૃપાદૃષ્ટિ જ્યાં જ્યા પડે છે ત્યા ત્યા પવિત્રતા, કુલીનતા, દક્ષતા અને સુભગતા ખડી થાય છે. પરંતુ હવે કળિયુગ આવ્યો છે. તેમા સેવકોમા નથી રહી કાર્યપરાયણતા, તેમ સ્વામીઓમા નથી રહી કૃતજ્ઞતા. રાજાની નજર અધકારથી નાશ પામી છે. દુષ્ટ મંત્રી રાજાઓને કુમાર્ગે ચલાવે છે તેથી બંનેનો નાશ થાય છે. સાચી વાત એ છે કે સસારમા કોઇ એવો નથી કે જે લોભરહિત હોય, પરતુ બુદ્ધિમાને એવું કામ કરવું જોઇએ કે જેથી સંસારમા નિંદા ન થાય અને પરલોકમા બાધા ન આવે. માટે ન્યાયનુ અવલંબન કરી, દુષ્ટોનો અનાદર કરી, સહજ શત્રુઓનો પરાજય કરી, શ્રીપતિચરિત્રને હૃદયમા ધરી–ધર્મપરાયણ રહી, ધરિત્રીનો ઉદ્ધાર કરવા આપ ઇચ્છતા હો તો આપની આજ્ઞા માથે ચઢાવીએ નહિતો આપને સ્વસ્તિ–આપનુ કલ્યાણ થાઓ–આપને નમસ્કાર.[૩૮૦] વળી અમે સેવાને અર્થે અત્રે આવેલા છીએ, અમારા ઘરમા ત્રણ લક્ષ દ્રવ્ય છે. હવે અમે સેવામા રહીએ તે પછી કદાપિ અમારી વિરૂદ્ધ આપને કોઇ પિશુનવચન (ચાડી) ઉપર વિશ્વાસ આવે તો અમારા દ્રવ્યસહિત

---

૩૮૦. पुरस्कृत्य न्यायं खलजनमनादृत्य सहजा—
नरीन्निर्जीत्य श्रीपतिचरितमाश्रित्य च यदि ।
समुद्धर्तुं धात्रीमभिलषसि तत्सैप शिरसा
धृतो देवादेश· स्फुटमपरथा स्वस्ति भवते ॥ की०कौ. ३. ७७.

અમને રજા આપવી. અમારૂ સર્વસ્વ હરી લેવુ નહિ.' રાજાએ આ બાબત તેમને ખાતરી આપી અને બંને ભાઇઓને રાજમુદ્રા આપી મંત્રીપદ પર નિયુક્ત કર્યા. (કી કૌ) આ ઘટના સં. ૧૨૭૬મા બની.

૫૧૩ આ મંત્રીઓ નિમાયાથી **વીર**ધવળના રાજ્યનો ઘણો ઉદય થયો. **લાટ**દેશના તાબેનું **ખ**ંભાત બંદર તેણે સ્વાધીન કર્યું હતુ તે ગૂજરાતનુ સમૃદ્ધિવાન્ મોટું બંદર હતુ અને સત્તા તથા સમૃદ્ધિનુ મોટુ મથક હતું. **વ**સ્તુપાળને રાજાએ **ખ**ંભાત મોકલ્યો. ત્યા જઈ પ્રજાને કષ્ટ દેનારા પૂર્વ અધિકારીઓને ક્રમશ. દૂર કર્યા. દુર્જનોને શાસન કર્યું તેથી સજ્જનો અને વ્યાપારીઓ નિરાતે રહેવા–વ્યાપાર કરવા લાગ્યા. ગૂર્જરદેશ સર્વત્ર સુખ અને શાતિ ભોગવતો હતો ત્યા દક્ષિણના રાજા **સિ**ંહનનો સંતાપ થયો તેણે અચાનક આક્રમણ કરવા મોકલેલી સેના **ભરૂ**ચ સુધી આવી, **લા**વણ્યપ્રસાદ અને **વીર**ધવલ બને પિતાપુત્ર સામે ગયા. આ જાણી ગોદ્રહ (ગોધરા) અને **લાટ** (ગૂજરાતનો દક્ષિણ દેશ)ના રાજા કે જે સાથે ગયા હતા તે મારવાડના ચાર રાજાઓ સાથે મળી ગયા ને બંને પિતાપુત્રને રામભરોસે છોડી દીધા, છતા તે બંનેએ ધીરજ ન છોડના યાદવોની સેના સામે તૂટી તેને હરાવી. પછી તે છએ રાજાઓએ આ બંને પિતા–પુત્ર સાથે સંધિ કરી પછી માળવાના શત્રુઓની સામે થઇ તે કાર્ય સંભાળ્યુ.

૫૧૪. અહીં જ્યારે ઉક્ત પિતા–પુત્ર સગ્રામમા આસક્ત હતા ત્યા બીજી બાજુ **વ**સ્તુપાલની બુદ્ધિ અને વીરતાની પરીક્ષાનો અવસર ઉપસ્થિત થયો ખભાતમા **વ**સ્તુપાલ પર **ભરૂ**ચના રાજા **શં**ખે[૩૮૧] દૂત મોકલી કહાવ્યુ '**વીર**ધવળનો મારવાડના રાજાઓએ કરેલી

---

૩૮૧ **શં**ખ તે લાટદેશના ચાહમાણ રાજા **સિ**ંહના ભાઇ **સિ**ંધુરાજનો પુત્ર હતો તે એક યોદ્ધો હતો અને યાદવ રાજા **સિ**ંહણના સૈન્યને તેણે નર્મદાના તીરે પાછુ કાઢયું હતું. એક વખત તે યાદવરાજાથી કેદ થયો અને તેની સમક્ષ જતાં તેણે તેના વ્યક્તિત્વથી અંજાઇ છોડી દીધો હતો.

ચડાઇમા જય થયો નથી દેખાતો ખભાત તો અમારી કુલક્રમાગત સંપત્તિ છે, માટે અમને ખંભાતમા પ્રવેશ કરવા દઈ પછી તમે સુખેથી રાજ્ય કરો. **વીર**ધવળે તમને એક શહેર આપ્યુ ત્યારે શંખ-રાજા તમારા ગુણોની વધારે કદર કરશે અને તમને એક આખા દેશનો આગેવાન બનાવશે આ **શં**ખરાજાએ જેણે બાર માડલિક રાજ્યની મૂર્તિઓને પગમા સોનાની સાકળેથી બાધેલી છે, અને જેણે, એક બાજુ અર્ણોરાજના પુત્રોએ માલવાના રાજાને વચમા રાખી હલ્લો કર્યો અને બીજી બાજુ યાદવ રાજા **સિં**હનનુ લશ્કર સામુ આવ્યુ ત્યારે, યાદવરાજાના આખા સૈન્યને નસાડયુ તેની સામે તમો વાણિયા નહિ ટકી શકો, વાણિયાને નાશવાથી શરમ નથી.' આના ઉત્તરમા **વ**સ્તુપાલે દૂતને જણાવ્યુ કે 'દુર્ભાગ્યવશ તારા સ્વામીની બુદ્ધિ ન્યાયમાર્ગનુ અવલબન કરવામા ઘૃણા કરતી હોય તો તુ જઈને તેને સ્પષ્ટ કહી દે કે અમે પણ તેના અખડ ઉદ્યોગનુ ખડન ખડ્ગ દ્વારા કરવા માટે સપૂર્ણ તૈયાર છીએ. (કી. કૌ) **શં**ખરાજા જે પ્રમાણે મને મળવા માગે છે તે પ્રમાણે તેને મળવા ખુશી છીએ ભલે તે આવે આખો દેશ તે આપશે એ તેનુ કથન મારે શુકન છે. માડ-લિક રાજાઓની મૂર્તિઓ પગે બાધી તે ઠીક છે, પણ યાદવરાજાના કેદખાનામા તેના પગમા બેડીઓ પડી હતી તેથી મને દુ ખ થાય છે [૩૮૨]ફક્ત ક્ષત્રિયોજ યુદ્ધ કળાના રહસ્યને જાણે છે અને વાણિ-

---

બાર માડલિકની મૂર્ત્તિઓ તેના પગે સુવર્ણની સાંકળથી બધાતી હતી એમ **વસં**તવિલાસમાં જણાવ્યુ છે ખંભાત પહેલા લાટદેશના રાજાના તાબામા હતુ, પણ તે રાજા પાસેથી **વીર**ધવલે ખુચવી લીધુ હતુ એક બાજુ સિંહનની ચડાઈ અને બીજી બાજુ મારવાડના રાજાઓનો બળવો-દ્રોહ એ સ્થિતિનો લાભ લઈ ખંભાતપર તેણે હુમલો કર્યો પણ વસ્તુપાળે તેને હરાવ્યો વધુ માટે જુઓ હમ્મીરમદમર્દન (ગા૦ ઓ સી)

૩૮૨. क्षत्रिया समरकेलिरहस्यं जानते न वणिजो भ्रम एष
अम्बडो वणिगपि प्रधने किं मल्लिकार्जुननृपं न जघान ॥

યાઓ તે જાણતા નથી એ ભ્રમ છે **અંબડ** જો કે વાણિયો હતો તોપણ તેણે **કોંકણના** રાજા **મલ્લિકાર્જુનને** લડાઇમા હણી નાખ્યો ન્હોતો? હુ વાણિયો છુ પણ અસિરૂપી ત્રાજવાથી રણરૂપી હાટમા કેમ કામ લેવું તે માટે પ્રખ્યાત થયેલો છુ. શત્રુઓના મસ્તક રૂપી માલ ખરીદુ છુ અને તેની કિંમતમા તેમને સ્વર્ગ આપુ છુ. જો તારો **શંખ સિંધુરાજનો** ખરો પુત્ર હોય તો તેને તુરત અહીં આવી યુદ્ધનુ સ્થળ પસદ કરવા કહેજે' (વ૦ વિ.).

૫૧૫ ત્યાર પછી પ્રચડ યુદ્ધ થયુ **શંખના** યોદ્ધાઓ અને વસ્તુપાલના યોદ્ધાઓ મરાયા. અતે શખની સામે મંત્રીએ પણ પોતાની તલવાર મ્યાનથી બહાર કરી, અને પોતે સૈન્ય સાથે ચડયો. **શંખ** આ નવા સૈન્યને જોઈ વસ્તુપાલને અજેય માની **ભરૂચ** તરફ નાસી ગયો (સં. ૧૨૭૯ મા વસ્તુપાલના પુત્ર જયન્તસિંહને ખભાતનો અધિપતિ (સૂબો) નીમ્યો તે પહેલા શંખ સાથેનુ આ યુદ્ધ થયેલું હોવું જોઇએ.)

૫૧૬ તે બને મંત્રીઓનુ સ્થાન વળી કઈક અજબજ હતું. **વીરધવલનો** બંને ભાઇઓ ઉપર સપૂર્ણ વિશ્વાસ હતો અને તેમની વિરૂદ્ધની ચાડીચુગલી પર તે જરા પણ લક્ષ આપતો નહોતો. **વીરધવ**-લના સમસ્ત રાજ્યનુ સર્વૈશ્વર્ય મહામાત્ય **વસ્તુપાલ** પાસે હતુ, અને રાજાનો સમસ્તમુદ્રાવ્યાપાર મત્રી **તેજપાલના** હાથમા હતો. આ સત્તા અને વિશ્વાસ અયોગ્ય સ્થાને મૂકાયા ન્હોતા. આ બંને ભાઇઓ કે જેઓ મોટા યોદ્ધા હતા અને જેમનામા ઘણીજ ઉચ્ચ પ્રકારની રાજ્યદ્વારી દક્ષતા અને રાજનીતિજ્ઞતા હતી, તેઓએ રાજ્ય અને રાજ્યસત્તા વધારવામા આપેલો ફાલો ઘણો વિશાલ છે. વાઘેલાઓનું

---

दूत ! रे वणिगहं रणहट्टे विश्रुतोऽसितुलया कलयामि ।
मौलिभाण्डपटलानि रिपूणां स्वर्गवेतनमथो वितरामि ॥

વસંતવિલાસ ૫, ૪૩-૪૪

આ એક મહાભાગ્ય હતું કે તેમને આવા બે કાબેલ અને રાજનીતિજ્ઞ દક્ષ પુરૂષો રાજ્યનો પાયો નાખવા માટે મળી ગયા, જો કે માતૃભૂમિના પ્રેમ વગરના ટૂંકા મનના સ્વાર્થી મંત્રીઓ પછી થયાના કારણથીજ આ રાજ્યનો જલદીથી અંત આવ્યો.

૫૧૭. બંને ભાઈઓ યોદ્ધાઓ હતા, તેમા વસ્તુપાલના શખ સાથે યુદ્ધનુ વર્ણન કર્યું **તે**જપાલ સબંધે એક ઉદાહરણ આપીએ. **મ**હીતટ (**મ**હીકાઠા) નામના દેશનો ઘૂઘુલ નામના રાજા હતો, તેની રાજધાની **ગો**દ્રહ (ગોધ્રા) હતી તે ગૂજરાત દેશમા વેપાર કરવા જતાઆવતા વેપારીઓના માલને છીનવી લેતો હતો અને **વી**રધવલના કહેણને દાદ આપતો નહિ આ બને ભાઇઓએ એક વખતે તેની પાસે દૂત મોકલી કહેવરાવ્યુ કે રાણા **વી**રધવલની આજ્ઞા સ્વીકારવી ઘટે, પરંતુ તેણે ઉત્તરમા રાણાને માટે એક કાજલની ડબી અને એક શાટિકા (સ્ત્રીની સાડી) મોકલી રાણાએ પોતાના સૈનિકોને કહ્યું કે ઘૂઘુલ સાથે યુદ્ધ કરવા માટે કોણ બીડુ ઉઠાવે છે? **તે**જપાલેજ તે ઉઠાવ્યુ અને તે સેના લઈ રવાના થયો. તેણે પોતાના થોડા સૈનિક આગળ મોકલ્યા કે જેમણે જઈ ગોવાળીઆઓને મારી તેમની ગાયો લઇ લીધી. ઘૂઘુલની પાસે આ સમાચાર જતા તે પોતાના સૈનિકો લઇ સામો આવ્યો અને મત્રીની સામે થયો. બને વચ્ચે થયેલા દ્વંદ્વ યુદ્ધમા **તે**જપાલે તેને હરાવી કેદ કર્યો અને **વી**રધવલને મોકલેલી કાજળની ડબી ઘૂઘુલના ગળામા બાધી દીધી અને સાડી પહેરાવી દીધી રાજાએ **તે**જપાલનો ઘણો પુરસ્કાર કર્યો

૫૧૮ એક વખતે દૂતોએ આવી વસ્તુપાલને ખબર આપી કે મોજદીન સુરત્રાણ પશ્ચિમ દિશામા સેના લઇ રવાના થયેલ છે. મંત્રીએ તુરત તેણે તે બાબતનો પ્રબંધ કરી **અ**ર્બુદગિરિના નાયક **ધા**રાવર્ષને કહેવરાવ્યુ કે જ્યારે યવન સેના દક્ષિણ તરફ આવે કે ઘાટોને રોકી દે તેણે તેમજ કર્યું વસ્તુપાલ અચાનક તેના પર

તૂટી પડયો યવન તોબા તોબા કરી અહી તહી ભાગવા લાગ્યો. પરંતુ માર્ગ રોકાઈ ગયા હતા. આથી ઘણી ખરાબ રીતે તેનું લશ્કર મરાયું અને વસ્તુપાલે તેના ( तच्छीर्षलक्षै शकटानि भृत्वा ) લાખો મુડ–માથાં ગાડામા ભરીને ધોલકામા લાવી વીરધવલને બતાવ્યા [ રાજશેખર ચ૦ પ્ર૦ ].[૩૮૩]

૫૧૯ સોરઠના–(કચ્છ) ભદ્રેશ્વરના રાજા ભીમસેન (ભીમસિંહ)નું સૈન્ય એક વખત ચઢી આવ્યુ ને ઘોર યુદ્ધ થયુ તેમા બંને મંત્રીઓ ભારે વીરતાથી લડયા અંતે સંધિ થતા યુદ્ધનો અત થયો.

૫૨૦. વસ્તુપાલને લીલા (લલિતા) દેવી અને વેજલદેવી નામે બે પત્ની હતી. લલિતા દેવી ગુણશાલી અને બુદ્ધિશાળી હોવાના કારણે વસ્તુપાલ તેની ખાસ સલાહ લેતા, અને તેનાથી જયન્તસિંહ (જૈત્ર-સિંહ) નામનો પુત્ર થયો હતો અને તેજપાલને બે સ્ત્રી નામે અનુ-પમા દેવી અને સુહડા દેવી પૈકી અનુપમા દેવીથી લાવણ્યસિંહ (લૂણસિંહ) નામનો પુત્ર થયો હતો જયન્તસિંહ [૩૮૪]સં. ૧૨૭૯ થી ખભાતનો સૂબો હતો ( ગિરનાર પ્રશસ્તિ ) અને તેની પ્રાર્થનાથી બાલચંદ્ર સૂરિએ 'વસંત વિલાસ' મહાકાવ્ય રચ્યુ અને તેની આજ્ઞાથી (ખંભાતના) ભીમેશ્વર ભગવાનની યાત્રાના ઉત્સવ પ્રસંગે ખંભાતમા પહેલવહેલુ જયસિંહ સૂરિનુ હમ્મીરમદમર્દન નામનું નાટક ભજવાયુ હતુ. વસ્તુપાલના મૃત્યુ પછી વીશળદેવે જૈત્રસિંહને તેના શૌર્યથી આકર્ષાઈ પેટલાદનો સૂબો નીમ્યો હતો અને તેણે પોતાના

---

૩૮૩ આ હકીકત લઈ તેના ઐતિહાસિક સત્ય સંબંધે શ્રી રસિકલાલ છોટાલાલ પરીખે 'એક ઐતિહાસિક શ્રુતપરંપરા અને તેની પરીક્ષા' એ નામના લેખમા યોગ્યવિચારણા કરી છે જે સા સં ૩, ૧ પૃ ૧૫૩ થી ૧૬૦.

૩૮૪ જુઓ ગિરનાર પ્રશસ્તિ જયન્તસિંહને બે પુત્ર નામે પ્રતાપ-સિંહ અને બીજો હતા તે બંનેના શ્રેય માટે વસ્તુપાલે ખંભાતના કુમાર-વિહારમા બે દેવકુલિકાઓ બંધાવી હતી.

કાકા તેજપાલના મૃત્યુ પછી તેના સ્મારક તરીકે ચન્દ્રોન્માનપુર (ચાણસમા ?)મા એક જિનમદિર, સરોવર, ધર્મશાળા, સત્રાલય કરાવ્યા. (જિનહર્ષ-વસ્તુપાલ ચરિત્ર ૮-૫૯૨-૫૯૩) જૈત્રસિંહને જયતલદેવી, જમ્મણુ દેવી અને રૂપાદેવી નામની ત્રણ સ્ત્રી હતી. લાવણ્યસિંહ સ. ૧૨૯૬ મા ભરૂચનો હાકેમ હતો, તેને રયણાદેવી અને લખમાદેવી નામની બે સ્ત્રીઓ અને ગઉરદેવી નામની એક પુત્રી હતી. તેજપાલને સુહડદેવીથી સુહડસિંહ નામનો બીજો પુત્ર હતો, વળી બઉલદે નામની પુત્રી હતી. સુહડસિંહની બે સ્ત્રીના નામ સુહડાદેવી અને સુલખણાદેવી હતા.

૫૨૧. સ. ૧૨૭૫ વર્ષમા મત્રી વસ્તુપાલ અને તેજપાલથી પ્રાગ્વાટ લઘુ શાખા પ્રગટ થઈ,[૩૮૫] એટલે તેમના સમયમા પોતાની પોરવાડ જ્ઞાતિમા 'દશા' અને 'વીસા' એ બે ભેદ પડયા વીસ વસાના-ઉત્તમ-પૂરી યોગ્યતા વાળા તે 'વીસા', અને તેથી ઓછી યોગ્યતા વાળા તે 'દશા'. [આ દશા વીસાના ભેદ અન્ય વણિક જ્ઞાતિઓમા અને તે ગૂજરાતમાજ ધીમે ધીમે દેખા દેતા ગયા, અને સં. ૧૫૧૨ મા તો આ ભેદ જાણીતા થઇ ગયા.][૩૮૬]

૫૨૨. **ધનસગ્રહ અને તેનો સુકૃત્યોમાં ઉપયોગ**—વસ્તુપાલના પૂર્વજો મત્રિઓના અધિકાર પર નિયુક્ત રહ્યા હતા અને

---

૩૮૫ જુઓ જૈન કૉ. હેરેલ્ડના સન ૧૯૧૧ના ખાસ અકમા મે આપેલી 'તપાગચ્છ પટ્ટાવલી' અને જૈન સા સંશોધકના ખડ ૧ અંક ૩ માં આપેલી 'વીરવંશાવલી'.

૩૮૬ સ ૧૩૬૧ નું મેરૂતુંગનુ પ્રબંધચિતામણી, સં ૧૫૭૮ નુ સૌભાગ્યનંદી કૃત વિમલચરિત્ર, સ. ૧૭૨૧ મા મેરૂવિજયે રચેલ વસ્તુપાલ તેજપાલ રાસ, સ ૧૮૮૧ મા દીપવિજયે બનાવેલા 'સોહમ કુલરત્નપટ્ટાવલીરાસ', કાન્હડદે પ્રબંધ આદિ પરથી સ્વ મણિલાલ બકોરભાઈ વ્યાસનો નિર્ણય જુઓ તેનો ગ્રંથ નામે 'શ્રીમાળી (વાણીઆ)ઓના જ્ઞાતિભેદ' સં. ૧૯૭૭.

ધર્મપરાયણ હતા તેના પિતા મંત્રી અશ્વરાજ સંબંધી સોમેશ્વરે લખ્યુ છે કે—

आनीतं न्यायतो वित्त व्यसित धर्मकर्मसु ।
यशस्तु जनति स्तुत्य केवलं यस्य तिष्ठति ॥ की. कौ ३,१९

—જગતમા તેનો યશ ફેલાય છે કે જેણે ન્યાયથી ધનનો સંગ્રહ કર્યો હોય અને જે ધનને ધાર્મિક કાર્યોમા વાપરેલુ હોય.

૫૨૩. વસ્તુપાલ-તેજપાલ બને મત્રીઓ થયા તેમણે ન્યાયથી ધન મેળવ્યુ અને તે ઉપરાત બીજા કારણો પણ ધનસંગ્રહના મળ્યા. (૧) એક સમય તેઓ પોતાના ધનને હુડાલક (હડાલા–કાઠિયાવાડ) મા એક સ્થાનપર દાટવા જતા ત્યા ખોદતા ભારે ખજાનો મળ્યો. (૨) જ્યારે વસ્તુપાલ સ્તભતીર્થમા મંત્રી થઇ ગયો ત્યા એક મુસલમાન સોદાગર નામે સૈયદ (સિદિક) અતિ ધનવાન્ રહેતો હતો, તે વસ્તુપાલની આજ્ઞા ન માનતા સામો થયો ને ભૃગુપુર (ભરૂચ)ના શખને પોતાની મદદે બોલાવ્યો અને તેને વસ્તુપાલની સામે યુદ્ધ કરવાને તત્પર કર્યો. વસ્તુપાલે શખને પરાજિત કરી સૈયદને કેદ કરી તેની સપત્તિનુ અપહરણ કર્યું. જ્યારે આ બાબતની સૂચના લવણપ્રસાદને કરવામા આવી ત્યારે તેણે આજ્ઞા કરી કે જે કઈ બહુ-મૂલ્ય હોય તે રાજમા જમા કરી દેવું વસ્તુપાલે વિજ્ઞાપન કર્યું કે તે સોદાગર એટલો બધો શ્રીમત છે કે તેના ઘરની ધૂળ પણ બહુ મૂલ્ય છે રાજાએ ઘરની ધૂળ મંત્રીને સમર્પણ કરી. દૈવયોગે તેજ કાલે સૈયદના કેટલાક વહાણોમા આગ લાગી અને ઘણો બહુમૂલ્ય ધાતુમય સામાન ધૂળ થઈ ગયો કે જે રાજાની આજ્ઞાનુસાર વસ્તુ-પાલનુ નિજ દ્રવ્ય બન્યુ.

૫૨૪. આ બને મત્રીશ્વરોના દાનનો લાભ એકલા જૈન ધર્મી-ઓને મળતો અથવા તેનો વિસ્તાર એકલા ગૂજરાતમાજ હતો એમ ન હતુ. 'દક્ષિણમા શ્રી શૈલ (શ્રી પર્વત–કાચીની પાસે), પશ્ચિમમા પ્રભાસ ઉત્તરમા કેદાર અને પૂર્વમા કાશી સુધીમા–'કોઇ પણ દેવા-

લય ન હતુ, કોઇ પણ ધર્મ કે વિદ્યાની સસ્થા ન હતી કે જેને વસ્તુપાલ તેજપાલની મદદ મળતી ન હોય સોમેશ્વર મહાદેવના મંદિરને દર વર્ષે દશ લાખ અને કાશી વિશ્વેશ્વરના મ દિરને દરવર્ષે એક લાખની ભેટ ધરાતી. તેજ પ્રમાણે દ્વારકાના મ દિરને પ્રયાગરાજને, ગ ગાતીર્થને તથા આબુ ઉપરના અચળેશ્વર મહાદેવને (જુઓ ત્યાનો ખ ડિત લેખ) એક એક લાખ દ્રવ્ય પ્રતિવર્ષ પહોચાડવામા આવતુ. હિંદુસ્તાનમા કાઇકે જાણવા લાયક કે કાઇકે પવિત્ર ગણાતુ એવુ એક પણ સ્થળ ન હતુ, જ્યા વસ્તુપાળ તેજપાળને યાદ કરાવે એવું કાંઈ ને કાંઇ ન હોય' (મધપૂડો) આબુની તથા ગિરનારની પ્રશસ્તિમા અને વસંતવિલાસમા કથેલ છે કે તેમના ખોદાવેલા કૂવા, વાવ, સરોવર, નવીન બંધાવેલા અને જૂના સમરાવેલા સ્થાનોનો હિસાબ એક પૃથ્વીજ જાણતી હશે તેમણે ભરૂચમા ભૃગુ મહાદેવનુ દેવાલય પાચ લાખ દ્રવ્ય ખર્ચી સમરાવ્યુ હતુ.

૫૨૫. **તીર્થકલ્પમા** **જિનપ્રભસૂરિએ** **વસ્તુપાલસંકીર્તનમા** જણાવ્યુ છે કે 'સવા લાખ જિનબિંબો કરાવવા **શત્રુંજયતીર્થ**મા ૧૮ ક્રોડ ૯૬ લાખ, **ગિરિનારતીર્થ**મા ૧૨ ક્રોડ ૮૦ લાખ, અર્બુદશિખરે લૂણિગવસતિમા ૧૨ ક્રોડ ૫૩ લાખ ખર્ચ્યા, ૯૮૪ પૌષધશાલા, ૫૦૦ દતમય સિંહાસનો, ૫૦૫ જાદરમય સમવસરણો, ૭૦૦ બ્રાહ્મણશાલા, ૭૦૦ સત્રાકાર (સદાવ્રતશાલા), ૭૦૦ તપસ્વિ અને કાપાલિકોના મઠો કરાવ્યા. ભોજન નિર્વાપાદિદાન સર્વેને કર્યું ૩૦૦૨ માહેશ્વરાયતનો (શિવમ દિરો), ૧૩૦૪ શિખરબદ્ધ જૈન પ્રાસાદો. ૨૩૦૦ જીર્ણચૈત્યોદ્ધાર કર્યો. ૧૮ કોટિ સુવર્ણવ્યયથી સરસ્વતી ભાડાગારો ત્રણ સ્થાને ભર્યા, ૫૦૦ બ્રાહ્મણોનો વેદપાઠ કરતો હતો. વર્ષ મધ્યે ત્રણ સ ઘપૂજા કરતો તેના ગૃહે ૧૫૦૦ શ્રમણો નિત્ય વિહાર કરતા હમેશા દોઢ સહસ્ર તટિક કાર્પટિકો ભોજન કરતા. ૧૩ તીર્થયાત્રા સ ઘપતિ બનીને કરી, તેમા પ્રથમ યાત્રામા ૪ સહસ્ર ૫ સો ગાડા શય્યાપાલકો સહિત, ૭૦૦ સુખાસનો, ૧૮૦૦ વાહિની-પાલખી,

૧૯૦૦ હાથીઓ, ૨૧૦૦ શ્વેતામ્બરો, ૧૧૦૦ દિગમ્બરો, ૪૫૦ જૈન ગાયકો, ૩૩૦૦ બંદિજનો હતા ૮૪ તળાવો બધાવ્યા, ૪૬૪ થી અધિક વાપિ–વાવ, ૩૨ પાષાણમય દુર્ગ–કિલ્લાઓ, ૨૪ દતમય જૈન-રથો, ૨૦૦૦ શાકઘટિત–સાગના બનાવેલા (રથો) કરાવ્યા. વસ્તુપાલને સરસ્વતી કંઠાભરણ આદિ ૨૪ બિરૂદો હતા. ૬૪ મસીત (મસ્જીદ–મુસલમાનોના ધર્મસ્થાનો) બંધાવી. દક્ષિણમા શ્રી પર્વત સુધી, પશ્ચિમમા પ્રભાસ સુધી, ઉત્તરમા કેદાર સુધી, પૂર્વમા વારાણસી સુધી તેના કીર્ત્તનો થતા સર્વ મળી ૩૦૦ ક્રોડ ૧૪ લાખ ૧૮ સહસ્ત્ર ને ૮ સો લૌષ્ઠિક ત્રિતયોનાનિ દ્રવ્ય વ્યય કર્યો. ૬૩ વાર સગ્રામમા જૈનપત્ર મેળવ્યુ." (આજ પ્રમાણે ચ૦ પ્ર. મા છે) તેના ૨૪ બિરૂદની આવલી એ છે કે પ્રાગ્વાટ જ્ઞાતિ અલંકરણ, સરસ્વતી કંઠાભરણ, સચિવ ચૂડામણિ, કૂર્ચાલ સરસ્વતી, સરસ્વતિ ધર્મપુત્ર, લઘુ ભોજરાજ, ખંડેરા, દાતાર-ચક્રવર્ત્તિ, બુદ્ધિ અભયકુમાર, રૂપે કંદર્પ, ચતુરીમા ચાણાક્ય, જ્ઞાતિ-ગોવાલ, સદ્યિદવંશક્ષયકાળ, શંખલરાયમાનમર્દન, મજ્જા જૈન, ગંભીર, ધીર, ઉદાર, નિર્વિકાર, ઉત્તમજનમાનનીય. સર્વજનશ્લાઘનીય, શાત, ઋષિપુત્ર, પરનારીસહોદર

૫૨૬ **લૂણીગવસહિ–લૂણવસહિ.**—તેજપાલે પોતાના પુત્ર લૂણ (લાવણ્ય) સિંહ અને સ્ત્રી **અનુપમાદેવીના** પુણ્યાર્થે[૩૮૭] ભીમદેવ (બીજા) ના મહામંડલેશ્વર **આબૂના** પરમાર રાજા **સોમસિંહ** (ઉક્ત-

---

૩૮૭ अभूदनुपमा पत्नी तेजपालस्य मंत्रिण ।
लावण्यसिंह नामायमायुष्मानेतयो सुत ॥५९॥
तेजपालेन पुण्यार्थ तयो पुत्रकलत्रयो ।
हर्म्म्यं श्री नेमिनाथस्य तेने तेनेदमर्बुदे ॥६०॥
—સોમેશ્વરકૃત તે મદિરનો પ્રશસ્તિ લેખ નિ. ૨, ૮૩.

પરંતુ મેરૂતુગ પ્ર ચિં. મા તથા રાજશેખર ચ. પ્ર૦ માં જણાવે છે કે તેમના પૂર્વના સ્વર્ગસ્થ ભાઇ લૂણિગના શ્રેય માટે તે કરાવ્યું તે હકીકત ઉપરની મૂલ પ્રશસ્તિ જોતાં યથાર્થ નથી

ધારાવર્ષના પુત્ર) ની અનુમતિ લઇ, તે આબૂ ગિરિપરના દેલવાડા ગામમા વિમલવસહિ પાસે જ તેના જેવી જ ઉત્તમ પ્રકારની કોરણીવાળા આરસપાણનુ, મૂલ ગભારો-ગૂઢમંડપ-નવચોકીઓ-રંગમંડપ-બલાનક (દ્વારમંડપ)-ખત્તક (ગોખલા), જગતિ (ભમતી) ની દેરીઓ અને હસ્તિશાલા વગેરેથી સુશોભિત, કરોડો રૂપીઆ ખર્ચીને લૂણસિંહ (લૂણીગ) વસહિકા નામનું નેમિનાથ પ્રભુનુ ભવ્ય મંદિર કરાવ્યુ સં. ૧૨૮૮. તેમા સ્તંભતીર્થમા અંજનશલાકા કરાવેલુ એવુ કસોટીના પથ્થરનુ બિંબ સ્થાપિત કર્યું[૩૮૮] અને તેની પ્રતિષ્ઠા (પોતાના પિતૃ પક્ષના ગુરૂ) **નાગેન્દ્રગચ્છના મહેન્દ્રસૂરિ-શાન્તિસૂરિ-આનંદ** અને **અમરસૂરિ-હરિભદ્રસૂરિના** શિષ્ય **વિજયસેનસૂરિ** પાસે સં. ૧૨૮૭ના (ગૂ.) ફાગણ (મારૂ) ચૈત્ર વદિ ૩ રવિવારે બહુ આડંબર ને ધામધૂમથી કરાવી તે મંદિરના ગૂઢમંડપના મુખ્ય દ્વારની બહાર નવ ચોકી-ઓમા દરવાજાની બંને બાજુમા ઉત્તમ પ્રકારની કોરણીવાળા બે ગોખલા પોતાની બીજી સ્ત્રી સુહડાદેવીના કલ્યાણ માટે કરાવ્યા (કે જેને લોકો 'દેરાણી જેઠાણીના ગોખલા' કહે છે), અને ભમતીની દેરીઓમાની ઘણીખરી દેરીઓ પોતાના ભાઇઓ, ભોજાઇઓ, બહેનો, પોતાના તથા ભાઇઓના પુત્રો, પુત્રવધૂઓ તથા પુત્રીઓ વગેરે પોતાના સમસ્ત કુટુંબના કલ્યાણાર્થે કરાવી, જ્યારે થોડી દેરીઓ પોતાના વેવાઇઓ અને બીજા પરિચિત સબંધીઓએ કરાવી બધી દેરીઓની પ્રતિષ્ઠા વિ સ. ૧૨૮૭ થી લઇને ૧૨૯૩ સુધીમા થઈ ગઈ હતી અને ઉક્ત બે ગોખલાની સં ૧૨૯૭ મા થઈ આ મંદિરનો બાંધનાર **શોભનદેવ** નામનો સૂત્રકાર હતો. તેની પૂજા આદિને માટે આબૂના

---

૩૮૮. वैक्रमे वसु वस्वर्क मितेऽब्दे नेमिमंदिरम् ।
निर्ममे लूणीगवसत्याह्व यं सचिवेन्दुना ॥
कषोपलमयं बिंबं श्री तेजपाल मंत्रिराट् ।
तत्र न्यास्थरस्तंभतीर्थे निष्पन्नं दृक् सुधाजनम् ॥
—જિનપ્રભસૂરિકૃત અર્બુદકલ્પ.

(પારા ૫૦૧મા ઉક્ત ધારાવર્ષના પુત્ર) પરમારરાજા સોમસિંહે બારઠ પરગણાનું ડબાણી ગામ ઉક્તમંદિરને ભેટ કર્યું. એ. ઇ વૉ. ૮ પૃ. ૨૨૨ (ઓઝા રા ઇ. ૧-૧૭૯) વળી મંત્રીએ તેની વિશેષ સુવ્યવસ્થા કરી ૩૮૯આ મંદિર સ્થાપત્યના અદ્દ્ભુત કૌશલના નમુના રૂપે જગત્મા પંકાયેલ છે. 'મધ્યયુગમા ભારતનુ શિલ્પ જૈનસંઘે જાળવ્યુ' એ કથન આ બંને ભાઇઓ તથા પૂર્વે વિમલશાહના આબૂપરના જૈન મંદિરોના પ્રતાપેજ સત્ય થયુ છે.૩૯૦ આ મંદિરને હાલ લોકો 'તેજપાલનુ મંદિર' પણ કહે છે અને અંગ્રેજો Delwara Temples કહે છે.

---

૩૮૯. આ મંદિરની રક્ષા માટે તથા વાર્ષિક પર્વોને દિવસે પૂજા-મહોત્સવ વગેરે કાયમ ચાલુ રહે તે માટે કાળજીભરી સુવ્યવસ્થા તેજપાલે કરી હતી તે તેના શિલાલેખો પરથી જણાય છે, પોતાના વારસો તથા ભાઇ વેવાઇઓના વંશવારસો સર્વ પ્રકારની દેખરેખ રાખે તથા પૂજાદિ હમેશા કરે કરાવે ચાલુ રાખે, મંદિરની વર્ષગાઠ પ્રસંગે આઠ દિનના—ફા૦ વદ ૩ થી તે ફા૦ વદ ૧૦ અમુક અમુક ગામના મહાજનજનો ઉત્સવ કરે અને નેમિનાથ ભ૦ ના પાચે કલ્યાણકના દિને દેઉલવાડાના શ્રાવકો મહોત્સવ કરે એમ ઠરાવ્યુ હતુ આ મંદિરના પ્રતિષ્ઠા મહોત્સવ વખતે ઉક્ત ચંદ્રાવતીના રાજા સોમસિંહ, તેના યુવરાજ કાન્હડ (કૃષ્ણરાજ) તથા બીજા કુમારો, રાજ્યના અધિકારીઓ, ચંદ્રાવતીના સ્થાનપતિ ભટ્ટારક આદિ, ગૂગલી બ્રાહ્મણ, સમસ્ત મહાજન, તથા આબૂ ઉપરના બધા ગામોમા રહેનારા સ્થાનપતિ, તપોધન, ગૂગલી બ્રાહ્મણ રાઠિય આદિ તમામ લોકો અને બીજા ગામના પ્રતિહારવંશી રાજપૂતો હાજર હતા તે વખતે ઉક્ત વ્યવસ્થા કરવામા આવી, અને તે પ્રસંગે તે રાજા સોમસિંહે બારઠ પરગણાનું ડબાણી ગામ ભગવાનની પૂજા આદિને માટે ઉક્ત મંદિરને અર્પણ કર્યું અને તે હમેશા કબૂલ રાખવા માટે પરમારવંશના રાજાઓને વિનતિપૂર્વક તેમણે ફરમાન કર્યું હતુ.

૩૯૦ આ લૂણવસહિના સંબંધે ભારતીય શિલ્પના પ્રસિદ્ધ જ્ઞાતા મિ. ફર્ગ્યુસને પોતાના 'Pictures and Illustrations of Ancient Architecture in Hindustan' નામના ગ્રંથમા લખ્યું છે કે 'આ મંદિર કે જે સંગેમરમરનું બનેલુ છે, તેમા અત્યંત પરિશ્રમ સહન કરનાર

૫૨૭. જે જે સુકૃત્યોની સાલવાર નોંધ શિલાલેખો આદિથી મળે છે તે એ છે કે સં. ૧૨૪૯-૫૦ મા સંઘપતિ તરીકે અશ્વરાજ (પોતાના પિતા) સાથે વસ્તુપાલે શત્રુંજય અને ગિરનારની યાત્રા કર્યા પછી પોતાને મંત્રીપદ મળ્યું. ત્યારબાદ પોતે સંઘાધિપતિ તરીકે થઇ સં. ૧૨૭૭મા વસ્તુપાલે શત્રુંજય અને ગિરનારની યાત્રાઓ કરી. ૧૨૭૮મા આબુ પર્વતપર વિમલવસતિમા મલ્લદેવના પુણ્યાર્થે મલ્લિનાથનો ગોખલો બંધાવ્યો. ૧૨૮૩-૯૩મા શત્રુંજયની અગિયાર યાત્રાઓ કરી ૧૨૮૪ મા તારંગા પર્વત પરના અજિતનાથના મંદિરમા પદ્માવતીની મૂર્તિ કરાવી અને સં. ૧૨૮૫ મા ત્યા બે ગોખલા બંધાવ્યા ૧૨૮૫ (૮ ?) મા સેરીસામા નેમનાથ અને મહાવીરના બે ગોખ બંધાવ્યા ૧૨૮૬ મા આબુ પર મંદિર બાંધવાનો આરંભ કર્યો, અને ૧૨૮૭ મા તે આબુના મંદિરમા પ્રતિષ્ઠાની ક્રિયાઓ કરી ૧૨૮૮ મા ગિરનાર પર્વત પર પ્રતિમાપ્રતિષ્ઠા, ૧૨૮૯ મા ખંભાતમા પૌષધશાળા, (ના ૨ ન. ૧૭૯૩) ૧૨૮૯ થી ૯૩ મા આબુ પર કેટલીક દેવકુલિકાઓ બંધાવી. ૧૨૯૨ મા આબુના મંદિરોનુ કામ પૂરૂ થયુ. ૧૨૯૨ મા ખંભાત પાસેના (? મારવાડના) ગામ નગરામા સૂર્યના

---

હિંદુઓના ટાંકણાથી 'ફીતે' જેવી બારીકીસહિત એવી મનોહર આકૃતિઓ બનાવવામા આવી છે કે તેની નકલ કાગળ પર બનાવવામાં પણ કેટલોયે સમય અને પરિશ્રમ લેતા છતા હું સફલ થઇ શકયો નથી '-ઓઝાજી રા ઇ. ૧ પૃ ૨૩-૨૪. વસ્તુપાલચરિતમા જિનહર્ષ જણાવે છે કે અહીં આવી પ્રશસ્તિ લખાયેલી છે. 'શ્રી તેજપાલ મંત્રીએ શંખ સમાન ઉજ્જવળ એવી શિલાઓથી સ્ફુરાયમાન ચંદ્ર તથા કુંદપુષ્પસમાન વિશદ એવો આગળના ભાગમાં ઉંચો મંડપ, પાર્શ્વભાગમા બાવન જિનાલયો અને સામે બલાનક છે એવું શ્રી નેમિપ્રભુનુ મંદિર કરાવ્યુ શ્રી અર્બુદાચલ પર તેજપાલ મંત્રીએ કરાવેલા શ્રી નેમિચૈત્યમા શોભીતાં તોરણો, બેઠકના ઓટલા, વિચિત્ર કોરણી તથા ચંદ્રસમાન વિશુદ્ધ પાષાણના વિવિધ મંડપોની રચનાને જોઇને લોકો પોતાની દૃષ્ટિ સદાને માટે સફળ માનવા લાગ્યા.' ગૂ ભા. પૃ. ૨૭૯

મંદિરમા રત્નાદેવીની બે પ્રતિમાઓની સ્થાપના (ના ૨, નં. ૧૭૧૩-૪) અને સ. ૧૨૯૭ મા આબુ પર તેજપાલે બે દેવકુલિકાઓ બંધાવી.. ( આ સર્વ શિલાલેખો મળવાથી સાલવાર મુખ્યત્વે જૈનધર્મના સુકૃત્યો છે, (વસન્તવિલાસ પ્રસ્તાવના.)

૫૨૭ પરતુ તે સિવાયના તે ધર્મના તેમજ અન્ય ધર્મના સ્થલવાર સુકૃત્યો આ પ્રમાણે છે—અણહિલવાડ પાટણમા વનરાજના પચાસરા પાર્શ્વનાથના મદિરનો પુનરૂદ્ધાર. ખંભાતમા ભીમેશના મદિરમા સુવર્ણ દડ તથા કળશ ચડાવ્યા, ભટ્ટાદિત્ય પાસે ઉત્તાનપટ્ટનુ ઉભું કરવુ અને તેના મસ્તકે સુવર્ણહાર ચઢાવ્યો, ભટ્ટાર્કવહક નામે વનમદિરમા કૂવો ખોદાવ્યો, સૂર્યદેવ બકુલના મંદિર પાસે મડપ કરાવ્યો, વૈદ્યનાથના મદિર અને તેના મંડપને સમરાવ્યા, છાશ તથા દહીના વિક્રયસ્થળે તેમા જીવજતુ પડતા બચે તે સારૂ ઉંચા દિવાલની વાડો બાંધી આપી, બે ઉપાશ્રય, તથા ગવાક્ષો સહિત પાણીની પરબ બધાવ્યા ધોલકામા આદિનાથનુ મંદિર, બે ઉપાશ્રય, વાવ ને પાણીની પરબ એટલા બધાવ્યા અને ભટ્ટાર્ક રાણક નામે મંદિરને સમરાવ્યુ શત્રુંજય પર્વતપર, આદિનાથના મદિર આગળ ઇદ્રમંડપ, નેમિનાથ ને સ્તંભન પાર્શ્વનાથના મંદિર બધાવ્યા તથા સરસ્વતી દેવીની પોતાના બાપદાદાઓની તથા હાથી ઉપરની પોતે બે ભાઇઓ તથા વીરધવળની મૂર્ત્તિઓ કરાવી, વળી ત્યા ગિરનારના ચાર શિખરો નામે અવલોકન અબા, શાબ, અને પ્રદ્યુમ્નની શિલ્પમય રચનાઓ, આદિનાથ મંદિર પાસે તોરણ તથા આદિનાથની મૂર્ત્તિ આગળ સુવર્ણ અને રત્નમય પૂર્વપટ્ટ અને સુવર્ણ તોરણ બનાવ્યા, તથા ત્યા ભરૂચના સુવ્રતસ્વામી અને સાચોરના વીર મદિરના અવતારરૂપે મદિરો ચણાવ્યા પાલીતાણાની નજીકમા એક મોટુ તળાવ, (વસ્તુપાલનુ લલિતા સરોવર) અને બીજું (તેજપાલનુ), અનુપમા સરોવર), એક ઉપાશ્રય અને એક પાણીની પરબ કરાવ્યો અ કેવાલીયા ગામમા એક તળાવ કરાવ્યું. ગિરનાર પર્વતપર સ્તંભન પાર્શ્વ અને શત્રુંજયના આદીશ્વરના મંદિર

બંધાવ્યાં **સ્તં**ભનમાં (ઉમરેઠ પાસેના થામણામાં) પાર્શ્વનાથનું મંદિર સમરાવ્યું અને તેની પાસે બે પરબ બંધાવી, ડભોઇમાં વૈદ્યનાથના શૈવમંદિર ઉપરથી માલવાના રાજાએ જૂના સુવર્ણના શિખરો ઉપાડી જવાથી નવા સુવર્ણ શિખર ચડાવ્યાં અને સૂર્યદેવની નવી મૂર્ત્તિ પધરાવી. **આબુ** પર્વત પર પોતાના મોટાભાઇ **મલ્લદેવ**ના ધર્મકલ્યાણ માટે મલ્લીદેવનો ગોખલો બંધાવ્યો. [આ સુકૃત સંકીર્ત્તનમાંથી લખ્યું છે. વિશેષ જિનપ્રભના તીર્થકલ્પમાંથી અને વધુ વિસ્તારમાં જિનહર્ષના વસ્તુપાલ ચરિતમાંથી જોઈ લેવું.] જુવો ના. ૨, નં. ૧૭૮૮-૧૭૯૨.

૫૨૮. ભરૂચમાં ત્યાંના પ્રસિદ્ધ **શકુનિકા** વિહાર નામના મુનિસુવ્રત સ્વામીના મંદિરની યાત્રાએ એક વખત **તેજપાલ** ગયો ત્યારે તે મંદિરના આચાર્ય **વીરસૂરિ**ના શિષ્ય જયસિંહસૂરિએ તેની સ્તુતિ કરી **આંબડ**ના (પારા ૩૮૫) ઉદ્ધરેલા શકુનિકા વિહારમાંની પચીસ દેવકુલિકા માટે સુવર્ણધ્વજ બનાવરાવવા કહેતાં **વસ્તુપાલ**ની સંમતિથી **તેજપાલે** પચીસ સુવર્ણધ્વજ દંડ કરાવી આપ્યા. તેથી તે દાન માટે ઉક્ત **જયસિંહસૂરિ**એ એક સુંદર લાંબું પ્રશસ્તિકાવ્ય રચ્યું અને તે મંદિરની ભીંતમાં કોતરવામાં આવ્યું (જોકે તે શકુનિકા વિહારની મસ્જીદ પછી મુસલમાનોએ બનાવી, છતાં તેની નકલ હમ્મીરમદ મર્દનકાવ્યની પ્રતને અંતે સચવાઇ રહેલી મળેલી છે જુઓ પારા ૫૫૨)

૫૨૯ **મહાયાત્રા**—સર્વ મળી વસ્તુપાલે ૧૩ યાત્રા કરી પોતાના પિતા સંઘપતિ આશરાજ સાથે સં ૧૨૪૯ અને સં. ૧૨૫૦ માં શત્રુંજય અને ગિરિનારની યાત્રા કરી. પોતે સંઘપતિ બની સપરિવાર તે બન્નેની યાત્રા સં. ૧૨૭૭, ૧૨૯૦, ૧૨૯૧, ૧૨૯૨ અને ૧૨૯૩ માં કરી અને તે ઉપરાંત એકલા શત્રુંજયની સાત યાત્રા સપરિવાર સં. ૧૨૮૩, ૮૪, ૮૫, ૮૬, ૮૭, ૮૮, અને ૮૯ માં કરી. પોતાના મરણ પહેલાં જે શત્રુંજયની મહાયાત્રા કરી તેનું વર્ણન વસંતવિલાસના ૧૩માં સર્ગમાં કરેલું છે ને છેવટની ૧૩ મી યાત્રા-પ્રયાણનું ટુંક વર્ણન તેના છેલ્લા સર્ગમાં આપ્યું છે, માર્ગમાં સં.

૧૨૯૬ ના માઘ માસની પંચમી તિથિ રવિવારે સ્વર્ગગમન કર્યું. યાત્રાનુ સવિસ્તર વર્ણન ઉદયપ્રભસૂરિના ધર્માભ્યુદય કાવ્ય અપર-નામ સંઘપતિ ચરિતમા મળશે.

૫૩૦. એમ કહેવાય છે કે એક સમયે બને ભાઇઓ એવું વિચારી રહ્યા હતા કે આપણા ધનનો શુ ઉપયોગ કરીએ? ત્યારે તેમને એક સાધુ કવિએ અન્યોક્તિરૂપે નીચેનો શ્લોક સંભળાવ્યો:-

कोशं विकाशय कुशेशय सश्रितालौ
प्रीति कुरुष्व यदय दिवसस्तवास्ते ।
दोषोदये निविडराजकरप्रतापे
ध्वान्तोदये तव समेष्यति क समीपम् ॥

આશય—હે કમલ! અત્યારે દિવસ છે, તો તુ તારી કળીને ખીલવ અને તારો આશ્રય લેનાર ભ્રમર પર પ્રેમ કર. અરે! જ્યારે રાત થઇ જશે અને અંધારૂ ફેલાઇ જશે અથવા ચદ્રમાનાં કિરણો તને દુખદાયી કરશે ત્યારે ભલા તારી પાસે કોણ આવશે?

એટલે કે, તુ તારા કોશ-ખજાનાને પ્રકાશિત કર, તારા આશ્રિતોમાં ધનને વહેંચ, અત્યારે તારા સમૃદ્ધ દિવસ છે. જ્યારે તારા દોષનો ઉદય થશે અને રાજાની ક્રૂર દૃષ્ટિ થશે ત્યારે કોણ તારી પાસે આવશે?



# પ્રકરણ ૪ થું.

---

## વસ્તુ-તેજયુગમાં સાહિત્યપ્રવૃત્તિ

[ સં. ૧૨૭૫ થી સં. ૧૩૦૩ ]

पीयूषादपि पेशला शशधरज्योत्स्नाकलापादपि
स्वच्छा नूतनचूतमंजरिभरादप्युल्लसत्सौरभा ।
वाग्देवीमुखसामसूक्त विशदोद्गारादपि प्राञ्जला.
केषां न प्रथयन्ति चेतसि मुदं श्री वस्तुपालोक्तयः ॥

—અમૃતથી પણ મધુર, ચંદ્રમાની ચાંદનીના સમૂહથી પણ સ્વચ્છ, નૂતન આમ્રમંજરીના ઢગથી પણ વિશેષ ઉઠતી સુગંધવાળી અને સરસ્વતીના મુખના સામસૂક્તિઓના શુદ્ધ ઉદ્‌ગારો કરતા પણ મનોરમ એવી શ્રી વસ્તુપાલની ઉક્તિઓ કોના ચિત્તમાં પ્રમોદ પ્રસારતી નથી ?

—રાજશેખર પૃ ૯૨, જિનહર્ષ પૃ ૮૩, ઉપદેશતરંગિણી પૃ ૭૦

૫૩૧. **વસ્તુપાલ** વીર પુરુષ હતો એટલુંજ નહિ પરંતુ પ્રસિદ્ધ વિદ્વાન્ પણ હતો—કવિ હતો તેણે **નરનારાયણાનંદ** નામનું કાવ્ય (પ્ર ગા. ઓ. સી નં ૨) ૧૬ સર્ગમાં રચ્યું, તેમાં પોતાનું નામ કર્ત્તા તરીકે કવિ **હરિહર** અને **સોમેશ્વરે** આપેલ 'વસન્તપાલ' રાખેલ છે (જુઓ સર્ગ ૧૬-૩૮) અને તેજ નામ પરથી **બાલચંદ્રસૂરિએ** તેના ચરિત્રરૂપ 'વસંતવિલાસ' નામનું મહાકાવ્ય રચ્યું આ **નરનારાયણાનંદ** કાવ્યમાં **કૃષ્ણ** અને **અર્જુનની** મિત્રતા, બંનેનો **ગિરિનારપર** આનંદવિહાર, **અર્જુનદ્વારા** સુભદ્રાનું કૃષ્ણે કરાવેલું હરણ—એ **મહાભારતમાંથી** લીધેલ વિષય છે, અને તેમાં મહાકાવ્યના બધા લક્ષણો કવિ **માઘકૃત શિશુપાલવધના** નમુના પ્રમાણે સમાવ્યા છે તેનો રચનાકાળ સં. ૧૨૭૭ થી ૧૨૮૭ ની મધ્યમાં અનુમાનાય છે આની પહેલાં સંસ્કૃતમાં **આદિજિનેશ્વર** મનોરથમય સ્તોત્ર રચ્યું હતું. (જુઓ નરનારાયણાનંદ ૧૬-૨૯. તેની પરિશિષ્ટમાં મુદ્રિત) તથા

અંબિકાસ્તવન રચ્યુ (જુઓ જૈનસ્તોત્ર સમુચ્ચય પૃ. ૧૪૩) તેણે અનેક સૂક્તિઓ બનાવી હતી કે જે પૈકી કેટલીકના અવતરણ યાદવ રાજા કૃષ્ણના સૈન્યના અને હાથીઓના ઉપરી જહ્લણે પોતાના સૂક્તિમુક્તાવલી નામના ગ્રંથ કે જેમા હેમચદ્ર, સિદ્ધરાજ, શ્રીપાલ, સોમપ્રભ, અરસિં (અરિસિંહ) ઠક્કર, વિજયપાલ વગેરે ઘણા કવિઓના કાવ્યોને સ્થાન મળ્યુ છે તેમા, પ્રબંધચિંતામણિ, ચતુર્વિંશતિ પ્રબધ, સારગધર પદ્ધતિમા લેવાયા છે સોમેશ્વરના ઉલ્લાસરાઘવ-પરથી[૩૯૧] જણાય છે કે વસ્તુપાલને સૂક્તિઓ રચવાનો શોખ હતો; અને વિશેષમા વસ્તુપાલની કવિ તરીકેની ખ્યાતિ ફક્ત ગૂજરાતમાજ નહી પણ ચારે દિશાએ પ્રસરવા પામી હતી તેના બિરૂદો પણ તે વાત સિદ્ધ કરે છે પોતે પોતાને સરસ્વતીપુત્ર—વાગ્દેવીસૂનુ (સરખાવો શારદા પ્રતિપન્નાપત્ય-ગિરનારપ્રશસ્તિ), જણાવે છે. બીજાં બિરૂદો કાવ્યદેવી પુત્ર (ગિરનાર પ્રશસ્તિ) ‘કવિકુંજર’ ‘કવિચક્રવર્તિ’ ‘મહાકવિ’ વગેરે હતા અને આબૂની પ્રશસ્તિમા સોમેશ્વરે તેને ‘શ્રેષ્ઠ કવિ’ વર્ણવેલો છે. એક કવિએ पीयूषादपि पेशला એ શ્લોકથી તેની સૂક્તિઓનું વર્ણન કર્યું છે તે આ પ્રકરણની આદિમા મૂકેલ છે.

૫૩૨ વસ્તુપાલ મહાકવિ હતો છતા તેનામા તે માટે અભિમાન ન્હોતુ; એ વાત પોતાના નરનારાયણાનદમા છેવટે આપેલ નમ્રતાભર્યા શ્લોકપરથી સ્પષ્ટ જણાય છે

उद्भास्वद् विश्वविद्यालयमयमनस· कोविदेन्द्रा वितन्द्रा
मन्त्री बद्धाजलि र्वो विनयनतशिरा याचते वस्तुपाल ।
अल्पप्रज्ञाप्रबोधादपि मपदि मया कल्पितेऽस्मिन्प्रबन्धे
भूयो भूयोऽपि यूय जनयत नयनक्षेपतो दोपमोपम् ।

—પ્રકાશવન્તા વિશ્વવિદ્યાના સ્થાનરૂપ જેના મન છે એવા હે વિતન્દ્ર કોવિદો! આપને હસ્તાંજલિ જોડી વિનયથી શિર નમાવી વસ્તુપાલ મંત્રી

૩૯૧ अंभोजसभवसुना वक्त्राभोजेऽस्ति वस्तुपालस्य ।
यद्वीणारणितानि श्रूयन्ते सूक्तिदम्भेन ॥ ઉ० ૨૧૦૮ મો સર્ગ.

યાચના કરે છે કે અલ્પમતિજ્ઞાનથી પણ એકદમ મે કલ્પેલા આ પ્રબંધમા આપ વારવાર દષ્ટિક્ષેપ કરી દોષને દૂર કરશો.

૫૩૩. તેનામા ટીકાકારની-સમાલોચકની, કાવ્યના ગુણ દોષ પારખવાની અને બીજાઓના કાવ્યોની ભૂલો શોધી કાઢવાની વિવેચક શક્તિ હતી. સુદર કાવ્યકલાને તે હમેશા પ્રશંસતો, જ્ઞાનના પ્રચાર અને ઉદ્ધાર માટે બહુ ચીવટ રાખતો. અઢાર ક્રોડ રૂપીઆના મોટા ખર્ચે ત્રણ પુસ્તકાલયો (ભંડાર) કરાવ્યા હતા.[૩૯૨]

૫૩૪. તે કવિઓનો આશ્રયદાતા હતો. રાજપુરોહિત સોમેશ્વર આદિ કવિઓને ભૂમિ આદિ દાનથી પુષ્કળ આજીવિકા કરી આપી હતી તે કૃતજ્ઞતા પ્રકાશવા માટે **સોમેશ્વરે** એક શ્લોક કહ્યો હતો કે-

> सूत्रे वृत्तिः कृता पूर्वं दुर्गसिंहेन धीमता ।
> विसूत्रे तु कृता तेषां वस्तुपालेन मंत्रिणा ॥

આશય-પૂર્વકાલમા બુદ્ધિમાન્ દુર્ગસિંહે સૂત્રોમા (વ્યાકરણના સૂત્રોમા) વૃત્તિ (વ્યાખ્યા) કરી, પરંતુ અદ્દભુત તો એ છે કે વસ્તુપાલે વિસૂત્રોમા (સૂત્રોની રચના કર્યા વગર પણ) વૃત્તિ (આજીવિકા) કરી આપી.

૫૩૫ **સોમેશ્વર**—પોતાના **સુરથોત્સવ** કાવ્યમા પોતાનો પરિચય આપતો કવિપ્રશસ્તિવર્ણન નામનો સર્ગ છે તે પરથી જણાય છે કે તેના પૂર્વજો ચૌલુક્ય **મૂલરાજ**થી રાજપુરોહિત તરીકે કામ કરતા

---

૩૯૨. अष्टादश कोटिसुवर्णव्ययेन सरस्वतीभाण्डागाराणां स्थानत्रये भरणं कृतम् ।—જિનપ્રભસૂરિના તીર્થકલ્પમાંના વસ્તુપાલ સંકીર્ત્તનમાથી સ્વ૦ ચી૦ દલાલે 'પાટણના ભંડારો' નામના લેખમા જણાવ્યુ છે કે 'વસ્તુપાલના સ્થાપેલા ભંડારોનો નાશ મુસલમાનોના હાથે થયો જણાય છે શેઠ હાલાભાઇના તાડપત્રના સંગ્રહમાં શ્રી ચંદ્રસૂરિની બનાવેલી જીતકલ્પવૃત્તિની સંવત્ ૧૨૮૪માં ઉતારેલી પ્રત મળી આવે છે તેને છેવટે વસ્તુપાલની સ્તુતિમા બનાવેલ શ્લોકો મળી આવે છે; તેથી આ વસ્તુપાલના ભંડારમાની એક પ્રત હોય એમ ધારી શકાય છે.'

વંશપરંપરા ચાલ્યા આવ્યા છે. મૂળ પુરૂષ **સોલ** તે ગુલેવા કુલનો બ્રાહ્મણ, તે દ્વિજોના 'નગર' (આનંદપુર–વડનગર) મા રહેતો તે **મૂલ**-રાજનો પુરોહિત થયો તેનો પુત્ર **લલ્લશર્મા ચામુંડરાજ**નો, અને તેનો પુત્ર **મુંજ** દુર્લભરાજનો પુરોહિત હતો તેનો પુત્ર **સોમ**–તેનો પુત્ર **આમશર્મા** કર્ણનો પુરોહિત હતો તેનો પુત્ર **કુમાર સિદ્ધરાજ**નો પુરોહિત હતો અને તેનો પુત્ર વિષ્ણુનો ઉપાસક **સર્વદેવ** (૧)–તેનો **આમિગ** ને તેનો **સર્વદેવ** (૨જા) એ **કુમારપાલ**ના ફૂલ ગંગાજીમા નાખ્યા. સર્વદેવ (૨) ના નાનાભાઇ **કુમાર** (બીજા) એ ઘવાયેલ **અજયપાલ**ની વ્યથા દૂર કરી. તે રાષ્ટ્રકૂટ વંશના **પ્રતાપમલ્લ**નો પ્રધાન બન્યો ને પછી ચૌલુક્ય રાજાનો સેનાપતિ પણ થયો હતો. તેને **લક્ષ્મી** નામની સ્ત્રીથી ત્રણ પુત્ર નામે **મહાદેવ, સોમેશ્વર** અને **વિજય** થયા તે પૈકી **સોમેશ્વરે** યામાર્ધ (દોઢ કલાક) મા એક નાટક અને એક સુંદર ભાવપૂર્ણ કાવ્યની રચના કરીને ભીમ (ભોળા-ભીમ) ની સભાના સભ્યોને પ્રસન્ન કર્યા. (આ કાવ્યનું શું નામ હતુ તે જણાતુ નથી) ત્યાર પછી તે **વીરધવલ**નો રાજપુરોહિત થયો. તે વસ્તુપાલનો આશ્રિત કવિ હતો **વસ્તુપાલે** અનેક વખત જાગીર વગેરે બક્ષીસ તેને આપી હતી તેના ગ્રંથો ૧ **સુરથોત્સવ**–૧૫ સર્ગનું ૧૧૮૭ શ્લોકનુ કાવ્ય આનો વિષય **માર્કંડેય** પુરાણના દેવીમાહાત્મ્ય યા **સપ્તશતી** ચંડી આખ્યાનમાથી લીધો છે અને તેની શૈલીપર લખાયુ છે (પ્ર૦ કાવ્યમાલા નિ. પ્રેસ.) ૨. **રામશતક**–(તેની ડા. ભાંડાર-કરને ૧૨ પત્રની પ્રતિ પ્રાપ્ત થઇ છે) ૩ ઉલ્લાઘરાઘવ–નાટક કે જેના દરેક અંકને અંતે એક શ્લોક વસ્તુપાલની પ્રશંસાનો લખ્યો છે. ૪ કીર્ત્તિકૌમુદી–૯ સર્ગનુ ૭૨૨ શ્લોકનું મહાકાવ્ય તેમા વસ્તુપાલની કીર્ત્તિકૌમુદીનુ પ્રધાનતઃ વર્ણન છે અને તે આપતા આદિના શ્લો-કોમા વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ, માઘ, ભારવિ, બાણ, ધનપાલ, બિલ્હણ, હેમસૂરિ, નીલકંઠ, પ્રહ્લાદનદેવ, નરચંદ્ર, વિજયસિંહ, સુભટ, યશોવીર અને વસ્તુપાલની પ્રશંસાના ચમત્કૃત શ્લોક લ

છે. વિશેષમા મૂલરાજથી લઇ વીરધવલ સુધીનુ વૃત્તાત છે. આથી આ એક ઐતિહાસિક કાવ્ય છે. તે લગભગ સ. ૧૨૮૨ મા રચાયુ લાગે છે. (ગૂ. ભા. સ્વ. વલ્લભજી હરિદત્ત આચાર્યકૃત ગુ વ. મો. એ પ્રકટ કર્યું છે )

૫૩૬ આ ઉપરાત સં ૧૨૮૭ મા આબૂના 'લૂણવસહી' મંદિરમા લગાવેલી પ્રશસ્તિ, સં. ૧૨૮૮ મા ગિરિનાર પર્વતપર વસ્તુપાલ તેજપાલે જીર્ણોદ્ધૃત મદિરપર લગાવેલી ગદ્યપદ્ય પ્રશસ્તિ, **સો**મેશ્વરે રચી છે. વળી **વી**રનારાયણ નામનો પ્રાસાદ **વી**રધવલે પાટણમા કરાવ્યો હતો તેમા **સો**મેશ્વરે ૧૦૮ શ્લોકની પ્રશસ્તિ રચી હતી એમ **ચ**તુર્વિંશતિ પ્રબંધમા **હ**રિહર પ્રબધ પરથી જણાય છે પણ તે હાલ ઉપલબ્ધ નથી. **સો**મેશ્વરે પોતાની કવિતાની પ્રશંસા કરતા સુરથોત્સવમા જણાવ્યુ છે કે **વ**સ્તુપાલ, **હ**રિહર, **સુ**ભટ આદિ કવિપ્રવરો પોતાની કવિતાની ઘણી પ્રશસા કર્યા કરતા હતા.

૫૩૭ **હરિહર**—ગૌડદેશી પડિત હતો. તેણે ગૂજરાતમા આવી **સો**મેશ્વરનો દ્વેષ છતા રાજસભામા આદર પામ્યો પછી તેને અને **સો**મેશ્વર વચ્ચે સારો મેળ થયો હતો **હ**રિહરની 'નૈષધીય' ની પ્રત પોતે ચતુરાઇથી ઉતારી **વ**સ્તુપાલે પોતાના પુસ્તકાલયમા રાખી હતી. [વધુ માટે જુઓ **ચં**તુર્વિંશતિ પ્રબંધમા હરિહર પ્રબધ ]

૫૩૮ **સુભટ**—'તેમનુ રચેલુ દૂતાગદ નામે એક અતિ લઘુ નાટક છે. દેવશ્રી કુમારપાલદેવના મેળામા મહારાજાધિરાજ ત્રિભુવનપાલની પરિષદ્‌ની આજ્ઞાથી આ નાટક ભજવાય છે એમ આરભમા સૂત્રધાર જાહેર કરે છે માત્ર એકજ અંકનું આ નાટક છે, અને તેમા પણ **રા**જશેખર **ભ**ર્તૃહરિ આદિ પૂર્વના કવિઓમાથી કાઇક કાઇક લીધુ છે-છતાં આ કવિ માટે સોમેશ્વર કહે છે કે -

'सुभटेन पदन्यास· स कोऽपि समितौ कृत ।
येनाधुनाऽपि धीराणा रोमाचो नापचीयते ॥'

દૂતાંગદમાંના કેટલાક શ્લોકને આ પ્રશંસા લાગુ પાડી શકાય એવી છે ખરી, પરંતુ અત્રે તેમજ અન્યત્ર પણ 'કવિપ્રવર' માં એમની ગણના થઇ છે તે માટે તો આ લઘુ નાટક કરતા કાંઇક વધારે મહત્વની કૃતિ તેણે રચેલી હોવી જોઇએ એમ લાગે છે

૫૩૯ **નાનાકપંડિત**—તે પણ તેજ સમયના બીજા એક સંસ્કૃત કવિ હતા **વડનગર** પાસેના એક ગામમાં કપિષ્ઠલ ગોત્રના એક કુળમાં એ જન્મ્યા હતા એ કવિપંડિત જ્ઞાતિએ નાગર, શ્રીમાન્ અને વેદ રામાયણ ભરત નાટક અલંકાર આદિ વિષયોમાં ઘણા નિપુણ હતા એમનું એકે કાવ્ય ઉપલબ્ધ થતુ નથી

૫૪૦. આ સર્વ **સોમેશ્વર**થી માંડી **નાનાક** પંડિત સુધીના સર્વ કવિઓ જૈનેતર હતા **અરિસિંહ** જૈન હતો કે શૈવ તે ખાત્રીથી કહી શકાતુ નથી. **સોમેશ્વર**ના પોતાના સમયમાં કેટલાક નવીન કવિઓની કદર થવા માંડી હતી એમ તેણે તેની યાદી પોતાના ગ્રંથમાં આપેલી છે તે પરથી જણાય છે. જૈન–બ્રાહ્મણ વચ્ચેનો ભેદ ભૂલાઈ જઇ હેમચંદ્રની વાણી કેવી લોકપ્રિય થઇ હશે એ પણ એમના વિષેના શ્લોક થકી જણાય છે વળી જૈન મન્ત્રી પણ બ્રાહ્મણોને દાન આપતા એવો એ બે ધર્મના અનુયાયીઓનો પરસ્પર પ્રીતિભર્યો સંબંધ હતો એમ દેખાય છે.

૫૪૧. "ગૂજરાતમાં જૈનધર્મની સાથે બ્રાહ્મણધર્મનો શૈવસંપ્રદાય પ્રચલિત હતો અને વિષ્ણુભક્તિ પણ અજ્ઞાત ન હતી. **સોમેશ્વર**ની કીર્તિકૌમુદીમાં વસ્તુપાલ સંબંધે શ્લોક આ પણ છે કે—

(૧) नानर्च भक्तिमान्नेमौ नेमौ शंकरकेशवौ ।
जैनोऽपि य सवेदाना दानाम्भ कुरुते करे ॥

**—નેમિ ભગવાનમાં ભક્તિવાળા આ વસ્તુપાલે શંકર અને કેશવનું** પૂજન ન કર્યું એમ ન સમજવુ, જૈન છતા વેદધર્મીઓના હાથમાં પણ એ દાનનુ પાણી આપે છે.

એટલુજ નહી પણ કેટલેક ઠેકાણે એ કાવ્યમા શખપૂજાનો ઉલ્લેખ જોઇએ છીએ, અને એ કાવ્યના પહેલાજ શ્લોકમા ચતુર્ભુજ ભગવાનની (કૃષ્ણની) પ્રાર્થના છે, તેળી તેજ સમયનો એક બીજો કવિ–નામે સુભટ–દૂતાગદ એટલે કે 'અગદવિષ્ટિ' નામના એક નાટકમા લખે છે —

'भूयाद् भूत्यै जनाना जगति रघुपतेर्वैष्णव' कोऽपि भाव'

( રઘુપતિનો અવર્ણ્ય વૈષ્ણવભાવ જગતમા લોકનુ કલ્યાણ કરો )

( ૨ ) વિષ્ણુભક્તિ ગ્રથો જેવા કે શ્રીમદ્ભાગવત, રામાયણ, મહાભારત અને હરિવંશ ગુજરાતમા જાણીતા હતા. ( સોમેશ્વરના સુરથોત્સવ, કીર્તિકૌમુદિ ગ્રથ પરથી જણાય છે. )

( ૩ ) કૃષ્ણલીલા–બાલક્રીડા અને કૃષ્ણરાધાની લીલા પણ હતી. જુઓ સુરથોત્સવમાનો એક શ્લોક —

"स पातु गोवर्धनभारखिन्न–यदंगसवाहनकैतवेन
गोप्यो गुरूणा पुरतोऽप्यशंकमवापुराश्लेषसुखं स्मरार्त्ताः
राधाऽस्तु सिध्यै रतिविग्रहे या..."

—એ કૃષ્ણ તમારું રક્ષણ કરો–ગોવર્ધન પર્વત ઉપાડવાથી થાકેલા જેના અંગ ચાપવાને બહાને, કામથી પીડાએલી ગોપીઓએ, મોટેરાની સમક્ષ પણ નિ શંક રીતે, આલિગનનુ સુખ મેળવ્યુ, અને રાધા પણ તમારી મનવાછના પુરી કરો—"રતિકલહમા"

( ૩ ) વળી સિદ્ધરાજ અને કુમારપાળના સમયનો સર્વોત્તમ જૈન વિદ્વાન્ હેમચંદ્ર, પોતાના 'કાવ્યાનુશાસન' નામના ગ્રથમા નીચે મુજબ બે શ્લોકો ટાકે છે:—

"कृष्णेनाम्ब ! गतेन रन्तुमधुना मृद्भक्षिता स्वेच्छया
सत्यं कृष्ण ! क एवमाह ? मुसली, मिथ्याम्ब ! पश्याननम् ।
व्यादेहीति विकाशिते शिशुमुखे माता समग्रं जगद्
दृष्ट्वा यस्य जगाम विस्मयपद पायात् स व. केशव ॥
कनककलशस्वच्छे राधापयोधरमंडले

नवजलधरश्यामामात्मद्युति प्रतिविम्बिताम् ।
असितसिचयप्रान्तभ्रान्त्या मुहुर्मुहुरुत्क्षिप-
ञ्जयति जनितव्रीडाहास प्रियाहसितो हरि ॥

—"બા, કૃષ્ણ રમવા ગયો હતો ત્યા એણે હમણા જ ફાવે તેટલી માટી ખાધી,' 'કૃષ્ણ, ખરી વાત કે?' 'કોણે કહ્યુ ?' 'બળદેવે કહ્યુ;' 'બા, એ ખોટુ કહે છે-જો મારુ મો' 'ઉઘાડ, જોઇએ'—એમ કહેતા વેંત બાળકે મો ઉઘાડયુ અને એ મોમાં સમસ્ત જગત્ જોઇ એની મા વિસ્મય પામી-એ કૃષ્ણ તમારુ રક્ષણ કરો

—કનકકલશ જેવા સ્વચ્છ રાધાના સ્તનમડળમા કૃષ્ણની નવજલધર જેવી શ્યામ કાન્તિનુ પ્રતિબિમ્બ પડયુ. એને કાળું લુગડું સમજી કૃષ્ણ વારંવાર ખસેડવા જાય છે ! એ જોઇ રાધા હસી અને કૃષ્ણ પણ એ વિસ્મયકારક ભૂલ માટે શરમાયા અને હસ્યા—એ કૃષ્ણને જય હો !

આટલા ઉતારાઓથી સ્પષ્ટ જણાઈ આવશે કે **સિદ્ધરાજ** કુમારપાળથી માડી **લવણપ્રસાદ વીરધવલ** અને **વસ્તુપાલના** સમય સુધીમા પણ શ્રીમદ્ **ભાગવત** તેમજ **રામાયણ મહાભારત** અને હરિવંશ ગૂજરાતમા જાણીતા હતા, એટલુજ નહીં પણ કૃષ્ણ અને રાધાની લીલા પણ પ્રસિદ્ધ હતી"—વસન્ત ભાદ્રપદ ૧૯૬૧.

૫૪૨ **અરિસિંહ**—તેના પિતાનુ નામ લવણસિંહ હતુ. તે પણ વસ્તુપાલનો આશ્રિત હતો. તેણે **સુકૃતસંકીર્ત્તન** નામનુ ૧૧ સર્ગનું ૫૫૫ શ્લોકનુ મહાકાવ્ય વસ્તુપાલે કરેલા સુકૃત્યોના વર્ણન રૂપે બનાવ્યુ. (વે ન ૧૭૮૬, વિષયવર્ણન ઈ એ. ૨૩, પૃ. ૪૭૭-૪૯૫, પ્ર૦ આ. સભા ન. ૫૧) તેમા વનરાજથી સામતસિંહ ચાવડાની વશાવલી તથા મૂળરાજથી ભીમદેવ અને અર્ણોરાજથી વીરધવલનો સક્ષિપ્ત વૃત્તાત આપી વસ્તુપાળનુ વિસ્તૃત ચરિત્ર આપેલુ છે. તેના દરેક સર્ગની અતે **અમર** પડિતે બનાવેલા પાચ પાચ શ્લોકો લગાડેલા છે, તે પાચ શ્લોકો પૈકી પ્રથમના ત્રણ વસ્તુપાલની પ્રશસાના, ચોથો **અરિસિંહ** અને તેની કવિચાતુરીની પ્રશસાનો છે અને પાચમો શ્લોક ઉપરના ચાર શ્લોક **અમર** પડિતે રચેલ છે તે જણાવે છે.

ઉપદેશતરંગિણીના આધારે **અરિસિંહ**ને પણ **કીર્તિકૌમુદી**ના કર્તા **સોમેશ્વર**ની માફક **વસ્તુપાલે** ગામ ગિરાસ તથા બીજા દાન યાવજ્જીવ આપ્યા હતા

૫૪૩. તેને 'ઠક્કુર' પદ લાગેલું છે તેથી તે વણિક કે બાગેટ હશે તેની શંકા થાય, પરંતુ ઠક્કુર પદ વણિક કોમમાં પણ સાધારણ હતું. તેનો ધર્મ જૈન કે શૈવ હતો તે સંદેહવાળી વાત છે, છતાં **કુમારપાળ**ના આત્માને બોલાવી તેની પાસે **ભીમદેવ**ને આજ્ઞા કરાવે છે કે જૈન ધર્મનું માહાત્મ્ય તારે ફરીથી સજીવન કરવું, તે બિના તેમજ ગ્રંથની આદિમાં દેખાતી બ્રહ્માની સ્તુતિ ખરી રીતે નાભિભૂ-ઋષભદેવની સ્તુતિ છે, તે તેને જૈન હોવાનું પૂરવાર કરે છે વસ્તુપાલની માતા **કુમારદેવી** જૈન ધર્મ પાળનારામાં એક અગ્રગણ્ય હતી છતાં તેને શૈવ ધર્મમાં પણ શ્રદ્ધા હતી તે વાત તેણેજ આપેલી હોવાથી તે આપણને તે શૈવ હોવાનું કારણ આપે. **સૂક્ત** મુક્તાવલી નામના ગ્રંથમાં **જહ્લણે**જ **અરસી** ઠક્કુરના ચાર શ્લોક આપેલ છે તે **અરસી** ઘણે ભાગે આ **અરિસિંહ**જ જણાય છે. ઉક્ત **અમરચંદ્ર** તે **અરિસિંહ**ને 'સારસ્વતામૃત-મહાર્ણવપૂર્ણિમેન્દુ જેવો સુકવિ' જણાવે છે

૫૪૪. **અમરચંદ્રસૂરિ**—એ સંસ્કૃત સાહિત્યમાં એક નામાંકિત વ્યક્તિ છે તેના ગ્રંથોની કીર્ત્તિ માત્ર જૈન સમાજમાંજ નહિ પરન્તુ બ્રાહ્મણોમાં પણ વિસ્તરેલી હતી બ્રાહ્મણોમાં તેના ગ્રંથો **બાલભારત** તથા **કવિકલ્પલતા** વિશેષ પ્રખ્યાત હતા. **બાલભારત** તેણે બ્રાહ્મણોની પ્રેરણાથી અદ્‌ભુત કાવ્યોની રચનાપૂર્વક સંસ્કૃત મહાકાવ્ય **વિશલદેવ**ના રાજ્યમાં રચ્યું (ભા. ૪, ૬, વે૦ નં ૧૭૫૯ પ્ર૦ ૫ ડિત વૉ૦ ૪-૬ અને નિ. પ્રેસની કાવ્યમાલા સન ૧૮૯૪) **કવિકલ્પલતા** પર પોતે **કવિશિક્ષાવૃત્તિ** નામની ટીકા પણ રચી છે (વે નં. ૧૩૧) કે જેમાં પોતાના ગ્રંથો નામે છંદોરત્નાવલિ, મંજરી નામની ટીકાસહિત કાવ્યકલ્પલતાપરિમલ, અલંકારપ્રબોધનો ઉલ્લેખ કરેલ છે (વે. નં ૬૦) તેના હાલમાં ઉપલબ્ધ થતા બીજા ગ્રંથોમાં

છન્દોરત્નાવલી, સ્યાદિસમુચ્ચય (બુહ. ૪, નં. ૨૮૭, પ્ર. ૫૦ ગ્રં) અને પદ્માનંદકાવ્ય મુખ્ય છે. પદ્માનંદકાવ્ય પાટણના એક વાયડા વાણીઆ નામે કોષ્ઠાગારિક પદ્મની પ્રાર્થનાથી રચવામા આવ્યુ તેથી એ નામ આપેલુ છે, ને તે 'વીરાંક'થી અંકિત છે, તેમા ૨૪ તીર્થંકરોના ચરિત્રો આપ્યા છે. (કા વડો. પી ૨, ૨) તેથી તેનું બીજું નામ ચતુર્વિંશતિ જિનચરિત્ર–જિનેંદ્રચરિત્ર છે. પ્રબંધકોશમા તેના બીજા જે બે ગ્રંથોના નામ પણ આપ્યા છે તે સૂક્તાવલી તથા કલાકલાપ નામના છે.

૫૪૫ તેણે બાલભારતમા એક જગ્યાએ પ્રભાતવર્ણનના એક શ્લોકમાં વેણી–અંબોડાનુ વર્ણન કરતા તેની કૃપાણ–તરવાર (કામદેવની) સાથે સરખામણી કરી છે તેથી તેને 'वेणीकृपाणोऽमर' પણ કહેતા હતા અમરચંદ્ર તે વિવેકવિલાસના કર્ત્તા [૩૯૩]વાયડગચ્છીય જિનદત્તસૂરિ(જુઓ પારા ૪૯૬)ના શિષ્યહતા. પ્રબંધકોશમા રાજશેખર જણાવે છે કે જિનદત્તસૂરિના શિષ્ય અરિસિંહ કવિરાજ પાસેથી અમરચંદ્રને સિદ્ધસારસ્વત મંત્ર મળ્યો. તે મંત્રને ૨૧ દિવસ જપવાથી સરસ્વતીએ પ્રત્યક્ષ થઈ વર આપ્યો કે તુ એક સિદ્ધ કવિ થઇશ અને બધા રાજાઓ તને માન આપશે તેજ પ્રબંધકોશ તેને વીશલદેવના દરબારમા પ્રવેશ તથા તેની દ્વારા તેના ગુરૂ અરિસિંહનો પ્રવેશ કેમ થયો તેનુ વર્ણન કરે છે. પ્રબંધચિંતામણિ જણાવે છે કે અમરચંદ્રે વસ્તુપાલના વખતમા ધોલકાના દરબારમા પ્રવેશ કર્યો હતો અને ત્યા શક્તિશાલી તથા કીર્તિવંત કવિ તરીકે તે સન્માનિત હતો.

---

૩૯૩ વાયડગચ્છમા સૂરિપરંપરામાં જિનદત્ત, રાશિલ્લ અને જીવદેવસૂરિ વારંવાર આવ્યાં કરે છે —

अमीभिस्त्रिभिरेव श्री जिनदत्तादिनामभि. ।
सूरयो भूरयोऽभूवन् तत्प्रभावास्तदन्वये ॥

—પદ્માનંદકાવ્ય પ્રશસ્તિ શ્લોક ૩૫ .

અમરચંદ્ર પોતે **અરિસિંહનો** શિષ્ય હતો એવું પોતાના એક પણ ગ્રંથમાં જણાવતો નથી, પણ ગ્રંથો પરથી એટલું જણાય છે તે પોતે **અરિસિંહ** અને તેની કવિતાને બહુજ માન દૃષ્ટિથી જોતો હતો. **અરિસિંહ**દ્વારા **અમરચંદ્રને** સિદ્ધસારસ્વત મંત્ર મળવાની બિના તથા **વિશલદેવના** દરબારમાં **અરિસિંહનો** **અમરચંદ્ર** દ્વારા થયેલ પ્રવેશ—એ બંને બાબતો સત્ય હોય એ બહુ વિચારણીય છે, પણ એક વસ્તુ સ્પષ્ટ છે કે **વિશલદેવના** દરબારમાં અરિસિંહ અને અમરચંદ્ર એ બંને કવિ તરીકે નામાંકિત દરજ્જો ભોગવતા હતા. જેમ **સુકૃતસંકીર્તન**માં **અમરચંદ્રે** ચાર શ્લોકો રચ્યા છે તેવી જ રીતે **અમરચંદ્રની** કાવ્યકલ્પલતામાં કેટલાક સૂત્રો **અરિસિંહે** અને કેટલાક સૂત્રો **અમરે** બનાવ્યાં છે,[૩૯૪] વળી તેમાં **અમરચંદ્રે** જણાવ્યું છે કે **અરિસિંહે** કવિતારહસ્ય નામનો એક વધુ ગ્રંથ પણ રચ્યો છે અને **સુકૃતસંકીર્તન**માં **અરિસિંહને** એક શક્તિસંપન્ન તાર્કિક તરીકે **અમરચંદ્રે** જણાવ્યો છે.

૫૪૬. **અમરચંદ્રના**[૩૯૫] શીઘ્રકવિત્વનો એક રમુજ પ્રસંગ એક સ્થળે નોંધાયો છે. એકદા તેણે વ્યાખ્યાન કરતાં એક શ્લોકાર્ધ કહ્યો.—

अस्मिन्नसारे संसारे सारं सारंगलोचना ।

—"આ અસાર સંસારમાં મૃગનયની (સ્ત્રીઓ) સારરૂપ છે."

---

૩૯૪ सारस्वतामृतमहार्णवपूर्णिमेन्दोर्मत्वाऽरिसिंहसुकवेः कवितारहस्यं । किञ्चिच्च तद्रचितमात्मकृतं च किंचिद् व्याख्यास्यते त्वरितकाव्यकृतेऽत्र सूत्रं ॥ —काव्यकल्पलता वृत्ति १-१.

૩૯૫ આવો ઉલ્લેખ ઉપદેશતરંગિણીમાં છે પરન્તુ રાજશેખરના ચ૦ પ્ર માં પૃ ૧૧૯ તેમજ જિનહર્ષના વ. ચ માં ગૂ. ભા પૃ. ૧૨૬–૧૩૫ સ્તંભતીર્થમાં સ્તંભનપાર્શ્વનાથના ચૈત્યના અધ્યક્ષ કવીશ્વર મલ્લવાદીના પ્રબંધમાં આ પ્રસંગ વર્ણવાયો છે.

આ વખતે વંદના કરવાને મંત્રી **વસ્તુપાલ** આવ્યો હતો તેણે બારણામા આવતા આ શ્લોકાર્ધ સાભળતા વિચાર્યું 'અહો' આ મુનિ તો સ્ત્રીકથામા આસક્ત થયેલ છે' તેથી તેણે નમન કર્યું નહિ. તેનો અભિપ્રાય જાણી તે આચાર્યે ઉત્તરાર્ધ કહ્યો કે–

यत्कुक्षिप्रभवा एते वस्तुपाल ! भवादृशा: ॥

—કે જેની કુખમાથી હે વસ્તુપાલ ! તમારા જેવા જન્મ્યા છે"

આ સાભળીને **વસ્તુપાલે** આચાર્યના પગમા પોતાનુ શિર ઝુકાવ્યુ.

"એમ કહેવાય છે કે આ **અમરચંદ્ર વીશલદેવ** રાજાની સભામા આવ્યા તે વખતે ગુર્જરેશ્વર પુરોહિત **સોમેશ્વરદેવ**, વામનસ્થલીના કવિ **સોમાદિત્ય**, કૃષ્ણનગરના **કમલાદિત્ય** તથા વીસલનગરના–મહાનગરના **નાનક** પંડિત બેઠા હતા. તેમા જુદા જુદા કવિઓએ **અમરચન્દ્રને** જે સમસ્યા પૂછી તેમા **નાનાક** પંડિતની 'गीतं न गायतितरा युवति निशासु'ની પૂર્તિમા **અમરચન્દ્રે** કહ્યું–

श्रुत्वा ध्वनेर्मधुरता सहसावतीर्णे भूमौ मृगे विगतलाछन एव चन्द्र. ।
मागान् मदीयवदनस्य तुलामतीव गीतं न गायतितरा युवति निशासु ॥

તાત્પર્ય કે—હુ ગાઇશ તો આ ચન્દ્રમાનો મૃગ તે સાંસળવા નીચે ઉતરી આવશે અને આમ મૃગલાંછનથી મુક્ત થઇને ચન્દ્ર મારા મુખની બરોબરી કરી શકશે તેથી એ સ્ત્રી રાત્રે ગાતી નથી'

આ પ્રસગે **અમરચંદ્રસૂરિએ** કુલ ૧૦૮ સમસ્યા પૂર્યાનું કહેવાય છે.

૫૪૭. વસ્તુપાલની કવિઓ તરફ દાન–વીરતા એટલી બધી હતી કે તેને 'લઘુ ભોજરાજ' કહેવામા આવતો. **સોમેશ્વર, હરિહર, અરિસિંહનો** તે ખાસ આશ્રયદાતા હતો અને દામોદર, **નાનાક, જયદેવ, મદન,** વિકલ, **કૃષ્ણસિંહ, શંકર** સ્વામી, **સોમાદિત્ય** કમલાદિત્ય અને તે ઉપરાંત ભાટ ચારણો અને અન્ય કવિઓને તેણે ધનવાન્ બનાવ્યા હતા.

## બાલચંદ્રસૂરિ.

वहुप्रवन्धकर्तु श्री वालचन्द्रस्य का स्तुति. ।
मन्त्रीशवस्तुपालेन य स्तुत कवितागुणात् ॥

—પ્રદ્યુમ્નસૂરિકૃત સમરાદિત્યસંક્ષેપ સ. ૧૩૨૪

—બહુ પ્રબન્ધ કરનાર **બાલચંદ્ર** કે જેની સ્તુતિ કવિતાના ગુણને માટે મંત્રીશ્વર **વસ્તુપાલે** કરી હતી તેની શું સ્તુતિ કરવી?

૫૪૮ **પ્રબંધ ચિંતામણીમાં** વસ્તુપાલ મંત્રી પ્રત્યે આ **બાલચંદ્ર** પંડિતે એક સ્તુતિશ્લોક ૩૯૬ કહ્યો હતો તેનો ઉલ્લેખ છે -

गौरी रागवती त्वयि त्वयि वृषो वद्धादरस्त्वं युतो
भूत्या त्वं च लसद्गुण शुभगण कि वा वहु ब्रूमहे ।
श्री मंत्रीश्वर! नूनमीश्वरकलायुक्तस्य ते युज्यते
वालेन्दुं चिरमुच्चकै रचयितु त्वत्तोऽपर क प्रभु ॥

—હે મંત્રિ! તારામાં અને શિવમાં હવે કંઇ ફેર રહ્યો દેખાતો નથી, કેમકે શિવને ગૌરી (પાર્વતી) જેમ વ્હાલી સ્ત્રી છે તેમ તને ગૌરી-ગૌર અંગવાળી વ્હાલી સ્ત્રી છે, જેમ શિવમાં વૃષને-નંદીને ઘણો આદર છે તેમ તારામાં વૃષ-ધર્મનો આદર છે, જેમ શિવ ભૂતિ-ભસ્મથી યુક્ત છે, તેમ તું પણ ભૂતિ-સમૃદ્ધિથી યુક્ત છે જેમ શિવ ગુણથી શોભે છે તેમ તું પણ ગુણથી શોભે છે, જેમ શિવને શુભ ગણ છે તેમ તને શુભ ગણ-સેવકો છે એથી તું ઈશ્વરની-શિવની કલાયુક્ત છો શિવને (ભાલમાં) બાલેન્દુ છે તે રચવાનું-આ **બાલચંદ્રને** સ્વીકારવાનું તને યોગ્ય છે તારા કરતાં બીજો કયો પ્રભુ છે?

આ કહેનાર **બાલચંદ્રને** તેની આચાર્યપદ સ્થાપનામાં વસ્તુપાલે એક હજાર દ્રામ ખર્ચ્યા.

૫૪૯. આ કર્ત્તાએ પોતાની હકીકત પોતાના **વસંતવિલાસ** કાવ્યના પ્રથમ સર્ગમાં આપી છે કે—મોઢેરક નામના શહેરમાં (ગાય-

---

૩૯૬ આ શ્લોકને લગભગ મળતો શ્લોક બાલચંદ્રે જૈત્રસિંહ સંબંધે છે તે માટે જુઓ વસંતવિલાસ ૩ જા સર્ગને અંતે મૂકેલો શ્લોક પૃ. ૧૬.

કવાડ રાજ્યના કડી પ્રાંતમાં આવેલું મોઢેરા) ધરાદેવ નામનો પ્રસિદ્ધ મોઢ બ્રાહ્મણ હતો. તે દીન જનોને રક્ષતો અને જિનપ્રણીત શાસ્ત્રના રહસ્યનો જાણનાર હતો. તેને વિદ્યુત (વીજળી) નામની પત્નિથી મુંજાલ નામનો પુત્ર થયો. તે પિતાના ઘરમાં રહેતો હોવા છતાં સંસારને જાલ સ્વરૂપ સમજતો હતો. હરિભદ્રસૂરિની વાણી સાંભળી વિવેકરૂપી સંપત્ મેળવી માબાપની અનુમતિથી જૈનમતનું વ્રત અભ્યાસ્યું–ક્રમે ક્રમે સમગ્ર કલામાં ગુરૂ પાસેથી નિપુણ થઇ દીક્ષા લીધી અને બાલચંદ્ર નામ રાખ્યું. હરિભદ્ર સૂરિએ પોતાના આયુષ્યને અંતે બાલચંદ્રને પોતાના પટ્ટમાં સ્થાપ્યા. ટુંકમાં તેના ધર્માચાર્ય અને સૂરિપદપ્રદાતા હરિભદ્ર સૂરિ હતા. રત્નશ્રી ગણિનીના તે ધર્મપુત્ર હતા. ચૌલુક્ય ભૂપાલો જેના ચરણમાં નમતા અને જે સરસ્વતીના નિવાસ સ્થાનરૂપ હતા એવા ચૌલુક્ય રાજગુરૂ પદ્માદિત્ય તેના અધ્યાપક હતા. વાદિ દેવસૂરિ ગચ્છના આચાર્ય ઉદયસૂરિએ તેને સારસ્વત મંત્ર આપ્યો હતો. એક વખત તેણે સરસ્વતીનું ધ્યાન કરતાં યોગનિદ્રામાં એક મુહૂર્ત્ત આવી શારદાએ કહ્યું 'વત્સ! તારા બાલ્યકાળથી સારસ્વત કલ્પથી કરેલા મારા ધ્યાનથી હું તારા પર પ્રસન્ન થઈ છું અને જેમ પૂર્વે કાલીદાસ આદિ બુદ્ધિશાળી મારી ભક્તિથી કવીન્દ્રો થયા તેમ વત્સ! તું પણ થશે.' આ સરસ્વતીના પ્રસાદથી જેણે મહાકવિત્વકીર્તિ મેળવી છે એવો હું આ વસન્તવિલાસ કાવ્ય રચું છું.' તેણે પોતાને 'વાગ્દેવીપ્રતિપન્નસૂનુ' તરીકે ઓળખાવેલ છે. (પી. ૩, ૧૦૦, પી ૫, ૪૮)

૫૫૦. પોતાની ગચ્છ પરંપરા પોતે ઉપદેશ કંદલી વૃત્તિમાં આપી છે કે:–ચંદ્ર ગચ્છમાં પ્રદ્યુમ્ન સૂરિ થયા કે જેણે તલવાટકના રાજાને પ્રબોધ્યો હતો, તેની પછી ચંદ્રપ્રભ સૂરિ થયા કે જેણે જિનની પ્રાભાતિક સ્તુતિ રચી હતી, તેના ધનેશ્વરસૂરિ થયા કે જેણે પોતાના સ્વર્ગસ્થ ગુરૂ પાસેથી મંત્ર પ્રાપ્ત કર્યો હતો અને સમયુ નામના નગરના દેવતા–પુરદેવતાને પ્રબોધ્યો હતો. તેને સરસ્વતીના ચાર હસ્ત જેવા

ચાર શિષ્ય નામે **વીર**ભદ્ર, દેવસૂરિ, દેવપ્રભ અને દેવેન્દ્રસૂરિ થયા, તે પૈકી છેલ્લા દેવેન્દ્રસૂરિએ જિન પ્રાસાદો જ્યા પુષ્કળ હતા એવી મંડલી (માડલ) નામની નગરીમા મહાવીર ચૈત્યની પ્રતિષ્ઠા કરી. તેના ભદ્રેશ્વર સૂરિ અને તેના અભયદેવસૂરિ થયા કે જેનુ ધર્મોપદેશામૃત પીને આમડે પોતાની વિવેકમંજરી અને ઉપદેશકંદલી રચી. તેના શિષ્ય હરિભદ્ર સૂરિ ષડ્દર્શનો અને સાહિત્યમા નિષ્ણાત થયા, અને તેના શિષ્ય તે **બાલચદ્ર. સમરાદિત્યસક્ષેપાદિના** કર્ત્તા અને અનેક ગ્રંથોના મ શોધક પ્રસિદ્ધ **પ્રદ્યુમ્નસૂરિને** પદપ્રતિષ્ટાપ્રાપ્તિ આ સુકવિ **બાલચંદ્ર** દ્વારા થઈ હતી.

૫૫૧ આ **બાલચદ્રસૂરિએ** કરુણાવજ્રાયુધ ( પ્ર૦ આ. સભા ) એ નામનું પંચાકી નાટક રચ્યુ, તે **વીર**ધવલના મત્રી વસ્તુપાલની આજ્ઞાથી શત્રુંજયમંડન પ્રથમ તીર્થંકર (ઋષભદેવ) ના ઉત્સવમા ભજવાયુ હતુ તે પરથી જણાય છે કે તે મત્રી શત્રુજયની યાત્રાએ ગયા (સ. ૧૨૭૭) ત્યારે રચ્યુ તેમા વજાયુધ ચક્રવર્ત્તિએ પોતાના પ્રાણના ભોગે પણ પારેવાનુ રક્ષણ કર્યું તે પ્રસિદ્ધ વસ્તુને અવલબીને આ નાટક રચાયેલુ છે. પોતાના સમકાલીન મહાકવિ **આમડે** રચેલા ગ્રથો નામે **વિવેકમજરી** અને ઉપદેશકંદલી ઉપર ટીકાઓ તેણે રચી, વિવેકમંજરી ટીકા સં. ૧૨૪(૭)૮ મા રચી ( કી ૨, ૫, પી ૩, ૧૦૦ ), કે જે નાગેંદ્ર ગચ્છના **વિજયસેનસૂરિએ** અને બૃહદ્ગચ્છના શ્રી **પદ્મસૂરિએ** શોધી તથા તેમા દેવાનદગચ્છના કનકપ્રભસૂરિ શિષ્ય **પ્રદ્યુમ્નસૂરિએ** સહાય કરી, અને ઉપદેશકદલી પર વૃત્તિ રચી કે જેની તાડપત્રની સં. ૧૨૯૬ની પ્રત પાટણના ભંડારમા છે. (પી, ૫,૪૨). અને તે ઉપરાત **વસન્તવિલાસ** નામનુ મહાકાવ્ય (ગા. ઓ. સી ન. ૭) બનાવ્યુ છે, તેમા કીર્ત્તિકૌમુદીની પેઠે **વસ્તુપાલના** પરાક્રમો વર્ણવેલા છે. **વસ્તુપાલ સોમશર્મા** અને **હરહરાદિ** કવિઓથી **વસંતપાલ** કહેવાતો હતો તેથી તે નામ પરથી કાવ્યનું નામ **વસન્તવિલાસ** રાખ્યુ છે. આમા વસ્તુપાલના મૃત્યુનો ઉલ્લેખ હોવાથી તે મૃત્યુ સંવત્ ૧૨૯૬ પછી અને તે વસ્તુપાલના

પુત્ર જૈત્રસિંહના વિનોદ માટે રચાયુ તેથી તે ગ્રંથનો
વિક્રમ તેરમા સૈકાની આખરનો અથવા ચોદમા સૈકાની
આશરાનો છે એ ચોક્કસ છે તેમા ૧૪ સર્ગ છે અને
રાતના ઇતિહાસ માટે કેટલીક સામગ્રી મળી આવે છે.

૫૫૨ **જયસિંહસૂરિ**—તે વીરસૂરિના શિષ્ય
મુનિસુવ્રત સ્વામીના મંદિરના આચાર્ય હતા. તેજપાલ
મંદિરની યાત્રાએ આવતા તે આચાર્યે કાવ્યથી તેની
અને અંબડના શકુનિકાવિહારમાની ૨૫ દેવકુલિકા
ધ્વજ દંડ બનાવી આપવા કહ્યુ. વસ્તુપાલની સંમતિ
કરાવી આપ્યા તેની સ્મૃતિમા આ સૂરિએ બંને ભાઇએ
માટે એક સુંદર લાબુ પ્રશસ્તિકાવ્ય રચ્યુ, કે જેમા
વીરધવલ સુધીના રાજાઓની વંશાવલીએ ટૂંક વર્ણન
છે. અને તે ઉક્ત મંદિરની ભીતના પથ્થરમા કોતર
હતુ તેમ લાગે છે. જો કે શકુનિકા વિહારની મસ્
આવી છે, છતા તે તેના અન્ય નાટક ગ્રંથ હમ્મીરમ
પ્રતની અને લખાયેલ મળી આવ્યુ છે (જુઓ પારા ૫૨
નામે ઉક્ત હમ્મીરમદ મર્દન (ગા. ઓ. ગ્રી નં. ૧૦)તે
મુસલમાનોએ કરેલો હુમલો બંને ભાઇઓએ પાછો હઠાવ્
તના ઇતિહાસમાના એક અગત્યના બનાવને નાટકન
કરતુ કાવ્ય છે, અને તે નાટક વસ્તુપાલના પુત્ર
આજ્ઞાથી (ખંભાતના) ભીમેશ્વર[૩૯૮] ભગવાનની યા

---

૩૯૭ જુઓ તેના પર સ્વ૦ સાક્ષર ચિમનલાલ દલ
પ્રસ્તાવના, કે જેના ગુ૦ ભાષાન્તર માટે જુઓ જૈનયુગ સ
આશ્વિન ને સં ૧૯૮૪ ના અંકો.

૩૯૮ આ ભીમેશ—ભીમેશ્વરના ખંભાતના મંદિરમાં
અને ધ્વજદંડ વસ્તુપાલે કરાવ્યા હતા—જુઓ જિનહર્ષકૃત

પ્રસંગે ખભાતમા પહેલ વહેલુ ભજવાયુ હતું. આમા પાચ અક છે. તેની તાડપત્રની સં. ૧૨૮૬ ની લિખિત પ્રત મળી આવે છે તેથી તે પહેલા અને વસ્તુપાલનો કારભાર સં. ૧૨૭૬ મા થયો ત્યાર પછી રચાયેલુ છે.

૫૫૩ **ઉદયપ્રભસૂરિ**—આ વસ્તુપાલના ગુરૂ ઉપર્યુક્ત વિજય-સેનસૂરિના શિષ્ય હતા. તેને વસ્તુપાલ મત્રીએ સૂરિપદથી સમલંકૃત કરાવેલ હતા. તેણે સુકૃતકલ્લોલિની (કા. છાણી) નામનુ પ્રશસ્તિકાવ્ય રચ્યુ (પ્ર૦ હમીરમદમર્દન પરિ૦ ૩ ગા. ઓ સી.) તેમા વસ્તુપાલ અને તેજપાલના સુકૃત્યો-ધાર્મિક કાર્યો અને યશનો ગુણાનુવાદ બતાવેલ છે. વસ્તુપાલે શત્રુજયની યાત્રા કરી (સં. ૧૨૭૭) તે પ્રસગે આ કાવ્ય રચાયુ લાગે છે, અને વસ્તુપાલે પોતે બધાવેલા ઇંદ્રમડપ-ના એક મોટા પથ્થરની તખતી ઉપર તે કોતરાવ્યુ હતુ આમા કાવ્યત્વ-ના ઉચા ગુણો હોવા ઉપરાત ઐતિહાસિક દૃષ્ટિએ આપણને ઘણી માહિતી મળે છે. અરિસિહના સુકૃતસકીર્ત્તન કાવ્યની માફક આમા પણ વસ્તુપાલની વશાવલી આપેલી છે અને ચાપો-ત્કટ (ચાવડા) અને ચૌલુક્ય વશના રાજાઓનું વર્ણન આપ્યુ છે વિશેષમા બહુ મોટા ગ્રથો ઉક્ત સૂરિએ રચ્યા છેઃ—૧ ધર્માભ્યુદય મહાકાવ્ય વસ્તુપાલના યાત્રા પ્રસંગે 'લક્ષ્મ્યક' રચ્યુ છે. (પી ૨, ૩૩ પી. ૩, ૧૬) તેનુ બીજુ નામ સઘાધિપતિ ચરિત્ર મહાકાવ્ય છે તેમા પ્રથમ તથા છેલ્લા સર્ગમા વસ્તુપાલ તથા તેના ગુરૂ અને બીજા જૈનાચાર્યો સબંધી ઐતિહાસિક વૃત્તાત છે. બાકીનો ભાગ આદિ-નાથ અને નેમિનાથ વગેરે તીર્થંકરોના ચરિત્રોનો છે તેને મલધારી નરચદ્રસૂરિએ સશોધ્યુ. (પા. ભં. તાડપત્ર) ૨ જ્યોતિષનો ગ્રથ નામે આરભસિદ્ધિ (પ્ર૦ પુરૂષોત્તમ ગીગાભાઇ ભાવ૦) ૩ સસ્કૃત નેમિનાથચરિત, ૪-૫ ષડશીતિ અને કર્મસ્તવ એ બે કર્મગ્રથોપર ટિપ્પન, તથા ૬ સં. ૧૨૯૯ મા ધર્મદાસ ગણિકૃત ઉપદેશમાલા પર ઉપદેશમાલાકર્ણિકા નામની ટીકા ધોળકામા રચી પૂર્ણ કરેલ છે.

૫૫૪ વસ્તુપાલનો પોતાનો પુસ્તકભાંડાગાર જબરો હતો અને તેમાં સર્વ જાતના કિંમતી અને અલભ્ય ગ્રંથોનો અપૂર્વ સંગ્રહ એકત્રિત કર્યો હતો (હરિહર પ્રબંધ). પ્રસિદ્ધ આલંકારિક માણિક્યચંદ્રસૂરિ કાવ્યપ્રકાશ પરની ટીકા નામે કાવ્યપ્રકાશ સંકેત રચવામાં વ્યગ્ર હોવાથી વસ્તુપાલે તીર્થયાત્રામાં સાથ આપવા બોલાવ્યા છતાં આવી શકયા નહોતા, તેમને પોતાના પુસ્તકાલયની સર્વ ધાર્મિક ગ્રંથોની પ્રતો આપવાની આજ્ઞા કરી હતી. તે સૂરિએ તે મંત્રીને 'સર્વ ધર્મશાસ્ત્રોના એક આદર્શ' એવું બિરૂદ આપ્યું હતું (જિનહર્ષકૃત વ. ચ.)

૫૫૫ વસ્તુપાલ કાવ્યશક્તિની કદર કરતો એટલું જ નહિ પરંતુ ગ્રંથકારોને ધાર્મિક તેમજ સાહિત્યના ગ્રંથો રચવાને પોતાના બોધ અને આનંદ માટે વિનવતો-પ્રેરતો, તેના ઉદાહરણ તરીકે નીચે જણાવવામાં આવ્યું છે

૫૫૬. નરચંદ્રસૂરિ કે જે હર્ષપુરીય ગચ્છના જયસિંહસૂરિ-અભયદેવસૂરિ (મલધારી)-હેમચંદ્ર સૂરિ-શ્રીચંદ્રસૂરિ-મુનિચંદ્ર સૂરિના શિષ્યો દેવાનંદ અને યશોભદ્ર,-તેમના શિષ્ય દેવપ્રભસૂરિના શિષ્ય હતા તે વસ્તુપાલની સંઘયાત્રામાં ગયા હતા ને તેની સાથે ઘણો પરિચય ધરાવતા હતા તેમને એકદા વસ્તુપાલે વિજ્ઞપ્તિ કરી કે 'આપે મારા શિર પર હાથ મૂકવાથી હું સંઘાધિપત્ય પામ્યો, મેંકડો ધર્મસ્થાનો અને દાનવિધિઓ કર્યા, અને હવે જૈનશાસનકથાઓ સાંભળવા મારૂં ચિત્ત ઉત્કંઠ છે' તેથી તેમણે ૧૫ તરંગોમાં કથારત્નસાગર રચ્યો (સં ૧૩૧૩ની તાડપત્રની પ્રત પા. સૂચિ) વિશેષમાં એક વિજ્ઞપ્તિ કરી કે 'અતિ વિસ્તૃત અને અતિ સંક્ષિપ્ત એવા ગ્રંથો છે તે ક્લેશથી સમજાય છે અને કાવ્યરહસ્યનો નિર્ણય તેથી થઈ શકતો નથી તો અતિ વિસ્તૃત નહિ પણ કવિકલાનું સર્વસ્વ જેમાં આવી જાય અને દુર્મેધને પણ બોધક થાય એવું અનન્યસદૃશ શાસ્ત્ર કહો,' આથી તે સૂરિએ પોતાના શિષ્ય નરેન્દ્રપ્રભ સૂરિને તેવો ગ્રંથ રચવાની આજ્ઞા કરતાં વસ્તુપાલના આ-

નદ માટે નરેંદ્રપ્રભે આઠ પ્રકરણમા અલંકારમહોદધિ નામનો ગ્રંથ રચ્યો.

૫૫૭ નરચંદ્રસૂરિએ વળી ૩૯૯મુરારિકૃત અનર્ઘરાઘવ પર ૨૩૫૦ શ્લોક પ્રમાણ ટિપ્પન (જે નં ૨૨૦), શ્રીધરકૃત ન્યાય-કદલી પર ટીકા (કે જેમા વિમલસૂરિએ સહાય આપી હતી જે. ૪), જ્યોતિઃસાર (વે. ન ૩૧૧, પી ૩, ૨૭૫) કે જે નારચન્દ્ર જ્યોતિષ્ સાર કહેવાય છે, પ્રાકૃત દીપિકા-પ્રબોધ કે જેમા હેમાચાર્યના અષ્ટમાધ્યાયના આખ્યાનોની રૂપસિદ્ધિ છે. (બુહ્ ૭ નં. ૮, ૫૧૦ ભં.), ચતુર્વિંશતિજિન સ્તોત્ર (પી ૫, ૯૬) ઇત્યાદિ અનેક ગ્રંથો રચ્યા છે.૪૦૦ તેમજ સ્વગુરૂ દેવપ્રભસૂરિનુ પાંડવચરિત અને ઉદય પ્રભસૂરિનુ ધર્માભ્યુદય કાવ્ય સંશોધ્યા છે તેમના આદેશથી ગુણ-વલ્લભે વ્યાકરણ ચતુષ્કાવચૂરિ સં, ૧૨૭૧ મા રચી સં. ૧૨૮૮ મા તેમણે રચેલા વસ્તુપાલની પ્રશસ્તિરૂપ સ્તુતિકાવ્યો ગિરનાર પર શિલાલેખમા મોજૂદ છે. (જે પૃ ૩૨ અને ૬૫) તેમણે સમરાદિત્ય-સંક્ષેપના કર્ત્તા પ્રદ્યુમ્નસૂરિને ઉત્તરાધ્યયનસૂત્રની વાચના આપી હતી ૪૦૧

---

૩૯૯ 'મુરારિનુ અનર્ઘરાઘવ ગૂજરાતમા ઘણુ પ્રિય થએલુ માલૂમ પડે છે, કારણકે તેના ઉપર મલધારી દેવપ્રભાચાર્યનો અનર્ઘરાઘવ રહસ્યાદર્શ (ગ્રંથ ૭૫૦૦), તેમના શિષ્ય નરચંદ્રાચાર્યનુ મુરારિ ટિપ્પન (ગ્રંથ ૨૫૦૦) અને તપાગચ્છના જયચંદ્રસૂરિના શિષ્ય જિનહર્ષની અનર્ઘરાઘવવૃત્તિ એમ ત્રણ ટીકાઓ છે '–સ્વ૦ દલાલ

૪૦૦. આ નરચંદ્રસૂરિના વંશમા પદ્મદેવસૂરિ–શ્રીતિલકસૂરિશિષ્ય રાજશેખરસૂરિએ શ્રીધરકૃત ન્યાયકંદલિ પર પંજિકા (પી ૩, ૨૭૨–૨૭૫) રચી છે તેમા નરચંદ્રસૂરિના ગ્રંથો જણાવેલા છે કે —

टिप्पनमनर्घ्यराघवशास्त्रे किल टिप्पन च कदल्या
सार ज्योतिपमद्‌भय प्राकृतदीपिकामपि च ॥१५॥

૪૦૧ श्रीमते नरचन्द्राय नमोऽस्तु मलधारिणे ।
ददे मेऽनुत्तरा येनोत्तराध्ययनवाचना ॥२३॥

૫૫૮ નરચંદ્રસૂરિના ગુરૂ દેવપ્રભસૂરિએ સં ૧૨૭૦ લગભગ 'છઠ્ઠા અંગોપનિષદ્-જ્ઞાતા ધર્મકથા અને ત્રિષષ્ટિશલાકા પુરૂષચરિત્ર ઇત્યાદિ જોઇને કૌતુહલથી પાંડવોના ચરિત્ર રૂપે' ૧૮ સર્ગનું ૮૦૦૦ શ્લોક પ્રમાણ **પાંડવ ચરિત્ર** મહાકાવ્ય રચ્યું તેનું **યશોભદ્રસૂરિ** રત્નચંદ્રસૂરિ અને **નરચંદ્રસૂરિએ** સંશોધન કર્યું હતું (પી ૩, ૧૩૨; વે૦ નં. ૧૭૪૮ પ્ર૦ કાવ્યમાલા સન ૧૯૧૧. તેનું ગૂ. ભા. ભી. મા તરફથી મુદ્રિત), વળી **દેવપ્રભે** **ધર્મસારશાસ્ત્ર**[४०२]-અપરનામ **મૃગાવતી ચરિત્ર** પાંચ વિશ્રામમાં (જેસ પૃ પર) તથા **મુરારિના** અનર્ઘરાઘવ પર **અનર્ઘરાઘવકાવ્યાદર્શ** (ગ્રંથ ૭૫૦૦) રચ્યા. ઉક્ત નરેન્દ્રપ્રભે **અલંકાર મહોદધિ** ઉપરાંત **કાકુત્સ્થકેલિ** નામનો ગ્રંથ રચ્યો હતો[४०३]

૫૫૯ આ સમયે 'કવીન્દ્રબન્ધુ' નામનું બિરૂદ ધરાવનાર **યશોવીર** તે જાબાલિપુરમાં ચાહમાન રાજા ઉદયસિંહનો મંત્રી હતો. એ બહુશ્રુત વિદ્વાન્ અને રાજનીતિનિપુણ પ્રધાન હતો. મહામાત્ય વસ્તુપાલ તથા **તેજપાલની** સાથે આની ગાઢ મૈત્રી હતી. **તેજપાલના** બનાવેલા **આબુ** પરના નેમિનાથ ચૈત્યના શિલ્પકામમાં એણે કેટલાક દોષો બતાવ્યા હતા. (જુઓ જિનહર્ષનું વ૦ ચ૦). તેણે માદ્દડીમાં સં. ૧૨૮૮માં બિંબ પ્રતિષ્ઠા તથા સં. ૧૨૯૧માં આબુ પર **દેવકુલિકા** કરાવી હતી[४०४]

---

४०२. तत्क्रमिको देवप्रभसूरिः किल पाण्डवायनचरित्रं ।
श्री धर्मसारशास्त्रं च निर्ममे सुकविकुलतिलकः ॥१३॥
—રાજશેખરકૃત ન્યાયકંદલિપંજિકા પી. ૩, ૨૭૫.

४०३ तस्य गुरोः प्रियशिष्यः प्रभुः नरेन्द्रप्रभः प्रभावाढ्यः ।
योऽलंकारमहोदधिमकरोत्काकुत्स्थकेलिं च ॥१६॥
—એજન

४०४ માદ્દડી તે હાલનું માદ્રી કે જે એરનપુરા રોડથી ૩૦ મૈલ પશ્ચિમ જોધપુર રાજ્યમાં આવેલું નાનું ગામ છે, તે તે વખતે મોટું શહેર હશે.

૫૬૦. આ સમયે અનેક પુસ્તકોની તાડપત્ર પર પ્રતિઓ લખાઈ હતી. તે પૈકી કેટલીકનો ઉલ્લેખ ઉપલબ્ધ થાય છે તે આ પ્રમાણે- સં. ૧૨૭૪માં સિદ્ધસૂરિએ જિનભદ્ર ગણિકૃત ક્ષેત્રસમાસ પર રચેલી ટીકાની (પા. સૂચિ નં. ૪૪) સં. ૧૨૭૫માં તાડપત્ર પર કર્મવિપાક ટીકાની (પા. સૂચિ નં. ૨૦), સં. ૧૨૮૪માં તાડપત્ર પર શ્રીચંદ્રસૂરિકૃત જીતકલ્પચૂર્ણિ (પા. ભ. પી ૫, ૧૨૯), ની પ્રતો લખાઇ, તથા આઘાટદુર્ગમાં જૈત્રસિંહના રાજ્યમાં ને જગતસિંહના મહામાત્યપણામાં હેમચંદ્ર નામના શ્રાવકે સમગ્ર સિદ્ધાંતોનો ઉદ્ધાર કર્યો એટલે કે સર્વ સૂત્રો તેણે તાડપત્ર પર લખ્યા-લખાવ્યા. આ પૈકી દશવૈકાલિક, પાક્ષિક સૂત્ર અને ઓઘનિર્યુક્તિની પ્રતો ખંભાત શાંતિનાથના ભંડારમાં વિદ્યમાન છે (પી ૩, ૫૨). સં. ૧૨૮૬માં જયસિંહ સૂરિકૃત હમીર મદમર્દનની તાડપત્ર પર લખાયેલી પ્રત હાલ જે. ભ માં છે. સં. ૧૨૮૮માં ગોવિન્દ ગણિકૃત કર્મસ્તવ ટીકાની પ્રત ગુરૂ દેવનાગની આજ્ઞાથી શીલચંદ્રે જિનસુંદરી નામની ગણિનીને માટે તાડપત્ર પર લખી (પા. ભ., કી ૩ નં. ૧૪૮) ગર્ગ ઋષિકૃત

---

ત્યાંના બે શિલાલેખો સં. ૧૨૮૮ના 'જૈન' તા ૧૩-૧૧-૨૭ પૃ ૭૮૭ માં પ્રકટ થયા છે તે પરથી જણાય છે કે તે વર્ષમાં ખંડેરક ગચ્છાચાર્યોના ચરણોના ઉપાસક શુદ્ધવંશી સમસ્ત રાજાઓમાં જાગૃત યશવાળા અને ઉદયસિંહના પુત્ર યશોવીર મંત્રીએ સ્વમાતા ઉદયશ્રીના કલ્યાણાર્થે પોતે કરાવેલા ચૈત્યમાં જેઠ શુદ ૧૩ બુધે શાંતિનાથનું બિંબ તથા જિનયુગલની કાયોત્સર્ગસ્થ મૂર્તિઓ શાંતિસૂરિએ પ્રતિષ્ઠિત કરી; અને સં. ૧૨૯૦ના લેખ માટે જુઓ જિ૦ ૨, નં. ૧૦૮-૦૯-તેમાં જણાવેલ છે કે તેના પિતાનું નામ મંત્રી શ્રી ઉદયસિંહ હતું કે જે વિપુલ ધનનું દાન કરવાથી દાનવીર, ગિરનાર આદિ તીર્થોની મહાન્ આડંબર સાથે યાત્રા વગેરે ધર્મકૃત્યો કરવાથી ધર્મવીર અને રાજા-મહારાજાઓનું પણ માનમર્દન કરવાથી યુદ્ધવીર-એમ ત્રિવિધવીર ચૂડામણી કહેવાતો હતો તે પિતાના પુણ્યાર્થે આ યશોવીર કે જેને સરસ્વતી અને લક્ષ્મીએ એકીસાથે અંગીકાર કર્યો છે તેણે સુમતિનાથની પ્રતિમાયુક્ત એક, અને પોતાની માતા અર્થે પદ્મપ્રભની પ્રતિમાવાળી બીજી એમ બે દેવકુલિકાઓ કરાવી.

કર્મવિપાક પરની પરમાનન્દ સૂરિકૃત ટીકા અને બૃહદ્ ગચ્છીય હરિભદ્ર સૂરિકૃત આગમિકવસ્તુવિચારસારવૃત્તિ લખાઈ (પા. સૂચિ નં. ૧૯) સં. ૧૨૮૯મા દ્રોણાચાર્ય કૃત ઓઘનિર્યુક્તિ વૃત્તિ, મલયગિરિકૃત પિંડનિર્યુક્તિવૃત્તિ, દશવૈકાલિક, તે પરની નિર્યુક્તિ તથા હરિભદ્રસૂરિકૃત ટીકા તાડપત્ર પર લખાઇ (જે. ૪૧) સં. ૧૨૯૧મા લખાયેલા એક તાડપત્રના પુસ્તકમા (પા. ભં.) સિદ્ધસેન, પાદલિપ્ત, મલ્લવાદિ અને બપ્પભટ્ટિના પ્રાકૃત પદ્યમા ચરિત્રો છે. બપ્પભટ્ટિ ચરિત્રમા ગૌડવહોના કર્ત્તા બપ્પઇરાયને બપ્પભટ્ટિએ જૈન બનાવ્યો એ વાત વર્ણવેલી છે. આ પ્રાકૃતચરિત્રો પ્રાચીન હોવાથી સંસ્કૃત કરતા વધારે વિશ્વસનીય છે (સ્વ. દલાલ) સં. ૧૨૯૨મા વીજાપુરમા દેવભદ્રગણિ, પં. મલયકીર્ત્તિ, પં. અજિતપ્રભગણિ વગેરેના વ્યાખ્યાનથી સમસ્ત શ્રાવકોએ સંઘના પઠન-વાચનાર્થે મલયગિરિકૃત નંદીટીકા તાડપત્ર પર લખાવી. (પી ૩, ૩૬) સં. ૧૨૯૪મા સ્તંભતીર્થવાસી શ્રીમાલવંશીય ઠ. સાઢાસુત ઠ૦ કુમરસીહે નિશીથચૂર્ણિની પ્રત તાડપત્ર પર લખી (કી. નં. ૩૮) સં. ૧૨૯૫મા શ્રીમન્ નલકમા મહારાજા જયતુગિદેવના રાજ્યમા મહાપ્રધાન ધર્મદેવના સમયમા ઉપકેશ વંશના ચિત્રકૂટવાસી સા૦ સાલ્હાકે કર્મસ્તવ તથા કર્મવિપાકની ટીકાની તાડપત્ર પર પ્રત લખી (જે. પૃ. ૨૬) અને તેજ વર્ષમા વીસલદેવરાજ્યે દંડાધિપતિ વિજસિંહના વારામા સંડેરગચ્છીય ગણિ આમ્રચંદ્ર શિ૦ પંડિત ગુણાકરે ષડ્વિધાવશ્યક વિવરણ (યોગ શાસ્ત્રમાથી)ની તાડપત્ર પર પ્રત લખી (પા સૂચિ નં. ૩૭) સં. ૧૨૯૬મા ત. દેવેન્દ્રસૂરિ, વિજયચંદ્રસૂરિ, ઉપા દેવભદ્રગણિના વ્યાખ્યાનની અસરથી વીજાપુરમા નાગપુરીય શ્રાવકોએ પાક્ષિક પ્રતિક્રમણની ચૂર્ણિ અને વૃત્તિ તાડપત્રપર લખાવી (પી ૧, ૩૫, ખ. શાંતિ. ભ.) અને તે વર્ષમા મહારાજા ભીમદેવના રાજ્યમા મહામંડલેશ્વર રાણક વીરમદેવની રાજધાનીમા વિદ્યુત્પુર (વીજાપુર)મા રહીને મલયગિરિકૃત સંગ્રહિણી ટીકા તાડપત્ર પર લખાઇ (જે. ૩૫)

૫૬૧ આ સમયમાં (સં. ૧૨૯૦ પછી) વિશેષાવશ્યક પર શિષ્યહિતા નામની ટીકાની તાડપત્ર પરની પ્રત આશાદિત્ય નામના દ્વિજે લખી તે લેખકે ખ૦ જિનપતિસૂરિના પરમભક્ત મોઢવંશીય શાંતિ નામના શ્રાવકને યશોમતિ નામની ભાર્યાથી થયેલ પ્રદ્યુમ્ન નામના પુત્રની ભાર્યા લક્ષ્મી માટે પ્રશસ્તિ રચી પ્રાંતે મૂકી છે. તે લક્ષ્મીએ વર્દ્ધમાન (વઢવાણ) નામના પુરમાં દેવભદ્રસૂરિના વ્યાખ્યાન સાંભળી આ પ્રત લખાવી તેજ સૂરિને અર્પણ કરી તે ભા ઇ. માં મોજૂદ છે.

૫૬૨ આ વસ્તુ-તેજ-યુગમાં બીજા ઘણા ગ્રંથકારો થયા:- સં ૧૨૭૬માં રાજગચ્છના અભયદેવસૂરિ (સંમતિ ટીકાકાર)-ધનેશ્વર -અજિતસિંહ-વર્ધમાન-શાંતિભદ્ર-ભરતેશ્વર-વૈરસ્વામી-નેમિચંદ્ર-સાગરેન્દુસૂરિ શિષ્ય) માણિક્યચંદ્રસૂરિ કે જેમણે સં. ૧૨૧ (૪) ૬ માં કાવ્યપ્રકાશસંકેત રચ્યો હતો તેમણે પાર્શ્વચરિત (પી ૩, ૧૫૭, જે. ૫) ભિન્નમાલવંશીય શ્રેષ્ઠિ દેહડની પ્રાર્થનાથી સં ૧૨૭૬માં દિવાળી દિને વેલાકૂલ શ્રીદેવકૂપકમાં પૂર્ણ કર્યું, અને શાંતિનાથ ચરિતાદિ (જે. પ્ર. ૪૯) ગ્રંથો રચ્યા. સં. ૧૨૭૭માં મૂલ ચંદ્રપ્રભ સૂરિકૃત પ્રાકૃત સમ્યક્ત્વપ્રકરણ=દર્શનશુદ્ધિ પર ચક્રેશ્વરસૂરિએ અધૂરી ટીકા મૂકી સ્વર્ગે જતાં તેના પ્રશિષ્ય પૂર્વોક્ત તિલકાચાર્યે પૂરી કરી, (કા. વડો નં. ૧૬૯) અને તેમણે સં ૧૨૯૬માં આવશ્યક નિર્યુક્તિ-લઘુવૃત્તિ (પી. ૨, ૬, પી, ૪, ૭૪) તેમજ દશવૈકાલિક ટીકા (પી ૫, ૬-૫૨) તથા બીજા સામાચારી-જૈન સાધુ શ્રાવકોના આચાર-સંબંધી સં ૧૩૦૪માં અનેક ગ્રંથો પર વૃત્તિઓ જેવી કે શ્રાવક પ્રાયશ્ચિત્ત સામાચારી-પૌષધિક પ્રાયશ્ચિત્ત સામાચારી-ચૈત્યવંદના-વંદનક-પ્રત્યાખ્યાન લઘુવૃત્તિ-શ્રાવક પ્રતિક્રમણ સૂત્રવૃત્તિ-સાધુ પ્રતિક્રમણસૂત્ર લઘુવૃત્તિ (પી ૪, ૧૦૮), પાક્ષિકસૂત્ર-પાક્ષિકક્ષામણકાવચૂરિ આદિ રચી (જેસ. પ્ર ૨૦, ૩૬) તેઓ સં ૧૩૦૪ સુધી વિદ્યમાન હતા

૫૬૩ વળી સં. ૧૨૭૮માં ચંદ્રકુલના વર્ધમાનસૂરિ-જિનેશ્વર-

નવાંગીવૃત્તિકાર અભયદેવ–જિનવલ્લભ–જિનશેખર–પદ્મેન્દુ શિષ્ય અભયદેવસૂરિ (બીજા) એ 'શ્રી' એ શબ્દથી અંકિત જયન્તવિજય કાવ્ય (પ્ર. કાવ્યમાલા નં ૭૫), સં ૧૨૮૦માં શ્રીપ્રભસૂરિએ હેમચંદ્રના કારકસમુચ્ચયોધિકારત્રયમાંથી પહેલા બે અધિકાર પર વૃત્તિ, સં. ૧૨૮૧માં લક્ષ્મીધરે તિલકમંજરીકથાસાર, સં ૧૨૮૨માં (ખ૦ જિનપતિસૂરિ શિ૦) ઉક્ત પૂર્ણભદ્ર ગણિએ સ્થાનાંગ–ભગવતી–ઋષિસ્તવમાંથી ઉદ્ધરી અતિમુક્તચરિત્ર પાલણપુરમાં, અને તેણેજ સં. ૧૨૮૫માં જેસલમેરમાં ૭ પરિચ્છેદવાળું ધન્યશાલિભદ્રચરિત તેમજ જેસલમેરમાં સં ૧૩૦૫ (બાણશૂન્યાનલગ્નૌ ?) કૃતપુણ્યચરિત્ર (મોટી ટોલી ભં પાલીતાણા) આદિ રચ્યાં. આ ધન્યશાલિભદ્રચરિતમાં સર્વદેવસૂરિએ સહાય આપી છે અને તેના સંશોધક સૂરપ્રભવાચક હતા કે જેમણે વાદિ યમદંડ નામના દિગંબરને ખંભાતમાં જીત્યો હતો, કાલસ્વરૂપકુલક વૃત્તિ રચી હતી અને જેમણે ચંદ્રતિલક ઉપાધ્યાય અને વિદ્યાનંદને અભ્યાસ કરાવ્યો હતો.

૫૬૪ સં ૧૨૮૫ના અરસામાં પાર્શ્વનાથચરિત્રાદિ વિંશતિ (૨૦) પ્રબંધના કર્ત્તા આચાર્ય વિનયચંદ્ર વિદ્યમાન હતા. તેમનો કવિશિક્ષા નામનો કાવ્યસાહિત્ય પર રચેલ (વિનયાંક) ગ્રંથ તાડપત્ર પર પાટણ ભંડારમાં વિદ્યમાન છે. (પા. સૂચિ નં. ૫૯) તે કવિ તેમાં કહે છે કે બપ્પભટ્ટી ગુરૂની વાણીમાં કવિશિક્ષા કહીશ (**नत्वा श्री भारतीं देवीं बप्पभट्टिगुरोर्गिरा । काव्यशिक्षां प्रवक्ष्यामि नानाशास्त्रनिरीक्षणात् ।**) બપ્પભટ્ટી કાવ્યશૈક્ષ કહેવાતા હતા, અને તેમની રચેલી કાવ્યશિક્ષાનો વિનયચંદ્રે પોતાના ગ્રંથમાં ઉપયોગ કરેલો હશે પ્રસ્તુત શિક્ષામાં તે વખતના ૮૪ દેશોની ૪૫૦માહિતી

૪૦૫ ચોરાશી દેશોના નામ નીચે પ્રમાણે ગણાવેલા છે— 'चतुरशीतिर्देशा गौडवन्यकुब्ज कौशाक कलिंग अंग वंग कुरंग आचान्त्य वानाक्ष ओड्र पुंड्रडीर मालवलोहित पश्चिम काछवालभ सौराष्ट्र कुंकण लाट श्रीमाल अर्बुदमेदपाट मरुवरेन्द्र यमुनागंगातीरअन्तर्वेदि

આપેલી છે, તે પેકી સુરાષ્ટ્ર નવહજાર ગામનો, લાટ દેશ એકવીસ હજાર ગામનો, ગૂર્જર દેશ સિત્તેર હજાર ગામનો વગેરે જણાવ્યું છે. પ્રાયઃ આ વિનયચન્દ્રે સં. ૧૨૮૬મા મલ્લિનાથચરિત્ર મહાકાવ્ય રચ્યું ને ઉદયસિંહે રચેલી ધર્મવિધિવૃત્તિને સુધારી-શોધી. (ક. છાણી)

૫૬૫ સં. ૧૨૮૫ના વર્ષમા જગચ્ચન્દ્રસૂરિએ ઉગ્ર તપ આદર્યું હતુ તેથી મેવાડના રાજાએ 'તપા' બિરૂદ તેમને આઘાટમા આપ્યુ અને તેનાથી 'તપા-ગચ્છ' સ્થપાયો. (મેવાડની ગાદીપર સં ૧૨૭૦

---

मागध मध्य कुरुकाहल कामरूप कांची अवती पापातक किरात सौवीर औशीरवाकाण उत्तरापथ गुर्जर सिंधुकेकाण नेपाल टक तुरुष्क ताइकार बर्वरजर्जर काश्मीर हिमालय लोहपुरुष श्री राष्ट्र दक्षिणापथ सिंहल चौल कौशल पाडु अध्र विन्ध्य कर्णाटद्रविड श्रीपर्वत विदर्भ धाराउर-लाजी तापी महाराष्ट्र आभीर नर्मदातट द्वीपदेशाश्चेति ॥

हीरुयाणी इत्यादि षट्कं । पत्तनादि द्वादशकं । मातरादिश्चतुर्वि-शतिः । वड्ड इत्यादि षट्त्रिंशत् । भालिज्जादि चत्वारिंशत् । हर्षपुरादि द्विपंचाशत् । श्रीनारप्रभृति षट्पचाशत् । जंबूसरप्रभृति षष्टि । पडवाण प्रभृति षट्सप्तति । दर्भावतीप्रभृति चतुरशीति । पेटलापद्रप्रभृति चतु-रुत्तरशतं । षदिराल्लुकाप्रभृति दशोत्तर शत । भोगपुरप्रभृति षोडशोत्तर शतं । धवलक्क प्रभृति पचशतानि । माहणवासाद्यमर्धाष्टमशम् । कौकण-प्रभृति चतुर्दशाधिकानि चतुर्दशशतानि । चद्रावतीप्रभृति अष्टादशशतानि। द्वाविंशति शतानि महितटं । नव सहस्राणि सुराष्ट्रा । एकविंशति सहस्राणि लाटदेश । सप्तति सहस्राणि गूर्जरो देश पारतश्च । अहूडलक्षाणि ब्राह्मणपाटकं । नवलक्षाणि डाहला । अष्टादशलक्षाणि द्विनवत्यधिकानि मालवो देश । षड्त्रिंशल्लक्षाणि कन्यकुब्ज । अनतमुत्तरापथ दक्षि-णापथं चेति ॥ —ષટ્ક એટલે ૭ ગામોનો સમુદાય, ઇત્યાદિ-સ્વ. સાક્ષર ચિમનલાલ દલાલનો 'પાટણના ભડારો અને ખાસ કરીને તેમા રહેલુ અપ-ભ્રંશ તથા પ્રાચીન ગૂજરાતી સાહિત્ય' એ લેખ. (પાંચમી ગૂજરાતી સા-પરિષદ્નો અહેવાલ)

થી ૧૩૦૯ સુધી જૈત્રસિંહ નામે રાજા હતો સ. ૧૨૭૯ સુધી મેવાડની રાજધાની નાગદ્રહ-નાગહ્રદ-હાલનુ નાગદા શહેર હતુ, તે તૂટયા પછી ચિતોડ રાજધાની થઇ આઘાટ તે ઉદયપુર પાસેનુ આહાડ કે જે મેવાડનુ એક પ્રાચીન નગર હતું) આ તપા જગચ્ચદ્રસૂરિ અને તેના શિષ્યમડળને વસ્તુપાલે [૪૦૬] ગૂજરાતમા અતિ માન આપ્યુ અને તેથી ગૂજરાતમા તપાગચ્છનો પ્રભાવ અત્યાર સુધી જબરો ચાલ્યો આવ્યો છે આ જગચ્ચદ્રસૂરિના શિષ્ય વિજયચદ્રસૂરિ તે મૂળ વસ્તુપાલના ગૃહમા લેખ્ય કર્મ કરનાર મત્રિ-હિસાબી મહેતા હતા અને તેને આચાર્યપદ અપાવવામા પણ વસ્તુપાલની સામેલગીરી હતી (મુનિસુદરકૃત ગુર્વાવલી શ્લો ૧૨૨-૧૨૫) આ વિજયચદ્રસૂરિથી 'વૃદ્ધ પોશાલિક તપાગચ્છ' સ્થપાયો.

૫૬૬ સ. ૧૨૮૬મા નાગોરના રહીશ દેલ્હાના પુત્ર પૂનડ કે જેણે સ ૧૨૭૩મા બિંએરપુરથી શત્રુજયની પ્રથમ યાત્રા કરી હતી તેણે શેત્રુજ્યની યાત્રા માટે સઘ કાઢયો. અને વસ્તુપાલે ભક્તિ સારી કરી સાથે રહી યાત્રા કરી હતી (ચ પ્ર) સ. ૧૨૮૭મા સર્વદેવસૂરિએ જેસલમેરમા સ્વપ્નસપ્તતિકાવૃત્તિ રચી (કા. છાણી)

૫૬૭. ખ૦ જિનપતિસૂરિ શિષ્ય જિનપાલ ઉપાધ્યાયે (કે જેમણે સ. ૧૨૬૨મા ષટ્સ્થાનક વૃત્તિ અને પછી સનતકુમારચક્રિચરિત મહાકાવ્ય સટીક રચેલ છે) સ ૧૨૯૨મા જિનદત્તસૂરિકૃત ઉપદેશ રસાયન

---

૪૦૬. तदादिबाणद्विपभानु वर्षे १२८५ श्री विक्रमात् प्राप
तदीय गच्छ ।
वृहद् गणाहोऽपि तपेति नाम श्रीवस्तुपालादिभिरर्च्यमान ॥
—મુનિસુદર ગુર્વાવલી શ્લો. ૯૬

આ ગુર્વાવલીમા જણાવ્યુ છે કે આઘાટપુરમા નૃપસભામા ૩૨ દિગંબર વાદીને જીતવાથી રાજાએ જગચ્ચદ્રને 'હીરલા' એવુ બિરુદ આપ્યુ શ્લો ૧૦૯

પર વિવરણ, સં ૧૨૯૩મા જિનવલ્લભસૂરિકૃત દ્વાદશ કુલક પર વિવરણ અને પંચલિંગી વિવરણ-ટિપ્પન, સ. ૧૨૯૪મા જિનદત્ત-સૂરિકૃત ચર્ચરી નામના અપભ્રશ કાવ્ય પર વિવરણ, (પ્ર. ગા. ઓ સી. ) તથા તે ઉપરાત સ્વપ્નવિચારભાષ્યાદિ રચ્યા (અપભ્રશ કાવ્યત્રયી. પ્રસ્તાવના પૃ. ૬૫-૭૦, જેસ પ્ર. ૪૧ વે૦ન ૧૬૨૩)

૫૬૮ સ ૧૨૯૨મા દિગબરી પંડિત આશાધરે ત્રિષષ્ટિસ્મૃતિ માલવાના પરમાર દેવપાલના રાજ્યમા અને સં. ૧૩૦૦મા જયતુગિ દેવ (જયસિંહ)ના રાજ્યમા ધર્મામૃત શાસ્ત્રની રચના કરી. આ ઉપ-રાત તેણે અનેક ગ્રથો રચ્યા છે

૫૬૯. સ. ૧૨૯૪મા આ. ધર્મઘોષ સૂરિના શિષ્ય અને પટ્ટધર મહેન્દ્રસૂરિએ ઉક્ત ધર્મઘોષની શતપદીમા કેટલાક પ્રશ્નો ઉમેરી, ઉદ્ધરી, ક્રમરચનામા ક્વચિત્ ફેરફાર કરી તે શતપદી-પ્રશ્નોત્તર પદ્ધતિનો સમુદ્ધાર કર્યો (પી. ૧, ૧૨, પી. ૫, ૬૭). કે જેની સ. ૧૩૦૦મા લખાયેલી પ્રત પા. ભં. મા છે. વળી તેણે ૧૧૧ ગાથાનુ તીર્થ-માલા સ્તોત્ર-પ્રતિમા સ્તુતિ પ્રાકૃતમા સટીક રચ્યું (બુહ્. ૮ ન ૪૧૮ મુ૦ વિધિપક્ષ પ્રતિક્રમણ. ભી મા) જીરાવલ્લી પાર્શ્વનાથ સ્તોત્ર (પી. ૧ નં. ૩૧૬)ના રચનાર મહેન્દ્રસૂરિ આ હશે આ મહેન્દ્રસૂરિના શિષ્ય (પ્રાય ભુવનતુગસૂરિએ) ચતુ.શરણાવચૂરિ રચી (લી )

૫૬૯. વળી સ. ૧૨૯૪મા ચદ્ર કુલના વિબુધપ્રભસૂરિ શિષ્ય પદ્મપ્રભસૂરિએ મુનિસુવ્રતચરિત (પી ૩, ૩૦૨) અને કુંથુચરિત (કે જેની સ ૧૩૦૪ની પ્રત જેસ ભ. મા છે) રચ્યા. પાર્શ્વસ્તવ ભુવનદીપક આદિના ગ્રથકાર આ પદ્મપ્રભ છે કે બીજા તેનો નિશ્ચય થયો નથી

૫૭૦. સ. ૧૨૯૫મા ખ જિનપતિસૂરિ શિષ્ય સુમતિ ગણિએ મૂલ જિનદત્તસૂરિકૃત ગણધરસાર્ધશતક પર બૃહદ્વૃત્તિ રચી તે વૃત્તિ પહેલા ખંભાતમા આરભીને ધારાપુરી-નલ કચ્છકાદિ વિહાર કરતા

કરતા છેવટે મંડપદુર્ગ–માડવગઢમા પૂરી કરી, અને તેને જૈન વિદ્વાન્ જલ્હણે લખી, અને તેનો પ્રથમાદર્શ ખ. જિનેશ્વરસૂરિ શિષ્ય કનકચન્દ્રે લખ્યો (જેસ ૩૯, જૈ. પ્ર ૫૦, ભાડા. રી. ૧૮૮૨–૮૩ પૃ. ૪૮). આજ વર્ષમા ઉદયસિંહસૂરિએ જિનવલ્લભની પિંડવિશુદ્ધિ પર સૂત્ર સહિત ૭૦૩ શ્લોક પ્રમાણ દીપિકા રચી. (પા. સૂચિ)

૫૭૧ સ. ૧૨૯૬મા ગુણાકરસૂરિએ નાગાર્જુન કૃત યોગરત્નમાલા પર વૃત્તિ કરી; સં. ૧૨૯૮મા ચંદ્રગચ્છમા (ભદ્રેશ્વરસૂરિ–હરિભદ્ર–શાન્તિસૂરિ–અભયદેવ-પ્રસન્નચન્દ્ર–મુનિરત્ન–શ્રીચંદ્રસૂરિશિષ્ય) દેવેન્દ્રસૂરિએ ૫૭૩૦ શ્લોક પ્રમાણ ઉપમિતિભવપ્રંપચકથા સારોદ્ધાર (પી ૬, ૪૦) રચ્યો કે જેનુ સંશોધન પ્રસિદ્ધ સશોધક પ્રદ્યુમ્નસૂરિએ કર્યું હતુ આ દેવેન્દ્રસૂરિને સૂરિપદ તેના ગુરૂ શ્રીચન્દ્રસૂરિના પટ્ટધર યશોદેવસૂરિએ આપ્યુ હતુ

૫૭૨ 'ગૂર્જરેશ્વર ભીમદેવ અને મહારાણા વીરધવલના મહામાત્ય, ગૂજરાતના ગૌરવને વિસ્તારનાર, પ્રૌઢપ્રતિભાસપન્ન, લક્ષ્મી અને સરસ્વતીના લાડીલા ધર્મપુત્ર, તેજપાલના જ્યેષ્ઠ બધુ, પોતાના પ્રચડ બાહુબલથી વૈરીઓના વિક્રમને પરાસ્ત કરનાર યુદ્ધવીર, દિલ્હીના સુલતાન મોજદીન પાદશાહને વિચક્ષણતાથી ગૂર્જરભૂમિ સાથે સધિ કરાવનાર, મહારાણા વીરધવલ દ્વારા શત્રુંજયની પૂજા માટે અંકેવાલિય ગામ શાસનમા અપાવનાર, શત્રુંજય–ગિરનાર–આબુ વગેરે અનેક તીર્થસ્થાનોમા–દેવમદિરોમા–સઘયાત્રા મહોત્સવોમા તથા સેકડો અન્ય ધર્મસ્થાનકોમા કરોડો અને અબ્જોની સખ્યામા લક્ષ્મીનો સદ્-વ્યય કરનાર ધર્મવીર, ચતુરતાપૂર્વક નિર્દોષ ધર્માચરણો આચરી કલિયુગમા પણ કૃતયુગને ઉતારનાર સર્વ દર્શનોને સન્માન અને સમભાવથી જોનાર, કવિઓના આશ્રયદાતા, સુવર્ણધારાધર વરસાવી સમસ્ત યાચકોને સતુષ્ટ કરનાર દાનવીર, નરનારાયણાનદ મહાકાવ્ય આદીશ્વર મનોરથમય સ્તોત્ર સૂક્તિઓ વગેરે રચનાર, વિચારચતુર,

વિવેકવાચસ્પતિ વિખ્યાત મંત્રીશ્વર વસ્તુપાલનું[૪૦૭] શત્રુંજયની તેરમી યાત્રા માટે પ્રયાણ કરતાં માર્ગમાં વિ. સં. ૧૨૯૬માં માઘમાસની પંચમી તિથિએ રવિવારના પ્રથમ પહોરમાં ધર્મગજ-પુત્રી મહગતિ સાથે પાણિગ્રહણ થયું-સ્વર્ગમન થયું. (વ૦ વિ૦) મંત્રી તેજપાલ સં. ૧૩૦૪માં સ્વર્ગસ્થ થયો. ૪૦૮

૫૭૩ વસ્તુપાલના મુખથી મૃત્યુ પહેલાં જે પદ્યો નીકળેલાં રાજશેખર જણાવે છે તેથી તેની અંતર્ગત ભાવનાનું સ્વરૂપ સમજાય છે.

शास्त्राभ्यासो जिनपदनति संगतिः सर्वदार्यैः
सद्वृत्तानां गुणगणकथा दोषवादे च मौनम् ।
सर्वस्यापि प्रियहितवचो भावना चात्मतत्त्वे
सम्पद्यन्तां मम भवभवे यावदाप्तोऽपवर्गः ॥

૫૭૪. 'ઇ. સ. ૧૩મો સૈકો સોમેશ્વરદેવ, નાનાક પંડિત, સુભટ, અરિસિંહ, અમરચંદ્રસૂરિ વગેરે સમકાલીન કવિઓના તેજથી ઉજ્જવળ દીપે છે. આ યુગ સાહિત્યના વિલાસનો હતો. કુમારપાળ, ભીમદેવ, લવણપ્રસાદ, વીરધવલ, વીશળદેવ, વસ્તુપાળ, તેજપાળ વગેરે સાહિત્યના શોખીન ઉત્તેજકો હતા. ભોજ અને વિક્રમરાજાની સભામાં જેમ કવિમંડળો મળતાં, તેમ આ સમયમાં ગૂજરાતના રાજાઓની સભાઓ પણ વિવિધ દેશના કવિઓની ચાતુરી બતાવવાનું સ્થાન હતું. અનેક નાના મોટા કવિઓ ત્યાં એકઠા થતા, પરસ્પર સ્પર્ધા

---

૪૦૭ પંડિત લાલચંદનો લેખ 'સિદ્ધરાજ અને જૈનો.'

૪૦૮ સ્વ. ત૦ મ૦ ત્રિપાઠીને એક જીર્ણ પ્રતના પાનામાં પણ લખેલું મળ્યું હતું કે

'सं. १२९६ महं० वस्तुपालो दिवं गतः ।
सं. १३०४ महं० तेजपालो दिवं गतः ॥'

જ્યારે ચ૦ પ્ર૦ માં વસ્તુપાલનું અને તેજપાલનું મૃત્યુ સં. ૧૨૯૮ અને ૧૩૦૮ માં અનુક્રમે થયેલું જણાવેલું છે, તે ઠીક નથી.

કરતા, અને જ્યા કવિતા અઢળક દ્રવ્ય પ્રાપ્ત કરવાનું સાધન હતું ત્યા 'કાવ્યચૌરનો અભાવ ન હોય તે સ્વાભાવિક છે.'૪૦૯

૫૭૫ 'પાટણના ગૂર્જર રાજ્યની સ્થાપના જૈનોથી થયેલી છે, અને વનરાજના સમયથી પાટણ જૈનોના મધ્યબિન્દુ તરીકે પ્રસિદ્ધ થયેલ છે જૈન ધર્મ તથા તેના આચાર્યોને મળતા રાજ્યાશ્રયથી ૧૦ થી ૧૩ મા શતક સુધીમા જૈન આચાર્યોએ ગૂજરાતના પાટનગરમા તથા અન્ય સ્થળોએ રહીને ઘણા અગત્યના ગ્રન્થો રચીને ગૂજરાતનુ સાહિત્ય ઉત્પન્ન કરેલુ છે જૈન આચાર્યોએ રચેલુ સાહિત્ય બાદ કરીએ તો ગૂજરાતનુ સાહિત્ય અત્યંત ક્ષુદ્ર દેખાશે સાહિત્યની પ્રવૃત્તિ પુસ્તકોના સગ્રહ વગર અશક્ય છે અને તેથી જૈનોએ પોતાના ધાર્મિક સાહિત્ય ઉપરાન્ત બૌદ્ધ તથા બ્રાહ્મણ ગ્રથો પાટણ, ખભાત વગેરેના સ્થળોના ભડારોમા સગ્રહેલા હતા, અને આ ભડારોના લીધેજ બૌદ્ધો તથા બ્રાહ્મણોના પ્રાચીન ગ્રથો જે કોઇ પણ ઠેકાણેથી મળે નહીં તેવા અહિંયા ઉપલબ્ધ થયેલા છે'૪૧૦

---

૪૦૯ પ્રો૦ આનન્દશકરનો લેખ 'ગુજરાતનુ સસ્કૃત સાહિત્ય એ વિષયનુ રોચક રેખાદર્શન.' (ત્રીજી ગૂ સા પરિષદ્‌નો અહેવાલ)

૪૧૦ સ્વ ચીમનલાલ દલાલનો લેખ 'પાટણના ભડારો અને ખાસ કરીને તેમા રહેલું અપભ્રશ તથા પ્રાચીન ગુજરાતી સાહિત્ય' (પાંચમી ગુ સા પરિષદ્‌નો અહેવાલ) તેમજ તેમનો લેખ નામે 'પાટણના ભડારો'-લાઇબ્રેરી મિસેલેની-જુલાઈથી અક્ટોબર સને ૧૯૧૫

# પ્રકરણ ૫ મું.

## વાઘેલા વંશનો સમય.

[ સં. ૧૩૦૦ થી ૧૩૫૬. ]

जीए पसायाउ नरा सुकईसरसत्थवल्लहा हुंति ।
सा सरसई य पउमावई य मे दिन्तु सुयरिद्धिम् ॥

—જેના પ્રસાદથી મનુષ્યો સુકવિ અને સરસાર્થના વલ્લભ થાય છે તે સરસ્વતી અને પદ્માવતી મને શ્રુતની ઋદ્ધિ આપો

—જિનપ્રભસૂરિકૃત વિધિપ્રપા

૫૭૬ વસ્તુપાલ-તેજપાલે ગૂજરાત નવેસર રચ્યુ. સર્વ જાતિની પ્રજાના હિતના કાર્યો કરી તેઓમા એકતા સાધી. જૈન શાસનને ઉજ્વલ અને દૃઢ બનાવ્યુ. વિશલદેવે સં. ૧૩૦૦મા સોલંકી ત્રિભુવનપાલ પાસેથી ગૂજરાતનુ રાજ્ય લઇ સં ૧૩૧૮ સુધી રાજ્ય કર્યુ

આ સમયમા કૃષ્ણર્ષિના સંતાનીય જયસિંહસૂરિ થયા તેમણે સં. ૧૩૦૧મા મંત્રવાસિતજલથી મરૂભૂમિમા સંઘને જીવાડયો હતો.[૪૧૧]

૫૭૭ આ સમયમા તપાગચ્છના દેવેન્દ્રસૂરિ અને તેમના ગુરૂભ્રાતા વિજયચંદ્ર સૂરિ વચ્ચે મતભેદ થયો હતો, ખભાતમા વિજયચંદ્રે એકી સાથે ઘણા ચોમાસા વૃદ્ધશાલામા-મોટા ઉપાશ્રયમા ગાળ્યા, અને તેથી ત્યારપછી તેમના અનુયાયીઓનો પક્ષ 'વૃદ્ધશાલિક' કહેવાયો ને દેવેંદ્રસૂરિનો પક્ષ તેઓને વિહાર કરી આવતા લઘુશાલામા રહેવુ પડતુ

૪૧૧ तस्माद् विस्मयनीयचारुचरिते श्रीसूरिचक्रे क्रमा-
ज्जाते श्री जयसिंहसूरिरुदभून्निर्ग्रन्थचूडामणि ।
संवद् विक्रमतस्त्रयोदशशतेष्वेकोत्तरेष्व(१३०१) र्करुक्
क्लान्त संघमजीजिवज्जलभरैर्यो मन्त्रकृष्टै र्मरौ ॥

—જયસિંહસૂરિ ( ઉક્ત જયસિંહસૂરિના સંતાનીય)કૃત કુમારપાલ ચરિત્ર પ્રશસ્તિ સં. ૧૪૨૨



કચ્છ-ભદ્રેશ્વરનું પ્રસિદ્ધ મંદિર-(જગડુશાનુ પૃ ૪૦૧)
[ જૈન સસ્તી વાચનમાળાના સૌજન્યથી ]

કડક આચારમા થોડો
તેથી 'લઘુશાલિક' કહેવાયો. વિજયચંદ્ર સૂરિએ ઘણો શિથિલ માર્ગ દાખલ કર્યો કે 'ગીતાર્થો (મુનિઓ) વસ્ત્રની પોટલીઓ રાખી શકે, હમેશા ઘી દૂધ વગેરે ખાઇ શકે, કપડા ધોઇ શકે, ફળ અને શાક લઇ શકે, સાધ્વીઓએ આણેલુ ભોજન જમી શકે, અને શ્રાવકોને પ્રસન્ન રાખવા તેઓની સાથે બેસી પ્રતિક્રમણ પણ કરી શકે' (ધર્મસાગરકૃત પટ્ટાવલી)

૫૭૮ **વીસલદેવ**ના વારામા સં ૧૩૧૨ થી ૧૩૧૫મા જબરો દૂકાળ પડ્યો, તે વખતે કચ્છના **ભદ્રેશ્વર**ના શ્રીમાળી જૈન જગડૂશાહે સિંધ, કાશી, ગૂજરાત વગેરે દેશમા પુષ્કળ અનાજ આપી દાનશાળાઓ ખોલી અને ત્રણ વર્ષના દુષ્કાળનુ સંકટ નિવાર્યું તેણે **આર્દ્રપુર** (એડન) સુધી વેપાર ખેડ્યો હતો. આમ વ્યાપારનિપુણ, અતિ ધનાઢ્ય હોવા ઉપરાંત સાહસી વીર, ધર્મનિષ્ઠ અને દીન દુખીઆને ઘણી સહાય આપનાર તે હતો. **શત્રુંજય** અને **ગિરિનાર**ના સંઘ કાઢી જૈનમંદિરો બંધાવી, જીર્ણ મંદિરોનો ઉદ્ધાર કરી જૈનધર્મની સેવા કરી જૈન હોવા છતા બીજા ધર્મો પર તેને જરાપણ દ્વેષ ન હતો, તેથી તેણે શિવ અને વિષ્ણુના મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને મુસલમાનોને માટે મસજીદ બંધાવી હતી. તેના વિચાર સુધારક હતા. તેણે પોતાની વિધવા પુત્રીનુ પુનર્લગ્ન કરવાનો વિચાર કરી તેને માટે પોતાની જ્ઞાતિની આજ્ઞા પણ તે પ્રાપ્ત કરી ચૂક્યો હતો. પરન્તુ પોતાના કુટુમ્બની બે વૃદ્ધ સ્ત્રીઓના વિરોધથી તે તેમ કરતા અટક્યો હતો.૪૧૨

૪૧૨ જુઓ ધનપ્રભસૂરિ શિ૦ સર્વાનન્દસૂરિકૃત જગડૂચરિત મૂળ તેમજ ગૂ૦ ભાષાતર ટીકાસહિત રા. મગનલાલ દલપતરામ ખખ્ખરે પ્રકટ કર્યું છે (બુદ્ધ ૨ ન ૨૮૪) નાગરી પ્રચારિણી પત્રિકામા લેખ તથા વસંતમા આવેલ રા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનો લેખ 'સર્વાનન્દ-સૂરિનું શ્રી જગડચરિત એક કાવ્ય-ચરિત પુસ્તક છે આ કાવ્યગ્રંથ છે એટલે તેમા અલંકાર અને અતિશયોક્તિ હોય તે સાહજિક છે, પરન્તુ એ અતિશયોક્તિ અને અલંકાર છતા પણ તેનાથી ઇતિહાસને

૫૭૯. ઉદયન મંત્રીના પુત્ર **ચાહડ**ના પુત્ર **પદ્મસિંહ**ના પુત્ર **સલક્ષ** (સલખણ) ને **વીસલદેવે** પ્રથમ **સૌરાષ્ટ્ર** (કાઠિયાવાડનો મોટો ભાગ)નો અધિકારી કર્યો હતો, અને પછી **લાટ** (ભરૂચ આદિ) દેશનો અધિકારી બનાવ્યો હતો કે જ્યાં નર્મદા તીરે તેનો દેહાન્ત થયો હતો. (સં. ૧૩૨૦ પૂર્વે) તેના શ્રેય સારૂ તેના ભાઈ સામંત (સિંહ) મંત્રીએ 'સલક્ષનારાયણ' નામે હરિ (વિષ્ણુ)ની પ્રતિમા સ્થાપી. ઉક્ત સામંતસિંહ સચિવ (મંત્રી)ને **વીસલદેવે** સુરાષ્ટ્રનો અધિકાર સોપ્યો હતો, તેમજ અર્જુન (દેવ) રાજાએ પણ સોપ્યો. તેણે સમુદ્રતીરે દ્વારકાપતિના માર્ગમાં જર્જર (જીર્ણ) થયેલા રૈવતીકુંડને પોતાની માતાના શ્રેય સારૂ નવા પત્થરના પગથીઆથી (બંધાવી) વાવ સમાન કર્યો ને ત્યાં ગણેશ, ક્ષેત્રપાલ, સૂર્ય અને ચંડિકાદિ માતાઓ સહિત મહાદેવ અને જલશાયી (વિષ્ણુ) કરાવ્યા ને રૈવતી તથા

---

યોગ્ય ઘણાં બિન્દુઓ મળી આવે છે જગડુશાહના વૃત્તાતની સાથે સબંધ રાખતા બીજા બનાવોને નોધતા સર્વાનન્દસૂરિએ આ કાવ્ય-પુસ્તકમા પણ ઐતિહાસિક બિંદુ લક્ષમાં લીધેલા હોય એમ લાગે છે લોકની રીતભાત, દેશની સ્થિતિ અને નાયકના વૃત્તાતનુ વર્ણન તે કાળનુ વાચકને યથાર્થ દર્શન કરાવે છે. કંથકોટ, ભદ્રેશ્વર વગેરે નગરોના વર્ણનો તે તે સ્થાનની વિભૂતિથી તે કાળે, તે કવા સમૃદ્ધિવાન્ હતા તે સ્પષ્ટ દેખડે છે × × ગૂજરાત, સિંધ, થરપારકર, કચ્છ, કાઠિઆવાડ વગેરેમા રાજ્ય કરતા રાજાઓના સંબધમાં પણ કેટલાલ પ્રસગ જાણવા જેવા આવે છે. પારકર-થરપારકરના રાજા પીઠદેવના સબધમા જગડુશાહે ગૂજરાતના રાજાની મદદ મેળવી હતી મોટા રાજાઓની સાથે પણ તે કાળના વ્યાપારીઓ કેવા મમતથી કામ લેતા હતા તે તથા દરબારમા જગડુશાહ જેવા માતબર વ્યાપારીઓનુ કેવું માન હતુ વગેરે બીના જગડુશાહ ગૂજરાતના રાજદરબારમા ગયો તે વેળાએ તેને મળેલા માનપરથી જણાઇ આવે છે તે કાળે ગૂજરાત અને કચ્છ કાઠીઆવાડના વેપારીઓ સમુદ્રમાર્ગ વેપાર ચલાવતા હતા અને ખંભાતમા તુર્ક લોકોનુ રાજ્ય હતુ વગેરે બીના જેતસી નામના જગડુશાહના એક વહાણવટે ગયેલા ગુમાસ્તાના વૃત્તાત પરથી સ્પષ્ટ થાય છે.'-ગુજરાતી. ૧૪-૬-૧૮૯૬ પૃ. ૬૪૫.

૫૮૦. સં ૧૩૨૦ આસપાસ ઇતિહાસ પ્રસિદ્ધ **માંડવગઢના પેથડકુમારે** ભિન્ન ભિન્ન ૮૦ સ્થળોમા જિનમંદિરો બંધાવ્યા

આ **પેથડકુમારનો** ઇતિહાસ જાણવા જેવો છે —**અવન્તિ** દેશના એક ભાગ **નમ્યાટ** નામના દેશમા **નાન્દુરી** નામની પુરીમા ઊકેશ વંશનો **દેદ** નામના દરિદ્ર વાણીઆને એકદા યોગીએ સુવર્ણરસસિદ્ધિ કરી તેને તે આપતા તે શ્રીમંત થયો રાજાને કોઈએ તેને નિધિ પ્રાપ્ત થયો છે એવી ચાડી કરતા રાજાએ તેને કેદમા નાખ્યો. ત્યાથી સ્તંભન પાર્શ્વનાથની પ્રાર્થનાથી છૂટી તેને છોડી વિદ્યાપુર (વીજાપુર) જઈ ત્યા વાસ કર્યો, ત્યાથી ખંભાત જઈ તે પાર્શ્વનાથની પૂજા કરી સુવર્ણદાન કરતા લોકોમા 'કનકગિરિ'નું બિરૂદ મેળવ્યુ પછી ત્યાથી કાર્યવશાત્ દેવગિરિ જઇ ત્યા મહા વિશાલ ધર્મશાલા-પૌષધશાલા બંધાવી. ત્યારપછી **પેથડ** (**પૃથ્વીધર**) નામનો પુત્ર થયો તે પેથડને ઝાંઝણ નામનો પુત્ર થયો, ને દેદ સ્વર્ગસ્થ થયો. **પેથડના** સમયમા તપાગચ્છના **ધર્મઘોષસૂરિ** હતા ગૂર્જરાધીશ તેમનો મિત્ર હતો, અને **તેમણે દેવપત્તનમા** કપર્દિયક્ષને પ્રતિબોધી જિનબિંબનો અધિષ્ઠાયક કર્યો હતો, ઉજ્જયંતમા મોહનવેલીથી ભ્રમિત થયેલ શિષ્યને સરખો કર્યો, -ઉજ્જયિનીમા કોઇ યોગીને મંત્રથી વશ કર્યો અને સર્વ વિકૃતિનો ત્યાગ કરી જૈન ધર્મની ઉન્નતિ કરી હતી તે વિદ્યાપુરમા ચાતુર્માસ કરવા આવ્યા તેના ઉપદેશથી પેથડે પરિગ્રહપ્રમાણ વ્રત લીધુ. માલવદેશમા ભાગ્યોદય છે એમ ગુરૂપાસેથી જાણી લઇ તે મંડપદુર્ગમા ગયો. ત્યા પરમાર **જયસિંહના** રાજ્યમા લવણ વેચનારની દુકાન માડી, ત્યા એક આભીરી ઘી વેચવા આવી ને તેના ઘડાની નીચેથી ચિત્રકવેલી સાપડી, રાજાની કૃપા થઇ. જબરો વેપારી થયો ઝાંઝણની સાથે દિલ્લીના શ્રેષ્ઠી ભીમે પોતાની સૌભાગ્યદેવી નામની પુત્રી પરણાવી ત્યાના રાજાનો માડલીક **શાકંભરીનો** રાજા ચાહમાન ગોગાદે હતો તેની શિખવણીથી પેથડને બોલાવી તેની પાસેથી ચિત્રવેલી માગી ને તેણે રાજાને આપી, પણ તે તેની પાસેથી ચાલી ગઈ. રાજાએ

પેથડને બહુ માન આપી છત્રચામર આદિ રાજ્યાધિકાર ચિન્હો આપ્યા પછી અર્બુદ (આબુ) ની યાત્રા કરવા પેથડ ચાલ્યો જીરાપલ્લી પાર્શ્વનાથના દર્શન કર્યા ને પછી આબુની યાત્રા કરી

૫૮૧ ધર્મઘોષસૂરિ મંડપદુર્ગમા આવ્યા ચૈત્યનિર્માણના ફલ બતાવતા પેથડે જુદા જુદા સ્થળે એમ ૮૪ પ્રાસાદ કરાવ્યા મંડપદુર્ગમા ૭૨ જિનાલયવાળો આદ્ય તીર્થંકરનો શત્રુંજયાવતાર નામનો પ્રાસાદ સુવર્ણદંડ કલશવાળો ૧૮ લક્ષ દ્રમ્મ ખર્ચી કરાવ્યો શત્રુંજયમા શાન્તિનાથ ચૈત્ય, બંધાવ્યુ. બીજા સ્થળોના નામ નીચે પ્રમાણે છેઃ—

भारतीपत्तने तारापुरे दर्भावतीपुरे । सोमेशपत्तने वाकिमान्वानूपुरधारयो ॥
नागहृदे नागपुरे नासिक्यवटपद्रयो । मोगारके रत्नपुरे कोरटे करहेटके ॥
चन्द्रावती चित्रकूट चारूपैन्द्रीषु चिक्खले । विहारवामनस्थल्या ज्यापुरोज्जयिनिपुरो. ॥
जालन्धरे सेतुबन्धे देवे च पशुसागरे । प्रतिष्ठाने वर्धमानपुर पर्णविहारयो. ॥
हस्तिनापुर देपालपुर गोगपुरेषु च । जयसिंहपुरे निम्बस्थूराद्रौ तदधोभुवि ॥
सलक्षणपुरे जीर्णदुर्गे च धवलक्कके । मकुड्या विक्रमपुरे दुर्गे मंगलत पुरे ॥
इत्याद्यनेक स्थानेषु रैदण्डकलशान्विता । चतुरकाधिकाशीति प्रासादास्तेन कारिता ॥

દેવગિરિમા શ્રી રામ નામનો રાજા હતો તેને હેમાદ્રિ (દ્રિ) નામનો સચિવ હતો દ્રિજેનું ત્યા સામ્રાજ્ય પ્રવર્ત્તતુ હતુ ત્યા પણ તે પ્રધાનના નામેથી સદાવ્રત કાઢી તેને પ્રસન્ન કર્યો અને પછી પેથડે મોટુ જૈનચૈત્ય કરાવ્યુ. તે સં ૧૩૩૫ મા પૂર્ણ થયુ ત્યા વીરબિંબ પ્રતિષ્ઠિત થયુ તેનુ નામ 'અમરસ્યપ્રાસાદ' પાડવામા આવ્યું. ઓંકારનગરમા સત્રાગાર (સદાવ્રતસ્થાન) બંધાવ્યુ

ધર્માભિમુખ થઇ શેત્રુજય અને રૈવતક પર્વતની યાત્રા કરી. રૈવતકમા (ગિરિનારમા) યોગિનીપુર (દિલ્હી) વાસી અગ્રવાલ પૂર્ણ નામનો દિગંબર શ્રીમંત મહધ્વજને આવેલ હતો. તે અલાવદીન

શાખાનો માન્ય હતો. બંને સંઘ વચ્ચે તકરાર થઈ, આખરે પેથડે ઈંદ્રમાલા પહેરી

પેથડે ઘણું દ્રવ્ય ખર્ચી મોટા સાત ભારતી-સરસ્વતી ભંડાગે ભરૂચ (દેવગિરિ, માંડવગઢ, આબૂ) આદિ શહેરોમાં ભરાવ્યા અને પુસ્તકોની સાચવણ માટે પુઠા બંધન વગેરે સર્વ સામગ્રી કરાવી

धनेनानिधनेनाढयो भृगुकच्छादिपूर्पु च ।
प्रौढानि सप्तभारत्या भाण्डागाराण्यत्रीभरत् ॥ ६३ ॥
पट्टसूत्रगुणक्षौमवेष्टन स्वर्णचातिका ।
निर्माप्य पुस्तकेपु स्व कृतार्थ्यकृत वीसख ॥ ६४ ॥

( ઉપદેશતરંગિણીમાં કહેલ છે કે ધર્મઘોષસૂરિના ઉપદેશથી પેથડે અગ્યારે અંગો સાંભળવા માંડયા—પાંચમા ભગવતી અંગમાં જ્યાં જ્યાં 'ગોયમાએ' (ગૌતમ) શબ્દ આવતો ગયો ત્યાં ત્યાં એક એક સોના-મહોર મૂકી અને એ રીતે થયેલ ૩૬ હજાર સોનામહોરોથી તે આગમની પૂજા કરી અને તે દ્રવ્યથી તેણે સર્વ શાસ્ત્રો લખાવીને ભૃગુકચ્છાદિક દરેક શહેરોના ભંડારમાં રાખ્યા )

૫૮૨ પેથડનો પુત્ર ઝાંઝણ પણ તેવો દાની અને ધર્મરાગી થયો. તેણે મંડપદુર્ગમાંથી સંઘ લઈ તીર્થયાત્રા સં. ૧૩૪૦ ની માઘ શુદ પંચમીને દિને શરૂ કરી. ધર્મઘોષ ગુરૂને સાથે રાખ્યા બાલપુરમાં જઈ ૨૪ જિનબિંબો સ્થાપી ચિત્રકૂટ જઇ ત્યાં ચૈત્ય પરિપાટી કરી કરહેટકમાં આવી ત્યાંના પાર્શ્વનાથ માટે ગુરૂની આજ્ઞાથી મોટું મંદિર ૭ ભૂમિવાળું મંડપોથી યુક્ત બંધાવ્યું ત્યાંથી આઘાટપુર, નાગહૃદ, જીરાપલ્લિ, અર્બુદગિરિ, ચંદ્રાવતી પછી આરાસણ જતાં મુંજાલ ભિલ્લને વશ કરી આરાસણ જઈ ત્યાંથી તારણગિરિ, પ્રલ્હાદનપુર, અણહિલપુર, પછી શેત્રુંજય તીર્થની યાત્રા કરી ત્યાં સ્થિરાપદ્ર (થરાદ) ના શ્રીમાલ જ્ઞાતિના આભૂ નામનો ધનિક મોટો સંઘ લઈ આવેલ હતો તેનું બિરૂદ 'પશ્ચિમ માંડલિક' હતું અને તેના સંઘને 'લઘુ-કાશ્મીર' એ નામ લોકોએ આપ્યું હતું. ઝાંઝણે પછી રૈવતક તીર્થની

## ૧૦ દેવેન્દ્રસૂરિ અને તેમના ગ્રંથો.

યાત્રા કરી. વામનસ્થલી, પ્રભાસ, થઇને કર્ણાવતી આવ્યા ત્યા સારંગદેવ
રાજાના એક માગધને તેના કાવ્યથી પ્રસન્ન થઈ દાન આપ્યુ, ત્યા
૯૬ રાજબંદીને છોડાવ્યા. સારંગદેવ સાથે રાજભોજન કર્યું પછી
મંડપદુર્ગ આવ્યા (જુઓ રત્નમંડન ગણિકૃત સુકૃતસાગર કાવ્ય તથા
ઉપદેશતરંગિણી)

૫૮૩ તપાગચ્છ સ્થાપક જગચ્ચન્દ્રસૂરિના પટ્ટધર દેવેન્દ્ર નામના
સૂરિ થયા, તેમનુ વ્યાખ્યાનકૌશલ વિશેષ પ્રશસ્ત હતુ. એમના
વ્યાખ્યાનમા ખભાતમા (કુમાર પ્રાસાદમા) અઢારસો મનુષ્યો તો
સામાયિક કરીનેજ બેસતા, શ્રી વસ્તુપાલ મંત્રી પણ એમના શ્રોતા-
ઓમાના એક હતા તેમણે પાચ નવ્ય કર્મગ્રંથ (જૂના કર્મગ્રંથ
હતા તેને તેનાજ નામ રાખી નવા સ્વરૂપમા ઉદ્ધાર્યા માટે 'નવ્ય')
નામે કર્મવિપાક, કર્મસ્તવ, બંધસ્વામિત્વ, ષડશીતિ, અને શતક
રચ્યા ૪૧૪ ને તે પર સ્વોપજ્ઞ ટીકા બનાવી તે ટીકાઓમા હરિભદ્ર
કૃત નદી સૂત્ર ટીકા, મલયગિરિકૃત સપ્તતિકા ટીકા, શતકચૂર્ણિ, ધર્મ
રત્નટીકાના ઉલ્લેખ છે. આ ટીકા દેવેન્દ્રસૂરિના મિત્રો ધર્મકીર્ત્તિ
(ધર્મઘોષસૂરિ) અને વિદ્યાનંદ સૂરિએ સંશોધેલ છે. આ ઉપરાત
સિદ્ધપંચાશિકા, ત્રણ ભાષ્યો નામે દેવવંદન, ગુરૂવંદન અને પ્રત્યા-
ખ્યાન ભાષ્ય (વે નં. ૧૬૦૧ પ્ર જૈ ધ. સભા અને ભી મા.),
(પ્રા૦) સુદર્શનાચરિત્ર કે જેમા સહકર્તા તેમના ગુરૂભ્રાતા વિજય-
ચન્દ્રસૂરિ હતા [પી ૩, ૨૮૯, પી ૪, ૮૧, કા વડો. નં ૧૩૬],

૪૧૪. મૂળ ને ગૂ૦ ભાષાતર પ્રકરણ રત્નાકર ભાગ ૪ થામા ભી.
માણેકે પ્રકટ કર્યા છે મૂળ અને ટીકા જૈ ધ સભાએ સ ૧૯૬૬ મા પ્રસિદ્ધ
કરેલ છે વે ન ૧૫૭૬ થી ૧૫૮૪ આ પાચ કર્મગ્રંથમા છઠ્ઠો કર્મગ્રંથ
ચન્દ્રર્ષિ મહત્તરનો સપ્તતિકા ઉમેરવાથી કુલ છ કર્મગ્રંથ થાય છે આનું
શ્વેતામ્બર સમાજમા બહુમાન છે, અને દરેક જૈન અભ્યાસી તેનુ પઠનપાઠન
કરે છે. જૂના કર્મગ્રંથ (શતક) ના કર્ત્તા શિવશર્મ સ્વામી છે છઠ્ઠા કર્મગ્રં-
થમા મૂળ ગાથા ૭૦ છે તેથી તે 'સપ્તતિકા' કહેવાય છે, તેમા ૧૯ ગાથા
દેવેન્દ્રસૂરિએ ઉમેરી કુલ ગાથા ૮૯ કરી છે

શ્રાવકદિનકૃત્ય સવૃત્તિ (જે પ્ર ૩૬, પી ૨, ૪૧, કા વડો) કે જેની વૃત્તિ તેમના ગુરૂભ્રાતા વિજયચન્દ્રસૂરિએ સુધારી, ધર્મરત્નટીકા, દાનાદિકુલક તેમજ અનેક સ્તવન પ્રકરણાદિ રચ્યા. તેઓ સં ૧૩૨૭ મા સ્વર્ગસ્થ થયા (જુઓ મુનિસુંદરકૃત ગુર્વાવલિ શ્લો. ૧૦૮ થી ૧૨૦-૧૬૮ ય ગ્ર.)

૫૮૪ સં. ૧૩૦૧ મા વીજાપુરમા ઉપાસકાદિ વિપાકાન્ત પાચ સૂત્રો અભયદેવસૂરિની ટીકા સહિત ૬ અગ્ગીહે તાડપત્રપર લખ્યા અને તે ઉક્ત દેવેન્દ્રસૂરિ, વિજયચન્દ્રસૂરિ, ઉ૦ દેવભદ્રગણિના વ્યાખ્યાનથી પ્રલ્હાદનપુરમા નાગપુરીય શ્રાવક આદિએ ચતુર્વિધ સઘ પઠનાર્થે વાચનાર્થે આત્મશ્રેયાર્થે લખાવ્યા. (પી ૩, ૭૩), અને તેજ વર્ષમા અનુયોગદ્વારસૂત્ર તાડપત્રપર લખાવ્યુ (પી ૩, ૩૭) સ. ૧૩૦૩ મા અણહિલપાટકે વીસલદેવ રાજ્યે મહામાત્ય શ્રી તેજઃપાલના સમયમા શીલાક આચારાગવૃત્તિ તાડપત્રપર લખાઈ તે ખભાત શા. ભ. મા છે (પી. ૧, ૪૦)

૫૮૫. આ સિવાય બીજી અનેક પ્રતિઓ તાડપત્ર લખાઈ તેમાની ઉપલબ્ધ થયેલી અને નિર્દિષ્ટ સવતવાળી નીચે પ્રમાણે છે-

સ ૧૩૦૬ મા (જાલોરના) રાજા ઉદયસિંહરાજ્યે રામચંદ્રસૂરિકૃત નીર્ભય ભીમવ્યાયોગની (પી. ૧, ૮૧), સ. ૧૩૦૯ મા મેવાડના આઘાટ (આહાડ) મા જયતસિંહરાજ્યે પાક્ષિકવૃત્તિની (પી ૩, ૧૩૦), ધવલક્ક (ધોલકા) મા શ્રે૦ સહજલના હાથથી શાંતિસૂરિ વિરચિત ધર્મરત્ન લઘુવૃત્તિની (જે. ૫૨), અને વ્યવહારસૂત્રપર મલયગિરિકૃત ટીકાની (પી ૧, ૧૩), સ. ૧૩૧૩ મા વીસલદેવરાજ્યે તન્નિયુક્ત નાગડના મહામાત્યપણામા મહેશ્વરસૂરિકૃત જ્ઞાનપચમી કહાની (પા સૂચિ ન ૪૦ સઘવી ભડાર), સ ૧૩૧૭મા મેવાડના આહાડમા તેજસિંહ રાજ્યે સમુદ્ધરના મહામાત્યપણામા વિજયસિંહસૂરિકૃત શ્રાવકપ્રતિક્રમણસૂત્ર ચૂર્ણિની (પી. ૫, ૨૩), સ. ૧૩૧૮ મા હેમાચાર્યકૃત ત્રિ૦ શ પુ. ચરિત્રના સાતમા પર્વની (પી.

આ સમયમાં લખાયેલ તાડપત્રની પ્રતો.

૧, ૨૪), ન્યાયાવતારવૃત્તિ ટિપ્પનની ( પી ૧, ૮૧), હરિભદ્રકૃત
ન્યાયપ્રવેશ ટીકા પર પાર્શ્વદેવગણિની પંજિકાની ( પી ૧, ૮૨ ),
સં ૧૩૨૪ ના ઉજ્જયિનીમા હેમાચાર્યકૃત ત્રિ શ. પુ ચરિત્રની
(પી ૧, ૩૫), સં ૧૩૨૭ મા વીજાપુરમા શીલાંકસૂરિકૃત સૂય-
ગડાંગવૃત્તિ નિર્યુક્તિ સહિતની (પી ૧, ૩૮), સ ૧૩૩૨ મા ઉત્ત-
રાધ્યયન સૂત્રની (ડી ૨, ૨), સં. ૧૩૩૪ મા દેવપત્તનમા સાત
ગ્રંથો નામે ધર્મદાસ કૃત ઉપદેશમાલા, મલધારી હેમસૂરિકૃત ઉપદેશ-
માલા-ભવભાવના સંગ્રહણી, હેમાચાર્યકૃત યોગશાસ્ત્ર, નરચંદ્રકૃત
ચતુર્વિંશતિસ્તોત્ર અને મલધારી ચંદ્રસૂરિકૃત સંગ્રહણીરત્નની (પી. ૫,
૯૬), સ ૧૩૩૬ મા સારંગદેવરાજ્યે પર્યુષણ કલ્પની (પી ૫,
૫૩), સ ૧૩૩૮ મા મુનિદેવસૂરિકૃત શાંતિનાથ ચરિત્રની (પી. ૧,
૬), સ ૧૩૪૦ મા પદ્મચંદ્રે લખેલી ધંધુકપુત્ર મહાદેવકૃત દુર્ગસિંહની
કાતંત્ર ટીકા પરની શબ્દસિદ્ધિ વૃત્તિની (ભા. ઈ ), સ ૧૩૪૨મા
ઉત્તરાધ્યયન સૂત્ર પરની સુખબોધા વૃત્તિની, સ ૧૩૪૩મા સારંગ
દેવરાજ્યે તન્નિયુક્ત મહામાત્ય શ્રી મધુસૂદને સતિ તેણે નીમેલા મહ.
સોમની પ્રતિપત્તિમા વીજાપુરમા ઉત્તરાધ્યયનસૂત્ર, તે પરની નિર્યુક્તિ,
તથા તે પર શાંત્યાચાર્યની ટીકાની ( પી ૫, ૫૦ ), અને સં.
૧૩૪૪ મા કલ્પસૂત્ર અને કાલિકાચાર્ય કથાની (પી ૫, ૧૧૦) પ્રતો
તાડપત્ર પર લખાઈ

૫૮૬ સં ૧૩૦૨ મા સર્વાનન્દે સંસ્કૃતમા ચંદ્રપ્રભચરિત રચ્યુ
સં ૧૩૦૪મા ( બૃ૦ ટિ. ) નવાંગી વૃત્તિકાર અભયદેવસૂરિ શિ
દેવભદ્રસૂરિ શિષ્ય પરમાનન્દસૂરિએ હિતોપદેશમાલાવૃત્તિ-હિતોપ-
દેશમાલા પ્રકરણ (જે. ૩૭, જે પ્ર ૪૧) રચ્યુ (કે જેની તાડપત્રની
સં ૧૩૧૦ની આ વિશ્વલદેવના રાજ્યમા નાગડના મહામાત્યપણામા
લખાયેલી પ્રત જે ભ. મા છે, (જે. ન. ૩૦૧) ૧૩૦૫મા યશોદેવે
મૂલ પ્રાકૃત ધર્મોપદેશ પ્રકરણ-અર્હત્કથાસંગ્રહવાળું રચ્યુ

૫૮૭ સં. ૧૩૦૬મા 'વાગ્દેવતા ભાંડાગાર' કરવા માટે મધુમ-

**ભારદ્વાજ**નુ **વાર્તિક**, **વાચસ્પતિ**ની તાત્પર્ય ટીકા, ઉદયનની તે તાત્પર્ય ટીકા પર-તત્પરિશુદ્ધિ-ન્યાયતાત્પર્યપરિશુદ્ધિ અને તેપર **શ્રીકંઠ**ની ન્યાયાલંકારવૃત્તિ અને તે કંઠવૃત્તિપર આ **અભયતિલકે** પંચપ્રસ્થ-ન્યાયતર્ક નામની વ્યાખ્યા રચી.

૫૯૦ સં ૧૩૧૨મા ખ. જિનેશ્વરસૂરિશિષ્ય **ચન્દ્રતિલક** ઉપાધ્યાયે ૯૦૩૬ શ્લોક પ્રમાણ **અભયકુમાર** ચરિત **વાગ્ભટ્ટમેરૂ** (**બાહડ**મેર)મા શરૂ કરીને દિવાળીને દિને **વીશલદેવ**ના રાજ્યમા **ખંભાત**મા રચી પૂર્ણ કર્યું તે ઉપરોક્ત **લક્ષ્મીતિલકે** તેમજ **અભયતિલકે** સંશોધિત કર્યું. (પ્ર હી હું, જે ૪) તેમા કર્ત્તા પોતાના વિદ્યાગુરૂઓના નામ જણાવે છે કે તપસ્વી **નેમિચંદ્ર** ગણીએ તેને સામાયિક શ્રુતાદિ ભણાવી પાળ્યો, સિદ્ધસેન મુનિએ 'પ્રમાણિ' શીખવ્યા, જિનચંદ્રસૂરિના મોટા શિષ્ય અને વાચનાચાર્ય ગુણભદ્રસૂરિએ 'પંચિકા' ભણાવી, (જિનપતિસૂરિના શિષ્ય) સુરપ્રભ કે જેણે સ્તંભતીર્થમા પોતાના જલ્પ-વાણીને દિગંબરવાદિ ચમદડને જીત્યો હતો અને જેણે **બ્રહ્મકલ્પ** કવિતામા રચ્યો હતો તેણે 'વિદ્યાનંદ' (નામનુ વ્યાકરણ) ભણાવ્યુ, ત્રૈવિદ્ય એવા **વિજયદેવસૂરિએ** પ્રમાણ સાહિત્ય શીખવ્યુ, **જિનપાલ** ઉપાધ્યાયે **નંદ્યાદિ** મૂલાગમની અગવાચના આપી. આ ગ્રંથલેખનની પ્રશસ્તિ જિનેશ્વરસૂરિના શિષ્ય કુમાર કવિએ રચી (પ્ર વીજાપુર વૃત્તાત). આ રીતે ખ. જિનેશ્વરસૂરિના શિષ્યો ઉપરોક્ત પૂર્ણકલશ, **લક્ષ્મીતિલક**, **અભયતિલક** અને **ચંદ્રતિલક** બધા સમર્થ વિદ્વાનો હતા, ને બીજા શિષ્યો નામે જિનપ્રબોધસૂરિ-જિનરત્નસૂરિ, દેવમૂર્તિ ઉ, વિવેકસમુદ્ર ગણિ, સર્વરાજગણિ આદિ અનેક વિદ્વાન ગ્રંથકારો હતા.

૫૯૧ આ સમય લગભગ **વિદ્યાનંદસૂરિ** કે જે મૂલ ઉજ્જયિનિના જિનચંદ્રના પુત્ર વીરધવળ હતા ને જેમણે લગ્ન ન કરતા તપા દેવેન્દ્રસૂરિ પાસે પોતાના બંધુ સહિત સં, ૧૩૦૨મા દીક્ષા લીધી તેમણે **'વિદ્યાનંદ'** નામનુ નવુ વ્યાકરણ બનાવ્યુ (ગુર્વાવલી શ્લો ૧૫૨-૧૭૨).

ચરિત્ર રચ્યુ.[૪૧૭] (જેસ. પ્ર. ૫૨, પી ૧, ૪, બુહ, ૩, ન, ૧૭૪) આ ચરિતના સશોધક પ્રસિદ્ધ પ્રદ્યુમ્નસૂરિ હતા. તે મુનિદેવસૂરિએ (કૃષ્ણર્ષિ શિષ્ય જયસિંહસૂરિકૃત) ધર્મોપદેશમાલાપર વૃત્તિ રચેલ છે, કે જે પણ ઉક્ત પ્રદ્યુમ્નસૂરિએ સશોધી છે (પુના રાજવિજયમુનિ ભં) સં. ૧૩૨૨ માજ યશોદેવસૂરિ શિષ્ય વિબુધચંદ્રસૂરિના શિષ્ય સિંહતિલકસૂરિએ લીલાવતી નામની વૃત્તિ સહિત મત્રરાજરહસ્ય નામનો મત્રનો ગ્રંથ રચ્યો, (જે. ૫૮, જે. પ્ર ૬૬) તે ઉપરાત વર્ધમાનવિદ્યા કલ્પ, ગણિતતિલકવૃત્તિ, તથા સ. ૧૩૨૬મા (રસયુગ ગુણીંદુ) પદ્મપ્રભસૂરિકૃત ભુવનદીપકપર વૃત્તિ (ચુનીજી ભં. કાશી) રચેલ છે. સં ૧૩૨૪મા કાસદ્રહ ગચ્છના (ઉદ્યોતનસૂરિ–સિંહસૂરિ શિ) નરચંદ્ર ઉપાધ્યાયે પ્રશ્નશતક ગ્રથ (કીં ૨, ન. ૩૮૮) રચ્યો, અને જન્મસમુદ્ર સટીક (ત્રિનયના દ્યોષેત્રવર્ષતયા ?) રચ્યો (કા. છાણી).

૫૯૫ આ સમયમા ચદ્રગચ્છના [ચંદ્રપ્રભ–ધનેશ્વર–શાતિસૂરિ–દેવભદ્ર–[૪૧૮] દેવાનદ (શબ્દાનુશાસનના કર્તા)–તેના ત્રણ શિષ્ય રત્નપ્રભ, પરમાનન્દ અને કનકપ્રભ પૈકી કનકપ્રભના શિષ્ય] પ્રદ્યુમ્નસૂરિ થયા, તેમણે હરિભદ્રસૂરિની પ્રાકૃત સમરાઇચ્ચ કહાનો સક્ષેપ કરી સસ્કૃતમા સમરાદિત્યસક્ષેપ સ. ૧૩૨૪મા રચ્યો (પ્ર. જૈનજ્ઞાન પ્રચારકમંડલ ડા. ચાકોળી સંશોધિત) તે પ્રદ્યુમ્નસૂરિના જ્યેષ્ઠ ગુરૂભ્રાતા જયસિંહ અને નાના ગુરૂભાઇ બાલચદ્ર હતા ત્યાર પછી તે પ્રદ્યુમ્નસૂરિએ સ. ૧૩૩૮મા પ્રવ્રજ્યાવિધાન–મૂલશુદ્ધિ પ્રકરણ

---

૪૧૭ આ ચરિત્રમા હેમાચાર્યના ગુરૂ દેવચન્દ્રસૂરિકૃત બૃહત પ્રાકૃત શાતિનાથ ચરિત્રને સક્ષેપી આ રચ્યુ છે એમ કર્તાએ જણાવ્યુ છે તેની સ. ૧૩૩૮ ની પ્રત ખ શાં ભ મા છે પી ૧ ૬ આ ચરિત્ર પરથી સં. ૧૪૧૦ મા મુનિભદ્રસૂરિએ નવુ શાતિનાથ ચરિત્ર રચ્યુ હતુ (પ્ર યશો ગ્ર.)

૪૧૮ श्रीदेवानन्दसूरिभ्यो नमस्तेभ्य प्रकाशितं ।
सिद्धसारस्वताख्य यै निजं शब्दानुशासन ॥
—મુનિદેવકૃત શાતિનાથ ચરિત્ર સં ૧૩૨૨ પી. ૧, ૪

પોતાના સસારી પક્ષના ભાઈ ધ્રુવના કહેવાથી રચી (પી ૧, ૬૪, બૃહ૦ ૩, ન. ૧૦૭ પા સૂચિ ન ૫૭) અને તેનો પ્રથમાદર્શ ઉપરોક્ત મુનિદેવસૂરિએ લખ્યો હતો. આ સૂરિએ ઉદયપ્રભ, દેવેન્દ્ર, ધર્મકુમાર, પ્રભાચન્દ્ર, બાલચન્દ્ર, માનતુગ, મુનિદેવ, રત્નપ્રભ, વિનયચન્દ્ર આદિ કવિઓના કાવ્યો-કૃતિઓ સશોધેલ છે

૫૯૬ સ ૧૩૨૫મા સૈદ્ધાન્તિક મુનિચન્દ્રસૂરિના શિષ્ય રત્નસિંહસૂરિ-શિષ્ય વિનયચન્દ્રસૂરિએ કલ્પનિર્યુક્ત-દીપાલિકા કલ્પ (બૃહ ૬, ૭૨૨, કી ૨, ન ૩૧૧, પી ૩, ૩૦૮) રચ્યો પરમાનંદસૂરિ શિષ્ય રત્નપ્રભસૂરિએ મૂળ દાક્ષિણ્યચિહ્નસૂરિની પ્રાકૃત કુવલયમાળા કથામાથી સસ્કૃતમા ચાર ભાગમા તે કથા રચી (વિવેક, ઉદે., પ્ર આ૦ સભા) કે જે ઉક્ત પ્રદ્યુમ્નસૂરિએ સશોધી સ. ૧૩૨૮મા કાતત્ર વ્યાકરણ પર દુર્ગપદ પ્રબોધ નામની ટીકા ખ પ્રબોધમૂર્તિ (પાછળથી જિનપ્રબોધ સૂરિ)એ રચી (જૈ પ્ર, ૫૭) સ. ૧૩૨૯મા ઉક્ત જયમ ગલસૂરિના શિષ્ય સોમચન્દ્રે વૃત્તરત્નાકર નામના છદના ગ્રથપર ટીકા લખી-રચી હતી

૫૯૭ ત૦ દેવેન્દ્રસૂરિ સ ૧૩૨૭મા સ્વર્ગસ્થ થયા તેમના શિષ્ય અને વિદ્યાનદના ભાઈ ધર્મકીર્તિ અને પછીથી થયેલ ધર્મઘોષસૂરિએ સઘાચારભાષ્ય-ચૈત્યવદનભાષ્ય વિવરણ રચ્યુ (પી ૩, ૩૧૨, કા વડો, પી ૧, ૧૪) તે ઉપરાત કાલસપ્તતિ-સાવચૂરિ એટલે કાલસ્વરૂપવિચાર (વેબર ન ૧૯૭૫ પી ૪, ૮૨, કા વડો ) તથા ૧૪૨ કારિકામા પ્રાકૃતમા શ્રાદ્ધ જિતકલ્પ (ભા ૫, ન. ૧૨૩૨ કા વડો. નં. ૬૦), ચતુર્વિંશતિ જિનસ્તુતિ (વે ન ૧૮૦૫), પ્રા. મા દુષમ કાલસંઘ સ્તોત્ર (કા વડો. ન ૧૦૫) ની રચના કરી, તે ધર્મઘોષસૂરિ સ ૧૩૫૭મા સ્વર્ગસ્થ થયા તેઓ પ્રબળ મંત્રશાસ્ત્રી હતા પેથડ મત્રીના તે ગુરૂ હતા. ઉક્ત ધર્મઘોષસૂરિના શિષ્ય સોમપ્રભસૂરિએ ૨૮ યમક સ્તુતિઓ (પી. ૩, ૩૧૨) તથા યતિજિતકલ્પ વગેરે અનેક પ્રકરણોની રચના કરી, તેમણે ચિત્રકૂટ (ચિત્તોડ)મા

બ્રાહ્મણોની સભામા જય મેળવ્યો હતો એ અપૂર્વ સાહિત્યશાસ્ત્રી હતા જૈન-આગમોના પણ એ અગાધ અભ્યાસી હતા. **ભીમપલ્લીનો** થનારો ભંગ, સૌથી પહેલા જ્ઞાનાતિશયથી એમણે જાણ્યો હતો.

(જુઓ કલ્યાણવિજય મુનિનો લેખ 'જૈનયુગ' ભાદ્રપદથી-કાર્તિક સં ૧૯૮૫-૮૬ નામે 'જૈનતીર્થ ભીમપલ્લી અને રામસૈન્ય')

૫૯૮. વૃદ્ધતપાગચ્છના સ્થાપક **વિજયચંદ્રસૂરિ** થયા તેના ત્રણ શિષ્યો-આચાર્યો નામે **વજ્રસેન, પદ્મચંદ્ર** અને **ક્ષેમકીર્ત્તિ** થયા તે પૈકી **ક્ષેમકીર્ત્તિએ** સં ૧૩૩૨ મા **ભદ્રબાહુકૃત** (બૃહત્) કલ્પસૂત્ર પર તે પરના ભાષ્ય અને ચૂર્ણિને ધ્યાનમા રાખી વિશેષ વિવરણ કરવા માટે વિવૃત્તિ-વૃત્તિ રચી કે જેનો પ્રથમાદર્શ **નયપ્રભ** આદિ મુનિઓએ લખ્યો ( પી ૫, ૧૦૧, લી ) અને **માનતુંગાચાર્યે** સ. મા શ્રેયાસચરિત રચ્યુ સ ૧૩૩૪મા **નાગેંદ્રકુલના** હેમપ્રભ-ધર્મઘોષ-સોમપ્રભ-વિબુધપ્રભના શિષ્ય **ધર્મકુમારે**, સાત પ્રસ્તાવમા **શાલિભદ્રચરિત** રચ્યુ કે જેમા ઉક્ત **પ્રદ્યુમ્ન સૂરિએ** અને **પ્રભાચંદ્રગણિએ** સંશોધન લેખનાદિમા સહાય આપી (વે ન ૧૭૭૯) તથા ખ૦ જિનેશ્વરસૂરિ શિષ્ય **વિવેકસાગરે** પુણ્યસાર કથાનક જેસલમેરમા રચ્યુ કે જે ઉક્ત જિનપ્રબોધસૂરિએ શોધ્યુ-તેમા સાધર્મિક વાત્સલ્યના ફલ રૂપે પુણ્યસારની કથા છે. ( જેસ. પ્ર ૫૮; કા વડો૦) **વિવેકસાગર** સમ્યક્ત્વાલંકાર ( જે ૮, જે. પ્ર. ૩૭ ) નામનો પણ ગ્રથ રચ્યો છે.

૫૯૯ આજ વર્ષ એટલે સ. ૧૩૩૪મા રાજગચ્છીય ધનેશ્વરસૂરિ-અજિતસિંહ-શાલિભદ્ર-શ્રીચંદ્ર-જિનેશ્વરાદિ-પૂર્ણભદ્ર-ચંદ્રપ્રભસૂરિ શિષ્ય **પ્રભાચન્દ્રસૂરિએ પ્રભાવકચરિત** સસ્કૃત કાવ્યમા રચ્યુ (પ્ર નિર્ણયસાગર પ્રેસ. સન ૧૯૦૯, વે ન ૧૭૫૫) કે જેમા જૈનોના પ્રભાવક-મહાન્ પુરુષોના પ્રબધો-ચરિત્રો છે તેમા **વજ્ર, આર્યરક્ષિત, આર્યનન્દિલ, કાલકાચાર્ય, પાદલિપ્ત, વિજયસિંહ, જીવસૂરિ, વૃદ્ધવાદિ, હરિભદ્ર, મલ્લવાદિ, બપ્પભટ્ટિ, માનતુંગ,**

માનદેવ, સિદ્ધર્ષિ, વીરસૂરિ, 'શાન્તિસૂરિ, મહેન્દ્રસૂરિ, સૂરાચાર્ય, અભયદેવ, વીરસૂરિ (બીજા), દેવસૂરિ તથા હેમચન્દ્રસૂરિ ઉપર 'પ્રબંધો'–ચરિત્રો છે. આ ચરિત અનેક ઐતિહાસિક વિગતો પૂરી પાડે છે તેથી તે ઘણો કિંમતી ગ્રંથ છે. તે પણ ઉક્ત પ્રદ્યુમ્નસૂરિએ સંશોધ્યો.

૬૦૦ સં. ૧૩૩૭મા **માલચંદ્રે** વિપયવિનિગ્રહ કુલકપર વૃત્તિ રચી. (બૃ. ટિ.) સં. ૧૩૩૮ મા **માણિક્યસૂરિએ** શકુનસારોદ્ધાર ગ્રથ રચ્યો. (મોટી ટોળી ભં પાલીતાણા, સાગર ભ. પાટણ, પ્ર૰ હીહ.)

૬૦૧. સં. ૧૩૪૯ (શક ૧૨૧૪) મા **નાગેન્દ્રગચ્છના** વિજયસેન શિષ્ય અને ધર્માભ્યુદય કાવ્યના કર્ત્તા ઉદયપ્રભસૂરિના શિષ્ય **મલ્લિષેણસૂરિએ સ્યાદ્વાદમંજરી** રચી મલ શ્રી હેમચન્દ્રાચાર્યે ૩૨ સંસ્કૃત શ્લોકની બે વર્ધમાન સ્તુતિ રચી છે કે જે પૈકી એકને **અન્યયોગવ્યવચ્છેદિકા** દ્વાત્રિંશિકા કહેવામા આવે છે–તેમા અન્ય યોગ એટલે દર્શનોનુ નિરસન છે અને બીજી **અયોગવ્યવચ્છેદિકા** કહેવાય છે તેમા આર્હતમતનુ પ્રતિપાદન છે. **મલ્લિષેણે** પહેલી બત્રીશી લઈ તે પર ટીકા રચી અને તેમા સ્યાદ્વાદ–જૈન દર્શનનુ સ્વરૂપ સુન્દર રીતે બતાવ્યુ ને તેનુ નામ 'સ્યાદ્વાદ મંજરી' રાખ્યુ. આમા નીચેના ખ૰ જિનપ્રભસૂરિએ સહાય આપી છે. (પી ૪, ૧૨૫, વે૰ નં. ૧૬૯૯, પ્ર૰ હિંદી અનુવાદ સહિત પરમશ્રુત પ્રભાવકમંડલ, ગૂ. અનુવાદસહિત ભીમશી માણેક, મૂલ આર્હત મત પ્રભાકર પુના, અને ચોખભા ગ્રથમાલા સને ૧૯૦૦ કાશી) તે ગ્રથ 'મલ્લિષેણે અનેક બ્રાહ્મણ દર્શનોના ગ્રન્થો અવલોકીને લખ્યો છે. ગ્રન્થ બુદ્ધિવૈભવથી અંકિત છે.' (પ્રો આનંદશંકર).

૬૦૨. **જિનપ્રભસૂરિ**–લઘુ ખરતરગચ્છ પ્રવર્ત્તક જિનસિંહસૂરિના શિષ્ય ઉક્ત જિનપ્રભસૂરિ એક અસાધારણ પ્રતિભાવાન્ અનેક ગ્રંથના કર્ત્તા હતા. તેમણે સં. ૧૩૨૭ મા શરૂ કરીને ૧૩૮૯ મા વિવિધતીર્થકલ્પ–કલ્પપ્રદીપ પૂર્ણ કર્યો. (બુહ્. ૩ નં. ૯૭,

પી ૪, ૯૧ પ્ર. બિબ્લિ. ઈ કલકત્તા) તેમાં કુલ ૫૮ કલ્પો છે:- તે તીર્થોની જુદે જુદે સમયે પોતે યાત્રા કરી છે અને તેના કલ્પો રચ્યા છે; જેમકે અપાપા બૃહત્કલ્પ સં. ૧૩૨૭મા દેવગિરિ (હાલના દોલતાબાદ)મા રચ્યો. શત્રુંજય કલ્પ સં ૧૩૮૪ મા, ચેલ્લણા પાર્શ્વનાથ કલ્પ સં. ૧૩૮૬મા અને આખો ગ્રંથ સં ૧૩૮૯મા પૂરો કર્યો તે કલ્પોની યાદી ખાસ ઉલ્લેખવા યોગ્ય છે:-શત્રુંજય, ઉજ્જયંત-રૈવતક પર કલ્પ, ઉજ્જયંત સ્તવ, અંબિકા દેવી, કપર્દી-યક્ષ, પાર્શ્વનાથ, અહિચ્છત્રા, અર્બુદ, મથુરા, અશ્વાવબોધ, વૈભાર-ગિરિ, કૌશાંબી, અયોધ્યા, અપાપા, કલિકુંડેશ્વર, હસ્તિનાપુર, સત્યપુર, અષ્ટાપદ, મિથિલા, રત્નપુર-એ સર્વપર કલ્પો, અપાપા બૃહત્કલ્પ-દીપોત્સવ કલ્પ, (વે૦ નં ૧૭૩૫-૩૬) શ્રી કાત્યાયનીય મહાવીર-કલ્યાણપુર, પ્રતિષ્ઠાનપત્તન, નંદીશ્વર, કાંપીલ્યપુર, અરિષ્ટનેમિ, શંખપુર, નાસિક્યપુર, હરિકંખી નગરની વસતીના પાર્શ્વનાથ, કપર્દિયક્ષ, શુદ્ધ-દંતી પાર્શ્વનાથ, અભિનંદન, પ્રતિષ્ઠાનપત્તન (શાતવાહન રાજાની ઉત્પત્તિ), ચંપાપુર, પાટલીપુત્ર, શ્રાવસ્તી, વારાણસી, મહાવીર ગણ-ધર, કોકાપાર્શ્વનાથ, કોટિશિલા, વસ્તુપાલ-તેજપાલ, ચેલ્લણાપાર્શ્વ-નાથ, તીર્થ નામધેય સંગ્રહ, સમવસરણરચના, કુડંગેશ્વર, યુગાદિદેવ, વ્યાઘ્રી, અષ્ટાપદ પર કલ્પો, હસ્તિનાપુરસ્તવન, કાત્યાયનીય મહાવીર, આરામકુંડ પદ્માવતી દેવી, માણિક્યદેવ, અંતરિક્ષ પાર્શ્વનાથ, સ્તંભનકલ્પ શિલોંછ, કલિકુંડ કુકડેશ્વર, ફલવર્દ્ધિ પાર્શ્વનાથ, કોહંડીયદેવ, અંબિયદેવી-કલ્પો

૬૦૩ આ કલ્પો અનેક ઐતિહાસિક હકીકતો પૂરી પાડે છે, અને તેમાની કોઈ કોઈ તો પોતાના સમયમા બનેલી અને કોઈએ નહિ નોંધેલી એવી ઘટનાઓ મળે છે. તેણે શત્રુંજય, ગિરનાર, ફલોધી વગેરે તીર્થોને મુસલમાની રાજ્યકાલમા નિર્ભય બનાવ્યા હતા

૬૦૪ તે સૂરિનો પ્રતિદિન નવું સ્તવન રચવાનો નિયમ હતો અને નિરવદ્ય આહારગ્રહણનો અભિગ્રહ (પ્રતિજ્ઞાવિશેષ) હતો તેમાં યમક-શ્લેષ-ચિત્ર-છંદોવિશેષ નવ નવ જાતના સાતસો સ્તવન તપા-ગચ્છના સોમતિલકસૂરિ માટે બનાવ્યા સંભળાય છે (કાવ્યના૦

ગુચ્છક ૭ પૃ ૮૬ ) તે પૈકી ગૌતમસ્તોત્ર (વે ન. ૧૮૦૪), ૨૪ જિનસ્તુતિ, જિનરાજસ્તવ પ્રા૦, દ્વિઅક્ષરનેમિસ્તવ, પચપરમેષ્ઠિસ્તવ, પાર્શ્વસ્તવ, વીરસ્તવ, શારદાસ્તોત્ર, સર્વજ્ઞભક્તિસ્તવ, સિદ્ધાન્તસ્તવ આદિ ઉપલબ્ધ છે. વળી સ. ૧૩૫૨ મા કાયસ્થ ખેતલની અભ્યર્થનાથી કાતત્ર વ્યાકરણ પર વિભ્રમટીકા ૨૬૧ શ્લોકપ્રમાણની યોગિનીપુર (દિલ્હી)મા રચી ( જેસ પ્ર ૫૮ ) સ ૧૩૫૬ મા દ્વયાશ્રય મહાકાવ્ય (શ્રેણિકચરિત) બનાવ્યુ સ. ૧૩૬૩ મા વિજયદશમીને દિને કોસલાનગરમા વિધિપ્રપા નામનો સમાચારી ગ્રથ રચ્યો, કે જેનો પ્રથમાદર્શ તેમના શિષ્ય વાચનાચાર્ય ઉદયાકરે લખ્યો ( પી. ૪, ૧૧૪ વેબર ન ૧૯૪૮ ) અને જેમાથી અનેક શાસ્ત્રીય હકીકતો મળી આવે છે. સ. ૧૩૬૪ મા અયોધ્યામા સંદેહવિષૌષધિ નામની કલ્પસૂત્ર પર વૃત્તિ ( વેબર ન ૧૮૮૭ ) રચી છે કે જે અપ્રસિદ્ધ છે પણ અતિ મહત્વની છે કારણ કે તેનો આધાર ત્યારપછીના સર્વ વૃત્તિકારોએ લીધો છે, અને તે વર્ષમા સાધુ પ્રતિક્રમણસૂત્ર વૃત્તિ રચી છે સ ૧૩૬૫ મા દશરથપુરિ-અયોધ્યામા [419]અજિતશાતિસ્તવ પર વૃત્તિ અને ઉપસર્ગહર સ્તોત્ર પર વૃત્તિ ( વિવેક૦ ઉદે ), માનતુગકૃત ભયહર સ્તોત્ર પર સં ૧૩૬૫

૪૧૯ અજિતશાન્તિ સ્તવના કર્તા નદિષેણ ઘણા પ્રાચીન છે દતકથા તો તેને ખુદ શ્રીમહાવીરના શિષ્ય માને છે ! તેમા ૩૭ થી ૪૦ છદ છે ને તે સ્તવ અજિતનાથ અને શાતિનાથ એ બંને જિન તીર્થંકરને લાગુ પડે છે તેમા અપરાન્તિકા, આલિગનક, કિસલયમાલા, કુસુમલતા, ક્ષિપ્તક, ખિદ્યતક, ગાથા, ચિત્રલેખા, ચિત્રાક્ષરા, દીપક, નન્દિતક, નારાચક, ભાસુરક, ભુજગપરિરિગિત, માગધિકા, રત્નમાલા, રાસાનન્દિતક, રાસલુબ્ધક, લલિતક, વાનવાસિકા, વિદ્યુદ્વિલસિત, વેષ્ટક, શ્લોક, સગતક, સુમુખ અને સોપાનક એ નામના છદો વપરાયા છે આ પૈકી કેટલાક હેમચદ્રકૃત છંદોનુશાસનમા નથી તેથી તેમને પ્રાકૃતમા લખેલા કવિદર્પણ નામના બીજા જૂના છદગ્રથનો આધાર લઇ જિનપ્રભે સમજાવ્યા છે ને બીજા છંદોને સમજાવવા હેમચદ્રકૃત છદચૂડામણિનો ઉપયોગ કર્યો છે આથી આ ટીકા અતિ ઉપયોગી છે તેનુ બીજું નામ બોધદીપિકા છે ( પી. ૩, ૨૩૦, પી ૪, ૬૭; વે. નં. ૧૫૯૩-૯૪ )

આ સાકેતપુરમા વૃત્તિ (પી. ૧, ૫૨, વેબર નં. ૧૯૬૫), (સમવસરણ ?) પર વૃત્તિઓ રચી. અનેક પ્રબંધ–અનુયોગ ચતુષ્કોપેત ગાથા, ધર્માધર્મ પ્રકરણ પ્રા (પી. ૫, ૧૧૧), આવશ્યકસૂત્રાવચૂરિ (ષડાવશ્યક ટીકા), ચતુર્વિધભાવનાકુલક, તપોમતકુટ્ટન, સૂરિમંત્રપ્રદેશ વિવરણાદિ ગ્રંથ રચ્યા છે સં. ૧૩૮૦ મા પાદલિપ્તસૂરિકૃત સ્વર્ણ-સિદ્ધિ ગર્ભ મહાવીર જિનસ્તવ પર અવચૂરિ (બુહ્ ૨, નં. ૩૨૬) રચી આ સૂરિએ વાઘેલા વંશનો અંત–ગૂજરાતનુ મુસલમાનોના હાથમા જવું–દિલ્હીમા મુસલમાનોનુ રાજ્ય એ સર્વે પોતાની જીંદગીમા જોયુ છે, અને તેથી તેનો ટુંક સામટો પરિચય અત્ર કર્યો છે તેમણે દિલ્લીમા સાહિ મહમ્મદને પ્રતિબોધ્યો હતો.[420] તેની પાસેથી ન્યાયકંદલી શીખીને સં ૧૪૦૫ મા પ્રબંધકોષકર્તા રાજશેખરે ન્યાયકંદલીવિવૃત્તિ રચી (પી ૩, ૨૭૩) અને તેઓ (૧૪૨૨મા સમ્યક્ત્વ સપ્તતિકા રચનાર) સંઘતિલકસૂરિના પણ વિદ્યાગુરૂ હતા (જૈ. પ્ર. ૫૮)

૬૦૫ એમ કહેવામા આવે છે કે ગૂજરાતમા પહેલવહેલા કાગળોનો પ્રવેશ કુમારપાલના સમયમા થયો, પરન્તુ તેના એટલે ૧૨મા સૈકામા લખાયલા કાગળ ઉપરના પુસ્તકો પાટણના ભંડારોમા નથી માત્ર એક બે તે સમયના જોવામા આવે છે, પણ તેની લિપિ ઉપરથી તેનો સમય ખોટો લાગે છે જો કે સં ૧૩૨૯નુ એક પુસ્તક જોવામા આવે છે છતા ભંડારોમા જૂનામા જૂના પુસ્તકો સં. ૧૩૫૬–૫૭ મા લખાયલાની નકલ કરાયલા છે આવા કાગળ ઉપરના પુસ્તકોમા સોનેરી રંગથી ચિત્રો ચીતરવામા આવતા અને તેવા ચિત્રવાળા પુસ્તકોની સંખ્યા પાટણના ભંડારોમા છએક વધુ નીકળે છે.[421]

---

૪૨૦ ढिल्ल्यां साहिमहम्मद ... पाल्चूडामणिः
येन ज्ञानकलाकलापमुदितं निर्मापितं पट्टगानी ।
प्राबल्यं गमिता निजेन ... न ...
नवतो जयताज्जिनप्रभगुरु विद्यागुरुर्नः सदा ॥

૪૨૧ જુઓ ડાક્ટર શ્રી ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલનો 'પાટણના ભંડારો' એ નામનો લેખ–ડાયમંડ જ્યુબિલી મિસેલેની ... ૧૯૧૫

આથી પૂર્વની કાગળની પ્રત પર લખાયેલ કોઇ પુસ્તક હજુ સુધી મળ્યુ નથી જણાતુ. કેટલાકનુ કથન છે કે હિંદમા કાગળ ચૌદમી સદીથી પ્રચલિત થયો, પરતુ તે સ્વીકારતા વિચારને હજુ સ્થાન છે. જૈનોએ ગ્રથ લખવા માટે તાડપત્રોનો મોટે ભાગે ઉપયોગ કર્યો હતો ને તે ૧૧મી સદીથી તે પંદરમી સદી સુધી ચાલુ રાખ્યો હતો

૬૦૬ **અપભ્રશ સાહિત્ય**—ઉપર્યુક્ત જિનપ્રભસૂરિએ અપભ્રશમા અનેક કૃતિઓ કરી છે. સં ૧૨૯૭મા **મદનરેખા** સધિ, સ. ૧૩૧૬ મા **વયર** સ્વામીચરિત્ર, **મલ્લિચરિત્ર**, **નેમિનાથરાસ**, **પટ્** પચાશદ્ દિક્કુમારિકા અભિષેક, **મુનિસુવ્રત** જન્માભિષેક, **જ્ઞાનપ્રકાશ**, **ધર્માધર્મ**વિચારકુલક, **શ્રાવક**વિધિ પ્રકરણ, **ચૈત્ય**પરિપાટી, **સ્થૂ**લભદ્ર ફાગ, **યુગાદિ** જિનચરિત્ર કુલક, આદિ રચ્યા છે તેમાની કેટલીક કૃતિ તો **શત્રુ**જયપર રહીને રચી છે તેના શિષ્યે **નર્મદા**-સુદરી સધિ સ ૧૩૨૮મા અને **ગૌત**મસ્વામીચરિત્ર સ ૧૩૫૮મા રચેલ છે. (વિસ્તારથી જુઓ જૈનગૂર્જર કવિઓ પ્રથમ ભાગ પ્રસ્તાવના પૃ ૭૯–૮૩)

૬૦૭ **જૂની ગૂજરાતીમાં સાહિત્ય**—આ ચૌદમા શતકના પૂર્વાર્ધમા જૂની ગૂજરાતીમા થોડા સુદર કાવ્યો ઉપલબ્ધ થયા છે. તે જૈનગૂર્જર કવિઓ પ્રથમ ભાગમા પૃ ૫–૮ મા જણાવ્યા છે:- રત્નસિંહસૂરિ શિષ્ય **વિનયચંદ્ર**કૃત **જૈ**ા તીર્થંકર **નેમિનાથ**પર **ચતુષ્પ**દિકા (ચોપઇ) રૂપે ૪૦ ટુકનુ કાવ્ય છે, તેમા બાર માસ લઈ દરેક માસે **રાજેમતિ** પતિવિરહથી કથન કરે છે એનુ કાવ્યમય વર્ણન છે, તેજ કવિકૃત **આનંદ**સધિમા **આનંદ** નામના **મહાવીર**ના એક શ્રાવકનો સબંધ છે, સં. ૧૩૨૭મા એક અજ્ઞાત કવિએ (જયવતે) **સપ્તક્ષેત્રિ** રાસુ રચ્યો તેમા જિનમદિર, જિનપ્રતિમા, જ્ઞાન, સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ સાત પુણ્યક્ષેત્રોની ઉપાસનાનું વર્ણન છે. સ. ૧૩૩૧ મા ખરતર જિનેશ્વરસૂરિએ દીક્ષા લીધી તેનો દીક્ષા વિવાહ વર્ણના રાસ **સોમમૂ**ર્ત્તિએ રચ્યો સં ૧૨૭૮ અને સં. ૧૩૩૦ વચ્ચે ખ. જિનેશ્વરસૂરિ

શિષ્ય જગડુએ સમ્યકત્વમાઇ ચઉપઈ રચી તેમા સમ્યકત્વ-સમ્યગ્દ-
ર્શનનો વિષય ચર્ચ્યો છે સં. ૧૩૫૮મા લખાયેલ પ્રતમા ઉપરોક્ત
નેમિનાથ ચતુષ્પદિકા ઉપરાત પદ્મકૃત શાલિભદ્ર નામના મહાઋદ્ધિ-
માન્ શ્રાવકે મહાવીર પાસે દીક્ષા લીધી હતી તેના ગુણની વર્ણના
રૂપે કક્કાવારી—શાલિભદ્રકક્ક, તેજ પદ્મે રચેલ માતૃકા એટલે બારા-
ખડીના દરેક વર્ણ લઈ તે પર ઉપદેશ આપતા દૂહાઓ—દૂહામાતૃકા
ઉપલબ્ધ થાય છે (જૈનગૂર્જર કવિઓ પ્રથમ ભાગ પૃ ૧ થી ૧૨)

૬૦૮ સ ૧૩૩૦, સ ૧૩૪૦, સ ૧૩૫૮ના ગૂજરાતી
ગદ્યના નમુનાઓ 'પ્રાચીન ગૂર્જર કાવ્યસગ્રહ' (ગા ઓ સિરીઝ
તરફથી પ્રકાશિત)મા પ્રસિદ્ધ થયેલા છે

૬૦૯ વળી સ ૧૩૩૬મા શ્રીમાલ ઠ કૂરસિહના પુત્ર સંગ્રા-
મસિહે બાલશિક્ષા નામનો ગ્રથ રચ્યો છે તે ગુજરાતી પરથી સ
કાતત્ર વ્યાકરણનુ જ્ઞાન કરાવનાર છે (જુઓ પ. લાલચદનો
લેખ પુરાતત્ત્વ પુ ૩, અક ૧ પૃ ૪૦-૫૩) કર્તા જૈનેતર લાગે છે

૬૧૦ સ ૧૩૫૬ મા વાઘેલા કરણઘેલાના નાગર પ્રધાન મા-
ધવે ૪૨૨ગૂર્જર દેશમા અલાઉદ્દીન બાદશાહની સેનાનો પાટણમા
પ્રવેશ કરાવ્યો ગૂજરાતમા હિન્દુ રાજ્યનો અત આવ્યો પ્રાચીન
ગૂજરાતની જાહોજલાલી અને ભવ્યતાનુ છેલ્લુ પ્રકરણ પૂરૂ થયુ.

૬૧૧ 'વલભી નગર ભાગ્યા પહેલા તથા ચાપોત્કટ (ચાવડા)
વશથી માડીને અતે વાઘેલા વંશનો નાશ થયો ત્યા સુધીમા ગુજ-
રાતની જાહોજલાલી સર્વોપરી હતી તે વખતમાજ ઘણાખરા કવિઓ
વિદ્વાનો થઇ ગયા છે અને તેમા પણ જૈનપડિતોએ તો સરસ્વતીની
અપૂર્વ સેવા બજાવી છે ૪૨૩

---

૪૨૨ મેરૂતુગ સૂરિની વિચારશ્રેણિ-સ્થવિરાવલીમા જણાવ્યુ છે કે (સં)
૧૩૬૦ યવના માધવનાગરવિપ્રેણ આનીતા । નાગર કવિ પદ્મનાભ સ
૧૫૧૨ ના રચેલા કાનહડદે પ્રબધમા કહે છે કે –

માધવ મહિતઇ કર્યું અધર્મ, નવિ કીધું [illegible] ગિણ્યા કર્મ,
× × × × [illegible]
નવખડ અપકીર્તી રહી, માધવિ [illegible]

૪૨૩ સ્વ શ્રી મણિલાલ ન દ્વિવેદી - 'પ્રિયંવદ' [illegible] સન ૧૮૮૯

# પ્રકરણ ૬ ઠું.

## ગૂજરાતમાં મુસલમાનો

(સં. ૧૩૫૬ થી ૧૪૦૦)

जय जिणेसर ! जय जणाणन्द !
जय जीवरक्खण परम ! जय समत्थ तिहुयण दिवायर !
जय भीसणभवमहण ! जय अपारकारुन्नसायर !
जय सिवकारण ! सिवनिलय ! वद्धमाण ! जिणइन्द !
तिहुयणपत्थियकप्पतरु, ! जयजय पणयसुरिन्द !

—જનને આણંદ કરનાર જિનેશ્વર ! જય થાઓ, જય થાઓ, જીવરક્ષામાં મહાન્ અને ત્રિભુવનને સમર્થ પ્રકાશ પાડનાર સૂર્ય ! જયવંતા રહો, ભીષણ ભવને હણનાર ! જય થાઓ, અપાર કરૂણાના સાગર ! જય થાઓ; શિવના કારણ ! શિવના સ્થાન ! વર્ધમાન જિનેંદ્ર ! તુ ત્રિભુવનમાં પ્રસરેલા કલ્પતરૂ છો અને સુરેન્દ્ર તારા પગે પડે છે, તરો જય જય હો !

—નેમિચંદ્રસૂરિકૃત મહાવીરચરિત્ર

૬૧૨. ગૂર્જર ભૂમિને મુસલમાનોનો અલ્લાઉદ્દીન ખીલજીના હસ્તક સ્પર્શ થયો ત્યારથી ગૂજરાત નવા જગતમા દાખલ થયુ. સર્વ પ્રાચીનતાઓ મૂળમાથી ખળભળી ઉઠી સર્વને આઘાત થયો—પૂર્વે કદિ નહીં થયેલો એવો પ્રબળ આઘાત થયો. જીવન બદલાયુ—જીવનના માર્ગ બદલાયા સાહિત્ય બદલાયુ—ભાષા બદલાઇ. આ બધુ આ કાળમા થયુ. પરાધીન જીવનનો આરંભકાળ તે આ જ ઉલગખાન (અલફખાન નહિ)ના[૪૨૪] પગલાની સાથેજ આ નવા અનુભવનો

૪૨૪ જિનપ્રભસૂરિ તીર્થકલ્પમા જણાવે છે કે 'વિ સં. ૧૩૫૬ મા સુરતાણ અલ્લાવદીણ (સુલ્તાન અલાઉદ્દીન) ના નાનાભાઈ ઉલ્લુખાન (ઉલગખા) ઢિલ્લિ (દિલ્હી) નગરથી ગૂજરાત પર ચઢયો' ચિત્તકૂડ (ચિત્રકૂટ—ચિત્તોડ)ના અધિપતિ સમરસીહે તેને દંડ આપી મેવાડ દેશની રક્ષા કરી અલફખાન તો પછી સૂબા તરીકે ગૂજરાતમા આવ્યો હતો જુઓ જિનવિજયનો લેખ 'ઉલ્લુગખાન અને અલપખાન' પુરાતત્ત્વ—પુ ૪—અંક ૩ અને ૪

## ગૂજરાતની થયેલી સ્થિતિ.

આરંભ થયો હતો અને દિનપ્રતિદિન તે વિસ્તાર પામતું ગયું.

૬૧૩ જૈન-શૈવ કે વૈષ્ણવ મંદિરો જમીનદોસ્ત થયા-તેની જગાઓ મસીદોએ લેવા માંડી-તેના સુંદર પથ્થરો-કારીગીરીના નમુનાઓ મસીદો બાંધવામા વપરાયા રાજ્યવ્યવસ્થા બદલાતા ગૂર્જર દેશના ભાગલા પડયા-ગૂજરાતની સ્થિતિ છિન્નભિન્ન થઇ ગઇ. જાનમાલની સલામતીને માટે લોકોને પગલે પગલે ભય રહેવા લાગ્યો. વેપારમા એક સ્થળેથી બીજે સ્થળે માલ લઇ જવામા કે મંગાવવામા લુટારુઓના ત્રાસથી અનેક પ્રતિબંધો આવ્યા!

૬૧૪ આને પરિણામે સંસ્કૃત અને પ્રાકૃત આદિ પ્રાચીન ભાષાઓને જે મહત્ત્વ અપાતુ હતુ તે ગયુ તેના ઉત્તેજકો હિંદુ રાજાઓ અને હિંદુ મંત્રીઓ જતા તેના કવિ પંડિતોનો લય થયો. બ્રાહ્મણવર્ગનુ દેશભાષાનુ સાહિત્ય આ કાળમા મંડાયુ, આગળ પણ લૌકિક સાહિત્ય લોકભાષામા રચાતુ હતુ, પણ આ સમયમા તો ધાર્મિક કથાનકો અને જ્યોતિષ, કર્મકાંડ વગેરે સર્વ દેશભાષામા ઉતરવા માંડયુ પ્રાચીન પઠનપાઠન બંધ થયુ તામ્રપત્રો પગ થઇ ગયા ગ્રંથભંડારો ભોંયરામા પૂરાયા

૬૧૫ ગૂર્જરદેશ અટુલો પડયો-રાજપુતાના-**માળવા** આદિ દેશ સાથેનો સંસર્ગ તુટી ગયો, એટલે ભાષા-અપભ્રંશ ભાષા તે સર્વ દેશોમા લગભગ એકસરખી વપરાતી હતી અને સર્વગમ્ય હતી તે ભાષાના તે તે દેશમા અલગ અલગ રૂપાન્તરો થયા, અને આ સમયથી આ સર્વગત ભાષા આ ગૂર્જર દેશમા નહી ગૂજરાતી દેશી ભાષાનુ રૂપ લેવા લાગી. **નર્મદ** કવિ ગૂજરાતી ભાષાનો પ્રથમ યુગ આ સમયથીજ પાડે છે તે જણાવે છે કે 'સંવત ૧૦૫૬ પછી મુસલમાની હાકેમીમા ગુજરાતની તે ગુજરાતી-જેવી રીતે ગુજરાતી ભાષા પ્રસિદ્ધિમા આવી બ્રાહ્મણ કે ગોરજી (જૈન સાધુઓ) તેમણે સંસ્કૃત ટાળી ગુજરાતીમા આખ્યાન તથા વાર્તા અને [illegible] -વિશેષે પદ્ય-અને ગદ્ય પણ [illegible]. એ ગુજરાતી [illegible]

લગીના મુખ્ય ત્રણ સ્વરૂપ થયા છે સં ૧૩૫૬ થી તે સં. ૧૬૫૬ સુધીનું એક, સં. ૧૬૫૬ થી તે ૧૮૫૬ સુધી બીજુ ને પછી ત્રીજું. પહેલુ તે ચોખ્ખું ને બીજુ તે ભ્રષ્ટ થઈ રુપાન્તર પામેલુ છે એ એ મળીને જે સામાન્ય સ્વરૂપ તે જુની ગુજરાતી ભાષાનું."

૬૧૬ પ્રાકૃત સંસ્કૃત ગ્રથોને લોકભાષામા અવગત કરવા માટે તે પર ભાષામા ગદ્યગ્રથો–બાલાવબોધ આ શતકમાજ રચાયા

૬૧૭ આ નવીન અને ક્રાતિકારક પરિસ્થિતિમા પણ જૈનોએ પોતાના મદિરો, વ્યાપાર અને સાહિત્યરક્ષણ–સાહિત્યસેવા બને તેટલી અખંડપણે યા પુનરુદ્ધાર રૂપે આબાદ જાળવવા પ્રયત્ન કર્યો છે જૈનોનું-ખાસ કરી ભાષાસાહિત્ય પૂર્વ શતકો કરતા આ શતકમા વધારે થયુ છે. આ હકીકત વિશેષપણે હવે પછી વિચારીશુ

૬૧૮. સં. ૧૩૫૬ મા **અલાઉદ્દીન** ખીલજીના લશ્કરથી તેના ભાઇ ઉલગખાન તથા **નસરતખાને** ગૂજરાત સર કર્યું. પછીના વર્ષમા **અલાઉદ્દીને** રણથભોરનો કિલ્લો રાજા હમીર પાસેથી લઇ તેના ચોહાણના રાજ્યને ખતમ કર્યું (સં ૧૩૫૭ મા) પછી સં ૧૩૬૦ મા **ચીતોડ** પર ફત્તેહ કરી સં ૧૩૬૬–૬૮ મા તેણે જાલોરના ચોહાણ રાજા **કાન્હડદેવ** (**કાન્હડદે** પ્રબંધ વાળા) પર ચડાઈ કરી તે રાજ્ય લઇ લીધુ (ઓઝા રા. ઇ. પૃ. ૨૨૪, ૨૭૨).

૬૧૯ ગૂજરાતમા પાતશાહી સુલતાનના પ્રતિનિધિ (સુબા) તરીકે પાટણમા **અલપખાન** આવ્યો તેના સમયમા સં ૧૩૬૬ મા (શ્રી શત્રુજયાદિની યાત્રા કરનાર) શાહ **જેસલે** ખભાતમા પૌષધશાલા સહિત **અજિતનાથનુ** વિધિચૈત્ય બંધાવ્યુ[૪૨૫] પરંતુ સં ૧૩૬૯ (એક પટ્ટાવલીના આધારે)મા (અને અચૂક ઉદ્ધાર વર્ષ સં. ૧૩૭૮ પહેલા) **આબુ** પરના બે પ્રસિદ્ધ મંદિરો નામે **વિમલમત્રીકૃત** **વિમલવસતિ** અને **તેજપાલમંત્રીકૃત** લૂણગવસહિ–એનો મ્લેચ્છોએ ભંગ કર્યો–

૪૨૫ જુઓ પ્રા૦ ગૂ૦ કા સગ્રહનુ પરિશિષ્ટ–તેમા આપેલ શિલાલેખ

મૂર્તિઓને તોડી હતી; તેમજ તે વર્ષ એટલે સં ૧૩૬૯ માંજ શત્રુંજય પર્વત પરના અધિરાજ આદીશ્વરની પ્રતિમાનો ભંગ કર્યો હતો. (સમકાલીન જિનપ્રભકૃત શત્રુંજયકલ્પ રચના સમય સં ૧૩૮૫).

૬૨૦ 'હવે તો નવીજ વાત છે કે જે દોહિલા દિવસોમા ક્ષત્રિયો ખડ્ગ લેઇ શકતા નથી, સાહસિકોના સાહસ ગળી જાય છે તેવા વિકટ સમયમા જિનધર્મરૂપી વનમા **સમરસિંહે** દેખાવ દીધો' ૪૨૬ તે **સમરસિંહ** ઓસવાળ જૈન હતો તેનો પૂર્વજ **સલક્ષણ** **પાલણ**-પુરનો વાસી હતો સલક્ષણનો પૌત્ર **દેસલ** પાટણવાસી થયો તેના ત્રણ પુત્રો નામે **સહજપાલ**, **સાહણ**, અને ઉક્ત **સમરસિંહ** સહજપાલે દક્ષિણમા **દેવગિરિ** (દોલતાબાદ) મા ચોવીશ જિનાલયમા **પાર્શ્વ**જિનને મૂલ નાયક તરીકે સ્થાપ્યા **સાહણ** **ખંભાત**મા રહીને પૂર્વજોની કીર્તિ વિસ્તારતો હતો, જ્યારે **સમરસિંહ** પાટણમા પિતા સહિત રહેતો હતો, અને **અલપખાન**ની સેવા (ઉચ્ચ અધિકારી તરીકે) કરતો હતો શત્રુંજય પરની દુર્ઘટના સાંભળી તેના ઉદ્ધારની પ્રતિજ્ઞા કરી અલપખાન પાસે જઇ જણાવ્યુ 'અમારી આશાના આધારભૂત સ્વામી ! હિંદુઓની હજ ભાંગી નાખી છે, એથી દુનિયા નિરાશ થઈ છે વગેરે' ૪૨૭ **ખાને** તેને માન આપી તીર્થ માંડવાનુ ફરમાન કરી આપ્યુ, ને તે માટે માલેક **અહિદ**ને આદેશ કર્યો

૬૨૧ **સમરસિંહે** આરાસણની ખાણના સ્વામી માહેશ્વર ઠના

૪૨૬ હિવ પુણ નવીયજ વાત, જિણિ દીહાડઇ દોહિલઇ,
ખત્તિય ખગ્ગુ ન લિંતિ, સાહસિયહ સાહસુ ગલઇ,
તિણિ દિણિ દિનુ દિક્ખાઉ, **સમરસીહિ** જિણધમ્મવણિ,
તસુ ગુણ કરઉં ઉજ્જોઉ, જિમ અંધારઇ ફટિકમણિ
—અંબદેવસૂરિનો સમરા રાસો સં. ૧૩૭૧.

૪૨૭ સામિય ! એ નિસુણિ અરદાસિ આસાલંબણ અમ્હ તુહ એ,
ભાંજી એ દુનિય નિરાસ, હજ ભાગીય હિંદૂઅ તણી એ
—એજન

પણ જૈનધર્મ પ્રત્યે દૃઢ શ્રદ્ધાવાળા ત્રિસંગમપુરમા રાજ્યકર્ત્તા રાણા મહિપાલદેવ ( હાલના રાજ્યના પૂર્વજ ) પાસેથી તે ખાણમાથી સરસ ફલહી-પાષાણની લાંબી પાટો મેળવી તેમાથી પ્રતિમા ઘડાવી. સં. ૧૩૭૧ મા પોતાના પિતા દેસલને સંઘાધિપતિ કરી સમરાશાહે પોતાના બંધુઓ આદિ સહિત સઘ કાઢી ત્યા ઉપકેશ ગચ્છના (યક્ષદેવ-કક્ક-સિદ્ધ-દેવગુપ્તસૂરિ શિષ્ય સિદ્ધસૂરિ[૪૨૮] પાસે આદીશ્વરની પ્રતિષ્ઠા કરાવી. ત્યાથી ગિરિનારની યાત્રા કરી કે જ્યા તેમને ત્યાના રાજા મહીપે ( મહિપાલદેવે ) માન આપ્યુ. દેવપટ્ટણમા મુગ્ધરાજ રાજાએ, દીવમા તેના સ્વામી મૂલરાજે સન્માન કર્યું. ત્યાથી શત્રુંજય પુન આવી પાટણ સંઘસહિત આવ્યા. દેશલશાહે સ. ૧૩૭૫મા પુન મહાયાત્રા કરી. સમરસિંહ દિલ્લી સુલતાનના આમત્રણથી જતા ત્યા કુતુબુદ્દીન બાદશાહે માન આપ્યું; ને પછી તેના પુત્ર સુલતાન ગ્યાસુદ્દીને શાહના કહેવાથી ત્યા બંદી તરીકે રાખેલ પાંડુદેશના સ્વામી વીરવલ્લ (બીરબલ)ને મુક્ત

---

૪૨૮ છતા સં. ૧૪૯૪ માં રચાયેલ ગિરનારપરના વિમલનાથ પ્રાસાદની પ્રશસ્તિમા, ૫ વિવેકધીર ગણિએ સ ૧૫૮૭ મા રચેલા શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબધમા, નયસુદરના સં. ૧૬૩૮ ના શત્રુંજય રાસમા અને એને અનુસરતા પાશ્ચાત્ય લેખકોએ રત્નાકરસૂરિએ પ્રતિષ્ઠા કરનાર જણાવ્યા છે, કક્કસૂરિએ ના૦ પ્રબધમા સઘમા બૃહદ્ગચ્છના રત્નાકરસૂરિ આવ્યા હતા, એમ જણાવ્યુ છે તે રત્નાકરસૂરિ અને વૃદ્ધતપાગણમાં થયેલ રત્નાકરગચ્છના પ્રવર્ત્તક રત્નાકરસૂરિ એ બંને એક હોય તો પણ સ ૧૩૭૧ મા શત્રુજય તીર્થના મૂલનાયક આદીશ્વરની પ્રતિષ્ઠા કરનાર ઉપકેશ ગચ્છના સિદ્ધસૂરિજ જણાય છે બાકી આ પ્રસંગમા રત્નાકરસૂરિએ અન્ય પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હોય, એમ સભવી શકે પડિત લાલચંદ 'જૈનયુગ' ૧, ૨૫૯ વિવિધ તીર્થંકલ્પમાં શત્રુંજય કલ્પ (રચ્યા. સં ૧૩૮૫) મા જિનપ્રભસૂરિએ આ ઉદ્ધારનો સં. ૧૩૭૧ આપ્યો છે—

वैक्रमे वत्सरे चन्द्रहयाग्नीन्दुमिते सति ।
श्रीमूलनायकोद्धारं साधु श्री समरो व्यधात् ॥

કર્યો. બાદશાહના ફરમાનથી ધર્મવીર **સમરે** **મથુરા** અને **હસ્તિનાપુરમા** સંઘપતિ થઈ જિનપ્રભસૂરિ (જુઓ પારા ૬૦૨) સાથે તીર્થયાત્રા કરી.

૬૨૨ પછી **સમરાશાહ** **તિલંગ** દેશમા ગ્યાસદીનના પુત્ર ઉલ્લખાનના આશ્રિત થયા. ખાને પણ **સમરને** વિશ્વાસપાત્ર પોતાના ભાઈ તરીકે સ્વીકારી **તિલંગ** દેશનો સ્વામી (સૂબો) બનાવ્યો હતો. ત્યા તુર્કોથી બંદી તરીકે પકડાયેલ પુષ્કળ મનુષ્યોને તેણે મૂકાવ્યા, શ્રાવકોના કુટુંબોને ત્યા સ્થાપી ઉરંગલપુરમા જિનાલયો કરાવી ધર્મપ્રભાવના કરી. **સમરસિંહ** સં ૧૩૯૩ પહેલા તે લગભગ સ્વર્ગસ્થ થયા, કે તે વર્ષમા કંજરોટપુરમા રહી ઉપર્યુક્ત **સિદ્ધસૂરિના** શિષ્ય પટ્ટધર **કક્કસૂરિએ** તે **સમરસિંહનો** ચરિત્રાત્મક ગ્રંથ નામે **નાભિનંદનોદ્ધાર** પ્રબંધ પૂરો કર્યો.[૪૨૯]

૬૨૩ **આબુપર** 'ભંગ' થયો ત્યાર પછી સં. ૧૩૭૨ અને ૭૩ ની, **વિમલવસહિ**, **મહાવીરમંદિર** અને **વિમલહસ્તિશાળા**—આ ત્રણેની વચ્ચે જે મોટો મંડપ આવેલો છે તેમા કેટલાક રાજકીય શાસન લેખોવાળી સુરહિઓ (સુરભિઓ—ગાયો) છે, કે જેમા **ચંદ્રાવતીના** રાજાઓએ અવારનવાર **આબુના** જૈન દેહરાઓના રક્ષણની અને યાત્રિકો પાસે યાત્રાકર જેવા કોઈ પણ લાગા નહિ લેવાની પ્રતિજ્ઞાઓના લેખો કોતરાવેલા છે. આમા ૩ લેખો **ચંદ્રાવતીના** મહારાજ દેવડા **લૂંઢાક** (હાલના સિરોહીના 'મહારાવ'ના પૂર્વજ) ના છે, તેમા સં. ૧૩૭૨ ના એક લેખમા **આદિનાથ** (વિમલવસહિ) અને **નેમિનાથ** (લૂણિગવસહિ) ઉપરના અમુક લાગા માફ કર્યાની હકીકત છે તેમ

૪૨૯. જુઓ "અંબદેવસૂરિકૃત સમરારાસો (પ્રા. ગૂ. કા. સં. તથા જૈ. ગૂ. સંચય) અને કક્કસૂરિકૃત નાભિનંદનોદ્ધાર પ્રબંધ (પ્ર. હે. ગ્રં.) અને તે બંને પરથી અનેક ઐ. ટિપ્પણો સહિત ઘણી શોધ અને પરિશ્રમપૂર્વક લાલચંદ ભગવાનદાસ ગાંધીનો લખેલો લેખ નામે 'શ્રી શત્રુંજય તીર્થનો ઉદ્ધારક સમરસિંહ (તિલંગ દેશનો સ્વામી)' જૈનયુગ. વર્ષ ૧ પૃ. ૧૦૨, ૧૮૬, ૨૫૫, ૨૦૩

વર્ષના બીજા લેખમા તે રાજાએ **આબુ**ની યાત્રાએ આવનાર યાત્રિકો ઉપરનો કર બાઇશ્રી **નામલદેવી**ના પુણ્યાર્થે માફ કર્યાની હકીકત છે અને ત્રીજા સં ૧૩૭૩ના લેખમા **દેલવાડા**ના જૈન મદિરોના પૂજારીઓ પરનો કર માફ કર્યાની હકીકત છે. વળી આ લેખોમા આ આજ્ઞાઓ પોતાના પછીના સ્વવશજ વા પરવશજ રાજાઓ પાળે એવી તેમા પ્રાર્થના કરેલી છે.

૬૨૪ આબુ પરના ઉક્ત બંને મદિરોનો સં. ૧૩૭૮ મા ઉદ્ધાર થયો-**વિમલવસહિ**નો ઉદ્ધાર **મહણસિંહ** પુત્ર શા **લલ્લ** (=લાલિગ) અને શા ધનસિંહના પુત્ર શા. **વીજડ**-આ બને પિત્રાઈ ભાઇઓએ કરાવ્યો, અને લૂણિગવસહિનો જીર્ણોદ્ધાર **ચ**ડસિંહ પુત્ર સંઘપતિ **પીથડે** કરાવ્યો.[૪૩૦] વળી ત્યા એક સં. ૧૩૭૮ નો લેખ છે તેમા જણાવ્યુ છે કે 'શ્રીમાળી જ્ઞાતીય ખેતલે **ભગાનંતર** આ **મહાવીર** બિંબ કરાવ્યુ.' તેમજ બીજાઓએ જુદા જુદા મદિરો-દેવકુલિકાઓ કરાવી. આમ મુસલમાનોએ પોતાના મહા-મહા તીર્થોને કરેલુ નુકશાન પાછળથી જૈનોએ સમારકામ કરાવી-પુનરૂદ્ધાર કરી ટાળ્યુ, તો પણ **પાટણ** આદિ શહેરોના હીદુ જૈન મદિરો ભગ્નાવશેષ થયા.

---

૪૩૦ જુઓ જિનપ્રભસૂરિના તીર્થકલ્પમાનો અર્બુદ કલ્પ —

तीर्थद्वयेऽपि भग्नेऽस्मिन् दैवान्म्लेच्छै प्रचक्रतुः ।
अस्योद्धारं द्वौ शकाब्दे वन्हिवेदार्कसमिते ( १२४३ ) ॥
तत्राद्य तीर्थस्योद्धर्त्ता लल्लो महणसिंहभू ।
पीथडस्त्वितरस्याभूद् व्यवहृच् चंडसिंहज ॥

**લાલિગ** અને **વીજડે** કરાવેલા જીર્ણોદ્ધાર સબંધીની એક વિસ્તૃત પ્રશસ્તિ ત્યા કોતરી કાઢેલી હજુ મળે છે તેમા તે બંને પિત્રાઇઓનો વિસ્તૃત ઇતિહાસ મળે છે લૂણિગવસહિના નવ ચોકિયાના અગ્નિકોણ તરફના સ્થંભ ઉપર એક સંસ્કૃત પદ્ય છે તેમા સંઘપતિ **પેથડે** પોતાનું ધન ખર્ચીને લૂણિગવસહિનો ઉદ્ધાર કર્યાનો ઉલ્લેખ છે-કલ્યાણવિજયજીનો લેખ નામે 'આબુના જૈન શિલાલેખો' તા ૧૬-૨૦-૨૭ નુ 'જૈન'

પટ્ટાવલીની પછવાડે વિ સ ૧૩૭૬, ૭૭

૬૨૫ એક રાજ્ય પટ્ટાવલીની પછવાડે વિ સ ૧૩૭૬, ૭૭ મા દુર્ભિક્ષયોગે ગૂર્જર જ્ઞાતીય સા ભીમે (અતિ દાન) આપ્યુ એમ જણાવ્યુ છે. આબુ પરન્તુ જે ભીમાશાહનુ દેહરૂ-ભીમસિંહપ્રાસાદ કહેવાય છે તે કરાવનાર આ સા ભીમ હોય તેમ મભવે છે

૬૨૬ મ ૧૩૯૪ મા મત્રી વિમલના વશમા થયેલા મત્રી ભાણકે અભયસિંહના પુત્ર મંત્રી જગસિંહ અને તેના પુત્ર મત્રી ... વિમલવસહિની અદર અબિકા દેવીની મૂર્તિ કરાવી

૬૨૭ હવે સાહિત્ય પ્રવૃત્તિ જોઇએ — મ ૧૩૬૧ મા નાગેન્દ્રગચ્છીય ચન્દ્રપ્રભ શિષ્ય મેરૂતુંગસૂરિએ વર્દ્ધમાનપુર (વઢવાણ) મા પાચસર્ગમા-પ્રબંધ ચિંતામણી ગ્રંથ રચ્યો (પી ૨, ૮૬, વે૦ ન. ૧૭૫૩ ગૂ૦ ભા૦ સહિત રામચંદ્ર દીનાનાથ, અંગ્રેજી ભા૦ બિ૦ ઇ૦ સન ૧૯૦૨) જેમા ઇતિહાસના તત્ત્વ હોય છે તેવા પ્રબંધ લખવાનો પ્રારંભ હેમાચાર્યથીજ થઇ ગયો હતો "જૈન ગ્રંથકારોએ ચરિત્રો લખવાની પદ્ધતિ વિશેષ પ્રચલિત કરી છે લગભગ પોતાના સમયના ભોજ કુમારપાલ જેવા રાજાઓ, વસ્તુપાળ તેજપાળ જગડશા જેવા શ્રીમંતો અને માઘ વગેરે કવિઓના ચરિતોમા તેઓએ સારો રસ લીધો છે-અને હેમચન્દ્રાચાર્યના સમયથી ઉદ્ભવેલી આ પ્રવૃત્તિના ઉદાહરણોમા ચૌદમા સૈકાના 'પ્રબંધ ચિન્તામણિ'કાર મેરૂતુંગાચાર્ય વગેરે ગણાવી શકાય" "હેમચન્દ્રે દ્વયાશ્રય સંસ્કૃતમા મૂલરાજથી સિદ્ધરાજ જયસિંહ સુધીનો ઇતિહાસ, અને પ્રાકૃત દ્વયાશ્રયમા કુમારપાલનો ઇતિહાસ આપ્યો,-તેમજ પરિશિષ્ટ પર્વમા શ્રી મહાવીર પછી થયેલ સુધર્માથી વજ્રસ્વામી પર્યંતના આચાર્યોનો તથા ચંદ્રગુપ્ત સંપ્રતિ વગેરે જૈન રાજાઓનો ઇતિહાસ આપ્યો ...

પછી જગડૂચરિત, સં. ૧૩૩૨ મા પ્રભાવકચરિત અને પછી આ પ્રબંધ ચિંતામણી રચાયુ.

६२८ પ્રબંધ ચિંતામણીના ૧લા સર્ગમા વિક્રમાર્કપ્રબંધ (અગિવેતાલ, કાલિદાસ કવિ, સુવર્ણપુરૂષસિદ્ધિ, પરકાયપ્રવેશવિદ્યા સિદ્ધસેન દિવાકર આદિ સંબંધવાળો), શાલિવાહનનો, તથા વનરાજાદિ પ્રબધ-વનરાજ, અન્ય ચાવડા રાજાઓ, મૂલરાજ સોલકી, મુજરાજ, સિંધુલ, ભોજ સબંધીના છે, ૨ જામા ભોજ તથા ભીમનો પ્રબધ કે જેમા ફુલચંદ્ર દિગંબર, માઘ પંડિત, ધનપાલ પડિત, મયૂર, બાણ, માનતુગ, આદિના સંબધ છે ને ભોજનો પરાજ્ય ને સ્વર્ગવાસ, ૩ જામા સિદ્ધરાજ પ્રબધ (લીલાવૈદ્ય, ઉદયન અને સાન્ મંત્રી, માતા મીનળદેવી, માલવેશનો પરાજય, સિદ્ધહેમ વ્યાકરણની ઉત્પત્તિ, રૂદ્રમાલો તથા સહસ્રલિંગ સરોવરનુ નિર્માપણ, રામચદ્ર, જયમંગલ, યશપાલ તથા હેમાચાર્યની કવિતા, નવઘનનો પરાજય, સજ્જન મત્રીનો ગિરનારનો ઉદ્ધાર, સોમેશ્વરની યાત્રા, દિગબર કુમુદચંદ્ર અને વાદિદેવસૂરિ વચ્ચે સંવાદ, આભડશા વગેરે અનેક સંબધવાળો) પ્રબધ છે, ૪ થા સર્ગમા કુમારપાલ પ્રબધ છે (જન્મ, ભ્રમણ, રાજ્યાભિષેક, હેમાચાર્યનો પ્રસંગ ને ચરિત્ર, વાગ્ભટ્ટ તથા આમ્રદેવનો તીર્થોદ્ધાર, કપર્દિ, ઉદયચંદ્રસૂરિ, જૈનવિહારો-મદિરો, બૃહસ્પતિ આલિંગ અને વામરાશિવિપ્ર, હેમાચાર્ય ને શંકરાચાર્ય, કુમારપાળનુ સ્વર્ગગમન અને અજયપાળની દુષ્ટતા, પ્રધાનોનુ દુર્મરણ તથા બાળમૂળરાજ અને ભીમનું રાજ્ય વગેરે છે) પછી વસ્તુપાલ તેજપાલનો પ્રબધ આવે છે ખંભાતમા વસ્તુપાળની સૈયદ સાથે લડાઇ, આલમખાન સાથે વસ્તુપાલની મૈત્રી, વસ્તુપાલની કીર્ત્તિ વગેરે છે છેલ્લા ૫ મા સર્ગમા પ્રકીર્ણ પ્રબધો છે-જેવાકે નંદરાજ, શિલાદિત્ય ને મલ્લવાદી, વલ્લભીભગ, મુજ રાજા અને તેની પુત્રી, ગોવર્ધન પુણ્યસાર એ રાજાઓ, લક્ષ્મણસેન તથા જયચદ રાજા, જગદેવ તથા પરમર્દિ તથા પૃથ્વીરાજ તથા તુગસુભટ, કોકણ દેશની ઉત્પત્તિ, વરાહમિહિર, સ્તભતીર્થ, ભર્તૃહરિ, વાગ્ભટ્ટ વૈદ્ય, રૈવત

રીક્ષા, અને રત્નપરીક્ષા રચી તેના પર વૃત્તિઓ પણ કરી તેજ વર્ષમા પૌ૦ (ચક્રેશ્વરસૂરિ-ત્રિદશપ્રભ–તિલક–ધર્મપ્રભ–અભયપ્રભ-રત્ન પ્રભસૂરિ શિ૦) કમલપ્રભે પુંડરીકચરિત્ર રચ્યુ સં. ૧૩૭૩ મા સૂરિપદ પામેલ તપાગચ્છના (ધર્મઘોષસૂરિના શિષ્ય સોમપ્રભસૂરિ શિ૦) સોમ તિલકે ૩૮૭ ગાથાનો નવ્ય ક્ષેત્રસમાસ, વિચારસૂત્ર, અને સ ૧૩૮૭ મા સપ્તતિશત સ્થાનક (વે ન ૧૬૮૩ પ્ર આ. સભા) અને પોતાના ગુરૂ સોમપ્રભકૃત ૨૮ યમક સ્તુતિઓપર વૃત્તિ રચી (પી ૩, ૦૧૭)

૬૩૧ સ. ૧૩૮૦ મા મલધારી રાજશેખરસૂરિ (પ્રબંધકોશ કર્તા) ના શિષ્ય સુધાકલશે સંગીતોપનિષત્ એ નામનો સગીત પર ગ્રથ રચ્યો અને તેનો સાર નામે સંગીતોપનિષત્સાર ૭ અધ્યાયમાં સં ૧૪૦૬ મા રચ્યો (વે. નં. ૪૩૪, કા વડો ન ૧૯૫૩) આ સુધા-કલશે એકાક્ષર નામમાલા નામનો કોશ (વેબર, ૨૫૯ ન. ૧૭૦૨) પણ રચેલ છે.

૬૩૨ સ. ૧૩૮૩ મા ખ૦ જિનકુશલસૂરિ (આચાર્યપદ સં. ૧૩૭૭) એ જિનદત્તસૂરિકૃત ચૈત્યવદન–દેવવદન કુલકપર વૃત્તિ રચી (તાડપત્ર કી ૨, નં. ૧૯, કી. ૩, ન ૧૪૮, કા. વડો ન. ૧૮૨) કર્તાના વિદ્યાગુરૂ વિવેકસમુદ્ર ઉપાધ્યાય હતા અને આ કૃતિ રાજેન્દ્રચદ્રસૂરિ, તરૂણકીર્ત્તિ અને લબ્ધિનિધાન ગણિએ સશોધી હતી અને આ વૃત્તિપરનુ ટિપ્પનક કર્ત્તાના શિષ્ય ઉક્ત લબ્ધિનિધાને રચ્યુ (કા. વડો ન ૧૯૩)

૬૩૩. સ. ૧૩૮૯ મા રૂદ્રપલ્લીય ગચ્છના સઘતિલકસૂરિના શિષ્ય સોમતિલકસૂરિ (અપરનામ વિદ્યાતિલક) એ વીરકલ્પ (પી. ૪, ૯૯) અને ષડ્દર્શનસૂત્ર ટીકા (ફસાડા ભ ), સ ૧૩૯૨ મા તથા જયકીર્ત્તિકૃત શીલોપદેશમાળા પર શીલ તરગિણી નામની વૃત્તિ (પ્ર હી ૯, વેબર નં ૨૦૦૬ વે૦ ન. ૧૬૬૩, કા વડો), લઘુ-સ્તવટીકા (વિવેક૦ ઉદે૦) સ. ૧૩૯૭ મા, અને કુમારપાલ પ્રબંધ (સ. ૧૪૨૪ મા ? કા છાણી, બુહ્. ૬, ન ૭૦૯) એ ગ્રથો રચ્યા.

૬૩૬ આ શતકમા ધનપ્રભસૂરિ શિષ્ય **સર્વાનન્દસૂરિએ જગડૂ ચરિત** રચ્યું. (બુહ્ ૨ ન. ૨૮૪ મુદ્રિત જુઓ ટિપ્પણ ન. ૪૧૨). અંચલગચ્છીય ભુવનતુંગસૂરિએ **ઋષિમડલપર** વૃત્તિ (સ ૧૩૮૦ પહેલા. જે. ૧૨૬, જે. પ્ર- ૫૪) **આતુરપ્રત્યાખ્યાન** અને **ચતુશરણ** પર વૃત્તિઓ રચી જિનપ્રભસૂરિ કે જેમણે સસ્કૃત, પ્રાકૃત તેમજ અપભ્રંશ એમ ત્રણે ભાષામા મળીને અનેક ગ્રથ રચ્યા તેમના સબંધી અગાઉ કહેવાઇ ગયુ છે. (પારા ૬૦૨ થી ૬૦૪)

૬૩૭ **જૂની ગૂજરાતીનુ સાહિત્ય** – સ. ૧૩૫૮મા લખાયેલ કાગળની પ્રતમા નવકાર વ્યાખ્યાન તથા સ. ૧૩૬૯ મા લિખિત તાડપત્રની પ્રતમા **અતિચારના** સંબધી ગૂજરાતી ગદ્યમા લખેલ પ્રતો પાટણના ભંડારમા છે (મુદ્રિત પ્રા૦ ગૂ કા. સંગ્રહ).

૬૩૮ સ ૧૩૬૩ મા કોરટામા **પ્રજ્ઞાતિલકસૂરિ** (શિષ્ય ?) એ કચ્છૂલી રામ રચ્યો છે. કચ્છૂલી નામ આબુ પાસે ગામ છે તેનુ વર્ણન છે તેમા કેટલીક ઐતિહાસિક બિનાઓ છે વિધિ માર્ગના **શ્રીપ્રભસૂરિ** (ધર્મવિધિપ્રકરણના કર્ત્તા) થયા તેના શિષ્ય **માણિક્યપ્રભસૂરિએ** કછૂલિમા પાર્શ્વજિન ભુવનની પ્રતિષ્ઠા કરી **માણિક્ય** પ્રભસૂરિએ પોતાની પાટપર ઉદયસિહસૂરિને સ્થાપ્યા. તે ઉદયસિંહે **ચડ્ડાવલિ** (ચદ્રાવતી)ના રાઉલ **ધ**ધલો દેવની સમક્ષ મત્રવાદિને મંત્રથી હરાવ્યો. તેણે **પિંડવિશુદ્ધિવિવરણ**, **ધર્મવિધિ** (વૃત્તિ) અને ચૈત્યવદન દીપિકા રચી. અને તે સ. ૧૩૧૩ મા સ્વર્ગસ્થ થયા. પછી કમલસૂરિ, પ્રજ્ઞાસૂરિ, પ્રજ્ઞાતિલકસૂરિ થયા વગેરે.

૬૩૯ સં. ૧૩૬૫ મા તાડપત્રપર લખાયેલી ભુવનસુદરી કથાની પ્રતને છેવટે દેશી ભાષામા લખવામા આવ્યુ છે કે 'સંવત્ ૧૩૬૫ રત્ના દેવીયે મૂલ્યે લેઇ સાધુને ઓરાવી.' (પી ૧, ૩૯) સં. ૧૩૬૮મા વસ્તિગ નામના કવિએ **વિહરમાન વીશ તીર્થંકર સ્તવ** રચ્યુ સં. ૧૩૭૧ લગભગ નિવૃત્તિ ગચ્છના **પાસડસૂરિ** શિષ્ય **અ**બદેવસૂરિએ **સમરારાસો** રચ્યો,

## જૂની ગૂજરાતીનુ સાહિત્ય.

તેમા સં ૧૩૭૧ મા ઉપરોક્ત સમરાશાહે કરાવેલા શત્રુજયપર મુખ્ય નાયક આદિનાથની મૂર્ત્તિના ઉદ્ધારનુ સમકાલીન વર્ણન છે. આમા રાજસ્થાની ભાષાનો પ્રયોગ પણ જણાય છે ગૂજરાતી-રાજસ્થાની-હિંદી ભાષાનુ સામ્ય આ સમય સુધી ઘણુજ હતુ તે આમાથી પરખાય છે. ખ જિનપદ્મસૂરિએ સ્થૂલિભદ્ર ફાગ રચ્યો કે જે સૂરિ સં ૧૪૦૦ મા સ્વર્ગસ્થ થયા તે ફાગ ૨૭ ટુકનું ટુંકુ કાવ્ય છે.

૬૪૦ આ શતકમા સોલણ નામના કવિએ ચર્ચરિકા (સ્તુતિ-કાવ્ય) રચેલુ છે વળી અનાથિકુલક, અને ધના સંધિ એ બે કાવ્યો પાટણના ભંડારમા છે કે જે અપભ્રંશ સાથે મળતી જૂની ગૂજ-રાતીમા છે.

[ આ ગૂ૦ સાહિત્ય માટે જુઓ જૈનગૂર્જર કવિઓ પ્રથમ ભાગ પૃ. ૮ થી ૧૨, પ્રા ગૃ કા સગ્રહ ]



# પ્રકરણ ૭ મું.

## ગૂજરાતમાં મુસલમાનો.

### સં. ૧૪૦૧ થી સં. ૧૪૫૬.

सुकईहि सन्निवद्धा जहुत्तनायगा पसन्नपया ।
कस्स न हरन्ति हियय वरप्पवन्वा मियच्छिव्व ॥
यं दिट्ठं सुकईहि सारसरसं छेयाण पीइप्पगं
थोवं जेव हवेदि चिट्ठदि चिरं कव्व रसालव्व तं ।
ज गीयाइ पुणो हविज्ज सुवहुं चिट्ठिज्ज थोवंपि त
कालं चिव्भडियाकलुव्व सुकर लोएहि सव्वेहि वि ॥

—સુકવિ એટલે દૂતિઓથી રચેલ યથાર્થ ગુણવાળા નાયકનો પોતાના સ્વેચ્છિતવરમા પ્રબંધ થયેલ છે એવી મૃગાક્ષીઓ કેનુ ચિત્ત હરતી નથી? તેવીજ રીતે સુકવિઓએ રચેલ યથાર્થ ગુણવાળા નાયક જેમા છે એવા ઉત્તમ પ્રબંધો કેનુ ચિત્ત હરતા નથી?–સર્વનુ હરે છે (આ જયવલ્લભકૃત પ્રાકૃત સુભાષિતાવલીમા પણ છે)

—જે કાવ્ય સુકવિઓથી સારરૂપ અને સરસ રચાયુ છે અને નાગરિકોને પ્રીતિપદ છે તે થોડું પણ જો હોય તોયે લાબા કાલ સુધી રસાલ (આમ્ર)ની પેઠે રહે છે, જ્યારે જે ગીત વગેરે ઘણા હોય છતાં થોડા કાલ સુધી સર્વ લોકમાં સુલભ એવા ચીભડાના ફલની પેઠે રહે છે–તેનો આસ્વાદ થોડા કાલ સુધી લેવાય છે

—નયચંદ્રસૂરિકૃત રંભામંજરીનાટિકા

૬૪૧ ઐતિહાસિક બનાવોમાઃ—સં. ૧૪૪૪ મા ખ૦ જિનરાજસૂરિએ ચિતોડમા આદિનાથની પ્રતિષ્ઠા કરી સ. ૧૪૪૯ મા ખભાતના શ્રીમાલી હરપતિશાહે ગિરનારના નેમિનાથ પ્રાસાદનો ઉદ્ધાર કર્યો. એ બનાવ નોધી સાહિત્યપ્રવૃત્તિ તરફ વળીએ.

૬૪૨ સં. ૧૪૦૧ મા ઉત્તરાધ્યયન સૂત્ર વૃત્તિની ખ૦ જિનલબ્ધિસૂરિને ભેટ થયેલ તાડપત્રની પ્રત ભા ૪. મા છે. સં ૧૪૦૫

# પ્રકરણ ૭ મું.

## ગૂજરાતમાં મુસલમાનો.

### સં. ૧૪૦૧ થી સં. ૧૪૫૬.

सुकईहि सन्निवद्धा जहुत्तनायगा पमन्नपया ।
कस्स न हरन्ति हियय वरप्पवन्धा मियच्छिव्व ॥
यं दिट्ठं सुकईहि सारसरसं छेयाण पीडप्पगं
थोवं जेव हवेदि चिट्ठदि चिरं कव्व रसालव्व तं ।
ज गीयाइ पुणो हविज्ज सुवहुं चिट्ठिज्ज थोवंपि त
कालं चिब्भडियाकलुव्व सुकर लोएहि सव्वेहि वि ॥

—સુકવિ એટલે દ્રુતિઓથી રચેલ યથાર્થ ગુણવાળા નાયકનો પોતાના સ્વેચ્છિતવરમા પ્રબંધ થયેલ છે એવી મૃગાક્ષીઓ કેનુ ચિત્ત હરતી નથી? તેવીજ રીતે સુકવિઓએ રચેલ યથાર્થ ગુણવાળા નાયક જેમા છે એવા ઉત્તમ પ્રબંધો કેનુ ચિત્ત હરતા નથી?—સર્વનુ હરે છે (આ જયવલ્લભકૃત પ્રાકૃત સુભાષિતાવલીમા પણ છે)

—જે કાવ્ય સુકવિઓથી સારરૂપ અને સરસ રચાયુ છે અને નાગરિકોને પ્રીતિપદ છે તે થોડું પણ જો હોય તોયે લાબા કાલ સુધી રસાલ (આમ્ર)ની પેઠે રહે છે, જ્યારે જે ગીત વગેરે ઘણા હોય છતા થોડા કાલ સુધી સર્વ લોકમાં સુલભ એવા ચીભડાના ફલની પેઠે રહે છે—તેનો આસ્વાદ થોડા કાલ સુધી લેવાય છે

—નયચન્દ્રસૂરિકૃત રંભામંજરીનાટિકા

૬૪૧ ઐતિહાસિક બનાવોમાઃ—સં. ૧૪૪૪ મા ખ૦ જિનરાજસૂરિએ ચિતોડમા આદિનાથની પ્રતિષ્ઠા કરી સં. ૧૪૪૯ મા ખંભાતના શ્રીમાલી હરપતિશાહે ગિરનારના નેમિનાથ પ્રાસાદનો ઉદ્ધાર કર્યો. એ બનાવ નોંધી સાહિત્યપ્રવૃત્તિ તરફ વળીએ

૬૪૨ સં. ૧૪૦૧ મા ઉત્તરાધ્યયન સૂત્ર વૃત્તિની ખ૦ જિનલબ્ધિસૂરિને ભેટ થયેલ તાડપત્રની પ્રત ભા ઇ. મા છે. સ ૧૪૦૫

પહેલા ઉક્ત પ્રસિદ્ધ જિનપ્રભસૂરિએ તે મૂળ ગ્રંથ આ સૂરિને શીખવ્યો હતો.

૬૪૩ સં ૧૪૦૬ મા ખ૦ જિનચંદ્રસૂરિની શિષ્યા ગુણસમૃદ્ધિ મહત્તરાએ અંજણાસુન્દરી ચરિત્ર પ્રા મા ૫૦૪ શ્લોક પ્રમાણ જેસલમેરમા રચ્યુ (જે ૪૯, જે, પ્ર. ૫૪, આ ચરિત માટે જુઓ શીલોપદેશમાલાવૃત્તિ પૃ ૨૮૧-૨૮૯) મેરૂતુંગે સં ૧૪૦૯ મા કામદેવચરિત (કા વડો) અને સં ૧૪૧૩મા સંભવનાથ ચરિત રચ્યા

૬૪૪ સં. ૧૪૧૦ મા બૃહદ્ગચ્છના (પ્રસિદ્ધ વાદિ દેવસૂરિ-ભદ્રેશ્વર-વિજયેન્દુ-માનભદ્ર-ગુણભદ્ર કે જેણે મહમુદશાહ સુલતાનને શ્લોકના વિવેચનથી રંજિત કરતા તેણે આપવા માગેલા 'સુવર્ણટંકાયુત' ને સ્વીકારેલ નહીં અને જે વ્યાકરણ, છંદસ્, નાટક, તર્ક, સાહિત્ય એ સર્વમા નિષ્ણાત હતા તેના શિષ્ય) મુનિભદ્રસૂરિએ મુનિદેવસૂરિના રચેલા શાંતિનાથચરિતને અવલોકી પોતાનુ નવુ શાંતિનાથ ચરિત રચ્યુ. રચનાના કારણમા કવિ કહે છે કે જૈનેતરોએ રચેલા પંચ મહાકાવ્યોને જૈનાચાર્યો પ્રથમાભ્યાસીઓ માટે વ્યુત્પત્તિની પ્રાપ્તિ અર્થે સતત ભણાવે છે તો સમ્યક્ત્વની વાસનાથી રચાયેલુ જૈન-

---

જાણવા માટે સૂત્રો રચ્યા સૂત્રોપર પ્રશસ્તકરદેવે ભાષ્ય રચ્યુ તે ભાષ્ય પર ચાર વૃત્તિ થઇ વ્યોમશિવાચાર્યે વ્યોમવતી નામની, શ્રીધરાચાર્યે ન્યાયકંદલી એ નામની, ઉદયનાચાર્યે કિરણાવલી નામની અને શ્રી વત્સાચાર્યે લીલાવતી નામની રચી તે પૈકી ન્યાયકંદલી પર પંજિકા રચવાનો આ જૈનાચાર્યે પ્રારંભ કર્યો આ ગ્રંથ તેમજ તેવા બીજા ગ્રંથો રચી તેમણે બનાવી આપ્યુ કે જ્ઞાનચંદ્ર રત્નાવતારિકા ટિપ્પનમાં તેમને માટે જે વિશેષણો નીચેના આપ્યા તે યથાર્થ છે

श्री राजशेखरगुरु र्गरिमाऽविधानं तर्कागमाम्बुधिमहार्घजलाभिषेकी ।

ન્યાયકંદલી એ જૈનેતર ગ્રંથ હોવા છતા તેનુ પઠનપાઠન જૈન સાધુઓ કરતા હતા અને તેથી આ સૂરિએ તેપર પંજિકા રચી હતી એમ સ્પષ્ટ જણાય છે

કાવ્ય કેમ ઇચ્છિત ન થાય તે માટે આ ચરિત રચ્યુ છે કવિ એટલુ બધુ અભિમાન સેવે છે કે જે વિદ્વાનો કાલિદાસની ઉક્તિમા, ભારવિ, માઘપંડિતના એ મહાકાવ્યોમા, હર્ષના અમૃત સૂક્તિવાળા નૈષધ મહાકાવ્યમા પણ દોષોનુ પ્રતિપાદન કરે છે તેઓ આ ભગવાન્ શાન્તિના ચરિત્રમા વૃત્તના વિવર્ણન વડે કેવલ ગુણોનુ પ્રતિપાદન કરશે' કવિએ પીરોજશાહ સુલતાનની રાજ્યસભામા પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી અને ઉક્ત રત્નશેખરસૂરિએ આ ચરિત્રને શોધ્યુ હતુ. જુઓ તેની પ્રશસ્તિ (પ્ર ચ ગ્ર ન ૨૦) આ કાવ્ય મનોહર છે. આ મુનિભદ્રે દેવેન્દ્રસૂરિની (સ ૧૪૨૯ ની) પ્રશ્નોત્તર રત્નમાલાનું સશોધન કર્યુ હતુ

૬૪૫ સ ૧૪૧૧ મા ખ જિનેશ્વરસૂરિ શિષ્ય સોમકીર્તિએ અણહિલ્લપુરપત્તને કાતન્ત્રવૃત્તિપજિકા લખી-લખાવી (ન. ૧૨) સ. ૧૪૧૨ (રવિવિશ્વવર્ષે) મા ખંડિલ ગચ્છના કાલિકાચાર્ય સંતાનીય (ભાવદેવ-વિજયસિંહ-જિનવીર-જિનદેવસૂરિ શિ૦) ભાવદેવસૂરિએ પાર્શ્વનાથ ચરિત્ર[૪૩૮] (પી ૪, ૧૦૬, કાં વડો પ્ર ૫ ગ્ર સને ૧૯૧૨) રચ્યુ, વળી તેના ગ્રંથો પ્રા૦ મા યતિદિનચર્યા (પ્ર વડો) અને અલકાર સાર આદિ પ્રકરણમા (કા વડો) ને કાલિકાચાર્ય કથાના રચનાર ભાવદેવસૂરિ (પી ૧, ૩૦) પ્ર ચ આ [illegible]

૬૪૬ સ ૧૪૨૨ મા કૃષ્ણર્ષિ ગચ્છના મહેન્દ્રસૂરિ શિ૦ જયસિંહસૂરિએ ૧૩૦૭ શ્લોક પ્રમાણ પદ્યમા કુમારપાલ [illegible] રચ્યુ (જૈ૦ ન ૧૭ ૭ પ્ર હી હ. સને ૧૯૧૫, [illegible] ઉપાધ્યાય [illegible] સને ૧૯૨૬) [illegible] તેના ગુરુ મહેન્દ્રસૂરિએ [illegible]

૪૩૮ જુઓ [illegible] M Blo[illegible] The [illegible] of the [illegible]

'મહાત્મા' તરીકે વખાણ પ્રાપ્ત કર્યા હતા.[૪૩૪] આ ચરિતનો પ્રથમાદર્શ પ્રમાણનિષ્ણાત અને કવિ મુનિ **નયચંદ્રે** લખ્યો હતો. આ ઉપરાંત જયસિંહે **ભાસર્વજ્ઞ** કૃત **ન્યાયસાર** (પ્ર૦ વિશ્વનાથ પ્ર વેંદ્ર સને ૧૯૨૧) કે જેમાં વૈશેષિક નૈયાયિક વેદાન્તી આદિ અમુક અમુક પ્રમાણો માને છે તેની ચર્ચા છે તથા પંચાવયવ હેત્વાભાસો તથા પદાર્થોનું નિરૂપણ છે તે પર ટીકા નામે **ન્યાયતાત્પર્ય** દીપિકા રચી (પ્ર શતીશચંદ્ર વિદ્યાભૂષણથી સંશોધિત રૉ. એ. એ. સન ૧૯૧૦), વિશેષમાં નવું વ્યાકરણ રચ્યું હતું અને **સારંગપંડિતને** વાદમાં જીત્યો હતો એમ ઉક્ત **નયચંદ્ર** પોતાના **હમ્મીર** મહાકાવ્યના ૧૪મા સર્ગમાં જણાવે છે.[૪૩૫] આ **સારંગપંડિત** તે શાકંભરીના રાજા **હમ્મીરરાજનો** પંડિત, **શાર્ઙ્ગધર** પદ્ધતિ (વે ન ૧૨૨૮) નામનો સાહિત્યગ્રંથ રચનાર જણાય છે કે જેની સં. ૧૪૧૯ ની લખેલી પ્રત મળે છે, સં ૧૪૨૪ માં ઉક્ત **સોમતિલકસૂરિએ** પણ કુમારપાલ ચરિત્ર (ક્ષ. છાણી) રચેલ છે તે કહેવાઇ ગયું છે (જુઓ પારા ૬૩૩)

૬૪૭ સં. ૧૪૨૬ માં રૂદ્રપલ્લીય ગચ્છના અભયદેવસૂરિ રાજ્યે તે ગચ્છના (ગુણશેખર–ગુણચંદ્ર શિ૦) ગુણાકરે **ભક્તામર** સ્તોત્ર પર વૃત્તિ રચી (લીં, બુહ ૨. ન. ૩૦૨, પી ૫, ૨૦૭, વે ન ૧૮૧૭) સં ૧૪૨૭ માં **મદનસૂરિના** શિષ્ય અને દિલ્હીના ફિરોઝ-

---

૪૩૪ प्रत्यब्दं दीनदुःस्थोध्धृतिसुकृतकृते दीयमानं समानं
साक्षाद् दीनारलक्षं तृणमिव कटति प्रोज्झ्य निर्लोभभावात्।
एकः सोऽयं महात्मा न पर इति नृपश्रीमहम्मदसाहे
स्तोत्रं प्रापत् स तापं क्षपयतु भगवान् श्रीमहेन्द्रप्रभुर्न ॥

૪૩૫ षट्भाषा कविचक्रशक्रमखिलप्रामाणिकाग्रेसरं
**सारंगं** सहसा विरगमतनोद्यो वादविद्यानिधौ ॥२३॥
श्री **न्यायसारटीका** नव्यं व्याकरणमथ च य काव्यं।
कृता कुमारनृपते ख्यातस्त्रैविद्यवेदिचक्रीति ॥२४॥

વિદ્વાન્ કવિ થયા તેમણે સં. ૧૪૩૬ માં ઉપદેશચિંતામણિ સાવચૂરિ (પ્ર. હી. હં., વે૦ નં. ૧૫૬૫), સં. ૧૪૬૨ માં ખંભાતમાં પ્રબોધચિંતામણિ (પ્ર૦ જૈ. ધ. સભા) તથા ધમ્મિલચરિત્ર કાવ્ય (લીં. પ્ર. હી. હં.) એ બંને, જૈનકુમારસંભવ (પ્ર. ભી. મા, વે. નં. ૧૫૬૫ અને ૧૭૨૧) આ ચાર મોટા ગ્રંથો અને શત્રુંજય ગિરનાર મહાવીર એમ ત્રણ પર સંસ્કૃત બત્રીશીઓ (પ્ર. આ. સભા) આત્મબોધકુલક (પ્રા૦), ધર્મ સર્વસ્વ, ઉપદેશમાલાપર અવચૂરિ (વેબર નં. ૨૦૦૩ અને પુષ્પમાલા પર અવચૂરિ, નવતત્ત્વ ગાથામાં (વિવેક ઉદે૦), ૧૭ શ્લોકમ મ. અજિત શાંતિસ્તવ (પી. ૧, નં. ૩૧૬), સંબોધ સપ્તતિકા (વે. નં. ૧૬૯૦-૯૧ પ્ર. ગૂ ભા. સહિત આ૦ સભા સને ૧૯૨૨) આદિ અનેક ગ્રંથો રચ્યા. આ ઉપરાંત નલદમયંતી ચંપૂ. કલ્પસૂત્ર પર સુખાવબોધ નામનું વિવરણ અને ન્યાયમંજરી નામના ગ્રંથો રચ્યાનું હી. હં. જણાવે છે. તેણે ગૂ૦ ભાષામાં પણ કાવ્યો રચ્યાં છે તે હવે પછી જોઇશું.

૬૫૧ ઉક્ત આચલિક મહેંદ્રપ્રભસૂરિના શિષ્ય પટ્ટધર મેરૂતુંગ સૂરિએ સં. ૧૪૪૪ માં કાતન્ત્ર વ્યાકરણપર સંસ્કૃત બાલાવબોધ વૃત્તિ રચી (વે. નં. ૨૨) તથા ષડ્દર્શન નિર્ણય કે જેમાં છ દર્શન નામે બૌદ્ધ, મીમાંસક, સાંખ્ય, નૈયાયિક, વૈશેષિક અને જૈનની તપાસ -નિર્ણય કરેલ છે તે રચ્યો. (વે- નં. ૧૬૬૬) તદુપરાંત સં. ૧૪૪૯ માં સપ્તતિભાષ્ય પર ટીકા બનાવી તેમાં મુનિશેખરસૂરિએ રચવામાં ઉત્તેજન આપેલ હતું, અને તેની અંતની પ્રશસ્તિમાં કર્ત્તા પોતાના ગ્રંથોનામે મેઘદૂત સવૃત્તિ, ઉક્ત ષડ્દર્શનસમુચ્ચય ને ઉક્ત બાલાવબોધવૃત્તિ, ધાતુપારાયણ વગેરેનો ઉલ્લેખ કરે છે (ડો૦ ભ. ભાવ) તે ઉપરાંત ભાવકર્મ પ્રક્રિયા, શતકભાષ્ય, નમુત્થુણં પર ટીકા, સુશ્રાદ્ધ કથા, ઉપદેશમાલાની ટીકા અને જેસાજી પ્રબંધ રચેલ છે એમ હી હં. જણાવે છે. જેસાજી પ્રબંધમાં ઉમરકોટના જેસાજીએ ત્યાં ૰રિના ઉપદેશથી શાંતિનાથનો ૭૨ દેવકુલિકાવાળો પ્રાસાદ

કરાવ્યો, શત્રુંજયાદિ તીર્થોની યાત્રા કરી વગેરેનું વર્ણન છે.

આ **મહેંદ્રપ્રભ** (મહેંદ્ર) કે જેનો સ્વર્ગવાસ સં. ૧૪૪૪મા થયો તેણે **તીર્થમાલા** પ્રકરણ રચ્યું કે જેમા શત્રુંજય, સુપાર્શ્વનાથ સ્તૂપ મથુરા, ભરૂચ, થંભનપુર-ખંભાત, પાવકગિરિ, સત્યપુર (સાચોર), ખભન-વાડ, નાણાગ્રામ, તારણગિરિ (તારંગા), ભિન્નમાલ તથા આનંદપુર (વડનગર) વગેરે તીર્થોનું ઐતિહાસિક વૃત્તાન્ત છે, પ્રાય તેમણેજ વિચારસપ્તતિકા પ્રા૦ મા રચી **તપાગચ્છના** સોમતિલકસૂરિ શિષ્ય જયાનંદસૂરિ (આચાર્યપદ સં ૧૪૨૦ સ્વ૦ ૧૪૪૧) એ **સ્થૂલિભદ્ર** ચરિત (પી ૫, ૨૧૬, વે ન ૧૦૫૦, પ્ર હી હ દે. લા) રચ્યું.

૬૫૨ ત૦ **દેવસુંદરસૂરિ** મહાપ્રભાવિક આચાર્ય થયા તેમણે અનેક પુસ્તકો તાડપત્ર પર હતા તેને કાગળપર લખાવી તેનો ઉદ્ધાર કર્યો જણાય છે તેમની આજ્ઞાથી સં ૧૪૪૪ મા એક શ્રાવિકાએ જ્યોતિષ્કરંડવિવૃત્તિ, તીર્થકલ્પ, ચૈત્યવંદન ચૂર્ણિ આદિ તાડપત્રપર લખાવ્યાની નોંધ છે (જુઓ કા. છાણી ભં માની એક પ્રતિની પ્રતની પ્રશસ્તિ) તેમને અનેક વિદ્વાન આચાર્ય શિષ્યો હતા -**જ્ઞા**-નસાગર, કુલમંડન, ગુણરત્ન, **સાધુરત્ન**, અને **સોમસુંદર**.

૬૫૩ આ પૈકી **જ્ઞાનસાગરસૂરિએ** સં ૧૪૪૦મા **આવશ્યક** પર અવચૂર્ણિ, સં ૧૪૪૧ મા ઉત્તરાધ્યયન સૂત્રપર અવચૂરિ (પી. ૨, નં ૨૮૪), તથા **ઓઘનિર્યુક્તિ** પર અવચૂરિ (પી. ૭ નં ૧૮), અને સ્તવો-મુનિસુવ્રતસ્તવ, ઘનૌઘ નવખંડ પાર્શ્વનાથ સ્તવ આદિ રચેલ છે કુલમંડને સં. ૧૪૪૩ (નામ [illegible])મા વિચા[illegible] સંગ્રહ (કા વડો), પ્રવચન પાક્ષિકાદિ રૂપ અધિ[illegible] પ્રતિ[illegible] નામે (સિદ્ધાન્તાલાપકોદ્ધાર), તેમજ પ્ર[illegible] પર અવચૂર્ણિઓ, કલ્પસૂત્રપર અવચૂરિ [illegible] (વે. નં. ૨૮૦૨ [illegible]) [illegible] તિ તે પર અવચૂરિ [illegible] તથા નવા સ્તવો-વિચાર [illegible] કરી સોમ[illegible] [illegible] વગેરેની રચના કરી [illegible]

ગૈવેદ્યગોષ્ઠી સં. ૧૪૫૫ મા અને તેજવર્ષમા-શક ૧૩૨૦ મા પૌ૦ (ચદ્રપ્રભ-ધર્મઘોષ-ભદ્રેશ્વર-મુનિપ્રભ-સર્વદેવ-સોમપ્રભ-રત્નપ્રભ-ચંદ્રસિંહ-દેવસિંહ-પદ્મતિલક-શ્રીતિલક-દેવચંદ્ર-પદ્મપ્રભસૂરિ શિ૦) **દેવાનન્દ**-અપરનામ **દેવમૂર્તિએ ક્ષેત્રસમાસ** અને તે પર સ્વોપજ્ઞવૃત્તિ (કા. વડો, ભક્તિ૦ ભાવ) અને ઉપર્યુક્ત **સાધુરત્ને યતિજીત કલ્પ** પર વૃત્તિ સં. ૧૪૫૬ મા અને તે આસપાસ **નવતત્ત્વ** પર અવચૂરિ (વિ ન ૧૬૨૨) ની રચના કરી

૬૫૪ આ શતકમા સં. ૧૪૮૦ આસપાસ કુમારપાલ ચરિત્રના કર્ત્તા કૃષ્ણર્ષિ ગચ્છના ઉક્ત જયસિંહસૂરિના શિષ્ય પ્રસન્નચદ્રના શિષ્ય **નયચંદ્રસૂરિએ** ૧૪ સર્ગનુ 'વીરાંક' **હમ્મીર** મહાકાવ્ય અને **રંભામંજરી** નાટિકા રચ્યા. તે સૂરિ ગ્વાલિયરના તોમર (તવર) વંશી રાજા **વીરમના** દરબારના પ્રસિદ્ધ કવિ હતા.[૪૩૭] હમ્મીર મહાકા-

---

૪૩૭ વળી તે કવિ પોતાને માટે જણાવે છે કે.—

छब्भासासुकवित्तजुत्तिकुसलो जो सारदादेवया-

दिन्नपोढवरप्पसायवसओ रायाण जो रजगो ।

जो पुव्वाण कईण पंथपहिओ एअस्स सो कारगो

विक्खाओ नयचंदणामसुकई णीसेसविज्जाणिहि ॥ १२ ॥

—જે શારદાદેવીએ આપેલા પ્રૌઢ વરના પ્રસાદથી છ ભાષામા સુકવિત્વની યુક્તિમા કુશલ છે, જે રાજાના રંજક છે, વળી જે પૂર્વના કવિઓના માર્ગના પથિક છે એવા વિખ્યાત અને સર્વ વિદ્યાના નિધિ **નયચદ્ર** નામના સુકવિ આ પ્રબધના કર્ત્તા છે

लालित्यममरस्येह श्रीहर्षस्येव वक्रिमा ।

नयचन्द्रकवे काव्ये दृष्ट लोकोत्तरं द्वयम् ॥ १८ ॥

—(વેણીકૃપાણ **અમર**) અમરચદ્રકવિના કાવ્યમા લાલિત્ય છે, શ્રી હર્ષકવિના (નૈષધ) કાવ્યમા વક્રિમા છે જ્યારે નયચદ્ર કવિના કાવ્યમા લોકોત્તર બંને સાથે જોવામા આવ્યાં છે—

—રંભામજરી પૃ ૯-૧૦ (પ્ર રામચંદ્રશાસ્ત્રી તથા ભગવાનદાસ કેવલદાસ . સા સન ૧૮૮૯)

તો આ કથાઓ ઘડાઈ નહોતી તેથી પૃથ્વીરાજરાસાનું પૃથ્વીરાજે કનોજ જઈ જયચંદ સાથે ભીષણ યુદ્ધ કર્યાનું કથન માનવાયોગ્ય નથી.[૪૩૯]

૬૫૫. આ સમયમાં તાડપત્રપર પ્રતો લખાઇ તે પૈકી જે જણાઇ તે એ છે કે —સં. ૧૪૦૪માં **પર્યુષણાકલ્પ** અને કાલિકાચાર્ય કથાનક (જે ૩૪), ૧૪૦૯માં કવાવા ગ્રામે તિલકાચાર્યકૃત સામાચારી (જે. ૨૨), ૧૪૧૨માં સિદ્ધપ્રાભૃતવૃત્તિ અને નિરયાવલી શ્રુતસ્કંધ (જે. ૩૩), ૧૪૧૮માં ખીંબાગ્રામમાં ઉદયસિંહાચાર્યકૃત **ધર્મવિધિવૃત્તિ**, ૧૪૨૩મા **શતકચૂર્ણિ** (જે. ૩૬), ૧૪૨૫મા મલધારી હેમચંદ્રકૃત ઉપદેશમાલા-પુષ્પમાલા પર વૃત્તિ (પી. ૫, ૯૯), ૧૪૪૫મા સ્તંભતીર્થમા **આવશ્યકનિર્યુક્તિ** સહિત તિલકાચાર્યની ટીકા (પી ૧, ૯), ૧૪૫૪મા સ્તંભતીર્થમા **શી**લાચાર્યકૃત સૂત્રકૃતાંગ ટીકા (પી. ૫, ૭૧) અને ઉત્તરાધ્યયન બૃહદ્વૃત્તિ (જે ૪૩) વગેરે.

૬૫૬. **જૂની ગૂજરાતીનું સાહિત્ય**—સં. ૧૪૧૧ દીપોત્સવ દિવસે **અ**ણહિલ્લપત્તનમાં પાતશાહ **પી**રોજસાહિ રાજ્યે ચંદ્રગચ્છના ખરતરગચ્છાધિપતિ જિનચંદ્રસૂરિના શિષ્ય તરુણપ્રભસૂરિએ ઠક્કુર **બ**લિરાજની અભ્યર્થનાથી **ષડાવશ્યક** વૃત્તિ પર બાલાવબોધ-શ્રાવકપ્રતિક્રમણસૂત્ર વિવરણ રચ્યું. આ સૂરિના વિદ્યાગુરૂ **યશ**કીર્તિ અને **રાજેન્દ્રચંદ્રસૂરિ** હતા પ્રચલિત લોક ભાષામા ગદ્યમય અર્થ પૂરનાર ગ્રંથને '**બાલાવબોધ**' 'સ્તબુક' (ટબો), 'વાર્તિક' કહેવામાં આવે છે પંદરમા શતકમા આ રીતે ગદ્યમય ભાષામા વિશેષ લખવાનો આરંભ થયો અને તેવો પહેલો ગ્રંથ આ જણાય છે.

૬૫૭ **ગૂજરાતીનું કાવ્યસાહિત્ય**—પણ જૈનોના હાથે આ સમયમા ચાલુ હતુ જૈનેતરનો આ વખતનો તેમજ આ પંદરમા શતકમા એક પણ **ભા**ષાનો કાવ્યગ્રંથ મળતો નથી. જૈનોરચિત કૃતિઓ છે તે ટૂંકમા જણાવીએ-ઉપર્યુક્ત મલધારી **રાજ**શેખર-

૪૩૯ ઓઝાજીનો લેખ 'અનંદ વિક્રમ સંવતકી કલ્પના' ના. પ્ર. પત્રિકા ૧, પૃ ૪૧૪.

તો આ કથાઓ ઘડાઈ નહોતી તેથી પૃથ્વીરાજરાસાનુ પૃથ્વીરાજે કનોજ જઇ જયચંદ સાથે બીજીવણ યુદ્ધ કર્યાનુ કથન માનવાયોગ્ય નથી.૪૩૯

૬૫૫. આ સમયમા તાડપત્રપર પ્રતો લખાઇ તે પૈકી જે જણાઇ તે એ છે કે —સં. ૧૪૦૪મા **પર્યુ**ષણાકલ્પ અને કાલિકાચાર્ય કથાનક (જે. ૩૪), ૧૪૦૯મા કવાવા ગ્રામે તિલકાચાર્યકૃત સામાચારી (જે. ૨૨), ૧૪૧૨મા સિદ્ધપ્રાભૃતવૃત્તિ અને નિરયાવલી શ્રુતસ્કંધ (જે. ૩૩), ૧૪૧૮મા બીજાગ્રામમા ઉદયસિંહાચાર્યકૃત **ધર્મ**વિધિવૃત્તિ, ૧૪૨૩મા **શત**કચૂર્ણિ (જે. ૩૬), ૧૪૨૫મા મલધારી **હે**મચંદ્રકૃત ઉપદેશમાલા–પુષ્પમાલા પર વૃત્તિ (પી. ૫, ૯૯), ૧૪૪૫મા સ્તંભતીર્થમા **આવ**શ્યકનિર્યુક્તિ સહિત તિલકાચાર્યની ટીકા (પી. ૧, ૯), ૧૪૫૪મા સ્તંભતીર્થમા **શી**લાચાર્યકૃત સૂત્રકૃતાંગ ટીકા (પી. ૫, ૭૧) અને ઉત્તરાધ્યયન બૃહદ્‌વૃત્તિ (જે ૪૩) વગેરે.

૬૫૬. **જૂની ગૂજરાતીનુ સાહિત્ય**—સં ૧૪૧૧ દીપોત્સવ દિવસે **અ**ણહિલ્લપત્તનમા પાતશાહ **પી**રોજસાહિ રાજ્યે ચંદ્રગચ્છના **ખ**રતરગચ્છાધિપતિ **જિ**નચંદ્રસૂરિના શિષ્ય **ત**રુણપ્રભસૂરિએ ઠક્કુર **બ**લિરાજની અભ્યર્થનાથી **ષ**ડાવશ્યક વૃત્તિ પર બાલાવબોધ–શ્રાવકપ્રતિક્રમણસૂત્ર વિવરણ રચ્યુ. આ સૂરિના વિદ્યાગુરૂ **ય**શકીર્ત્તિ અને **રા**જેન્દ્રચંદ્રસૂરિ હતા. પ્રચલિત લોક ભાષામા ગદ્યમય અર્થ પૂરનાર ગ્રંથને '**બા**લાવબોધ' 'સ્તબુક' (ટબો), 'વાર્ત્તિક' કહેવામા આવે છે પંદરમા શતકમા આ રીતે ગદ્યમય ભાષામા વિશેષ લખવાનો આરંભ થયો અને તેવો પહેલો ગ્રંથ આ જણાય છે

૬૫૭. **ગૂજરાતીનુ કાવ્યસાહિત્ય**—પણ જૈનોના હાથે આ સમયમા ચાલુ હતુ જૈનેતરનો આ વખતનો તેમજ આ પંદરમા શતકમા એક પણ **ભા**ષાનો કાવ્યગ્રંથ મળતો નથી. જૈનોરચિત કૃતિઓ છે તે ટૂંકમા જણાવીએ–ઉપર્યુક્ત મલધારી **રા**જશેખર-

૪૩૯ ઓઝાજીનો લેખ 'અનંદ વિક્રમ સંવત્‌કી કલ્પના' ના. પ્ર. પત્રિકા ૧, પૃ. ૪૧૪.

સૂરિનો મ ૧૪૦૫ લગભગનો નેમિનાથ ફાગ, આગમગચ્છના હેમ-વિમલસૂરિ–લાવણ્યરત્નના શિષ્ય વિજયભદ્રકૃત કમલાવતીરાસ, કલાવતી સતીનો રાસ, અને સં ૧૪૧૧ નો હંસરાજવચ્છરાજ, વિનયપ્રભનો સ ૧૪૧૨ મા ખંભાતમા સુદરકાવ્યરૂપ રચેલો ગૌતમસ્વામીનો રાસ, હરસેવકનો સ ૧૪૧૩ (?) મા કુકડી ગામમા મયણરેહાનો રાસ, ખ જિનોદયસૂરિનો સ. ૧૪૧૫ નો ત્રિવિક્રમરાસ અને તેજ વર્ષ લગભગ રચાયેલ જ્ઞાનકલશકૃત જિનોદયસૂરિપટ્ટાભિષેક રાસ, સં. ૧૪૨૩ મા ખ જિનઉદયસૂરિના શિષ્ય તથા ઠ. માલ્હેના પુત્ર વિદ્ધણુએ મગધમા વિહાર કરતી વખતે રચેલી જ્ઞાનપંચમી ચોપઇ, સં ૧૪૩૨ ની આસપાસ મેરૂનંદને પોતાના ગુરૂ ખ જિનોદય સૂરિનો વિવાહલો અને અજિતશાંતિ સ્તવન, ચંદ્રગચ્છના સોમતિલકસૂરિ શિષ્ય દેવસુંદરસૂરિકૃત ઉત્તમરિષિસંઘસ્મરણા ચતુષ્પદી, કે જેમા ૯૯ કુંકમા તીર્થંકર, ગણધર અને અન્ય સાધુઓનુ સ્મરણ છે તે, તે દેવસુંદરસૂરિના શિષ્ય (કુલમંડનસૂરિ ?) એ કાકબંધ ચોપઇ-ધર્મકક્ક સ ૧૪૪૦ આસપાસ, મુનિસુંદરસૂરિનો સ ૧૪૪૫ (?) લગભગ શાંતરાસ, સં ૧૪૪૮ પહેલા રચાયેલ વસ્તિગકૃત ચિહુગતિ, ચોપઇ, ત૦ જિનશેખરસૂરિ–જિનરત્નસૂરિ શિ૦ સાધુહંસે સ ૧૪૫૫ મા રચેલ શાલિભદ્રરાસ અને તે આસપાસ ગૌતમપૃચ્છા ચોપઇ, આદિ કૃતિઓ મળી આવે છે.

૬૫૮ સ ૧૪૫૦ મા તપાગચ્છના ઉપર્યુક્ત કુલમંડનસૂરિએ મુગ્ધાવબોધ ઔક્તિક (લી ) રચ્યુ. આ પરથી તત્કાલીન–મધ્યકાલીન ગૂજરાતી ભાષાપર ઘણો પ્રકાશ પડે છે ને તે શ્રી હરિલાલ હર્ષદ ધ્રુવ મહાશયે પ્રકટ કરાવેલુ છે સં ૧૪૫૬ મા સ્તંભતીર્થમા બૃહત્ પૌષધશાલામા બૃહત્તપા જયતિલક સૂરિએ અનુયોગદ્વારચૂર્ણિનો ઉદ્ધાર કરાવ્યો (પી. ૫, ૫૧) અને તેજ સ્થળે તેમના ઉપદેશથી કુમારપાલ પ્રતિબોધની પ્રત તાડપત્ર પર લખાઇ (પી ૫ ૩૯૬)–એ બંને પ્રતો પાટણ ભ મા મોજૂદ છે.

૬૫૯ સં. ૧૪૫૬ મા પાટણમાથી ગૂજરાતની રાજધાનીને ખસેડી તે વર્ષમા સ્થપાયેલા **અમદાવાદ**મા મુસલમાની સુલતાનો લાવ્યા.

૬૬૦ આ સર્વ જૈનના રચેલા સાહિત્યપરથી સ્વ. રણજિતરામનું કથન સત્ય ઠરે છે કે. "અલાઉદ્દીન ખીલજીના સરદારોએ ગૂજરાતના હીંદુ રાજ્યને પાયમાલ કીધુ ત્યાર પછી ચાલેલી અધાધુનીમા નાસભાગ કરતા બ્રાહ્મણોએ શારદાસેવન ત્યજી દીધુ, પણ મદિરો પ્રતિમા આદિની આશાતના થવા છતા જૈન સાધુઓ પોતાના અભ્યાસમા આસક્ત રહ્યા અને શારદાદેવીને અપૂજ ન થવા દીધી "



# વિભાગ ૫ મો

'ભાષા' સાહિત્યનો મધ્યકાલ.

विरला जाणंति गुणा विरला विरयंति ललितकव्वाइं ।
विरला साहस्सवणा परदुक्खे दुक्खिआ विरला ॥
गाहाण रसा जुवईण विब्भमा कविअगस्स वयणाइ ।
कस्स न हरति हियय वालाण य मम्मणुल्लावा ? ॥

પાઇઅ કવ્વ સુસીલ ધણુ, અગહ ઉટ્ટિઅ ગેઉ,
ગોટ્ઠી સરિગી સજ્જણહ, રયણચઉક્કઉં એઉ.

—ગુણોની કદર કરનારા કોઇ વિરલા હોય છે, લલિત કાવ્યો કોઈ વિરલા રચે છે, સાહસ રૂપી ધનવાળા કોઈ વિરલા છે, બીજાના દુખમા દુખીઆ કોઈ વિરલા થાય છે.

ગાથાના રસો, જુવતીના વિભ્રમો–વિલાસો, કવિજનના વચનો, અને બાલકોના મન્મન આલાપો–અવ્યક્ત વચનો કેનુ હૃદય હરતા નથી ?

પ્રાકૃત કાવ્ય, સુશીલ ભાર્યા, અંગમા ઉત્પન્ન થતા ગીત, અને સજ્જન સાથેની ગોષ્ઠી એ ચાર રત્નો છે–રત્નચતુષ્ક–રત્નચોકડી છે.

—**સૂક્તમુક્તાવલી.** કવિસૂક્તો ૪૯.

# પ્રકરણ ૧ લું.

## સોમસુંદર-યુગ. [સં. ૧૪૫૬ થી ૧૫૦૦]

### સોમસુંદર સૂરિનું વૃત્તાંત.

जयति जिनवर्द्धमानो नवो रवि र्नित्यकेवलालोक: ।
अपहृतदोषोत्पत्ति र्गतसर्वतमा: सदाऽभ्युदित ॥

—જેનો કેવલ (કેવલજ્ઞાનથી, માત્ર) આલોક નિત્યનો છે, જેની દોષની ઉત્પત્તિ વિનાશ પામી છે, જેનું સર્વ તમસ-અંધકાર દૂર થયેલ છે, જે સદા વિશેષે ઉદિત છે એવા નવીન-અપૂર્વ સૂર્ય તે વર્દ્ધમાન જિન જયવંતા છે.

—ગુણરત્નસૂરિકૃત ક્રિયારત્ન સમુચ્ચય સં. ૧૪૬૬

कीर्त्या गुरु सुरगुरु प्रतिभाप्रकर्षै, श्री सोमसुन्दरगुरु स्तुतिमानये तम्।
यो गौतमस्य गणभृत्प्रवरस्य साम्य काम्य दधौ कलियुगेऽत्र युगप्रधान: ॥

આ કલિયુગને વિષે 'યુગપ્રધાન' એવા જે ગુરૂ, ગણધરોમાં શ્રેષ્ઠ એવા ગૌતમની તુલ્યતા-સમાનતાને ધારણ કરતા હતા, તે કીર્ત્તિવડે ગુરૂરૂપ અને બુદ્ધિના ઉત્કર્ષથી બૃહસ્પતિરૂપ એવા શ્રી સોમસુન્દર ગુરૂની હું સ્તુતિ કરૂં છું (સોમસૌભાગ્ય કાવ્ય ૧-૮)

अस्मिन् विस्मेररुचौ शुचौ च गच्छेऽप्यतुच्छमाहात्म्य ।
नानापदप्रतिष्ठा सदा गरिष्ठा श्चकारैष ॥

—આ પ્રમાણે મોટા માહાત્મ્યવાળા તે ગુરૂએ વિસ્મયકારક કાન્તિવાળા પવિત્ર ગચ્છ (તપાગચ્છ) ને વિષે હમેશાં અતિ મોટી વિવિધ પદવીઓની પ્રતિષ્ઠા કરાવી હતી (સો૦ સૌ૦ ૯, ૬૯)

ईदृक्प्रौढतमप्रतापविततिः सौभाग्यभाग्योन्नति
कीर्त्तिस्फूर्त्तिरनुत्तरा निरुपमा मूर्त्तिश्च सौम्यत्वभृत् ।
व्याख्यानस्य कला क्रिया च सकला गभीरता धीरता
दृष्टा श्रीयुतसोमसुन्दरगुरूत्तमान् विनाऽन्यत्र नो ॥

—એવી અતિ પ્રૌઢ પ્રતાપની વિસ્તૃતિ, એવી સૌભાગ્યભાગ્યની ઉન્નતિ, એવી કીર્ત્તિની અનુત્તર સ્ફુર્ત્તિ, એવી નિરૂપમ સૌમ્ય મૂર્ત્તિ, એવી વ્યાખ્યાનની કલા, એવી સમગ્ર ક્રિયા, એવી ગંભીરતા, અને એવી ધીરતા શ્રીમન્ સોમસુન્દર ગુરૂ વિના અન્યત્ર જોવામાં આવી નથી (સો૦ સૌ૦ ૯, ૧૦૬)

૬૬૧ ગૂજરાતના **પ્રલ્હાદનપુર** (**પાલનપુર**) મા **સજ્જન** નામે શ્રેષ્ઠી રહેતો હતો, તેણે **શત્રુંજયાદિ** સમગ્ર તીર્થોની યાત્રા કરી અનેક પુણ્ય કાર્યો કરી જિનમતને દીપાવ્યો હતો તેને **માલ્હણદેવી** નામની ભાર્યાથી સં. ૧૪૩૦ મા **સોમ** નામનો પુત્ર થયો. સ. ૧૪૩૭ મા માત્ર સાત વર્ષની વયે માતપિતાની સંમતિપૂર્વક તપાગચ્છના જયાનન્દસૂરિ પાસે દીક્ષા લઈ **સોમસુંદર** નામ રાખ્યું. સતત અને જબરો અભ્યાસ કરી એક ધુરંધર વિદ્વાન્ થયા. સં. ૧૪૫૦ મા વાચક-ઉપાધ્યાયપદ મેળવ્યા પછી તુરતમા **દેવકુલપાટક**મા ગયા હતા તે વખતે **લાખા** રાણાના માનીતા મંત્રી **રામદેવ** અને **ચુંડે** સામા જઇ પ્રવેશોત્સવ કર્યો હતો અને તેમણે ઘણાને વ્રતાદિ ગ્રહણ કરાવ્યા હતા.

૬૬૨ એક બાજુ સં. ૧૪૫૭ મા પાટણમા **સોમસુન્દર** ઉપાધ્યાયને ૨૭ વર્ષની વયે **નરસિંહ** શેઠે કરેલા અદ્દ્ભુત મહોત્સવપૂર્વક **દેવસુંદરસૂરિએ** આચાર્યપદ આપ્યુ, અને ત્યારપછી **તપાગચ્છાધિપતિ** થયા, ત્યારે બીજી બાજુ ૧૧ મે વર્ષે સ. ૧૪૬૮ મા (પારા ૬૫૯ માનો સ ૧૪૫૬ ભૂલવાળો છે.) સાબરમતીના કિનારે પ્રાચીન કર્ણાવતીના સ્થાને અહમદાબાદ **અહમદશાહે** વસાવી ત્યા પાટણથી રાજધાની સ્થાપી ઉક્ત નરસિંહ શેઠની ગુરૂભક્તિ કેટલી ઉત્તમ હતી અને તે કાળમા જૈન સાધુઓ પ્રત્યે શ્રાવકોનો સામાન્ય રીતે પણ કેટલો પ્રેમ હતો તે આ મહોત્સવના '**સોમસૌભાગ્ય**' કાવ્યમા કરેલા વર્ણન પરથી સમજી શકાય તેમ છે.

૬૬૩ તેમણે જૈન ધર્મની મંદિરનિર્માણથી, આચાર્યપદ અને વાચકપદના કરાવેલા ઉત્સવોથી, પુસ્તકોના ઉદ્ધારથી અને લોકભાષામા ગદ્ય ગ્રંથો રચવાથી–એમ અનેક પ્રકારે સેવા કરવામા પાછી પાની કરી નથી. તેથી આ અર્ધશતકને **સોમસુન્દરયુગ** એ નામ આપી શકાય તેમ છે.

૬૬૪ **સોમસૌભાગ્ય** કાવ્યમા વિશેષ જણાવ્યુ છે કે–**વૃદ્ધનગર** (વડનગર) મા **સમેલા** નામનુ તળાવ અને **જીવંતસ્વામી** તથા **વીરના** વિહારો નગરની શોભારૂપ હતા, ત્યા **દેવરાજ**, **હેમરાજ** અને

ઘટસિંહ એ ત્રણ ભાઇઓ શ્રીમંત શ્રાવકો હતા, દેવરાજે ભાઇઓની સંમતિથી કરેલા ઉત્સવપૂર્વક ૪૪૦ સોમસુંદરસૂરિએ મુનિસુંદર વાચકને સૂરિપદ આપ્યુ, પછી દેવરાજે સંઘપતિ થઇને મુનિસુંદરસૂરિ સાથે શત્રુંજય અને ગિરિનારની યાત્રા કરી. ઈલદુર્ગ (ઈડર)મા રાજા રણમલ્લના પુત્ર પુંજરાજાએ (સ્વ સ ૧૪૮૪) 'વીરાધિવીર' નામનુ બિરૂદ પ્રાપ્ત કર્યુ હતુ, તે રાજાનો માન્ય ૪૪૧ વત્સરાજસુત ગોવિંદ નામનો સાધુ ( શાહ, વણિક ) હતો કે જેણે તારણ ( તારગા ) ગિરિપર રહેલા કુમારપાલના કરાવેલા વિહારનો ઉદ્ધાર કર્યો અને તેમા નવ ભારપદ ( ભારવાડ ) ચડાવ્યા અને સ્તંભો કરાવ્યા હતા. તેણે કરેલા ઉત્સવપૂર્વક જયચંદ્ર નામના વાચકને સોમસુંદરે સૂરિપદ આપ્યુ. પછી તે ગોવિંદ સાધુએ સંઘપતિ થઇ શત્રુંજય અને ગિરનારની, તથા સોપારક

---

૪૪૦ સોમસુંદરસૂરિ માટે જુઓ મુનિસુંદરકૃત ગુર્વાવલી સ. ૧૪૫૫, ચારિત્રરત્નગણિકૃત ચિત્રકૂટદુર્ગમહાવીરપ્રાસાદપ્રશસ્તિ સં ૧૪૯૫, પ્રતિષ્ઠાસોમકૃત સોમસૌભાગ્ય સં ૧૫૨૪, સોમચારિત્ર ગણિકૃત ગુરૂગુણરત્નાકર સં ૧૫૪૧, સોમસુંદરસૂરિ એ નામનો મુનિ ચતુરવિજયનો લેખ વીરશાસનનો પર્યુષણ અંક સ ૧૯૮૧, દેવકુલપાટક (ય ગં) વગેરે

૪૪૧ ઈડરના રણમલ્લભૂપના રાજ્યમા વત્સરાજ તે ઉકેશ (ઓસવાલ) કુલનો સંઘાધિપ અને રાજ્યમા રાજા જેવા માનવાળો કુમેર જેવો ધનવાન, અન્ય સ્ત્રીનો ત્યાગી શીલવાન, દુકાળમા સત્રાગાર કરાવનાર હતો અને તેને રાણી નામથી ચાર પુત્રો થયા ૧ ગોવિંદ સંઘાધિપ કે જેણે આદિનાથનો ઉંચો પ્રાસાદ ઇડરમા કરાવ્યો ૨ વીસલ, ૩ કરસિંહ, ૪ હીરો તે પૈકી વીસલ દેહલવાટકમા વસી મેવાડના શ્રી લક્ષ (લાખા) રાજાનો માન્ય પુણ્યશાલી સંઘાધિપ થયો. તે યાત્રા અને જિનવિહાર કરી કરાવી દુર્ભિક્ષને જીતનારો, અન્ય સ્ત્રીથી વિરક્ત હતો અને મેવાડના સચિવ રામદેવની મેલાદે પત્નીથી થયેલ પુત્રી શીલવતી ખીમાઈ નામની સ્ત્રી પરણ્યો હતો તેનાથી બે પુત્ર નામે ધીર અને ચંપક અને એક પુત્રી નામે ધર્મિણિ થયેલ હતા (ક્રિયારત્નસમુચ્ચયની પ્રશસ્તિ પી. ૬, ૧૭, ૧૯) આ વીસલે ક્રિયારત્નસમુચ્ચયના સ ૧૪૬૮ ના હેમન્ત સમયની દશ ઉત્તમ પ્રતો લખાવી હતી એમ તેના કર્તા ગુણરત્નસૂરિ તેની પ્રશસ્તિમા જણાવે છે.

તીર્થની યાત્રા કરી. તારણગિરિ (તારગા)ના દર્શન કર્યા. પછી તેમા **અ**જિતનાથ પ્રભુનુ નવીન મોટુ બિંબ આરાસણની ખાણના ખાસ આરસમાથી કરાવરાવી તેમા **સો**મસુંદર સૂરિના હાથે પ્રતિષ્ઠિત કરાવ્યુ (સં. ૧૪૭૯)[૪૪૨] તે ઉત્સવ વખતે પુજારાવના સુભટો લોકોનુ રક્ષણ કરતા હતા અને (અહમદશાહ)પાતશાહના સભ્ય **એ**કરાજ ગુણરાજ હાજર હતા, અને ઉટક નગરવાસી શકાન્હડ નામના શ્રેષ્ઠીએ સાતે ક્ષેત્રમા દ્રવ્ય ખર્ચી તપસ્યા ગ્રહણ કરી જિનમંડનને વાચકનુ પદ આપ્યુ **સો**મસુંદર સૂરિએ દેવકુલપાટક[૪૪૩] (દેલવાડા—એકલિંગથી બે ગાઉ દૂર-ઉદયપુર પાસે)મા વિહાર કર્યો (બીજી વખત), ત્યાના **નિ**બ નામના સંઘ-પતિ કે જેણે **આ**ગહડીમા જૈનમંદિર કરાવ્યુ હતુ તેણે ભુવનસુંદર વાચકને **સો**મસુન્દર સૂરિના હાથથી સૂરિપદમા પ્રતિષ્ઠિત કર્યા. પછી કર્ણાવતીમા આવતા પાતશાહ (અહમદશાહ)ના માનપાત્ર (ઉક્ત) ગુણરાજે[૪૪૪] પ્રવે-

---

૪૪૨ 'અજિતનાથની મૂર્ત્તિ વિષે નીચે પ્રમાણે ખંડિત નોંધ કરેલી છે સ. ૧૪૭૯ શ્રીજ ... પં. गोइदेन भार्या जायलदे.. प्रमुख कुटुंबयुतेन श्रेयार्थं.. ...सूरिभि ॥'

—શ્રી ફોર્બસ ગુ સભાના હસ્તલિખિત પુ૦ સ નામાવલી પૃ ૩૩૪.

૪૪૩ આ નગર સબંધી જુઓ 'દેવકુલપાટક' પ્ર૦ ય ગ્રં સં ૧૯૧૬

૪૪૪ ગુણરાજ એક મહા પ્રસિદ્ધ વ્યક્તિ હતી તેના સબધની ટૂંક હકીકત એ છે કે 'પૂર્વે ઉકેશવંશમા વીસલ હતો, તેનો પુત્ર દેદો-તેનો પુત્ર ધનપાલ કર્ણાવતીમા આવ્યો. તેના ચાર પુત્ર સાગણ, ગોદો, સમરો, અને ચાચો તેમા ચાચો કર્ણાવતીનુ ભૂષણ હતો, તેણે તીર્થયાત્રાઓ કરવા ઉપરાત આશાવલ્લીમાં દેવાલય કરાવ્યુ તેને પ્રથમ પત્ની લાડીથી વીજડ સામલ અને પૂનો એ ત્રણ અને બીજી પત્ની મુક્તાદેવીથી ગુણરાજ, આણાક, લીંબાક, અને જયતો એ ચાર પુત્રો થયા તે પૈકી ગુણરાજની પ્રતિષ્ઠા શ્રી ગૂર્જરપતિએ પ્રસન્ન થઈ વધારી હતી તે પાતસાહનો સુવર્ણ-શાલી (ઝવેરી) હતો તેણે પહેલી સ ૧૪૫૭ મા અને બીજી સં ૧૪૬૨મા શત્રુંજય રૈવતાચલની મહાતીર્થયાત્રા કરી. તેના નાના ભાઇ આમ્રે (આણાકે) સ્ત્રી તથા સમૃદ્ધિ તજી દીક્ષા લીધી, અને દેવસુંદર ગુરૂની વાણીથી મોટા તપ

શોત્સવ કર્યો અને તે ગુણરાજના ભાઈ આત્રે દીક્ષા લીધી, પછી તે

---

કર્યા અને તેમને મુનિસુન્દર ગુરૂએ સ ૧૪૬૫મા પાઠક પદ આપ્યું સં. ૧૪૬૮ ના દુકાળમા ગુણરાજે સત્રાગાર કાઢી દીન જનોનું રક્ષણ કર્યું સં ૧૪૭૦ મા સોપારકની તીર્થયાત્રા કરી, વળી જીરાઉલી, અને અર્બુદ (આબુ) ની તીર્થયાત્રા કરી પછી દશ દેવાલય સહિત સોમસુન્દરસૂરિને સાથે લઇ પાતશાહના ફુરમાણ મેળવી એક મોટા સંઘના પતિ તરીકે ત્રીજી વિમલ-ચલની યાત્રા સ ૧૪૭૭ મા કરી. મધુમતી પુરી (મહુવા) મા આ સંઘ-પતિએ ઉત્સવપૂર્વક જિનસુન્દરની સૂરિપ્રતિષ્ઠા કરાવી, પછી રૈવત પર્વતની યાત્રા કરી અનેક બન્દિવાનોને છોડાવ્યા ગુણરાજની સોમસુન્દરસૂરિ પ્રત્યે અતિભક્તિ હતી, તેને પાંચ પુત્રો નામે ગજ, મહિરાજ, બાલ, કાલૂ અને ઈશ્વર તથા ગંગા જેવી ગંગાદેવી નામની ભાર્યા હતી મહિરાજ યૌવનમાં મરણ પામ્યો. બાલે વ્યવસાય હેતુએ ચિત્રકૂટમા વાસ કર્યો અને ત્યા તે મોકલ રાજાથી બહુમાન પામ્યો પોતાના ભાઇ આમાકને મનાક તથા જયતાને જિનરાજ નામના પુત્ર થયેલ હતા હેમાચાર્યને કુમારપાલ તેમ સોમસુન્દરને ગુણરાજ હતો આ ગુણરાજે ચિત્રકૂટ પર મોકલ રાજાના આદે-શથી તે રાજાનો ઘણો પ્રસાદ પામી કીર્તિસ્તંભ પાસેના પ્રાસાદનો ઉદ્ધાર કર્યો કે જે ઉંચા મંડપો તથા દેવકુલિકાઓથી વધુ શોભા પામતો હતો આમા તેના પુત્ર ઉપર્યુક્ત બાલને તેના કાર્યમા દેખરેખ રાખવા રોક્યો હતો. તે તૈયાર થયા પછી ગુણરાજના પાંચે પુત્રોએ વર્ધમાન જિનની નવીન પ્રતિમા સ્થાપી અને તેની સોમસુન્દરસૂરિએ પ્રતિષ્ઠા કરી સં ૧૪૮૫ માં. (પ્રતિષ્ઠા પહેલા ગુણરાજનો સ્વર્ગવાસ થયો લાગે છે) જે કીર્તિસ્થંભ ઉપર જણાવ્યો છે તે કીર્તિસ્તંભ પ્રાગ્વંશ (પોરવાડ) સંઘવી કુમારપાલે આ પ્રાસાદની દક્ષિણે બંધાવ્યો હતો, ( ઓઝાજી કહે છે કે સાત ભૂમિવાળો જૈન કિર્તિસ્થંભ દિગંબર સંપ્રદાયના બઘેરવાલ મહાજન સા નાયના પુત્ર જીજાએ વિ સ. ચૌદમી સદીના ઉત્તરાર્દ્ધમા બનાવ્યો હતો રા૦ ઈ ૧, પૃ. ઉપર આ વાત બરાબર લાગતી નથી, કારણ કે તે સપ્રમાણ નથી ) અને આ પ્રાસાદ મૂળ ચિત્રકૂટમા વસતા ઉકેશ ( ઓસવાલ ) વંશના તેજાના પુત્ર ચાચાએ કીર્તિસ્થંભની ઉત્તરે બંધાવ્યો હતો ચિત્રકૂટના આ મંડા-વીરપ્રાસાદની પ્રશસ્તિ ચારિત્રરત્ન ગણિએ સં ૧૪૯૫મા રચી, કે જેમાથી ઉપરનું લીધું છે તે આખી પ્રશસ્તિ જૈ એ જ. પૃ ૩૩ નં ૬૩ સન ૧૯૦ પૃ ૪૨ થી ૬૦ માં ડા દેવધર ભંડારકરે પ્રકટ કરાવી છે

ગુણરાજ સંઘપતિ થઇ અહિમ્મદ પાતસાહ પાસેથી ઘણા માણસો સાથેનો કબાહિ વિગેરે રાજપોશાક મેળવી દ્વારગતિ (રાવટી), સુભટો અને ઘોડેસ્વારો લઈ તીર્થયાત્રા કરવા માટેનું બાદશાહનુ ફરમાન લઇ વિરમગામ, ધંધુકા, વલભીપુર થઇ શત્રુંજયની યાત્રા સૂરિ સાથે કરી

૬૬૫. મધુમતિ (મહુવા) આવી સૂરિ પાસે જિનસુન્દર વાચકને સૂરિપદ અપાવ્યુ. ત્યાથી દેવપત્તન (પ્રભાસપાટણ), મંગલપુર (માગરોળ), જીર્ણદુર્ગ (જુનાગઢ) આવી ગિરનારની યાત્રા કરી ગુણરાજ પાછો સ્વનગર કર્ણાવતી આવ્યો પછી દેવકુલપાટકમા પુન સોમસુન્દરસૂરિ (ત્રીજી વખત) આવ્યા. ત્યા લાખા રાજા (સં. ૧૪૩૯–સ. ૧૪૭૫) ના માન્ય એવા વીસલને ખીમાઇ નામની સ્ત્રીથી ધીર અને ચંપક નામના પુત્રો હતા આચાર્યે વિશાલરાજને વાચક પદ આપ્યુ ને તેનો ઉત્સવ વીસલે કર્યો ચિત્રકુટ (ચિતોડ)મા વીસલે શ્રેયાસનાથનો વિહાર કરાવ્યો હતો. વીસલના સ્વર્ગવાસ પછી તેની સ્ત્રી અને ગમદેવની પુત્રી ખાતિ–ખીમાઈએ અને પુત્ર ચંપકે ૯૩ આગળ પ્રમાણ અર્હતબિંબ (પાર્શ્વનાથનુ–'ગુરૂ ગુણરત્નાકર' પૃ ૧૨) ઘડાવી બીજા બે કાર્યોત્સર્ગસ્થ બિંબ સહિત ચૈત્યમા સ્થાપિત કર્યું અને તેનુ 'મનોરથ કલ્પદ્રુમ' એવુ નામ આપ્યુ; તેમા સોમસુદર આચાર્યે પ્રતિષ્ઠા કરી.[૪૪૫] વળી ચંપકે કરેલા ઉત્સવપૂર્વક જિનકીર્તિ વાચકને સૂરિપદ અને બીજા કેટલાક મુનિઓને પંડિતપદ અને કેટલાકને મુનિદીક્ષા આપી. રાણપુરના ધરણ નામના સંઘપતિના આગ્રહથી આચાર્ય રાણપુર (રાણકપુર–સાદડી પાસે, અમદાવાદથી ૩૦ ગાઉ દૂર) ગયા ને ત્યા ૮૪ સ્તંભવાળી ધરણે બંધાવેલી પૌષધશાળામા ઉતર્યા ધરણ કે

---

૪૪૫ આ મંદિર વર્તમાનમા વિદ્યમાન નથી દેવકુલપાટકમા સ ૧૪૮૫ મા ઉક્ત ખીમાઇએ પોતાના પુત્ર સા ધીરા દીપા હાસા આદિ સાથે નદીશ્વરપટ્ટ કરાવેલો તે સોમસુન્દરસૂરિએ પ્રતિષ્ઠિત કરીને તપાશ્રી યુગાદિદેવ પ્રાસાદમાં સ્થાપિત કર્યો, અને સં. ૧૪૯૪ માં ઉક્ત ધીરા પત્ની સા૦ રાજા રત્નાદે પુત્રી માહલ્લદેએ કરાવેલ આદિબિંબની તે સૂરિએ પ્રતિષ્ઠા કરી એવા બે લેખો હાલમા મળી આવે છે જુઓ–'દેવકુલપાટક' પૃ. ૧૨.



સાદડીનું જૈન મંદિર

[ શેઠ જીવણચંદ સાકરચંદના સૌજન્યથી ]

જે પહેલા સ્વ દેવાલય સહિત ઉક્ત ગુણરાજની સંઘયાત્રામા ગયો હતો તેણે આચાર્યના ઉપદેશથી સિદ્ધપુરના 'રાજવિહાર' નામના વિહાર જેવુ ચૈત્ય બંધાવ્યુ–તે પ્રાસાદ ઘડેલા પાષાણોના બંધાવેલા પીઠબંધવાળો, ત્રણ ભૂમિકાનો, મંડપોથી મંડિત મધ્યભાગવાળો, પુતળીઓ આદિ ચિત્રો અને ચારે બાજુ ભદ્રપ્રાસાદથી વિરાજેલો કરાવ્યો ને તેનુ નામ 'ત્રિભુવનદીપક' આપ્યુ તેમા ઋષભદેવની ચાર પ્રતિમા–ચોમુખ રચી ને તેમા સોમસુન્દરસૂરિએ પ્રતિષ્ઠા કરી (સં ૧૪૯૬).૪૪૬ તે ને સોમદેવ વાચકને આચાર્યપદ આપ્યુ.

---

૪૪૬ સં ૧૪૯૬ રાણપુરના જૈન મંદિરનો શિલાલેખ–'ભાવનગર ઇન્સ્ક્રિપ્શન્સ' પૃ ૧૧૪, લેખાંક ૩૦૭જિ ૨; તેમા જણાવેલુ છે કે સં ૧૪૯૬ વર્ષમા શ્રી બપ્પ (મેવાડના રાજાઓની વંશાવલી). ના ૪૧મા હિંદુસુરત્રાણ' ષડ્દર્શન ધર્માધાર પ્રજાપાલક વિદ્વાન રાણાશ્રી કુંભકર્ણના વિજયમાન રાજ્યે તેના પ્રસાદપાત્ર ધરણાક કે જેણે અહમ્મદ સુરત્રાણના આપેલા ફુરમાણવાળા સાધુશ્રી ગુણરાજ સંઘપતિનુ સાહચર્ય કરી આશ્ચર્યકારી દેવાલયોના આડંબર-પુર શ્રી શત્રુંજયાદિ તીર્થની યાત્રા કરી હતી અજાહરી (અજારી), પીંડ- ૨ ીંડવાડા–બને શિરોહીરાજ્યમા) સાલેરા (ઉદેયપુર રાજ્યમા) આદિ મા નવીન જૈનવિહાર અને જીર્ણોદ્ધાર, પદસ્થાપના, વિષમસમયે ગાડ સત્રાગાર (એ I) નાના પ્રકારના પરોપકારથી શ્રી સંઘના સત્કાર આદિ અગણ્ય પુણ્યના કાર્ય કરી મનુષ્યજન્મ સફલ કરેલ હતો અને જે પ્રાગ્વાટ સં માગણ સુત સં કુરપાલનો ભાર્યા કામલદેથી થયેલ પુત્ર હતો, તેણે મોટાભાઈ રત્ના તેની ભાર્યા રત્નાદેથી થયેલ પુત્રો સં લાખા મજા સોના સાલિગ તેમજ પોતાની ભાર્યા સં ધારલદેથી થયેલ પુત્ર જાજ જાવડ આદિ વર્દ્ધમાન સંતા-નયુક્ત થઈ ઉક્ત રાણા કુંભકર્ણના વસાવેલા રાણપુર નગરમા તેનાજ સુપ્ર-સાદ અને આદેશથી 'ત્રૈલોક્યદીપક' નામનો શ્રી ચતુર્મુખ યુગાદીશ્વર વિહાર કરાવ્યો અને બૃહત્તપાગચ્છ ..શ્રી સોમસુન્દરસૂરિએ તેમા પ્રતિષ્ઠા કરી તેમા સૂત્રધાર દેપાક હતો આ મંદિરના વિશેષ વર્ણન માટે જુઓ ડી. આર ભંડારકરનો લેખ આર્કી. સર્વે ઇંડિયા સન ૧૯૦૭–૦૮ નો વાર્ષિક રીપોર્ટ ઉક્ત ધરણાકના જ્યેષ્ઠભ્રાતા રત્નસિંહના પુત્ર સાલિગના પુત્ર સહસા કે જેને ચાલ-વાના ગ્યાસદીને ધર્માધિક ધીસખાઓમા (મંત્રીઓમા) અગ્રણી કર્યો હતો તેણે સુમતિસુંદરસૂરિના ઉપદેશ ધારી લક્ષ (?) નામના રાજાની અનુમતિ

૬૬૬ દેવકુલપાટકમાં દેવગિરિથી આવેલ શ્રીમંત શ્રાવક નામે મહાદેવે કરેલા ઉત્સવપૂર્વક ગુરૂએ રત્નશેખર વાચકને સૂરિપદ આપ્યું. (ને લક્ષ્મીસાગરને ગણિપદ આપ્યું. સં. ૧૪૯૬) ચિત્રકૂટમાં ગુણરાજના પુત્ર બાલે કિલ્લામાં કીર્ત્તિસ્તંભ પાસે ચાર દેવકુલિકા સમેત એક ઉંચું જિનચૈત્ય કરાવી તેમાં સોમસૂરિએ ત્રણ જિનબિંબની પ્રતિષ્ઠા કરી. કપિલપાટકપુરમાં વીજા ઠક્કુરે કરાવેલા ચૈત્યમાં સોમગુરૂએ શાંતિનાથની પ્રતિષ્ઠા કરી. અમદાવાદ ના પાતશાહ-અહમ્મદશાહના માન્ય સમરસિંહ સોનીએ ગુરૂના ઉપદેશથી સિદ્ધાચલની યાત્રાએ આવી ગિરિનારની યાત્રા કરી નેમિનાથના ત્રણ કલ્યાણકના ચૈત્ય-એટલે વસ્તુપાળના પ્રાસાદનો ઉદ્ધાર પોતાના કાકા માલદેવની સંમતિથી કર્યો. તેમાં અને ખેદરનગરમાંના પાતશાહના માન્ય પૂર્ણચંદ્ર કોઠારીએ ગિરનારપર મોટું જિનચૈત્ય બંધાવ્યું તેમાં, ગચ્છનાથના વચનથી જિનકીર્ત્તિસૂરિએ પ્રતિષ્ઠા કરી, ગંધારના લક્ષ્મણ નામના સંઘપતિએ ગિરનારપર કરાવેલા ચતુર્મુખ જિનાલયમાં, સોમદેવ ગુરૂએ પ્રતિષ્ઠા કરી મ[illegible] નગરના મૂટ નામના શ્રેષ્ઠિએ પિત[illegible]ની અસંખ્ય ચોવીસીન[illegible] કરાવ્યા તેની સોમગુરૂએ પ્રતિષ્ઠા કરી. પાટણના શ્રીના[illegible] વણિકે સોમસુંદરસૂરિને બોલાવી તેમની સાથે શત્રુંજય અને ગિરનારની યાત્રા કરી. તેના પાંચ પુત્રો સંઘપતિ મંડન, વચ્છ, પર્વત, સંઘપતિ નર્બદ, અને સંઘપતિ ડુંગર પાટણમાં રહી સૂરિના ભક્ત તરીકે જિનમતની પ્રભાવના કરતા હતા (ત્યાંનો) પાતશાહનો બહુમાન્ય કોલાક સૌવર્ણિક (સોની), અને સ્તંભતીર્થનો સૌવર્ણિક લખમસિંહ કુલનો મદન તથા તેનો ભાઇ વીર તીર્થયાત્રાઓ, આચાર્યપદમહોત્સવો પ્રતિષ્ઠા વગેરે સુકૃત્યોથી જિનમતને દીપાવતા હતા. ઘોઘામાં વસ્તુપતિ-વિરૂપે ઘણા મહોત્સવ અને યાત્રાઓ કરી પંચવારક દેશમાં સંઘપતિ મહુ-

મેળવી અર્બુદગિરિપર અચલગઢમાં ઉંચો ચતુર્મુખ પ્રાસાદ કરાવી ૧૨૦ મણ ધાતુનું એક જિનબિંબ પોતે કરાવેલું તે તેણે તેમાં પ્રતિષ્ઠિત કર્યું (ગુરૂ ગુણરત્નાકર કાવ્ય પૃ ૪૫-૪૬)

ણસિહે સોમસુદર સૂરિના ઉપદેશથી પ્રતિબોધ પામી ત્યા ઉચા શિખરોથી વીટાયેલો જૈનપ્રાસાદ બધાવ્યો કે જેમા શીલભદ્ર વિબુધે (ઉપાધ્યાયે) પ્રતિષ્ઠા કરી. આમ સૂરિના અનેક વિદ્વાન સમૃદ્ધ શ્રાવકો હતા. આવા સૂરિ સ ૧૪૯૯ મા સ્વર્ગસ્થ થયા.''

૬૬૭ વિશેષમા આ યુગમા ખાસ ભવ્ય અને કલા કૌશલ્યના મદિરો માટેના સ્થળો ગૂજરાતની સીમાપાર અને આસપાસ પણ શોધાયા. જેસલમેરના સ ૧૪૭૩ મા ત્યાના ધર્મપ્રેમી રાજા લક્ષ્મણના નામથી 'લક્ષ્મણવિહાર' નામનુ પાર્શ્વજિનાલય ખ૦ જિનવર્દ્ધનસૂરિએ પ્રતિષ્ઠિત કર્યુ રાણપુરનુ મદિર સ. ૧૪૯૬ મા ધરણાશાએ કરેલુ તે ઉપર કહેવાઇ ગયુ છે.

૬૬૮ આજ સમયમા અહમદશાહ બીજાએ અમદાવાદમા જુમામસીદ બધાવી કે જે ત્યા સ્થાપત્યની દૃષ્ટિએ મુખ્ય ધ્યાન એંચે એવી છે. 'આ બને મકાનો (આ મસીદ અને ઉક્ત રાણકપુર મદિર) સમકાલીન હોવા છતા એ જૈનમદિર આ મસીદના કરતા વધારે સારૂ અને ભવ્ય લાગે છે, કારણકે તેમા ખરેખરી કળા છે'૪૪૭

૬૬૯ જૈન સાધુઓએ પુસ્તકોનુ લખાવવું અને સંગ્રહવું ખાસ આવશ્યક ગણીને તે માટે બહુ ભગીરથ પ્રયાસ સેવ્યો છે પહેલા ઘણુ કરી તાડપત્રો પરજ ગ્રથો લખવાની પ્રથા હતી, પરંતુ આ સમયમા તે પ્રથામા ઘણો મોટો ફેરફાર થયો આ વખતે કાતો તાડપત્રોની પ્રાપ્તિ દુર્લભ થઈ ગઇ હોય, યાતો કાગળોની પ્રવૃત્તિ વિશેષ વધી ગઇ હોય—ગમેતે હો, પરતુ આ અરસામા તાડપત્રોપર લખવું એકદમ પ્રાય બધ થયુ અને તેનુ સ્થાન કાગળોએ લીધુ. તાડપત્રપર જેટલા જૂના ગ્રથ લખાયા હતા તે સર્વની નકલ આ સમયમા કાગળ પર કરવામા આવી હતી. ગૂજરાત અને રાજપૂતાનાના પ્રસિદ્ધ ભડારોની તાડપ્રતોનો આ એકજ સમયમા એકી સાથે જીર્ણોદ્ધાર

૪૪૭ ગ. ગજાનન પાઠકનો લેખ નામે 'ગુજરાતનુ સ્થાપત્ય'—સુરત ગૂ. સા પરિષદ્નો અહેવાલ

થયો હતો. પાટણ અને ખંભાતના ગ્રંથોનું કાગળોપરનું સંસ્કરણ ગૂજરાતમાં તપાગચ્છના આચાર્ય દેવસુંદર અને **સોમસુન્દર** સૂરિની મંડળીએ કર્યું, અને રાજપુતાનામાં જેસલમેરના શાસ્ત્રોનો સમુદ્ધાર ખરતરગચ્છના અધિપતિ જિનભદ્રસૂરિની મંડળીએ કર્યો હતો. ઐતિહાસિક ઉલ્લેખોથી જણાય છે કે આ સમયમાં પુસ્તકોદ્ધારના કાર્યનો પ્રવાહ અતિ તીવ્રવેગથી વહેવા લાગ્યો હતો. આ ૧૫ મી શતાબ્દીના મધ્ય અને અંતમાં કંઇ લાખો પ્રતિઓ લખાઇ હશે. તેવા ઉલ્લેખો પૈકીમાં સં. ૧૪૭૨માં ખંભાતના મોઢ જ્ઞાતિના **પર્વત**[૪૪૮] નામના શેઠે જૈનોના ૧૧ મુખ્ય અંગો-આગમો મોટો ખર્ચ કરી **સોમસુંદર** સૂરિદ્વારા લખાવ્યા હતા. **મંડલિક** નામના સાડેરાના રહેવાશી પોરવાડ જૈને જયાનંદસૂરિના ઉપદેશથી અનેક પુસ્તકોનું લેખન કરાવ્યું[૪૪૯]

૬૭૦. આ સમયમાં તાડપત્રપર લખાયેલી પૈકી ઉપલબ્ધ પ્રતો નીચેની છે-સં ૧૪૫૮માં **સોમપ્રભાચાર્યકૃત** કુમારપાલ પ્રતિબોધ-

---

૪૪૮ **પર્વત** અને તેના મોટાભાઇ **રામે** સં ૧૪૬૮ અને તે પછીનાં બે વર્ષોમાં પડેલા દુકાળમાં પોતાના ધનથી જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ પ્રકારના સત્રાગાર-દાનશાળા માંડી હતી તથા શત્રુંજય ગિરનાર આબુ જીરાપલ્લિપાર્શ્વનાથ (જીરાવલા) આદિ અનેક તીર્થક્ષેત્રોમાં તથા અન્ય સત્કાર્યોમાં ઘણું દ્રવ્ય ખર્ચ્યું હતું જુઓ જૈન શ્વે કૉ હેરલ્ડ ઑગસ્ટ-સપ્ટેંબર ૧૯૧૩ નો સંયુક્ત અંક પૃ ૪૨૮-૪૩૨ 'એક ઐતિહાસિક પ્રશસ્તિ'

૪૪૯. પેથડ(જુઓ પારા ૬૨૪)ના પ્રપૌત્ર મંડલિકે ગિરનાર આબુ આદિ તીર્થોમાં ચૈત્યોનો ઉદ્ધાર કરાવ્યો તથા અનેક ગામોમાં ધર્મશાળાઓ કરાવી તે અનેક રાજાઓને માનીતો હતો. વિ સં. ૧૪૬૮ના દુકાળ વખતે લોકોને અન્નાદિ આપી મદદ કરી સં. ૧૪૭૭માં શત્રુંજય આદિ મહાતીર્થોની યાત્રા કરી અને જયાનંદસૂરિના ઉપદેશથી ગ્રંથલેખન સંઘભક્તિ આદિ ધર્મકૃત્યો કર્યાં-જુઓ મુનિ પુણ્યવિજયનો લેખ 'એક ઐતિહાસિક જૈન પ્રશસ્તિ'-પુરાતત્ત્વ પુ. ૧-૧.

હેમકુમારચરિત સ્તંભતીર્થમા (પા ભં.), સં. ૧૪૮૬મા **સ્થાના**ગ પરની અભયદેવની વૃત્તિ ( જે ૪૦ ), ૧૪૮૭મા **આવશ્યકચૂર્ણિ** (જે. ૩૬), સં ૧૪૮૮મા **વિશે**ષાવશ્યક વૃત્તિનો પ્રથમ ખંડ (જે. ૩૭), **લઘુ**કલ્પભાષ્ય (જે ૪૧), **ઓ**પપાતિક અને **રાજ**પ્રશ્નીય પરની વૃત્તિઓ (જે. ૪૩), **મલ**યગિરિકૃત **ન**ંદિટીકા (જે. ૧૩), **અં**ગવિદ્યા (જે ૧૫), **અ**ભયદેવકૃત **ભ**ગવતી વૃત્તિ (જે. ૪૮), **ચ**ંદ્રપ્રજ્ઞપ્તિટીકા સ્તંભતીર્થમા (જે. ૨૩), સં. ૧૪૮૯મા **હા**રિભદ્રી **જી**વાભિગમ લઘુ-વૃત્તિ–જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ અને તે પરની ચૂર્ણિ (જે ૩૩), ઉત્તરાધ્ય-યન ચૂર્ણિ (જે. ૩૪), દશવૈકાલિક ચૂર્ણિ (જે. ૩૪), **પિં**ડનિર્યુક્તિ–લઘુવૃત્તિ અને તેપરની **મલ**યગિરિની વૃત્તિ (જે ૩૯), **જી**વાભિગમ-વૃત્તિ, બૃહત્કલ્પવૃત્તિનો તૃતીયખંડ (જે. ૪૨), સ્તંભતીર્થમા **આવ**-શ્યક પરની હરિભદ્રકૃત ટીકા (જે. ૯), **ન્યાયા**વતારવૃત્તિ ટિપ્પન (જે. ૪), **સૂ**ર્યપ્રજ્ઞપ્તિ ટીકા સ્તંભતીર્થમા (જે ૨૪), સં ૧૪૯૦ મા ખ જિનભદ્રસૂરિના ઉપદેશથી હેમચંદ્ર કૃત છંદોનુશાસનવૃત્તિ (જે ૪), **વ્યવ**હારચૂર્ણિ (જે ૧૯), **વ્યવ**હાર પર **મલ**યગિરિની વૃત્તિનો દ્વિતીયખંડ (જે. ૩૬), બૃહત્કલ્પવૃત્તિનો દ્વિતીય ખંડ (જે. ૪૨), દશાશ્રુતસ્કંધ ચૂર્ણિ નિર્યુક્તિ, **પ**ંચકલ્પભાષ્ય ને ચૂર્ણિ (જે. ૪૨) **વ્યવ**હારભાષ્ય અને દશાશ્રુતસ્કંધ નિર્યુક્તિ વૃત્તિ (?) (જે. ૪૩), **ન્યાય**પ્રવેશપંજિકા (જે ૩૧), ૧૪૯૧મા સ્તંભતીર્થે જિનભદ્રસૂરિના કોશ માટે ઉત્તરાધ્યયન ટીકા (જે. ૧૨), **શાં**ત્યાચાર્યકૃત ઉત્તરા-ધ્યયન વૃત્તિ (જે. ૩૮), સં ૧૪૯૨મા **શાં**ત્યાચાર્યકૃત **આ**ચારાંગ વૃત્તિ (જે ૪૨) અને સં ૧૪૯૩મા સ્તંભતીર્થે જિનભદ્રસૂરિના કોશ માટે **સ**ર્વસિદ્ધાંત વિષમપદ પર્યાય (જે ૨૩), વગેરે

૬૭૧. પ્રાય આ **સો**મસુંદરના સમયમા ઇડરમા દિગંબરી ભટ્ટારકોની ગાદી સ્થપાઇ અને ત્યાર પછી **સો**જીત્રામા પણ થઇ.

---

# પ્રકરણ ૨ જું.

## સોમસુન્દર-યુગમાં સાહિત્યપ્રવૃત્તિ.

[ સં. ૧૪૫૬ થી ૧૫૦૦ ]

जिनवदनसरोजे यो विलास विशुद्ध-
द्वयनयमयपक्षा राजहंसीव वत्ते ।
कुमतसुमतनीरक्षीरयो र्व्यक्तिकर्त्री
जनयतु जनताना भारती भारती सा ॥

—જે રાજહંસની પેઠે બે નય (વ્યવહાર અને નિશ્ચય)નો વિશુદ્ધ પક્ષ લઇને જિનના મુખકમલમા વિલાસ કરે છે, જે અસત્ય મત અને સત્ય મત એ બન્નેનો નીરક્ષીરની પેઠે વિવેક કરનારી છે તે ભારતી જનતાની ભારતીને પ્રકટ કરો.

श्री सोमसुन्दरगुरुप्रमुखा स्तदीयं
त्रैवेद्यसागरमगाधमिहावगाह्य ।
प्राप्योत्तरार्थमणिराशिमनर्घ्यलक्ष्मी-
लीलापदं प्रदधते पुरुषोत्तमत्वम् ॥
सारस्वते प्रवाहे तेषा शोषगतेऽधुना कालात् ।
शिष्यैरुपक्रियन्ते विद्याम्भ कूपकै र्लोका ॥

—તેમના (પૂર્વાચાર્ય ગુણરત્નાદિના) ત્રણ વિદ્યાના સાગરને અહીં અવગાહીને તેમાથી મોટી લક્ષ્મીની લીલાના પદવાળા ઉત્તમ અર્થરૂપી મણિઓ પ્રાપ્ત કરીને શ્રી સોમસુંદર ગુરૂ પ્રમુખ પુરૂષોત્તમપણાને ધારણ કરે છે.

આધુનિક કાલથી લોકોનો સારસ્વત પ્રવાહ શોષાઇ ગયો હોવાથી વિદ્યારૂપી પાણીના કૂવાઓ જેવા શિષ્યો લોકોનાપર ઉપકાર કરે છે

—મુનિસુંદરકૃત ગુર્વાવલી

૬૭૨. સોમસુંદરસૂરિના ગુરૂભાઇ ગુણરત્નસૂરિએ સ ૧૪૫૭ કલ્પાન્તર્વાચ્ય (ભક્તિ. ભાવ.), સ. ૧૪૫૯મા સપ્તતિકા પર દેવેન્દ્ર-

ગણિની ટીકા પર આધાર રાખી અવચૂર્ણિ (ડો૦ ભાવ), તથા તે વર્ષમા દેવેન્દ્રસૂરિ કૃત કર્મગ્રંથોપર અવચૂરિઓ, **આતુરપ્રત્યાખ્યાન**, **ચતુ શરણ**, **સંસ્તારક** અને **ભક્તપરિજ્ઞા** એ ચાર પયન્ના-પ્રકીર્ણકો પર અવચૂરિઓ તેમજ **સોમતિલક**ના **ક્ષેત્રસમાસ** પર (પી. ૬, ૪૨) અવચૂરિ, **નવતત્ત્વ** પર અવચૂરિ (વે ન. ૧૬૨૨) રચી અને **વા-સોતિકાદિ** પ્રકરણ-અંચલમત નિરાકરણ (બુહ્ ૮, નં. ૩૯૪) રચ્યુ. વળી **ઓઘ** નિર્યુક્તિનો ઉદ્ધાર કર્યો. વળી તેમના બે મહાન્ ગ્રંથો એક વ્યાકરણ પર અને બીજો દર્શન ગ્રથ પર છે તેના નામ **ક્રિયારત્ન સમુચ્ચય** (પી. ૬, ૧૭ ને ૧૯, પ્ર. ય. ગ્ર. ન. ૧૦) અને હરિભદ્રકૃત **ષડ્દર્શનસમુચ્ચય** પર **તર્કરહસ્ય દીપિકા** નામની ટીકા છે. **ક્રિયારત્ન-સમુચ્ચય** તે **સિદ્ધહેમ** વ્યાકરણમાથી બહુ ઉપયોગી ધાતુઓ લઇ તેના દશગણના ગણવાર રૂપો સદેહ ન રહે તેવી રીતે આપીને સં. ૧૪૬૬ મા સ્વગુરૂ **દેવસુંદરસૂરિ**ના નિર્દેશથી રચ્યો છે.[૪૫૦] અને ષડ્દર્શન સમુચ્ચય પરની ટીકામા બૌદ્ધ તાર્કિકો નામે સૌધ્ધોદનિ, ધર્મોત્તરાચાર્ય, ધર્મકીર્તિ, પ્રજ્ઞાકર, દિઙ્નાગ આદિ, તથા પુષ્કળ બ્રાહ્મણ ગ્રથકારો જેવા કે **અક્ષપાદ**, **વાત્સાયન**, ઉદ્યોતકર, **વાચસ્પતિ**, ઉદયન, **શ્રીકંઠ**, **અભયતિલકોપાધ્યાય**, જયન્ત આદિનો ઉલ્લેખ કર્યો છે (પ્ર ડા. સ્વાલિસ શોધિત બિ૦ ઈ મા, તથા જૈ આ. સભા, વે નં. ૧૬૬૭-૬૯)

૬૭૩ **સોમસુંદરસૂરિ**ના વિદ્વાન્ શિષ્યોનો પરિવાર મોટો હતો પોતાના તેમજ પોતાના ગુરૂના શિષ્યો પૈકી અનેકને તેમણે પોતે આચાર્યપદ આપ્યા હતા તેમના શિષ્યો જબરા લેખકો, ઉપદેશકો, વાદીઓ અને ગ્રથકારો હતા

---

૪૫૦ આ ગ્રથની પ્રશસ્તિમા જણાવ્યુ છે કે ઇયદર (ઇડર)ના રાજાના માન્ય એવા **વાછા** નામના સઘપતિના પુત્ર સઘ **વીસલે** આની પ્રથમની દશ પ્રતિઓ લખાવરાવી (જુઓ ટિપ્પણ ૪૪૧) આ ગ્રંથ-ર્ત્તાના પ્રતિષ્ઠા-લેખો સં ૧૪૬૯ના માટે જુઓ બુ ૧, ૧૨૦૧, બુ ૨, ૧૨૦

૬૭૪. તેમાના તેમના પટ્ટધર મુનિસુંદરસૂરિ (આચાર્ય પદ સં. ૧૪૭૮, સ્વ ૧૫૦૩) સહસ્રાવધાની હતા. તેમની સૂરિમંત્રના સ્મરણ કરવાની શક્તિ જબરી હતી તેથી અને પષ્ઠ અષ્ટમ આદિ ઉપવાસોના તપવિશેષથી પદ્માવતિ આદિ દેવીઓ પ્રત્યક્ષ થતી હતી. દેવકુલપાટક-દેલવાડામા શાંતિકર સ્તવ નવીન રચી તેનાથી મહામારિનો ઉપદ્રવ નિવાર્યો હતો અને રોહિણી (શિરોહી) નામના નગરમા (તીડના) ઉપદ્રવનો નાશ કરવાથી તે નગરના રાજાએ મૃગયાનો નિષેધ કર્યો અને દેશમા અમારિ પ્રવર્તાવી (સોમસૌભાગ્ય સર્ગ ૧૦, ગુરુગુણરત્નાકર શ્લોક ૬૭-૭૧)

૬૭૫. તેઓ સિદ્ધસારસ્વત કવિ હતા. તેમણે ૧૨-૧૪ વર્ષની નાની ઉંમરમા સં. ૧૪૫૫મા ત્રૈવિદ્યગોષ્ટી (મુદ્રિત, કી ૨ નં. ૩૭૯) નામનો ગ્રંથ રચ્યો (જુઓ પારા ૬૫૩) તેમા ન્યાય, વ્યાકરણ અને કાવ્ય–એ ત્રણ વિદ્યાના વિષયોનો પરિચય આપ્યો છે. સં ૧૪૬૬મા તેમણે એક વિજ્ઞપ્તિગ્રંથ પોતાના ગુરૂ (આચાર્ય) દેવસુન્દરસૂરિની સેવામા મોકલ્યો હતો. તેનુ નામ ત્રિદશતરંગિણી છે. તેનું વિજ્ઞપ્તિપત્રોના સાહિત્ય અને ઇતિહાસમા સૌથી વધારે મહત્ત્વ છે. તેના જેટલો મોટો અને પ્રૌઢ પત્ર કોઇએ પણ લખ્યો નથી. તે ૧૦૮ હાથ લાંબો હતો અને તેમા એકથી એક વિચિત્ર અને અનુપમ એવા સેંકડો ચિત્ર અને હજારો કાવ્ય લખવામા આવ્યા હતા. તેમા ૩ સ્ત્રોત અને ૬૧ તરંગ હતા. તે હાલ સંપૂર્ણ મળતો નથી માત્ર ત્રીજા સ્ત્રોતનો ગુર્વાવલી નામનો એક વિભાગ અને પ્રાસાદાદિ ચિત્રબંધ કેટલાક સ્તોત્રો અહીં તહીં છૂટા મળે છે. ગુર્વાવલી (પ્ર૦ ય૦ ગ્રં.)મા ૫૦૦ પદ્ય છે ને તેમા શ્રમણ ભગવાન્ શ્રીમહાવીરથી લઇ લેખક સુધીના તપાગચ્છના આચાર્યોનો સંક્ષિપ્ત પરંતુ વિશ્વસ્ત ઇતિહાસ છે.

વળી અધ્યાત્મકલ્પદ્રુમ-શાંતરસભાવના (વિ નં. ૧૬૬૨; પ્ર૦ ધનવિજયકૃત ટીકાસહિત નિ. પ્રે.; ગૂ ભા જૈ. ધ. ભાવ.), ઉપદેશ રત્નાકર સ્વોપજ્ઞવૃત્તિ સહિત (પ્ર. દે. લા. નં. ૨૨; પ્રથમ ભાગ ગૂ.

ભા. સહિત જૈન વિદ્યાપ્રસારક વર્ગ, વે. નં ૧૫૭૨), અનેક પ્રસ્તાવોમા જિનસ્તોત્રરત્નકોષ (પ્રથમ પ્રસ્તાવ પ્ર જૈનસ્તોત્ર સંગ્રહ ય. ગ્રં, વે. ન. ૧૮૦૦), જયાનંદચરિત્ર (કે જે તેમના શિષ્ય રત્નચંદ્ર ગણિએ શોધ્યુ. (કા. વડો), શાંતિકરસ્તોત્ર, મિત્રચતુષ્ક કથા (સુમુખાદિ ચરિત્ર કે જેનું શોધન શબ્દાનુશાસનમા દક્ષ લક્ષ્મીભદ્રમુનિએ કર્યું મુ૦) સ. ૧૪૮૪, સીમંધરસ્તુતિ, પ્રા મા પાક્ષિકસત્તરી, અંગુલસત્તરી રચેલ છે આ સૂરિને સ્તંભતીર્થમા ત્યાના નાયક દફરખાને (જફરખા જુઓ ઓઝાજીનો રા. ઇ. પૃ ૫૬૬, ટિ ૨) 'વાદિગોકુલસંકટ' એ નામનું બિરૂદ આપ્યુ હતુ (હીરસૌભાગ્ય ૧૪, ૨૦૪)

૬૭૬ બીજા શિષ્ય જયચંદ્રસૂરિએ પોતાની વિદ્વત્તાથી 'કૃષ્ણ સરસ્વતી'–કૃષ્ણવાગ્દેવતા એ બિરૂદ ધારણ કર્યું હતુ (જુઓ ગુરૂગુણ રત્નાકર આદિ). તેમણે કાવ્યપ્રકાશ, સન્મતિતર્ક વગેરે જેવા મહાન્ અર્થવાળા ગ્રંથો શિષ્યોને ભણાવ્યા હતા અને પ્રત્યાખ્યાન સ્થાનવિવરણ, સમ્યક્ત્વ કૌમુદી, પ્રતિક્રમણ વિધિ સં. ૧૫૦૬મા (મુ૦ પી ૪, ૧૦૭) આદિ પ્રકરણો રચ્યા હતા. (ધર્મસાગરની પટ્ટાવલીમા આપેલ જયસુંદર નામ ખરૂ નથી લાગતુ.)

૬૭૭ ત્રીજા શિષ્ય ભુવનસુંદરસૂરિ થયા, તેમણે પરબ્રહ્મોત્થાપન સ્થલનો વાદગ્રંથ રચ્યો અને કુલાર્ક યોગાચાર્યે શબ્દનું અશાશ્વતપણું–અનિત્યપણું બનાવવા ૧૬ અનુમાનોપર દશશ્લોકી કૃતિ નામે મહાવિદ્યા બનાવેલ અને તેનાપર અજ્ઞાત ટીકાકારે (ચિરંતને) એક વૃત્તિ રચી હતી, છતા આ સૂરિએ તેપર વિવૃત્તિ રચી અને તે વિવૃત્તિપર ટિપ્પન-વિવરણ પણ રચ્યુ અને વળી લઘુમહાવિદ્યા વિડંબન રચ્યુ (વે. નં, ૧૦૫૬, પ્ર૦ ગા ઓ સીરીઝ) તેમણે વ્યાખ્યાનદીપિકા આદિ ગ્રંથો રચ્યા છે (જુઓ રત્નશેખરકૃત શ્રાદ્ધપ્રતિક્રમણ વૃત્તિનું મંગલાચરણ)

૬૭૮. ચોથા શિષ્ય જિનકીર્તિસૂરિએ સ. ૧૪૯૪ મા નમસ્કારસ્તવપર સ્વોપજ્ઞ વૃત્તિ (બુહ્ ૨ ન. ૨૯૨; બુહ્ ૬. નં. ૭૩૦)

ઉત્તમકુમારચરિત્ર (પી. ૧, નં. ૨૪૪), શીલપર **શ્રી**પાલગોપાલકથા (વે. નં. ૧૭૬૧ પ્ર. આત્માનંદ જય ગ્રં. ડભોઈ), **ચંપક** શ્રેષ્ઠી કથા, **પંચજિનસ્તવ**, સં. ૧૪૯૭ મા ધન્યકુમારચરિત્ર-દાનકલ્પ દ્રુમ ૪૫૧ (ગુ. નં. ૧૪-૬), સં. ૧૪૯૮ (મનુનંદાશ્રક વર્ષે ?) મા **શ્રાદ્ધ**ગુણસંગ્રહ (બુહૂ. ૬. ન. ૬૭૫) રચ્યા.

૬૭૯. પાચમા શિષ્ય રત્નશેખરસૂરિએ 'બાલપણમા પણ દક્ષિણ દિશાના (બેદરપુર આદિના-ગુરૂગુણ રત્નાકર કાવ્ય પૃ. ૧૭) વાદીઓને જીત્યા હતાં' અને **ષડાવશ્યકવૃત્તિ, શ્રાદ્ધ**પ્રતિક્રમણ સૂત્રપર વૃત્તિ નામે **અર્થ**દીપિકા સં. ૧૪૯૬ મા કે જેને **લક્ષ્મીભદ્ર**ગણિએ શોધી હતી (ભા. ૪, ૪૬૪ પ્ર. દે. લા નં. ૪૮), **શ્રાદ્ધ**વિધિવૃત્તિ-વિધિ કૌમુદી નામની વૃત્તિ સ. ૧૫૦૬ મા (પ્ર આ. સભા. નં. ૪૮ ગૂ ભા. 'જૈન'ગ્રંથાવલી નં. ૩), **આચાર**પ્રદીપ ૪૦૬૫ શ્લોક પ્રમાણ સં. ૧૫૧૬ મા (ભા. ૬, ૪૦ પ્ર. દે લા. ન. ૭૧) કે જેમા **જિન**હંસ ગણિએ શોધન લેખનાદિમા સહાય કરી હતી, તે અને કોઈના કહેવા પ્રમાણે હૈમવ્યાકરણ પર અવચૂરિ, **પ્રબોધ**ચંદ્રોદય વૃત્તિ આદિ ગ્રંથ રચ્યા. તેને સ્તંભતીર્થમા બાંબી નામના દ્વિજે-ભટ્ટે '**બાલ**સરસ્વતી' નામનુ બિરૂદ આપ્યુ હતુ (ધર્મસાગર પટ્ટાવલી હીરસૌભાગ્ય) પોતે પોતાને ભુવનસુદર સૂરિના પણ શિષ્ય જણાવે છે (શ્રાદ્ધપ્રતિક્રમણવૃત્તિમા).

૬૮૦ **સોમ**સુદરના બહોળા શિષ્ય પ્રશિષ્યાદિના સમુદાયમા **વિશાલ**રાજ, ઉદયનંદિ, **લક્ષ્મી**સાગર, **શુભ**રત્ન, **સોમ**દેવ, **સોમ**જય, વગેરે આચાર્યો, **જિન**મડન, **ચારિત્ર**રત્ન, **સત્ય**શેખર, **હેમ**હ સ, **પુણ્ય**રાજ, **વિવેક**સાગર પડિત, **રાજ**વર્ધન અને **ચારિત્ર**રાજ કે જેમણે દક્ષિણાના વાદીને જીત્યા હતા, **શ્રુત**શેખર, **વીર**શેખર, **સોમ**શેખર, **જ્ઞાન**કીર્ત્તિ, **શિવ**મૂર્તિ, **હર્ષ**મૂર્ત્તિ, **હર્ષ**કીર્ત્તિ, **હર્ષ**ભૂષણ, **હર્ષ**વીર,

---

૪૫૧ આ સંસ્કૃત પદ્ય ગ્રથપરથી સંસ્કૃત ગદ્યમાં ત૦ **જ્ઞાનસાગર** ઉપાધ્યાયના શિષ્યે **ધન્યચરિત્ર** રચ્યું. (વે. ન. ૧૭૪૨)

વિજયશેખર, અમરસુદર, લક્ષ્મીભદ્ર, સિંહદેવ, રત્નપ્રભ, શીલભદ્ર, નંદિધર્મ, શાંતિચંદ્ર, કે જેમણે શાંતિનાથનુ સ્મરણ કરી વીરપ્રભુએ કરેલા તપ જેવુ ઉગ્રતમ કર્યું હતુ, તપસ્વી વિનયસેન, હર્ષસેન, હર્ષસિંહ આદિ વાચક-ઉપાધ્યાયો પંડિતો હતા.

૬૮૧ ઉક્ત આ. જયશેખરસૂરિના-મેરૂતુંગસૂરિના શિષ્ય માણિક્યસુંદરે ચતુપર્વી ચમ્પૂ, શ્રીધરચારિત્ર સં. ૧૪૬૩ મા (કા. છાણી), શુકરાજ કથા ( ભા. ૧, ન. ૮૩ પ્ર. હંસવિજય જૈન ફ્રી ગ્રંથમાલા નં. ૨૦ ), ( ચંદ્રધવલ ) ધર્મદત્ત કથાનક ( બુહ ૩, ન. ૧૬૦. કા. છાણી, રીપોર્ટ, ૧૮૭૨-૭૩ નં. ૧૬૦; વે૦ ન. ૧૭૪૪ ), અને ગુણવર્મ ચરિત્ર સં. ૧૪૮૪ મા ( કા. છાણી; બુહ ૪ નં. ૨૪૧, ખેડા ભ ) રચ્યા. તે ઉપરાત ગૂજરાતના રાજા શંખની સભામા (સરખાવો તેની પ્રશસ્તિ शासस्य नरेश्वरस्य पुरतोऽप्यूचे) ૪ સર્ગમા મહાબલ મલયસુદરી ચરિત (કા છાણી, પી. ૧ નં. ૩૧૩) રચ્યુ હતુ. ગૂજરાતી ગદ્યમા તેણે રચેલા પૃથ્વીચંદ્ર ચરિત્ર સંબંધી હવે પછી જણાવાશે.

૬૮૨ આ. મેરૂતુંગસૂરિના બીજા શિષ્ય નામે માણિક્યશેખરસૂરિ થયા તેમણે કલ્પનિર્યુક્તિ પર અવચૂરિ ( બુહ ૭ નં. ૧૯ ) અને આવશ્યક નિર્યુક્તિ દીપિકા (બુહ. ૮ નં ૩૭૩) રચી આ બીજા ગ્રથમા પોતાના અન્ય ગ્રથોના નામ આપ્યા છે કે પિંડનિર્યુક્તિ દીપિકા, ( બુહ. ૮ નં. ૩૮૯ ), ઓઘનિર્યુક્તિ દીપિકા, દશવૈકાલિક દીપિકા, ઉત્તરાધ્યનન દીપિકા, આચારાગ દીપિકા અને નવતત્ત્વવિવરણ ને જણાવ્યુ છે કે એકકર્તૃત્વથી આ સર્વે સહોદર રૂપ છે ( एककर्त्तृतया ग्रथा अमी अस्या सहोदरा )

૬૮૩ સ ૧૪૭૧ મા તાડપત્રપર લખાયેલી નમિસાધુકૃત રૂદ્રાલંકાર ટિપ્પન અને તાત્પર્યપરિશુદ્ધિની પ્રતો ભા. ઈ મા છે. આ વર્ષ આસપાસ કાસદ્રહ ગચ્છના દેવચંદ્રસૂરિ શિષ્ય દેવમૂર્ત્તિ ઉપાધ્યાયે વિક્રમચરિત નામનો ગ્રંથ રચ્યો તેમા ૧૪ સર્ગ છે તેના

નામ–વિક્રમાદિત્યની ઉત્પત્તિ, રાજ્યપ્રાપ્તિ, સુવર્ણપુરૂષલાભ, પંચ-દંડછત્રપ્રાપ્તિ, દ્વાદશાવર્તવન્દનકફલસૂચક કૌતુક નયવીક્ષિ, દેવ-પૂજાફલસૂચક સ્ત્રી રાજ્યગમન, વિક્રમપ્રતિબોધ, જિનધર્મપ્રભાવ-સૂચક હંસાવલી વિવાહ, વિનયપ્રભાવ, નમસ્કારપ્રભાવ, સત્ત્વાધિક કથા કોશ, દાન ધર્મપ્રભાવ, સ્વર્ગારોહણ અને છેલ્લો સર્ગ સિંહાસન દ્વાત્રિંશત્કથા ( બત્રીસ પુતલીઓની કથા ) થી યુક્ત છે. લોકકથા-સાહિત્યમા વિક્રમાદિત્ય રાજા પ્રધાનપદ ભોગવે છે તેથી આ તે સાહિત્યનો વિશાલ ગ્રંથ છે.[૪૫૨]

૬૮૪ સ. ૧૪૭૪ મા પૌર્ણમિક ગચ્છના (ગુણસાગરસૂરિ શિ૦) **ગુણસમુદ્રસૂરિએ**[૪૫૩] **સંયમસિંહ** ગણિના આગ્રહથી **જિનદત્તકથા** (વે નં. ૧૭૨૦), સં ૧૪૭૫ મા તાડપત્રપર અજ્ઞાતકર્તાકૃત **કુમારપાલપ્રબંધ** લખાયો. ( પા. સૂચિ નં. ૧૬ )

૬૮૫ સં. ૧૪૮૦ મા ત ( મુનિસુંદરસૂરિ–હર્ષસેન શિ૦ ) **હર્ષભૂષણે** **શ્રાદ્ધવિધિવિનિશ્ચય** ( કા. વડો. નં. ૧૦૧૬ ), અને **અંચલમતદલન** ( કી. ૨, નં. ૩૬૦ ), તથા સ ૧૪૮૬ મા **પર્યુષણાવિચાર** રચ્યા પોતાના ગુરૂ તરીકે હર્ષસેન જણાવવા ઉપ-રાત **સોમસુંદરસૂરિ** અને **મુનિસુંદરસૂરિ** તેમજ **મહિમચંદ્ર**, **જયચંદ્ર**, **ભુવનસુંદર** અને **જિનસુંદરસૂરિને** પણ જણાવે છે ( કા. વડો. નં. ૨૯૪૯ ). તે **જિનસુંદરે** ( સોમસુંદરસૂરિ શિષ્યે) સં ૧૪૮૩ મા **દીપાલિકા** કલ્પ ( કા. વડો. ન. ૧૦૧૫; લી. ) રચ્યો.

---

૪૫૨ આ ગ્રંથની કર્તાના સમય લગભગ લખાયેલી બે પ્રતો મળે છેઃ—એક તો સ ૧૪૮૨ મા **મેદપાટ**–મેવાડમાં રાજા કુંભકર્ણના રાજ્યમાં **દેલ**ગ્રામમા કાસદ્રહ ગચ્છના દેવચંદ્રસૂરિ (કર્તાના ગુરૂ) ના શિષ્ય ઉદ્યોતન સૂરિના પટ્ટધર શિષ્ય **સિંહસૂરિએ** પોતાના વાચનાર્થે વાચનાચાર્ય **શીલ**-સુંદર પાસે લખાવી તે ( વે૦ ન ૧૭૭૩), અને બીજી તેજ **સિંહસૂરિએ** તેજ રાજાના સમયમા **મહીતિલક** પાસે સ. ૧૪૯૬ મા લખાવી તે (લીં )

૪૫૩ આ સૂરિના સં. ૧૫૧૧ આદિના પ્રતિષ્ઠા લેખ માટે જુઓ બુ ૨, ૧૩૮ અને ૩૭૭, બુ ૧, ૪૨૫–૭૨૮ અને ૧૦૧૭.

૬૮૬ બૃહત્ (વૃદ્ધ) તપાગચ્છના (રત્નાકરસૂરિની પરંપરાએ અભયસિંહસૂરિ-જયતિલક-રત્નસિંહસૂરિના શિષ્ય) ચારિત્રસુંદર ગણિએ સ્તંભતીર્થ (ખંભાત)મા સં. ૧૪૮૪ (૭) મા **શીલદૂત** નામનુ ૧૩૨ શ્લોકમા સુન્દર કાવ્ય રચ્યુ (બુહ્ ૨ નં. ૩૧૬ પ્ર૦ ય. ગ્ર. નં. ૧૮) કે જેમા **સ્થૂલિભદ્રે** કામવાસનાને જીતી લીધી તેનુ વર્ણન **મેઘદૂતના** દરેક શ્લોકનું ચોથુ ચરણ તે કાવ્યના દરેક શ્લોકમા પણ ચોથા ચરણ તરીકે આવે એ રીતની ઘટનાપૂર્વક-સમસ્યામય કાવ્ય કર્યું છે. વળી તેમણે **કુમારપાલ ચરિત** મહાકાવ્ય દશસર્ગમા શુભચંદ્રગણિની અભ્યર્થનાથી ૨૦૩૨ શ્લોકમા રચ્યુ (પ્ર૦ આ. સભા નં. ૫૭) તેમા પોતાના વિદ્યાગુરૂ તરીકે જયમૂર્તિ પાઠકને જણાવેલ છે. આ ઉપરાત **મહીપાલચરિત, આચારોપદેશ** આદિ ગ્રંથો રચ્યા છે.

૬૮૭ સ. ૧૪૯૦મા પૂર્ણિમાગચ્છના (અભયચંદ્રસૂરિના શિષ્ય) રામચંદ્રસૂરિએ દર્ભિકાગ્રામ (ડભોઇ)મા સંસ્કૃત પદ્યબંધ ૩૨ કથા રૂપે વિક્રમચરિત્ર રચ્યુ તેમા પોતે ક્ષેમંકરગણિએ સંસ્કૃત ગદ્યમા રચેલી સિંહાસન દ્વાત્રિંશિકા પરથી પોતે તે બનાવેલ છે એમ સ્વીકાર્યું છે. આમા પણ ૩૨ પુતલીની કથા છે. (પ્ર૦ ગૂ૦ ભા. સ્વ. મણિલાલ નભુભાઇનુ કરેલુ. વડોદરા દેશી કેળવણી ખાતા તરફથી સ. ૧૯૫૧), અને આ જ વર્ષમા માઘ શુદિ ૧૪ ને દિને તે સૂરિએ સંસ્કૃત ગદ્ય-પદ્યમા ૨૨૫૦ શ્લોકપ્રમાણ **પંચદંડાતપત્ર છત્ર પ્રબંધ** ખંભાતમા રચ્યો કે જેમા પંચદંડની કથા છે (વે. ન. ૧૭૪૬, પ્ર૦ હી૦ હં. સન ૧૯૧૨, વેબર ન. ૧૫૮૦ બર્લિન સન ૧૮૭૭)

૬૮૮ આ વર્ષમા ત. મુનિસુંદરસૂરિ શિ૦ શુભશીલ ગણિએ પણ વિક્રમચરિત્ર (પ્ર૦ હે૦ ગ્ર૦ અમદાવાદ) રચ્યુ કે જેમા વિક્રમ સંબંધીની અનેક હકીકતો આવે છે. ને ઉપરાત તે કર્ત્તાએ બીજું કથાસાહિત્ય પણ બનાવ્યુ—સ ૧૫૦૪ મા પ્રભાવક કથા (ડો. ભાવ.), ૧૫૦૯ મા કથાકોશ-અપરનામ **ભરતેશ્વર બાહુબલિ વૃત્તિ** (પી. ૪, ૧૧૦, મિત્ર ૮, ૧૬૩ પ્ર૦ ગૂ૦ ભા૦

મગનલાલ હઠીસિંગ સન ૧૯૦૯) અને સં. ૧૫૧૮ મા શત્રુંજય કલ્પવૃત્તિની રચના કરી. વળી તેમણે અભિધાન ચિંતામણીને અનુસરી ઉણાદિનામમાલા (સાગર ભં પાટણ) બનાવી પ્રભાવક કથામા પોતાના ગુરૂભ્રાતાઓ–મુનિસુન્દરસૂરિના શિષ્યોના નામ આપે છે કે.–વિશાલરાજ, રત્નશેખર, ઉદયનન્દિ. ચારિત્રરત્ન, લક્ષ્મીસાગર અને સોમદેવ. ઐતિહાસિક ગ્રથોમા પ્રબંધની ગરજ સારે એવા ગ્રંથો આ યુગમા મુનિસુદરકૃત ગુર્વાવલી ઉપરાત ગ્ચાયા છે.

૬૮૯ ઐતિહાસિક ગ્રંથોમા સં. ૧૪૯૨ મા સોમસુદરસૂરિ શિ૦ જિનમંડને કુમારપાલપ્રબંધ રચ્યો તેમા તેણે કુમારપાલ આદિની હકીકતો બહુ કાળજી રાખી એકઠી કરી છે. (વે નં ૧૭૦૮–૯; પી. ૧. ૮૨, કી. ૧૭૭, પ્ર. આ. સભા નં. ૩૪ સને ૧૯૭૧) આ કવિએ સં. ૧૪૯૮મા વળી શ્રાદ્ધગુણસંગ્રહ–વિવરણ (મિત્ર ૮, ૨૩૩ પ્ર. આ. સભા) અને ધર્મપરીક્ષા (પ્ર. આ સભા નં. ૬૭) પણ રચેલ છે. સં. ૧૪૯૫મા જિનસુદરસૂરિના શિષ્ય ચારિત્રરત્ન ગણિએ ચિત્રકૂટ (ચિતોડ)ના મહાવીરસ્વામીના મંદિરની પ્રશસ્તિ તરીકે મહાવીર પ્રશસ્તિ–ચિત્રકૂટ પ્રશસ્તિ (કાથવટે રી૦; જુઓ ટિપ્પણ નં. ૪૪૦ અને ૪૪૪) રચી તેમાથી મળતી ઐતિહાસિક વિગતો પ્રકરણ પહેલાની ટિપ્પણમા આપેલી છે. અને સં. ૧૪૯૯મા દાનપ્રદીપ નામનો ગ્રંથ રચી ચિતોડમાજ પૂરો કર્યો છે, ને તેમા ૧૨ પ્રકાશ અને કુલ ૬૬૭૫ શ્લોકપ્રમાણ છે. દાનના પ્રકારો સમજાવી દરેક પર કથાઓ આપી છે (પ્ર૦ આ૦ સભા નં. ૬૬ ગૂ ભા. આ સભા નં. ૫૦) સં. ૧૪૯૭ મા ઉક્ત જયચંદ્રસૂરિ શિષ્ય જિનહર્ષ ગણિએ ચિતોડમા વસ્તુપાલ ચરિત્ર કાવ્ય રચ્યુ કે જેમા વસ્તુપાલના ચરિત્ર વિષે અનેક વિગતવાર હકીકતો છે ને વીરધવલના પૂર્વજોનુ વૃત્તાત છે. (ગૂ૦ ભા પ્ર૦ જૈ. ધ; ભા ઈ. ન. ૧૭૧, ૧૮૭૧).

[ આ જિનહર્ષે પ્રા મા રત્નશેખર કથા ચિતોડમા (પી. ૪, ૧૧૧); સં૦ પ્રા. મા વિશતિ સ્થાનક વિચારામૃત સગ્રહ વીરમગામમા

સં. ૧૫૦૨ મા (પી. ૧, ૧૧૨ દે લા. ન. ૬૦), **પ્રતિક્રમણ વિધિ** સ. ૧૫૨૫ મા, પ્રાય: **આરામશોભા ચરિત્ર** ૪૫૧ શ્લોકમા (ખેડા, ભં.) આદિ રચ્યા હતા. તેમના ગ્રંથો 'હર્ષાંક' એટલે 'હર્ષ'થી અંકિત હતા.]

૬૯૦ સ. ૧૪૯૫ મા શ્વે. **કીર્ત્તિરાજ** ઉપાધ્યાયે કાવ્યાભ્યાસ નિમિત્તે ૧૨ સર્ગમા રચેલ **નેમિનાથ મહાકાવ્યની** પ્રત મળે છે (મુદ્રિત ય ગ્રં.) સં. ૧૫૦૦ લગભગ ત. (સોમસુદર સૂરિ-અમરસુદર શિ૦) **ધીરસુદર** ગણિએ હરિભદ્ર હેમચંદ્ર અને જ્ઞાનસાગર-સૂરિઓ વિરચિત ચૂર્ણિઓ પર આધાર રાખી **આવશ્યક નિર્યુક્તિ પર અવચૂર્ણિ** બનાવી (મોટી ટોલીનો ભ. પાલીતાણા)

૬૯૧ **સોમસુદર** સૂરિએ પોતે **ચઉશરણ** પયન્ના પર સંસ્કૃતમા અવચૂરિ (વેબર ન. ૧૮૬૨), અને કલ્યાણાદિ વિવિધ સ્તવો રચ્યા. સ. ૧૪૯૭ મા **અષ્ટાદશ સ્તવી** (યુષ્મદસ્મત) રચેલ તેમા તેમણે સંસ્કૃત સર્વનામ નામે 'યુષ્મત્' અને અસ્મત્'ના જુદા જુદા રૂપો બીજા શબ્દો સાથે બહુવ્રીહિ સમાસ કરે છે તે ૧૮ સ્તોત્રમાં (પ્ર. જૈન સ્તોત્ર સંગ્રહ ય. ગ્ર. સને ૧૯૦૬) જણાવ્યા છે, તેના પર તેમના શિષ્ય **સોમદેવે** અવચૂર્ણિ (વે. ન. ૧૭૯૫) રચી. વળી તેમણે **સપ્તતિ** પર અવચૂર્ણિ અને **આતુરપ્રત્યાખ્યાન** પર અવચૂર્ણિ, ભુવનતુગ સૂરિ (આ. મહેન્દ્રસૂરિ શિષ્ય)ની વૃત્તિ-ચૂર્ણિ (કા. વડો; બુહ્. ૪ ન. ૧૨૪) પરથી, રચી (વિવેક. ઉદે.) આ ઉપરાત ગૂજરાતી ભાષામા બાળાવબોધ રચ્યા છે તેનો ઉલ્લેખ હવે પછી થશે.



# પ્રકરણ ૩ જું.

## આ યુગમાં ખરતરગચ્છીયની ખાસ સેવા, અને ગૂજરાતી સાહિત્ય.

[ સં. ૧૪૫૬ થી ૧૫૧૦. ]

नित्यानन्दमय स्वभावविलसित शान्त परो निर्गुण
पूर्णब्रह्मरत समाधिमनसा यो ध्यानगम्य सनाम् ।
येनेयं प्रकृति' कृता गुणमयी स्रष्टुं जगल्लीलया
भूयाद् भूरिविभूतये स गुणिना तुष्टो जिनेन्द्र. सदा ॥

—જે નિત્ય આનંદમય, સ્વભાવમા વિલસનાર, શાન્ત, પરમ, નિર્ગુણ, પૂર્ણબ્રહ્મમા રતિ કરનાર, સમાધિવાળા સ તોના ધ્યાનમાં રહેનાર છે અને જેણે જગત્‌ને લીલાવડે-સરલતાથી સર્જવાને પ્રકૃતિને ગુણવાળી બનાવી છે એવા, ગુણીઓને તુષ્ટ થયેલા જિનેન્દ્ર, સદા પુષ્કળ વિભૂતિ અર્થે થાઓ!

—મહેશ્વર કવિ કૃત કાવ્યમનોહર

૬૯૨ ખરતરગચ્છના જિનભદ્રસૂરિ તથા જિનવર્દ્ધનસૂરિનો ઉલ્લેખ અગાઉ (પારા ૬૬૭ અને ૬૬૯ મા) કરવામા આવ્યો છે. આ પૈકી જિનભદ્રસૂરિ એક પ્રભાવક પ્રતિષ્ઠાવાન્ અને પ્રતિભાશાલી આચાર્ય હતા. તેમણે પોતાના સૌભાગ્યથી શાસનને સારૂ દીપાવ્યું.

श्रीउज्जयंताचल चित्रकूट माडव्यपूर्जाउर मुख्यकेषु ।
स्थानेषु येषामुपदेशवाक्यान्निर्मापिताः श्राद्धवरैर्विहारा ॥
अणहिल्लपाटक पुरप्रमुखस्थानेषु यैरकार्यत ।
श्री ज्ञानरत्नकोशा विधिपक्षश्राद्धसंघेन ॥
मंडपदुर्ग प्रल्हादनपुरतलपाटकादिनगरेषु ।
यैर्जिनवरविंवाना विधिप्रतिष्टा क्रियते स्म ॥

—જિનભદ્રગુરૂવર્ણનાષ્ટક જેસલમેર જિનાલય પ્રશસ્તિ સં. ૧૪૯૭.

—ગિરનાર, ચિત્રકૂટ (ચિતોડગઢ), માડવ્યપુર (મંડોવર) આદિ અનેક સ્થલોમા તેમના ઉપદેશથી શ્રાવકોએ મોટા મોટા જિનભવનો બંધાવ્યા હતા અણહિલ્લપુર પાટણ આદિ સ્થાનોમા વિશાલ પુસ્તક-ભડાર સ્થપાવ્યા હતા. મડપ ગ (માડવગઢ), પ્રલ્હાદનપુર (પાલણપુર), તલપાટક આદિ નગરોમા અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરી હતી પોતાની બુદ્ધિથી અનેકાન્તજય પતાકા જેવા પ્રખર તર્કના ગ્રથ અને વિશેષાવશ્યક ભાષ્ય જેવા મહાન્ સિદ્ધાત ગ્રંથ તેમણે અનેક મુનિઓને શીખવ્યા અને તેઓ કર્મ પ્રકૃતિ તથા કર્મગ્રંથ જેવા ગહન ગ્રથોના રહસ્ય પર વિવેચન કરતા. રાઉલશ્રી વૈરસિંહ (જેસલમેરનો રાજા કે જેણે સં ૧૪૯૫ મા જેસલમેરમા પંચાયતન-પ્રાસાદ લક્ષ્મીકાત પ્રીત્યર્થ બધાવ્યુ કે જેને હાલ લક્ષ્મીનારાયણનું મદિર કહેવામા આવે છે) અને ત્ર્યંબકદાસ જેવા નૃપતિ તેમના ચરણમા પડતા હતા. તેમના ઉપદેશથી સા શિવા આદિ ચાર ભાઇઓએ જેસલમેરમા સં. ૧૪૯૪ મા મોટુ ભવ્ય જિનમદિર બધાવ્યુ અને તેમા સ. ૧૪૯૭ મા આ સૂરિએ સભવનાથ પ્રમુખ ૩૦૦ જિનબિંબ પ્રતિષ્ઠિત કર્યા (જુઓ તે સંબંધીના શિલાલેખની પ્રશસ્તિ કે જેમાથી આ પારાની અદરના ત્રણ શ્લોક મૂક્યા છે. ભા. ૨, પૃ. ૯૬-૯૭, જૈ. પરિશિષ્ટ )

૬૯૩ આ આચાર્યે સર્વથી અધિક મહત્ત્વનુ-વિશિષ્ટ કાર્ય જુદા જુદા સ્થલે (જેસલમેર, જાબાલિપુર (જાલોર), દેવગિરિ, અહિપુર-નાગોર અને પત્તન-પાટણમા[૪૫૪] વિશાલ પુસ્તકાલયો સ્થાપિત કર્યા તે છે. આ ઉપરાત મંડપદુર્ગ (માડવગઢ), આશાપલ્લી-કર્ણાવતી

૪૫૪ श्रीमज्जेसलमेरदुर्गं नगरे जावालपुर्यां तथा
श्रीमद् देवगिरौ तथा अहिपुरे श्रीपत्तने पत्तने।
भाण्डागारमबीभरद् वरतरैर्नानाविधैः पुस्तकै
र्स श्रीमज्जिनभद्र सूरि सुगुरु र्भाग्याद्भुतोऽभूद्भुवि ॥
—સમયસુંદરકૃત અષ્ટલક્ષી પ્રશસ્તિ (પી ૪, ૧૨)

(કે જે સ્થાનપર અમદાવાદ અહમદશાહે વસાવ્યુ તે) અને ખંભાત–એના ભંડારોનો પણ ઉલ્લેખ મળે છે. આ સૂરિએ **જિનસત્તરી** પ્રકરણ નામનો ૨૨૦ પ્રાકૃત ગાથામા ગ્રંથ રચેલો ઉપલબ્ધ થાય છે. (આ આચાર્યના વિશેષ વિસ્તારથી વર્ણન માટે જુઓ જિનવિજયની વિજ્ઞપ્તિ ત્રિવેણીની પ્રસ્તાવના) તેમણે **અપવર્ગ** નામમાલા પણ રચી હતી (ચુનીજી ભં. કાશી) કે જેમા પોતાના ગુરુ તરીકે જિનવલ્લભ, જિનદત્ત અને જિનપ્રિય બતાવે છે. તેમણે સ. ૧૫૦૧ મા **ત**પારત્નકૃત **ષ**ષ્ઠિશતકવૃત્તિ શોધી.

૬૯૪ ખ૦ પિપ્પલક શાખાના સ્થાપનાર (અને જિનરાજસૂરિના પટ્ટધર) જિનવર્દ્ધનસૂરિએ શિવાદિત્યકૃત **સપ્તપદાર્થી**પર ટીકા (ભા. ૩ નં. ૨૯૧; કા વડો.) સ. ૧૪૭૪મા બનાવી, અને તેમણે **વાગ્ભટા**લંકારપર વૃત્તિ (વેબર નં. ૧૭૧૯) પણ રચી.

૬૯૫ ખ. જયસાગરગણિ આ વખતમા ઘણા વિદ્વાન્ સાધુ થયા. તેમના દીક્ષાગુરૂ જિનરાજસૂરિ વિદ્યાગુરૂ જિનવર્ધનસૂરિ અને ઉપાધ્યાયપદ (સં. ૧૪૭૫મા) આપનાર જિનભદ્રસૂરિ હતા એ વાત સં. ૧૫૦૩ મા **પાલણપુરમા** માલ્હા શ્રાવકની વસતિમા સત્યરૂચિની પ્રાર્થનાથી અને રત્નચંદ્ર ગણિની સહાયથી સ્વરચિત પૃથ્વીચંદ રાજર્ષિચરિત્ર (વીરબાઇ પાઠશાળા પાલીતાણા, કા. વડો. નં. ૨૯) મા જણાવી છે. તેમણે વળી સં. ૧૪૭૩ મા જેસલમેરમાના **પાર્શ્વ**જિનાલયની પ્રશસ્તિ શોધી અને **શાં**તિજિનાલયની પ્રશસ્તિ રચી. તેમના ઉક્ત ગ્રંથ સિવાયના બીજા ગ્રંથો —સ. ૧૪૭૮મા ૬૨૧ ગાથાની પાટણમા **પર્વ**રત્નાવલી કથા (કા. વડો, બુહ. ૪, નં. ૧૬૭), સં. ૧૪૮૪મા **વિજ્ઞપ્તિ** ત્રિવેણી કે જેમા પોતે **સિં**ધુ દેશના મલ્લિકવાહણપુરથી અણહિલ્લપત્તનમા તે વખતે રહેલા ગચ્છનાયક ખ૦ જિનભદ્રસૂરિ પ્રત્યે સં. મા વિજ્ઞપ્તિ રૂપ પોતાના તીર્થ પ્રવાસાદિનો અહેવાલ સુંદર કાવ્યમા રજુ કર્યો હતો. (પ્ર૦ આ. સભા. ભાવ), **તીર્થ** રાજીસ્તવન કે જેમા પોતે ફરી ફરી જે તીર્થોના દર્શન કર્યા હતા તેનો

ઉલ્લેખ છે, ઉપસર્ગહરસ્તોત્રવૃત્તિ, જિનદત્તસૂરિના ગુરૂ પારતંત્ર્યાદિ સ્તવો પર વૃત્તિ-જિનદત્તસૂરિકૃત સ્મરણસ્તવ પર વૃતિ (વિવેક. ઉદે; કા છાણી), ભાવારિવારણ પર વૃત્તિ, સં. ૧૪૯૫મા જિનદત્તસૂરિકૃત સંદેહ દોલાવલીપર લઘુવૃત્તિ (પ્ર. જિનદત્તસૂરિ ભંડાર ગ્રંથમાલા સુરત નં ૯) આદિ ગ્રંથો રચ્યા. (જે૦ પ્ર ૫૪).

૬૯૬ ઉક્ત આશાપલ્લિ કોશને માટે તેમજ પાટણના કોશ માટે ઉક્ત જયસાગરગણિએ પોતાના ઉપદેશ દ્વારા શ્રાવકોને પ્રતિબોધ આપી હજારો પુસ્તકોનુ પુનર્લેખન સં ૧૪૯૫-૯૭મા કરાવ્યુ હતુ. સં. ૧૪૯૫ મા ધવલક (ધોલકા) પાસેના ઉકેરપુર ગામમા વ્યવહારચૂર્ણિ, ૧૪૯૭મા પત્તનમા એક શાસ્ત્રની પ્રત તેમણે લખાવેલ તે પાટણના ભંડારમા વિદ્યમાન છે (જયસાગરગણિ માટે વિશેષ જુઓ વિજ્ઞપ્તિ ત્રિવેણીપર જિનવિજયની પ્રસ્તાવના.)

૬૯૭ ખ૦ (જિનવર્ધનસૂરિ-જિનચંદ્ર શિષ્ય) જિનસાગરસૂરિ (સમય સ. ૧૪૮૯-૧૫૦૫) એ હૈમવ્યાકરણ પર ઢુંઢિકા-હૈમ લઘુ-વૃત્તિના ૪ અધ્યાયની દીપિકા (ખેડા સંઘ ભ.), તથા કર્પૂરપ્રકરણ[૪૫૫] પર અવચૂરિ-લઘુટીકા કે જેનો પ્રથમાદર્શ શિષ્ય ધર્મચંદ્રે લખ્યો તે રચી. (વિ નં. ૧૭૯૮ પ્ર૦ હી. હ, જૈ. ધ. સભા સ. ૧૯૭૫) આ ધર્મચંદ્રે જૈનેતર કવિ રાજશેખરકૃત કર્પૂરમંજરી પર ટીકા રચી છે (વે. નં ૧૨૮૧, ભા ૩ નં. ૪૧૮-૧૯)

## મંત્રી મંડન અને તેના ગ્રંથો.

जाग्रद् व्याकरणश्च नाटकशुभालंकार विज्ञ स्तथा
सगीतातुलकोविदः प्रविलसद् गभीरशास्त्रान्वित ।

---

૪૫૫ મૂળ કર્પૂરપ્રકર ૧૭૨ સુભાષિત શ્લોકનો સંગ્રહ છે તેના કર્તા ત્રિષષ્ટિસારના રચનાર વજ્રસેનના શિષ્ય હરિ છે તે હરિએ નેમિચરિત રચ્યુ છે (બૉડ નં. ૧૪૬૪ અને વેબર ૨. ૧૧૦૧) તેમનો સમય નિર્ણીત થઇ શક્યો નથી.

चातुर्यैकनिवासभूमिरतुलैः प्राप्तोन्नतिं सद्गुणैः
श्रीमालान्वयवर्द्धनोऽमलमतिः श्रीमण्डनो राजते ॥

—વ્યાકરણમાં જાગ્રત, નાટક અને અલંકારનો વિશેષ જાણનાર, સંગીતમાં અતુલ પ્રવીણ, વિલાસના ગંભીર શાસ્ત્રથી યુક્ત, ચાતુર્યની એક માત્ર નિવાસભૂમિ, અતુલ સદ્ગુણોથી ઉન્નતિ પ્રાપ્ત કરનાર, શ્રીમાલ વંશનો વર્ધક નિર્મલમતિ શ્રી મંડન વિરાજે છે. કાવ્યમનોહર ૧,૧૨

## મંડનનો આત્મવૃત્તાંત.

तस्याभूत्तनयो नाम्नो मण्डनो विश्वमण्डनः ।
शोभते यः शुभोदारः स्वयंवरपतिः श्रियः ॥
महालक्ष्मी सरस्वत्यो र्वैद्धमापन्नयोर्वैरयोः ।
वर्द्धते महती स्पर्द्धा मन्दिरे यस्य वन्धुरे ॥
महीतलमहेन्द्रस्य मालवानामधीशितुः ।
समन्त्री समभूत्प्राज्ञो वाचापतिरिवोज्ज्वलः ॥

—તેનો (બાહડનો) મંડન નામનો પુત્ર વિશ્વના ભૂષણ રૂપ થયો કે જે પ્રશસ્ત ઉદાર અને શ્રીનો સ્વયંવરપતિ જેવો શોભે છે; જેના સુંદર ઘરમાં મહાલક્ષ્મી અને સરસ્વતી વચ્ચે એક બીજાની શૉક હોવાને કારણે પરસ્પર વેર છે તે માટે તે બનેની મોટી સ્પર્દ્ધા (હરીફાઇ) ચાલે છે, તે મહીતલમાં મહેન્દ્ર એવા માલવાના સ્વામીનો બૃહસ્પતિ જેવો ઉજ્જવલ અને પ્રાજ્ઞ મંત્રી થયો. કાદંબરીમંડન ૧, ૮-૯-૧૩

श्रीमद् बाहडनन्दनः समधरोऽभूद् भाग्यवान्सद्गुणो-
स्त्येतरस्यावरजो रजोविरहितो भूमण्डनं मण्डनः ।
श्रीमान् सोनगिरान्वयः खरतरः श्रीमालवंशोद्भवः
सोऽकार्षीत् किल काव्यमण्डनमिदं विद्वत्कवीन्द्रप्रियम् ॥

—શ્રીમદ્ બાહડનો પુત્ર નામે સમધર (સમુદ્ર) સદ્ગુણી અને ભાગ્યશાળી થયો, તેનો ન્હાનો ભાઇ પૃથ્વીને અલંકાર રૂપ અને રજોગુણથી રહિત એવો મંડન થયો તે સોનગિરા કુલના શ્રીમાલવંશના, ખરતર ગચ્છાનુયાયીએ વિદ્વાન્ અને કવીન્દ્રોને અવશ્ય પ્રિય એવા આ કાવ્યમંડનને રચ્યું-કાવ્યમંડન પ્રશસ્તિ

૬૯૮ ગૂજરાતમા અજયપાલના સમયમા મંત્રી યશપાલે **મોહપરાજય નાટક**, પ્રસિદ્ધ મંત્રીવર્ય વસ્તુપાલે **નરનારાયણાનન્દ** કાવ્ય આદિ રચ્યાના ઉલ્લેખ કરી ગયા છીએ. હવે માલવાના મંડપદુર્ગ (માંડુ)ના મંત્રી **મંડન** કે જે ચૌદમી સદીના અંતે અને પંદરમીના પ્રારંભમા થયેલ તેમનુ ટુકચરિત્ર અને તેમની કૃતિઓની નોધ લેવાનુ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. મંત્રી મંડનના સમકાલીન આશ્રિત મહેશ્વર નામના પંડિતે 'વિદ્વાન મંડનેંદ્રને કહેવા-સંભળાવવા માટે રચેલા' 'કાવ્યમનોહર' [૪૫૬]નામના ગ્રંથમા **મંડનની વંશાવલી** વગેરે આપેલ છે તે નીચે કહેવામા આવે છે.

---

૪૫૬ કાવ્યમનોહર (પ્ર હે ગ્રં. નં ૭ થી ૧૧ મંડનગ્રંથસંગ્રહ) માં મંત્રી મંડનના જન્મ વિવાહ છ ઋતુઓ વિલાસ આદિનું વર્ણન કરી છેવટના ૭ મા સર્ગમા મંડનને દીર્ઘાયુષ્ય થવાની પ્રાર્થના કરી તેના વંશનું વર્ણન કર્યું છે, તે પરથી સિદ્ધ થાય છે કે તે કવિ મહેશ્વર સમકાલીન હતા અને તેણે આ કાવ્ય મંડનની હયાતીમાજ પૂરૂ કર્યું છે આમાં તેના રાજ્યસંબંધી કાર્યો કે તેના રચેલા ગ્રંથો સંબંધી કંઇ પણ ઉલ્લેખ કર્યો નથી એ પરથી મંત્રી એટલે મુખ્ય દિવાન નહિ પણ એક રાજ્યાધિકારી એવો અર્થ વધારે યુક્ત લાગે છે આ કાવ્ય પરથી તેમજ વિજ્ઞપ્તિ ત્રિવેણીની પ્રસ્તાવના અને મંડનના ગ્રંથો પરથી ઉદયપુરના પંડિત શોભાલાલ શાસ્ત્રીએ 'મંત્રી મંડન ઔર ઉસકે ગ્રંથ' એ નામનો લેખ લખ્યો છે (ના પ્ર પ ૪, ૧) તેણે તેમાં અનુમાન કર્યાં છે કે —

'**સોમેશ્વર**—અજમેરનો રાજા અને ભારતના સુપ્રસિદ્ધ છેલ્લા હિંદુ સમ્રાટ પૃથ્વીરાજનો પિતા સોમેશ્વર હોય કારણ કે તે તે સમયે જાલૌર નાગોર આદિ પ્રદેશ તેને તાબે હતા કારણકે બીજોલિયાના સોમેશ્વર સમયના સં ૧૨૨૬ ના એક શિલાલેખ (બં એ સો જ સન ૧૮૮૩) માં સોમેશ્વરના પૂર્વજ વિગ્રહરાજે જાબાલિપુર (જાલોર), પલ્લિકા (પાલી), નડ્વલ (નાડોલ) જીતી લીધાં **આનંદ**—તેણે ગુજરાતના રાજાને જીત્યો હતો તે આનંદ કોણ હતો તેની પાકી માહિતી નથી મળતી સંભવ છે કે તે આનંદ સોમેશ્વરનો પિતા અર્ણોરાજ (અપરનામ આનલ્લદેવ, આનક કે આનાક) હતો. પૃથ્વીરાજવિજયમાં લખ્યુ છે કે અર્ણોરાજને બે રાણી હતી-એક મારવાડની

૬૯૯ 'શ્રીમાલ વંશમા સ્વર્ણગિરીયક (સોનગરા) ગોત્રમાં જાવાલ-પત્તન (જાલોર) મા **આભુ** નામનો પ્રતાપી પૂર્વજ થયો. તે બુદ્ધિમાન્ હતો અને **સોમેશ્વર** રાજાનો મુખ્ય મંત્રી હતો. તે **આભૂ**નો પુત્ર **અભયદ** થયો તે **આનદ** નામના રાજાનો મુખ્ય મત્રી હતો કે જેણે ગૂર્જર નૃપ પર વિજયશ્રી મેળવી હતી, અને જે **જાવાલ** (જાલોર)મા પ્રસિદ્ધ થયો હતો. તેના પુત્ર **અંબડે સ્વર્ણ**ગિરિ (જાલોરના કિલ્લા) પર **વિગ્રહેશ**ને સ્થાપિત કર્યો. તેનો પુત્ર **સહણપાલ** **મોજદીન** નૃપતિનો મુખ્ય પ્રધાન હતો. તે રાજાએ કચ્છપતુચ્છ (કચ્છ ?) નામના દેશ ને ઘેરી લીધો ત્યારે દુ:ખથી રડના લોકોના પર **સહણપાલે** દયા લાવી તે દેશને મુક્ત કરાવ્યો. આ યવનાધિપે ૧૦૧ તાર્ક્ષ્ય (નામના સિક્કા) ઉપરાત ૭ મુદ્રા આ મંત્રીને બક્ષીસ આપી તે **સહણપાલ**નો પુત્ર **નૈણા** થયો કે જેને સુરત્રાણ (સુલતાન) **જલ્લાલુદ્દીને** સર્વ મુદ્રાઓ અર્પી-રાજ્યનો સંપૂર્ણ કારભાર સોપ્યો. તેણે **જિનચંદ્રસૂરિ**[૪૫૭] સાથે **સિદ્ધા**-

સુધવા અને બીજી ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહની પુત્રી કાચનદેવી આ કાંચનદેવીથી પુત્ર સોમેશ્વર થયો પૃથ્વીરાજ રાસામા સોમેશ્વરના પિતાનું નામ આનદમેવ લખ્યુ છે આથી અનુમાન થાય છે કે આનંદ યા આનંદમેવ અર્ણોરાજનાંજ નામાંતર છે પૃથ્વીરાજ રાસામાં એ પણ જણાવ્યું છે કે આનદમેવે (અર્ણોરાજે) સોમેશ્વરને રાજ્ય આપ્યુ અને સોમેશ્વરે ગુજરાત અને માલવા પર આક્રમણ કરી તેને પોતાને તાબે કર્યા **વિગ્રહેશ**-સોમેશ્વરનો મોટો ભાઈ વિગ્રહરાજ ચોથો-અપરનામ વીસલદેવ **મોજદીન**-તે નામના બે બાદશાહ થયા: એક રજિયા બેગમનો ભાઇ મોઇજ્જુદ્દીન બહરામ (વિ સં. ૧૨૯૬-૯૭ થી સં ૧૨૯૮-૯૯), બીજો ગ્યાસુદ્દીન બલબનનો પૌત્ર મોઈજ્જુદ્દીન કૈકોબાદ (સં ૧૩૪૨ થી ૧૩૪૬) આમા કયો સમજવો તેનો નિશ્ચય થતો નથી પણ સમયનો હિસાબ કરતાં સહણપાલ મોઈજ્જુદ્દીન બહરામનો મંત્રી હોય એમ પ્રતીત થાય છે જલ્લાલુદ્દીન ફીરોજ-જે સં ૧૪૪૭ મા ગાદીએ આવ્યો તે-ખીલજી વંશનો ૭ વર્ષ રાજ્ય કર્યું' આ આ બધા અનુમાનો તપાસવાનાં રહે છે, કારણ કે મને તે સંદિગ્ધ જણાય છે

૪૫૭ **જિનચંદ્રસૂરિ**—આ ખરતરગચ્છની પટ્ટાવલીના જિનચંદ્ર ત્રીજા

ચલ અને રૈવતક તીર્થની યાત્રા કરી.

૭૦૦ 'તેનો પુત્ર દુસાજુ ચંડરાઉલના રાજ્યમા મુખ્ય પ્રધાન થયો, ને તે દુસાજુને તુગલક શાહે આદરપૂર્વક બોલાવી 'મેરૂતમાન' દેશ આપ્યો હતો. તેના પુત્ર **વીકા**એ **શક્તિશાહ** કે જેણે **પાદલક્ષાદ્રિ** (સપાદલક્ષ પર્વત-સાભરની આસપાસનો પ્રદેશ) ભોગવતા સાત રાજાઓને કેદ કરી રાખ્યા હતા તેનો અધિકાર છીનવી લીધો. આ કાર્યને ઉચિત સમજી તેને પાતશાહે ખુશીથી બહુમાન આપ્યુ ને ત્યા ગાર્જિદ્રને અધિકારમા સ્થાપિત કર્યો. તે **વીકા**એ દુકાલ સમયે ચિત્રકૂટ (ચિતોડ)મા દુકાલપીડિત જનોને અનેકવાર અન્ન વહેંચ્યું હતુ. તે **વીકા**નો પુત્ર ઝંઝણ (નહિ કે મંડન) દેવગુરૂભક્ત થયો કે જે **નાંદ્રીય** દેશના ગોપિનાથ રાજાનો મુખ્ય મંત્રી હતો. તેણે **પ્રલ્હાદન** (પાલનપુર)મા **શાંતિનાથ**ના બિંબની પ્રતિષ્ઠા કરાવી, વળી સંઘાધિપ બની યાત્રા કરી સંઘને વસ્ત્ર દ્રવ્ય ઘોડા આદિ આપી ઉદ્યાપનના કાર્ય કર્યા, પુણ્યશાલા-ધર્મશાલાઓ તથા ગુરૂઓને રહેવા માટેના તેવા સ્થાનો અને દેવમદિરો બનાવ્યા. (આ પારામા કેટલાક વિશેષ નામો માટે જુઓ ટિપ્પન ૪૫૮)

---

લાગે છે તેણે દીક્ષા જાલોરમાજ સ ૧૩૩૨ મા લીધી આચાર્યપદનો ઉત્સવ પણ જાલોરમા સ ૧૩૪૧ મા ત્યાના માલ્હુગોત્રીય સાહ ખીમસીએ કર્યો તેમણે ચાર રાજાઓને જૈન કર્યા અને તેઓ 'કલિકેવલી' નામના બિરૂદથી પ્રસિદ્ધ થયા સ્વ૦ સં ૧૩૭૯

૪૫૮ ચંડરાઉલ ક્યાનો હતો તે જણાયુ નથી મેરૂતમાન-મેવાડ દેશ હશે? તુગલકશાહ-ગ્યાસુદ્દીન તઘલખ કે જેનુ નામ ગાજીબેગ પણ હતુ તેણે સ. ૧૩૭૭ મા ખીલજી મલીક ખુશરૂ કે જેનુ ઉપનામ નસીરૂદ્દીન પણ હતુ તેનુ રાજ્ય છીનવી લીધુ અને ૪ વર્ષ રાજ્ય કર્યુ શક્તિશાહ-કોઇ મુસલમાન પાદશાહ લાગે છે એલ્ફિન્સ્ટન લખે છે કે-ગુજરાતના બાદશાહ અહમદશાહે ઈડર, જાલોર અને ખાનદેશ પર હુમલા કર્યા હતા અને એક વખતે તો મારવાડના ઉત્તરમાં આવેલ નાગોર સુધી તે ચઢી આવ્યો હતો, કે જ્યા તેનો કાકો દીલ્હીના સૈયદ ખીજરખાની વિરૂદ્ધ ઉપ-

૭૦૧ 'આ ઝંઝડ સંઘવી મંડપ (માડૂ)મા આવ્યો ને ત્યા તેને ૭ વિજયી પુત્રો નામે ચાહડ સંઘવી, બાહડ, દેહડ સંઘવી, પદ્મ,સંઘવી, આલ્હા સંઘવી અને પાહૂ સંઘવી થયા. ચાહડના બે પુત્રો નામે ચંદ્ર અને ક્ષેમરાજ થયા. ચાહડે જીરાવલ્લી (આબુની પાસેના જીરાવલા) તીર્થની તથા અર્બુદગિરિ (આબુ)ની યાત્રા કરી સંઘવીની પદવી લીધી. બાહડ સંઘવીને બે પુત્રો નામે સમુદ્ર (સમધર) સંઘવી અને મંડન સંઘવી (તે મંડનમંત્રી) થયા. બાહડે રૈવત (ગિરનાર)ની યાત્રા સંઘ લઇને કરી તેથી તે સંઘવી બન્યા દેહડે પણ સંઘપતિ બની અર્બુદ પર નેમિનાથની યાત્રા સંઘ સાથે કરી તેણે રાજા કેશિરાજ, રાજા હરિરાજ અને રાજા અમરદાસને ત્યા રહેલા કેદીઓને છોડાવ્યા હતા. દેહડનો પુત્ર નામે ધન્યરાજ (ધનરાજ, ધનદ, ધનેશ) હતો. પદ્મ સંઘવીએ પાર્શ્વનાથની યાત્રા કરી હતી અને વ્યાપારથી પાતશાહને પ્રસન્ન કર્યો હતો. આલ્હૂ સંઘવીએ મંગલ નામના નગરની યાત્રા કરી તથા જીરાપલ્લી (જીરાવલા)મા મોટો વિશાલ સ્તંભ અને ઉચા દરવાજાવાળો મંડપ બધાવ્યો અને તેને માટે વિતાન (ચંદરવો) પણ બંધાવ્યો. પાહૂ સંઘવીએ સ્વગુરૂ જિનભદ્રસૂરિ સાથે જીરાવલ્લી અને અર્બુદની યાત્રા સંઘ સહિત કરી હતી. ઝંઝણના આ છએ પુત્રો આલમ (શાહ)ના[૪૫૯] સચિવો હતા. આ કુલમા પૂજ્ય ગુરૂઓ

---

દ્રવ કરતો હતો. સંભવિત છે કે શક્તિશાહ એ અહમદશાહ યા તેના કોઇ સેનાપતિનું નામાંતર હશે, કે જેણે સપાદલક્ષ પ્રદેશનો કબજો કરી લીધો હોય અને વીકાએ તેનાથી તે પ્રદેશને મુક્ત કર્યો હોય નાદ્રીય દેશ–નાદોદ કે જે ગૂજરાતમા છે તે. પ્રલ્હાદનપુર–કુમારપાલના સમકાલીન અને આબુના રાજા ધારાવર્ષના નાનાભાઇ પ્રલ્હાદને (જુઓ પારા ૫૦૧) વસાવેલું હાલનુ પાલણપુર.

૪૫૯ આલમ (શાહ)—અલમ્માશાહ=એટલે દિલાવરખાનનો પુત્ર અલ્પખાં અને પછી થયેલ હોશંગ ઘોરી તૈમુરે દીલ્હી લૂટયું અને ઉત્તર હિંદ જીત્યું ત્યાર પછી દિલ્હીની છિન્નભિન્નતામાં ઘોર ગામના પઠાણ દિલાવરખાન કે જે ધારમા મુખ્યપણે રહેતો હતો તેણે માલવાનુ આધિપત્ય જાહેર કર્યું. (સં. ૧૪૫૭). દિલાવરખાંનું મરણ સં. ૧૪૬૧ મા થતા તેના પુત્ર ઉક્ત

જિનવલ્લભસૂરિ (પારા ૩૧૪) પછી જિનદત્તસૂરિ (પારા ૩૧૦), અનુક્રમે તપસ્વી સુપર્વસૂરિ (?) જિનચદ્રસૂરિ (જુઓ ટિપ્પણ નં. ૪૫૭)–અનુક્રમે જિનપદ્મ, જિનલબ્ધિ, પછી (અનુક્રમે) જિનરાજસૂરિ થયા. તેના જિનભદ્રસૂરિ (પારા ૬૯૨-૩) થયા, કે જેઓ આ સમયે વિદ્યમાન હતા.'

આટલુ કાવ્યમનોહરમાથી ઉપલબ્ધ થાય છે. મડન મત્રીએ વિશેષમા પોતાના કાવ્યમડનની પ્રશસ્તિમા જણાવ્યુ છે કે 'ઝઝણના છએ ધાર્મિક પુત્રોએ કોલ્લાભક્ષ નૃપ પાસેથી લોકોને છોડાવ્યા.'

૭૦૨ **મંડન**—ઉપર જણાવ્યુ તેમ તે ઝંઝણ સંઘવીના બીજા પુત્ર બાહડનો નાનો પુત્ર હતો. તે વ્યાકરણ અલકાર સગીત તથા

---

અલ્પખાએ ગાદી લઇ માલવાની રાજધાની ધારથી બદલી માંડુ કરી તેણે સં ૧૪૮૬ સુધી રાજ્ય કર્યું જેમ્સ કૅમ્પબેલ લખે છે કે Though their temples were turned into mosques, the Jains continued to prosper under Ghoris. —જોકે તેમના મદિરોની મસીદો કરવામાં આવી છતાં જૈનો ઘોરીના સમયમા આબાદ થતા ચલ્યા ઝાસીના લલિતપુરના દેવગઢ ગામમા સ ૧૪૮૧ નો એક શિલાલેખ મળ્યો છે (બ ગાલ એ સો જ ભાગ ૫૨ પૃ ૭૦; આ૦ સ ઇ નવીનવૅ ૨, ૧૨૦) તેમા બે જિનની પ્રતિષ્ઠાનો ઉલ્લેખ છે, તેમા श्रीमन्मालवपालके शकनृपे गोरीकुलोद्योतके नि क्रान्ते विजयाय मडपपुराच्छ्री साहि आलम्मके ॥ મા ઉલ્લેખેલ સાહિ આલમ્મ તે આ આલમશાહ (હોશગ ઘોરી) તેના મરણ પછી તેનો પુત્ર ઘઝનીખાન, સુલ્તાન મહમદ ઘોરી એ નામ ધારણ કરી ગાદીએ બેઠો ને તેણે ત્રણ વર્ષ રાજ્ય કર્યું, પછી સ ૧૪૯૦ મા તેના દીવાનનો પુત્ર મહમદ ખીલજી, હોશગનો શાહી ખીતાબ ધારણ કરી ગાદી પર બેઠો તે સં. ૧૫૨૫ સુધી રાજ કરી મરણ પામતા તેનો પુત્ર અને દીવાન ગ્યાસુદ્દીન ગાદી પર આવ્યો તે ઘણો ધાર્મિક વૃત્તિનો હતો તેણે સોનાના સિક્કા પાડયા. તે ન્યાય બરાબર આપતો તેણે સં ૧૫૫૬ સુધી પોતાના પુત્રને રાજકારોબાર સોપી ખુદાની બદગીમા જીવન પૂરૂ કર્યું (જુઓ જેમ્સ કૅમ્પબેલનો 'માંડુ' પરનો લેખ મુબઈ રૉ. એ સો જ વૉ ૧૯ અક ૫૨)

અન્ય શાસ્ત્રોમા મહા વિદ્વાન્ હતો. વિદ્વાનો પર તેની ઘણી પ્રીતિ હતી. તેને ત્યા પંડિતોની સભા થતી હતી કે જેમા ઉત્તમ કવિઓ સુકાવ્યો અને પ્રબંધોથી અને પ્રાકૃત ભાષાના કવિઓ ઉદાર ગાથાઓથી તેની સ્તુતિ કરતા હતા અને નૈયાયિક વૈશેષિક ભાટ્ટ વેદાન્તી સાખ્ય પ્રાભાકર બૌદ્ધ મતના મહા વિદ્વાનો ઉપસ્થિત થઇ તેની પ્રશંસા કરતા. ગણિત ભૂગોલ શકુન પ્રશ્નપ્રભેદ મુહૂર્ત પાટી અને બૃહત્ જાતકમા પ્રવિણ, દેશ ઋતુકાલ પ્રકૃતિ રોગ વય ચિકિત્સા આદિ લક્ષણ જાણનાર, અસાધ્ય સાધ્યાદિ રસક્રિયામા કુશલ વૈદ્યો, સાહિત્યવિદો, નાયક નાયિકાના ભેદ જાણનાર, સભામા તેની સેવામા ઉપસ્થિત થતા. ઉત્તમ ઉત્તમ ગાયક ગાયિકાઓ અને નર્ત્તકીઓ તેને ત્યા આવ્યા કરતી હતી અને તેની સંગીતશાસ્ત્રમા અનુપમ યોગ્યતા જોઈ અવાક્ થતી હતી. આ સર્વને ભૂમિ, વસ્ત્ર, આભરણ, દ્રવ્ય આદિ બક્ષીસ આપતો. યાચકોને પુષ્કળ દાન કરતો.' (જુઓ કાવ્યમનોહર સર્ગ ૧ અને ૨)

૭૦૩ મંડન જેવો વિદ્વાન્ હતો તેવો ધની હતો. પોતેજ જણાવ્યુ છે કે 'એક બીજા પ્રત્યે શૉક હોવાના કારણે પરસ્પર વૈર છે તેથી મહાલક્ષ્મી અને સરસ્વતી એક બીજાથી વધી જવાની આ (મંડન)ના ઘરમા સ્પર્દ્ધા કરે છે.'

૭૦૪ **મંડનના ગ્રંથો**—તેણે પોતાના ગ્રથોમા પોતાનું નામ જોડયુ છે ને તેમા 'મંડન'નો અર્થ ભૂષણ પણ લઇ શકાય. ૧ **સારસ્વતમંડન**–આ સારસ્વત વ્યાકરણ પરનો ગ્રથ છે (પાટણ વાડી-પાર્શ્વનાથ ભં.) ૨–૩ ત્યાર પછી મોટો **કાવ્યમંડન** અને **ચંપૂમંડન** રચ્યા, કારણકે તે બંનેને સારસ્વતમંડનના અનુજ કહેલ છે. **કાવ્યમંડન**મા ૧૨ સર્ગમા ૧૨૫૦ શ્લોક પ્રમાણ કૌરવ અને **પાંડવો**ની કથા છે, અને **ચંપૂમંડન**મા ગદ્ય તથા પદ્યમય ૭ પટલમા **નેમિનાથ**નું ચરિત્ર વર્ણવેલ છે. આ ઉપરાત ૪ **કાદંબરી મંડન**–માલવાના બાદશાહનો મંડન પર બહુ પ્રેમ હતો આવા વિદ્વાનોની સંગતિથી બાદશાહનો પણ સંસ્કૃત સાહિત્યનો અનુરાગ થયો હતો. એકદા સાયંકાલે બાદશાહ

પાસે વિદ્વદ્ગોષ્ઠી થઇ રહી હતી ત્યારે બાદશાહે મંડનને કહ્યું કે 'મેં કાદંબરીની ઘણી પ્રશંસા સાંભળી છે તો તેની કથા સાંભળવાનું મને બહુ મન થયું છે પરંતુ રાજકાર્યમાં પ્રવૃત્ત રહેવાથી એ મોટા પુસ્તકને સાંભળવા જેટલો સમય નથી તો તમે બહુ મોટા વિદ્વાન્ છો તો, તેનો સંક્ષેપ રચી સંભળાવો તો સારૂં' આ ઇચ્છાની તૃપ્તિ અર્થે મંડને આ ગ્રંથ સંક્ષેપમાં અનુષ્ટુપ્ શ્લોકોમાં ૪ પરિચ્છેદમાં રચ્યો. ૫ ચંદ્રવિજય—એક વાર પૂર્ણિમાદિને સાયંકાલે મંડન પહાડને આગણે બેઠો હતો. સાહિત્યવાર્તા ચાલી રહી હતી ત્યાં ચંદ્રોદય થયો. ચંદ્રમા કવિઓનો પરમપ્રિય વિષય એટલે મંડને કેટલાયે શ્લોક તેના વર્ણનના રચ્યા ને તેમાં ચંદ્રના ઉદયથી તે અસ્ત સુધીની જુદી જુદી દશાઓનું લલિત પદ્યમાં વર્ણન કર્યું. અસ્ત વખતે હૃદય ખિન્ન થતાં બોલી ઉઠયો 'સૂર્યની પેઠે ભ્રમણ કરતાં ચંદ્રનો પણ અધઃપાત થયો.' સૂર્યના કિરણોથી તાડિત થઇ ચંદ્રમા ભાગતો હતો ને સૂર્યે તેને કાંતિહીન કરી સમુદ્રમાં નાખી દીધો એમ વિચારતાં સૂર્ય પર પોતાને ક્રોધ આવ્યો. પોતાના પ્રીતિ પાત્ર ચંદ્રમાના વિજયને માટે તેણે આ ચંદ્ર-વિજય નામનો એક પ્રબંધ બે પટલમાં-૧૪૧ પદ્ય રૂપી લલિત કાવ્યમાં રચ્યો કે જેમાં ચંદ્રમાનું સૂર્ય સાથે યુદ્ધ કરાવી તેને હરાવી પછી ઉદયાચલપર ઉદય થવાનું વર્ણન કર્યું છે. તેમાં ચંદ્રમાની ઉત્પત્તિ, તેનું સૂર્ય સાથે વેર-તેની સાથે યુદ્ધ, ચંદ્રમાનો વિજય અને તારાઓ સાથે તેનો વિહાર બતાવેલ છે. ૬ અલંકારમંડન-સાહિત્ય શાસ્ત્રનો પાંચ પરિચ્છેદમાં ગ્રંથ છે કાવ્યના લક્ષણ, તેના ભેદ અને રીતિઓ, કાવ્યના દોષો તથા ગુણો, રસ અને અલંકારોનું તેમાં વર્ણન છે. ૭ શૃંગારમંડન—શૃંગારરસના પરચુટણ ૧૦૮ શ્લોક છે, ૮ સંગીતમંડન અને ૯ ઉપસર્ગમંડન એ બેના નામ પરથી તેમાં અનુક્રમે સંગીત અને ઉપસર્ગોનું વર્ણન હોવાનું પ્રતીત થાય છે આ બધા મંડને પોતેજ લખાવેલા હોય તેમ સં. ૧૫૦૪ માં કાયસ્થ વિનાયકદાસના હાથની તાડપત્ર પરની પ્રતો પાટણ વાડીનાથ પાર્શ્વનાથ મંદિરના

ભંડારમા વિદ્યમાન છે તે પરથી પ્રતીત થાય છે. તે પૈકી ૧,૮ અને ૯ સિવાયના સર્વ હે. ગ્રં મા મુદ્રિત થયા છે. આ નવ કૃતિઓ ઉપરાત ૧૦ મી કૃતિ નામે કવિકલ્પદ્રુમ સ્કંધ કે જેનો ઉલ્લેખ ઉક્ત નવ કૃતિઓ સાથે Catalogus Catalogarum મા કરેલ છે, પણ તે કૃતિ ઉપલબ્ધ નથી.

૭૦૫ **મંડનની** પેઠે તેના કાકા દેહડનો પુત્ર ધન્યરાજ–ધનરાજ –ધનદ પણ એક નામી વિદ્વાન્ હતો. તેણે **ભર્તૃહરિ** શતક ત્રયની પેઠે **શૃંગાર** ધનદ, **નીતિ** ધનદ, અને **વૈરાગ્ય** ધનદ નામના ત્રણ શતક-ધનદત્રિશતી રચેલ છે. તે પૈકી **નીતિ**ધનદની પ્રશસ્તિ પરથી જણાય છે કે તે તેણે મંડપદુર્ગમા સં. ૧૪૯૦ મા રચેલ છે; વળી તેમા પોતાનો પરિચય આપ્યો છે અને તત્કાલે વિદ્યમાન આચાર્યશ્રી જિન-ભદ્રસૂરિનુ સ્મરણ કરેલ છે કે:—

'જિનવર પદ પૂજામા દત્તચિત્ત, સારા વિત્તવાળો, ખરતર મુનિની શિક્ષાથી જેણે વિશ્વોપકાર શીખેલ છે, તે દેહલના એક વીર એવો ધનરાજ જયવંતો છે કે જેના નામથી આ નયધનદ–નીતિધનદ શોભે છે ૨.

'સંપ્રતિ ભક્તોના ચિંતામણિ રૂપ તપશ્ચર્યાથી જેમણે ઇંદ્રને ત્રાસ આપ્યો છે, જે દયાના ઉદયવાળા, સર્વ લોકને પ્રસન્ન રાખનાર, સિદ્ધ અને ગુરુવર્ય જિનભદ્રસૂરિ સંપ્રતિ વર્ત્તે છે ૯૪

'જગતમા પ્રસિદ્ધ નામવાળા ધર્મકર્માધિકારી કુલમા સૂર્ય રૂપ ઝુંઝુણ (ઝંઝણ) નામના મંત્રી થયા કે જેની કીર્ત્તિ ચંદ્ર જેવી નિર્મલ હતી તેને બંધુત્વ અને વિનયવાળા ૭ પુત્રો થયા તેમાં **ચાહડ**, પછી **બાહડ** સંઘપાલ, ધીર દેહડ, **પદ્માકર**, **આલ્હ** અને ગુણી **પાહૂ** થયા ૯૫–૯૭

'મંડપદુર્ગમા ગુર્જર પાતસાહનો ગર્વ તોડનાર ગોરી વંશનો યવન નરપતિ શ્રીમદ્ **આલંમસાહ** રાજ્ય કરતો હતો ત્યારે તેનો મંત્રી દેહડ કે જે સત્પુરુષોના દિનમણિનુ બિરૂદ ધરાવતો સર્વ તીર્થંકરોનાં ચરિત્રો ખરતર મુનિઓની પાસેથી સાંભળી તત્ત્વોપદેશ પ્રાપ્ત કરતો હતો તેને સાધ્વી ગંગા-દેવીથી ધનેશ નામનો પુત્ર થયો કે જેણે ત્રિશતિ–શંગાર નીતિ વૈરાગ્ય શતક-ત્રય રચ્યાં મંડપદુર્ગમા દેહડના પુત્ર ધનપતિએ સં. ૧૪૯૦ ના વૈશાખ શુકલપક્ષે બૃહસ્પતિવારે આ ગ્રંથની પ્રતિષ્ઠા કરી.' ૯૮–૧૦૧

વૈરાગ્ય ધનદ નામના તૃતીય શતકના બીજા શ્લોકમા પોતે કહેલ છે કે—

श्रीमाल श्रीविशालः खरतरमुनितोऽधीतधर्मोपचार
पारावारान्यतीरप्रचुरदुरयशा दानसंतानबन्धु ।
नानाविद्याविनोदस्फुरदमलशम कामरूपाभिरामो
जीयाद् धन्यो धनेश शमशतकमिदं यस्य नाम्ना विभाति ॥

—શ્રીમાલ (કુલના), શ્રીથી વિશાલ, ખરતર મુનિ પાસેથી ધર્મોપચાર જેણે શીખેલ છે એવો, જેનો યશ સમુદ્રના બીજા તીરથી ઘણે દૂર ફેલાયો છે, જે દાનનાં સંતાનોનો બધુ છે, જે વિધવિધ વિદ્યાના વિનોદમાં સ્ફુરતી નિર્મલ શાતિ ધરાવે છે, જે કામદેવના રૂપથી સુન્દર છે એવો ધન્ય ધનેશ જીવો, કે જેના નામથી આ શમશતક શોભે છે.

આ ત્રણે શતકને અંતે ગદ્યમા જણાવેલુ છે કે 'तप सिद्धतर खरतराम्नाय सोन वंशावतंस श्रीमाल कुल तिलक सघपाल श्रीमद् देहडात्मज विविध बिरुदराजी विराजमान सघपति श्री धनदराज विरचिते'—આ ત્રણે શતક કાવ્યમાલા ગુચ્છક ૧૩ મા મુદ્રિત છે.

૭૦૬. આ ભાઇઓએ જિનભદ્રસૂરિના ઉપદેશથી એક વિશાલ સિદ્ધાન્ત-કોશ લખાવ્યો હતો. આજે તે સિદ્ધાન્ત-કોશ વિદ્યમાન નથી. પાટણનો એક ભંડાર કે જે સાગરગચ્છના ઉપાશ્રયમા રક્ષિત છે તેમા ભગવતીસૂત્ર (મૂલમાત્ર)ની પ્રતિ છે કે જે મંડનના સિદ્ધાન્તકોશની છે તેમા જણાવ્યું છે કે —

'સં. ૧૫૦૩ વૈશાખ સુદિ ૧ પ્રતિપત્તિથૌ રવિ દિને અદ્યેહ શ્રી સ્થંભતીર્થે[૪૯૦] શ્રી ખરતરગચ્છે શ્રી જિનરાજસૂરિ પટ્ટે શ્રી જિનભદ્રસૂરીશ્વરાણામુપદેશેન શ્રી શ્રીમાલજ્ઞાતીય સં. માંડણ મ. ધનરાજ

૪૯૦ મંડનનો નિવાસ માંડવગઢમાં હોવાથી પુસ્તકભંડાર પણ ત્યા સ્થાપિત કર્યો હોવો જોઇએ આ પુસ્તક ખભાતમાં લખાવાનુ કારણ એ જણાય છે કે સર્વ પુસ્તકો જિનભદ્રસૂરિની દેખરેખ નીચે લખાતા હતા અને આ સૂરિનો તે વખતે ખભાતમાં વાસ હોવાથી આ પુસ્તક ત્યા લખાયુ.

ભગવતીસૂત્રપુસ્તકં નિજ પુણ્યાર્થં લિખાપિત ' આ પછી મંડનની પ્રશસ્તિ સારસ્વત મંડનમા પહેલા ત્રણ પદ્ય (છેલ્લા પાદ સિવાય)મા મૂકી છે ને પછી ચોથું પદ્ય ઉમેરેલુ છે પછી ગદ્યમા જણાવ્યું છે કે ' શ્રીમાલિજ્ઞાતિમંડનેન મંત્રીશ્વર શ્રી મંડનેન સં. શ્રી ધનરાજ સં. ખીમરાજ સં. ઉદયરાજ । સં. મંડનપુત્ર સં. પૂજા સં. જીજા સં. સંગ્રામ સં. શ્રીમાલ પ્રમુખપરિવારપરિવૃતેન **સકલસિદ્ધાન્તપુસ્તકાનિ** લેખયાંચક્રાણાનિ !' શ્રી '–આ પરથી સ્પષ્ટ જણાય છે કે બધા સિદ્ધાંતો લખાયા હતા અને મંડનને ચાર પુત્રો થયા હતા.

૭૦૭. **અપભ્રંશ સાહિત્ય**—આ જયશેખરસૂરિના શિષ્યકૃત **શીલ**સંધિ, હેમસારકૃત ઉપદેશસંધિ, સોમસુન્દર શિષ્ય વિશાલરાજ-સૂરિના શિષ્ય કૃત **તપ** સંધિ તેમજ **કેશી-ગોયમ**સંધિ અને અન્ય નાની નાની કૃતિઓ નામે **મહાવીર**ચરિત્ર, **મૃગાપુત્ર** કુલક, **ઋષભ**-ધવલ, **ઋષભ** પંચકલ્યાણક અને સ્તુતિસ્તોત્રાદિ મળી આવે છે. અત્યારસુધીના દુર્લક્ષથી અપભ્રંશ સાહિત્ય અજ્ઞાત હતુ પણ હવે લક્ષ જતાં થોડુંઘણુ હાથ આવ્યું છે અને વિશેષ પણ હસ્તગત થશે. જે ઉપલબ્ધ છે તેમા વપરાયેલા છંદો તથા વ્યાકરણોના પ્રયોગો વિષે ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઘણુ લખી-મેળવી શકાય.

૭૦૮. **ગૂજરાતી ભાષા સાહિત્ય**–પર આવતા ગૂજરાતી **ગદ્યમાં** સં. ૧૪૭૮ મા ઉક્ત **માણિક્ય** (ચંદ્ર) સૂરિએ **પૃથ્વીચંદ્ર** ચરિત્ર (**વાગ્વિલાસ**) ઘણી સુદર, હૃદયંગમ અને રસભરી બાનીમા રચ્યુ (મુદ્રિત-પ્રા૦ ગૂ૦ કા. સં.) આ યુગકાર **સોમ**સુંદરસૂરિએ તો અનેક જૈન ગ્રંથો પર 'બાલાવબોધ'—ગદ્યાનુવાદ લખ્યાઃ—ઉપદેશમાલા પર (સં. ૧૪૮૫), યોગશાસ્ત્ર પર, ષડાવશ્યક પર, **આરાધના** પતાકા પર **નવતત્ત્વ** પર, **નેમિચંદ્ર** ભંડારીકૃત **ષષ્ઠીશતક** પર (સં ૧૪૯૬ મા) બાલાવબોધ રચ્યા. ઉક્ત **મુનિસુંદર** સૂરિએ **યોગશાસ્ત્ર**–ચતુર્થપ્રકાશ પર સં. ૧૪૯૧ મા, તથા તે વર્ષમા ખ. **જિન**સાગર સૂરિએ ઉક્ત **ષષ્ઠીશતક** પર, વૃદ્ધ તપા રત્નસિંહ સૂરિશિષ્ય દયાસિંહ ગણિએ **સંગ્રહણી**

પર સં. ૧૪૯૭ મા અને ક્ષેત્રસમાસ પર સં. ૧૫૨૯ મા, ત. જય-ચંદ્ર સૂરિ શિ. **હેમહંસ** ગણિએ ષડાવશ્યક પર સં. ૧૫૦૧ મા, અને તેજ વર્ષમા વૃદ્ધ તપા રત્નસિંહસૂરિ શિષ્ય **માણિકસુંદર** ગણિએ મલધારી હેમચંદ્રસૂરિ કૃત **ભવભાવના** સૂત્ર પર દેવકુલ પાટકમા-બાલાવબોધ રચ્યા. આ સર્વે પંદરમા શતકમા વપરાતી ભાષા પર ખરો પ્રકાશ નાખે તેમ છે.

૭૦૯ **ગૂજરાતી કાવ્ય સાહિત્ય**–પર આવતા જણાય છે કે પંદરમા શતકમા થયેલા જૈન કવિઓ પૈકીના મોટા ભાગે ટૂંક કાવ્યો રચ્યા જણાયા છે–તેમા કેટલાક તો સ્તવનો–સ્તુતિ (દેવ–સ્વ-ગુરૂની) રૂપે છે, અને તેના પ્રથમાર્ધમા રચાયેલી કૃતિઓ જણાવી ગયા છીએ, અને ઉત્તરાર્ધમા-આ યુગમા ખાસ પ્રધાન અને ધ્યાન ખેંચે તેવી નીચે પ્રમાણે છે.—

ઉક્ત આ. જયશેખરસૂરિકૃત **ત્રિભુવનદીપક પ્રબંધ**–(**પરમહંસ પ્રબંધ–પ્રબોધચિંતામણિ** ચોપઇ, અંતરંગ ચોપઈ), ૫૮ કડીનો **નેમિ-નાથ ફાગ** તથા કેટલાય સ્તવનો, **સોમસુંદર**કૃત **આરાધના રાસ** અને સ્થૂલિભદ્ર ફાગ સં. ૧૪૮૧, પિંપલગચ્છના વીરપ્રભસૂરિશિ. **હીરા-નંદ** સૂરિના **વસ્તુપાલ તેજપાલ રાસ** સં. ૧૪૮૪, **વિદ્યાવિલાસ પવાડો** સં ૧૪૮૫, **દશાર્ણભદ્ર** રાસ, **જંબૂસ્વામી** વિવાહલો સાચોરમા સં.૧૪૯૫, કલિકાળ રાસ વગેરે; ઉક્ત ખ. **જયસાગરસૂરિ** કૃત **જિનકુશલસૂરિ-ચતુષ્પદી** સં. ૧૪૮૧, **ચૈત્યપરિપાટી** સં. ૧૪૮૭, **નગરકોટ તીર્થ** પરિપાટિ, અને **વજ્રસ્વામી ગુરૂ રાસ** સં. ૧૪૮૯ જૂનાગઢમા; **માંડણશ્રાવક** કૃત **સિદ્ધચક્ર–શ્રીપાલ રાસ** સં. ૧૪૯૮, **ચંપા** કૃત **નલચરિત્ર**, **મેરા** કૃત **તીર્થમાળા** સ્તવન, તથા **રાણકપુર** સ્તવન સં. ૧૪૯૯; તેજ વર્ષમા **દેવરત્નસૂરિ** ફાગ તેના એક શિષ્ય કૃત; તથા વડતપ ગચ્છના **સાધુકીર્તિ** કૃત **મત્સ્યોદરકુમાર** રાસ, વિક્રમચરિત્ર કુમાર રાસ સં. ૧૪૯૯, તથા **ગુણસ્થાનક** વિચાર ચોપઈ;

તેજવર્ધન કૃત ભરતબાહુબલી રાસ, મંડલિક કૃત પેથડરાસ (કે જેમા ઐતિહાસિક પૃથ્વીધર-પેથડ નામના સંઘપતિના સુકૃત્યોનુ વર્ણન છે); સર્વાનન્દસૂરિ કૃત મંગલકલશ રાસ; ઉક્ત માણિક્યસુંદર સૂરિ શિષ્ય જયવલ્લભ કૃત સ્થૂલભદ્ર બાસઠીઓ, ને ધન્ના અણગારનો રાસ; અને સોમસુન્દરસૂરિના શિષ્ય રત્નમંડનગણિ કૃત નેમિનાથ નવરસ ફાગ અને નારી નિરાસ રાસ. આ પૈકી ઐતિહાસિક પ્રબંધની ગરજ સારે એવા-રાસો વસ્તુપાલતેજપાલ રાસ અને પેથડ રાસ છે.

૭૧૦. અત્યારસુધીની શોધ પ્રમાણે પ્રસિદ્ધ નરસિંહ મહેતાનો હારપ્રસંગ સં. ૧૫૧૨ નો છે અને તેથી તે નાગર કવિનો જન્મ સં ૧૪૭૦ મા મૂકાય છે. તેમના કાવ્યોનો ઉદ્ભવ ૧૫૦૦ પછી ગણી શકાય. તો તેના યુગ પહેલા જૈન કવિઓએ ભાષા કાવ્યસાહિત્ય ખેડયુ હતું. તેમના જૂના કાવ્યો ઉપર જણાવ્યા છે અને તેની જૂની પ્રતિઓ પણ લભ્ય થાય છે. નરસિંહ મહેતાના જે કાવ્યો હાલ છપાયા છે તે સંસ્કારેલી-વાળીઝુડી સાફસુફ કરેલી વર્ત્તમાન ભાષામા છે. મૂળ ભાષાનું નામનિશાન મળવું દુર્લભ છે. નરસિંહ મહેતાને ગૂજરાતી આદ્ય કવિ લગભગ હમણા સુધી કહેવામા આવતા હતા, પણ હાલમા તે પહેલા થયેલા સારા સંસ્કારી અને મોટી કૃતિઓ રચનારા જૈન કવિઓ મળી આવેલા છે તેથી હવે નરસિંહ મહેતાનું ગૂજરાતી ભાષાના 'આદ્યકવિ'નુ પદ ધ્રુવ રહી શકે તેમ નથી.

૭૧૧. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જણાવે છે કે "ગુજરાતી સાહિત્યના મધ્ય યુગ અને તેની પણ પૂર્વના યુગ માટે આજથી પચ્ચીસ વર્ષ પર જે જે અભિપ્રાયો બંધાએલા તે, નવા નવા પુસ્તકો હાથ લાગવાથી કાલક્રમે બદલાતા ગયા છે. દાખલા તરીકે નરસિંહ મહેતાને આદિ કવિનું સ્થાન આપવામા આવતુ, અને સાથે સાથે એવો પણ અભિપ્રાય આપવામા આવતો કે નરસિંહ મહેતાના સમય પહેલા ગુજરાતી સાહિત્ય હતુજ નહી, તેનો આરંભ નરસિંહ મહેતાથીજ થયો-એ અભિપ્રાય ભુલભરેલો માલમ પડયો છે......ઘણા

પ્રાચીન કાવ્યો જે અપ્રસિદ્ધ પડી રહેલા તે પ્રસિદ્ધિમા આવવાથી જુના અભિપ્રાય ફેરવી નવા બાધવામા આવ્યા છે, અને હાલ જે અભિપ્રાય બંધાયા છે તે પણ સ્થાયી નથી, કારણ હજુ જૈન ભંડારોમા અને જૈનેતર વ્યક્તિઓના કબજામા એટલા બધા અપ્રસિદ્ધ લેખો પડી રહેલા છે કે તે જેમ જેમ પ્રસિદ્ધ થતા જશે તેમ તેમ હાલ બાધેલા અભિપ્રાય પણ ફેરવવા પડશે. આપણા જુના સાહિત્ય સંબધે હાલનો જમાનો અનિશ્ચિતપણાનો–transitional period નો–છે..." ૪૬૧

૭૧૨. જયશેખરે સંસ્કૃતમા પ્રબોધચિંતામણી એક રૂપક (allegory) તરીકે સં ૧૪૬૨મા રચેલો જણાવી ગયા છીએ. તેજ વિષયનો પણ સ્વતંત્ર કૃતિ તરીકે તેમણે **ત્રિભુવનદીપક પ્રબંધ** અથવા **પરમહંસ પ્રબંધ–પ્રબોધચિંતામણી ચોપઈ** એ નામનો ગ્રંથ રચેલ છે કે જે વિક્રમ ૧૫મી શતાબ્દીના ઉત્તરાર્ધના પ્રારંભની ગુજરાતી ભાષાનો અવિકલ નમુનો પુરો પાડે છે. જો કે તે પોતાના સંસ્કૃત ગ્રંથ નામે 'પ્રબોધચિંતામણિ' નાજ વિષયનું પ્રતિપાદન કરે છે, છતા ભાષાનો પ્રવાહ સ્વતંત્ર અખંડિત અને સ્વાભાવિકપણે વહે છે. તે ગ્રંથ પ્રબોધચંદ્રોદય જેવા પરમતવાદીઓના વાક્પ્રહારોના પ્રતિકારરુપ, લોકપ્રચલિત પાખંડ અને લોકોત્તર ધર્મના સત્ય સ્વરૂપને પ્રકાશિત કરવા માટે રચાયેલો છે. આ ઉપરથી ધર્મબુદ્ધિ–પાપબુદ્ધિ રાસ આદિ કૃતિઓ પછીના સમયમા થઇ છે. આ પ્રબંધની પ્રાચીન શુદ્ધ ભાષા જોતાં તે ૧૫ મા સૈકામા થયેલ માનવામા આવતા નરસિંહ મહેતા, **ભાલણ**, **મીરા**બાઈ આદિની ગૂજરાતી ભાષા અર્વાચીન જણાઈ આવે છે. આમા જૂની ગૂજરાતી છે અને અનેક છંદો જેવા કે દૂહા, ધ્રૂપદ, એકતાલી ચોપઈ, વસ્તુ, સરસ્વતી ધઉલ, છપ્પય, ગુજરી વગેરેમા, પ્રાસંગિક વ્યાવહારિક પ્રબોધ સાથે પરમહંસ અથવા આત્મરાજનુ ચરિત્ર પ્રકટ

૪૬૧ 'આનંદકાવ્ય મહોદધિ' ૭ મા મૌક્તિકનો ઉપોદ્ઘાત; 'જૈનયુગ' પુ ૧ પૃ. ૧૨૫

કર્યું છે. આ પરથી જેમ પ્રો. મણિલાલ નભુભાઈ દ્વિવેદીને જણાયું કે 'ગુજરાતી ભાષાને પ્રથમ ગુજરાતીનું રુપ આપનાર જૈનોજ હોય એમ માનવાને બહુ કારણો છે,' તેમ સ્પષ્ટ સમજાય તેવું છે. (જુઓ પ. લાલચંદ સંપાદિત તે કાવ્ય).

૭૧૩. તાજેતરમાજ સાક્ષરશ્રી કેશવલાલ હર્ષદ ધ્રુવ જણાવે છે કે:- 'પ્રબોધચિતામણિ ગૂજરાતીમા જૂનામા જૂન રૂપક છે રૂપકની ઘટના દશ્યના કરતા શ્રવ્ય કાવ્યને અને કથાને વિશેષ અનુકૂળ છે. તે જોતા પ્રયોગબંધનો માર્ગ મૂકી જયશેખર સૂરિએ કાવ્યબંધનો માર્ગ લીધો એ બહુ યોગ્ય કર્યું છે. રૂપક મનનગ્રાહ્ય છે. તેના કાવ્ય રૂપે નિરૂપણથી ઔચિત્ય સચવાય છે અને નવીનતા એ આવે છે.'

૭૧૪ જયશેખરે સસ્કૃતમા પ્રબોધ ચિંતામણિ કાવ્ય રચ્યુ છે તેની સાથે આ ગૂજરાતી કાવ્યની, ઉક્ત સાક્ષરધ્રુવ કહે છે કે, 'તુલના કરવી ઇષ્ટ નથી. એક કાવ્યમા કવિએ અલકારપ્રધાન મહાકાવ્યની આડંબરી શૈલી સ્વીકારી છે, અને બીજામા પ્રસાદપ્રધાન કથાવાર્તાની ઋજુ શૈલી હૃદયે ધરી છે. કર્ત્તાના સમયમા પડિતોએ પહેલાને વખાણ્યુ હશે; અને સામાન્ય શ્રોતાઓએ બીજાને વધાવી લીધૂ હશે. સસ્કૃત કવિ તરીકે જયશેખરનું જે સ્થાન હોય તે હો, ગૂજરાતી કવિ તરીકે તો તેનો દરજ્જો ઉચો છે. **આ એકજ ગુર્જર કાવ્યથી જૈન કવિ પ્રથમ પંક્તિનો સાહિત્યકાર બનેછે.** પ્રબોધ ચિંતામણિ પ્રબોધપ્રકાશના કરતા અધિક યશસ્વી થવા નિર્મિત છે. કવિની પ્રતિભા વસ્તૂની ગૂંથણીમા, પાત્રની યોજનામા અને રૂપકની ખીલવણીમા એક સરખી વિજયશાળી નીવડે છે. પ્રસ્તાવોનૂં વૈચિત્ર્ય અનેક રસની મિલાવટને પોસે છે, અને કાર્યનો વેગ તથા સવિધાનનૂ ચાતુર્ય વાચનારનૂ કૌતુક છેવટ સુધી ટકાવી રાખે છે. ગૂજરાતી કૃતિનો રસ ઝીલનાર જૈનેતરે હશે, એ દષ્ટિથી કર્ત્તાએ તેને સર્વની રૂચિ સતોખે એવૂં રૂપ આપ્યૂં છે....જૈનેતર સાહિત્યની પેઠે જૈન સાહિત્ય ચકલે ચૌટે ગવાયૂં હોત, તો જયશેખર સૂરિએ પણ ભાલણ અને પ્રેમાનદના જેવી પ્રસિદ્ધિ લોકમા મેળવી હોત.

૭૧૫ 'પ્રબોધચિંતામણીનો પદ્યભાગ માત્રાબંધ અને લયબંધ એ બે રૂપે વિભક્ત છે. માત્રાત્મક છંદમા આશરે અઢીસે ચઉપઇ અને લગભગ પોણોસો દૂહા છે તે સિવાય પદ્ધરી, ચરણાકુલ, મરહઠ્ઠા, દુમિલા અને ગીતિના નામે જાણીતા માત્રામેળ છંદ વધતા ઓછા દેખા દેછે, અને અપભ્રંશમાથી જૂની ગૂજરાતીમા ઊતરી આવેલો વસ્તુ નામે છંદ પણ તેમા યોજેલો છે ઉપરાન છપ્પય, સરસ્વતી ધઉલ. તલહારૂ અને ધઉલ એ મિશ્ર માત્રાબંધ પણ કવિએ ઉપયોગમા લીધી છે. બાકીના પદ્યાત્મક ભાગમા સોરઠા જેવા એક કડીના દૂપદનો, પદ જેવા અનેક કડીના દૂપદ તથા ઝાબદ્દનો અને ધઉલ કિંવા ધોળનો સમાવેશ થાય છે. લયબંધ આખા કાવ્યનો નવમો ભાગજ રોકે છે. ગદ્ય ભાગમા બોલીના બે ઉદાહરણ છે. જયશેખર સૂરિના ન્હાના ગુરૂભાઈ મેરૂતુગસૂરિ, તેમના શિષ્ય **માણિક્યસુદર** સૂરિએ જૂની ગૂજરાતીમા ગદ્યાત્મક **પૃથ્વીચંદ્ર** ચરિત્ર સંવત ૧૪૭૮ મા રચ્યૂં છે; તે બોલીમા છે. અક્ષરના, રૂપના, માત્રાના અને લયના બંધનથી મુક્ત છતા લેવાતી છૂટ ભોગવતૂં પ્રાસયુક્ત ગદ્ય, તે બોલી **માણિક્યસુદર** બોલીવાળા પ્રબંધને વાગ્વિલાસ એટલે બોલીનો વિલાસ એવૂ નામ આપે છે.

૭૧૬ 'પ્રાકૃત પાસેથી વારસામા મળેલી છંદની પૂંજી વધારીને અપભ્રંશે ગૂજરાતીને આપી.[૪૬૨] એને લીધે ગૂજરાતીનૂ પુરાતન સાહિત્ય છંદમા રચાયૂં સમય જતા ગૂજરાતીએ નવૂ સાહસ ખેડી વિવિધ દેશીનો લયબંધ ઊપજાવ્યો. ચિરંતન ગૂજરાતી સાહિત્ય ઓછૂં ઉપલબ્ધ અને ઓછેરૂ પ્રસિદ્ધ હોવાથી, ગતકાળનૂ ગૂજરાતી સાહિત્ય તો દેશીમાજ હોય–છંદમા ન હોય, એવી માન્યતા બાધનાર પુરૂપ અપભ્રંશે આપેલો વારસો ભૂલી જાય છે....વળી છંદનો કલામય ઉપયોગ આજકાલનો નથી–પણ કલાના જેટલો જૂનો છે.''[૪૬૩]

---

૪૬૨ 'જુઓ હેમાચાર્ય વિરચિત છંદોનુશાસનનો પ્રાકૃત અને અપભ્રંશ છંદોને લગતો ભાગ' (કે૦ ધ્રુવ)

૪૬૩ જુઓ દિ બ. કેશવલાલ હર્ષદ ધ્રુવના સપાદિત 'પ્રાચીન ગુર્જર કાવ્ય'મા તેમની પ્રસ્તાવના અને જૈનયુગ પુ ૩ પૃ ૧૦૧ મા 'પ્રબોધ ચિંતામણી સંબધી સાક્ષરશ્રી કેશવલાલભાઇ.'

૭૧૭ 'આ કાવ્યમા પહેલ વહેલા **પદ** મળે છે. પદનુંજ બીજું નામ **દેશી** છે. **માર્ગ** અને **દેશી** એ બે નામો અનુક્રમે પિંગળને અનુસરીને લખાયેલી કવિતાને અને લોકરાહોને અનુસરીને લખાયેલી કવિતાને આપવામા આવ્યા છે. તેનો આરંભ ચૌદમા સૈકાથી થયેલો જોવામા આવે છે. દેશીનું આપણે સ્થૂલ પૃથક્કરણ કરીએ. પદમા નરસિંહના ત્રણ કાવ્યો લખાએલા છે. ગોવિંદગમન, સુરતસંગ્રામ, અને સુદામાચરિત્ર. નરસિંહ મહેતાના 'પ્રભાતિયા' કહેવાય છે તે રાગનું નામ નથી પણ પ્રભાતમા એ પદ ગાવામા આવતા હોવાથી તે નામ અપાયુ છે. એને આપણે હાલ ઝૂલણા છંદ એવું નામ આપીએ છીએ એયે ભૂલ છે. દેશીને માર્ગનું નામ આપી શકીએ નહિ...'[૪૬૪].

આ પદ-દેશી રાગો જયશેખરસૂરિ પહેલા પણ (એટલે અવશ્ય નરસિંહ મહેતા પહેલા) જૈન કવિઓએ વાપર્યા છે ને ત્યાર પછી વાપર્યેજ ગયા છે. તે દાખલાથી બતાવી શકાય તેમ છે.

૭૧૮ આ યુગના ગૂજરાતી જૈન કવિઓની કૃતિઓમાથી કાવ્યના નમુના અત્રે સ્થલસંકોચને લીધે આપી નથી શકાયા. જેમને થોડા નમુના જોવા હોય તે મારા લેખ નામે 'વિક્રમ ૧૫ મા સૈકાના કેટલાક જૈન કવિઓની કાવ્ય પ્રસાદી'માથી [૪૬૫]મેળવી શકશે. દરેક યુગવાર કવિઓના નમુના હવે પછી જૈન ગૂર્જર પદ્યસાહિત્ય સંબંધી વિસ્તારથી નિબંધ લખાનાર છે તેમા અપાશે.



૪૬૪ ઉક્ત સાક્ષરશ્રી ધ્રુવનાજ ભાષણનો સાર 'બુદ્ધિપ્રકાશ' ફેબ્રુ ૧૯૨૯ 'પદ્યબંધની કસોટી અને બીજા પ્રશ્નો.' વિશેષ માટે જુઓ અમારા મિત્ર રા. મંજુલાલનો લેખ 'આપણી દેશીઓ અને પ્રાચીન લોકસંગીત'-ગુણ-સુન્દરી, મે ૧૯૩૦

૪૬૫ 'શારદા'નો તંત્રી અંક જાને ૧૯૨૭ પૃ ૧૦૦૩ 'જૈનયુગ' કાર્તિક-માગશર સં. ૧૯૮૩ પૃ ૧૬૯



ચિતોડનો જૈન કીર્તિસ્થંભ પૃ ૪૫૫ ટિ ૪૪૪




ચિતોડમા 'અષ્ટાપદ' જૈન મંદિર–'શૃંગાર ચાવડી'–સિંગાર ચૌરી સં ૧૫૦૫ પૃ ૪૯૩

# પ્રકરણ ૪ થું.

## વિક્રમ સોળમું શતક [સં. ૧૫૦૧ થી ૧૬૦૦]
## ઐતિહાસિક ઘટનાઓ.

श्रेय श्रीधर्मबीजं विमलमतिबृहद्भारतक्षेत्रधात्र्या
येनोप्तं यद् युगादौ तदनु निजलसद् गोरसै सिक्तमेतत्।
प्रौढिं च प्रापि तज्ज्ञैः सुकृतगुरुगणै स्वाश्रितेऽद्यापि दद्या—
दाधिव्याधिव्यपायं परमसुखफलं नाभिसू स्तात् स सिध्यै॥

—જેણે વિમલમતિ બૃહત્ ભારતક્ષેત્ર ભૂમિમા યુગની આદિમા કલ્યાણશ્રીનુ ધર્મબીજ વાવ્યુ અને ત્યાર પછી તે બીજ પોતાના જ્વલંત ગોરસ (ભૂમિરસ, વાણીરસ) વડે તેના જ્ઞાતા સુકૃતિ ગુરૂઓના સમુદાયથી સીંચાઇ પ્રૌઢી પામ્યુ તે નાભિનન્દન-ઋષભદેવ આધિ વ્યાધિના નાશ રૂપ પરમસુખ ફલ આપો અને આપણી સિદ્ધિ અર્થ થાઓ

(સોમચારિત્રગણિકૃત ગુરૂગુણરત્નાકર કાવ્ય સં. ૧૫૪૧)

૭૧૯ સં. ૧૫૦૫ મા રાણા કુભા (કુભકર્ણ) ના ભંડારી (કોશાધ્યક્ષ) વેલાકે શાંતિનાથ તીર્થંકરનુ અષ્ટાપદ નામક જૈનમંદિર ચિતોડમા બંધાવ્યુ કે જેની પ્રતિષ્ઠા ખ. જિનસેન(?)સૂરિએ કરી હતી કે જેને હાલ 'શૃગાર ચાવડી-સિંગારચૌરી' કહેવામા આવે છે. ૪૬૬ તેને પ્રથમ ચાર દ્વાર હતા તેમા બે દ્વાર સુદર કોરેલી જાળીઓ બેસાડી કરવામા આવ્યા છે. સં. ૧૫૦૬ ના વર્ષમા મહારાણા કુભકર્ણે આબુના જૈન યાત્રિકો પાસેથી મુંડકુ વલાવુ વગેરે ન લેવા અને તેમનુ રક્ષણ કરવા સંબંધી લખી આપેલુ વ્યવસ્થાપત્ર લૂણિગવસહિના

---

૪૬૬ લોકો કહે છે કે અહીં રાણા કુભાની રાજકુમારીનો વિવાહ થયો હતો તેની આ ચોરી છે, પણ તે ભલ છે, કારણકે તેનો શિલાલેખ ઉક્ત જૈનમંદિરની સાક્ષી પૂરે છે ઓઝાજી રા ઇ પહેલા ખંડ પૃ ૩૫૯ અને બીજો ખંડ પૃ ૬૨૫ ટિપ્પણ. રાજપુતાના મ્યુઝિયમ રીપોર્ટ સન ૧૯૨૦-૨૧ પૃ ૫ લેખસંખ્યા ૧૦.

દક્ષિણાભિમુખ દરવાજાની બહાર કીર્તિસ્થંભની પાસે એક શ્વેત 'સુરહિ' પત્થર રોપેલો છે તેના પર કોતરેલુ છે. ૪૬૭ સં. ૧૫૦૭ના

---

૪૬૭ જુઓ તે લેખઃ-'શ્રી ગણેશાય ॥ સહી (ત્રિશલ જેવું ચિન્હ છે) સંવત્ ૧૫૦૬ વર્ષે આષાઢ સુદિ ૨ મહારાણા શ્રી કુંભકર્ણ વિજયરાજ્યે શ્રી અર્બુદાચલે દેલવાડા ગ્રામે વિમલવસહી શ્રી આદિનાથ તેજલવસહી શ્રી નેમિનાથ તથા બીજે શ્રાવકે દેહરે દાણ મુડિકં વલાવી રખવાલી ગોડા પોઠયાકં રાણિ શ્રી કુભકર્ણિ મહં ડુંગર ભોજા જોગ્યં મયા ઉધારા જિકો જ્યાત્રિ આવિ તિહિર સર્વ મુકાવું જ્યાત્રા સંબંધિ આચંદ્રાર્ક લગિ પલે કુઈ કોઇ માંગવા ન લહિ રાણિ શ્રી કુભકર્ણિ મ૦ ડુંગર ભોજા ઊપરિ મયા ઉધારી યાત્રા મુગતી કીધી આઘાટ થાપુ સુરિહિ રોપાવી જિકો આ વિધિ લોપિસિ તિ ઇહિ સુરિહિ ભાંગીરૂ પાપ લાગિસિ અનિ સંઘ જિકો જાત્રિ અવિસઈ સ ફેદ્યું ૧ એક દેવ શ્રી અચલેશ્વરિ અન દુગાણી ૮ રયા દેવિ શ્રી વિશિષ્ટ ભંડારિ મુકિસ્યઇ। અચલગઢ ઊપરિ દેવી ॥ શ્રી સરસ્વતી સન્નિધાનિ બઇઠાં લિખિતં । દુએ ॥ શ્રી સ્વય ॥ શ્રી રામપ્રસાદાતુ ॥ શુભ ભવતુ ॥ દોસી રામણ નિત્યં પ્રણમતિ ॥' આમા મેવાડી ભાષા છે આમાના શબ્દોના અર્થ જાણવા યોગ્ય છે. વિમલવસહી-વસહી (પ્રાકૃત) વસહિકા (પ્રાકૃતથી બનેલ સંસ્કૃત), વસતિ (સંસ્કૃત), મંદિર; વિમલશાહનુ સ્થાપેલુ-બંધાવેલુ મંદિર; તેજલવસહી-પ્રસિદ્ધમંત્રી વસ્તુપાલના ભાઈ તેજપાલની સ્થાપેલી શ્રી નેમિનાથની વસહિકા બીજે-બીજા, અન્ય શ્રાવક-જૈન ધર્માનુયાયી સંઘના ચાર અંગ છે-સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, તેમા શ્રાવક તે ધર્મનું શ્રવણ કરનાર (સાધુઓના ઉપદેશના અનુયાયી) અર્થાત્ ગૃહસ્થ, તેમાથી 'સરાવગી' શબ્દ નિકળ્યો છે. દેહર-દેવઘર, દેવકુલ, દેવલ, મંદિર બીજે શ્રાવકે દેહરે-અન્યાન્ય જૈન મંદિરોમા (અધિકરણની વિભક્તિ વિશેષણ તથા વિશેષ્ય બનેમાં છે) દાણ-સંસ્કૃત દંડ, રાજકીય કર દંડ યા દાણ જુર્માના (શિક્ષા)ને માટે યા રાહદારી જગાત આદિના માટે લેવાય છે મુડિકં-મુંડકું, પ્રત્યેક યાત્રિકના દર માથા દીઠ કર વલાવી-માર્ગમાં રક્ષા માટે સાથેના સીપાઇનો કર રખવાલી-ચોકીદારનો કર ગોડા-ઘોડા, પોઠયા-સંસ્કૃત પૃષ્ઠય-પીઠ પર ભાર ઉચકનાર બળદ રૂ-ના રાણિ શ્રી કુભકર્ણિ-'ઇ' એ ત્રીજી વિભકિતનું ચિન્હ છે, રાજા કુંભકર્ણે. મહં-મહંત્તમ, મહત્તમ, ઉચ્ચ રાજ્યાધિકારી યા મંત્રી. સરખાવો મહતા, મહેતા યા મહત્તર જોગ્યં-યોગ્ય, જોગ. ડુંગર ભોજા

માઘ (અસિત) સપ્તમી દિને ગુરૂવારે જૂનાગઢના રાજા **માંડલિકે** રત્ન (સિંહ)સૂરિના પટ્ટાભિષેકના અવસરે પંચમી અષ્ટમી ચતુર્દશી દિનોમા સર્વ જીવની અમારિ કરાવી, તેની પહેલા એકાદશી અને અમાવાસ્યામા તેનુ પાલન થતુ હતુ. [૪૬૮]તેજ રાજાના સમયમા સં. ૧૫૦૯

---

નામના અધિકારીના કહેવાથી, તેના પર કૃપા-ઉપકાર કરીને જિકો-જે. તિહિરૂં-તેનું મુકાવું-મૂકાવ્યુ, છોડાવ્યુ પલે-પાલ્યું જાય. માગવા ન લહિ-માગી ન શકે. ઊપરિ-ઉપર જોગ્યની વ્યાખ્યા જુઓ મયા ઉધારા-મયા ધારણ કરી, 'દયા મયા' કરી, કૃપા કરી મુગતી-મુક્તિ, છૂટ કીધી-કરી. થાપુ-થાપ્યું', સ્થાપ્યું' આઘાટ-નિયમ નુરિહિ-ફારસી શરહ (?) નિયમનો લેખ. રોપાવી-રોપી, ઉભી કરી ( સં. રોપિતા, પ્રાકૃત સસ્કૃત રોપાપિતા). લોપિસિ-લોપશે તિ-તેને (કર્મકારક) ભાગીરૂ-તોડવાના. લાગિસિ-લાગશે અનિ-અને (સં અન્યત્) સંહ-સઘ, યાત્રિકોનો સમૂહ. અવિસઇ-આવશે સંસ્કૃત સમ-આવિષ્યતિ (?) સ-તે ફઘ્રુ (સસ્કૃત પદિક)-ફદીઉં, બે આનાની લગભગ કિંમતનો ચાંદીનો સિકકો. અચલેશ્વરિ, ભંડારિ, સનિધાનિ-એમા 'ઇ' અધિકરણ કારક છે. દુગાડી (સં દ્વિકાકિણી) એક પદિકના પાચ ( રૂપિયાના ૪૦ ) એવો એક તાબાનો સિકકો મુકિસ્યઇ-મૂકશે (સરખાવો મુકાવું, અવિસઇ). દૃએ-દૂતક. શિલાલેખો અને તામ્રપત્રોમાં જે અધિકારી દ્વારા રાજાજ્ઞા અપાઇ હોય તેનું નામ 'દૂતકોડત્ર' એમ કહીને લખાતું હતુ તેનો અપભ્રંશ દૂએ, દુવે યા દુબે પ્રત, પછીના લેખો પટ્ટો આદિમાં આવે છે. આ લેખના દુએ યા દૂતક સ્વયં રાણા કુભાજ છે દોસી ગમણ-આ લેખનો લેખક હશે ઓઝાજીનો લેખ 'અનંદ વિક્રમ સંવત્‌કી કલ્પના' ના પ્ર. પ્ર ૧, પૃ ૪૫૦-૪૫૨

૪૬૮ આ સબધીનો મોટો શિલાલેખ જૂનાગઢના ઉપરકોટમાં ગઢમા એક શિલાપટ્ટ છે તેમા છે કે જે મારી ગિરનાર યાત્રાના અવસરે તા ૩૦-૬-૨૯ ને દિને ગે ભાગ્યો તૂટ્યો ઉતારી લીધો તેમાથી નીચેનું પ્રસ્તુત જેટલું મૂકેલ છે

'સ્વસ્તિ શ્રી સવત્ ૧૫૦૭ વર્ષે માઘ...સપ્તમી દિને ગુરૂવારે...શ્રી...રાણાશ્રી મેલગદે સુત રાઉલશ્રી મહિપાલદે સુત...શ્રી મંડલિક પ્રભુણા...સર્વજીવકરૂણાકગતપગેણ ઔદાર્ય ગાંભીર્ય ચાતુર્ય શૌર્યાદિ ગુણરત્ન રત્ન(સિંહ) સૂરીણા પટ્ટાભિષેકાવસરે સ્તભતીર્થ વાસ્તવ્ય સા૦ દેવા સુત હાંસા સુત .રાજકુલીન...સમસ્તજીવઅભયદાનકરણ...કારકેણ પંચમી અષ્ટમી ચતુર્દશીદિનેષુ સર્વ જીવ અમારિ કારિતા । રાજા...નંતર સિંહાસનો

માઘ શુદ ૫ ને દિને, વિમલનાથનો પ્રાસાદ સ્તંભતીર્થવાસી વ્ય. **શાણરાજે** બંધાવેલો તેમા ઉક્ત બૃહત્ તપાગચ્છના **રત્નસિંહસૂરિએ** પ્રતિષ્ઠા કરી. (જૈન ગૂ. કવિઓ ભાગ ૨ પૃ. ૭૩૮. આ સબંધીનો પ્રથમનો અર્ધો મોટો શિલાલેખ માંડલિકના રાજવંશનું વર્ણનવાળો અને પછી શાણરાજના વર્ણનના બે શ્લોક જણાવી અટકતો અત્યારે ગિરનાર પર મોજૂદ છે. ) આ શાણરાજ તે હરપતિ સંઘપતિ કે જેણે સં. ૧૪૫૨ મા ૭ દેવાલયો સાથે શત્રુંજય વગેરે તીર્થોની યાત્રા કરી હતી અને જેણે ત્યાં રત્નસિંહસૂરિના અને રત્નચૂલા સાધ્વીના પગલા પધરાવ્યા હતા તેના નામલદે પત્નીથી થયેલ પુત્ર સજ્જનસિંહનો કૌતુકદેવી નામની સ્ત્રીથી થયેલ પુત્ર હતો. તેણે સં. ૧૫૧૭મા શત્રુંજય તથા ગિરનાર તીર્થની ૨૪ દેવાલયો સહિત યાત્રા કરી હતી અને તેજ વર્ષમા તેના આગ્રહથી **જ્ઞાનસાગરસૂરિએ** ખંભાતમા **વિમલનાથચરિત્ર** રચી પૂર્ણ કર્યું હતું. ( જુઓ તે ચરિત્રનુ ભાષાંતર પ્ર૦ આ૦ સભા ભાવ )

૭૨૦. સં. ૧૫૧૨મા વાણીઆમા દશા વીસા એવા ભેદ જાણીતા થઇ ગયા હતા અને તેમા શ્રાવક અને મેશ્રી (વૈષ્ણવ) બંને હતા એ તે વર્ષમા રચાયેલા કાન્હડદે પ્રબંધપરથી જણાય છે.—

'વીસા દસા વિગતિ વિસ્તરી, એક શ્રાવક નિ એક મહેસરી'

છતા તે બંને ખરીદવું, વેચવું, પરદેશ સાથે જળ અને સ્થળથી વ્યવસાય કરવો વગેરે અરસપરસ વ્યવહાર રાખી સાથેજ કરતા.

૭૨૧. તપાગચ્છમા **લક્ષ્મીસાગર સૂરિને** ગચ્છનાયક પદ સં. ૧૫૧૭ મા મળ્યુ. તેમનું ચરિત્ર ગુરૂગુણરત્નાકર કાવ્યમા આપેલું છે તેનો સાર અત્રે મૂકવામા આવે છે. ' તેમણે મૂળ **મુનિસુંદરસૂરિ**

---

પ્રવિષ્ટેન શ્રી મંડલિક રાજાધિપેન શ્રી અમારિ પ્રાગ્ લિખિત સ્વહસ્ત લિખિત શ્રી કરિ (?) સહિતં સમર્થિતં । પુરાપિ એકાદશી અમાવાસ્યે પાલ્યમાનેસ્ત । સંપ્રતિ ..એતેષુ પંચમી અષ્ટમી એકાદશી ચતુર્દશી અમાવાસ્યા દિનેષુ રાજાધિરાજ શ્રી મંડલિકેણ સર્વ શ્રેયઃકલ્યાણકારિણી સર્વ દુરિત દુર્ગોપસર્ગનિવારિણી સર્વજીવઅમારિ કાર્ય...ણી ચિરં વિજયતાં ॥ વગેરે.



ગિરનારપરની સગ્રામ સોનીની ટુંક

[ જૈન સસ્તી વાચનમાળાના સૌજન્યથી ]



જામનગરનું જિનમંદિર સં. ૧૬૭૮ પારા ૮૨૮

[ જૈન સસ્તી વાચનમાળાના સૌજન્યથી ]

પાસે ઉમાપુરમા સં. ૧૪૭૦ મા ૭ વર્ષની વયે દીક્ષા લઈ સિદ્ધાતો શીખી લીધા અને દુર્વાદીઓના માન ઉતારી બાલ દશા છતા જીર્ણ-દુર્ગમા મહિપાલ રાજાને રંજિત કરેલ હતો. ક્રમે વિવાહપ્રજ્ઞપ્તિના યોગવહનથી ગણિપદ પ્રાપ્ત કર્યા પછી પંડિતપદ સોમસુંદરસૂરિએ દેવગિરિથી આવેલા સાહ મહાદેવના કરેલા ઉત્સવપૂર્વક સ ૧૪૯૩ મા આપ્યુ સં. ૧૫૦૧ મા મુડસ્થલમા મુનિસુંદરસૂરિએ વાચકપદ આપ્યું ને તેનો ઉત્સવ સઘપતિ ભીમે કર્યો. સં.૧૫૧૭ મા ગચ્છનાથ બન્યા પછી માલવદેશ અવલોકી ગૂજરાતમા આવી સ્તભતીર્થમા રત્નમડન અને સોમદેવસૂરિ સાથે ગચ્છમેલ કર્યો-પૃથક્ પક્ષ જેવું થઇ ગયુ હતુ તે દૂર કર્યું. સં ૧૫૨૨ મા ગચ્છપરિધાપનિકા વિધિ કરી અનેકને આચાર્યપદ, વાચકપદ, વિબુધપદ, આપ્યા (તેની સૂચિ માટે જુઓ સર્ગ બીજો) ગૂર્જરત્રા મરૂ અને માલવ દેશમા પ્રસિદ્ધ શ્રાવકો, અને તેમના કરેલા ઉત્સવ પૂર્વક બિબ પ્રતિષ્ઠાદિનો ઉલ્લેખ ત્રીજા સર્ગમા છે ગિરિપુર (ડુંગરપુર) મા ઉકેશ જ્ઞાતિનો સાહ **સાલ્હ** તે **સો**મદાસ રાજાનો મત્રિ હતો. તેણે ૧૨૦ મણ પિત્તલની જિનમૂર્ત્તિ કરાવી તેની અન્ય બિબો સાથે પ્રતિષ્ઠા કરાવી દક્ષિણના દેવગિરિના સાહ મહાદેવે શત્રુંજયાદિની તીર્થયાત્રા કરી લાટપલ્લિ આદિમા પુષ્કળ દ્રવ્યથી કરેલા ઉત્સવથી અનેકને વાચક, મહત્તરાપદ અપાવ્યા. હાડાવટી માલવદેશના પ્રજાપ્રિય અહમ્મુદના મુખ્ય મત્રી મંડપ (માડવગઢ) ના વાસી પ્રાગ્વાટવશના સઘપતિ **ચંદ્રસાધુ (ચાંદાસાહે)** ૭૨ કાષ્ઠમય જિનાલય અને ધાતુના ૨૪ જિનના પટ્ટો વગેરે કરાવ્યા. અને તેની પ્રતિષ્ઠા કરાવી અહ-મ્મદાવાદના વાસી શ્રી ગદ્દરાજ (ગદા) મત્રીએ મોર્ઝીત્રક (મોર્ઝીતગ) મા ત્રીશહજાર દ્રમ્મ ટંક ખર્ચી નવું જૈન મદિર કરાવી તેમા સોમ-દેવસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી, અને શુભરત્નને વાચકપદ અપાવ્યુ. મંડનશ્રેષ્ઠીવાળા આશાવલ્લીપુરમા તે સૂરિએ સોમલબ્ધિને ગણિનીનું પદ આપ્યુ માલવદેશમા ગ્યાસદીન રાજ્યે મડપદુર્ગના વાસી સં. સૂરા અને વીરા પ્રાગ્વાટજ્ઞાતિમા મુખ્ય હતા તેમણે સુધાનંદનસૂરિ

સાથે સંઘ લઈ સિદ્ધાચલ આદિની યાત્રાએ નીકળી ઉમરહટ્ટ ગામમા આવી શુભરત્નવાચકને સૂરિપદ અપાવ્યું ને પછી પાતશાહનુ ફરમાન લઇ એક લાખ કરતા વધારે દ્રવ્ય ખર્ચી ઉક્ત સિદ્ધાચલની યાત્રા કરી.

૭૨૨ દક્ષિણના દેવગિરિના મ. ધન્યરાજ અને નગરાજ બંને ભાઇઓએ ગૂજરાત આવી મહિમ્મૂદ નામના રાજ્યકર્તાનું માન મેળવી વિમલાચલની યાત્રા કરી પાટણ ચાતુર્માસમા આવી ત્યાના સંઘને અનેક રીતે સેવા કરી તુષ્ટ કર્યો ને સોમજય વાચકને સૂરિપદ અને તેના શિષ્ય જિનસોમ પંડિતને ઉપાધ્યાયપદ પાટણમા અપાવ્યા. ઉપર્યુક્ત ગૂર્જર જ્ઞાતિના વણિક સુલતાનના મંત્રી સંઘવી ગદાએ ૧૨૦ મણ પીત્તલનું ઋષભદેવનુ બિંબ કરાવી આબૂના ભીમવિહારમા[૪૬૯] પ્રતિષ્ઠિત કરાવવા સંઘ લઈ ભાનૂ (ઇડરનો ભાણ) અને લક્ષ (મેવાડનો લાખો) ના સત્કાર મેળવી આબૂ જઇ ત્યા સોમજય સૂરિપાસે સં. ૧૫૨૫ મા તે અને બીજી મૂર્તિઓ ભીમપ્રાસાદમા પ્રતિષ્ઠિત કરાવી. પછી તેના આગ્રહથી સુધાનંદનસૂરિએ જિનસોમ વાચકને સ્વહસ્તે આચાર્યપદવી આપી. વળી ત્યા પાટણથી સાધારણ સા. ના પુત્ર ડુંગરે આવીને જિનહંસને વાચક પદ અપાવ્યુ અને આબૂવાસી સા. સંડાએ સુમતિસુંદરને ઉપાધ્યાયપદ અપાવ્યુ પછી ગદરાજ ડુંગર અને સંડકે જીરાપલ્લી પાર્શ્વનાથની યાત્રા કરી.

૭૨૩ અહમ્મદાવાદના સુલતાનના મંત્રી પ્રાગ્વાટ કર્મણ સંઘવી, દશજિનાલય વડે પૌત્રી કર્પૂરી સહિત શત્રુંજયની યાત્રા કરનાર ગુણરાજ સંઘપતિ, દો. મહિરાજ, અને દો. હેમા એ ચાર જણાએ

---

૪૬૯ આ ભીમવિહાર તે આબૂપરનુ ભીમાશાહવાળુ ઋષભદેવનું મંદિર કે જે પૂર્વે સં ૧૩૭૩ પછી બનેલુ ને 'પીતલહર' એ નામથી ઓળખાતુ હતુ અને જેનો ઉદ્ધાર સોમસુંદર સૂરિના સમયમાં સંઘે કર્યો હતો તેમાં મંત્રી સુંદરના પુત્ર ઉક્ત ગદાએ નવી પ્રતિમા બેસાડી તે આજે વિદ્યમાન છે. મુનિ કલ્યાણવિજયનો લેખ 'આબુના જૈન શિલાલેખો'–'જૈન' તા. ૧૬–૧૦–૨૭

અહમ્મદાવાદથી આવતા સોમજયસૂરિને આગ્રહ કરતા દરેકના તરફથી અનુક્રમે મહીસમુદ્ર, લબ્ધિસમુદ્ર, અમરનંદિ અને જિનમાણિક્યને વાચકપદ આપ્યા સીરાહીના ખીમા નામના સંઘપતિએ જિનહંસવાચકને સૂરિપણ અપાવ્યું. સુંડાકના કુંતા નામના સંઘવીએ સીરાહીના સોમદેવસૂરિના શિષ્ય સુમતિસુંદરને આચાર્યપદ અપાવ્યું.

૭૨૪ અકમી(પુર)ના ઉકેશવંશીય સોની ઈશ્વર અને પના એ બે ભાઇઓએ ઈડરના ભાણ રાજાના દુર્ગ ઉપરના પ્રાસાદ કરતા ઉંચો પ્રાસાદ કરાવી તેમા ઘણા બિંબો સાથે અજિતનાથના બિંબની લક્ષ્મીસાગરસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી. (સં. ૧૫૩૩[૧]). આ ભાણરાજાના મંત્રી-કોઠારી ઉકેશવંશના શ્રીપાલે સુમતિસાધુને આચાર્યપદવી અપાવી. (અમદાવાદના) અકમી(પુર)ના ઉક્ત ઉકેશ જ્ઞાતીય અને પદપ્રતિષ્ઠા કરનાર ઇશ્વરના લઘુભાઇ પતા અને પુત્ર હરિશ્ચંદ્રે કરેલા ઉત્સવથી રાજપ્રિય અને ઈદ્રનંદિને સૂરિપદ અપાયા. અહમ્મદાવાદના મેઘમંત્રીએ ધર્મહંસ અને ઈદ્રહંસને વાચકપદ અપાવ્યા. પ્રલ્હાદન (પાલણપુર) વાસી ઉકેશ જ્ઞાતિના ખીમાના પુત્ર સા. જીવાએ આગમમંડનને વાચકપદ અપાવ્યુ. (ઇડરના) ભાણ રાજાના મંત્રીકોઠારી સાયરે ગુણસોમને, દરવર્ષે યાત્રા કરનાર હેમના સં. ધનાએ અનંતહંસને અને આશાપલ્લીના ૫૦ જૂઠા મઉઠાએ હંસનંદનને વાચકપદ અપાવ્યુ. આમ ઈલદુર્ગ–ઈડરમા ત્રણને સૂરિપદ, છને વાચકપદ, અને આઠને પ્રવર્ત્તિનીપદ જૂદા જૂદા અપાયા.

૭૨૫ સીરાહીમા લક્ષ (લાખા) રાણાના અમાત્યો ને સંઘ લઈ શત્રુંજયની યાત્રા કરી ઘયેલ સંઘપતિઓ પ્રા૦ કો૦ ઉજલ અને કાજાએ સોમદેવસૂરિ સાથે જીરાપલ્લી પાર્શ્વનાથની સાતદિન સુધી યાત્રા કરી અને સીરાહીમા ૮૪ આર્યદંપતી સહિત સોમજયસૂરિની દેશના સાંભળી

---

૧ આ સંબંધી સુધાનંદનસૂરિના શિષ્યે તે સમયે રચેલી 'ઈડરગઢ ચૈત્ય પરિપાટી' માટે જુઓ જૈનયુગ સં. ૧૯૮૫ માહથી ચૈત્રનો અંક પૃ. ૩૪૧

બ્રહ્મવ્રત સ્વીકાર્યું. મેવાડના કુંભકર્ણ રાજાથી સત્કારિત એવા સંઘપતિ જે ધરણાએ રાણપુરમા ચોમુખ ચૈત્ય બંધાવ્યુ તેના પ્રથમ ભાઇ રત્નસિંહનો સં. ચાલિગ નામનો પુત્ર થયો તેનો પુત્ર સ. સહસા થયો કે જેને માલવાધીશ ગ્યાસદીને ધર્મના ભાઇથી અધિક મિત્ર કર્યો હતો તેણે સુમતિસુદર સૂરિના ઉપદેશથી લક્ષ(લાખા) રાણાની અનુમતિ લઈ આબૂના અચલદુર્ગ શિખરપર મોટો ચોમુખ પ્રાસાદ કરાવી તેમા ૧૨૦ મણ પીતળનુ જિનબિંબ કરાવી પ્રતિષ્ઠિત કર્યું.

૭૨૬ મંડપ (માડવગઢ) ના સં. વેલાએ સુમતિસુદરસૂરિના ઉપદેશથી જિનયાત્રા માટે સુલતાનનુ ફરમાન લઈ સંઘ કાઢ્યો. ત્યાથી રતલામ આવતા અનેક (૫૨) સઘો મળ્યા. પછી ઇલાદુર્ગ (ઇડર) આવતા ગુરૂને વંદી જીરપલ્લિપુરની યાત્રા કરી. ગુણરાજ સંઘવીએ ઇદ્રમાલા પહેરી હતી તેવી રીતે વેલાએ અર્બુદતીર્થમા નવ હજાર ટંકથી ઇંદ્રમાલા પહેરી. વેલાક અને ધર્મસિંહ આદિએ રાણપુરના ચતુર્મુખ ચૈત્યમા દેવકુલિકાઓ કરાવી પછી સિદ્ધક્ષેત્રની યાત્રા કરી ફરી ઇડરમા આવી ગુરૂને સોનાનાણાથી વધાવ્યા ને ત્રણસો સાધુઓને વસ્ત્રો આપ્યા ને સોમસાગરને ઉપાધ્યાયપદ આપ્યુ પછી પાવાપુરમા સંભવનાથને વંદી માડવગઢ પાછા આવ્યા

૭૨૭ પિપ્પલીયપુરના સં. ધર્મસિંહે ઉદ્યાપન ઉત્સવ કરી ઘણું દ્રવ્ય ખર્ચ્યું. દેવાસના સં. ભાદા તથા આનાએ જિનપ્રતિષ્ઠા ઉદ્યાપન આદિ કરી સાધુઓને વસ્ત્ર આપ્યા. ત્યાજ પ્રાગ્વાટ જ્ઞાતિના તથા માફરમાલિકના મંત્રી સં. દેવસીએ ૨૪ દેવાલયો, અને પિત્તલમય ચતુર્વિંશતિ જિનપટ્ટો બનાવરાવી આગમમંડન વાચક પાસે પ્રતિષ્ઠા કરાવી.

૭૨૮ મંડપ (માડવગઢ) વાસી શ્રીમાલી અને માલવાધિપતિના મિત્ર તથા 'માફરમલિક' એ નામ ધારણ કરતા મેઘમત્રી હતા. તેની માતુશ્રી આદિ કુટુંબ પૂર્વે સોમસુદરસૂરિનુ રાગી હતુ તે હમણા પણ પરિકર સહિત તેમનુ રાગી હતુ. તેણે સુવર્ણટંક સહિત દશશેરના મોદક આખા માડવગઢના સર્વ જાતિના વાસીઓને આપ્યા. આ

મેઘે પોતાના નાનાભાઈ જીવણ[૪૭૦] સહિત રહીને સત્રાગારથી સંઘને સંતોષ કરવામા લાખો ટંક ખર્ચ્યા. આ રીતે વિચિત્ર શ્રાવકોનાં વર્ણનો ત્રીજા સર્ગમા પૂરા થાય છે.

૭૨૯ ચોથા સર્ગમા સં. રત્ના મેઘા અને જેસિંગની યાત્રાનું વર્ણન છે રત્નો તે સોમસુંદરસૂરિના પિતાનો સ્વજન થાય. તેના પૂર્વજ સંબંધી કહેલ છે કે સામઢિકા નામની ગૂજરાતની એક નગરીમા પ્રાગ્વાટ વંશનો જેત્રસિંહ તે સોમસુંદર સૂરિનો પિતૃપૂર્વજ થયો. પછી ખૂટ્ડ-કાલો ને તેના છ પુત્ર પૈકી સામલના ચાર પુત્રો પૈકી જ્યેષ્ઠ પુત્ર સજ્જને માલવદેશમા જઈ પર્ણવિહાર ગામમા વાસ કર્યો; તેને પર્ણદેવીથી ધર્મો નામનો પુત્ર થયો કે જે (અક્ષિ અતરીક્ષ અક્ષરસાક વર્ષમા) સિદ્ધક્ષેત્રની યાત્રા કરી સંઘપતિ થયો. તે પર્ણ-

---

૪૭૦ આ જીવણના પુત્ર પુંજરાજે સારસ્વત વ્યાકરણ પર ટીકા (પી. ૫, ૧૬૬) રચી છે તેની પ્રશસ્તિમા જણાવ્યું છે કે શ્રીમાલ સદેપાલનો પુત્ર કોરો તેનો પુત્ર પામો ને તેનો પુત્ર ગોવા સા રામચદ્રમાં પ્રીતિવાળો થયો. તેનો પુત્ર પચ સા ને તેની સ્ત્રી મદીથી બે પુત્રો થયા તે આ જીવન અને મેઘ તે બંનેએ મડપદુર્ગમા ખલચિ સાહિગયાસ (ખીલજી ગ્યાસુદ્દિન) ના મત્રી થઇ પરોપકાર વડે ભારે ખ્યાતી મેળવી જીવને મત્રિનો ભાર નાનાભાઈ મેધને (ઉપર મોટાભાઇ જણાવ્યું છે) સોપી બ્રહ્મવિદ્યામાં સમય ગાળ્યો મેધમત્રીએ શ્રી ગયાસ પાસે 'મફરલી મલિક' નામનુ નામ પ્રાપ્ત કર્યુ જીવનની મકુ નામની પત્નિથી થયેલ પુત્ર પુંજરાજે પોતાના સૂત્રોથી સારસ્વત પર ટીકા રચી આ પરથી જણાય છે કે મેધમત્રીની જૈન ધર્મ પ્રત્યે પ્રીતિ હતી અને ખાસ કરી શ્રીમડળની તો જરૂર હતી, જ્યારે જીવનમંત્રીની બ્રહ્મવિદ્યા-જગદીશ્વરની પૂજામા પ્રીતિ હતી ને તેનો પુત્ર પુંજરાજ પણ જૈનેતર ધર્માનુયાયી હતો તેણે મગલાચરણ દ્વિરદાનન-ગણપતિનુ કર્યુ છે વળી પુરૂષો એક ધર્મ પાળે ને સ્ત્રીઓ બીજો ધર્મ પાળે એમ પણ હાલ શ્રીમાળીમાં જોવામા આવે છે તેમ પહેલા બનતુ પણ સાથે પુરૂષો સ્ત્રીઓના ધર્મ પ્રત્યે પણ અનુરાગ બતાવતા. એક ભાઇ એક ધર્મમાં આસ્થા રાખે અને બીજો બીજામા એમ પણ ઉદારભાવ એક કુટુબના રહેતો.

વિહારથી આગર નગરમા વસ્યો. તેના ત્રણ પુત્રો રત્નો, મુજેસ અને મેઘો થયા. તેમણે અનેક પુણ્યકાર્યો કર્યાં. રત્નાએ બહુ નામ કાઢ્યું. રત્નાને જીરાપલ્લીનાથની સંઘ કાઢી યાત્રા કરવા ઇચ્છા થઈ. તેની સાથે તેના ભાઇઓ જોડાયા. સારગપુરવાસી જેસંગ સા જોડાયો. શીણોરકદ્રંગ સિંદુરપુર તથા સારંગપુરના વામી આવ્યા સઘ આગર પુરથી ચાલી પર્ણવિહાર ને ત્યાથી રતલામ આવ્યો ત્યા મંડપરાજ્યના શીબલીયના સઘવાળા મત્રી જાઉર અને સહુજા ત્યા આવ્યા ધારા, ઉજ્જયિની આદિના, મહેદ્રીતટ વાગડના એમ મળી આ માલવીય સંઘ રાજદેશના ઇડરમા આવ્યો. ને ત્યા કુમારપાલે કરાવેલ પ્રાસાદમા દર્શન કર્યા. ભાણરાજાએ રત્ના અને જેસગ સંઘવીને માન આપ્યું. લબ્ધિસમુદ્ર વાચક ત્યા હતા. ત્યા બધા મળી ૮૪ સઘપતિઓ એકઠા થયા. ત્યાથી આબુની તળેટીમા આવેલા જીરિકાપલ્લિમા આવી ત્યાના **પાર્શ્વ**નાથની યાત્રા કરી, પછી અર્બુદતીર્થની યાત્રા કરી. પછી સીરોહી આવ્યા. ત્યા લક્ષ (લાખા) રાજાએ બહુ માન કર્યું. દેવવંદન કરી ત્યા બિરાજતા ત્રણ સૂરિઓ અને અનેક ઉપાધ્યાયોને વદન કર્યું રત્નાકે ગચ્છપરિધાપનિકાનો ઉત્સવ કર્યો. પોતાના ગોત્રમાથીજથયેલા સોમસુદરસૂરિના પરંપરાના સાધુઓને ગુરૂભાવથી અંબરદાન કર્યું. લાખોરાવ પણ પૂજ્યપાદ ગુરૂને નમ્યો ૩૦૦ સાધુને વેષાર્પણ કર્યુ. અન્યપક્ષી સાધુઓને પણ વસ્ત્રદાન કર્યુ. દરેક દેશમા વસતા સાધુઓને તે પ્રમાણે કર્યુ પછી રાણપુરની યાત્રા કરી સીરોહી થઇ માલવભૂમિમા આગરપુરમા સંઘપતિ રત્ના અને મેઘા પાછા ફર્યા. આ પરિધાપનિકા સ. ૧૫૨૮ મા તેમણે આરભી. તપાગચ્છના ઉપરાત વૃદ્ધશાલી, ખરતર, અંચલ, આગમ, વટ (વડ), પૂર્ણિમા, નાણા, નાણાવાલ આદિ સર્વ ગચ્છના સાધુઓને પુષ્કલ વસ્ત્રનુ દાન કર્યું. આ રત્ના સંઘપતિની વિનતિથી, જે વર્ષમા સુભિક્ષનો ઉદ્ભવ થયો તે સં. ૧૫૪૧ મા લક્ષ્મીસાગરસૂરિના રાજ્યમાજ આ ગુરૂગુણરત્નાકર કાવ્ય સોમદેવસૂરિ શિષ્ય ચારિત્રહસના શિષ્ય **સોમચારિત્રે** રચ્યુ." સં. ૧૫૪૭મા તે સૂરિ સ્વર્ગસ્થ થયા.

૭૩૦ સં. ૧૫૨૪ મા ખ. કમલસંયમ ઉપાધ્યાયે રાજગૃહીના વૈભારગિરિપર જિનભદ્રસૂરિની પાદુકા પ્રતિષ્ઠિત કરી કે જે હાલ વિદ્યમાન છે. સં. ૧૫૨૬ મા તે ઉપાધ્યાયના ઉપદેશથી યવનપુરમાં (જોનપુર ? મા) શ્રીમાલી મલ્લરાજે સર્વ સિદ્ધાતો લખાવ્યા. (તે પૈકી ભગવતીની પ્રત ગુ. ન. ૩૬૮ મા વિદ્યમાન છે) સં. ૧૫૩૬ માં ખ૦ જિનસમુદ્રસૂરિએ જેસલમેરમા દેવકર્ણ રાજ્યે અષ્ટાપદ પ્રાસાદમાં પ્રતિષ્ઠા કરી. સ. ૧૫૩૮ મા ત લક્ષ્મીસાગરસૂરિ અને સોમજયસૂરિના ઉપદેશથી અમદાવાદના શ્રીમાલ દેવાએ[૪૭૧] જ્ઞાનકોશ લખાવ્યો તે પૈકી પન્નવણાસૂત્રની પ્રત (ગુ. પોથી ૧૦) વિદ્યમાન છે

૭૩૧ મહમદ બેગડાના સમયમા (સં. ૧૫૦૨ થી ૧૫૬૮) જૈન શેઠ ખેમા હડાલીઆએ દુકાળ વખતે ગૂજરાતને પુષ્કળ અનાજ પૂરૂં પાડી 'એક વાણિયો શાહ, અને બીજો શાહ પાદશાહ'–એ કહેવનને જન્મ આપ્યો હતો (લગભગ સ. ૧૫૩૯)–જુઓ ખેમા હડાલીઆનો રાસ(ઐ. રાસસંગ્રહ ભાગ ૧ લો). સ. ૧૫૮૨મા દુષ્કાળ પડયો હતો ત્યારે જૈન ઓસવાલ મંત્રી નગરાજે સદાવ્રત ચાલુ રાખીને ત્રણ કરોડ પીરોજી સિક્કાનો ખર્ચ કર્યો હતો. (જુઓ કર્મચંદ્ર પ્રબંધ)

૭૩૨ સં. ૧૫૮૭ મા શેઠ કર્માશાહે વૈશાખ (ગૂજરાતી ચૈત્ર) વદ ૬ ને દિને શત્રુંજયનો સોળમો ઉદ્ધાર કર્યો. તેનો ટૂંકમા ઇતિહાસ એ છે કે ચિતોડમા ઓસવંશ (ઓસવાલ જ્ઞાતિ)ની વૃદ્ધ શાખામાં (વીસા) સારણદેવ નામનો પુરૂષ થયો તે જૈન આમ રાજાનો વશજ હતો. તેના રામદેવ–લક્ષ્મીસિંહ–ભુવનપાલ–ભોજરાજ–ઠક્કરસિંહ–ખેતા

૪૭૧ આ દેવાના સબધમાં તે પ્રતને અતે જણાવ્યુ છે કે મૂલ પાટણમા શ્રીમાલી મદન–દેવસિંહ–સલખણ તેને એક સ્ત્રીથી સદા અને હેમા નામના બે પુત્ર થયા, ને બીજી સ્ત્રીથી આ દેવો થયો. સદાએ પુણ્યકાર્યો ઘણા કર્યા, તે પાતસાહ મહમૂદનો સંમાન્ય હતો, અને પછી અહમ્મદશાહનો પણ માનીતો થયો. તેના રાજ્યમા સ. ૧૫૦૮ મા સત્રાગાર સદાએ માડયું. દેવો અમદાવાદમા રહેતો.

નરસિંહ–તોલા અનુક્રમે થયા. તોલાશાહ મેવાડના મહારાણા સાંગાનો પરમમિત્ર હતો. તેને લીલૂનામની પત્નિથી થયેલ પાંચ પુત્રોમાં સૌથી નાનો કર્માશા શ્રેષ્ઠ અને ખ્યાતિમાન્ હતો.

૭૩૩ તપાગચ્છના રત્નાકર પક્ષની ભૃગુકચ્છીય શાખાના વિજયરત્નસૂરિ શિષ્ય ધર્મરત્નસૂરિ સાથે સ. ધનરાજનો[૪૭૨] સંઘ આબૂ વગેરે તીર્થની યાત્રા કરતો મેદપાટ (મેવાડ) મા આવ્યો. ચિત્રકૂટમા રાજ્યકરતા સાગા મહારાણા (રાજ્ય સ. ૧૫૬૫ થી ૧૫૮૫) નામના મહાપ્રતાપી રાજાએ માનપૂર્વક સામા જઇ માન આપ્યુ તોલાશાહે સૂરિપાસે જઇ શત્રુંજયપર સમરાસાહે સ. ૧૩૭૧ મા સ્થાપિત કરેલ બિંબનુ મસ્તક મ્લેચ્છો (મુસલમાનો)એ પુનઃ કોઇ સમયે ખંડિત કરી દીધુ હતું તેનો ઉદ્ધાર કરવાનો મનોરથ સિદ્ધ થશે કે નહિ એ પૂછતા સૂરિએ જણાવ્યુ કે 'તારો પુત્ર કર્માશાહ તે ઉદ્ધાર કરશે.' સૂરિ સંઘ સાથે ચાલ્યા ગયા પણ પોતાના શિષ્ય વિનયમંડનને ત્યા રાખી ગયા. પછી તોલાશાહ સ્વર્ગસ્થ થયા.

૭૩૪ પછી ગૂજરાતનો શાહજાદો બહાદુરખાન ચિતોડમા જતા ત્યાના રાણાએ તેનુ સન્માન કર્યું. કર્માશાહ કાપડનો વેપાર કરતો હતો તેની પાસેથી શાહજાદાએ પુષ્કળ કાપડ ખરીદ્યુ અને બંને વચ્ચે મૈત્રી થઇ. શાહજાદાને દેશમા જવા માટે ખર્ચી ખૂટી એટલે કર્માસાહે એક લાખ રૂપિયા બિનસરતે આપ્યા. પછી આ શાહજાદો સં. ૧૫૮૩ મા બહાદુરશાહ એ નામધારી અમદાવાદની ગાદી પર બેઠો.

૭૩૫ પછી કર્માશાહ બાદશાહને મળવા આવતા તેને બહુ માન મળ્યું. ત્યા રહેલા સોમધીરગણિનો ઉપદેશ સાંભળવા લાગ્યા. અગાઉના આપેલા નાણા બાદશાહે પાછા આપ્યા ને 'બીજું કંઇ શું કરૂ ?–કંઇપણ સ્વીકારો' એમ કહેતા કર્માશાહે કહ્યુ કે શત્રુંજયપર મારી કુલદેવીની સ્થાપના કરવા ચાહું છું. તો આપે અગાઉ આપેલ વચન યાદ કરી તેમ કરવા આજ્ઞા આપો. બાદશાહે તે સ્વીકારી

---

૪૭૨ આ ધનરાજ તે પારા ૭૨૨ માં જણાવેલ ધન્યરાજ હોવા ઘટે.



શત્રુંજયપરનું મુખ્ય આદિનાથ મંદિર [આત્માનંદ સભા, ભાવનગરના સૌજન્યથી]



શત્રુંજય પરના જૈન મંદિરોનું વિહંગાવલોકન

[શેઠ જીવણચંદ સાકરચંદના સૌજન્યથી]

કોઇપણ પ્રતિબંધ ન કરે તેવું ફરમાન કરી આપ્યું. આ લઇ કર્માશાહે શત્રુંજય તરફ પ્રયાણ કર્યું. માર્ગમા આવતા દરેક જૈન ચૈત્યમા સ્નાત્ર મહોત્સવ અને ધ્વજારોપણ કરતા, દરેક ઉપાશ્રયમા સાધુના દર્શન કરી વસ્ત્ર-પાત્રાદિનુ દાન કરતા, દરિદ્ર લોકને યથાયોગ્ય દ્રવ્ય સહાય આપતા અને ચીડીમાર-મચ્છીમાર આદિ હિંસકને તે પાપકર્મથી મુક્ત કરતા કર્માશાહ સ્તંભતીર્થ (ખંભાત) પહોચ્યા. ત્યા વિનયમંડન પાઠકને વંદન કર્યું પાચ છ દિનમા શત્રુંજયગિરિ દેખાયો ને પછી છેટેથી વંદન સ્તુતિ કરી તલેટીમા સંઘ પહોચ્યો. આ વખતે સૌરાષ્ટ્રનો સૂબો મયાદખાન (મુઝાહિદખાન) હતો તે આથી મનમા બળતો હતો છતા બહાદુરશાહનુ ફર્માન એટલે કઇ વિરૂદ્ધ કરી ન શક્યો. ગૂર્જરવંશના રવિરાજ અને નૃસિંહે (કે જે બને તે સૂબાના મંત્રી હતા) કર્માસાહને ઘણી સહાય આપી. પછી ખંભાતથી વિનયમંડન પાઠક પણ સાધુ સાધ્વીનો પરિવાર લઇ આવી પહોચ્યા. મહામાત્ય વસ્તુપાલે લાવી રાખેલી મમ્માણી ખાણના પાષાણખંડો ભૂમિગૃહમાથી કઢાવી તેની પ્રતિમા વસ્તુશાસ્ત્રમા વિદ્વાન્ વાચક વિવેકમંડન અને પંડિત વિવેકધીરની દેખરેખ નીચે બનાવરાવી પછી સર્વ સંઘોને આમંત્રણ મોકલી બોલાવી સં. ૧૫૮૭ ના વૈશાખ વદિ (ગૂજરાતની ગણનાએ ચૈત્ર વદિ) ૬ રવિવારને દિને ધર્મરત્નસૂરિ શિષ્ય-પટ્ટધર વિદ્યામંડનસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી આ રીતે શત્રુંજયની ખંડિત પ્રતિમાનો ઉદ્ધાર કર્માસાહે કર્યો અને તેની પ્રશસ્તિ ઉક્ત સૂરિના શિષ્ય વિવેકધીરે બનાવી, અને તે ઉપરાત તેમણે તે સંબંધી શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ સંસ્કૃતમા રચ્યો.[૪૭૩]

---

૪૭૩ આ કર્માશાહ અને તેમના ઉદ્ધાર સંબંધી વિશેષ માહિતી માટે જુઓ શ્રી જિનવિજય સંપાદિત તે પ્રબંધ (પ્ર. કા. જૈન ઇતિહાસમાલા તૃતીય પુષ્પ. પ્ર૦ આ૦ સભા ભાવનગર), તથા શિલાલેખ જિ. ૨ નં. ૧ થી ૩

# પ્રકરણ ૫ મું.

## સોળમા શતકમાં સપ્રદાયની છિન્નભિન્નતા.

केचित्काव्यकलाकलापकुशला' केचिच्च सल्लक्षणा
केचित्तर्कवितर्कतत्त्वनिपुणा केचिच्च सैद्धान्तिका ।
केचिन्निस्तुषवीजशास्त्रनिरता ज्योतिर्विदो भूरय
चारित्रैकविलासवासभवना स्वल्पा पुनः सूरय ॥

—કેટલાયે કાવ્યકલાને કલાપ કરવામા કુશલ હોય છે, કેટલાક લક્ષણ એટલે વ્યાકરણમા સારા–દક્ષ હોય છે, કેટલાક તર્ક વિતર્કના તત્ત્વમા નિપુણ હોય છે, કેટલાક સૈદ્ધાન્તિક–સિદ્ધાંતમા હુશિયાર હોય છે, કેટલાક ખાલી અક્ષરશાસ્ત્રમાં પારંગત હોય છે, જ્યોતિષના જ્ઞાતાઓ તો પુષ્કળ હોય છે પરંતુ માત્ર ચારિત્રમાંજ જેમણે વિલાસનુ વસતિસ્થાન કર્યું હોય એવા આચાર્યો સ્વલ્પ–થોડા છે. [ સૂક્તિ મુક્તાવલી ૫૦ મુ ક્રિયાસૂક્ત ]

जहा खरो चंदनभारवाही, भारस्स भागी न हु चंदणस्स ।
एवं खु नाणी चरणेण हीणो, नाणस्स भागी नहु सुग्गईए ॥

—જેમ ચંદનનો ભાર વહનાર ગર્દભ ભારનો ભાગી છે પણ ચદનનો ભાગી નથી તેમ જ્ઞાની ચારિત્રથી હીન હોય તો તે જ્ઞાનનો ભાગી છે પણ સુગતિનો ભાગી નથી [ સૂક્તિ મુક્તાવલી ]

૭૩૬ સં. ૧૫૦૮ મા ( વીરાત્ ૧૯૪૫ પછી ) અમદાવાદમા **લોં**કાશાહ નામના લહીઆને સાધુ પ્રત્યે અણુરાગ થતા અને સં. ૧૫૩૦ મા **લ**ખમસી નામના શિષ્ય મળતા–બંનેએ ચાલુ પરંપરામા કેટલોક વિરોધ દાખવ્યો જિનપૂજા–જિનપ્રતિમાનો નિષેધ કર્યો. 'સાથે જૈનોની આવશ્યક ક્રિયાઓ (પૌષધ, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન) કરવામા તથા દાન દેવામા માન્યતા ન રાખી. દયા એ ધર્મ છે અને હિંસામા અધર્મ છે એવો પોકાર કરી જે જે ક્રિયા કરવામા કોઇપણ અશે હિંસા થાય તે, અસ્વીકાર્ય છે અને ઉપરની બાબતો કરવામા હિંસા થાય છે એ જાતની પ્રરૂપણા કરી, જણાવ્યુ કે મૂલ સૂત્ર

માનવા પણ તેમા પ્રતિમાપૂજા કહી નથી. એવા સમયમા પીરોજખાન નામનો પાતશાહનો માનીતો દેહરા ને પોશાળો તોડી જિનમતને પીડતો અને તે સંયોગ મેળવી લોકાશાહે પોતાના મતની પ્રરૂપણા કરી. અનેક લોક તેના વિચારમા ભળ્યા' આવી વાત તે સમયના રચાયેલા ગ્રથોમા છે.[૪૭૪] લોકાશાહે દીક્ષા લીધી નહિ, પણ તેમના ઉપદેશથી બીજાઓ દીક્ષા લઇને 'ઋષિ' કહેવાયા.

---

૪૭૪ તપગચ્છના મુનિ **લાવણ્યસમય** કવિએ સિદ્ધાત ચોપઈ સ ૧૫૪૩ મા (તે સમયમાંજ) રચી તેમા આ લોકાશાહની માન્યતાઓ આપી તેની સામે ઉત્તર રૂપે ચર્ચા કરી છે. તેમા નીચે પ્રમાણેનું છે—

સુણિ ભવિયણ જિણ **વીરજિણ**, પામીઉ શિવપુર ઠાઉ. ૨
**સઈ ઉગણીસ** વરિસ થયા, **પણયાલીસ** પ્રસિદ્ધ,
ત્યાર પછી લુંકુ હુઉ, અસમંજસ તિણઈ કિદ્ધ ૩
લુ કઈ વાત પ્રકાસી ઇસી, તેહનુ સીસ હુઉ **લખમસી**,
તીણઇં બોલ ઉથાપ્યા ઘણા, તે સઘલા જિનશાસન તણા. ૧૧
* * , મહિયલિ વડું ન માને દાંન,
પોસહ પડિકમણુ પચ્ચખાણુ, નવિ માને એ ઈસ્યા * * ૧૩
જિનપૂજા કરિવા મતિ ટલી, **અષ્ટાપદ** બહુ તીરથ વલી,
નવિ માને પ્રતિમા પ્રાસાદ, * * ૧૪

અને ખરતર ગચ્છના **કમલસંયમ** ઉપાધ્યાય કે જેમણે સં **૧૫૪૪** અને સં ૧૫૪૯ મા ગ્રંથરચના કરી એટલે જેઓ તે સમયમાં થયા તેમણે ગુજરાતી ગદ્યમા આ લોકાશાહની પ્રરૂપણાના પ્રત્યુત્તર રૂપે સિદ્ધાંત સારોદ્ધાર સમ્યક્ત્વોલ્લાસ ટિપ્પણક રચ્યું તેમાં પ્રથમ ૧૩ કડીની ચોપઇ આપી છે તેમાથી પ્રસ્તુત વાત જેટલુ ઉતારવામાં આવે છે

સવત્ **પનર અઠોતરઉ** જાણિ, લુંકુ લેહઉ નહિ નિખાણિ
* * *
તેહને શિષ્ય મિલિઉ **લખમસી**, * *
ટાલઇ જિન પ્રતિમાનઇ માન, દયા દયા કરી ટાલઈ દાન ૩
ટાલઇ વિનય વિવેક વિચાર, ટાલઈ સામાયિક ઉચ્ચાર,
પડિકમણાનઈ ટાલઇ નામ, ભામઈ પડિયા ઘણા તિણિ ગામ ૪

૭૩૭. સં. ૧૫૩૩ મા શીરોહી પાસેના અરઘટ્ટ પાટકના વાસી પ્રાગ્વાટ જ્ઞાતિના ભાણાથી પ્રતિમાનિષેધનો વાદ વિશેષ પ્રચારમા આવ્યો. (તે માટે ધર્મસાગરની પ્રવચન પરીક્ષાનો ૭મો વિશ્રામ જુઓ) તે વાદને માનનારાને મૂર્ત્તિપૂજકો તિરસ્કારપૂર્વક 'લુંપક-વેષધર-ઉત્થાપક' કહે છે. તે પોતાને દ્રઢિયા કહેતા. તેમા સં. ૧૫૬૮ મા રૂપજી ઋષિ થયા. સ. ૧૫૭૦ મા તેમાથી નીકળી બીજા નામના ગૃહસ્થે બીજ મતની ઉત્પત્તિ કરી (કે જેને વિજયગચ્છ પણ ક્વચિત્ કહેવામા આવે છે). સં. ૧૫૭૮મા લોકામા જીવાજી ઋષિ અને ૧૫૮૭ મા વરસિંઘજી થયા. સં. ૧૫૮૫ મા તેઓ ક્રિયાવંત બની

---

સંવત્ પનરનુ ત્રીસઇ કાલિ, પ્રગટ્યા વેશધાર સમકાલિ,
દયા દયા પોકારઈ ધર્મ્મ, પ્રતિમા નિંદી × × ૫

એહવઈ હૂઉ પીરોજજિખાન, તેહનઈ પાતસાહ દિઈ માન,
પાડઇ દેહરા નઇ પોસાલ, જિનમત પીડઈ દુખમાકાલ. ૬

લુકાનઇ તે મિલિઉ સંયોગ, × ×
ડગમગિ પડિઉ સઘલઉ લોક; પોસાલઈ આવઇ પણિ કોક ૭

આ ચોપઈ પછી ગદ્યમાં સ્પષ્ટ જણાવ્યુ છે કે 'સંવત્ ૧૫૦૮ વર્ષે અહમ્મદાવાદ નગરે। લુકુ લેહુ ભંડાર લિખતુ। × તેહનઇ લખમસી શિષ્ય મિલઉ। × તે લખમસીના પ્રતિબોધ થકી સંવત્ ૧૫૩૦ વર્ષે ભિક્ષાચર વ્રતના ઉચ્ચાર પાખઈ। ન મહાત્મા માહિ ન મહાસતી માહિ ન શ્રાવકમાહિ ન શ્રાવિકામાહિ એતલા કારણ ભણી સંઘબાહ્ય કહિવરાઈ। હવઇ જિનપ્રતિમા ઉથાપવાનઈ કાજિ તેણે લુકે એહવઉ બોલ લીધઉ। જે મૂલસૂત્ર વ્યતિરેક બીજા શાસ્ત્ર ન માનઉં। તે કહઇ મૂલસૂત્ર માહિ પ્રતિમા પૂજા નથી કહિયા। × તુ લુકઉ લેહઉ સંવત્ ૧૫૦૮ હુઉ। અનઇ જિનપ્રતિમા લખમસીઇ। સંવત્ ૧૫૩૦ ઉથાપી। વગેરે.

આ બંને ચર્ચાગ્રંથો છે તે પરથી એમ લાગે છે કે લોંકાશાહના મંતવ્યોએ ઘણો ખળભળાટ ઉત્પન્ન કર્યો હતો અને ત્યારે તે સંબધીના વાદો ઉત્તર પ્રત્યુત્તર થતા હતા.

ઉગ્ર-કડક આચાર પાળવા લાગ્યા હતા.[૪૭૫] તેથી, લોકોપર વિશેષ છાપ પાડી શકયા તેઓ ધીમે ધીમે 'લોકા' 'ઢૂંઢિયા'માથી હવે 'સ્થાનકવાસી' એ નામથી પોતાને ઓળખાવે છે. તે સંપ્રદાયને માનનારા ગૂજરાત કાઠિયાવાડ મારવાડ માળવા પંજાબ અને ભારતના બીજા ભાગોમા રહે છે. સ્થાપક લોકાશાહ મૂળ ગૂજરાતી હતા અને તેમનો સંપ્રદાય કડક આચાર પર અને સાહિત્યમા મુખ્યત્વે શાસ્ત્રોના કરેલા ગૂજરાતી બાલાવબોધ પર ટકયો. શ્વેતામ્બરોમા અત્યારે તેમની સંખ્યા લગભગ મૂર્ત્તિપૂજકો જેટલી છે.

૭૩૮. કડુવા નામે નડુલાઇમા નાગરજ્ઞાતિનો વણિક જન્મ્યો તે પછી જૈન થયો. તે ૧૯ વર્ષની ઉમરે સં. ૧૫૧૪ મા અમદાવાદ આવતા ત્યા તેનો આગમીઆ પન્યાસ હરિકીર્ત્તિ એકાકી ક્રિયાપુર્વક રહેતા હતા તેની સાથે સમાગમ થયો. શાસ્ત્રાધ્યયન કરી દીક્ષા લેવાનું મન થતા તે હરિકીર્ત્તિએ શાસ્ત્રે ભાખેલા શુદ્ધ ગુરૂ આ કાલમાં દેખાતા નથી અને શાસ્ત્રોક્ત દીક્ષા પળે તેમ નથી એમ સમજાવ્યુ; તેથી સાધુધ્યાને શ્રાવક વેષે સંચરી ભાવસાધુપણે વર્ત્તવુ ઇષ્ટ ધારી 'સંવરી' તરીકે જુદે જુદે સ્થલે વિહાર કર્યો અનેકને ઉપદેશ આપી પોતાના મતમા લીધા. તેમનુ મરણ સં. ૧૫૬૪ મા થયુ.[૪૭૬] આ કડવામતની મુખ્ય માન્યતા એ હતી કે વર્ત્તમાનકાળે સાધુઓ છે

---

૪૭૫ સં ૧૬૦૨ પછી રચેલી સુધર્મ ગચ્છ પરીક્ષામાં પાર્શ્વચંદ્ર શિષ્ય બ્રહ્મમુનિ પ્રાય આ લોકાશાહના મત સંબંધી જણાવે છે કેઃ—

સંવત **પંદર પંચાશીએ**, ક્રિયા તણી મતિ આણી હિયે,
થયા ઋષીસર ક્રિયાવંત, વૈરાગી દેખીતા સંત
ગુરૂ લોપી ..સહુ કહે, તો કા છાંડી અલગા રહે
સહુનુ માથા શિરૂ પોષાલ, તે છાડી કાં પડયા જંજાલ.
વલી પ્રતિષ્ટા પ્રતિમા જાણ, નવિ માને આદેશ પ્રમાણ

૪૭૬ આ સર્વ મારી પાસેની હસ્તલિખિત કડવા મતની પટ્ટાવલી માંથી જણાવ્યુ છે.

નહિ—નજરે દેખાતા નથી. બાકી તેની મૂર્તિપૂજામા માન્યતા હતી. તેની ઉત્પત્તિ સં. ૧૫૬૨ મા થઈ એમ ધર્મસાગરકૃત પટ્ટાવલી જણાવે છે.

૭૩૯. સ. ૧૫૭૨ મા **પાર્શ્વચંદ્રે** નાગોરી તપાગચ્છના સાધુ-રત્ન નામના સાધુ પાસે દીક્ષા લીધા પછી તેણે પ્રરૂપેલી કેટલીક જુદી સામાચારીને પરિણામે તેના માનનાર **પાયચંદ** ગચ્છના કહેવાયા. તેઓ નાગપુરીય તપાગચ્છના પોતાને ઓળખાવે છે. આ **પાર્શ્વચંદ્ર**ની માન્યતા મૂર્તિપૂજામા તો હતીજ.

૭૪૦. આમ એક બાજુ પ્રતિમાનિષેધ, બીજી બાજુ સાધુજન-નિષેધ અને સામાન્ય રીતે અન્ય સામાચારી પ્રરૂપણા ચાલુ થઈ ગઇ હતી. વળી સંપ્રદાયમા ક્રિયાશિથિલતા હતી જ્યારે સામી બાજુ ક્રિયામા કડકતાનો દેખાવ થયો. લોકોની માન્યતામા ભારે ઉથલપાથલ થઇ. વળી પુષ્ટીમાર્ગ નામના વૈષ્ણવ સંપ્રદાયનો ગૂજરાતમા પ્રવેશ થયો કે જે સંબંધી નીચેના પારામા બતાવીએ છીએ.

૭૪૧. ગૂજરાતમા ઇ. સ. ૧૦માથી ૧૫ મા શતક સુધી પૌરાણિક વૈષ્ણવ ધર્મનો—ભાગવત ધર્મનો પ્રવાહ વહેતો હતો કે જેની નિશા-નીના દૃષ્ટાંત હજુ સુધી દ્વારકા અને ડાકોર એ બે વૈષ્ણવ તીર્થ-સ્થળોના મંદિરો પૂરા પાડે છે. સં. ૧૫૩૫ મા જન્મ પામી વલ્લ-ભાચાર્યે સં. ૧૫૪૬ પછી દક્ષિણના વિદ્યાનગરમા અનેક પંડિતોને જીતી આચાર્યપદ મેળવ્યુ. રામેશ્વર સુધી યાત્રા કરી ફરતા ફરતા પછીથી ગોકુળમા કેટલોક કાળ ગાળી પુષ્કરજી થઇને સિદ્ધપુર, પાટણ, વડનગર, વીસનગર, ડાકોર, ભરૂચ, સુરત વગેરે ગૂજરાતના મોટા શહેરોમા તથા કાઠિયાવાડ અને સિંધમા ફરી છેવટ ઉત્તર તર-ફની યાત્રા કરી. સં. ૧૫૫૬ મા વ્રજમા શ્રીનાથજીની મૂર્તિની સ્થાપના કરી. સં. ૧૫૮૭ મા ભગવદ્ધામમા પધાર્યા. તેમણે 'પુષ્ટિમાર્ગ'—શુદ્ધા-દ્વૈત સિદ્ધાન્ત સ્થાપ્યો. 'પુષ્ટિ એટલે પોષણ અને પોષણ એટલે (શ્રીહરીનો) અનુગ્રહ', પ્રભુના અનુગ્રહ વગર પ્રભુના માહાત્મ્યનું જ્ઞાન

થતું નથી માટે સાધનરૂપ અને ભક્તને પ્રભુકૃપા સિવાય બીજું કાંઈ જોતું નથી માટે ફળરૂપ, શ્રીહરિનો અનુગ્રહજ આ માર્ગનુ સર્વસ્વ ગણાય છે. આ વૈષ્ણવ નવીન સંપ્રદાયે ગૂજરાતના બીજા સંપ્રદાયો પર અસર કરી. [ જુઓ રા. દુર્ગાશંકર કૃત વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ ફા. ગ્રં. નં. ૪ ] જૈનધર્માનુયાયી **મોઢ**, **ખડાયતા**, **નાગર** વાણિયાઓ હતા તે સર્વ અત્યારે આ સંપ્રદાયનાજ જણાય છે; ઓસવાળ, પોરવાડ, શ્રીમાલી, લાડ વાણિયામા જૈન અને વૈષ્ણવ બંને ધર્મ પળાય છે ને સામાન્ય રીતે અનુક્રમે શ્રાવક અને મહેસરી (મહેશ્વરી) એ નામથી ઓળખાય છે.

૭૪૨. આવી પરિસ્થિતિમા તપાગચ્છના **આનન્દવિમલ સૂરિએ** સં ૧૫૮૨ મા ધર્મશિથિલતા દૂર કરવા માટે ક્રિયોદ્ધાર કર્યો. પોતે ૧૪ વર્ષ લગી ઉગ્ર તપશ્ચર્યા આદરી હતી અને સ્થળે સ્થળે વિચરી ઉગ્ર વિહાર કર્યો હતો તેથી લોકોપર તેમની સારી છાપ પડી. સાધુઓ માટે ૩૫ બોલના નિયમોનો લેખ પાટણમાથી સં. ૧૫૮૩ મા બહાર પાડયો (જૈન સા સ. ખ ડ ૩ અં. ૪ પૃ. ૩૫૯) તેમા ગુરૂની આજ્ઞાથી વિહાર કરવો, વણિક સિવાયના બીજાને દીક્ષા ન દેવી, પરીક્ષા કરી ગુરૂ પાસે વિધિપૂર્વક દીક્ષા દેવી, અમુક તપ અમુક વખતે અવશ્ય કરવા, દ્રવ્ય અપાવી કોઇએ ભટની પાસે ન ભણવું, એક હજાર શ્લોક કરતા વધુ લહીઆ પાસે ન લખાવવુ (પોતે લખવુ) વગેરે છે તે પરથી તે વખતની સાધુસંઘની સ્થિતિ પર પ્રકાસ પડે છે જેસલમેરમા પૂર્વે **સોમપ્રભસૂરિએ** જલના અભાવને લીધે દુષ્કર ક્ષેત્ર જાણી ત્યા વિહાર કરવા માટે સાધુને માટે પ્રતિષેધ કર્યો હતો તે **આનન્દવિમલસૂરિએ** દૂર કર્યો અને ત્યા તેમના શિષ્ય વિદ્યાસાગર ઉપાધ્યાયે ( ધર્મસાગરના ગુરૂ ) ખરતરગચ્છવાળા સાથે વાદ કર્યો તથા અન્ય સ્થળોએ બીજા પક્ષીઓ સાથે વાદ કર્યો. (ધર્મસાગરકૃત પટ્ટાવલી).

૭૪૩. એકંદરે દરેક દર્શનમા-સંપ્રદાયમા ભાગતોડ-ભિન્નતા-વિચ્છિન્નતા થયેલ છે. મુસલ્લમાની કાળ હતો. લોકમા અનેક જાતના ખળભળાટ વધુ વધુ થયા કરતા. રાજસ્થિતિ, વ્યાપાર, રહેણી કરણી વગેરે બદલાયા. મહમદ બેગડાના જુલમો વધ્યા. તેણે સં. ૧૫૨૭ મા જૂનાગઢના હિંદુ રાજા રા'માંડલિક પર બીજી વાર હુમલો કરી તેને વટલાવી મુસલમાન કર્યો, અને ત્યાના દ્દહેરાની સોનાની મૂર્ત્તિઓ લૂટી ગયો. દ્વારકાના દ્દહેરાઓનો નાશ કર્યો, ને ત્યાના હિંદુ રાજા ભીમને તેના શરીરના કકડા કરી એકએક કકડો દરેક દરવાજે ચોટાડવાના હુકમ સાથે અમદાવાદ મોકલ્યો સં. ૧૫૫૦મા ચાપાનેર કબજે લઈ તેના ઘવાયેલ હિંદુ રાજા રાવળ તથા પ્રધાન ડુંગરસીને મુસલમાન થવા નાકબૂલ થતા મારી નાખ્યા. જુનાગઢ ને ચાપાનેર એ બે ગઢ જીતવાથી તે 'બેગડો' કહેવાયો. તે સં. ૧૫૭૦મા મરણ પામ્યો, લાવણ્યસમયે પોતાના સ. ૧૫૬૮ મા રચેલા વિમલપ્રબંધમા મૂકેલી કડીઓ યથાર્થ આ કાલમાટે લાગુ પડતી હતી કે—

" જિહા જિહા જાણુઇ હીદુ નામ, તિહા તિહા દેશ ઉજાડઇ ગામ,
હીદુનુ અવતરીઉ કાલ, જુ ચાલિ તુ કરિ સભાલ "





શ્રી સુમતિનાથની ધાતુ-મૂર્ત્તિ સ. ૧૫૧૨-રાજગૃહ.

[શ્રી પૂર્ણચંદ્ર નહારના સૌજન્યથી]

પૃ ૫૧૨

॥श्रीलोद्रवानगरे।श्रीबृहत्खरतरगच्छाधीशैः॥
॥ सं१६७५मार्गशीर्षसुदि १२तिथौगुरौ ओसवालज्ञातीय भणशाली गोत्रे सा० श्रीमल्ल भा० चांपलदे
पुत्ररत्नथाहरू भार्या कनकादे पुत्र हरराज मेघराजादियुतेन श्रीचिंतामणिपार्श्वना
थबिंबं का० प्र० च युगप्रधान श्रीजिनसिंहसूरि पट्टप्रभाकर श्रीजिनराजसूरिभिः प्रतिष्ठितं।

પ્રસિદ્ધ થાહરૂશાહની પ્રશસ્તિ લોદ્રવા મંદિર સં. ૧૬૭૫ પૃ ૫૭૬

[શ્રી પૂર્ણચંદ્ર નહારના સૌજન્યથી]

## પ્રકરણ ૬ ઠું.

### સોળમા શતકમાં સાહિત્ય-પ્રવૃત્તિ.

श्री शारदा शारदनीरदाभा समग्रजाग्रज्जनजाड्यहंत्री ।

कर्त्री चिदानन्दमहोदयस्य स्फुरत्वहोरात्रमिय ममान्त ॥

—શરદ્ ઋતુના વાદળા જેવી કાંતિવાળી, જાગ્રત જનોની સમગ્ર જડતાને હરનારી, જ્ઞાનાનન્દના મહાન્ ઉદયને કરનારી એવી શ્રી શારદા મારા અંતઃકરણમાં અહોરાત્ર સ્ફુરો! —ચારિત્રવર્દ્ધનકૃત રઘુવંશટીકા

૭૪૪ સં. ૧૫૦૧ માં ખ. સાધુનંદનના શિષ્યો તપોરત્ન અને ગુણરત્ને નેમિચંદ્ર ભંડારીકૃત ષષ્ઠિશતક પર ટીકા રચી (વિવેક. ઉદે, લી, કા. વડો.; વે. નં. ૧૬૭૦-૭૨) કે જેને ખ૦ જિનભદ્રસૂરિએ શોધી કર્ત્તાના દીક્ષાગુરૂ જિનોદય, વિદ્યાગુરૂ વિનયપ્રભ-વિજયતિલક-સાધુનંદન અને મુનિશેખર તથા વ્રતગુરૂ ક્ષેમકીર્ત્તિ ગણિ હતા. આ પૈકી તપોરત્ને ઉત્તરાધ્યયન લઘુવૃત્તિ પણ રચી હતી (કે જેને તેમના શિષ્ય તેજોરાજે શત્રુશલ્યના રાજ્યે સં. ૧૫૫૦ માં શોધી હતી. લીં.)

૭૪૫ સં. ૧૫૦૨ માં ત. જયચંદ્રસૂરિના ઉપદેશથી અણહિલ્લપાટણના શ્રીમાલી પર્વતે એક લક્ષ પ્રમાણ ગ્રંથો લખાવ્યા જેમાંની મલયગિરિકૃત પિંડનિર્યુક્તિ વૃત્તિની પ્રત મળે છે (વીરમગામ ભં.)

૭૪૬. સં. ૧૫૦૩ સોમસુંદરસૂરિ શિ૦ ચારિત્રરત્નગણિના બીજા શિષ્ય સોમધર્મગણિએ ઉપદેશસપ્તતિકા નામનો ગ્રંથ પાંચ અધિકારમાં રચ્યો (પી ૧, ૭૭, બુહ્ ૪ નં. ૧૩૮) તેમાં અનેક તીર્થો અને ઐતિહાસિક વ્યક્તિઓની કથાઓ પણ છે. (ગૂ૦ ભાષાંતર પ્ર. આ. સભા નં. ૪૨)

૭૪૭. સં. ૧૫૦૪ માં ત. રત્નશેખરસૂરિ શિ સોમદેવે[૪૭૬] કથામહોદધિ નામનો કથાગ્રંથ ગદ્યપદ્યમાં રચ્યો તેમાં હરિષેણકૃત કર્પૂરપ્રકરમાં સૂચિત ૧૫૭ કથાઓ છે (કા વડો, પી. ૨, ૩૧૬.

---

૪૭૬ સોમદેવ પ્રખર વાદી હતા તેમને વાચકપદ મંત્રી મહાએ કરેલ

વેબર ન. ૨૦૧૫, વે. નં. ૧૭૦૫) આ મોમદેવગણિકૃત જિનપ્રભસૂરિના સિદ્ધાતસ્તવપરની ટીકા ઉપલબ્ધ છે (લખ્યા સં. ૧૫૧૪ કી. ૩, નં. ૧૮૮) સં. ૧૫૦૪ મા ચૈત્ર ગચ્છના ગુણાકરસૂરિએ **સમ્યક્ત્વ કૌમુદી કથા** રચી (વૃદ્ધિચંદ્રજી ભં. ભાવ), ગુણાકરનો બીજો ગ્રંથ **વિદ્યાસાગર કથા** છે (પી. ૧, નં. ૩૨૮).

૭૪૮. સં. ૧૫૦૫ મા ખ૦ જિનપ્રભસૂરિ–જિનદેવ–જિનમેરૂ–જિનહિતસૂરિ–કલ્યાણરાજ શિ. **ચારિત્રવર્ધને** સિન્દુરપ્રકરટીકા **ભીષણઠક્કુરની** વિનતિથી રચી. (ડો૦ ભાવ૦ તેજ સ. ૧૫૦૫ ની, લખ્યા પ્રત કા. વડો. નં. ૧૮૭૨ છે) આ **ચારિત્રવર્ધને** શ્રીમાલ **સાલિગના** પુત્ર **અરડકમલ્લના** કહેવાથી કાલિદાસ કવિના **રઘુવંશ** કાવ્ય પર **શિશુહિતૈષિણી** નામની ટીકા રચી (પી. ૩, ૨૧૦).

૭૪૯. સં. ૧૫૦૭ મા બૃ. ત. રત્નસિંહસૂરિ શિ. ઉદયધર્મે સિદ્ધપુરમા **વાક્યપ્રકાશ** નામનુ ઔક્તિક રચ્યુ. (ગુ ન. ૪૬૦૫ પ્ર જૈન શ્રેયસ્કર મડલ) (આ કર્તાએ 'સંનમત્ ત્રિદશ' સ્તોત્ર પણ બનાવ્યુ હતુ પૂના રાજવિજયસંગ્રહ). સં. ૧૫૧૦ મા મલધારી ગચ્છના વિદ્યાસાગર–ગુણસુન્દર શિ **સર્વસુન્દરસૂરિએ** પાચ પ્રકરણમા **હંસરાજવત્સરાજ ચરિત્ર** દેવપાટણમા (કા. વડો, લી) રચ્યુ અને **મેઘરાજે વીતરાગ** સ્તોત્ર પર અવચૂરિ રચી.

૭૫૦. સં. ૧૫૧૨ મા ખ૦ જિનભદ્રસૂરિ–સિદ્ધાન્તરૂચિ ઉ (કે જેણે જીરાવલ્લી પાર્શ્વ પ્રભુ પાસેથી પ્રસાદ મેળવ્યો હતો અને માડવગઢના ગ્યાસદીન સાહની મહાસભામા વાદીઓ પર જય મેળવ્યો હતો તે)ના શિષ્ય **સાધુસોમે પુષ્પમાલા** પર વૃત્તિ, અને તે

---

મહોત્સવ પૂર્વક આપાયુ હતુ તેમની નવીન કાવ્યકલાથી મેવાડપતિ કુંભકર્ણ રાજા રંજિત થયા હતા, તેમણે પૂરેલી સમસ્યાથી જીર્ણદુર્ગના રાજા મંડલિક (ત્રીજો ઈ સ. ૧૪૫૧ થી ૧૪૭૩) ચમત્કાર પામ્યા હતા અને તેમનાં વચનોથી પાવાપુર ચપકનેર (ચાપાનેર) નો રાજા જયસિંહ પ્રસન્ન થઈ નમ્યો હતો, અને તેમને સૂરિપદ રાણપુરમાં ધરણ સંઘપતિએ કરેલા ઉત્સવ પૂર્વક રત્નશેખરસૂરિએ આપ્યું હતું (સોમસૌભાગ્ય સર્ગ ૧૦ શ્લોક ૩૨ થી ૪૩, ગુરૂગુણરત્નાકર કાવ્ય પૃ. ૧૯–૨૦)

વર્ષ લગભગ આ. જયકીર્ત્તિસૂરિ શિ. ઋષિવર્ધન સૂરિએ જિનેન્દ્રાતિશય પંચાશિકા રચી ( ડોસા ભાવ. ) સં. ૧૫૧૩ મા વીરદાસના પુત્ર હમીરના પુત્ર લક્ષ્મીસેને ૧૬ વર્ષની ઉમરે સંઘપટ્ટકપર ટીકા (ગુ. નં.૭-૧) અને ખ.જિનસાગરસૂરિ શિષ્ય ધર્મચંદ્રગણિએ તોલ્હ રાજાની અભ્યર્થનાથી સિંદૂરપ્રકર કાવ્ય પર ટીકા ( ગુ નં. ૪૮-૨ ) રચી.

૭૫૧. સં. ૧૫૧૪ મા પૌ ગુણસાગરસૂરિ-ગુણસમુદ્ર શિ. સત્યરાજગણિએ પ્રાકૃતમાથી સંસ્કૃતમા શ્રીપાલચરિત્ર કર્યું (ખેડા ભં.) અને ત૦ રત્નશેખરસૂરિના રાજ્યમા તેમના શિષ્ય ચારિત્રરત્નગણિના શિષ્ય વાચનાચાર્ય હેમહંસગણિએ તે વર્ષમા ગૂર્જર આશાપલ્લીમા ઉદયપ્રભસૂરિકૃત આરંભસિદ્ધિ પર વૃત્તિ અને પછીના વર્ષ-સં ૧૫૧૫ મા હેમવ્યાકરણમા આપેલ ૫૭ ન્યાયોમા બીજા ૮૪ ન્યાયો ઉમેરી-એ રીતે ૧૪૧ ન્યાયની પરિભાષાનો સંગ્રહ કરી, તે પર ત્યારપછી સં ૧૫૧૬ મા ન્યાયાર્થમંજૂષા નામની ન્યાયસૂત્રબૃહદ્વૃત્તિ અમદાવાદમા રચી ( પી ૪, ૧૭, વે૦ નં ૭૬ ) તથા તે વૃત્તિપર ન્યાસ પણ રચ્યો સં ૧૫૧૫મા શાંત્યાચાર્યકૃત પૃથ્વીચંદ્ર મહર્ષિ ચરિતની પ્રત તાડપત્ર પર લખાઇ (પી ૫, ૧૨૫) સં ૧૫૧૭ (મુનીન્દુતિથિ વત્સરે) બૃ ત. રત્નસિંહસૂરિ અને ઉદયવલ્લભસૂરિ શિ જ્ઞાનસાગરસૂરિએ વિમલનાથચરિત્ર (કા વડો,) રચ્યું ( ગુ ભાષાંતર પ્ર. આ સભા જુઓ પારા ૭૧૯)

૭૫૨. સં ૧૫૧૭ મા ત રત્નશેખરસૂરિ-લક્ષ્મીસાગરસૂરિ શિ રત્નમંડનગણિએ ભોજપ્રબંધ અપરનામ પ્રબંધરાજ (સ ન ૭૨૩, વે૦ નં ૧૭૫૪, પ્ર૦ પંડિત ભગવાનદાસ અમદાવાદ નં ૧૯૭૮ ગૂ ભાષાંતર પ્ર. જૈન ધ સભા ભાવ ) તથા તે અરસામા ઉપદેશતરંગિણી રચી કે જેમા કેટલીક ઐતિહાસિક હકીકતો આવે છે (પ્ર ય ગ્ર, ગૂ ભાષા. પ્ર બી. મા.) સં. ૧૫૧૮ મા ત૦ મુનિસુન્દરસૂરિના શિષ્ય શુભશીલગણિએ શત્રુંજય કલ્પ કથા, અમરત્નકૃત ઉપદેશમાલા પર અવચૂરિ, સં ૧૫૧૯મા ઉક્ત સાધુસોમે જિનવલ્લભસૂરિના સૂક્ષ્માર્થવિચાર પર વૃત્તિ-ચારિત્રપંચક વૃત્તિ અને નન્દીશ્વરસ્તવ વૃત્તિ ( ' ત્ર્યંક

યતિ ભ. કાશી ). અને સં. ૧૫૨૦ મા કવિ **સ**ગ્રામસિંહે **બુદ્ધિસા-ગર** નામનો સર્વમાન્ય અત્યુપયોગી ગ્રંથ (કા. વડો, બુક્ ૨, નં ૨૯૬) એમ ગ્રથો રચાયા. ઉક્ત **સંગ્રામસિંહ માંડવગઢના** પ્રસિદ્ધ ઓસવાલ અને માલવાના મહમદ ખીલજીના માનીતા વિશ્વાસપાત્ર ભડારી હતા.

૭૫૩ સં. ૧૫૨૪ મા પ્રતિષ્ઠાસોમે **સોમસૌભાગ્ય** નામનુ કાવ્ય શ્રી **સોમ**સુદરસૂરિના ચરિત્રરૂપે રચ્યુ. તેમાથી અનેક ઐતિ-હાસિક સ્થળો અને વ્યક્તિઓ સંબંધી હકીકતો મળે છે ને તેનો ટુંકસાર આ વિભાગના પ્રથમ પ્રકરણમા આપ્યો છે.(ગૂ. ભાષાતર સહિત મુદ્રિત) આ વર્ષમા ધર્મઘોષ ગચ્છના ધર્મસૂરિના અનુક્રમમા મહિચન્દ્રસૂરિ શિ. **રાજવલ્લભે** **ષડાવશ્યકવૃત્તિના** વાર્ત્તિકમાની કથા નામે શીલ ઉપરની **ચિત્રસેન પદ્માવતી** કથા શ્લોકબદ્ધ રચી ( ચુનીજી ભં. કાશી સ. કૅા. ૧૦, ૫૮; જિનવિજયનો પ્રશસ્તિ સગ્રહ, પી. ૩, ૨૧; વે૦ ન. ૧૭ ) સં. ૧૫૩૦ મા **ષડાવશ્યક** વૃત્તિ (વાર્ત્તિક) રચ્યુ. તથા પ્રાય તેજ કર્ત્તાએ **ભોજપ્રબધ** નામનો ગ્રથ પણ રચ્યો છે; કે જેમા ૮ પ્રકરણ છે ( મુજભોજની ઉત્પત્તિ, ધનપાલ પ્રતિબોધ સ્વર્ગગમન વગેરે પ્રકરણના નામ છે જુઓ વે૦ ન૦ ૧૭૬૬). સં. ૧૫૨૯મા ત૦સોમસુદરસૂરિ–સુધાનંદનગણિ શિષ્યે **જલ્પમજરી** બનાવી (ભા. ૬ નં. ૧૩૬૮) સં. ૧૫૩૨ મા ખ૦ સિદ્ધાન્તરૂચિ ઉ૦ ના શિષ્ય **વિજયસોમની** સહાયતાથી માડવગઢના જ્ઞાનભંડાર માટે ત્યાંના સઘવી **મ**ડને ( કે જેણે જિનપ્રતિમા આચાર્યપદ આદિની પ્રતિષ્ઠા, તીર્થયાત્રા, સત્રાગાર આદિ પુણ્યકાર્ય કર્યા હતા, અને જે **મંડન-**મત્રીથી ભિન્ન હતો) **ભગવતીસૂત્રની** પ્રત લખાવી ( હા ભ. પાટણ)

૭૫૪. સં. ૧૫૩૧ મા **ધર્મસુન્દરસૂરિ** અપર નામ **સિદ્ધસૂ-રિએ** **શ્રીપાલનાટકગત** રસવતી વર્ણન, અને સં. ૧૫૩૫ મા **સત્યરાજે** **પૃથ્વીચંદ્રચરિત્ર** ગદ્ય-પદ્ય-ભંગ-શ્લેષમય રચ્યુ. સ.૧૫૩૫મા પૂર્ણિમા ગચ્છના જયચંદ્રસૂરિ શિષ્ય**ભાવચંદ્રસૂરિએ**૭૦૦૦શ્લોકપ્રમાણ સ. ગદ્યમા **શાન્તિનાથ** ચરિત્ર (ગુ. નં. ૬૧–૩) રચ્યુ. ઉકેશગચ્છના

મતિસાગર ઉ૦ શિષ્ય **વિનયભૂષણે** ભાવડાર ગચ્છના **સોમદેવમુનિની** વિનતિથી રચેલી **સ્યાદિશબ્દસમુચ્ચય** પર ટીકાની સં. ૧૫૩૬ મા લખાયેલી પ્રત કેશરવિજય ભં. વઢવાણમા છે. સં. ૧૫૪૦ મા ઉક્ત શુભશીલ ગણિએ **શાલિવાહન** ચરિત રચ્યુ. સં. ૧૫૪૧ મા **સિદ્ધાંતસાગરે** ચતુર્વિંશતિ જિનસ્તુતિ બનાવી, અને સોમસુન્દરસૂરિ-સોમદેવ-ચારિત્રહંસ શિષ્ય **સોમચારિત્ર** ગણિએ ગુરૂગુણરત્નાકર કાવ્ય (પ્ર ય. ગ્ર. નં ૨૪) રચ્યુ કે જેમા મુખ્યપણે ત. રત્નશેખરસૂરિના પટ્ટધર લક્ષ્મીસાગરસૂરિનુ વૃત્તાંત છે તે પારા ૭૨૧થી ૭૨૯મા ટૂંકમા આપાયુ છે.

૭૫૫ ત૦ સુમતિસાધુના રાજ્યે (સં ૧૫૪૫-૧૫૫૧) જિનહર્ષ શિષ્ય **સાધુવિજયે** વાદવિજય પ્રકરણ (કા. વડો) તથા હેતુખંડન પ્રકરણ (કેશરવિજય ભં વઢવાણ) રચ્યા. સુમતિ સાધુના પરમભક્ત શ્રીમાલભૂપાલ-લઘુશાલિભદ્ર એ બિરૂદ વાળા માલવેશ્વર ખલચી ગયાસદીનના ગંજાધિકારી વ્યવહારી સંઘપતિ જાવડની અભ્યર્થનાથી **સર્વવિજયે** **આનંદસુંદર** (દશ શ્રાવક ચરિત્ર) નામનો ગ્રંથ રચ્યો (કા. વડો. તેની સં. ૧૫૫૧ ની પ્રત ભક્તિવિજય ભં. ભાવ૦ મા છે, પી. ૫,૧૯૯). ઉક્ત **સાધુવિજયના** શિષ્ય **શુભવર્દ્ધને** પ્રા૦ દશશ્રાવક ચરિત્ર રચ્યુ (કા. છાણી) અને હેમવિમલસૂરિના રાજ્યમા સં. ૧૫૫૨ મા પ્રા૦ મા **વર્દ્ધમાનદેશના** (ખેડા ભ.) રચી, તેમજ તે સૂરિના રાજ્યમા ઋષિમંડલ પર વૃત્તિ કરી (પી ૪, ૭૮, વે૦ નં. ૧૭૯૭) તે હેમવિમલસૂરિના શિષ્ય જિનમાણિક્યે પ્રા મા કૂર્માપુત્ર ચરિત્ર રચ્યુ (પી. ૩ નં ૫૮૮)

૭૫૬ બૃ. ખ૦ જિનસાગરસૂરિ શિષ્ય કમલસંયમ ઉપાધ્યાયે સં. ૧૫૪૪ મા ઉત્તરાધ્યયન સૂત્ર ૪૭૮ પર સર્વાર્થસિદ્ધિ નામની વૃત્તિ, અને સં. ૧૫૪૯ મા કર્મસ્તવ વિવરણ રચ્યુ ને ઉપરાંત તેમણે સિદ્ધાંતસારોદ્ધાર સમ્યક્ત્વોલ્લાસ ટિપ્પન (ગૂ. ગદ્યમા) રચ્યુ (જ્યેષ્ઠ-

---

૪૭૮ આ કમલસંયમ ઉ૦ના ઉપદેશથી ... પત્તનમા સ્થાનાંગ વૃત્તિ સં. ૧૫૫૦ મા જિનહર્ષસૂરિના પટ્ટે જિનચંદ્રસૂરિના રાજ્યમાં ... (સંઘનો ભં. પાટણ)

ચંદ્રયતિ ભં કાશી; પ્રેમચંદ શેઠ ભ. ભાવ. હા ભં. જુઓ ટિપ્પણ ન. ૪૬૩). સ. ૧૫૪૬ મા આચ૦ ઉદયસાગરે ઉત્તરાધ્યયન સૂત્ર પર દીપિકા રચી.

૭૫૭ સ. ૧૫૫૨ મા આ. સિદ્ધાન્તસાગર સૂરિના રાજ્યે તેમના શિષ્ય કીર્ત્તિવલ્લભ ગણિએ ઉત્તરાધ્યયન સૂત્ર પર પૂર્વાચાર્યોએ રચેલ દીપિકા આદિ વૃત્તિઓને અનુસરી સ્પષ્ટ વ્યાકરણની ઉક્તિ વાળી વૃત્તિ રચી અમદાવાદમા દીપોત્સવી દિને પૂર્ણ કરી (પી. ૪,૭૬) સ ૧૫૫૪ મા ત લક્ષ્મીસાગરસૂરિ-સોમદેવ-રત્નમંડન-સોમજય-ઇંદ્રનંદિ-ધર્મહંસ શિષ્ય ઇંદ્રહંસ ગણિએ ભુવનભાનુ ચરિત્ર (સં ગદ્ય), સં. ૧૫૫૫ મા શ્રાવકના કૃત્યની 'મણ્હ જિણાણ' વાળી પાચ ગાથાની સ્વાધ્યાય પર ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકા ( ગૂ. ભાષાતર પ્ર૦ જૈ. ધ સભા ભાવ૦ ) તથા સં ૧૫૫૭ મા બલિનરેંદ્ર કથા (કા. છાણી) રચ્યા. આ સ ૧૫૫૭ ના વર્ષમા વૃદ્ધ ત૦ લબ્ધિસાગરસૂરિએ શ્રીપાલકથા સંસ્કૃતમા રચી.

૭૫૮ સં. ૧૫૬૯ મા ખ. જિનચંદ્રના કહેવાથી તિલકગણિએ રચેલ (પ્રાકૃત વૃત્તિમાથી શબ્દસંગ્રહ તરીકે) પ્રાકૃત શબ્દ સમુચ્ચય ખંભાતમા રચાયો ને લખાયો (ધોધા ભં.)સં ૧૫૭૦ મા ત. સોમજયસૂરિ શિ૦ ઇંદ્રનંદિસૂરિ શિષ્ય સિદ્ધાંતસારે દર્શનરત્નાકર નામનો ગ્રંથ બનાવ્યો. (જૈ. ગ્રં ) ૧૫૭૧ મા જિનમાણિક્ય કે જેને શતાર્થી સોમપ્રભના મિત્ર કહેવામા આવ્યા છે[૪૭૯] તેના શિષ્ય અનંતહંસ ગણિએ હેમવિમલસૂરિ રાજ્યે દશદૃષ્ટાન્ત ચરિત્ર રચ્યુ (આ. ક. પાલીતાણા). સં. ૧૫૭૨ મા આ. મહિમરત્ન વાચકના શિ વિનયહંસ કે જેમણે ઉત્તરાધ્યયનસૂત્ર પર ટુંકી વૃત્તિ રચી છે (વે. ન. ૧૪૧૬ ) તેમણે દશવૈકાલિક સૂત્રપર વૃત્તિ રચી. સં ૧૫૭૩ મા આગમગચ્છના સિંહદત્તસૂરિના શિષ્ય સોમદેવસૂરિએ સમ્યકત્વકૌમુદી રચી ( કા. છાણી ) અને તે વર્ષમા મહેશ્વરે વિચારરસાયન પ્રકરણ રચ્યુ. સં. ૧૫૭૫ મા

૪૭૯ तपा च विजयराज्ये शतार्थिसोमप्रभप्रभो सज्जुपा।
जिनमाणिक्यगुरुणा प्रमादत. प्राप्तविधेन ॥

કુમારપાલ પ્રતિબોધ રચાયો (બૃ ટિ.) સં. ૧૫૭૬ મા કુતુબપુરા ત. ઇંદ્રનંદિ સૂરિના પટ્ટધર સૌભાગ્યનંદિ સૂરિએ હમ્મીરપુરમા રહી મૌન એકાદશી કથા રચી (ચુનીજી ભ. કાશી) સ ૧૫૭૭ મા પૌ ચદ્રપ્રભ-ધર્મઘો.પ-સુમતિભદ્ર-જયચદ્ર-ભાવચંદ્ર-ચારિત્રચદ્ર-મુનિચદ્રના શિષ્ય વિદ્યારત્ને કુર્માપુત્રચરિત રચ્યુને તે હર્ષકુલગણિએ શોધ્યુ (વિવેક૦ ઉદે૦, કા હાણી) સં. ૧૫૭૮ મા લાવણ્યસમય કૃત ગૂજરાતી વિમલપ્રબધ પરથી વિમલચરિત્ર સંસ્કૃતમા રચાયુ (મુદ્રિત હી ૯) સ ૧૫૭૯ મા પાટણમા ખ૦ મતિસાગર-ધવલચદ્રના શિષ્ય ગજસારે જિનહંસસૂરિ રાજ્યે વિચારષટ્‌ત્રિશિકા-(દંડક ચતુર્વિંશતિ) ને તે પર સ્વોપજ્ઞ ટીકા રચી (પ્ર૦ યશો. પાઠ. મહેસાણા, જૈન આ સભા, વે૦ ન ૧૬૨૨ ને ૧૬૫૭-૫૮)

૭૫૯ પેથડ (પારા ૬૨૪) અને મડલિક (પારા ૬૬૯ અને ટિપ્પણ ૪૪૯) ના વશજ પર્વતે કલ્પસૂત્રની પ્રતો લખાવી તથા ગ્રથ ભંડાગાર સ. ૧૫૭૧ મા સ્થાપ્યો કે જેની નિશીથ ચૂર્ણિની પ્રત વિદ્યમાન છે (પુરાતત્ત્વ ૧-૧ એક ઐતિહાસિક પ્રશસ્તિ). સં. ૧૫૮૨ મા જાબૂવાસી શ્રીમાલી અર્ગસિંહ રાણાએ ૧૧ અંગોની પ્રતો લખાવી કે જે પૈકી વિપાકસૂત્રની પ્રત (ગુ ન ૨૭૮) લભ્ય છે.

૭૬૦ સ. ૧૫૮૨ મા બૃહત્ ખ૦ જિનસમુદ્રસૂરિના પટ્ટધર જિનહંસસૂરિએ 'શીલાંગાચાર્યકૃત સવિસ્તર વૃત્તિને દુર્વિગાહ સમજી સભ્યોના અનુગ્રહ માટે વ્યાખ્યાતાઓ માટે સુખાવહ એવી' આચારાગ સૂત્રપર દીપિકા રચી (પી ૪, ૭૩) અને સહજસુંદરે રત્નસાર પ્રબધ રચ્યો સ ૧૫૮૩ મા ત હેમવિમલસૂરિના શિષ્ય હર્ષકુલગણિએ સૂત્રકૃતાંગસૂત્ર પર દીપિકા નામની

૭૬૧ લઘુ ત. સૌભાગ્યહર્ષના રાજ્યમા (સ. ૧૫૮૩ થી ૧૫૯૭) ત. રત્નમંડનસૂરિ-આગમમંડન-હર્ષકલ્લોલના શિષ્ય **લક્ષ્મીકલ્લોલે** સં. ૧૫.. (ગુહમુખ કુજ કિરણમિતે શરચંદ્ર વર્ષે) **આચારાગસૂત્ર** પર અવચૂર્ણિ નામે **તત્ત્વાવગમા** રચી (વે. નં. ૧૩૯૭) અને તેમણે **સોમવિમલસૂરિ** રાજ્યે (સં. ૧૫૯૭-૧૬૩૭) **જ્ઞાતાસૂત્રપર** લઘુવૃત્તિ નામે **મુગ્ધાવબોધા** રચી (વે. નં. ૧૪૭૩)

૭૬૨ સં. ૧૫૯૧ મા ગૂજરાતના બહાદુરશાહ (સં. ૧૫૮૧-૯૨) ના રાજ્યમા ખંભાતમા ઉક્ત સૂત્રકૃતાગદીપિકાકાર લ૦ ત૦ હર્ષકુલ ગણિ પાસે હેમપ્રાકૃત વ્યાકરણ શીખીને વૃ૦ ત૦ સૌભાગ્યસાગરસૂરિ શિષ્ય **હૃદયસૌભાગ્યે** હેમપ્રાકૃતવૃત્તિ નામે ઢુંઢિકામા **વ્યુત્પત્તિદીપિકા** નામની વૃત્તિ રચી (વે૦ ન. ૭૨)

૭૬૩ **અપભ્રંશ સાહિત્ય**—ઉક્ત (પારા ૭૫૨) રત્નમંદિરના ઉપદેશ તરંગિણીમા કેટલાક અપભ્રંશ અવતરણો જૂની ગૂજરાતીના અવતરણો સહિત આવેલા છે. **યશ**કીર્ત્તિનુ **ચંદપ્પહ** (ચદ્રપ્રભ) ચરિત્ર આખુ અપભ્રંશ કાવ્ય છે. તેનો સમય સં. ૧૫૨૧ મા મૂકી શકાય તેમ છે **સિંહસેન** અપરનામ રઇધુએ **મહેસરચરિઅ, આદિપુરાણ, શ્રીપાલચરિત્ર** અને **સમ્મતગુણનિહાણ** અપભ્રશમા રચેલ છે તેમજ તેના **પ્રદ્યુમ્નચરિત્ર, વ્રતસાર, કરકંડુચરિત્ર, ભવિષ્યદત્ત ચરિત્ર, કારણગુણષોડશી, રત્નત્રયી** ષડ્ધર્મોપદેશ, **રત્નમાલા** આદિ ગ્રથ અપભ્રંશના સંભવે છે. **જયમિત્રકૃત શ્રેણિકચરિત્ર** અને તે ઉપરાન્ત **દેવનન્દિ** મુનિકૃત **રોહિણીવિધાન કથા,** અને કર્તાના નામ વગરના **સુઅંધદસમી કહા, પાશપઇ કહા, જિનપુરદર કથા** વગેરે દિગંબરકૃત મળી આવે છે. આ રીતે સોળમી સદી સુધી અપભ્રંશ સાહિત્ય ચાલ્યું આવ્યુ છે.[૪૮૦]

---

૪૮૦ જુઓ જૈનગૂર્જર કવિઓ-પ્રથમ ભાગની પ્રસ્તાવના રૂપે 'જૂની ગૂજરાતીનો ઇતિહાસ' નામનો મારો નિબંધ પૃ. ૮૪ થી ૯૬.





શિલ્પકલાનો નમુનો–પત્થરની મૂર્ત્તિઓ જેસલમેર સં ૧૫૮૩

[ શ્રી પુરણચંદ્ર નહારના સૌજન્યથી ]

# પ્રકરણ ૭ મું.

---

## સોળમી સદીનું ગૂજરાતી સાહિત્ય

(શાર્દૂલ)

દેવી દેવી નવી કવીશ્વર તણી વાણી અમીસારણી,
વિદ્યાસાયરતાગણી મલ ધણી હંસાસણી સામિણી,
ચંદા દીપતિ જીપતિ સરસતિ નઇ વીનવી વીનતી,
બોલુ નેમિકુમાર કેલિની ગતિ રાગિઇ કરી રંજતી.

—ધનદેવ ગણિકૃત સુરંગાભિધાન નેમિફાગ સં ૧૫૦૨

(દોહા)

માતા સરસતિ દેવિ કન્હઈ, એક સુવચન માગું,
જે કવિરાજ આગઈ હુઆ એ, તેહ ચરણે લાગું

—સંવેગસુંદરકૃત સારશિખામણ રાસ સં ૧૫૪૮

(વસ્તુ)

આદિ જિણવર આદિ જિણવર પમુહ ચઉવીસ
તિત્થંકર પણમેવિ સવિ, ધરિય ચિત્તિ સરસતિ સામિણિ,
તિહુઅણજણમુખમંડણી, વાગવાણિ વરહંસગામિણિ,
તાસ તણઇ સુપસાઉલઈ, કરસિઉં કવિત રસાલ,
વંકચૂલ ગય પાલીઆ, નીમ ચ્યારિ સુવિસાલ

—અજ્ઞાત કવિકૃત વંકચૂલ રાસ (૧૬ મી સદી)

શિ૦ વિશાલરાજે (તેમજ વિશાલરાજ-સુધાભૂષણના શિષ્ય જિનસૂરે) ગૌતમપૃચ્છા પર, સં. ૧૫૧૩ મા ત૦ સોમસુંદર-રત્નશેખર શિ૦ સંવેગદેવે પિંડવિશુદ્ધિ પર, અને સં. ૧૫૧૪ મા તેમણેજ આવશ્યકની પીઠિકા પર, સં. ૧૫૧૫મા કીર્તિરત્ન-ક્ષાન્તિરત્ન શિ૦ ધર્મદેવગણિએ તપોરત્ન ઉપાધ્યાય કૃત ટીકા પર આધાર રાખી ષષ્ઠીશતકપર, સં ૧૫૧૭ મા મડાહડ ગચ્છના કમલપ્રભ શિ૦ અમરચંદ્રે કલ્પસૂત્ર પર (કે જેની તેજ વર્ષમા લખેલી પ્રત લીં. દા. ૧૨ પ્રત નં. ૪૨ મોજૂદ છે), સં. ૧૫૨૫ મા ખ. જિનભદ્રસૂરિ-રત્નમૂર્ત્તિ શિ. મેરૂસુન્દર ઉપાધ્યાયે તરૂણપ્રભાચાર્યના બાલાવબોધને અનુસરીને ષડાવશ્યક પર માંડવગઢમા, તેમજ ત્યાજ શીલોપદેશમાળા પર, પુષ્પમાલા પ્રકરણ, કલ્પપ્રકરણ, પંચનિર્ગ્રંથી, કર્પૂરપ્રકર, ષષ્ઠીશતક અને યોગશાસ્ત્રપર, સં. ૧૫૨૯ મા વૃદ્ધ તપાગચ્છના જયતિલકસૂરિના શિ. દયાસિંહગણિએ ક્ષેત્રસમાસ પર ગૂજરાતી ભાષામા બાળાવબોધ રચ્યા. વળી પાંડવચરિત્રની ગૂજરાતીગદ્યમા સં. ૧૫૯૧ મા લખેલી પ્રત પાટણસંઘના ભંડારમા છે

૭૬૫. આ ઉપરાંત પાર્શ્વચંદ્ર અને તેમની શિષ્યપરંપરાએ ભાષામા રચેલા બાળાવબોધ પર પોતાના સંપ્રદાયનો મોટો આધાર રાખ્યો છે. પાર્શ્વચંદ્રે તંદુલવેયાલી પયન્ના, આચારાગ પ્રથમસ્કંધ, પ્રશ્નવ્યાકરણ, ઔપપાતિક (ઉવવાઇ), સૂત્રકૃતાગ-એ સૂત્રોપર, જંબૂચરિત્રપર અને ભાષાના ૪૨ ભેદ પર બાળાવબોધ રચ્યા છે અને પ્રતિમા-સમાચારી આદિ પર ચર્ચા, લોંકાઓ સાથે ૧૨૨ બોલની ચર્ચા કરેલી લખી છે. પાર્શ્વચંદ્ર શિ૦ સમરચંદ્રસૂરિએ સંસ્તારક પ્રકીર્ણક પર, ષડાવશ્યક પર અને ઉત્તરાધ્યયન પર બાળાવબોધ રચેલ છે

૭૬૬. **ગૂજરાતી જૈન કવિઓમાં**—સોળમા શતકમા આદિ કવિ શ્રાવક દેપાલ (દેપા)ને ગણી શકાય તેની કવિતાઓ ૧૫૦૧ થી ૧૫૩૪ સુધીની મળી આવે છે તે સમયમા થયેલા નરસિંહ મહે-

તાનો તે સમકાલીન હતો. તેની મોટી કૃતિઓ જાવડ ભાવડ (વિક્રમરાજાના વખતના શત્રુંજયના ઉદ્ધાર કરનાર) નો રાસ, શ્રીમહાવીર સમયમા થયેલા રોહિણેય ચોરનો રાસ, ચદનબાલાની ચોપાઇ, તથા શ્રેણિક રાજાનો રાસ (લખ્યા સ ૧૫૨૬ પહેલા), જંબૂસ્વામી પંચ-ભવ વર્ણન (સ. ૧૫૨૨), આર્દ્રકુમાર ધવલ, સમ્યકત્વ બાર વ્રત કુલક ચોપઇ (સ. ૧૫૩૪) છે અને નાની કૃતિઓમા સ્થૂલિભદ્ર કક્કા વાળી સ્થૂલિભદ્ર ફાગ, થાવચ્ચા કુમાર ભાસ, હરિયાળી છે ને તેની રચેલી સ્નાત્રપૂજા પ્રસિદ્ધ છે

૭૬૭ મુનિસુન્દરસૂરિ શિષ્ય સઘવિમલે(?) સુદર્શનશ્રેષ્ઠી રાસ તથા આગમ ગચ્છ હેમરત્નસૂરિશિ સાધુમેરુએ પુણ્યસાર રાસ (સ ૧૫૦૧), ધનદેવગણિએ સુરંગાભિધાન નેમિફાગ (સ ૧૫૦૨), ત. રત્નશેખરસૂરિ-ઉદયનદિ શિ૦ સઘકલશ ગણિએ તલવાડામા અષ્ટભાષામા સમ્ય-કત્વરાસ ( સં ૧૫૦૫ ), ઉપકેશગચ્છના આનદમુનિએ ધર્મલક્ષ્મી મહત્તરા ભાસ (સ. ૧૫૦૭), બૃ. ત૦ રત્નસિંહસૂરિ શિષ્યે રત્નચૂડ રાસ (સ. ૧૫૦૯) અને સં. ૧૫૧૬મા જંબૂસ્વામી રાસ રચેલ છે. સં. ૧૫૧૩ મા લખાયેલ આસાયતકૃત હંસવત્સ કથા ચોપઇ મળે છે. આ સમયમા રત્નાકરે આદિનાથ જન્માભિષેક અને આગમગચ્છીય ગુણરત્નસૂરિ શિષ્ય દેવરત્ને ગજસિંહકુમાર રાસ રચેલ છે.

૭૬૮ આ. જયકીર્તિસૂરિ શિ ઋષિવર્દ્ધને ચિતોડમા સં. ૧૫૧૨ મા નલદવદતિ રાસ, અને ઉ૦ શીલસુદર શિ૦ મતિશેખરે સં. ૧૫૧૪ મા ધન્નારાસ, સં. ૧૫૩૭ મા કુરગડુ (કુરઘટ) મહર્ષિ રાસ, અને તે વર્ષમા મયણરેહા રાસ વળી તે ઉપરાત નેમિનાથ-વસતફુલડા, ઇલાપુત્ર ચરિત્ર બનાવેલ છે ખ. જિનવર્ધનસૂરિ શિ૦ આજ્ઞાસુદરે સ. ૧૫૧૬ મા વિદ્યાવિલાસ નરેંદ્ર ચો૦, પૌ૦ સાધુરત્નસૂરિ શિ૦ મલયચન્દ્રે સ ૧૫૧૯ મા ત્રણ કૃતિઓ નામે સિંહાસન બત્રીશી ચો૦, સિંહલસિંહકુમાર ચો૦—અપરનામ ધનદેવ કથા, તથા દેવરાજવત્સરાજ પ્રબધ અને દિગબર બ્રહ્મ જિનદાસે સ.

૧૫૨૦ મા હરિવંશરાસ, તેમજ તે અરસામા તેણે બીજા રાસો નામે યશોધર રાસ, આદિનાથ રાસ, કરકંડુ મુનિ રાસ, હનુમંત રાસ, સમકિત સાર રાસ રચેલ છે.

૭૬૯ જાંબુગ્રામના શ્રીમાલ શ્રાવક પેથાએ (૧૪૯૪-૧૫૪૨ વચમા) પાર્શ્વનાથ દશ ભવ વિવાહલો, સં. ૧૫૨૧ મા લખમણ શ્રાવકે મહાવીરચરિત સ્તવન, ચિહુગતિની વેલી અને સિદ્ધાંતસાર-પ્રવચનસાર રાસ, સં. ૧૫૨૩ મા શ્રાવક વચ્છે મૃગાંકલેખા રાસ, નાગેંદ્ર ગચ્છના ગુણદેવસૂરિ શિ. જ્ઞાનસાગરસૂરિએ સં. ૧૫૨૩ મા જીવભવ સ્થિતિ રાસ, અને સં. ૧૫૩૧ મા સિદ્ધચક્ર-શ્રીપાલ રાસ, બૃ. ત. રત્નાકર પક્ષના જ્ઞાનસાગરસૂરિ શિ. ઉદયધર્મના શિષ્ય મંગલધર્મે સં. ૧૫૨૫ મા મંગલકલશ રાસ, દેવકીર્તિએ સં ૧૫૩૧ મા ધન્નાશાલિભદ્ર રાસ અને આગમગચ્છીય મતિસાગર શિ. ઉદયધર્મે સં. ૧૫૪૩ મા મલયસુંદરી રાસ તથા સં. ૧૫૫૦ મા કથાબત્રીસી રચેલ છે.[૪૮૧]

૭૭૦ **લાવણ્યસમયયુગ**—લાવણ્યસમય નામના એક નામી જૈનકવિ આ યુગમા થયેલ છે. તેમનો કાવ્યકાલ સં. ૧૫૪૦ થી શરૂ થાય છે. જન્મ અમદાવાદમા સં. ૧૫૨૧ મા, દીક્ષા તપગચ્છના લક્ષ્મીસાગર સૂરિ પાસે પાટણમા સં. ૧૫૨૯ મા લીધા પછી "સરસ્વતી માતાએ કરેલી કૃપા વડે મને સોળમા વર્ષમા (સં. ૧૫૩૭ મા) વાણી (કવિત્વ શક્તિ) ઉદ્‌ભવી જેનાથી મે ૭૬ કવિતા ચોપાઇ અને સુંદર રાસ રચ્યા, વળી અનેક પ્રકારના રાગ રાગણીવાળા ગીત અને સરસ સંવાદ રચ્યા, એમ પોતે પોતાના વિમલપ્રબંધની પ્રશસ્તિમા જણાવે છે. સં. ૧૫૫૫ મા પોતાને પંડિત પદ મળ્યુ.

---

૪૮૧ જુઓ જૈનગૂર્જર કવિઓ પ્રથમ ભાગ પૃ ૩૭ થી ૬૮ કે જે પરથી તેમજ તે પ્રકટ થયા પછીની મારી વિશેષ શોધને આધારે અત્ર વધુ નામનો નિર્દેશ કર્યો છે

૭૭૧ **તેમની કૃતિઓ**-સિદ્ધાંત ચોપઇ કે જેમાં લોંકા મતનું ખંડન કર્યું છે. સં. ૧૫૪૩ (મુદ્રિત જૈનયુગ વૈશાખ-જેઠ સં. ૧૯૮૬ નો સંયુક્ત અંક), સ્થૂલિભદ્ર એકવીશો નામનું એક ટૂંકું રસિક કાવ્ય સં ૧૫૫૩, ગૌતમ પૃચ્છા ચોપઈ સં. ૧૫૫૪ માં રચી. નાની કૃતિઓમાં નવપલ્લવ પાર્શ્વનાથ સ્ત. સં. ૧૫૫૮, અને સં. ૧૫૬૨ માં વામજમાં આલોયણ વિનતિ, સેરીસા પાર્શ્વસ્તવ, નેમિનાથ હમચડી, રાવણ મંદોદરી સંવાદ, વૈરાગ્ય વિનતિ રચી. સં. ૧૫૬૪ માં રંગરત્નાકર નેમિનાથ પ્રબંધ વિવિધ છંદમાં અને સં. ૧૫૬૭ માં સુરપ્રિય કેવલી રાસ રચ્યા.

૭૭૨ ઐતિહાસિક પ્રબંધમાં સં. ૧૫૬૮ માં વિમલ મંત્રીના પર વિમલ પ્રબંધ (શ્રી મણિલાલ બ વ્યાસે સંપાદિત કરી પ્રકટ કર્યો છે), સુમતિ સાધુ સૂરિ વિવાહલો (તેમની દીક્ષાના વર્ણન રૂપ) અને સં. ૧૫૮૯ માં ત્રણ પ્રબંધ જેવા રાસ નામે ખિમ ઋષિ, બલિભદ્ર અને યશોભદ્રસૂરિ રાસ રચી અમદાવાદમાં પૂર્ણ કર્યા. (મુદ્રિત ઐ રાસ સંગ્રહ.)

૭૭૩ દેવરાજ વચ્છરાજ ચોપઇ કતપુર (કુતુબપરા) માં રચી, તેની સં ૧૫૭૫ માં લખેલી પ્રત મળે છે. ૧૫૭૫ માં કરસંવાદ, ૧૫૮૫ (૮૬) અંતરિક્ષ પાર્શ્વસ્તવ આદિ પુષ્કળ નાની કૃતિઓ મળે છે[૪૮૨] આ ઉચ્ચ પ્રતિના સસ્કારી કવિનુ વિસ્તૃત વર્ણન સ્વ. મણિલાલ બકોરભાઇ વ્યાસે કરેલુ સાહિત્ય સંસદ તરફથી પ્રસિદ્ધ થનાર છે એટલે વિશેષ અત્ર વિવેચન કર્યું નથી. તેમણે આ સમયમાં જેટલી સુંદર કૃતિઓ રચી છે તેટલી કૃતિઓ કોઇ જૈન કવિએ રચી નથી તેથી આ સમયને 'લાવણ્યસમય યુગ' એ નામ આપીશુ તો અગ્યાને નહી ગણાય.

૭૭૪ આ સમય દરમ્યાન અન્ય કવિઓ કૃત ભાષાકાવ્યકૃતિઓ જોઇએ:-ઉપદેશ રૂપે કોરટગચ્છના સર્વદેવસૂરિ શિ. નન્નસૂરિએ વિચાર-

૪૮૨ જુઓ જૈનગૂર્જર કવિઓ પ્રથમ ભાગ પૃ ૬૮ થી ૮૮.

ચોસઠીનુ ટુંકું કાવ્ય સં. ૧૫૪૪ મા અને વડતપ ગચ્છના જિનરત્નસૂરિ–જયસુંદર શિ૦ **સંવેગસુંદરે** **સારશિખામણ** રાસ નામની મોટી કૃતિ સં. ૧૫૪૮ મા રચી છે વાર્તા રૂપે ઉપકેશ ગચ્છના રત્નસમુદ્ર શિ૦ **સહજસુંદરે** ૧૫૮૨ આસપાસ **શુકરાજ** સાહેલી રચી છે.

૭૭૫ જૈન પૌરાણિક સાહિત્યમાથી કથા રૂપે અનેક કાવ્ય કૃતિઓ મૂકાઈ છે. બિવંદણિક ગચ્છના દેવગુપ્તસુરિ શિ૦ **સિંહકુલે** ૧૫૫૦ મા **મુનિપતિ** રાજર્ષિ ચો૦, અને તે આસપાસ સાંડેર ગચ્છના સુમતિસૂરિ શિ૦ **શાંતિસૂરિએ** **સાગરદત્ત** રાસ, કક્કસૂરિ શિ૦ **કીર્તિહર્ષે** ૧૫૫૧ મા **સનત્કુમાર** ચો૦, તે અગર કોઇ બીજા કક્કસૂરિના શિષ્યે **કુલધ્વજકુમાર** રાસ, આગમ ગચ્છના કલ્યાણરાજ શિ૦ **ક્ષમાકલશે** તેજ વર્ષમા **સુંદર** રાજાનો રાસ, અને સં. ૧૫૫૩ મા તેમણે ઉદયપુરમા **લલિતાગકુમાર** રાસ, **મૂલપ્રભે** **ગજસુકુમાર** સંધિ, તથા પૌ૦ મુનિચંદ્રસૂરિ શિ૦ **જયરાજે** **મત્સ્યોદર** રાસ, સં. ૧૫૫૪ મા પૌ૦ સૌભાગ્યરત્નસૂરિ શિ૦ **ધર્મદેવે** **હરિશ્ચંદ્ર** રાસ, સં ૧૫૫૫ મા ત૦ હેમવિમલસૂરિના પ્રશિષ્ય **કુશલસંયમે** **હરિબળનો** રાસ, સં. ૧૫૫૬ મા **નેમિકુંજરે** **ગજસિંહરાય** રાસ, ૧૫૫૭ લગભગ વડ ત૦ **લબ્ધિસાગરે** **ધ્વજભુજંગ કુમાર** ચોપાઈ, સં ૧૫૫૭ મા ત૦ હેમવિમલસૂરિના પ્રશિષ્ય **હર્ષકુલે** લાસમા **વસુદેવ** ચોપઇની રચના કરી.

૭૭૬. સ. ૧૫૬૧ મા ઉપકેશગચ્છના કક્કસૂરિના પ્રશિષ્ય **ધર્મરૂચિએ** **અજાપુત્ર** ચો૦, ઉપર્યુક્ત ધર્મદેવે પણ તેજ વર્ષમા સીણીજમા **અજાપુત્ર** રાસ, અને સાંડેરગચ્છના ઉક્ત શાંતિ સૂરિ શિ૦ ઇશ્વરસૂરિએ દશપુર–મંદસોરમા **લલિતાગચરિત્ર**, સં. ૧૫૬૩ મા બ્રમ્હાહડ ગચ્છના મુનિસુંદરસૂરિ શિ **પદ્મસાગરે** **કયવન્ના** ચો, સ. ૧૫૬૫ મા મગલપુર (માગરોળ)મા **જ્ઞાને** **વંકચૂલનો** રાસ, સં. ૧૫૬૭ મા ખ૦ જિનચદ્રસૂરિ પ્રશિષ્ય ધર્મસમુદ્રે **સુમિત્રકુમાર** રાસ, સં. ૧૫૬૮ મા લખાયેલ **લક્ષ્મણ** કૃત **શાલિભદ્ર** વિવાહલો, સં. ૧૫૬૯ મા ઉપકેશગચ્છના દેવકલ્લોલ શિ. **દેવકલશે** **ઋષિદત્તા** ચો.,

સં. ૧૫૭૧ માં ત. હેમવિમલસૂરિના પ્રશિષ્ય સુરહંસ શિ. લાવણ્ય-રત્ને દેવગિરિમાં વત્સરાજ દેવરાજરાસ, સં. ૧૫૭૨ માં અમીપાલ શ્રાવકે મહીપાલનો રાસ અને ઉપકેશગચ્છના રત્નસમુદ્ર શિ૦ સહજ-સુંદરે ઋષિદત્તા રાસ, અને તે સહજસુંદરના રત્નસારરાસ, (સં.૧૫૮૨) તથા આત્મરાજરાસ સં ૧૫૮૩ અને પરદેશી રાજાનો રાસ, ઉક્ત ધર્મ સમુદ્રે સં. ૧૫૭૩ માં પ્રભાકર ગુણાકર ચો, વડતપગચ્છના સૌભા-ગ્યસાગરસૂરિ શિષ્યે ચંપકમાલા રાસ સં ૧૫૭૮ માં, અને આશરે સં. ૧૫૭૯ માં સાધુરત્નસૂરિકૃત કયવન્નારાસ, સં. ૧૫૮૦ માં કોરં-ટગચ્છના કક્કસૂરિ શિ૦ ભુવનકીર્ત્તિએ કલાવતિચરિત્ર સં. ૧૫૮૩માં, ઉપકેશગચ્છના સિદ્ધસૂરિ પ્રશિષ્ય વિનયસમુદ્રે વિકાનેરમાં આરામ-શોભા ચો., સં ૧૫૮૪માં શ્રાવક ભીમે અગડદત્ત રાસ અને ઉક્ત ધર્મસમુદ્રે કુલધ્વજ રાસ, આ સમયમાં શાંતિસૂરિ શિ૦ નરશેખરે પાર્શ્વનાથ પત્ની પ્રભાવતીહરણ, સં ૧૫૮૭ સાંડેરગચ્છના ઉક્ત ઇશ્વરસૂરિના શિ. ધર્મસાગરે આરામનંદન ચો., સં. ૧૫૮૮ લગ-ભગ પાર્શ્વચંદ્રસૂરિ શિ. સમરચંદ્ર શ્રેણિકરાસ, સં. ૧૫૯૦ પહેલાં સેવક કૃત ઋષભદેવધવલપ્રબંધ, સં. ૧૫૯૧ માં આનંદપ્રમોદ કૃત શાંતિજિન વિવાહલો, અને ત સૌભાગ્યહર્ષસૂરિ શિ સોમવિમલ-સૂરિએ ધમ્મિલરાસ, આદિ બનાવેલ છે

૭૭૭ સં ૧૫૯૩ માં પાર્શ્વચંદ્રસૂરિ શિ બ્રહ્મે (વિનયદેવસૂરિએ) સુધર્મ ચોપઇ, સં ૧૫૯૪ માં ગંધારમાં ત સૌભાગ્યહર્ષસૂરિ શિ જયકલ્યાણના શિષ્યે કૃતકર્મરાજાધિકાર રાસ અને ખ૦ મ ગુણરંગ શિ રાજશીલે અમરસેન વયરસેન ચો૦, સં ૧૫૯૫ માં ખરતરગચ્છના કવિયણે માનજ ગામમાં તેતલી મંત્રી રાસ, સં ૧૫૯૬ પહેલાં અજ્ઞાત કવિએ પુંજરાજ ગુણસાગરરાસ, સં ૧૫૯૭ માં ઉક્ત બ્રહ્મે ચાર પ્રત્યેકબુદ્ધ ચો૦, સં ૧૫૯૯ માં ઉક્ત વિનયદેવસૂરિએ [illegible] ચો૦ તેમજ ખ વિવેકરત્ન સૂરિ [illegible] રાજરત્નસૂરિએ [illegible] સાડી ચો૦ તથા ૧૬૦૦ લગભગમાં બૃહત્ [illegible] શિષ્ય ભાવ ઉપાધ્યાયે હરિશ્ચંદ્ર રાસ રચેલ છે

૭૭૮ નેમિનાથના અને સ્થૂલિભદ્રના રસિક ચરિત્રોએ સોમ-સુંદરસુરિના શિષ્ય પરંપરાના રત્નમંડન ગણિને તથા ધનદેવગણિને, અને સોમસુંદરસૂરિને રસિક કાવ્ય રચવાની પ્રેરણા કરી હતી તેજ પ્રમાણે ત્યાર પછી—અને ખાસ કરી વલ્લભીસંપ્રદાયના ઉદ્‌ભવ અને પ્રચાર પછી અનેક જૈન કવિઓને તે બંનેની વસ્તુ લઇ તે પર કાવ્ય રચવાની પ્રેરણા થઇ છે. આ સમયમા નેમિનાથ સંબધે ઉક્ત લાવ-ણ્યસમયે વિધ વિધ છંદમા રંગરત્નાકર નેમિનાથ પ્રબંધ નામનું કાવ્ય સં. ૧૫૬૪ મા રચ્યુ, તેજ પ્રમાણે ઉક્ત સહજસુદરે વિધવિધ છંદમા ગુણરત્નાકરછંદ સ. ૧૫૭૨ મા સ્થૂલિભદ્રના ચરિત્ર રૂપે સુદર કાવ્ય રચ્યુ, વળી સ ૧૫૭૭ આસપાસ મુનિચંદે રચેલ રસાઉલો નામનું પ્રાકૃત કાવ્ય પ્રાય આ સંબંધે છે. લાવણ્યસમયે નેમનાથ હમચડી રચી, અને સ્થૂલિભદ્રના સંબંધમા સ્થૂલિભદ્ર એકવીસો રચ્યો સં. ૧૫૯૬ પહેલા આ. ગજસાગરસૂરિશિ૦ પુણ્યરત્ને નેમિરાસ-યાદવ રાસ, અને ૧૬૦૦ લગભગ ઉક્ત બ્રહ્મે નેમિનાથનો વિવાહલો ૪૪ ઢાલમા રચેલ છે. ઉક્ત પદ્મસાગરે આશરે ૧૫૬૩ મા સ્થૂલિભદ્ર અઠાવીસો અને શુભવર્દ્ધન શિષ્યે સ્થૂલિભદ્રરાસ સં. ૧૫૭૫ મા રચેલ છે—બુધરાજે ૧૫૮૯ મા મદનરાસ રચેલ છે.

૭૭૯ જૈન દર્શનના નવતત્ત્વો પર રાસ ભાવસાગરસૂરિ શિષ્યે પાટણમા સ ૧૫૭૫ મા, જૈન ધર્મના ચાર પર્વોપર ચતુ પર્વી રાસ આ. ચંદ્રલાભે સં. ૧૫૭૨ મા, અને દીવાળી પર્વપર રાસ ધર્મસિંહે સં. ૧૫૯૬ પહેલા, રાત્રિભોજન ત્યાગના વ્રત ઉપર ધર્મસમુદ્રે સં. ૧૫૮૪ આસપાસ, બાર વ્રતપર ચોપઇ ગજલાભે સં. ૧૫૯૭ મા, આરાધનાપર પાર્શ્વચંદ્રસૂરિએ ૧૫૯૨ મા અને ત સૌભાગ્યહર્ષ સૂરિ રાજ્યે જયકલ્યાણના શિષ્યે કૃતકર્મ રાજાધિકાર રાસ ગંધારમા સં.૧૫૯૪મા, તેમજ લાવણ્યદેવે કર્મવિવરણરાસ રચેલ છે જૈન વિશ્વવિદ્યા સંબંધી લઘુ ક્ષેત્ર સમાસ પર આગમ ગચ્છના ગુણમેરૂ શિ૦ મતિસાગરે પાટણમા સં. ૧૫૯૪ મા ચોપઇ રચી છે. જૈનના ઉપદેશાત્મક ઉત્તરાધ્યયન

સૂત્રના ૩૬ અધ્યયન પર ઉપાધ્યાય રાજશીલે છત્રીસ ભાસ અને સં. ૧૬૦૦ લગભગમા બ્રહ્મમુનિએ ૩૬ સઝાય રચી છે.

૭૮૦ લાવણ્યસમયે જેમ કરસંવાદ રચ્યો છે તેમ સહજસુંદરે યૌવનજરા સંવાદ રચ્યો છે

૭૮૧ લોકકથાનુ સાહિત્ય-ભાષામા વિશેષ થતુ જોવામા આવે છે જૈનેતર કવિ નરપતિએ સ. ૧૫૪૫ મા સો કડીની નંદબત્રીશી રચી ને તેના પર જરા વિસ્તાર કરી ત હેમવિમલસૂરિના પ્રશિષ્ય સિંહ (સંઘ)કુલે સ ૧૫૬૦ મા તેજ સ્વરૂપમા તે કથાને ૧૭૨ કડીમા મૂકી. લાવણ્ય(સમય) મુનિએ સ ૧૫૪૮ મા ૧૪૮ કડીમા રચેલી નંદબત્રીશી હમણા પ્રાપ્ત થઇ છે સ્વતંત્ર પ્રયત્નો તરીકે જિનહર્ષે વિક્રમ પંચદંડ રાસ રચ્યો કે જે શામળભટ્ટની પંચદંડની વાત સાથે સરખાવી શકાય. સં ૧૫૬૩ મા ઉક્ત રાજશીલ ઉપાધ્યાયે ચિત્રકૂટમા વિક્રમાદિત્ય ખાપરા રાસ રચ્યો પૌ વિનયતિલકસૂરિ શિ૦ ઉદયભાનુએ સં. ૧૫૬૫ મા વિક્રમસેન રાસ રચ્યો તે સબંધે સ્વ. મણિલાલ વ્યાસે લખ્યુ છે કે "તે ૫૬૬ ટુકનો પ્રબંધ છે તે દરેક રીતે શામળભટ્ટની વાતો સાથે હરીફાઈ કરે તેવો છે, અર્થાત્ આ પ્રબંધની રચના શામળભટ્ટની વાતોથી ઉતરતા પ્રકારની નથી" સં. ૧૫૯૬ મા સ્વર્ગવાસ પામેલા ત૦ આનંદવિમલ સૂરિના શિષ્ય ધર્મસિંહે પણ વિક્રમ રાસ રચેલો નોંધાયો છે આગમે સં. ૧૫૬૨ મા કડવાબંધે અને સં ૧૫૬૩ મા ઉક્ત પદ્મસુંદરે લીલાવતી સુમતિવિલાસ રાસ રચ્યા છે બ્રહ્માણ ગચ્છના ઉક્ત વિનય ઉપાધ્યાયે સુનિરત્ન સૂરિના ૫ સ્ય બડચરિત્ર પરથી અંબડરાસ રચ્યો છે.

જૈનકૃત મળી આવે છે તે તે શતકમા જણાવીશુ વળી આ જૈનેતર કવિઓ પોતાની વસ્તુ પોતાથી પૂર્વગામી જૈનકૃતિઓ પરથી પણ લેતા હોય, યા જૈન કે જૈનેતરનો સામાન્ય આશ્રય સસ્કૃત ગ્રંથોનો પણ હોય–એ એક બીજાને સરખાવવાથી સમજી શકાશે.

૭૮૩. જૈનો પોતાના આચાર્ય, મહાપુરૂષો, મદિરો, તીર્થો આદિનો ઇતિહાસ પણ કવિતામા મૂકતા. શ્રી મહાવીરના પ્રશિષ્ય જંબૂ સ્વામી માટે ઉક્ત રત્નસિંહસૂરિ શિષ્યે સં. ૧૫૧૬ મા જબૂસ્વામી રાસ, ઉક્ત સહજસુદરે સં. ૧૫૭૨ મા જંબૂ અનરંગરાસ (વિવાહલો), તે જંબૂસ્વામીની પાટપર થયેલા વજ્રસ્વામીનો રાસ ઉક્ત ધર્મદેવે સં. ૧૫૬૩ મા રચેલ છે તે પ્રાચીન પુરૂષોની વાત એક બાજુએ રાખીએ, પણ બીજી બાજુ તપાગચ્છના હેમવિમલસૂરિ સંબંધી ફાગ તેમના પ્રશિષ્ય હંસધીરે સં. ૧૫૫૪ મા, અને તેમના બીજા પ્રશિષ્ય હંસસોમે પૂર્વ દિશામા આવેલા જૈન તીર્થો અને મંદિરો સંબંધે પૂર્વ દેશ ચૈત્યરાસ સં ૧૫૬૫ મા, તેમના ત્રીજા શિષ્ય અનંતહસે ઇડરગઢના ચૈત્યોના વર્ણન રૂપે ઇલા પ્રાકાર ચૈત્યપરિપાટી સં. ૧૫૭૦ લગભગ, ખીમાએ શત્રુંજયના મદિરોની શત્રુજય ચૈત્યપરિપાટી, આ૦ ભાવસાગરસૂરિ શિ૦ લાભમંડને ધનસાર પચશાલિનો રાસ સં. ૧૫૮૩ મા, પાર્શ્વચંદ્રે વસ્તુપાલ–તેજપાલ રાસ સં. ૧૫૯૭ મા અને તેજ વર્ષમા ત૦ આનદવિમલસૂરિનો રાસ ત૦ વિજયદાનસૂરિ શિ૦ વાસણે રચેલ છે. ઉક્ત બ્રહ્મ મુનિએ સુધર્મગચ્છ પરીક્ષા ચોપઇ સં. ૧૬૦૦ લગભગમા રચી છે તેમા આચાર્યોનો ટુક ઉલ્લેખ રૂપે પરંપરાગત વૃત્તાત છે. લાવણ્યસમયના વિમલ–પ્રબંધ સંબધે અગાઉ કહેવાઇ ગયુ છે.

૭૮૪. એક સુદર ભાષાંતર અત્રે નોધવા યોગ્ય છે. જૈનેતર બિલ્હણકવિ કૃત સંસ્કૃત બિલ્હણ પંચાશિકા અને શશિકલા પંચાશિકા સોળમા શતકના પ્રારભે લગભગ થયેલ જ્ઞાનાચાર્ય નામના જૈન સાધુએ હૃદયંગમ ભાષામા અવતારી છે.

૭૮૫. આ શતકમા જૈનેતર ગૂજરાતી કવિઓમા નરસિંહ મહેતા (કાવ્યકાલ ૧૫૧૨ થી ૧૫૩૭ લગભગ), **ભાલણ** (કાવ્યકાલ સં. ૧૫૧૫ થી ૧૫૭૦ લગભગ), કેશવ ૧૫૨૯, **ભીમ** ૧૫૫૦, **નાકર** (લગભગ ૧૫૫૦–૧૬૩૨) થયેલા ઉપલબ્ધ થાય છે, જ્યારે જૈન ગૂર્જર કવિઓ વર્ષાનુક્રમે ઉપર બતાવ્યા પ્રમાણે કેટલા બધા થયા છે તે સ્પષ્ટપણે જોઈ શકાય તેમ છે. સ્તવનો આદિ તેમજ બીજી નાની-ટૂંકી કૃતિઓ તો **પાર્શ્વચંદ્ર** આદિ જ્ઞાત અજ્ઞાત ઘણાઓએ ઘણી રચી છે કે જેનો ઉલ્લેખ અત્રે કરવામા આવ્યો નથી.[483]

૭૮૬ 'ઓસવાળમા લાવી જૈન બનાવવાનો છેલ્લામા છેલ્લો બનાવ સં. ૧૬૦૦ મા બન્યો. એ પછી એ પ્રથા બંધ પડી ગઈ—કારણ એમ થયુ કે જૈન ધર્મમા અંદર અંદરનો વિરોધ બહુ પ્રબળ થઇ પડયો ખરતરગચ્છ અને તપાગચ્છ વચ્ચે વૈમનસ્ય અને ઘૃણા હતા. સામાન્ય રીતે ખરતરગચ્છીય સાધુઓ મારવાડ મેવાડમા વિહરતા અને તપાગચ્છીય ગૂજરાતમા વિહરતા વળી અમદાવાદમા લોંકાશાહે સ્થાપેલો સંપ્રદાય મૂર્તિપૂજા અને તેના ઉપદેશક સાધુઓનો પ્રબળ હરીફ થઇ પડયો. અંદર અંદરના વિખવાદથી ધર્માચાર્યોનુ મહત્ત્વ ઘટયુ અને તેમના હાથ નિર્બળ થઇ ગયા'[484] આવા સમયે તે સર્વનુ નિવારણ કરવા અને ધર્મસ્થિતિનુ પુન સ્થાપન કરવા અર્થેજ હીરવિજયસૂરિ થયા હોય નહી એમ લાગી આવે છે તેમના સંબંધી હવે વિવેચન કરીશુ.

૭૮૭ ધર્મનો ઉદ્યોત મહાન્ નૃપોને પ્રતિબોધી ધર્મરત કરવાથી ઘણો થાય છે કારણ કે 'યથા राजा तथा प्रजा'—જેવો રાજા તેવી પ્રજા થાય છે, અને 'राजा कालस्य कारणं'—રાજા કાળનુ કારણ

---

૪૮૩ જુઓ સોળમી સદીના જૈન કવિઓ તથા 'જૈન ગૂર્જર કવિઓ' પ્રથમ ભાગ પૃ ૩૭ થી ૧૮૦

૪૮૪ પંડિત મણિલાલ બ વ્યાસ કૃત. 'શ્રીમાળી (વાણિયા)ઓના જ્ઞાતિભેદ' પૃ. ૮૬

છે અર્થાત્ જમાનાને બદલી નાખવામા રાજા એ પ્રબલ નિમિત્તભૂત છે. આના દૃષ્ટાતમા શ્રીમન્ મહાવીર ભગવાને મગધરાજ શ્રેણિકને પ્રતિબોધ્યા હતા; તથા તેમની પરંપરામા અનેક આચાર્યોએ અનેક નૃપોને ધર્મસમુખ કર્યા. તે સર્વમા છેલ્લો પ્રસિદ્ધ દાખલો શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે પ્રાય. સિદ્ધરાજ જયસિંહને અને પૂર્ણ રીતે કુમારપાલ રાજાને પ્રતિબોધ્યાનો છે. ત્યાર પછી જૈન ધર્મની અહિંસાની ઉંડી છાપ અકબર બાદશાહ ઉપર પાડવામા હીરવિજયસૂરિએ મુખ્યપણે ભારે ભાગ ભજવ્યો છે અને તેમના શિષ્યોએ પણ તેમા પૂર્ત્તિ કરી છે. આથી આ પછીના એક શતકના યુગને તે સૂરિના નામપરથી 'હૈરક યુગ' કહેવામા આવ્યો છે.



# વિભાગ ૬ ઠ્ઠો.



હેરક યુગ [ સં. ૧૬૦૧ થી ૧૭૦૦ ]

'ભાષા' સાહિત્યનો મધ્યકાલ.

दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं पिबेज्जलम् ।
सत्यपूतं वदेद्वाक्यं मनःपूतं समाचरेत् ॥

—બરાબર નજર રાખી ડગલું ભરવું, વસ્ત્રગાળ જળ પીવું, સત્યથી પવિત્ર થયેલું વાક્ય વદવું અને મનની પવિત્રતાપૂર્વક આચરણ કરવું

[ નીતિશાસ્ત્ર-મનુસ્મૃતિ. હીરસૌભાગ્ય ટીકા પૃ. ૬૫૦]

कविता वनिता गीतिः स्वयमेवागता वरम् ।
बलादाकृष्यमाणापि सरसा विरसा भवेत् ॥

--કવિતા, વનિતા, સંગીત (ગાન) સ્વમેવ આવે તો સારાં, બલથી ખેંચવામાં આવે તો રસવાળા હોય તે પણ નિરસ બને છે

[ સૂક્ત હીરસૌભાગ્ય ટીકા પૃ. ૬૮૧ ]

દેવવિમલ નામના સ્વદેશાભિમાની કવિ ગૂર્જરાતના વર્ણનમાં (પોતાના હીરસૌભાગ્ય કાવ્યના પ્રથમ સર્ગમાં) કહે છે કે—

तद्दक्षिणार्धे सुरगेहगर्वसर्वंकषो गूर्जरनीवृदास्ते ।
श्रियेव रन्तुं पुरुषोत्तमेन जगत्कृताकारि विलासवेश्म ॥२३॥
अशेषदेशेषु विशेषितश्रीर्यो महिमानं वहते स्म देशः ।
आक्रान्तदिक्चक्र इवाखिलेषु वसुंधराभर्तृषु सार्वभौमः ॥२४॥

—તે (ભરતક્ષેત્ર)ના દક્ષિણ અર્ધભાગમાં સ્વર્ગના ગર્વનું સર્વ રીતે અપહરણ કરનાર ગૂર્જર દેશ એવો છે કે જાણે પુરૂષોત્તમ-વિષ્ણુ સાથે લક્ષ્મીને ક્રીડા કરવા માટે જગત્કર્તાએ બનાવેલું વિલાસભવન જેમ સર્વ ભૂમિના ઇશ-સાર્વભૌમ ચક્રવર્તિ આક્રાન્ત-સ્વબળથી દિક્ચક્ર જીતેલું હોવાથી સર્વ ભૂપાલોમાં વિશેષ શ્રીમાન્ હોય છે તેમ સર્વ દેશોમાં આ (ગૂર્જરમંડલ) દેશ પોતાના મહત્વથી દિશાઓના ચક્ર-મંડલને આક્રાન્ત-વ્યાપ્ત કરેલું હોવાથી સાર્વભૌમ-પેઠે વિશેષ શ્રીમાન્-ધનધાન્યાદિકથી સંપત્તિમાન્ દેશ તરીકે ચારૂતા--સુંદરતા વહે છે

આચાર્યશ્રી આનંદશંકર કહે છે કે "ગૂજરાતની ગીર્વાણ વાગ્દેવીની સેવા અલ્પ નથી અને તેથી આપણે પણ દેવવિમલગણિના શબ્દોમાં સહજ ફેરફાર કરીને સાભિમાન આનન્દપૂર્વક કહીશું કે આપણો દેશ તે—

गीर्वाणवाचः पुरुषोत्तमेन जगत्कृताकारि विलासवेश्म ।

=‘જગત્કર્તા પરમાત્માએ આ દેશને ગીર્વાણવાગ્દેવીનું વિલાસ-ભવન બનાવ્યો છે—"

# વિભાગ ૬ ઠ્ઠો.

## હૈરકયુગ

## સં. ૧૬૦૧ થી ૧૭૦૦

## પ્રકરણ ૧ લું.

---

### હીરવિજયસૂરિનું વૃત્તાંત.

गच्छेऽस्मिन्नथ चारुहीरविजया भट्टारकत्व गता
निर्ग्रन्थान् द्विसहस्रमानगणितान् सशिक्षयन्त्यादृता ।
वाक्यं हृदुचितं मितं हितकरं जैनैरिवाकर्कशै-
श्चारित्रोपकृतिप्रदानविधिना सन्तोषयन्ति क्रमात् ॥३८॥
देशे यत्र पुरेषु येषु विहृतिं चक्रुस्त्विमे सूरयः
सप्तक्षेत्रधनव्ययो धनिकृतस्तत्राऽभवत्तेषु वा ।
जीवाऽमारिरहर्निशं व्रतकृति र्दीनोध्धृतिर्भाविना
प्रासादोद्धरण च भक्तिकरण सावर्मिकाणा पुन ॥३९॥

× × × ×

ईदृग् देव इहाऽस्ति विम्बरचनाध्येयोऽधुना सिद्धिद-
श्चित्ते मे सुगुरुस्तु सयमधन स्वान्यात्मतुल्याशयः ।
मित्रे शत्रुचये समोऽश्मनि मणौ स्त्रैणे तृणौघे पुन-
र्नाम्ना साम्प्रतमस्ति हीरविजयाचार्य सुधावृत्तम ॥१३१॥

—पद्मसागर–जगद्गुरुकाव्य. सं. १६४६

—આ ગચ્છમાં સુન્દર એવા હીરવિજય ભટ્ટારકપણાને પામ્યા કે જેઓ આદર પામીને બે હજાર જેટલા નિર્ગ્રન્થ-સાધુઓને સશિક્ષણ આપે છે અને જેને હૃદયચિત્ત મિત હિતકર અને જિનની પેઠે અકર્કશ વાક્યોથી ચારિત્ર એટલે દીક્ષા રૂપી ઉપકારના પ્રદાનની વિધિવડે સંતોષ પમાડે છે

—જે જે દેશમાં જે જે શહેરમાં આ સૂરિએ વિહાર કર્યો ત્યાં ત્યાં ધનિકોએ સાતે ક્ષેત્રોમાં ધનનો વ્યય કરતા, તથા જીવની અમારિ, હમેશાં વ્રતગ્રહણ, દીનોનો ઉદ્ધાર, ભવિકોથી પ્રાસાદોનો ઉદ્ધાર અને સ્વધર્મીઓની ભક્તિનું કાર્ય થતા હતાં.

—(ચાંપાબાઈ અકબરને કહે છે કે) આવા અમારા દેવ છે કે જેની પ્રતિમા રચીને જેનું અમે ધ્યાન ધરીએ છીએ અને જે સિદ્ધિ આપે છે, તથા અમારા ચિત્તમા હમણા સુગુરૂ તો સુસાધુઓમાં ઉત્તમ એવા હીરવિજયાચાર્ય નામના છે કે જેનુ ધન તે સંયમજ છે, જેનો આગ્રહ પોતાના અને પારકાને આત્મતુલ્ય ગણવાનો છે, અને જેઓ મિત્ર અને શત્રુના સમૂહને, પથ્થર અને મણિને, સ્ત્રી અને તૃણમાં સમદૃષ્ટિ છે

૭૮૮. આચાર્ય સંબંધી વૃત્તાન્ત આપતા સમકાલીન સાધનો અનેક છે[૪૮૫] તેથી તેમની સવિસ્તર હકીકતો પુષ્કળ મળી શકે છે કે

૪૮૫ સંસ્કૃતમાં ૧ સં. ૧૬૪૬ મા પદ્મસાગરકૃત જગદ્ગુરૂકાવ્ય, જે કાવ્ય હીરવિજયસૂરિ અકબર બાદશાહ પાસેથી છેવટના પાછા ફરી ગૂજરાત આવવાના સમાચાર સાંભળી કવિએ માગરોળમા રચી તે સૂરિને ભેટ તરીકે અર્પણ કર્યું હતુ. ૨ સં. ૧૬૪૬-૪૮ ધર્મસાગરકૃત તપાગચ્છ પટ્ટાવલી ૩ શાંતિચંદ્રકૃત કૃપારસકોશ ૪ દેવવિમલકૃત હીરસૌભાગ્ય મહાકાવ્ય કે જેનો ઉલ્લેખ ઉક્ત ધર્મસાગરીય પટ્ટાવલીમાં પણ કર્યો છે તેથી તેની પહેલાં એટલે સં. ૧૬૪૬ પહેલાં રચાતુ આવતુ હશે એમ જણાય છે અને તેના પર સ્વોપજ્ઞ ટીકા કર્તાએ વિજયદેવસૂરિના રાજ્યમા (સં ૧૬૭૧ કે તે પછી) પૂરી કરી. ૪ હેમવિજયકૃત વિજયપ્રશસ્તિના ૧૬ સર્ગ. ગૂજરાતીમા દયાકુશલ કૃત લાભોદય રાસ સં ૧૬૪૯, કૃષ્ણદાસકૃત દુર્જનશાલ બાવની સં ૧૬૫૧, વિવેકહર્ષકૃત હીરવિજયસૂરિનો નાનો રાસ—નિર્વાણ સજ્ઝાય સં. ૧૬૫૨, કુંવરવિજયકૃત શલોકો, વિદ્યાણંદકૃત શલોકો, જયવિજયકૃત હીરવિજયસૂરિ પુણ્યખાનિ વગેરે. ત્યારપછી ઋષભદાસે હીરસૌભાગ્ય પરથી ગૂજરાતીમાં મોટો હીરવિજયસૂરિનો રાસ સં. ૧૬૮૫ મા બીજી હકીકતો સહિત ખંભાતમાં રચ્યો. ગુણવિજયે સંસ્કૃતમા ઉક્ત વિજયપ્રશસ્તિમા બીજા ૫ સર્ગ પોતાના ઉમેરી કુલ ૨૧ સર્ગપર ટીકા રચી સં ૧૬૮૮ આ ઉપરાત અકબર બાદશાહના ફરમાનો, સૂરિના પ્રતિષ્ઠાલેખો વગેરે અનેક છે

જેના માટે એક મ્હોટું પુસ્તક લખી શકાય. અહીં તો ટુંકમા તે સર્વ પરથી—મુખ્યપણે હીરસૌભાગ્યમાથી સાર રૂપે જણાવીશું.

૭૮૯ પાલણપુરમા કુંરા નામના ઓસવાલને ત્યા માતા નાથીબાઇથી સં. ૧૫૮૩મા જન્મ પામી હીરો તેર વર્ષનો થયો ત્યારે માતપિતા બે પુત્ર ને બે પુત્રી મૂકી સદ્‌ગત થયા હતા. તેણે પાટણ પોતાની બ્હેનને ત્યા જતા તપાગચ્છના વિજયદાનસૂરિનો ઉપદેશ સાભળી સંસારત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. તેની બ્હેને ઘણું સમજાવવા છતા નિશ્ચય ન ડગ્યો એટલે તેણીએ તથા અન્ય સગાએ આજ્ઞા આપી અને તે સૂરિ પાસે તેણે સાધુ દીક્ષા લીધી. સં. ૧૫૯૬. (જગદ્‌ગુરૂ કાવ્ય કહે છે કે આ વખતે પિતા વિદ્યમાન હોઇ બ્હેને તેને કુટુંબસહિત પાટણ બોલાવ્યા. પુત્રે પિતા બ્હેન વા માતાને પ્રબોધી અનુમતિ લઇ દીક્ષા લીધી) મુનિ હીરહર્ષે ગુરૂ પાસે સમગ્ર વાઙ્‌મયશાસ્ત્રનો અભ્યાસ કર્યો. ગુરૂએ પછી ધર્મસાગર મુનિ સાથે દક્ષિણના દેવગિરિમા નૈયાયિક બ્રાહ્મણ પાસેથી ન્યાય શીખવા જવા આજ્ઞા આપી. ત્યા વિધવિધ પ્રમાણશાસ્ત્રો—તર્કપરિભાષા, મિતભાષિણી, શશધર, મણિકંઠ, વરદરાજી, પ્રશસ્તપદભાષ્ય, વર્ધમાન, વર્ધમાનેન્દુ, કિરણાવલી પ્રમુખનુ અધ્યયન કરી બ્રાહ્મણ પંડિતને સારૂ પારિતોષિક અપાવ્યુ. તે પંડિને ચિંતામણિ નામનો ગ્રંથ આપ્યો. લક્ષણ (વ્યાકરણ), સામુદ્રિક, જ્યોતિષ અને રઘુવંશાદિ કાવ્યોમા પણ નિપુણતા મેળવી. આ અભ્યાસનું ખર્ચ ત્યાના સંઘે અને શેઠ દેવસી તથા તેની પત્નીએ આપ્યું. પછી મરૂદેશમા ગુરૂ પાસે જતા ગુરૂએ તેમને નડુલાઇ (નારદપુર)મા સં. ૧૬૦૭ મા પંડિતનુ પદ આપ્યું, અને ત્યાર બાદ ત્યા સં ૧૬૦૮મા વાચક—ઉપાધ્યાય પદ આપ્યું, બે વર્ષ પછી સં. ૧૬૧૦મા સિરોહીમા આચાર્ય પદે સ્થાપી નામ હીરવિજયસૂરિ આપ્યુ તેનો ઉત્સવ દૂદા રાજાના જૈન મંત્રી ચાંગા નામના સંઘવીએ કર્યો કે જે ચાંગો રાણપુરના પ્રસિદ્ધ પ્રાસાદના કરનાર સં. ધરણાકનો વંશજ હતો. રાજાએ પોતાના રાજ્યમા પ્રાણીઓની

હિંસાનો નિષેધ કર્યો. પછી બંને આચાર્યો પાટણ જતા ત્યા રાજ-અમલ કરતા પઠાણ યવન શેરખાન (અહમદશાહ બીજાના વખતમા પાટણનો સૂબેદાર) ના સચિવ સમરથ ભણશાલીએ ગચ્છાનુજ્ઞા મહોત્સવ કર્યો. સુરત અને પછી વડલી જતા ત્યા સ. ૧૬૨૧મા વિજયદાનસૂરિ સ્વર્ગસ્થ થતા હીરવિજયસૂરિ તપાગચ્છના નાયક થયા. ડીસા, અને અનુક્રમે વિહાર કરતા અમદાવાદ આવી સં. ૧૬૨૮મા વિજયસેનને આચાર્યપદ આપ્યું. અને લુંપાક (લોંકા) ગચ્છના મેઘજી ઋષિએ પોતાનો મૂર્તિનિષેધક ગચ્છ તજી હીરવિજયસૂરિનો પોતાના ૩૦ (૨૫) સાધુઓ સહિત શિષ્ય બની ઉદ્યોતવિજય નામ રાખ્યુ. આનો ઉત્સવ અકબર બાદશાહના માન્ય (આગ્રાથી અકબર બાદશાહ સાથે આવેલ રાજમાન્ય) સ્થાનસિંહે કર્યો. [સ. ૧૬૨૮–૨૯માં અકબર બાદશાહે ગૂજરાત પ્રાન્તને સંપૂર્ણ સર કર્યો ને ત્યારથી મરાઠાઓએ અમદાવાદ સં. ૧૮૧૪મા કબજે લીધુ ત્યા સુધી મોગલ બાદશાહો જેને સૂબા તરીકે મોકલતા તેનું રાજ્ય ચાલતુ ].

૭૯૦. ત્યાર પછીના દશ વર્ષમા જે કંઇ બન્યુ તેનો કંઇક ખ્યાલ હીરસૌભાગ્ય સિવાયના બીજાં સાધનો (ઋષભદાસકૃત રાસ આદિ) આપે છે.—આઠ વર્ષનાને દીક્ષા આપવાની ખંભાતના શિતાબખાનને ફર્યાદ થતા હીરવિજયસૂરિને ૨૩ દિવસ ગુપ્ત રહેવું પડ્યુ. સ. ૧૬૩૦મા બોરસદમા તેઓ હતા ત્યારે કર્ણઋષિના શિષ્ય જગમાલ ઋષિને ગચ્છ બહાર કરતા ત્યાના હાકેમને ફર્યાદ કરતા સૂરિજીને બોરસદ છોડવુ પડ્યું. પાછળ ઘોડેસ્વાર આવ્યા આખરે ઘોડેસ્વાર સમજી જઇને પાછા ગયા. પછી ખંભાત આવ્યા. સ. ૧૬૩૧મા ખંભાતમા ૧૧ જણને અને અમદાવાદમા ૧૮ જણને એકી સાથે દીક્ષા આપી અમદાવાદના દીક્ષિતોમા સોમવિજય, કીર્ત્તિવિજય (વિનયવિજય ઉ ના ગુરૂ), ધનવિજય આદિ હતા ત્યાથી પાટણ થઈ કુણગેર આવતા ત્યા ચોમાસુ રહેલ અન્ય ગચ્છના કે યતિઓના સોમસુંદર નામના આચાર્યને વંદન કરવાનુ નાકબૂલ કરતા તેણે પાટણના કલાખાનને હીર-

વિજયે વરસાદ અટકાવ્યાની વાત કરી ઉશ્કેર્યો. સૂરિ રાતોરાત ચાલી વડાવલી આવ્યા, ત્યા એક ઘરના ભોયરામા ભરાયા. પાછળ દોડાવેલા ઘોડેસ્વારોને પત્તો ન મળતા તે પાછા ગયા. આમ ત્રણ માસ ગુપ્ત રહેવું પડ્યુ. (સં. ૧૬૩૪) આજ રીતે સં. ૧૬૩૬મા તેઓ અમદાવાદ આવ્યા ત્યારે તેમણે વરસાદ રોક્યો છે એમ કહી કોઇએ ત્યાના હાકેમ શિહાબખાનને ભંભેર્યો ને એક શ્રાવકે તે ભ્રમણા દૂર કરી, ત્યા તે શ્રાવક અને એક અમલદાર વચ્ચે ઝઘડો થતા હીરવિજયસૂરિને ઉઘાડા શરીરે નાસવું પડ્યુ ઘણા દિવસો સુધી તેમને પકડવા માટે ધમાચકડી થઇ આખરે તેનો અંત આવ્યા પછી શાતિપૂર્વક વિહાર કરવાની વારી આવી. સ. ૧૬૩૭મા બોરસદમા આવ્યા ને સં. ૧૬૩૮મા ખંભાતમા સઘવી ઉદયકરણે ચદ્રપ્રભની પ્રતિષ્ઠા તેમને હાથે કરાવી અને આબૂ ચિત્તોડ વગેરેની યાત્રા માટે સંઘ કાઢ્યો. આચાર્ય ખંભાતથી સ. ૧૬૩૮મા લાટ (લાડ) દેશના ગંધાર નામના બંદરમા પધાર્યા.

૭૯૧ ગૂર્જર જનપદની પૂર્વે મેવાતમંડલ–દિલ્લીદેશમા રાજધાની દિલ્હીમા સર્વ પ્રતિપક્ષોને જીતી અકબર નામનો મુદ્‌ગલેંદ્ર (મોગલોમા શ્રેષ્ઠ) બાદશાહ એકચક્રવે રાજ કરતો હતો. ત્યાથી તેણે આગરામા કેટલાક વર્ષોથી સ્થિતિ કરી હતી આગરા પાસે શિલ્પી પાસે પોતાની આજ્ઞાથી બાર ગાઉમા ડામર નામનુ સરોવર ખોદાવી તેની પાસે સીકરી (સીકરી) નામનુ નગર વસાવી ત્યા રહેવા લાગ્યો. પોતે સર્વત્ર વિજય કર્યો તે ખાતર તેનુ નામ ફત્તેપુર-સીકરી આપ્યુ. એ સમ્રાટ્ અકબર મોક્ષસાધક માર્ગ એવા ધર્મનો વિશેષ પરિચય લેવાની ઇચ્છાથી[૪૮૬] રાજસભામા વિદ્વાનોને બોલાવી શાસ્ત્રગોષ્ઠી

૪૮૬ સમ્રાટે વિવિધ ધર્મોના મહુસ્સો સમક્ષ ચર્ચા કરી સ. ૧૬૩૯ (સન ૧૫૮૨) મા 'દીને ઇલાહી' (ઈશ્વરનો ધર્મ) એ નામનો નૂતન ધર્મ પ્રચલિત કર્યો હતો આ ધર્મ એક પ્રકારનો સુધારો ... 'જ્યા સુધી ભારતમા અનેક જાતિઓ તથા ધર્મો રહેશે ત્યા સુધી ...

કરતો હતો. 'મારા મહામંડલમા સર્વ દર્શનોમા એવો કોઇ પ્રસિદ્ધ સાધુ મહાત્મા છે કે જે નિષ્પાપ માર્ગની પ્રરૂપણા કરતો હોય ?' એવા તેના પ્રશ્નના ઉત્તરમા એક સભાજને જૈનોમા હીરવિજયસૂરિ છે એમ જણાવ્યું.

૭૯૨. બીજી વાત એ છે કે–એક દિવસે અકબર બાદશાહે એક શ્રાવિકા કે જેણે છમાસી તપ કર્યો હતો તેનું સરઘસ જોયું. સુખાસનમા તે ચાંપાબાઇ (થાનસિંહની મા) બેઠી હતી ને વાત્ર વાજતા હતા. છ માસનુ અનાજ વગર ઉપવાસ કરવાનું તપ–એ કેમ બને તેનું કુતૂહલ થતા ચાપાબાઇને પૂછતા જણાયું કે દેવગુરૂના મહિમાથી તેમ બન્યુ છે. દેવ તે ઋષભદેવ અને ગુરૂ તે હીરવિજય સૂરિ છે. ચાપાને પોતાને ત્યા બોલાવી તેના તપની ખાત્રી કરી જોઇ. અકબરશાહને હવે હીરવિજયસૂરિના દર્શન કરવા ઉત્કટ ઇચ્છા થઈ. (જગદ્ગુરૂ કાવ્ય, ઋષભદાસ કૃત રાસ, વિદ્યાણંદ કૃત શલોકો વગેરે)

૭૯૩ આ વખતે હીરવિજયસૂરિએ પાટણમા વિજયસેનસૂરિને ગચ્છભાર સોપી લાટ દેશના ગંધાર બંદરમા ચોમાસું કર્યું હતુ; તેથી તેમને રાજીખુશીથી મોકલવા બાદશાહે ગૂજરાતના સૂબા સાહિબખાન (શિઆબખાન–શિયાબુદ્દિન અહમદખાન) પર પોતાનું ફરમાન દૂતોદ્વારા અમદાવાદ (અકમિપુર) મોકલ્યું. સાહિબખાને અમદાવાદના મુખ્ય શ્રાવકોને બોલાવી જણાવતા તે શ્રાવકોએ ગંધાર જઇ આચાર્યને અકબર બાદશાહના આમંત્રણની વાત કરી. વાટાઘાટ થઈ. (કોઇએ કહ્યુ કે એ મ્લેચ્છ સુલતાન પાસે જવામા ભય છે

---

મન શાંત નહિ થાય' અને જાતીય જીવન તૈયાર કરવામા ધર્મ જેવું અન્ય એક પણ ઉપયોગી સાધન નથી, એટલા માટે તેણે રાજનીતિને આગળ કરી, શક્તિનો સંચય કરવાની ભાવનાપૂર્વક હિંદુ તથા મુસલમાનોને એક ધર્મદ્વારા સમ્મિલિત કરવાનો ભગીરથ પ્રયત્ન કર્યો હતો –જુઓ બંકિમચંદ્ર લાહિડીકૃત અને સુશીલ અનુવાદિત 'સમ્રાટ્ અકબર' નામના પુસ્તકનું 'ધર્મનીતિ' એ નામક પ્રકરણ

માટે વહાણમા બેસી દીવ ચાલ્યા જવુ,) વળી કેટલાક શ્રાવકોએ જણાવ્યુ કે 'પાતશાહને પ્રતિબોધવો ઘટે, સંતપુરુષો સ્વભાવથીજ સર્વનાપર ઉપકાર કરે છે જે કારણે પાતશાહ શ્રીમદ્ માટે સમુત્કંઠ છે તે કારણે શ્રીમદે તેની પાસે જઇ તેનાપર ઉપકાર કરવો ઘટે, આપની દેશનાની શાહના હૃદયમા પ્રતિષ્ઠા થશે.' આચાર્યે વિચાર્યુ કે પોતાના જવાથી ઉપદેશને કારણે જૈનશાસનનો ઉદય થશે અને હિંસક પ્રચંડ આશયવાળા દઢ આપના એવા અકબરના હૃદયમા દયા મૂકી શકાશે-જૈનધર્માભિમુખ તેને કરી શકાશે તેથી જણાવ્યુ 'અકબરબાદશાહે મને ખાસ બોલાવેલ છે, મારે પણ પ્રાચ્ય દેશમાના જિનોના દર્શન કરવાના છે તેથી મારા જવાથી ધર્મવૃદ્ધિ થશે માટે મારા જવામા નિષેધ દર્શાવતી ના કોઇએ ભણવી નહિ'

સામૈયું કર્યું. (જગદ્દગુરૂ કાવ્ય શ્લોક ૧૫૨-૩). ત્યાથી સાદડી જઇ રાણકપુર જાત્રા કરી આઉઆથી મેદિનીપુર (મેડતા) પધાર્યા. મેડતામા મ્લેચ્છો રહેતા હોવાથી તે 'મક્કા' કહેવાતુ ત્યાના સાદિમ સુલતાને બહુમાન કર્યું, ફલવર્ધિ (ફલોધી) પાર્શ્વનાથને વંદન કર્યાં. સિદ્ધપુરથી અગાઉ આગળથી આવેલ વિમલહર્ષ ઉપાધ્યાય મેડતામા મળ્યા તેમને અગાઉથી અકબર બાદશાહ પાસે મોકલ્યા. સીહવિમલને ઉપાધ્યાય પદ આપ્યુ. પછી સાંગાનેર આવ્યા.

૭૯૫. વિમલહર્ષે અગાઉથી જઈ અકબર બાદશાહને મળી સૂરિના પ્રયાણ અને આવવા સંબંધી જાણ કરી. બાદશાહની આજ્ઞાથી સ્થાનસિંહ આદિ સંઘજનો સામા જઇ અભિરામાબાદ થઇ આવેલા સૂરિને વાજતે ગાજતે ફતેપુર સીકરી લઇ આવ્યા; ને ત્યા જગન્મલ્લ કચ્છવાહ (જયપુરના રાજા બિહારીમલ્લના નાનાભાઇ) ના મહેલમાં વાસો કર્યો. [સં ૧૬૩૯ જેઠ વદિ ૧૩]



# પ્રકરણ ૨ જું.



## અકબરના દરબારમાં હીરવિજયસૂરિ અને બીજાઓ.

[ સં. ૧૬૩૯–૧૬૬૩ ]

હીરવિજયસૂરિના સમાગમથી અકબર બાદશાહે શું કર્યું એ ટુંકામાં તેમનાજ સમયમાં શત્રુંજય પરના આદિનાથ મંદિરના હેમવિજયગણિએ રચેલા સં. ૧૬૫૦ ના પ્રશસ્તિ લેખમાં જણાવ્યું છે કે —

दामेवाखिलभूपमूर्द्धसु निजमाज्ञा सदा धा[illegible]
  श्रीमान शाहि अकव्वरो नरवरो [देशेष्व] [illegible] ।
षण्मासाभयदानपुष्टपटहोद्घोषानघ[illegible]
  कामं कारयति स्म [illegible] यद्वा[illegible] ॥१७॥
यदुपदेशवशेन मुद [illegible] निखिलमण्डल[illegible] ।
  [illegible] च कर च तुजीजिआ [illegible] ॥१८॥
यद्वाचा कनकाशया विलसितरवानानुपूर [illegible] –
  पूर्ण शाहिरनिन्यनीतिदनिता कोटी[illegible] ।
[illegible] त्यक्तमराव्ययमन्य धरणीराजा जनप्रीत[illegible]
  तद्वान [illegible]पुजपूरपप[illegible]मुचद्[illegible] [illegible]
यद्वाचा निचयैर्सुधाकनरुधा [illegible] –
  [illegible] श्रीमदकब्बर [illegible]तिपति [illegible] ।
[illegible]

—તમામ રાજાઓના શિરે જેની આજ્ઞાઓ માળાની માફક ધારણ કરવામાં આવતી એવા શ્રીમાન્ અકબરશાહે તે (હીરવિજય)સૂરિના વાક્યામૃતથી રંજીત થઈને ૭ મહિના સુધીનો અમારિનો પટહ વગડાવી સમસ્ત દેશમાં પાપનો નાશ કરનારી ઉદ્‌ઘોષણા કરાવી.

તેમના ઉપદેશને વશ થઈ હર્ષ ધરીને બાદશાહ અકબરે પોતાના સમસ્ત મંડળના વાસી જનોમાં નિર્વંશ મરી જાય તેનું ધન તથા જજીઆ વેરો માફ કર્યા

તેમની કતકચૂર્ણ જેવી વાણીવડે નિર્મળ થયું છે અંતઃકરણરૂપ સરોવર જેનું એવા કૃપાપૂર્ણ બાદશાહે પવિત્ર નીતિરૂપ સ્ત્રી ધારણ કરીને લોકપ્રીતિ સંપાદન કરવા સારૂ, બીજા રાજાઓ માફ ન કરી શકે એવા કરો માફ કર્યા અને વળી ઘણાં પક્ષી તથા બંદીવાનોને છોડી મૂક્યા,

સુધાને પણ કોરે મૂકે એવી તેમની વાણીથી આહ્‌લાદ અને સંતોષ પામેલા અકબર બાદશાહે તેમના મનની પ્રીતિ ખાતર પૈસા સાથેનો કર વિશેષ લેવાતો હતો તે માફ કરીને મહાતીર્થ શત્રુંજય પર્વત જૈનોને આપી દીધો.

તેમની વાણીથી મુદિત થયેલા તેણે (શાહે) કરૂણાવંતા હૃદયથી જાણે કે સરસ્વતીનું ગૃહ હોય નહિ એવું અપાર વાઙ્‌મયવાળું પુસ્તકાલય બનાવ્યું, તેમના મોક્ષાભિલાષના પુંજથી ભાવનાવાળી બુદ્ધિવાળો, પવિત્રાત્મા અને રૂડા દર્શનવાળો શાહ તે મહાત્માના દર્શનને હમેશ બહુમાન તરીકે ગણતો.

૭૯૬. બાદશાહની ત્રીજી આંખ જેવો, તુરૂષ્ક (મુસ્લિમ) શાસ્ત્રોનો જ્ઞાતા શેખ **અબુલફજલ**[૪૮૭] હીરવિજયસૂરિને પોતાને ત્યાં લઇ ખુદા (દેવ) કુરાન (શાસ્ત્ર) અને ધર્મ સંબંધી કરેલા પ્રશ્નોના ઉત્તર (વિગત માટે જુઓ હીરસૌભાગ્ય સર્ગ ૧૩, શ્લોક ૧૩૭-૧૫૦)

---

૪૮૭ આઇને-આકબરીનો કર્તા. તેમાં તેણે બીજા ધર્મોની અપેક્ષાએ જૈન ધર્મનો લાંબો તથા યથાર્થ ખ્યાલ આપ્યો છે અને તેને જૈન મુનિઓ-હીરવિજયસૂરિ, વિજયસેનસૂરિ, શાંતિચંદ્ર આદિ સાથે સારો પરિચય હતો એમ પણ તેમાં જણાવે છે અબુલફજલ અકબરની જીભ તરીકે વર્ણવવામાં આવેલ છે અકબરની ધાર્મિક નીતિ તેણે ઉતરાવી હતી અને ધર્મ સંબંધી સવાલોમાં તે સર્વસ્વ હતો.

સાભળી ખુશી ગયો. પછી અકબર બાદશાહે દરબાર ભરી ત્યા સૂરિને બોલાવી તેઓ ગંધારથી ઠેઠ સીકરી સુધી પગે ચાલીને આવ્યા ને જૈન મુનિ પોતાના આચાર પ્રમાણે પગેજ ચાલીને વિહાર કરે, એકવાર જમે ને તે પણ નિર્દોષ આહાર, ભૂમિપર સૂએ, ઉપવાસાદિ તપ કરી શરીર શોષી રાગદ્વેષને જીતે, સંસારની અનિત્ય ભાવના ભાવે, એ જાણ્યુ ત્યારે તેને આશ્ચર્ય થયુ પછી ચિત્રશાલામા સૂરિને લઇ ગયા. ત્યા ગલીચો હતો તે પર ન ચલાય, કેમકે તેની નીચે જીવો હોય તે ચપાઈ જાય ગાલીચો ઉપાડ્યો ત્યા સાચે નીચે કીડીઓ દેખાઈ એટલે બાદશાહ વિસ્મિત થયો. આચાર્યે ધર્મદેશનાથી સંસાર અને લક્ષ્મીની અસ્થિરતા, દેવ ગુરૂ ધર્મનુ સ્વરૂપ, મુનિના અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાચ વ્રતો, છઠ્ઠું રાત્રિ-ભોજન વિરમણ અને સાતમુ નિમિત્તાદિનુ અકથન એમ સાત વ્રતોનું નિરૂપણ કર્યું શાહે પરીક્ષા કરવા પોતાના અમુક જન્માંગોનું ફળ

સાભળી ખુશી ગયો. પછી અકબર બાદશાહે દરબાર ભરી ત્યા સૂરિને બોલાવી તેઓ ગંધારથી ફેઠ સીકરી સુધી પગે ચાલીને આવ્યા ને જૈન મુનિ પોતાના આચાર પ્રમાણે પગેજ ચાલીને વિહાર કરે, એકવાર જમે ને તે પણ નિર્દોષ આહાર, ભૂમિપર સૂએ, ઉપવાસાદિ તપ કરી શરીર શોષી રાગદ્વેષને જીતે, સંસારની અનિત્ય ભાવના ભાવે, એ જાણ્યુ ત્યારે તેને આશ્ચર્ય થયુ. પછી ચિત્રશાલામા સૂરિને લઇ ગયા. ત્યા ગલીચો હતો તે પર ન ચલાય, રખેને તેની નીચે જીવો હોય તે ચંપાઈ જાય. ગાલીચો ઉપાડ્યો ત્યા સાચે નીચે કીડીઓ દેખાઈ એટલે બાદશાહ વિસ્મિત થયો. આચાર્યે ધર્મદેશનાથી સંસાર અને લક્ષ્મીની અસ્થિરતા, દેવ ગુરૂ ધર્મનુ સ્વરૂપ, મુનિના અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાચ વ્રતો, છઠ્ઠુ રાત્રિ-ભોજન વિરમણ અને સાતમું નિમિત્તાદિનું અકથન એમ સાત વ્રતો-નું નિરૂપણ કર્યુ. શાહે પરીક્ષા કરવા પોતાના અમુક જન્મગ્રહોનું ફળ જાણવા માગતા 'એ ફલ મોક્ષપથે જનાર કદિ કહેતા નથી' એમ આચાર્યે જણાવ્યુ, તેથી શાહ મુગ્ધ થયો. શિષ્યસંખ્યા પૂછતા એ વાત જણાવવી એ આત્મગૌરવ કરવા જેવું છે એમ સૂરિએ કહ્યું. શાહે લોકશ્રુતિ પ્રમાણે તેમના બેહજાર શિષ્યો જાણી સંતોષ બતાવ્યો.

૭૯૭ તેના મોટા પુત્ર શેખુજી (સલીમ-જહાંગીર)એ પેટી-માથી પુસ્તકો કાઢી મોકલ્યા 'આવો જૈન અજૈન પુસ્તકોનો મોટો જથો શાહ પાસે કયાથી?' એમ આચાર્યે પૂછતા શાહે જણાવ્યુ, 'પદ્મસુંદર[૪૮૮] નામના તેના મિત્ર હતા, તેણે વાગણસીના વિપ્રને

૪૮૮ પદ્મસુંદર—જૈન સાધુ હતા એ નિશ્ચિત છે કારણ કે જૈન ગ્રંથો જૈનેતર પાસે ન હોય વળી તેવુ નામ જૈન મુનિમાં ઉપલબ્ધ થાય છે. કોઈ કહે છે કે નાગોરી તપાગચ્છના તે હતા, (સૂરીશ્વર અને સમ્રાટ્ પૃ ૧૧૯-૨૦) અને વળી આ ગચ્છમાં થયેલ ચંદ્રકીર્ત્તિ સૂરિના શિષ્ય હર્ષકીર્ત્તિ પોતાના ધાતુપાઠની પ્રશસ્તિમા જણાવે છે કે—

साहेः संसदि पद्मसुंदरगणिं र्जित्वा महापंडितं
क्षौमग्रामसुखासनाद्यकबरश्रीसाहितो लब्धवान् । ભા. ૩. પૃ. ૨૨૭.

સભા સમક્ષ જીત્યો હતો તે વિદ્વાન્ સ્વર્ગસ્થ થતા પોતાનું સર્વ લિખિત પુસ્તક મને આપ્યું હતું. આ સર્વ આપને અર્પું છું.' સૂરિએ કહ્યું 'અમારે તેની જરૂર નથી, કારણકે અમારી પાસે ખપપૂરતું છે. વિશેષની મૂર્ચ્છા શા માટે ?' બાદશાહે શેખ અબલફૈજ તથા થાનસિંહને બોલાવી તેઓદ્વારા ગમે તે પ્રકારે સમજાવી સૂરિ તે પુસ્તકને ગ્રહણ કરે તેમ ઇચ્છયુ. બંનેની અત્યંત વિજ્ઞપ્તિથી સૂરિએ તે ગ્રહણ કરવાનું સ્વીકાર્યું ઉક્ત પુસ્તકો માટે કોશ-ભંડાર સ્થાપી તેને થાનસિંહની અધીનતામા રાખ્યો. પછી આગ્રામા જઈ ચોમાસુ ગાળ્યું (સં. ૧૬૩૯).

૭૯૮. ત્યાર પછી ત્યાથી યમુનાને હોડીથી ઓળંગી (માગસર માસમા) શૌરીપુર કે જે નેમિનાથની જન્મભૂમિ ત્યા જઈ બે પ્રતિમાની પ્રતિષ્ઠા કરી આગ્રા પુન આવી ત્યા ચિંતામણી પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી પછી ફત્તેપુર સીકરી જઈ શેખ અબલ ફૈજે બોલાવતા તેને ત્યા ગયા

---

બીજા પદ્મસુંદર દિગંબર સંપ્રદાયમાં ભટ્ટારક થયેલ છે, કે જેઓ આનંદમેરૂ શિ૦ પદ્મમેરૂના શિષ્ય હતા અને જેમણે સ. ૧૬૧૫ (શર કલાભૃત્ તર્કભૂ)માં રાયમલ્લાભ્યુદયકાવ્ય (પી. ૩, ૨૫૫) રચ્યું ને તેમા ઋષભાદિ ૨૪ તીર્થંકરના ચરિત છે અને રાયમલ્લ નામના સુચરિત શ્રાવકના નામ ઉપરથી તે કાવ્યનું નામ આપ્યુ છે, તેમા દિગંબર આચાર્યો પછી પોતાની ગુરૂપરંપરાનો ક્રમ આપ્યો છે તે દિગંબર લાગે છે, પરંતુ પોતાના ઉક્ત ગુરૂ પ્રગુરૂના નામ આપી પદ્મસુંદરે રચેલો પ્રમાણસુંદર નામનો ગ્રંથ રચ્યો છે (કા વડો) તેમા 'गच्छे श्रीमत्तपाख्ये'-'તપાગચ્છમા' એમ પણ જોવાય છે ને આપેલો રચ્યા સંવત્ 'कराग्निजलधीन्दु' (૧૭૩૨ ? ૧૪૩૨ ?) બંધ બેસતો નથી જલધિને ૭, કે ૪ ને બદલે ૬ લેવામા આવે તો ૧૬૩૨ બંધ બેસે સ ૧૬૨૨માં લખાયેલ પદ્મસુંદરકૃત પાર્શ્વનાથ કાવ્ય (ઑફ્રેક્ટ કૅટે પૃ ૩૯૨, બોડ્ નં ૧૪૦૩) લબ્ધ છે કે જેમાં ઉક્ત રાયમલ્લાભ્યુદય પ્રમાણેજ પોતાના ગુરૂઓનો ક્રમ આપ્યો છે એક પદ્મસુંદરકૃત પ્રાકૃતમાં જંબૂસ્વામી કથાનક મળે છે (વેબર ૨, ૧૦૧૬; ખેડા ભ ) વળી પદ્મસુંદરકૃત ભારતી-સ્તવનો ઉલ્લેખ હીરસૌભાગ્ય ટીકામાં (૧૪, ૩૦૨) આવે છે.

૭૯૯. બાદશાહે ત્યા આવી અશ્વ હાથી વગેરેની ભેટ લેવા જણાવ્યુ, પણ પોતે નિસ્પૃહ જૈનમુનિ હોઇ સ્વીકારી નજ શકે તેમ આચાર્યે ઉત્તર આપતા કંઇક ભેટતો સ્વીકારોજ એવો આગ્રહ કર્યો. આચાર્યે બંદિવાનોને કેદમાથી મુક્ત કરવા, અને પિંજરમા પૂરેલા પક્ષીઓને છોડી મૂકવા કહ્યુ. પોતા માટે કંઇ માગવાનુ કહેતા અમારા પર્યુષણના આઠ દિન હિંસા ન થાય એમ કરવા જણાવ્યુ બાદશાહે તેમા પોતાના પુણ્યાર્થે ચાર દિન ઉમેરી બાર દિવસ સમસ્ત રાજ્યમા 'અમારિ' પ્રવર્ત્તે એમ પોતાની સહી અને મહોરવાળા છ ફરમાન લખી આપ્યા. ૧ લુ ગૂર્જર અને સૌરાષ્ટ્ર મંડલ માટે, ૨ જું ફતેપુર રાજધાનીવાળુ મેવાતમંડલ (જેમા દિલ્લીની પાસેનો ભાગ અંતર્ગત હતો) માટે, ૩ જુ અજમેર દેશ (જેમા મરૂસ્થલી નાગોરાદિ દેશ સમાતા) માટે, ૪ થું માલવમંડલ-અવન્તિદેશ (જેમા દક્ષિણનો સર્વભાગ આવી જતો હતો) માટે, ૫ મુ લાભપુર (લાહોર) દેશવાળા પંજાપ (પંજાબ) મંડલ માટે, ૬ ઠુ સૂરિ પાસે રાખવા માટે. પછી શાંતિચંદ્ર ગણિએ (ફત્તેપુર સીક્રીપાસેના) ડામરતળાવના માછલાં વિનતિ કરતા હોય નહિ એવા શ્લોકો કહેવાથી તે આખુ તળાવ હીરવિજયસૂરિને અર્પણ કર્યું એટલે ત્યા માછલાનો થતો વધ બંધ કર્યો. વળી હવેથી કદિપણ શિકાર નહિ કરૂ એવી શાહે પ્રતિજ્ઞા લીધી[૪૮૯] સર્વ પશુપ્રાણિ મારા રાજ્યમા મારી સમાન સુખપૂર્વક રહે એવું કરીશ એમ જણાવ્યુ. નવરોજ નામના પર્વને દિને 'અમારિ'નું પ્રદાન કર્યું તે અવસરે હીરવિજયસૂરિને 'જગદ્‌ગુરૂ' એ નામનુ બિરૂદ આપ્યુ (સં. ૧૬૪૦). આ વખતે બંદીવાનોને છોડી મૂક્યા, સૂરિસચિવ ધનવિજયને સાથે લઇ જઇ ડામર તળાવે જઇ ત્યાના પાંજરામા પૂરેલા પક્ષિઓને મુક્ત કર્યા. [આ ધનવિજયે સૂરિ સાથે રહીને મેડતામા જૈનવિહારોને મ્લેચ્છ-કરથી મુક્ત કરાવ્યા અને વાજદ આગાડિ

---

૪૮૯ અકબરની કહેવતો-વચનો આઈને અકબરી પુ ૩, ૫, પૃ ૩૩૦-૪૦૦ મા મૂકી છે તેમાની નીચેની પણ છે:—

'રાજ્યનો નિયમાનુકૂલ યદ્યપિ શિકાર ખેલવો બુરો નથી તથાપિ પહેલા જીવરક્ષાનો ખ્યાલ રાખવો ઘણોજ આવશ્યક છે.'

બંધ થયા હતા તે વગાડવા ચાલુ કરાવ્યા–જુઓ તેના શિષ્ય ગુણવિજય શિષ્યરામવિજયની વિશેષાવશ્યકની પ્રતની લેખકપ્રશસ્તિ ગો. ના! )

૮૦૦. પછી **થાનસિંહે** કરેલા ઉત્સવ પૂર્વક અનેક જિનબિંબની પ્રતિષ્ઠા કરી ને **શાંતિચંદ્રને** ઉપાધ્યાયપદ આપ્યું. વળી બાદશાહના માન્ય ઝવેરી **દુર્જનમલ્લે** સૂરિપાસે જિનબિંબોની પ્રતિષ્ઠા કરાવી. ને આચાર્યે ૧૬૪૦ નુ ચોમાસુ ત્યા ગાળ્યુ પછી મથુરાની તથા ગોપાલશૈલ–ગ્વાલેરના બાવનગજા ઋષભનાથની યાત્રા કરી. સં. ૧૬૪૧ નું **અભિરામાબાદમા** અને સં ૧૬૪૨ નુ **આગ્રામા** આવી ચોમાસુ કર્યું. પછી ગૂજરાતથી વિજયસેનસૂરિ આદિ સઘના આગ્રહથી ગૂજરાત પ્રત્યે પ્રયાણ કરતા બાદશાહ પાસે **શાંતિચંદ્ર** ઉપાધ્યાયને રાખી ગયા. [ આ દિલ્લીદેશના વિહારમા શ્રીમદ્‌ગુરુને બાદશાહે આપેલ બહુમાનથી તેમજ તેમના અનેક ગુણો તથા દર્શન અને ઉપદેશથી અનેક મ્લેચ્છાદિ જાતિનાઓ પણ તુરત માસ મદ્યના ખાનપાનનો અને જીવહિંસાનો ત્યાગ કરી સદ્ધર્મના કાર્ય કરવાની મતિવાળા થયા–ધર્મસાગરકૃત ગુર્વાવલી ] મેડતા માર્ગે વિહાર કરતા **નાગપુર** ( નાગોર )મા ચોમાસું રહ્યા (સં. ૧૬૪૩) ત્યાના રાજા **જગમાલના** વણિકમંત્રી **મેહાજલે** સૂરિની અતિ સેવા કરી તથા **જેસલમેરથી** સઘ સહિત આવેલ કોઠારી **માંડણે** ત્યા સૂરિને સોનૈયાથી પૂજી વિવિધ દાન કર્યું, અનેક દેશના સંઘો સૂરિના વંદનાર્થે આવ્યા ત્યાથી પીપાડ આવી વૈરાટથી પ્રતિષ્ઠા માટે આમત્રણ થતા તે કાર્યસારૂ ઉપાધ્યાય કલ્યાણવિજયને મોકલી, પોતે સિરોહી આવ્યા (કલ્યાણવિજયે વૈરાટમા શ્રીમાલી ઇંદ્રરાજે કરેલા ઇંદ્રવિહારની પ્રતિષ્ઠા સ ૧૬૪૪ મા કરી જિ. ૨, ૩૭૯) સીરોહીમા નવીન **ચતુર્મુખ** પ્રાસાદમા **આદિનાથ** આદિ બિંબોની, **અજિત** જિનપ્રાસાદમા **અજિતનાથ** આદિ બિંબોની એમ બે પ્રતિષ્ઠા કરી **આબૂ** યાત્રાર્થે ગયા. **સિરોહી** રાજાનો અતિ આગ્રહ થતાં તેઓ ચોમાસુ કરે તો કરથી અતિ પીડિત લોકને પીડા નહિ કરૂં અને મારિનિવારણ–અમારિ આખા રાજ્યમા રહેશે એવો બોલ આપતા ત્યા હીરવિજય સૂરિએ ચોમાસુ કર્યું (સં. ૧૬૪૪) ને રાજાએ

પોતાનો બોલ પાળ્યો [અહીં વિજયસેનસૂરિ મળ્યા ને તેઓ હીરસૂરિની આજ્ઞાથી ખંભાત જઇ મૂળગધારના વાસી શ્રીમાલી પરીખ વજિયા રાજિયા એ બે ભાઇઓએ બંધાવેલા ચિંતામણિ પાર્શ્વનાથ ચૈત્યમા ચિંતામણી પાર્શ્વનાથ અને મહાવીરની ભવ્ય પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. સં. ૧૬૪૪ જેઠ શુદિ ૧૨ સોમ[૪૯૦] ]

૮૦૧. હીરસૂરિએ પછી રોહસરોતરા માર્ગે વિહાર કરી **પાટણ**મા આવી ત્યા ચોમાસુ કર્યું (સં. ૧૬૪૫) આ દરમ્યાન **શાંતિચંદ્ર** ઉપાધ્યાય કે જેઓ સૂરિની આજ્ઞાથી બાદશાહ પાસે રહી તેની પ્રશસ્તિ રૂપે રચેલ 'કૃપારસ કોશ' નામનુ કાવ્ય સભળાવતા હતા, તેમણે આચાર્યને મળવાની ઇચ્છા થતા પોતાને સ્થાને **ભાનુચદ્ર** વિબુધને રાખીને જવાની રજા બાદશાહ પાસે માગી, ત્યારે બાદશાહે પોતાના તરફથી સૂરિને ભેટ કરવા અર્થે જજીયા નામનો હજુ પણ ગૂજરાતમા કર લેવાતો તે કાઢી નાખનારૂ ફરમાન સ્વમુદ્રાંકિત આપ્યુઃ વિશેષમા દયાળુ થઇ અમારિ માટે અગાઉ પર્યુષણાદિ બાર દિવસો સૂરિના ઉપદેશે સર્વ દેશમા જાહેર કર્યા હતા તેમા બીજા દિવસો ઉમેર્યા કે—સર્વે રવિવારો, સોફીયાન દિવસો—સૂફી લોકોના દિવસો, ઇદના દિનો, સંક્રાતિની સર્વ તિથિઓ, પોતાનો જન્મ જે માસમા થયો તે આખો માસ, મિહિરના દિવસો, નવરોજના દિનો, પોતાના (ત્રણ) પુત્રોના જન્મમાસો, રજબ (મોહરમ) મહિનાના રોજ એટલે કુલ મળી એક વર્ષમા ૭ માસ ને ૭ દિન થયા તેમા કોઇપણ જીવની હિંસા કોઇપણ ન કરે એવા હુકમ બાદશાહે કાઢ્યા. આ **હીરવિજયસૂરિ** આદિના ઉપદેશનુ પરિણામ.[૪૯૧]

---

૪૯૦ જુઓ તેનો ૬૨ શ્લોકનો સસ્કૃત શિલાલેખ બુ ૨ નં ૫૨૯, વિજયપ્રશસ્તિકાવ્ય સર્ગ ૧૧ શ્લો. ૧૭ થી ૭૦, ઋષભદાસ કૃત હીરવિજયસૂરિ રાસ પૃ. ૧૫૨ થી ૧૫૪ કે જેમા બન્ને રાજીઆનો વિસ્તારથી વૃત્તાન્ત છે વળી ક્ષમાકુશલ કૃત ચિંતામણિ પાર્શ્વનાથ સ્તવન

૪૯૧ અકબરે મહિનાઓ સુધી જીવવધ બંધ કરવાનો હુકમ કર્યો હતો એ વાત બદાઉની નામનો કટ્ટર મુસ્લિમ ઈતિહાસ-લેખક પણ જણાવે છે કે:—

૮૦૨ ભાનુચંદ્રજી પોતે બાદશાહ કાસ્મીર જતા ત્યા ગયા, ત્યાના રાજા જયનલે બંધાવેલા જયનલલંકા નામના ૪૦ કોશના સરોવર પર તેમણે બાદશાહને અરજી કરીકે શત્રુંજય તીર્થમા જતા યાત્રાળુ પરનો લેવાતો કર માફ કરવો, એટલે તે પવિત્ર પર્વતને કરથી મુક્ત કરી હીરવિજયસૂરિને અર્પણ કરી દીધાનું ફરમાન બાદશાહે પોતાની મહોરવાળું કરી સૂરિ પ્રત્યે મોકલી આપ્યુ.

---

"In these days (991 = 1583 A D) new orders were given. The killing of animals on certain days was forbidden, as on Sundays because this day is sacred to the Sun, during the first 18 days of the month of Farwardin, the whole month of Abein (the month in which His Majesty was born) and several other days to please the Hindoos. This order was extended over the whole realm and capital punishment was inflicted on every one who acted against the command"—Badaoni p. 321

—"આ દિનોમાં (૯૯૧ હી૦—સન ૧૫૮૩) નવા હુકમ કરવામાં આવ્યા કેટલાક દિવસોમાં જેવા કે રવિવાર સૂર્યનો દિન હોવાથી સર્વ રવિવારના દિવસોમાં, ફરવરદિન માસના પ્રથમના ૧૮ દિનોમાં, અવેન માસ કે જેમાં બાદશાહનો જન્મ થયો હતો તે આખા માસમા જીવહિંસાનો નિષેધ 'હિંદુઓને' ખુશ કરવા માટે કરવામાં આવ્યો. આનું ફરમાન આખા રાજ્યમાં વ્યાપ્ત કરવામાં આવ્યું અને જે કોઈ તેની વિરૂદ્ધ વર્તે-તો તેને ગર્દન મારવાની શિક્ષા અપાતી હતી" આમાં 'હિંદુઓ' શબ્દ છે તેથી જૈન સમજવા કારણકે જૈન લોકજ આ વાતનો (જીવવધનો) નિષેધ કરાવવામાં સદા પ્રયત્ન કર્યા કરે છે તેઓ હમણાં પણ ભારતીય રાજા મહારાજાઓ વગેરે પાસે હજારો અર્જી મોકલે છે ને તે માટે ઘણો ખર્ચ કરે છે આનુ વર્ષ ભાષાંતરકાર ૯૯૧ હીજરી મૂકે છે માટે કૌંસમા તેણે મૂકેલ છે તે બરાબર નથી તે વર્ષ ૯૯૬ હીજરી જોઈએ વળી આઇને અકબરી ૩, ૩૩૧ માં લખ્યું છે કે 'રવિવારે તથા તહેવારોના દિવસે પશુની હત્યા નહિ કરવાના ખાસ હુકમો પણ બહાર પાડવામાં આવ્યા હતા'

૮૦૩. વિજયસેનસૂરિ ખંભાતથી ગંધારમા ચોમાસુ કરી હીરસૂરિને પાટણ મળ્યા. બંનેએ ત્યાથી ખંભાતમા સં. ૧૬૪૬ મા જઇ સોની તેજપાલે કરાવેલ ભવ્ય મંદિરની પ્રતિષ્ઠા કરી, સં. ૧૬૪૭-૪૮ મા અમદાવાદ રહી ૧૬૪૮ મા રાધનપુર ચોમાસુ કર્યું ત્યા શત્રુંજય કરથી મુક્ત કર્યાનુ અને તેના દાનનું ફરમાન બાદશાહે મોકલ્યુ તે મળવાથી સતુષ્ટ થઈ ત્યાથી વાસક્ષેપ મોકલી લાહોરમા ભાનુચંદ્રને ઉપાધ્યાય પદ અપાવ્યુ. આ જાણ્યા પછી અકબરને વિજયસેન સૂરિના દર્શનની ઇચ્છા થતા તેમને બોલાવવા લાહોરથી ફરમાન આવતા આચાર્યે વિજયસેનસૂરિને લાહોર મોકલ્યા

૮૦૪. વિજયસેનસૂરિ લાહોર જતા લુધિઆણા આવતા શેખ ફયજી સામો આવી મળ્યો. તેની પાસે સૂરિશિષ્ય નંદિવિજયે અષ્ટ અવધાનો કર્યા. આ વાતની ખબર પડતા બાદશાહે તે જોવા માટે બોલાવતા નદિવિજયે આવી રાજસભામા મંડોવર રાજા મલ્લદેવના પુત્ર ઉદયસિંહ, કચ્છવાહના ૭ હજારી સૈન્યેશ્વર માનસિંહ, શેખ અબુલફૈજલ, આજમખાન, જાલોરના ગજનીખાન, બ્રાહ્મણો, કાજી, કાયસ્થ સમક્ષ અષ્ટ અવધાન કર્યા. સૂરિએ પછી લાહોરમા જેઠ સુદ ૧૨ ને દિને પ્રવેશ કર્યો. અકબરને મળ્યા. પુન અષ્ટ અવધાન નદિવિજયે કરતા તેને 'ખુશ-ફહમ' (સુમતિ) નામનુ બિરૂદ આપ્યુ (સં. ૧૬૫૦) ઇશ્વરને જૈનો માનતા નથી એવુ અકબરને સમજાવતા તે સંબંધીનો વાદ ભર સભામા બ્રાહ્મણો સમક્ષ કર્યો ને 'ઇશ્વરસિદ્ધિ' કરી બ્રાહ્મણોને ચૂપ કર્યા એકદા સૂરિએ અકબર પાસે ૭ કાર્યોની ઉપયોગિતા સમજાવી ૧-૪ ગાય, બળદ ભેસ ને પાડાની હિંસા યોગ્ય નથી, ૫ મરણ પામેલાનું દ્રવ્ય સરકાર લે છે તે, તથા ૬ બદિવાનોને પકડવા એ પ્રતિષ્ઠાવાળુ નથી. આથી આ ૭ બાબત આખા દેશમા બધ કરવાનુ ફરમાન આખા દેશમા શાહે મોકલી આપ્યુ આમ ઘણા લાભ થતા સૂરિએ લાહોરમા બે ચોમાસા કર્યા (વિજયપ્રશસ્તિ સર્ગ ૧૨. બુ. ૨ ન. ૧૧૨૧ ના સં. ૧૬૬૧ ના વિજયસેનસૂરિના પ્રતિષ્ઠા લેખમા પોતાને માટે વિશેષણ 'પાતિશાહિ શ્રી અકબર-

સભાસમક્ષ જિતવાદિવૃંદ,–ગોબલીવર્દ મહિષ મહિષીવધ નિવૃત્તિ સ્ફુરન્માનકારક ભટ્ટારક' મૂકેલ છે.)૪૯૨

૮૦૫ વિજયસેનસૂરિએ અકબરને પ્રસન્ન કર્યો, અને ભાનુચંદ્રના ઉપાધ્યાય પદનો નન્દિવિધિ કર્યો તે મહોત્સવમા શેખ અબલફજેૈ ૬૦૦ રૂપૈયા અશ્વદાનપૂર્વક યાચકોને આપ્યા. (હી. સૌ સ ૧૪ શ્લો. ૨૯૨) વિજયસેને અકબરની પરિષદ્–રાજસભામા ૩૬૬ બ્રાહ્મણવાદીઓને જીત્યા તેથી અકબરે તેમને 'સવાઇ વિજયસેન સૂરિ' (હીરસૂરિથી પણ ચડયા એ બતાવતુ) બિરૂદ આપ્યુ. આ જાણી હીરસૂરિ આનંદ પામ્યા. (હી. સૌ સર્ગ ૧૪) હીરસૂરિના સ્વર્ગવાસ પહેલા અકબરે ઉપરનું છ બાબતનું ફરમાન વિજયસેનસૂરિને આપી તેમને સૂરિ પાસે જવા મોકલ્યા હતા. (હી. સૌ ૧૭,૨૦૦)

૮૦૬ આ બાજુ હીરવિજયસૂરિ પાટણ ચોમાસું કરી શત્રુંજય તીર્થની યાત્રા કરવાની ઇચ્છા થતા ત્યાથી ૧૬૪૯ ના શીતકાલમા નીકળ્યા (અમદાવાદ આવી સૂબા શાહજાદા મુરાદનું માન પામી–વિવેકહર્ષકૃત હીરવિજય રાસ) વિહાર કરતા પાલિતાણે આવ્યા ત્યા ચારે બાજુથી આવેલા સઘો (પાટણ, અમદાવાદ, ખંભાત, માલવ, લાહોર, મારવાડ, દીવ, સુરત, ભરૂચ, વીજાપુર, દક્ષિણ કાનડા આદિ નાના મોટા ૨૦૦ સંઘના લાખો યાત્રાળુઓ) એકઠા થયા. (સં. ૧૬૫૦)ની ચૈત્રી પુનમે મોટી યાત્રા કરી. ત્યા ૧ શાહ તેજપાલ, ૨ શાહ રામજી ૩ જશુ ઠક્કર ૪ શાહ કુંઅરજી અને ૫ શેઠ મૂલા શાહ આ પાચ ધનિકોએ બનાવેલા વિશાળ અને ઉન્નત જિનમદિરોમા મહોત્સવપૂર્વક સૂરિએ પ્રતિષ્ઠા કરી (જિ. ૨, નં. ૧૨) ત્યાથી ઉનામા ચોમાસું કર્યું દીવમા પારેખ મેઘજી અને તેની સ્ત્રી લાડકી બાઇએ સૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી. મક્કે હજ કરી પાછા ફરેલ (ગૂજરાતના સૂબા) આજમખાને ઉનામા આવી સૂરિ પાસે હજાર મહોર ધરી નમન કર્યું ને સૂરિએ તે દ્રવ્યનો અસ્વીકાર કર્યો; વળી

૪૯૨ હી ૯૯૯ (સન ૧૫૯૦)મા બળદ, ભેસ, બકરાં, ઘોડા અને ઉંટના માંસનો નિષેધ કરવામાં આવ્યો (બદાઉનિ પૃ. ૩૭૫)

સ્વગુરૂના અતિ ભક્ત હતા. ( જુઓ કાદંબરીપર તેની પોતાની ટીકાની છેલ્લી પ્રશસ્તિ )[૪૯૬]

૮૦૯ **વિજયસેન** સૂરિનો પરિચય થોડો કરીએ —સં. ૧૬૩૩ મા સૂરતમા ચિંતામણી મિશ્ર વગેરે પંડિતોની સભા સમક્ષ ભૂષણ નામના દિગંબરાચાર્ય સાથે શાસ્ત્રાર્થ કરી તેમને નિરૂત્તર કર્યા હતા, ( વિજયપ્રશસ્તિ સર્ગ ૮, શ્લો. ૪૨ થી ૪૯ ) અમદાવાદના સૂબા ખાનખાના ( સં. ૧૬૩૯–૧૬૪૬ )ને ઉપદેશથી પ્રસન્ન કર્યો હતો અને યોગશાસ્ત્રના પ્રથમ શ્લોકના તેમણે ૭૦૦ અર્થ કર્યા હતા. કહેવાય છે કે તેમણે પોતે કાવી, ગંધાર, અમદાવાદ, ખંભાત, પાટણ વગેરે સ્થલોમા લગભગ ચાર લાખ જિનબિંબોની પ્રતિષ્ઠા કરી હતી. તેમના ઉપદેશથી તારંગા, શંખેશ્વર, સિદ્ધાચલ, પંચાસર, રાણપુર, આરાસણ, અને વીજાપુર વગેરેના મંદિરોના ઉદ્ધાર થયા હતા. સ્વ. સં. ૧૬૭૨ ( તેમના ચરિત્ર માટે જુઓ વિજયપ્રશસ્તિ

---

૪૯૬. इतिश्री पातशाहश्री अकवर जल्लालदिन सूर्यसहस्रनामाध्यापक, श्रीशत्रुजयतीर्थकरमोचनाद्यनेकसुकृतविधायक महोपाध्याय श्रीभानुचंद्रगणिविरचिताया तच्छिष्याष्टोत्तर शतावधान साधक प्रमुदित बादशाह श्रीअकब्बर प्रदत्त खुशफहमपराभिधान श्रीसिद्धिचंद्र गणिरचिताया कादम्बरी टीकायामुत्तरखण्ड टीका समाप्ता । એવુ અંતિમ કથન બાણની કાદંબરી પર પૂર્વખંડની ભાનુચંદ્રે અને ઉત્તરખંડની ટીકા સિદ્ધિચંદ્રે કરેલી ટીકામા છે તેજ પ્રમાણે ભાનુચંદ્રકૃત અને સિદ્ધિચંદ્રશોધિત વસંતરાજ ટીકામા પણ છે વળી સિદ્ધિચંદ્રે પોતાના સંબંધે ભક્તામર સ્તોત્રની પોતાની ટીકાની આદિમા જણાવ્યુ છે કે.—

कर्त्ता शतावधानाना विजेतोन्मत्तवादिना ।
वेत्ता षडपिशास्त्राणामध्येता फारसीमपि ॥
अकब्बरसुरत्राणहृदयाम्बुजषट्पद ।
दधान खुष्फहमिति विरद शाहिनार्पितं ॥
तेन वाचकचन्द्रेण सिद्धिचन्द्रेण तन्यते ।
भक्तामरस्य बालाना वृत्तिर्व्युत्पत्तिहेतवे ॥

સ્વગુરૂના અતિ ભક્ત હતા. (જુઓ કાદંબરીપર તેની પોતાની ટીકાની છેલ્લી પ્રશસ્તિ)[૪૯૬]

૮૦૯ **વિજયસેન** સૂરિનો પરિચય થોડો કરીએ—સં. ૧૬૩૩ મા સૂરતમા ચિંતામણી મિશ્ર વગેરે પંડિતોની સભા સમક્ષ ભૂષણ નામના દિગંબરાચાર્ય સાથે શાસ્ત્રાર્થ કરી તેમને નિરૂત્તર કર્યા હતા, (વિજયપ્રશસ્તિ સર્ગ ૮, શ્લો. ૪૨ થી ૪૯) અમદાવાદના સૂબા ખાનખાના (સ. ૧૬૩૯–૧૬૪૬)ને ઉપદેશથી પ્રસન્ન કર્યો હતો અને યોગશાસ્ત્રના પ્રથમ શ્લોકના તેમણે ૭૦૦ અર્થ કર્યા હતા કહેવાય છે કે તેમણે પોતે કાવી, ગંધાર, અમદાવાદ, ખંભાત, પાટણ વગેરે સ્થલોમા લગભગ ચાર લાખ જિનબિંબોની પ્રતિષ્ઠા કરી હતી. તેમના ઉપદેશથી તારંગા, શંખેશ્વર, સિદ્ધાચલ, પંચાસર, રાણપુર, આરાસણ, અને વીજાપુર વગેરેના મંદિરોના ઉદ્ધાર થયા હતા. સ્વ. સં. ૧૬૭૨ (તેમના ચરિત્ર માટે જુઓ વિજયપ્રશસ્તિ

---

૪૯૬. इतिश्री पातशाहश्री अकवर जलालदिन सूर्यसहस्रनामाध्यापक, श्रीशत्रुंजयतीर्थकरमोचनाद्यनेकसुकृतविधायक महोपाध्याय श्रीभानुचंद्रगणिविरचिताया तच्छिष्याष्टोत्तर शतावधान साधक प्रमुदित बादशाह श्रीअकब्बर प्रदत्त खुशफहमपराभिधान श्रीसिद्धिचंद्र गणिरचिताया कादम्बरी टीकायामुत्तरखण्ड टीका समाप्ता। એવું અંતિમ કથન બાણની કાદંબરી પર પૂર્વખંડની ભાનુચંદ્રે અને ઉત્તરખંડની ટીકા સિદ્ધિચંદ્રે કરેલી ટીકામા છે તેજ પ્રમાણે ભાનુચંદ્રકૃત અને સિદ્ધિચંદ્રશોધિત વસંતરાજ ટીકામા પણ છે વળી સિદ્ધિચંદ્રે પોતાના સંબંધે ભક્તામર સ્તોત્રની પોતાની ટીકાની આદિમા જણાવ્યું છે કે:—

कर्त्ता शतावधानाना विजेतोन्मत्तवादिना ।
वेत्ता षटपिशास्त्राणामध्येता फारसीमपि ॥
अकब्बरसुरत्राणहृदयाम्बुजषट्पद ।
दधान खुष्फहमिति बिरद शाहिनार्पित ॥
तेन वाचकचन्द्रेण सिद्धिचन्द्रेण तन्यते ।
भक्तामरस्य बालाना वृत्तिर्व्युत्पत्तिहेतवे ॥

દિથી અનેક નૃપતિઓનો સદ્ભાવ પ્રાપ્ત કર્યો હતો.

૮૦૮ **શાંતિચંદ્ર** અકબરની રજા લઈ ગયા ને તેના દરબારમાં **ભાનુચંદ્ર** અને **સિદ્ધિચંદ્ર** એ બે ગુરૂ શિષ્ય રહ્યા તે પણ તેમની માફક બાદશાહથી સન્માનિત થયા. ઉપાધ્યાય **ભાનુચંદ્રે** અકબર પાસે સંસ્કૃતમાં 'સૂર્ય સહસ્રનામ' બોલતા એટલે અકબર તેના મુખેથી દર રવિવારે સૂર્યના સહસ્ર નામો શ્રવણ કરતો[૪૯૫] **સિદ્ધિચંદ્રે** પણ બાદશાહને રંજિત કરેલ અને બાદશાહે પછી સિદ્ધાચલ પર મંદિરો બંધાવવાનો જે નિષેધ કર્યો હતો તે તેની પાસેથી દૂર કરાવ્યો હતો, યાવની એટલે ફારસી ભાષાના ઘણા ગ્રંથો પ્રતિભા ગુણથી અધિક જાણીને બાદશાહને ભણાવ્યા હતા. વળી **સિદ્ધિચંદ્ર** **શાંતિચંદ્ર** સમાન શતાવધાની પણ હતા, ને તેના પ્રયોગ જોઇ તેમને પણ બાદશાહે 'ખુશફહેમ'ની માનપ્રદ પદવી આપી હતી. એકવાર બાદશાહે બહુ સ્નેહથી, એમનો હાથ પકડીને કહ્યું 'હું આપને પાંચહજાર ઘોડાના મનસબવાળી મોટી પદવી અને જાગીર આપું છું તેનો સ્વીકાર કરીને તમે રાજા બનો અને આ સાધુવેષનો ત્યાગ કરો. એ પોતે બહુ સુંદર રૂપવાળા હતા, ષટ્શાસ્ત્રોના જ્ઞાતા,

---

देव भ्रातृव्य सहस्रमल्लराज्ञ पुर पत्रालंबनपुर सर क्षपणक भट्टारक गुणचन्द्रजयिना इत्थं प्रकारक प्रभावना समुत्सर्प्पण विविवेदसा महोपाध्याय श्री ५ श्री शातिचंद्र गणिपदाना चरणाम्बुज भृंगायमाण गणि लालचंद्रेणालेखि । मुनि लाभचन्द्र पठनार्थं ॥ જુઓ મારો લેખ 'ઈડરનો સંક્ષિપ્ત ઈતિહાસ' જૈનયુગ પુ. ૧, ૪ પૃ ૧૪૩-૧૫૧

તેમના બીજા શિષ્ય **અમરચંદ્રે** સં ૧૬૭૮ માં રચેલ કુલધ્વજરાસની પ્રશસ્તિમાં પણ સ્વગુરૂની ઉપરની એક વાત જણાવી છે કે:—

રાય **નારાયણ** રાજસભાઈ, ઈડર નયર મઝારિરે.

**વાદીભૂષણ** દિગપટ જીતી, પામ્યો જયજયકારરે. (જૈ૦ ગુ૦ કવિઓ પ્રથમ ભાગ પૃ ૫૦૭)

૪૯૫ બ્રાહ્મણોની માફક સમ્રાટ્ પણ પ્રાતઃકાળે પૂર્વદિશા તરફ મુખ રાખી ઉભો રહેતો અને સૂર્યની આરાધના કરતો તેમજ તેના સહસ્રનામોનો પણ સંસ્કૃતભાષામાંજ ઉચ્ચાર કરતો. બદાઉનિ ૨, ૩૩૨.

સ્વગુરૂના અતિ ભક્ત હતા. (જુઓ કાદંબરીપર તેની પોતાની ટીકાની છેલ્લી પ્રશસ્તિ)[૪૯૬]

૮૦૯ **વિજયસેન** સૂરિનો પરિચય થોડો કરીએ —સં. ૧૬૩૩ મા સૂરતમા ચિંતામણી મિશ્ર વગેરે પંડિતોની સભા સમક્ષ ભૂષણ નામના દિગંબરાચાર્ય સાથે શાસ્ત્રાર્થ કરી તેમને નિરુત્તર કર્યા હતા. (વિજયપ્રશસ્તિ સર્ગ ૮. શ્લો. ૪૨ થી ૪૯) અમદાવાદના સૂબા ખાનખાના (સં. ૧૬૩૯-૧૬૪૬)ને ઉપદેશથી પ્રસન્ન કર્યો હતો અને યોગશાસ્ત્રના પ્રથમ શ્લોકના તેમણે ૭૦૦ અર્થ કર્યા હતા. કહેવાય છે કે તેમણે પોતે કાવી, ગંધાર, અમદાવાદ, ખંભાત પાટણ વગેરે સ્થલોમા લગભગ ચાર લાખ જિનબિંબોની પ્રતિષ્ઠા કરી હતી. તેમના ઉપદેશથી તારંગા, શંખેશ્વર, સિદ્ધાચલ, પંચાસર, રાણપુર, આરાસણ, અને વીજાપુર વગેરેના મંદિરોના ઉદ્ધાર થયા હતા. સ્વ. સં. ૧૬૭૨ (તેમના ચરિત્ર માટે જુઓ વિજયપ્રશસ્તિ

—

કાવ્ય, દયાકુશલે સં. ૧૬૪૯ મા આગ્રામા રચેલો લાભોદય રાસ, પ્રકીર્ણ કૃતિઓ ).

૮૧૦ આવી રીતે **હીરવિજયસૂરિએ** પોતે તેમજ તેમના ઉપ-ર્યુક્ત શિષ્ય પ્રશિષ્યોએ તેમજ ખરતર ગચ્છના **જિનચંદ્રસૂરિ** આદિએ સમ્રાટ્ **અકબર**–પર ધીમે ધીમે ઉત્તરોત્તર વિશેષ પ્રમાણમા પ્રભાવ પાડી તેને જીવદયાના પૂરા રંગવાળો કર્યો હતો તેમા કિંચિન્માત્ર શક નથી એ વાતની સાક્ષી તે બાદશાહે બહાર પાડેલ ફરમાનો ( કે જે પૈકી કેટલાક અત્યારે પણ મળી આવે છે તે ) પરથી, તેમજ અબુલફ્જલની આઇને અકબ્બરી, બદાઉનીના અલબદાઉનિ, અકબર-નામા વગેરે મુસલમાન લેખકોએ લખેલા ગ્રંથોપરથી સ્પષ્ટ જણાય છે.

૮૧૧ સમ્રાટ્ **અકબર** એક વિચારશીલ તથા સ્વદેશહિતૈષી પુરૂષ હતો. તે ઘણીવાર કહેતો કે " જ્યા સુધી **ભારતમા** અનેક જાતિઓ તથા ધર્મો રહેશે ત્યા સુધી મારૂ મન શાતિ નહિ થાય " ( આઇને અ૦ ૩, ૩૮૬ ) વળી ' ધર્મો ગમે તેટલા હોય અને ગમે તેટલી ભિન્નતાવાળા હોય તોપણ જો તેમને સત્યના સુદૃઢ મૂળ ઉપર પ્રતિષ્ઠિત કરવામા આવે તો તેમની વચ્ચે એકવાક્યતા કિંવા યથાયોગ્ય સંમેલન થયા વગર રહે નહિ ' ( આ. અ. ૧, પૃ. ૧૨ ). સર્વ ધર્મોની જાહેરમા સમાલોચના થઈ શકે એટલા માટે ફતેહપુર સીક્રી ખાતે ' એબાદતખાના ' ( પ્રાર્થનાગૃહ )ની સ્થાપના કરી હતી. ઉક્ત મંદિરમા ( સન ૧૫૭૮–સં. ૧૬૩૫ ) ઘણા ધર્મના પ્રતિનિધિઓ ચર્ચા ચલાવતા. ' સુફી, દાર્શનિકો, વક્તાઓ, કાયદાશાસ્ત્રી, સુન્ની, શીઆ, બ્રાહ્મણ, **જતી, સિઊરા,** ચાર્વાક ( નાસ્તિકો ), નાઝરેન ખ્રિસ્તીઓ), જથુ, શાત્ર ( શત્રન્ ) ઝોરોસ્ટ્રીઅન ( પારસીઓ ) અને બીજાઓ અતિ ઉમદા આનંદ મેળવતા. ' ( અબુલફ્ઝલ આઇને અકબરી પુ. ૩, પ્રકરણ ૪૫ પૃ. ૩૬૫ બીવરેજનો અનુવાદ). આમા જણાવેલ જતી અને સિઊરા (શ્રમણો) એ શ્વેતામ્બર જૈનો સંબંધે અચૂક વપરાયા છે, જ્યારે તેનો અર્થ બધાએ ' બૌદ્ધો ' કરેલ છે તે તદ્દન ખોટું છે; કદિ પણ બૌદ્ધોએ આવી ચર્ચા કરી નથી, બૌદ્ધ પંડિતો હિંદમા તે સમયે હતાજ નહિ. ( વિન્સેટ સ્મિથ )

૮૧૨ રા. C (ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલ) પોતાના લેખમા જણાવે છે કે—'સત્ય વાત એ છે કે અકબરના ચારિત્રની ધાર્મિક બાજુપર અપેક્ષાએ પ્રાયઃ પ્રમાણમા ઓછુ લક્ષ અપાયુ છે; છતા પણ એ જાણવું ઘણુ રસપ્રદ થશે કે એ મહાન્ વ્યક્તિએ વિધવિધ સંપ્રદાયો અને ધર્મો પાળની પોતાની પ્રજાને સંતોષવાનું તદ્દન મહાભારત કાર્ય સિદ્ધ કર્યુ હતુ એટલુજ નહિ પણ તેનામા એવી શ્રદ્ધા ઉત્પન્ન કરી હતી કે તે પોતાના ધર્મને માનતો હતો. ખ્રિસ્તીઓ માનતા કે તે ખ્રિસ્તી હતો, પારસીઓ સમજતા કે તે પારસી હતો. જ્યારે હિન્દુ ધારતા કે તે હિન્દુ હતો. તેની ધર્મ-વિષયક નીતિ આ રીતે આપણા વિશેષ આદરને પાત્ર બને છે.

૮૧૩ 'અકબરનો ધર્મ Eclectic હતો કારણકે તે સત્યનો સહૃદય શોધક હતો. જ્યાથી મળે ત્યાથી તે સત્ય સ્વીકારતો. જૈનધર્મમાથી તેણે પ્રાણીઓના વધનો ત્યાગ, જીવતા પ્રાણીઓ પ્રતે દયા, [૪૯૭]માંસાહારથી અમુક અંશે અલગ રહેવુ, પુનર્જન્મની માન્યતા, અને કર્મનો સિદ્ધાંત—એ વસ્તુઓ સ્વીકારી અને તે જૈન ધર્મપર તેના તીર્થોને તેના અનુયાયીઓને સોંપીને તથા તેના વિદ્વાન્ પંડિતોને માન આપી કૃપા બતાવી

ણને ત્રણ નામો-હરિજીસુર, બિજાસેનસુર અને ભાનચંદ મળી આવે છે. આ ત્રણ નામો આપણે તુરતજ ઓળખીને કહી શકીએ કે તે હીરવિજયસૂરિ, વિજયસેનસૂરિ અને ભાનુચંદ્ર ઉપાધ્યાયના નામો છે. અકબરના દરબારના વિદ્વાનો પાચ વર્ગમા વિભક્ત કર્યા હતા (કે જે બધાની સંખ્યા ૧૪૦ હતી)

"સમ્રાટ્ કે જે પોતે ભૌતિક અને અધિભૌતિક જગત્નો નાયક, અને બહારની તેમજ આંતરિક જગત્ ઉપર સાર્વભૌમ સત્તા ચલાવે છે તે પણ ખાસ લક્ષમા લેવા યોગ્ય પાંચ પ્રકારના સતોને માન આપે છે પ્રથમ વર્ગના પોતાના સીતારાના પ્રકાશમાં બાહ્ય તેમજ અદરની વસ્તુઓના ગુપ્ત ભેદો-રહસ્યો જોઈ શકે છે અને પોતાની સમજ તથા પોતાની દૃષ્ટિવિશાળતા વડે વિચારના બંને રાજ્યો-પ્રદેશો પૂર્ણ રીતે જાણી શકે છે" (આઇને અકબરી પુ ૧, પૃ ૫૩૭)

૮૧૫ 'હીરવિજયસૂરિને આ પહેલા વર્ગમા મૂકવામા આવ્યા છે અને ઉક્ત બીજા બે (વિજયસેન અને ભાનુચદ્ર) ને પાચમા વર્ગમા મૂકેલ છે (કે જે વર્ગ નકલ (પુરાવા)પર આધાર રાખના વિજ્ઞાનોને સમજનારાનો છે)

૮૧૬ 'અકબરે ઘણી જીતો મેળવી અને હવે કોઈ શત્રુ બાકી નહોતો રહ્યો કે જેને જીતવાનું રહે (બદાઉની) તેથી તેનુ મન ધાર્મિક પ્રશ્નોમા ખેંચાયુ. ચુસ્ત મુસલમાન ન હોવાથી તે એમ માનતો કે સર્વે ધર્મોમા એવી ઘણી ચીજો જાણવાની છે અને એવા ઘણા વિદ્વાનો છે કે જેમની પાસેથી શિખવાનું છે. તે પોતાના દરબારમા દેશના શ્રેષ્ઠ વિદ્વાનોને આમંત્રતો અને તેમની પાસે ધાર્મિક પ્રશ્નોની ચર્ચા કરાવતો. (અનુવાદ) બદાઉની લખે છે કે—

"સમ્રાટે ઈસ્લામ ધર્મનો પરિત્યાગ કર્યો હતો તેમા અનેક કારણો હતાં. મુખ્ય એ હતુ કે જુદા જુદા દેશોમા જુદા જુદા ધર્મવાળા ઘણી સંખ્યામાં વિદ્વાનો સમ્રાટ્ના દરબારમા છુટથી આવજા કરી શકતા, અને સમ્રાટ્ સાથે પ્રત્યક્ષ વાર્ત્તાલાપ સહૃદયતાપૂર્વક કરી શકતા. રાતદિન ધર્મ સંબંધી વિચાર કર્યા કરવા અને તેનુ યથાર્થ મૂળ શોધી કાઢવું તે સિવાય તે બીજા કોઈ કાર્ય પ્રત્યે મુદ્દલ લક્ષજ આપતો નહોતો...સમ્રાટ્ દરેક પાસેથી ખાસ કરીને જે બીન-મુસ્લિમ હોય તેઓના મતો સંઘરતો. જે જે વાત

તેને પ્રીતિકર થતી તે તેનો સ્વીકાર કરતો, અને જે વાત તેના સ્વભાવથી વિરૂદ્ધ અને પોતાની ઈચ્છાની વિરોધી લાગતી તેને રદ કરતો આ પ્રમાણે કેટલાક પ્રાથમિક મૂળ સિદ્ધાંતોના પાયા પર થયેથી શ્રદ્ધા તેના હૃદયની આરસીપર અંકિત થતી અને સમ્રાટ્પર જે સર્વ અસરો દૃઢપણે થઈ તેના પરિણામે તેના હૃદયમાં શિલાપર કરેલા રેખાદર્શનની જેમ ધીમે ધીમે એવી પ્રતીતિ થઈ કે સઘળા ધાર્મિક સંપ્રદાયોમાં બુદ્ધ-વિદ્વાન્ મનુષ્યો હોય છેજ અને સર્વ પ્રજાઓમાં જબરા વિચારકો અને આશ્ચર્યકારી શક્તિઓવાળા મનુષ્યો હોય છેજ

"વિશેષમાં સમ્રાટ્ અન્ય સમ્પ્રદાયના વિદ્વાનો કરતા સુમનિઓ (શ્રમણો-જૈન મુનિઓ) અને બ્રાહ્મણો તેની સાથે એકાંતમાં એની વિશેષતઃ વાર્તાલાપ-મેળાપ કરી શકતા તેઓ પોતાના ધર્મતત્ત્વ અને નીતિશાસ્ત્રોમાં અને શારીરિક તથા ધાર્મિક વિદ્યાનોના બીજદ (ધર્મના)

ણને ત્રણ નામો-હરિજીસુર, બિજઇસેનસુર અને ભાનચદ મળી આવે છે. આ ત્રણ નામો આપણે તુરતજ ઓળખીને કહી શકીએ કે તે હીરવિજયસૂરિ, વિજયસેનસૂરિ અને ભાનુચંદ્ર ઉપાધ્યાયના નામો છે. અકબરના દરબારના વિદ્વાનો પાચ વર્ગમા વિભક્ત કર્યા હતા (કે જે બધાની સંખ્યા ૧૪૦ હતી)

"સમ્રાટ્ કે જે પોતે ભૌતિક અને અધિભૌતિક જગત્નો નાયક, અને બહારની તેમજ આતરિક જગત્ ઉપર સાર્વભૌમ સત્તા ચલાવે છે તે પણ ખાસ લક્ષમા લેવા યોગ્ય પાંચ પ્રકારના સતોને માન આપે છે પ્રથમ વર્ગના પોતાના સીતારાના પ્રકાશમાં બાહ્ય તેમજ અદરની વસ્તુઓના ગુપ્ત ભેદો-રહસ્યો જોઈ શકે છે અને પોતાની સમજ તથા પોતાની દૃષ્ટિવિશાળતા વડે વિચારના બને રાજ્યો-પ્રદેશો પૂર્ણ રીતે જાણી શકે છે" (આઇને અકબરી પુ ૧, પૃ ૫૩૭)

૮૧૫ 'હીરવિજયસૂરિને આ પહેલા વર્ગમા મૂકવામા આવ્યા છે અને ઉક્ત બીજા બે (વિજયસેન અને ભાનુચદ્ર) ને પાચમા વર્ગમા મૂકેલ છે (કે જે વર્ગ નકલ (પુરાવા)પર આધાર રાખના વિજ્ઞાનોને સમજનારાનો છે)

૮૧૬ 'અકબરે ઘણી જીતો મેળવી અને હવે કોઈ શત્રુ બાકી નહોતો રહ્યો કે જેને જીતવાનુ રહે (બદાઉની) તેથી તેનુ મન ધાર્મિક પ્રશ્નોમા ખેંચાયુ ચુસ્ત મુસલમાન ન હોવાથી તે એમ માનતો કે સર્વે ધર્મોમા એવી ઘણી ચીજો જાણવાની છે અને એવા ઘણા વિદ્વાનો છે કે જેમની પાસેથી શિખવાનું છે. તે પોતાના દરબારમા દેશના શ્રેષ્ઠ વિદ્વાનોને આમંત્રતો અને તેમની પાસે ધાર્મિક પ્રશ્નોની ચર્ચા કરાવતો (અનુવાદ) બદાઉની લખે છે કે —

"સમ્રાટે ઈસ્લામ ધર્મનો પરિત્યાગ કર્યો હતો તેમા અનેક કારણો હતાં. મુખ્ય એ હતુ કે જુદા જુદા દેશોમા જુદા જુદા ધર્મવાળા ઘણી સંખ્યામા વિદ્વાનો સમ્રાટ્ના દરબારમા છૂટથી આવજા કરી શકતા, અને સમ્રાટ્ સાથે પ્રત્યક્ષ વાર્તાલાપ સાહૃદયતાપૂર્વક કરી શકતા. રાતદિન ધર્મ સબધી વિચાર કર્યા કરવા અને તેનુ યથાર્થ મૂળ શોધી કાઢવું તે સિવાય તે બીજા કોઈ કાર્ય પ્રત્યે મુદ્દલ લક્ષજ આપતો નહોતો...સમ્રાટ્ દરેક પાસેથી ખાસ કરીને જે બીન-મુસ્લિમ હોય તેઓના મતો સંઘરતો. જે જે વાત

તેને પ્રીતિકર થતી તે તેનો સ્વીકાર કરતો, અને જે વાત તેના સ્વભાવથી વિરૂદ્ધ અને પોતાની ઈચ્છાની વિરોધી લાગતી તેને રદ કરતો આ પ્રમાણે કેટલાક પ્રાથમિક મૂળ સિદ્ધાંતોના પાયા પર થયેલી શ્રદ્ધા તેના હૃદયની આરસીપર અંકિત થતી અને સમ્રાટ્પર જે સર્વ અસરો દૃઢપણે થઈ તેના પરિણામે તેના હૃદયમા શિલાપર કરેલા રેખાદર્શનની જેમ ધીમે ધીમે એવી પ્રતીતિ થઈ કે સઘળા ધાર્મિક સંપ્રદાયોમા મુજ્ઞ-વિદ્વાન્ મનુષ્યો હોય છેજ અને સર્વ પ્રજાઓમા જબરા વિચારકો અને આશ્ચર્યકારી શક્તિઓવાળા મનુષ્યો હોય છેજ.

"વિશેષમાં સમ્રાટ્ અન્ય સમ્પ્રદાયના વિદ્વાનો કરતાં **સુમનિઓ (શ્રમણો-જૈન મુનિઓ)** અને બ્રાહ્મણો તેની સાથે એકાંતમા બેસી વિશેષવાર વાર્તાલાપ-મેળાપ કરી શકતા તેઓ પોતાનાં ધર્મતત્ત્વ અને નીતિશાસ્ત્રોમા અને શારીરિક તથા ધાર્મિક વિજ્ઞાનોમા બીજા (ધર્મના) વિદ્વાનોથી ચડી જાય છે અને ભવિષ્યના જ્ઞાનમાં આત્મિક શક્તિમા અને મનુષ્ય તરીકેની પૂર્ણતામાં ઘણી ઉંચી કક્ષાએ પહોચેલા હોય છે, તેથી તેઓ પોતાના અભિપ્રાયને પ્રામાણિક ઠરાવવા તથા અન્ય ધર્મોના દોષો સિદ્ધ કરવા યુક્તિ અને પ્રમાણ ઉપર રચાયેલ સાબીતીઓ રજુ કરતા અને પોતાના (ધર્મના) સિદ્ધાંતોને એવી રીતે તો દૃઢતાથી તેનામા ઠસાવતા અને એટલી બધી બુદ્ધિમત્તાથી ધ્યાનમા લીધા વગર છૂટકો નહિ એવી તદ્દન સ્વતસ્પષ્ટ જણાય એવી રીતે વાતોને દાખવતા કે કોઈપણ મનુષ્ય પોતાની શંકાઓ જાહેર કરી સમ્રાટ્ના હૃદયમા સંદેહ ઉત્પન્ન કરી શકતો નહોતો, પછી ભલે પર્વતના ચૂરા થઈ ધુળ થાય યા આકાશમા ચીરાઓ પડી જાય.

"આથી સમ્રાટે ઈસ્લામ ધર્મના પુનરૂદ્ભવ સંબંધીના ખ્યાલો, ક્યામતના દિવસ અને તેને લગતી વિગતો તેમજ અમારા પયગંબરની દંતકથા પર રચાયેલા બધા હુકમોમા શ્રદ્ધા કાઢી નાખી ..ખાસ કરીને આત્માઓના પુનર્જન્મના સિદ્ધાંતે તેના ચિત્તમાં દૃઢ મૂળ નાખ્યુ, અને તેણે એ કહેવત સ્વીકારી કે 'એવો કોઈ પણ ધર્મ નથી કે જેમા પુનર્જન્મના સિદ્ધાંતે ઉંડાં મૂળ ઘાલ્યા ન હોય." અલ-બદાઉનિ ૨, ૨૬૩-૨૬૪

૮૧૭ "ઉપરના લખાણથી એ સ્પષ્ટ છે કે સમ્રાટ્ સત્યનો જબરો શોધક હતો. તેણે પોતાના અધિકારીઓ પાસેથી હીરવિજયસૂરિના તદ્દન સતશીલ ચારિત્ર અને બીજા શ્રેષ્ઠ સદ્ગુણોની વાત સાભળીને...પોતાની પાસે બોલાવ્યા હતા."[૪૯૮]

---

૪૯૮ જુઓ જૈન શાસનનો વીરાત્ ૨૪૩૭ નો દીવાળીનો ખાસ અંક

૮૧૮ સં. ૧૬૩૫ મા ઇબાદતખાનામા જૈનો આવી ચર્ચા કરતા અને ભાનુચંદ્ર ઉપાધ્યાય પ્રાયઃ અકબરના મરણ સુધી ( સં ૧૬૬૧ ) તેના દરબારમા રહ્યા હતા, અગર સં. ૧૬૩૯ થી ૧૬૬૦ તો અવશ્ય અકબરનો જૈનો સાથેનો સહવાસ-પરિચય આ રીતે ઓછામા ઓછો વીસ વર્ષ કરતા વધુ ચાલ્યો. બધા ધર્મો પૈકી જૈન અને જરથોસ્તી ધમ એ બેની અસર અકબરના મન પર ઘણી થઇ હતી ( વિ. સ્મિથ ) સૂર્યના નામ ગણવા, અમારિના દિવસોમા પારસીના તહેવારો નવરોઝાદિ મૂકવા એ જરથોસ્તી ધર્મની અસર છે. સં ૧૬૩૬ મા દીનેઇલાહી ( ઇશ્વરનો ધર્મ ) નામનો નવો ધર્મ પ્રચલિત કરી તેમા વિવિધ ધર્મોના રહસ્યો સમજી લઇ તેની પસંદ પડતી વિધિઓ અને સિદ્ધાતો પોતાના ધર્મમા આમેજ કર્યે જતો હતો 'માત્ર ૫-૬ વર્ષમા જ ઇસ્લામ ધર્મનું નામ નિશાન પણ ભુંસાઇ ગયુ હતુ અને સર્વત્ર એક પ્રકારનું વિચિત્ર દૃશ્યજ નજરે પડતુ હતું' (બદાઉનિ ૨, ૨૬૨). અકબરે ઘણે અંશે કીધેલો અહિંસાનો સ્વીકાર તે સંબંધી તેના ફરમાનો એ હીરવિજયસૂરિ અને તેમના શિષ્યો આદિ શ્વેતામ્બર જૈનોના પ્રયાસને આભારી છે દિગંબરી જૈન પંડિત એકપણ અકબરને મળેલ નથી તેથી અબુલફજલે જે જૈન ધર્મસંબંધી લખ્યું છે તે શ્વેતામ્બરોના પરિચયથી લખ્યુ છે ને દિગંબર વિલક્ષણતાઓનુ વર્ણન 'અંધકારમા રહીને-જ્ઞાન વગર લખેલ છે' એમ પોતે જણાવે છે ( આઇને અકબરી જેરેટનો અનુવાદ વૉ. ૩ પૃ ૨૧૦)

---

તેમા રા C નો અગ્રેજી લેખ નામે 'Hiravijaya Suri or the Jainas at the Court of Akbar.' પૃ ૧૧૩ થી ૧૧૫ આખો લેખ પૃ ૧૨૦ સુધી છે આ લેખ ઉપરથી મિ વિન્સેન્ટ એ સ્મિથે 'The Jain Teachers of Akbar' એ નામનો અગ્રેજી લેખ લખેલ છે કે જે સર રા ગો. ભાડારકરના સ્મારક પુસ્તક (Commemoration Volume) સને ૧૯૧૭ માં પૃ ૨૬૫ થી ૨૭૬ છપાયો છે અને ત્યાર પછી તે સ્મિથે પોતાના Akbar (અકબર) નામના ગ્રથમા આ સબધે જણાવ્યુ છે-જુઓ પૃ ૧૬૬ અને વળી તેમાં પૃ ૨૬૨ મા પોર્ટુગીઝ પાદરી નામે પિન્હેરો ( Pinheiro ) નો તા. ૩-૯-૧૫૯૫ પત્ર ટાંક્યો છે તેમાં જણાવ્યુ છે કે He follows the sect of the Jains (Vertie)-એટલે તે અકબર જૈનો (વ્રતી) ના સપ્રદાયને પાળે છે આ પછી તેમા કેટલાક જૈન સિદ્ધાતોનો ઉલ્લેખ છે



શ્રી હીરવિજય સૂરિનો અકબર બાદશાહે કરેલો સત્કાર પૃ ૫૪૫

[શેઠ દેવચંદ લા જૈ પુ ફંડના સૌજન્યથી]

॥रूण॥ विविधरकरी ऊचरूजी। भगवंत भूमरूजूरि। वारवार ताहु वलीजी। छूटकबार ऊडरि॥१८॥ रूण॥ आपकु
जिसुपरावतइजी। कीधी आरंभकोडि। जयणा न करीजीवनीजी। देवदया पर छोडि॥१९॥ रूण॥ वचनदोष व्यापक
कह्याजी। दाष्या अनरथदंड। कूडकलंक केलवीजी। व्रत कीधउ सतषंड॥२०॥ रूण॥ अणदीधउ लीजइ त्रि
णुजी। तउहि अदत्तादान। तेउ षण लागा घणाजी। गिणतां नावइ ज्ञान॥२१॥ रूण॥ चंचलजीव रहइ नहीजी।
राचइ रमणी रूप। काम विटंबणा सी कहुंजी। तुं जाणइ ते सरूप॥२२॥ रूण॥ माया ममता मइ पडउजी। कीध
उ अधिकउ लोभ। परिग्रह मेल्यउ कारिमउजी। न चड्यउ संयम सोभ॥२३॥ रूण॥ लागा मुझनइ जे लवइ
जी। रात्रिभोजन दोष। मइ मन मूक्यउ मोकलउजी। न धर्यो धरम संतोष॥२४॥ रूण॥ इण भवि परभवि दूहव्या
जी। जीव चउरासी लाष। ते मुझ मिच्छामि दुक्कडउजी। भगवंत तोरी साषि॥२५॥ रूण॥ करमादान पन
रह भाषा जी। प्रगट अढार ए पाप। जे मइ सेव्या ते हवइजी। बगसि रमाय बाप॥२६॥ रूण॥ मुझ आधार छइ ए
तलउजी। सरदहणा छइ सुध। जिनधर्म मीठउ मनि गमइजी। जिम साकर सू दूध॥२७॥ रूण॥ रिषभदेव तूं राजी
यउजी। सेत्रुजे गिरिसिणगार। पाप आलोया आपणाजी। करि प्रभु मोरी सार॥२८॥ रूण॥ मर्म एह जिनध
र्मनउजी। पाप आलोया जाइ। मन सुं मिच्छामि दुक्कडउजी। देतां दूरि पुलाइ॥२९॥ रूण॥ तुं गति तुं मति तुं धं
णीजी। तुं साहिब तूं देव। आणधरूं सिरि ताहरीजी। भवि भवि तोरी सेव॥३०॥ रूण॥ कलस॥ इम चडिय सै
त्रुंजचरण भेट्या नाभिनंदन तणा। करजोडि आदि जिणंद आगइ पाप आलोयां आपणा। जिणचंदसूर
सूरीस सदगुरु प्रथम सिष्य सुजस घणउ। गणि सकलचंद सुसीस वाचक समयसुंदर गुण भणइ॥३१॥
॥इति श्रीसेत्रुंजयमंडण श्रीआदिनाथस्तवन॥ समाप्त॥ संवत सोल ९९ वर्षे भाद्रवा सुदि ३ दिने लिषितं
॥स्वयमेव॥

સમયસુંદર ગણિના હસ્તાક્ષરમાં સ્વકૃત ગૂ. આદિનાથ સ્ત. સં. ૧૬૯૯ પારા ૮૪૭
[...વચંદ લા. જૈ. પુ. ફંડના સૌજન્યથી]

# પ્રકરણ ૩ જું.

## કેટલીક ઐતિહાસિક વ્યક્તિઓ અને ઘટનાઓ.

तद्राज्ये गहनार्थशास्त्रघटनाप्रौढाभियोगा स्तथा
तुच्छोत्सूत्रमहीविदारणहलप्रख्या सुसयोगिनः ।
दुर्दान्तप्रतिवादिवाददमनस्थेय· प्रतिज्ञाभृत
श्रीमद्वाचकधर्मसागरगुरुस्तसा अभूवन् शुभाः ॥

—ધર્મસાગર–શ્રુતસાગર–શાંતિસાગર (કલ્પકૌમુદીના લેખક)ની પ્રશસ્તિ.

—તેમના (હીરવિજયસૂરિના) રાજ્યમા ગહન અર્થ વાળી શાસ્ત્ર-ઘટનામાં પ્રૌઢ અભિયોગ-વિદ્વત્તાવાળા, તુચ્છ ઉત્સૂત્ર રૂપી પૃથ્વીને તોડવામા હલ જેવા સારા સયોગવાળા, દુર્દમ્ય પ્રતિવાદીઓના વાદને દમનમા સ્થાયી પ્રતિજ્ઞાવાળા એવા શુભ અને ગુરૂમા આભૂષણરૂપ ધર્મસાગર ઉપાધ્યાય થયા.

केचिद् हिन्दुनृपा बलश्रवणतस्तस्य स्वपुत्रीगणं
गाढाभ्यर्थनया ददत्यविकला राज्य निजं रक्षितु ।
केचित्प्राभृतमिन्दुकान्तरचन मुक्त्वा पुर पादयोः
पेतु केचिदिवानुगा परमिमे सर्वेऽपि तत्सेविन ॥

—સ. ૧૬૪૬ પદ્મસાગર કૃત જગદ્‌ગુરૂ કાવ્ય. ૮૮.

—કેટલાક હિન્દુ રાજાઓ તેના (અકબરના) બલને સાભળી પોતાના રાજ્યને બચાવવા સ્વપુત્રીના સમુદાયને ઘણી વિનતિ કરી આપે છે, કેટલાક શશિકાન્તાદિ જવાહિર મૂકીને તેના પગે પડે છે અને કેટલાક તેના અનુયાયી થાય છે પરંતુ આ સર્વ પણ અકબરના સેવકો છે (એક મેદપાટનો પતિ સમસ્ત હિંદુના કલશરૂપ પ્રતાપસિહ આગ્રણુનમ છે)

अथ सागरपक्षीय शान्तिदासो महर्द्धिक ।
श्रावक श्रावकाधीशो नरेश इव शोभते ॥१॥

—સાગરપક્ષી શાન્તિદાસ નામના મહા ઋદ્ધિવત શ્રાવક શ્રાવિકોના અધીશ રહી નરેશ માફક શોભે છે. –વિજયદેવસૂરિ–માહાત્મ્ય સર્ગ ૧૧, ૧.

૮૧૯. **ધર્મસાગર**—મૂળ લાડોલના ઓસવાલ તેમણે સં. ૧૫૯૫ મા ૧૬ વર્ષની ઉમરે મોસાળ મહેસાણામા જીવરાજ પડિત

પાસે પોતાના નાનાબંધુ સહિત દીક્ષા લીધી. વિજયદાનસૂરિ પાસે શ્રુતનો અભ્યાસ સારી રીતે કરી હીરહર્ષમુનિ (પછીથી થયેલ હીરવિજયસૂરિ) સાથે દેવગિરિ જઈ ન્યાયાદિ શાસ્ત્રોનો અભ્યાસ કરી હીરહર્ષ સાથેજ તે સૂરિ પાસેથી ઉપાધ્યાય પદ મેળવી ગામેગામ વિચરવા લાગ્યા. તેઓ ઘણા વિદ્વાન્ પણ અતિ ઉગ્રસ્વભાવી અને દઢાગ્રહી હતા.

૮૨૦. શ્વેતામ્બર મૂર્તિપૂજકમાંથી જુદા પડી લુંકામત, તથા **બીજા** મત નીકળ્યા પછી તેમની સાથેનો વિરોધ પ્રબળ થઇ પડયો હતો, ને ખુદ શ્વેતામ્બર મૂર્તિપૂજકમાં ખરતર અને તપાગચ્છ વચ્ચેની મતામતી થવા લાગી હતી ધર્મસાગરે તપાગચ્છ સાચો ને બીજા ગચ્છો ખોટા જણાવી તેમનાપર ઘણા પ્રહારો ઉગ્ર ભાષામાં ગ્રંથો નામે તત્ત્વતરંગિણી, પ્રવચન પરીક્ષા–કુમતિમતકુદ્દાલ રચી કર્યા. ખરતરો સાથે પાટણમાં સં. ૧૬૧૭ માં 'અભયદેવસૂરિ ખરતર ગચ્છના નહોતા' એવો પ્રબળવાદ કર્યો. તે વર્ષે તેમને શ્વેતામ્બર સંપ્રદાયના જુદા જુદા ગચ્છના આચાર્યોએ ઉત્સૂત્રપ્રરૂપણાના કારણે જિનશાસનથી બહિષ્કૃત કર્યા. તપાગચ્છના નાયક વિજયદાનસૂરિએ કુમતિમતકુદ્દાલને જલશરણ કરાવ્યો અને જાહેરનામું કાઢી 'સાતબોલ'ની આજ્ઞા કાઢી એક બીજા મતવાળાને વાદ વિવાદની અથડામણ કરતા અટકાવ્યા અને 'જેમ ચાલે છે તેમ ચલાવવા'ની આજ્ઞા કરી. ધર્મસાગરે સૂરિશ્રીને ચતુર્વિધ સંઘ સમક્ષ 'મિચ્છામિદુક્કડ' આપ્યો–તેમની માફી માગી. સં. ૧૬૨૧.

૮૨૧. ધર્મસાગરે પછી વિહાર કરતા અનેક સ્થળે વાદવિવાદ કરતા જેસલમેર જઈ ત્યાંના રાજા હરરાજ (સં. ૧૬૧૮ થી સં. ૧૬૩૪)ની રાજસભામાં વાદીઓ સાથેના વાદમાં જય પ્રાપ્ત કર્યો અને તેઓ હીરવિજયસૂરિની આજ્ઞામાં રહ્યા. પરંતુ તે આચાર્ય અકબર પાદશાહ પાસે રહ્યા તે દરમ્યાન વિરોધ વધતા પાછા ગૂજરાતમાં આવ્યા પછી અમદા

૫૦૧ હીરવિજયસૂરિએ સ્વગુરૂના સાત બોલપર વિવરણ અને વધારો

કરી 'બાર બોલ' રૂપી આજ્ઞાઓ જાહેર કરી સં. ૧૬૪૬; એમા ધર્મ-સાગર ગણિએ પણ મતું માર્યું. આથી જૈન સમાજમા ઘણી શાન્તિ આવી. ધર્મસાગરજી ખંભાતમા સં. ૧૬૫૩ ના કાર્તિક શુદ ૯ ને દિને સ્વર્ગવાસ પામ્યા.[૪૯૯]

૮૨૨. **વિવેકહર્ષ**—નામના ઉપાધ્યાય પ્રતાપી પ્રભાવક થયા. તે ત. આણંદવિમલસૂરિ-હર્ષાણંદના શિષ્ય હતા. તેમણે આઠથી સો સુધી અવધાન કરીને મહારાષ્ટ્ર કોકણના રાજા બુર્હાનશાહિ, મહારાજશ્રી **રામરાજા**, **ખાનખાના**, તથા **નવરંગખાન** આદિ અનેક રાજાઓ પાસેથી લીધેલા જીવો માટેના અમારિપટહ તથા ઘણા કેદીઓના છુટકારા આદિ સુકૃત્યો કર્યા છે. **મલ્લકાપુરમા મુલ્લા** નાગના મુનિને વાદમા જીત્યા, પ્રતિષ્ઠાન (પેઠણ) પુરમાં યવનોને મોઢે જૈન ધર્મની સ્તુતિ કરાવી, તથા બ્રાહ્મણ ભટ્ટોને યુક્તિવડે જીત્યા, અને **ઔરિકપુરમા દેવજી** નામના વાદીને જીત્યો. વળી જૈન ન્યાયથી દક્ષિણના જાલણા નગરમા દિગંબરાચાર્યને હરાવી કાઢી મૂકાવ્યા. **રામ-રાજાની** સભામા **આત્મારામ** નામના વાદીને જીત્યો.

૮૨૩. આ ઉપાધ્યાયે કચ્છદેશમા સં. ૧૬૫૬ ને ૫૭ મા વિહાર કરી ત્યાના રાજા **ભારમલ્લને** (સં. ૧૬૪૨–૧૬૮૮) પ્રતિબોધ્યો ને તેના પરિણામે તેણે લેખ કરી આપી પોતાના દેશમા જીવહિંસાનો નિષેધ કર્યો કે 'હમેશા ગાયની બિલકુલ હિંસા થાય નહિ,

---

૪૯૯ ધર્મસાગરની વિશેષ હકીકત માટે જુઓ 'ધર્મસાગરગણિ રાસ'—કે જે અમને પ્ર. શ્રી કાંતિવિજય પાસેથી પ્રાપ્ત થયો છે તે હવે પછી પ્રકટ કરાશે, વિજયતિલકસૂરિ રાસ-પ્ર. ઐ૦ રાસ સંગ્રહ ભા. ૪ (પ્ર. ય ગ્રં.). શ્રી જિનવિજયનો લેખ નામે 'મહોપાધ્યાય શ્રી ધર્મસાગરગણિ' પ્ર આત્માનંદ પ્રકાશ વીરાત્ ૨૪૪૪ કાર્તિકનો અંક પુ ૧૫-૪ પૃ ૭૮ થી ૮૯). તેમના શિષ્ય શ્રુતસાગરે લખેલી સં ૧૬૮૩ ની ચતુઃશરણ પ્રકીર્ણકાવચૂરિની અંતે અનેક વિશેષણોમા એક વિશેષણ 'શ્રી જેસલમેરૂ દુર્ગે રાજાધિરાજ રાઉલ શ્રી હરરાજ રાજસભા લબ્ધજયવાદ' પણ ધર્મસાગરને આપ્યુ છે (જિનવિજય પ્રશસ્તિ સંગ્રહ). ધર્મસાગરની કૃતિઓ માટે જુઓ પારા ૮૫૨.

ઋષિપંચમી સહિત પર્યુષણના આઠ મળી નવે દિવસોમાં, શ્રાદ્ધપક્ષમાં, સર્વ એકાદશીઓ, રવિવારો, અમાવાસ્યાઓના દિનોમાં તથા મહારાજના જન્મદિવસ અને રાજ્યદિને સર્વ જીવોની હિંસા ન થાય.' વળી તે રાજાએ ભુજનગરમાં 'રાજવિહાર' નામનું ઋષભનાથનું જૈન મંદિર કરાવ્યું સં. ૧૬૫૮ ને તપગચ્છના સંઘને સ્વાધીન કર્યું કે જે હાલ મોજૂદ છે. આ મુનિએ કચ્છના ગામ ખાખરમાં ઓશવાલોને પ્રતિબોધી શ્રાવકક્રિયાઓ સમજાવી ને ત્યાં સં. ૧૬૫૭ માં ત્રણ મોટી પ્રતિમાની અંજનશલાકા કરી. સં. ૧૬૫૯ માં ત્યાં શત્રુંજયાવતાર નામના તૈયાર થયેલા ચૈત્યની પ્રતિષ્ઠા કરી. (જિ. ૨. નં. ૪૪૬)

૮૨૪ તેમણે પરમાનંદ, મહાનંદ, (સ્વશિષ્ય) ઉદયહર્ષ સાથે મળી જહાંગીર બાદશાહને વિનતિ કરી લેખ મેળવ્યો કે ભાદરવા પજુસણના બાર દિવસોમાં દર વર્ષે હિંસા કરવાની જગ્યાઓમાં આખા રાજ્યમાં પ્રાણીઓને મારવામાં આવે નહિ. (જુઓ તે લેખ પરિશિષ્ટ ग 'સૂરીશ્વર અને સમ્રાટ્')

૮૨૫ મહારાણા પ્રતાપસિંહે ઉદયપુરના ઇતિહાસમાં અકબર બાદશાહને સિસોદિયા વંશની પુત્રી તેને કે તેના પુત્રાદિકને નહિ આપી અણનમ રહી લડાઇ લડીને ગિરિવાસ સેવીને પોતાનો ઉજ્વલ પ્રતાપ બતાવતું ગૌરવશાલી સ્થાન અવિચળ રાખ્યું છે. તેનો પ્રધાન મંત્રી પ્રસિદ્ધ ભામાશાહ જૈન ઓસવાલ હતો. તેણે રાણાના સુખદુઃખમાં ભારે આત્મભોગ સાથે સાથ આપ્યો હતો. રાણાના સ્વર્ગવાસ પછી ગાદીપર આવેલ રાણા અમરસિંહના પહેલા ત્રણ વર્ષ સુધી પ્રધાનપદે રહી સં. ૧૬૫૬ માં ભામાશાહ સ્વર્ગસ્થ થયો, ત્યાર પછી તેના પુત્ર જીવાશાહને પ્રધાનપદ મળતાં તેણે પોતાના પિતાની લખેલી વહી અનુસાર જુદે જુદે સ્થલેથી ખજાનો કાઢી રાજ્યનું ખર્ચ ચલાવ્યા કર્યું. જહાંગીર બાદશાહ સાથે સુલેહ થતાં કુંવર કર્ણસિંહ બાદશાહ પાસે અજમેર ગયો ત્યારે રાજભક્ત પ્રધાન જીવાશાહ તેની સાથે હતો. તેનો દેહાન્ત થતાં મહારાણા કર્ણસિંહે

તેના પુત્ર અક્ષયરાજને મંત્રી તરીકે નીમ્યો. આ પ્રકારે ત્રણ પેઢી સુધી સ્વામીભક્ત ભામાશાહના કુટુંબમા પ્રધાનપદ રહ્યુ,[૫૦૦] (ઓઝાજીકૃત રા. ઇતિહાસ તીસરા ખંડ પૃ. ૭૮૭).

૮૨૬ એમ કહેવાય છે કે આ ભામાશાહનો ભાઇ તારાચંદ ગોડવાડની હાકમી મળતા સાદડીમા રહી લુકા પક્ષમા ગયો ને જો કે સાથે મૂર્ત્તિપૂજા સાચવી રાખી, પરંતુ મૂર્તિપૂજામા પુષ્પાદિથી થતી પૂજામા અનુચિત હિંસા છે એમ જણાવી પોતાની સત્તાથી અનેકને લુકાગચ્છમા લાવી જે ન ભળ્યા તેવા મૂર્તિપૂજકો પર તેણે ઘણા જુલમ કર્યા. તેના મરણ બાદ સાદડીમા વાવ છે ત્યા તેની તથા તેની સ્ત્રી આદિની મૂર્ત્તિની પ્રતિષ્ઠા સં. ૧૬૪૮ વૈ. વદ ૯ કરાવાઇ છે ને ત્યા હજુ સુધી લુકાવાળા તે મૂર્ત્તિઓની કેશરચંદનાદિથી પૂજા કરે છે[૫૦૧]

---

૫૦૦ આ કુટુંબના સર્વે પુરૂષ રાજ્યના શુભચિંતક રહ્યા ભામાશાહની હવેલી ચિત્તોડમાં તોપખાનાના મકાનની સામેના કવાયતના મેદાનના પશ્ચિમ કિનારાની મધ્યમા હતી કે જેને મહારાણા સજ્જનસિંહે કવાયતનું મેદાન તૈયાર કરાવતાં તોડાવી નાખી. ભામાશાહનુ નામ મેવાડમા એટલું બધુ પ્રસિદ્ધ છે કે જેવું ગૂજરાતમાં વસ્તુપાલ તેજપાલનું છે. તેના વંશમાં હાલ કોઈ પ્રસિદ્ધ પુરૂપ નથી રહ્યો, તો પણ તેના મુખ્ય વંશધરની એ પ્રતિષ્ઠા ચાલી આવી હતી કે જ્યારે મહાજનોમાં સમસ્ત જાતિ સમુદાયનુ ભોજન વગેરે થતુ, ત્યારે પહેલા પ્રથમ તેને તિલક કરવામા આવતુ પાછળથી આ પ્રથા બંધ થઇ હતી તે મહારાણા સ્વરૂપસિંહે સ. ૧૯૧૨ ના પરવાનાથી પુન. ચાલુ કરી તે આજ્ઞાનુ વળી પાલન ન થયુ ત્યારે હમણાજ સ્વર્ગસ્થ થયેલ મહારાણાએ સ ૧૯૫૨ માં ફરી આજ્ઞા આપી ચાલુ કરી -ઓઝાજી પૃ. ૭૮૭ ની નોધ

૫૦૧ 'શ્રી જૈન શ્વે૦ મુર્તિપૂજક-ગોડવાડ ઔર સાદડી-લુંકામતિયોકે મતભેદકા દિગ્દર્શન' નામની ચોપડી શ્રી રત્નપ્રભાકર જ્ઞાનપુષ્પમાલા પુષ્પ નં. ૯મું, જુઓ ઓઝાજીનો રા ઈ ખંડ ૩ પૃ ૭૪૩; સરસ્વતી પુ ૧૮ પૃ. ૯૭

ઋષિપંચમી સહિત પર્યુષણના આઠ મળી નવે દિવસોમાં, શ્રાદ્ધપક્ષમા, સર્વ એકાદશીઓ, રવિવારો, અમાવાસ્યાઓના દિનોમાં તથા મહારાજના જન્મદિવસ અને રાજ્યદિને સર્વ જીવોની હિંસા ન થાય.' વળી તે રાજાએ ભુજનગરમા 'રાજવિહાર' નામનું ઋષભનાથનું જૈન મંદિર કરાવ્યું સં. ૧૬૫૮ ને તપગચ્છના સંઘને સ્વાધીન કર્યું કે જે હાલ મોજૂદ છે. આ મુનિએ કચ્છના ગામ ખાખરમા ઓશવાલોને પ્રતિબોધી શ્રાવકક્રિયાઓ સમજાવી ને ત્યા સં. ૧૬૫૭ માં ત્રણ મોટી પ્રતિમાની અંજનશલાકા કરી. સં. ૧૬૫૯ મા ત્યા શત્રુંજયાવતાર નામના તૈયાર થયેલા ચૈત્યની પ્રતિષ્ઠા કરી. (જિ. ૨. નં. ૪૪૬)

૮૨૪ તેમણે પરમાનંદ, મહાનંદ, (સ્વશિષ્ય) ઉદયહર્ષ સાથે મળી જહાગીર બાદશાહને વિનતિ કરી લેખ મેળવ્યો કે ભાદરવા પજુસણના બાર દિવસોમા દર વર્ષે હિંસા કરવાની જગ્યાઓમા આખા રાજ્યમા પ્રાણીઓને મારવામા આવે નહિ. (જુઓ તે લેખ પરિશિષ્ટ ગ 'સૂરીશ્વર અને સમ્રાટ્')

૮૨૫ મહારાણા પ્રતાપસિંહે ઉદયપુરના ઇતિહાસમા અકબર બાદશાહને સિસોદિયા વંશની પુત્રી તેને કે તેના પુત્રાદિકને નહિ આપી અણનમ રહી લડાઇ લડીને ગિરિવાસ સેવીને પોતાનો ઉજ્વલ પ્રતાપ બતાવતુ ગૌરવશાલી સ્થાન અવિચળ રાખ્યું છે. તેનો પ્રધાન મંત્રી પ્રસિદ્ધ ભામાશાહ જૈન ઓસવાલ હતો. તેણે રાણાના સુખદુઃખમા ભારે આત્મભોગ સાથે સાથ આપ્યો હતો. રાણાના સ્વર્ગવાસ પછી ગાદીપર આવેલ રાણા અમરસિંહના પહેલા ત્રણ વર્ષ સુધી પ્રધાનપદે રહી સં. ૧૬૫૬ મા ભામાશાહ સ્વર્ગસ્થ થયો, ત્યાર પછી તેના પુત્ર જીવાશાહને પ્રધાનપદ મળતા તેણે પોતાના પિતાની લખેલી વહી અનુસાર જુદે જુદે સ્થલેથી ખજાનો કાઢી રાજ્યનું ખર્ચ ચલાવ્યા કર્યું. જહાગીર બાદશાહ સાથે સુલેહ થતા કુંવર કર્ણસિંહ બાદશાહ પાસે અજમેર ગયો ત્યારે રાજભક્ત પ્રધાન જીવાશાહ તેની સાથે હતો. તેનો દેહાન્ત થતા મહારાણા કર્ણસિંહે

તેના પુત્ર અક્ષયરાજને મંત્રી તરીકે નીમ્યો. આ પ્રકારે ત્રણ પેઢી સુધી સ્વામીભક્ત ભામાશાહના કુટુંબમા પ્રધાનપદ રહ્યુ,[૫૦૦] ( ઓઝાજીકૃત રા. ઇતિહાસ તીસરા ખડ પૃ. ૭૮૭ ).

૮૨૬ એમ કહેવાય છે કે આ ભામાશાહનો ભાઇ તારાચંદ ગોડવાડની હાકમી મળતા સાદડીમા રહી લુકા પક્ષમા ગયો ને જો કે સાથે મૂર્ત્તિપૂજા સાચવી રાખી, પરંતુ મૂર્તિપૂજામા પુષ્પાદિથી થતી પૂજામા અનુચિત હિંસા છે એમ જણાવી પોતાની સત્તાથી અનેકને લુકાગચ્છમા લાવી જે ન ભળ્યા તેવા મૂર્તિપૂજકો પર તેણે ઘણા જુલમ કર્યા. તેના મરણ બાદ સાદડીમા વાવ છે ત્યા તેની તથા તેની સ્ત્રી આદિની મૂર્ત્તિની પ્રતિષ્ઠા સં. ૧૬૪૮ વૈ. વદ ૯ કરાવાઇ છે ને ત્યા હજુ સુધી લુકાવાળા તે મૂર્ત્તિઓની કેશરચંદનાદિથી પૂજા કરે છે[૫૦૧]

---

૫૦૦ આ કુટુંબના સર્વે પુરૂષ રાજ્યના શુભચિંતક રહ્યા ભામાશાહની હવેલી ચિત્તોડમા તોપખાનાના મકાનની સામેના કવાયતના મેદાનના પશ્ચિમ કિનારાની મધ્યમા હતી કે જેને મહારાણા સજ્જનસિંહે કવાયતનુ મેદાન તૈયાર કરાવતા તોડાવી નાખી. ભામાશાહનુ નામ મેવાડમા એટલું બધુ પ્રસિદ્ધ છે કે જેવું ગૂજરાતમાં વસ્તુપાલ તેજપાલનું છે. તેના વંશમા હાલ કોઈ પ્રસિદ્ધ પુરૂષ નથી રહ્યો, તો પણ તેના મુખ્ય વંશધરની એ પ્રતિષ્ઠા ચાલી આવી હતી કે જ્યારે મહાજનોમા સમસ્ત જાતિ સમુદાયનુ ભોજન વગેરે થતુ, ત્યારે પહેલા પ્રથમ તેને તિલક કરવામા આવતુ. પાછળથી આ પ્રથા બંધ થઇ હતી તે મહારાણા સ્વરૂપસિંહે સં. ૧૯૧૨ ના પરવાનાથી પુનઃ ચાલુ કરી તે આજ્ઞાનું વળી પાલન ન થયુ ત્યારે હમણાજ સ્વર્ગસ્થ થયેલ મહારાણાએ સં ૧૯૫૨ મા ફરી આજ્ઞા આપી ચાલુ કરી—ઓઝાજી પૃ. ૭૮૭ ની નોધ

૫૦૧ 'શ્રી જૈન શ્વે૦ મૂર્તિપૂજક—ગોડવાડ ઔર સાદડી-લુંકામતિયોંકે મતભેદકા દિગ્દર્શન' નામની ચોપડી શ્રી રત્નપ્રભાકર જ્ઞાનપુષ્પમાલા પુષ્પ નં. ૯૩,જુઓ ઓઝાજીનો રા ઈ ખડ ૩ પૃ ૭૪૩, સરસ્વતી પુ ૧૮ પૃ. ૯૬

૮૨૭ સં. ૧૬૫૯ મા આનંદવિમલસૂરિ-વાનરગણિ શિ૦ આનંદવિજયે જેસલમેરમા તપાગચ્છનો જ્ઞાનકોષ સ્થાપ્યો ને તેમા હીરવિજયસૂરિની મૂર્ત્તિ બેસાડી કે જે હજુ ત્યા છે. સં. ૧૬૬૧મા ભયંકર દુષ્કાલ પડ્યો હતો, તે વર્ષમા ખંભાતમા સોની તેજપાલે બંધાવેલા મોટા જિનભુવનમા વિજયદેવસૂરિએ ઋષભદેવના બિંબની પ્રતિષ્ઠાકરી. (તેનો લેખ જુઓ 'સુરીશ્વર અને સમ્રાટ્' નોધ પૃ. ૨૫૯) ૧૬૬૨ મા ભંડારીજીએ શત્રુંજય પર ચંદ્રપ્રભનું દેહરૂં બંધાવ્યુ. સં. ૧૬૭૧ મા આગ્રાના વતની જહાગીરના અમાત્ય ધનિક જૈન કૌન પાલ અને સોનપાલ જેમણે સંઘ સભાપતિ બની સમેતશિખર, શત્રુંજય આગળ ગિરનારાદિ તીર્થોની યાત્રા કરી હતી તેમણે આગ્રામા શ્રેયાસનાથનુ ભવ્ય મંદિર બાંધ્યુ ને તેની તથા ૪૫૦ પ્રતિમાની પ્રતિષ્ઠાઓ અં૦ કલ્યાણસાગર સૂરિ પાસે કરાવી. (જૈ. સા. સંશોધક પુ ૨ પૃષ્ઠ ૨૫-૩૫ તથા પુ. ૩ પૃ. ૩૯૩-૩૯૯)

૮૨૮ સં. ૧૬૭૫ મા જામનગરના મંત્રી ઓસવાલ લાલન ગોત્રના વર્ધમાન અને પદ્મસિંહ એ બે ભાઈઓએ ૨૦૪ પ્રતિમાઓ ભરાવી અને પ્રતિષ્ઠિત કરાવી. પછીના વર્ષમા શત્રુંજયનો સંઘ કાઢ્યો ને જામનગરમા પોતે કરાવેલા સુંદર મંદિરમા અં. કલ્યાણસાગરસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી. સં. ૧૬૭૮ મા ઉક્ત વર્ધમાનશાહે શત્રુંજયપર દહેરૂં બંધાવી, શાંતિનાથની પ્રતિમા સ્થાપી તથા જામનગરમા બીજી પ્રતિષ્ઠા કરી. ( જિ ૨, નં. ૨૧, ૪૫૫ ).

૮૨૯ તપા ગચ્છમા વિજયસેનસૂરિના પટ્ટધર વિજયદેવસૂરિ[૫૦૨] થયા. સં. ૧૬૭૪ મા જહાગીર બાદશાહે માંડવગઢમા 'જહાગીરી મહા-તપા' નામનુ બિરૂદ તેમની તપશ્ચર્યાથી મુગ્ધ થઇ તેમને આપ્યુ.[૨] તે

૫૦૨ તેમના ચારિત્ર સંબંધે જાણવા માટેના સાધન—સંસ્કૃતમા સં ૧૬૯૯ મા ટીકા સહિત પૂર્ણ થયેલ શ્રી વિજયદેવસૂરિ માહાત્મ્ય-ખરતર શ્રી વલ્લભપાઠક કૃત અને શ્રી જિનવિજય સંપાદિત થઈ પ્ર૦ જૈન સાહિત્ય સંશોધક સમિતિ અમદાવાદ; ગુણવિજયકૃત વિજયદેવસૂરિ પ્રબંધ

આચાર્યનું જીવન તપસ્વી ઉપરાત તેજસ્વી હતું. સાદડીમા લુકા ગચ્છનાએ ચૈત્યપૂજા આદિ વિષયની નિંદા કરતા ત્યાના લોકોની વિનતિથી ત્યા આવી વિજયદેવે પોતાના સાધુઓને ત્યા મોકલ્યા. તેમણે ત્યા જઇ છેવટે ઉદેપુરમા રાણા કર્ણસિંહની સન્મુખ રાજસભામા શાસ્ત્રાર્થ કર્યો. રાણાએ ભાલા આકૃતિ યુક્ત 'સહી' કરી ફરમાન આપ્યુ કે 'તપા સાચા છે અને લુપકો જુઠા છે.'

૮૩૦. ઉદયપુરના મહારાણા જગતસિંહ (રાજ્ય સં. ૧૬૮૪ થી સં. ૧૭૦૯) પર વિજયદેવે અને તેમના શિષ્ય વિજયસિંહસૂરિએ ભારે પ્રભાવ પાડયો હતો. વિજયદેવના ઉપદેશથી તે રાણાશ્રીએ વરકાણા તીર્થમા પોષ દશમીના દિને આવતા યાત્રાળુઓ પાસેથી મુડકો કર લેવામા આવતો તે બંધ કર્યો તેનો શિલાલેખ તે મંદિરમા કરવામા આવ્યો ( હજુ પણ તે પત્થર મોજૂદ છે ) તેમ તામ્રપત્ર પણ કરી આપ્યું હતુ. પછી રાણાએ પોતાના પ્રધાન ઝાલા કલ્યાણજી-દ્વારા મોકલેલ આમંત્રણથી તેમણે ઉદયપુરમા ચોમાસુ કર્યું અને ઉપદેશ કરતા રાણાએ—(૧) પીંછોલા અને ઉદયસાગર એ બે તળાવોમા માછલા પકડવા જાળો નાખવા દેવી નહિ. (૨) પોતાના રાજ્યાભિષેક દિન-ગુરૂવારે અમારિ પળાવવી-કોઇ જીવ મારે નહિ. (૩) પોતાના જન્મમાસ-ભાદ્રપદ માસમા હિંસાનુ નિવારણ કરવું-કોઇ જીવહિંસા કરે નહિ, (૪) મચિન્દ નામના દુર્ગમા કુંભલવિહાર-કુંભારાણાએ કરાવેલ જૈન ચૈત્યનો ઉદ્ધાર કરવો-આ ચાર બાબતો સ્વીકારી હતી. (વિ. મહાત્મ્ય સર્ગ ૨૧ ) આ ઉપરાત હાલારના નવાનગરના લાખા રાજા, ઇડરના કલ્યાણમલ્લ અને દીવના ફિરંગીઓને પણ ઉપદેશ

---

( કે જેનો ગૂજરાતી સાર શ્રી જિનવિજયે પુરાતત્ત્વ પુ ૨ પૃ. ૪૬૦-૪૬૩માં ' આપેલ છે )મારી સંપાદિત જૈન ઐતિહાસિક રાસમાળામા પ્રકટ થયેલ વિજયદેવ સૂરિની સઝાયો, નેમિસાગર રાસ વગેરે તથા તેમના સ્વર્ગવાસ પછી રચાયેલ-મેઘવિજયે સં ૧૭૨૭ મા રચેલ માઘસમસ્યા પૂર્તિ તરીકે દેવાનન્દાભ્યુદય કાવ્ય અને દિગ્વિજય મહાકાવ્ય

આપી તે બધાનો પોતા પ્રત્યે આદરભાવ તેમણે આકર્ષ્યો હતો. તેમનો પરિવાર અઢીહજાર સાધુનો હતો. તેમણે સેંકડો પ્રતિષ્ઠા કરી હજારો જિનબિંબો ભરાવ્યા હતા. ગૂજરાત, સૌરાષ્ટ્ર, મરૂસ્થલ, મેદપાટ આબુ આરાસણમાજ માત્ર વિહાર કરી તેમ કર્યું એમજ નહિ પણ દક્ષિણમા કનડી વીજાપુરમા તથા કચ્છદેશમા પણ જઇ પ્રતિષ્ઠાઓ કરી હતી (જુઓ વિજયપ્રશસ્તિની અંતિમ પ્રશસ્તિ).

૮૩૧ તેમના વારામા સાગરવાળાનો તેમણે પક્ષ લીધો તેથી ભારે ખળભળાટ થયો હતો; અને તેથી તેની બદલીમા બીજા આચાર્ય-પટ્ટધર નીમવાનો વિજયસેનસૂરિને તેમની ઇચ્છા સહમત આગ્રહ થયો હતો. વિજયસેન સં. ૧૬૭૨ મા સ્વર્ગ થતા વાત વધી પડતા સોમવિજય ભાનુચદ્ર સિદ્ધિચદ્ર આદિ અન્ય સાધુઓએ એક રામવિજયને આચાર્યપદ આપી સ્વર્ગસ્થના પટ્ટધર બનાવ્યા ને તેમનુ નામ વિજયતિલકસૂરિ આપ્યુ સ. ૧૬૭૩. જહાગીર પાસે વિજયદેવસૂરિ જતા તેજ ખરા પટ્ટધર છે એમ તેણે મત આપ્યો હતો. સં. ૧૬૭૪. પછી વિજયતિલકનો દેહાન્ત (સં. ૧૬૭૬) થતા વિજયાણંદસૂરિ થયા. વિજયદેવ અને વિજયાણદ એ બંને વચ્ચે મેળ થયો અને તેમા સીરોહીના દીવાન મોતી તેજપાળે અમદાવાદમા ગચ્છભેદનિવારણ તિલક અને સંઘપતિ તિલક મેળવ્યુ સં. ૧૬૮૧. પછી તે મેળ તૂટી ગયો. અને વિજયદેવસૂરિ અને વિજયાણંદસૂરિ એ બે આચાર્યો પરથી 'દેવસૂર' અને 'આણંદસૂર' એમ બે પક્ષો પડી ગયા કે જેના તણખા હજુ સુધી કાયમ છે. બંને સૂરિઓ અનુક્રમે સં. ૧૭૧૩ અને ૧૭૧૧ મા સ્વર્ગવાસી થયા.

૮૩૨. સં ૧૬૮૩ મા દીવના શ્રીમાળી સંઘે-સિંઘજી મેઘજીએ ગિરનારની પૂર્વની પાજનો ઉદ્ધાર કરાવ્યો (જિ. ૨, નં. ૬૧), ૧૬૮૫મા શત્રુંજય પર ભરત રાજાના ચરણોની સ્થાપના થઈ, સં. ૧૬૮૬ મા શત્રુંજય પર શા. ધરમદાસજીએ અદ્બદજી (અદ્ભુતજી) નુ દહેરું



શેઠ શાંતિદાસ અને શ્રી રાજસાગર સૂરિ

પારા ૮૩૩–૪ પૃ ૫૬૯

[ ગૂજરાત સાહિત્ય સભા અમદાવાદના સૌજન્યથી. ]

બંધાવ્યું ને ત્યા આદિનાથની મૂર્ત્ત ડુગરમાથી કોતરાવી. ૧૬૮૭ મા (સત્યાસીઓ) જબરો દુકાળ પડયો.

૮૩૩ **શાંતિદાસ શેઠ**[૫૦૩]–આ સમયમા એક રાજમાન્ય ઝવેરી અને પ્રતિષ્ઠિત આગેવાન થયા. એ અતિ શ્રીમંત સાહસિક વેપારી હતા. તેની શરાફી પેઢીઓ સુરતાદિ અનેક સ્થળે ચાલતી. તેઓ ઓસવાળ જૈન અને સાગર પક્ષમા હતા. રાજમા ઘણી લાગવગ હતી. તેમણે જહાગીરના રાજ્યમા સં. ૧૬૭૮ મા બીબીપુર (પ્રાય અસારવા અને સરસપુર વચ્ચે) ચિંતામણિ–**પાર્શ્વ**નાથનુ સુદર ભવ્ય મદિર બંધાવવા માડયુ અને તેમા મુક્તિસાગરને હાથે સં. ૧૬૮૨ મા પ્રતિષ્ઠા થઈ.[૫૦૪] તે સ્થાપત્યના ઉંચા પ્રકારના નમુના રૂપ હતુ શાહજહાના અમલમા તેના ધર્માંધ પુત્ર ઔરંગજેબને અમદાવાદની સૂબાગિરિ અપાતા તેણે મંદિરમા મહેરાબ કરી (વટાળ કરી) એની મસ્જીદ કરી હતી (સં ૧૭૦૦) વોરા લોકો એનો સામાન લઈ ગયા હતા આથી આખા ગૂજરાતમા હિંદુ અને મુસલમાનનું બંડ થયુ હતુ. શાતિદાસે શાહજહાને અરજ કરતા શાહજાદા દારાશિકોહના હાથનુ એક ફરમાન મેળવ્યુ (હીઝરી ૧૦૫૮ સં ૧૭૦૧). તેમા જણાવ્યુ હતુ

---

૫૦૩ આના સબધે જુઓ મારી સપાદિત 'જૈન ઐ૦ રાસમાળા'મા પ્રકટ થયેલ **શાંતિદાસ**નો રાસ ને તે પર પ્રસ્તાવના, શ્રી જિનવિજય સંપાદિત જૈન ઐ૦ ગૂર્જર કાવ્ય સચયમા પ્રકટ થયેલ **રાજસાગરસૂરિ**-નિર્વાણ રાસ (સ ૧૭૨૨), **વિજયદેવસૂરિ** માહાત્મ્ય સર્ગ ૧૧, **વિજયતિલકસૂરિ** રાસ, ગુજરાતનુ પાટનગર, Some Firtmans of Shah Jehan નામનો મૉડર્ન રીવ્યુ જુલાઈ ૧૯૩૦ માં પ્રકટ થયેલો દિ બ કૃષ્ણલાલ ઝવેરીનો લેખ

૫૦૪ આ મદિરની પ્રશસ્તિની નકલ શ્રી જિનવિજય પાસે છે કે જે સ ૧૬૯૭ મા લખાઈ છે અને એક અશુદ્ધ નકલ મુબઈની ગૅ એ સોસાયટીમા છે વે૦ ન. ૧૭૫૬ આ પ્રતિષ્ઠા સાથે બીજાં જિનબિંબોની પ્રતિષ્ઠા થઇ તેના લેખો બુ ૧ નં ૩૯ અને ૧૨૮ મા પ્રકટ થયા છે તે સારો પ્રકાશ પાડે છે

કે 'મહેરાબો કાઢી નાખી તે મંદિર શાંતિદાસને હવાલે કરવુ, તે તેને બક્ષવુ અને તેનો તે કબજો રાખે ને પોતાના ધર્મ પ્રમાણે ભજન કરે તેમા કોઈ આડે ન આવે, તેમા રહેલા ફકીરોને કાઢી મૂકવા ને વોરા લોકો પાસેથી સામાન લઈ પાછો આપવો યા સામાનનો ખર્ચ લઈ પહોચાડવો.'

૮૩૪ આ શાંતિદાસે સાગરપક્ષથી થયેલા ઝઘડામા આગેવાની ભર્યો ભાગ લીધો હતો. ઉક્ત મુક્તિસાગરને સૂરિપદ સં. ૧૬૮૬ મા અમદાવાદમા અપાવ્યુ, ને તેમનું નામ રાજસાગરસૂરિ સ્થાપ્યું. શેઠનો સ્વર્ગવાસ સં. ૧૭૧૫ મા થયો. આજે એમના વંશજોના હાથમા અમદાવાદની નગરશેઠાઈ ચાલી આવે છે. એક ઐતિહાસિક કુટુબ તરીકે હિંદના ઇતિહાસમા અને ખાસ કરી ગૂજરાતના ઇતિહાસમા શાંતિદાસના કુટુંબનુ સ્થાન ઉંચું છે.

૮૩૫ હીરવિજયસૂરિ એ એક જબરા જૈન પ્રભાવક થયા. આખા યુગ અને શતક પર તેમનો અને તેમના શિષ્યોનો જબરો પ્રભાવ છે. તેમના માટે તેમના જ સમયમા અનેક સંસ્કૃત અને ગૂજરાતી કાવ્યો રચાયા છે. વળી સંસ્કૃત અને ગૂજરાતી સાહિત્યમા તેમના શિષ્યોએ મોટો ફાળો આપ્યો છે. તેમનો શિષ્યપરિવાર–એક આચાર્ય નામે વિજયસેનસૂરિ, ૭ ઉપાધ્યાયો, ૧૫૧ પંડિતો–પંન્યાસ (પ્રજ્ઞાશ) પદધારી, ૨૦૦૦ સાધુઓ અને ૩૦૦ સાધ્વીઓ–એ પ્રમાણે હતો. તેમણે, તેમના પટ્ટધર વિજયસેનસૂરિ અને તેમના પટ્ટધર વિજયદેવસૂરિએ થઇને લાખો જિનબિંબોની હજારો મંદિરોમા પ્રતિષ્ઠા કરી હતી. અને અકબર, જહાંગીર અને શાહજહા એ ત્રણે બાદશાહો (સં. ૧૬૧૩ થી સં. ૧૭૧૩) ની ભાગ્તની શાંતિની શતવર્ષીમા રાજ્યનો પૂર્ણ આદર મેળવી સર્વત્ર વિહાર કરી જૈનધર્મની મહાન્ ઉન્નતિનો કાળ ચલાવ્યો હતો. અત્યાર સુધી જે તપાગચ્છના જૈન સાધુઓ ગુજરાતમા વિચરે છે તે હીરવિજયસૂરિની પરંપરા છે.

---

## પ્રકરણ ૪ થું.

### ૫૦ જિનચંદ્રસૂરિ અને ખરતરોની સેવા.

युगप्रधानत्वपदप्रदाना, ज्जलालदीसाहिवरेण सत्कृत ।
प्रौढप्रतापो जिनचन्द्रसूरि र्विराजते सद्विजयी महीतले ॥५२३॥
श्री जैनशासनधुरा धरणाय धुर्य्ये सत्येकत' प्रवलसारयुगप्रधाने ।
मन्येऽन्यतोऽपि युगकोटिधृतौ समर्थ
श्रीसाहिना सुघटितो जिनसिंहसूरि ॥५२४॥
देवभक्तो गुरोर्भक्त संघभक्तोऽतिथिप्रिय ।
चिरंजीयान्महामंत्री कर्मचन्द्रः ससन्तति ॥५०१॥

—जयसोमगणिकृत श्रीकर्मचन्द्र वंशावलीप्रबंधः

—જેનો જલાલદીન-અકબર પાતસાહે 'યુગપ્રધાન'પણાનું પદ આપીને સત્કાર કર્યો છે એવા પ્રૌઢ પ્રતાપી વિજયી જિનચંદ્રસૂરિ મહીતલે વિરાજે છે.

શ્રી જૈનશાસનની ધુરાને વહવા ધુર્ય-બળદ સમાન આ જિનચંદ્રસૂરિ પ્રબલ યુગપ્રધાન એકજ હોવા છતાં હું ધારૂં છું કે અન્યમાં યુગનું બાણું ધરવાને સમર્થ એવા જિનસિંહસૂરિને અકબર બાદશાહે સુઘટિત સ્વીકાર્યો-જિનચંદ્રસૂરિના તે શિષ્યને આચાર્યપદ આપ્યું.

દેવભક્ત, ગુરૂભક્ત, સંઘભક્ત અને અતિથિને વલ્લભ એવો મહામંત્રી કર્મચંદ્ર સંતતિ સહિત ચિરંજીવ રહો

૮૩૬ અકબરના સમયમાં રજપૂતાના (મારવાડના બીકાનેરમાં) કર્મચંદ્ર મંત્રી કરીને ઓસવાલ વણિક જ્ઞાતિમાં ગંભીર, બુદ્ધિશાલી, દાની પુરૂષ થયો. તે ચુસ્ત જૈન અને કુશલ રાજદ્વારી નરપુંગવ હતો. તેની કીર્ત્તિ આખા રાજપૂતાનામાં અને મુગલ સામ્રાજ્યમાં ઘણીજ પ્રસરેલી હતી. તેનું કુલ પ્રાચીનકાલથી ઘણું પ્રખ્યાત અને ગૌરવશાલી હતું (તે માટે જુઓ જયસોમકૃત સંસ્કૃત મંત્રી કર્મચંદ્ર પ્રબંધ અને જયસોમના શિષ્ય ગુણવિનયે ગૂર્જરગતી પદ્યમાં રચેલ તેનો અનુવાદ કે જેમાંથી નીચેની હકીકત લીધી છે.)

કે 'મહેરાબો કાઢી નાખી તે મંદિર શાન્તિદાસને હવાલે કરવું, તે તેને બક્ષવુ અને તેનો તે કબજો રાખે ને પોતાના ધર્મ પ્રમાણે ભજન કરે તેમા કોઈ આડે ન આવે, તેમા રહેલા ફકીરોને કાઢી મૂકવા ને વોરા લોકો પાસેથી સામાન લઈ પાછો આપવો યા સામાનનો ખર્ચ લઈ પહોચાડવો.'

૮૩૪ આ શાતિદાસે સાગરપક્ષથી થયેલા ઝઘડામા આગેવાની ભર્યો ભાગ લીધો હતો. ઉક્ત મુક્તિસાગરને સૂરિપદ સં ૧૬૮૬ મા અમદાવાદમા અપાવ્યું, ને તેમનુ નામ રાજસાગરસૂરિ સ્થાપ્યુ. શેઠનો સ્વર્ગવાસ સ. ૧૭૧૫ મા થયો. આજે એમના વશજોના હાથમા અમદાવાદની નગરશેઠાઈ ચાલી આવે છે. એક ઐતિહાસિક કુટુબ તરીકે હિંદના ઇતિહાસમા અને ખાસ કરી ગૂજરાતના ઇતિહાસમા શાતિદાસના કુટુંબનુ સ્થાન ઉંચું છે.

૮૩૫ હીરવિજયસૂરિ એ એક જબરા જૈન પ્રભાવક થયા. આખા યુગ અને શતક પર તેમનો અને તેમના શિષ્યોનો જબરો પ્રભાવ છે. તેમના માટે તેમના જ સમયમા અનેક સંસ્કૃત અને ગૂજરાતી કાવ્યો રચાયા છે. વળી સંસ્કૃત અને ગૂજરાતી સાહિત્યમા તેમના શિષ્યોએ મોટો ફાળો આપ્યો છે. તેમનો શિષ્યપરિવાર-એક આચાર્ય નામે વિજયસેનસૂરિ, ૭ ઉપાધ્યાયો, ૧૫૧ પડિતો-પંન્યાસ (પન્નાશ) પદધારી, ૨૦૦૦ સાધુઓ અને ૩૦૦ સાધ્વીઓ-એ પ્રમાણે હતો. તેમણે, તેમના પટ્ટધર વિજયસેનસૂરિ અને તેમના પટ્ટધર વિજયદેવસૂરિએ થઇને લાખો જિનબિંબોની હજારો મંદિરોમા પ્રતિષ્ઠા કરી હતી. અને અકબર, જહાગીર અને શાહજહા એ ત્રણે બાદશાહો (સં. ૧૬૧૩ થી સં. ૧૭૧૩) ની ભારતની શાતિની શતવર્ષીમા રાજ્યનો પૂર્ણ આદર મેળવી સર્વત્ર વિહાર કરી જૈનધર્મની મહાન્ ઉન્નતિનો કળશ ચઢાવ્યો હતો. અત્યાર સુધી જે તપાગચ્છના જૈન સાધુઓ ગૂજરાતમા વિચરે છે તે હીરવિજયસૂરિની પરંપરા છે.

# પ્રકરણ ૪ થું.

## ૫૦ જિનચંદ્રસૂરિ અને ખરતરોની સેવા.

युगप्रधानत्वपदप्रदाना, ज्लालदीसाहिवरेण सत्कृत ।
प्रौढप्रतापो जिनचन्द्रसूरि र्विराजते सद्विजयी महीतले ॥५२३॥
श्री जैनशासनधुरा धरणाय धुर्य्ये सत्येकत प्रबलसारयुगप्रधाने ।
मन्येऽन्यतोऽपि युगकौटिधृतौ समर्थ
श्रीसाहिना सुघटितो जिनसिंहसूरि ॥५२४॥
देवभक्तो गुरोर्भक्त सघभक्तोऽतिथिप्रिय ।
चिरजीयान्महामंत्री कर्मचन्द्रः ससन्तति ॥५०१॥
—जयसोमगणिकृत श्रीकर्मचन्द्र वशावलीप्रवधः

—જેનો જલાલદીન-અકબર પાતસાહે 'યુગપ્રધાન'પણાનુ પદ આપીને સત્કાર કર્યો છે એવા પ્રૌઢ પ્રતાપી વિજયી જિનચદ્રસૂરિ મહીતલે વિરાજે છે.

શ્રી જૈનશાસનની ધુરાને વહેવા ધુર્ય્ય-બળદ સમાન આ જિનચદ્રસૂરિ પ્રબલ યુગપ્રધાન એક જ હોવા છતાં હુ ધારૂ છુ કે અન્યમા યુગનુ બાણુ ધરવાને સમર્થ એવા જિનસિંહસૂરિને અકબર બાદશાહે સુઘટિત સ્વીકાર્યો-જિનચદ્રસૂરિના તે શિષ્યને આચાર્યપદ આપ્યુ.

દેવભક્ત, ગુરૂભક્ત, સઘભક્ત અને અતિથિને વલ્લભ એવો મહામંત્રી કર્મચદ્ર સતતિ સહિત ચિરજીવ રહો.

૮૩૬ અકબરના સમયમા રજપૂતાના (મારવાડના વીકાનેરમા) કર્મચદ્ર મંત્રી કરીને ઓસવાલ વણિક જ્ઞાતિમા શૂરવીર, બુદ્ધિશાલી, દાની પુરૂષ થયો. તે ચુસ્ત જૈન અને કુશલ રાજદ્વારી નરપુગવ હતો. તેની કીર્ત્તિ આખા રાજપૂતાનામા અને મુગલ સામ્રાજ્યમા ઘણીજ પ્રસરેલી હતી. તેનુ કુલ પ્રાચીનકાલથી ઘણુ પ્રખ્યાત અને ગૌરવશાલી હતુ (તે માટે જુઓ જયસોમકૃત સસ્કૃત મત્રી કર્મચદ્ર પ્રબધ અને જયસોમના શિષ્ય ગુણવિનયે ગૂજરાતી પદ્યમા રચેલ તેનો અનુવાદ કે જેમાથી નીચેની હકીકત લીધી છે.)

૮૩૭ તેને વીકાનેરના રાયકલ્યાણે મંત્રી બનાવ્યો. તેણે શત્રુંજય, ગિરનાર, ખંભાત આબુની જાત્રા કરી. રાજકુમાર રાયસિંહને લઈ સેનાવડે જોધપુરનું રાજ લઈ રાજના ગોખમા રાય કલ્યાણને બેસાડી તેના પૂર્વજનો સંકલ્પ પૂરો કર્યો. તેથી તે રાજાએ ખુશ થઈ વર માગવાનુ કહેતા મંત્રીએ માગ્યું કે આખા ચાતુર્માસ દરમ્યાન કંદોઈ ઘાચી કુંભાર પોતાનો ધંધો ન કરે, વણિકોનો માલ નામનો રાજકર છોડી દેવો ને તેમનો માડવીના દાણનો ચોથો ભાગ માફ કરવો તથા છાલીનો (ઉરભ્ર અજ આદિનો) કર કાઢી નાખવો આ પ્રમાણે રાજાએ કરી આપ્યુ અને વણમાગ્યા ચાર ગામ વંશપરંપરા બક્ષીસ કર્યાં.

૮૩૮ આ મંત્રીએ બાદશાહનો આદેશ થતા દિલ્લીપર હલ્લો કરવા નાગોરથી જતા ઇબ્રાહીમ મીર્જાના લશ્કરને નસાડયુ-તોડયુ. વળી ગૂજરાતમા પહોચેલા મહમદ હુસેન મીર્ઝાની સાથે લડાઈ કરી તેને જીત્યો. સોજત, સમીયાણા, જાલોર અને આબૂ દેશને પણ સર કર્યાં. મુગલ સેનાએ આક્રમેલ આબૂ તીર્થ પર અકબરના ફરમાનથી ત્યાના ચૈત્યોની પુન સુવ્યવસ્થા કરી. શિવપુરી-સીરોહીથી આવેલ બંદિજનને અન્ન વસ્ત્ર આપી પોતાને ઘેર લાવી સન્માન્યા. આબૂ પરના પ્રાસાદને સુવર્ણ દડ ધ્વજા અને કલશથી મંડિત કર્યો સમિયાણા સર કરતા પકડાયેલ બંદિવાનોને છોડાવ્યા. સં. ૧૬૩૫ મા પડેલા મહાદુષ્કાળમા ૧૩ માસ શત્રુકાર ખોલી રોગગ્રસ્ત દીન અને નિર્બલજનોનું રક્ષણ કર્યું મુગલ [૫૦૫]તુરસમખાને સીરોહી દેશ લૂટયો ને ત્યાથી હજાર જૈન પ્રતિમા તેમાથી સોનુ નીકળશે એમ જાણી શાહી દરબારમા લઈ ગયો તેને સોનૈયા આપી કર્મચંદ્રે વિકાનેરમા આણી (આ ૧૦૮૫ અતિ પ્રાચીન પ્રતિમાઓ વીકાનેરમા

૫૦૫ તુરસમખાનનુ નામ અમુલફઝલના અકબર નામની હકીકતમા આગે છે પણ શ્રીયુત ઓઝા તે અકબર નામાના વૃત્તાતની ઘણી ઘણી વાતો ખોટી જાહેર કરે છે ગમે તેમ હો આ પ્રબધમા જણાવ્યા પ્રમાણે તુરસમખાને શીરોહી લૂટયાની વાત સત્ય છે કારણ કે આ પ્રબધ લગભગ સમકાલીન છે

ચિંતામણિજીના મંદિરના ભોયરામા રાખેલી છે તે આ ૧૯૮૭ના વર્ષના કાર્તિક સુદિ ૩ ને દિને ઉત્સવપૂર્વક બહાર કાઢી વદી ૪ ને દિને પુન: ભોયરામા મૂકી દીધી છે. )

૮૩૯ કર્મચંદ્ર વત્સરાજ (વછરાજ)નો વંશજ હોવાથી બચ્છાવત કહેવાતો. તેનું મહત્ત્વ વધારવા માટે અકબરે એવો પ્રસાદ કર્યો કે તેના–વત્સરાજના વંશજોની સ્ત્રીઓનાજ પગે સોનાનાં આભૂષણો પહેરી શકાય. (ત્યારથી તેમ થાય છે). તુરસમખાને ગુર્જર વિષય (ગૂજરાત)માથી આણેલા વણિક બંદિવાનોને વગર દ્રવ્યે છોડાવ્યા. સ્વધર્મી બંધુઓને અનેક પ્રકારનું દાન દઈ સતુષ્ટ કર્યા. શત્રુજય અને મથુરાના જીર્ણ ચૈત્યોનો ઉદ્ધાર કર્યો અને કાબુલ સુધીના પ્રદેશમા દરેક સ્થલે લ્હાણી કરી. ખરતર જયસોમ ઉપાધ્યાય પાસેથી ૧૧ અંગનુ શ્રવણ વીકાનેરમા કર્યુ અને લેખકો પાસે પવિત્ર આગમો લખાવવામા ઘણુ દ્રવ્ય ખર્ચ્યું શત્રુંજય અને ગિરિનાર પર નવા જિનમદિરો કરવા ધન મોકલ્યુ ચાર પર્વ (આઠમ, ચૌદશ, પૂર્ણિમા, અમાવાસ્યા) પોતે પાળી, રાજ્યાદેશથી કારૂ લોક–કુભાર આદિ પાસે પળાવી, અને આખુ ચાતુર્માસ તે લોકો પાસે પળાવ્યુ. રાજા રાજસિંહ પાસે આખા મરૂમંડલમા વૃક્ષના છેદનનો નિષેધ કરાવ્યો, તથા સતલજ, ડેક અને રાવી એ ત્રણ નદીઓમા માછલાની હિંસા બંધ કરાવી. સેના લઈ હડફામા રહેતા બલોચી (બલુચી)ઓને હરાવી તેમના બંદિઓને છોડાવ્યા. જિનમદિરમા સ્નાત્ર પૂજાઓ કરાવી, ફલોધિમા રહી ખ૦ જિનદત્તસૂરિ અને જિનકુશલસૂરિના સ્તૂપ કરાવ્યા.

૮૪૦ પછી પોતાના રાજાનુ કલુપ ચિત્ત જાણી પોતે મેડતામા વાસ કર્યો. અકબર બાદશાહનુ ફરમાન કર્મચદ્રને મોકલવાનુ રાજા રાયસિહ પર આવતા રાજાએ મત્રીને મોકલ્યું. આથી કર્મચદ્ર અજમેર આવી જિનદત્તસૂરિના સ્તૂપની યાત્રા કરી ત્યાથી લાહોર આવી અકબર બાદશાહને મળ્યો. શાહે રાજાની અવકૃપા વગેરે જાણી મંત્રીને પોતાની પાસે રાખ્યો, સારો હાથી પછી શિકારી ઘોડો બક્ષી તેને ગજાધિકારી–ભંડારી બનાવ્યો.

૮૪૧ એક દિવસે અકબર બાદશાહે જિનદર્શનમા કોણ સારા ગુરૂ છે તે પૂછતા કોઈએ ખરતર ગચ્છના આચાર્ય જિનચંદ્રસૂરિનું નામ આપ્યું, પછી તેમના શિષ્ય કર્મચંદ્ર છે એમ જાણી તેમને બોલાવી પોતાની પાસે સૂરિને લઈ આવવા તેને ફરમાન દીધુ. આચાર્ય ગૂજરાતના ખંભાતમા હતા, તે શાહી હુકમ જોઈ અમદાવાદ-માગોડી થઈ સુવર્ણ-ગિરિ (જાલોર) ક્રમે આવી ત્યા ચોમાસુ કર્યુ. માગસર માસમા વિહાર કરી મેડતા, નાગોર, વીકાનેર, બાપેઉ, રાજલદેસર, માલસર, રિણપુર થઇને સરસ્વતિપત્તન (સરસા)મા આવી ફાગણ સુદ ૧૨ (ઈદ)ને દિને લાહોરમા આવ્યા. બાદશાહે ગોખમા આવી સૂરિનું સન્માન કર્યું અને તેના આગ્રહથી આચાર્યે લાહોરમા ચાતુર્માસ કર્યું. આ વખતે જયસોમ, રત્નનિધાન, ગુણવિનય અને સમયસુદર સાથે હતા.

૮૪૨. જિનચંદ્રસૂરિ અને અકબર બાદશાહ—એ બે વચ્ચે વાર્ત્તાલાપ થયો. તે સૂરિએ જણાવ્યુ કે દ્વારકામા બધા જૈન જૈનેતર દેહરા-દેવમંદિરોનો નવરંગખાને વિનાશ કર્યો છે તો જિનમંદિરોની રક્ષા થવી ઘટે. બાદશાહે ત્યા ઉત્તરમા કહ્યું કે શત્રુંજયાદિ સર્વ જૈન તીર્થો હુ આ કર્મચંદ્ર મંત્રીને સ્વાધીન કરૂ છુ તે સંબધીનુ ફુરમાન પોતાની મુદ્રાથી અંકિત કરી આજમખાનને આપ્યું કે સર્વ તીર્થ કર્મચંદ્રને બક્ષેલ છે તો તેની રક્ષા કરે. આથી શત્રુંજયપર મ્લેચ્છે કરેલ ભંગનુ નિવારણ થયું.

૮૪૩. અકબરને કાસ્મીર જવાનુ થયું તે પહેલા તેણે મંત્રી પાસે જિનચંદ્રસૂરિને બોલાવી તેમનો 'ધર્મલાભ' લીધો અને તે વખતે તે સૂરિના પુણ્યહેતુ માટે આષાઢ શુદ ૯થી સાત દિવસ સુધી આખા સામ્રાજ્યમા 'અમારિ' પળે-જીવહિંસા ન થાય એવુ ફરમાન કાઢી તેને ૧૧ સુબામા મોકલી આપ્યુ.[૫૦૬] આ હુકમ સાભળી શાહને

૫૦૬ આ ફરમાનની નકલ માટે જુઓ સરસ્વતી માસિક જુન ૧૯૧૨, હીરવિજયસૂરિ પર લેખ, કૃપારસકોશમા શ્રીજિનવિજયની પ્રસ્તાવના, જૈનયુગ ભાદ્રપદ-શ્રાવણ ૧૯૮૬ નો અંક.

રંજવા તાબાના રાજાઓએ પોતપોતાના દેશમા કોઈએ ૧૫, કોઇએ ૨૦, કોઈએ ૨૫, કોઈએ એક માસ તો કોઈએ બે માસ સુધીની 'અમારિ' પાળવાના હુકમ કર્યા. સૂરિ લાહોર રહે પણ તેમના શિષ્ય માનસિંહને કાશ્મીર મોકલવા શાહે કહેવરાવ્યું. માનસિંહ કાશ્મીર ગયા અને તેમના કહેવાથી શાહે ત્યાના સરોવરના જલચરને હિંસાથી મુક્ત કર્યા શાહે કાશ્મીર સર કર્યું પછી તે લાહોર આવ્યો.

૮૪૪ અકબરશાહે લાહોરમા જિનચંદ્રસૂરિને 'યુગપ્રધાન' પદ ને તેમના શિષ્ય માનસિંહને આચાર્ય પદ આપ્યુ ને નામ જિનસિંહસૂરિ રાખ્યું (સ. ૧૬૪૯ ફાગણ શુદ બીજ). તે વખતે જયસોમને તથા રત્નનિધાનને પાઠક પદ અને ગુણવિનય તથા સમયસુંદરને વાચક પદ આપવામા આવ્યુ. કર્મચંદ્ર મંત્રીની વિનતિથી આ અવસરે બાદશાહે અમારિ ઘોષણા કરી, સ્તંભતીર્થ (ખંભાત) ના સમુદ્રમા એક વર્ષ સુધી હિંસા ન થાય તેમ કર્યું અને લાહોરમા એક દિવસ માટે સર્વ જીવની રક્ષા કરી. કર્મચંદે મૂળ સ્વામી રાજા રાજસિંહ પાસે જઈ તેને નમી આજ્ઞા લઈ આ મહોત્સવ અતિશય દાનપૂર્વક કર્યો. [આ ઉપર જણાવ્યા પ્રમાણે મંત્રી કર્મચંદ્રપ્રબંધમાથી લીધુ છે તે મૂલ સસ્કૃતમા ક્ષેમશાખામા પ્રમોદમાણિક્ય શિષ્ય જયસોમ ઉપાધ્યાયે સ. ૧૬૫૦ના વિજયાદશમી દિને લાહોરમા રચ્યો ને તે પર સંસ્કૃત વ્યાખ્યા તેના શિષ્ય ગુણવિનયે સં. ૧૬૫૫ મા રચી. અને તે વર્ષમા તે ગુણવિનયે ગૂજરાતી પદ્યમા અનુવાદ રચ્યો.]

૮૪૫. સં. ૧૬૬૯મા જહાગીર પાતસાહે એવો હુકમ કર્યો હતો કે સર્વ દર્શનના સાધુઓને દેશ બહાર કરવા, આથી જૈનમુનિમંડળમા સર્વત્ર ભીતિ ઉત્પન્ન થઈ. જિનચંદ્રસૂરિએ પાટણથી આગ્રા આવી બાદશાહને સમજાવ્યો ને આગળનો હુકમ રદ કરાવ્યો.

૮૪૬. જિનસિંહસૂરિના પટ્ટધર જિનરાજસૂરિએ લોદ્રવપત્તનમા જેસલમેરવાસી થીરૂશાહે ઉદ્ધાર કરાવેલા વિહાર શૃંગાર ચિંતામણિ પાર્શ્વનાથના ચૈત્યની પ્રતિષ્ઠા કરી. સ. ૧૬૭૫મા (જૈ. પ્રિ. ૬)

અને તે વર્ષમા અમદાવાદના પોરવાડ સોમજી પુત્ર રૂપજીએ શત્રુંજયપર કરાવેલ ચતુર્દ્વાર વિહારમા ઋષભનાથની અને ૫૦૧ પ્રતિમાની પ્રતિષ્ઠા આ સૂરિ હાથે કરાવી. ઉક્ત થીરૂશાહે સં. ૧૬૮૨મા શત્રુંજયનો સંઘ કાઢી ત્યા ગણધરોની પાદુકા કરાવી (એપી. ઈ. ૨, ૬૮) અને સં. ૧૬૯૩મા લોદ્રવામા અનેક દેહગૃહો બંધાવ્યા (જો૦ પરિશિષ્ટો). આ થીરૂશાહનો પુસ્તકભંડાર જેસલમેરમા છે.

૮૪૭ **સમયસુંદર**[૫૦૭]—મૂળ સાચોરના પોરવાડ એક સારા વિદ્વાન્ થયા. સંસ્કૃત અને દેશી ભાષામા અનેક કૃતિઓ કરવા ઉપરાત તેમણે જેસલમેરના રાઉલ **ભીમ** પાસે સાઢ મારવાનું બંધ કરાવ્યુ, લાહોરમા અષ્ટલક્ષી નામનો ગ્રંથ રચ્યો (એક વાક્યના આઠ લાખ અર્થ બનાવી) **અકબર** બાદશાહને રંજિત કર્યો અને જિનચંદ્રસૂરિ પાસે વાચક પદ્દી લીધી શીતપુર-સિંધુ વિહારમા મખ-નૂમ મહમદ શેખને સમજાવી જીવદયાનો પડો વજડાવ્યો—પંચનદ (પંજાબ) નો પ્રદેશ જીવદયાવાળો કર્યો ને તેમા ગાયની વિશેષના કરાવી. તેમને મેડતા અને મંડોવરના રાજકર્ત્તા પણ માન આપતા હતા.

૮૪૮. સત્તરમી સદીમા **બનારસીદાસ** નામના શ્રાવક હિંદી ભાષાના શ્રેષ્ઠ જૈન કવિ થયા. હિંદી ભાષામા જૈનોમા આના કરતા સારો પ્રતિભાશાલી કવિ કોઈ થયો નથી એમ અમને લાગે છે. તેઓ આગરાના રહેવાશી શ્રીમાલ વૈસ્ય હતા. તેમનો જન્મ સં. ૧૬૪૩ મા જૈનપુરમા થયો. પિતા ખરગસેનને બનારસ (કાશી) માના પાર્શ્વનાથપર બહુજ પ્રીતિ હતી અને બનારસ જતા ત્યાના પૂજારીના કહેવાથી તેનુ નામ તેણે બનારસી-

---

૫૦૭ વિશેષ માટે જુઓ મારો નિબંધ 'કવિવર સમયસુંદર'—ભાવનગર ગૂજરાતી સાહિત્ય પરિષદ્નો અહેવાલ-જૈન સાહિત્ય સંશોધક ખંડ ૨ અંક ૩–૪ અને આનંદ કાવ્યમહોદધિ મૌક્તિક ૭ માની પ્રસ્તાવના સંસ્કૃત કૃતિઓ માટે જુઓ આગળ, અને ગુજરાતી કૃતિઓ માટે જુઓ મારો 'જૈન ગૂર્જર કવિઓ' પ્રથમ ભાગ પૃ. ૩૩૧–૩૫૧

દાસ રાખ્યું. (મૂલ નામ વિક્રમાજીત હતુ) સં. ૧૬૫૪ મા વિવાહ થયો. સ. ૧૬૫૭ મા ઇશ્કબાજીમા પડી ગયા ત્યારે જોનપુરમા (લઘુ)ખરતર ગચ્છીય મુનિ ભાનુચંદ્ર (અભયધર્મ ઉપાધ્યાયના શિષ્ય) આવના બનારસીદાસને પિતા સાથે જતા તેમનો સમાગમ થયો. મુનિ સદાચારી અને વિદ્વાન્ હોવાથી બનારસીદાસ પૌષધશાલામા મુનિ પાસેજ રહેવા લાગ્યા કેવલ રાત્રિએ ઘેર આવતા. સાધુશ્રીની પાસે સામાયિક પ્રતિક્રમણાદિ જૈન ક્રિયાઓના સૂત્રો, છંદશાસ્ત્ર, શ્રુતબોધ, કોષ અને અનેક સ્ફુટ શ્લોક આદિ કંઠસ્થ કર્યા પણ ઇશ્કબાજી છૂટી નહિ. એક શગારી ગ્રંથ રચ્યો સોળમે વર્ષે કુષ્ટરોગ થયો તે એક વૈદ્યે મટાડયો. ૧૬૬૦ મા અભ્યાસ છોડયો. ૧૬૬૧ મા એક સન્યાસીએ સોનામહોર મેળવવાનો મત્ર આપી પૈસા કઢાવ્યા પણ એક વર્ષની મુદતે પણ મુદ્રાપ્રાપ્તિ ન થઈ. આ વાત ભાનુચંદ્રજીને કહેતા ભરમ નીકળ્યો. ૧૬૬૪ મા પોતાની શૃગારપોથી ગોમતી નદીમા પધરાવી ત્યારથી ઇશ્કબાજી અને પાપકર્મને વોસરાવ્યા. ધર્મવૃત્તિ જાગી. વિલક્ષણ ફેરફાર–ક્રાતિ થવાથી વ્રત નિયમ પૂજા પાઠ આદિ કરવા લાગ્યા. સં ૧૬૬૭ મા પિતાએ સર્વ ઝવેરાત અને મિલ્કત પુત્રને સોપી દીધાં. એ લઇ કવિ આગરે ઝવેરીનો વેપાર કરવા આવ્યા પણ તેમા નુકશાન થયુ. જોનપુર આવી રહ્યા પિતા સ્વર્ગસ્થ થયા એટલે પુન આગ્રા સ. ૧૬૭૩ મા આવ્યા. ત્યા મરકી (હાલ જેને પ્લેગગાઠીઓ તાવ કહે છે તે રોગ) થતા લોકોની નાસભાગ થઇ પોતે ભાગી પછી અહિચ્છત્ર પાર્શ્વનાથ, હસ્તિનાપુર, દિલ્લી, મીરત આદિ સ્થચે યાત્રા કરી આગ્રા સહકુટુબ આવ્યા સ. ૧૬૭૬ થી ૧૬૮૦ મા પોતાની કૌટુબિક સ્થિતિમા ફેરફાર થયા

૮૪૯. સં. ૧૬૮૦મા એક કવિનુ ભારે પરિવર્ત્તન થયું. આગ્રામા અર્થમલ્લજી નામના એક અધ્યાત્મરસિક સજ્જનની સાથે પરિચય થતા ને તેમના બોધથી રાયમલ્લકૃત બાલાવબોધ ટીકા સહિત દિગબર કુંદકુંદાચાર્યકૃત સમયસાર નાટક ગ્રંથ વાચના બનાર-

સીદાસને નિશ્ચયનય જ સર્વત્ર સૂજવા લાગ્યો. વ્યવહાર નય પરથી શ્રદ્ધાજ ઉઠી ગઈ અને જ્ઞાનપચ્ચીસી, ધ્યાનબત્તીસી, અધ્યાત્મ બત્તીસી, શિવમન્દિર આદિ કેવલ નિશ્ચયનયને પોષતી અધ્યાત્મ-કૃતિઓ બનાવી. બાહ્ય ક્રિયાઓ પર શ્રદ્ધા ચાલી ગઈ, ભગવાન પર ચઢેલ નૈવેદ્ય (નિર્માલ્ય) પણ ખાવા લાગ્યા. ચંદ્રભાણ, ઉદયકરણ, થાનમલજી આદિ મિત્રોની એજ દશા હતી અધ્યાત્મચર્ચામા ડૂબી જતા. છેવટે તો ચારે જણ એક ઓરડીમા નગ્ન બની પોતાને પરિગ્રહ રહિત (દિગંબર) મુનિ માની કરતા. આથી શ્રાવકો બનાર-રસીદાસને 'ખોસરામતી' કહેવા લાગ્યા. આ એકાન્તદશા સં. ૧૬૯૨ સુધી રહી[૫૦૮]

---

૫૦૮ ૧૮ મી સદીમા થયેલ શ્વે૦ શ્રી યશોવિજયને આગ્રામા બના-રસીદાસના જે અનુયાયી કુમારપાલ અને અમરચંદ આદિ પોતાને આધ્યા-ત્મિકો કહેરાવતા હતા તેમનો સાક્ષાત્ પરિચય થયો હતો અને તે મતનુ ખંડન કરવા તેમણે બે ગ્રથ નામે અધ્યાત્મ મત ખડન ૧૮ શ્લોકમાં રચી તે પર સ્વોપજ્ઞ વૃત્તિ રચી તથા અધ્યાત્મ મત પરીક્ષા ૧૧૮ પ્રા૦ ગાથામાં રચી તે પર પણ સવિસ્તર સં ટીકા કરી છે વળી તેજ સદીમાં થયેલ શ્વેતામ્બર મેઘવિજય ઉપાધ્યાયે યુક્તિપ્રબોધ નાટક મૂળ પ્રાકૃત ગાથામાં અને તેના પર સ્વોપજ્ઞ સસ્કૃત ટીકા સહિત રચ્યુ છે તેમાં તેમણે સં. ૧૬૮૦ માં બનારસીદાસની આ દશાને બનારસીમત-અધ્યાત્મ મત જણાવી તેનુ ખંડન કર્યું છે તેમાં એમ કહ્યુ છે છે, તેણે ૧૬૮૦ માં પોતાનો મત કાઢ્યો. તે વારણાસીય મત એવો હતો કે સાધુઓ અને શ્રાવકોના આચારોમાં ઘણા અતિચાર-દોષ લાગે છે જેવુ સાધુપણું ને શ્રાવકપણું શાસ્ત્રમાં છે તેવી રીતે કોઈ સાધુ કે શ્રાવક વર્ત્તતો નથી, એટલે કે આજકાલ સાધુપણુ કે શ્રાવકપણું છે નહિ. જે દ્રવ્યક્રિયાઓ કરવામાં આવે છે તે બધી કષ્ટક્રિયાઓ માત્ર છે, તેથી કઈ ફળ નીકળવાનું નથી, માટે કેવળ અધ્યાત્મમાં લીન થવું એ સર્વથા શ્રેષ્ઠ છે'—આમ જણાવી તે મતનું ખંડન કર્યું છે અને સાથે સાથે દિગંબરીઓ શ્વેતાબરીઓથી જે ૮૪ બાબતમા ભિન્ન પડે છે તે દિગબરીઓના મતનુ પણ ખડન કર્યું છે

વિજય પડિતે બનારસીદાસ ૧૬૯૨માં બદલાયા ને તેની દશા ફરી-દ૬ જૈન

૮૫૦ કવિવરને આ અવસરની અવસ્થા પર પાછળથી અત્યંત ખેદ થયો 'પૂર્વ કર્મના ઉદયસંયોગથી અસાતાનો ઉદય થયો હતો, પણ તે કુમતિના ઉત્પાદનું યથાર્થ કારણ હતુ. આથી બુદ્ધિમાનો અને ગુરૂજનોની શિક્ષાઓ પણ કંઈ અસર ન કરી શકી. જ્યાસુધી કર્મવાસના હતી ત્યા સુધી દુર્બુદ્ધિને રોકવામા કોણ સમર્થ થઈ શકયો છે? પરન્તુ જ્યારે અશુભના ઉદયનો અન્ત આવ્યો એટલે સહજ સર્વ ખેલ મટી ગયો અને જ્ઞાનનો યથાર્થ પ્રકાશ સમક્ષ થયો' આ પ્રકારે સં ૧૬૯૨મા નેત્ર ખુલ્યા–હૃદયપલટો થયો; અને તે પંડિત રૂપચંદનો સમાગમ આગ્રામા થયો ને તેના કહેવાથી દિગંબર કર્મગ્રંથ નામે ગોમટ્ટસારમાથી ગુણસ્થાનો આદિ જાણ્યા પછી. ત્યારે 'સ્યાદ્વાદ પરિણતિ પરિણમી, અને પોતે દૃઢ જૈન થયો. હૃદયની કાલિમા ગઇ, ને સમતા આવી' આ દરમ્યાન એટલે ૧૬૯૨ પહેલા સોમપ્રભસૂરિની સૂક્તિમુક્તાવલી (સિંદૂર પ્રકર)નો અનુવાદ, અધ્યાત્મબત્તીમી વગેરે કૃતિઓ રચી તેમા મોટા ભાગમા એકાન્ત નિશ્ચયનયની વાત છે સં. ૧૬૯૩મા **સમયસાર નાટક** નામનો ગ્રંથ હિંદીપદ્યમા રચ્યો. (ઉક્ત અદ્વિતીય અનુપમ કુંદકુંદકૃત સમયસાર નાટક અને તે પર અમૃતચન્દ્રાચાર્ય કૃત સંસ્કૃત વ્યાખ્યાનનો આધાર લઈ તેના મર્મને પોતાના રંગથી રંગી પોતાના શબ્દોમા કવિએ રચેલો તે હીંદી ગ્રંથ

---

થયા એ વાત પર કંઈ જણાવ્યુ નથી, કારણકે તેમણે આગ્રામાં ગયા પછી પોતાની નજરે જોયું હતું કે બનારસીદાસ નિરપત્ય સ્વર્ગસ્થ થતા તેની ગાદીએ તેના મિત્ર કુંવરપાલ આવ્યા અને તેના અનુયાયીઓનો મત ચાલતો હતો અને તેઓ બનારસીદાસના વાક્યોને 'ગુરૂ મહારાજે આમ કહ્યુ છે' એમ કહેતા હતા એટલે કેવલ નિશ્ચયનુ અવલંબન તે અનુયાયીઓએ લીધુ ને એ રીતે બનારસીદાસનો મત સ્થપાયો, એથી તેના ખંડન તરીકે યુક્તિપ્રબોધ નાટક મેઘવિજયજીએ રચ્યુ. મૂળ પુરૂષની પોતાની ઈચ્છા ન હોય છતાયે પાછળના તેની ગાદી સ્થાપે ને તેના નામથી મત ચલાવે એ પ્રથા હિંદમા ઘણા વખતથી ચાલુ છે (જુઓ ૨૪–૧૨–૨૩નો 'જૈન શાસન'નો અંક પૃ ૩૩૭ લેખ નામે 'શ્રી મેઘવિજય ઉપાધ્યાયનુ યુક્તિપ્રબોધ નાટક')

ઘણો અપૂર્વ છે. તેનો પ્રચાર અને આદર શ્વેતામ્બર અને દિગંબર બંને સંપ્રદાયોમા ખૂબ છે. આ વેદાન્તીઓને પણ આનંદ આપે તેવો છે. તેની ભાષા ઉચ્ચશ્રેણીની છે. ) સં. ૧૬૯૬મા એકનો એક પુત્ર મૃત્યુ પામતા અતિશય શોક થયો. બે વર્ષ પછી તે મોહ ઉપશાન્ત થયો. –એટલું જણાવી સં. ૧૬૯૮મા પોતાના કથાનકના પૂર્વાર્ધ્ધને (અર્ધકથાનકને) ૬૭૩ દુહામા પૂર્ણ કરેલ છે. આ આત્મજીવન દોષને છૂપાવ્યા વગર ખુલ્લે ખુલ્લુ કહેનારૂં એક અપૂર્વ ચરિત છે, કે જેવું આત્મચરિત ભારતી સાહિત્યમા મુસલમાન બાદશાહોના આત્મચરિતો સિવાય એકજ છે કે જે આધુનિક સમયના આત્મચરિતોની પદ્ધતિ પર લખાયું છે.[૫૦૯]



---

૫૦૯ આ અર્ધકથાનક મારા મિત્ર શ્રીયુત નાથુરામ પ્રેમીએ સંપાદિત કરેલા બનારસીવિલાસ (પ્ર જૈન ગ્રંથ રત્નાકર કાર્યાલય)ની પ્રસ્તાવનામાં સારસહિત મુખ્યતઃ છપાયું છે. વિશેષમાં જુઓ જૈન શ્વે. કૉન્ફરન્સ હેરેલ્ડ જુલાઇ–અકટોબર ૧૯૧૫ના સંયુકત અંકમાં તેની મૂલ પ્રત પરથી મારો લખેલ 'કવિવર બનારસીદાસ' એ લેખ અને પ્રેમીજીનો 'હિન્દી જૈનસાહિત્ય ઈતિહાસ'એ નિબંધ

# પ્રકરણ ૫ મું.

## સત્તરમા શતકની સાહિત્યપ્રવૃત્તિ.

## સંસ્કૃત પ્રાકૃત સાહિત્ય.

હીરવિજયસૂરિ તથા વિજયસેનસૂરિના શિષ્યો પૈકીઃ—

लक्षणार्णवपारीण मतिवैभवधारिण ।
केचित् केचित्तार्कशास्त्र वाग्वाक्पत्यनुकारिण. ॥५०॥
केचित् पुनर्नव्यकाव्यकलाकौशलहारिणः ।
केचिच्च कौतुकाकीर्णाख्यानव्याख्यानकारिण ॥५१॥
केचित् सकल सूत्रार्थ प्रश्नप्रतिवच. प्रदाः ।
अगण्यगणितज्योति शास्त्रविज्ञाश्च केचन ॥५२॥
केचित् साहित्यशास्त्राब्धिमथने मन्दराद्रयः ।
केचिच्च रुचिराचारविचारचतुराशया ॥५३॥

વિજયપ્રશસ્તિ સર્ગ ૨૧.

—કેટલાક વ્યાકરણ રૂપી સમુદ્રના પારગામી મતિવૈભવવાળા, કેટલાક તર્કશાસ્ત્રમાં બૃહસ્પતિ જેવા, કેટલાક નવા કાવ્ય રચવાના કૌશલવાળા, કેટલાક કૌતુકવાળા આખ્યાનોનાં વ્યાખ્યાન કરનારા, કેટલાક સકલ સૂત્રોના અર્થ સબંધી પ્રશ્નોના ઉત્તર દેનારા, કેટલાક ન ગણાય તેવા ગણિત અને જ્યોતિ શાસ્ત્રના જાણકાર, કેટલાક સાહિત્યશાસ્ત્ર-કાવ્યશાસ્ત્ર રૂપી સાગરનું મથન કરવામાં મેરૂ પર્વત જેવા અને કેટલાક રૂચિર આચાર અને વિચારમાં ચતુર આશયવાળા હતા.

૫૧. સં. ૧૬૦૧મા વિવેકકીર્તિગણિએ હરિપ્રસાદ કૃત પિંગલસાર વૃત્તિની પ્રત લખી. (બાલચંદ્ર ભં. કાશી) સં. ૧૬૦૫ મા ત. લાવણ્યધર્મના શિ. ઉદયધર્મગણિએ વિજયદાનસૂરિ રાજ્યે ઉપદેશમાલાની ૫૧ મી પ્રાકૃત ગાથાના સો અર્થ કરનારી શતાર્થવૃત્તિ રચી (ડા. વડો, દાલા. પાટણ) સં. ૧૬૧૦મા સલીમશાહના

ગચ્છમાં ખ. જિનભદ્રસૂરિ-ભાનુપ્રભ-તેના ૪ શિષ્ય નામે મતિમેન, મહિમાલાભ, કુશલસિંહ અને ચંદ્રવર્ધન-તે ૪ ના ૩ શિષ્ય મેઘનંદન, દયાનંદન અને જયવિજય તે પૈકી મેઘનંદનના શિષ્ય રત્નાકર પાઠકે **શાંતિસૂરિ**ના પ્રા૦ જીવવિચાર પર સંસ્કૃત વૃત્તિ રચી ( કા. વડો. પ્ર૦ યશો૦ પાઠશાળા મહેસાણા ). સં. ૧૬૧૭ મા ખ૦ જિનમણિકયસૂરિના પટધર **જિનચંદ્રસૂરિ**એ **જિનવલ્લભ** કૃત **પોષધવિધિ** પર વૃત્તિ અણહિલવાડ પાટણમા રચી કે જેનુ સશોધન પુણ્યસાગર ઉ૦, ધનરાજ પાઠક અને **સાધુકીર્ત્તિ**ગણિએ કર્યું ને તેમા જયસોમ ઉપાધ્યાયે સહાય કરી ( કા. વડો. ) સ. ૧૬૧૯મા ખ૦ જિનભદ્રસૂરિ શાખાના પદ્મમેરૂ-મતિવર્ધન-મેરૂતિલક-દયાકલશ અને અમરમાણિકયના શિષ્ય **સાધુકીર્ત્તિ** ગણીએ **સંઘપટ્ટક** પર અવચૂરિ કરી (આ. ક. પાલી૦) સં. ૧૬૨૧ મા **જ્ઞાનપ્રમોદે વાગ્ભટ્ટાલંકાર** પર વૃત્તિ રચી. તથા તેજ વર્ષમા નાગોરમા ખ. **હીરકલશે** પ્રા. મા **જોઇસહીર** (જ્યોતિષસાર) ઉદ્ધરી રચ્યો (મુદ્રિત)

૮૫૨. આ સમયમા **ધર્મસાગર** ઉપાધ્યાય-એક પ્રખર સ્વસંપ્રદાયવાદી થયા, અને તે તરીકે બીજા સંપ્રદાયોના ખંડનાત્મક ગ્રંથો તેમણે બનાવ્યા. તેમના હસ્તાક્ષરે હેમચંદ્રના ઉણાદિગણસૂત્રોદ્ધારની સં. ૧૬૦૪ મા લખેલી પ્રત લબ્ધ છે (વેબર નં. ૧૬૯૫) સ. ૧૬૧૭ મા **ઔષ્ટ્રિકમતોત્સૂત્ર** દીપિકા ખરતરગચ્છના ખંડન રૂપે બનાવી, કે જેમા પોતાને હીરવિજયસૂરિના શિષ્ય તરીકે ઓળખાવેલ છે (કા. છાણી); અને **તત્ત્વતરંગિણી** વૃત્તિ રચી[૫૧૦] (બુહ્ ૮ નં. ૩૮૪) સ. ૧૬૨૯ મા **પ્રવચન પરીક્ષા** અપરનામ કુપક્ષકૌશિકાદિત્ય સવૃત્તિ (ભા. ૩, પૃ. ૧૪૪-૧૫૫), કે જેમા ઘણા જૈન સંપ્રદાયોનું ખડન છે, તથા તે વર્ષમા ઇર્યાપથિકા ષટ્ત્રિંશિકા (કી. ૨

---

૫૧૦ આ તત્ત્વતરગિણી વૃત્તિની સ ૧૬૧૭ની લિખિત પ્રત પાટણના વાડી પાર્શ્વનાથ ભડાર દા૦ ૧૫ મા છે તેમા જણાવ્યું છે કે 'આ ગ્રથનો કર્તા સર્વગચ્છસૂરિઓથી જિનશાસનમાથી ઉત્સૂત્રપ્રરૂપણા કરવા માટે બહિત કરેલ ધર્મસાગર છે.'

નં. ૩૬૮ પ્ર૦ આ૦ સમિતિ ન. ૪૯) રચી. સ. ૧૬૨૮ મા રાધનપુરમા કલ્પસૂત્ર પર કિરણાવલી નામની ટીકા (પ્ર૦ આ૦ સભા નં. ૭૧) અને સં ૧૬૩૯ મા જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ પર વૃત્તિ રચી હતી. આ છેલ્લી વૃત્તિની એક પ્રશસ્તિ (વે. ન. ૧૪૫૯) મા એમ જણાવ્યુ છે કે તે ત૦ હીરવિજયસૂરિએ દીવાળીને દિને રચી અને તેમા કલ્પકિરણાવલીકાર ધર્મસાગર ઉ૦, તેમજ વાનર ઋષિ (વિજયવિમલ) એ સહાય આપી તેમજ તેનું સશોધન પાટણમા ત૦ વિજયસેનસૂરિ, કલ્યાણવિજય ગણિ, કલ્યાણકુશલ અને લબ્ધિસાગરે કર્યું હતું અને તેની આ પ્રશસ્તિ હેમવિજયે રચી. (આ પરથી કલ્પના થાય છે કે સૂરિના નામે ધર્મસાગરે મૂળમા વૃત્તિ રચી પણ તે ધર્મસાગર ખંડન શૈલીવાળા હોવાથી રખેને તેમા બીજાનુ ખંડન હોય તેથી તેનું સશોધન ઉક્ત વિદ્વાનો પાસે કરાવ્યુ હોય.)

૮૫૩ ધર્મસાગરના બીજા ગ્રથો -ગુર્વાવલી-પટ્ટાવલી સવૃત્તિ, પર્યુષણાશતક સવૃત્તિ (વે૦ ન. ૧૮૪૭), સર્વજ્ઞશતક સવૃત્તિ, વર્દ્ધમાન દ્વાત્રિશિકા (નવ રસારૂસાજ વર્ષે ? ૧૬૬૯ મા ?-કા વડો), ષોડશ-શ્લોકી-ગુરૂતત્ત્વપ્રદીપદીપિકા સવિવરણ (બુહ૦ ૮ નં. ૩૯૯) વગેરે છે. આ પૈકી ગુર્વાવલીમા તપાગચ્છના આચાર્યોની હીરવિજયસૂરિ સુધીની પરંપરા આપી છે. તેની એક પ્રતની અંતે જણાવેલું છે કે હીરવિજયસૂરિની આજ્ઞાથી વિમલહર્ષ, કલ્યાણવિજય, સોમવિજય અને લબ્ધિસાગર ગણિઓએ મુનિસુંદર કૃત ગુર્વાવલી, જીર્ણ પટ્ટાવલી, દુપમાસઘસ્તોત્રયત્ર વગેરે સાથે સરખાવી આને સ. ૧૬૫૮ ના વર્ષમા અમદાવાદમા તપાસી હતી. કી. ૧. (જુઓ પારા ૮૧૯ થી ૮૨૧.)

૮૫૪ પાર્શ્વચંદ્ર ગચ્છીય બ્રહ્મ મુનિ (વિનયદેવ સૂરિ) એ દશાશ્રુતસ્કધ પર જિનહિતા નામની ટીકા (ભા. ૪. નં. ૧૦૮૯ સન ૧૮૯૧-૯૫), જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ પર અણહિલવાડમા વૃત્તિ રચી કે જે તે ગચ્છના વિજયદેવસૂરિએ સંશોધી હતી (કા, વડો ).

૮૫૫ **વાનરઋષિ—વિજયવિમલ**—એક વિદ્વાન્ મુનિ હતા. તેઓ ત. આનંદવિમલસૂરિના શિષ્ય હતા. તેમણે વિજયદાનસૂરિના રાજ્યે ( સં. ૧૬૨૨ પહેલા ) ગચ્છાચાર પયન્નાપર ટીકા લખી. (પ્ર. આ. સમિતિ ન. ૩૬) તેમણે કર્મપર પ્રકરણો નામે **ભાવપ્રકરણ** રચીને તે પર સ્વોપજ્ઞ વૃત્તિ–અવચૂરિ (મુદ્રિત) સં ૧૬૨૩માં, તથા **બંધોદય** સત્તા પ્રકરણ રચીને તે પર સ્વોપજ્ઞ અવચૂરિ રચી છે. **ગચ્છાચાર** પયન્નાપર ઉક્ત ટીકા લખી હતી તે પરથી વિસ્તાર કરીને મોટી ટીકા સં. ૧૬૩૪મા રચી કે જેમા વિદ્યાવિમલ, વિવેકવિમલ અને **આનંદવિજય** ગણિઓએ શોધનલેખનમા સહાય આપી હતી (પી ૫, ૧૬૧; કા. વડો; બુહ. ૬ ન. ૮૩૫ પ્ર० દયાવિમલ ગ્રંથમાલા નં. ૨૫) બીજી અવચૂરિઓ નામે **તંદુલ** વૈયાલિય પયન્નાપર (પ્ર० દે. લા. નં. ૫૯) કે જેના પરથી તેના શિષ્ય (૧) વિશાલસુંદરે નાગપુર (નાગોર)મા સં. ૧૬૫૫મા સક્ષેપ કર્યો છે (પ્ર, કા.), જિનેંદ્ર અનિટ્ કારિકા પર (વિવેક० ઉદે०), જયાનંદસૂરિકૃત **સાધારણજિન** સ્તવ પર (પી. ૪, નં. ૧૩૬૯) અવચૂરિઓ રચવા ઉપરાત સં. ૧૬૬૨મા હર્ષકુલગણિકૃત **બંધહેતૂદય** ત્રિભંગીપર અવચૂરિ ( ભા. ૬ નં. ૧૧૬૫) રચી (પ્રાચીન ૪ કર્મગ્રંથોની પ્રસ્તાવના). પ્રતિલેખનાકુલક ૨૮ પ્રા० ગાથામા રચ્યું (કા. વડો )

૮૫૬ ખ० જિનભદ્રસૂરિ–સમયધ્વજ–જ્ઞાનમંદિર–ગુણશેખરવાચક શિ. નયરંગે **અર્જુનમાલાકર** (ભા. ૬ નં. ૧૪૭૬)અને સં. ૧૬૨૪મા તેમણે બાલપતાકાપુરીમા **પરમહંસ** સંબોધ ચરિત (કથાવસ્તુ **જયશેખરના** પ્રબોધ ચિંતામણિ જેવું. જે. ૫૭), અને સં. ૧૬૨૪માજ ફલવર્દ્ધિ (ફલોધી)મા ખ० જિનેશ્વરસૂરિકૃત રૂચિતદડકસ્તુતિ પર ખ० જિનહંસસૂરિ–પુણ્યસાગર ઉ०ના શિષ્ય પદ્મરાજે વૃત્તિ–વ્યાખ્યા રચી (પી. ૬,૪૮) સં. ૧૬૨૫મા ખ જિનચંદ્રસૂરિ રાજ્યે **ચારિત્રસિંહ** ગણિએ કાતંત્ર વિભ્રમપર અવચૂરિ રચી (વેબર નં. ૧૬૩૨) સં. ૧૬૨૬ આસપાસ [૫૧૧]ખ० જિનહર્ષસૂરિ શિ. દયારત્ને **ન્યાયરત્નાવલી** રચી

૫૧૧ કારણકે તે વર્ષમાં આચારાંગ સૂત્રની પ્રત તેમણે લખેલી ઉપલબ્ધ છે.

(વિવેક-ઉદે.) અને સં. ૧૬૨૭મા અજિતદેવે પિંડવિશુદ્ધિ પર દીપિકાની રચના કરી સં. ૧૬૨૯મા ચંદ્રગચ્છ (પછી પલ્લીવાલ)ગચ્છના મહેશ્વરસૂરિ (મહાવીરથી ૬૦ મી પાટે)ના પટ્ટધર ઉક્ત અજિતદેવ સૂરિએ ઉત્તરાધ્યયનસૂત્ર પર બાલાવબોધિની નામની ટીકા રચી વળી તેમણે આચારાંગ પર દીપિકા નામની વૃત્તિ, તથા આરાધના રચી છે (પા૦ ભ.)

૮૫૭ સં. ૧૬૩૦ આસપાસ નાગોરી તપાગચ્છના રત્નશેખર સૂરિ-પૂર્ણચંદ્ર--હેમહંસ--હેમસમુદ્ર- સોમરત્ન--રાજરત્નસૂરિના પટ્ટધર ચંદ્રકીર્ત્તિસૂરિએ પોતાના પૂર્વજ રત્નશેખરસૂરિના પ્રાકૃત છંદ કોશ પર સંસ્કૃત ટીકા રચી ( બુહ. ૪, નં. ૭૫, પી ૫, ૧૯૩, કા. વડો ) વળી તેજ રત્નશેખરસૂરિકૃત સિદ્ધયન્ત્રચક્રોધ્ધાર પર ટીકા રચી (ચુનીજી ભં. કાશી) તે ચંદ્રકીર્ત્તિસૂરિએ પદ્મચંદ્ર ઉપાધ્યાયની અભ્યર્થનાથી સારસ્વત વ્યાકરણ પર સુબોધિકા-દીપિકા-ચંદ્રકીર્ત્તિ નામની ટીકા રચી કે જેનો પ્રથમાદર્શ તેમના શિષ્ય હર્ષકીર્ત્તિએ લખ્યો (ગુ. નં. ૫૧-૩, વેબર નં. ૧૬૩૯)

૮૫૮ ત વિજયદાનસૂરિ શિ સકલચંદ્રગણિએ સં. ૧૬૨૧મા ધ્યાનદીપિકા ( કેશરવિજયગણિકૃત ગૂ ભા સહિત મુદ્રિત ), ધર્મશિક્ષા (કા વડો), પ્રા૦ મા હિતાચરણ હીરવિજયસૂરિરાજ્યે સં. ૧૬૩૦ મા, શ્રુતાસ્વાદ શિક્ષાદ્વાર (કેશરવિજય ભ. વઢવાણ) અને સં. ૧૬૬૦ મા પ્રતિષ્ઠાકલ્પ રચ્યા.

૮૫૯ ત૦ મુનિસુંદરરાજ્યમા થયેલા લક્ષ્મીભદ્રની શાખામા શુભવિમલ-અમરવિજય-કમલવિજયના શિ. **હેમવિજય** એક સારા કવિ અને ગ્રંથકાર હતા. તેમણે સં. ૧૬૩૨મા પાર્શ્વનાથ ચરિત્ર, (પ્ર. મોહનલાલજી જૈ. ગ્રંથમાલા નં. ૧), સં ૧૬૫૬મા ખંભાતમા ઋષભશતક કે જેને લાભવિજય ગણિએ સંશોધ્યુ (કાથ ૧૮૯૧-૯૫ રીપોર્ટ), અને સં. ૧૬૫૭મા અમદાવાદમા દશ તરંગમા ૨૫૦ કથાવાળો કથારત્નાકર (કા. વડો) રચ્યા. તેમના બીજા ગ્રંથો -અન્યોક્તિ મુક્તામહોદધિ, કીર્તિકલ્લોલિની (વિજયસેનસૂરિની પ્રશંસારૂપે), સૂક્તરત્નાવલી, સદ્ભાવશતક, ચતુર્વિંશતિ સ્તુતિ, સ્તુતિ ત્રિદશતરંગિણી,

કસ્તૂરી પ્રકર, વિજયસ્તુતિ, અને સેંકડો સ્તોત્રો છે અને તે ઉપરાત મહાકાવ્ય તરીકે **વિજયપ્રશસ્તિ** કાવ્ય રચેલ છે તેમા ૧૬ સર્ગ કરી પોતે સ્વર્ગસ્થ થતા તે પછીના પાચ સર્ગો તેમના ગુરૂભાઈ **વિદ્યા-વિજયના** શિષ્ય ગુણવિજયે સર્વસર્ગ પરની પોતાની ટીકા નામે **વિજયદીપિકા** સહિત પૂરા કર્યા.[૫૧૨] સં ૧૬૮૮ મા. આ કાવ્યમા મુખ્યપણે **વિજયસેન** સૂરિનું વૃત્તાત છે છતા તેમા **હીરવિજયસૂરિ** અને **વિજયદેવસૂરિના** વૃત્તાતો અને ઘણી ઐતિહાસિક હકીકતો મળે છે. (પ્ર૦ ય. ગ્રં. નં. ૨૩) ગુણવિજયે આ ટીકા ઇલાદુર્ગ (ઇડર) મા આરંભી, કેટલીક યોધપુર દુર્ગ (જોધપુર), **શ્રી**માલમા રચી, છેવટે **શ્રી**રોહિણી (શીરોહી) મા પૂરી કરી અને તે **ચારિત્રવિજય** વાચકે શોધી. (જુઓ **વિજયપ્રશસ્તિની** છેવટની પ્રશસ્તિ)

૮૬૦ સં. ૧૬૩૩મા **વીર**ભદ્રે કંદર્પચૂડામણિ રચ્યો. તેજ વર્ષમા ઉપર્યુક્ત ધર્મસાગર ઉપાધ્યાયના (ગુરૂભાઇ વિમલસાગરના) શિ૦ **પદ્મસાગરે** સ્વોપજ્ઞ ટીકા સહિત **નયપ્રકાશાષ્ટક** (પી. ૪, ૧૦૨ પ્ર૦ હે૦ ગ્રં. પાટણ), સં. ૧૬૩૪મા **શીલ**પ્રકાશ (સ્થૂલિભદ્ર ચરિત્ર), સ. ૧૬૪૫ મા ધર્મ પરીક્ષા[૫૧૩] વેરાવળમા (પ્ર. દે.

---

૫૧૨ તેમાં પ્રશસ્તિમા ગુણવિજયે હેમવિજય સબધી જણાવ્યુ છે કેઃ—

श्रीहेम सुकवे स्तस्य हेमसूरेरिवाऽभवत् ।
वाग्लालित्य तथा देवे गुरौ भक्तिश्च भूयसी ॥
यदीया कविताकान्ता न केषा कौतुकावहा ? ।
विनापि हि रजो यस्माद् यश-सुतमसूत या ॥

૫૧૩ આ ગ્રંથ દિગબર અમિતગતિ નામના આચાર્યના સ. ૧૦૭૦ મા રચેલા તેજ નામના-ધર્મપરીક્ષા પરથી પ્રાય નકલ કરીનેજ પદ્મસાગરે રચેલ છે બનેનો પ્રતિપાદ્ય વિષય એક છે બનેમા મનોવેગ અને પવનવેગની પ્રધાન કથા અને તેની અંતર્ગત અન્ય અનેક ઉપકથાઓનુ સમાન રૂપથી વર્ણન જોવામા આવે છે ક્યાક ક્યાક શ્વેતાબર સપ્રદાયને માન્ય એવા ફેરફાર કરેલ છે, પણ ઘણે સ્થળે મૂળ દિગંબરમાન્ય વસ્તુઓ ૧ ગઇ છે અમિતગતિના ગ્રથની પદ્ય સખ્યા ૧૯૪૧ છે તેમાથી ૧૨૫૦

લા) અને સં. ૧૬૪૬ મા સૌરાષ્ટ્રરાષ્ટ્રસ્થિત **મંગલપુર-માંગરોળ**મા રહીને હીરવિજયસૂરિના વૃત્તાંત રૂપે ૨૩૩ શ્લોકમા જગદ્‌ગુરૂ કાવ્ય (પ્ર ય. ગ્ર. નં. ૧૪), અને મ ૧૬૫૭મા ઉત્તરાધ્યયનસૂત્રની બૃહદ્ વૃત્તિમાથી પ્રાકૃત કથાઓને સંસ્કૃતમા મૂકી **પીપાડ** ગામમા ઉત્તરાધ્યયન કથા સગ્રહ (વે ન. ૧૭૦૩) ની રચના કરી. તેમના બીજા ગ્રથોઃ—યુક્તિપ્રકાશ અને તે પર ટીકા, પ્રમાણપ્રકાશ અને તે પર વૃત્તિ, તિલકમજરી વૃત્તિ, યશોધરચરિત, આદિ છે.

૮૬૧ સ ૧૬૩૬ મા ત. હર્ષસાગર-રાજસાગર શિ. રવિસાગરે રૂપસેન ચરિત્ર (કા. છાણી), સં. ૧૬૪૫ મા **માંડલ**મા **ખેંગાર** રાજ્યે ૭૨૦૦ શ્લોક પ્રમાણ પ્રદ્યુમ્નચરિત્ર (કા. વડો, હાલા. પાટણ પ્ર. હી. ૯ ) અને તે વર્ષમા (શર સાગર રસશશિ) ઉન્નત (ઊના) નગરમા **મૌન** એકાદશી કથા (બુહ. ૨, ન. ૨૨૬, હાલા. પાટણ) રચ્યા.

૮૬૨ સ. ૧૬૪૦ મા બૃ. ખ. જિનહંસસૂરિ (**આચારાગ** દીપિકાના કર્તા) ના શિષ્ય પુણ્યસાગરે જિનવલ્લભસૂરિ કૃત **પ્રશ્નોત્તર** કાવ્યની વૃત્તિ અને સં ૧૬૪૫મા **જેસલમેર**મા **ભીમ** રાઉલ રાજ્યે **જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ** પર વૃત્તિ રચી (ગુ પોથી ન. ૧૨, જેસ. પ્ર. ૧૯) કે જેમા તેના શિષ્ય **પદ્મરાજે** સહાય આપી ને જેની પ્રથમાદર્શ પ્રતિ પદ્મરાજશિષ્ય **જ્ઞાનતિલકે** લખી આ **પદ્મરાજે** સ. ૧૬૪૪ (૧૬૩૪ ?)મા ખ૦ ભુવનહિતાચાર્ય કૃત રૂચિત દંડક જિનસ્તુતિ પર વૃત્તિ રચી (જેસ. પ્ર, ૧૯; વિવેક. ઉદે૦)

૮૬૩ ખરતર ક્ષેમશાખાના ક્ષેમરાજ (-પ્રમોદમાણિક્ય) શિષ્ય **જયસોમે** સં ૧૬૪૦ મા ઈરિયાવહિકા ત્રિંશિકા સ્વોપજ્ઞ ટીકા સહિત (કા વડો) ( કે જેમા પોતાને જિનચદ્રસૂરિ શિષ્ય કહે છે ),

---

પદ્ય એમને એમ ઉતારી લીધા છે, ૨૧૪ પદ્ય કંઈક અહીંતહીં ફેરફાર કરી મૂકેલ છે પદ્મસાગરના ગ્રથમા કુલ પદ્ય ૧૪૭૪ છે જુઓ ૫ જુગલકિશોર મુખત્યારનો 'ધર્મ પરીક્ષાકી પરીક્ષા' એ નામનો લેખ-તેમના ગ્રથ નામે ગ્રથપરીક્ષા તૃતીય ભાગમા (પ્ર૦ જૈન ગ્ર ૨. કાર્યાલય. હીરાબાગ ગિરગાંમ, મુંબઇ )

અને સં. ૧૬૪૫મા જિનચંદ્રસૂરિ રાજ્યે **પોષધપ્રકરણ** સટીક રચ્યાં (કા. વડો.) તેમા પોતાને ખ. ક્ષેમરાજ–પ્રમોદમાણિક્યના શિષ્ય જણાવે છે. જયસોમે અકબરશાહની સભામા જય મેળવ્યો હતો એમ તેમના શિષ્ય ગુણવિનય, પોતાના ખંડપ્રશસ્તિ કાવ્યની પ્રશસ્તિમા જણાવે છે.

૮૬૪. **સમયસુંદર** ગણિ (જુઓ પારા ૮૪૭)–ખરતરગચ્છના જિનચંદ્રસૂરિના શિષ્ય સકલચંદ્રના શિષ્ય થાય તેમણે દીર્ઘાયુ ભોગવી અનેક કૃતિઓ ગૂજરાતી અને સંસ્કૃતમા રચેલ છે. સં. ૧૬૪૧ મા **ભાવશતક** રચ્યુ, ૧૬૪૬ લગભગમા **અષ્ટલક્ષી** રચવી શરૂ કરી, તેમા राजानो ददते सैारव्य એ વાક્યના આઠ લાખ અર્થો કર્યા છે. આ કૃતિ તેની **અર્થરત્નાવલી** વૃત્તિ સહિત **લાભપુર** (લાહોર)મા સં. ૧૬૭૬ મા સંપૂર્ણ થઈ (પી. ૧,૬૮) પણ તેનો કેટલોક ભાગ ૧૬૪૯ મા તૈયાર કર્યો હતો ને તે વર્ષમા **અકબરની** રાજસભામા સંભળાવતા અકબરે સ્વહસ્તે તે પુસ્તકને લઇ કવિના હાથમા આપી પ્રમાણભૂત કર્યો હતો. વિશેષમા સં. ૧૬૬૩ મા **રૂપકમાલા** પર વૃત્તિ કે જે જિનચંદ્રસૂરિના શિષ્ય રત્નનિધાનગણિએ શોધી હતી (ભા. ૫ ન. ૧૨૧૯), સં. ૧૬૬૫ મા **ચાતુર્માસિક** પર્વ કથા (કા. વડો), સં. ૧૬૬૬ મા ગદ્યપદ્ય વાર્તા રૂપે **કાલિકાચાર્ય** કથા (વિવેક. ઉદે૦, બાલચંદ્ર યતિ કાશી, સં. કૅા. વૅા. ૧૦ નં. ૫૭), સં. ૧૬૭૨મા **મેડતામા સામાચારી** શતક, અને ⁵¹⁴**વિશેષશતક** (વિવેક. ઉદે.), સં. ૧૬૭૪ મા **વિચાર** શતક (વિવેક. ઉદે), સં. ૧૬૮૫મા **વિસંવાદ** શતક અને લૂણકર્ણસરમા **વિશેષસંગ્રહ** (વિવેક. ઉદે.), કલ્પસૂત્ર પર કલ્પલતા નામની વૃત્તિ ખ. જિનરાજ સૂરિના રાજ્યમા અને જિનસાગરસૂરિના યોવરાજ્યમા કે જે જિનસાગરે સ. ૧૬૮૬ મા જૂદી શાખા કાઢી તેથી તે પહેલા (કી ૨,૩૭૨. વે નં. ૧૪૪૦–૪૧, ભા ૩, પૃ. ૧૩૮, ૪૪૬) સ. ૧૬૮૬ મા **ગાથાસહસ્રી** (પી ૩,૨૮૮; ા. વડો.), સં. ૧૬૮૭ મા પાટણમા **જયતિહુયણ** સ્તોત્ર પર **વૃત્તિ**

(વિવેક. ઉદે.), સ. ૧૬૯૧ મા ખભાતમા દશવૈકાલિક સૂત્ર પર શબ્દાર્થ વૃત્તિ (પ્ર૦ મોહનલાલજી ગ્ર. સુરત), સ. ૧૬૯૪મા જાલોરમા વૃત્તરત્નાકર પર વૃત્તિ (ચુનિજી ભ. કાશી), કાલિદાસના રઘુવશ પર વૃત્તિ, સવાદસુદર, અને સં. ૧૬૯૪ (૫) મા કલ્યાણમદિર સ્તોત્ર પર વૃત્તિ, 'દુરિયરયસમીર' નામના જિનવલ્લભના મહાવીરચૂરિય સ્તોત્ર પર વૃત્તિ (બુહ ૬ નં ૬૧૫)ની રચના કરી. (જો પ્ર. પૃ. ૬૦-૬૧) છેવટમા સં. ૧૬૯૮ મા લગભગ રચેલી ત્રણ ટીકા નામે જીવવિચાર, નવતત્ત્વ અને દડક પરની અમદાવાદમા હાજા-પટેલની પોળમા રહીને રચી હતી. (ભક્તિવિજય ભ. ભાવ૦).

૮૬૫ ખરતર ક્ષેમશાખાના ક્ષેમરાજ-જયસોમના શિષ્ય **ગુણવિનય** ઉપાધ્યાયે સં ૧૬૪૧ મા **હનુમાન્** કવિકૃત ખડપ્રશસ્તિ કાવ્ય પર સુબોધિકા નામની વૃત્તિ (વે. નં. ૧૧૮૨; રીપોર્ટ ૧૮૮૭-૯૧ નં. ૩૮૨), મ. ૧૬૪૬ મા રઘુવંશ પર ટીકા (રી૦ ૧૮૮૭-૯૧ નં ૪૪૮) અને તેજ વર્ષમા [૫૧૫] ત્રિવિક્રમ ભટ્ટ કૃત દમયન્તી કથા (નલચમ્પૂ) પર તે પરની [૫૧૬] ચંડપાલે કરેલી વૃત્તિ (ચુનીજી

૫૧૪ સમયસુદરે શિષ્ય મેઘવિજય માટે પોતાના સં ૧૬૭૨ માં રચેલ વિશેષ શતકની પ્રત સ ૧૬૮૭ મા સ્વહસ્તે લખી હતી તેમા તે વર્ષે પડેલા ભયકર દુષ્કાળનુ વર્ણન પોતે આપેલ છે કે—

मुनि वसुषोडश वर्षे गुर्जरदेशे च महति दु काले ।
मृतकैरस्थिग्रामे जाते श्री पत्तने नगरे ॥
भिक्षुभयानकवाटे जटिले व्यवहारिभि र्भृशं वहुभि. ।
पुरुषैर्मानि युक्ते सीदति सति साधुवर्गेऽपि ॥
जाते च पचरजतै र्धान्य मणे सकलवस्तुनि महर्घ्ये ।
परदेशगते लोके मुक्त्वा पितृमातृवन्धुजनात् ॥
हाहाकारे जाते मारिकृतानेकलोकसहारे ।
केनाप्यदृष्टपूर्वे निशि कोलिकलुंटिते नगरे ॥

૫૧૫ ત્રિવિક્રમ ઈ સ ૯૧૫ મા વિદ્યમાન

૫૧૬ ચંડપાલ તે પોરવાડ વાણક યશોરાજનો પુત્ર તથા લૂણિગનો શિષ્ય હતો:—

ભં. કાશી) નો આધાર લઈને કરેલી ટીકા (વે. નં ૧૨૪૮), સં. ૧૬૪૭ માં વૈરાગ્યશતક પર ટીકા (કા. વડો), સં. ૧૬૫૧ મા જયશેખરકૃત સંબોધ સમતિકા પર વૃત્તિ પલ્લિપુરમા (વે નં ૧૬૯૨), સં. ૧૬૫૯ મા લઘુશાંતિ સ્તવ પર ટીકા (કા. છાણી), સં ૧૬૬૪ મા ઇંદ્રિય પરાજય શતક પર ટીકા (વિવેક. ઉદે, કા. વડો૦), સં. ૧૬૬૫ મા ત. ધર્મસાગરના ઉત્સૂત્રખંડનના પ્રત્યુત્તર રૂપે ખ. જિનચંદ્રસૂરિ રાજ્યે જિનસિંહસૂરિના કહેવાથી ઉત્સૂત્રોદ્ઘાટન કુલક નવાનગરમા (બુહ ૪ નં. ૧૩૬, કા વડો, જેસ.) ની રચના કરી. તેમના બીજા ગ્રંથો—જિનવલ્લભીય અજિતશાંતિ સ્તોત્ર પર વૃત્તિ, મિતભાષિણી વૃત્તિ, સબ્વત્થ શબ્દાર્થ સમુચ્ચય વગેરે છે (જૈ સ. પ્ર.પૃ. ૨૯). તેઓ સં. ૧૬૭૫ ની પ્રતિષ્ઠા વખતે હાજર હતા. (જિ. ૨, નં. ૧૭,૧૯)

૮૬૬ સં. ૧૬૪૫ મા ઉદયસિંહે શ્રાદ્ધપ્રતિક્રમણ વૃત્તિ પર ભાષ્ય રચ્યું. સં. ૧૬૪૬ મા જીરાઉલા ગચ્છના હેમરત્નસૂરિ શિ૦ કલ્યાણરત્ને મેવાડના રાણા પ્રતાપસિંહના રાજ્યમા મેવાડમા યોગિનિપુરમા લખેલી એક પ્રત ઘોઘા ભં. મા છે

૮૬૭ હીરવિજયસૂરિ રાજ્યે ત૦ સુમતિવિજય શિ૦ ગુણવિજયે મિતભાષિણી (નામની) જાતિવિવૃત્તિ રચી તેમા કર્ત્તા પોતાના વિદ્યાગુરૂ તરીકે સૂરચંદ્ર જણાવે છે (વઢવાણ શહેર ભં. રીપોર્ટ ૧૮૯૨-૯૯ નં. ૪૨) તથા હીરવિજયસૂરિના શિષ્ય કીર્ત્તિવિજય ગણિએ તે સૂરિને શિષ્યો તરફથી પૂછાયેલા જૈનશાસ્ત્રો સંબંધી શંકાના પ્રશ્નો અને અપાયેલ ઉત્તરો એકત્રિત કરી પ્રશ્નોત્તર સમુચ્ચય અપરનામ હીરપ્રશ્ન (મુદ્રિત) તથા સં. ૧૬૯૦ મા વિચારરત્નાકર ગ્રંથ સંકલિત કર્યો (પ્ર. હી. હં; દે. લા નં. ૭૩, વે. નં. ૧૬૪૬-૪૭)

૮૬૮ ત. સકલચંદ્ર શિ. શાંતિચંદ્ર ગણિ કે જેના સંબંધમા અગાઉ પારા ૮૦૭મા કહેવાઈ ગયુ છે તેણે કૃપારસકોશ નામનુ ૧૨૮ શ્લોકનુ કાવ્ય

---

श्री प्राग्वाट कुलामृताब्धिविधुतामृत् श्रीमान् यशोराज इ-
त्याचार्योऽस्य पिता प्रपन्नसुकवि· श्री चडपालाग्रज. ।

श्री सारस्वति सिद्धये गुरुरपि श्री लूणिग. शुद्धधी
सो कार्षीत् दमयन्त्युदारविवृर्ति श्री चण्डपाल सुधी ॥

રચી તેમા અકબરબાદશાહના શૌર્ય ઔદાર્ય ચાતુર્ય આદિ ગુણોનુ સંક્ષેપ-મા પરંતુ માર્મિકતાથી વર્ણન કર્યું છે શ્રી જિનવિજય સંપાદિત મુદ્રિત તેમણે કવિમદપરિહાર સ્વોપજ્ઞ વૃત્તિ સહિત હીરવિજયસૂરિ રાજ્યે રચ્યો (કા.વડો.) તેમણે મ. ૧૬૫૦ મા જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ પર પ્રમેયરત્ન મંજૂષા નામની વૃત્તિ (વેબર ન ૧૮૪૭) અને સ. ૧૬૫૧ મા અજિતશાંતિનું સ્તવ (પી. ૧,૭૨) રચ્યુ. સં ૧૬૫૦ મા ત વિજયસેનસૂરિ–જીવરાજ–આનંદકુશલ શિ રાજકુશલે ખીમ યા ખેમરાજ નામના મંત્રી સંબંધી ખીમસૌભાગ્યાભ્યુદય નામનો ઐતિહાસિક ગ્રંથ રચ્યો (વિવેક. ઉદે.) તેજ વર્ષમા સૂક્તિદ્વાત્રિંશિકા પર વિવરણ જાબાલિપુર (જાલોર) મા 'ગજની યવનાધીશ' ના રાજ્યમા રચાયુ (પી ૫, ૧૬૯) સં. ૧૬૫૧ મા વિજયસેનસૂરિ-ધર્મસિંહ–જયવિમલ શિ. પ્રીતિ- વિમલે ૪૭૯ શ્લોકમા ચંપકશ્રેષ્ઠી કથા રચી (કા. છાણી)

૮૬૯ સ. ૧૬૫૨ મા હીરવિજયસૂરિનો ઉનામા સ્વર્ગવાસ થયો સં. ૧૬૫૨મા અકબર રાજ્યે ત વિજયદાનસૂરિ–રાજવિજય-સૂરિ શિ દેવવિજયે મરૂસ્થલિના શ્રીમાલપુર નગરમા હેમાચાર્યના ત્રિષ-ષ્ઠિશલાકા પુરૂષ ચરિત્રનો આધાર લઈ સ. ગદ્યમા રામચરિત્ર (પદ્મચ-રિત્ર) એટલે જૈનરામાયણ રચ્યુ કે જે પદ્મસાગરે શોધ્યુ (કીં. ૩, નં. ૧૬૯, ભા. ૩,૨૨૯, અને સ. ૧૬૬૦ મા સં ગદ્યમાજ પાંડવ-ચરિત્ર રચ્યુ. સ. ૧૬૫૨ મા ત. વિજયસેનસૂરિ શિષ્ય વિનયકુશલે મંડલપ્રકરણ સ્વોપજ્ઞ વૃત્તિ સહિત રચ્યુ ને તે મુલતાનમા લાભ-વિજય ગણિએ શોધ્યુ (આ. ક પાલીતાણા) અન સ. ૧૬૭૫ મા તે વિનયકુશલે વિજયદેવસૂરિની આજ્ઞાથી વિચારસપ્તતિકા વૃત્તિ રચી (ખેડા ભં) સ ૧૬૫૨ મા ખ જિનચંદ્રસૂરિના ઉપદેશથી અમદાવાદના પ્રાગ્વાટ સંઘપતિ સોમજીએ જ્ઞાનભંડાર માટે સિદ્ધાતની પ્રત લખાવી તે પૈકી રાજપ્રશ્નીય ટીકાની પ્રત ગુ. ન. ૧૬૨૭ મળે છે.

૮૭૦ સ. ૧૬૫૨ મા હીરવિજયસૂરિ શિ. વિજયસેનસૂરિ શિ. કનકકુશલે કે જેણે સં. ૧૬૪૧ મા જિનસ્તુતિ રચી હતી તેણે કલ્યાણમંદિર સ્તોત્ર પર ટીકા (વેબર ૨,૯૩૮, વે. ન. ૧૮૦૦) અને સ ૧૬૫૩ મા સાદડીમા 'વિશાલલોચન' સ્તોત્ર પર સૂત્રવૃત્તિ (સાગર ભ. પાટણ), સં. ૧૬૫૫ મા મેડતામા સૌભાગ્યપંચમી

કથા (બુ. નં. ૪૯૩), સાધારણ જિનસ્તવન પર અવચૂરિ (વિવેક ઉદે૦), રત્નાકર પચવિંશતિકા પર ટીકા (કા. વડો.), સં. ૧૬૫૬મા સુરપ્રિય મુનિ કથા (મો૦ ભ. સુરત), સં. ૧૬૫૭ મા રૌહિણેય કથાનકની રચના કરી. આ છેલ્લા કથાનકમા પોતાના વિદ્યાગુરૂ તરીકે ઉક્ત શાંતિચંદ્રવાચક જણાવ્યા છે. (પી ૧,૩૧૯).

૮૭૧ સં. ૧૬૫૪ મા ખ૦ જયસાગર ઉ૦ (પારા ૬૯૫)-રત્નચંદ્ર-ભક્તિલાભ[૫૧૭]-ચારિત્રસાર-ભાનુમેરૂ શિ૦ જ્ઞાનવિમલે મહેશ્વરકૃત શબ્દપ્રભેદ નામના વ્યાકરણના ગ્રથ પર વૃત્તિ બીકાનેરમા રાજસિંહ રાજ્યે રચી (પી. ૨,૧૨૪) તેમા પાણિની, કાત્યાયન, કલાપ, ઇંદ્ર, હેમ, બોપદેવ, શાકટાયન આદિ વૈયાકરણોના ઉલ્લેખ છે. આજ વર્ષમા આ જ્ઞાનવિમલના શિષ્ય વલ્લભ ઉપાધ્યાયે જિનેશ્વરસૂરિ (યા જિનદેવ ?) કૃત શિલોછ નામકોશ પર ટીકા કરી અને વળી સ. ૧૬૬૧ મા જોધપુરમા સૂરસિંહના રાજ્યમા હેમાચાર્યકૃત લિંગાનુશાસનપરની દુર્ગપ્રબોધ નામની વૃત્તિ (કા. છાણી; વેબર નં. ૧૬૯૨) અને સ ૧૬૬૭ મા અભિધાનનામમાલા પર સારોદ્ધાર નામની વૃત્તિ રચી. વિશેષ ધ્યાન ખેંચે તેવી વાત એ છે કે પોતે ખરતરગચ્છના હોવા છતા અને તપાગચ્છ અને તે ગચ્છ વચ્ચેના ઝઘડા ચાલતા હોવા છતા તપાગચ્છના વિજયદેવસૂરિના ચરિતરૂપે ૧૯ સર્ગમા સં. ૧૬૯૯ મા પૂરૂ કરેલું વિજયદેવ માહાત્મ્ય ટુંકી ટીકા સહિત રચ્યું. (બુહ્ ૩ ન. ૧૫૬ પ્ર૦ જૈન સા. સ. સમિતિ) તેમનું ટુંકું કાવ્ય નામે અરનાથ સ્તુતિ સવૃત્તિ ખ૦ જિનમાણિક્યસૂરિ રાજ્યે રચેલી ઉપલબ્ધ છે. (બુહ્ ૪, ન. ૨૨૬).



૫૧૭ આય આ ભક્તિલાભના શિ૦ ચારૂચદ્રે ઉત્તમચરિત્રકથા સં. મા રચી (વે ન ૧૭૦૨)

# પ્રકરણ ૬ હું.

---

## સંસ્કૃત-પ્રાકૃત સાહિત્ય. ( અનુસંધાન )

प्रीणाति या प्राज्ञदगश्चकोरी, विभावरी वल्लभमडलीव ।
तमस्तिरस्कारकरी धुरीं ता, भक्तेर्नते गोचरयाभि वाचम् ॥
कवित्वनिष्क कषितु कवीना चेपा मनीषा कषपट्टिकेव ।
सन्त प्रसन्ना मयि सन्तु शुद्धाशया प्रवाहा इव जान्हवीया. ॥

-જેમ રાત્રીના પતિ ચદ્રની સપૂર્ણ મડલી ( પૂર્ણબિંબ ) તમસ્‌નો વિનાશ કરી પ્રાજ્ઞ એટલે વિદગ્ધ જનોની દૃષ્ટિને આનદ આપે છે તેમ તમસ્‌ એટલે અજ્ઞાનનો ક્ષય કરનારી વાગ્દેવી પ્રાજ્ઞ એટલે વિદ્વાનોની દૃષ્ટિને આનદ આપે છે ( એટલે ) તે સરસ્વતી દેવીને ભક્તિવશ થઇ હું પ્રણમુ છું. જે સતોની ઈચ્છા સોનાને કસોટીથી કસવામા આવે તેમ કવિઓના કવિત્વરૂપ ( કર્તાઓની કૃતિ રૂપ) સોનાને કસવાની ઇચ્છા હોય તેઓ શુદ્ધ ચિત્તવાળા રહી ગગાના પ્રવાહની પેઠે મારા પર ( સર્વ કવિઓ-ગ્રંથકારો પર ) પ્રસન્ન રહો.-હીરસૌભાગ્ય ૧, ૨ અને ૪

૮૭૨ સ. ૧૬૫૫ મા ઉક્ત ચંદ્રકીર્ત્તિ શિ૦ હર્ષકીર્ત્તિસૂરિએ બૃહચ્છાન્તિ સ્તોત્ર પર ટીકા ( ચુનીજી ભં. કાશી, કા વડો. ), દેવસુદર ઉ૦ ના કહેવાથી કલ્યાણમંદિર સ્તોત્ર પર ટીકા ( લ. પ્રત સં. ૧૬૩૫ બુહ ૫, નં, ૪૨, વે નં. ૧૮૦૧, કાથ૦ ૧૮૯૧-૯૫ ), સિંદૂર પ્રકરણ પર ટીકા ( ગુ. નં. ૪૯-૨૩ ) સારસ્વત દીપિકા ( ખેડા ભ. ), સેટ્ અનિટ્ કારિકા વિવરણ સં. ૧૬૬૯ મા ( રામ ઋતુરસભૂ ) ( ગુ નં ૫૯-૬ ) ધાતુપાઠ તરંગિણી-ધાતુપાઠ વિવરણ, શારદીય નામ માલા, ( વેબર નં. ૧૭૦૩ ) શ્રુતબોધ પર વૃત્તિ, યોગ ચિતામણિ ( વૈદ્યક ગ્રથ ગુ. નં ૩૭-૧, ૬૦-૧૧ ), વૈદ્યકસારોદ્ધાર ( વૈદ્યક ગ્રથ ) વગેરેની રચના કરી. સ ૧૬૫૭મા ત. રાજસાગર શિ૦ રવિસાગરે ઉનામા મૌન એકાદશી માહાત્મ્ય ( ગુ. ન. ૪૮-૨૨ ) રચ્યુ

૮૭૩. સં. ૧૬૫૭ મા ત. કુશલવર્ધન શિ૦ નગર્ષિ ગણિએ સ્થાનાગ દીપિકા (ગો૦ ઉદેપુર), તથા પ્રા૦ મા કલ્પાન્તર્વાચ્ય રચ્યું (કર્તાની સ્વહસ્તલિખિત પ્રત સાગર ભં. પાટણમા છે ). સં. ૧૬૫૮ મા ત. કલ્યાણવિજય અને મુનિવિજય શિ. દેવવિજય ગણિએ જિન-સહસ્રનામ વિજયાનંદસૂરિના રાજ્યમા રચ્યુ અને તેના પર સુબોધિકા નામની વૃત્તિ સં. ૧૬૯૮ મા પોતે રચી કે જે લાભવિજય ગણિએ શોધી હતી અને પછી કીર્તિવિજય શિ૦ વિનયવિજયે સં. ૧૬૯૯ મા શોધી (કા. છાણી)

૮૭૪ સં. ૧૬૬૦ મા ઉક્ત પુણ્યસાગરના પદ્મરાજના શિ૦ જ્ઞાનતિલકે દિવાલીને દિને ગૌતમકુલક પર વૃત્તિ (જેસ. પ્ર. ૧૯; ગુ. નં. ૪૮-૩૫ ) અને ત૦ વિજયદાનસૂરિ-જગન્મલ્લ (જગમાલ) શિ૦ બુદ્ધિવિજયે ચિત્રસેન-પદ્માવતી કથા ( વિવેક. ઉદે. ) રચી. સં. ૧૬૬૨ મા ખ જિનકુશલસૂરિની શાખામા મોદરાજ-ભાવમંદિર-નદિજય ( કે જે ૬૦ વર્ષ જીવ્યા ), સાધુવર્ધન-મહિમમેરૂ-નેજ સાર-હર્ષચંદ્રના શિષ્ય હંસપ્રમોદે સારંગસાર વૃત્તિ [ જે. ૫૩ ], ત૦ આનદવિમલસૂરિ-વિજયવિમલ ગણિ-શિષ્ય આનંદવિજયે હર્ષકુલે રચેલા ત્રિભંગીસૂત્ર પર ટીકા કરી (ન ૧૧૬૫ સન ૧૮૮૭-૯૧ ભા. ઈ. ) તથા ત૦ આનંદવિજય શિ. મેરૂવિજયે વિજયસેનસૂરિ રાજ્યે વીરજિનસ્તુતિ સ્વોપજ્ઞ અવચૂરિ સહિત ( કેશરવિજય ભં. વઢવાણ ) રચી.

૮૭૫ સં. ૧૬૬૧ મા. ત. હીરવિજયસૂરિ શિ૦ શુભવિજયે હૈમીનામમાલા બીજક ( વિવેક. ઉદે ), સં ૧૬૬૩ મા તર્કભાષા વાર્તિક કે જે પદ્મસાગરે શોધ્યું ( કા. વડો. ) અને સં ૧૬૬૫ મા રાજનગરમા વિજયદેવસૂરિની આજ્ઞાથી કાવ્યકલ્પલતાવૃત્તિમકરંદ (જે. ૫૭, પી ૬,૨૬, ખેડા ભં.) કે જે કલ્યાણવિજય ઉ. શિષ્ય ધર્મ-વિજયે તથા મેરૂવિજય શિ૦ લાવણ્યવિજયે સશોધેલ; સં. ૧૬૬૭ મા સ્યાદ્વાદ ભાષા ( કા વડો. પ્ર૦ દે. લા. ન. ૩ ) અને તે

તે પર વૃત્તિ, અને સં. ૧૬૭૧મા કલ્પસૂત્રપર ટીકા કે જે કીર્તિ-વિમલે શોધી, આદિ ગ્રથો રચ્યા. વિશેષમા તેમણે વિજયસેનસૂરિના રાજ્યમા તે સૂરિને પૃછાયેલા પ્રશ્નોના ઉત્તરોના સગ્રહ રૂપે ૪ ભાગમા સેનપ્રશ્ન સંકલિત કરેલ છે તેમા પોતાના ઉક્ત સર્વ ગ્રથોનો કલ્પસૂત્ર ટીકા સિવાયનો ઉલ્લેખ કરેલ છે, તેથી તે (સ. ૧૬૫૭ ને ૧૬૭૧ ની વચમા સગ્રહિત કર્યો છે ) અને પ્રશ્નોત્તર સગ્રહ (રત્નાકર) રચેલ છે. જેસ. પ્ર. ૬૩.

૮૭૬ મ. ૧૬૬૬મા ઉપર્યુક્ત દેવવિજયે (પારા ૮૬૯) દેવેંદ્રકૃત દાનાદિ ચાર કુલક પર વૃત્તિ નામે ધર્મરત્નમજૂષા રચી કે જે તેના શિષ્ય જયવિજયે અને કલ્યાણવિજયના શિષ્યો નામે સંઘ-વિજય અને ધર્મવિજયે સશોધી (બુહ્ ૩, ૧૦૮, બુહ્. ૪, ૧૫૫). સ. ૧૬૬૮મા ગુણવિજયે નેમિનાથ ચરિત્ર, સ. ૧૬૭૦મા ઉક્ત દેવ-વિજયે સપ્તતિશતસ્થાનક વૃત્તિ કે જેમા સ્વશિષ્ય જયવિજયે સહાય કરી અને તે જયવિજયે સં ૧૬૭૧મા (ઇંદુ રસાબ્ધીંદુ) શોભનસ્તુતિ પર વૃત્તિ રચી કે જેમા જયવિજયે પોતાના વિદ્યાગુરૂ કલ્યાણવિજય અને દેવવિજય ગણાવ્યા છે (ભા. ૩, ન. ૨૮૪, કા. છાણી, હા. ભ., ત્રિ. પ્રશસ્તિ સંગ્રહ, જેસ. પ્ર. ૬૭)

૮૭૭ આ સમયમા ત. વિજયદાનસૂરિ-સકલચદ્ર-સૂરચદ્ર શિષ્ય ભાનુચંદ્ર નામના મહાવિદ્વાન્ 'મહોપાધ્યાય' થયા [૫૧૮] (જુઓ પારા

---

૫૧૮ जाग्रज्ज्योतिरकब्बरक्षितिपतेरभ्यर्णमातस्थिवान्
सिद्धाद्रे करमोचनादिसुकृत गोऽकारयत्साहिना ।
जीवानामभयप्रधानमधिकं सर्वत्र देशे स्फुट
श्रीमद् वाचकपुंगव स जयताच्छ्री भानुचद्राभिध ॥
अस्ति श्रीमदुदारवाचक समालकारहारोपम
प्रख्यातो भुवि हेमसूरिसदृश श्रीभानुचद्रो गुरु ।
श्रीश जयतीर्थशुल्कनिवह प्रत्याजनोद्यद्यशा
शाहि श्रीमदकब्बरार्पित महोपाध्याय इत्यत्पद ॥
—વસતરાજ શકુન ટીકા-મંગલાચરણ.

૮૦૮ )–તેમણે રત્નપાલકથાનક (લ. સં. ૧૬૬૨ વિવેક. ઉદે,) સં. ૧૬૭૧માં વિવેકવિલાસ પર ટીકા[૫૧૯] વિજયસેનસૂરિરાજ્યે (ભક્તિ વિજય ભં. ભાવ; લ. સં. ૧૬૭૮ કા. વડો. ન. ૫૫) રચ્યા. તેમના બીજા ગ્રંથો:–બાણકૃત કાદમ્બરી પૂર્વ ભાગ પર પ્રસિદ્ધ ટીકા (મુ.), સારસ્વત વ્યાકરણ વૃત્તિ, શિરોહીમા અક્ષત (અખયરાજ) રાજ્યે વસંતરાજ શકુન પર ટીકા કે જે તેમના શિ. સિધ્ધિચન્દ્રે સંશોધી, (મુ.), સૂર્ય સહસ્રનામ કે જે તેમણે અકબર બાદશાહને શીખવ્યુ હતુ, આદિ છે.

૮૭૮. ઉક્ત ભાનુચંદ્રના શિષ્ય સિદ્ધિચંદ્ર[૫૨૦] પણ જબરા વિદ્વાન્ હતા. ૧૦૦ થી ૧૦૮ અવધાન કરતા. યાવની ( ફારસી ) ભાષામા પણ કુશલ હતા. અકબરે તેમને 'ખુશફહમ' નામનુ બિરૂદ આપ્યું હતું. ( તે સંબધમા જુઓ અગાઉ પારા ૮૦૮ ) તે બાદશાહને અધ્યયન કરાવતા, ગુરૂના ગ્રંથકાર્યના સંશોધનાદિમા સહાય આપવા ઉપરાત કાદંબરીના ઉત્તર ભાગની ટીકા ( પ્ર નિ. સા., વે.

---

૫૧૯ આ વિવેકવિલાસ ટીકાની ત કલ્યાણવિજય શિ લાભવિજયે વિજયપ્રભસૂરિ રાજ્યે સિદ્ધિચંદ્ર વાચકની સમતિ લઇ સ ૧૬૭૮મા લખેલી હસ્તપ્રત કા. વડો ભંડારમા છે.

૫૨૦ तच्छिष्य सुकृतैकभूर्मतिमतामग्रेसर· केसरी
शाहिम्वात विनोदनैकरसिक श्री सिद्धिचन्द्राभिध ।
पूर्वं श्रीविमलाद्रिचैत्यरचना दूरीकृता शाहिना
विज्ञप्यैत्र मुहुर्मुहुस्तमधिप योऽकारयत्ता पुन ॥
यावन्या किल भाषया प्रगुणितान् ग्रंथानशेपाश्च तान्
विज्ञाय प्रतिभागुणैस्तमधिक योऽध्यापय· शाहिराट् ।
दृष्ट्वानेक विधानवैभवकला चेतश्चमत्कारिणी
चक्रेपु स्फुटमेति सर्वविदित गोत्र यदीयं हि स· ॥

—વસતરાજ શકુન ટીકા–મગલાચરણ.

નં. ૧૨૫૫ ), ભક્તામરસ્તોત્ર પર વૃત્તિ ( પ્ર. ભી. મા. ), ધાતુમંજરી, વાસવદત્તા પર વૃત્તિ, અનેકાર્થ નામમાલા-સંગ્રહ પર વૃત્તિ ( કા. છાણી ), શોભનસ્તુતિ પર ટીકા શ્લો ૨૨૦૦ ( વીરબાઈ પાઠ૦ પાલી. ), વૃદ્ધ પ્રસ્તાવોક્તિ રત્નાકર, ભાનુચંદ્ર ચરિત્ર ( સ્વગુરુનુ ચરિત્ર-બીકાનેર ભં. ) આદિ રચેલ છે.

૮૭૯. ત. વિજયસેનસૂરિ રાજ્યે ( સ. ૧૬૫૨-૧૬૭૧ ) બુદ્ધિસાગર શિ. માનસાગરે શતાર્થી પર વૃત્તિ રચી ( કા૦ વડો.; લીં. ) વિજયસેનસૂરિ શિ. નયવિજય ગણિએ પુદ્ગલભંગ વિવૃત્તિ પ્રકરણ રચ્યું ( બુહ્. ૨, ન ૨૧૫ ). ઉક્ત ખ. સમયસુંદરના શિષ્ય હર્ષનંદન ગણિએ જેસલમેરમા ભીમરાઉલ અને કલ્યાણમલ્લના રાજ્યમા આચારદિનકર પુસ્તક પર સં. ૧૬૬૯ મા પ્રશસ્તિ રચી ( વિવેક. ઉદે. ) અને સં. ૧૬૭૩મા અણહિલવાડ પાટણમા મધ્યાન્હ વ્યાખ્યાન રચ્યુ ( કા. છાણી. ) તેમણે તથા સુમતિકલ્લોલે બંને થઈને અભયદેવસૂરિની સ્થાનાગસૂત્રની ગાથામય વૃત્તિ પર-સ્થનાગ વૃત્તિ ગાથા વિવરણ રચ્યુ સં. ૧૭૦૫ મા ( કા. છાણી ). હર્ષનદને ગદ્યમા આદિનાથ વ્યાખ્યાન રચેલુ તેની પ્રત સ ૧૬૮૩ ની ઉપલબ્ધ છે. ( ભા. ૪, નં. ૧૨૬૦ ) તથા ઋષિમડલસૂત્ર પર વૃત્તિ રચી હતી. ( ભા. ઈ. )

૮૮૦. પ્રસિદ્ધ શાતિચંદ્ર ( કૃપારસકોશના કર્ત્તા )ના શિષ્ય રત્નચદ્રે સં. ૧૬૭૧ મા પ્રદ્યુમ્ન ચરિત મહાકાવ્ય રચ્યું ( પી. ૫, ૧૬૩) અને સં. ૧૬૭૬ પહેલા અનેક પર વૃત્તિઓ રચી જેવી કે.— ભક્તામર-કલ્યાણમંદિર-શ્રીમતધર્મસ્તવ દેવા.પ્રભોસ્તવ ઋષભવીરસ્તવ એ સ્તોત્રો પર, તેમજ સ્વગુરુરચિત કૃપારસકોષ પર, સં. ૧૬૭૪ મા સુરતમા મુનિસુદર કૃત અધ્યાત્મકલ્પદ્રુમ પર કલ્પલતા નામની ટીકા (કી. ૨, ન. ૨૬૧ ભા. ૬ નં. ૧૦૭૩, દેશ૨૦ વઢ૦; પ્ર૦ મ૦ ભ૦), નૈષધકાવ્ય પર ટીકા અને રઘુવંશ મહાકાવ્ય પર ટીકા ( રી. ૧૮૮૭-૯૧ નં. ૪૪ ) કે જેમા પોતાની નૈષધકાવ્યટીકાનો

ઉલ્લેખ છે. આ સર્વનો ઉલ્લેખ સમ્યકત્વસપ્તતિકા પર પોતે ગૂ૦ બાલાવબોધ સં. ૧૬૭૬ મા રચ્યો તેમા કરેલ છે, વળી સં. ૧૬૭૯મા ધર્મસાગરના મતના ખંડન રૂપે કુમતાહિવિષ જાંગુલિ નામનો ગ્રંથ રચ્યો.

૮૮૧. સં. ૧૬૭૦ ને ૧૬૭૪ ની વચ્ચે ખ૦ ઉક્ત સાધુકીર્તિ કે જેમણે યવનપતિ અકબરની સભામા તેની પાસેથી વાદીંદ્રનું બિરૂદ મેળવી ખ્યાતિ પ્રાપ્ત કરી હતી, તેમના દીક્ષિત અને શીક્ષિત શિષ્ય સાધુસુંદરે ખ૦ જિનચંદ્રસૂરિ રાજ્યે કવિઓના વચનો રૂપ-પ્રાકૃત શબ્દોના સમસ્કૃત શબ્દોના સંગ્રહ રૂપ ઉક્તિરત્નાકર નામનો ગ્રંથ (પી. ૩, નં. ૫૭૮, પી. ૪ પૃ. ૧૪; વે૦ નં. ૧૦૩), અને સં. ૧૬૮૦ મા ધાતુપાઠ પર ધાતુરત્નાકર તે પર સ્વોપજ્ઞ ટીકા નામે ક્રિયાકલ્પલતા સહિતની (પા. ૫, ૧૫૬-૧૬૦) રચના કરી. (જુઓ મારો ગ્રંથ જૈન ગૂ૦ કવિઓ ભાગ ૧ પૃ. ૨૧૯)

૮૮૨. સં. ૧૬૭૧ મા મુખશોધન (?) ગચ્છના જિનદાસ શિ૦ તેજપાલે દીપાલિકાકલ્પ પર અવચૂરિ લખી (કા. છાણી). સં. ૧૬૭૪ મા ત. વિજયદેવસૂરિરાજ્યે વિજયસેનસૂરિ શિ૦ સંઘવિજય ગણિએ કલ્પસૂત્ર પર દીપિકા રચી ને તે કલ્યાણવિજયગણિ શિ૦ ધનવિજયગણિએ સં. ૧૬૮૧મા શોધી ને તેનો પ્રથમાદર્શ દેવવિજય-ગણિએ લખ્યો (લીં.) સં. ૧૬૭૫ (બાણાશ્વષડિંદુ)મા ખ૦ મતિ-ભદ્ર શિ૦ ચારિત્રસિંહે જિનમાણિક્યસૂરિરાજ્યે કાતંત્રવિભ્રમ પર અવચૂર્ણિ રચી (બુહ. ૩, નં. ૩૬) અને તે વર્ષમા (શરષ્યંગનિ શશવર્ષે) ત. ભાનુચંદ્ર-ઉદયચંદ્ર શિ રૂપચંદ્રે સ્વબોધ અર્થે ૫૩૬ શ્લોક પ્રમાણ વિચારષટ્ત્રિંશિકા વૃત્તિ એટલે ગજસાર કૃત દંડક પર વૃત્તિ રચી. (કા વડો., પ્ર. યશો. પાઠશાળા મહેસાણા) સં. ૧૬૭૨ અને ૧૬૮૫ની વચમા વિજયદેવસૂરિના રાજ્યમા દેવવિમલગણિએ હીરસૌભાગ્ય નામનું મહાકાવ્ય તેની સ્વોપજ્ઞ ટીકા નામે સુખાવબોધાવૃત્તિ સહિત રચીને પૂર્ણ કર્યું (આનો આધાર

લઈ ઋષભદાસ કવિએ ગૂજરાતીમા સં. ૧૬૮૫ મા હીરવિજયસૂરિ રાસ રચ્યો છે ). દેવવિમલે આ રચનાનો આરંભ તો હીરવિજયસૂરિના સમયમા જ કર્યો હતો ( એમ ધર્મસાગર પટ્ટાવલિમાથી નિર્ણીત થાય છે ). આ દેવવિમલગણિ શ્રીપતિ-જગાઋષિ કે જેમણે ૭ વિકૃતિ (વિગય) નો ત્યાગ કર્યો હતો અને લોકાગચ્છથી વ્યાપ્ત થયેલ સૌરાષ્ટ્ર દેશને પ્રતિબોધ્યો હતો-તેમના શિષ્ય સીહવિમલ કે જેમણે માડલિક ચંદ્રભાણ નામના કાયસ્થને પોતાનો ભક્ત શિષ્ય કર્યો હતો અને અજૈન સ્થાનસિહને જૈન બનાવ્યો હતો અને જેમણે જિનવૃષભસમવસરણ પ્રકર અને ભવિક પ્રકર રચ્યા હતા તેમના શિષ્ય હતા. આ આ આખું કાવ્ય ઉપાધ્યાય કલ્યાણવિજયના શિષ્ય ધનવિજય વાચકે સંશોધ્યુ હતું.[૫૨૧]

૮૮૩ આ. ઉદયરાજગણિ શિષ્ય હર્ષરત્નના શિ૦ સુમતિહર્ષ ગણિએ સં. ૧૬૭૩ મા શ્રીપતિકૃત જાતકકર્મપદ્ધતિ નામના જ્યોતિષ ગ્રથ પર ટીકા, તે લગભગ બૃહત્ પર્વમાલા, સં. ૧૬૭૭ મા દક્ષિણમા વિષ્ણુદાસના રાજ્યમા હરિભટ્ટ ( કવચિત હરિભદ્ર ) કૃત તાજિકસાર પર ટીકા (વે. નં. ૩૦૭, ઈ ઑ. નં. ૩૦૫૮-૫૯ ), અને ચાલુક્યવંશના હેમાદ્રિના રાજ્યમા સં. ૧૬૭૮ મા ભાસ્કર કૃત કર્ણકુતુહલ નામના જ્યોતિષ ગ્રંથ પર ગણકકુમુદકૌમુદી નામની ટીકા રચી. સં. ૧૬૭૭ મા ત. વિજયદાનસૂરિ-વિમલહર્ષ શિ૦ જયવિજયે સ્વશિષ્ય વૃદ્ધિવિજયની પ્રાર્થનાથી વિજયાણુદસૂરિ રાજ્યે કલ્પસૂત્ર પર કલ્પદીપિકા નામની ટીકા રચી કે જે ભાવવિજયગણિએ શોધી (વે. નં. ૧૪૪૨, કા. વડો. બુહ ૧.) સ. ૧૬૭૮ મા પાર્શ્વચંદ્ર-સમરચંદ્ર-રાજચંદ્રસૂરિએ દશવૈકાલિકસૂત્ર પર વાર્ત્તિક રચ્યું ( મુનિ જશવિજય સંગ્રહ )

---

૫૨૧ આ કાવ્યનો ઉલ્લેખ આચાર્યશ્રી આનંદશકરે પોતાના લેખ નામે 'ગુજરાતનું સસ્કૃત સાહિત્ય' મા કર્યો છે જુઓ રાજકોટની ત્રીજી ગૂજરાતી સાહિત્ય પરિષદ્નો અહેવાલ.

૮૮૪. સં. ૧૬૮૧મા ખ૦ રત્નસાર–હેમનંદન અને રત્નહર્ષ શિ૦ સહજકીર્ત્તિ ગણિએ સારસ્વત વ્યાકરણ પર ટીકા રચી અને તેમા ખ. લક્ષ્મીકીર્ત્તિ ગણિએ સહાય આપી. (પી ૧, નં. ૩૫૪, ગુ.; રી.૧૮૮૭–૯૧ નં. ૫૫૬), તથા ઉક્ત સાધુકીર્ત્તિના શિ. સાધુસુંદરે સં. ૧૬૮૩ માં જેસલમેરૂ દુર્ગસ્થ પાર્શ્વનાથની સ્તુતિ (વિવેક ઉદે.,) રચી. વળી સહજકીર્ત્તિએ સપ્તદ્વીપિ–શબ્દાર્ણવ વ્યાકરણ–ઋજુપ્રાજ્ઞ વ્યાકરણ પ્રક્રિયા રચેલ છે ( વિવેક ઉદે; કા. વડો), વળી ખ૦ જિનરાજસૂરિ રાજ્યે ને જિનસાગર સૂરિના યૌવરાજ્યે સં. ૧૬૮૫મા કલ્પમંજરી રચી તેમા ખ. કનકતિલક–લક્ષ્મીવિનય શિ. રત્નસારગણિએ ઘણી સહાય આપી. આ સહજકીર્ત્તિના ગુરૂભાઇ શ્રીસાર આમા સહકર્ત્તા હતા, કે જેમણે ગૂજરાતીમા કૃતિઓ કરી છે (ભા. ૨, નં. ૪૨૧; પી ૨, નં. ૨૮૮), સં. ૧૬૮૬મા મહાવીરસ્તુતિ વૃત્તિ, તથા બીજી કૃતિઓ–અનેકશાસ્ત્રસારસમુચ્ચય, એકાદિશતપર્યંત શબ્દસાધનિકા, ૭ કાડમા નામકોશ (જે. ૬૮) ઇત્યાદિ છે. (જેસ. પ્ર. ૬૪)

૮૮૫ સં. ૧૬૮૧મા ઉક્ત સાધુસુદર શિ. ઉદયકીર્ત્તિએ વિમલકીર્ત્તિકૃત પદવ્યવસ્થા પર ટીકા રચી (પી. ૫, નં. ૧૨૨). સં ૧૬૮૪ ત. ધર્મસાગર શિ. શ્રુતસાગરે ચતુર્દશી પાક્ષિક વિચાર રચ્યો ( કા. વડો.) પદ્મસાગર શિ૦ રાજસુદરે વટપદ્ર (વડોદરા)ના દાદા પાર્શ્વપર ૪૫ શ્લોકમા એવા સ્તવનની રચના કરી કે જેના દરેક શ્લોકનું ચોથું ચરણ ભક્તામરસ્તોત્રના દરેક શ્લોકનું પ્રથમચરણ તરીકે આવે (વે. ન. ૧૮૦૯)

૮૮૬ સં. ૧૬૮૬મા આ. મણિકચંદ્ર–વિનયચંદ્ર-રવિચંદ્ર શિ. દેવસાગર ગણિએ કલ્યાણસાગરસૂરિ રાજ્યે હૈમીનામમાલા–અભિધાન ચિંતામણીની વ્યાખ્યારૂપે હાલ્લાર દેશમા નવાનગરમા લાખાના રાજ્યે વ્યુત્પત્તિરત્નાકર નામની કૃતિ રચી (પી. ૧, ૧૩૦; વેબર નં. ૧૭૦૦; જે. ૬૧, કા. વડો ) સં. ૧૬૮૮મા ગુણવિજયે હેમવિજયકૃત વિજયપ્રશસ્તિનો અપૂર્ણ ભાગ પૂરો કર્યો અને તે સર્વપર પોતાની વૃત્તિ

નામે વિજયદીપિકા રચી એ અગાઉ પારા ૮૫૯ મા કહેવાઇ ગયુ છે, તે વૃત્તિ ચારિત્ર-વિજયગણિએ શોધી વળી તેમણે કલ્પકલ્પલતા ટીકા રચી (ભક્તિવિજય ભ. ભાવ. )

૮૮૭ ત. વિજયદાનસૂરિ-વિમલહર્ષ ઉ૦-મુનિવિમલના શિ૦ ભાવવિજયે સ. ૧૬૮૯ (નિધિવસુ રસવસુધા)મા રોહિણીપુરમા ઉત્ત-રાધ્યયનસૂત્ર પર વૃત્તિ રચી કે જેમા તેમના ગુરૂભાઇ વિજયહર્ષગ-ણિએ સહાય આપી છે (વે. ન. ૧૪૧૪-૧૫ પ્ર. જૈન આ. સભા). તેમા કથાઓ પદ્યબધ્ધ કરી પોતે મૂકી છે. તેમણે સં. ૧૬૭૯મા ષટત્રિંશજજલ્પ વિચાર તે સમયની સ્થિતિ દાખવતો રચ્યો હતો (વિવેક. ઉદે, કા. વડો.). તેઓ વિદ્વાન્ સશોધક હતા અને તે તરીકે સં. ૧૬૭૭ની જયવિજયકૃત કલ્પસૂત્રદીપિકા અને વિનયવિજયકૃત સં. ૧૬૯૬ની કલ્પસૂત્ર સુબોધિકા અને સં. ૧૭૦૮નો લોકપ્રકાશ સશોધ્યા હતા. તેમણે સં. ૧૭૦૮મા વિદ્યાપુર-વીજાપુરમા ચંપક-માલા કથા રચી (પ્ર. આ. સભા; ભા. ૬, નં. ૧૩૦૪)

૮૮૮ સં. ૧૬૯૨મા (મારવાડના) પદ્માવતીપત્તનમા રાઠોડ ગજ-સિંહ રાજયે આ. કલ્યાણસાગરસૂરિ-ભોજદેવ શિ. પં. ધનરાજે મહા-દેવે શક ૧૨૩૮મા રચેલી મહાદેવી-સારણી નામની જ્યોતિષની કૃતિ પર મહાદેવી દીપિકા નામની ટીકા રચી.

૮૮૯ સં. ૧૬૯૩મા ખ. શિવનિધાન ગણિ શિ. મહિમસિંહ ગણિએ સ્વશિષ્ય હર્ષવિજયાદિ માટે મેઘદૂત પર ટીકા રચી ( ભા. ૪ નં. ૨૮૦; પ્રત ભા. ઈ. નં. ૨૮૦). ત. રામવિજય ગણિ શિ. શ્રીવિજય[પ૨૨] ગણિએ રઘુવશ પર ટીકા (ગુ. નં. ૧૫-૩), કુમાર-સંભવપર ટીકા (પ્રાય આ સમયમા) રચી. (પ્રત સં. ૧૭૧૩ રી.

---

પ૨૨ શ્રીવિજયગણિ માટે સં. ૧૬૭૨માં દેવવિજય શિ. જયવિજયે ઋષિમડલ સૂત્રની પ્રત લખી હતી, અને તેણે વિનયવિજયને સ. ૧૬૯૬માં કલ્પ સુબોધિકા રચવા અભ્યર્થના કરી હતી તે શ્રીવિજયનો સમય તે બંને વર્ષની વચમા અચૂક સમજવાનો છે.

૧૮૮૪-૮૭ નં. ૩૩૫). સં. ૧૬૯૪મા ત. કીર્ત્તિવિજયવાચક શિ. જિનવિજયે વાક્યપ્રકાશ સાવચૂરિ વાર્ત્તામા રચી (બુહ્. ૪, નં. ૨૮૦) સં. ૧૬૯૬મા ત. હીરવિજયસૂરિ-કીર્ત્તિવિજય શિ. વિનયવિજયે ઉપર્યુક્ત શ્રીવિજયની અભ્યર્થનાથી કલ્પસૂત્ર પર સુબોધિકા નામની ટીકા રચી કે જે ઉક્ત ભાવવિજયે શોધી. (વે. નં. ૧૪૪૩-૪૪ પ્ર. જૈન આ. સભા અને આ૦ સમિતિ)

૮૯૦ સં. ૧૬૯૭મા ત. વિજયસિંહસૂરિ-ઉદયરુચિ શિ. હિત-રુચિએ ષડાવશ્યક સૂત્ર પર વ્યાખ્યા (વિવેક. ઉદે), આ સમય લગભગ ઉક્ત રત્નચંદ્રના શિષ્ય મણિક્યચંદ્રે કલ્યાણમંદિર સ્તોત્ર પર દીપિકા (કા.વડો), અને તેના શિષ્ય દાનચદ્રે ત. વિજયસિંહસુરિ રાજ્યે સં.૧૭૦૦ મા જ્ઞાનપંચમી કથા (વરદત્ત ગુણમંજરી કથા) રચી સં. ૧૬૯૯મા કલ્યાણવિજય ઉપાધ્યાયના શિષ્ય ધનવિજયે રાજનગરના ઉષ્મા (ઉસમા) પુરમા ધર્મોપદેશ લેશ નામનુ આભાણશતક ૧૦૮ શ્લોકમા રચ્યુ. (પ્ર૦ આ૦ સમિતિ ન. ૪૯) ૧૭૦૦ના વર્ષમા આ. ઉદયસાગર શિ. પદ્મસાગરે જીવાભિગમ સૂત્ર પર ટીકા રચી (મુનિ કર્પૂરવિજય ભં. પાલીતાણા.) આ શતકના અંતમા ખ૦ જિનરાજસૂરિના શિષ્ય નયકુંજર ઉપાધ્યાયે જાવડ અને તેના પુત્ર હીરના કહેવાથી પ્રવચનસાર રચ્યો. (કા. છાણી)



# પ્રકરણ ૭ મું.

## મધ્યકાલીન (૧૭મા શતક)નું ગૂર્જર સાહિત્ય.

વસ્તુ છંદ ગોડી રાગ-જાફરતાલેન ગીયતે
દેવ નિર્મિત દેવ નિર્મિત, ગગને અતિ ઉત્તુંગ,
ધર્મધ્વજ જન મનહરણ, કનકદંડગત સહસ્સ જોયણ,
રણઝણત કિંકિણીનિકર, લઘુપતાકયુત નયનભૂષણ,
જિમ જિન આગલ સુર વહે, તિમ નિજ ધન અનુસાર
નવમી પૂજા ધ્વજતણી, કહે પ્રભુ ! તુ અમ્હ તાર.
—સકલચંદકૃત સત્તરભેદી પૂજા.

તુ જિનવદનકમલિની દેવી, તું સરસતિ સુરનરપતિ સેવી,
તું કવિજનમાતા સુઅદેવી, દિઈ મુઝ નિર્મલ પ્રતિભા દેવી.
વસ્તુ —સકલચંદ્રકૃત સાધુવંદના.

દેવિ સરસતિ દેવિ સરસતિ સુમતિદાતાર,
કાસમીર મુખમંડણી બ્રહ્મપુત્રિ કરિ વીણ સોહઇ,
મોહન તરવર મંજરી મુખ મયંક ત્રિભોવન મોહઇ,
પયપંકજ પ્રણમી કરી આણી મન આણંદ
સરસ ચરિત્ર શૃંગાર રસ પભણિસુ પરમાણંદ.
—કુશલલાભકૃત માધવાનલ કથા.

નિર્મલ જલ ગંગાતણઉ, રાજહંસિ જિણિ પિદ્ધ રે
તે ઉછઇ જલિ કિમ પીયઈ, મલ સેવાલ અશુદ્ધરે
ધર્મપ્રસાદઈ દિનિ દિનઈ
—ગુણવિનયકૃત કર્મચંદ્રપ્રબંધ

૮૯૧ **ગુજરાતી ગદ્યસાહિત્ય**—આ સત્તરમા શતકમા સંસ્કૃત પ્રાકૃત ગ્રંથોના અનુવાદ એટલે બાળાવબોધ-ટબા થયા છે જેમકેઃ—ત૦ કુશલભુવન ગણિએ સપ્તતિકા નામના કર્મગ્રંથ પર સં. ૧૬૦૧ મા (તેજ વર્ષમા લખેલી પ્રત વે. નં. ૧૫૮૫),

સોમવિમલસૂરિએ સં. ૧૬૨૫મા કલ્પસૂત્ર પર અને તે ઉપરાત દશવૈકાલિકસૂત્ર પર, પાર્શ્વચંદ્ર શિષ્ય સમરચંદ્રે સંસ્તાર પ્રકીર્ણક-પયન્ના પર ( પ્રત લ૦ સં. ૧૬૪૯ નં. ૮૮૪ સન ૧૮૯૨-૯૫ ભા. ઈ.), પં કુશલવર્ધન શિ૦ નગર્ષિ ગણિએ સં. ૧૬૫૩મા સંગ્રહિણી પર, ત. કનકકુશલે સ. ૧૬૫૫ મા વરદત્તગુણ મજરી કથા, સૌભાગ્યપંચમી કથા અને જ્ઞાનપચમી કથા પર (લીં પાટણ), પાર્શ્વચંદ્રની પરંપરામા શ્રવણ શિ૦ મેઘરાજે સં. ૧૬૫૯ આસપાસ સમવાયાગ, રાયપસેણી, ઔપપાતિક, ઉત્તરાધ્યયન એ સૂત્રો પર અને ૧૬૬૧ મા નવતત્ત્વ પ્રકરણ પર ( વીરમગામ લાયબ્રેરી ) અને ૧૬૭૦ આસપાસ ક્ષેત્રસમાસપર, ઢું૦ શ્રીપાળઋષિએ સં. ૧૬૬૪ મા કરેલા દશવૈકાલિક સૂત્ર પર ( લીં. ), વૃ૦ ત૦ વિદ્યારત્નગણિ શિ૦ કનકસુદરગણિએ પણ સં. ૧૬૬૬મા તેજ સૂત્ર નામે દશવૈકાલિક પર, ધર્મસાગર ઉપાધ્યાય શિષ્ય શ્રુતસાગરે ૧૬૭૦ મા ઋષિમંડલ પર, પ્રસિદ્ધ શાતિચદ્ર ગણિના શિષ્ય રત્નચદ્રગણિએ સં. ૧૬૭૬ ના પોશ શુદ ૧૩ ને દિને સુરતમા રચેલો સમ્યકત્વ રત્નપ્રકાશ નામનો સમ્યકત્વ સપ્તતિ પર ( કા. વડો. ), ખ૦ હર્ષતિલક ગણિશિષ્ય રાજહસોપાધ્યાયે ખ૦ જિનરાજસૂરિ રાજ્યે ( સં. ૧૬૭૪ ને ૧૬૯૯ વચ્ચે ) દશવૈકાલિક સૂત્ર પર ( હા. ભ ), સં ૧૬૭૮મા શ્રીસારે ગુણસ્થાન ક્રમારોહ પર ( પાટણ ભં. ), ખ૦ હર્ષવલ્લભ વાચકે રાજનગરમા સં. ૧૬૯૨ મા ઉપાસકદશા સૂત્ર પર ( હા. ભં. ), કલ્યાણવિજય ઉપાધ્યાય શિષ્ય ધનવિજયે સં. ૧૭૦૦ મા સપ્તતિકા નામના કર્મગ્રંથ પર એમ બાલાવબોધો રચ્યા છે.

૮૯૨ સં. ૧૬૯૫ મા લોકાશાહના પક્ષમા શિવજી ઋષિને અમદાવાદમા તેના ગચ્છનાયકનુ પદ આપાયુ અને ધર્મસિંહે જૂદી શાખા કાઢી કે જે શાખા 'દરિયાપરી સમુદાય-સંઘાડો' એ નામથી ઓળખાઈ. તે ધર્મસિંહ મુનિએ ૨૭ સૂત્રના ગૂજરાતી ગદ્યમા ટબા-બાલાવબોધ રચ્યા અને ગૂજરાતી ગદ્યમા બીજા ગ્રંથો નામે સમ-

ચાયાંગ સૂત્ર-વ્યવહાર સૂત્ર તથા સૂત્રસમાધિની હુંડીઓ, ભગવતી-પન્નવણા-ઠાણાગ-રાયપસેણી-જીવાભિગમ-જંબૂદ્વીપ પન્નતિચંદપન્નતિ-અને સૂર્યપન્નતિના યંત્રો, દ્રૌપદી તથા સામાયિકની ચર્ચા, સાધુસમાચારી, ચંદનપન્નતિની ટીપ લખ્યા. (જુઓ રા. વાડીલાલની ઐ નોધ.)

૮૯૩ ઉપરના સિવાય કર્ત્તાના નામ વગરના જુદા જૂદા વર્ષમા લખાયેલા અનેક બાળાવબોધો ઉપલબ્ધ થાય છે.

૮૯૪ સ્વતંત્ર ગદ્ય વિવરણ કે અખડ ચર્ચારૂપે પણ રચાયેલી કૃતિઓ જોવામા આવે છેઃ મતિસાગરે લઘુજાતક નામના જ્યોતિષ-ગ્રથનું વિવરણ ગૂજરાતી ગદ્યમા વચનિકા રૂપે સં. ૧૬૦૫ આસ-પાસ કરેલુ છે (મુનિ જશવિજય સંગ્રહ). કુશલમાણિક્યના શિષ્ય સહજકુશલે સિદ્ધાત શ્રુન હુડિકા નામનો ગ્રથ ગદ્યમા કરેલો છે તેમા હુઢક મતનુ ખંડન પ્રમાણો આપી કરેલુ છે (ખેડા અને લી. ભડાર જશ. સગ્રહ). ધર્મસાગર ઉ૦ ના શિષ્ય લબ્ધિસાગરે ખરતરગચ્છ વાળા સાથે ચર્ચા કરવા માટેના પ્રશ્નોનો નિબધ લખ્યો છે (પુરાતત્ત્વ પુ. ૩ અંક ૪ લેખ નામે 'જૂની ગૂજરાતીમા એક ઐતિહાસિક ચર્ચા' પ્રસિદ્ધ ભાનુચંદ્ર ઉપાધ્યાયના શિષ્ય સિદ્ધિચંદ્રે ગૂજરાતી ગદ્યમા સક્ષિપ્ત કાદબરી કથાનક રચ્યુ છે-'નવનવ રસ સંયુક્ત કાદબરીની કથા ઘણી કઠણ હોઈ તે માટે મંદબુદ્ધિને પ્રીછવાને અર્થે સંક્ષેપે લોકભાષામા આ પ્રબંધ કર્યો છે'. (લ. સં. ૧૭૪૭ ની પ્રત પરથી પ્રકાશિત પુરાતત્ત્વ પુ૦ ૫ અંક ૪). આ પ્રબધની 'ભાષા સરલ અને શુદ્ધ છે. વાક્યરચના વ્યવસ્થિત અને પ્રવાહબદ્ધ છે તેથી આને અકબરના સમયની ગૂજરાતી ભાષાના એક સુદર નમુના તરીકે ગણી શકાય.' (શ્રી જિનવિજય)

**૧૯૮. ગૂજરાતી કાવ્યસાહિત્ય**—આ શતકમાં જૈનોના હાથથી રચાયેલા ગૂજરાતી કાવ્યો એટલા પુષ્કળ છે કે તે સર્વનો નામનિર્દેશ પણ સ્થલસંકોચને લીધે અત્રે કરી શકાય તેમ નથી, તે માટે મારો 'જૈન ગૂર્જર કવિઓ-પ્રથમ ભાગ' પૃ. ૧૮૧ થી

૫૯૯ નો હવાલો વાચકને આપુ છું. તે સંબંધી જે સવિસ્તર કહેવાનું છે તે હવે પછી પ્રકટ થનાર 'જૈન ગૂર્જર કવિઓ'-ના ત્રીજા ભાગની પ્રસ્તાવનામા આપવાની ધારણા છે. અત્ર પ્રથમ માત્ર કવિઓનાં નામ તેમના કવિત્વકાલના વર્ષો સહિત અત્યારસુધીની શોધ પ્રમાણે ગણાવીએ;—

૮૯૬ **સોમવિમલસૂરિ**—કાવ્યકાલ સં. ૧૫૯૧ થી ૧૬૩૩ **વિનયસમુદ્ર ૧૫૯૯-૧૬૦૫, સુમતિમુનિ** તેમજ **દર્શનકવિ ૧૬૦૧, હેમરત્નસૂરિ ૧૬૦૩-૧૬૪૭, ગુણવિમલ ૧૬૦૩, પુણ્યસાગર ૧૬૦૪, વિમલચારિત્ર ૧૬૦૫, મતિસાગર ૧૬૦૫-૧૬૧૬, સિદ્ધિસૂરિ ૧૬૦૬-૧૬૨૩, હીરકલશ ૧૬૦૭-૧૬૩૬, હેમરાજ** તેમજ **શુભચંદ્રાચાર્ય ૧૬૦૯, દેવીદાસ દ્વિજ ૧૬૧૧, પ્રીતિવિજય** તેમજ **ભાનુકુમારશિષ્ય ૧૬૧૨, નયસુંદર ૧૬૧૨-૧૬૬૯, હર્ષરાજ ૧૬૧૩, જયવંતસૂરિ ૧૬૧૪-૧૬૪૩, કુશલલાભ ૧૬૧૬-૧૬૨૫, નન્નસૂરિ, લાવણ્યકીર્ત્તિ** તેમજ **વિનયસાગર ૧૬૧૭, સાધુકીર્ત્તિ ૧૬૧૮-૧૬૨૪, મલ્લિદાસ** તેમજ **દેવશીલ ૧૬૧૯, આણંદસોમ ૧૬૧૯-૧૬૨૨, રંગવિમલ ૧૬૨૧, ભીમ ભાવસાર ૧૬૨૧** પછીથી **ભીમજીઋષિ ૧૬૩૨-૧૬૩૬, રત્નસુંદર ૧૬૨૨-૧૬૩૮, જ્ઞાનદાસ ૧૬૨૩, રત્નપ્રભ શિષ્ય ૧૬૨૪, સુમતિકીર્ત્તિસૂરિ ૧૬૨૫-૧૬૨૭, હરજી ૧૬૨૫-૧૬૪૧, ભવાન ૧૬૨૬, ડુંગર ૧૬૨૯, મહેશ્વરસૂરિ શિષ્ય ૧૬૩૦, પુણ્યરત્નસૂરિ ૧૬૩૭-૧૬૪૦, હર્ષસાગર, વિનયકુશલ, દેવેન્દ્ર, મંગલમાણિક્ય ૧૬૩૮, કનકસોમ ૧૬૩૮-૧૬૪૮, સારંગ ૧૬૩૯-૧૬૫૧, કમલહર્ષ ૧૬૪૦, પદ્મસુંદર ૧૬૪૦-૧૬૪૨, ધર્મરત્ન, વિજયશીલ ૧૬૪૧, વચ્છરાજ ૧૬૪૨-૧૬૪૮, કલ્યાણદેવ ૧૬૪૩, સકલચંદ ૧૬૪૩** આસપાસ, **વિજયશેખર ૧૬૪૩-૧૬૯૪, વિનયશેખર ૧૬૪૩-૪૪, હેમશ્રી સાધ્વી, કુશલસાગર ૧૬૪૪, મનજીઋષિ ૧૬૪૬, હેમાણંદ ૧૬૪૬-૧૬૫૪, રાજસાગર ૧૬૪૭, રમામુનિ ૧૬૪૮, પ્રીતિવિમલ ૧૬૪૯-૧૬૫૬, લબ્ધિકલ્લોલ,**

૧૬૪૯, કલ્યાણચંદ્ર ૧૬૪૯, દયાકુશલ ૧૬૪૯-૧૬૮૫, માહાવજી ૧૬૫૦ લગભગ, માલદેવ ૧૬૫૨ પહેલા, ધર્મદાસ, નરેન્દ્રકીર્ત્તિ, ઉજવલશ્રાવક, પુંજાઋષિ, વિવેકહર્ષ, પરમાણંદ ૧૬૫૨, જયવિજય ૧૬૫૨-૧૬૬૧, નયવિજય, જયચંદ્ર, વસ્તુપાલ બ્રહ્મ ૧૬૫૪, જ્ઞાનસાગર બીજા ૧૬૫૫-૧૬૬૪, ગુણવિનય ૧૬૫૫-૧૬૭૫, લલિતપ્રભ ૧૬૫૫, નર્બુદાચાર્ય ૧૬૫૬, ક્ષેમકુશલ, કુંવરજી ૧૬૫૭, સમયસુન્દર ૧૬૫૮-૧૭૦૦, મુનિશીલ ૧૬૫૮, પદ્મરાજ ૧૬૫૯-૧૬૬૭, પ્રેમવિજય ૧૬૫૯-૧૬૭૭, જયવિજય ૧૬૬૦, હેમવિજય ૧૬૬૧, મેઘરાજ ૧૬૬૧-૧૬૬૭, સહજકીર્ત્તિ ૧૬૬૧-૧૬૮૪, સમયરાજ, હર્ષવલ્લભ ૧૬૬૨, કનકસુંદર ૧૬૬૨-૧૬૬૭, વિમલચારિત્ર, જીવરાજ ૧૬૬૩, હીરોશ્રાવક ૧૬૬૪, દયાશીલ ૧૬૬૪-૧૬૬૭, વિજયસાગર ૧૬૬૪-૧૬૬૯, દામોદર અપરનામ દયાસાગર ૧૬૬૫-૧૬૬૯, વિમલકીર્ત્તિ ૧૬૬૫, પુણ્યકીર્ત્તિ ૧૬૬૬-૮૧, સુંદર ૧૬૬૬, ઋષભદાસ ૧૬૬૬-૧૬૮૭, ભુવનકીર્ત્તિ ૧૬૬૭-૧૭૦૬, શાંતિકુશલ ૧૬૬૭-૧૬૭૦, સંઘવિજય ૧૬૬૯-૧૬૭૯, વિજયમેરૂ ૧૬૬૯-૧૬૮૯, માન સં. ૧૬૭૦-૭૫, ગંગદાસ ૧૬૭૧, સિંહપ્રમોદ, કૃપાસાગર ૧૬૭૨, વિદ્યાકીર્ત્તિ ૧૬૭૨-૧૬૭૫, વિદ્યાસાગર ૧૬૭૩, વિવેકવિજય, રત્નસાર શિષ્ય ૧૬૭૫, જયસોમ ૧૬૭૬, ગુણસાગરસૂરિ, જશસોમ ૧૬૭૬, સુધનહર્ષ ૧૬૭૭, પુણ્યસાગર ૧૬૭૭-૧૬૮૯, આણંદવર્દ્ધન, કર્મસિંહ ૧૬૭૮, જિનરાજસૂરિ ૧૬૭૮-૧૬૯૯, અમરચંદ્ર ૧૬૭૮-૧૬૭૯, ગુણવિજય ૧૬૭૮-૧૬૮૩, લલિતકીર્ત્તિ, લાલચંદ ૧૬૭૯, રાજસિંહ ૧૬૭૯-૧૬૮૭, જિનોદયસૂરિ ૧૬૮૦, નારાયણ ૧૬૮૨-૧૬૮૪, કેશરાજ ૧૬૮૩, શ્રીસાર ૧૬૮૪-૧૬૮૯, કલ્યાણ ૧૬૮૫-૧૬૯૭, સ્થાનસાગર ૧૬૮૫, સુમતિહંસ, વાનો શ્રાવક ૧૬૮૬, રામચંદ ૧૬૮૭, લુણસાગર, ચંદ્રકીર્ત્તિ ૧૬૮૯, દર્શનવિજય ૧૬૮૯-૧૬૯૭, પ્રેમમુનિ ૧૬૯૧-૯૨, લબ્ધિવિજય, કમલવિજય; કનકકીર્ત્તિ, ધર્મસિંહ ૧૬૯૨, રામદાસ ૧૬૯૩, રાજરત્ન ૧૬૯૫, દેવચંદ ૧૬૯૫-૯૬

ભાવવિજય ૧૬૯૬-૧૭૩૫, વિવેકચંદ, મતિકીર્ત્તિ, કનકસુદર, કેશવ ૧૬૯૭, દેવરત્ન ૧૬૯૮, ત્રિકમ ૧૬૯૮-૧૭૦૬, અને તેજચંદ ૧૭૦૦. આ પૈકી નયસુદર માટે, કુશલલાભ, જયવિજય અને સમયસુંદર માટે, તથા ઋષભદાસ માટે વિસ્તારથી લખેલા મારા નિબંધો આનદકાવ્યમહોદધિ મૌક્તિક ૬, ૭ અને ૮ મા અનુક્રમે જુઓ.

૮૯૭ ભક્તિમાર્ગનો ઉદય આ શતકમા વિશેષ થયો. વલ્લભી સંપ્રદાયનો પ્રવેશ ગૂજરાતમા થઇ ચૂક્યો હતો. ભક્તિની અસરથી એક વિશિષ્ટ સાહિત્ય આ શતકમા જૈનોમા ઉદ્ભવ્યુ તે 'પૂજા'-સાહિત્ય છે. ખ૦ સાધુકીર્ત્તિએ સં. ૧૬૧૮ મા અને તે અરસામા ત. સકલચંદ્રે સત્તરભેદી પૂજા રચી. મંદિરમા પ્રભુની પૂજા કરવાના ૧૭ પ્રકાર-ન્હવણ, ચંદનવિલેપન, ચક્ષુયુગલ, ગંધ-વાસ (સુવાસ), પુષ્પ, પુષ્પમાલ, કુસુમ અંગરચના (કુસુમઅંગી), ચૂર્ણ, ધ્વજ, આભૂષણ, કુસુમગૃહ, કુસુમમેઘ, અષ્ટમંગલિક, ધૂપદીપક, ગીત, નૃત્ય, અને વાદ્ય-એમ દરેકથી પૂજા કરવાના સ્તુતિ-ગીતો, ભક્તિપ્રેરક ઉર્મિગીતો રચાયા. આની પહેલા ૫ દરમા શતકમા પ્રતિમાને સ્નાન કરાવી થતી પૂજા-સ્નાત્રપૂજા શ્રાવકકવિ દેપાલે રચી છે કે જેમા વચ્છભંડારી કૃત પાર્શ્વનાથ કળશ અને રત્નાકર સૂરિકૃત આદિનાથ જન્માભિષેક કળશ નામની કૃતિઓ મિશ્રિત થઇ છે, અને ૧૩ મા શતકમા જૂની-અપભ્રંશ ભાષામા જયમંગલસૂરિકૃત મહાવીર જન્માભિષેક થયો છે. આમ જન્માભિષેક, સ્નાત્રપૂજા, અને પછી સત્તરભેદી પૂજા ઉત્તરોત્તર ભષાસાહિત્યમા આવ્યા પછી ૧૮ મા શતકમા યશોવિજયકૃત નવપદપૂજા ને દેવચંદ્રકૃત સ્નાત્રપૂજા અને ૧૯ મા શતકમા વીરવિજયે ૬૪ પ્રકારી, ૯૯ પ્રકારી વગેરે જાતજાતની પૂજાઓ રચી છે કે જે સંબધમા હવે પછી તે તે શતકમા કહેવામા આવશે.

૮૯૮ લોકકથા સાહિત્ય-આ શતકમા પૂર્વના શતકો કરતા વિશેષ થયુ છે મતિસારે સિદ્ધરાજના રૂદ્રમાલની પુતલી કર્પૂરમંજરીનો રાસ સ. ૧૬૦૫ મા, અને તેના કરતા વિશેષ વિસ્તારથી સિદ્ધરાજ,

હેમચંદ્ર આદિની કથામાંથી અન્તર્ગત એવો કર્પૂરમંજરીનો રાસ કનકસુંદરે સં ૧૬૬૨ મા રચ્યો. સં. ૧૬૧૬ મા સિદ્ધિસૂરિએ સંસ્કૃતપરથી સિંહાસનબત્રીશી રચી ત્યારે હીરકલશે સં ૧૬૩૬ મા અને સંઘ (સિંહ) વિજય પણ સં ૧૬૭૮ મા સિંહાસનબત્રીશી વિસ્તારથી બનાવી, કુશલલાભે સં. ૧૬૧૬ મા માધવાનલ કથા અને ૧૬૧૭ મા મારૂઢોલાની ચોપાઈ, સં ૧૬૧૯ મા દેવશીલની-સં. ૧૬૪૬મા હેમાણંદની, અને સં ૧૬૭૨ સિંહપ્રમોદની વેતાલપચીસી, સં. સં ૧૬૨૨ મા રત્નસુંદર કૃત અને સં ૧૬૪૯ મા વચ્છરાજે રચેલી પંચોપાખ્યાન (પંચતંત્ર) ચોપઈ અને સં. ૧૬૨૩ આસપાસ જ્ઞાનદાસનો સ્ત્રીચરિત્રરાસ, સં. ૧૬૩૮ મા ઉક્ત રત્નસુંદરની શુકબહોતરી (જુઓ મારો લેખ નામે 'શુકસપ્તતિ અને શુકબહોતરી' જૈનયુગ પુ. ૩ પૃ ૧૫૧) અને મંગલમાણિક્યનો વિક્રમરાજા અને ખાપરાચોરનો રાસ, માલદેવકૃત વિક્રમચરિત્ર પંચદંડકથા, સં. ૧૬૪૧ મા હરજીની વિનોદચોત્રીશી કથા (૩૪ કથા) કે જે માટે કવિ કહે છે કે 'તે શુકબહોતરી, નીતિશાસ્ત્ર (પંચતંત્ર), વેતાલકથાદિ કરતા જુદી ભાતવાળી અપૂર્વ સુખતર કથા છે', સં ૧૬૪૭ મા હેમરત્નની ચારણી ઇતિહાસ-કથા જેવી ગોરાબાદલ કથા (પદ્મણી ચો), સં ૧૬૫૧ મા ઉક્ત સારંગની ભોજપ્રબંધ ચો. અને ૧૬૫૪ મા ઉક્ત હેમાણંદકૃત ભોજચરિત્રરાસ (ભોજપ્રબંધ પરથી), સં ૧૬૬૭ મા કનકસુંદરનો સગાલશાહરાસ, સં. ૧૬૭૫ આસપાસ ભદ્રસેનકૃત ચંદનમલયાગિરિનો રાસ, સં ૧૬૭૯ મા રાજસિંહે કરેલો વિદ્યાવિલાસરાસ, સં. ૧૬૮૩મા ગુણવિજયકૃત જયચંદ્રરાસ, સં. ૧૬૮૮(?) મા ઉક્ત સંઘવિજયે રચેલ વિક્રમસેન-શનિશ્ચરરાસ, સં. ૧૬૯૭માં કેશવમુનિકૃત સદેવંત સાવલિંગારાસ આદિ છે. આ સર્વ કવિઓ, ૧૮ મા શતકમા થયેલા સૂડાબહોતરી, સિંહાસનબત્રીશી એટલે બત્રીશ પૂતળીની વાર્તા, મડાપચીશી આદિ અનેક વાર્તાના રચનાર શામળભટ્ટના પુરોગામી છે.

૮૫૯. પારા ૭૮૧ મા અને ઉપરના પારામા અનુક્રમે સોળમા શતકના લોક-સાહિત્યની કૃતિઓ જોઇ અઢારમા સદીની તે કરતા વધુ સંખ્યામા છે તે હવે પછી જોઇશુ. લોક-સાહિત્ય એ લોક શિક્ષણનુ સરલ છતા સચોટ અગ છે. તે દ્વારા ધર્મ અને નીતિનું જ્ઞાન વાર્તાના રસ સાથે આપી શકાય છે તેથી સામાન્ય રીતે તેની અસર શિષ્ટ ગંભીર સાહિત્યથી અનભિજ્ઞ એવી જનતાના હૃદય પર ન ભુંસાય તેવી થાય છે. આ હેતુએ પ્રાકૃત અને સસ્કૃતમા જૈન વિદ્વાનો—સંસારીથી અસગ જીવન ગાળનાર છતા સંસારીને ધર્મનીતિ પ્રત્યે વાળવા તેઓપર સતત વ્યાખ્યાન પ્રવાહ ચલાવ્યે જનાર સાધુઓએ અનેક કથા-ગ્રથોની રચના કરી. જૈનોના ૬૩ શલાકા પુરૂષ (આગળાચીંધ નામી મહાજનો) ચરિત કે જેમા **રામચરિત્ર** (**પદ્મચરિત**) અને **પાંડવ ચરિત્ર** અંતર્ગત થાય છે તેમના કથાનકોથી[૫૨૩] વાર્તા પ્રેમ તેમણે પોષ્યો છે એટલુજ નહિ, પરંતુ તે પુરાણ જનોની—લોકોત્તરોની કથા સિવાયની સ્વતંત્ર યા ઇતિહાસમિશ્રિત લોકકથાઓ[૫૨૪]—પ્રેમ કથાનકો, વીર વાર્તાઓ, લોકકથાના નાયક—વત્સરાજ, ઉદયન અને પછી પરાક્રમી વિક્રમો-પરદુખભજન વિક્રમાદિત્યના ચરિત્ર સાથે ગુંથીને—સ્વતત્ર ઘડી કાઢીને અનેક પૂરી પાડી છે.

---

૫૨૩ ઉ ત વિ સ ૬૦ મા **વિમલોકસૂરિ** કૃત પ્રા **પદ્મચરિયં** (પારા ૧૭૩) રામચદ્રનુ ચરિત્ર પૂરૂ પાડે છે, જિનભદ્ર ક્ષણિ ક્ષમાશ્રમણની પહેલાં થયેલ **સંઘદાસ** ગણિ કૃત કૃષ્ણના પિતા **વસુદેવ**ના પ્રવાસરૂપી **વસુદેવ** હિંડીનો પ્રથમ ખંડ અને ધર્મસેન ગણિ મહત્તર કૃત બીજો ખડ પણ પ્રાકૃતમા છે; પછી **શીલાકાચાર્યે ચઉપન્ન** મહાપુરિસ ચરિયં પ્રાકૃતમા રચી તેમા ૨૪ તીર્થકરો, ૧૨ ચક્રવર્ત્તિઓ, ૯ વાસુદેવો (૯ પ્રતિવાસુદેવોને ગૌણ સ્થાને મૂકીને) તથા ૯ બલદેવોના ચરિત્ર આપ્યા છે. (પારા ૨૪૮), હેમાચાર્યે સસ્કૃતમા **ત્રિષષ્ટિ** શલાકા પુરુષ ચરિત રચીને ઉક્ત ૫૪ સાથે ૯ પ્રતિવાસુદેવોનાં વૃત્તાંત આપી ૬૩ મહાજનોનાં ચરિત પૂરા પાડયા છે અને પછી તે બધા પરથી પુષ્કળ રચનાઓ સંસ્કૃત અને પ્રાકૃતમા થઇ છે.

૫૨૪ સ્વતત્ર કથાના **ઉદાહરણ—પાદલિપ્તાચાર્યની તરગવતી—તરંગલોલા** કથા (પારા ૧૧૦), **દાક્ષિણ્યચિન્હ** સૂરિની **કુવલયમાલા** (પારા ૧૮૨)

૯૦૦. આ પ્રાકૃત સંસ્કૃત કથાસાહિત્ય પરથી દેશી ભાષામાં અનેક કવિઓએ અનુવાદરૂપે, સારરૂપે, યા તેનું ઓઠું રાખી બિંબ પ્રતિબિંબ રૂપે ઘણી વાર્ત્તાઓ લોકોના શિક્ષણાર્થે ઉતારી છે કોઇએ કોઈ રાજકુમારોની પ્રસન્નતા ખાતર રચી છે દા. ત ગૂજરાતીમા કુશલલાભની માધવાનળ કથા અને ઢોલા મારૂણીની કથા બંને 'યાદવ રાઉલ શ્રી હરરાજ, જોડી તાસ કુતૂહલ કાજિ'–એટલે જેસલમેરના રાજકુમાર ને પછી થયેલ રાજા હરરાજ માટે રચાઇ છે, તે બને શિષ્ટશૈલીની લોકવાર્ત્તાઓ છે તે પૈકી 'માધવનલ કથા શામળભટ્ટની તેજ સક્ષિપ્ત કથા સાથે સરખાવતા શામળભટ્ટની ઝાઝા માલ વગરની જણાય છે' (સ્વ. ચીમનલાલ દલાલ), જ્યારે શ્રી કૃષ્ણલાલ ઝવેરી તે કવિની તે કથાઓ સબધે જણાવે છે કે 'જૈન સાધુઓ સાધુત્વ સપૂર્ણ અંશે પાળવા છતા સંસારનુ જ્ઞાન સસા-

---

હરીભદ્રસૂરિની સમરાઈચ્ચકહા (પારા ૧૯૮) એ ત્રણે પ્રાકૃતમા, ધનપાલની તિલકમજરી સસ્કૃતમા (પારા ૨૭૩-૭૭), અને સં ૧૧૨૩મા પ્રાકૃત સમરાઈચ્ચ કહા પરથી સાધારણ–પાછળથી પ્રસિદ્ધ થયેલ સિદ્ધસેનસૂરિએ ૧૧ સંધિમાં વિલાસવઈ કહા અપભ્રશમા (પારા ૨૯૫ અને ૪૭૬) રચી છે વગેરે ઐતિહાસિક પ્રબધ જેવા કે પ્રભાચદ્રનુ પ્રભાવકચરિત (પારા ૫૯૯) વગેરેને એક બાજુ રાખી-ઐતિહાસમિશ્રિત લોકકથાઓ મેરૂતુગકૃત પ્રબધચિંતામણી (પારા ૬૨૭), રત્નશેખરકૃત ચતુર્વિંશતિ પ્રબધ (પારા ૬૪૨) આદિમાં સાપડે છે વિક્રમના ચરિત સાથે ગુથેલી લોકકથાઓના ઉદાહરણોમા સ ૧૨૯૦ અથવા ૧૨૯૪ મા એક જૈન કર્ત્તાએ પચદંડાત્મક વિક્રમચરિત્ર (પ્ર હી હં; વડોદરા ઓરી ઈન્સ્ટીટ્યૂટ), ત દેવસુદરસૂરિના શિષ્ય ક્ષેમકરસૂરિએ પ્રાચીન મહારાષ્ટ્રી પ્રાકૃતમા રચાયેલી સિંહાસન દ્વાત્રિંશિકા પરથી સ ૧૪૫૦ આસપાસ સસ્કૃતમા ગદ્યપદ્યયુક્ત રચેલી તે નામની કથા કે જેમાં 'સિંહાસન બત્રીશી'ની વાર્ત્તાઓમાની ઘણીકનાં મૂળ છે, સ ૧૪૭૧ અરસામાં દેવમૂર્ત્તિકૃત વિક્રમચરિત (પારા ૬૮૨) અને ક્ષેમકરની ઉક્ત કથા પરથી સ ૧૪૯૦ મા રામચદ્રસૂરિએ રચિત ડભોઇમાં વિક્રમચરિત્ર, તથા તેમનો બીજો ગ્રંથ નામે પચદંડાતપત્ર છત્ર પ્રબધ (પારા ૬૮૭) વગેરે છે. આપૈકી સ. ૧૨૯૦-૯૪ મા બનેલી ઉપરની કૃતિ પરથી શામળભટ્ટે પોતાની સ ૧૭૭૬ થી ૧૭૮૫ મા રચેલી 'સિંહાસન બત્રીસીમાની પાંચમી 'પચદંડ'ની કથા લીધી જણાય છે.

રીઓને પણ કુદી જાય એવા ઉંડા પ્રકારનુ બતાવે છે. કુશલલાભની શૃંગારરસની જમાવટ એ માહિતીની એક સાબીતી છે.' (આનંદ-કાવ્ય મહોદધિ મૌ૦ ૭ નો ઉપોદ્ઘાત); છતા તેમનો શૃંગાર મર્યાદિત અને સભ્ય હોય છે-એટલો અમર્યાદિત નથી હોતો કે-જેમ નર્મદ જેવાને પણ **શામળભટ્ટ** માટે કહેવુ પડયુ કે 'શામળભટ્ટે કેટલીક વાર્ત્તાઓ ન લખી હોત તો સારૂં' તેમ-જૈન સાધુઓ માટે કોઇને કહેવું પડે. કથાઓને આલેખતા જૈન મુનિઓ તે દરેકમા અમુક સદ્-ગુણનો મહિમા દર્શાવે છે. શ્રી **હરગોવિન્દ** કાટાવાળા કહે છે કે 'વિશેષમા જૈન સાધુઓ જેમ અમુક સદ્ગુણનુ પ્રતિપાદન કરે છે, તેમ આ (કુશલલાભની **માધવાનળ** કથાના) ગ્રંથમા શીળનો મહિમા બતાવ્યો છે, એટલે તે બાબતમા તે (જૈન કવિ) **શામળભટ્ટ** કરતા ચઢે છે...' (સાહિત્ય સને ૧૯૧૪ અને ૧૫) જયવતસૂરિએ **શીલ-**વતીના ચરિત્ર રૂપે (અભિનવ) શૃગારમજરી એ નામની સં. ૧૬૧૪ મા કરેલી કૃતિ છટાદાર સરસ રચના છે. કવિ **બિલ્હણ**ની **પ**ચાશિકા નામની પ્રેમકથા વર્ણવવા **સાર**ગે સ. ૧૬૩૯ મા તે પર ચોપાઇ કરી છે. **કોક**શાસ્ત્ર (કામશાસ્ત્ર) પર પણ **નર્મુ**દાચાર્યે સં ૧૬૫૬ મા ચોપઇ બનાવી છે.

૯૦૧. રા **મંજુલાલ** મજમુદાર કથે છે કે "ગુજરાતી સાહિ-ત્યમા પદ્યાત્મક લોકવાર્ત્તાઓનુ Metrical Romances નુ સાહિ-ત્ય વિશાલ છે એમાનુ મોટા ભાગનુ સાહિત્ય વિરક્ત અને અસગ જીવન ગાળનારા જૈન સાધુઓને આભારી છે. ધર્મલાભને માટે રા-જ્યાશ્રય મેળવવાના ગૌણ હેતુથી કેટલાક જૈન યતિઓએ રાજદ્વારી પુરૂષોના ચિત્ત વિનોદને સારૂ (ઉદા. મા કુશલલાભે કર્યું તેમ) આવી વાર્તાઓ રચ્યાનુ જણાય છે, વળી બીજો ઉદ્દેશ એ જણાય છે કે વાર્તાના રસદ્વારા શૃંગાર અને પ્રેમની ભૂમિકા ઊભી કરી, મનુષ્યને વિલાસમાથી પાછા વાળવા અને તેની નિ:સારતાનુ, મનને આઘાત ન થાય તેવી રીતે, ભાન કરાવવા આવી લોકવાર્તાઓ જૈન યતિઓએ

રચી છે. જૈનેતરોએ લોકવાર્તો રચવાના છૂટક છૂટક પ્રયાસ કર્યાં છે ખરા, પરતુ એ પ્રયાસોમા મોટો ફાળો જૈનોનો છે × × આમ અનેક જૈન તેમજ જૈનેતર કવિઓએ લોકમાન્ય લોકવાર્તાઓને સેકે સૈકે જન્માવી છે, અને તે દ્વારા લોકહૃદયને રસાળા બનાવ્યા છે. લોકવાર્તાના સાહિત્યમા ખાસ આગળ પડતો ફાળો જૈનોનો છે" ('પંચદડ અને બીજાં કાવ્યો'ની પ્રસ્તાવના પૃ ૯૫-૯૬, ૧૦૭).

૯૦૨ Lyrics ( ઉર્મિગીતો ) તરીકે નેમિનાથ અને સ્થૂલભદ્રના ચરિત યોગ્ય સામગ્રી પૂરી પાડે તેમ છે. આ શતકમા જયવંતસૂરિએ સ્થૂલભદ્ર પ્રેમવિલાસ ફાગ અને માલદેવે સ્થૂલભદ્રફાગની કરેલી રચના સુદર અને કાવ્યત્વવાળી છે.

૯૦૩ સારો ભાવાનુવાદ પદબધ શિષ્ટ શૈલીમા નયસુદરે માણિક્યસુદર સૂરિકૃત સંસ્કૃત કાવ્ય નામે નલાયન અથવા કુબેરપુરાણને કુશળતાથી અનુસરીને રચી પૂરો પાડયો છે. મુનિરત્નસૂરિએ સંસ્કૃતમા વીરકથા નામે અબડચરિત રચેલ તેનો ભાવાર્થ લઇને વિનયસમુદ્રે અંબડચોપઇ સં. ૧૫૯૯ મા અને મંગલમાણેકે સં. ૧૬૩૯ મા અંબડકથાનક ચોપઇ બનાવી છે.

૯૦૪ **ઐતિહાસિક સાહિત્યમાં** આ યુગના ધારક હીરવિજયસૂરિ, વિજયસેનસૂરિ, વિજયદેવસૂરિ સંબંધી અનેક સ્વાધ્યાયો, ગીતો, વગેરે નાનીમોટી–મોટે ભાગે ટૂંકી કૃતિઓ મળી આવે છે. તે શિવાય સં ૧૬૧૬ મા કોઇએ બનાવેલ માલવી ઋષિની સજ્ઝાય, સં. ૧૬૧૯મા આણંદસોમકૃત્ત સોમવિમલસૂરિ રાસ, સ. ૧૬૨૦ આસપાસધર્મહંસકૃત સંયમરત્ન સૂરિ સ્તુતિ, સં. ૧૬૩૮મા નયસુદરકૃત શત્રુંજયઉદ્ધાર રાસ તથા ગિરનારઉદ્ધાર રાસ, સં ૧૬૪૦મા હીરકુશલ કૃત કુમારપાલ રાસ, ૧૬૪૬મા મનજીનો વિનયદેવસૂરિ રાસ, સં ૧૬૪૮ મા દયાકુશલે કરેલ તીર્થમાલા સ્તવન, ૧૬૪૯ મા કરેલ લાભોદય રાસ (વિજયસેનસૂરિનું વૃત્તાત), અને સં ૧૬૮૫ મા કરેલા હીરવિજયસૂરિના પદમહોત્સવ રાસ અને વિજયસિંહસૂરિ રાસ, સં. ૧૬૫૧

મા કૃષ્ણદાસે હિંદીમા કરેલ હીરવિજયસૂરિના એક શ્રીમત શ્રાવક દુર્જનશાલ પર બાવની, સં. ૧૬૫૨મા ધર્મસિંહનો જશવંતમુનિનો રાસ, સં ૧૬૫૩મા ધનહર્ષકૃત તીર્થમાલા સ્તોત્ર, અને ધર્મસાગરનો નિર્વાણ રાસ તેના એક શિષ્ય પરત્વે, સં. ૧૬૫૪મા જયચદ્ર કૃત રસરત્ન રાસ (પાર્શ્વચંદ્રીય રાયચંદ્રસૂરિ સંબંધી), રાયચદ્રસૂરિ બારમાસ, તથાપાર્શ્વચદ્રના ૯૭ દુહા, સં ૧૬૫૫મા જયવિજયકૃત કલ્યાણવિજય ગણિનો રાસ, ને ૧૬૬૪મા તેમનો સમેતશિખર રાસ, સ ૧૬૫૫મા ગુણવિનયનો કર્મચંદ્ર વંશાવલી પ્રબધ ( સ્વગુરૂ જયસોમના સંસ્કૃત પ્રબંધ પરથી ), સં ૧૬૬૧મા હેમવિજયકૃત કમલવિજય રાસ, સં ૧૬૬૨ નું સમયસુદરકૃત ઘંઘાણી તીર્થ સ્તોત્ર, ૧૬૮૨ નો વસ્તુપાલ તેજપાલનો નાનો રાસ, અને ૧૬૮૬નો શત્રુંજય રાસ, સં. ૧૬૬૪ આસપાસ વિજયસાગરકૃત સમ્મેતશિખર તીર્થમાલા સ્તવન, સં ૧૬૭૦ પછી સમયપ્રમોદનો જિનચંદ્રસૂરિ નિર્વાણ રાસ, પ્રસિદ્ધ ઋષભદાસ શ્રાવક કવિએ પોતાના વતન ખભાતમા રચેલ સં ૧૬૭૦મા કુમારપાલનો મોટો રાસ, તથા નાનો રાસ, સં ૧૬૮૪મા હીરવિજયસૂરિના બાર બોલનો રાસ, તથા સં. ૧૬૮૫મા હીરવિજયસૂરિ રાસ, સં ૧૬૭૨મા કૃપાસાગરનો નેમિસાગર ઉ૦ નિર્વાણ રાસ, સં ૧૬૮૧મા ધર્મકીર્તિ કૃત જિનસાગરસૂરિ રાસ, સં. ૧૬૮૩મા ગુણવિજયે કરેલ જયચદ્ર રાસ, અને કોચર વ્યવહારી રાસ, ૧૬૯૨મા ધર્મસિંહ કૃત શિવજી-આચાર્ય રાસ, સં. ૧૬૯૫મા દયારત્નનો કાપડહેડા તીર્થ રાસ, અને દેવચંદ્રકૃત શત્રુંજયતીર્થ પરિપાટી, દર્શનવિજયે ધર્મસાગર ઉપાધ્યાયની વિધવિધ પ્રરૂપણા અને અન્ય ગચ્છો પ્રત્યેની અસહનશીલતાથી ઉદ્ભવેલ ઝઘડાઓનુ બ્યાન આપનાર વિજયતિલકસૂરિ રાસ બે અધિકારમા રચ્યો-પહેલો અધિકાર સં. ૧૬૭૯મા ને બીજો સં. ૧૬૯૭મા પૂર્ણ કર્યો-તે, ત્રિકમકૃત રૂપચંદ્રઋષિનો રાસ સં ૧૬૯૯ આદિ છે. આ પરથી એ પણ જણાશે કે પદ્યમા પોતાના ગુરૂ, ઐતિહાસિક જૈન પ્રભાવક પુરૂષ, તીર્થ આદિનો યત્કિંચિત્ ઇતિહાસ લખનારા-Chroniclers-થોડા વધતા અંશે જૈનો હતા.

૯૦૫ Romance અને Ballad (રોમાચકારી વીરરસકાવ્ય) તરીકે ક્ષત્રિયાદિ વીર પુરૂષોને અતિક્રમી વૈસ્યપુત્રોને કથાનાયક બનાવી તેઓની પાસે અનેક વીરોચિત કાર્યો કરાવતી કૃતિઓ પણ ઉપલબ્ધ થાય છે દૃષ્ટાત તરીકે સં. ૧૪૮૫મા હીરાનંદસૂરિએ વિનયચંદ્ર કૃત મલ્લિનાથ કાવ્યમાના એક કથાનક (સર્ગ ૨ શ્લો. ૩૬૨ થી ૫૬૪) પરથી રચેલો વિદ્યાવિલાસ પવાડો એક એવુ Romance છે. તેજ કથાનક પર સં ૧૫૭૨મા આનદોદયે વિદ્યાવિલાસ ચો, સં. ૧૬૭૯ મા રાજસિંહે વિનયચટ્ટ-વિદ્યાવિલાસ રાસ બનાવેલ છે. તે સિવાય વૈસ્ય નાયકો વાળી કૃતિઓ દા. ત. ધનદ ચોપઇ, સાગરશ્રેષ્ઠિ રાસ વગેરે અનેક સાપડે છે.

૯૦૬ રૂપક કાવ્ય (allegory) પંદરમા શતકમા જયશેખરકૃત પરમહંસ પ્રબધ-પ્રબોધચિંતામણી ચોપઈ છે તે અગાઉ જણાવ્યુ છે તેનુજ યા તેને લગતુ વસ્તુ લઇને ત૦ વિજયસેન સૂરિના એક શ્રાવક નામે હીરાએ સં. ૧૬૬૪મા ધર્મબુદ્ધિ રાસ, વિદ્યાકીર્ત્તિએ સં. ૧૬૭૨ મા અને મતિકીર્તિએ સં. ૧૬૯૭મા ધર્મબુદ્ધિ મંત્રી ચોપાઇ રચેલ છે. સંવાદોના દાખલા જયવતસૂરિકૃત લોચનકાજલ સંવાદ, સં. ૧૬૬૨ નો સમયસુદરકૃત દાનશીલ તપભાવના સંવાદ-સવાદશતક અને સં. ૧૬૮૯મા શ્રીસારે રચેલ મોતી કપાસીયા સબંધ સવાદ મળે છે. 'બારમાસ' નામની કૃતિઓની પણ રચના આ શતકમા થઇ છે. તેમા મુખ્ય ભાગે નેમિનાથ રાજુલના બારમાસ છે, કે જેમા રાજુલ દરેક માસના સંજોગ પ્રમાણે વિરહપ્રલાપ કરી અને મનના માનેલા પતિદેવ નેમિનાથ પાસે દીક્ષા લઇ મોક્ષ મેળવે છે. એટલે શૃંગારનો અંત વૈરાગ્યમા આવે છે એમ જણાવેલુ છે. આના ઉદાહરણમા આ શતકના દ્વિતીયપાદમા થયેલ જયવન્તસૂરિના નેમિનાથ બારમાસ-વેલિપ્રબંધ કડી ૭૭ એક ખરી કવિત્વવાળી કૃતિ છે. બીજાં ઉદાહરણ સ. ૧૬૮૦ આસપાસ લાલવિજયકૃત અને સ. ૧૬૮૯ માં લાભોદયકૃત નેમિરાજિમતિ બારમાસ છે. ચંદ્રાઉલા છંદમા પણ

જ્ઞાનસાગરે સં. ૧૬૫૫ માં જૂનાગઢમાં અને તે આસપાસ હેમવિજયે નેમિજન ચંદ્રાઉલા ૭૩ અને ૪૪ કડીમા રચેલ છે.

૯૦૭ ટૂંકી કૃતિઓ-૨૪ જિનો (ઋષભદેવથી મહાવીર સુધીના) ની ૨૪ સ્તુતિઓ અને (સીમંધરાદિ) ૨૦ વિરહમાન જિનોની ૨૦ સ્તુતિઓના અનુક્રમે ટુંકા નામ 'ચોવીસી' અને 'વીસી' અપાયેલ છે. એવી ચોવીસીઓ અને વીસીઓ આ શતકમા પૂર્વના કરતા વધુ કવિઓએ કરેલી મળે છે. વળી કડીઓની સંખ્યા પરથી (૧) કર્ત્તાના, (૨) નાયકના યા (૩) વિષયના નામ સાથે કૃતિઓના નામ પડતા હતા, જેમકે (૧) બાલચંદ બત્રીશી, (૨) દુર્જનશાલ બાવની, (૩) અધ્યાત્મ-બાવની, પ્રીતિ છત્રીશી, ક્ષમા ક્ષત્રીશી, સંવાદશતક વગેરે આ શતકમા નિર્માયેલ છે.

૯૦૮ આ શતકમા ગચ્છ ગચ્છવચ્ચેના વિરોધ અને ઝઘડા થયા તેના પરિણામે ખંડનાત્મક કૃતિઓ થોડીઘણી ઉદ્ભવી છે. દા૦ ત૦ ખંડનશૈલીના અગ્રણી ત૦ ધર્મસાગરના શિષ્ય લબ્ધિસાગરે ચારબોલ ચર્ચાની ચોપઇ, ખ૦ ગુણવિનયે સં. ૧૬૭૪ મા અંચલમત સ્વરૂપ વર્ણન અને સં. ૧૬૭૫મા લોંકા સંપ્રદાયના ખંડન રૂપે લુમ્પક મત-તમોદિનકર ચોપાઈ અને તેજ સંપ્રદાય પર આક્ષેપાત્મક કૃતિ ખ૦ હીરકલશે સં. ૧૬૭૭મા કુમતિવિધ્વંસ ચોપાઈ ઉપજાવી છે. આનો ચેપ અત્યારસુધી ચાલુ રહ્યો છે.

૯૦૯ જેમ સોળમી સદીમા સહજસુંદરે જુદા જુદા રાગ ને છંદમા સં. ૧૫૭૨મા ગુણરત્નાકર છંદ નામની કૃતિ સ્થૂલભદ્રના ચરિતની વસ્તુ પર રચી, તેવીજ રીતે આ શતકમાં દિ૦ હેમચંદ્રે નેમનાથના ચરિત પર ગુણરત્નાકર છંદ, તથા સકલચંદ્રે વાસુપૂજ્યની વાત પર વાસુપૂજ્ય જિનપુણ્ય પ્રકાશ, સાધુઓના ટૂંકા ઉલ્લેખ કરનારી સાધુવંદના-મુનિવર સુરવેલી અને સત્તરભેદી પૂજા, વિધવિધ રાગો અને છંદમા બનાવેલ છે. દા૦ ત૦ સકલચંદ્રના વાસુપૂજ્ય સ્તવનમા કેદારો, અસાઉરી, માલવી ગોડી, સિંધુઓ, વૈરાડી, દેશાખ,

પરજીઓ, કલ્યાણ, મલ્હાર, રામગ્રી, ધન્યાશ્રી, કેદારો, કાન્હડો, સામેરી, મારૂણી જોવામા આવે છે ને વળી અનેક 'દેશીઓ' પણ મૂકી છે.

૯૧૦ શ્રી ન્હાનાલાલ કવિએ એ અર્થનુ કહેલુ છે કે "ગુર્જર સાહિત્યમા કવિ પ્રેમાનદે ગુર્જર ભૂમિનાજ 'વૃત્તમંતાનો'-ગુજરાતી રાગો જેવા કે મારૂ, સામેરી, રામગ્રી આદિ દેશી રાગોનો બહુ છુટથી ઉપયોગ કર્યો છે," (વસંત સં ૧૯૬૦ ના ફાગણના અંકમા 'ગુજરાતી કવિતા અને સગીત' એ લેખ ) આ કથન સબંધે કહેવાનું કે રાગોનો ઉપયોગ તો ગમે તે દેશી માટે-અરે, દોહરાને માટે પણ કરી શકાય. આ કથનનો મૂળ આશય 'દેશીઓ'—'વલણ'-પિંગળના છદોના માપને-માત્રાદિને નેવે મુકીને થતી લોક રાહોને—પ્રેમાનંદે બહુ છુટથી વાપરી છે એવો હોવો ઘટે. તે સામે જણાવવાનુ કે પ્રેમાનદના પૂર્વગામી જૈન કવિઓએ-લગભગ બધાએ દેશીઓનો અતિ છૂટથી ઉપયોગ કર્યો છે. તેને 'દેશી' ઉપરાત 'ઢાળ,' 'ચાલિ' (ચાલ) ક્વચિત્ 'લઢણ' ક્વચિત્ 'ભાસ' એ ખાસ નામ જૈન કવિઓએ વાપરેલ છે. **સમયસુંદરે** પુષ્કળ કૃતિઓ-ન્હાની મ્હોટી રચી છે અને ગીતો તો અસંખ્ય બનાવ્યા છે. તેમના સંબધમા એવી કહેવત છે કે '**સમયસુદરના** ગીતડા, ભીંતના ચીતડા.' એમણે તો ગૂજરાતી, સિંધી, મારવાડી, મેવાડી, ઢુંઢારી (મારવાડ પાસેના પ્રદેશના ), દિલ્હી વગેરે અનેક સ્થળોના ગીતો તથા દેશીઓ લઇ તેની લયમા પોતાની ઢાળો બનાવી કુશળતાથી રસને ખીલવી કાવ્યચાતુરી બતાવી છે, અને તે લોકપ્રિય થઇ છે એટલુંજ નહિ પરંતુ કવિપ્રિય પણ થઇ છે (વિસ્તારથી 'દેશીઓ' માટે જોવા ઇચ્છનારને માટે મારો 'કવિવર સમયસુદર' પર નિબંધ-પૃ. ૪૨, ૫૫ થી ૬૪ આ૦ કા. મ. મૌક્તિક ૭ સુ. )

૯૧૧ શ્રીકૃષ્ણલાલ પોતાના Milestones of Gujarati Literature (પૃ. ૫૨-૫૩) મા ઇસુની સોળમી સદી (વિ. સં. ૧૫૫૭

થી ૧૬૫૬ ) ને પ્રાયઃ નિર્વંશ જણાવે છે કારણ કે સમયમા જૈનેતર કવિઓ ત્રણજ—નામે વસ્તો, વચ્છરાજ અને તુલસી થયા એવુ તેઓ જણાવે છે. પણ પછી વિશેષ શોધ કરતા તે સૈકામા નાકર તથા વિષ્ણુદાસ સ્થાન લે છે હજુ પણ થોડા મળી આવે, પણ ઉપરની જૈન-કૃતિઓ પરથી જણાયુ હશે કે જૈન સાધુ–કવિઓની ભાષા 'તેમના અસંગ જીવનના બળે શુદ્ધ અને સરલરૂપે સાહિત્યમા સ્ફુરે છે.[૫૨૫] અને તેમની સંખ્યા પુષ્કળ છે, એટલે મધ્યયુગમા ખાસ કરી જૈનોમા 'કવિતાના સ્વર્ગીય ગાનનો ધ્વનિ છેક મંદ પડી ગયો' એવુ તો નથી, એટલુજ નહી પણ સહેજ પણ મંદ નથી પડયો.

૯૧૨ આ સૈકો જૈનો માટે ઘણો પ્રતાપી હતો તે સદીમા અકબર, જહાંગીર, ને **શાહજહા** (સ. ૧૬૧૨ થી ૧૭૧૪ )—એ ત્રણેની શાન્તિમય શાસનમા **ભારતમા** શાન્તિની શતવર્ષી રહી. જૈન સાધુઓ દિલ્હીના સમ્રાટના નિકટ સંસર્ગમા આવ્યા—તે આસપાસના પ્રદેશોમા પણ અખંડ વિહાર તેમણે કર્યો ને ત્યારથી (નિશ્ચિત રીતે સં. ૧૬૩૮ થી ) ઉર્દુ-ફારસીનુ ભરણુ ભાષામા થોડુ ઘણુ પણ પ્રવેશ પામ્યુ. જૈન મુનિઓએ શહેનશાહો પાસેથી ફરમાનો, પરવાના તથા બિરુદો મેળવ્યા તેઓ તેમના અધ્યાપકો–ઉપદેશકો બન્યા. વળી તેમણે જુદે જુદે સ્થળોએ રાજસન્માન પ્રાપ્ત કર્યું. અન્ય ભાષા અને ધર્મોમા પણ ઘણી જાગૃતિ અને સાહિત્યવૃદ્ધિ પરિણમી. દાદુ અમદાવાદમા થયો. હિંદી ભાષાના કવિઓ ગોસ્વામી તુલસીદાસ, વિહારી, અને કેશવદાસ, મરાઠી ભાષાના કવિઓ વિષ્ણુદાસ, મુક્તેશ્વર અને મહારાષ્ટ્રના સંત કવિઓ **એકનાથ**, તુકારામ, **સમર્થ રામદાસ** આ શતકમા થયા. અનેક ધર્મવીર, કર્મવીર, સાહિત્યવીર આદિથી આ શતક તેજોમય બન્યુ છે. ધન્ય તે શતકને!



૫૨૫ વિદ્વદ્ સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇનુ પ્રથમ ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકેનુ ભાષણ.

શાસ્ત્ર સુભાષિત કાવ્યરસ, વીણા નાદ વિનોદ
ચતુર મલે જો ચતુરને, તો ઊપજે પ્રમોદ. ૯
ડેહગો ગાય તણે ગલે, ખટકે જેમ કુકઠુ
મૂરખ સરખી ગોઠડી. પગપગ હિયડે હઠુ ૧૦
જો રૂઠો ગુણવતને, તો દેજે દુખ પોઠિ
દેવ ! ન દેજે એક તુ, સાથ ગમારા ગોઠિ. ૧૧
રસિયાશુ વાસો નહી, તે ગસિયા ઇકિ તાલ
ઝરીને ઝાખર હુએ, જિમ વિછડી તરૂ ડાલ. ૧૨
ઉક્તિ યુક્તિ સમજે નહી, સૂઝે નહીં જસ સોજ
ધન ઉન જોઇ જંગલી, જાણે આવ્યું રોઝ. ૧૩
ગેઝનાણુ મન રીઝવી, ન શકે કોઈ સુજાણ,
નદીમાહિ નિશિદિન વસે, પલવે નહિ પાષાણ. ૧૪
મરમ ન જાણે માહિલો, ચિત્ત નહીં ઇક ઠોર
જિહા તિહા માથું ઘાલતો, કરે હરાયુ ઢોર. ૧૫
વલી ચતુર શુ બોલતા, બોલી ઇક દો વાર
તે મહેલી સસારમા, અવર અકજ અવતાર. ૧૬
રસિયાને રસિયા મલે, કેલવના ગુણ-ગોઠ
હિયે ન માયે રીઝ રસ, કહેણી નાવે હોઠ. ૧૭

—વિનયવિજય અને **યશોવિજયકૃત શ્રીપાલરાસ**
ખંડ ૩ ઢાલ ૪ થી પછી.

# પ્રકરણ ૧લું

## યશોવિજય-યુગ

### આત્મવૃત્તાંત

ऐंकारजापवरमाप्य कवित्वविक्त्व-वाछासुरद्रुमुपगंगमभंगरंगम् ।
सूक्तैर्विकासिकुसुमैस्तव वीर !शम्भोरम्भोजयोश्चरणयोर्वितनोमि पूजाम् ॥

—ન્યાયખંડનખાદ્ય-મહાવીરસ્તવન શ્લો. ૧.

—કવિત્વ અને વિદ્વત્તાની વાંછાને પૂરી પાડનાર કલ્પવૃક્ષરૂપ અભંગ-રંગવાળો ઐંકારના જાપનો વર ગંગાતટે પામીને વિકસિત કુસુમોરૂપી સૂક્તો વડે હે વીર ! આપ શંભુના ચરણકમલોની પૂજા રચું છું.

असौ जैन काशीविबुधविजयप्राप्तविरुदो
मुदो यच्छत्यच्छ समयनयमीमांसितजुषाम् ॥
यः श्रीमद् गुरुभिर्नयादिविजयै रान्वीक्षिकीं ग्राहितः
प्रेम्णा यस्य च सद्म पद्मविजयो जात सुधी सोदर ।
यस्य न्यायविशारदत्वविरुदं काश्या प्रदत्त बुधै
स्तस्यैषा कृतिरातनोतु कृतिनामानन्दमग्नं मनः ॥

—ન્યાયખંડનખાદ્ય-મહાવીરસ્તવન શ્લો ૧૦૮-૧૧૦.

—આ (ગ્રંથકાર) ભલો જૈન કે જેણે કાશીના પંડિતોમાં વિજય કરી બિરૂદ પ્રાપ્ત કર્યું છે, જે સમય એટલે સિદ્ધાંત-શાસ્ત્રોની નય-દૃષ્ટિબિંદુ-ઓથી મીમાંસા કરનારા એવાને (વિદ્વાનોને) પ્રમોદ આપે છે, જેને શ્રીમદ્ ગુરૂ નામે નયવિજયે આન્વીક્ષિકી વિદ્યા-તર્કવિદ્યા પ્રાપ્ત કરાવી છે અને જેનો પ્રેમપાત્ર વિદ્વાન્ સહોદર નામે પદ્મવિજય છે, જેને કાશીમાં પંડિતોએ 'ન્યાયવિશારદ'નું બિરૂદ આપ્યું છે તેની આ કૃતિ ધન્યપુરૂષોના મનને આનંદમગ્ન કરો.

શારદ ! સાર દયા કરો આપો વચન સુરંગ
તૂ તૂઠી મુઝ ઉપરે જાપ કરત ઉપગંગ ૧
તર્ક કાવ્યનો તેં તદા દીધો વર અભિરામ
ભાષા પણિ કરિ કલ્પતરૂ શાખા સમ પરિણામ. ૨

—પોતાનો જંબૂસ્વામી રાસ સં. ૧૭૩૯.

૯૧૩ **આનંદઘન**—યશોવિજયના સમકાલીન પણ તેમના કરતા જ્યેષ્ઠ **લાભાનંદ** નામના શ્વેતામ્બર સાધુ થયા; તેઓ મહાન્ અધ્યાત્મી યોગી પુરૂષ **આનંદઘન** એ નામથી ઓળખાયા. 'શ્રી હેમચંદ્રાચાર્યે લોકાનુગ્રહમા આત્મા અર્પણ કર્યો. શ્રી **આનંદઘનજીએ** આત્મહિત-સાધનપ્રવૃત્તિને મુખ્ય કરી.×× શ્રી હેમચંદ્રાચાર્યે ઘણુ કર્યું, શ્રી **આનંદઘનજી** તેમના પછી છસો વરસે થયા. એ છસો વરસના અંતરાળમા બીજા તેવા હેમચંદ્રાચાર્યની જરૂર હતી. વિષમતા વ્યાપતી જતી હતી. કાળ ઉગ્ર સ્વરૂપ લેતો જતો હતો, શ્રી વલ્લભાચાર્યે શૃંગારયુક્ત ધર્મ પ્રરૂપ્યો, શૃંગારયુક્ત ધર્મ ભણી લોકો વળ્યા, આકર્ષાયા. વીતરાગધર્મવિમુખતા વધતી ચાલી, અનાદિથી જીવ શૃંગાર આદિ વિભાવમા તો મૂર્છા પામી રહ્યો છે, તેને વૈરાગ્ય સન્મુખ થવુ મુશ્કેલ છે ત્યા તેની પાસે શૃંગારજ ધર્મરૂપે મુકાય તો તે વૈરાગ્ય ભણી કેમ વળી શકે? આમ વીતરાગમાર્ગવિમુખતા વધી ત્યા પ્રતિમાપ્રતિપક્ષ સંપ્રદાય જૈનમાજ ઉભો થયો. ધ્યાનનુ કાર્ય, સ્વરૂપનુ કારણ એવી જિનપ્રતિમાપ્રતિ લાખો દૃષ્ટિવિમુખ થયા. વીતરાગ-શાસ્ત્ર કલ્પિત અર્થથી વિરાધાયા, કેટલાક તો સમૂળગા ખડાયા. આમ આ છસો વરસના અંતરાળમા વીતરાગ-માર્ગરક્ષક બીજા હેમચંદ્રાચાર્યની જરૂર હતી અન્ય ઘણા આચાર્યો થયા, પણ તે શ્રી હેમચંદ્રાચાર્ય જેવા પ્રભાવશાલી નહીં એટલે વિષમતા સામે ટકી ન શકાયુ. વિષમતા વધતી ચાલી, ત્યા શ્રી **આનંદઘનજી** બસો વરસ પૂર્વે થયા.

૯૧૪ 'શ્રી **આનંદઘનજીએ** સ્વપર હિતબુદ્ધિથી લોકોપકાર-પ્રવૃત્તિ શરૂ કરી. આ મુખ્ય પ્રવૃત્તિમા આત્મહિત ગૌણ કર્યું, પણ વીતરાગધર્મવિમુખતા, વિષમતા એટલી બધી વ્યાપી ગઇ હતી કે લોકો ધર્મને કે **આનંદઘનજીને** પિછાણી ન શક્યા, ઓળખી ન શક્યા. પરિણામે શ્રી **આનંદઘનજીને** લાગ્યુ કે પ્રબળ વ્યાપી ગયેલી વિષમતા યોગે લોકોપકાર, પરમાર્થપ્રકાશ કારગત થતો નથી, અને

આત્મહિત ગૌણ થઈ તેમા બાધા આવે છે, માટે આત્મહિતને મુખ્ય કરી તેમા પ્રવર્ત્તવુ યોગ્ય છે. આવી વિચારણાએ પરિણામે તે લોકસંગ ત્યજી દઇ વનમા ચાલી નિકળ્યા. વનમા વિચરતા છતા અપ્રગટપણે રહી ચોવીશી, પદ આદિ વડે લોકોપકાર તો કરી જ ગયા નિષ્કારણ લોકોપકાર એ મહાપુરૂષોનો ધર્મ છે. પ્રગટપણે લોકો **આનદઘનજી**ને ઓળખી ન શક્યા. પણ **આનદઘનજી** અપ્રગટ રહી તેમનુ હિત કરતા ગયા.

૯૧૫ 'શ્રી **આનંદઘનજી**ને સિદ્ધાતબોધ તીવ્ર હતો. તેઓ શ્વેતામ્બર સંપ્રદાયમા હતા. 'ભાષ્ય ચૂર્ણિ નિર્યુક્તિ વૃત્તિ પરંપરા અનુભવરે' ઈત્યાદિ પંચાગીનુ નામ તેમના શ્રી નમિનાથજીના સ્તવનમા ન આવ્યુ હત તો ખબર ન પડત કે તેઓ શ્વેતામ્બર સપ્રદાયના હતા કે દિગંબર સપ્રદાયના' (શ્રીમદ્ રાજચદ્ર પૃ. ૭૧૬-૧૭) તેમણે મિશ્ર હિંદી-ગૂજરાતીમા ૨૪ જિનો પર ૨૪ સ્તવનો રચ્યા કે જેમા ઉંડી માર્મિક શાસ્ત્ર દૃષ્ટિ અને અનુભવયોગ ભરેલ છે. તેવી ઉત્તમ કક્ષાની ચોવીસી[૫૨૬] હજુ સુધી કોઇએ રચી નથી. આ ઉપરાત ભક્તિ-વૈરાગ્યપ્રેરિત અનેક પદો બનાવ્યા છે કે જે '**આનદઘન** બહોતરી' નામે ઓળખાય છે તેમા આધ્યાત્મિક રૂપકો, અંતર્જ્યોતિનો આવિર્ભાવ, પ્રેરણામય ભાવના અને ભક્તિનો ઉલ્લાસ વ્યાપ્ત થયેલ નિરખવામા આવે છે.

---

૫૨૬ આના પ્રથમ ૨૨ સ્તવનપર **યશોવિજય** ઉપરાત **જ્ઞાનવિમલ**-સૂરિએ બાળાવબોધ રચ્યો છે ને છેવટે જ્ઞાનવિમલસૂરિએ જણાવ્યું છે કે 'લાભાનંદજીકૃત તવન એતલા ૨૨ દિસે છે, યદ્યપિ ( બીજા બે ) હસ્યે તોહી આપણે હાથે નથી આવ્યા', ત્યારપછીના ૧૯મા શતકમા અધ્યાત્મમસ્ત જ્ઞાનસારજીએ પણ ૨૨ સ્તવનોપર બાળાવબોધ રચ્યો, તેની રચના કર્યા પહેલાં તેના પર વિચારણા સં ૧૮૨૫ થી કરવા માડી. સં. ૧૮૬૬ સુધી પણ વિચારતા-વાચતા-અનુભવતાં એ ચોવીશી યથાર્થ ન સમજાઈ શકી; છેવટે **હવે તો દેહ પડશે, માટે જેટલું જેમ સમજાયુ છે તેમ તો લખુ એમ કહી સં. ૧૮૬૬ માં** બાલાવબોધ પૂર્ણ કર્યો. (જુઓ 'શ્રીમદ્ જ્ઞાનસારજી' એ લેખ-

૯૧૩ **આનંદઘન**—યશોવિજયના સમકાલીન પણ તેમના કરતા જ્યેષ્ઠ **લાભાનંદ** નામના શ્વેતામ્બર સાધુ થયા; તેઓ મહાન્ અધ્યાત્મી યોગી પુરૂષ **આનદઘન** એ નામથી ઓળખાયા. 'શ્રી હેમાચંદ્રાચાર્યે લોકાનુગ્રહમા આતમા અર્પણ કર્યો. શ્રી **આનંદઘનજીએ** આત્મહિત-સાધનપ્રવૃત્તિને મુખ્ય કરી ×× શ્રી હેમચન્દ્રાચાર્યે ઘણું કર્યું, શ્રી **આનંદઘનજી** તેમના પછી છસો વરસે થયા એ છસો વરસના અન-રાળમા બીજા તેવા હેમચન્દ્રાચાર્યની જરૂર હતી. વિષમતા વ્યાપતી જતી હતી. કાળ ઉગ્ર સ્વરૂપ લેતો જતો હતો, શ્રી વલ્લભાચાર્યે શૃંગારયુક્ત ધર્મ પ્રરૂપ્યો, શૃંગારયુક્ત ધર્મ ભણી લોકો વળ્યા, આકર્ષાયાં. વીતરાગધર્મવિમુખતા વધતી ચાલી, અનાદિથી જીવ શૃંગાર આદિ વિભાવમા તો મૂર્ચ્છા પામી રહ્યો છે, તેને વૈરાગ્ય સન્મુખ થવું મુશ્કેલ છે. ત્યા તેની પાસે શૃંગારજ ધર્મરૂપે મુકાય તો તે વૈરાગ્ય ભણી કેમ વળી શકે? આમ વીતરાગમાર્ગવિમુખતા વધી ત્યા પ્રતિમાપ્રતિપક્ષ સંપ્રદાય જૈનમાજ ઉભો થયો. ધ્યાનનુ કાર્ય, સ્વરૂપનુ કારણ એવી જિનપ્રતિમાપ્રતિ લાખો દૃષ્ટિવિમુખ થયા. વીતરાગ-શાસ્ત્ર કલ્પિત અર્થથી વિરાધાયા, કેટલાક તો સમૂળગા ખડાયા. આમ આ છસો વરસના અંતરાળમા વીતરાગ–માર્ગરક્ષક બીજા હેમચંદ્રાચાર્યની જરૂર હતી અન્ય ઘણા અચાર્યો થયા, પણ તે શ્રી હેમચન્દ્રાચાર્ય જેવા પ્રભાવશાલી નહીં એટલે વિષમતા સામે ટકી ન શકાયુ. વિષમતા વધતી ચાલી, ત્યા શ્રી **આનદઘનજી** બસો વરસ પુર્વે થયા.

૯૧૪ 'શ્રી **આનંદઘનજીએ** સ્વપર હિતબુદ્ધિથી લોકોપકાર-પ્રવૃત્તિ શરૂ કરી આ મુખ્ય પ્રવૃત્તિમા આત્મહિત ગૌણ કર્યું, પણ વીતરાગધર્મવિમુખતા, વિષમતા એટલી બધી વ્યાપી ગઇ હતી કે લોકો ધર્મને કે **આનંદઘનજીને** પિછાણી ન શક્યા, ઓળખી ન શક્યા. પરિણામે શ્રી **આનંદઘનજીને** લાગ્યુ કે પ્રબળ વ્યાપી ગયેલી વિષમતા યોગે લોકોપકાર, પરમાર્થપ્રકાશ કારગત થતો નથી, અને

આત્મહિત ગૌણ થઈ તેમા બાધા આવે છે, માટે આત્મહિતને મુખ્ય કરી તેમા પ્રવર્ત્તવુ યોગ્ય છે. આવી વિચારણાએ પરિણામે તે લોકસંગ ત્યજી દઇ વનમા ચાલી નિકળ્યા. વનમા વિચરતા છતા અપ્રગટપણે રહી ચોવીશી, પદ આદિ વડે લોકોપકાર તો કરી જ ગયા નિષ્કારણ લોકોપકાર એ મહાપુરૂષોનો ધર્મ છે. પ્રગટપણે લોકો **આનંદઘન**જીને ઓળખી ન શક્યા. પણ **આનંદઘનજી** અપ્રગટ રહી તેમનુ હિત કરતા ગયા.

૯૧૫ 'શ્રી **આનંદઘન**જીને સિદ્ધાંતબોધ તીવ્ર હતો. તેઓ શ્વેતામ્બર સંપ્રદાયમા હતા. 'ભાષ્ય ચૂર્ણિ નિર્યુક્તિ વૃત્તિ પરંપરા અનુભવરે' ઈત્યાદિ પચાંગીનુ નામ તેમના શ્રી નમિનાથજીના સ્તવનમા ન આવ્યુ હત તો ખબર ન પડત કે તેઓ શ્વેતામ્બર સંપ્રદાયના હતા કે દિગંબર સપ્રદાયના' (શ્રીમદ્ રાજચદ્ર પૃ ૭૧૬-૧૭) તેમણે મિશ્ર હિંદી-ગૂજરાતીમા ૨૪ જિનો પર ૨૪ સ્તવનો રચ્યા કે જેમા ઉંડી માર્મિક શાસ્ત્ર દૃષ્ટિ અને અનુભવયોગ ભરેલ છે. તેવી ઉત્તમ કક્ષાની ચોવીશી[૫૨૬] હજુ સુધી કોઇએ રચી નથી. આ ઉપરાત ભક્તિ-વૈરાગ્યપ્રેરિત અનેક પદો બનાવ્યા છે કે જે '**આનંદઘન** બહોતરી' નામે ઓળખાય છે તેમા આધ્યાત્મિક રૂપકો, અંતર્જ્યોતિનો આવિર્ભાવ, પ્રેરણામય ભાવના અને ભક્તિનો ઉલ્લાસ વ્યાપ્ત થયેલ નિરખવામા આવે છે.

---

૫૨૬ આના પ્રથમ ૨૨ સ્તવનપર **યશોવિજય** ઉપરાત **જ્ઞાનવિમલ**સૂરિએ બાળાવબોધ રચ્યો છે ને છેવટે જ્ઞાનવિમલસૂરિએ જણાવ્યુ છે કે 'લાભાનંદજીકૃત તવન એતલા ૨૨ દિસે છે, યદ્યપિ (બીજા બે) હસ્યે તોહી આપણે હાથે નથી આવ્યા', ત્યારપછીના ૧૯મા શતકમા અધ્યાત્મમસ્ત **જ્ઞાનસાર**જીએ પણ ૨૨ સ્તવનોપર બાળાવબોધ રચ્યો, તેની રચના કર્યા પહેલાં તેના પર વિચારણા સં ૧૮૨૫ થી કરવા માડી. સ. ૧૮૬૬ સુધી પણ વિચારતા-વાચતા-અનુભવતાં એ ચોવીશી યથાર્થ ન સમજાઈ શકી, છેવટે **હવે તો દેહ પડશે, માટે જેટલું જેમ સમજાયું છે તેમ તો લખું એમ કહી સં. ૧૮૬૬ માં** બાલાવબોધ પૂર્ણ કર્યો. (જુઓ 'શ્રીમદ્ જ્ઞાનસારજી' એ લેખ-

૯૧૬ **યશોવિજય**—તેમણે એક અતિ-પ્રખર નૈયાયિક-તાર્કિક શિરોમણી, મહાન્ શાસ્ત્રજ્ઞ, જબરા સાહિત્યસ્રષ્ટા, પ્રતિભાશાલી સમન્વયકાર, આચારવાન્ મુનિ અને સુધારક તથા પ્રભાવક સાધુ તરીકે જૈન શાસનની અનેકવિધ સેવા બજાવી ઉપર જણાવ્યા પ્રમાણે બીજા હેમચદ્રાચાર્યની ગરજ સારી છે. હેમાચાર્ય પછી સર્વશાસ્ત્રપારગત, સૂક્ષ્મદષ્ટા અને બુદ્ધિનિધાન **યશોવિજય** જેવા જૈન શાસનમા કોઇ થયેલ નથી. વળી શ્રી હરિભદ્રસૂરિ જેવા તલસ્પર્શી વિદ્વાન જૈન શાસનમા એકજ છે, અને તેમની પછી લગભગ એક હજાર વર્ષે આ **યશોવિજય** થયા. તેમનુ ટૂક જીવન તેમના સમકાલીન સાધુ કાન્તિવિજયે 'સુજશવેલી' નામની ગૂજરાતી કાવ્યકૃતિમા આપેલું સુભાગ્યે પ્રાપ્ત થયુ છે તેનો સાર અત્ર આપુ છું—

૯૧૭ 'તે મુનિના જ્ઞાનપ્રકાશને ધન્ય છે' તેમનુ શ્રુતજ્ઞાન સુરમણિ સમાન હતુ, વાદીઓના વચનની કસોટી પર ચઢાને બોધિની વૃદ્ધિના હેતુરૂપ હોઇ બુધજનો તેનો આશ્રય લેતા હતા સકલ મુનીશ્વરોમા શિખરરૂપ તેઓ આગમના અનુપમ જ્ઞાતા હતા, કુમતિના ઉત્થાપક, વાચક એટલે ઉપાધ્યાયના કુલમા સૂર્યરૂપ તેઓશ્રીનો જય

---

જૈન શ્વે૦ કૉ૦ હેરલ્ડ સપ્ટે૦ અક્ટો. ૧૯૧૨ પૃ. ૩૪૩) પરતુ પ્રથમ એટલું સ્વીકારીને કે—

આશય **આનદઘન** તણો, અતિ ગભીર ઉદાર,
બાલક બાહુ પસારિ જિમ, કહે ઉદધિ વિસ્તાર

ઉક્ત ૨૨ સ્ત૦ તેના પર જ્ઞાનસારકૃત બાલા૦ સહિત ભીમસી માણેકદ્વારા પ્રકરણ રત્નાકર ભાગ ૧મા છપાયેલ છે તે પછીનાં બે સ્ત૦ આનદઘનજીએ રચેલા જણાતાં હસ્તગત થતા જૈનયુગ સં ૧૯૮૨ ભાદ્ર૦ આશ્વિનના અંક પૃ ૬૬ પર મે આપેલ છે, તેના પર બાળા૦ કોઈએ નથી રચ્યો તેનુ કારણ એ હસ્તગત ન થવાના કારણે, યા તેને શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લઘન કરનાર જાણી શાસનદૃષ્ટિથી હશે (જુઓ જૈનયુગ સં ૧૯૮૩ કા૦ માગ૦ અક પૃ. ૧૪૬ પર તે સબધી મારી નોધ.) તેનાપર વિવેચન વર્ત્તમાન શૈલીમાં સ્વ. માણેકલાલ ઘેલાભાઇએ કરી છપાવેલ છે આનદઘનનાં પદો ઉપર વિવેચન સ્વ. શ્રી બુદ્ધિસાગરસૂરિએ અને શ્રી મોતીચદ ગિ૦ કાપડીઆએ કરેલ છે.

હો ! પૂર્વે ૭ શ્રુતકેવલી પ્રભવાદિ થયા, અને કલિયુગમાં જોતાં તેઓ પણ તેવી રીતે શ્રુતધર હતા.[૫૨૭] સ્વ સમય-શાસ્ત્રમા અને પરમતમા દક્ષ એવા તેઓ શાસનની યશોવૃદ્ધિ કરનાર હતા, એમના સદ્‌ગુણો શતલક્ષ હોઇ કોઇ તેમને પહોચી શકે તેમ હતું નહિ. સુવિદિત એવા 'કૂર્ચાલી શારદ' (મૂછાળી સરસ્વતી)ના બિરૂદને ધારણ કરનાર તેમણે બાલપણાથીજ આલાપમા ત્રિદશગુરૂ—બૃહસ્પતિને જીતી લીધા હતા—એટલે તેઓ બાલ્યવયથીજ મહાવિદ્વાન્ હતા.

૯૧૮ ગૂર્જરધરાના કન્હોડૂ-કમ્હોડુ ગામમા નારાયણ વ્યવહારી (વણિક) ને ત્યા તેની ગૃહિણી સૌભાગ્યદેથી થયેલ જશવંત નામનો કુમાર લઘુવયે પણ બુદ્ધિમાન્ હતો. સં. ૧૬૮૮ મા પંડિતવર્ય નયનવિજય કુંણગેર ચોમાસુ રહી કમ્હોડે આવતા માતા પુત્રસહિત તે ગુરૂના ધર્મ ઉપદેશથી વૈરાગ્યવાન્ થતા અણહિલપુર પાટણ જઈ ગુરૂ પાસે 'ચરિત્ર'—દીક્ષા સ્વીકૃત કરતા જશવંતનુ નામ યશોવિજય રાખ્યુ. તેનો બીજો ભાઇ પદ્મસિંહ પણ પ્રેરિત થઇ વ્રતવંત થયો-દીક્ષા લીધી, તેનુ નામ પદ્મવિજય. આ બંનેને વડી દીક્ષા તપાગચ્છના આચાર્ય વિજયદેવસૂરિએ સ્વહસ્તે આપી. ગુરૂ પાસે શ્રુતાભ્યાસ કર્યો. સં. ૧૬૯૯ મા રાજનગર-અમદાવાદમા સંઘ સમક્ષ યશોવિજયે અષ્ટ અવધાન કર્યા. સંઘમા એક અગ્રણી નામે શાહ ધનજી સૂરાએ ગુરૂને વિનતિ કરી કે આ વિદ્યા માટે યોગ્ય પાત્ર હોઇ તે મળતા બીજો હેમાચાર્ય થાય તેમ છે તો કાશી જઈ છએ દર્શનના ગ્રંથ અભ્યાસે તો કામ પડયે જિનમાર્ગને ઉજ્વલ કરી

---

૫૨૭ આજ પ્રમાણે ધર્મસંગ્રહ નામનો ગ્રંથ કે જેને યશોવિજયજીએ સંશોધ્યો-સુધાર્યો હતો તેના સં ૧૭૩૮ માં સમકાલીન કર્તા માનવિજય તેની પ્રશસ્તિમા તે વાત જણાવતાં તેમને 'શ્રુતકેવલી' તરીકે જણાવે છે —

तर्कप्रमाणनयमुख्यविवेचनेन प्रोद्बोधितादिममुनिश्रुतकेवलित्वा ।
चक्रुर्यशोविजयवाचकराजिमुख्या ग्रन्थेऽत्र मय्युपकृतिं परिशोधनाद्यैः ॥११॥

બતાવે તેમ છે. ગુરૂએ આ વચન સાંભળી જણાવ્યું 'આ કાર્ય ધનને આધીન છે, વિના સ્વાર્થે અન્યમતિઓ નિજ શાસ્ત્રોનુ જ્ઞાન ન આપે.'

૯૧૯. ગુણી શ્રાવક શાહ ધનજી સૂરાએ મનના ઉત્સાહપૂર્વક કહી દીધુ કે 'રૂપાનાણાના બે હજાર દીનારનો ખર્ચ પોતે કરવા અને પંડિતને વારવાર–વખતોવખત તથાવિધિ અર્ચવા–ખુશ કરવા પોતે તૈયાર છે, માટે મારી ઇચ્છા એવી છે કે તેને ભણાવવાનુ કરો.' આ સાભળી ગુરૂએ કાશી પ્રત્યે વિહાર કર્યો. ગુરૂએ ઉક્ત શ્રાવકની ભક્તિ જાણી હુડી કરાવી ને તે શ્રાવકે પાછળથી સહાય અર્થે નાણા મોકલ્યા.

૯૨૦. કાશીદેશની વાણારસી પુરી એ તો ગુણીજનોનું ક્ષેત્ર અને સરસ્વતીનું નિવાસસ્થાન. ત્યા તાર્કિકકુલમાર્તંડ અને ષડ્દર્શનના અખડ જ્ઞાતા એક ભટ્ટાચાર્ય હતા કે જેની પાસે સાતસો શિષ્ય મીમાસાઆદિનો અભ્યાસ જ્ઞાનરસપૂર્વક કરતા હતા. ત્યા યશોવિજય પ્રકરણો ભણવા ગોઠવાયા. ન્યાય મીમાસા બૌદ્ધ જૈમિની વૈશેષિક આદિના સિદ્ધાન્તો, ચિંતામણી ન્યાયગ્રથોનો અભ્યાસ કરી વાદિઘ્રટામા દુર્દાન્ત વિબુધચૂડામણિ થયા. સાંખ્ય, પ્રભાકરભટ્ટના મહાદુર્ઘટ સૂત્ર–મનાતરો જાણી જિનાગમ સાથેનો સમન્વય કરી લીધો. અધ્યાપક પડિતજીને હમેશનો રૂપૈયો અપાતો–એમ ત્રણ વર્ષ સુધી લાગલાગટ સતત અભ્યાસ કર્યો. એવામા ત્યા મોટા ઠાઠથી આવેલા એક સન્યાસી સાથે વાદ કરી યશોવિજયે સર્વજન સમક્ષ તેનાપર જીત મેળવતા તે ચાલી ગયો અને તેમનો ભારે સત્કાર કરવામા આવ્યો.[૫૨૮] નિજાવાસે આવી વાણારસી પાર્શ્વનાથની સ્તુતિ કરી. 'ન્યાયવિ-

૫૨૮ આ વાત સમકાલીન માનવિજય મુનિ પણ પોતાના ધર્મસગ્રહની પ્રશસ્તિમા જણાવે છે:—

सत्तर्ककर्कशधियाखिलदर्शनेषु मूर्धन्यतामधिगतास्तपगच्छधुर्याः ।
काश्यां विजित्य परयूथिकपर्षदोऽग्या विस्तारितप्रवरजैनमतप्रभावा ॥१०॥

શારદ' નામની મહાપદવી અપાઇ, તેમની મહાકીર્ત્તિ થઇ. આમ ત્રણ વર્ષ કાશીમા રહી ત્યાથી તાર્કિક તરીકે આગ્રામા આવ્યા.

૯૨૧. આગ્રાના એક ન્યાયાચાર્ય પાસે આ પડિતે રહી વિશેષ આદરથી કર્કશ તર્ક સિદ્ધાત અને પ્રમાણના શાસ્ત્રો અવગાહી તર્કશાસ્ત્રનો ચાર વર્ષ સુધી અભ્યાસ કર્યો ત્યાના સઘે પંડિતજી પાસે સાતસો રૂપૈયા ધર્યા, કે જેનો ઉપયોગ પુસ્તક પાઠામા અને છાત્રોને આપવામા કર્યો. આ રીતે દુર્દમ્ય વાદી બની સ્થલે સ્થલે વાદમા જીત મેળવતા વિદ્યાએ દીપતા પડિત અહમદાવાદ આવ્યા.

૯૨૨. કાશીથી 'ન્યાયવિશારદ' પદ લઇ વાદોમા વિજય મેળવી કાશીથી ઘણા વર્ષે પધારેલા આ શાસનદીપક પડિતવર્યને જોવા તરસતા એવા અનેક વિદ્વાનો–ભટ્ટ, વાદી, (જયગીત ગાનારા) યાચક–ભોજક ચારણ આદિના ટોળાથી અને સકલસંઘ સમુદાયથી વીટાયેલા તેઓ અમદાવાદ નાગપુરી સરાહ હાલ જેને નાગોરી સરાહ કહે છે ત્યા પ્રધાર્યા. ચારે બાજુ કીર્ત્તિ પ્રસરતા તેમની પ્રશંસા ગૂર્જરપતિ (સૂબા) મહોબતખાન પાસે રાજસભામા થતા તેને તેમની વિદ્યા જોવા હોશ થતી અને તેના કથનથી યશોવિજયે અષ્ટાદશ (૧૮) અવધાન કરી બતાવ્યા. ખાને ખુશ થઇ બુદ્ધિના વખાણ કર્યા અને તેમને આડંબરથી વાજતે ગાજતે સ્વસ્થાનકે લઇ જવામા આવ્યા.

૯૨૩. આથી જૈન શાસનની ઉન્નતિ થઈ અને તપાગચ્છના આ યતિ અક્ષોભ પડિત છે એમ સર્વે ગચ્છનાએ સ્વીકાર્યું. સંઘે ગચ્છનાયક વિજયદેવસૂરિને આ અજોડ–અજેય–અનુપમ બહુશ્રુત પડિત 'ઉપાધ્યાય' પદને યોગ્ય છે માટે તે પદ આપવાની વિનતિ કરતા તેમણે તે વાત ધારી રાખી. પંડિતજીએ સ્થાનક–વીસસ્થાનકની

—તે તપગચ્છના ધોરીએ ઉંચા તર્કની કર્કશબુદ્ધિવડે સર્વ દર્શનોમાં મુખીપદ પ્રાપ્ત કરી પરમતની પરિષદ્‌ને કાશીમા જીતીને અગ્રણી તરીકે ઉચા જૈનમતનો પ્રભાવ વિસ્તાર્યો હતો.

ઓળીનો તપ આદર્યો, શુદ્ધ સંવેગ સાથે સંયમની શુદ્ધિ વધારી–તે વખતે જયસોમઆદિ પંડિત–મંડલીએ તેમના 'અદ્દોપચરણ' સેવ્યા. વિધિ-પૂર્વક તપ આરાધ્યા પછી ફલ તરીકે (વિજયદેવસૂરિના પટ્ટધર) વિજયપ્રભસૂરિએ સં. ૧૭૧૮ મા વાચક–ઉપાધ્યાય પદ આપ્યુ.

૯૨૪. 'ઉ૦ યશોવિજયના ગુણનો વિસ્તાર પમાય તેમ નથી. તેના ઉપકારો ગંગાજલથી વિશેષ છે. વેદની ગંભીર રચના જેમ ઉપનિષદો છે તેમ સ્યાદ્‌વાદના નય નિગમ આગમથી ગભીર તેમની વચનરચના–કૃતિઓ છે, કે જેનું રહસ્ય ધીર જનો પણ પામી ન શકે. એમની રચનાઓ ચંદ્રિકા જેવી શીતલ, પરમાનંદ આપનારી, શુચિ, વિમલસ્વરૂપ, સાચી છે અને તેને રસિકજનો હોશથી–આનંદ-પૂર્વક સેવે છે હરિભદ્રસૂરિનો આ લઘુબાંધવ એટલે કલિયુગમા એક બીજો હરિભદ્ર થયો.

૯૨૫ 'સં. ૧૭૪૩ મા ડભોઇમા પાઠક હતા ત્યા અનશન કરી સ્વર્ગસ્થ થયા. ત્યા સમાધિસ્તૂપ કરવામા આવ્યો કે જેમાથી તેમના દિવસે ન્યાયની ધ્વનિ પ્રકટે છે. સંવેગીશિરોમણી જ્ઞાનરત્ન-સમુદ્ર અને કુમતિતિમિર ઉચ્છેદવા માટે બાલારૂણદિનકર ગુરૂ અદૃશ્ય થયો."[૫૨૯] (પછી સં. ૧૭૪૫ મા તે સ્તૂપમા તેમની પાદુકાઓ પ્રતિષ્ઠિત થઇ.)

૯૨૬. આમના સંબધી અનેક કિંવદન્તીઓ ચાલતી હતી. મહાન્ પુરૂષો સંબધી એમ બને છે. તે પરથી એક કાવ્ય મેં રચેલ

---

૫૨૯ આ પ્રમાણે ઉપાધ્યાયના સમકાલીન કાંતિવિજયે તેમના ગુણ-ગણ પરિચય રૂપ સુજસવેલિ નામની ભાસ પાટણના સંઘના આગ્રહથી રચી તે પરથી સાર આપ્યો છે તેનો ઉત્તરાર્ધ શ્રી જિનવિજયને હાથ લાગતાં આત્માનન્દપ્રકાશના પુ૦ ૧૩ અંક ૬ મા અપાયો છે (સં ૧૯૭૨) પણ જે પૂર્વાર્ધ ૧૩ વર્ષ સુધીમા ન મળ્યો તે સુભાગ્યે મને તે આખી કૃતિ અમ-દાવાદમા સં. ૧૯૮૪ માં મળતાં પ્રાપ્ત થયો.

ને ત્યારપછી આ ટુંક ચરિત્ર પ્રાપ્ત થતા તેને સંગત રહી ફેરફાર કરેલ[૫૩૦] તે અત્ર આપવામા આવે છેઃ—

(ભીમપલાસી)

શ્રી જ્ઞાનપુંજ! યશોવિજય! પ્રણામ તુ મહાત્મને-
ત્રિવર્ષ કાશીના અભ્યાસ 'ન્યાયવિશારદ' ખાસ
વાદી કલેશ જીતીને ધ્વજા ચડાવી ધર્મને—શ્રી૦
ગુંથ્યા અનેક શાસ્ત્રગ્રંથ ન્યાયાધ્યાત્મ યોગ પંથ
ચેતના જ્યોતિ જગાવી જૈન સનાતનને—શ્રી૦
શાસ્ત્રમાર્ગ દાખવી પ્રમાણુ સહુ નયે ભરી
સ્ફુરાવી શક્તિ ને પ્રવેશી ભવ્યતા સુશાસને—શ્રી૦
ભવ્યતા શાસનકાજ અધ્યાત્મનુ નહિ કલ્યાણ
ભેટી અર્પી 'અષ્ટપદી' યોગી આનંદઘનને—શ્રી૦
સાઠ અધિક વર્ષ જીવી પુણ્ય આત્મા સંચર્યો
કીર્ત્તિકોટ બાંધી કરી સદા વિખૂટા અમને—શ્રી૦
નિશ્ચયે અમારા પ્રાણુ સાંત્રે સધિ આપની
પ્રાર્થતા 'રહો સદા અપૂર્વ શાંતિ આપને'—શ્રી૦
સ્મરીએ ગુણુ સંસ્તવી પૂજ્યપાદ! તુજ નામ
હૃદયપ્રેમ-પુષ્પથી વધાવી ધર્મવર્ત્મને—શ્રી૦

---

૫૩૦ આ કાવ્ય મૂળ માટે જુઓ જૈન ધર્મપ્રકાશ જેઠ સ ૧૯૬૬ના પૃ. ૯૩, અને ફેરફાર સહિત જૈનયુગ કાર્ત્તિક-માગશર સ. ૧૯૮૫ પૃ ૮૪.

## પ્રકરણ ૨ જું.

(અનુસંધાન)

### સમયજ્ઞ સુધારક, ન્યાયશાસ્ત્રી, અને યોગવેત્તા યશોવિજય.

ज्ञात्वा कर्मप्रपचं निखिलतनुभृता दु खसदोहवीज
तद् विध्वसाय रत्नत्रयमयसमयं यो हितार्थी दिदेश ।
अंत सक्रान्तविश्वव्यतिकरविलसत्कैवलैकात्मदर्श.
स श्रीमान् विश्वरूप प्रतिहतकुमत पातु वो वर्द्धमान. ॥

યશોવિજયકૃત કર્મપ્રકૃતિ ટીકા પ્રશસ્તિ શ્લો ૧

विषयानुबंधबंधुर मन्यन्न किमप्यतः फल याचे ।
इच्छाम्येक जन्मनि जिनमतरागं परत्रापि ॥
अस्मादृशा प्रमादग्रस्ताना चरणकरणहीनाना ।
अब्धौ पोत इवेह प्रवचनराग शुभोपाय ॥

—સ્વકૃત ન્યાયાલોક પ્રશસ્તિ ૪, ૬.

—સર્વ દેહધારીઓના દુ ખોના સમુદાયના બીજ એવા કર્મપ્રપચને જાણીને તેનો આત્યતિક નાશ કરવા માટે જેમણે હિતના અર્થી થઈ ત્રણ રત્નવાળા સમયને-સિદ્ધાતને ઉપદેશ્યો અને જેમણે વિશ્વના વ્યતિકરમાં વિલસતા કેવલ એક આત્મદર્શનને અતરમાં સક્રાત કરેલ છે એવા વિશ્વરૂપ કુમતિના હઠાડનાર શ્રીમાન્ વર્દ્ધમાન અમારૂં રક્ષણ કરો.

આપની પાસે વિષયોમા અનુબધવાળુ એવું કોઇપણ બીજુ ફલ યાચતો નથી, આ જન્મમાં અને પરજન્મમા પણ માત્ર જિનમતરાગ ઈચ્છુ છુ અમારા જેવા પ્રમાદગ્રત અને ચરણકરણથી હીનને આ જન્મમા પ્રવચનરાગજ જેમ સાગરમા નાવ છે તેમ તરવાનો શુભ ઉપાય છે.

स्वागम रागमात्रेण द्वेपमात्रात्परागमम् ।
न श्रयामस्त्यजामो वा किंतु मध्यस्थया दृशा ॥

—અમે માત્ર રાગથી સ્વ એટલે જૈન આગમનો આશ્રય કે માત્ર દ્વેષ-વડે પર એટલે જૈનેતર આગમનો ત્યાગ કરતા નથી, પરંતુ મધ્યસ્થ દૃષ્ટિથી અવલોકન કરી યથોચિત કરીએ છીએ—સ્વકૃત જ્ઞાનસાર ૧૬મુ અષ્ટક.

पूर्व न्यायविशारदत्व विरुद काश्या प्रदत्तं बुधै
न्यायाचार्यपद तत. कृतशतग्रथस्य यस्याऽर्पितम् ।

—જેને કાશીના વિદ્વાનોએ પૂર્વે 'ન્યાયવિશારદ' એ બિરૂદ આપ્યું હતુ અને પછી જેને સો ગ્રથમા કર્ત્તા એવા તેને 'ન્યાયાચાર્ય'નુ પદ અર્પિત થયુ હતુ. (સ્વકૃત જૈનતર્કપરિભાષાની પ્રશસ્તિમા તથા પ્રતિમા-શતકની સ્વોપજ્ઞ ટીકાની આદિમાં)

૯૨૭ આ જીવન-વૃત્ત પરથી જણાય છે કે ન્હાની વયે દીક્ષા લીધી હતી તેથી જન્મ સ. ૧૬૮૦ લગભગ મૂકી શકાય. ૫૩ વર્ષનુ આયુષ્ય એ ગણનાએ થયુ તે દરમ્યાન ૮ વર્ષની શિશુ અવસ્થા પછી નય-વિજય ગુરૂ પાસે ૧૧ વર્ષ અભ્યાસ કરી ગુરૂ સાથે કાશી જઈ ત્રણ વર્ષ ત્યા ને પછી આગ્રામા ૪ વર્ષ અખંડ ઉચો અભ્યાસ કરી—એમ ૧૭૦૬-૭ સુધી ૧૮ વર્ષ વિદ્યા-વ્યાયામમા ગાળી જીવન પર્યંત ગ્રથો રચવાનુ ચાલુ રાખ્યુ. ભાષા દૃષ્ટિએ પ્રાકૃત, સંસ્કૃત અને ગૂજરાતી-મા પુષ્કળ કૃતિઓ રચી. વિષયો પરત્વે ન્યાય, યોગ, અધ્યાત્મ, દર્શન, ધર્મનીતિ; ખંડનાત્મક ધર્મસિદ્ધાત, કથાચરિત, મૂલ તેમજ ટીકા રૂપે રચનાઓ કરી. "તેમના જેવી સમન્વયશક્તિ રાખનાર, જૈન જૈનેતર મૌલિક ગ્રથોનુ ઉડું દોહન કરનાર, પ્રત્યેક વિષયના અંત સુધી પહોચી તેના પર સમભાવપૂર્વક પોતાના સ્પષ્ટ મંતવ્ય પ્રકાશનાર, શાસ્ત્રીય અને લૌકિક ભાષામા વિવિધ સાહિત્ય રચી પોતાના સરલ અને કઠિન વિચારોને સર્વ જિજ્ઞાસુ પાસે પહોચાડ-વાની ચેષ્ટા કરનાર અને સપ્રદાયમા રહીને પણ સપ્રદાયના બધનની પરવા નહિ કરીને જે કઇ ઉચિત જણાયુ તેના પર નિર્ભયતાપૂર્વક લખનાર, કેવલ શ્વેતામ્બર-દિગંબર સમાજમાજ નહી બલ્કે જૈનેતર સમાજમા પણ તેમના જેવો કોઈ વિશિષ્ટ વિદ્વાન્ અત્યાર સુધી અમારા

ધ્યાનમા આવેલ નથી પાઠક સ્મરણમાં રાખે કે આ અત્યુક્તિ નથી. અમે ઉપાધ્યાયજીના અને બીજા વિદ્વાનોના ગ્રંથોનું અત્યાર સુધી જો કે અલ્પમાત્ર અવલોકન કર્યું છે તેના આધારે તોળી જોખીને ઉક્ત વાક્ય લખ્યા છે. નિસદેહ શ્વેતામ્બર અને દિગંબર સમાજમા અનેક બહુશ્રુત વિદ્વાન્ થઈ ગયા છે, વૈદિક તથા બૌદ્ધ સંપ્રદાયમા પણ પ્રચંડ વિદ્વાનની કમી રહી નથી; ખાસ કરીને વૈદિક વિદ્વાન્ તો હંમેશથી ઉચ્ચ સ્થાન લેતા આવ્યા છે, વિદ્યા તો માનો કે તેમના બાપની છે; પરંતુ એમા શક નથી કે કોઇ બૌદ્ધ યા કોઇ વૈદિક વિદ્વાન્ આજસુધી એવો થયો નથી કે જેના ગ્રંથના અવલોકનથી એવું જાણવામા આવે કે તે વૈદિક યા બૌદ્ધ શાસ્ત્ર ઉપરાત જૈનશાસ્ત્રનું પણ વાસ્તવિક ઉડું અને સર્વવ્યાપી જાણપણુ રાખતો હોય. આથી ઉલટું ઉપાધ્યાયજીના ગ્રંથોને ધ્યાનપૂર્વક જોનાર કોઇ પણ બહુશ્રુત દાર્શનિક વિદ્વાન્ એવું કહ્યા વગર નહિ રહેશે કે ઉપાધ્યાયજી જૈન હતા તેથી જૈનશાસ્ત્રનુ ઉડું જ્ઞાન તો તેમને માટે સહજ હતું પરંતુ ઉપનિષદ, દર્શન આદિ વૈદિક ગ્રંથોનું તથા બૌદ્ધ ગ્રથોનું આટલુ વાસ્તવિક, પરિપૂર્ણ અને સ્પષ્ટ જ્ઞાન તેમની અપૂર્વ પ્રતિભા અને કાશીસેવનનુંજ પરિણામ છે.'[૫૩૧]

૯૨૮ 'તેઓ જન્મસંસ્કારસંપન્ન શ્રુતયોગસંપન્ન અને આજન્મ બ્રહ્મચારી ધુરંધર આચાર્ય હતા. સામાન્ય રીતે પોતાના બધા ટીકાગ્રથોમા તેમણે જે જે કહ્યુ છે તે બધાનું ઉપપાદન પ્રાચીન અને પ્રામાણિક ગ્રથોની સમ્મતિદ્વારા કર્યું છે, કયાયે કોઈ ગ્રંથનો અર્થ કાઢવામા ખેંચતાણ નથી કરી. તર્ક અને સિદ્ધાન્ત બંનેનું સમતોલપણું સાચવી પોતાના વક્તવ્યની પુષ્ટિ કરી છે, + + માત્ર અમારીજ દૃષ્ટિએ નહિ પણ હરકોઈ તટસ્થ વિદ્વાન્ની દૃષ્ટિએ

---

૫૩૧ પ્રજ્ઞાચક્ષુ પંડિતશ્રી સુખલાલનો 'યોગદર્શન તથા યોગવિંશિકા' ની હિંદીમાં આપેલ 'પરિચય'માંથી અનુવાદ

જૈન સંપ્રદાયમા ઉપાધ્યાયજીનું સ્થાન, વૈદિક સંપ્રદાયમા શંકરાચાર્ય જેવું છે.'[૫૩૨]

૯૨૯ પોતે શ્વેતામ્બર તપાગચ્છમા હતા અને શ્રી અકબર-પ્રતિબોધક હીરવિજયસૂરિના શિષ્ય ષ્ તર્કવિદ્યાવિશારદ પ્રસિદ્ધ ઉપાધ્યાય કલ્યાણવિજય, તેમના શિષ્ય સકલ શબ્દાનુશાસનનિષ્ણાત લાભવિજય, તેમના શિષ્ય પંડિત જીતવિજય, અને તેમના ગુરૂભાઈ નયવિજયના શિષ્ય હતા. તેમનુ ન્યાય-તર્કનુ જ્ઞાન અદ્દભુત હતુ ને પોતે જબરા વાદી હતા. પોતાના સમયમા ચાલતા અન્ય સંપ્રદાયો નામે દિગંબરમત, અને સ્વ શ્વેતાબરમાથી નિકળેલ મૂર્ત્તિપૂજા-નિષેધક લોંકા સંપ્રદાય તથા બીજી જુદી જુદી વિધિ અને માન્યતામા જુદા પડતા એવા નાની શાખાઓ રૂપી ગચ્છો નામે પાર્શ્વચંદ્ર ગચ્છ, કડવાનો મત અને વીજાનો મત હતા. તદુપરાત ધર્મસાગરે અનેક પ્રરૂપણાઓ કરી આખા શ્વે૦ ગચ્છના તંત્રને હલાવી મૂકયું હતુ અને પછી તેમના શિષ્યવર્ગે તે પ્રરૂપણા ચાલુ રાખી હતી. આ સર્વના મતોનો નિરાસ કરવા માટે પ્રમાણો આપવા ઉપરાત તેમની કઠોર શબ્દોમા ઝાટકણી કરી છે. દિગંબરો સામે ખાસ ગ્રંથો અધ્યાત્મમત પરીક્ષા, જ્ઞાનાર્ણવ (અનુપલબ્ધ) એ સંસ્કૃતમા, અને હિંદીમા દિક્‌પટ ચોરાસી બોલ, લોંકા-ઢૂંઢીઆ સામે સંસ્કૃતગદ્ય ગ્રંથ નામે દેવધર્મપરીક્ષા, સં. કાવ્યમા પ્રતિમાશતકના ૬૯ શ્લોકો અને તે પછી રચેલી તે પર સ્વોપજ્ઞ ટીકા, ગૂ૦ મા મહાવીર સ્તવન અને સીમંધર સ્તવનાદિ, ધર્મસાગર સામે ઉક્ત પ્રતિમાશતકમાના ૯ શ્લોક, પ્રા. ધર્મપરીક્ષા અને તે પર સંસ્કૃત ટીકા રચેલ છે. આ ખંડનાત્મક ગ્રંથો રચવામા પ્રેરણાત્મક વસ્તુ પોતાનો દૃઢ 'દર્શનપક્ષ' છે અને વળી કહે છે કે, 'વિધિનું કહેવું, વિધિ પરની પ્રીતિ, વિધિની ઇચ્છા રાખનાર પુરૂષોને વિધિમાગમા પ્રવર્ત્તાવવા તથા અવિધિનો નિષેધ કરવો એ સર્વ અમારી જિનપ્રવચન પરની ભક્તિ

૫૩૨ ઉક્ત સુખલાલ પંડિતજીનો 'ગુરૂતત્ત્વ વિનિશ્ચય' એ નામના યશોવિજયજીકૃત ગ્રંથમાં 'ગ્રંથ અને કર્ત્તાનો પરિચય'.

પ્રસિદ્ધજ છે.' (અધ્યાત્મસારનો અનુભવાધિકાર શ્લો. ૩૧, ૩૨). આ દર્શનપક્ષ અને પ્રવચનભક્તિને પરિણામે આવા ગ્રથો રચ્યા અને તેમા પોતાની તર્કશક્તિનો ઉપયોગ કર્યો. તેજ તર્કશક્તિને **પાતજલ, સાંખ્યાદિ** સર્વે દર્શનોનો સ્વદર્શન સાથે યુક્તિમાન્ સમન્વય કરવામાં પણ કામે લગાડી. એ રીતે યોગ અને અધ્યાત્મમા ઉતરી આત્માનુભવ પણ પોતે પ્રાપ્ત કરી શકયા

૯૩૦ '**ન્યાયનો ચોથો નામે ફલ-કાળ**—આ યુગમા જે સાહિત્ય રચાયુ, તે ફળરૂપ છે. ફળમા બીજથી ફુલ સુધીના ઉત્તરોત્તર પરિપાકનો સાર આવી જાય છે, તેવી રીતે આ યુગના સાહિત્યમા પહેલા ત્રણે યુગના સાહિત્યમા થયેલો પરિપાક એક સાથે આવી જાય છે. આ યુગમા જે જૈન ન્યાયસાહિત્ય રચાયુ છે તેજ જૈન ન્યાયના વિકાસનુ છેલ્લુ પગથિયુ છે; કારણકે ત્યારબાદ તેમા કોઇએ જરાયે ઉમેરો કર્યો નથી. **મલ્લિષેણની સ્યાદ્**વાદમજરી બાદ કરીને આ યુગના ફલાયમાન ન્યાયવિષયક ઉચ્ચ સાહિત્ય તરફ નજર કરીએ તો જણાશે કે તે અનેક વ્યક્તિઓના હાથે લખાયુ નથી; તેના લેખક ફક્ત એક જ છે અને તે સત્તરમા અઢારમા સૈકામા થયેલા, લગભગ સો (? સાઠ) શરદો સુધી મુખ્યપણે શાસ્ત્રયોગ સિદ્ધ કરનાર, સસ્કૃત પ્રાકૃત ગૂજરાતી અને મારવાડી એ ચારે ભાષાઓમા વિવિધ વિષયોની ચર્ચા કરનાર ઉપાધ્યાય **યશોવિજયજી** છે. ઉપાધ્યાયજીના, જૈન તત્ત્વજ્ઞાન, આચાર, અલકાર, છંદ વગેરે અન્ય વિષયોના ગ્રથોને બાદ કરી માત્ર જૈન ન્યાયવિષયક ગ્રથો ઉપર નજર નાખીએ તો એમ કહેવું પડે છે કે, **સિદ્ધસેન** ને **સમંતભદ્રથી વાદિદેવસૂરિ** અને **હેમચદ્ર** સુધીમા જૈન ન્યાયનો આત્મા જેટલો વિકસિત થયો હતો, તે પૂરેપૂરો ઉપાધ્યાયજીના તર્કગ્રંથોમા મૂર્તિમાન્ થાય છે, અને વધારામા તે ઉપર એક કુશળ ચિત્રકારની પેઠે તેઓએ એવા સૂક્ષ્મતાના, સ્પષ્ટતાના અને સમન્વયના રગો પૂર્યા છે, કે જેનાથી મુદિતમના થઈ આપોઆપ એમ કહેવાઈ જાય

છે કે, પહેલા ત્રણ યુગનુ બંને (દિગબર અને શ્વેતાબર) સંપ્રદાયનું જૈન ન્યાયવિષયક સાહિત્ય કદાચ ન હોય અને માત્ર ઉપાધ્યાયજીનુ જૈન ન્યાયવિષયક સપૂર્ણ સાહિત્ય ઉપલબ્ધ હોય તોયે જૈન વાઙ્મય કૃતકૃત્ય છે.

૯૩૧ 'ઉપાધ્યાયજીએ અધિકારીભેદને ધ્યાનમા રાખી, વિષયોની વહેચણી કરી તે ઉપર નાના મોટા અનેક જૈન ન્યાયના ગ્રંથો લખ્યા. તેઓએ જૈનતર્કપરિભાષા જેવો જૈન ન્યાયપ્રવેશ માટે લઘુ ગ્રથ રચી, જૈન સાહિત્યમા તર્કસગ્રહ અને તર્કભાષાની ખોટ પૂરી પાડી. 'રહસ્ય' પદાકિત એકસો આઠ ગ્રથો કે તેમાના કેટલાક રચી જૈન ન્યાયવાઙ્મયમા નૈયાયિક પ્રવર ગદાધર ભટ્ટાચાર્યના ગ્રંથોની ગરજ સારી, નયપ્રદીપ, નયરહસ્ય, નયામૃતતરગિણી સહિત નયોપદેશ, સ્યાદ્‌વાદકલ્પલતા, ન્યાયાલોક, ખંડનખડખાદ્ય, અષ્ટસહસ્રી ટીકા આદિ ગ્રથો રચી જૈન ન્યાયવાઙ્મયને ઉદયનાચાર્ય, ગગેશ ઉપાધ્યાય, રઘુનાથ શિરોમણિ અને જગદીશની પ્રતિભાનુ નૈવેદ્ય ધર્યું. અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્ જેવા ગ્રથોથી જૈન ન્યાયવાઙ્મયનો ગીતા, યોગવાશિષ્ઠ આદિ વૈદિક ગ્રથો સાથે સબંધ જોડયો. થોડામા એટલું જ કહેવુ બસ છે કે, વૈદિક અને બૌદ્ધ સાહિત્યે દાર્શનિક પ્રદેશમા સત્તરમા સૈકા સુધીમા જે ઉત્કર્ષ સાધ્યો હતો, લગભગ તે બધા ઉત્કર્ષનો આસ્વાદ જૈન વાઙ્મયને આપવા ઉપાધ્યાયજીએ પ્રામાણિકપણે આખું જીવન વ્યતિત કર્યું અને તેથી તેઓના એક તેજમા જૈન ન્યાયના બીજાં બધા તેજો લગભગ સમાઈ જાય છે, એમ કહેવુ પડે છે.'[૫૩૩]

૯૩૨ 'રહસ્ય' થી અંકિત પ્રમારહસ્ય, સ્યાદ્‌વાદ રહસ્ય, (કે વા અને) વાદરહસ્ય, ભાષારહસ્ય, નયરહસ્ય અને ઉપદેશરહસ્ય તેમણે રચ્યા છે તે નિર્વિવાદ છે પ્રથમના ત્રણ અનુપલબ્ધ છે પણ તેમનો

૫૩૩ પડિત સુખલાલનો ભાવનગરની સાતમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્ માટેનો નિબધ નામે 'જૈન ન્યાયનો ક્રમિક વિકાસ'

ઉલ્લેખ-નિર્દેશ અન્યગ્રંથોમા સ્પષ્ટ છે. એવા 'રહસ્ય' અંકિત સો ગ્રંથ કરવાની પોતાની ઇચ્છા ભાષારહસ્યમા વ્યક્ત કરી છે. ' આ 'રહસ્ય' શબ્દથી અંકિત કરવાની સ્ફુરણા પ્રસિદ્ધ નૈયાયિક મથુરાનાથના તત્ત્વરહસ્ય અને તત્ત્વાલોકરહસ્ય નામના ટીકાગ્રંથો પરથી થઇ લાગે છે. તેમના મંગલવાદ અને વિધિવાદ નામના હાલ અનુપલબ્ધ ગ્રંથોના નામમા 'વાદ' શબ્દ વાપરવાની સ્ફુરણા તેમના સમકાલીન નવ્યન્યાયના વિદ્વાન્ ગદાધરે રચેલ વ્યુત્પત્તિવાદ, શક્તિવાદ આદિ ન્યાયગ્રંથ પરથી થઇ લાગે છે. યશોવિજયજી નવ્યન્યાય પીને પચાવી ગયા હતા અને તેથીજ નવીન તત્ત્વો તેમણે જૈન દર્શનમા આણ્યા, તેમજ નવ્ય ન્યાયના તત્ત્વોનુ પણ જૈન દૃષ્ટિએ ખંડન કર્યું. આજ યશોવિજયજીની વિશિષ્ટતા છે કે સં. ૧૨૫૦ થી માંડી તેમના સમય સુધી જે અન્ય જૈનાચાર્યો ન કરી શકયા તે તેમણે કર્યું તેમની શૈલી જગદીશ ભટ્ટાચાર્યના જેવી શબ્દબાહુલ્ય વગરની ગંભીર ચર્ચા કરનારી છે. મથુરાનાથનો એમણે ઘણે સ્થળે ઉપયોગ અને નામોલ્લેખ પણ કર્યો છે હેમચદ્રાચાર્યે જેમ પોતાના સમકાલીન મલયગિરિ અને વાદિદેવ સૂરિનો ઉલ્લેખ નથી કર્યો, તેમ યશોવિજયે પોતાના સમકાલીન જગદીશનો નથી કર્યો પરંતુ જગદીશના ગ્રંથથી તેઓ જાણીતા હતા એમ અનુમાન થાય છે' ( રા. મોહનલાલ ઝવેરીનો અભિપ્રાય. )

૯૩૩ જૈનોના 'યોગ સાહિત્ય સંબંધમા હરિભદ્રસૂરિના યોગવિષયક ગ્રથ અને ત્યારબાદ હેમચંદ્રાચાર્યનુ યોગશાસ્ત્ર આપણે જોઇ ગયા. ' પછી આ ઉપાધ્યાય યશોવિજયકૃત યોગગ્રંથો પર નજર ઠરે છે તે ઉપાધ્યાયના શાસ્ત્રજ્ઞાન, તર્કકૌશલ અને યોગાનુભવ ઘણા, ગંભીર હતા. તેથી તેમણે અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્ તથા સટીક બત્રીશ બત્રીશીઓ યોગ સંબંધી વિષયો પર લખેલ છે તેમા જૈન મંતવ્યોની સૂક્ષ્મ અને રોચક મીમાસા કરવા ઉપરાંત અન્ય દર્શન અને જૈનદર્શનની સરખામણી પણ કરી છે. દા૦ત૦ અધ્યાત્મસારના યોગાધિકાર અને ધ્યાનાધિકારમા પ્રધાનપણે ભગવદ્ગીતા

તથા પાતજલસૂત્રનો ઉપયોગ કરી અનેક જૈનપ્રક્રિયાપ્રસિદ્ધ ધ્યાન-વિષયોનો ઉક્ત બંને ગ્રંથોની સાથે સમન્વય કર્યો છે. અધ્યાત્મોપનિષદ્‌ના શાસ્ત્ર, જ્ઞાન, ક્રિયા અને સામ્ય એ ચાર યોગોના પ્રધાનપણે યોગવાશિષ્ઠ તથા તૈત્તિરીય ઉપનિષદ્‌ના વાક્યોના અવતરણ આપી તાત્ત્વિક ઐક્ય બતાવ્યુ છે, યોગાવતાર દ્વાત્રિંશિકામા ખાસ કરી પાતંજલ યોગના પદાર્થોનુ જૈનપ્રક્રિયાની અનુસાર સ્પષ્ટીકરણ કર્યું છે. આ ઉપરાત તેમણે હરિભદ્રસૂરિકૃત યોગવિંશિકા તથા ષોડશક પર ટીકાઓ લખી પ્રાચીન ગૂઢ તત્ત્વોનુ સ્પષ્ટ ઉદ્‌ઘાટન પણ કર્યુ છે. આટલુ જ કરીને સંતુષ્ટ ન રહેતા તેમણે મહાષ પતંજલિ કૃત યોગસૂત્રોના ઉપર એક નાનીશી વૃત્તિ પણ લખી છે. આ વૃત્તિ જૈનપ્રક્રિયાનુસાર લખાયેલી હોવાથી તેમા યથાસભવ યોગ-દર્શનની ભીંત રૂપ સાખ્ય પ્રક્રિયાની જૈન પ્રક્રિયા સાથે સરખામણી પણ કરી છે. ઉપાધ્યાયજીની પોતાની વિવેચનામા જેવી મધ્યસ્થતા, ગુણગ્રાહકતા, સૂક્ષ્મ સમન્વયશક્તિ અને સ્પષ્ટભાષિતા દેખાઇ છે તેવી બીજા આચાર્યોમા ઘણી ઓછી નજરે પડે છે. (દા૦ત૦ જુઓ તેમની શાસ્ત્રવાર્તાસમુચ્ચયવૃત્તિ અને પાતજલસૂત્ર વૃત્તિ).

૯૩૪ 'મહર્ષિ પતજલિએ પોતાનુ યોગદર્શન સાખ્ય સિદ્ધાત અને પ્રક્રિયા પર રચ્યુ છે તો પણ તેમની દૃષ્ટિવિશાલતાથી તે સર્વ દર્શનોના સમન્વય રૂપ બન્યુ છે, દા૦ ત૦ સાખ્યનો નિરીશ્વર-વાદ વૈશેષિક નૈયાયિક આદિ દર્શનો દ્વારા ઠીક નિરસ્ત થયો અને સાધારણ લોકસ્વભાવનો ઝુકાવ ઇશ્વરોપાસના પર વિશેષ જણાયો ત્યારે અધિકારીભેદ તથા રૂચિવિચિત્રતાનો વિચાર કરી તેમણે ઇશ્વરોપાસનાને પણ સ્થાન આપ્યું ( સૂત્ર ૧-૩૩ ). અને ઇશ્વરના સ્વરૂપનુ નિષ્પક્ષભાવથી એવું નિરૂપણ કર્યું કે જે સર્વને માન્ય થઇ શકે ( સૂત્ર ૧-૨૪, ૨૫, ૨૬ ). પસંદ આવે તે પ્રતીકની ઉપાસના કરો પણ કોઈ પણ રીતે મન એકાગ્ર-સ્થિર કરો અને તે દ્વારા પરમાત્મચિંતનના સાચા પાત્ર બનો. આથી ધર્મને નામે કલહ ટ

વાનો સાચો માર્ગ બતાવ્યો. આ દૃષ્ટિવિશાલતાની અસર અન્ય ગુણગ્રાહી આચાર્યો પર પણ પડી. તેવા આચાર્યોમા હરિભદ્રસૂરિ અને યશોવિજયનું ખાસ સ્થાન છે (દા૦ ત૦ હરિભદ્રે યોગબિંદુ શ્લો. ૧૬-૨૦ મા સર્વ દેવોની ઉપાસના લાભદાયક બતાવી તે પર 'ચારિ સંજીવની ચાર' એ ન્યાયનો ઉપયોગ કર્યો છે અને એજ રીતે યશોવિજયે પોતાની પૂર્વસેવાદ્વાત્રિંશિકા, આઠ દૃષ્ટિઓની સજ્ઝાય આદિ ગ્રથોમા અનુકરણ કરેલ છે ) જૈન દર્શન સાથે પાતજલ યોગદર્શનનુ સાદૃશ્ય અન્ય સર્વ દર્શનોની અપેક્ષાએ અધિક છે. તે સાદૃશ્ય (૧) શબ્દનુ, (૨) વિષયનું અને (૩) પ્રક્રિયાનુ એમ મુખ્યતયા ત્રણ પ્રકારનું છે. (૧) મૂલ યોગસૂત્રમાજ નહિ પરંતુ તેના ભાષ્ય સુદ્ધામા એવા અનેક શબ્દ છે કે જે જૈનેતર દર્શનોમા પ્રસિદ્ધ નથી યાતો ઓછા પ્રસિદ્ધ છે, જ્યારે જૈનશાસ્ત્રમા ખાસ પ્રસિદ્ધ છે. જેવા કે ભવપ્રત્યય, સવિતર્ક સવિચાર નિર્વિચાર, મહાવ્રત, કૃત કારિત અનુમોદિત, પ્રકાશાવરણ, સોપક્રમ નિરૂપક્રમ, વજ્રસહનન, કેવલી, કુશલ, જ્ઞાનાવરણીય કર્મ, સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન, સર્વજ્ઞ, ક્ષીણક્લેશ, ચરમદેહ આદિ (સરખાવો યોગસૂત્ર અને તત્ત્વાર્થ). (૨) વિષયોમા પ્રસુપ્ત તનુ આદિ ક્લેશાવસ્થાઓ, પાચ યમ, યોગજન્ય વિભૂતિ, સોપક્રમ નિરૂપક્રમ કર્મનુ સ્વરૂપ તથા તેના દૃષ્ટાત, અનેક કાર્યોનું નિર્માણ આદિ (૩) પ્રક્રિયામા—પરિણામિ—નિત્યતા અર્થાત્ ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય રૂપે ત્રિરૂપ વસ્તુ માની તદનુસાર ધર્મધર્મીનું વિવેચન. આ રીતે જણાતી વિચારસમતાના કારણે હરિભદ્ર જેવા જૈનાચાર્યે મહર્ષિ પતંજલિ પ્રતિ હાર્દિક આદર પ્રકટ કરી પોતાના યોગગ્રંથોમા ગુણગ્રાહકતાનો નિર્ભીક પરિચય આપ્યો છે ( જુઓ યોગબિંદુ શ્લો૦ ૬૬ ઉપર અને યોગ દૃષ્ટિ સમુચ્ચય શ્લો. ૧૦ ઉપર ટીકા.) અને સ્થળે સ્થળે પતંજલિના યોગશાસ્ત્રગત ખાસ સાકેતિક શબ્દોને જૈન સકેતો સાથે સરખાવી સકીર્ણ દૃષ્ટિવાળાને માટે એકતાનો માર્ગ

ખોલ્યો છે. ( જુઓ યોગબિંદુ શ્લો. ૪૧૮, ૪૨૦ ) યશોવિજયે પતંજલિ પ્રત્યે આદર બતાવી ( જુઓ યોગાવતાર દ્વાત્રિંશિકા ) હરિભદ્રસૂરિના સૂચિત એકતાના માર્ગને વિશેષ વિશાલ બનાવી પતંજલિના યોગસૂત્રને જૈન પ્રક્રિયાની અનુસાર સમજાવવવાને થોડો પણ માર્મિક પ્રયાસ કર્યો છે ( જુઓ પાતંજલ સૂત્ર વૃત્તિ) એટલુંજ નહિ બલ્કે પોતાની દ્વાત્રિંશિકાઓ (બત્તીશીઓ)મા તેમણે પતંજલિના યોગસૂત્રગત કેટલાક વિષયો પર ખાસ બત્રીશીઓ ( નામે પાતંજલયોગલક્ષણવિચાર, ઇશાનુગ્રહવિચાર, યોગાવતાર, ક્લેશહાનોપાય અને યોગમહાત્મ્ય દ્વાત્રિંશિકાઓ ) રચી છે.'[૫૩૪]



૫૩૪ પંડિતવર્ય શ્રી સુખલાલજીની ' યોગદર્શન તથા યોગવિંશિકા'ની હિંદી પ્રસ્તાવના પરથી.

# પ્રકરણ ૩ જું

( અનુસંધાન )

## અધ્યાત્મી યશોવિજય અને તેમના ગ્રંથો

વાદિવચન-કસણિ ચઢોજી, તુજ શ્રુત-સુરમણિ ખાસ
બોધિ વૃદ્ધિ હેતે કરેજી, બુદ્ધ જન તસ અસાસ
સકલ મુનિસર સેહરો જી, અનુપમ આગમનો જાણ
કુમત ઉત્થાપક એ જયોજી, વાચકકુલમાં રે ભાણ,
પ્રભવાદિક શ્રુતકેવલી જી, આગે હુઆ ષટ જેમ,
કલિમાહે જોતા થકા જી, એ પણ શ્રુતધર તેમ
જશ વિદ્ધાંપક શાસને જી, સ્વસમય પરમત દક્ષ,
પોહચે નહિ કોઈ એહને જી, સુગુણ અનેરા શતલક્ષ.
'કુર્ચાલી શારદ' તણો જી, બિરૂદ ધરે સુવિદિત
બાલપણે અલવે જિણે જી, લીધો ત્રિદશગુરૂ જીત

× × ×

શ્રી યશોવિજય વાચકતણા, હુ તો ન લહુ ગુણવિસ્તારો રે
ગગાજલ કણિકા થકી એહના અધિક અછે ઉપગારો રે
વચન રચન સ્યાદવાદનાં નય નિગમ આગમ ગભીરો રે
ઉપનિષદા જિમ વેદનાં, જસ કવિ ન લહે કોઇ ધીરો રે
શીતલ પરમાનંદિની શુચિ વિમલસ્વરૂપા સાચી રે
જેહની રચના-ચદ્રિકા રસિયા જણ સેવે રાચી રે
લઘુ બાંધવો હરિભદ્રનો કલિયુગમા એ થયો બીજો રે
છતા યથારથ ગુણ સુણી કવિયણ બુધ કો મત ખીજો રે.
સવેગી-સિરસેહરો ગુરૂ જ્ઞાનરયણનો દરિયો રે
કુમત-તિમિર ઉચ્છેદિવા એતો બાલારૂણ દિનકરિયો રે.

—કાન્તિવિજય કૃત સુજસવેલિભાસ.

' વાણી વાચક જશ તણી કોઈ નયે ન અધૂરી રે.

—સ્વકૃત શ્રીપાલરાસ ખંડ ૪ ઢાલ ૧૨.

૯૩૫ ઉપર જણાવેલ (પારા ૯૧૩-૧૫) આનંદઘનજી 'મારગ ચલત ચલત ગાત આનદઘન પ્યારે, રહત આનદ ભરપૂર' એવી મસ્ત દશામા વિહરતા હતા. લોકોત્તર કાંતિવાળા, સુમતિ સખીનો સંગ કદિ પણ ન તજનારા-એવા તેઓમા લોકો છિદ્ર દેખતા પરંતુ તેમના ઉંચા યોગની અંતર્જ્યોતની ખ્યાતિ ઘણી હતી. આનંદદશામાં ફરતા આ આનંદઘનનો યશોવિજયને પરિચય થયો હતો અને તેમના ગુણાનુવાદ રૂપે-સ્તુતિ રૂપે પોતે હિંદીમા રચેલ અષ્ટપદીમા તે વાત સ્પષ્ટ કરી છે:—

'જશવિજય કહે સુન હો આનદઘન ! હમ તુમ મિલે હજૂર
× × × ×
જશવિજય કહે સુનત હિ દેખો, સુખ પાયો બોત અભંગ,
× × × ×
જશ કહે સોહી આનદઘન પાવત અંતર જ્યોત જગાવે
× × × ×
કોઇ આનદઘન છિદ્ર હી પેખત જસરાયસંગ ચડી આયા
આનદઘન આનદરસ ઝીલત દેખતહી જસ ગુણ ગાયા.

એટલુજ નહિ પરંતુ તેમનો પોતાના ઉપર પડેલ પ્રભાવ પણ તેમા બતાવેલ છે·

એરી આજ આનંદ ભયો મેરે, તેરો મુખ નિરખ નિરખ
રોમ રોમ શીતલ ભયો અંગોઅંગ
શુદ્ધ સમજણ સમતારસ ઝીલત, આનદઘન ભયો અનંત રંગ-એરી
એસી આનદદશા પ્રગટી ચિત્ત અંતર, તાકો પ્રભાવ ચલત નિરમલ ગંગ,
વાહી ગંગ સમતા દોઉ મિલ રહે, જસવિજય ઝીલત તાકે સંગ-એરી
× × × ×

૯૩૬ આ સાક્ષાત્ અનુભવસંપન્ન મસ્ત યોગીને સહજ સંતોષ-સહજાનંદ ગુણ પ્રકટ્યો હતો, બધી દુવિધા (દ્વૈત ભાવ) મટી ગયેલ છે જેની એવા આનદરસ ઝીલતા આનંદઘનના (જુઓ અષ્ટપદી પદ ૩) દર્શન-સમાગમ-સંગથી પોતે આનંદ ગંગા પ્રવાહ અને સમતા ઝીલતા રહ્યા. અને

**આન**ઁદઘન કે સંગ સુજસ હી મિલે જબ
તબ **આન**ઁદ સમ ભયો સુજસ,
પારસ સંગ લોહા જો ફરસત, કંચન હોત હી તાકે કસ.

૯૩૭ આ **આન**ંદઘનજીના ૨૪ જિન સ્તવનોમાંના પ્રથમ ૨૨ પર **યશોવિજયજી**એ પોતે ગૂજરાતી બાલાવબોધ રચ્યો હતો કે જે હાલ અનુપલબ્ધ છે.

૯૩૮. એક બાજુ સુમતિ, બીજી બાજુ આવા અનુભવી યોગીનો સમાગમ-એ બંનેના યોગે **યશોવિજયજી**ને અધ્યાત્મમાં અપૂર્વ રસ લાગ્યો હતો પોતાના ગ્રંથોમાં પણ આનંદઘન (પ્રતિમાશતક શ્લો. ૧૦૧), પરમાનંદ (દ્વાત્રિંશિકાની ૨૯ મી સિવાય બધી બત્રીશીઓ અંતે), પરમાનંદ, પૂર્ણાનંદઘન (**જ્ઞાન**સારના અંતમાં), ચિદાનંદ સહજાનંદ, ચિદ્રપાનંદ (**અ**ધ્યાત્મસાર અધિકાર ૧, ૨, ૭) એ શબ્દો મૂકી **આન**ંદઘનજીનું સ્મરણ રાખ્યું જણાય છે અધ્યાત્મના મુખ્ય ગ્રંથો **અ**ધ્યાત્મસાર અને **જ્ઞાન**સાર છે, અને હૃદયના ઉદ્ગારો રૂપે અધ્યાત્મ-રસપ્રેરિત હિંદીમાં કરેલ પદો છે, કે જેનું નામ 'જશ વિલાસ' અપાયું છે.

૯૩૯ જૈન દર્શનમાં તર્કપદ્ધતિમાં સ્યાદ્વાદ, કાર્યકારણ ભાવમાં કર્મવાદ પ્રસિદ્ધ છે તદુપરાત ષડ્દ્રવ્ય અને નવતત્ત્વના ખાસ સિદ્ધાંત છે તે સર્વને અનુકૂળ રહીને અધ્યાત્મવાદનો સ્પષ્ટરીતે સમન્વય કરનાર **યશોવિજય** છે તેમણે **ભ**ગવદ્ગીતા, **યો**ગવાશિષ્ઠ અને **પાત**ંજલ યોગદર્શનને અવગત બરાબર કર્યાં હતા અને પોતાની મૌલિક પૃથક્કરણ અને સમન્વય કરવાની બુદ્ધિ અને શક્તિથી જૈનદૃષ્ટિને અનુકૂલ રહી આધ્યાત્મિક વચનોના સમૂહમાંથી શાસ્ત્રીયપદ્ધતિપુરસર અને તર્કપ્રચુર બુદ્ધિગ્રાહ્ય જે અધ્યાત્મશાસ્ત્રની રચના કરી છે, તે કૃતિ અધ્યાત્મસાર. તેમાં શાસ્ત્ર, અને સંપ્રદાય બે બંને ઉપરાત પોતાનો અનુભવયોગ પણ મિશ્રિત કર્યો છે. (જુઓ તેનો પ્રથમ અધિકાર શ્લો. ૭). મનુષ્યનું ચંચલ મન, તેની જુદી જુદી પ્રવૃત્તિ-પ્રકૃતિ, વગેરેનું

માનસશાસ્ત્રના જ્ઞાનપૂર્વક નિરૂપણ કરવા ઉપરાત જૈનદર્શનવિહિત ગુણસ્થાનની શ્રેણીઓ સાથે અધ્યાત્મનો સબંધ ઘટાવ્યો છે. પોતે જણાવે છે કે 'શાતહૃદયવાળાને શોક, મદ, કામ, મત્સર, કલહ, કદાગ્રહ, વિષાદ અને વૈર એ સર્વે ક્ષીણ થાય છે અને એ બાબતમા અમારો અનુભવજ સાક્ષી છે' (અનુભવાધિકાર શ્લો. ૧૮) તેજ અધિકારના ૨૬ મા શ્લોકમા 'બ્રહ્મજ્ઞાનીના વચનથી પણ અમે બ્રહ્મના વિલાસને અનુભવીએ છીએ' એટલે અમે અમારી બુદ્ધિવડે તેને સાક્ષાત્ જાણીએ છીએ એમ પોતે કહ્યુ છે. ટૂંકામા પોતાને અનુભવના ચમત્કાર થયા હતા એમ તે અધ્યાત્મસારના ઘણા શ્લોકો પરથી જણાય છે.

૯૪૦ છતા પોતે સંપૂર્ણ આચાર પાળવામા અસમર્થ છે એમ પણ જણાવે છે 'પૂર્ણ આચારને પાળવામા અસમર્થ એવા અમે ઇચ્છાયોગનું અવલંબન કરીને પરમ મુનિઓની ભક્તિવડે તેમની પદવી–માર્ગને અનુસરીએ છીએ' (અધ્યાત્મસાર અનુભવાધિકાર શ્લો ૨૯); અને છેવટે પોતે સ. ૧૭૩૮ મા **શ્રી**પાળરાસની છેલ્લી ઢાળમા પોતાને પ્રત્યક્ષ અનુભવ થઇ ગયાનું સ્પષ્ટ જણાવ્યુ છે કે

માહરે તો ગુરૂચરણપસાયે અનુભવ દિલમાહિ પેઠો
ઋદ્ધિ વૃદ્ધિ પ્રગટી ઘટમાહે આતમરતિ હુઇ બેઠો રે
મુઝ સાહિબ જગનો તૂઠો. ૧૦

આ અનુભવ થયા પછી ભક્તિપૂર્વક પૂર્ણ આચાર પાળી પરમસાધ્ય–મોક્ષનો પૂર્ણ અભિલાપ પૂર્ણ થતા બહુ વાર લાગતી નથી.

ખીર નીર જો મિલ રહે, આનદ, જસ સુમતિ સખી કે સગ
ભયો હે એક રસ,
ભવ ખપાઈ સુજસ વિલાસ, ભયે સિદ્ધ સ્વરૂપ લીયે ધસમસ
આનંદઘનકે સગ સુજસ હી મિલે જબ, તબ આનદસમ
ભયો સુજસ.

૯૪૧ **તેમના ગ્રંથો**—ઘણા મુદ્રિત થયા છે, થોડા અમુદ્રિત છે, ને લબ્ધ થતા અમુદ્રિત ગ્રથો કરતા વિશેષ ગ્રંથો અનુપલબ્ધ

છે. મુદ્રિતમાં જૈ. પ્ર. સભા તરફથી પ્રકટ થયેલ **યશોવિજય ગ્રંથ-માલા** એ નામના સંગ્રહમાં દશ નામે **૧ અધ્યાત્મસાર ૨ દેવધર્મ-પરીક્ષા ૩ અધ્યાત્મોપનિષદ્ ૪ આધ્યાત્મિકમતખંડન સટીક ૫ યતિલક્ષણ સમુચ્ચય, ૬ નયરહસ્ય ૭ નયપ્રદીપ ૮ નયોપદેશ** ૯ જૈનતર્ક પરિભાષા અને ૧૦ **જ્ઞાનબિંદુ**; ઉપરાંત છૂટા ગ્રંથરૂપે ૧૧ **દ્વાત્રિંશત** દ્વાત્રિંશિકા સટીક, ૧૨ શિવશર્માચાર્ય પ્રણીત કમ્મ-પયડી-કર્મપ્રકૃતિ પર સ. ટીકા, ૧૩ **જ્ઞાનસાર** (સ્વ. ગંભીરવિજય મુનિશ્રીની સ. ટીકા સહિત) ને ઉક્ત નં. ૧ ગૂજરાતી ભાષાંતર અને વિવેચન સહિત પ્રકટ થયેલા છે આ. સભા તરફથી ૧૪ **અસ્પૃશદ્** ગતિવાદ સટીક (અપૂર્ણ), ૧૫ ગુરૂતત્ત્વ વિનિશ્ચય પ્રા૦માં, ને તે પર સ્વોપજ્ઞ સ. ટીકા (નં. ૭૮), ૧૬ પ્રા **સામા-ચારી** પ્રકરણ સં. ટીકા સહિત, ૧૭ **આરાધક** વિરાધક ચતુર્ભંગી પ્રકરણ (નં. ૫૫), ઉક્ત નં. ૧૩ તે દેવચંદ્રકૃત ટીકા નામે **જ્ઞાન-મંજરી** સહિત (નં. ૩૮), ૧૮ ઉક્ત નં. ૮ પર **ન્યાયામૃતતરં-ગિણી** નામની સ્વોપજ્ઞ ટીકા (આત્મવીર ગ્રં. નં. ૬), ૧૯ પ્રતિમાશતક (ભાવપ્રભસૂરિ કૃત લઘુ ટીકા સહિત-નં. ૪૨) તથા આ૦ જૈન પુ પ્ર. મંડલ આગ્રા તરફથી પં. સુખલાલ સંપાદિત ૨૦ **પાતંજલ-યોગ** સૂત્રના ચતુર્થ (કૈવલ્ય) પાદ પર વૃત્તિ તથા ૨૧ યોગવિંશિકા પર વિવરણ પ્રસિદ્ધ થયેલ છે.

૯૪૨ દે૦ લા૦ તરફથી ૨૨ **અધ્યાત્મમતપરીક્ષા** સવૃત્તિ (નં. ૫), ૨૨ હરિભદ્ર સૂરિકૃત **શાસ્ત્રવાર્ત્તાસમુચ્ચય** પર **સ્યાદ્-વાદ** કલ્પલતા નામની ટીકા (નં. ૧૬), ૨૩ હરિભદ્રસૂરિકૃત ષોડશક પર **યોગદીપિકા** નામની વૃત્તિ (નં. ૬); શેઠ મ૦ભ૦ તરફથી ૨૫ ઉપદેશરહસ્ય સવૃત્તિ, ૨૬ **ન્યાયાલોક**, ૨૭ **મહાવીર** સ્તવન સટીક અપરનામ **ન્યાયખંડનખાદ્ય** પ્રકરણ, ૨૮ **ભાષારહસ્ય** સટીક, ૨૯ **તત્ત્વાર્થવૃત્તિ** પ્રથમાધ્યાય વિવરણ, ભી૦મા૦ તરફથી ગૂ સાનુવાદ

અર્ધી ૩૦ વૈરાગ્યકલ્પલતા, નં. ૧ નુ અધ્યાત્મસાર તથા ઉકત નં. ૨૦ નુ પ્રતિમાશતક ગૂ ભાષાતર સહિત, હે૦ ગ્રં. દ્વારા ૩૧ ધર્મપરીક્ષા સવૃત્તિ. રતલામની ઋ. કે. ની સસ્થા તરફથી ૩૨ ચતુર્વિંશતિ જિન-એંદ્ર સ્તુતય, મુક્તિકમલ જૈન મોહનમાલા વડોદરા તરફથી ૩૩ પરમજ્યોતિ પચવિંશતિકા. ૩૪ પરમાત્મ જ્યોતિ પંચ-વિંશતિકા (કે જે બે પં. લાલનકૃત ગૂ ભા. સહિત મેઘજી હિર-જીએ પણ છપાવી હતી), ૩૫ પ્રતિમા સ્થાપન ન્યાય, ૩૬ પ્રતિમા શતક પર સ્વોપજ્ઞ વૃત્તિ, ૩૭ માર્ગપરિશુદ્ધિ છપાયેલ છે.

૯૪૩ ઉપલબ્ધ પણ અપ્રકટ કૃતિઓ -૧ અનેકાતમત વ્યવસ્થા (વિજયવલ્લભસૂરિ હસ્તકનો પંજાબનો ભંડાર), ૨ સમન્તભદ્રકૃત આપ્ત પરીક્ષા ઉપર દિ૦ અકલંક દેવના ૮૦૦ શ્લોકના ભાષ્ય પર દિ૦ વિદ્યાનંદસ્વામીની આઠ હજાર શ્લોકની ટીકા નામે અષ્ટસહસ્રી પર વિવરણ (ભા. ઈ. પી. ૬ પૃ ૩૮). આમા કેટલાક ૩ સ્યાદ્‌વાદમંજરી પર વૃત્તિ નામે સ્યાદ્‌વાદમંજૂષા, ૪ સ્તોત્રાણિ-સ્તોત્રાવલિ, ૫ સ્તવ-પરિજ્ઞા પદ્ધતિ ઉમેરે છે.

૯૪૪ અનુપલબ્ધ કૃતિઓ-૧ આકર, ૨ મંગલવાદ, ૩ વિધિવાદ, ૪ વાદમાલા, ૫ ત્રિસૂત્ર્યાલોક, ૬ દ્રવ્યાલોક, ૭ પ્રમારહસ્ય, ૮ 'સ્યાદ્‌વાદ રહસ્ય-અથવા યા અને-વાદરહસ્ય, ૯ જ્ઞાનાર્ણવ, ૧૦ કૂપદષ્ટાતવિશદીકરણ ૧૧ અલંકારચૂડામણી ટીકા, તત્ત્વાર્થ ટીકામા પ્રથમાધ્યાય સિવાયના બીજા અધ્યાયો પરની ટીકા, ૧૨ આત્મખ્યાતિ. આ સર્વેનો પોતાના ઉપલબ્ધ ગ્રંથોમા ઉલ્લેખ મળે છે તેથી તે ગ્રંથો તેમના રચેલા હોવાનુ સુનિશ્ચિત છે. આ ઉપરાત કેટલાક બીજા ગ્રંથો ઉમેરે છે કે ૧ અધ્યાત્મબિંદુ, ૨ કાવ્યપ્રકાશ ટીકા, ૩ છંદચૂડામણિ ટીકા, ૪ તત્ત્વાલોક વિવરણ, ૫ વેદાન્ત નિર્ણય, ૬ વૈરાગ્યરતિ, ૭ શઠ પ્રકરણ, ૮ સિદ્ધાન્ત તર્ક પરિષ્કાર, ૯ સિદ્ધાતમંજરી ટીકા વગેરે.

૯૪૫ ઉપરોક્ત ગ્રંથો પૈકી એકમાં પણ રચના સંવત્ આપેલ નથી તેથી તેનો નિર્માણકાલ આશરે નિશ્ચિત કરવા માટે જેટલા ગ્રંથો પ્રસિદ્ધ થયા છે તે સર્વ તથા અપ્રસિદ્ધ પૈકી અનેકાંતવ્યવસ્થા અને વિચારબિંદુ પ્રાપ્ત કરી તેમા ઉલ્લેખેલા પોતાના સર્વ ગ્રંથોનું કોષ્ઠક કરી તે સર્વેનો પૌર્વાપર્યક્રમ (કયા પછી કયો રચાયો તેનો ક્રમ) બને તેટલો નિર્ણિત મેં કરી રાખ્યો છે પણ તે અત્ર અવકાશાભાવને લઇને ખુલાસા સહિત બતાવ્યો નથી. આ મહાપુરૂષ મોટા ભાગે પોતાની રચનાના પ્રારંભમા ऐँ શબ્દ મૂકતા; તે શબ્દનો પહેલો અક્ષર ऐं એ મંત્રના બીજાક્ષરથી સરસ્વતીદેવીએ તેમને ગંગાનદીને કાંઠે તુષ્ટ થઇ તર્ક અને કાવ્યનો વર આપ્યો હતો એમ પોતેજ જણાવે છે.



## પ્રકરણ ૪થું.

### વિનયવિજય, મેઘવિજય અને બીજાઓનુ સાહિત્ય.

नटरागेण गीयते महावीर मेरो लालन ए देशी

संयमवाङ्मय कुसुमरसैरति सुरभयनिजमध्यवसायं ।
चेतनमुपलक्षय कृतलक्षण ज्ञानचरण गुणपर्याय ॥
वदनमलंकुरु पावनरसनं जिनचरितं गायं गायं ।
सविनय शांतिसुधारसमेनं चिर नद पायं पायं ॥

—સયમના પ્રતિપાદક જૈન વાઙ્મયરૂપી પુષ્પના રસવડે પોતાના અધ્યવસાયને-પરિણતિને-મનોવૃત્તિને અતિ સુરભિ-સુગધિત કર, જ્ઞાનચરણ ગુણ પર્યાયરૂપ લક્ષણનું કરનારૂ એવું જે તારૂ ચેતન છે તેને તું ઓળખ. જીભને પાવન-પવિત્ર કરનારા પ્રભુના ચરિતને ગાઇ ગાઈને હે વિનયવાળા આત્મન્ ! આ શાન્તિસુધારસને પી પીને લાંબા કાળસુધી આનન્દમાં મગ્ન રહે. (**વિનયવિજયકૃત શાંતસુધારસ** ગેયકાવ્યમાં સવરભાવના વિભાવન નામનો અષ્ટમ પ્રકાશ-છેલ્લા બે શ્લોક.)

जह्ने भूमावति विषमताऽन्योन्यसाम्राज्यदौस्थ्यात्
कश्चिन्मा नो नयति यतिनामीशितु र्वात्तवार्त्ताम ।
तत्त्वा याचे स्ववशमवशा सृष्टविश्वोपकारं
याचा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा ॥

—પરસ્પરની સામ્રાજ્યની દુઃસ્થિતિ થતાં પૃથ્વીપર અતિ વિષમતા થઇ, તેથી કોઈપણ, યતિઓના ઈશ્વર-આચાર્યની કુશલવાર્ત્તા મને પહોચાડતું નથી; તેથી સ્વાધીન અને પરવશ થયા વગર વિશ્વનો ઉપકાર જે કરી રહેલ છે એવા તને યાચના કરૂ છુ કારણ કે મહાગુણવાન્ પ્રત્યે કરેલી યાચના વૃથા જાય તોયે ઇષ્ટ છે, પણ અધમને કરેલી યાચના મનોરથ પૂરે તો પણ ઇષ્ટ નથી (મેઘવિજય કૃત મેઘદૂત સમસ્યાલેખ શ્લો ૬)

(આ જમાનો ઔરંગઝેબનો હતો-ભારતમાં સર્વત્ર અરાજકતા અને અશાંતિ ફેલાઈ ગઇ હતી મનુષ્યોને એક પ્રદેશથી બીજા પ્રદેશમાં જવાનું

થણું કઠિન અને ભયપ્રદ હતુ—આ વાત ઉપરના મેઘવિજયના પદ્યથી સ્પષ્ટ જણાય છે )

૯૪૬ **વિનયવિજય** નામના યશોવિજયના સમકાલીન અને વિશ્વાસભાજન ઉપાધ્યાય એક પ્રતિભાશાલી નામાંકિત વિદ્વાન્ થયા. માતાનુ નામ રાજશ્રી-રાજબાઈ અને પિતાનુ નામ તેજપાળ હોઈ (જુઓ તેમના 'લોકપ્રકાશ' ગ્રંથની અંતની પ્રશસ્તિ) મૂળ વણિક હતા. મુનિ તરીકે હીરવિજય સૂરિના શિષ્ય કીર્ત્તિવિજયના શિષ્ય હતા. તેમણે નૈષધાદિ મહાકાવ્યોનો અભ્યાસ કર્યો હતો ને તેમની પોતાની હાથની સં ૧૬૮૪ ના ચૈત્ર વદિ ૧૦ શુક્રને દિને ૧૨ મા સર્ગ સુધીની નૈષધકાવ્ય પરની રામચંદ્ર વિરચિત શ્રી શેષી નામની ટીકાની પ્રત ઉપલબ્ધ છે. (જૈ એ. ઈંડિયા ન. ૧૨૦૬) સ્વર્ગસ્થ રાંદેરમા સં. ૧૭૩૮ ( જુઓ તેમના શ્રીપાળરાસની યશોવિજય કૃત પ્રશસ્તિ ).

૯૪૭ તેમના રચેલા સંસ્કૃત પુસ્તકો:—કલ્પસૂત્ર પર ૬૫૮૦ શ્લોક પ્રમાણ કલ્પસુબોધિકા નામની ટીકા વિજયાનંદ સૂરિના રાજ્યમા સં. ૧૬૯૬મા રામવિજય પંડિતના શિષ્ય શ્રીવિજય ગણિની અભ્યર્થનાથી રચી અને તે વિમલહર્ષ શિષ્ય **ભાવવિજય** ગણીએ શોધી (પ્ર. દે. લા નં. ૬, અને ૬૧; આ૦ સભા ન ૩૧, ભી. મા,) પછીના વર્ષમા બારેજાથી ખંભાત વિરાજતા ઉક્ત વિજયાનંદસૂરિને લખેલ વિજ્ઞપ્તિ લેખ નામે **આનંદ** લેખ (જૈનયુગ પુ. ૫ અંક ૪-૫), દીવમા વિજયસિંહસૂરિની વિદ્યમાનતામા ૨૩ શ્લોકની **નયકર્ણિકા** (પ્ર. જૈનસ્તોત્ર સંગ્રહમા ય. ગ્રં. નં. ૭; ગૂ. ભા. સહિત પં. લાલન તથા લેખક, અને લેખકે અંગ્રેજી ભાષાંતર કરેલ તે પ્ર. સેંટ્રલ જૈન પબ્લિશિંગહાઉસ આરાહ), વિજય-પ્રભસૂરિના આચાર્યપદના વર્ષમા સં.-૧૭૦૮ મા જૂનાગઢમા મહાન્-ગ્રંથ નામે લોપ્રકાશ (પ્ર. હી૦ હં, દે. લા. નં. ૬૫ અને ૭૪ તે પૈકી દ્રવ્યલોક ગૂ૦ ભાષાંતર સહિત આ. સ. નં. ૫૭. વે. નં. ૧૭૭૧, મિત્ર , ૬૪) પદ્યબદ્ધ, વીસહજાર શ્લોક પ્રમાણ રચ્યો તેમા જૈનદષ્ટિએ આખા

વિશ્વ–લોકનું વર્ણન( Cosmology ) છે, તેનું સંશોધન ઉત્તરાધ્યયન-વૃત્તિકાર ઉક્ત **ભાવવિજયગણિએ** કર્યું ને પ્રથમાદર્શ **જિનવિજય** ગણિએ લખ્યો. સં ૧૭૧૦ મા રાજધન્યપુર (રાધનપુર) મા **હૈમલઘુ** પ્રક્રિયા મૂલ(પ્ર. જૈન. સભા.) અને તે પર સ્વોપજ્ઞ ટીકા ૩૪૦૦૦ શ્લોકના પૂર વાળી અપ્રસિદ્ધ છે; સુરત વિરાજેલા વિજયપ્રભસૂરિ પર લખેલ વિજ્ઞપ્તિ લેખ નામે **ઇંદુદૂત** (પ્ર. કાવ્યમાલા નિ. પ્રે.) કે જેમા આબુ, સિદ્ધપુર, અમદાવાદ, વડોદરા, ભરૂચ અને પછી સુરતના સુદર વર્ણન કરેલા છે, સોળ ભાવના પર **શાંતિસુધારસ** સં. ૧૭૨૩ મા ગંધપુર–ગંધારમા (પ્ર. પ્રકરણ રત્નાકર ભા. ૩, **ગંભીરવિજયજી** કૃત ટીકા સહિત જૈ. ધ.) કે જેમા જુદા જુદા રાગોમા ભાવવાહી સંસ્કૃત પદ્યો છે, સં. ૧૭૩૧ મા **અર્હન્નમસ્કાર સ્તોત્ર** (વિવેક૦ ઉદે.) તથા તે વર્ષમા **જિનસહસ્રનામ** (કા. છાણી) રચ્યા. આ ઉપરાત ઉક્ત **ભાવવિજયગણિકૃત** ષટ્ ત્રિંશજ્જલ્પના સંક્ષેપ તરીકે ષટ્ત્રિંશત જલ્પ સં. ગદ્યમા રચેલ છે (કા. છાણી)

૯૪૮ તેઓ યશોવિજયના કાશીમા સહાધ્યાયી હતા એ વાત નિર્મૂળ ઠરે છે; યશોવિજય સાથે તેમના ગુરૂ **નયવિજય** કાશીએ ગયેલા તે પરથી **નયવિજયને** બદલે **વિનયવિજય** સમજાઇ ભ્રમ થયેલો જણાય છે. તેમની અનેક ગૂજરાતી કૃતિઓ માટે જુઓ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨. તે પૈકી **શ્રીપાળરાસ** અતિ પ્રસિદ્ધ છે ને તપાગચ્છના જૈન સમુદાયમા ઘેર ઘેર વંચાય છે, ગવાય છે. તે રાસ અપૂર્ણ મૂકી સ્વર્ગસ્થ થયેલા, એટલે તે **યશોવિજયે** પૂરો કર્યો. [ચરિત્ર માટે જુઓ અમારી **નયકર્ણિકા** ગૂજરાતી તેમજ અગ્રેજીની પ્રસ્તાવના]

૯૪૯ આ સમયમા સુરતના દશાશ્રીમાળી વણિક **લવજીએ** લોકા સંપ્રદાયમા દીક્ષા લીધી. ગુરૂને તજીને બીજા બે નામે ભાણોજી અને સુખોજીને લઇ ઉગ્ર શાસ્ત્રોક્ત ક્રિયા પાળી શકાય એમ બતાવવા જુદા પડયા (સ. ૧૬૯૨ કે ૧૭૦૫). મુખ પર લુગડાની પટીમુહપત્તિ બાધી.

ખંડેર મકાન કે જેને ગુજરાતમા 'ઢુંઢ' કહે છે તેમાં વાસ કરતા રહ્યા તેથી (યા તો ઢૂંઢક એટલે શોધકના અર્થમા) 'ઢુંઢીયા'[૫૩૫] કહેવાયા લવજીનો શિષ્ય **સોમજી** નામનો અમદાવાદ કાલુપુરનો ઓસવાલ (દશા પોરવાડ) શ્રાવક થયો તેણે સૂર્યની આતાપના બહુજ કરી. 'પ્રથમ સાધ લવજી ભયે, દ્વિતીય **સોમ** ગુરૂ ભાય', એમ તેમનામા બોલાય છે. એક ગુજરાતવાસી (અમદાવાદ પાસેના સરખેજ ગામના) ધર્મદાસ છીપા (ભાવસાર) પોતાની મેળે-જાતે દીક્ષા લઈ મુખ ઉપર પટ્ટી બાંધી ઢુંઢીયાના

---

૫૩૫ 'ઢુઢીયા' એ શબ્દ યશોવિજયના યુગમા-૧૮ મી સદીમા પ્રચલિત હતો એ નિશંક છે ખરતર ગચ્છમાં થયેલ ધર્મવર્ધન-ધર્મસિંહે (સ ૧૭૧૭-૫૭) તે નામના સાધુઓ પર તિરસ્કારસૂચક કવિતો રચ્યાં છે તેમાથી બે નીચે પ્રમાણે છે.

આર્યાં ને ઉપદેસ પ્રથમ પ્રતિમા મત પૂજો
વાદો મત અમ વિના દરસણી જતી દૂજો
દીજૈ વલિ નહી દાન ભવે બીજે ભોગવનાં
આગમ કઈ ઉત્થપે લોહસુ જડીયા લવણા
સીખ દો સીખ ન હુવે સમા ખોટી જડ રાખું ઢીયા
પારકી નિંદા કરતા પ્રગટ ધર્મી કિહાંથી ઢુંઢીયા ?
લૂંકાથી નિકલે મતિહીન મલધારી

* * * *

પૂજાદાન ઉથાપિ સૂબ મને હુઆ સુહાણા
ઢૂઢ પય સોહિલો નિપટ દુખ ખરચત નાણાં
શ્રાવક પથ તજ સુંબડા, મુનિ રઠ માડે મૂઢિયા
પથ બિન્હે છડિ ઉજડ પડયા, ઢૂઢસ ઝાલે ઢૂંઢિયા.

વળી પૌ૦ ભાવપ્રભસૂરિ (સં. ૧૭૬૯-૯૯) એ એક સવૈયામાં ગાળોના વરસાદથી લખ્યું છે તે ગાળો કાઢીને એ છે કે:—

* * * * * બડે ઢુંઢિયે

પૂજા પ્રતિમા ઉવેખી દૂજો ભયે ગુરૂદ્વેષી * * ન ગૃહી ન મુડીયે.
યશોવિજયજીએ પોતે તો પ્રતિમાશતકમાં 'લુંપક' શબ્દ કટાક્ષમાં વાપર્યો છે.

સાધુ તરીકે બહાર પડયા-અમદાવાદમા સં. ૧૭૧૬ મા [આ માટે જુઓ આત્મારામજીકૃત 'જૈન તત્ત્વાદર્શ' ૧૨ મો પરિચ્છેદ વિજય-પ્રભસૂરિનો સમય, તથા રા. વાડીલાલ કૃત 'સાધુમાર્ગી જૈન ધર્માનુ-યાયીઓએ જાણવા જોગ કેટલીક ઐતિહાસિક નોધ' પૃ. ૮૪ થી ૯૦]

૯૫૦. **સત્યવિજય** નામના ત૦ વિજયસિંહસૂરિના શિષ્ય થયા. તેમણે ક્રિયાઉદ્ધાર કરવા ગુરૂની અનુમતિ માગી. ગુરૂએ 'સુખ થાય તેમ કરો' એ પ્રમાણે કહેતા તેઓ એકાકીપણે છઠ્ઠછઠ્ઠના તપ પૂર્વક આખા મેવાડ અને મારવાડમા વિહાર કર્યો. ક્રિયાઉદ્ધાર એટલે આકરૂ તપ, આકરી ક્રિયા અને આકરા પરિષહ-એ દ્વારા લોકોમા ધર્મની ઉત્તમ છાપ પાડી તેમને ધર્મમા દઢ શ્રદ્ધાવાળા કરવા અને ચલિત ન થવા દેવા. અમૂર્ત્તિપૂજકોનુ જોર પોતાની આકરી ક્રિયાથી મેવાડ-મારવાડમા વિશેષ થતુ ચાલ્યુ હતું તેથી આ મુનિના ક્રિયો-દ્ધારથી પ્રત્યાઘાત થયો. સં. ૧૭૨૯ મા વિજયપ્રભસૂરિ પાસેથી પંન્યાસપદ સોજતમા મળ્યુ ને ૮૨ વર્ષની વયે સં. ૧૭૫૬ માં પાટણમા સ્વર્ગવાસ થયો. કહે છે કે તેમણે રંગીન (પીળા) વસ્ત્ર પ્રતિમાઉત્થાપક પક્ષથી અલગ તરીકે ઓળખાવા ગ્રહણ કર્યા હતા અને ત્યારથી અત્યારસુધી તપાગચ્છમાં તેવા વસ્ત્રો મુનિઓથી પહેરાતા ચાલ્યાં આવ્યા લાગે છે. [ વિશેષમાટે જુઓ મારો ગ્રંથ 'જૈન એ૦ રાસમાળા'મા પ્રસ્તાવના પૃ. ૨૭ થી ૪૪, ને નિર્વાણરાસ પૃ. ૧૦૮-૧૧૭.]

૯૫૧. **મેઘવિજય**—યશોવિજયના સમસમયે હીરવિજયસૂરિ-નીજ પરંપરામા (હીરવિજય-કનકવિજય-શીલવિજય-સિદ્ધિવિજય, કમલવિજય અને ચારિત્રવિજય એ ત્રણ પૈકી કમલવિજય-કૃપાવિજયના શિષ્ય) મેઘવિજય ઉપાધ્યાય થયા. તેઓ વ્યાકરણ, ન્યાય, સાહિત્યના વિષયો ઉપરાત આધ્યાત્મિક અને જ્યોતિર્વિદ્યામા પ્રવીણ હતા. તેઓ પોતાના દરેક ગ્રંથનો આરંભ '**ॐ ह्रीं श्रीं क्लीं अर्हं ऐं नमः**' એ મંત્રથી કરતા.

૯૫૨. દેવાનન્દાભ્યુદય મહાકાવ્ય ઐંકારથી અંકિત સં. ૧૭૨૭ મા સાદડીમા રચી પૂર્ણ કર્યું. તેમા પ્રતિશ્લોકે મહાકવિ માઘ રચિત માઘકાવ્યના પ્રતિશ્લોકનું છેલ્લુ પાદ લઇ તેની સાથે પોતે ઉપજાવેલા ત્રણ પાદો સુદર રીતે સઘટિત કરીને તેમા સાત સર્ગમા વિજયસેન-સૂરિના પટ્ટધર વિજયદેવસૂરિનુ ભિન્નભિન્ન સમયનું ઇતિવૃત્ત એક ઇતિહાસરૂપે કવિતામા પરિણમાવ્યુ છે (લગભગ અઢીસર્ગ પ્ર. યશો. ગ્રંથમાલા). મેઘદૂત મહાકાવ્યના દરેક શ્લોકનુ છેલ્લુ પાદ આબાદ રાખી તેના ત્રણ પાદ પોતે રચી મેઘદૂત સમસ્યા લેખ તરીકે ૧૩૦ શ્લોકનુ કાવ્ય રચ્યુ છે. ઉક્ત વિજયદેવ સૂરિના પટ્ટધર વિજયપ્રભસૂરિ દેવપત્તનમા ચાતુર્માસ હતા ત્યારે પોતે અવરંગાબાદ-દેવગિરિ હતા ત્યાથી વિજ્ઞપ્તિ લેખરૂપે આ કાવ્ય તેમને મોકલેલ હતુ.[૫૩૬] (પ્ર૦ આ૦ સભા નં. ૨૪)

તે વિજયપ્રભસૂરિના જીવનવૃત્તાત તરીકે તેર સર્ગમા સ્વોપજ્ઞ ટિપ્પણ સહિત દિગ્વિજય મહાકાવ્ય પણ રચ્યું છે, તેમા તે સૂરિના પૂર્વના આચાર્યોના ટૂંક ઇતિહાસ સાથે વિજયપ્રભસૂરિના કર્ત્તવ્યો વિહારો ચોમાસાઓ પ્રભૃતિ ઘણા વિષયો વર્ણવ્યા છે. (અમુદ્રિત) અને તપા-ગચ્છ પટ્ટાવલી રચેલ છે. આ બધા પરથી ઐતિહાસિક વિગતો મળી આવે છે.

૯૫૩. કાવ્યની ચમત્કૃતિમા એક વિશેષ પાદપૂર્ત્તિનો જબરો પ્રયત્ન પોતાના શાંન્તિનાથ ચરિત્રમા કર્યો છે અને તેને નૈષધીય સમસ્યા એવુ નામ પણ આપ્યુ છે. તેમા મહાકવિ હર્ષ વિરચિત નૈષધીય મહાકાવ્યનું પ્રતિશ્લોકનુ એક પાદ લઇને પોતાના નવા ત્રણ પાદો સાથે મેળવી ૭ સર્ગમા તે રચ્યુ છે. આ સર્વે કરતા અતિ ચમ-ત્કારક કાવ્ય તો તેમનું સં. ૧૭૬૦ મા રચેલુ સપ્તસંધાન મહાકાવ્ય

---

૫૩૬ આને અતે પોતે જણાવ્યુ છે કે —

माघकाव्यं देवगुरो र्मेघदूतं प्रभप्रभो ।
समस्यार्थं समस्यार्थं निर्ममे मेघपण्डितः ॥

છે. તે નવ સર્ગમા વિભક્ત છે. તેમા પ્રતિશ્લોક ઋષભદેવ, શાંતિનાથ, નેમનાથ, પાર્શ્વનાથ, મહાવીર એ પાચ તીર્થંકરો તથા રામચંદ્ર ને કૃષ્ણવાસુદેવ એમ સાતના જીવનને લાગુ પડે છે, એટલે કે એકજ શ્લોક આ સાતે મહાપુરૂષો સબંધી એકજ જાતના શબ્દથી જુદી જુદી હકીકત વર્ણવે છે (પ્ર૦ જૈન વિવિધ સાહિત્ય શાસ્ત્રમાલા નં. ૩). આ કાવ્ય પર પોતે ટીકા પણ રચી છે (અમુદ્રિત) વળી પોતે શિષ્ય મેરૂવિજય અર્થે બનાવેલી પંચતીર્થ સ્તુતિમા એક એકના પાચ અર્થ થાય છે (મુનિ વિચક્ષણવિજય પાસે) કે જે ઋષભનાથ, શાતિનાથ, સંભવનાથ, નેમિનાથ અને પાર્શ્વનાથને લાગુ પડે છે. સાથે વૃત્તિ પણ આપી છે. માનતુગસૂરિ વિરચિત ભક્તામર સ્તોત્ર પર તેમણે ટીકા કરી છે.

૯૫૪. લોક-સાહિત્યમા પચાખ્યાન (પંચતંત્ર) પોતાની ભાષામાં રચ્યુ છે અને કથાચરિત્રમા લઘુત્રિષષ્ઠિચરિત્ર ૫૦૦૦ શ્લોક પ્રમાણ હેમાચાર્યના વિસ્તૃત ચરિત્ર પરથી રચ્યુ કે જેમા ૬૩ શલાકા પુરૂષોના ટૂક ચરિત્ર છે. પચમી કથા રચી છે (પ. હસવિજય)

૯૫૫. વ્યાકરણના વિષયમા ચદ્રપ્રભા (હૈમીકૌમુદી) નામનું વ્યાકરણ સં. ૧૭૫૭ મા આગરામા રચી પોતે શાબ્દિક પણ હતા તે પૂરવાર કર્યું છે. તેમા કૌમુદી માફક ક્રમ રાખી સિદ્ધ હેમાનુસાર રચના કરી છે. એટલે પાણિનીની જેમ કૌમુદી છે તે પ્રમાણે આ સિદ્ધહેમની કૌમુદી છે. આ ચંદ્રપ્રભા કૌમુદીની માફક લઘુ, મધ્યમ અને ઉત્તમ એમ ત્રણ જાતની છે. ઉત્તમ ચન્દ્રપ્રભામા ૮૦૦૦ શ્લોક પ્રમાણ છે. તેમણે પંન્યાસ વલ્લભવિજય ગણિના રચેલા વિજયદેવ-માહાત્મ્ય પર વિવરણ કર્યું છે તેમા તેના કેટલાક પ્રયોગોનો પરિસ્ફોટ કર્યો છે.

૯૫૬. જ્યોતિષ શાસ્ત્રમા તેમણે ઉદયદીપિકા સં. ૧૭૫૨ માં શ્રાવક મદનસિંહના પ્રશ્નોત્તર રૂપે રચી તેમા પ્રશ્ન કાઢવાની વિધિ છે. (મુનિ વિચક્ષણવિજયપાસે) વર્ષપ્રબોધ અથવા મેઘમહોદય નામના ગ્રંથમા ૧૩ અધિકારમા ને ૩૫૦૦ શ્લોકમા ઉત્પાત પ્રકરણ, કર્પૂરચક્ર, પદ્મિનીચક્ર મંડલપ્રકરણ, સુર્ય અને ચંદ્રના ગ્રહણનુ ફલ, પ્રત્યેક માસમાં

વાયુનો વિચાર, વરસાદ લાવવાના અને બંધ કરવાના મંત્રયંત્ર, સાઠ સંવત્સરોના ફલ ગ્રહોની રાશિઓ પર ઉદય અસ્ત યા વક્રીનુ ફલ, અયન માસપક્ષ અને દિનનો વિચાર, સંક્રાંતિ ફલ, વર્ષના રાજા મંત્રિ આદિનો, વરસાદના ગર્ભનો, વિશ્વાનો, આય અને વ્યયનો વિચાર, સર્વતોભદ્ર ચક્ર અને વરસાદ જાણવાના શકુન આદિ વિષયોનો સમાવેશ છે પોતાના શિષ્ય મેરૂવિજયનુ તેમા છેવટે સ્મરણ કર્યું છે. વિજયરત્નસૂરિના સમયમા તે રચ્યો છે (હિંદી ભાષાંતર સહિત પ્ર૦ પં. ભગવાનદાસ જૈન). **રમલશાસ્ત્ર** પણ શિષ્ય મેરૂવિજય માટે રચ્યુ છે ને તેનો ઉલ્લેખ ઉક્ત **મેઘોદય**મા કર્યો છે. વિજયપ્રભસૂરિના સમયમા **હસ્તસંજીવન** નામના અધિકારમા ૫૨૫ શ્લોકના પુસ્તકમા સામુદ્રિક વિષય છે-હસ્તરેખાપરથી ભવિષ્યના શુભાશુભ ફલાદેશ બતાવેલ છે. તેનું બીજું નામ **સિદ્ધજ્ઞાન** છે. તેના પર પોતે સ્વોપજ્ઞ વૃત્તિ રચી છે (વૃત્તિ સહિત પ્ર૦ મોહનલાલજી ગ્રંથમાલા નં. ૮), મંત્ર પર **વીસાયંત્ર વિધિ** નામનો ગ્રંથ કર્યો છે કે જે પદ્માવતી સ્તોત્રના અંતર્ગત કાવ્યપર વિવરણ-વૃત્તિ સમાન છે, તેમા અર્જુનપતાકા-વિજયયંત્રને વાપરવાની વિધિ છે.

૯૫૭. અધ્યાત્મ વિષયમા **માતૃકાપ્રસાદ** નામનો ગ્રંથ સં. ૧૭૪૭ મા ધર્મનગરમા બનાવ્યો તેમા ઘણા પ્રકરણો છે. મુખ્યતાએ ૐ **નમ સિદ્ધમ્** તે વર્ણામ્નાયની વિસ્તીર્ણ વ્યાખ્યા આપી ૐ શબ્દમાથી જે જે રહસ્યો નીકળે છે તે સ્ફુટ કરી બતાવ્યા છે. તેમા ઉલ્લેખેલ **તત્ત્વગીતા-અર્હદ્‌ગીતા** પોતે ૩૬ અધ્યાયમા રચી છે તેમા જૈનદર્શનનુ સ્વરૂપ સમજાવ્યુ છે (પત્ર ૪૨ ની પ્રત મુનિ વિચક્ષણવિજય પાસે છે). એક **બ્રહ્મબોધ** નામનો ગ્રંથ તેમણે રચેલો કહેવાય છે કે જે નામ પરથી અધ્યાત્મિક વિષય પર હોવો જોઇએ. આ ઉપરના સર્વ ગ્રંથો સંસ્કૃતમા છે. પણ મૂળ પ્રાકૃત ગાથામા તેની સંસ્કૃત ટીકા સહિત **યુક્તિપ્રબોધ** નાટક સાત અંકમા ને ૪૩૦૦ શ્લોકમા બનાવ્યુ છે તેમા **બ**નારસીદાસ (જુઓ પારા ૮૪૮-૫૦)ના

અધ્યાત્મ મતના ભેદનું પ્રદર્શન કરી તેનું ખંડન કર્યું છે ને સાથે સાથે દિગંબરોની શ્વેતાંબરો સાથે ૮૪ બોલની જે ભિન્નતા છે તે બતાવી શ્વેતાંબરોની માન્યતાનું મંડન કર્યું છે (જુઓ ટિપ્પણી નં. ૫૦૮) એક બીજો ધર્મમંજૂષા નામનો ગ્રથ બનાવ્યો છે (અમુદ્રિત) તેમા ઢુંઢકોના મંતવ્યોનું ખડન કર્યું છે-ગૂજરાતી ભાષામા પણ આ મેઘવિજયે નાની કૃતિઓ રચી છે.[૫૩૭]

૯૫૮ યશોવિજયયુગમા **યશોવિજય**, **વિનયવિજય** અને **મેઘવિજય** એ ત્રણ ઉપાધ્યાયોની સસ્કૃત કૃતિઓ ઉપરાત બીજાઓની જુજ છે, તે નીચે ટાંકીએ છીએ. સમર્થ વિદ્વાન્ યશોવિજયના યુગ પછી જૈનોમા હજુ સુધી એક પણ ખાસ ધ્યાન ખેચે એવી સંસ્કૃત કૃતિ કોઇએ કરી નથી એટલે કે ત્યારપછી સંસ્કૃતમા જૈનસાહિત્ય નહિવત્ થયુ.

૯૫૯ ૧૭૦૨મા દયારૂચિ શિ૦ હિતરૂચિએ **નલચરિત્ર** (બાલચંદ્રયતિ ભં. કાશી), સં. ૧૭૦૫મા સમયસુદર શિ૦ હર્ષનદન તથા સુમતિકલ્લોલે **સ્થાનાગવૃત્તિ ગત ગાથાવૃત્તિ**, સં ૧૭૦૭મા ત. ધર્મસાગર ઉ૦-શ્રુતસાગર શિ૦ **શાંતિસાગરગણિએ** રાજસાગર સૂરિરાજ્યે **કલ્પકૌમુદી** ( કા છાણી; બુહ્. ૬ નં. ૮૩૩ ), સં. ૧૭૦૮મા ઉક્ત **ભાવવિજયે** વીજાપુરમા **ચંપકમાલાચરિત**, ત૦ વિજયસિંહ-

---

૫૩૭ આ મેઘવિજય તે વિજયપ્રશસ્તિ પૃ. ૫૯૭-૯૮ મા ઉલ્લેખેલ સ ૧૬૫૯ માં ઉપાધ્યાય પદ મેળવનાર મેઘવિજયથી જૂદા છે આ કવિના સ્વહસ્તલિખિત કેટલાક ગ્રથો અને પત્રો કિસનગઢના રણજીતમલ્લ નાહટાએ વિજયધર્મસૂરિને આપી દીધેલ પુસ્તકસંગ્રહમા ઉપલબ્ધ છે (જુઓ 'જૈનશાસન' નો ચૈત્ર વદિ ૦)) વીરાત્ ૨૪૩૯ નો અક પૃ ૪૨૧ થી ૪૬ મા) કેટલાક ગ્રંથ વિજયવલ્લભસૂરિના શિષ્ય વિચક્ષણવિજય પાસે અમે જોયાછે મેઘવિજયની રચનાઓ માટે-જુઓ જૈનશાસનના વીરાત્ ૨૪૩૯ ચૈત્ર વદિ અમાસના અકમાં પંડિત બહેચરદાસનો લેખ નામે 'મહોપાધ્યાય શ્રીમેઘવિજય વાચક'. તે પરથી ટુંકમા મે તંત્રી તરીકે તારવેલ લેખ 'જૈન શ્વે કૉ. હેરલ્ડ' જુલાઇ-અક્ટોબર ૧૯૧૫ નો અંક પૃ. ૪૩૦-૩૨, પડિત હરગોવિન્દદાસની સપ્તસંધાન કાવ્યની પ્રસ્તાવના.

સૂરિ-વિમલહર્ષ-દાનચંદ્રે મૌનએકાદશી કથા ( કા. વડો ), અને સં. ૧૭૧૦મા ત. દેવવિજય શિ૦ જિનવિજયે કલ્યાણમંદિર સ્તોત્રપર અવચૂરિ ( હા. પાટણ )ની રચના કરી.

૯૬૦ આ. કલ્યાણસાગરસૂરિએ ( સં. ૧૬૭૦-૧૭૧૮ ) પોતાના શિષ્ય વિનયસાગર માટે મિશ્રલિંગકોશ-લિંગનિર્ણય ( કા. છાણી; બુહ. ૬, નં. ૭૬૨ ) અને તે વિનયસાગરે કચ્છના ભારમલ્લ રાજાના કુવર ભોજરાજના વારામા તેના નામથી શ્લોક તથા કાવ્યમા ભોજવ્યાકરણ ( વેબર નં. ૧૬૩૬ પૃ. ૨૦૩-૪ ) રચ્યુ કે જેની સં. ૧૭૬૩ની પ્રત મળે છે, અને વળી તેણે સારસ્વત વ્યાકરણના સૂત્રોને પદ્ય-છંદમા મૂકી વૃદ્ધચિંતામણી નામના ગ્રંથમા ( વિવેક૦ ઉદે૦ ) ગૂથ્યા.

૯૬૧ સં. ૧૭૨૨ લગભગ ખ. જિનમાણિક્યસૂરિશાખાના વિનયસમુદ્ર-રત્નવિશાલ-લબ્ધિવિજયના શિષ્ય મહિમોદયે જ્યોતિપ-રત્નાકર નામનો જ્યોતિષગ્રંથ રચ્યો ( ગુ નં. ૬૩-૨૪ )

૯૬૨ ત૦ ચારિત્રસાગર-કલ્યાણસાગર-યશ સાગરશિષ્ય યશસ્વત-સાગર ( જસવંતસાગર ) થયા. તે પણ વિદ્વાન્ હતા તેમણે વિચાર-ષટ્ત્રિંશિકા પર અવચૂરિ સં, ૧૭૨૧ ( ૧૭૧૨ ? ), ભાવસપ્તતિકા સં. ૧૭૪૦ મા, જૈનસપ્તપદાર્થી સ. ૧૭૫૭મા, સગ્રામપુરમા જય-સિંહના રાજ્યમા પ્રમાણવાદાર્થ સ. ૧૭૫૯મા, ગણેશકૃત ગ્રહલાઘવ નામના જ્યોતિષના ગ્રંથપર વાર્તિક સં. ૧૭૬૦ મા, જન્મકુંડલીપર યશોરાજી રાજપદ્ધતિ ( સ્વલિખિત સં. ૧૭૬૨ ), રત્નાકરાવતારિકા પંજિકામાથી વાદાર્થનિરૂપણ, સ્તવનરત્ન રચ્યા. આ સર્વેની પ્રતો ઉદયપુરના વિવેકવિજય યતિના ભંડારમા ઉપલબ્ધ છે તેમણે સ્યાદ્વાદ મુક્તાવલી પણ રચેલ છે તે મુદ્રિત થયેલ છે.

૯૬૩ સ ૧૭૨૬મા ત૦ પ્રમોદયરૂચિ-હિતરૂચિ શિ૦ હસ્તિ-રૂચિએ વૈદ્યક ઉપર એક ગ્રથ નામ વૈદ્યવલ્લભ ( જ્વર, સ્ત્રીરોગ, કાસક્ષયાદિ રોગ, ધાતુરોગ, અતિસારાદિ રોગ, કુષ્ટાદિ રોગ, શિરઃ કર્ણાક્ષિરોગના પ્રતિકાર તથા સ્તભન પર મુરાદિસાહિ ગુટિકા-એ )

આઠ અધ્યાયમા રચ્યો (વે. નં. ૨૦૪, પી ૪ નં. ૧૦૯૫) સં ૧૭૩૦ મા ત૦ ધીરવિજય લાભવિજય શિ૦ વૃદ્ધિવિજયે ૩૮ ગાથામા શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન રચ્યુ (હા૦ પા૦) સં. ૧૭૩૧મા ત૦ વિજયાનંદ સૂરિ-શાતિવિજય શિ૦ **માનવિજયે** અમદાવાદમા ત્યાના એક પ્રસિદ્ધ આગેવાન **શાંતિદાસ** (પ્રસિદ્ધ ઓસવાળ ઝવેરી **શાંતિદાસથી** ભિન્ન)ની પ્રાર્થનાથી વૃત્તિસહિત ત્રણ અધિકારમા ધર્મસંગ્રહ નામનો મોટો ગ્રંથ સંસ્કૃતમા રચ્યો તેમા શ્રાવક અને સાધુ-ધર્મ સબંધી ઘણી બાબતોનો સગ્રહ કરવામા આવ્યો છે. (થોડો ભાગ ગૂ૦ ભા૦ સાહિત પ્ર૦ જૈન વિદ્યા પ્રસારક વર્ગ, મૂળ આખો બે ભાગમા પ્ર૦ દે૦ લા૦ નં. ૨૬ અને ૪૫). આ ગ્રંથનુ સશોધન શ્રી યશોવિજય ઉપાધ્યાયે કર્યું ને તેનો પ્રથમાદર્શ **કાંતિ**-વિજય ગણિએ લખ્યો. ઉક્ત **શાંતિદાસના** પિતા શ્રીમાલી વણિક નામે સતિઆ હતા કે જેમણે હમેશા ગુરુને દાનશાલા આદી તીર્થ-રાજ આદિની યાત્રા કરી સાતે ક્ષેત્રમા વિત્ત વાપર્યું હતુ, અને આ **શાંતદાસ** પોતે પણ ઉદાર હતા અને તેમણે ગૂજરાતમા પડેલા દુકાળમા રંકોને અન્ન વસ્ત્ર ઔષધ આપી જગડુશા જેવી ખ્યાતિ મેળવી હતી, વળી સાધર્મિકોમા બહુમાન કરી કુંવરે પુત્રને પોતાના ઘર ને કારભાર સોપી નિવૃત્ત થઇને સિદ્ધાન્તશ્રવણાદિ ધર્મ કરવામા પ્રવૃત્ત થયા હતા તે સમયે આ ગ્રથ રચવાની પ્રાર્થના કરી હતી.

૯૬૪ સ ૧૭૩૧મા ઉદયચંદ્રે મરુદેશના અનૂપસિંહરાજાની આજ્ઞાથી મનજી આદિ પંડિતના મતને તોડી પોતાના મતની પ્રમાણથી પુષ્ટિ કરતો **પાંડિત્યદર્પણ** નામનો ગ્રંથ, સં. ૧૭૩૮ મા ખ૦ જિનહર્ષસૂરિ-સુમતિહંસ શિ૦ **મતિવર્ધને** જગતારિણી નગરીમા **ગૌતમપૃચ્છાપર** સુગમવૃત્તિ (કી ૨ ન. ૩૭૬; વે નં. ૧૫૯૮ )ની રચના કરી. સં. ૧૭૪૫ મા ખ૦ લક્ષ્મીકીર્તિ શિ૦ **લક્ષ્મીવલ્લભે ધર્મોપદેશપર** વૃત્તિ (જે૦) રચી તથા તેમણે ઉત્તરાધ્યયન પર વૃત્તિ અને કલ્પ-સૂત્રપર કલ્પદ્રુમકલિકા નામની રચેલી વૃત્તિઓ પ્રસિદ્ધ છે. (જૈસ. પ્ર. પૃ. ૪૨)

૯૬૫ ત. વિજયવિમલ-ધીરવિમલ-નયવિમલે (પછીથી થયેલ જ્ઞાનવિમલસૂરિ)એ પ્રાકૃત અને ગૃ ભાષામા સં. ૧૭૩૮મા રચાયેલ વિનયવિજયકૃત શ્રીપાલરાસ પરથી સંસ્કૃતમા શ્રીપાલચરિત્ર (કા. વડો) અને વિજયપ્રભસૂરિના રાજ્યે (સં. ૧૭૧૦ થી ૧૭૪૭) પ્રશ્ન વ્યાકરણ પર ટીકા (કા. વડો) તથા તે સૂરિના રાજ્યે ત જયવિજય શિ૦ માનવિજયે પોતાના શિષ્ય દેવવિજય માટે ધર્મપરીક્ષા (કા. વડો)ની રચના કરી. સં. ૧૭૫૧મા પાઠક ચારૂદત્ત-કલ્યાણનિધાન શિ૦ લબ્ધિચંદ્રગણિએ જન્મપત્રી પદ્ધતિ (ક્રી. ૩, નં. ૧૫૬), સં. ૧૭૬૫ મા રંગવિજયે ગૂર્જરદેશભૂપાવલી ૯૪ શ્લોકમા રચી.

૯૬૬ સ. ૧૭૫૦ મા ત. વિજયરાજસૂરિ શિ૦ દાનવિજયે પોતાના શિષ્ય દર્શનવિજય માટે કલ્પસૂત્રપર દાનદીપિકા નામની ટીકા[૫૩૮] (કા. છાણી), અને સં. ૧૭૭૦ ની આસપાસ ગૂર્જરધરામા વિખ્યાત એવા શેખ ફત્તેના પુત્ર બડેમિયાને શીખવા માટે શબ્દભૂષણ નામનુ એક સંસ્કૃત પદ્યમા વ્યાકરણ (વે. ન- ૮૫, ભા. ૧૮૮૨-૮૩ નં. ૪૫૭)ની રચના કરી.

૯૬૭ સં. ૧૭૮૧ મા ત. સુમતિવિજય શિ. રામવિજયે ઉપદેશમાલા પર વૃત્તિ (લીં. ગૂ૦ ભાષા૦ પ્ર૦ જૈ. ધ૦ સભા) અને તપાગચ્છની રત્નશાખામા અને ન્યાયરત્ન શિ૦ હંસરત્ને ધનેશ્વરકૃત શત્રુંજય માહાત્મ્ય પરથી શત્રુંજય માહાત્મ્યોલ્લેખ નામનો ૧૫ સર્ગમા સાદા સંસ્કૃત ગદ્યમા સાર રચ્યો (વે. નં. ૧૭૭૬)

૯૬૮ પૌર્ણમિકગચ્છના ભાવપ્રભસૂરિ પાટણના ઢંઢેરવાડામાં થયા. તેઓ વિદ્યાપ્રભ-લલિતપ્રભ-વિનયપ્રભ મહિમપ્રભના શિષ્ય હતા. સં. ૧૭૮૪ મા ભક્તામર સમસ્યા પૂર્ત્તિ (નેમિભક્તામર)

---

૫૩૮ બુહ. ૨ ગા આ સબંધી એમ છે કે કર્ત્તા તે હીરવિજયસૂરિ-કીર્તિવિજય-સૂરવિજયગણિના શિષ્ય હતા ને તે કૃતિ સં. ૧૭૨૨ માં તેજવિજયગણિના કહેવાથી વિજયરાજસૂરિ (સ્વ. ૧૭૪૨)ના રાજ્યમાં રચવામાં આવી હતી.

તવન સ્વોપજ્ઞ ટીકા સહિત (કા.. છાણી. પ્ર. આ૦ સમિતિ) અને
ં. ૧૭૯૧ મા ત્યા કલ્યાણમંદિર સ્તોત્રની સમસ્યા પૂર્ત્તિ સ્તવન
જૈનધર્મવર સંસ્તવન) સ્વોપજ્ઞ વૃત્તિ સહિત (પી. ૫, ૧૭૦) રચ્યા.
ા દરેકમા મૂલ જે સ્તોત્રની સમસ્યા પૂર્ત્તિ કરી છે તે એવી રીતે કે
ા દરેક શ્લોકનુ છેલ્લુ પદ તે સ્વરચિત સ્તવનોના દરેક શ્લોકના
ાથા પદ તરીકે આવે. તેમણે યશોવિજયના નયોપદેશ પર લઘુ વૃત્તિ
(પ્ર. જૈ. ધ.) તથા પ્રતિમાશતક પર લઘુ ટીકા (પ્ર. આ. સભા)
પણ રચી છે.

૯૬૯ સ. ૧૭૯૨ મા પંક્તિપતાકા નામનો ગ્રંથ રચાયો
(કા. વડો), સં. ૧૭૯૩ મા ત. વિમલકીર્ત્તિ શિ૦ વિમલ સૂરિએ
ઉપદેશશતક (કેશરવિજય ભં. વઢવાણ) અને સં. ૧૭૯૭ મા રત્ન
ચન્દ્રે નવતત્ત્વ પ્રકરણ પર ટિપ્પન (ચુનીજી ભં. કાશી), (વો) તેજ-
સિંહે સં. ૧૭૯૮ મા સિદ્ધાન્તશતક (પ્ર. કા) તથા દૃષ્ટાન્તશતક
(પ્ર. જૈન કથા રત્નકોષ ભાગ ૫ મા) રચ્યા.

૯૭૦ આ શતકના અંતમા યા ૧૯ મા શતકના પ્રારંભમા–
તપાગચ્છના વિજયદયા સૂરિના રાજ્યમા (સ. ૧૭૮૫–૧૮૦૯) ભાવ-
સાગર શિષ્ય વિનીતસાગરના શિષ્ય ભોજસાગરે જૈનફિલસુફીનો
દ્રવ્યાનુયોગતર્કણા નામનો ગ્રંથ સ્વોપજ્ઞ ટીકા સહિત રચ્યો (હિંદી અનુ-
વાદ સહિત પ્ર. પરમશ્રુત પ્રભાવક મંડળ) તેમા ૧૫ અધ્યાયોમા
દ્રવ્ય ગુણ, પર્યાયનુ સ્વરૂપ તથા પ્રમાણ અને નય પર વિચારણા
પ્રાચીન આગમ અને સન્મતિ આદિ ગ્રંથોની પુષ્ટિ પ્રમાણ સહિત
બનાવેલ છે. આમા કિંચિત્ રચના યશોવિજયના પોતાના ગૂજરાતી
દ્રવ્યગુણ પર્યાયરાસ પર લખેલ ભાષાવિવરણ પરથી કરી છે.
યશોવિજયે મલ્લવાદીના નયચક્રને બરાબર ગોઠવી કરેલ નયચક્રતુબ
સં. ૧૭૧૪ નો લખેલો પાટણના હાલાભાઇ ભંડારના દા. ૫૯ મા
વિદ્યમાન છે.

# પ્રકરણ ૫મું.

## અર્વાચીન ગૂજરાતી સાહિત્ય.

## વિક્રમ ૧૮મું શતક.

કાળલબ્ધિ લઈ પથ નિહાલશું રે એ આશા અવલંબ
એ જન જીવેરે જિનજી! જાણજોરે આનંદઘન મત-અંબ-પંથડો૦ ×

જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો વર્જિત સકલ ઉપાધિ, સુજ્ઞાની
અતીંદ્રિય ગુણમણિ-આગરૂ ઈમ પરમાતમ સાધ, સુજ્ઞાની, ×

દુઃખ-સુખરૂપ કરમફળ જાણો, નિશ્ચય એક આનંદો
ચેતનતા પરિણામ ન ચૂકે, ચેતન કહે જિનચંદો રે—વાસુ૦ ×

આતમજ્ઞાની શ્રમણ કહાવે બીજા તો દ્રવ્યલિંગી રે
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે આનંદઘન-મત-સંગી રે—વાસુ૦ ×

ગચ્છના ભેદ બહુ નયણ નિહાલતા તત્ત્વની વાત કરતા ન લાજે
ઉદરભરણાદિ નિજ કાજ કરતા થકા મોહ નડિયા કલિકાળરાજે-ધાર ×

પ્રવચન-અંજન જો સદ્ગુરૂ કરે દેખે પરમ નિધાન જિનેશ્વર!
હૃદયનયન નિહાળે જગધણી મહિમા મેરૂ સમાન જિનેશ્વર!—ધર્મ૦ ×

અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે
અમિત ફળ દાન દાતારની, જેહની ભેટ થઈ તુજ રે—શાંતિ૦ ×

ષડ્ દર્શન જિન-અંગ ભણીજે, ન્યાય ષડંગ જો સાધે રે
નમિ જિનવરના ચરણ ઉપાસક, ષડ્ દર્શન આરાધે રે—ષડ્૦

—આનંદઘનકૃત સ્તવનોમાંથી

૯૭૧. આ શતકમાં પૂર્વના શતકો કરતાં અધિક પૂરમાં ગદ્ય અને પદ્ય ગૂજરાતી સાહિત્ય જૈનો તરફથી રચાયું છે. પદ્ય સાહિત્યથી 'જૈનગૂર્જર કવિઓ' બીજો ભાગ આખો લગભગ છસો પાનાથી ભરાયો છે. ગદ્યસાહિત્યનો નામનિર્દેશ ત્યાં પૃ. ૫૯૦ થી ૫૯૪ માં કર્યો છે. તેમાંથી અને બીજેથી નામનિર્દેશ અત્ર કરીશું.

૯૭૨ **ગદ્યસાહિત્ય**—યોગી મહાત્મા **આનંદઘન**ની ચોવીશી પૈકી ૨૨ સ્તવનો પર **યશોવિજયે** બાલાવબોધ કર્યો હતો પરંતુ દુર્ભાગ્યે તે હજુ પ્રાપ્ત થયો નથી. તે ઉપરાત તેમણે પંચનિર્ગ્રંથી (પ્રા.) પર (લ. સં. ૧૭૨૩) અને પોતાના ગ્રંથ નામે **અધ્યાત્મમત પરીક્ષા** અને **જ્ઞાનસાર** પર બાલાવબોધ કર્યા છે એટલુજ નહિ પરંતુ પોતાની ગૂજરાતી પદ્ય કૃતિઓ નામે **દ્રવ્ય ગુણ-પર્યાય રાસ**, ૩૫૦ ગાથાના **સીમંધર સ્તવન**, ૧૫૦ ગાથાના **મહાવીર સ્તવન** (સં. ૧૭૩૩), **સમ્યકત્વના ૭ સ્થાન સ્વરૂપ ચોપઈ** (સં. ૧૭૩૩) પર પણ બાલાવબોધ રચ્યા છે. **વિચારબિંદુ** એ પોતાના ધર્મ-પરીક્ષાના વાર્તિક તરીકે પ્રશ્નોત્તર રૂપે ગદ્યમા રચેલ છે. સત્યવિજય શિ. વૃદ્ધિવિજયે ઉપદેશમાલાનો બાલાવબોધ (સં. ૧૭૧૦ કે ૧૭૩૩) રચ્યો તેમા **યશોવિજયે** સહાય આપી છે. સં. ૧૬૬૫ મા વિજયદેવ-સૂરિના રાજ્યે 'લોકનાલ'નો બાલાવબોધ કરનાર જશવિજય તે વિમલહર્ષના શિષ્ય હોઇ આ **યશોવિજય**થી ભિન્ન છે; પાલીતાણામા મુનિ કર્પૂરવિજયના ભંડારમા એક **યશોવિજય**ની સ. ૧૬૬૫ ની ધાતુપાઠની લખેલી પ્રત છે તે પણ આ યશોવિજય નહિ, પણ ઉક્ત વિમલહર્ષ શિષ્ય હોવા ઘટે છતા તે જોઈ નક્કી કરવાની જરૂર રહે છે. તત્ત્વાર્થસૂત્ર પર એક **યશોવિજયગણીએ** ગૂજરાતી ટબો (પ્ર. કા.) કર્યો છે તે તો આપણા આ નૈયાયિક યશોવિજય હોવા ઘટે કારણ કે તેમણે સંસ્કૃતમા તે સૂત્રના ભાષ્ય પર વૃત્તિ કરી છે, પણ પં. સુખલાલજી તેને તેથી ભિન્ન માને છે. તે ટબાકારે તત્ત્વાર્થના દિગંબરી સર્વાર્થસિદ્ધિ નામની વૃત્તિને માન્ય સૂત્રપાઠને લઇ તેના પર માત્ર સૂત્રના અર્થ પૂરતો ટબો લખ્યો છે. અને ટબો લખતા તેમણે જ્યા જ્યા શ્વેતાંબર અને દિગંબરનો મતભેદ કે મતવિરોધ આવે છે ત્યા સર્વત્ર શ્વેતાંબર પરંપરાને અનુસરીનેજ સૂત્રનો અર્થ કર્યો છે. આમ સૂત્રપાઠ દિગંબરીય છતા અર્થ શ્વેતાંબરીય છે,—જુઓ પં. સુખલાલજીની તત્ત્વાર્થ સૂત્ર પર ગૂજરાતી વ્યાખ્યા ભાગ બીજાની પ્રસ્તાવના પૃ. ૪૮-૫૦.

૯૭૩ ૧૭૦૭મા ત૦ દેવવિજય-શાંતિવિજય શિ. **ખીમાવિજયે** મહમ્મદાવાદમા જયવિજય શિ. મેરૂવિજયની સહાયથી કલ્પસૂત્ર પર (ખેડા ભં.), ૧૭૦૯મા કેશવજી ઋષિએ દશાશ્રુત સ્કંધ પર, સં. ૧૭-૧૧મા ખ. રત્નસાર ગણિ-હેમનંદન શિષ્ય યતીન્દ્રે દશવૈકાલિક પર (વે. નં. ૧૪૮૧), તથા બૃ૦ ત૦ દેવરત્નસૂરિ-રાજસુન્દર શિષ્ય **પદ્મસુંદર** ગણિએ રત્નકીર્ત્તિસૂરિના રાજ્યે (સં ૧૭૧૧ થી ૧૭૩૪ વચ્ચમા) ઉત્તમ અને સુંદર ટબાર્થ ભગવતી સૂત્ર પર (હા. પા; પ્ર. કા), ૧૭૧૪મા **કુંવરવિજયે** અને વૃદ્ધવિજય શિ. કનકવિજયે સં. ૧૭૩૨મા શાહિપુરમા રત્નાકર પંચવિંશતિ પર, ૧૭૧૬મા ત૦ સોમવિમલસૂરિ-હર્ષ-સોમ-જશસોમ શિષ્ય જયસોમે ૭ કર્મ ગ્રંથ પર (પ્ર૦ પ્રકરણરત્નાકર ભાગ ૪), ૧૭૨૨મા **દાનવિજયે** સ્વકૃત કલ્પ સૂત્ર સ્તવન પર, સં.૧૭૨૪મા ભાનુવિજય શિ. **લાવણ્યવિજયે** સુધારેલો કલ્પસૂત્ર પર, સં. ૧૭૨૮ પહેલા લોકાગચ્છના રત્નસિંહ-દેવજી શિષ્ય **ધર્મસિંહે** ૨૭ સૂત્ર પર, ૧૭૨૯મા ખ૦ માનવિજય-કમલહર્ષ શિ. **વિદ્યાવિલાસે** કલ્પસૂત્ર પર, **કનકસુંદરે જ્ઞાતાધર્મ** કથાંગ પર (લ. સં. ૧૭૩૧), **માનવિજયે નવ-તત્ત્વ** પર, ૧૭૪૪મા **જીતવિમલે ઋષભ** પંચાશિકા પર, ૧૭૪૬મા ધર્મસાગર-શ્રુતસાગર-શાંતિસાગર-અમૃતસાગર શિ૦ **અમૃતસાગરે** ધર્મસાગર કૃત **સર્વજ્ઞશતક** પર બાળાવબોધની રચના કરી.

૯૭૪ સં. ૧૭૩૯થી ૭૩ સુધીમા **જ્ઞાનવિમલ** સૂરિએ (સં. ૧૭૫૮મા) **પચ્ચખાણ** ભાષ્ય આદિ ત્રણ **ભાષ્ય, આનંદઘનકૃત** ચો-વીશી પૈકી ૨૨ સ્તવનો(૧૭૬૯), **યશોવિજયકૃત** યોગદષ્ટિની સઝાય તથા ૩૫૦ ગાથાનું **સ્તવન,** (૧૭૭૩મા) **પાક્ષિકસૂત્ર, લોકનાલ** પર, ૧૭૬૩ મા દીપસાગર શિ. **સુખસાગરે** કલ્પપ્રકાશ નામનો જિનસુંદર સૂરિકૃત **દીપાલિકા** કલ્પ સૂત્ર પર, ૧૭૬૬ પહેલા **નવતત્ત્વ** અને ૧૭૭૩મા પાક્ષિકસૂત્ર પર, સં. ૧૭૭૬મા ખ૦ **પદ્મચંદ્રના** શિષ્યે નવતત્ત્વ પર તથા તે **આસપાસ** ત. વિજયમાનસૂરિ શિ૦ **આનંદવિજયે ક્ષેત્ર-સમાસ** પર, ૧૭૬૩મા **જિનહર્ષે દીપાલી** કલ્પ પર, અને શુભશીલ

કૃત પૂજા પંચાશિકા પર, ૧૭૬૭મા ત૦ રવિકુશલ શિ. દેવકુશલે શત્રુંજય માહાત્મ્ય પર, ૧૭૭૨ મા જિનવિજયે જીવાભિગમ પર, ૧૭૭૪ માં રાજનગરમા ત૦ ઉત્તમસાગર શિ. ન્યાયસાગરે સ્વકૃત ગૂજરાતી સમ્યક્ત્વ વિચાર ગર્ભિત મહાવીર જિનસ્ત. પર (પ્ર. પ્રકરણ રત્નાકર ભા. ૩), ૧૭૮૪ મા ત. વિજયાનંદસૂરિ-હંસવિજય શિ. ધીરવિજયે મૌનૈકાદશીકથા પર, દેવચંદ્રે ગુરૂ ષટ્ત્રિંશિકા પર, ૧૭૯૮માં ભોજસાગરે રત્નશેખરસૂરિ કૃત આચાર પ્રદીપ પર, સં. ૧૭૯૮ પહેલાં હંસરત્ને અધ્યાત્મકલ્પદ્રુમ પર (પ્ર૦ પ્રકરણ રત્નાકર ભાગ ૩), ૧૭૯૯ મા ત૦ વિજયદાનસૂરિ-ગંગવિજય-મેઘવિજય-ભાણવિજય શિ૦ લક્ષ્મીવિજયે અજિતપ્રભસૂરિકૃત શાંતિનાથ ચરિત્ર પર, ૧૭૯૯ (લ. સં.) દેવચંદ્રે સ્વકૃત ચોવીસી પર, સં. ૧૮૦૦ પહેલા ત૦ વિજયસિંહ-ગજવિજય-ગુણવિજય-જ્ઞાનવિજય શિ. બુધવિજયે યોગશાસ્ત્ર પર (ખેડા ભં.), ૧૮૦૦ મા ભાનુવિજયે ભાવદેવકૃત પાર્શ્વનાથ-ચરિત્ર પર બાળાવબોધ રચ્યા છે. તે સિવાય, ધર્મસિંહે સમવાયાગ હુંડી વગેરે, ખ૦ જિનહર્ષે ત. જિનસુંદર સૂરિકૃત દીવાળી કલ્પ પર ગૂ૦ વાર્ત્તિક, જ્ઞાનવિમલસૂરિએ સપ્તનયપર વિવરણ, અને દેવચંદ્રે ૧૭૭૬મા આગમસાર અને સં. ૧૭૯૬ મા નવાનગરમા વિચારસાર, ગદ્યમા રચેલ છે. કર્ત્તાના નામ વગર જુદે જુદે સમયે લખાયેલા બાળાવબોધ ઘણા મળી આવે છે કે જેનો ઉલ્લેખ અત્ર કર્યો નથી.

૯૭૫. **કાવ્ય સાહિત્ય**—'જૈન ગૂર્જર કવિઓ' બીજા ભાગમા ઉલ્લેખેલા કવિઓની સંખ્યા ૧૮૦ લગભગ અને કૃતિઓની ૪૦૦ ઉપરાત છે. અત્ર અવકાશાભાવે તે સર્વેના તેમજ બીજા સાંપડેલા કવિઓ અને કૃતિઓના વિવેચનમા ઉતર્યા વગર માત્ર તે કવિઓનો નામનિર્દેશ કરી સંતોષ લઇશુ, અને વિસ્તારથી વિવરણ કરવાનુ તે ગ્રંથના ત્રીજા ભાગની પ્રસ્તાવના માટે રાખીશુઃ—

૯૭૬. **આનંદઘન** સં ૧૭૦૦ થી ૧૭૧૩ લગભગ, **વિનયવિજય** ૧૬૬૬-૧૭૩૮, **યશોવિજય** ૧૭૦૦-૧૭૪૩ (કે જે ત્રણ

વિષે અગાઉ કહેવાઈ ગયું છે.), જયરંગ કાવ્યકાલ ૧૭૦૦-૨૧, **જ્ઞાનસાગર** ૧૭૦૧-૧૭૩૦, વિનયશીલ, ભુવનસોમ ૧૭૦૧, લબ્ધિવિજય ૧૭૦૧-૩, આણંદ ૧૭૦૨-૪, વિનયસાગર ૧૭૦૨, પુણ્યનિધાન તથા સુરસૌભાગ્ય ૧૭૦૩, માનવિજય, રાજસાર ૧૭૦૪, **જિનહર્ષ** ૧૭૦૪-૧૭૬૨, મેરૂલાભ (માણેકજી) ૧૭૦૫, કેશરકુશલ ૧૭૦૬, જ્ઞાનકુશલ, લક્ષ્મીદય ૧૭૦૭, વીરવિજય ૧૭૦૮, પદ્મ, રાજવિજય ૧૭૦૮, પુણ્યહર્ષ ૧૭૦૯-૩૫, ધનદેવ ૧૭૧૦ પહેલાં, સુમતિહંસ ૧૭૧૧-૨૩, તેજસિંહ ૧૭૧૧-૪૮, અભયસોમ ૧૭૧૧-૨૯, વિદ્યારૂચિ ૧૭૧૧-૧૭, આણંદવર્દ્ધન, ઇંદ્રસૌભાગ્ય, ઉત્તમસાગર ૧૭૧૨, વૃદ્ધિવિજય ૧૭૧૨-૧૩, **મેઘવિજય** ૧૭૧૩-૨૧, નયપ્રમોદ, શુભવિજય અને સિદ્ધિવિજય ૧૭૧૩, ઉદયવિજય, ગજકુશલ અને પદ્મચંદ્ર ૧૭૧૪, પદ્મવિજય ૧૭૧૫, તિલકસાગર ૧૭૧૫ પછી. માનવિજય ૧૭૧૬-૨૨, હસ્તિરૂચિ ૧૭૧૭-૩૯, ઉદયસૂરિ, જિનદાસ ૧૭૧૯, ધર્મવર્દ્ધન (ધર્મસિંહ) ૧૭૧૯-૫૭, સુમતિવલ્લભ ૧૭૨૦, હેમસૌભાગ્ય ૧૭૧૫ પછી અને ૧૭૨૧ પહેલાં પદ્મચંદ્રસૂરિ, સુરજી ૧૭૨૧, મેરૂવિજય ૧૭૨૧-૨૨, મહિમાઉદય, મહિમાસૂરિ, વીરવિમલ ૧૭૨૨, સુમતિરંગ ૧૭૨૨-૨૭, લાભવર્દ્ધન (લાલચંદ) ૧૭૨૩-૧૭૭૦, માનસાગર ૧૭૨૪-૪૬, ગુણસાગર, તત્ત્વવિજય, પરમસાગર ૧૭૨૪, સમયકીર્ત્તિ ૧૭૨૫, ધર્મમંદિર ૧૭૨૫-૪૨, લક્ષ્મીવલ્લભ ૧૭૨૫-૩૮, જીતવિજય, યશોનંદ ૧૭૨૬, ધીરવિજય ૧૭૨૭ પહેલાં, પ્રીતિવિજય, લક્ષ્મીવિજય ૧૭૨૭. માનવિજય ૧૭૨૮-૩૧, હીરાણંદ (હીરમુનિ) ૧૭૨૭-૪૪, ઉદયવિજય, માનવિજય (૨), વીરજી ૧૭૨૮, કુશલધીર ૧૭૨૮-૯, ઉદયસમુદ્ર, કનકનિધાન, મતિકુશલ, ૧૭૨૮. **જ્ઞાનવિમલ સૂરિ** (પૂર્વનામ નયવિમલ) ૧૭૨૮-૧૭૭૪, હર્ષવિજય ૧૭૨૯, અમૃતસાગર, કર્મસિંહ, વિનયલાભ, વિવેકવિજય, વૃદ્ધિવિજય ૧૭૩૦, દેવવિજય ૧૭૩૦-૪, દાનવિજય ૧૭૩૦-૭૨, તત્ત્વહંસ, નિત્યસૌભાગ્ય,

વિબુધવિજય ૧૭૩૧, આણંદમુનિ ૧૭૩૧-૮,
શાંતિદાસ શ્રા૦, સુગવિજય ૧૭૩૨, અમરસાગર,
થી ૪૯ વચ્ચે, રત્નવર્દ્ધન ૧૭૩૩, ચંદ્રવિજય (
પદ્મનિધાન ૧૭૩૪, દીપવિજય ૧૭૩૫-૮૪, તેજપ
અજીતચંદ આણંદરુચિ, કેશવદાસ, દયાતિલક, ન
અભયકુશલ, જ્ઞાનકીર્ત્તિ ૧૭૩૭, કનકવિલાસ ૧૭
સુમતિવિજય ૧૭૩૯, દીપસૌભાગ્ય ૧૭૩૯-૪૭
હરખચંદ ૧૭૪૦, તિલકચંદ, પ્રાગજી લક્ષ્મીરત્ન
સાગરસૂરિ શિષ્ય, જીવરાજ, માણિક્યવિજય ૧૭૪
શિ૦ ૧૭૪૩, નયવિજય ૧૭૪૪, અમરચંદ, કુશ
એમો ૧૭૪૫, શીલવિજય ૧૭૪૬, યશોવર્ધન ૧૭
(૨) ૧૭૪૮, ઋષભસાગર ૧૭૪૮ (?), વિનીતવિમલ
આ સર્વે ૧૮ મા શતકના પ્રથમાર્ધમા થયા.

૯૭૭ **ઉદયરત્ન** ૧૭૪૯-૧૭૯૯, કમલહ
સૌભાગ્યવિજય ૧૭૫૦, **નેમવિજય** ૧૭૫૦-૧૭
(૨), બાલ ૧૭૫૧, પ્રીતિસાગર ૧૭૫૨, વિનયચ
પ્રેમરાજ ૧૭૫૩ પહેલા, કેસરવિમલ ૧૭૫૪-૬,
૫૪-૭૦, ગોડીદાસ ૧૭૫૫, હંસરત્ન ૧૭૫૫-૮૬,
૧૭૫૫-૧૭૮૩, જસવંતસાગર, મોહનવિમલ, લક્ષ્મ
જય (૩) ૧૭૬૦-૯૫, રામવિજય (૨) ૧૭૬૦-૮૮,
વિનય, લબ્ધિવિજય (૨) ૧૭૬૧, જિનસુંદરસૂરિ,
વિમલ ૧૭૬૨, લાધાશાહ ૧૭૬૪-૯૫, નેમિદાસ શ્ર
તેજસિંહ ૧૭૬૬, દેવચંદ્ર ૧૭૬૬-૧૭૮, ન્યા
૮૪, શાન્તિવિમલ ૧૭૬૭, જીવસાગર ૧૭૬૮,

૧૭૭૩, વલ્લભકુશલ ૧૭૭૫-૯૩, રાજરત્ન ૧૭૭૫, કાંતિવિજય (૨) ૧૭૭૫-૯૯, કેસર ૧૭૭૬, નિત્યલાભ ૧૭૭૬-૯૮, રંગવિલાસ ૧૭૭૭, જિનવિજય (૩) ૧૭૭૯-૯૩. પુણ્યવિલાસ ૧૭૮૦, જ્ઞાનવિજય ૧૭૮૦-૧, રંગવિજય ૧૭૭૯-૧૮૦૭, તિલકસૂરિ, રત્નવિમલ ૧૭૮૫, જ્ઞાનસાગર (પછીથી ઉદયસાગરસૂરિ) ૧૭૮૬-૯૭, શાંતસૌભાગ્ય ૧૭૮૭, ત્રિલોકસિંહ ૧૭૮૮, જિનવિજય (૪) ૧૭૯૧-૯૯, અમર ૧૭૯૪-૯૮, મહિમાવર્દ્ધન ૧૭૯૬, ગુણવિલાસ, પુણ્યરત્ન, રાયચંદ ૧૭૯૭, હરખચંદ ૧૭૯૮, સત્યસાગર ૧૭૯૯-એ સર્વે આ શતકના બીજા અર્ધમા થયા.

૯૭૮ આ પૈકી જ્ઞાનવિમલસૂરિના ચરિત્ર માટે જુઓ પ્રાચીન સ્તવન રત્નસંગ્રહ ભા. ૧ ની પ્રસ્તાવના, દેવચંદ્ર માટે મારો નિબંધ નામે 'અધ્યાત્મરસિક પંડિત દેવચંદ્રજી' (બુ૦ ગ્રં. નં. ૧૦૩—૧૦૪ મા અને જૈનયુગ પુ. ૨ અંક ૯-૧૨ પૃ. ૪૨૩, ૪૭૩, ૫૬૭), જિનવિજય (૩) ના ચરિત્ર માટે જુઓ મારી 'જૈન રાસ માળા'. આ શતકના સર્વે કવિઓની કૃતિઓ માટે જુઓ 'જૈન ગૂર્જર કવિઓ' ભાગ બીજો આખો.

૯૭૯ **લોકકથાસાહિત્ય—ચંદન મલયાગિરિ** પર બે વખત સં. ૧૭૦૪મા ને ૧૭૪૪મા જિનહર્ષે, ૧૭૧૧મા સુમતિહંસે, સં. ૧૭૩૬મા અજીતચંદે, ૧૭૪૭મા યશોવર્ધને, ૧૭૭૧મા ચતુરે અને સં. ૧૭૭૬મા કેસરે ચોપઈ આદિમા કાવ્યરચના કરી તે પરથી તે કથા ઘણી લોકપ્રિય અને લોકપ્રસિદ્ધ જણાય છે. સં. ૧૭૧૦ પહેલા ધનદેવે સ્ત્રીચરિત્ર રાસ, ૫ ચાખ્યાન વિષયે કર્મરેખા ભાવીની રાસ વીરવિમલે ૧૭૨૨મા અને તે પર નિત્યસૌભાગ્યે ૧૭૩૧મા, માનવિજયે વિક્રમાદિત્ય ચરિત્ર સં. ૧૭૨૨-૨૩મા, અભયસોમે વિક્રમચરિત્ર ખાપરા ચો. અને લાભવર્દ્ધન-લાલચંદે (૯૦૦ કન્યા, ખાપરા ચોર અને પંચ દંડ ગર્ભિત) વિક્રમ ચો ૧૭૨૩મા, તે અભયસોમે વિક્રમચરિત્ર-લીલાવતી ચો. તેમજ પરમસાગરે

વિક્રમાદિત્ય રાસ અને માનસાગરે વિક્રમાદિત્ય સુત વિક્રમસેન રાસ સં. ૧૭૨૪મા, લક્ષ્મીવલ્લભે વિક્રમાદિત્ય પંચદંડ રાસ ૧૭૨૭, લીલાવતી રાસ ઉક્ત લાભવર્ધને તેમજ કુશલધીરે ૧૭૨૮મા, અને ઉદયરત્ને સં. ૧૭૬૭મા, તે કુશલધીરે ભોજચરિત્ર ચો. ૧૭૨૯ મા, નિત્યસૌભાગ્યે નદબત્રીશી સં. ૧૭૩૧ મા, ધર્મવર્ધને શનિશ્ચર વિક્રમ ચો. ૧૭૩૬ લગભગ, કાન્તિવિમલે વિક્રમકનકાવતી રાસ ૧૭૬૭મા, નિત્યલાભે સદેવંત સાવલિંગા રાસ ૧૭૮૨મા રચેલ છે. આ ઉપરાત જૈનકથાનાયકો-નાયિકાઓ પર, સતીઓ પર અનેક રચનાઓ થઈ છે તેનો ઉલ્લેખ વિસ્તારભયથી અત્ર કરવામા આવ્યો નથી. વિદ્યાવિલાસની કથાની ખ્યાતિ આ શતકમા પણ હતી; અને તેના પર જિનહર્ષે સં. ૧૭૧૧મા અને અમરચંદે સં. ૧૭૪૫મા રાસ રચેલ છે.

૯૮૦ પદો એટલે ભક્તિ-વૈરાગ્યપ્રેરિત ટુંકા ગીતો હીંદી કવિઓ નામે કબીર, મીરાબાઈ, પછી સુરદાસ આદિએ પુષ્કળ ગાયા છે. ગૂર્જરસાહિત્યમા નરસિંહ મહેતાએ તેની પહેલ કરી છે. જૈન ગૂર્જર સાહિત્યમા સમયસુંદરે ૧૭મા શતકમા શરૂઆત કરેલી જણાય છે, ને તે વખતે તેને ગીતો-અધ્યાત્મ ગીતો કહેવામા આવતા. ખરા વૈરાગ્ય ને ભાવપ્રેરક રૂપકમય અને ભક્તિપ્રધાન પદો રચવામા આ સૈકાના આનંદઘન ચડી જાય છે; તેમનુ જોઇને તેમના સમકાલીન વિનયવિજય અને યશોવિજયે સુદર પદો પોતાના હૃદયની ઉત્કટ લાગણીના ઉદ્‌ગાર રૂપે રચ્યા લાબા લહેકાથી ગવાતા 'શલોકા'ની રચના પણ આ શતકમા પ્રથમ થઈ જણાય છે. દા. ત. ૧૭૪૯ પહેલા વિનીતવિમલકૃત આદિનાથ શલોકો, ઉદયરત્નકૃત નેમિનાથ શલોકો, શાલિભદ્ર શલોકો (સં. ૧૭૭૦) અને ભરત બાહુબલિનો શલોકો સં. ૧૭૯૫; દેવવિજયનો શંખેશ્વર શલોકો સં. ૧૭૮૪, મોતીમાલુકૃત નેમિ શલોકો સં. ૧૭૯૮

૯૮૧ શૃંગારની છાટવાળા નેમ રાજુલના બારમાસ, સ્થૂલભદ્ર

નવરસો વગેરે આ શતકમા રચાયા છે ખાસ વેગગમચક રૂપક પ્રબોધ-ચિંતામણી ચો. જયશેખરસૂરિકૃત ૫ દરમા સૈકામા રચાયુ તેનો આ-સ્વાદ આ શતકના કવિઓને થતા અનેક કાવ્યો ઉદ્ભવ્યા. દા. ત. સુમતિરંગ કૃત સં. ૧૭૨૨મા અને ધર્મમંદિરકૃત સ. ૧૭૪૧મા પ્રબોધચિંતામણી રાસ લાભવર્ધને ૧૭૪૨મા, કુશલલાભ, (૨) એ સં. ૧૭૪૮મા અને ઉદયરત્ને તેમજ નેમિવિજયે કરેલા ધર્મબુદ્ધિ પાપબુદ્ધિ રાસ.

૯૮૨ **ઐતિહાસિક સાહિત્ય**—લબ્ધોદયે સ. ૧૭૦૭મા પદ્મિનીચરિત્ર, ૧૭૧૧મા ભાણવિજયકૃત વિજયાણંદસૂરિ નિર્વાણસઝાય, કેસરકુશલે સં. ૧૭૧૬મા જગડુ પ્રબંધ રાસ, સં. ૧૭૨૦મા ખ. જિનસાગર સૂરિ પર સુમતિવલ્લભનો શ્રીનિર્વાણ રાસ, મેરૂવિજયે સં ૧૭૨૧મા અને અભયસોમે ૧૭૨૯મા વસ્તુપાલ તેજપાલ રાસ, તે વર્ષ પછી સુરજીએ લીલાધર રાસ, ૧૭૨૧ પહેલા હેમસૌભાગ્યે અને ૧૭૨૫ પછી તિલકસાગરે રાજસાગરસૂરિ નિર્વાણ રાસ, મેઘવિજયકૃત વિજયદેવનિર્વાણ રાસ ૧૭૨૯મા, ૧૭૩૭મા જ્ઞાન-કીર્તિનો ગુરૂરાસ, ૧૭૩૯મા સુમતિવિજયની રત્નકીર્ત્તિ ચો, સ ૧૭૪૧મા લક્ષ્મીરત્નકૃત ખેમ હડાલીઆનો રાસ, સ ૧૭૪૨મા જિન-હર્ષકૃત કુમારપાલ રાસ અને કીર્ત્તિસાગરસૂરિના શિષ્ય કૃત ભીમજી ચો., ૧૭૪૭ આસપાસ દીપસૌભાગ્યકૃત વૃદ્ધિસાગરસુરિ રાસ, ૧૭૫૬મા જિનહર્ષકૃત સત્યવિજય નિર્વાણ રાસ, ૧૭૬૨મા રામવિમલકૃત સૌ-ભાગ્યવિજય નિર્વાણરાસ, ૧૭૬૯મા સુખસાગરનો વૃદ્ધિવિજય રાસ, સં. ૧૭૭૩મા જિનવિજય (૩) કૃત કર્પૂરવિજય રાસ, ૧૭૭૩ પછી રામવિજય (૧) કૃત વિજયરત્નસૂરિ રાસ, જિનેંદ્રસાગરકૃત વિજય-ક્ષમાસૂરિનો શલોકો, ૧૭૮૨મા ભાવપ્રભસૂરિકૃત મહિમાપ્રભ રાસ, ૧૭૮૬ પછી જિનવિજય (૩) કૃત ક્ષમાવિજય રાસ, ૧૭૮૮ પછી રામવિજય (૨) કૃત લક્ષ્મીસાગરસૂરિ રાસ, સ ૧૭૯૩મા વલ્લભકુ-કૃત હેમચંદગણિ રાસ, ૧૭૯૫મા ઉદયરત્ન કૃત વિમલમેતાનો

શયોકો અને લાધાશાહ કૃત શિવચંદ રાસ, ૧૭૯૭મા પુણ્યરત્ન (૨) કૃત ન્યાયસાગર નિર્વાણ રાસ, ૧૭૯૮મા નિત્યલાભકૃત વિદ્યાસાગર સૂરિ રાસ તથા હરખચંદ કૃત માણેકદેવીનો રાસ તથા ૧૭૯૯ પછી ઉત્તમવિજયકૃત જિનવિજય નિર્વાણ રાસ.

૯૮૩ દાર્શનિક વિષયપર-દ્રવ્યાનુયોગ પર રાસ રચવાની પહેલ યશોવિજય ઉપાધ્યાયે દ્રવ્યગુણપર્યાય રાસ રચી કરી. 'રાસ' સામાન્યત કથા ઉપર નાયકના યશોગાન કરવા અર્થે રચાતો—એ શબ્દ ત્યા વપરાતો. તે સિવાયના વિષય પરત્વે રાસ એટલે રસમય શબ્દોમા પદ્ય ઘટના એ અર્થમા હવે વપરાયો. એવામા માનવિજયકૃત નયવિચાર-સાત નયનો રાસ, હેમરાજકૃત સ. ૧૭૨૬ મા નયચક્ર રાસ રચાયા ઉપદેશ અને અધ્યાત્મ વિષય અનુવાદ રૂપે હીરમુનિએ સં. ૧૭૨૭ મા ઉપદેશ રત્નકોશ ચો અને દેવચંદે ૧૭૬૬ મા ધ્યાનદીપિકા ચો. અને સં. ૧૭૭૭ મા રગવિલાસે અધ્યાત્મ કલ્પદ્રુમ ચો. ની રચના કરી દેવચંદ તો ખરેખર અધ્યાત્મરસિક પડિત હતા તેથી તેમની પ્રાય સર્વ કૃતિમા અધ્યાત્મ ઝળકે છે. નેમિદાસ શ્રાવકની સ. ૧૭૬૬ ની ધ્યાનમાલા સ્વતત્ર કૃત છે.

૯૮૪ વૈદકના વિષયપર અત્યાર સુધી ગુજરાતી ભાષામા કોઇએ પદ્યમય રચના કરી નહોતી તે આ શતકમા નયનશેખરે સં. ૧૭૩૬ મા યોગરત્નાકર ચો. રચીને કરી.

૯૮૫. તીર્થોના, તીર્થયાત્રાઓના ઇતિહાસ અને બનાવો નોધવાની પણ જૈન મુનિઓએ કાળજી રાખી છે. આ શતકમા તેના દાખલા તરીકે ૧૭૭૨ મા મહિમાસૂરિ કૃત ચૈત્ય પરિપાટી અને વિનીતકુશલ કૃત શત્રુંજય તીર્થમાલા. ૧૭૪૬મા શીલવિજય કૃત તીર્થમાલા, સં. ૧૭૫૦ મા સૌભાગ્યવિજય (૨) કૃત તીર્થમાલા સ્ત૦, ૧૭૫૫ મા જ્ઞાનવિમલ કૃત તીર્થમાલા, ૧૭૭૧ મા જિનસુખ કૃત જેસલમેર ચૈત્યપાટી વગેરે. આ શતકના અતમા—સં. ૧૭૯૧મા શત્રુંજય પર છીપાવસહી નામની ટુંક છીપા (ભાવસાર) લોકોએ બનાવી.

# પ્રકરણ ૬ ઠું.

—·—

## વિ૦ ૧૯ મું અને ૨૦ મુ શતક.

अनंतविज्ञानविशुद्धरूपं निरस्तमोहादिपरस्वरूपम्।
नरामरेंद्रैः कृतचारुभक्तिं नमामि तीर्थेशमनंतशक्तिम् ॥१॥
अनादिसंबद्धसमस्तकर्म–मलीमसत्वं निजकं निरस्य।
उपात्तशुद्धात्मगुणाय सद्यो नमोऽस्तु देवार्यमहेश्वराय ॥२॥

—જેમનું વિજ્ઞાન અનંત છે,–સ્વરૂપ નિર્મલ છે, જેમણે મોહ આદિ પરના સ્વરૂપને ટાળેલું છે અને જેમની સુંદર ભક્તિ મોટા મોટા નરો અને અમરોએ કરી છે એવા અનંત શક્તિવાળા તીર્થંકરને નમુ છું

પોતાની અનાદિકાળથી બંધાયેલા સમસ્ત કર્મની મલીનતાને દૂર કરી જેમણે શુદ્ધ આત્મગુણ ગ્રહણ કરેલો છે, એવા દેવતાઓને પૂજવા યોગ્ય દેવાર્ય-મહાવીર પ્રભુને નમસ્કાર હો !

[ ખ૦ જિનલાભસૂરિકૃત આત્મપ્રબોધ સ ૧૮૩૩]

૯૮૬ **શાંતિદાસ શેઠના પ્રસિદ્ધ વંશજો**—શાન્તિદાસ (જુવો પારા ૮૩૩-૮૩૪)ના લખમીચંદ ને તેના ખુશાલચંદ, સં. ૧૭૮૯ (હીજરી ૧૧૩૭)મા મરેઠાઓ અમદાવાદને લૂટવા આવેલા તે વખતે તેમણે વચમા પડી ગાઠના પૈસા આપી મરેઠાની ફોજોના મોરચા ઉઠાવી લેવરાવ્યા, તે ઉપરથી શહેરના મહાજનોએ એકત્ર થઇ તેને હમેશનો હક કરી આપ્યો કે જેટલો માલ શહેરના કાટા ઉપર છપાય તે ઉપર સેંકડે ચાર આના તે શેઠ તથા તેમની ઓલાદને આપતા રહીશું, આ હકને બદલે હાલ પ્રેમાભાઇના સમયથી સરકારી તીજોરીમાથી રૂા. ૨૧૩૩ નગરશેઠને મળે છે. આ વરસમા બાદશાહી ફરમાનથી ખુશાલચંદ શેઠ અમદાવાદના નગરશેઠ ઠર્યા અને શહેરના મોટા મહાજનોએ તેમને નગરશેઠ માન્યા. આ કુટુંબ ાકહિતાર્થ બુદ્ધિ અને ધન વિશેષે જૈન ધર્મને પુષ્ટિ કરવી એથી

નામાંકિત થયેલુ તેથી તેના મુખીને સઘળા વેપારીઓએ મળીને નગરશેઠનુ માન આપેલુ તે પ્રસગે પ્રસંગે શહેરના લોકના મુખી છે અને જૈન સંઘના તે હમેશ વડા છે તે અત્યાર સુધી વંશપરંપરા ચાલુ છે. ગાયકવાડોએ પણ પાલખી, છત્રી, મસાલ ને વર્ષે રૂ. એક હજાર એટલો હક કરી આપ્યો. (ગુજરાત સર્વ સંગ્રહ) ખુશાલચદના નથુશા, જેઠમલ અને વખતચંદ એ ત્રણ પુત્રો. વખતચંદ શેઠ પ્રતાપી હતા. સ. ૧૮૨૨મા દામાજીએ પાટણ મુસલમાનો પાસેથી લઇ લીધું ને ત્યારથી ગાયકવાડના તાબામા છે. તેમના સમયમા ગુજરાતમા ગાયકવાડ, પેશ્વા અને અંગ્રેજ કંપની એ ત્રણેનું રાજ્ય થયુ હતું. દીલ્હીના પાતશાહનું તો માત્ર નામજ હતું. સં. ૧૮૬૪મા પોતે શત્રુંજયનો સંઘ કાઢયો. કેટલીક પ્રતિષ્ઠા કરી. ૧૮૬૮ મા આ નગરશેઠના મુખીપણા નીચે અમદાવાદના શહેરીઓએ અરજ કરતા એવો સરકારી હુકમ થયો કે માત્ર કન્યા મૂકી કોઇપણ ગુજરી જાય, તો તેની મિલ્કતમા ડખલ ન કરતા તે તેની કન્યાને જ્યાસુધી તેને સંતાન થાય ત્યાસુધી વારસદાર ગણવી આ બાબતનો ગૂજરાતી ભાષામા કરેલો હુકમ અમદાવાદના ત્રણ દરવાજા પરના શિલાલેખમા કેતરેલો છે[૫૩૯] વખતચદ શેઠને ગાયકવાડ સાથે ઘણો ગાઢ સંબધ હતો. સ્વ૦ સં. ૧૮૭૦ તેના પુત્ર હેમાભાઇ થયા. સં. ૧૮૭૪મા અમદાવાદ અગ્રેજ સરકારના હાથમા સંપૂર્ણ આવ્યું. હેમાભાઇએ ઘણી સાર્વજનિક સખાવતો કરી. અમદાવાદમા અંગ્રેજી

---

૫૩૯ જુઓ મુબઈ રો એ સો નુ જર્નલ વૉ ૧૯ અ ૫૩ સને ૧૮૯૭ પૃ ૩૪૮-લેખ નામે Inscription on the 'Three Gateways'-Ahmedabad તેમા આ લેખ અગ્રેજી ભાષાતર સહિત આપેલ છે, ને તે ઉપરાત તેમા ઉલ્લેખેલ વ્યક્તિઓની ઓળખાણ અને શાતિદાસ શેઠનુ વશવૃક્ષ તથા વશજોના ટુક વૃત્તાન્ત પણ આપેલ છે આ બધા વશજોના વિશેષ વૃત્તાત માટે જુઓ મારો 'જૈન ઐતિહાસિક રાસમાળા' ગ્રંથમાં મારી લખેલ સમાલોચના તથા નિવેદન, વળી જુઓ 'ગૂજરાતનુ પાટનગર-અમદાવાદ.'

નિશાળ, હેમાભાઈ ઇન્સ્ટિટ્યુટ નામની પુસ્તકશાળા, મગ્રરસ્થાન, કન્યાશાળા અને એક હૉસ્પિટલ વગેરે પ્રજા ઉપયોગી કામો તેમની સહાયથી થયા છે. સં. ૧૯૦૪ મા જન્મ પામેલ 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી'ને પણ સારી મદદ આપી ગુજરાત કૉલેજ કરવામા દશ હજાર રૂ. આપ્યા. ત્યાની શહેર-સુધરાઈ માટે મારો પરિશ્રમ લીધો. શત્રુંજય પર સવા ત્રણ લાખ રૂ. ખરચી ઉજમબાઈની ટુક–નદીશ્વરની ટુંક બંધાવી પોતાની ટુક સં. ૧૮૮૨ મા ત્યા બંધાવી. સં. ૧૮૮૬ મા પ્રતિષ્ઠા કરાવી. ઘણે ઠેકાણે ધર્મશાળા બંધાવી. ગાયકવાડે રાચરડા ગામ બક્ષીસ કર્યું તેની ઉપજમાથી અમુક રકમ ખોડા ઢોર અર્થે કાઢેલી છે, ને તે ગામ તેમના વંશજોના તાબામા હજુ સુધી છે. સ્વ૦ સં ૧૯૧૪ તેમના પુત્ર પ્રેમાભાઇ–તેઓ પણ એક પ્રખ્યાત વ્યક્તિ હતા. સં. ૧૯૦૫મા શત્રુંજયનો સંઘ કાઢયો હતો. તેમણે અમદાવાદની હઠીસિંગ-પ્રેમાભાઈ હૉસ્પિટલમા (સિવિલ હૉસ્પિટલ)મા બાવીસ હજાર દોઢ, હેમાભાઈ ઇન્સ્ટિટ્યૂટના મકાન માટે સાત હજાર પચાસ, ગૂજરાત કૉલેજના ફંડમા દશ હજાર, મુંબઈની ગ્રાંટ મેડિકલ કૉલેજમા સુવર્ણ ચાંદ માટે અઢારસે, વિક્ટોરિયા મ્યુઝિયમમા તેરસો પચાસ મુંબઈની વિક્ટોરિયા ગાર્ડન્સના દશ હજાર, ગુ. વ. સોસાયટી ફંડમા બે હજાર આપવા ઉપરાત સં ૧૯૩૪ ના દુકાળમા વીસ હજાર, ને ૭ સ્થળે ધર્મશાળાઓ બંધાવવા ત્રેવીસ હજાર એમ કુલ લાખેક રૂ. ની સખાવત કરી તેમના નામથી 'પ્રેમાભાઇ હૉલ' અમદાવાદમા પ્રસિદ્ધ છે. શત્રુંજય પર પાચ લાખ ખર્ચી દેરાસર અને પાલીતાણામા ધર્મશાળા બંધાવેલ, વળી કેશરીયાજી, પંચતીર્થના સંઘ કાઢયા. સર્વ તીર્થસ્થળોનુ રક્ષણ ને વહીવટ કરવા માટે આણંદજી કલ્યાણજી નામની પેઢીની સ્થાપના કરી ને તેના કાયદા તથા બંધારણ તેમના સમયમા થયા. સ્વ ૧૯૪૩. તેમના પુત્ર મણિભાઇ, પછી ચીમનભાઈ લાલભાઈ નગરશેઠ થયા પછી કસ્તુરભાઇ મણિભાઈ હાલ વિમલભાઇ મયાભાઇ નગરશેઠ છે.



શત્રુંજય પર શેઠ મોતીશાની ટૂંક પૃ ૬૭૪ [બી બી. એન્ડ સી આઈ રેલ્વેના સૌજન્યથી.]

૯૮૭ આ ૧૯ મા શતકમા દુકાળો પડયા તેમજ મોઘવારી બહુ રહી મોટા દુકાળમા સ. ૧૮૦૩ (તિલોતરો,) ૧૮૪૭ (સુડતાળો), સં. ૧૮૬૯ (અગણોતરો) હતા. ઉદર આદિના ઉપદ્રવો પણ થયા. એકંદરે આ શતક બહુ ખરાબ ગયુ.

૯૮૮ સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક સ્વામી **સહજાનંદ સ્વામી** (જન્મ સં. ૧૮૩૭) એ આ ૧૯ મા શતકમા ગૂજરાત કાઠીયાવાડમા ખાસ કરી કાઠી, કડીઆ વગેરે કારીગર વર્ગમા પોતાના વૈરાગ્ય બળે લોકને નીતિનો સચોટ બોધ દીધો. ગઢડા, મૂળી ને વડતાલ તેના ધામ થયા. સ્વર્ગવાસ સં. ૧૮૮૬.[૫૪૦]

૯૮૯. સં. ૧૮૧૮ મા રઘુનાથના શિષ્ય **ભીખમજી**એ તેરાપથ કાઢયો. ૧૮૪૩ મા શત્રુંજય પર પ્રેમચંદ મોદીની ટુકની સ્થાપના, ૧૮૬૧ મા શત્રુંજય પર સુરતી ઇચ્છાભાઇ શેઠે ઇચ્છા કુંડ બંધાવ્યો. ૧૮૮૬ મા ત્યા **અદબદજી** ( અદ્દભુતજી—આદીશ્વર પ્રભુ ) ની મોટી પ્રતિમા કોતરાવી, શા. ધર્મદાસે મંદિર બંધાવ્યુ.

૯૯૦. સં. ૧૮૯૧ મા જેસલમેરથી બાફણા ગોત્રના ગુમાનચંદના **બહાદરમલ્લ** આદિ પાચ પુત્રોએ શત્રુંજયનો મોટો સંઘ કાઢયો, અને વચમા પંચતીર્થી, બાભણવાડ, આબૂ, જીરાવલા, તારંગા, શખેશ્વર, પચાસર, ગિરનાર વગેરેની તીર્થયાત્રા કરીને મહાતીર્થ શત્રુજયની યાત્રા કરી. તેમા ૨૩ લાખ રૂ ખર્ચ્યા આ કાર્ય ઉપરાત ધુલેવા—કેસરીયાજીના બારણા, નોબતખાના કરાવી તથા ધ્વજદંડ ચડાવ્યો ને એક લાખ રૂ ખર્ચ્યા. ઉદયપુરમા મંદિર વગેરે અનેક સ્થળે ધર્મસ્થાન કરાવ્યા, પુસ્તકોનો ભંડાર કરાવ્યો, **ભ**ગવતીજી સૂત્ર સાભળી તેમાના દરેક ગૌતમ પ્રશ્ન દીઠ બે મોતી આપ્યા, કોટામા બંદિવાનોને છોડાવ્યા (જૈ સા. સં. ૧, ૨ પૃ. ૧૦૭ 'જેસલમેર કે પટવો કે સઘકા વર્ણન' લેખ) આ બાફણા ગોત્રીના વંશજ **સીરેમલજી** બાફણા ઇંદોરમા દિવાન—પ્રધાનમંત્રી છે.

---

૫૪૦ વિશેષ માટે જાઓ પુસ્તક નામે 'સહજાનંદ સ્વામી અથવા સ્વામિનારાયણ સંપ્રદાય' લેખક રા કિશોરલાલ મશરૂવાલા પ્ર નવજીવન પ્રકાશન મંદિર—અમદાવાદ.

૯૯૧ મુંબઇના પ્રસિદ્ધ શેઠ મોતીશાહે (મોતીચંદ અમીચંદ જન્મ સં. ૧૮૩૮ સ્વ. સં. ૧૮૯૨) મુંબઈમાં ભાયખલાના મંદિરમાં સં. ૧૮૮૫ માગશર શુ. ૬ ગુરુએ આદીશ્વરની પ્રતિમા પધરાવી તથા મુંબઇમાં પાંજરાપોળ સં. ૧૮૯૦ માં સ્થપાઇ તેમાં આ શેઠે જબરો ફાળો આપ્યો. પાલીતાણામાં સં ૧૮૮૭ માં ધર્મશાળા બાંધી. શત્રુંજય તીર્થ ઉપર સં. ૧૮૮૮ માં આરંભ કરી કુંતાસરની ખીણ-ખાડ પુરી તે પર મધ્યમાં મોટું મંદિર બંધાવ્યું, પ્રતિમાની અંજન-શલાકા કરી. ત્યાં તેમનો સ્વર્ગવાસ થવાથી તેમના પુત્ર ખીમચંદે સં. ૧૮૯૩ માં પ્રતિષ્ઠા કરી. આ 'મોતીશાની ટુંક' કહેવાય છે. તેમાં ૭ લાખ રૂ. ખર્ચાયા. (જુઓ વીરવિજયકૃત મોતીશાના ઢાળીયા આદિ કૃતિઓ) આ વર્ષમાંજ અમદાવાદના શેઠ સાકરચંદ પ્રેમચંદે ત્યાં ત્રણ મોટા મંદિર અને નાની દેરીઓ બંધાવી કે જેને 'સાકર—વસહી' યા 'સાકરચંદની ટુંક' કહેવામાં આવે છે. વળી ઘોઘાના શેઠ બાલાભાઈ ઉર્ફે દીપચંદ કલ્યાણજીએ તે વર્ષમાં મોતીશાની ટુંકમાં 'બાલાભાઈ ટુંક' બંધાવી. વિશેષમાં આ વર્ષમાં અમદાવાદના પ્રસિદ્ધ શેઠ હઠ્ઠીસિંહ કેસરીસિંહે બિંબ પ્રતિષ્ઠા માટે અંજનશલાકા કરાવી બાવન જિનાલયવાળો ભવ્ય પ્રાસાદ અમદાવાદના દિલ્હી દરવાજા બહાર બંધાવ્યો,[૫૪૧] પણ તે પૂર્ણ થયા પહેલાં તે શેઠ સ્વર્ગસ્થ થવાથી તેમના ધર્મપત્ની હરકોર શેઠાણીએ સં. ૧૯૦૩ માં તેમાં પ્રતિષ્ઠા કરાવી. (જિ. ૨, ન. ૫૫૬). આ વિશાલ મંદિર અમદાવાદમાં એક જોવા લાયક સુંદર કારીગિરીના નમુના રૂપ છે. તેમાં

૫૪૧ 'આ દહેરૂં પ્રેમચંદ સલાટે સણગારની મોટામાં મોટી દોલતે પૂરૂં કીધું છે કોતરકામ ઉતરતું છે, શિલ્પઘાટી સ્વચ્છ નથી, પણ કામ એવું તવંગર છે કે જે કાળમાં જૈન શિલ્પનો ઉત્કર્ષ હતો તે કાળના જેવુંજ (છે) ને તે ઉપરથી જણાય છે કે હજી પણ ગૂજરાતમાંથી બાંધવાનો ને પથ્થર કાપવાનો હુન્નર ગયો નથી × વળી તેમાં જે પીતળના પડદા છે તે જોતાં જણાય છે કે અમદાવાદની તે કારીગિરીએ પોતાનો જૂનો હુન્નર હજુ ખોયો નથી. (ગૂજરાત સર્વસંગ્રહ પૃ ૪૨૫, ૪૩૮)



શેઠ હઠીસિંહ કેસરીસિંહ અમદાવાદ સ્વ. સં. ૧૯૦૧ ભાગ ૯૯૧ પૃ ૬૭૪
[ ગુજરાત સાહિત્ય સભા અમદાવાદના સૌજન્યથી ]



હઠીસિંહનુ દેહેરૂ – અમદાવાદ સ  ૧૯૦૩ પારા ૯૯૧ પૃ  ૬૭૪
[ શેઠ જીવણચદ સાકરચદ ના સૌજન્યથી ]

દશલાખ રૂ. ખર્ચ થયો. સં. ૧૯૦૮ મા ઉક્ત હરકોર શેઠાણીએ શત્રુંજયનો સંઘ અમદાવાદથી કાઢયો.

૯૯૨ સં. ૧૯૦૫ મા કચ્છ જખૌમા શા જીવરાજ રત્નસિંહે ત્રણ લાખકોરી ખર્ચી પુસ્તકોનો ભંડાર કરાવ્યો. સં. ૧૯૨૦ મા કચ્છ નલીઆના દશા ઓસવાળ જ્ઞાતિના શેઠ **નરસિંહ નાથા નાગડાએ** શત્રુંજયનો સંઘ કાઢી ત્યા **ચંદ્રપ્રભનુ** ચૈત્ય કરાવ્યુ ને પાલીતાણામા એક મોટી ધર્મશાળા બંધાવી. મુંબઈનુ **અનંતનાથજીનું** દહેરૂં તથા મહાજનવાડી પણ તેમનેજ આભારી છે. (જુઓ વિશેષમા કચ્છી દ. ઓ. પ્રકાશ પુ. ૪ ભાદ્રપદ ૧૯૮૪ના અંકમા 'નાગડા ગોત્રની ઉત્પત્તિ' એ લેખ) આજ જ્ઞાતિના કચ્છ કોઠારાના શેઠ **કેશવજી નાયકે** મુંબઇમા ઘણી દોલત વેપારમા મેળવી અંજનશલાકા કરી શત્રુંજયનો સંઘ કાઢી ત્યાં સ. ૧૯૨૧મા પ્રતિષ્ઠા કરાવી (જિ. ૨ નં. ૩૨ અ). તે ઉપરાત સં. ૧૯૨૯ થી ૩૨-એ સાડા ત્રણ વર્ષમા ગિરિનાર તીર્થ પરના દેરાસરો વગેરે જીર્ણ થયા હતા તેને સમરાવી ઉદ્ધાર કર્યો ને તેમા ૪૫ હજાર રૂ ખર્ચ્યા (જુઓ ત્યા વસ્તુપાલ તેજપાલના દેરાસરના વંડાના દરવાજા પાસેની ભીંતમા હાલ ચોડેલો લેખ). આ શેઠે શા. **ભીમશી માણેકના** ધર્મપુસ્તકો મુદ્રિત કરાવી પ્રકટ કરવાના પ્રયત્નમા ઘણી દ્રવ્યસહાય કરી હતી સં. ૧૯૩૦-૩૨ મા ભોયણી તીર્થની સ્થાપના થઈ. જે શેઠ પ્રેમચંદ રાયચંદે જમાનો સમજી પાશ્ચાત્ય કેળવણી માટે તેમજ અન્ય ધર્માદાય કાર્યો માટે લગભગ કરોડ રૂ ની સખાવત કરી તેમનુ ટુંક વર્ણન હવે પછી આવનાર છે.

## ૧૯મા શતકનું સાહિત્ય.

૯૯૩ **૧૯ સદીમાં સંસ્કૃત સાહિત્યમા** બહુ ગ્રંથો રચાયા નથી. જે કંઇ રચાયા છે તેની નોધ લઇશું. સં. ૧૮૦૪ મા આ. ઉદયસાગર સૂરિએ **સ્નાત્ર** પંચાશિકા (કા. વડો), સં. ૧૮૦૭મા ખ. ક્ષેમકીર્ત્તિ-શાખાના શાતિહર્ષ-જિનહર્ષ-સુખવર્ધન અને દયાસિંહ-અભયસિંહના શિષ્ય રૂપચંદ્ર અપરનામ **રામવિજયે** જિનલાભસૂરિ રાજ્યે જોધપુરમાં રામસિંહના રાજ્યમા ગૌતમીય મહાકાવ્ય ૧૧ સર્ગમા (પ્ર૦ ચંદ્રસિંહ

સાગર ૧૮૨૪, ક્ષેમહર્ષ ૧૮૨૫ પહેલાં, રઘુપતિ તથા કવિયણ ૧૮૨૫, દેવીદાસ ૧૮૨૭, **વિજયલક્ષ્મીસૂરિ** ૧૮૨૭-૩૪, **ભાણવિજય** ૧૮૩૦, **રત્નવિમલ** ૧૮૩૨-૩૯, **રાયચંદ** ૧૮૩૩-૪૧, ઉત્તમવિજય ૧૮૩૪, **કાંતિવિજય** તથા **માલસિંહ** ૧૮૩૫, લાલચંદ બીજા ૧૮૩૭, ખેમવિજય ૧૮૩૯, **અમૃતવિજય** ૧૮૩૯-૪૦, દીપમુનિ તથા **મકન** (મુકુંદ મોનાણી) શ્રાવક ૧૮૪૦-૪૮, ઋષભસાગર ૧૮૪૦ (?) ઉદય ઋષિ ૧૮૪૧, ગુલાબવિજય ૧૮૪૬, ક્ષમાકલ્યાણ ૧૮૪૮-૫૬, રંગવિજય ૧૮૪૯-૫૦, ફત્તેહસાગર ૧૮૫૦, લખમીવિજય ૧૮૫૧ પછી, **રૂપમુનિ** ૧૮૫૬-૮૦, **માનવિજય** (૪) ૧૮૫૭, **વીરવિજય** ૧૮૫૭-૧૯૦૮, **પ્રેમમુનિ** (૨) ૧૮૫૮, **દીપવિજય** (કવિરાજ બહાદુર) ૧૮૫૯-૧૮૮૬, **રામવિજય** તથા **રામચંદ્ર** ૧૮૬૦, **જ્ઞાનસાર** ૧૮૬૧, **રૂપવિજય** ૧૮૬૧-૧૯૦૦, હરજશ ૧૮૬૪, **અવિચલ** ૧૮૬૯ પહેલાં, **તેજવિજય** ૧૮૭૦, **ક્ષેમવર્દ્ધન** ૧૮૭૦-૭૯, વિવેકવિજય ૧૮૭૨, **સૌભાગ્યસાગર** ૧૮૭૩, ઋષભવિજય ૧૮૭૭-૮૬, ઉત્તમવિજય (૨) ૧૮૭૮-૭૯, **લાલવિજય** (૨) ૧૮૮૧, કૃષ્ણવિજય શિ૦ ૧૮૮૫, **અમીવિજય** ૧૮૮૯, **ક્ષેમવિજય** અને **સવરાજ** ૧૮૯૨, **ધર્મચંદ્ર** ૧૮૯૬, **ઉદયસોમ** ૧૮૯૮ સાંપડે છે.

૯૯૭ ગૂ. કવિઓ ૧૮મા શતક કરતાં આ શતકમાં ઘણી ઓછી સંખ્યામાં છે. આ પૈકી પદ્મવિજયના વૃત્તાંત માટે જુઓ તેમના સંબંધી રાસ (પ્ર૦ મારો જૈન ઐ. રાસમાળા નામનો ગ્રંથ), વિજયલક્ષ્મીસૂરિ માટે જુઓ તેમના સંબંધી સઝાય (પ્ર૦ ત્યાંજ), **વીરવિજય** માટે જુઓ તેમના પરનો રાસ (જૈન ઐ૦ ગૂર્જર કાવ્ય સંચય) તથા રા. ગિરધરલાલનો 'પંડિત વીરવિજયજીનો ટુંકો પ્રબંધ (જૈન યુગ, પુ. ૪, પૃ. ૧૩૨), અને **જ્ઞાનસાર** માટે જુઓ તેના પર લેખ જૈ. શ્વે કૉ. હેરેલ્ડ સને ૧૯૧૦ પુ ૯-૧૦. પૃ. ૩૪૩ તથા સને ૧૯૧૩નું પુ. ૧૦ પૃ. ૨૦૯). **વીરવિજય** તે જૈનોનો દયારામ છે. દયારામે શૃંગારિક કવિતા ગરબીમાં ગાઈ છે, જ્યારે ગરબી જેવાં ગીતો, પૂજા આદિમાં **વીરવિજયે** રચેલાં છે. વિશેષમાં **વીરવિજયે** મોટા મોટા રાસો પણ રચ્યા છે. દરેક નવીન ઢબની ગરબી કે એવી ચીજ સાંભ-

ળતા એટલે તે રાહમા પોતે લાલિત્યભર્યાં કાવ્યો રચતા. તેમાથી અનેક ઉર્મીગીતો (lyrics) મળશે

૯૯૮. આ શતકમા **લોકકથા સાહિત્ય**મા ગૂજરાતી ભાષામાં સં. ૧૮૨૫ પહેલા **ક્ષેમહર્ષે** **ચંદનમલયાગિરિ** ચો૦, **ભાણવિજયે** સં. ૧૮૩૦મા **વિક્રમ પચદંડ રાસ**, **ઋષભસાગર** બીજાએ સં. ૧૮૪૦મા (વિદ્યાવિલાસ પવાડા પરથી) **વિનયચટ** રાસ, લા. **રૂપમુનિએ** સં. ૧૮૮૦મા **વિક્રમરાજાના સમયમા મૂકેલા અંબડ** પર રાસ (કે જેમા વિક્રમના પરાક્રમ પચ દંડ વગેરેની અદ્દભુત વાતો છે) મળી આવે છે **ઐતિહાસિક સાહિત્ય**મા સં. ૧૮૦૨મા ઉદયસાગરે અને મ. ૧૮૧૭મા **માણિકયસાગરે** આ. કલ્યાણસાગરસૂરિપર રાસ, **વાના**-શ્રાવકે સં. ૧૮૨૦મા **વિબુધવિમલસુરિ** રાસ, કવિયણે સ. ૧૮૨૫મા દેવચંદ્રજી પર દેવવિલાસ, **પદ્મવિજયે** સ. ૧૮૨૮મા ઉત્તમવિજય નિર્વાણ રાસ, **રંગવિજયે** સં. ૧૮૪૯મા **પ્રતિષ્ઠાકલ્પ** સ્તવન, **લખ**-મીવિજયે સ. ૧૮૫૧ પછી ઢુંઢિયા ઉત્પત્તિ, **રૂપવિજયે** સં. ૧૮૬૨મા **પદ્મવિજય નિર્વાણ રાસ** તથા સં. ૧૯૦૦મા **વિમલમત્રી** રાસ, **અવિચલે** સં. ૧૮૬૯ પહેલા ઢુઢક રાસ, **તેજવિજયે** સં. ૧૮૭૦મા ધુલેવા કેસરીઆજીનો રાસ, **ક્ષેત્રવર્દ્ધને** સ. ૧૮૭૦મા **શાંતિદાસ અને વખતચદશેઠનો રાસ**, **ઉત્તમવિજયે** સં. ૧૮૭૮મા ઢુંઢક રાસ, 'કવિ બહાદુર' **દીપવિજયે** સુરત ખંભાત જબૂસર ઉદયપુર ચિતોડ (?) એ પાચ શહેરપર ગજલો સં. ૧૮૭૭મા તથા તે વર્ષમા મોટા **સોહમકુલ પટ્ટાવલી રાસ**, અને **વીરવિજયે** સં. ૧૮૬૦મા સ્વગુરૂ શુભ-વિજય પર શુભવેલી, સ. ૧૮૯૩મા **મોતીશા શેઠના ઢાળીઆ**, સં. ૧૯૦૩ મા હઠીસિંહની અંજનશલાકાના ઢાળીયા, સ. ૧૯૦૫મા સિદ્ધાચલ ગિરિનાર સંઘ સ્ત૦, તથા સ. ૧૯૦૮મા હરકુઅર સિદ્ધક્ષેત્ર સઘ સ્ત૦, વગેરે કરેલી રચનાઓ ઉપલબ્ધ થાય છે.

૯૯૯. **ગૂ૦ ગદ્ય સાહિત્યમાં** સ. ૧૮૦૧મા **તત્ત્વહંસે** ભુવનભાનુ ચરિત્રપર, સ. ૧૮૦૩મા (વિજયસિંહસૂરિ–ગજવિજય-ગુણવિજય અને હિતવિજય–જ્ઞાનવિજય શિ૦) **જીનવિજયે** (જીવવિજયે) કર્મ ગ્રથ પર, સં. ૧૮૦૫મા (ખ૦ હર્ષવિશાલ–જ્ઞાનસમુદ્ર–જ્ઞાનગજ–લબ્ધોદય-

દાનસાગર શિ૦) રત્નધીરે ભુવનદીપકપર, સં. ૧૮૧૩મા વિબુધવિમલસૂરિએ સ્વરચિત સમ્યક્ત્વ પરીક્ષાના સંસ્કૃત પદ્યમય ગ્રંથપર સ્વોપજ્ઞ, સં. ૧૮૩૩મા રંગવિજય શિ૦ રામવિજયે વિજયધર્મસૂરિ રાજ્યે જિનકીર્તિસૂરિ કૃત ધન્યચરિત્ર-દાનકલ્પદ્રુમ પર (જશા૦), સં. ૧૮૩૪મા લો. મહાનંદે કલ્પસૂત્રપર, પદ્મવિજયે સ. ૧૮૩૦મા યશોવિજયકૃત ૩૫૦ ગાથાના સીમધર સ્ત૦ પર, સં. ૧૮૪૬મા ગૌતમકુલક પર, તથા સં. ૧૮૪૯મા રાધનપુરમા યશોવિજયકૃત વીર હુંડી સ્ત૦ પર, (ત૦ ભાવરત્ન-શાંતિરત્ન-દાન્તિરત્ન-કનકરત્ન-સુબુધિરત્ન શિ.) ધર્મરત્ને સ. ૧૮૪૯મા ધન્યચરિત્રપર, સ. ૧૮૬૬મા જ્ઞાનસારે આનંદઘનકૃત ૨૨ જિનસ્તવનોપર (પ્ર૦ પ્રકરણ રત્નાકર ભા. ૧), ઉક્ત પ્રસિદ્ધ કવિ વીરવિજયે સં. ૧૮૮૧મા યશોવિજયકૃત અધ્યાત્મસાર પર (પ્ર૦ પ્રકરણ રત્નાકર ભાગ ૧), ત૦ સુમતિવિજય શિ૦ રામવિજયે સ ૧૮૭૮ (? ચંદ્રગજાદ્રિભ પ્રમુ મિતે) ઉપદેશમાલાપર અને સં. ૧૮૮૪મા હેમાચાર્યકૃત નેમિનાથ ચરિત્ર પર (પ્ર. કા. વડો.), (ત૦ જિનવિજય-ઉત્તમવિજય-અમીવિજય શિ ) કુંવરવિજયે સં. ૧૮૮૨મા પાલીમા ખ૦ દેવચંદ્રજીકૃત અધ્યાત્મ ગીતા નામની ભાષાકૃતિ પર, ઉક્ત પ્રસિદ્ધ શ્રી યશોવિજય ઉપાધ્યાયના ગુણવિજય-સુમતિવિજય શિ૦ ઉત્તમવિજયે વિજયજિનેંદ્ર સૂરિ રાજ્યે (સં. ૧૮૪૧ થી ૧૮૮૪ વચ્ચે) રત્નશેખરસૂરિકૃત શ્રાદ્ધવિધિવૃત્તિપર, બાળાવબોધની રચના કરી. ખ૦ ક્ષમાકલ્યાણે સં. ૧૮૩૮મા પાક્ષિકાદિ પડિકમણુ વિધિ ગદ્યમા સંગ્રહિત કરી તથા પછી પ્રશ્નોત્તર સાર્ધશતક ભાષામા રચ્યુ. 'કવિ બહાદુર' દીપવિજયે સં. ૧૮૭૬ પછી નવ બોલની ચર્ચા લખી અને સ. ૧૮૮૬મા સુરતમા પ્રશ્નોત્તર-સમુચ્ચય ભાષામા રચ્યુ (ખેડા ભ, પ્ર કા.)

## વિક્રમ ૨૦મું શતક [સ. ૧૯૦૧ થી ૧૯૬૦].

૧૦૦૦. આ શતકમા ખાસ નોધવા જેવી સંસ્કૃત કે પ્રાકૃત કૃતિ જોવામા આવી નથી. જૂની પદ્ધતિપર કવિતા રચનારા થોડા ભાષા-કવિઓ નીચેના પ્રાપ્ત થાય છેઃ-ચિદાનંદ (મૂલ કપૂરવિજય)



મ ૧૯૦૩ ના હઠીસિંહના દહેરાનો બહારનો દેખાવ, અમદાવાદ

[By Courtesy of B B & C I Ry ]



હઠીસિંહના મંદિરનું દ્વાર



તે મંદિરનો અંદરનો ભાગ

[By Courtesy of B B & C I Ry]

સં. ૧૯૦૦-૧૯૦૭, અમૃતવિજય ૧૯૦૨, બાલચંદ ૧૯૦૭. જશવિજય ૧૯૧૦, રંગવિજય ૧૯૧૧, દયાવિજય ૧૯૧૨, ઋદ્ધિશ્રી (સાધ્વી) ૧૯૧૬, રત્નપરીખ ૧૯૧૮, ખોડીદાસ ૧૯૧૯-૨૮ રવચદ ૧૯૨૭, જિનદાસ ૧૯૩૦, મયારામ ભોજક ૧૯૩૦ આસપાસ, મણિચંદ્ર ગોરજી, હુલાસચંદ ૧૯૪૭

૧૦૦૧ અર્વાચીન શુદ્ધ અને શિષ્ટ ગૂજરાતીમા કવનાર અને લખનાર પ્રસિદ્ધ વ્યક્તિઓ તો ડાહ્યાભાઇ ધોળશાજી નાટકકાર અને રાયચદ કવિ અધ્યાત્મી ફિલસુફ. ચિદાનદજી મસ્ત અધ્યાત્મી હતા-તેમણે મિશ્ર ભાષામા હિંદી પ્રત્યેજ ઢળતી ભાષામા અધ્યાત્મકૃતિઓ પદ્યમા રચી છે. પ્રસિદ્ધ જૈનાચાર્ય આત્મારામજીએ હિંદીમા પૂજા રચી છે. આ ટૂંકમા સં. ૧૯૫૦-૫૫ સુધીનો કાવ્ય સાહિત્યનો ઇતિહાસ છે. ત્યા સુધીમા થયેલ ઉપર્યુક્ત ચારે પ્રસિદ્ધ વ્યક્તિઓ તથા વીરચંદ રાઘવજી ગાંધી કે જેમણે અગ્રેજીમા જૈનધર્મ સંબંધી વ્યાખ્યાનો અમેરિકા, ઇંગ્લંડ, હિંદમા આપી ખ્યાતી મેળવી-તેઓના ટુંક વૃત્તાત હવે પછી આપવામા આવે છે.

## ચિદાનદજી

મતિ મત વિચારો રે મત મતીયનકા ભાવ; મતિ૦
વસ્તુગતે વસ્તુ લહોરે વાદવિવાદ ન કોય
સૂર તિહા પરકાશ પિયારે ! અંધકાર નવિ હોય—મતિ૦
રૂપ રેખ તિહા નવિ ઘટેરે મુદ્રા ભેખ ન હોય
ભેદજ્ઞાન દૃષ્ટિ કરી પ્યારે ! દેખો અંતર જોય—મતિ૦
તનતા મનતા વચનતારે પર પરિણુતિ પરિવાર
તનમનવચનાતીત પીયારે ! નિજ સત્તા સુખકાર—મતિ૦
અંતર શુદ્ધ સ્વભાવમે રે નહીં વિભાવ લવલેશ
ભ્રમ આરોપિત લક્ષથી પ્યારે ! હસા સહત કલેશ—મતિ૦
અંતર્ગત નિશ્ચે ગહી રે કાયાથી વ્યવહાર
ચિદાનદ તવ પામીયે પ્યારે ! ભવસાયરકો પાર—મતિ૦

૧૦૦૨ ચિદાનદ—પૂર્વનામ કર્પૂરવિજય હતુ. તેઓ આત્મજ્ઞાની હતા. આ સૈકામાજ થયેલા એટલે તેમના સંબધી તેમના સમાગમમા

આવેલા તરફથી ઘણુ જાણી શકાય પણ દુર્ભાગ્યે કંઇ મળ્યુ નથી. તેમના વચનો પરથી અને જે કંઇ કિવદન્તી સાભળી છે તે પરથી કહી શકાય કે 'જૈન મુનિ થયા પછી પોતાની પરમ નિર્વિકલ્પ દશા થઇ હતી અને મધ્યમ અપ્રમત્ત દશામા પ્રાયે હતા આ કાળમા એવી દશાએ પહોચેલા બહુજ થોડા મનુષ્યની પ્રાપ્તિ પણ દુર્લભ છે. એ આત્માનુભવી હતા. તેમની કૃતિ નામે સ્વરોદયની ભાષા અર્દ્ધ હિંદી અને અર્દ્ધ ગૂજરાતી આપણે જોઇ શકીશુ, એ ભાષામા એકકે ભાષા સંપ્રદાયપૂર્વક ભણ્યા હોય એવું કઇ જણાતુ નથી; એથી એમની આત્મશક્તિ કે યોગદશાને કંઈ બાધ નથી. તેમ ભાષાશાસ્ત્રી થવાની તેમની કંઇ ઇચ્છા પણ રહી હોય એમ નહીં હોવાથી, પોતાને જે કંઇ અનુભવગમ્ય થયુ છે તેમાનો કઇ પણ બોધ લોકોને મર્યાદાપૂર્વક જણાવી દેવો એ તેમની જિજ્ઞાસાથી એ ગ્રંથની ઉત્પત્તિ છે; અને એમ હોવાથીજ ભાષા કે છદની ટાપટીપ, અથવા યુક્તિ પ્રયુક્તિનુ વધારે દર્શન આ ગ્રથમા આપણે જોઇ શકતા નથી' (શ્રીમદ્ રાજચંદ્ર)

૧૦૦૩ **હુકમ મુનિ**—આ પણ એક અધ્યાત્મી મુનિ થયા. રાધનપુરના વીશાશ્રીમાળી વણિક જન્મ સં ૧૮૭૦ પિતા લાલચંદ માતા અચરત. સ્વત દીક્ષા સં. ૧૯૦૩. ઘણી તપશ્ચર્યા ને ગ્રામનુગ્રામ વિહાર. છેવટે સુરતમા વધુ વર્ષ રહ્યા. સ્વ. સં. ૧૯૪૮. તેમણે દ્રવ્યાનુયોગ અને અધ્યાત્મને લક્ષીને અનેક કૃતિઓ ગદ્યપદ્યમા ગૂર્જર ભાષામા રચી-સમ્યકત્વ સારોદ્ધાર, જ્ઞાનવિલાસ તત્ત્વસારોદ્ધાર, જ્ઞાન ભૂષણ, હુકમવિલાસ, આત્મચિંતામણી, પ્રકૃતિપ્રકાશ, પદ સંગ્રહ, ધ્યાનવિલાસ, મિથ્યાત્વવિધંસણ, અભાવ પ્રકરણ, અનુભવ પ્રકાશ, અધ્યાત્મસારોદ્ધાર, બોધદિનકર વગેરે. (જુઓ અનુભવ જૈન હુકમ પ્રકાશની પ્રસ્તાવના).

**વિજયરાજેંદ્ર સૂરિ** આ સમયમા થયા. ભરતપુરમા ઓશવાલ વણિક ઋષભદાસ અને કેસરી બાઇથી જન્મ સં. ૧૮૮૩. ામ રત્નરાજ. યતિ દીક્ષા રત્નવિજય નામ રાખ્યુ સં. ૧૯૦૩. ધરણેન્દ્ર

સૂરિ સાથે ઝઘડો થતા આહોરમા સં. ૧૯૨૩મા આચાર્ય પદ લઇ વિજયરાજેંદ્ર સૂરિ નામ રાખ્યુ. સં. ૧૯૩૩મા જાલોરના કુમારપાલ રાજાએ કરાવેલ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો ને કુંભ શેઠના ચોમુખ-જીના મંદિરમા પ્રતિષ્ઠા કરી. ૭૦૦ સ્થાનકવાસી ઘર મંદિરમાર્ગી કર્યા સં. ૧૯૪૧મા અમદાવાદ ચોમાસુ કરી આત્મારામજી સાથે પત્ર-દ્વારા ચર્ચા વાર્તા કરી. સં. ૧૯૪૬મા સિયાણામા 'અભિધાન રાજેન્દ્ર કોષ'નો આરંભ કર્યો. ૧૯૫૭મા સિયાણામા કુમારપાલ રાજાએ કરાવેલ સુવિધિનાથના જિનમંદિરનો ઉદ્ધાર કરાવ્યો ૧૯૫૯મા આહોરમા મોટો જ્ઞાનભંડાર કરાવ્યો તેમા અગણિત હસ્તલિખિત તેમજ મુદ્રિત ગ્રંથોનો આરસપહાણની આલમારીમા રખાવી સંગ્રહ કર્યો. સ્વર્ગસ્થ રાજગઢમા સં. ૧૯૬૩. તેમણે જુદે જુદે સ્થળે મળી બાવીસ અંજનશલાકા કરી અનેક મૂર્તિઓની પ્રતિષ્ઠા કરી હતી. તેમનુ મહાનમા મહાન્ કાર્ય 'અભિધાન રાજેન્દ્ર કોષ' નામનો સંગ્રહ ગ્રંથ. તેના લગભગ આઠસોથી હજાર પાનાવાળું એક એમ આઠ વૉલ્યુમો અત્યાર સુધી મુદ્રિત થયા. તેમા અકારાદિ વર્ણાનુક્રમે પ્રાકૃત શબ્દ, તેનો સંસ્કૃત શબ્દ, વ્યુત્પત્તિ, લિંગ અને અર્થ જે પ્રમાણે જૈનાગ-મોમા મળે છે તે પ્રમાણે તેમજ અન્ય ગ્રંથોમા આવે છે તે પ્રમાણે તે દરેના ઉતારા ટાંકી આ કોષને બને તેટલો પ્રમાણિક-પ્રમાણ સહિત કરવા મહાભારત પ્રયત્ન કરવામા આવ્યો છે. જૈનાગમોનો એવો કોઇ પણ વિષય નથી કે જે આ મહાકોશમા ન આવ્યો હોય. કુલ સાઠ હજાર શબ્દો, ને આખા ગ્રંથનું પ્રમાણ સાડાચાર લાખ શ્લોક પ્રમાણ થશે. અન્યગ્રંથો-શબ્દામ્બુધિકોશ-તેમા માત્ર પ્રાકૃત શબ્દનો સંસ્કૃત અને હિંદીમા અર્થ છે, સકલૈશ્વર્ય સ્તોત્ર સટીક, ખાપરિયાતસ્કર પ્રબન્ધ, શબ્દકૌમુદી શ્લોકબદ્ધ, કલ્યાણસ્તોત્ર પ્રક્રિયા ટીકા, ધાતુપાઠ શ્લોક બદ્ધ, ઉપદેશ રત્નસાર ગદ્ય, દીપાવલી કલ્પસાર ગદ્ય, સર્વ સંગ્રહ પ્રકરણ (પ્રાકૃત ગાથા બદ્ધ), પ્રાકૃત વ્યાકરણ વિવૃતિ ભાષામા પણ પદ્ય તેમજ ગદ્ય રચના કરી (અભિધાન રાજેંદ્ર કોષ ભાગ ૧ પ્રસ્તાવના)

રાખ્યું અને સાથેના ૧૫ મુનિઓ પોતાના શિષ્ય થયા સં ૧૯૩૨.

૧૯૦૫ ગૂજરાત સૌરાષ્ટ્રમા ફરી ત્યાના સર્વ જૈન તીર્થોની યાત્રા કરી મારવાડમા જોધપુર ચોમાસું કરી જયપુર દિલ્લી થઈ પંજાબમા આવ્યા સં ૧૯૩૫ મતપલટથી કાયાપલટ થવાથી ત્યા ઢૂંઢીઆ જૈનો સામે ભારે સામનો કર્યો. અનેકને દીક્ષા આપી. ગ્રંથોની રચના કરી. ૧૯૩૭ મા ગુજરાવાલામા ચોમાસુ રહી જૈન તત્ત્વાદર્શ શરૂ કર્યો ને બીજે વર્ષે હોશિયારપુરમા પૂરો કર્યો. ૧૯૩૯ માં અંબાલામા **અજ્ઞાનતિમિરભાસ્કર** લખવો શરૂ કર્યો ને સત્તરભેદી પૂજા રચી. પાચ વર્ષ પંજાબમા ગાળી ૧૯૪૦ મા વીકાનેર ચોમાસું કર્યું. ત્યા **વીસ**સ્થાનક પૂજા બનાવી. ૧૯૪૧ મા અમદાવાદ ચોમાસું કર્યું. ત્યાથી શ્રાવકોએ પંજાબ માટે ધાતુ પાષાણની અનેક જૈન મૂર્તિઓ જૂદા જૂદા શહેરોમા મોકલી અને ત્યા આચાર્યે સ્થાનકવાસી જેઠમલ સાધુકૃત સમ્યક્ત્વસારમા કરેલા આક્ષેપોના પ્રતિકાર રૂપે સમ્યક્ત્વશલ્યોદ્ધાર નામનું ખંડનાત્મક પુસ્તક રચ્યુ. પછી ખંભાતમા જઈ ત્યાના પ્રાચીન તાડપત્રો પરના ધર્મપુસ્તકો વાચ્યા ને **અજ્ઞાનતિમિરભાસ્કર**નો ગ્રંથ પૂરો કર્યો. તેમા વેદાદિ શાસ્ત્રોમા યજ્ઞાદિ ધર્મનો જેવો વિચાર છે તેવો સપ્રમાણ બતાવ્યો તથા જૈનધર્મનું સંક્ષિપ્ત વર્ણન આપ્યુ. ૧૯૪૨ મા સુરત ચોમાસુ કરી ત્યા જૈનમતવૃક્ષ નામનો ઐતિહાસિક ગ્રંથ લખ્યો, ને ત્યા રહેતા હુકમ મુનિના **અધ્યાત્મસાર** નામના ગ્રંથમાથી ૧૪ પ્રશ્ન કાઢી તેના ઉત્તર તેની પાસેથી માગી પ્રશ્ન તથા ઉત્તર સર્વત્ર મોકલી ઉત્તર અને તે ગ્રંથ શાસ્ત્રશૈલી અનુસાર નથી એવી ઘોષણા કરાવી. ૧૯૪૩ મા પાલીતાણામા ચોમાસુ કર્યું અને ત્યા મળેલા સંઘે કાર્તિક વદી ૫ ને દિને સૂરિપદ આપી તેમનુ નામ **વિજયાનંદસૂરિ** સ્થાપ્યુ. ત્યા **અષ્ટપ્રકારી** પૂજા રચી. પાટણ આવી ત્યાના પ્રાચીન ભંડારોમાથી અનેક ગ્રંથોના ઉતારા કરાવરાવી તેમનું દોહન કર્યું, ને ૧૯૪૪ મા રાધનપુરના ચોમાસામા ચતુર્થ સ્તુતિ નિર્ણય (ભાગ ૧) રચ્યો કે જે **રાજેંદ્રસૂરિ**ના ત્રિસ્તુતિના વાદનું ખંડન કરે છે.

૧૦૦૬ સં. ૧૯૪૫ ના મહેસાણાના ચાતુર્માસમા ડા. હૉર્નલ (Hoernle) નામના વિદ્વાને શા. મગનલાલ દલપતરામ દ્વારા એક પત્રથી જૈનધર્મ સંબંધી કેટલાક પ્રશ્નો પૂછતા આચાર્યશ્રીએ આપેલા ઉત્તરોએ તેનું સંતોષપૂર્વક સમાધાન કર્યું અને તે માટે તેણે હાર્દિક ધન્યવાદ આપ્યો. (આ ઉત્તરો 'જૈનધર્મ પ્રકાશ'મા પ્રસિદ્ધ થયા છે). તે વિદ્વાન્ મહાશયે ઉપાસગ દશાઓ (ઉપાસક દશાંગ)નું સંપાદન લગભગ કરી લીધુ હતુ, તે પ્રકટ કર્યું ત્યારે તેમા આત્મારામજીને અર્પણપત્રિકા સ્વરચિત સંસ્કૃત પદ્યમા આપી છે કે જે આ વૃત્તાતને મોખરે મૂકવામા આવેલ છે; તે ઉપરથી તેમજ તેના ઉપોદ્‌ઘાતમા કરેલા ઉલ્લેખથી સમજાય તેમ છે કે તે વિદ્વાન્ પર મહારાજશ્રીએ કેટલો બધો પ્રભાવ પાડયો હતો. પછી બીજી વખત ગૂજરાત કાઠિયાવાડ મારવાડ આદિ દેશમા વિચરી દિલ્લી થઇ પુન. પંજાબમા પધાર્યા. ત્યા લુધિયાનામા આર્યસમાજ વગેરે લોક સાથે ચર્ચા કરી. સં. ૧૯૪૮ મા અમૃતસરમા અરનાથ જિન પ્રતિષ્ઠા કરી અને જૈનમતવૃક્ષનુ પુન સસ્કરણ કર્યું. પટ્ટીમા ચતુર્થસ્તુતિ નિર્ણયનો બીજો ભાગ અને નવપદ પૂજાની રચના કરી. તે વર્ષમા જીરામા ચિંતામણિ પાર્શ્વનાથની અને હુશીયારપુરમા વાસુપૂજ્યની પ્રતિષ્ઠા કરી. ૧૯૫૦ મા ચીકાગોની વિશ્વધર્મ પરિષદ્ તરફથી ત્યા આવવા નિમંત્રણ થયું પરંતુ પોતાની સાધુવૃત્તિમા ખલેલ આવે તેથી ત્યા જવાની અશકયતાને કારણે જૈન ગ્રેજયુએટ વીરચંદ રાઘવજી ગાંધીને ત્યા મોકલવાનુ નક્કી કરવામા આવ્યુ. વીરચંદે મહારાજ પાસે આવી જૈનધર્મ સંબંધીનુ જ્ઞાન પ્રશ્નોદ્વારા લીધુ અને તે ચીકાગો પ્રશ્નોત્તર એ નામના પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયેલ છે. તે ધર્મસમાજના અહેવાલમા આ આચાર્યના ફોટા નીચે જણાવવામા આવ્યુ કે.—

'જેટલી વિશેષતાથી મુનિ આત્મારામજી'એ પોતની જાતને જૈન સમાજ માટે તાદાત્મ્યવાળી કરી છે તેવી રીતે કોઈએ કરેલ નથી. દીક્ષાગ્રહણના દિવસથી તે જીવન પર્યંત જે ઉદાત્તચિત્ત મહાશયોએ સ્વીકૃત ઉચ્ચ 'મિશન' માટે અહોરાત્ર કાર્ય કરવાની પ્રતિજ્ઞા લીધી છે તે પૈકીના તેઓ એક છે

તેઓ જૈન કોમના આચાર્યવર્ય છે, અને પૌર્વાત્ય પંડિતો—'સ્કૉલર્સ'એ તેમને જૈનધર્મ અને સાહિત્યપર વિદ્યમાન ઉંચામા ઉંચા પ્રમાણભૂત તરીકે સ્વીકારેલ છે[૫૪૨]

૧૦૦૭ સં. ૧૯૫૧ ના ચોમાસામા જીરામા તત્ત્વનિર્ણય પ્રાસાદ નામનો ગ્રંથ પૂર્ણ કર્યો. તેમણે ઋગ્વેદાદિ વેદો મહાભારત પુરાણો વગેરેનો સ્વાધ્યાય સારી રીતે અનુક્રમે કર્યો હતો કે જે તેમના પુસ્તકોમા પ્રતિબિંબિત થાય છે. પંજાબમા હજુ સુધી સાધ્વીઓ નહોતી તે જીરામા આવી ને ત્યા એકબાઇને સૂરિએ દીક્ષા આપી પટ્ટીમા માઘમાસમા મનમોહન **પાર્શ્વ**નાથની પ્રતિષ્ઠા કરી ૧૯૫૨ મા અંબાલા ચોમાસામા ચીકાગોથી આવીને **વીર**ચંદ ગાંધી મળ્યા ને ત્યાના ધર્મસમાજની કાર્યવાહી જણાવી એથી આચાર્યને ઘણો હર્ષ થયો ત્યા સુપાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી. લુધિયાનામા સંઘનો ક્લેશ કાઢી નાખ્યો. **સનખતરામા** સં. ૧૯૫૩ મા ૧૭૫ બિંબની અંજનશલાકા કરી ને ત્યા પ્રતિષ્ઠા કરી, છેવટે સં. ૧૯૫૩ જેઠ શુ. ૮ ને દિને દેહત્યાગ કર્યો. (આ વૃત્તાંતમા **માર** સંવત આપ્યા છે)

૧૦૦૮ **સત્ય**વિજય ગણિની પરંપરામા પદ્મવિજય–રૂપવિજય–કીર્ત્તિવિજય–કસ્તૂરવિજય–મણિવિજય–બુદ્ધિવિજયના પોતે શિષ્ય થયા અને તેમના અનેક શિષ્યોનુ વૃંદ ગૂજરાતમા વિચરે છે. પંજાબમા જે જિનમંદિરો છે તે સર્વ તેમના ઉપદેશનું ફલ છે. તેમના નામથી

---

૫૪૨ 'No man has so peculiarly identified himself with the interests of the Jain Community as "Muni Atmaramji" He is one of the noble band sworn from the day of initiation to the end of life to work day and night for the high mission they have undertaken. He is the high priest of the Jain Community and is recognized as the highest living "Authority" on Jain religion and literature'



શ્રી વીરચંદ રાઘવજી ગાંધી B A. પારા ૧૦૧૪-૧૮

[ આગમોદય સમિતિના સૌજન્યથી ]

અનેક સંસ્થાઓ ઉદ્ભવી છે તે પૈકી જૈન આત્માનંદ સભા ભાવનગરે અનેક પ્રાચીન પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કર્યાં છે, અને આત્માનંદ પ્રકાશ નામનું માસિક ૨૮ વર્ષથી ચાલુ રાખ્યું છે. (આચાર્યનું વિશેષ વૃત્તાંત જોવું હોય તો તત્ત્વનિર્ણય પ્રાસાદની ભૂમિકામાં આપેલ ચરિત્ર પૃ ૩૩ થી ૮૩, અને જૈન શ્વે૦ કૉન્ફરન્સ હેરૅલ્ડ પુ. ૯ અંક ૮-૯ નો પર્યુષણ અંક પૃ ૪૬૧ થી ૪૭૫.)

૧૦૦૯ 'યશોવિજય ઉપાધ્યાય પછી શ્રુતાભ્યાસ બંધ પડયા જેવો હતો તે આત્મારામજી મહારાજે શરૂ કર્યો અને બહુશ્રુતપણાનું સ્થાન સંભાળી લીધું ત્યારથી એટલે લગભગ દોઢસો વર્ષના ઇતિહાસમાં શ્વેતામ્બર કે દિગંબર બંને પંથમાં એક મહાન્ વિભૂતિ આત્મારામજીજ નજરે આવે છે; તેમને આ દરજ્જો પ્રાપ્ત થયાના ખાસ વિશિષ્ટ કારણો છે—તેમનામાં અડગ શ્રદ્ધા, શાસન પ્રત્યે અનુરાગ હતા પણ વિશિષ્ટ કારણ એ કે તેમણે બુદ્ધિદ્વાર ખુલ્લું મૂકયું અને મેળવી શકાય તેટલા સમગ્ર જ્ઞાનને મેળવવા પુરૂપાર્થ કર્યો. તેમણે પોતાની બુદ્ધિને શાસ્ત્રવ્યાયામની કસોટીએ જીંદગીભર કસી અને જે વખતે છાપેલાં પુસ્તકો બહુજ ઓછાં હતાં તે વખતે અત્યારના જમાનાનો માણસ કલ્પી ન શકે તેટલાં જૈન જૈનેતર દર્શનોના અનેક વિષયોના સંખ્યાબંધ પુસ્તકો વાંચી કાઢયાં જે વખતે જૈન પરંપરામાં ઐતિહાસિક દૃષ્ટિ આવી ન હતી અને જૈન પુસ્તકો ઉપરાંત શિલાલેખો તામ્રપત્રો, ભૂગોળ, ભૂસ્તર આદિ વિદ્યાઓને પણ બહુશ્રુતપણામાં સ્થાન છે એ કલ્પનાજ જાગી ન હતી તે વખતે મળેલાં બધાં સાધનો જાણી ઐતિહાસિક દૃષ્ટિએ જૈનદર્શનની પ્રાચીનતા અને મહત્તા સ્થાપિત કરવાનો પ્રયત્ન એમણેજ પહેલવહેલાં કર્યો હતો એમનું આશ્ચર્ય પમાડે એવું વિશાળ વાચન, અદ્ભુત સ્મરણ શક્તિ અને ઉત્તર આપવાની મર્ચોટતા એમના સ્મરણીય પુસ્તકોમાં પદે પદે દેખાય છે. એજ બુદ્ધિયોગે તેમને વિશિષ્ટ દરજ્જો આપ્યો છે.

૧૦૧૦ 'તેમનામાં બુદ્ધિયોગ ઉપરાંત એક બીજું તત્ત્વ જે હતું

તેણે તેમને મહત્તા અર્પી છે. આ તત્ત્વ ને તત્ત્વપરીક્ષક શક્તિનું અગર તો ક્રાંતિકારિતાનું ઘણા વર્ષ અપાર પૂજાના ભાર નીચે એક સંપ્રદાયમાં બદ્ધ થયા પછી તેને કાચળીની માફક ફેંકી દેવાનું સાહસ એ એમની ક્રાંતિકારિણી શક્તિ સૂચવે છે. એમના આત્મામાં કોઈ એવી સત્યશોધક શક્તિ હોવી જોઇએ કે જેણે તેમને રૂઢિના ચીલા ઉપર સંતુષ્ટ રહેવા ન દીધા, એમનું જીવન બીજાં ત્રીશેક વર્ષ લંબાયું હત તો તેમની ક્ષત્રિયોચિત ક્રાંતિકારિણી પ્રકૃતિએ તેમને કઈ ભૂમિકાએ પહોંચાડયા હત એની કલ્પના કરવી એ કઠણ છે પણ એટલું તો એમના તરવરતા જીવનમાંથી ચોખ્ખું દેખાય છે કે તેઓ એકવાર પોતાને જે સાચું લાગે તેને કહેવા અને આચરવામાં કોઈ મોટા ખાનખાનાની પરવા કરે કે પ્રતિષ્ઠાથી લલચાઇ જાય તેવા ન હતા.

૧૦૧૧ 'જૈનશ્રુતનો જે વારસો મળ્યો તેજ વારસો સંભાળી બેસી રહ્યા હોત અને બહુશ્રુત કહેવાયા હોત તો પણ તેમનું આ સ્થાન નહોત. એમણે દેશકાળની વિદ્યાસમૃદ્ધિ જોઈ, નવાં સાધનો જોયાં અને ભાવિની જોખમદારી જોઈ, અને આત્મા તનમની ઉઠયો. તે સાથેજ તે માટે જેટલું પોતાથી થઇ શકે તે કરવા મંડયા એમણે વેદો વાંચ્યા, ઉપનિષદો જોયાં, શ્રૌતસૂત્રો સ્મૃતિઓ અને પુરાણોનું પારાયણ કર્યું, સામયિક નવું ઉદ્‌ભવતું સાહિત્ય જોયું, મૃત અને જીવતી બધી જૈન શાખાઓનું સાહિત્ય, તેમનો ઇતિહાસ અને તેમની પરંપરાઓ જાણી, અને ત્યારબાદ પોતાને જે કહેવું હતું કે કહ્યું. એમના કથનમાં શાસ્ત્રનો પ્રચંડ સંગ્રહ છે, વ્યવસ્થાની પ્રતિભા છે અને અભ્યાસની જાગૃતિ છે. એમણે મળેલ વારસામાં આટલો ઉમેરો કર્યો. દરેક આચાર્ય પદે આવનારે તેમ કરવું ઘટે. × × ×

૧૦૧૨ 'મહારાજશ્રીએ જે બહુશ્રુતપણાની ગંગા શરૂ કરી છે તે નવી પરિસ્થિતિ જોતાં માત્ર ગંગોત્રી છે અને સંપ્રદાયની ભૂમિકા ઉપર ઉભા રહી તેમણે જે સંશોધનવૃત્તિ તેમજ ઐતિહાસિક

વૃત્તિ દાખવી છે તે ભાવી સંશોધકો અને ઐતિહાસિકોને ઇતિહાસનો મહેલ બાંધવા માટે પાયામાં મૂકાતા એક પત્થરની ગરજ પૂરી પાડે છે. સંશોધનો, ઐતિહાસિક ગવેષણાઓ અને વિદ્યાઓ કયાં પૂરી થાય છે તે કોઈ નજ કહી શકે. તેથી તે દિશામાં સમગ્ર પુરૂષાર્થ દાખવી પગલું ભરનારનો નાનકડો શો ફાળો પણ બહુજ કિંમતી ગણાવો જોઇએ આ દૃષ્ટિએ 'અજ્ઞાન તિમિર ભાસ્કર' ઉપર વિશેષ કામ કરવા ઇચ્છનાર પ્રૌઢ સંશોધક અને ઐતિહાસિકને પુષ્કળ અવકાશ છે."૫૪૩

૧૦૧૩. હવે આપણે આત્મારામજીની બદલીમાં ચીકાગો વિશ્વ-ધર્મ પરિષદમાં જૈનધર્મના પ્રતિનિધિ તરીકે તેમની પાસથી ધર્મજ્ઞાન મેળવી જનાર અને ત્યાં આદર મેળવનાર જૈન ગ્રેજ્યુએટ **વીરચંદ** રાઘવજી ગાંધીનો પરિચય કરીશું.

## વીરચંદ રાઘવજી ગાંધી.

(ત્રોટક)

પરમાર્થિક તારક મધ્યમણી, વળી દુર્જન ધૂઅડ દિનમણી
વીરચંદ્ર સુધાર્મિક ચંદ્રમણી, જય રાઘવજીસુત રત્નમણી
વિચરી ધીર વીર વિદેશ ઘણા, પરણી કીરત કમળા રમણી
રમણીક પ્રભાવિક પૂજ્ય ધણી, જય રાઘવજી સુત રત્નમણી.
કરિયાણક તર્ક વિતર્ક તણા, માતેમાંથી ભેગમસેળ ઘણા
કરી શુદ્ધ ધર્યા ખુબી ગાવી તણી, જય રાઘવજી સુત રત્નમણી

—સ્વ ઢાલાભાઇ ઘો ઝવેરી.

૧૦૧૪. જન્મ કાઠિયાવાડના ભાવનગર પાસેના મહુવા ગામમાં

---

૫૪૩ સુવિચારક પંડિત શ્રી સુખલાલજીના 'શ્રી આત્મારામજી જયંતી પ્રસંગે કંઈક વક્તવ્ય' એ નામના સં ૧૯૮૫ના જ્યેષ્ઠના જૈનયુગના અંક ૯ ૩૯૭-૮ માં પ્રસિદ્ધ થયેલા લેખમાંથી.

સં. ૧૯૨૦ મા (૨૫-૮-૧૮૬૪ દિને) ગરીબ પણ કુલીન ગૃહમાં થયો. પિતાનું નામ રાઘવજી. ભાવનગરમા અભ્યાસ કરી સોળમે વર્ષે મેટ્રિક ને મુબઇમા એલ્ફિન્સ્ટન કૉલેજમા ભણી વીસ વર્ષની વયે બી. એ. થયા. સં. ૧૯૩૮-૩૯ મા સ્થપાયેલ જૈન એસોસિયેશન ઑફ ઇંડિયાનું મંત્રીપદ પોતાને સં. ૧૯૪૧ મા મળતા સામાજિક ધાર્મિક અને રાજકીય સુધારા-અનેક વિષયો પર થતી ભાષણશ્રેણીમા ભાષણો આપ્યા ૧૯૪૨ મા હુકમમુનિ સબંધી વિચાર થયો શત્રુંજય પર કોઇએ ખોદી નાખેલી જૈન પાદુકા સંબંધી વિવાદ પાલીતાણાના ઠાકોર સુરસિંહજી સાથે થતા તેમા વીરચંદભાઇએ પુષ્કળ મહેનત લીધી. આખરે સુરસિંહજી મરણ પામતા તેની ગાદીએ આવેલા માનસિંહજી સાથે સં ૧૯૪૩ (૧૮૮૬) મા રૂ. ૧૫ હજારની ઉચક રકમ ૪૦ વર્ષ સુધી આપવાનો કરાર થયો. તે વર્ષમા સોલિસિટર થવાનો અભ્યાસ શરૂ કર્યો. સં. ૧૯૪૮ (સને ૧૮૯૧) મા એક અગ્રેજે પવિત્ર સમ્મેતશિખરપર ચરબી બનાવવાનુ કારખાનુ ઉઘાડતા જૈન સમાજની થયેલી ક્ષુબ્ધ લાગણીને અગે તેની સામેના મંડાયેલા કેસમા આખરે અપીલમા મહા મહેનત લઈ વીરચંદભાઇએ વિજય મેળવ્યો ને તીર્થ પરનો અત્યાચાર દૂર કરાવ્યો.

૧૦૧૫. સ. ૧૯૫૦ (સને ૧૮૯૩) મા **ચી**કાગોમા ભરાનારી વિશ્વધર્મ પરિષદ્ (Parliament of Religions) મા જૈનધર્મના પ્રતિનિધિ તરીકે આચાર્યશ્રી **આ**ત્મારામજી પર આમત્રણ આવતા, જૈનસાધુ સમુદ્રોલ્લંઘન અપવાદ સિવાય ન કરી શકે એમ માન્યતા હોવાને કારણે તેઓ જઈ શકે તેમ નહોતું. **વી**રચદભાઇને પ્રતિનિધિ તરીકે મોકલવાનુ ઠરતા તેમણે આત્મારામ સૂરિ પાસે જૈન તત્ત્વજ્ઞાનનુ ઉંડું અધ્યયન કરી લીધું અને પોતે પરિષદ્મા જવા ઉપડી ગયા. ત્યા હિન્દુ ધર્મના પ્રતિનિધિ તરીકે પ્રસિદ્ધ વિવેકાનંદ આદિ આવ્યા હતા. બંનેએ સારી છાપ ત્યાના લોકપર પાડી. **વી**રચદે જૈનધર્મનુ સ્વરૂપ-નીતિ અને તત્ત્વજ્ઞાન બંને એવી ઉત્તમ રીતે પરિ-

ષદ્ સમક્ષ મૂકયુ કે અમેરિકાના તે વખતના એક વજનદાર પત્રે જણાવ્યું કે.—

—'પાર્લામેંટ'મા પ્રતિષ્ઠિત હિંદુ વિદ્વાનો, તત્ત્વજ્ઞાનીઓ અને ધર્મોપદેશકોએ હાજર થઈ ભાષણો આપ્યાં હતાં તેમાંના કેટલાક તો એવા હતા કે જેમને વિદ્વત્તા, વક્તૃત્વકલા અને ધર્મભક્તિમાં કોઈપણ પ્રજાની ઉચ્ચમાં ઉચ્ચ વ્યક્તિઓ સાથે સમાનપદ પર મૂકાય તેમ છે, પરંતુ એટલું તો નિર્ભયતાથી કહી શકાય તેમ છે કે પૌર્વાત્ય પંડિતોમાથી જૈન સમાજના યુવક ગૃહસ્થે પોતાના વર્ગની નીતિ અને તત્ત્વજ્ઞાન સબંધી આપેલ ભાષણ શ્રોતાઓએ જે રસથી સાંભળ્યું હતુ તે કરતાં વધારે રસથી કોઈપણ પૌર્વાત્ય પંડિતનુ તેમણે સાંભળ્યું નહોતુ.[૫૪૪]

૧૦૧૬. આને લીધે તેમને તે પરિષદ્‌ના ઉત્પાદક અને એકત્રિત વિદ્વન્મંડળે રૌપ્ય પદક અર્પણ કર્યો પછી અમેરિકાના મોટા શહેરો નામે બોસ્ટન, ન્યૂયૉર્ક, વૉશિંગ્ટન વગેરેમા જૈનધર્મ પર વ્યાખ્યાનો આપી તેનુ રહસ્ય, તેની વ્યાપકતા-સુંદરતા સમજાવ્યા. કાસાડેગા શહેરના નાગરિકોએ તો સુવર્ણપદક સમર્પ્યો. તદુપરાત ત્યા 'ગાંધી ફિલોસૉફિકલ સોસાયટી' સ્થાપી કે જે દ્વારા જૈન તત્ત્વજ્ઞાનનો પરિચય અમેરિકાને મળ્યા કરે ત્યા કેટલોક કાલ રહી એ રીતે કાર્ય કરી ઇંગ્લાંડમા આવી વ્યાખ્યાનમાલા આપવી શરૂ કરી, અને તેના પરિણામે ઘણાએ જૈનધર્મ સંબંધી જિજ્ઞાસા બતાવી, તેથી તેમના માટે એક શિક્ષણવર્ગ ખોલ્યો. આવા તે વર્ગના વિદ્યાર્થી

૫૪૪ A number of distinguished Hindoo Scholars, Philosophers, and Religious Teachers attended and addressed the Parliament, some of them taking rank with the highest of any race for learning, eloquence, and piety. But it is safe to say that no one of the Oriental Scholars was listened to with greater interest than was the young layman of the Jain community as he declared the Ethics and Philosophy of his people.

જિજ્ઞાસુ પૈકી એક નામે હર્બર્ટ વૉરન[૫૪૫] હજુ પણ જીવે છે ને જૈનધર્મ પાળે છે.

૧૦૧૭. સમુદ્રગમન કરી પરદેશ જવા માટે જૈનોનો વિરોધ હતો તે તેમને માન આપવાની સભામા ખુરશીઓ ઉછળી હતી તે પરથી આબાદ જણાયો સુભાગ્યે તે વિરોધ લાંબા કાળ સુધી ટક્યો નહિ. સં. ૧૯૫૧ (સને ૧૮૯૫ જુન) મા મુબઈ આવીને 'હેમચંદ્રાચાર્ય અભ્યાસવર્ગ' સ્થાપી જૈનદર્શનનું શિક્ષણ આપવાની યોજના કરી, ને તે સંબંધી વ્યાખ્યાનમાળા થઈ બીજી સંસ્થાઓમા જઇ પોતે જૈનધર્મ પર વ્યાખ્યાનો આપ્યા. અમેરિકાથી આમત્રણો આવતા પુન: (સને ૧૮૯૬ મા) ત્યા જઇ થોડા મહિના રહી પછી ઇગ્લાડમા થોડા માસ પોતાની વ્યાખ્યાનમાલા આપી વિલાયતમા સાથે સાથે બારિસ્ટરનો અભ્યાસ ચાલુ રાખ્યો. જૈન સમાજના હિતની એક અપીલ વિલાયત થતા તેની ખાસ માહિતી મેળવવા હિંદમા આવી બેત્રણ અઠવાડીઆ રહી વિલાયત જઈ અપીલમા વિજય મળતા હિંદ પાછા ફર્યા ત્રીજી વખત સને ૧૮૯૯ મા અમેરિકા ગયા. ને પછી વિલાયત થઈ હિંદમા આવ્યે બે અઠવાડીઆ થયા ત્યા સં. ૧૯૫૭ ના પ્ર૦ શ્રા વ. ૮ (૭-૮-૧૯૦૧) ને દિને મુબઇમા સ્વર્ગસ્થ થયા.

૧૦૧૮ આ પૂર્વે જૈન ધર્મનો પ્રસાર અમેરિકા-ઇગ્લાડ-પરદેશ કરવા માટે કોઈ નહોતુ ગયુ તેથી વિદેશમા જૈનધર્મનો પરિચય કરાવનારનુ પ્રથમ માન આ યુગમા થયેલ આ વિદ્વાન્

૫૪૫ આ અંગ્રેજ માસાહારનો સર્વથા ત્યાગ, જૈન વ્રતોનુ મર્યાદાથી ગ્રહણ કરીને જૈન તત્ત્વજ્ઞાનમાં શ્રદ્ધા સંપૂર્ણ ને વિચારપૂર્વક રાખી જૈનધર્મને પાળે છે, વીરચદભાઈના તે હસ્તદીક્ષિત શિષ્ય છે તેમણે તેમના ભાષણોની નોંધ લઈ રાખી હતી તે હજુ પોતાની પાસે છે, જૈનધર્મ પર Jainism નામનુ અગ્રેજીમાં તેમણે પુસ્તક રચ્યું છે (મુદ્રિત) તે પરથી તે સારા વિચારક છે એ સ્પષ્ટ જણાય છે

જૈન ગૃહસ્થને-શ્રાવકને ઘટે છે સ્વામી વીરચંદભાઇ જે ધર્મ પરિષદ્ મા ચીકાગો ગયા ત્યા વિવેકાનંદ પણ પહેલા પ્રથમ આર્ય વેદાત તત્ત્વજ્ઞાન સમજાવવા આવ્યા હતા. તેઓ માસાહારી હતા જ્યારે વીરચંદ ધર્મચુસ્ત જૈનનુ જીવન ગાળનાર નિર્દોષ અન્નાહારી હતા. બંને ભારતના રત્નો, લોકપ્રિય વ્યાખ્યાનકાર અને અમેરિકાના શ્રોતાઓને આકર્ષનાર, તથા પોતાના વિચારોની છાપ પાડનાર હતા. બંને સ્વદેશમા ટુંકા જીવન ગાળી વિદેહ થયા-વિવેકાનંદ ૪૦ વર્ષની વયે સને ૧૯૨૦ મા બેલુરના મઠમા અને વીરચંદ તેમની પહેલા એક વર્ષે ૧૯૦૧ મા ૩૭ વર્ષની ઉમરે મુબઇમા. એકના વિચારોની પ્રબલ અસર નિજ શિષ્ય મંડળે રામકૃષ્ણ સોસાયટી આદિ અનેક મસ્થાઓ સ્થાપી જ્વલંત અને ચિરસ્થાયી રાખી, જયારે સ્વ વીરચંદના વિચારોની અસર કોઈ પણ જૈન તરફથી જારી રહી નથી. તેમના અંગ્રેજી વ્યાખ્યાનોનો સંગ્રહ સુભાગ્યે 'જૈન' પત્રના આદ્ય તંત્રી (સ્વ.) ભગુભાઈ ફત્તેહચંદ કારભારીએ સંપાદિત કરેલ ત્રણ પુસ્તકો-Jaina Philosophy, અને દે૦લા૦ ને બીજી આવૃત્તિ આ મ. તરફથી પ્રકટ થયેલ Yoga Philosophy અને Karma Philosophy એ નામના ત્રણ પુસ્તકોમા ઘણોખરો જળવાયો છે.[૫૪૬]



૫૪૬ વિશેષ માટે વાંચો મારો લેખ નામે 'શ્રીયુત સ્વ૦ વીરચંદભાઈનું જીવન અને કાર્ય'-જૈન શ્વે. કૉન્ફરન્સ હેરૅલ્ડ અક્ટો૦ નવેંબર ૧૯૧૪ નો શ્રીમન્ મહાવીર સચિત્ર દીવાળી ખાસ અંક પૃ ૫૪૫-૫૬૯]

कोहं च माण च तहेव मायं लोभं चउत्थं अज्झत्थदोसा ।
एआणि वंता अरहा महेसी ण कुव्वई पाव ण कारवेइ ॥

—ક્રોધ, માન, માયા તથા લોભ એમ ચાર પ્રકારના આત્મદોષ છે, તેઓનો ત્યાગ કરીને અર્હત્ અથવા મહર્ષિ (થવાય છે) કે જે પાપ (સાવદ્ય અનુષ્ઠાન) કરતા નથી તેમ (અન્ય પાસે) કરાવતા નથી -સૂત્રકૃતાંગ શ્રુ० ૧, અ ૬.

—ક્રોધને દાબી દેવો એટલી એક અગત્યની વાત હુ કડવા અનુભવોથી ૩૦ વરસમા શીખ્યો છુ દાબી રાખેલી ઉષ્મતામાથી જેમ શક્તિ પેદા થાય છે તેમ સંયમમા રાખેલ ક્રોધમાથી પણ એવું બળ પેદા કરી શકાય કે જે સારા જગતને હચમચાવી નાખે × × આપત્તિ હોય, જોખમો હોય તે ખેડવાં ને પોતાનું કામ કરવુ એ વીરતાની નિશાની છે વણિક્‌વૃત્તિ કરતા વીરતાનો ભાવ યુદ્ધમા વધારે હોય છે શાન્તિને સમયે વણિક્-વૃત્તિનો ખપ પડે છે, અશાંતિને સમય વીરતાનો ગુજરાત વણિક્‌વૃત્તિને સારુ પ્રખ્યાત છે; અને એ યોગ્ય જ લાગે છે કે વણિક્‌વૃત્તિવાળામા વીરતા આવે જ નહિ આ ખ્યાલ બરોબર નથી જેમ પ્રજાનુ પોષણ એકજ વૃત્તિથી થાય નહિ તેમ વ્યક્તિનુ પોષણ પણ એક જ વૃત્તિથી નથી થતુ તેથી દરેક વ્યક્તિમાં વીરતાનો ગુણ તો હોય જ માત્ર તેનો ઉપયોગ નથી કરવાનો હોતો ત્યારે આપણામા તે ન હોય એવું આપણને લાગી આવે છે ગુજરાતનો સમય—આખા ભારતવર્ષનો સમય અત્યારે વીરતા બતાવવાનો આવ્યો છે
ગાંધીજી સં ૧૯૭૬.

सच्चस्साणाए उवट्ठिए मेहावी मारं तरइ

—સત્યની આજ્ઞાથી ઉભો થયેલો બુદ્ધિવાન્ પુરૂષ મૃત્યુને તરી જાય છે.

—નિર્ગ્રન્થ મહાત્મા મહાવીર.



# જૈનયુગ-નવીનયુગ

(ગરબો)

કોઈ પ્રેમી દેવાશી સંભારશે કારણે, વારણે જઈએ વારવાર
દેવતાઇ દેખીયે દેદાર, સંસારમા સાર, ઓહો ધન્ય અવતાર
સંસારમા પારસમણી ચિન્તામણી છે નામના
કામધેનુ કલ્પતરૂ રસકુંપી સૌ ના કામના
અજબ કાન્તિ અલખ શાન્તિ વેદ કરતા વાચના
છે પ્રેમ નિર્મળ રત્ન જેની નવે ખંડે નામના.

—સ્વ દલાભાઇ વોળશાહ.

મા ! તે તો રંગ રાખ્યો
પ્રથમ વખત તે મુક્તિનો સ્વાદ ચાખ્યો,
'બ્હીના ! બ્હીના !' પુકારી
નિજ શિશુજનને ભવ્ય પેગામ ભાખ્યો
'તેં સાધ્યું કાંઈ યે ના !'
કહી કદિ અધીરો આપશે દૂર મેણું,
તેને પ્રત્યુત્તરે કે
'અભય બની પ્રજા . લઈશ હું સર્વ લેણું
જાગ્યો મારો વિરાટ,
અમીભર નયનો ઉઘડયાં, લોક જાગ્યો,
પૃથ્વીનું ઝેર પીને
અમર બની જતો જો ત્રિપુરારિ જાગ્યો.
જો એની જાગ્રતિને
સકળ જગ-પ્રજા ભવ્ય સન્માન આપે,
જો એના વૈરીઓની
વિકલ ભ્રમદશા; બ્હીકથી ગાત્ર કાંપે.

—ઝવેરચંદ મેઘાણી.

# પ્રકરણ ૧ લું.

---

## પાશ્ચાત્ય કેળવણીનો ઉદય-વીસમી સદી.

I regard English as the language of inter-national commerce and diplomacy, and therefore consider its knowledge on the part of the some of us as essential As it contains some of the richest treasures of thought and literature, I would certainly encourage its careful study among those who have linguistic talents and expect them to translate those treasures for the nation in its vernaculars —*Mahatma Gandhi*

—હું અંગ્રેજીને આતરપ્રજાકીય વ્યાપાર અને સ્નેહની ભાષા ગણુ છુ અને તેથી આપણામાના કેટલાક માટે તેનુ જ્ઞાન આવશ્યક ગણું છુ તેનામા વિચાર અને વાઙ્મયના અતિશય સમૃદ્ધ કેટલાક ખજાનાઓ છે તેથી જેઓ-ના ભાષાવિષયક બુદ્ધિ છે તેઓમા તેનો કાળજીપૂર્વક અભ્યાસ થાય એવું ચોક્કસ ઉત્તેજન આપુ અને સાથે ઇચ્છુ કે તેઓ પ્રજાને આ ખજાનાઓનુ ભાષાતર તેની લોકભાષાઓમા કરે

## દાનવીર પ્રેમચંદ રાયચંદ.

'The gentle mind by gentle deeds is known,
For a man by nothing is so well betrayed,
As by his manners in which plain is shown
Of what degree and what race he is grown'

૧૦૧૯ પ્રેમચંદ શેઠ—સુરતના દશા ઓશવાળ શ્રાવક વાણીઆ. જન્મ સં. ૧૮૮૭ 'ગરીબ માત પિતાને પેટે જન્મી, આત્મ બુદ્ધિબળથી વધી, સટ્ટાની દુનિયામા 'ગેર મટ્ટાના રાજા' તરીકે પ્રસિદ્ધિ પામનાર–આખા હિંદને એક ચક્રે ચઙ્ડાવનાર પુરૂષ–અન્ય શબ્દમા કહીએ તો મહાપુરૂષ હતા. અને આમ્માની સુલતાનીના ચક્રમાથી પસાર થવા છતા, સારૂં નામ–સવારનુ નામ પ્રાપ્ત કરનાર, દેશવિદેશમા સુવિખ્યાત, આખી અણીએ–સર્વ પ્રકારના માન સાથે મરણ પામનાર મુબઈ ઇલાકામા આ એકજ પુરૂષ હતા–અને તે એક ગૂજરાતી જૈન. 'આજે ભાવ આ છે ને કાલની વાનતો પ્રેમચદભાઈ જાણે' એવી સ્થિતિ તેમણે ૩૫ થી ૪૦ વર્ષ સુધી મુંબઇના નાણા બજાર પર એક સરખો કાબુ રાખ્યા પછી સં. ૧૯૧૭–૨૨ સુધીમા આણી દીધી હતી. કરોડાધિપતિ થયા ને તે વખતે ધર્મ, કોમ, જાતિનો ભેદ રાખ્યા વગર સખાવતો કર્યેજ રાખી. સ્થિતિના ઉછાળા આવ્યા છતા ધીરજ ડગી નહિ. આ સર્વમા ઉતરવુ અત્ર પ્રસ્તુત નથી. જેવા ચચલ બુદ્ધિશાલી ને ઉદ્યોગશીલ વેપારી તેવાજ ઉદાર. લક્ષ્મી મળતી ગઈ તેમ તેનો ઉદારતાથી વ્યય થતોજ ગયો. કેળવણીના કાર્યમા મદદ કરવા માટે તેમણે મુંબઈ અને કલકત્તાની યુનિર્સિટીઓને સવાછ લાખ અને સવાચાર લાખરૂ.ની મદદ આપી[૫૪૭] સુરત, ભરૂચ,

---

૫૪૭ વાછાના પુસ્તકમા જણાવેલુ છે કે મુબઈ યુનિવર્સિટીને બે લાખ ૬–૧૦–૧૮૬૪ના પત્રથી મોટા ઘડીઆળવાળુ ટાવર બાધવાને તથા તા ૨૭–૮–૧૮૬૪ના પત્રથી બે લાખ તે યુનિવર્સિટીની લાયબ્રેરી માટે કઈ પણ સરત વગર આપ્યા કલકત્તાની યુનિવર્સિટીને પણ બે લાખ રૂ સને ૧૮૬૪–૬૫ માં પ્રેમચદ રાયચદ સ્કૉલરશિપો એ નામથી પાચ વાર્ષિક સ્કૉલરશિપો આપવા માટે કંઇ પણ શરત વગર આપ્યા હતા. અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર કોલેજને ( પ્રે. રા. મેઇલ ટ્રેનિગ કોલેજને ) ૨૯ હજાર, પોતાના પિતાના નામથી કન્યાશાળા સુરતના નિભાવ માટે દશ હજાર, સ્કોટિશ ઑર્ફનેજ માહિમના મકાન માટે સાઠ હજાર, ફ્રીઅર ફ્લેચર સ્કૂલના મકા-



મુમ્બઈ યુનિવર્સિટીને પ્રેમચંદ શેઠની બક્ષીસ-રાજબાઈ ટાવર.

અમદાવાદ અને બીજે ઘણે ઠેકાણે નિશાળો અને કન્યાશાળાઓ ઉભી કરી આપી. જૈનોને મદદ કરવા માટે અને ખાવાનું પુરૂ પાડવા પોતાના પિતાના નામની વીશી મુબઇમા ખોલી તેમા પાચ લાખ, સુરતમા સ્વામીવાત્સલ્ય માટે દશ હજાર, ગિરનાર તીર્થની ધર્મશાલા ને ભાતા માટે ચાલીશ હજાર આપ્યા. અમદાવાદ ટ્રેનિંગ કૉલેજ તેમના નામની ચાલે છે તેમા એશી હજાર, ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને વીશ હજાર, સુરતમા ધર્મશાળા માટે પાચઠ હજાર, ફ્રીયર ફલેચર કન્યાશાળાને સાઠ હજાર, સ્કૉટિશ ઑર્ફનેજને પચાસ હજાર, સુરત રાયચંદ દીપચદ કન્યાશાળામા વીસ હજાર, એલેકઝાડ્રા કન્યાશાળામા દશ હજાર, ભરૂચની રાયચદ દીપચંદ લાયબ્રેરીમા પાત્રીશ હજાર, આણંદમા ધર્મશાળામા વીસ હજાર—આમ પોતાની હયાતી દરમ્યાન કરેલી સખાવતોની સત્તાવાર જાણીતી સખાવતો કુલે ૬૦ લાખ રૂની થાય છે તે ઉપરાત મુંબઇના જે. એન પીટિટ ઇન્સ્ટિટયુટ, રૉ. એ સોસાયટી, નેટીવ જનરલ લાયબ્રેરીમા, તારગાની ધર્મશાળામા કેટલીક રકમો આપી. ગૂજરાત અને કાઠિયાવાડના ૭૬ ગામોમા ધર્મશાળાઓ, કુવાઓ, તળાવોના જીર્ણોદ્ધારની અદર લગભગ ૭ લાખ, જૈન દેરાસરોના જીર્ણોદ્ધારમા ૮ થી ૧૦ લાખ, વિદ્યાર્થીઓને ભણવા માટે તથા નાની નાની શાળાઓ તથા લાયબ્રેરીઓને પૈસા તથા પુસ્તકોની મદદમા અઢી લાખ આપ્યા હતા ગરીબ કુટુમ્બોને હમેશની બેગાન—સારા વખતમા દરમાસે આઠ હજારની અને પાછળથી ખોટામા ઓછી ત્રણ હજારની હતી એમની ખાનગી સખાવત તેમના કુટું-

---

નમા પાચ હજાર, અલેકઝાન્ડ્રા ગર્લ્સ સ્કૂલને પાચ હજાર, અમદાવાદ ટ્રેનિંગને ...વરાગેપો માટે વીસ હજાર, બગાલા સાઇક્લોન રીલીફ ફંડમા પચીશ હજાર, અમદાવાદ રિલીફ ફંડમા પાચ હજાર, મુંબઈની બોટે... સોસાયટીને પાચ હજાર આપવા ઉપરાત અમેરિકન મિશન, ...ઇન્સ્ટિટ્યુશન, હેગાબઇ ઇન્સ્ટિટયૂટ, નેટિવ જનરલ લાયબ્રેરી, ...ડિસ્પેન્સરી તથા બીજી સસ્થાઓને પણ પોતાની સખાવતનો લાભ આપ્યો હતો.

બીઓથી કરી શકાય તેવી ગણત્રીથી ૪૦ લાખ રૂ.ની થાય છે. કુલ એક ક્રોડ કરતા તેમની સખાવત વધી જાય છે. પ્રેમચંદ શેઠ પોતાના ધર્માદાય કાર્યો વિષે કહેતા 'હુ એવા કાર્યો કરતા ભૂલ્યો નથી, પણ તે વિષે સૂચના કરનારાઓ ભૂલ્યા હશે. મને સૂચવેલા માર્ગે મે યથાશક્તિ ધર્માદા કરેલુજ છે. + + મારા સુભાગી વખતમા જેઓ મને સત્કર્મ કરવાની સૂચના કરે છે એજ મારા ખરા મિત્ર છે હુ જે આપુ છુ તેજ મારૂ છે ને રાખુ છું તેના માલિક તો બીજાજ છે' તેમની મહાન્ ઉદારતાનો સ્મરણસ્તભ તો પોતાની માતુશ્રી રાજબાઇના નામથી 'રાજબાઇ ટાવર' હાલ મુંબઇની યુનિવર્સિટીના મકાન સાથે ઊંચે દરિયાનું અવલોકન કરતો ઉભેલો છે તે માટે બે લાખ રૂ. આપના કોઈપણ જાતની સરત કરી નહિ જેન ધર્મમા તેમજ ન્યાત જાતના તફાવત વગરના સાર્વજનિક ધર્માદા કાર્યોમા તેમણે છુટે હાથે નાણાની રકમો ભરી આપી પોતાની સમૃદ્ધિનું સાર્થક કરેલુ છે એમ કોઈ પણ વ્યક્તિ પ્રસન્ન અંતઃકરણે વિનાસંકોચે કહેશેજ. આ છતા એક પણ સરકારી ટાઇટલ તેમણે સ્વીકારેલ—પ્રાપ્ત કરેલ નથી; અને કીર્ત્તિની કે નામની ઈચ્છા રાખી નથી. મહાન્ કુશળ વ્યાપારી પુષ્કળ સંપત્તિ મેળવી તેનો સદુપયોગ કર્યોજ કરી સ્વભાવે ને વર્ત્તને સાદા અને શાત રહીને ૭૬ વર્ષનુ લાબુ આયુષ્ય ભોગવી સં ૧૯૬૨ના ભાદ્ર. શુ ૧૨ શુક્ર દિને સ્વર્ગસ્થ થયા. ધન્ય છે આ ગુર્જર જૈન દાતાને[૫૪૮]

૧૦૨૦ સં. ૧૯૨૦ થી મુંબઈથી અમદાવાદ સુધી રેલ્વે ચાલતી ૧૯૨૬ ને ૨૮ વચ્ચે અમદાવાદથી વઢવાણ સુધી, ૧૯૨૯થી વીરમગામથી ખારાઘોડા સુધી, ૧૯૩૬મા વઢવાણથી ભાવનગર સુધીને ૧૯૩૫મા અમદાવાદથી ઉત્તરમા રાજપૂતસ્થાન તરફ આગગાડી ચાલવા માડી.

---

૫૪૮ જુઓ 'ગુજરાતી'નો સં ૧૯૬૮નો દીવાળીનો ખાસ અંક પૃ ૮૭-૮૮; (સર) દિનશા એદલજી વાછાનુ Premchand Roychand એ નામનું સને ૧૯૧૩માં બહાર પડેલું અંગ્રેજી પુસ્તક)

## નાટકકાર ડાહ્યાભાઈ ધોળશાજી.

૧ શંકર ! શિવંકર ! ચિન્તા તું પરિહર
ભૂતાદિનાથ ! જગનાથ ! હે જિનવર !—શંકર !
ચિન્તામણિ ચરણ શરણ છે ચિત્ત વિષે
ત્રાતા ! નિવાર તાપત્રય ભય હર—શંકર !—શંકર !
ઘટઘટ પ્રગટ તુ પોતે સદા રહે
કૈવલ્યશાલી ભજીએ ૐદિગંબર—શંકર !

—તેમના વીણાવેલી નાટકનુ મંગલાચરણ

૨ ડગલે ડગલે ડુંગરા, વિકટ પ્રેમનો પંથ;
કૃપા કરે શ્રી રામ તો, સંત પામતા અંત

—વીણાવેલી

૩ ગોથા ખાય છે શિદને હજી જગનાથને ભજને

× × ×

ડાં'પણ દરિયો વાત વિસામો સાણેક મિત્ર ! ક્યાં મળશો રે
જગે જહાનમમા રાજ્ય જગતનું વાતવિસામો ન ટળતે—દુર્જન

× × ×

પતિત પાવન ! અધમ ઉધારણ ! નવીન પાતકી ત્હારો રે
નાથ ! કૃપા કરી પાપ-ધાણીથી પીલાતો ઉગારો રે—દુર્જન

૪ ડાં'પણ ત્હારૂં જાણ્યું રે ડાહ્યા ! ડાહ્યો તું શામાં
જ્ઞાન સુધારસ મુકી આખર માયા વિષ ન્હામાં—
રંગરાગથી રીઝે ઘડીમા ઘડી વૈરાગે ઝુરે
તાણાતાણથી પાપી ચેતન! રવડાયા તુ શામાં—ડાં'પણ

× × ×

મનજી મિત્ર ! ઘડી માર રાખને બાપ ! પગે પડું વિનવું.
ડોડય નાડકને હવે અનાડી પાતક-પાગે પામાં—ડાં'પણ

× × ×

અલખ નિરંજન ચિદ્‌ઘનસંગી ચેતન સ્મરમ્મર મી રે
પાપે ડુબી ગંગા મુકી વૈતરણીમા ન્હામાં—ડાં'પણ

—ડાહ્યાભાઈએ મરણ પહેલાં બનાવેલ ભજન.

૧૦૨૧ આ જૈન નાટકકાર અમદાવાદના વતની સં. ૧૯૨૩ ફા. શુ. ૧૪ ને દિને જન્મ પામી સં ૧૯૬૮ ચૈત્ર વ. ૮ દિને માત્ર ૩૫ વર્ષની નાની વયે સ્વર્ગસ્થ થયા. તેમણે સફળ અને ઉત્તમ નાટકાર તરીકે અનેક નાટકો રચ્યા; તે સર્વના ગાયનો તેમનું ઉંચી કક્ષાનું કાવ્યત્વ રજુ કરે છે આ કાવ્યત્વને તે સર્વ નાટકોની સુંદર વસ્તુ સંકલનાથી સુઘટિત કરેલા નાટકો પોતાની સ્થાપેલી 'શ્રી દેશી નાટક સમાજ' દ્વારા ગૂજરાતી પ્રજા સમક્ષ ભજવી બતાવ્યા ને તેથી ગૂજરાતી નાટ્ય કલામા જૂદી જ ભાત પાડી તેમા ઉત્ક્રન્તિ કરી.

૧૦૨૨ કૉલેજમા કરેલા અધ્યાયથી તેમને સંસ્કૃતનુ સારૂ જ્ઞાન હતું અને અમદાવાદની મિશન હાઇસ્કુલમા સંસ્કૃત શિક્ષક તરીકે કામ કર્યું. પછી નાટ્યપ્રયોગ રચી તેને ગૂજરાતની રંગભૂમિમા ભજવવાનો–નાટકનો પવિત્ર ધધો હાથ ધર્યો તેમા તેમનો આશય ઉચ્ચ હતો. 'નાટકોમા જો ઉંચી ભાવના દાખલ થાય, માત્ર હલકી પ્રતિના પ્રેક્ષકોના વિનોદાર્થે નહિ પણ જનસમૂહની વૃત્તિ અને નીતિ ઉચ્ચતર કરવાના સ્તુત્ય અને પ્રશસનીય હેતુથી જ માત્ર તે લખાય અને ભજવાય તો બેશક ધીરે ધીરે પ્રેક્ષકોની રૂચિ પણ ઉંચી થાય તેમજ લેખકોની દૃષ્ટિ પણ સર્વદા ઉચ્ચ લક્ષ તરફજ રહે ડાહ્યાભાઈ નો નાટકના સાહિત્યની ઉન્નતિ કરવાનો પ્રયાસ સારી રીતે જાણીતો છે. તેમનું નાની વયમા મૃત્યુ થવાથી તેમનો પ્રયાસ અટકી પડયો' (સાઠીના સાહિત્યનુ દિગ્દર્શન પૃ. ૧૧૪).

૧૦૨૩ તેમના રચેલા નાટકો—૧ મ્યુનિસિપાલ ઇલેકશન ૨ કેસર કિશોર સં. ૧૯૫૧ ૩ સતી સયુક્તા આવૃત્તિ ચોથી સં. સં. ૧૯૫૨, ૪ મદનમંજરી સં. ૧૯૫૩ ૫ સતી પાર્વતી ૬ અશ્રુમતી આ. ૭ મી સં. ૧૯૫૫, ૮ રામવિયોગ આ૦ ૪ થી સં ૧૯૫૫, ૮ સરદારબા આ. ૬ સં. ૧૯૫૭, ૯ ભોજકુમાર, ૧૦ ઉમાદેવડી આ૦ ૫ સં. ૧૯૫૭, ૧૧ વિજયાવિજય, ૧૨ વીણાવેલી, ૧૩ ઉદયભાણ આ. ૪ સં. ૧૯૫૮, ૧૪ મોહિનીચંદ્ર, ૧૫ સતિ પદ્-

મિની-આ પ્રમાણે ૧૫ કુલ નાટકો છે. બધાનો રચના સંવત્ નિર્ણીત થઈ શકયો નથી, છતા પૌર્વાપર્ય ક્રમ રચનાના અનુક્રમે પ્રાયઃ છે એમ ભાસે છે. પવિત્ર લીલાવતી નામનુ નાટક તેમની મંડળીએ ભજવેલું તે બહુ લોકપ્રિય થયુ હતુ તેની વસ્તુ ઉદયરત્નના લીલાવતી સુમતિવિલાસના પ્રસિદ્ધ રાસ પરથી લીધેલું. તેના રચનાર જૈન ભોજક શિવરામ કેશવરામ હતા. સુભદ્રાહરણ, વીર વિક્રમાદિત્ય અને વિજયકમળા નામના નાટકોના ગાયનોની ચોપડી જોઇ શકાઇ નથી, પણ તે ડાહ્યાભાઈની કૃતિઓ હોવાનું સંભવે છે. વીણાવેલી નાટકનુ વસ્તુ પ્રસિદ્ધ જૈનકથા નામે શ્રીપાળ રાસ પરથી લીધેલ છે તેમના નાટકો બહુ લોકાદર પામ્યા. તેથી અને દુકાળ આદિ અનેક પ્રસંગોએ પોતાના નાટકોના પ્રયોગોની આવક આપી જનસેવા બજાવવાથી તેઓ લોકોને અજાણ્યા નથી, ઉચ્ચ પ્રતિના વિદ્વાનથી તે એક ગામડિયા સુધી.

૧૦૨૪ તેમના નાટકો છપાયા ગાયનો ઉપરાત સમજ્નાકારે નથી તેથી નાટયકાર તરીકે તેમના મૂલ આકવાના સાધનો પૂરા પડયા નથી. છતા ગાયનો પરથી તેમજ તેમના ભજવાતા નાટકો જોયા પછી એટલુ કહી શકાય કે-"જયા ત્યા તેમણે સત્યનો જય અને પાપનો ક્ષય એનું અવલંબન લીધુ છે ને ઉચ્છૃંખલ દુર્ગુણોના હાનિપ્રદ પરિણામો જ એમણે બતાવ્યા છે. મનુષ્ય દશા-નસીબ કે કર્મની શક્તિને આધીન છે એ વાત પર બહુ ભાર મૂક્યો છે. અભિમાન પર સખ્ત પ્રહારો કર્યા છે. શઠ પાત્રો દ્વારા સમાજમા પ્રચલિત અનર્થો ઝાટકી કાઢ્યા છે. ગૂજરાતી સાહિત્યના અનન્ય ઉપાસક અને સમર્થ વિવેચક સદ્ગત [illegible] વાવાભાઈના શબ્દોમા કહીએ તો "નીતિના સબળ પાયા પર રચેલ નાટકની ઈમારત ચણાયલી છે. રા. ડાહ્યાભાઈ એટલા બધા નીતિપ્રચારણ માટે આતુર હતા કે કવિત્વતાની હાનિ થાય તેવે પ્રસંગે પણ નીતિતત્ત્વો પ્રત્યક્ષ રીતે ઉદ્ઘોષ્યા વિના રહેતા નહી. તેમના ગાયનોમા એ તત્ત્વોનો સંભાર છે. પ્રસંગ ભજવાતાં [illegible] એ તત્ત્વો બાર ઘડી પ્રેક્ષકો સમક્ષ રજુ થતા. એ હેતુની [illegible]

'શીખામણીઆ' લખાણ (didactic writings) વધારે અમર કરે છે. ડાહ્યાભાઈના નાટકોમા આ તત્ત્વોનો જેટલો વિસ્તૃત ઉપયોગ થઈ શકે તેટલો કરવામા આવ્યો હતો સરળ પણ સચોટ ભાષામા કહેવાતો. સંસ્કૃત અને ગુજરાતી ગ્રંથોના અભ્યાસે હાથ લાગેલા અલંકારો જેમાના કેટલાક, વર્ષો થયા હીન્દુ સમાજને પરિચિત હતા તેમનો ઉપયોગ કરી પોતાને કહેવાનુ ગ. ડાહ્યાભાઈ કહેતા. એમના નાટક પર આ પ્રમાણે નીતિના પટા ઉજ્જવલ અને વિશાળ પડ્યા છે. પરોક્ષ ઉપદેશ જે કલાવિધાનનો પ્રધાન ઉદ્દેશ છે તે આજના અશિક્ષિત કે અલ્પ શિક્ષણવાળા શ્રોતાઓને માટે હિતાવહ નથી એમ માની પ્રત્યક્ષ ઉપદેશ એમણે ઉચ્ચનાદે કર્યો છે"

૧૦૨૫. ગાયનોના સંગીત વિષે શ્રી રણજીતભાઇનાજ મિત શબ્દોમા કહીશું -'તેમના ગરબા યોગ્ય લોકાદર પામ્યા છે. કાઠીઆવાડના રાસડા રા. રા. **વાઘજી આશારામ** ઓઝાએ નાટકોમા દાખલ કર્યા. રા. રા. ડાહ્યાભાઇની રસિકતા આ રાસડાઓની રસનિષ્પાદન શક્તિ, પ્રેક્ષ [scene) તરીકે અને સગીત પરત્વેની ખુબી પામી શકી. દરેક ખેલમા અકેકો ગરબો સ્થાન પામ્યો આ દેશના આલકારિકોએ નાનાવિધની નાયિકા વર્ણવી છે તેવી નાયિકાના પ્રસગો આછા પ્રકૃતિવર્ણનોથી રંગી ગરબામા રા. ડાહ્યાભાઇએ આણ્યા છે. લય લલિત, સૂરાવટ મધુર અને ભાષા કોમળ છે, અલંકાર રૂચિકર છે, શૈલી સરળ અને સાદી છે; વચ્ચે વચ્ચે પ્રાચીન કાવ્યોની ભાષા, કે અલંકારો કે વિચારો સૌરસ્યથી ગોઠવ્યા છે. ગોપીગીતો અથવા કલગીતોરાની છટેલ મસ્તી કે અનીતિ છેકી નાખી તેમની મનોહરતા, શ્રુતિપ્રિયતા, સુગમ્યતા, લાલિત્ય, માધુર્ય અને પ્રવાહીત્વ પોતાના ગીતોમા રા. ડાહ્યાભાઇ લાવ્યા છે. આજના ઘણા નાટકી ગાયનોમા અસંબદ્ધતા, શિથિલતા, નિરર્થકતા, અવિશદતા, પ્રયોજનહીન શબ્દ-પ્રાચુર્ય વગેરે જે અરૂચિકર તત્ત્વો હોય છે તે દૂષણો રા ડાહ્યાભાઇના લગભગ બધા ગીતોમા નથી; બેશક સંપૂર્ણ અશે શુદ્ધ તો બધા નથીજ. હલકા જોડકણાને બદલે રસભર્યાં ગીતો એમણે રચ્યા છે. ગરબા અને નાયિકાને ગાવાના ગીતોના ભાવ સારા આલેખવા

પ્રયત્ન કરવામા આવ્યા છે. કંચનીઓના ગીતો પણ ઉસ્તાદી સંગીતની પ્રસાદી પામ્યા છે. અલંકારો વર્ણવતાજ ધારેલો ભાવ ઉદ્દીપન કરે-અર્થાત્ આજના પ્રેક્ષકવર્ગને સ્હેજ પણ આયાસ વગર તે ભાવ સમજાય એવા પસંદ કરવામા આવ્યા છે × × ભાષા અમુક અંશે સસ્કારી રા. ડાહ્યાભાઇએ વાપરી છે. વર્ણસગાઈ પર ઝોક જબરો છે. બેશક ગુજરાતમા જે જાતની કવિતા આજદિન લગી પ્રચારમા છે-જે કવિતા લોકો હોશથી વાચે છે તેના કેટલાક ગુણો પોતાના ગાયનોમા આણ્યાથી રા. ડાહ્યાભાઇએ લોકપ્રિયતા મેળવી એ સ્વાભાવિક છે. × × અભિનય પરત્વે બોલતા × 'ટેબ્લો' ના અભિનયની ખુબી પીછાની તેને રંગભૂમિ પર સ્થાન આપવા માટે પ્રેક્ષકો રા. ડાહ્યાભાઇના અતીવ આભારી છે. અમુક વૃત્તિ કે સંવેગ મૂક અને નીરવ ગીત્યે પ્રકૃષ્ટ સ્વરૂપમા દાખવનાર અભિનયની કિમ્મત આકવા લેખિની અસમર્થ છે. × × પોતાના પ્રેક્ષકોને ધીરે ધીરે સસ્કારી કરવા, તેમની સન્મુખ તેમને પચે એવા આદર્શો મૂકવા, અને તેટલી ભભક ઓછી રાખી સગીન ઉપદેશ આપવો એવા કાઇક એમના હેતુ હશે. પોતાની શકિતના પ્રમાણમા તેઓથી બન્યું એટલુ એમણે કર્યું છે-છતા એમની વિદ્યા જોતા વધારેની અપેક્ષા રહે છે. કોલેજનુ શિક્ષણ લેનાર રા. ડાહ્યાભાઈએ પોતના નાટકો દ્વારા રાજ્ય, સસાર, ગૃહ અને ધર્મના પ્રશ્નો ચર્ચી શ્રોતાઓમા અલૌકિક પ્રબળ ચેતન જગાવ્યું હોત તો જે જે સેવાઓ એમણે કરી છે તે વધુ શ્રેયસ્કર અને ચિરંજીવ થઇ હોત-આપણા આધુનિક ઇતિહાસ ઘડનારની કક્ષામા તેઓ સ્થાન પામ્યા હોત. રા. ડાહ્યાભાઇ વધારે જીવ્યા હોત તો એમનુ કલાવિધાન વધુ વિકસત અને આવી (જણાવેલી) ખામીઓ જતી રહી હોત"-૪૯

૧૦૨૬ તેમના નાટકો આખા છપાયેલા નથી એ ખેદનો વિષય છે તેમ થવાની અતિ જરૂર છે કે જેથી તેના પર વિદ્વાનો સપ્રમાણ અભિપ્રાય આપી શકે.

---

૫૨૮ વધુ વિસ્તાર માટે જુઓ નવચેતન સં. ૧૯૮૩ ને કાર્તિક-માગશર અંક પૃ. ૧૭૪ થી ૧૮૩ માં 'ડાહ્યાભાઈ [illegible]' એ નામનો લેખ,

સાભરે છે.' (શ્રીમદ્ રાજચંદ્ર લેખાક ૬૩ બીજી આવૃત્તિ, ૬૪ છેલ્લી આવૃત્તિમાથી]

૧૦૨૮. ૧૪-૧૫ વર્ષ વયે અષ્ટઅવધાન, પછી સોળ બાવન અને અતે સો અવધાન ૧૯ વર્ષની વયે મુબઇમા કર્યા (કે જે કર્યા પહેલા તુરતમાજ 'સાક્ષાત્ સરસ્વતિ' એ નામની ૩૮ પાનાની ચોપડી બહાર પડી કે જે પરથી અવધાનોમા ખ્યાતિનો હેતુ સ્પષ્ટ ભાસે છે). આ શતાવધાન જોઇ સ્વ૦ મલબારી જેવા વિદ્વાન્ સુધારક નેતાએ તેમને 'બુદ્ધિ અને સ્મરણ શક્તિ અદ્ભુત રીતે ધરાવનાર (prodigy of intellect and memory) કહ્યા. આ કવિએ ૧૬ વરસ અને પાચ માસની ઉમ્મરે ત્રણ દિવસમા (શ્રી૦ રા૦ પૃ. ૭૧૪) જૈન દર્શનમા પ્રાથમિક ચચુપ્રવેશ કરાવનાર શિક્ષાપાઠોની વાચનમાળા-વીતરાગ માર્ગપ્રવેશિકા એવી **મોક્ષમાળા** રચી હતી. 'જૈનમાર્ગમા યથાર્થ સમજાવવા તેમા પ્રયાસ કર્યો છે જિનોક્ત માર્ગથી કાઇ પણ ન્યૂનાધિક તેમા કહ્યુ નથી. વીતરાગમાર્ગ પર આબાલવૃદ્ધની રૂચિ થાય, તેનુ સ્વરૂપ સમજાય, તેનુ બીજ હૃદયમા રોપાય તેવા હેતુએ બાલાવબોધ રૂપ યોજના તેની કરી છે. તે શૈલી તથા તે બોધને અનુસરવા પણ એ નમુનો આપેલ છે.' (શ્રી૦ રા૦ પૃ. ૭૧૫) 'એ છપાતા વિલંબ થયેલ તેથી ગ્રાહકોની આકુળતા ટાળવા **ભાવનાબોધ** ત્યાર પછી (૧૭મા વર્ષે) રચી ઉપહારરૂપે ગ્રાહકોને આપ્યો હતો. સં. ૧૯૫૨મા પદ્યમા નડીઆદ મુકામે **આત્મસિદ્ધિ શાસ્ત્ર**[૫૫૦] એ નામની કૃતિ રચી. તે સર્વે કૃતિઓ તેમજ તેમણે જુદા જુદા પ્રશ્નકારોને અને જિજ્ઞાસુઓને લખેલા ઉપયોગી પત્રાકો **શ્રીમદ્ રાજચંદ્ર** એ નામના

૫૫૦ આનુ અગ્રેજી ભાષાતર મહાત્મા ગાધીજીએ દક્ષિણ આફ્રિકાથી કરી સ્વ મનસુખલાલ રવજીપર મોકલી આપ્યુ હતુ, પણ તે દરકારના અભાવે ગુમાઈ ગયું ઇદોર હાઈકોર્ટના જજ રાય જગમદિરલાલ જૈની બૅરિસ્ટરે તેનું અગ્રેજી ભાષાંતર કરેલું તે તેની પ્રસ્તાવના સહિત The Self Realisation એ નામથી સને ૧૯૨૩માં પ્રસિદ્ધ થયુ છે

પુસ્તકમા તેમના ભાઇ મનસુખલાલે ૫૫૧સગ્રહીત કરી પ્રકટ કરાવેલ છે. તેમા અનુભવ, પ્રેરણા, ઉપયોગ, રાજયોગ આદિથી ઉદ્દ્ભવતા ઉદ્દ્ગારો જણાય છે. દેહોત્સર્ગ માત્ર ૩૩ વર્ષની વયે રાજકોટમા સં. ૧૯૫૭ ચૈત્ર વ. ૫ દિને થયો.

૧૦૨૯. પોતે 'કવિ' તરીકે ઓળખાયા પણ ખરી રીતે પ્રધાનપણે કવિ નહિ, પણ ફિલસુફ હતા. તેમણે જણાવ્યુ છે કે 'કવિતા કવિનાર્થે આરાધવા યોગ્ય નથી. સસારાર્થે આરાધવા યોગ્ય નથી. ભગવદ્દભજનાર્થે–આત્મકલ્યાણાર્થે જો તેનુ પ્રયોજન થાય, તો જીવને તે ગુણની ક્ષયોપશમતાનુ ફળ છે. જે વિદ્યાથી ઉપશમ ગુણ પ્રગટયો નહી, વિવેક આવ્યો નહી, કે સમાધિ થઈ નહી, તે વિદ્યાને વિષે રૂડા જીવે આગ્રહ કરવો યોગ્ય નથી.' (પત્રાંક ૩૯૬). 'કાવ્ય સાહિત્ય કે સગીત આદિ કળા જો આત્માર્થે ન હોય તો કલ્પિત છે. કલ્પિત એટલે નિરર્થક, સાર્થક નહિ તે, જીવની કલ્પના માત્ર ભક્તિપ્રયોજનરૂપ કે આત્માર્થે ન હોય તે બધુ કલ્પિતજ.' (પૃ. ૭૨૫ પત્ર ૮૦૫) ખરૂ જ્ઞાન ગ્રંથોમા ભાષામા કે કવિ-ચાતુરીમા નથી પરતુ જ્ઞાનીઓ–આત્મજ્ઞોમા રહ્યું છેઃ—

---

૫૫૧ મનસુખલાલ સ. ૧૯૮૦માં સ્વર્ગસ્થ થયા, ત્યારે ગાંધીજીએ લખ્યુ કે 'ભાઇ મનસુખલાલને હું નાનપણથી ઓળખતો અને ત્યારથીજ એની ચચળ બુદ્ધિને પણ હું ઓળખતો થયો હતો ભાઈ મનસુખલાલ અત્યત ઉત્સાહી હોઈ તેણે અનેક પ્રવૃત્તિઓમા હાથ ઘાલ્યો હતો પણ મારી એવી માન્યતા છે કે શ્રીમદ્ રાયચદભાઈનાં લખાણોનો સગ્રહ કરવાનો અને આ ઉતાવળીયા યુગમાં ઉતાવળીયા માણસોને રૂચી શકે તેમ તેમનાં વચનો ગોઠવી પ્રગટ કરવાનો ઉદ્યમ કરવાને સારૂ તેનુ સ્મરણ લાબા કાળ સુધી રહેશે × ×' અગસ્ટ ૧૯૦૫મા 'સનાતન જૈન' નામનું માસિક કાઢી ચારેક વર્ષ ચલાવ્યુ તેમા સ્વતત્ર અને નિડર લેખો લખતા તેમા તેમનું ધ્યેય એ હતુ કે જૈનો મતમતાંતર–પ્રત્યેક મતભેદ દૂર કરી એકતાપૂર્વક સનાતન જૈન આમ્નાયથી વર્તવાની અગત્ય સિદ્ધ કરવી. ૧૯૦૭ના માર્ચ માસથી હું તેમની સાથે ઉપસંપાદક તરીકે જોડાયો હતો.

નહિ ગ્રંથમાહિ જ્ઞાન ભાખ્યુ, જ્ઞાન નહિ કવિ-ચાતુરી
નહિ મંત્ર તંત્રો જ્ઞાન દાખ્યા, જ્ઞાન નહિ ભાષા ઠરી
નહિ અન્યસ્થાને જ્ઞાન ભાખ્યું, જ્ઞાન જ્ઞાનીમા કળો
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો

૧૦૩૦. જૈન ધર્મમા પડેલા મતમતાનરોથી ગહિન ગ્રથો ગુથવાનો વિચાર કર્યો 'એવા સાત ગ્રંથો રચવાનો વિચાર હતો લાલિત્યયુક્ત પ્રેરણાવાળી ઉપદેશ તરંગથી છલકાતી મોક્ષમાળા રચ્યા ઉપરાત નિમિરાજ નામે એક સસ્કૃત મહાકાવ્યના નિયમાનુસારે શાતિરસ પ્રાધાન્ય રાખીને નવરસાત્મક પાચ હજાર શ્લોકના પુરનો ગ્રથ ૭ દિવસમા રચ્યો હતો, કે જેમા ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચતુર્વર્ગ સંબધી ઉપદેશ કરી ફળમા મોક્ષમાર્ગ મૂકી દીધો છે. તેમા કવિત્વશક્તિના લાલિત્યનુ ભાન થાય છે. એક સાર્વજનિક સાહિત્યનો એક હજાર શ્લોકનો ગ્રંથ એક દિવસમા રચ્યો છે.' (સાક્ષાત સરસ્વતી નામનુ ચોપાનિયુ) આ છેલ્લા બે ગ્રથો અનુપલબ્ધ છે.

૧૦૩૧. જૈન ધર્મનો-માર્ગનો ઉદ્ધાર કરવા સબંધી નાની વયે જિજ્ઞાસા વર્ત્તતી હતી. (જુઓ હાથનોધ ૧૪ અને ૧૫ પત્રાક ૪૬૪ બીજી આવૃત્તિ અને તે પણ સર્વસંગપરિત્યાગ કરીને બીજી આવૃત્તિ પૃ ૬૨૨ મા) પણ ઉદયકાળ તેવો ન આવ્યો. તેમણે સત્સગ, ગુરૂ-જ્ઞાનીનો પરિચય એ પર બહુ ભાર મૂકયો છે. પોતાની આત્મદશા માટે જણાવે છે કે દશ વર્ષે ધારા ઉલ્લસી, સં. ૧૯૪૧ મા અપૂર્વનો અણસાર આવ્યો, ૧૯૪૨મા સમ્યક્ત્વ થયુ. સત્ય ધર્મનો ઉદ્ધાર કરવાનો નિર્ધાર થયો વગેરે.' પોતાને લાગ્યુ કે 'વર્ત્તમાનમા જૈનદર્શન એટલુ બધુ અવ્યવસ્થિત અથવા વિપરીત સ્થિતિમા જોવામા આવે છે. × જૈન માર્ગમા પ્રજા પણ થોડી રહી છે અને તેમા સેંકડો ભેદ વર્તે છે, એટલુજ નહિ પણ મૂળમાર્ગ (પૃ. ૫૫૧) ની સન્મુખની વાત પણ તેમને કાને નથી પડતી. × × સર્વસંગપરિત્યાગ થયે તે કાર્યની પ્રવૃત્તિ સહજ સ્વભાવે ઉદયમા આવે તો



મહાત્મા મોહનદાસ ગાંધી.

[ ક્રિનિક્ષ પ્રિ વર્ક્સના સૌજન્યથી ]

## મહાત્મા ગાંધી પર પ્રભાવ.

કરવી એવી માત્ર કલ્પના છે' (પૃ. ૪૮૯) આવો 'હૃદય' આવ્યો નહિ અને તે 'માત્ર કલ્પના' તે કલ્પના માત્ર રહી.

૧૦૩૨ મહાત્મા મોહનદાસ ગાંધી પર રાજચંદ્રનો પ્રભાવ પડ્યો છે અને તેને લીધે જૈન ધર્મની ચોખ્ખી અને સુરેખ અસર તેમના અતરાત્મા પર અહિંસા અને સત્યની ઉંડી ઝીણવટપૂર્વક થઈ છે તેથી ગાંધીજીએ રાજચંદ્ર વિષે જે વક્તવ્ય કર્યુ છે તે અત્ર આપવુ પ્રસ્તુત ગણાશે.

૧૦૩૩ સન ૧૮૯૭ ના જૂલાઈમા વિલાયતથી પાછા ફરી પોતે મુબઈ પહોચ્યા તેજ દિવસે ગાંધીજીને રાયચંદભાઈ સાથે ઓળખાણ થઇ પોતાની આત્મકથાના પહેલા ભાગમા જણાવે છે કે – 'એક (ઓળખાણ) નોધ્યા વિના નજ ચાલે. તે તો કવિ રાયચંદ અથવા રાજચંદ્રની. તેમની ઉમ્મર તે વેળા ૨૫ વર્ષ ઉપરની નહોતી છતા તે ચારિત્રવાન અને જ્ઞાની હતા એતો હુ પહેલી જ મુલાકાતે જોઈ શક્યો. તે શતાવધાની ગણાતા હતા. શતાવધાનની વાનગી જોવા દા. મહેતાએ મને સૂચવ્યુ. મેં મારા ભાષાજ્ઞાનનો ભંડોળ ખાલી કર્યો ને કવિએ મેં કહેલા શબ્દો જે નિયમમા કહ્યા હતા તેજ નિયમમા કહી સંભળાવ્યા! (હું રાજી થયો. ચકિત થયો અને કવિની સ્મરણશક્તિ વિષે મારો ઉંચો અભિપ્રાય બંધાયો–'રાયચંદભાઈના સ્મરણો') આ શક્તિની મને અદેખાઈ થઈ પણ હુ તે ઉપર મુગ્ધ ન થયો જેના ઉપર હુ મુગ્ધ થયો તે વસ્તુનો પરિચય મને પાછળથી થયો. એ હતુ તેમનુ બહોળું શાસ્ત્રજ્ઞાન, તેમનું શુદ્ધ ચારિત્ર અને તેમની આત્મદર્શન કરવાની ભારે ધગશ. આત્મદર્શનને ખાતર તે પોતાનુ જીવન વ્યતીત કરતા હતા એમ મે પાછળથી જોયુ.

હસતા રમતા પ્રગટ હરિ દેખું રે, મારૂ જીવ્યુ સફળ તવ લેખું રે;
મુક્તાનંદનો નાથ વિહારીરે, ઓધા! જીવનદોરી અમારી રે.

એ મુક્તાનંદનું વચન તેમને મોટે તો હતું જ પણ તે તેમના હૃદયમાયે અંકિત હતું (સ્મરણ શક્તિ ઘણાની તીવ્ર હોય, તેથી અંજા-

વાની કશી જરૂર નથી. શાસ્ત્રજ્ઞાન પણ ઘણાને જોવામા આવે છે. પણ જો તે સંસ્કારી ન હોય તો તેમની પાસેથી ફુટી બદામ પણ નથી મળતી. સંસ્કાર સારા હોય ત્યાજ સ્મરણશક્તિ અને શાસ્ત્રજ્ઞાનનો મેળાપ શોભે અને જગતને શોભાવે. કવિ સસ્કારી જ્ઞાની હતા (સ્મરણો જૈ. સા સં. ૩,૧ પૃ. ૫૧)

૧૦૩૪ 'પોતે હજારોના વેપાર ખેડતા, હીરા મોતીની પારખ કરતા, વેપારના કોયડા ઉકેલતા પણ એ વસ્તુ તેમનો વિષય ન હતી. તેમનો વિષય તેમનો પુરૂષાર્થ-તો આત્મઓળખ-હરિદર્શન હતો. પોતાની પેઢી ઉપર બીજી વસ્તુ હોય યા ન હોય પણ કોઈને કોઈ ધર્મપુસ્તક અને રોજનિશી હોયજ. વેપારની વાત પૂરી થઈ કે ધર્મપુસ્તક ઉઘડે અથવા પેલી નોધપોથી ઉઘડે. તેમના લેખોનો જે સંગ્રહ પ્રગટ થયો છે તેમાનો ઘણો (કેટલોક) ભાગ તો આ નોધપોથીમાથી લેવાયલો છે. જે મનુષ્ય લાખોના સોદાની વાત કરી લઇને તુરત આત્મજ્ઞાનની ગૂઢ વાતો લખવા બેસી જાય તેની જાત વેપારીની નહિ પણ શુદ્ધ જ્ઞાનીની છે. તેમનો આવી જાતનો અનુભવ મને એક વેળા નહિ પણ અનેક વેળા થયેલો. મેં તેમને કદી મૂર્છિત સ્થિતિમા નથી જોયા. મારી જોડે તેમને કશો સ્વાર્થ ન હતો. તેમના અતિ નિકટ સંબંધમા હું રહ્યો છુ હું તે વેળા ભિખારી બારીસ્ટર હતો. પણ જ્યારે હું તેમની દુકાને પહોચું ત્યારે મારી સાથે ધર્મવાર્તા સિવાય બીજી વાર્તા નજ કરે. આ વેળા જો કે મેં મારી દિશા જોઇ ન હતી, મને સામાન્ય રીતે ધર્મવાર્ત્તામા રસ હતો એમ ન કહી શકાય, છતા રાયચદભાઇની ધર્મવાર્તામા મને રસ આવતો. ઘણા ધર્માચાર્યોના પ્રસંગમા હું ત્યાર પછી આવ્યો છુ, દરેક ધર્મના આચાર્યોને મળવાનો પ્રયત્ન મેં કર્યો છે, પણ જે છાપ મારા ઉપર રાયચદભાઈએ પાડી તે બીજા કોઇ નથી પાડી શક્યા. તેમના ઘણા વચનો મને સોસરા ઉતરી જતા. તેમની બુદ્ધિને વિષે મને માન હતુ. તેમની પ્રામાણિકતા વિષે તેટલુજ હતું. તેથી હું જાણતો હતો કે,

તેઓ મને ઇરાદાપૂર્વક આડે રસ્તે નહિ દોરે ને પોતાના મનમા હશે એવુંજ કહેશે. આથી મારી આધ્યાત્મિક ભીડમા હું તેમનો આશ્રય લેતો." (ગાધીજીની આત્મકથા-ખડ ૧ પૃ. ૧૩૯-૧૪૨)

૧૦૩૫ આવી રીતે આશ્રય લેવાનો પ્રસંગ ધર્મશોધઅર્થે થયેલા હૃદયમંથન વખતે ગાધીજીએ લીધો હતો ' જેમ ખ્રિસ્તી મિત્રો મારા ઉપર અસર કરવા મથી રહ્યા હતા તેમ મુસલમાન મિત્રોનો પણ પ્રયત્ન હતો × મેં મારી મુસીબતો રાયચદભાઈ આગળ મૂકી. હિંદુસ્તાનના બીજા ધર્મશાસ્ત્રીઓ સાથે પણ પત્રવ્યવહાર ચલાવ્યો. તેમના જવાબ ફરી વળ્યા. રાયચદભાઈના પત્રથી મને કંઇક શાતિ થઇ. તેમણે મને ધીરજ રાખવા ને હિંદુધર્મનો ઊંડો અભ્યાસ કરવા ભલામણ કરી. તેમના એક વાક્યનો ભાવાર્થ આ હતો; ' હિંદુધર્મમા જે સૂક્ષ્મ અને ગૂઢ વિચારો છે, આત્માનુ નિરીક્ષણ છે, દયા છે, તેવુ બીજા ધર્મમા નથી એવી નિષ્પક્ષપાતપણે વિચારતા મને પ્રતીતિ થઇ છે.' × કવિની સાથે તો છેવટ સુધી પત્રવ્યવહાર ટક્યો. તેમણે કેટલાક પુસ્તકો મોકલ્યા તે પણ મે વાચ્યા. તેમા પંચીકરણ, મણિરત્નમાળા, યોગવશિષ્ટનુ 'મુમુક્ષુપ્રકરણ', હરિભદ્રસૂરિનું 'ષડ્દર્શન સમુચ્ચય' ઇ૦ હતા' (આત્મકથા ખંડ ૧ પૃ. ૨૧૪-૨૧૫)

૧૦૩૬ આ સંબંધમા વિશેષ સ્પષ્ટતાથી અન્ય પ્રસંગે ગાંધીજી જણાવે છે કે ' હિંદુ ધર્મમા મને શંકા પેદા થઈ તે સમયે તેના નિવારણમા મદદ કરનાર રાયચંદભાઇ હતા. સને ૧૮૯૩ (સં. ૧૯૪૯) ની સાલમા દક્ષિણ આફ્રિકામા હુ કેટલાક ખ્રિસ્તી સજ્જનોના ખાસ સંબંધમા આવેલો તેમનુ જીવન સ્વચ્છ હતુ. તે ધર્મચુસ્ત હતા બીજા ધર્મવાળાને ખ્રિસ્તી થવા સમજાવવા એ તેમનો મુખ્ય વ્યવસાય હતો. જોકે મારે તેમની સાથે સંબંધ વ્યાવહારિક કાર્યનેજ અગે થયેલો તોપણ તેમણે મારા આત્માના કલ્યાણ અર્થે ચિંતા કરવા માંડી. મારૂ એક કર્ત્તવ્ય હુ સમજી શક્યો. જ્યાસુધી હિંદુ ધર્મનુ રહસ્ય હું પૂરૂ ન જાણી લઉં અને તેનાથી મારા આત્માને અસંતોષ ન થાય ત્યા સુધી મારા જન્મનો ધર્મ મારે નજ તજવો જોઇએ. તેથી મેં

હિંદુ અને બીજાં ધર્મપુસ્તકો વાચવા શરૂ કર્યા. ખ્રિસ્તી, મુસલ્લમાની પુસ્તકો વાચ્યા. લંડનમા થયેલા ઇંગ્રેજ મિત્રોની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો તેમની આગળ મારી શંકાઓ મૂકી, તેમજ હિંદુસ્થાનમા જેઓ ઉપર મારી કંઈપણ આસ્થા હતી તેમની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. તેમા રાયચંદભાઈ મુખ્ય હતા. તેમની સાથેનો મને સરસ સંબંધ બંધાઇ ચૂક્યો હતો તેમના પ્રત્યે માન હતુ, તેથી તેમની મારફતે જે મળી શકે તે મેળવવા વિચાર કર્યો. તેનુ પરિણામ એ આવ્યુ કે હુ શાતિ પામ્યો. હિંદુધર્મમા મને જે જોઇએ તે મળે એમ છે, એવો મનને વિશ્વાસ આવ્યો. આ સ્થિતિને સારૂ રાયચંદભાઇ જવાબદાર થયા એટલે સારૂ માન તેમના પ્રત્યે કેટલુ વધ્યુ હોવું જોઇએ તેનો ખ્યાલ વાચનારને કંઇક આવશે (રાયચંદભાઈના કેટલાક સ્મરણો જૈ. સા. સ. ૩, ૧, પૃ ૫૦ તથા શ્રીમદ રાજચંદ્રની ત્રીજી આવૃત્તિની ભૂમિકા) × × સ્વસ્ત્રી પ્રત્યે પણ બ્રહ્મચર્યનું પાલન કરવું એ મને દક્ષિણ આફ્રિકામાજ સ્પષ્ટ સમજાયુ. × એટલું સ્મરણ છે કે એમા રાયચંદભાઇની અસરનું પ્રાધાન્ય હતુ ' (આ બે પ્રસંગ માટે જુઓ ગાધીજીની આત્મકથા ખડ ૧ પૃ. ૨૧૪ અને ૩૧૭) આ ઉપરાત શંકા વગેરેનું સમાધાન આદિ અર્થે કવિએ ગાંધીજી પર લખેલ પત્રો (શ્રીમદ રાજચદ્ર પત્રાક ૪૪૭, ૪૧૨, ૬૪૭) નોધવા યોગ્ય છે.

૧૦૩૭ વળી પોતાનાં સ્મરણોમા ગાંધીજીએ વિશેષ કરી જણાવ્યું છે કે—' તેમના લખાણોની એક અસાધારણતા એ છે કે પોતે જે અનુભવ્યું તેજ લખ્યુ છે. તેમા ક્યાયે કૃત્રિમતા નથી. બીજાની ઉપર છાપ પાડવા સારૂ એક લીટી સરખી પણ લખી હોય એમ મે નથી જોયું. તેમની પાસે હમેશા કંઇક ધર્મપુસ્તક અને એક કોરી ચોપડી પડેલા જ હોય. એ ચોપડીમા પોતાના મનમા જે વિચાર આવે તે લખી નાખે. કોઇ વેળા ગદ્ય ને કોઇ વેળા પદ્ય. એવી રીતેજ ' અપૂર્વ અવસર' પણ લખાએલુ હોવું જોઇએ. (તેના પ્રથમ બે પદ ટાકયા છે કે)

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે, ક્યારે થઇશુ બાહ્યાન્તર નિર્ગ્રન્થ જો,
સર્વ સબધનું બધન તીક્ષ્ણ છેદીને, વિચરશુ કવ મહત્પુરૂષને પંથજો? ૧
સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી, માત્ર દેહ તે સંયમહેતુ હોય જો,
અન્ય કારણે અન્ય કશુ કલ્પે નહિં, દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોયજો ૨

ખાતા, બેસતા, સુતા, પ્રત્યેક ક્રિયા કરતા તેમનામા વૈરાગ્ય તો હોયજ. કોઈ વખત આ જગતના કોઈ પણ વૈભવને વિષે તેમને મોહ થયો હોય એમ મેં નથી જોયુ.

૧૦૩૮ ‘ × × ભાષા એટલી પરિપૂર્ણ હતી કે તેમને પોતાના વિચારો બતાવતા કોઈ દિવસ શબ્દ ગોતવો પડયો છે એમ મને યાદ નથી. કાગળ લખવા બેસે ત્યારે ભાગ્યેજ શબ્દ બદલતા મેં તેમને જોયા હશે, છતા વાચનારને એમ નહિ લાગે કે કયાએ વિચાર અપૂર્ણ છે કે વાક્યરચના તુટેલી છે, અથવા શબ્દની પસંદગીમા ખોડ છે.[૫૫૨] આ વર્ણન સંયમીને વિષે સંભવે. બાહ્યાડંબરથી મનુષ્ય વીતરાગી નથી થઇ શકતો. વીતરાગના એ આત્માની પ્રસાદી છે.

---

૫૫૨ ગુજરાતી માતૃભાષાદ્વારાજ કેળવણી લેવીજ જોઈએ એ વિષે મહાત્માજીએ બીજી ગુજરાત કેળવણી પરિષદ્‌ના પ્રમુખ તરીકે જે નીચેના શબ્દો કહ્યા હતા તેમા પણ રાયચંદ કવિની ભાષા સબંધીના મિત શબ્દો નોધવા જેવા છે—

**નરસિંહ** મહેતાની જે ભાષા છે, જેમાં **નંદશંકરે** પોતાનો કરણઘેલો લખ્યો, જેમા **નવલરામ, નર્મદાશંકર, મણિલાલ, મલબારી** વગેરે લેખકો લખી ગયા છે, જે બોલીમાં મરહુમ **રાજચંદ્ર** કવિએ અમૃતવાણી સંભળાવી છે, જે ભાષાની સેવા કરી શકે એવી હિંદુ, મુસલમાન ને પારસી જાતિઓ છે, જેના બોલનારામાં પવિત્ર સાધુ થઈ ગયા છે, જે વાપરનારામાં ધનાઢયો છે, જેમાં પરદેશ ખેડનારા વહાણવટીઓ થઇ ગયા છે, જેમાં **મુળુ માણેક** ને **જોધા માણેક**ના શૂરાતનના પડવા આજ પણ બરડા ડુંગરમા સભળાય છે તે ભાષાની મારફતે ગુજરાતીઓ કેળવણી ન લેય તો તેઓ બીજું શું ઉજાળશે? આ પ્રશ્નને વિચારવો પડે છે એજ ખેદ છે’ (વસંત કાર્ત્તિક સં. ૧૯૭૪ પૃ. ૫૮૭)

અનેક જન્મના પ્રયત્ને મળી શકે છે એમ હરકોઈ માણસ અનુભવી શકે છે. રાગોને કહાડવાનો પ્રયત્ન કરનાર જાણે છે કે રાગરહિત થવું કેવું કઠિન છે. એ રાગરહિત દશા કવિને સ્વાભાવિક હતી એમ મારી ઉપર છાપ પડી હતી. આમ અપવાદો છતા વ્યવહારકુશળતા અને ધર્મપરાયણતાનો સુંદર મેળ જેટલો મેં કવિને વિષે જોયો એટલો બીજામા નથી અનુભવ્યો.

૧૦૩૯. 'અમુક હદ પછી શાસ્ત્રો મદદ નથી કરતા, અનુભવ મદદ કરે છે તેથી **રાયચંદભાઇએ** ગાયુ છે —

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમા, કહી શક્યા નહિ તે પદ શ્રી ભગવંતજો,
એહ પરમપદ પ્રાપ્તિનુ કર્યું ધ્યાન મે, ગજા વગર પણ હાલ મનોરથરૂપજો

એટલે છેવટે તો આત્માનો મોક્ષ દેનાર આત્માજ છે આ શુદ્ધ સત્યનું અપૂર્વ નિરૂપણ **રાયચંદભાઈએ** ઘણી રીતે પોતાના લખાણોમા કર્યું છે. **રાયચંદભાઈએ** ઘણા ધર્મપુસ્તકોનો સરસ અભ્યાસ કર્યો હતો. તેમને સંસ્કૃત માગધી ભાષા સમજતા જરાએ મુશ્કેલી નહોતી આવતી. **વેદાંતનો** અભ્યાસ તેમણે કરેલો, તેમજ **ભાગવતનો** અને **ગીતાજીનો**. જૈન પુસ્તકો તો જેટલા તેમને હાથ આવતા તે વાચી જતા. તેમની તે ગ્રહણ કરવાની શક્તિ અથાગ હતી એક વખતનુ વાચન તે તે પુસ્તકોનુ રહસ્ય જાણી લેવાને સારૂ તેમને પુરતુ હતુ. કુરાન, ઝંદ **અવસ્તા** ઇ. નુ વાચન પણ અનુવાદો મારફતે તેમણે કરી લીધુ હતું.

૧૦૪૦. 'તેમનો પક્ષપાત જૈન દર્શન તરફ હતો એમ તેઓ મને કહેતા. તેમની માન્યતા હતી કે જિનાગમમા આત્મજ્ઞાનની પરાકાષ્ટા છે. પણ **રાયચંદભાઇને** બીજા ધર્મ પ્રત્યે અનાદર ન હતો. વેદાંત પ્રત્યે પક્ષપાત પણ હતો વેદાંતીને તો કવિ વેદાંતી જ જણાય. મારી સાથે ચર્ચા કરતા મને કોઈ દિવસે તેમણે 'એવુ તો કહ્યુ જ નહિ કે મારે મોક્ષ મેળવવા સારૂ અમુક ધર્મને અવલંબવો જોઇએ.

મારો આચાર વિચારવાનું જ તેમણે મને કહ્યુ. પુસ્તકો કયા વાચવાં એ પ્રશ્ન ઉઠતા મારૂ વલણ ને મારા બચપણના સસ્કાર વિચારી તેમણે મને ગીતાજી વાચતા તેમા ઉત્તેજન આપેલું, અને બીજાં પુસ્તકોમા પંચીકરણ, મણિરત્નમાલા, યોગવાસિષ્ટનું વૈરાગ્યપ્રકરણ, કાવ્યદોહન પહેલો ભાગ અને પોતાની મોક્ષમાળા વાચવાનું સૂચવ્યુ હતું.

૧૦૪૧. 'રાયચંદભાઇ ઘણી વેળા કહેતા કે જૂદા જૂદા ધર્મ એ તો વાડાઓ છે તેમા મનુષ્ય પૂરાઇ જાય છે. જેણે મોક્ષ મેળવવો એજ પુરૂષાર્થ માન્યો છે તેને કોઇ ધર્મનું તિલક પોતાને કપાળે લગાડવાની આવશ્યકતા નથી.

સૂતર આવે ત્યમ તુ રહે, જયમ ત્યમ કરિને હરીને લહે

—એ જેમ અખાનુ તેમ રાયચંદભાઇનું પણ સૂત્ર હતુ. ધર્મના ઝઘડાથી તેમને હમેશા કંટાળો આવતો, તેમા ભાગ્યે જ પડતા. બધા ધર્મોની ખૂબીઓ પુરી જોઈ જતા ને તે તે ધર્મીની પાસે મૂકતા. દક્ષિણ આફ્રિકાના મારા પત્રવ્યવહારમા પણ મેં તેમની પાસેથી એજ વસ્તુ મેળવી હતી. (જૈ સા, સ ખડ ૩ અંક ૧ પૃ પર થી પપ)

૧૦૪૨ '× પણ શ્રીમદ્ રાજચદ્ર અસાધારણ વ્યક્તિ હતા. તેમના લખાણ એ તેમના અનુભવના બિંદુ સમા છે તે વાચનાર વિચારનાર અને તે પ્રમાણે ચાલનારને મોક્ષ સુલભ થાય, તેના કષાયો મોળા પડે, તેને સંસાર વિષે ઉદાસીનતા આવે, તે દેહનો મોહ છોડી આત્માર્થી બને × શ્રીમદ્‌ના લખાણ અધિકારીને સારૂ છે. બધા વાચનાર તેમા રસ નહિ લઇ શકે. ટીકાકારને તેની ટીકાનુ કારણ મળશે પણ શ્રદ્ધાવાન્ તો તેમાથી રસ જ લૂટશે તેમના લખાણોમા સત્ નીતરી રહ્યુ છે એવો મને હમેશા ભાસ આવ્યો છે. તેમણે પોતાનુ જ્ઞાન બતાવવા સારૂ એક પણ અક્ષર નથી લખ્યો લખનારનો હેતુ વાચનારને પોતાના આત્માનંદમા ભાગીદાર બનાવવાનો હતો. જેને આત્મક્લેશ ટાળવો છે, જે પોતાનુ કર્તવ્ય જાણવા ઉત્સુક

છે તેને શ્રીમદ્‌ના લખાણોમાંથી ઘણું મળી રહેશે, એવો મને વિશ્વાસ છે, પછી ભલે તે હિંદુ હો કે અન્યધર્મી' (પૃ. ૪૯)

૧૦૪૩ મહાત્મા ગાંધી દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારેજ તેમણે જણાવ્યું હતું કે 'તેમના જીવન અને વચનોનો હું ફરી ફરી અભ્યાસ કરૂં છું તેમ મને તેઓ ખરેખર તેમના સમકાલિન હિંદીઓમાં સર્વોત્કૃષ્ટ લાગે છે. ધર્મબોધમાં મને તેઓ ટૉલ્સ્ટૉય કરતાં ઘણાં ચઢતા જણાય છે. એ કવિ અને ટૉલ્સ્ટૉય-બંને પુરૂષોના ઉપદેશ અને વર્ત્તન અવિસંવાદી છે'[૫૫૩] ગાંધીજીના 'જીવન ઉપર ઊંડી છાપ પાડનાર આધુનિક મનુષ્યો ત્રણ છે. રાયચંદભાઇએ તેમના જીવત સંસર્ગથી, ટૉલ્સ્ટૉયે તેના 'વૈકુંઠ તારા હૃદયમાં છે' નામના પુસ્તકથી (અને તેમની સાથેના થોડા પત્રવ્યવહારથી) ને રસ્કિને 'Unto this last'-'સર્વોદય' નામના પુસ્તકથી મને ચકિત કર્યો (આત્મકથા ખંડ ૧, પૃ ૧૪૩) સં. ૧૯૭૨ ની અમદાવાદની રાજચંદ્ર જયંતી પ્રસંગે મહાત્માજીએ જણાવ્યું હતું કે 'મારા જીવનપર શ્રીમદ્ રાજચંદ્રભાઇનો એવો સ્થાયી પ્રભાવ પડયો છે કે હું તેનું વર્ણન કરી શકતો નથી. તેમના વિષે મારા ઉંડા વિચાર છે. હું ઘણા વર્ષોથી ભારતમાં ધાર્મિક પુરૂષની શોધમાં છું, પરન્તુ મેં એવો ધાર્મિક પુરૂષ ભારતમાં હજુ સુધી જોયેલ નથી કે જે શ્રીમદ્ રાજચંદ્રભાઈની સાથે પ્રતિસ્પર્દ્ધામાં ઉભો રહી શકે. તેમનામાં જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ હતા. ઢોંગ, પક્ષપાત યા રાગદ્વેષ નહોતા. તેમનામાં એક મોટી શક્તિ હતી કે જેદ્વારા તેઓ પ્રાપ્ત થયેલ પ્રસંગનો પૂર્ણ લાભ લઈ શકતા હતા. તેમના લેખ અંગ્રેજ તત્ત્વજ્ઞાનીઓની અપેક્ષાએ પણ વિચક્ષણ, ભાવનામય અને

---

૫૫૩ The more I consider his life and his writings, the more I consider him to have been the best Indian of his times Indeed, I put him much higher than Tolstoy in religious perception. Both Kavi and Tolstoy have lived as they have preached.

આત્મદર્શી છે. યૂરોપના તત્ત્વજ્ઞાનીઓમા હુ ટૉલ્સ્ટૉયને પહેલી શ્રેણીના અને રસ્કિનને બીજી શ્રેણીના વિદ્વાન્ સમજુ છુ, પરતુ શ્રીમદ્ રાજચંદ્રભાઇનો અનુભવ આ બનેથી પણ વધે છે–ચડે છે. આ મહાપુરૂષના જીવનના લેખોને આપ અવકાશે વાચશો તો આપના પર તેનો ઘણો સારો પ્રભાવ પડશે. તેઓ પ્રાય કહ્યા કરતા કે હુ કોઈ વાડાનો નથી અને કોઇ વાડામા રહેવા પણ માગતો નથી. આ સર્વે તો ઉપધર્મ–મર્યાદિત છે અને ધર્મ તો અસીમ છે કે જેની વ્યાખ્યા થઇ શકે તેમ નથી. તે પોતાના ઝવેરાતના ધંધાથી વિરક્ત થતા તુરતજ પુસ્તક હાથમા લેતા. જો તેમની ઇચ્છા હોત તો તેમનામા એવી શક્તિ હતી કે તેઓ એક સારા પ્રતિભાશાલી બેરિસ્ટર, જજ યા વાઇસરાય થઇ શકત. આ અતિશયોક્તિ નથી, કિન્તુ મારા મનપર તેમની છાપ છે. તેમની વિચક્ષણતા બીજાનાપર પોતાની છાપ પાડતી હતી.' ગાંધીજીનો છેવટમા એક ટૂંકો મિતાક્ષરી અંગ્રેજી લેખ હમણાજ દાંડીની કુચ દરમ્યાન લખેલો તે મૉડર્ન રીવ્યુના જુન ૧૯૩૦ ના અંકમા પ્રગટ થયો છે (તેના ગૂજરાતી ભાષાતર માટે જુઓ જૈનયુગ આષાઢ–શ્રાવણ ૧૯૮૬ નો અક પૃ. ૪૨૫)

૧૦૪૪ દર્શનોના અભ્યાસી શ્રી નર્મદાશંકર મહેતાએ જણાવ્યું છે કે 'શ્રીમાન્ રાજચંદ્રના સંબંધમા આપણને સ્પષ્ટ સમજાય છે કે તેઓ પરધર્મ પ્રતિ માનદૃષ્ટિ વાળા છતા નિશ્ચયબળથી ચુસ્ત જૈની હતા × × ધર્મસિદ્ધિમા વૈરાગ્યભાવના પ્રકર્ષ પામવીજ જોઇએ અને તેવા પ્રકર્ષને શ્રીમાન્ રાજચંદ્રમા તે પામી વિલાસરૂપે ઝળકતી હતી. તેમનું સમગ્ર જીવન કોઇપણ સાસારિક સુખની અથવા કીર્ત્તિઆદિની લાલસાથી રંગાયેલુ ન હતું અને તેથી શ્રીમહાવીરના જૈન શાસનને પોતાના સબંધમા આવનાર અધિકારીજનોને તે સચ્ચોટ પ્રબોધી શક્યા હતા વૈરાગ્યભાવનાના પ્રકર્ષવડે તેમની વિશાલબુદ્ધિ, મધ્યસ્થતા અને સરલતા જે તત્ત્વોદયમા આવશ્યક ગુણો તેઓશ્રીએ માન્યા છે તે વધારે દીપ્તિવાળા થયા હતા' (અમદાવાદ રાજચદ્ર જયંતી સં. ૧૯૭૨)

૧૦૪૫ આચાર્ય આનંદશંકર ધ્રુવે વેદાન્તી તરીકે કહેવાય તેટલું કહેતા જણાવ્યું હતું કે 'શ્રીમદ્ રાજચંદ્ર વેદાન્ત તરફ વળેલ હતા એમ તેમના પત્રો વાચવાથી કોઈ કોઇને લાગે છે પણ જૈનધર્મ તરફ તેમણે વધારે મહત્ત્વ મૂક્યું હતું. × તેમણે પોતાના ધર્મમા સ્થિર રહી અન્ય ધર્મના ખગ તત્ત્વો શોધી કાઢયા છે. × આપણો ભવ્ય ધર્મ શ્રીમદ્ રાજચંદ્ર જેવા સમર્થ પુરૂષોના પ્રતાપે હજી પણ ટકી રહ્યો છે. × મરહુમ રાજચંદ્રનું જીવન એક યથાર્થ મહાત્માનું જીવન હતું × 'શ્રીમદ્ રાજચંદ્ર'ના ગ્રંથને એક આદર્શરૂપે રાખવામા આવે તો તેથી તેના ઉપાસકને અત્યંત લાભ થયા વગર રહે નહી, એ ગ્રંથમા તત્ત્વજ્ઞાનના ઝરણો વહ્યા કરે છે, એ ગ્રંથ કોઇ ધર્મનો વિરોધી નથી, કારણકે તેની શૈલી બહુ ગભીર પ્રકારની છે.' (વઢવાણ રાજચંદ્ર જયંતી વખતે પ્રમુખ તરીકેના ભાષણમાથી)

૧૦૪૬ મહાત્મા ગાંધીજી પર રાજચંદ્રના સમાગમ, વિચારોની જબરી અસર થઈ છે તે ઉપરાત તેમની ગુજરાતી ભાષાની શૈલીપર પણ પ્રભાવ પડયો છે. આચાર્ય આનંદશંકરના શબ્દોમા 'ગાંધીજી × × એક સાદા પત્રકાર છે. પણ પત્રકાર તરીકે એમણે ગૂજરાતી ભાષામા સાદી સીધી અને સચોટ, છતા તળપદી નહિ કિંતુ આત્મસંસ્કારની સાદી શોભા ધરાવતી એવી, કોઇક અવર્ણનીય શૈલી દાખલ કરી છે, જે વિદ્વાન અને અવિદ્વાન સર્વને સરખી રીતે મુગ્ધ કરી મૂકે છે.' એવી ગાંધીજીની શૈલી કરતા રાયચંદભાઇની શૈલી વધુ પ્રૌઢ, સંસ્કૃત, મિત અને સચોટ—અનુભવના અમૃતમય છે—કોઇ અપૂર્વ શૈલી છે.



## સાહિત્યપ્રકાશકો-સંસ્થાઓ

### શા. ભીમસિંહ માણેક

આર્યા ગીતિવૃત્ત

પ્રકરણ રત્નાકર આ, પુસ્તક સાદ્યંત પૂર્ણ કરી લીધું;
અર્હત્પ્રસાદ પામી, વિઘ્નરહિત શ્રેષ્ઠ કામ શુભ સીધું. ૧

જિનવર પદ વંદનમય, મંગલ અવસાનરૂપ કરૂ પ્રેમે
ઇમ નિર્વિઘ્નપણાથી, અન્ય કૃતી પણ થજો પૂર્ણ નેમે ૨

જિનવર આણા ગર્ભિત, નાના વિદ્વજ્જનાભિરચિત ગિરા
ગદ્ય પદ્ય વા સરલા, પ્રસિદ્ધિ પામો અખંડ સકલ ધરા ૩

શાર્દૂલ વિક્રીડિત વૃત્ત

હે શ્રી વીર સુવીર ઈશ અજ ને દેવાધિદેવ પ્રભુ
વંદુ હુ સુત ભક્તિભાવ ધરિને થાજો સહાએ વિભુ
આવા કૃત્ય અનેક તે કરિ શકુ રૂડાં કૃપા તેહવી
કીજે **માણક** પુત્ર ભીમસિ શિરે જોયે તથા જેહવી. ૪

—પ્રકરણ રત્નાકર ભાગ ૪ થાની પોતાની પ્રસ્તાવના સં ૧૯૩૭

૧૦૪૭. તાડપત્ર પછી લૂગડાપર ને કાગળપર હાથેથી લખવાની કળા અરાઢમા શતક સુધી કાયમ રહી ઓગણીસમી સદીમા શિલા-છાપનો પ્રચાર થતા તેમા થોડા-રાસ ચોપાઈ પૂજા આદિ છપાયા. પછી વીસમી સદીમા મુદ્રણકલાનો વિશેષ આવિષ્કાર થયો[૫૫૫] ને તે કલાનો આશ્રય લઈ ધર્મપુસ્તકો છપાવવામા પહેલ કરનાર કચ્છી બંધુ શા **ભીમશી (ભીમસિંહ)** માણેક હતા તેમણે એક લાખ રૂ.ના

૫૫૫ ગુજરાતી મુદ્રણકળાની સ્થાપનાનુ વર્ષ સ. ૧૮૬૮ છે તે પૂર્વ દીવ બંદરના ભીમજી પારેખ નામના વાણિયાએ સ ૧૭૩૮ ના નાગરી

૧૦૪૫ આચાર્ય આનંદશંકર ધ્રુવે વેદાન્તી તરીકે કહેવાય તેટલું કહેતા જણાવ્યુ હતુ કે 'શ્રીમદ્ રાજચદ્ર વેદાન્ત તરફ વળેલ હતા એમ તેમના પત્રો વાચવાથી કોઈ કોઇને લાગે છે પણ જૈનધર્મ તરફ તેમણે વધારે મહત્ત્વ મૂક્યુ હતું. × તેમણે પોતાના ધર્મમા સ્થિર રહી અન્ય ધર્મના ખગ તત્ત્વો શોધી કાઢ્યા છે. × આપણો ભવ્ય ધર્મ શ્રીમદ્ રાજચદ્ર જેવા સમર્થ પુરુષોના પ્રતાપે હજી પણ ટકી રહ્યો છે. × મરહુમ રાજચદ્રનું જીવન એક યથાર્થ મહાત્માનું જીવન હતુ. × 'શ્રીમદ્ રાજચદ્ર'ના ગ્રથને એક આદર્શરૂપે ગણવામા આવે તો તેથી તેના ઉપાસકને અત્યત લાભ થયા વગર રહે નહી, એ ગ્રથમા તત્ત્વજ્ઞાનના ઝરણો વહ્યા કરે છે, એ ગ્રંથ કોઇ ધર્મનો વિરોધી નથી, કારણકે તેની શૈલી બહુ ગભીર પ્રકારની છે.' (વઢવાણ રાજચદ્ર જયંતી વખતે પ્રમુખ તરીકેના ભાષણમાથી)

૧૦૪૬ મહાત્મા ગાધીજી પર રાજચદ્રના સમાગમ, વિચારોની જબરી અસર થઈ છે તે ઉપરાત તેમની ગુજરાતી ભાષાની શૈલીપર પણ પ્રભાવ પડયો છે. આચાર્ય આનદશંકરના શબ્દોમા 'ગાંધીજી × × એક સાદા પત્રકાર છે પણ પત્રકાર તરીકે એમણે ગૂજરાતી ભાષામા સાદી સીધી અને સચોટ, છતા તળપદી નહિ કિંતુ આત્મસંસ્કારની સાદી શોભા ધરાવતી એવી, કોઇક અવર્ણનીય શૈલી દાખલ કરી છે, જે વિદ્વાન અને અવિદ્વાન સર્વને સરખી રીતે મુગ્ધ કરી મૂકે છે.' એવી ગાંધીજીની શૈલી કરતા રાયચદભાઇની શૈલી વધુ પ્રૌઢ, સંસ્કૃત, મિત અને સચોટ—અનુભવના અમૃતમય છે—કોઇ અપૂર્વ શૈલી છે.



# પ્રકરણ ૩ જું

## સાહિત્યપ્રકાશકો-સંસ્થાઓ

### શા. ભીમસિંહ માણેક

આર્યા ગીતિવૃત્ત

પ્રકરણ રત્નાકર આ, પુસ્તક સાદ્યંત પૂર્ણ કરી લીધૂં;
અર્હત્પ્રસાદ પામી, વિઘ્નરહિત શ્રેષ્ઠ કામ શુભ સીધૂ. ૧

જિનવર પદ વદનમય, મંગલ અવસાનરૂપ કરૂ પ્રેમે
ઇમ નિર્વિઘ્નપણાથી, અન્ય કૃતી પણ થજો પૂર્ણ નેમે ૨

જિનવર આણા ગર્ભિત, નાના વિદ્વજ્જનાભિરચિત ગિરા
ગદ્ય પદ્ય વા સરલા, પ્રસિદ્ધિ પામો અખંડ સકલ ધરા ૩

શાર્દૂલ વિક્રીડિત વૃત્ત

હે શ્રી **વીર** સુવીર ઈશ અજ ને દેવાધિદેવ પ્રભુ
વંદૂ હુ યુત ભક્તિભાવ ધરિને થાજો સહાએ વિભુ
આવા કૃત્ય અનેક તે કરિ શકુ રૂડાં કૃપા તેહવી
કીજે **માણક** પુત્ર ભીમસિં શિરે જોયે તથા જેહવી. ૪

—પ્રકરણ રત્નાકર ભાગ ૪ થાની પોતાની પ્રસ્તાવના સં ૧૯૩૭

૧૦૪૭. તાડપત્ર પછી લૂગડાપર ને કાગળપર હાથેથી લખવાની કળા અઢારમા શતક સુધી કાયમ રહી ઓગણીસમી સદીમા શિલા-છાપનો પ્રચાર થતા તેમા થોડા-રાસ ચોપઈ પૂજા આદિ છપાયા. પછી વીસમી સદીમા મુદ્રણકલાનો વિશેષ આવિષ્કાર થયો[૫૫૫] ને તે કલાનો આશ્રય લઈ ધર્મપુસ્તકો છપાવવામા પહેલ કરનાર કચ્છી બંધુ શા **ભીમશી** (ભીમસિંહ) માણેક હતા તેમણે એક લાખ રૂ.ના

૫૫૫ ગુજરાતી મુદ્રણકળાની સ્થાપનાનુ વર્ષ સં. ૧૮૬૮ છે તે પૂર્વ દીવ બંદરના ભીમજી પારેખ નામના વાણિયાએ સં ૧૭૩૮ ના નાગરી

ખર્ચે પ્રકરણરત્નાકર ચાર ભાગમા છાપવાની યોજના કરી. તેનો પ્રથમ ભાગ સં. ૧૯૩૨ જેઠ સુદ ૨ ગુરૂએ 'નિર્ણયસાગર' નામના મુંબઇના પ્રસિદ્ધ મુદ્રાયંત્રમા છપાવી પ્રસિદ્ધ કર્યો. પ્રસ્તાવનામા એ પણ જણાવ્યુ કે 'એવા વખતમા (કાલાંતરે લખવાની મહેનતને લીધે ગ્રંથો લખવાનો વ્યાપાર ઓછો થવા લાગ્યો તે સમયમા) વર્ત્તમાન-કાલાશ્રિત યુક્તિપૂર્વક જ્ઞાનરક્ષા અથવા વૃદ્ધિના જે જે સાધનો હોય, તેઓનુ ગ્રહણ કરીને તેના ઉપયોગ વડે એ શુભ કૃત્ય કરવામા કાઇપણ પ્રમાદ કરવો નહી. ચાલતા સમયમા જ્ઞાનવૃદ્ધિનુ સર્વોત્કૃષ્ટ

અને માથા બાંધેલા વાણિયાસાઇ અક્ષરોનાં 'પંચો' અને 'મેત્રિસો' ઇંગ્લેંડ
હશે એમ ધારવામાં આવે છે સં ૧૮૯૮ માં ફરદુનજી મર્ઝબાને 'સમાચાર'
નામનું છાપાખાનુ મુંબઈમાં કાઢ્યું ને તેમાંથી 'મુંબઇસમાચાર' નુ પંચાંગ
જે આજે નીકળે છે તેનો પ્રારંભ સં ૧૮૭૦ માં થયો સં ૧૮૭૮ મા
'મુંબઇસમાચાર' એ નામનુ વારિક પત્ર તેમાથી કાઢવામાં આવ્યુ આ રીતે
નાગરી અને ગુજરાતી બીબાનો ઉત્પાદક અનુક્રમે એક વાણિયો અને એક
પારસી છે સં ૧૮૮૬ માં મુંબઈ સરકાર તરફથી મુદ્રાલય નીકળ્યુ સુરતમાં
૩સ્તમજીએ સીસાના બીબાનુ મુદ્રાલય સં ૧૮૮૮ મા અને અંગ્રેજ મિશ-
નરીઓએ સુરત મિશનપ્રેસ સં ૧૯૦૧ માં કાઢ્યુ સં. ૧૯૦૩ મા મુંબ-
ઈમાં પચીસેક મુદ્રાલયો હતાં તેમાં દેશીઓ હસ્તક ચાલતાં મુખ્ય મુદ્રાલ-
યોમાં ગણપત કૃષ્ણાજીનુ, ઓરીયેન્ટલનુ, 'ઈન્દુપ્રકાશ'નુ, 'જામેજમશેદ' નુ
વગેરે હતાં સૌથી મોટી અને જૂની ટાઇપફાઉંડરી (બીબા બનાવવાનું
કારખાનુ) સ્વ જાવજી દાદાજીએ નિર્ણયસાગર નામની કાઢેલી ૧૯૪૨ માં
સુરતના વેલાભાઈ અને કીકાભાઇએ ટાઈપ ફાઉંડરી કાઢી

સીસાનાં બીબાં ઓટી અક્ષર બનાવી છાપવાનુ આ રીતે કાર્ય શરૂ
થયુ તે પૂર્વે શિલાછાપથી છાપવાનુ કામ ચાલતું હતું મુંબઈમાં બાપુ હર્ષદ
દેવલેકરનુ શિલાછાપનુ મોટું છાપખાનુ હતું ગણપત કૃષ્ણાજીનુ પ્રેસ પણ
શિલાછાપમા વખણાતુ હતુ સુરતમાં જદુરાયનુ અને અમદાવાદમાં બાજીભાઈ
અમીચંદનુ સં ૧૮૯૮ માં શિલાછાપનુ છાપખાનું સ્થપાયુ. (જુઓ 'ગુજ-
રાતી'નો સં ૧૯૬૮ ના દીવાળી ખાસ અંકમાં પહેલો લેખ 'ગુજરાતી મુદ્ર-
ણકળાની શતવર્ષિ' )

સાધન મુદ્રાયન્ત્રકલા છે. એ કલાનો મૂલ પાયો જો પણ (કે) યુરોપ દેશમા અન્ય ધર્મીઓના હાથથી પડ્યો છે, તોપણ તે સર્વ લોકોને અતિ ઉપયોગી હોવાથી તેનો તિરસ્કાર ન કરતા, સર્વ જ્ઞાનની વૃદ્ધિની ઇચ્છા કરનારા મનુષ્યોયે અંગિકાર કરવો જોયે. હરેક સર્વોપયોગી વસ્તુની ઉત્પત્તિ ગમે ત્યા થઈ હોય, તોપણ તેને નિર્પક્ષપાતથી ગ્રહણ કરી લેવી એ નીતિ છે. માટે પુસ્તક મુદ્રિત કરવાની અતિ ઉત્કૃષ્ટ અને સહુથી સહેલી રીતને ન ગ્રહણ કરવાને લીધે જ્ઞાનની ન્યૂનતારૂપ મહા હાની કરી લેવી નહી. પણ જેમ બને તેમ જ્ઞાનની વૃદ્ધિના સાધનોને ઉપયોગમા આણીને તે ઉદ્યોગનો આરંભ કરવો, તેમા કાંઇ દોષ નથી પણ મહોટો પુણ્યાનુબંધી પુણ્ય છે કેમકે સૂક્ષ્મ દૃષ્ટિયેં વિચાર કરીએ તો એથી જ્ઞાનનો વિનય થાય છે; કારણકે મહોટા શ્રમેથી પરોપકાર બુદ્ધિથી પૂર્વાચાર્યોએ જે ગ્રંથો કરેલા છે, તેને અપમાન આપી કોઇને ઉપયોગમા પણ ન આવે એવી રીતે છાના રાખી મૂકવા કરતા તે ગ્રંથો પ્રસિદ્ધ કરી તેનો લાભ હરેક પ્રાણીને આપવો એ કરતા બીજુ વધારે રૂડું કામ કોઇપણ જણાતુ નથી મારા વિચાર પ્રમાણે તો જે તે પ્રકારે ગ્રંથો છપાવીને પ્રસિદ્ધ કરવા જોયે, જેથી અનેક ભવ્યજીવો જ્ઞાનને પામે અને જ્ઞાનની વૃદ્ધિ થાય કેમકે એક વખત છપાઇ ગયેલો ગ્રંથ હમેશ કાયમ રહે છે; તેનો ઘણા કાલસુધી વિચ્છેદ થતો નથી, કારણકે જે ગ્રંથની ઘણી પ્રતો પ્રસિદ્ધ થઈ હોય, તે બધી ઘણા કાળ સુધી નાશ થાય નહી તેમ છતા જે અલ્પબુદ્ધિવાલા, અવિચારિઓ એ કૃત્યનો ધિક્કાર કરે છે તેઓ મૂર્ખ, જ્ઞાનના દ્વેષી, અને અજ્ઞાની જાણવા. એવા મનુષ્યોની કાઇપણ પરવા ન કરતા મે આ મોટુ પુસ્તક છાપવાનો આરંભ કરીને તેનો પહેલો ભાગ સમાપ્ત કર્યો છે, અને બાકીના ત્રણ ભાગ પણ જ્ઞાનીની કૃપાથી કોઇ વિઘ્ન ન પડતા સમાપ્ત થાઓ તથાસ્તુ.'

૧૦૪૮. આ છપાવવામા શેઠ કેશવજી નાયકે મુખ્યપણે અને રાવબહાદુર લક્ષ્મીપતિસિંહજીએ તથા અન્યે સહાયતા આપી હતી.

ને આ. મુનિ મહિમાસાગરે અને વિવેકસાગરસૂરિએ તથા ગુજરના મુનિ હુકમચંદે, શાંતિસાગરજીએ, વિજયધરણેંદ્રસૂરિએ ઉત્તેજના આપી આશ્રય અપાવ્યો હતો.

૧૦૪૯ ભીમશીએ ૧૯૩૩ ના પોષમા અને ૧૯૩૪ ના પોષમા પ્રકરણ રત્નાકર બીજો અને ત્રીજો ભાગ અનુક્રમે 'નિર્ણયસાગર' માજ છપાવી પ્રસિદ્ધ કર્યા, તેનો ચોથો ભાગ સં. ૧૯૩૭ મા પ્રગટ કર્યો પણ તે પહેલા પાંડવ ચરિત્રનો બાલાવબોધ, સાર્થ પ્રતિક્રમણ સૂત્ર, વિવિધ પૂજાસંગ્રહ, સમ્યક્ત્વમૂલ બારવ્રતની ટીપ તથા ગાયકવાડ-નૃપતિસિંહજી તરફથી સૂયગડાંગ સૂત્ર મૂલ તથા દીપિકા ટીકા અને ટબા સહિત છપાવી નાખ્યા. પુસ્તક છપાવવામા જ્ઞાનની આશાતના થાય છે એ જાતનો વિચાર સાધુ અને શ્રાવકોના મોટા સમૂહમા પ્રવર્ત્તતો હતો તેવા કાળે છપાવવાની પહેલ કરવી એ સાહસ હતુ; છતા તેમ કરવામા પોતાનો નમ્રભાવ અને પોતાનો ઉચ્ચ ઉદ્દેશ પોતે નીચેના જે રૂપમા પ્રકટ કર્યો તે ધ્યાન ખેંચે તેવો છે —

'હાલના સમયમા ગ્રંથોનો જીર્ણોદ્ધાર કરવાના જેવા સાધનો મળી આવે છે તેવા આગળ કોઈ વખતે પણ નહોતા પહેલા પ્રથમ ગ્રંથોનો જીર્ણોદ્ધાર તાલપત્ર ઉપર થએલો દેખાય છે, ને ત્યાર પછી કાગળ ઉપર થયો છે તે અદ્યાપિ સિદ્ધ છે પરંતુ તે હસ્તક્રિયા વિના યંત્રાદિકની સહાયતાથી થએલો નથી. ને હાલ તો મુદ્રાયંત્રની અતિ ઉત્કૃષ્ટ સહાયતા મળી આવે છે, તેનો ઉપયોગ કરવાનુ મૂકી દઇને આળસ કરી બેશી રહેશુ તો ગ્રંથો કેમ કાયમ રહેશે? હાલ વિદ્યાભ્યાસ કરીને નવા નવા ગ્રંથોની રચના કરવી તો એક કોરે રહી, પણ છતી શક્તિયે પુરાતન ગ્રંથોની રક્ષા કરવાનો યત્ન નહી કરશુ તો આપણેજ જ્ઞાનના વિરોધી ઠરશુ. કેમકે જે જેની રક્ષા કરે નહી તે તેનો વિરોધી અથવા અહિતકર હોય છે એ સાધારણ નિયમ આપણી ઉપર લાગુ પડશે.

'શ્રાવક ભાઇયો, પુરાતન ગ્રંથોનો જીર્ણોદ્ધાર કર્યાથી તે ગ્રંથોનું અવલોકન થશે, પ્રયાશ વિના કેટલાએક વિદ્યાભ્યાસ થશે, રસ ઉત્પન્ન થઇને જ્ઞાનસંપાદન કરવાની અંતઃકરણમાં ઉત્કંઠા થશે શુદ્ધ ધર્મ ઉપર પ્રીતિ

વધશે, અભિરૂચિ એટલે પુનઃ પુન જ્ઞાન મેળવવાની ઇચ્છા થશે, અને ઉદ્યોગ પ્રમુખ સર્વ જ્ઞાનનાં સાધનોતો (તો) સહજ પ્રાપ્ત થશે ઉદ્યોગ એ સર્વ પદાર્થ મેળવવાનુ અથવા વૃદ્ધિ કરવાનુ મુખ્ય સાધન છે, પરંતુ અમસ્તા ઉદ્યમથી જ કાંઈ થઇ શકતુ નથી તેની સાથે દ્રવ્યની પણ સહાયતા જોયે છે દ્રવ્ય જે છે તે સર્વોપયોગી પદાર્થ છે માટે દ્રવ્યવાન પુરૂષોએ અવશ્ય એ કામ ઉપર લક્ષ દેવો જોયે છે કેમકે તેઓની એ ફરજ છે કે, જેમ બને તેમ જ્ઞાનની વૃદ્ધિ કરવી જોયે છે તે આ પ્રમાણેઃ-સારા સારા પંડિતોની મારફતે પ્રાચીન ગ્રંથો સુધારી લખાવી અથવા છપાવીને પ્રસિદ્ધ કરવા. તેનો શ્રાવિક લોકોને અભ્યાસ કરાવવો ઇત્યાદિક શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે સર્વ પ્રકારે જ્ઞાનની વૃદ્ધિ કરવી એવા હેતુથીજ મે આ ગ્રંથો છપાવવાનુ કામ હાથમા લીધુ છે' (પ્રકરણ રત્નાકર ભાગ ૨, પ્રસ્તાવના)

૧૦૫૦ વિશેષમા છપાયેલા ગ્રંથો વિશેષ લોકપ્રિય બને તે માટે શાસ્ત્રી લિપિ રાખી સુન્દરમા સુંદર ટાઇપમા મોટા સુવાચ્ય વર્ણોમા પાક્કા પુઠા વાળા દળદાર આકારમા પ્રકરણ રત્નાકરના ચાર ભાગ, સૂયગડાગ આદિ આગમો પણ, જૈનકથારત્નકોષના કરવા ધારેલા પંદર ભાગો પૈકી આઠ ભાગ-એ સર્વ લોકો સમજી શકે તેવી ભાષામા કરેલા અનુવાદ સહિત બહાર પાડયે ગયા. પરિણામ ધારેલુ આવ્યુ બહોળો પ્રચાર થયો, ધર્મજ્ઞાન લોકોમા વધતુ ગયુ. આ રીતે આ શ્રાવક ભાઇએ સાહિત્યવૃદ્ધિ કરી લોકોપકાર કર્યો છે કારણકે વર્ત્તમાન, જૈનોમા કાંઇક પણ જાગૃતિ-બોધ આપવાની શરૂઆત કરનાર એમના છપાવેલા ગ્રંથો ગણી શકાય. તેઓ સં. ૧૯૪૭ ના જેઠ વદ ૫ ગુરૂને રોજ સ્વર્ગસ્થ થયા એ ભાઇને આયુષ્યે વિશેષ યારી આપી હત, તો તે ખચીત જૈન કોમ ઉપર વિશેષ ઉપકાર કરી શકત તેઓનો દેહ છુટયા પછી પણ તેમની પેઢી તરફથી યોગશાસ્ત્ર, હરિભદ્રાષ્ટકાદિ પુસ્તકો મૂળ અને અનુવાદ સહિત બહાર પડયા છે. વળી તેમણે ગૂર્જરાતી રાસ ચોપાઈઆદિ પણ પ્રકટ કર્યા છે.

૧૦૫૧ **રાય ધનપતસિંહ બહાદુર**—દુગડગોત્રી વૃદ્ધ શાખા વીરદાસ સં. ૧૮૦૨મા પૂર્વ દેશમા ગયા. તેના પુત્ર બુધસિંહ ને તેના પ્રતાપસિંહ. પ્રતાપસિંહે અને તેમની ધર્મપત્નિ મહતાબકુંવરે સંતતિ થયા પછી ચતુર્થ વ્રત સ્વીકાર્યું હતુ ને મહતાબકુંવરે બાર વ્રત ધાર્યા હતા. તેમનાથી બે પુત્ર થયા—એક લક્ષ્મીપતિસિંહ અને બીજા ધનપતિસિંહ. બંગાલ—અજીમગંજના—મકસુદાબાદના આ ધનપતિસિંહને ૪૫ આગમોને છપાવી બહાર પાડવાનો વિચાર થયો. સં. ૧૯૩૩ માં એ વિચારાનુસારે છપાવેલ પ્રશ્ન વ્યાકરણની ટુંક પ્રસ્તાવનામા બાબુહિંદીમા જણાવ્યુ છે કે —

'યે પુસ્તક છપાવણેકા કારણ યે હે કે સર્વ જૈન ધર્માવલંબિ સાધવી શ્રાવક શ્રાવિકા કે પઢણે સે જ્ઞાનકી વૃદ્ધી હોગા ઈસ ખાતર ૪૫ આગમસૂત્ર ઔર ટીકા ઔર બાલાવબોધ સહિત ૫૦૦ પુસ્તક છપાકે ૫૦૦ ઠીકાને ભંડાર કીયા ઈસ્સે મહાન્ જ્ઞાનકા વૃદ્ધી હોગા ઔર પંડત જનોસે એહી પ્રાર્થના હે કે અચ્છી તરેસે પટે પઢાવે ગુણે ગુણાવે જયણા કરકે ઔર વિનય કરકે રકખે ઔર યહશ્રી સિદ્ધાંન્ત પંચાગી પ્રમાણ સંગ્રહ કીયા ઔર ઈસમે ચરમ ચક્ષુ કરકે ભલચુક રહ ગયા હોય તો મિછામિદુકડ દેતા હુ ઔર શ્રીસંઘકો યહ વિનતિ હે કી જીસ વખત વાચે ઉસ વખત જો ભુલચુક નીકસે તો પંડત જનોસે સંસોધન કરાય લેવે મેરે પર કૃપા કરકે ઈહિ પ્રાર્થના અંગીકાર કરના ઔર ભંડાર કરી ભઈ પુસ્તક કોઈ વેચના નહિ કોઈ ખરીદ કરે નહી કરે તો ૨૪ (તીર્થંકર) કા ગુનેગાર સંઘકા ગુનાગાર હોગા બડા પરિશ્રમસે સંસોધન કરાયા હે ઔર શ્રી (બુટેરાયજી શિ૦) ભગવાનવીજૈજીને સંશોધન કરા.'

૧૦૫૨ આમ ૪૫ આગમ છપાવી પ્રસિદ્ધ કરવાના ઉદ્યમ ચાલુ કરવા માટે ધનપતિસિંહ બહાદૂરને ધન્યવાદ છે. ૧૯૩૩મા અભયદેવસૂરિની ટીકાઓ સહિત ઉક્ત પ્રશ્નવ્યાકરણ અને જ્ઞાતાધર્મ-કથા, સં. ૧૯૩૬મા ઉવવાઈસૂત્ર (અભયદેવસૂરિની ટીકા ને લોકાગ-

ચ્છના અમૃતચદ્રસૂરિના બાલાવબોધ સહિત), અનુયોગ દ્વાર (મલધારી હેમચદ્રસૂરિ કૃત ટીકા અને જીવાઋષિ શિ૦ શોભા ઋષિના શિ૦ મોહનકૃત બાલા૦ સહિત), નદીસૂત્ર (મલયગિરિની ટીકા અને તેના પર બાલા૦ સહિત), આચારાગસૂત્ર (શીલાગસૂરિની ટીકા, જિનહંસસૂરિની દીપિકા, ને પાર્શ્વચદ્રસૂરિના બાલા૦ સહિત), સૂયગડાગસૂત્ર (શીલાગસૂરિની ટીકા, હેમવિમલસૂરિની સ. ૧૫૮૩ની દીપિકા ને પાર્શ્વચદ્રસૂરિના બાલા૦ સહિત) છપાવ્યા. છેલ્લુ ભીમસી માણેક દ્વારા નિર્ણયસાગરમા છપાવ્યુ. અન્ય સર્વ કલકત્તાના પ્રેસમા બાબુનાગરી લિપિમા છપાવેલ છે. પછી સ. ૧૯૩૭મા ઠાણુાગ અને સમવાયાગ (અભયદેવસૂરિ કૃત ટીકા અને મેઘરાજ ગણિના બાલા૦ સહિત), ૧૯૩૮મા ભગવતી (અભયદેવસૂરિની ટીકા, રામચંદ્રગણિનો સં. અનુવાદ અને મેઘરાજના બાલા૦ સહિત), ૧૯૪૦મા પન્નવણુા (મલયગિરિની ટીકા અને ઋષિ પરમાણંદના બાલા૦ સહિત), ૧૯૪૬મા જંબૂદ્રીપ પ્રજ્ઞપ્તિ (શાતિચદ્ર કૃત ટીકા ને ઋષિ ચંદ્રભાણજીના બાલા૦ સહિત) અને સ. ૧૯૪૭મા અણુત્તરોપપાતિક દશા (અભયદેવસૂરિની ટીકા અને ઋષિ કૃષ્ણુલાલના સ. અનુવાદ તથા બાલા૦ સહિત) પ્રકટ કરવામા આવ્યા. અજીમગજની જૈન બુક સોસાયટી માટે તેના સ. ૧૯૩૩ના પત્રથી દામથી વેચવા માટે પાચસો નકલ વધુ કાઢવામા આવતી હતી ને તેથી પછીથી દરેક પર કિમત આચારાગસૂત્રથી મૂકવાનુ ગખ્યુ હતુ.

૧૦૫૩ **જૈન ધર્મ પ્રસારક સભા**—નાં મૂળ ભાવનગરમા સં. ૧૯૩૯મા સપ્તવ્યસન ત્યાગાદિ પાચ નિયમો ધારી બનેલા ૧૧ સભ્યોએ જૈન ધ૦ પ્ર૦ મંડળી સ્થાપી નાખ્યા. સં. ૧૯૪૦મા નિબંધો લખી છપાવવાની યોજના થઇ અને તેને અંગે સ. ૧૯૪૧ ચૈત્રમા 'જૈન ધર્મ પ્રકાશ' એ માસિકનો ઉદ્ભવ થયો. ૧૯૪૨મા સસ્કૃત પાઠશાળા સ્થાપી ને ત્યાર પછી ધર્મ પુસ્તકોના ભાષાતર શાસ્ત્રી પાસે કરવાની પ્રવૃત્તિ ચાલુ થઇ. પુસ્તકાલય ઉભું કર્યું અને મૂલ

સંસ્કૃત પ્રાકૃતાદિ પુસ્તકોના પણ પ્રકાશનનો પ્રબંધ કર્યો. ઉક્ત માસિક અને પુસ્તકપ્રકાશનનું કાર્ય હજુ સુધી ચાલુ છે અને તેથી અનેક લેખો, નિબંધો, પુસ્તકો પ્રકટ થયા છે જે પૈકી મળી શક્યા તેની નોંધ આ ઇતિહાસમાં લેવાઇ છે [વિશેષ હકીકત માટે જુઓ તે સભાના રજતોત્સવનો ખાસ અંક જૈન સાહિત્ય સંશોધક પુ ૩, અંક ૧ પૃ ૬૮-૭૮]

૧૦૫૪ 'જૈન ધર્મ પ્રકાશ' એ માસિક પહેલા નીકળેલ સં ૧૯૩૨માં શા છગનલાલ ઉમેદચંદની કાર્યવાહી નીચે અમદાવાદમાં 'જૈન દિવાકર' થોડા વર્ષ સુધી અને સં ૧૯૩૩માં શ કેશવલાલ શિવરામ તરફથી નીકળેલું 'જૈન સુધારસ' માસિક એક વર્ષ સુધી ચાલ્યું. સં. ૧૯૪૧ના માઘમાસમાં અમદાવાદમાં જૈન નાટકકાર ડાહ્યાભાઇ ધોળશાજીની કાર્યવાહી તળે જૈન ધર્મ પ્રવર્તક સભા તરફથી બે વર્ષ સુધી 'સ્યાદ્વાદ સુધા' પ્રકટ થયું હતું અને તેના પછી ૧૯૪૧ના વૈશાખમાં ભાવનગરમાજ જૈન હિતેચ્છુ સભા તરફથી પ્રકટેલું 'જૈન હિતેચ્છુ' એક વરસ ચાલ્યું. સ. ૧૯૪૫માં સ્થાનકવાસીઓ તરફથી અમદાવાદના વિસલપુરના રા મોતીલાલ મનસુખલાલના અને તેમના પછી તેમના વિદ્વાન વિચારક પુત્ર રા વાડીલાલ મોતીલાલ શાહના તંત્રી પણા નીચે ઘણા વર્ષો સુધી 'જૈન હિતેચ્છુ' નામનું માસિક ચાલ્યું. ૧૯૪૬-૪૭માં લીંબડીમાં સ્થાનકવાસી ભાઇઓ તરફથી શરૂ થયેલું 'જૈન ધર્મોદય' બે ત્રણ વરસનું આયુષ્ય ભોગવી આથમ્યું.

૧૦૫૫ સં. ૧૯૪૮ મા મુંબઇમાં શ્રી માંગરોળ જૈન સંગીત મંડળીની સ્થાપના થયા પછી તેણે સંગીત સાથે પ્રભુ ભક્તિના પદો-ગાયનોની તાલીમ આપવા ઉપરાંત જ્ઞાનશાળા ખોલી ધાર્મિક જ્ઞાન જૈન બાળકોને આપ્યું ને વક્તૃત્વ શક્તિ ખીલવવા અર્થે ભાષણશ્રેણીઓ શરૂ કરી, કે જે હજુ સુધી ચાલુ રહી. સં. ૧૯૫૩ મા તેનું નામ શ્રી માંગરોળ જૈન સભા પડયું. તેણે અનેક સામાજિક કાર્યો ઉપાડયા ને સાહિત્યમાં પણ થોડો ફાળો આપ્યો. મુંબ-



રાય બદ્રિદાસે કરાવેલ જૈન મંદિર, કલકત્તા

[ શ્રી પૂર્ણચંદ નહારના સૌજન્યથી ]



'જૈન'ના આદ્ય તંત્રી સ્વ ભગુભાઇ ફતેહચંદ કારભારી પૃ ૭૩૧

[ મુબઇ માગરોળ જૈન સભાના સૌજન્યથી ]

ઇના જૈનોમા ચેતન રેડનાર આ સંસ્થા છે, કે જે સં. ૧૯૬૫થી શ્રી **મુંબઇ માંગરોળ જૈન સભા** એ નામથી હજુ કાર્ય કર્યે જાય છે.

૧૦૫૬ સં ૧૯૫૨મા આત્મારામજી મહારાજ સ્વર્ગસ્થ થયા તેને બીજે માસે તેમના ભક્ત-કેટલાક ભાઇઓએ શ્રી **જૈન આત્માનંદ સભા**ની ભાવનગરમા સ્થાપના કરી. જૈનોમા જ્ઞાનપ્રચાર તથા ધર્મના પુસ્તકોનુ પ્રકાશન વગેરે કરવાનો ઉદ્દેશ રાખી પુસ્તકાલય સ્થાપી, સં ૧૯૫૮મા '**આત્માનંદ પ્રકાશ**' નામનુ માસિક પ્રકટ કરી, તથા ઉજમબાઇ કન્યાશાળા ઉઘાડી, અનેક મૂળ તેમજ સાનુવાદ પુસ્તકો પ્રકટ કરી સારી સેવા કરી છે અને તેને શ્રી આત્મારામજીના શિષ્ય મંડળનો વિશેષ ટેકો રહેવાથી કાર્યવિસ્તાર વિશેષ પ્રમાણમા કરી શકી છે સાહિત્યના પ્રકાશનમા સારો ફાળો આપ્યો છે ને તેણે પ્રકટ કરેલ ગ્રંથો પૈકી લબ્ધ થયા તેની નોધ આ પુસ્તકમા લેવાઈ છે.

૧૦૫૭ **ભગુભાઇ ફત્તેહચંદ કારભારી**—મૂળ વતન પેથાપુર. તેમણે અંગ્રેજી શિક્ષણ લઈ ગ્રંથ આદિ બહાર પાડવામા ચિત્ત દોડાવ્યુ. લંડન ગજ્યગહસ્ય બે ભાગ, લંગડો જરવાસ, ગૂજરાતી અંગ્રેજી ડિક્ષનેરી, ઇંગ્રેજી-ગૂજરાતી ડિક્ષનેરી, કુમુદા બહાર પાડયા સ્વામી વિવેકાનંદકૃત વ્યાખ્યાનમાળા શરૂ કરી કર્મયોગનુ ગૂ ભાષાતર સં. ૧૯૫૩ મા પ્રકટ કર્યું. વળી તે એક પત્રકાર હતા. અમદાવાદમા 'પ્રજાબંધુ' છાપખાનુ કાઢી પછી 'પ્રજાબંધુ' પત્ર કાઢયુ સં. ૧૯૫૪. સવાવર્ષ તે પત્ર કાઢી રા ઠાકોરભાઈ ઠાકોરને સોપ્યુ તે અત્યારસુધી ચાલુ છે. આ ઉપરાત 'સમાલોચક' પત્રના ઉત્પાદક પણ તેઓ હતા, સં. ૧૯૫૯ મા 'જૈન' નામનુ જૈનકોમમા પહેલુ અઠવાડિક પત્ર પહેલ વહેલુ (૧૨-૪-૧૯૦૩ ના દિને) અમદાવાદમા પછી મુબઇ લઈ જઇ પોતાના સ્વર્ગવાસ સુધી (લગભગ સં. ૧૯૬૦ સુધી)

ચલાવ્યું ને પછીથી શેઠ દેવચંદ દામજી કુંડલાકર અત્યારસુધી ભાવનગરમાં ચલાવી રહ્યા છે તે પત્રે સમાજની અનેકવિધ સેવા કરી છે. આ પત્ર સાથે અંગ્રેજી અઠવાડિક નામે 'Patriot' પણ કાઢી કેટલાક વર્ષ સુધી ચલાવી બંધ કર્યું હતું તેઓ જેવા માગ પ્રયોજક હતા તેવા સારા વ્યવસ્થાપક નહોતા, આથી તેમના કેટલાક સુંદર પુસ્તકોનો લાભ બુકસેલરોને મળ્યો. 'જૈન' પત્ર ચલાવવામાં અનેક મુશ્કેલીઓ આવી હતી પરંતુ તે તેમણે સર્વભોગે ચલાવ્યે રાખ્યું તે માટે તેમને ધન્યવાદ છે. તેમણે જૈન શ્વે. કૉન્ફરન્સને તેની ઉત્પત્તિથી તે પોતાના સ્વર્ગવાસ સુધી જોસ, ઉત્તેજના અર્પેલ હતા

૧૦૫૮ **જૈન શ્વે૦ કૉન્ફરન્સ**—સં. ૧૯૫૮ માં ફલોધીમાં શ્રી ગુલાબચંદ ઢઢ્ઢા M.A. ના પ્રયાસથી જૈન શ્વે૦ કૉન્ફરન્સનો જન્મ થયો, બીજે વર્ષે સં. ૧૯૫૯માં મુંબઇમાં મોટા દબદબા સહિત તેનું બીજું અધિવેશન થતાં તેનાં દૃઢ મૂળ નંખાયાં અને અત્યાર સુધી તેનાં ૧૩ અધિવેશન જુદાં જુદાં સ્થળોએ ભરાયાં.–(૩) વડોદરા સં. ૧૯૬૧ (૪) પાટણ સં. ૧૯૬૨ (૫) અમદાવાદ સં. ૧૯૬૩ (૬) ભાવનગર સં. ૧૯૬૪ (૭) પૂના સં. ૧૯૬૫, (૮) મુલતાન સં. ૧૯૬૯ (૯) સુજાનગઢ સં. ૧૯૭૧ (૧૦) મુંબઈ સં. ૧૯૭૨ (૧૧) કલકત્તા સં. ૧૯૭૪ (૧૨) સાદડી સં. ૧૯૭૬ (૧૩) જૂન્નર સં. ૧૯૮૬ પરિણામે શ્વે. સમાજમાં વિદ્યા-જ્ઞાનનો પ્રચાર, સાહિત્યનું પ્રકાશન, જૂના સાહિત્યનો શિલાલેખોનો અને મંદિરોનો ઉદ્ધાર, સામાજિક કુપ્રથાઓનો નાશ, નવીન વિચારોનું પ્રબલ આંદોલન, સુશિક્ષિત અને શ્રીમંતોનો સુયોગ, ધાર્મિક ખાતાઓની તપાસણી વગેરે અનેક કાર્યો થઇ સમાજમાં પ્રબલ જાગ્રતિ આવી છે. સં. ૧૯૫૯માં પોતાના મુખપત્ર તરીકે જૈનશ્વે૦ કૉન્ફરન્સ હેરૅલ્ડ એ નામનું માસિક ૧૪ વર્ષ સુધી કાઢ્યું; કે જેના માનદ તંત્રી તરીકે આ ગ્રંથના લેખકે તેનાં છેલ્લાં સાતેક વર્ષ સુધી કાર્ય કર્યું હતું; ને પછી સુષુપ્ત રહી

સં. ૧૯૮૧ ના ભાદ્રપદથી 'જૈનયુગ' નામનુ માસિક પાચવર્ષ સુધી પ્રસ્તુત લેખકનાજ તત્રીપણા નીચે પ્રકટ કર્યું ને ચાલુ વર્ષ સં. ૧૯૮૭મા પાક્ષિક તરીકે શરૂ થયુ છે. આ પત્રદ્વારા અનેક ઐતિહાસિક બાબતો પર પ્રકાશ પડયો છે ને વિધવિધ વિષયોની છણાવટ કરવામા આવી છે. સં. ૧૯૬૫ મા સંસ્કૃત પ્રાકૃતાદિ ગ્રથોના-જૈનાગમ, ન્યાય, ફિલૉસોફિ, ઔપદેશિક, ભાષાસાહિત્ય અને વિજ્ઞાન-એ વિષયો પરત્વે ભાગ પાડી ગ્રથ ને ગ્રથકારના નામો ઉપરાત તે કયા ભંડારમા મળે છે તે પ્રાપ્તિસ્થાન સહિત વિગત આપતો 'જૈનગ્રંથાવલી' નામનો સૂચિગ્રંથ બહાર પાડેલ છે. આ ઉપરાત જેસલમેર, પાટણ અને લીંબડી એ ત્રણેના મોટા જ્ઞાનભંડારોમાના ગ્રંથોની ટીપો કરાવી છે, જૈનશ્વે૦ મંદિરાવલી, જૈનડિરેક્ટરી બે ભાગ તૈયાર કરાવી બહાર પાડી છે. મારા તરફથી તૈયાર થયેલ ગૂજરાતી ભાષાના કવિઓ અને તેમની કૃતિઓની વિસ્તૃત સૂચી રૂપ મહાભારત પુસ્તક નામે જૈનગૂર્જર કવિઓના બે ભાગ તથા આ ગ્રંથને આ મહાસંસ્થાએ બહાર પાડી ગૂજરાતી ભાષાની અને જૈનસાહિત્યની મહાન્ સેવા બજાવી છે.

૧૦૫૯ ઉપર્યુક્ત સંસ્થાઓ પોતપોતાનું કાર્ય યથાશક્તિ અને યથાસયોગે કર્યે જાય છે. દરેકમા મંદતા સ્તબ્ધતા કે રૂઢિચુસ્તતા વત્તાઓછા પ્રમાણમા સમાજમા રહેલા જૂના જડ ઘાલેલા વિચારોની અસરથી રહેવા પામી છે, છતા હવે વર્તમાન યુગના વાતાવરણના જોસથી તે સર્વેપર ઉત્તમ પ્રભાવ પડયો છે. તોપણ તે દરેક પોતાની સ્થાપનાથી અત્યારસુધી પોતાથી બનતી સેવા અર્પતી ગઇ છે. 'આવું કાર્યસાતત્ય છતા, આવી પ્રગતિશાલિતા છતા, આવી સેવા-નિષ્ઠા છતા, આવા નીતિબળ છતા, આવી વ્યાવહારિકતા છતા આ દરેક સસ્થાને-કૉન્ફરન્સ જેવી મહાસંસ્થાને જૈન જેવી ધનાઢય જાતિ તરફથી ધનનો જે વિપુલ આશ્રય મળવો જોઇએ તે નથી મળ્યો એ અત્યત નિરાશાજનક છે. નિરાશાનું કારણ જૈનોની સામાજિક સ્થિતિ

ચલાવ્યુ ને પછીથી શેઠ દેવચંદ દામજી કુંડલાકર અત્યારસુધી ભાવ-નગરમા ચલાવી રહ્યા છે. તે પત્રે સમાજની અનેકવિધ સેવા કરી છે. આ પત્ર સાથે અંગ્રેજી અઠવાડિક નામે 'Patriot' પણ કાઢી કેટલાક વર્ષ સુધી ચલાવી બંધ કર્યું હતુ. તેઓ જેવા સાગ પ્રયોજક હતા તેવા સારા વ્યવસ્થાપક નહોતા, આથી તેમના કેટલાક સુદર પુસ્તકોનો લાભ બુકસેલરોને મળ્યો. 'જૈન' પત્ર ચલાવવામા અનેક મુસ્કેલીઓ આવી હતી પરતુ તે તેમણે સર્વભોગે ચલાવ્યે ગયું તે માટે તેમને ધન્યવાદ છે. તેમણે જૈન શ્વે. કૉન્ફરન્સને તેની ઉત્પત્તિથી તે પોતાના સ્વર્ગવાસ સુધી જોસ, ઉત્તેજના અર્પેલ હતા

૧૦૫૮ **જૈન શ્વે૦ કૉન્ફરન્સ**—સ. ૧૯૫૮ મા ફલોધીમા શ્રી ગુલાબચંદ ઢઢા M.A. ના પ્રયાસથી જૈન શ્વે૦ કૉન્ફરન્સનો જન્મ થયો, બીજે વર્ષે સં. ૧૯૫૯મા મુંબઇમા મોટા દબદબા સહિત તેનું બીજું અધિવેશન થતા તેના દઢ મૂળ નંખાયા અને અત્યાર સુધી તેના ૧૩ અધિવેશન જુદા જુદા સ્થળોએ ભરાયાઃ-(૩) વડોદરા સ. ૧૯૬૧ (૪) પાટણ સં. ૧૯૬૨ (૫) અમદાવાદ સં. ૧૯૬૩ (૬) ભાવ-નગર સં. ૧૯૬૪ (૭) પૂના સં. ૧૯૬૫, (૮) મુલતાન સં. ૧૯૬૯ (૯) સુજાનગઢ સં. ૧૯૭૧ (૧૦) મુબઇ સ. ૧૯૭૨ (૧૧) કલકત્તા સં. ૧૯૭૪ (૧૨) સાદડી સ. ૧૯૭૬ (૧૩) જૂન્નર સ. ૧૯૮૬ પરિણામે શ્વે. સમાજમા વિદ્યા-જ્ઞાનનો પ્રચાર, સાહિત્યનુ પ્રકા-શન, જૂના સાહિત્યનો શિલાલેખોનો અને મંદિરોનો ઉદ્ધાર, સામા-જિક કુપ્રથાઓનો નાશ, નવીન વિચારોનું પ્રબલ આદોલન, સુશિ ક્ષિત અને શ્રીમંતોનો સુયોગ, ધાર્મિક ખાતાઓની તપાસણી વગેરે અનેક કાર્યો થઇ સમાજમા પ્રબલ જાગ્રતિ આવી છે. સં. ૧૯૫૯મા પોતાના મુખપત્ર તરીકે જૈનશ્વે૦ કૉન્ફરન્સ હેરૅલ્ડ એ નામનુ માસિક ૧૪ વર્ષ સુધી કાઢયુ, કે જેના માનદ તંત્રી તરીકે આ ગ્રંથના લેખકે તેના છેલ્લા સાતેક વર્ષ સુધી કાર્ય કર્યું હતુ; ને પછી સુષુપ્ત રહી

સં. ૧૯૮૧ ના ભાદ્રપદથી 'જૈનયુગ' નામનું માસિક પાંચવર્ષ સુધી પ્રસ્તુત લેખકનાજ તંત્રીપણા નીચે પ્રકટ કર્યું ને ચાલુ વર્ષ સં. ૧૯૮૭મા પાક્ષિક તરીકે શરૂ થયુ છે. આ પત્રદ્વારા અનેક ઐતિહાસિક બાબતો પર પ્રકાશ પડયો છે ને વિધવિધ વિષયોની છણાવટ કરવામા આવી છે. સં. ૧૯૬૫ મા સંસ્કૃત પ્રાકૃતાદિ ગ્રંથોના—જૈનાગમ, ન્યાય, ફિલૉસોફિ, ઔપદેશિક, ભાષાસાહિત્ય અને વિજ્ઞાન—એ વિષયો પરત્વે ભાગ પાડી ગ્રંથ ને ગ્રંથકારના નામો ઉપરાત તે કયા ભંડારમા મળે છે તે પ્રાપ્તિસ્થાન સહિત વિગત આપતો જૈનગ્રંથાવલી નામનો સૂચિગ્રંથ બહાર પાડેલ છે. આ ઉપરાત જેસલમેર, પાટણ અને લીંબડી એ ત્રણેના મોટા જ્ઞાનભંડારોમાના ગ્રંથોની ટીપો કરાવી છે, જૈનશ્વે૦ મંદિરાવલી, જૈનડિરેક્ટરી બે ભાગ તૈયાર કરાવી બહાર પાડી છે. મારા તરફથી તૈયાર થયેલ ગૂજરાતી ભાષાના કવિઓ અને તેમની કૃતિઓની વિસ્તૃત સૂચી રૂપ મહાભારત પુસ્તક નામે જૈનગૂર્જર કવિઓના બે ભાગ તથા આ ગ્રંથને આ મહાસંસ્થાએ બહાર પાડી ગૂજરાતી ભાષાની અને જૈનસાહિત્યની મહાન્ સેવા બજાવી છે.

૧૦૫૯ ઉપર્યુક્ત સંસ્થાઓ પોતપોતાનુ કાર્ય યથાશક્તિ અને યથાસંયોગે કર્યે જાય છે દરેકમા મંદતા સ્તબ્ધતા કે રૂઢિચુસ્તતા વત્તાઓછા પ્રમાણમા સમાજમા રહેલા જૂના જડ ઘાલેલા વિચારોની અસરથી રહેવા પામી છે, છતા હવે વર્તમાન યુગના વાતાવરણના જોસથી તે સર્વેપર ઉત્તમ પ્રભાવ પડયો છે. તોપણ તે દરેક પોતાની સ્થાપનાથી અત્યારસુધી પોતાથી બનતી સેવા અર્પતી ગઇ છે. 'આવું' કાર્યસાતત્ય છતા, આવી પ્રગતિશાલિતા છતા, આવી સેવા—નિષ્ઠા છતા, આવા નીતિબળ છતા, આવી વ્યાવહારિકતા છતા આ દરેક સસ્થાને—કૉન્ફરન્સ જેવી મહાસસ્થાને જૈન જેવી ધનાઢ્ય જાતિ તરફથી ધનનો જે વિપુલ આશ્રય મળવો જોઇએ તે નથી મળ્યો એ અત્યંત નિરાશાજનક છે. નિરાશાનું કારણ જૈનોની સામાજિક સ્થિતિ

છે. વેપાર ઉદ્યોગથી એમનો નિર્વાહ હતો મુસલમાનો કે મરાઠાની માફક રાજસત્તાથી નહીં. અંગ્રેજી રાજ્ય જામતા અને અંગ્રેજી કેળવણી પ્રસરતા મુસલમાનો કે મરાઠા કે બ્રાહ્મણોની સેંકડાઓથી સ્થિર રહેલી સ્થિતિને જેવો આઘાત લાગ્યો તેવો જૈનોને લાગ્યો નથી. ઉલટું એમને માટે વેપારઉદ્યોગના અનેક નવા પ્રદેશ ઉઘડયા અને એ દિશામાથી આવતો ધનનો પ્રવાહ મૂકાવાને બદલે રેલાતો રહ્યો. આવકને અથવા સામાજિક પ્રતિષ્ઠાને જ્યા ધક્કો લાગ્યો નથી ત્યા નવા જમાનાની સામગ્રીઓથી સંપન્ન થવાની જરૂર સમજાતી નથી આમ હોવાથી જૈનોમા કેળવણીનો ફેલાવો થયો નહીં—ભણતર વગર લાખો રૂપીઆ કમાઇ શકાતા હોય તો પછી ભણતરની દરકાર કરવામા આવતી નથી. કેળવણી વિના નવી અભિલાષા, નવી વાછના, નવા આદર્શ, સાર્વજનિક સેવાની આવશ્યકતા જન્મ્યા નહીં અને આમ થતા હજુ બહુ વાર લાગશે. પરિસ્થિતિને લીધે જૈનોમા જે નવું ચેતન આવવું જોઇએ તે ન આવવાથી એ નવુ ચેતન રોપનારી સસ્થાને ઉદાર મદદ મળી ન શકી.

૧૦૬૦ 'ધનાઢયો તરફથી મદદ નથી મળી શકતી તે સબધમા એક બીજી વાત પ્રત્યે નજર નાખવા જેવુ છે. જૈનો ધનપ્રાપ્તિમા રચ્યા પચ્યા રહે છે છતા વૈરાગ્ય અને દાનની ભાવનાને અતિશય પોષણ આપે છે. સાધુઓ પ્રત્યે એમનો પૂજ્યભાવ ગાઢ હોય છે. આવી વસ્તુસ્થિતિ છતા સુશિક્ષિત જૈનોમાથી કોઇ વિરક્ત થઈ સાધુ ન થયો અને પોતાના વૈરાગ્યથી, તપથી, ચારિત્ર્યથી, જ્ઞાનથી સાધુઓમા અને શ્રાવકોમા પૂજ્ય લેખાઇ પોતાનો પ્રભાવ તેણે જૈનો પર પાડયો નહી. જૈનોમા કોઈ વિવેકાનંદ કે રામકૃષ્ણ (? રામતીર્થ) થયો હોત તો દાનનો માર્ગ ફેરવાયો હોત. જેમને નવા યુગનો પ્રકાશ પ્રાપ્ત થયો હતો તેમાથી કોઈએ ઐહિક સુખનો ભોગ આપ્યો હોત તો જૈનોનું ભાગ્ય વહેલુ ફર્યું હોત. હજુ પણ આવો પ્રસગ ગયો નથી; વેળા વીતી નથી ગઇ.

૧૦૬૧ 'હું નમ્ર ભાવે કેટલાક દ્રષ્ટિબિંદુ રજુ કરૂં છું. (૧) જૈનો કોઇ દ્વીપમા વસ્તા નથી. વસવાટના પ્રદેશમા અથવા તેની બહાર જૈનેતર લોકો સાથે તદ્દન સબંધજ ન હોય એવુ નથી. વર્તમાન અલગપણાનો નથી તેમ ભૂતકાળ પણ નહોતો અને ભવિષ્ય પણ નહી રહે. હિન્દુ, મુસલમાન, પારસીની માફક જૈનો પણ હિન્દુસ્તાનમા વસે છે. તેઓ જૈનો છે તે ઉપરાત હિંદીઓ છે. જૈનો તરીકેના ધર્મો છે તો હીંદી તરીકેના ધર્મ પણ તેમણે પાળવાના છે. જૈનોના ઉત્કર્ષ માટે જે જે પ્રયાસો, હિલચાલ થાય તે તે સર્વે એવી પણ સાથે સાથે હોવી જોઇએ જેથી તેમનુ હિંદીપણું પણ વિકાસ પામે તેમના હિંદીપણાને અણઉઘડયુ રાખે અથવા નાશ કરે એવી હિલચાલને કોઈપણ રીતે ઉત્તજન ન મળવું જોઇએ. × × હાલ જેટલી જેટલી કોમી હિલેચાલો ચાલે છે તેમા (પોતાનું પોતાનાજ માટે નહિ પણ બીજાને માટે પણ થોડુંક વાપરવું ઘટે એ) ભાવનાનો અભાવ હોવાથી એવી કોમોની નીતિને નુકસાન થવાનો સંભવ છે. કોમના કલ્યાણ માટે થએલા પ્રત્યેક દાનનો અમુક ભાગ સાર્વજનિક કલ્યાણનો રાખવાનો સંપ્રદાય હવે (જૈન કે જૈનેતર કોમે) શરૂ કરવાની જરૂર છે

૧૦૬૨ 'પોતાની કોમની ઉન્નતિ કરવી છે પણ તે દેશમાં રહેતા બીજા લોકોના સ્નેહ, સ્વભાવ, સહકાર્ય, કદર, એખલાસ આદિ વગર કદી ટકશે નહિ એ પણ લક્ષમા રાખવા જેવુ છે. બીજી કોમોથી તદ્દન અલાહિદા જીવન ગાળવાનો જે પવન વાયો છે, તે દેશને હાનિકારક છે. એથી અભિમાન જન્મશે; બીજાઓની અવગણના, તિરસ્કાર કરવાની વૃત્તિ થશે, પોતાના દોષથી વાકેફ રહેવાશે નહી, ગેરસમજ થશે, સભ્યતા-વિવેક-સુજનતા આદિ સદ્‌ગુણોનો હ્રાસ થશે, અને પ્રગતિ થવા કરતા શિથિલતા અને સ્તબ્ધતા આવવાનો સભવ થશે. જીંદગીના વ્યવહારમા અનેક પરકોમો સાથે (સંબંધમા) આવ્યા વિના છૂટકો નથી ત્યારે ઉછેર અલગ કરવો એ કેવી રીતે શ્રેયસ્કર નીવડશે?

કોમી હિલચાલને દેશહિત અને પરકોમના સત્કાર્યની આવશ્યકતાના દૃષ્ટિબિન્દુથી વિમુખ ન રાખવા મારો એવી (જૈન કે જૈનેતર) હિલચાલોના સૂત્રધારોને આગ્રહ છે.

૧૦૬૩ 'બીજુ જૈનની વસ્તી આખા હિન્દુસ્તાનમા છૂટક છૂટક પુષ્કળ છે. આપણા ગુજરાતમા વસ્તી સારા પ્રમાણમા છે. એકંદર સ્થિતિ દ્રવ્ય સબંધે સારી છે વિદ્યાનું પ્રસારણ ઓછુ હોવાથી સાર્વજનિક સેવાના પ્રદેશોમા જોઇએ તેટલી પ્રતિષ્ઠા-દ્રવ્ય અને સંખ્યાના પ્રમાણમા હોવી જોઇએ તેટલી નથી. ગુજરાતના ઇતિહાસ ઉપર અને વર્ત્તમાન જીવન ઉપર જૈન સસ્કૃતિનો સબળ પ્રભાવ છે. બીજા પ્રાતોમા વિદ્યાનુરાગી બ્રાહ્મણોનો જે પ્રભાવ છે તેવો પ્રભાવ ગુજરાતમા ગુજરાતી બ્રાહ્મણોનો નથી. બીજા પ્રાતોમા બ્રાહ્મણો અને બ્રાહ્મણેતરો (શુદ્રો) શિવાય બીજા વર્ણો નથી હોતા. પરંતુ ગુજરાતમા બ્રાહ્મણો, વૈશ્યો અને શુદ્રો એ ત્રણ વર્ણો છે બ્રાહ્મણો અને શુદ્રો વચ્ચે મોટું અંતર બીજા પ્રાતોમા છે તે આપણા પ્રાતમા નથી. બ્રાહ્મણો અને બ્રાહ્મણેતરો વચ્ચે તીખાશ મહારાષ્ટ્ર કે મદ્રાસ ઇલાકામા છે તેવી આપણે ત્યા નથી. ગુજરાતમા સમાજના થર અન્યોન્ય સાથે ગાઢ સંબંધવાળા છે, તેમની વચ્ચે વિશાળ અવકાશ નથી. એક ઘરમાથી બીજા ઘરમા જવાની અમુક રીતે સુગમતા છે બ્રાહ્મણ, ક્ષત્રિય, શુદ્ર અનુકૂળતાએ વૈશ્ય થઈ શકે છે. ઘર ઘર વચ્ચે અણરાગ, વિરોધ કે શત્રુતા નથી. આ સર્વ શુભ સ્થિતિનુ કારણ કેટલેક અંશે જૈન વેપારી કોમ (વૈષ્ણવ વેપારી કોમોમાની પણ ઘણી પૂર્વે જૈન હોવાનો સંભવ લાગે છે એટલે તેમની અલાહિદી ગણત્રી નથી કરી) નુ અસ્તિત્વ છે. આમ વૈશ્યોનો જે પ્રભાવ ગુજરાતના જીવન ઉપર છે તેથી જેમ લાભ થયા છે તેમ ગેરલાભ પણ થયા છે. હવે જે લાભ છે તેથી ગુજરાતનું સાર્વજનિક જીવન વધારે ખીલે અને ગેરલાભો દૂર થાય એવી વાછના પ્રગટવી જોઇએ. જૈન કોમે પોતાને પ્રશ્ન કરવો જોઇએ કે ગુજરાતની પ્રગતિ માટે એમણે શું

શુ કરવું જોઈએ ? પ્રો બ ક ઠાકોર કહે છે- 'કેળવણીવાળા સર્વે પ્રાંતોમા ગુજરાત પાછળ છે'–ગુજરાતમા કેળવણીનો પ્રચાર જેવો તેવો નથી પણ કેળવણીના પ્રમાણમા સાર્વજનિક જીવન જોઈએ તેવુ ઉજ્વળ નથી મહારાષ્ટ્ર, બગાળા, પજાબની જેવી પ્રતિષ્ઠા હિન્દુસ્તાનમા અને હિન્દુસ્તાન બહાર છે તેવી આપણા ગુજરાત પ્રાતની અને આપણા ગુજરાતી લોકોની છે ? નથી તો શી રીતે લાવી શકાય ? જે પ્રાતોની પ્રતિષ્ઠા છે તે પ્રતિષ્ઠાના કારણો વિચારી તે આપણે ત્યા પ્રવર્તમાન થાય એવા સંજોગો ઉભા કરવા આપણે દ્દઢિબદ્ધ થવુ જોઈએ × × ત્રીજુ જૈનો રાજદ્વારી કાર્યોમા રસ લેતા થાય અને પોતાના શક્તિ, અનુભવ અને સાધનોથી એ પ્રદેશમા ગુજરાતની કીર્તિ વધારે એવો પ્રસંગ લાવવા હવે શરૂઆત થવી જોઇએ. ટુકમા જૈન સભાઓનુ ત્રણ દૃષ્ટિબિન્દુ પ્રત્યે લક્ષ ખેચ્યુ છે."૫૫૬ 'આપણી ઘણીખરી બધી સંસ્થાઓને વિષે આપણે વણિકવૃત્તિ વિશેષે જોઇએ છીયે. આ વૃત્તિને ગૌણ રાખી ક્ષત્રિય (સાહસિક) વૃત્તિને બ્રાહ્મણ (દીર્ઘદૃષ્ટિની) વૃત્તિને અને મુખ્યત્વે કરીને શુદ્ર (સેવા) વૃત્તિને પ્રધાનપદ આપવાની આવશ્યકતા છે.'૫૫૭



* એમનો "ગાડી ગુજરાત"વાળો લેખ વાંચવા સર્વે ગુજરાતીઓને મારી ખાસ ભલામણ છે –૨. મહેતા

૫૫૬ મારી વિનતિથી સાક્ષર વિવેચક સ્વ શ્રી રણજીતરામ વાવાભાઈ મહેતાએ લખેલો લેખ 'શ્રી મુબઇ માગરોળ જૈન સભાના રજત મહોત્સવ પ્રસગે ૨૫ વર્ષના કાર્યવૃત્તાત વાચવાથી ઉપજેલા વિચાર'–જુઓ તે સભાનો રજત મહોત્સવનો વિશેષાક સ ૧૯૭૩ પૃ ૬૮થી ૭૩–જૈન શ્વે. કૉ હેરલ્ડ શ્રાવણ સ ૧૯૭૩નો અક પૃ ૨૪૭થી ૨૫૧.

૫૫૭ મહાત્મા ગાધીજીનો 'અનાથ આશ્રમ વિષે બે બોલ' એ લેખ જૈન શ્વે કૉ. હેરલ્ડ–શ્રાવણ સં. ૧૯૭૩નો અક પૃ ૨૪૭નો છેલ્લો પારા.

(

# પ્રકરણ ૪ થું

## જૈનધર્મ-સાહિત્ય-ઇતિહાસ-મુખ્ય સિદ્ધાન્તો.

૧

सव्वप्पवयणसारं मूलं ससारदुक्खमुक्खस्स ।
संमत्त मइलित्ता ते दुग्गइवड्ढया हुंति ॥

સર્વ પ્રવચનનો સાર સંસારના દુઃખથી મોક્ષનું મૂલ એવું સમ્યકત્વ છે-સમ્યગ્ દર્શન છે તે સમ્યકત્વને મલીન કરનાર દુર્ગતિના વર્ધક થાય છે. -ભાગ્યવચન

૨

प्राकृत. संस्कृतो वापि पाठ सर्वोप्यकारणम् ।
यतो वैराग्यसवेगौ तदेव परमं रह ॥

—પ્રાકૃત હોય વા સંસ્કૃતઃ બધુએ ભાષણ અપ્રયોજક અર્થાત્ નકામુ છે, કારણકે વૈરાગ્ય અને સંવેગ તેજ પરમ રહસ્ય અર્થાત્ શ્રેષ્ઠ તત્ત્વ છે.
-રત્નસિંહ સૂરિ કૃત આત્માનુશાસ્તિભાવના પ્રકરણ

૩

શાસ્ત્ર ઘણાં મતિ થોડલી, શિષ્ટ કહે તે પ્રમાણ-યશોવિજયજી

૧૦૬૪ ભાષા એ વિચારોને સમજાવવાનુ વાહન છે, જોકે તે સંપૂર્ણ રીતે ભાગ્યેજ સમજાવી શકે છે એટલે કે ભાષા હમેશા વિચારોને મર્યાદિત કરે છે, છતા વિચારોને જણાવવા ભાષાનો ઉપયોગ કર્યા વગર છૂટકો નથી રહેતો. ભાષામા 'સાહિત્ય' એ શબ્દના એ ત્રણ અર્થ સૂચવાય છે. ૧ ઉપકરણ કે સાધન, ૨ રસશાસ્ત્ર ( કાવ્યપ્રકાશ, કાવ્યાનુશાસન, સાહિત્ય-દર્પણ આદિ ) ૩ કોઈ પણ પ્રકારનુ શાસ્ત્ર (વૈદિક-સાહિત્ય, સાખ્ય સાહિત્ય, જૈન સાહિત્ય). પ્રસ્તુત ઇતિહાસમા તેના આ છેલ્લા અર્થને આપણી નવીન રૂઢિને અનુસરી સમસ્ત વાઙ્મયના ( લાક્ષણિક ) અર્થમા વિશેષ સ્થાન આપેલ છે. જૈન સાહિત્યમા કોઈ પણ પ્રકારનું શાસ્ત્ર-પછી તે ધર્મશાસ્ત્ર, આચાર-

વિધિશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, અલંકાર, કાવ્ય, જ્યોતિષ, ભૂગોળ, ખગોળ, શિલ્પ, સંગીત, આદિ હોય તે સર્વનો સમાવેશ કરીને આ પુસ્તક પ્રયોજવામા આવ્યુ છે. વિચારાત્મક અને શબ્દાત્મક એમ બંને રૂપે સાહિત્ય હોઈ શકે. તે જ્યા સુધી મનોગત હોય, પ્રકાશમા ન આવ્યું હોય ત્યા સુધી તેને વિચારાત્મક સાહિત્ય કહેવુ હોય તો કહી શકાય. જ્યારે તે મુખદ્વારા શબ્દના જુદા જુદા રૂપમા, કલ્પનાના, અતિશયના કે ઉત્પ્રેક્ષા આદિ અલંકારોમા સજ્જ થઇ બહાર આવે તે શબ્દાત્મક સાહિત્ય લેખાય. આ શબ્દાત્મક સાહિત્ય જ્યારે કાગળો ઉપર લિપિ-બદ્ધ થાય છે ત્યારે એનુ બીજુ નામ શાસ્ત્ર-પુસ્તક-ગ્રથ દેવામા આવે છે.

૧૦૬૫ 'લિપિનો અર્થ પુસ્તક આદિમા અક્ષરવિન્યાસ કરવામા આવ્યો છે તે અઢાર પ્રકારની આદિતીર્થંકર શ્રી ઋષભદેવે સ્વસુતા બ્રાહ્મીને બતાવી તેથી તે લિપિને બ્રાહ્મી કહેવામા આવી છે, અને તેને ખુદ આગમમા આ રીતે નમસ્કાર કરવામા આવ્યો છે કે 'नमो बभीए लिवीए', વળી કહ્યુ છે કે 'लेहं लिवीविहाण जिणेण बभीइ दाहिणकरेण' એટલે લેખ તે જિને દક્ષિણ હાથથી બ્રાહ્મી વડે કરેલ લિપિવિધાન છે (જુઓ ભગવતી સૂત્ર પ્રથમ ઉદ્દેશક). લિપિને નમસ્કાર કરવાથી સમગ્ર સાહિત્ય-વાઙ્મય પ્રત્યે પૂજ્યભાવ બતાવવામા આવ્યો છે. આ પરથી એવો ભાવાર્થ આચાર્યો કરે છે કે ભગવતીસૂત્રના આરભ કરતા પૂજ્યપાદ ગણધરોએ પણ લિપિને-લિખિત પુસ્તકને પૂજ્યતમ હોવાના કારણે નમસ્કાર કરેલ છે તેથી કોઇએ લિખિત પુસ્તકાદિની પાદસ્પર્શઆદિથી આશાતના-અવગણના કરવી નહિ, તેમ કરવું સંસારકારણ બને છે. [કીર્ત્તિવિજયકૃત વિચારરત્નાકર પત્ર ૪૪]

૧૦૬૬ જૈન શ્રુતનો બહુ મોટો ભાગ નાશ પામ્યો છે, તે નાશના અનેક કારણો છે. પણ આજે તેનો જેટલો અને જે ભાગ સચવાઈ રહ્યો છે તેનું ફક્ત એકજ કારણ છે અને તે જૈનસંઘની

શ્રુતભક્તિ. જૈન જનતા જ્ઞાન માત્રને પૂજે છે, પણ શ્રુત પ્રત્યે એની ભક્તિ એટલી જાગરૂક છે કે નહિ તે વિષે લખવા જતા તેનો મનોરમ ઇતિહાસ તૈયાર થાય. માત્ર મોટી વયના સ્ત્રી-પુરૂષો જ નહિ પણ નાના કુમાર-કુમારિકાઓ સુદ્ધા શાસ્ત્રજ્ઞાન આરાધવા તપ કરે છે, એના નજેવા સાધનોની આદરપૂર્વક પૂજા કરે છે અને એ માટે પોતાનું સર્વસ્વ આપી દેવા તૈયાર રહે છે. ચારિત્ર પૂજાનુ જૈનમંથમા મોટું સ્થાન છે પણ તે જ્ઞાનના એક ભાગ તરીકે. ચારિત્ર એ જ્ઞાનનો છેલ્લો ને પરિપક્વ અંશ જ છે. તીર્થપૂજા હોય કે ગુરૂ-પૂજા હોય એ બધી વિવિધ પૂજાઓની પાછળ જ્ઞાનભક્તિ જ રહેલી છે. એ બધામા સત્યજ્ઞાન પ્રાપ્ત કરવાનો એકજ હેતુ મુખ્ય છે. આજે વિશિષ્ટ રીતે જૈન દર્શન જીવિત હોય તો તે એક શ્રુતને આભારી છે, અને શ્રુત જીવિત હોય તો તે જ્ઞાનભક્તિને આભારી છે. આગમ ગ્રંથોની પ્રતિષ્ઠા ભગવાનની પ્રતિષ્ઠાનો એક ભાગ જ છે.[૫૮૮]

૧૦૬૭ જિનના વાક્યોને લખાવનાર કદિ પણ દુર્ગતિ પામતો નથી, મુગાપણુ કે જડસ્વભાવ, અંધપણુ તેમજ બુદ્ધિહીનપણુ પ્રાપ્ત કરતો નથી એ વાત નીચેના શ્લોકથી આચાર્યોએ જણાવી અને તેથી શ્રુતભક્તિ જીવંત રહી —

न ते नरा दुर्गतिमाप्नुवन्ति न मूकता नैव जडस्वभावम् ।
न चान्धता बुद्धिविहीनता च ये लेखयन्तीह जिनस्य वाक्यम् ॥

૧૦૬૮ જૈનધર્મ અહિંસા-દયા, સંયમ-ત્યાગ, તપ, વીતરાગતા પર રચાયો છે, તેના ધર્મશાસ્ત્રો એ તત્ત્વોનું પ્રતિપાદન કરે છે કોઈ પણ ધર્મશાસ્ત્ર વાચવાની-સમજવાની ચાવી એ છે કે જે શાસ્ત્ર-વચન સત્યનું, અહિંસાનુ, બ્રહ્મચર્યનું વિરોધી હોય તે ગમે ત્યાથી મળ્યુ હોય છતા તે અપ્રમાણ છે. શાસ્ત્ર બુદ્ધિથી પર નથી. બધા શાસ્ત્રોનું તાત્પર્ય એ છે કે ઇશ્વર ભક્તિ કરી જ્ઞાન મેળવવુ અને તે

૫૮૮ પં સુખલાલ અને પં. બેહચરદાસનો લેખ 'સન્મતિ તર્ક અને તેનુ મહત્ત્વ'-'જૈન' નો રૌપ્ય મહોત્સવ અંક પૃ ૧૦૯

વડે મોક્ષ મેળવવો. જે શાસ્ત્ર મદિરાપાન, માસભક્ષણ, પાખડ ઇત્યાદિ શીખવે તે શાસ્ત્ર ન કહેવાય.

૧૦૬૯ સર્વ પ્રવચનના સાર રૂપ સમ્યકત્વ–સમ્યગ્દર્શન મેળવી સસારના દુ,ખથી મોક્ષ મેળવવાનો છે એવી અગાઉ ગાથા કહી છે. બીજી રીતે કહીએ તો જ્ઞાન કે વિદ્યા તેજ કે જેનાથી મુક્તિ મળે–सा विद्या या विमुक्तये મુક્તિ બે પ્રકારની છે. એક મુક્તિ દેશને પરાધીનતામાથી છૂટો કરવાની છે. એ થોડા વખતને માટે હોય. બીજી મુક્તિ સદાને સારૂ છે મોક્ષ કે જેને પરમધર્મ કહીયે તે મેળવવો હોય તો દુન્યવી મુક્તિ પણ હોવી જોઇએ જ અનેક ભયમા રહેલો માણસ નિરતરનો મોક્ષ નથી પ્રાપ્ત કરી શકતો. નિરંતરનો મોક્ષ મેળવવો હોય, પરમ પુરૂષાર્થ પ્રાપ્ત કરવો હોય તો નજીકનો મોક્ષ પ્રાપ્ત કર્યેજ છુટકો છે. જે વિદ્યાથી આપણી મુક્તિ દૂર થાય છે તે વિદ્યા ત્યાજ્ય છે, અધર્મ્ય છે.'

૧૦૭૦ 'ગુરૂ વિના જ્ઞાન ન હોય' એ સુવર્ણ વાકય છે. પણ ગુરૂ મળવા જ દોહેલા છે, ને સદ્દગુરૂને અભાવે ગમે તેને ગુરૂ કરી જેમાને આપણે સસારસાગરની વચ્ચોવચ્ચ ડૂબવું યોગ્ય નહિ ગણાય. ગુરૂ તે કે જે તારે. પોતે તરી ન જાણે તો બીજાને શું તારે? એવા તારા આજકાલ હોય તોપણ તે એકાએક જોવામા આવતા નથી.' (ગાધીજી) આચાર્ય આનન્દશંકર વિશેષ સ્ફુટતાથી સમજાવે છે કે 'આટલુ ખરૂ છે કે ગુરૂદ્વારા પ્રાપ્ત થએલુ જ્ઞાન કદાચ વિશેષ પરિપૃત અને બલવાહી હોવા સંભવ છે, કેમકે મનુષ્ય–આત્મામા એવું સામર્થ્ય રહેલુ છે કે આત્મા આત્માની સમીપ આવતા માત્ર મુખાકૃતિ, દૃષ્ટિ કે વાણીથી એ એવી વિલક્ષણ અસર ઉત્પન્ન કરી શકે છે કે જે સહસ્ર ગ્રન્થથી પણ થઇ શકતી નથી. પણ આ વાત અસાધારણ આત્મા પરત્વે જ ખરી છે. હાલના સમયમા યોગ્ય ગુરૂ મળવો કઠિન છે એમ શોકોદ્‌ગાર જો કે ઘણી-વાર સાભળવામા આવે છે, છતા આમ ખેદ દર્શાવનારા, પામર જનો-

માથી જ કેટલાક ગમે તેવા મિથ્યા સંન્યાસી યોગી કે શાસ્ત્રીને ગુરૂ કરી માને છે તથા એવા પુરૂષો પાસે જ વેદાન્તનુ અને અન્ય શાસ્ત્રનુ રહસ્ય હોય છે એમ અન્ધ શ્રદ્ધા રાખી વૃથા ભ્રાન્તિમા ભમે છે. પણ ખરૂ જોતા તો વર્ત્તમાન સમયમા આવા અલૌકિક પુરૂષો મળવા અશકય છે એટલુ જ નહિ, પણ ઇતિહાસમા પણ આવા જનોનો આવિર્ભાવ વિરલકાળે અને વિરલ સ્થળે જ દૃષ્ટિ-ગોચર થાય છે. ત્યારે આ જોતા, આપણે હાલમા નક્કી કરવાનો પ્રશ્ન એ રહે છે કે કેવળ સાધારણ વર્ગના પુરૂષ પાસેથી પ્રત્યક્ષ ઉપદેશ લેવો એ ઠીક, કે અસાધારણ પુરૂપ પાસેથી એના ગ્રન્થોદ્વારા જે પરોક્ષ ઉપદેશ મળે એ ઠીક ? આ પ્રશ્નનો એક જ ઉત્તર ઘટે છે. અસાધારણ પુરૂષો પોતાના અનુપમ આત્માને પોતાના ગ્રન્થમા કેવી સારી રીતે સંક્રાન્ત કરી શકે છે એ વાત જો ધ્યાનમા લેવામા આવે તો સહજ સમજાય એમ છે કે આ બીજો માર્ગ જ ઉત્તમ છે.' ('આપણો ધર્મ' પૃ. ૧૫ અને ૧૬)

૧૦૭૧ 'ધર્મનો વિષય વિશાલ છે, અને તદનુરૂપ અસંખ્ય ગ્રન્થોમા જ્ઞાન આવિર્ભૂત થાય છે, પરંતુ એનો વિષયવિભાગ પાડી અભ્યાસવામા આવે તો માર્ગ સરલ થઇ શકે એમ છે. વિષય-વિભાગ કાંઇક આ રીતે કરી શકાયઃ—

(ક) તત્ત્વચિન્તન (Philosophy), એટલે પદાર્થના ભાસ-માન સ્વરૂપથી પર તત્ત્વભૂત સ્વરૂપ શું છે, અને એ તત્ત્વની દૃષ્ટિએ ભાસમાન સ્વરૂપનો શો ખુલાસો છે—એનો બુદ્ધિદ્વારા વિચાર. આ વિચારની ત્રણ શાખાઓ પડે છેઃ–(૧) સત્–વિષયક (બાહ્ય અને આન્તર સત્ વિષયક Metaphysics પદાર્થવિજ્ઞાન–and–Psychology–માનસશાસ્ત્ર), (૨) કર્ત્તવ્ય વિષયક [ethics–નીતિશાસ્ત્ર] અને (૩) સૌન્દર્યવિષયક (Æsthetics–સૌંદર્યશાસ્ત્ર), જેમાથી પ્રથમ બે પ્રકૃત વિષયમા સવિશેષ ઉપયોગી છે.

(ખ) કવિતા (Poetry), એટલે પૂર્વોક્ત વિષયનું હૃદયદ્વારા સમાલોચન, પ્રકૃતિ અને મનુજ આત્માના વિવિધ સ્વભાવવર્ણનમાં કવિપ્રતિભા જે પર તત્ત્વનું દર્શન કરાવે છે તે.

(ગ) બ્રહ્મવિદ્યા તથા વિશેષ અર્થમા ધર્મ-આચાર (Theology Universal and Particular-સર્વવ્યાપી અને વૈયક્તિક,) એટલે જગતના મહાન્ ધર્મ પ્રવર્ત્તકો અને બ્રહ્મવેત્તાઓ (તાર્કિકો કે શબ્દાર્થમીમાંસકો નહિ)-તેમણે પ્રકૃત વિષયમા આચાર અને વિચાર દ્વારા પ્રકટ કરેલા પરમ સત્ય, તથા એ સત્યના પ્રાદુર્ભાવના વિશેષ સ્વરૂપો.

આ ત્રણે વિષયનો સંપૂર્ણ અભ્યાસ એક મનુષ્યજીવનમાં પ્રાપ્ત કરવો અશક્ય છે એ તો ખરૂ જ. તથાપિ ક્રમે ક્રમે શાન્તિથી, દૃઢતાથી, અને પદ્ધતિ અનુસાર ચાલતા ઘણું સંપાદન થઈ શકે એમ છે જગત્‌ના પ્રથમ વર્ગના મહાત્માઓની-એટલે કે ઉપરનો વિષય વિભાગ લેતા, પરમ કોટિના તત્ત્વચિન્તકો, કવિઓ, ધર્મપ્રવર્ત્તકો અને બ્રહ્મવેત્તાઓ-આત્મવેત્તાઓની-સંખ્યા ઘણી નથી; અને ફક્ત તેમના, તેમજ તેમને લગતા, મુખ્ય ગ્રન્થોનો જ અભ્યાસ કરવામાં આવે તો તેથી પ્રકૃત માર્ગમા ઘણું સિદ્ધ થઈ શકે એમ છે.

૧૦૭૨ ‘એ અભ્યાસ કેવી પદ્ધતિથી કરવો જોઇએ કે જેથી તેનું યોગ્ય રીતે ગ્રહણ-મનન અને નિદિધ્યાસન થઈ શકે-તેનો સંપૂર્ણ સ્વાધ્યાય થઈ શકે તે સંબધે કહેવાનું કે નીચેની ત્રણ પદ્ધતિઓને અનુસરી અધ્યયન થવુ જોઇએ —

(૧) ઐતિહાસિક પદ્ધતિ (Historical Method)-એટલે તત્ત્વચિંતનનો તથા બ્રહ્મવિદ્યા (આત્મજ્ઞાન-ધર્મ) નો કે સાહિત્યનો પ્રવાહ ભિન્ન ભિન્ન દેશમા-સમાજમા, કાળમા અને અવાન્તર વિષય-પરત્વે કેવી કેવી રીતે પ્રવર્ત્યો છે એ ઐતિહાસિક દૃષ્ટિબિન્દુથી, કારણ સહિત સમજવા યત્ન કરવો.

(૨) તોલન-પદ્ધતિ (Comparative Method) વિવિધ દેશના-ધર્મના અને વિવિધકાલના વિચારસ્વરૂપો સરખાવી જોવા, જેમાથી પછી મનન કરતા સામાન્ય અને વિશેપ તત્ત્વો તારવી કઢાય

(૩) નિયમન-પદ્ધતિ (Deductive Method)-એટલે સ્વતત્ર રીતે વસ્તુના મૂલ સ્વરૂપમાથીજ પ્રસ્તુત વિષયમા સિદ્ધાન્તો ઉપજાવી કાઢવાની પદ્ધતિ, જેને અનુસરવાથી તાત્ત્વિક અને આકસ્મિક અંશનો ભેદ પાડી શકાય છે.

આમ યોગ્ય અધિકાર મેળવી સમસ્ત વિષયોનો ઉપર બનાવેલી પદ્ધતિએ અભ્યાસ કરતા કરતા ગન્તવ્ય સ્થાને પહોચાય છે.' (આપણો ધર્મ પૃ ૧૮-૧૯)

૧૦૭૩ ઇતિહાસ એ પ્રાચીન શબ્દ છે તેનો વ્યુત્પત્તિ અર્થ પરંપરાનો ઉપદેશ જેમા છે તે, અથવા નિર્યુક્તિ અર્થ ઇતિ એટલે એ રીતે હ એટલે નિશ્ચય-એ રીતે નિશ્ચયવાળું ઇતિહ=પૂર્વવૃત્ત જેમા છે તે. જૈનસૂત્રો નામે કલ્પસૂત્ર ઔપપાતિક અને ભગવતી સૂત્રમા પૂર્વવૃત્તાત, અતીત કાલની ઘટનાઓનુ વિવરણ, પુરાવૃત્ત એ અર્થમા,-પુરાણના -પુરાણશાસ્ત્રના અર્થમા ઇતિહાસ શબ્દ વપરાયો છે. इतिहास. पुराणं पंचमो येषां ते तथेति-इतिहास पुराणमुच्यते. પુરૂષની ૭૨ કળામા એક કળાવિશેષ તરીકે પણ કલ્પસૂત્રમા ગણાવેલ છે. વાચસ્પત્ય બૃહદભિધાનમા તે સંબંધી એક શ્લોક ટાંકેલો છે કે —

धर्मार्थकाममोक्षाणा मुपदेशसमन्वितं ।
पूर्ववृत्तकथायुक्तमितिहास प्रचक्षते ॥

—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ (એ ચાર પુરૂષાર્થ)ના ઉપદેશથી યુક્ત જે હોય તેને ઇતિહાસ કહે છે

૧૦૭૪ ખરી ઐતિહાસિક દૃષ્ટિ શુ છે? તે દૃષ્ટિથી દરેક વસ્તુને તપાસતા કેટલો બધો પ્રકાશ પડે છે એ બાબતમા વિદેશી પંડિતો પાસેથી આપણે ઘણુ શિખ્યા છીએ તો તે દૃષ્ટિનો વિચાર કરીએ તે પહેલા વિદેશી પંડિતોની સેવાનું દિગ્દર્શન કરી લઈએ.

૧૦૭૫ **વિદેશી વિદ્વાનોની જૈન સાહિત્ય સેવા**—'ઇસ્ટ ઇંડિયા કંપનીના અધિકારીઓ અને કચેરીઓએ સૌથી પ્રથમ જૈનો સંબંધીની માહિતીમા વિગતવાર તપાસ કરવા માડી. જૈનધર્મ સંબધી નિશ્ચિત અને સર્વગ્રાહી હકીકત કોલબ્રૂકે ( Colebrooke સન ૧૭૬૫–૧૮૩૭) આપીને પોતાના મૌલિક ગ્રંથમા પ્રસિદ્ધ કરી. ભા॰રતવિદ્યાના અનેક વિષયમા પ્રથમ પ્રવેશ કરનાર એ પડિત હતો તેના વર્ણનને વિલ્સને (Wilson સન ૧૭૮૪–૧૮૬૦) વિસ્તાર્યો ને પુરા કર્યો. આ બે વિદ્વાનો ઘણા વખત સુધી–ઇસુ ૧૯ મી સદીના પૂર્વાર્ધ્ધ સુધી–કોઈ ન હોવાના કારણે પ્રમાણભૂત મનાયા. તેમના કેટલાક અનુમાનો અપૂર્ણ માહિતીથી અને શોધખોળના અભાવે ભૂલ ભરેલા હતા જૈન ગ્રથનો સૌથી પ્રથમ અનુવાદ કરનાર સંસ્કૃત ડોઈચ શબ્દકોષના સપાદક **ઓટો બોટલિંક** (Otto Bothlıngk) છે; તેણે રિયુ (Rıeu) સાથે મળીને હેમચંદ્ર કૃત **અભિધાન ચિંતામણિનો** જર્મન અનુવાદ સન ૧૮૪૭મા કર્યો. રેવ. **સ્ટીવન્સને** (Rev. Stevenson) સન ૧૮૪૮મા કલ્પસુત્ર અને **નવતત્ત્વને** અગ્રેજીમા ઉતાર્યા ત્યારપછી સંસ્કૃત ભાષાના આચાર્ય **વેબરે** સન ૧૮૫૮મા **શત્રુંજ્ય** માહાત્યમાથી અને ૧૮૬૬મા **ભગવતી** સૂત્રમાથી સુદર ભાગો વીણી કાઢી તેના અનુવાદ કર્યા એજ પંડિતે શ્વેતામ્બર સંપ્રદાયના ગ્રથો–આગમોમા પ્રવેશ કર્યો અને જૈન–સંશોધનના વિવિધ પ્રદેશોના દ્વાર પોતાના સંશોધનની અને લેખોની ચાવીઓથી ખોલ્યા. તેણે આગમો સબધી પુષ્કળ લખ્યુ છે કે જેનો અંગ્રેજી અનુવાદ ઇંડિયન ઍન્ટિકવરીના વૉલ્યુમ ૧૭ થી ૨૧મા પ્રગટ થએલ છે. એમનાથી પ્રેરાઈને **હર્મન યાકોબી** (Herman Jacobı), લૉયમાન (Leumann), ક્લાટ (Klatt), બુહ્લર (Buhler), હૉર્નલે (Hoernle), અને વિન્ડશ·(Windısch) એમણે વિવિધ પ્રકારના જૈન ગ્રથો વિશે સંશોધન કરવા માડયુ અને **રાઈસ** (Rıce), હુલ્મે (Hultmgch), કીલ્હૉર્ન (Kıelhorn), પીટર્સન (Peterson), ફર્ગ્યુસન (Ferg-

usson) અને બર્જેસ (Burgess)-એમણે જૈન સપ્રદાયના હસ્તલિખિત પ્રતોના, શિલાલેખોના અને મંદિરોના સંશોધન કરવા માડયા.

૧૦૭૬ શરૂઆતથીજ સંશોધકોએ સાહિત્યો એકઠા કરવામા અને તેનો ઉપયોગ કરવામા માત્ર સતોષ માન્યો નહિ, પણ જૈન ધર્મના ઐતિહાસિક સ્થાનનો નિર્ણય કરવાના પ્રયત્નો કર્યા. એ વિષે પ્રથમ કરેલા નિર્ણય માત્ર કલ્પનાજનિત અને ભૂલ ભરેલા હતા. અને એ રીતે, રોમનદેવ જનુસ (Janus) અથવા તો યાહુદી પુરાણ-પ્રસિદ્ધ મિસરી જાદુગર જન્નસ (Jannes)ના નામ સાથે જૈન શબ્દને સંયોજવાની કલ્પના થઇ, મહા પ્રખ્યાત જૈન તીર્થ પાલીતાણાના નામને પેલેસ્ટાઇન નામ સાથે સંબંધ છે એવી પણ કલ્પના થઈ, અને એવી એવી વિચિત્ર અનેક કલ્પનાઓ થઈ વળી એ પડિતોએ જૈન અને બૌદ્ધ ધર્મનો સબધ કંઇક વધારે સંભવનીય દેખાવાથી અરસપરસ જોડવાના પ્રયત્ન કર્યા. આ દિશામા કઈક પ્રબળ પ્રયત્નો પણ થયા. (કોલબ્રૂક જેવા) કેટલાકે એમ માન્યુ કે બૌદ્ધ ધર્મનો જન્મ જૈન ધર્મમાથી થયો છે, અને ત્યારે વિલ્સન, લાસન અને વેબર જેવા અનેકે એમ માન્યુ કે બૌદ્ધ ધર્મમાથી જૈન ધર્મનો જન્મ થયો છે. પણ અતે સન ૧૮૭૯મા યાકોબીએ બતાવી આપ્યુ કે 'આ છેવટની કલ્પના તો માત્ર નિરર્થક દેખાવ ઉપરથી અને આકસ્મિક સમાનતા ઉપરથીજ કરી લેવામા આવી છે.' યાકોબીએ નિશ્ચિત સાબિત કરી દીધુ છે કે 'જૈન અને બૌદ્ધ એ બે એક બીજાથી સંપૂર્ણ રીતે સ્વતંત્ર ધર્મસંઘ છે અને મહાવીર તથા ગાતમબુદ્ધ એ બે સમકાલિન ભિન્ન મહાપુરૂષો હતા.'

૧૦૭૭ અનેક પડિતોના સમર્થ પ્રયત્નને પરિણામે જૈનધર્મના ઇતિહાસ અને પુસ્તકો વિષેનું જ્ઞાન તો ખૂબ વિસ્તાર પામ્યુ, પણ છતાયે એ ધર્મના હૃદય-તેના સિદ્ધાન્તો-સંબંધનું જ્ઞાન તેના શુદ્ધ સ્વરૂપમા ઘણા વખતસુધી યુરોપમા પ્રકટ થયુ નહિ. આનું મુખ્ય કારણ એ કે ઘણાખરા સશોધકોનો ઝોક તત્ત્વજ્ઞાન અને સસ્કૃતિ

તરફ કરતા પુરાતત્ત્વ અને ભાષાતત્ત્વ પ્રત્યે વધારે હતો, અને વળી વધારે સબળ કારણ એ કે શરૂઆતના સંશોધકોએ જૈન ધર્મના સિદ્ધાન્તોનું જ્ઞાન પ્રતિસ્પર્દ્ધી બ્રાહ્મણ ધર્મના પુસ્તકોમાંથી કંઈક અંશે અને જૈન ધર્મના ગ્રન્થોમાંથી કંઇક અંશે પ્રાપ્ત કરવાના પ્રયત્ન કર્યા; પણ બ્રાહ્મણ ગ્રંથોમાં અસ્પષ્ટ અને જૈન ગ્રંથોમાં અવ્યવસ્થિત હકીકતો હોવાથી એ પ્રયત્નો સફળ નિવડેલા નહિ તથાપિ સન ૧૯૦૬ માં આ અનિશ્ચિત સ્થિતિનો અંત આવ્યો. એ વર્ષમાં **યાકોબીએ** પછીના કાળના જૈન સિદ્ધાંતના વ્યવસ્થિત ગ્રંથનો—ઉમા **સ્વાતિ**ના **તત્ત્વાર્થાધિગમ સૂત્ર**નો—અનુવાદ કર્યો અને નિશ્ચિત જ્ઞાન-ક્ષેત્રમાં એક પગલું આગળ ભર્યું. આ પુસ્તકે પ્રથમજ વાર જૈન સિદ્ધાન્તોના સમગ્ર ક્ષેત્ર ઉપર સ્વચ્છ અને સંપૂર્ણ દષ્ટિ આપી અને ત્યાંસુધી અંધારામાં રહેલા ઘણા મહત્ત્વના પ્રદેશો વિષેના જ્ઞાનની ગાંઠ ખોલી આપી. **યાકોબી**ના શિષ્યોએ પોતાના ગુરૂને માર્ગે ચાલી અનેક દિશાઓમાં પ્રયાણ કર્યું છે, જેવા કે હાલમાં કિર્ફેલ, **ગ્લાસ્નાપ** છે. તે ઉપરાંત શુબ્રિંગ, હર્ટલ, ગેરિનો આદિ બીજા અનેક સ્કૉલરો વિધવિધ રીતે કાર્ય કરી રહ્યા છે. ભારતવર્ષમાં **ભગવાનલાલ ઇંદ્રજી, ભાઉદાજી, ભાંડારકર, સતીશચંદ્ર** વિદ્યાભૂષણ, **ચિમનલાલ** ડાહ્યાભાઇ દલાલ વગેરેએ જૈન ધર્મને સાહિત્ય સબંધી શોધખોળ કરી સારો ફાળો આપ્યો

૧૦૭૮ 'જૈન ધર્મના વર્ત્તમાન સ્વરૂપને સંપૂર્ણ રીતે સમજવા અને વિશ્વાસપાત્ર રૂપે આંકવા માટે પૂર્વ અને પશ્ચિમ પોતાના શ્રમમાં સહકારે જોડાશે ત્યારેજ જાણ્યામાંથી ધીરે ધીરે અજાણ્યામાં પ્રવેશતે પ્રવેશતે, પ્રાચીનથી અનુક્રમે જે જે પગથિયે થઇને એ ધર્મ અર્વાચીનમાં ઉતરી આવ્યો તે સૌ પગથિયાના દર્શન થશે અને એ ધર્મના દૂરના પ્રવાહમૂળથી તે આજસુધીના જીવન ઉપર દષ્ટિ નાખી શકાશે' (ગ્લાસ્નાપના જૈન ધર્મમાંથી પ્ર૦ જૈન ધ૦ પ્ર૦ સભા.)

૧૦૭૯ **હર્મન યાકોબી**—ની જે સેવા છે તે જૈનો ભૂલી શકે

તેમ નથી, તેથી તેમનું ટુંક જીવન અત્ર કહીએ-જર્મનીના ડૉસો-નમા જન્મ ૧૬-૨-૧૮૫૦. બર્લિન અને બૉનના વિદ્યાપીઠોમા ૧૮૬૮ થી ૭૨ સુધીમા સંસ્કૃત અને તુલનાત્મક ભાષાશાસ્ત્રનો વેબર અને ગોલ્ડસ્મીસ્ટર જેવા પ્રોફેસરો નીચે અભ્યાસ કર્યો. ૧૮૭૨ મા ભારતીય જ્યોતિષશાસ્ત્ર સંબંધી નિબંધ લખી 'ડૉક્ટર ઑફ ફિલૉસોફી' ની ડીગ્રી મેળવી. લંડનમા બ્રિટિશ મ્યુઝિયમ તથા ઇંડિયા ઑફિસમાના હસ્તલિખિત પ્રતોના સંગ્રહની મદદથી પ્રાચીન શોધખોળમા એક વર્ષ ગાળ્યુ ૧૮૭૪ મા હિંદમા આવ્યા, ને રજ-પૂતાનાની અંદર પ્રવાસ કરતી વખતે જેસલમેરના પ્રખ્યાત જૈન ભંડારના શોધખોળના કાર્યમા ડૉ. બ્યુહલરને મદદ કરી તે વિદ્વાન્ દ્વારા જૈનધર્મ અને સાહિત્ય વિષે વિશેષજ્ઞ થયા તે વખતે યુરોપિ-યન સંસ્કૃત સ્કોલરોને તેનુ જ્ઞાન ઘણુ અપૂર્ણ હતુ. તેમને તેના અભ્યાસની તક મળી તેથી તેમણે તે સાહિત્યની સંપૂર્ણ શોધ કરવા માટે નિશ્ચય કર્યો બૉન પાછા ફર્યા પછી ૧૮૭૫ મા ત્યા 'પ્રાઇવેટ ડોસેટ' તરીકે એક વર્ષ કામ કરી મંસ્ટરની પાઠશાળામા સંસ્કૃત અને તુલનાત્મક ભાષાશાસ્ત્રના અસામાન્ય પ્રોફે૦ ની પદવી પર ચઢ્યા. ૧૮૮૫ મા કીલમા સંસ્કૃતના સામાન્ય પ્રોફે૦, અને ૧૮૭૯ મા બૉનમા પણ તેના પ્રોફે૦ થયા. જૈનધર્મનો અભ્યાસ શરૂ કર્યો તે પહેલા કલ્પસૂત્રની રોમન લિપિમા સંશોધિત મૂલની આવૃત્તિ તૈયાર કરી. તેની પ્રસ્તાવનામા તેમણે સિદ્ધ કર્યું કે તે વખતે સામાન્ય રીતે મનાતુ તેમ જૈનધર્મ તે બૌદ્ધધર્મની શાખા નથી પણ એક સ્વતંત્ર ધર્મ છે અને શ્રી મહાવીર શ્રીબુદ્ધના સમ-કાલીન હતા. તે ૧૮૭૯ મા પ્રકટ થતા તે હકીકત સામે સ્કૉલરોએ થોડો વિરોધ પ્રકટ કર્યો પણ અંતે તેમા બતાવેલ અભિપ્રાયો સામાન્ય રીતે સર્વત્ર સ્વીકારાયા પછી 'બિબ્લિઓથેકા ઇંડિકા' મા શ્રી હેમચંદ્ર કૃત પરિશિષ્ટ પર્વ પ્રકટ કર્યું અને 'ધ સૅક્રેડ બુક્સ ઑફ ધ ઇસ્ટ' મા વૉલ્યુમ ૨૨ મા આચારાગ અને કલ્પસૂત્રના અને

દશ વર્ષે વૉ. ૪૫ મા ઉત્તરાધ્યયન અને સૂત્રકૃતાગના અગ્રેજી અનુવાદ પ્રકટ કર્યા. આ બે વૉલ્યુમની વિદ્વત્તાભરી પ્રસ્તાવનાઓમા જૈનધર્મના ઇતિહાસના સામાન્ય પ્રશ્નો ચર્ચ્યા જૈનધર્મ ઉપરાત ભારતીય ભાષાશાસ્ત્રની વિધવિધ શાખાઓમા છદઃશાસ્ત્ર, ફિલસુફી, સાલવારી બનાવનો સગ્રહ–કાલક્રમનો ઇતિહાસ, હિંદી પચાગ, વીરરસ કાવ્ય, અલંકાર આદિમા અભ્યાસપ્રવૃત્તિ કરી જર્મન વિદ્યાર્થીઓ માટે ૧૮૮૬ મા એક પ્રાકૃત માર્ગોપદેશિકાની રચના કરી અને 'ઈંડિયન ઍન્ટિકવરી' અને 'એપિગ્રાફિઆ ઈંડિકા'મા હિંદુ તિથિઓના કોષ્ટકોનુ પ્રકાશન કર્યું, રામાયણ અને મહાભારતનુ પૃથક્કરણ ૧૮૯૩ અને ૧૯૦૩ મા કર્યું, ધ્વન્યાલોક અને રૂય્યકના અલંકાર–સર્વસ્વ વગેરે વગેરેના અનુવાદ કર્યા. સન ૧૮૯૩ મા તેમણે યુરોપીય સ્કોલરો જ્યાસુધી માનતા હતા તે કરતા પણ વધારે પ્રાચીન વૈદિક સંસ્કારિતા છે તેવું સિદ્ધ કરનારી મજબૂત દલીલો નામાકિત વિદ્વાન્-લોકમાન્ય તિલકથી સ્વતત્ર રીતે શોધી કાઢી. નિશ્ચિત પરિણામ વગરની લાબી ચર્ચા ચાલી પરતુ વૈદિક સસ્કૃતિના ઉદયની વધુ પ્રાચીનતા સ્વીકારવામા સામાન્ય મત બધાયો. 'બિબ્લિઓથેકા ઇડિકા' મા સિદ્ધર્ષિકૃત 'ઉપમિત ભવ પ્રપચા કથા' તથા હરિભદ્રસૂરિ રચિત પ્રાકૃત સમરાઇચ્ચ કહા ( કે જેના સક્ષેપરૂપે પ્રદ્યુમ્ન સૂરિએ સંસ્કૃતમા રચેલા સમરાદિત્યસક્ષેપને ૧૯૦૬ મા તેમણે સશોધી પ્રકટ કરાવ્યો હતો ) સશોધિત કરી પૂર્ણ કરી, અને જૈનધર્મ પ્રસારક સભાદ્વારા પ્રસિદ્ધ થતી ગ્રથમાળામા વિમલસૂરિએ પ્રાકૃતમા રચેલા 'પઉમચરિયમ્' ની આવૃત્તિ સંશોધિત કરી પ્રકટ કરાવી. ( જૈનશાસન ૧૦–૧૨–૧૯૧૩ નો અંક), ને ૧૯૧૩ ના ડિસેંબરમા હિંદમા આવ્યા. કલકત્તાની યુનિવર્સિટિમા અલંકારશાસ્ત્રપર વ્યાખ્યાનમાળા આપી. તે વખતના પ્રવાસ વખતે હિંદમાં જૈનધર્મ વિષે આપેલ વ્યાખ્યાનો જૈન શ્વે૦ કૉ. હેરેલ્ડમા મેં પ્રકટ કરેલાં છે. પછી જર્મની ગયા. મહાયુદ્ધ થયુ, જર્મનીની સ્થિતિ આખગે વિપરીત થઇ, છતા આ વિદ્વાને અંખડ સાહિત્યસેવા ચાલુ રાખી. અપભ્રંશ

કાવ્યો નામે પંચમી કહા અને હરિભદ્રસૂરિકૃત નેમિનાથચરિયને સંશોધિત કરી ટિપ્પણ સહિત પ્રકટ કર્યાં. હજુ તે વયોવૃદ્ધ વિદ્વાન્ વિદ્યમાન છે અને બને તેટલો અભ્યાસ ચાલુ રાખી નિવૃત્તિ-નિવાસ આનંદથી ભોગવે છે. આ વિદ્વાને જૈન ધર્મના ઇતિહાસને છણીને વૈદિક-બ્રાહ્મણધર્મ તેમજ બૌદ્ધ ધર્મ સાથે તુલના કરીને જૈન ધર્મ સંબંધી જે ભ્રમણાઓ હતી તે અકાટ્ય પ્રમાણો આપી દૂર કરી છે તે માટે આખી જૈનસમાજ તેમની અત્યંત ઋણી છે.

૧૦૮૦ આ સર્વ વિદેશી પંડિતોએ જૈનધર્મ અને સાહિત્ય માટે જે કંઇ કર્યું છે તેનો ખ્યાલ તેમના લખાણો અંગ્રેજી ભાષામા પ્રાપ્ત થતા આવી શકયો છે અંગ્રેજીમા સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ જેવા અનેક ઇતિહાસ પ્રકટ થયા છે, અંગ્રેજી શિક્ષણને લઇને આવો ઈતિહાસ આ સ્વરૂપે આલેખવાની આ લેખકને પ્રેરણા મળી છે અને તે પ્રેરણાને પ્રતાપે સમગ્ર કાલપર દૃષ્ટિ ફેંકી સર્વ સામગ્રી એકઠી કરી કાલાનુક્રમે તેને યથાસ્થિત યથામતિ બન્યો તેટલો અને તેવો ગોઠવી પ્રજા સમક્ષ તે ધરી શકાયો છે

૧૦૮૧ ઇતિહાસ રચવા જતા ઇતિહાસકારને સ્વાભાવિક કલ્પના એ સૂઝે કે પ્રાચીન ગ્રંથ લેવા, એને કાલક્રમમા ગોઠવવા અને એ ગ્રંથોના પૌર્વાપર્ય પ્રમાણે એમા વર્ણવેલી વસ્તુસ્થિતિનું પૌર્વાપર્ય માનવુ. આ પ્રમાણે આ પુસ્તકમા કાલક્રમે ગ્રંથોને ગોઠવેલ છે; અને તે ઉપરથી વસ્તુસ્થિતિના પૌર્વાપર્ય માનવામા સગવડ મળે છે, છતા એ યાદ રાખવાનુ કે કેટલીક વખત પ્રાચીન ભારતના ઈતિહાસકારને આ સરલ માર્ગ પણ ખોટા અનુમાન ઉપર પણ ઉતારે. એ ઇતિહાસકારની મોટી વિષમતા એ છે કે-કેટલીક વાર પાછળના ગ્રંથોમા વર્ણવેલી સ્થિતિ પૂર્વના ગ્રંથો કરતા પણ પૂર્વતર હોય છે, અમુક ગ્રથમા સ્વસમયનું ચિત્ર પણ કેટલીક વાર હોતું નથી, અમુક રિવાજ બંધ થઈ ગયા છતા પણ પુસ્તકમા રહે છે, એકજ ગ્રંથમા એક બીજાથી ઉલટા પ્રતિપાદનો પણ જોવામાં

આવે છે. આ વિષમતા નીપજવાના ઘણા કારણો છે· હિન્દુસ્થાન મોટો દેશ હોઈ એમા ઉંચી નીચી ભૂમિકાનો સુધારો એકી વખતે જુદા જુદા ભાગમા પ્રવર્ત્યો છે દા૦ ત૦ આર્ય અને અનાર્ય બને લોકોને એક જનતામા સંગ્રહવાની જરૂર પડતા એકજ સ્મૃતિ ગ્રથમા બનેના રીત રિવાજો સંગ્રહવા પડયા છે. આટલી મુશીબત છતા, ઇતિહાસકાર શાન્તિથી, ધીરજથી, વિશાળ અવલોકનથી, અને નિષ્પક્ષપાત–સત્યૈકનિષ્ઠ–દૃષ્ટિથી નિર્ણય ઉપર આવવા યત્ન કરે તો તે યત્ન થોડો ઘણો પણ સફલ થાય એવો છે.

૧૦૮૨ ‘પ્રાચીનકાળથી ચાલ્યા આવતા ધર્મ તરફ જોવાની અનેક દૃષ્ટિઓ હોય છે. આજના જમાનામા ઐતિહાસિક દૃષ્ટિ પ્રધાનપદ ભોગવે છે. તે પ્રમાણે અમુક ધર્મ કયારે પ્રચારમા આવ્યો, કેવા સંજોગોમા પ્રચારમા આવ્યો, તે કેવા સ્વરૂપમા આગળ ચાલ્યો, તેમા કેવા કેવા ફેરફારો કયા કયા કારણોથી થયા ઇત્યાદિ બાબતોનો વિચાર કરવામા આવે છે, પણ એ સાથે એ પણ કબૂલ કરવું જોઇએ કે ધર્મને જોવાની આ ધાર્મિક દૃષ્ટિ નથી. ધાર્મિક દૃષ્ટિમા આદરની મર્યાદાથી વિચાર કરવામા આવે છે, જયારે ઐતિહાસિક દૃષ્ટિ આદર અનાદરને બાજુ રાખી વસ્તુસ્થિતિ તપાસવા ઇચ્છે છે.’ (બંને દૃષ્ટિઓ જરૂરની છે અને તે બંનેનું મિશ્રણ થાય એટલે ઇતિહાસને આદરની મર્યાદા અપાય તો વધારે યોગ્ય, અને સુદર પરિણામ લાવી શકાય.)

૧૦૮૩ ‘ભગવાન્ મહાવીરે સસારમા સુખ અને શાન્તિને સ્થિર કરવા અને જનતાના વિકાસ સિદ્ધ કરવા માટે ચાર મહાસિદ્ધાતોની–ચાર મહાસત્યોની ઘોષણા કરી છે.–(૧) અહિંસાવાદ (૨) સામ્યવાદ (૩) અનેકાન્તવાદ (સ્યાદ્વાદ) અને (૪) કર્મવાદ; અને આ ચાર દ્વારા જનતાને નીચેની બાબતોની શિક્ષા આપી છે —

(૧) નિર્ભય—નિર્વૈર રહી પોતે જીવવું અને બીજાને જીવવા દેવું.

(૨) રાગ-દ્વેષ-અહંકાર તથા અન્યાય પર વિજય મેળવવો અને અનુચિત ભેદભાવને તજવો.

(૩) સર્વતોમુખી વિશાલ દૃષ્ટિ પ્રાપ્ત કરીને અથવા નય પ્રમાણનો આશ્રય લઈ સત્યનો નિર્ણય અને વિરોધનો પરિહાર કરવો

(૪) પોતાનુ ઉત્થાન અને પતન પોતાના હાથમા છે એમ સમજતા થઈને સ્વાવલંબી બની પોતાનુ હિત અને ઉત્કર્ષ સાધવા તથા બીજાનું હિત સાધવામા સહાય કરવી

૧૦૮૪ ‘આ સાથેજ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રને-એ ત્રણેના સમુચ્ચયને, મોક્ષની પ્રાપ્તિનો એક ઉપાય અથવા માર્ગ બતાવ્યો છે. આ સર્વે સિદ્ધાન્ત એટલા ઉંડા, વિશાલ અને મહાન્ છે અને તેની વિસ્તૃત વ્યાખ્યાઓ તથા ગંભીર વિવેચનાઓથી એટલા બધા જૈન ગ્રંથો ભરેલા છે કે તેના સ્વરૂપાદિ સંબંધે મોટા નિબંધો લખાવાની જરૂર છે. અહીં તો આગળ જતા આ સંબંધી ટુંકમાજ કહેવામા આવશે. સ્વામી **સમન્તભદ્રે** યુક્ત્યનુશાસનમા જિનમતની અદ્વિતીયતા-વિશેષતા નીચેના શ્લોકમા ગાઈ છે—

दया-दम-त्याग-समाधिनिष्ठं नयप्रमाण प्रकृताजसार्थं ।
अधृष्यमन्यै रखिल प्रवादै र्जिन ! त्वदीय मतमद्वितीयम् ॥

-એટલે જિનશાસન નય-પ્રમાણદ્વારા વસ્તુતત્ત્વને તદ્દન સ્પષ્ટ કરનારૂ, સંપૂર્ણ પ્રવાદીઓ દ્વારા અબાધ્ય હોવા સાથે દયા (અહિંસા), દમ (સંયમ), ત્યાગ અને સમાધિ (પ્રશસ્ત ધ્યાન) એ ચારથી ભરેલું છે તેથી-આ વિશેષતાઓથી તે અદ્વિતીય છે.

૧૦૮૫ (૧) **અહિંસાવાદ**—ઉક્ત શ્લોકમા ‘દયા’ ને પ્રથમ સ્થાન આપ્યું છે તે યોગ્ય જ છે. જ્યા સુધી દયા અથવા અહિંસાની ભાવના ન હોય ત્યા સુધી સંયમમા પ્રવૃત્તિ નથી થતી, જ્યા સુધી સંયમમા પ્રવૃત્તિ ન હોય ત્યા સુધી ત્યાગ થઇ શકતો નથી, જ્યા સુધી ત્યાગ ન હોય ત્યા સુધી સમાધિ થઈ શકતી નથી. આમ પૂર્વ પૂર્વના ધર્મ ઉત્તરોત્તર ધર્મના નિમિત્ત કારણ છે. તે

માટે ધર્મમા દયાને પહેલુ સ્થાન છે. તેથી 'धर्मस्य मूलं दया' 'अहिसा परमो धर्म' આદિ વાક્યો દ્વારા દયાને ધર્મનુ મૂલ, અહિસાને 'પરમ ધર્મ' કહેલ છે. અહિંસા પરમ ધર્મ છે એટલુ જ નહિ, પણ તે પરમબ્રહ્મ છે એમ શ્રી **સમન્તભદ્રે** બૃહત્સ્વયભૂ સ્તોત્રમા **નેમિજિન** સ્તવનમાં પ્રકટ કર્યું છે—अहिसा भूताना जगति विदितं ब्रह्म परमं। આ પરથી જે પરમબ્રહ્મની આરાધના કરવા ઇચ્છે છે તેણે અહિસાની ઉપાસના કરવી જોઈએ, રાગ દ્વેષની નિવૃત્તિ, દયા, પરોપકાર અથવા લોકસેવાના કામોમા મડી પડવુ જોઇએ. મનુષ્યમા જયા સુધી હિસક વૃત્તિ રહે છે ત્યા સુધી આત્મગુણોનો ઘાત થવાની સાથે पापा सर्वत्र शकित પાપ સર્વત્ર શકિત હોય છે એ નીતિ અનુસાર તેનામા ભયની યા પ્રતિહિસાની આશકાનો સદ્દભાવ રહ્યા કરે છે. જયા ભયનો સદ્દભાવ, ત્યા વીરત્વ ન હોય, જયા વીરત્વ નથી ત્યા સમ્યકત્વ નથી, અને જયા વીરત્વ નથી તેમજ સમ્યકત્વ નથી ત્યા આત્મોદ્ધાર લેશમાત્ર થતો નથી. બીજા શબ્દોમા કહીએ તો ભયમા સકોચ રહે છે, અને સકોચ વિકાસને રોકે છે તેથી આત્મોદ્ધાર કે આત્મવિકાસને માટે અહિંસાની ઘણી જ જરૂર છે અને તે વીરતાનુ ચિન્હ છે, કાયરતાનુ નહિ. કાયરતાનો આધાર પ્રાય. ભય પર છે, તેથી કાયર મનુષ્ય અહિસા ધર્મનો પાત્ર નથી. તેનામા અહિસા સ્થિર રહી શકતી નથી અને વીરોને જ માટે અહિસા છે, અને તેથી ભ૦ મહાવીરના ધર્મમા તેને પ્રધાન સ્થાન પ્રાપ્ત થયુ છે. જે લોક અહિસા ઉપર કાયરતાનુ કલક ચઢાવે છે તેઓ ખરી રીતે અહિંસાનું રહસ્ય સમજ્યા નથી. તેઓ પોતાની નિર્બલતા અને આત્મવિસ્મૃતિના કારણ એવા કષાયોથી વશ થઈ કાયરતાને વીરતા અને આત્માના ક્રોધાદિ રૂપ પતનને તેના ઉત્થાન સમજી બેઠા છે. ૫૫૯

---

૫૫૯ 'વીરશાસનકી વિશેષતા' એ નામનો પ જુગલકિશોરજીનો લેખ 'आत्मानद' જાન્યુ ફેબ્રુ૦ ૧૯૩૧ પૃ. ૨૮

૧૦૮૬ દરેક વસ્તુનો વિચાર કરતા તેના ઇતિહાસમા ઉતરતા તે સંબંધી ભારે પ્રકાશ પડે છે અને તે દ્વારા સત્ય નિર્ધાર પર આવી શકાય છે. આવી 'ઇતિહાસ-દૃષ્ટિ' ખાસ કેળવવાની છે. દા૦ ત૦ અહિંસાનોજ સિદ્ધાંત લઇએ "શોકની વાત છે, પણ તે આશ્ચર્યની વાત નથી કે 'સર્વભૂતાનુકમ્પા' એ મનુષ્યનો અસાધારણ ધર્મ-મનુષ્યનો મનુષ્યત્વમાથી ઉત્પન્ન થતો ધર્મ-હોવા છતા, મનુષ્ય એના આદિકાળથી એ ધર્મનુ દર્શન પામી શક્યો નથી. મનુષ્ય જેમ જેમ સુધારાની ઊંચી ભૂમિકાએ ચઢતો જાય છે તેમ તેમ એ પોતાના અન્તરના પડ ઉકેલતો જાય છે, અને પોતાનુ મનુષ્યત્વ વધારે ને વધારે અનુભવતો જાય છે-civilisation (જનસંસ્કૃતિ) નો વિકાસ એ psychology-(માનસદૃષ્ટિ)ના વિકાસની સાથે સાથેજ ચાલે છે. સુધારાના આદ્યયુગમા સર્વ પ્રજામા માસાહાર અને માસ વડે દેવારાધન થતા એ સુપ્રસિદ્ધ છે આપણા દેશમા આ વિષયમા પૂર્વે શી સ્થિતિ હતી અને એમાથી વર્તમાન સ્થિતિ શી રીતે નિષ્પન્ન થઇ એ જાણવા જેવુ છે. એ યથાર્થ રીતે જાણવા-સમજવાથી બ્રાહ્મણો અને જૈનો વચ્ચે કહેવાનો મતભેદ અને આચારભેદ યથાર્થ સ્વરૂપે સમજવામા આવશે, અને દુરાગ્રહ અને મિથ્યાગ્રહ મટી આખી હિન્દુ પ્રજા એકરસ જીવન-હાલ ઘણી રીતે એ એક રસ છે, પણ સર્વથા એકરસ-જીવન અનુભવશે, અને પાંજરાપોળ વગેરે કેટલીક સંસ્થાઓ જે અત્યારે જૈનોને ઘણે ભાગે એક હાથે ચલાવવી પડે છે તે ચલાવવામા સમસ્ત હિન્દુ પ્રજા ટેકો દેશે.'

૧૦૮૭ (આમ કહી અહિંસાધર્મની ઐતિહાસિક દ્રષ્ટિએ વેદના બ્રાહ્મણ, ઉપનિષદ્, મહાભારત, ભાગવત સુધીના અનુક્રમે પ્રમાણો લઇ આચાર્ય આનંદશંકર કહે છે કે -) 'વેદવિહીત-યજ્ઞીય હિંસાને તોડી ઔપનિષદ, ભાગવત અને પંચયજ્ઞાનુષ્ઠાનના ધર્મે અહિંસા ધર્મને વિસ્તાર્યો પણ આ અહિંસાના માર્ગમા વ્હેતુ સૌથી મ્હોટામા મ્હોટુ વ્હેણ મહાવીર સ્વામી અને ગૌતમ બુધ્ધે પ્રવર્ત્તા-

વેલા ઉપદેશ રૂપી છે. ગૌતમ બુધ્ધે હિંસા કરતા પણ વિશાળ અનર્થરૂપ જે વાસના યા અહંબુદ્ધિ ('આત્મવાદ')-જેમાથી સ્વર્ગની લાલસા અને સ્વર્ગાર્થે યજ્ઞ ઉત્પન્ન થાય છે તે ઉપર-મૂળમાજ-કુહાડો માર્યો-અને પ્રાચીન ઔપનિષદનો વૈરાગ્ય ધર્મ ચારે વર્ણમા વિસ્તાર્યો, આમ 'આત્મવાદ' અને વાસના સાથે હિંસા પણ કાઢી. મહાવીર સ્વામીએ સંસાર અને કર્મના બન્ધન તોડવા માટે તપનો મહિમા કહ્યો, પણ એમના આખા ધર્મને મોખરે-પંચવ્રતમા મુખ્ય વ્રત-અહિંસાને મૂકી આ વ્રતનો સ્વીકાર એમના પહેલાથી ચાલતો આવ્યો હતો, પણ એમણે એનો એવો સમર્થ ઉપદેશ કર્યો કે ઔપનિષદ અને ભાગવત ધર્મની બહાર-મનુસ્મૃતિમા વર્ણવી છે તેવી-જે દ્વૈધીભાવની સ્થિતિ પ્રવર્તતી હતી તેમાથી દેશના મ્હોટા ભાગને તાર્યો, હજારો સ્ત્રી-પુરૂષોએ 'अहिंसा परमो धर्म' એ સિદ્ધાન્તને જીવનનો મહામન્ત્ર કર્યો, અને આજ હિન્દુસ્થાન અહિંસા ધર્મના આચાર વડેજ પૃથ્વીના સર્વ દેશોથી જે જુદો અફાઈ આવે છે એ મહિમા ઘણે ભાગે મહાવીર સ્વામીનો છે. × × આ અવલોકનનો હેતુ અહિંસા પરત્વે આપણા દેશની ખરી ઐતિહાસિક સ્થિતિ વર્ણવવાનો છે. એ સ્થિતિ બહુધા અહિંસાપ્રધાન છે-અને એને પરિણામે બંગાલ, પંજાબ, કાશ્મીર અને સિન્ધ બાદ કરતા હિન્દુસ્થાનના મ્હોટા ભાગે-ખાસ કરી એના દ્વિજવર્ણે (બ્રાહ્મણ વણિકાદિએ)-હિંસા ત્યજી દીધી છે. એ સ્થિતિ સાધવામા ઔપનિષદ અને ભાગવત ધર્મ તેમજ પંચ મહાયજ્ઞના અનુષ્ઠાન રૂપ સ્માર્ત ધર્મ (બ્રાહ્મણ કાળથી ચાલતો આવેલો)-એઓએ ઘણો ભાગ લીધો છે, અને એજ દિશામા સૌથી માનવતુ કાર્ય જૈન ધર્મે કર્યું છે. એ ધર્મે અહિંસાને આપેલું પ્રાધાન્ય સુપ્રસિદ્ધ છે એટલે જૈન ગ્રંથોમાથી હું એ સબંધી વચન ટાંકીને તમારો વખત લેવા માગતો નથી. × આ અહિંસા ધર્મનો આપણા દેશનો ઇતિહાસ આપવામા મારો મુખ્ય હેતુ કેવળ વ્યાવહારિકજ છે, અને તે એ સૂચવવાનો કે એ ધર્મ

બ્રાહ્મણ અને જૈન બંનેનો છે-જૈનોએ એ સંપૂર્ણ જીવનમા ઊતાર્યો છે, તો બ્રાહ્મણોએ એને ધર્મભાવના તરીકે માન્ય કર્યો છે, જોકે તેઓ એને સંપૂર્ણ અમલમા લાવી શક્યા નથી તો હવે બ્રાહ્મણોની ફરજ છે કે તેઓએ જૈનો સાથે મળી એ ધર્મનો જીવનમા સંપૂર્ણ સ્વીકાર કરવો જોઈએ' (બીજી જીવદયા કૉન્ફરન્સના પ્રમુખ તરીકે 'અહિંસા ધર્મ' પર ભાષણ કાર્ત્તિક સં. ૧૯૭૪નુ 'વર્સન')

૧૦૮૮ જૈનોની અહિંસા નિરપવાદ કાયદા જેવી છે. મહાપુરૂષ **ગાંધી**જી કહે છે કે—અહિંસાનો અપવાદ વિનાનો કાયદો શોધનારા ઋષિમુનિઓ પોતે મહાન યોદ્ધા હતા. જ્યારે તેમણે આયુધબળની તુચ્છતાને જોઈ લીધી, મનુષ્ય-સ્વભાવનો સાક્ષાત્કાર કર્યો ત્યારે તેઓ હિંસામય જગતમા અહિંસાનો નિયમ જોઈ શક્યા. આત્મા આખા જગતને જીતી શકે છે, આત્માનો મોટામા મોટો શત્રુ આત્માજ છે, તેને જીત્યો એટલે, જગતને જીતવાનુ જોર આવ્યુ એવુ શિક્ષણ તેઓએ આપણને બતાવ્યુ એ કાયદો ઋષિઓએ શોધ્યો તેથી તેઓજ પાળી શકે એવુ કંઇ તેઓએ જાણ્યુ, જણાવ્યુ કે શીખવ્યુ નથી, તેઓએ જણાવ્યુ કે બાળકને સારૂ પણ કાયદો તો એજ છે અને તે તેને પાળી પણ શકે છે એ સાધુ સંન્યાસીજ પાળે છે એમ નથી, બધા થોડે ઘણે અંશે તો પાળેજ છે અને થોડે ઘણે અંશે પાળી શકાય તે સર્વાંશે પણ પળાય × × અહિંસાનો, શાન્તિનો અર્થ નામર્દી નથી, તેનો અર્થ શુદ્ધ મર્દાનગી છે. અહિંસાનો અર્થ પરાધીનતા-દુર્બળતા નથી. શૌર્ય ત્યાજ ક્ષમા હોઈ શકે × ક્ષમા વીરતાનો ગુણ છે. જેનામા વેર વાળવાની શક્તિ છે તે પ્રેમ કરી જાણે ×' यथा पिंडे तथा ब्रह्माडे જે વ્યક્તિને માટે ખરૂ છે તે સમાજ દેશ ને છેવટમા સમસ્ત વિશ્વ માટે ખરૂ છે. આ અહિંસાનો ધર્મ રાજપ્રકરણી બાબતોમા પણ સત્યાગ્રહ-અસહકારની શાત-અહિંસામય યુદ્ધ-ચળવળના પિતા બની **ગાંધી**જીએ દાખલ કર્યો છે. તેઓ જણાવે છે કે 'રાજપ્રકરણી વિષયો સાથે ધર્મને કે સંસાર-

સુધારાને સંબંધ નથી એ વિચાર અયોગ્ય છે. ધાર્મિક વૃત્તિથી રાજ્યપ્રકરણી વિષયનું છેવટ આપણે એક પ્રકારે લાવી શકશું. ધર્મવૃત્તિને છોડીને આવેલુ પરિણામ બીજા પ્રકારનુ હશે × ધર્મમા કોઇપણ અંશે અસત્ય ન હોય, કઠોરતા ન હોય, હિંસા ન હોય ધર્મનું માપ પ્રેમથી, દયાથી, સત્યથી થાય છે. તેના ત્યાગથી મળેલું સ્વર્ગ પણ નિંદ્ય છે. સત્યનો ત્યાગ કરવાથી હિંદુસ્તાનને સ્વરાજ્ય મળતું હોય તો તે નકામુ છે તેમા છેવટે પ્રજાનો નાશજ છે × શાંતિના પ્રયોગથી તો આપણે દુર્બળને પણ બતાવીયે છીએ કે તેના શરીરમા જે આત્મા છે તેનુ બળ ચક્રવર્તીના આત્મા જેટલુજ તે ધારે તો બતાવી શકે છે. × આપણે તો શાન્તિને દુર્બળનુજ શસ્ત્ર ગણી એ શસ્ત્રની કિંમતને પારખતા નથી ને તેને લજવીયે છીયે એ તો મહોરને કોઈ અઘેલી ગણી વાપરી નાખે એવી મૂર્ખાઇ થઈ. શાન્તિ એ બલિષ્ઠનુ શસ્ત્ર છે ને તેના હાથમાજ તે શોભે છે. શાન્તિ એટલે ક્ષમા અને એ વીરનુ ભૂષણ છે.'

૧૦૮૯. (૨) **સામ્યવાદ**—ઐતિહાસિક દૃષ્ટિથી અવલોકન કરીશું તો ભગવાન્ મહાવીરે સામ્યવાદના સિદ્ધાતપર વર્ણબંધનનો છેદ ઉડાડી મૂક્યો અને ત્યાગના દૃષ્ટિબિંદુ ઉપર પોતાના શાસનની વ્યવસ્થા કરી 'સંઘ' ની સ્થાપના કરી, તેથી જૈનો બૌદ્ધો અને બીજા આજીવક જેવા શ્રમણ-પંથોની પેઠે વર્ણવ્યવસ્થામા નથી માનતા; એટલે એમને વર્ણોના નામ સામે કે વિભાગ સામે વાંધો નથી, પણ એ વર્ણવિભાગને તેઓ વ્યાવહારિક કે આધ્યાત્મિક વિકાસમા બંધનરૂપ માનવાને ના પાડે છે. બ્રાહ્મણ સંપ્રદાય વર્ણવિભાગમા વ્હેચાયલો અને બંધાયલો છે. એમા જ્યારે વર્ણવિભાગે વ્યાવહારિક અને આધ્યાત્મિક વિકાસ સાધવામા બંધન ઉભું કર્યું અને આર્ય માનવોના માનસિક વિકાસમા આડ ઉભી કરી ત્યારે ભગવાન્ મહાવીરે એ આડ ફેંકી દેવા અને સામ્યવાદ સ્થાપવા બુદ્ધના જેટલોજ પ્રયત્ન કર્યો તેમના અનુયાયી વર્ણબંધન તોડતા કે શિથિલ કરતા ગયા છતા

પોતાના પૂર્વજોના અને પોતાના જમાનાના બ્રાહ્મણપંથી પડોશીઓના કડક વર્ણબંધનોના સંસ્કારોથી છેકજ અલિપ્ત રહી ન શક્યા, એટલે વળી બ્રાહ્મણ પંથે જ્યારે જ્યારે જોર પકડ્યું, ત્યારે ત્યારે જૈનો એ વર્ણબંધનના સંસ્કારોથી કોઈક રીતે અને કોઈક લેપાયા. એક બાજુ જૈનોએ બ્રાહ્મણપંથપર વર્ણબંધન ઢીલાં કરવાની અસર કરી ત્યારે બીજી બાજુ બ્રાહ્મણ પંથે તે વિધિના દૃઢ આગ્રહે જૈન પંથ ઉપર અસર પાડી, જેને લીધે એક યા બીજા રૂપે ઇચ્છાએ કે અનિચ્છાએ જૈન લોકોમાં વર્ણસંસ્કારોનું કોઈક વાતાવરણ આવ્યું. (પં. સુખલાલજી)

૧૦૯૦. તાત્ત્વિક દૃષ્ટિએ વિચાર કરતાં બંધુ રા. રસિકલાલ જણાવે છે કે -' કલ્પસૂત્રમાં જણાવ્યું છે કે जो उवसमइ तस्स अत्थि आराहणा, जो न उवसमइ तस्स नत्थि आराहणा, उवसमसारं खु सामन्नं-જે ઉપશમ પામે છે તેને આરાધના થાય છે, જે ઉપશમ નથી પામતો તેને આરાધના થતી નથી. એટલે કે ઉપશમ એ શ્રામણ્યનું-શ્રમણધર્મનું-જૈનધર્મનું પરમ ધ્યેય છે. અહીં ઉપશમ એટલે રાગદ્વેષની મંદતા, મનના વિકારોનો ઉપશમ-ક્રોધ માન માયા લોભ આદિ વિકારોનો ઉપશમ. આ ઉપશમને ધ્યાનમાં રાખી દેશકાલ પ્રમાણે જૈન મુનિઓએ પોતા માટે તેમજ શ્રાવકો માટે આચાર ઘડયા છે. મુનિના પંચમહાવ્રતો અને શ્રાવકના બાર અણુવ્રતોનું ધ્યેય પણ આ ઉપશમ સાધવાનું જ છે. તે વ્રતોની પાછળ પ્રધાનવૃત્તિ અહિંસા છે. બીજા શબ્દોમાં કહીએ તો અહિંસા એ ઉપશમ સાધવાનું પરમ સાધન છે અને માનસિક સૃષ્ટિમાં સાધન અને સાધ્ય એકજ પ્રક્રિયાના અંશો હોવાથી એમ કહી શકીએ કે અહિંસા એજ ઉપશમ છે, બીજાને ખંડિત કરી પોતાના આત્માને ખંડિત ન થવા દેવો-હિંસા કરવાથી પોતાની હિંસા થાય છે-એ સર્વજ્ઞ બુદ્ધિને થએલું ઊંડામાં ઊંડું દર્શન તે અહિંસાવૃત્તિ, કારણકે ઉપરની દૃષ્ટિએ રાગદ્વેષથી-ક્રોધાદિથી પ્રેરાઇને જ્યારે આપણે બીજાને ખંડિત કરીએ છીએ ત્યારે આપણને એમ લાગે છે કે આપણે સમૃદ્ધ થયા, આપણો

અર્થ સર્યો, પણ આમ થતા આપણો આત્મા ખંડિત થયો, આપણા આત્માની હિંસા થઈ, એની આપણને ખબર નથી પડતી, ન પડે એ સ્વાભાવિક છે, કારણ આપણા આવરણો બહુ ઘન હોય છે; જોકે આપણને આપણા કપાયના પ્રમાણમા અહિંસાનું આ વિલક્ષણ સ્વરૂપ-પરની હિંસા કરતા સ્વની હિંસા થઈ જાય છે એ-બરાબર સમજાતુ નથી. આ રીતે હિંસા નહિ કરવાના આગ્રહથી ક્રોધાદિ ડખવિનાના થઈ જાય છે; અને એમ થતા ચિત્તમા ઉપશમ પેદા થાય છે. પણ એક બાજુ એમ ઉપશમનો અભાવ, જેમ ક્રોધાદિએ કરાવેલી હિંસાથી હોય છે, તેમ બીજી બાજુ બુદ્ધિ જે અનેક પ્રકારના જ્ઞાન રજુ કરે છે તેથી ઉત્પન્ન થતી મુઝવણને લઇને પણ ઉપશમનો અભાવ થાય છે. તે વાત આગળ કહીએ તે પહેલા એક બીજી દૃષ્ટિએ ઉપશમની વાતને જોઇએ.

૧૦૯૧ ઉપશમ વગર મધ્યસ્થતા આવતી નથી અને મધ્યસ્થતા વગર ધર્માર્હત્વ-ધર્મયોગ્યતા પ્રાપ્ત થતી નથી. શ્રી હરિભદ્રસૂરિ કહે છે કે:—

रत्तो दुट्ठो मूढो पुव्विं वुग्गाहिओ अ चत्तारि ।
ए ए धम्माणरिहा धम्मे अरिहो उ मज्झत्थो ॥

—(૧) રાગવાળો-રાગી, (૨) દુષ્ટ, (૩) મૂઢ-મૂર્ખ-બુદ્ધિહીન, (૪) પૂર્વ વ્યુદ્ગ્રાહિત-પૂર્વ અભિનિવેશ (prejudice) વાળો-એ ચાર, ધર્મને માટે યોગ્ય નથી ધર્મમા યોગ્યતાવાળા મધ્યસ્થ છે

એટલે કદાગ્રહથી જે ગ્રસ્ત હોય તે તો ધર્મ પામતો નથી. આનો તાત્પર્યાર્થ એ છે કે જેઓ વિપરીત દૃષ્ટિવાળા છે તેનામા પોતાના પક્ષથી બાંધી દીધેલા મતને લઇને પ્રબલ મોહના કારણે રાગદ્વેષની મંદતા રૂપી લક્ષણવાળો ઉપશમ આવતો નથી. જિજ્ઞાસાદિ ગુણનો યોગ હોય તો મોહના અપકર્ષથી રાગદ્વેષશક્તિના પ્રતિઘાત રૂપ ઉપશમ થાય અને તેથી સત્પ્રવૃત્તિ થાય, આગ્રહની નિવૃત્તિ થાય, અને સદર્થનો પક્ષપાત થાય.

૧૦૯૨ ‘વળી ઇંદ્રિયોથી ઉત્પન્ન થતા જ્ઞાનોમા જે દોષો આવી જાય છે તેને દૂર કરવાનો પ્રયત્ન કર્યા પછી અને તર્કસાધ્ય જ્ઞાનના દોષો દૂર કર્યા પછી પણ બુદ્ધિ આગળ અનેક સામસામા વિરુદ્ધ જ્ઞાનો ઉત્પન્ન થઈ જાય છે, જેમાના એકને સ્વીકારતા બીજાનો ત્યાગ કરવો પડે છે, પણ એ ત્યાગ કરતી વખતે આપણને એમ લાગે છે કે આપણે કેટલાક સાચા અનુભવોને જતા કરવા પડે છે ઉદાહરણ તરીકે જગતમા જે વિવિધ ફેરફાર થતા દેખાય છે તે ઉપરથી આપણે એવી દૃષ્ટિ બાધીએ કે બધુ વિકારી છે, કશુ સ્થિર નથી, બધુ ક્ષણિક છે. પણ બીજી રીતે વિચાર કરતા એમ લાગે છે કે મારા જ્ઞાનમા ફેરફાર થયા કરે છે પણ હુ જ્ઞાતા તો એક છુ—એનો એ છુ; અને એ જ્ઞાતાની એકતાથી આગળ વધી જ્ઞેય પદાર્થોમ પણ એકતા–સ્થિરતા દેખાય છે; નાનો છોડ મોટો થઈ ઝાડ થાય તોપણ તેનામા એકતાનો આરોપ કરીએ છીએ હવે પ્રશ્ન થાય છે કે જગત્‌ને વિકારી કહેવું કે અવિકારી ? જે વિકારી છે તેને અવિકારી ગણતા બુદ્ધિ હસે છે, અને છતા એક પક્ષનો ત્યાગ કરતા આપણી દૃષ્ટિ અધૂરી લાગ્યા કરે છે, અમુક સાચા અનુભવોને ખોટા ગણી નાખી દેવા પડે છે. આ મુઝવણમાથી બુદ્ધિ એક એવો રસ્તો કાઢે છે કે બન્ને ખોટા છે; આપણે સત્ય જાણી શકતા જ નથી; તત્ત્વોપપ્લવનો લેખક જયરાશિ ભટ્ટ કહે છે તે પ્રમાણે अविचारितरमणीया सर्वे व्यवहारा भासन्ते–બધી દૃષ્ટિઓ વિચાર ન કરવાથી જ રમણીય લાગે છે, એ જાતનો અજ્ઞેયવાદ જન્મે છે, અને અજ્ઞેયવાદમાથી તો કોઇપણ જાતનો ધર્મ ન જ જન્મી શકેને ? જ્યારે કાંઈ સાચુ નથી ત્યારે આપણે જે કરીએ તે બધુ સરખુ છે—અથવા એવુ કહેવુ પણ યોગ્ય નથી. અજ્ઞેયવાદીને સર્વત્ર મૂક રહેવુજ ઘટે.

૧૦૯૩ (૩) **અનેકાંતવાદ**—‘ ઉપરની મુઝવણ દૂર કરવાનો જે બીજો માર્ગ છે તે દૃષ્ટિઓને સમજીને તેમા ભેદ શાથી ઉત્પન્ન થાય છે તેનું કારણ શોધીને, બધી દૃષ્ટિઓનો સમન્વય કરી લેવો,

એ છે. પ્રત્યેક જીવાત્મા એ ભિન્ન ભિન્ન વ્યક્તિ છે, તેનામા સંસ્કારની, રૂચિની, પરંપરાની. અને કેળવણીની ભિન્નતા હોય છે. તેથી નિવાર્ય બુદ્ધિદોષોને દૂર કર્યા પછી પણ વ્યક્તિઓના જ્ઞાનગ્રહણમા ભેદ દેખાય છે. જો આપણે વ્યક્તિત્વની મર્યાદા ઓળંગી સામા માણસની દૃષ્ટિ સમજવા જેટલી ઉદારતા કેળવી શકીએ તો તેની વાત બરાબર સમજાય, અને એ સાચો લાગે, એટલે જોકે બધી દૃષ્ટિઓ–બધા જ્ઞાનો, છેવટે એકજ્ઞાન–એકદૃષ્ટિમય થઈ જાય છે તો પણ જ્યા સુધી માણસને માણસ તરીકે વ્યવહાર કરવાનો હોય છે ત્યા સુધી અનેક દૃષ્ટિઓથી વ્યવહાર કરવો પડે છે. આ સ્થિતિ સ્વીકારી લઇ એક દૃષ્ટિનો, એકાન્તનો આગ્રહ છોડી દેવો તેનુ નામ અનેકાન્ત આ અનેકાન્ત માણસને સશય અને અજ્ઞેયવાદમાથી મુક્ત કરી બુદ્ધિમા એવી સમતા–મધ્યસ્થતા કેળવી શકે છે કે જેથી ઉપશમ શક્ય થાય. ઉપશમમા બે તત્ત્વો દેખાય છે, એક કામક્રોધાદિનો અભાવ, અને બીજુ જગત્ તરફ સર્વગ્રાહી અનેકાન્ત દૃષ્ટિથી ઉત્પન્ન થતી પ્રજ્ઞાની સમતા વાસ્તવિક રીતે આ બે તત્ત્વો નથી–સમજવા માટે કરેલુ પૃથક્કરણ છે. આત્માની ઉપશમ સ્થિતિમા આ બન્ને ઉપશમના પ્રમાણમા હોય છે. એક બાજુ સ્યાદ્‌વાદ અથવા અનેકાન્તવાદ, બીજી બાજુ અહિંસા અને અંતે ઉપશમ. આ જૈન ધર્મના મુખ્ય ત્રણ તત્ત્વો છે, અથવા એને ત્રણ તત્ત્વો કહેવા કરતા એક આધ્યાત્મિક તત્ત્વના ત્રણ પાસા કહીએ. આપણે બધાને એક અહિંસા નામથી સંબોધી શકીએ, કારણ જ્ઞાનની અનેક દૃષ્ટિઓમા અહિંસા તે સ્યાદ્‌વાદ, અને ઉપશમ એટલે વિકારોને અહિંસામય કરી નાખવા તે, અથવા ત્રણેને ઉપશમ કહી શકીએ. જ્ઞાનમા ઉપશમ–વ્યક્તિની મર્યાદાથી ઉત્પન્ન થતા એકાન્ત આગ્રહનો ઉપશમ તે સ્યાદ્‌વાદ, અને વિકારોનો ઉપશમ એજ અહિંસા, અથવા આપણે એમ કહીએ કે જ્ઞાનના પ્રદેશમા જે મધ્યસ્થતાને અનેકાન્ત કહીએ છીએ, તેને ભાવનાના પ્રદેશમા અહિંસા કહીએ, અને તેને ચારિત્રના પ્રદેશમા ઉપશમસાધક ચારિત્ર કહીએ. આ

પ્રમાણે વિચાર કરતા જૈન ધર્મના આ ત્રણ મુખ્યતત્ત્વો મને સમજાયા છે, આ ત્રણ તત્ત્વો આજે આપણને કામના છે કે નહિ એ પ્રશ્નના ઉત્તરમા જૈન ધર્મ આજે કામનો છે કે નહિ એ પ્રશ્નનો ઉત્તર આવી જશે આજે આપણને કામ ક્રોધાદિને વશ કરવાની જરૂર લાગે છે કે પોષવાની? આજે જગત્મા જે અનેક જાતનુ, માણસની બુદ્ધિને ગાંડી બનાવી દે એટલે વિવિધતાવાળુ જ્ઞાન પ્રકટ થતુ જાય છે તેનો સમન્વય કરવાની આપણને જરૂર છે? અને આ બધાથી મોટો પ્રશ્ન એ કે આ જમાનામા આપણને આપણો આત્મા અખડિત, અહિંસિત રાખવાની ગરજ છે? જો ઉત્તર હા આવશે, તો જૈનધર્મની જરૂર છે. જો ના આવશે તો નથી.'[૫૬૦]

૧૦૮૪ ઉપસ્થિત થતા પ્રશ્નોનો સમન્વય અનેકાંતવાદથી ઉત્તમ રીતે થઇ શકે છે. કોઇ પણ બાબત લ્યો તો ઢાળને બે બાજુ હોય તેમ તેના ઓછામા ઓછા બે પક્ષો સામે આવે છે. મહાત્મા ગાંધીજી એક સ્થળે કહે છે કે 'જૈન દર્શનમાથી હું ઘણુ જાણવા જેવું શીખ્યો છુ તેમાનો એક અનેકાન્તવાદ છે. એકાન્તે એકે વાત બરોબર નથી હોતી. દરેક વસ્તુને બે પક્ષ છે.'[૫૬૧]

૧૦૯૫ **(૪) કર્મવાદ**—આનુ મંતવ્ય એ છે કે સુખ દુખ, સપત્તિ વિપત્તિ, ઉંચ નીચ આદિ અનેક અવસ્થાઓ કે જે નજરે પડે છે તે થવામા કાલ, સ્વભાવ, પુરૂષાર્થ આદિ કારણોની પેઠે કર્મ પણ એક કારણ છે. પરંતુ અન્ય દર્શનોની પેઠે કર્મવાદપ્રધાન જૈનદર્શન ઇશ્વરને ઉક્ત અવસ્થાઓના યા સૃષ્ટિની ઉત્પત્તિના કારણ

---

૫૬૦ 'જૈનધર્મનુ રહસ્ય' એ નામનો રા રસિકલાલ છોટાલાલ પારેખ બી. એ. નો લેખ-'સુઘોષા' નો સ. ૧૯૮૪ ના દીવાળીનો અંક તથા 'જૈનયુગ' સં ૧૯૮૪ ના આસોનો અક પૃ. ૪૭

૫૬૧ 'ગાંધીજીનું નવજીવન' પૃ. ૯૭૧ અનેકાન્તવાદ સબધે વધુ જુઓ પં સુખલાલજીનો 'અનેકાન્તની મર્યાદા' એ લેખ તથા તેમના ન્યાયાવતાર, તત્ત્વાર્થ સૂત્ર અને સન્મતિ તર્ક પર વિવેચન પ જુગલકિશોર સપાદિત 'અનેકાંત' પત્ર.

માનતુ નથી. બીજા દર્શનોમા અમુક સમયે સૃષ્ટિનુ ઉત્પન્ન થવું માનેલુ છે તેથી તેઓમા સૃષ્ટિની ઉત્પત્તિ સાથે કોઇ ને કોઈ પ્રકારે ઇશ્વરનો સંબંધ જોડી દીધો છે પરંતુ જીવોને ફલ ભોગવવા માટે જૈન દર્શન ઇશ્વરને કર્મનો પ્રેરક માનતુ નથી કારણકે કર્મવાદ એમ માને છે કે જેમ જીવ કર્મ કરવામા સ્વતંત્ર છે તેમજ તેના ફળને ભોગવવામા પણ સ્વતંત્ર છે. આ રીતે જૈનદર્શન ઇશ્વરને સૃષ્ટિનો અધિષ્ઠાતા નથી માનતુ, કારણકે તેના મતે સૃષ્ટિ અનાદિ-અનન્ત હોવાથી તે કદિ પણ પૂર્વે ઉત્પન્ન થઇ નથી તથા તે સ્વયં જ પરિણમન-શીલ છે તેથી ઇશ્વરના અધિષ્ઠાનની અપેક્ષા રાખતી નથી કૃતકૃત્ય ઇશ્વર પ્રયોજન વિના સૃષ્ટિમા હસ્તક્ષેપ કરે નહિ, આત્માનુ સ્વાતંત્ર્ય પોતાના વિકાસક્રમમા અબાધિત છે, કર્મની શક્તિ કાર્ય કરી રહી છે કર્મશક્તિ એટલે કાર્યકારણની પરંપરા-કારણવગર કાર્ય બને જ નહિ-એ કર્મનો કાયદો અચલિત છે. ગાંધીજી કહે છે કે 'જગતમા ચમત્કાર જેવી વસ્તુ નથી, અથવા તો જગત એજ એક ચમત્કૃતિ છે. કારણ વિના કાર્ય બનતુ નથી એ અપવાદ વિનાનો સિદ્ધાંત છે.' આ સિદ્ધાતમા કોઇની પ્રેરણાની જરૂર નથી.

૧૦૯૬ વૈદિક સાહિત્ય તથા બૌદ્ધ સાહિત્યમા કર્મસંબંધી વિચાર છે, પણ તે એટલો અલ્પ છે કે તેના માટે કોઇ ખાસ ગ્રંથ તે સાહિત્યમા નથી, જ્યારે જૈનદર્શનમા કર્મસંબંધી વિચાર સૂક્ષ્મ વ્યવસ્થિત અને વિસ્તૃત છે તેથી તે વિચારોના પ્રતિપાદક શાસ્ત્ર કે જેને 'કર્મશાસ્ત્ર'-યા 'કર્મ-વિષયક સાહિત્ય' (કર્મગ્રંથ) કહેવામા આવે છે તેણે જૈનસાહિત્યનો ઘણો મોટો ભાગ રોકયો છે.[૫૬૨]

૫૬૨ જુઓ શેઠ કુંવરજી આણંદજીનો 'કર્મસંબંધી જૈનસાહિત્ય' એ પર નિબંધ-ભાવનગરની સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ્નો અહેવાલ, પંડિત સુખલાલજીના 'પહેલા કર્મગ્રંથ' ના હિન્દી અનુવાદનુ પરિશિષ્ટ પૃ ૧૨૫-૨૦૨

૧૦૯૭ આ પ્રમાણે અહિંસાવાદ, સામ્યવાદ, અનેકાંતવાદ અને કર્મવાદ એ ચારનું સ્વરૂપ અતિ ટૂંકમાં અત્ર જણાવ્યું છે. જોકે જૈન ધર્મ અને દર્શનને તે તરીકે ચર્ચનાર પુસ્તકમાં અતિ વિશિષ્ટ અને વિશેષ સ્થાન તેનું હોઇ શકે, છતાં અત્ર ટૂંક નિરૂપણ કરવાની જરૂર એ હતી કે-સાહિત્યને ધર્મ સાથે ઘનિષ્ટ સંબંધ છે અમુક ધર્મના સાહિત્યને સમજવા-પિછાનવા માટે તે ધર્મના પ્રધાન મૂળ-તત્ત્વોનો ટુંકો પણ ચોખ્ખો ખ્યાલ હોવો જોઇએ. તેમજ તેમ થવાથી તે ધર્મપર ભ્રમણાત્મક ખોટા આક્ષેપો થાય છે અને તે મગજમાં ઘુસી ગયા હોય છે તે દૂર થાય છે.

૧૦૯૮ જૈન ધર્મ આત્માનું અસ્તિત્વ, પુનર્જન્મ, કર્મવાદ, આત્મા સર્વ કર્મથી મુક્ત થઇ પરમાત્મા બને છે,-એ સર્વ વાતને સ્વીકારે છે વિશેષમાં જગત અનાદિથી છે ને અનંતકાળ સુધી રહેશે, તેનો રચનાર ઇશ્વર જેવી કોઇ મહાવ્યક્તિ નથી, પરમાત્માના સર્વ ગુણ વાળો ઇશ્વર અવતાર લઇ શકે નહિ. વેદ તે અપૌરૂષેય નથી એમ પોતે દાર્શનિક પ્રમાણથી જણાવે છે-આ કારણે જૈનોને 'નાસ્તિક' કહેવામાં આવે છે. નાસ્તિકનો અર્થ 'વેદનિન્દક' અથવા વેદમાં ન માનનાર એવો કોઇ કરે તો તે અર્થમાં જૈન દર્શન વેદમાં ન માનતું હોવાથી નાસ્તિક દર્શન ગણાય ઇશ્વર એટલે શાસક, જગત્કર્તા એવો અર્થ કોઈ કરે તો જૈન દર્શન અનીશ્વરવાદી છે. સાંખ્યદર્શનની પેઠે જૈન પણ પ્રકૃતિવાદી છે. સાંખ્ય કહે છે કે 'ઇશ્વરાસિદ્ધિ પ્રમાણાભાવાત્' એટલે કે ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ થઈ શકતું નથી કારણ કે તેને માટે કોઈ પ્રમાણ નથી, તેજ પ્રમાણે જૈન દર્શન કહે છે જે આત્માઓ મુક્ત બને તેમને સિદ્ધ-પરમાત્મા-ઇશ્વર જૈન દર્શન ગણે છે એટલે એ રીતે તે એકેશ્વરવાદી નથી. આ મુક્તાત્મા-ઇશ્વર સંસાર સાથે કોઇ સંબંધ રાખતા નથી, સૃષ્ટિના સંચાલનમાં તેનો કંઇ પણ હાથ નથી, તે કોઈનું ભલું કે બુરૂં કરતા નથી, ન કોઇ પર કદિ પ્રસન્ન કે અપ્રસન્ન થાય છે.

તેની પાસે કોઇ સાંસારિક એવી વસ્તુ નથી કે જેને લીધે તે સંસાર પર સત્તા ભોગવે અને જેને એવી સત્તા બતાવનાર ઐશ્વર્ય, વૈભવ કે અધિકાર આપણે કહી શકીએ તે કોઈનો ન્યાય કરતા નથી કે અપરાધોની શિક્ષા કરતા નથી. જૈન સિદ્ધાંત અનુસાર સૃષ્ટિ સ્વયં-સિદ્ધ છે અને જીવ પોતાના કર્મો અનુસાર પોતેજ સુખ દુ ખ પામે છે.

૧૦૯૯ દુનિયાના દુ ખોથી હેરાન થતા આત્માઓ માટે તે દુ ખથી છૂટવા ભિન્ન ભિન્ન ફિલસુફીઓ ઉત્પન્ન થઇ છે. કોઈએ એવી શોધી કે સુખદુઃખ ઇશ્વરજ આપે છે, અને તેની કૃપા વગર દુઃખ દૂર થવાનું જ નથી, કોઇએ એમ માન્યુ કે દુનિયામા દુઃખ એવી કોઇ ચીજજ નથી—એ તો મગજની ભ્રમણા છે (જો કે એમ માનવા છતા દુ ખ પલ્લો છોડતુ નથી) જૈને દુ.ખના અસ્તિત્વનો સ્વીકાર કરી હિમ્મતથી કહ્યુ કે દુઃખ ભલે ગમે તેવું ભયંકર હો પણ તેને જન્મ આપનાર આપણે પોતે છીએ અને એટલા માટે તેનો નાશ કરવાને પણ આપણે પૂરતી રીતે શક્તિમાન્ છીએ—તે માટે કોઇ સૃષ્ટિકર્ત્તાના આધારની જરૂર નથી; પરંતુ કેવલ પોતાના પુરૂષાતન—આત્મબલની જરૂર છે. આત્મા આત્માનો ઉદ્ધારક છે—તે ઉદ્ધાર આત્મબલથીજ થશે.

૧૧૦૦ આવી—નિરંજન નિરાકાર જેવી જૈનની ઇશ્વર સંબંધી ફિલસુફી છતા વીતરાગ એવા જિનની મૂર્ત્તિનો તેણે સ્વીકાર કર્યો છે, કારણ કે જૈન ધર્મમા મૂર્ત્તિપૂજા પ્રાચીનકાલથી પ્રચલિત છે. નિરા-કારને એ રીતે સાકાર સ્વરૂપ આપી તે દ્વારા ભક્તિ, સ્તવન, પૂજા, પ્રાર્થનાને પણ સ્થાન આપ્યુ છે અને એ રીતે પોતાનો અનેકાંતવાદ બતાવ્યો છે. પૂર્વે મૂર્ત્તિપૂજા જે સ્વરૂપમા હતી અને હાલ જે રીતે છે તે બંનેમા ફેર છે કે નહિ અને ફેર હોય તો તેમા અન્ય ધર્મોની ઇશ્વરપૂજાના અન્ય તત્ત્વોનુ મિલન કરવાનો પ્રયત્ન થયો છે કે નહિ એ આખો પ્રશ્ન વિચારવામા અત્ર સ્થાન નથી. [૫૬૩] અત્ર

કહેલા તેમજ બીજા સિદ્ધાંતોને ઐતિહાસિક દૃષ્ટિથી ચર્ચવા માટે જુદોજ ગ્રંથ જોઈએ

૧૧૦૧ આવા સિદ્ધાંતો જે ધર્મના મુખ્ય છે તે જૈન ધર્મ એક બાજુ પશ્ચિમ હિન્દમા-ગૂજરાત મારવાડ આદિમા શ્વેતામ્બરોના પ્રભાવથી ૧૨ મા સૈકા સુધી પ્રધાનસ્થાન ભોગવતો હતો તેજ પ્રમાણે બીજી બાજુએ દક્ષિણ હિન્દમા પણ તે સમય સુધી દિગમ્બરોના પ્રભાવથી પ્રધાનસ્થાન ભોગવતો હતો. દક્ષિણમા દિગમ્બરોનો જાજ્વલ્યમાન ઇતિહાસ ક્રમબદ્ધ લખાવાની જરૂર છે. અત્ર શ્વેતામ્બરોનો ઇતિહાસ લિપિબદ્ધ કર્યો છે, કે જેઓ ૧૨મા સૈકા પછી પણ સારૂ સ્થાન ગૂજરાતમા ભોગવતા રહ્યા. મુસલમાનના કાળમા રાજકીય સ્થાન તૂટ્યું છતા તેઓ ગૂજરાત મારવાડમા પોતાનુ વતન રાખી સમસ્ત ભારતમા વિસ્તરી પોતાના સસ્કારથી, સામાજિક દરજ્જાથી અને ધનસંપત્તિથી એક વિશિષ્ટ ને નજરે ચડે તેવી સત્તા ભોગવે છે.



૫૬૩ જૈન ધર્મના અનીશ્વરવાદ સબધે એક વિચારણીય લેખ શ્રીયુત નાથુરામ પ્રેમીએ 'જૈનધર્મ અનીશ્વરવાદી હૈ' એ નામનો હિંદીમાં લખેલો 'જૈન જગત્'ના ૧૫-૫-૧૯૩૧ના અકમા પ્રકટ થયો છે તે વિશેષ વિચારણા અર્થે જોઈ જવાની ભલામણ વિચારકોને કરવામાં આવે છે.

# પ્રકરણ ૫ મું

## જૈન સંઘવ્યવસ્થા–જૈન સંસ્થાઓ.

सम्मदंसणवरवइरदढरुढगाढावगाढपेढस्स ।
धम्मवररयण मंडिय–चामीयरमेहलागस्स ॥
नियमूसियकणय–सिलायज्जुलजलतचित्तकूडस्स ।
नंदणवणमणहर–सुरभिसीलगंधुध्धुमायस्स ॥
जीवदयासुंदरकंदरुद्दरिय मुणिवरमइदइन्नस्स ।
हेउसयधाउपगलंतरयणदित्तोसहिगुहस्स ॥
संवरवरजलपगलिय–उज्झरपविरायमाणहारस्स ।
सावग जणपउररवंत–मोरनच्चतकुहरस्स ॥
विणयनयपवरमुणिवरफुरतविज्जुज्जलंतसिहरस्स ।
विविहगुणकप्परुक्खग फलभरकुसुमाउलवणस्स ।
नाणवररयणदिप्पतकंत वेरुलियविमलचूलस्स ।
वंदामि विणयपणओ संघ महामंदरगिरिस्स ॥

—દેવવાચક ક્ષમાશ્રમણ નંદીસૂત્ર

—સંઘ સ્વરૂપ મહા મંદરગિરિ (મેરૂ પર્વત)ને વિનયપૂર્વક વંદન કરૂં છું (કેવો તે સંઘ–મંદરગિરિ છે ?) સમ્યગ્દર્શન એજ શ્રેષ્ટ વજ્ર બનેલું, દૃઢ, રૂઢ ગાઢ અને અવગાઢ એવું તેનું પીઠ છે, ધર્મ એજ તેના ઉંચા શિલાતલોથી શોભનારા અને ચમકનારા ચિત્ર–વિચિત્ર કૂટો (શિખરો) છે, સદ્‌ભાવયુક્ત (સુગંભિ) શીલ એજ, તેનું સુગંધથી મહેકતું નંદનવન છે, જીવદયા રૂપી તેની સુંદર કંદરાઓ છે અને તે ઉત્સાહપૂર્ણ એવા મુનિવર રૂપી મૃગેંદ્રોથી ભરાયેલી છે, કુતર્કનો ઉચ્છેદ કરનાર એવા સેંકડો હેતુઓ એજ તેના ધાતુ છે, સમ્યગ્દર્શન એજ તેમાં રત્નો છે, લબ્ધિઓ એજ ઔષધીઓવાળી ગુફાઓ છે, સંવર રૂપી શ્રેષ્ઠ જલનો વહેતો અખંડ પ્રવાહ એજ તેનો શોભાયમાન હાર છે, શ્રાવકજન એજ પ્રચુર શબ્દ કરનાર મોર હોઈ તેમનાથી તેની ખીણો ગાજી રહી છે, વિનયથી વિનમ્ર એવા પ્રવર મુનિવરો એજ સ્ફુરાયમાન વિજળીઓથી ચમકતા એવા તેના શિખરો છે.

વિવિધ પ્રકારના સદ્‌ગુણો એજ ફળો અને પુષ્પોથી લચેલા કલ્પવૃક્ષોનાં તેના વનો છે, અને જ્ઞાન એજ શ્રેષ્ઠ રત્નોથી દેદીપ્યમાન અને કમનીય એવી વૈડૂર્યથી બનેલી તેની વિમલ ચૂલિકા છે.

૧૧૦૨ **સંઘસંસ્થા**—ભગવાન્ મહાવીરે વર્ણબંધનને ઉડાડી ત્યાગના સિદ્ધાંત પર પોતાની સંસ્થાના મુખ્ય બે વર્ગ પાડ્યા એક ઘરબાર અને કુટુંબકબીલા વિનાનો ફરતો અનગાર વર્ગ અને બીજો કુટુંબ કબીલામાં રાચનાર સ્થાનબદ્ધ અગારી વર્ગ. પહેલો વર્ગ પૂર્ણ ત્યાગી. એમાં સ્ત્રી અને પુરૂષો બન્ને આવે અને તે **સાધુ સાધ્વી** કહેવાય. બીજો વર્ગ પૂર્ણ ત્યાગનો ઉમેદવાર, એમાં પણ સ્ત્રી અને પુરૂષો બન્ને આવે તે **શ્રાવક શ્રાવિકા** કહેવાય આ રીતે **ચતુર્વિધ સંઘ**-વ્યવસ્થા અથવા બ્રાહ્મણ પંથના પ્રાચીન શબ્દનો નવેસર ઉપયોગ કરી **ચતુર્વિધ વર્ણ-વ્યવસ્થા** શરૂ થઈ. સાધુ સંઘની વ્યવસ્થા સાધુઓ કરે; એના નિયમો એ સંઘમાં અત્યારે પણ છે, અને શાસ્ત્રમાં પણ બહુ સુંદર અને વ્યવસ્થિત રીતે મૂકાયલા છે. સાધુ-ઉપર શ્રાવક સંઘનો, અને શ્રાવક સંઘના પર સાધુસંઘનો અંકુશ છે. પરસ્પરના સહકારથી એ બંને સંઘો એકંદર હિતકાર્ય કરતા આવ્યા છે.

૧૧૦૩. **શ્રમણસંઘ-સાધુસંસ્થા**—આ સંસ્થા શ્રી મહાવીર ભગવાનના કરેલા વ્યવસ્થિત બંધારણથી આજસુધી ટકી રહી છે. પણ એ સંસ્થા તો એથીયે જૂની છે **ભ**ગવતી જેવા આગમોમાં અને બીજા જૂના ગ્રંથોમાં **પા**ર્શ્વાપત્ય એટલે **પા**ર્શ્વનાથના શિષ્યોની વાતો આવે છે કેટલાક ભગવાન્ **મ**હાવીર પાસે જતા ખચકાય છે, કેટલાક પ્રશ્નો કરે છે અને છેવટે એ પરંપરા તેમની શિષ્ય પરંપરામાં સમાઇ જાય છે. એકંદરે પાછો ભગવાનનો સાધુસંઘ નવે રૂપેજ ઉભો થાય છે અને એક સંસ્થામાં ગોઠવાય છે. સાધુના આચારના, અરસપરસના વ્યવહારના અને કર્ત્તવ્યોના નિયમો આગમોમાં જોવામાં આવે છે તે ઉપરાંત તે નિયમોના કડક પાલનનો જો ભંગ થાય તો તે માટેના પ્રાયશ્ચિત્ત દંડરૂપે ફરમાવવામાં આવેલ છે. (વિશેષ વિસ્તાર માટે જુઓ

મુનિ કલ્યાણવિજયનો લેખ 'શ્રી શ્રમણ-સંઘકી શાસન-પદ્ધતિ કા ઇતિહાસ'-'आत्मानंद'ના મે અને જુન ૧૯૩૧ ના અંક) આ સર્વ રાજતંત્ર જેવી વ્યવસ્થા જોતા તે બંધારણ બાંધનારની દીર્ઘદૃષ્ટિ અને ચતુરાઇ વિષે અતિ આદર ઉત્પન્ન થાય છે શ્રી વીરપ્રભુના સમયમાં ચૌદ હજાર ભિક્ષુ અને છત્રીશ હજાર ભિક્ષુણી વિદ્યમાન હોવાનું કથન છે તેમના નિર્વાણ પછી તે સંસ્થામા કેટલો ઘટાડો કે વધારો થયો તેની ચોક્કસ વિગત મળતી નથી છતા એમ લાગે છે કે ભગવાન્ પછીની અમુક સદીઓ સુધી ઘટાડો તો નહી પણ વધારો થયો હશે.

૧૧૦૪. સાધુસંસ્થામા સ્ત્રીઓને સ્થાન કાંઇ ભગવાન્ મહાવીરે જ પહેલા નથી આપ્યુ તેમના પહેલા એ ભિક્ષુણીઓ જૈન સાધુ-સંઘમા હતી અને બીજા પરિવ્રાજક પંથોમા પણ સ્ત્રીઓ હતી, છતા એટલુ તો ખરૂ જ કે મહાવીર પ્રભુએ પોતાના સાધુસંઘમા સ્ત્રીઓને ખૂબ અવકાશ આપ્યો, અને એની વ્યવસ્થા વધારે મજબૂત કરી. એનુ પરિણામ બૌદ્ધ સાધુસંઘ ઉપર પણ થયુ બુદ્ધ ભગવાન્ સાધુ-સંઘમા સ્ત્રીઓને સ્થાન આપવા ઇચ્છતા ન હતા, છતા પણ તેમને છેવટે આપવુ પડયુ.

૧૧૦૫ કોઇપણ સંસ્થામા વિકૃતિઓ પ્રવેશે છે, પાછી તેને દૂર કરવાના પ્રયત્નો થતા સંસ્કૃતિ આવે છે અને એમ અવારનવાર થયા કરે છે આ સાધુસંસ્થામા પણ એમ થયુ મૂળ એક છતા પછી દિગંબર અને શ્વેતામ્બર એમ બે ભેદમા-નવસ્ત્રા કે વસ્ત્રસહિત રહેવુ એ ભેદના કારણે વહેચાઇ. તે દરેકમા જુદા જુદા નાનામોટા ફાટા-ગચ્છો થતા ચાલ્યા જૈનસમાજ વધતો ગયો—નવી નવી ભાતના લોકો દાખલ થતા ગયા, તેમ તેમ આ સંસ્થા પણ ફાલતી ગઇ. એ સંસ્થામા જેમ અસાધારણ ત્યાગી અને અભ્યાસી થયા છે, તેમ હમેશા ઓછો વત્તો શિથિલાચારીનો વર્ગ પણ થતો આવ્યો છે પાસત્થા, કુસીલ, જહાચ્છંદ વગેરેના જે અતિ જૂના વર્ણનો છે તે શિથિલાચારનો પુરાવો છે. કયારેક એકરૂપમા તો કયારેક બીજારૂપમા પણ હમેશા આચારવિચારમા મોળો

અને ધ્યેયશૂન્ય શિથિલ વર્ગ પણ સાધુસંસ્થામા થતોજ આવ્યો છે. જ્યારે જ્યારે શિથિલતા વધી ત્યારે ત્યારે વળી કોઈ તેજસ્વી આત્માએ પોતાના જીવનદ્વારા એમા સુધારો પણ કર્યો છે. ચૈત્યવાસીઓ થયા અને તેમનું સ્થાન ગયુ પણ ખરૂ. વળી જતીઓ જોરમા આવ્યા અને તેઓ આજે નામશેષ જેવા છે [શ્વે૦ સાધુસમાજમા અમુક સમૂહો અમુક ગચ્છથી ઓળખાયા આ ગચ્છની સંખ્યા ૮૪ કહેવાય છે (તેના નામ માટે જુઓ જૈન સા. સ. ખંડ ૩ અંક ૧ પૃ ૩૦ થી ૩૪) તેમા કેટલાક સ્થાપનાના સ્થળ પરથી, કેટલાક સ્થાપકના ગુણ પરથી યા નામ પરથી એમ વિધવિધ રીતિએ સ્થપાયા. હાલ મુખ્યત્વે શ્વે૦ મૂર્તિપૂજકમા તપાગચ્છ, ખરતરગચ્છ, અને અંચલગચ્છ વિદ્યમાન છે. તે દરેકનુ પરિબળ અનુક્રમે ગૂજરાતમા, મારવાડમા અને કચ્છમા સવિશેષ છે આ સર્વ પરિવર્ત્તનોનો મોટો ઇતિહાસ થાય તેમ છે.]

૧૧૦૬ સાધુઓની રહેણીકરણીમા પણ ફેરફાર થતો ગયો. જંગલો, ટેકરીઓ, શહેરની બહારના ભાગોમાથી સાધુગણ લોકવસતિમા આવતો ગયો. આથી લોકસંસર્ગમાથી નિપજતા કેટલાક દોષો આવ્યા, સાથે તે સસ્થાએ લોકોમા કેટલાક ખાસ ગુણો પણ દાખલ કર્યા એકવારના ધરોધર માસભોજી અને મદ્ય પીતી જનસમાજમા જે માસ અને મદ્ય તરફની અરૂચિ અથવા તેના સેવનમા અધર્મબુદ્ધિ ઉત્પન્ન થઇ છે, તેનું શ્રેય કાઇ સાધુસસ્થાને ભાગે ઓછુ નથી. લોકમાન્ય તિલકે કહેલુ કે 'ગૂજરાતની જનપ્રકૃતિની અહિંસા એ જૈનધર્મને આભારી છે' અને આપણે જાણવુ જોઇએ કે જૈનધર્મ એ સાધુ-સંસ્થાને આભારી છે તે સંસ્થાનુ અહોનિશ એક કામ તો ચાલ્યાજ કરતુ કે તેઓ જ્યા જાય ત્યા સાત વ્યસન (દ્યુત, માસ, સુરા, વેશ્યા, શિકાર, ચોરી, પરદારસેવા)ના ત્યાગનો શબ્દથી અને જીવનથી પદાર્થપાઠ શીખવે. માસનો તિરસ્કાર, દારૂની ઘૃણા અને વ્યભિચારની અપ્રતિષ્ઠા તેમજ બ્રહ્મચર્યનુ બહુ

માનઃ-આટલું વાતાવરણ લોકમાનસમાં ઉતારવામાં જૈન સાધુસંસ્થાનો અસાધારણ ફાળો છે. જૈન પરંપરાએ અને બૌદ્ધ પરંપરાએ-એ બે શ્રમણ-સંસ્થાએ પેદા કરેલ અહિંસાનું વાતાવરણ મહાત્માજીને પ્રાપ્ત થયું ન હોત તો તેમનો અહિંસાનો આ પ્રયોગ શરૂ થાત કે નહિ, અને શરૂ થાત તો કેટલી હદ સુધી સફળ નિવડત એ એક વિચારણીય પ્રશ્ન છે. સાત વ્યસન છોડવવાનું કામ અવિચ્છિન્નપણે સાધુસંસ્થા ચલાવે જતી, એની અસર ઝનુની અને હિંસા પ્રકૃતિના આગંતુક મુસલમાનો પર પણ થયેલી છે, અને તે બાબતનો જાણીતો દાખલો હીરવિજયસૂરિ, જિનચંદ્રસૂરિ આદિ જૈન સાધુઓના ઉપદેશના પરિણામે અકબર જહાંગીર આદિના ફરમાનો છે એટલુંજ નહિ પણ અત્યાર સુધી જોઇશું તો ઘણા અહિંસાના કાર્યોમાં હિંદુઓ સાથે અને જૈનો સાથે મુસલમાનો પણ ઉભા રહે છે. કેટલાક મુસલમાની રાજ્યો અત્યારે પણ એવા છે કે જ્યાં દયાની-ભૂતદયાની લાગણી બહુજ સુંદર છે

૧૧૦૭ જૈન સાધુઓએ માત્ર પોતાના વસતિસ્થાનમાંજ રહીને નહિ પરંતુ તેની બહાર જઇને અનેક કાર્યો કર્યાં છે. ખરા પરાક્રમી અને શક્તિશાળી તો રાજસભાઓમાં પહોંચ્યા છે, રાજમહેલોમાં ગયા છે, મોટા મોટા સેનાધિપતિ અને બીજા અમલદારોને ઘેર તથા લશ્કરોની છાવણીઓમાં ગયા છે, અને સેંકડો સાધુઓ વ્યસન-ગ્રસ્ત લોકોની વચ્ચે પહોંચ્યા છે, અને એમણે એમ કરીનેજ પોતાનો ધર્મ વિસ્તાર્યો છે. આવી હજારો વર્ષની મહત્વની અને શક્તિસંપન્ન સાધુસંસ્થાને પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા ખાતર અને લોકોમાં માનભેર રહેવા ખાતર પણ આજની ચાલુ પ્રવૃત્તિમાં પોતાનો વિશેષ ઉપયોગ વિચાર્યેજ છુટકો છે, પોતાના ધર્મનું વામનરૂપ બદલી તેમણે વ્યાપકરૂપ કરવું જ જોઈએ; નહિતો એ વામનપણું પણ મરણને શરણ છે.[૫૬૪]

૫૬૪ પંડિતવર્ય સુખલાલનું વ્યાખ્યાન 'સાધુસંસ્થા અને તીર્થસંસ્થા'-પર્યુષણ પર્વના વ્યાખ્યાનો સં ૧૯૮૭

૧૧૦૮ શ્વેતાંબર સાધુઓના ચિન્હ 'રજોહરણ', 'મુખવસ્ત્રિકા', 'લોચ' આદિ છે. તેમનો વેષ 'ચોલપટ્ટ', ઓઢવાનુ વસ્ત્ર, કંબલ આદિ છે. જુઓ–સ્યાદ્‌વાદમંજરી, પ્રવચનસારોદ્ધાર ૬૦ અને ૬૧ દ્વાર. [આ વસ્ત્રો સફેદજ હોય છે તે તેથી આખો સંપ્રદાય શ્વેતાંબર કહેવાય છે. કેટલાક સાધુઓ પીળા પહેરે છે તે રીવાજ અમૂર્તિપૂજક શ્વેતાંબર સાધુઓથી ભિન્ન ઓળખાવા માટે વિક્રમ અઢારમી સદીના સત્યવિજય પંન્યાસ કે તેમના શિષ્યથી પડેલો લાગે છે.] તેમનો આચાર પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ કે જે આઠ 'પ્રવચનમાતા' ગણાય છે તે છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ એ પાચ મહાવ્રતવાળા ક્રોધાદિનો વિજય કરનાર દાન્તેંદ્રિય નિર્ગ્રંથ ગુરૂ બને છે. તેઓ હમેશ આહાર માધુકરી વૃત્તિથી લે છે. તેઓ વસ્ત્ર અને પાત્ર રાખે છે તે સંયમના નિર્વાહ અર્થેજ છે. તેમને વંદન કરવામા આવતા 'ધર્મલાભ' એમ બોલે છે. દિગંબર સાધુઓ તદ્દન નગ્નાવસ્થામા રહે છે, મોરની કે એવી પીછી ચિન્હ તરીકે રાખે છે.[૫૬૫] આજના જમાનામા નગ્નપણે વિચરવું મહા-

---

૫૬૫ આ પારામાના પારિભાષિક શબ્દનો અર્થ સમજીએઃ–રજોહરણ એટલે રજનુ હરણ કરનાર. પૃથ્વીની રજ, જીવજંતુ આદિ દૂર કરવા માટે કપડાથી વીટેલી લાકડાની દાંડીને છેડે ઉનનો ગુચ્છો રાખેલ હોય છે તેવુ ઉપકરણ તેને 'ઓઘો' (ગુચ્છો) પણ કહેવામાં આવે છે શ્રાવકો સામાયિક આદિ ક્રિયામાં કપડાથી વીટયા વગરની દાંડીવાળો ઉનનો ગુચ્છો રાખે છે તેને 'ચરવળો' કહેવામાં આવે છે મુખવસ્ત્રિકા–મુખપોતિકા એટલે મુખે રાખવાનુ નાનુ કપડુ–તેને 'મુહપત્તી' પ્રાકૃતમાં કહેવામાં આવે છે તેનો ઉપયોગ ઉપદેશ દેતા કે બોલતાં મોઢા આગળ રાખવામાં કરવામાં આવે છે અમૂર્તિપૂજક સાધુઓ તો કાન સાથે દોરાથી બાંધી મોઢા ઉપર સ્થાયી રાખે છે. 'ચોલ-પટ્ટ–ચોલપટ્ટો'–કટિવસ્ત્ર–કેડે વીટવાનુ ટુંકું વસ્ત્ર કંબલ એ ઉનનું ઓઢવાનુ વસ્ત્ર છે, કે જે ન ઓઢવાનું હોય ત્યારે ખભે રાખવામાં આવે છે. સમિતિ એટલે સમતોલપણે જેમાં ગતિ કરાય છે તેવી વિવેકપૂર્વક પ્રવૃત્તિ. ઇર્યા એટલે જવામા–ચાલવામાં, ભાષા એટલે બોલવામાં, એષણા એટલે આહાર-

કઠિન હોઈ તેવા સાધુઓ ક્વચિતજ જોવામા આવે છે. તે નગ્ન સાધુઓ–ક્ષપણકો દિને દિને ઉગ્ર વિહાર અને ક્રિયાની વિકટતાથી તેમજ જગલો કપાઇ જવાથી અવિદ્યમાન થતા ગયા પણ તેને બદલે શિથિલાચારી 'ભટ્ટારકો' થયા તેમના રક્ત વેશને લઇને તેમને 'રક્તાબરો'ને અગાઉ કહેવામા આવતા. તે ભટ્ટારકોએ પોતાની ગાદીઓ જમાવી અને તેવી ઈડરમા હતી અને તે હજુ પણ વિદ્યમાન છે. તેમના ઉપદેશને લીધે ગૂજરાતમા દિગંબરોની વસ્તી છે પણ તે શ્વેતાબરોની અપેક્ષાએ અતિ અલ્પ છે. શ્વેતાબર સાધુઓમા પણ હીરવિજયસૂરિ પછીની તેમની ત્રણ ચાર પેઢી પછી થયેલ પટધરો 'શ્રીપૂજ્ય' કહેવાયા ને તેમણે પણ જુદે જુદે સ્થળે ગાદીઓ સ્થાપી.

૧૧૦૯ **જ્ઞાનસંસ્થા**—'બ્રાહ્મણ અને શ્રમણ સંપ્રદાયની ગગાધારાઓ માત્ર વિશાળ જ્ઞાનના પટ ઉપરજ વહેતી આવી છે, અને વહે જાય છે. ભગવાન મહાવીરનુ તપ એટલે બીજું કાઈજ નહિ પણ જ્ઞાનની ઉડી શોધ જે શોધ માટે એમણે તન તોડયુ, રાત દિવસ ન ગણ્યા અને તેમની જે ઉડી શોધ જાણુવા–સાભળવા હજારો માણસોની મેદની તેમની સામે ઉભરાતી, તે શોધ એજ જ્ઞાન, અને એના ઉપરજ ભગવાનના પથનુ મડાણ છે.

૧૧૧૦ ભગવાનના નિર્વાણ પછી, એમના અનુભવ જ્ઞાનનો આસ્વાદ લેવા એકત્ર થયેલ, અથવા એકત્ર થનાર, હજારો માણસો એ જ્ઞાન પાછળ પ્રાણ પાથરતા. એ જ્ઞાને **શ્રુત** અને **આગમ** નામ ધારણ કર્યું, એમા ઉમેરો પણ થયો, અને સ્પષ્ટતાઓ પણ થતી ચાલી. જેમ જેમ એ શ્રુત અને આગમના માનસરોવરને કિનારે

---

પાન કરવામા, આદાનનિક્ષેપ એટલે કોઈપણ વસ્તુને લેવામા અને તજવામાં, ઉત્સર્ગ એટલે મલમૂત્રનો ઉત્સર્ગ કરવામા-સમિતિ રાખવી એમ પાચ જાતની સમિતિ કહી છે ગુપ્તિ એટલે રક્ષવુ, રોકવુ–નિગ્રહ કરવો તે **તે** ત્રણ યોગ નામે મન, વચન અને કાયને રોકવા રૂપે ત્રણ પ્રકારની છે.

જિજ્ઞાસુ હંસો વધારે અને વધારે આવતા ગયા, તેમ તેમ એ જ્ઞાનનો મહિમા વધતો ચાલ્યો એ મહિમાની સાથેજ એ જ્ઞાનને મૂર્ત્ત કરનાર એના સ્થૂળ સાધનોનો પણ મહિમા વધતો ચાલ્યો, સીધી રીતે જ્ઞાન સાચવવામા મદદ કરનાર પુસ્તક પાનાજ નહિ પણ તેના કામમા આવનાર તાડપત્ર, લેખણ, શાહીનો પણ જ્ઞાનના જેટલોજ આદર થવા લાગ્યો, એટલુજ નહિ પણ એ પોથી પાનાના બંધનો, તેને રાખવા મૂકવા અને બાધવાના ઉપકરણો બહુજ સત્કારાવા લાગ્યા. જ્ઞાન આપવા અને મેળવવામા જેટલુ પુણ્ય કાર્ય, તેટલુજ જ્ઞાનના સ્થૂળ ઉપકરણોને આપવા અને લેવામા પુણ્યકાર્ય મનાવા લાગ્યું. વળી જ્ઞાનપ્રાપ્તિ માટે અનેક તપો યોજાયા. જ્ઞાનતપના ઉત્સવો અને ઉજમણાઓ યોજાયા-ઉજવાયા, તેની અનેક જાતની પૂજાઓ રચાઈ, ગવાઇ અને તેને લીધે એવું વાતાવરણ બની ગયુ કે જૈનનો એકે એક બચ્ચો એમ વગર ભણે સમજવા મડી ગયો કે 'કરોડો ભવના પાપ એકજ પદના કે એક અક્ષરના જ્ઞાનથી બળી શકે છે.'

**૧૧૧૧ જ્ઞાન-ભંડારો**—જે એકવારના વ્યક્તિગત અને જાતે ઉપાડી શકાય એટલાજ સાધુઓના ખભે અને પીઠે ભંડારો લટકતા તે, બીજાં કારણો ઉપસ્થિત થતા મોટા બન્યા અને ગામ તથા શહેરમા દશ્યમાન થયા. એક બાજુ શાસ્ત્રસંગ્રહ અને લખાણનો વધતો જતો મહિમા, અને બીજી બાજુ સંપ્રદાયોની જ્ઞાનવિષેની હરીફાઈઓ-આ બે કારણોને લીધે પહેલાની એકવારની મોઢે ચાલી આવતી-મૌખિક જ્ઞાનસંસ્થા ભંડારરૂપમા દેખા દેવા લાગી દરેક ગામ અને શહેરના સંઘને એમ લાગેજ કે અમારે ત્યા જ્ઞાનભંડાર હોવોજ જોઇએ પરિણામે આખા દેશમા જૈન જ્ઞાનસંસ્થા ભંડારરૂપે વ્યવસ્થિત થઈ. સંઘના ભંડારો સાધુના ભંડારો અને વ્યક્તિગત માલિકીના પણ ભડારો થયા. વ્યક્તિના આખરે સંઘના કબજામા આવે છે, તેથી જૈન સંપ્રદાયના ભંડારો સંઘની સંપત્તિજ મનાય છે. ભંડારોની સાથેજ મોટો લેખકવર્ગ (લહીઆનો વર્ગ) ઉભો થયો,

લેખનકળા વિકાસ પામી અને અભ્યાસી વર્ગ પણ ભારે વધ્યો. છાપાની કળા અહીં આવી ન હતી, ત્યારે પણ કોઈ એક નવો ગ્રંથ રચાયો કે તરતજ તેની સેંકડો નકલો થઈ જતી અને દેશના બધે ખૂણે વિદ્વાનોમા વ્હેંચાઈ જતી. આ રીતે જૈનસંપ્રદાયમા જ્ઞાન-સંસ્થાની ગગા અવિચ્છિન્નપણે વહેતી આવી છે. વ્યાપાર અને અર્થપ્રિય શ્રાવકોએ માત્ર પૈસાનો સંગ્રહ નથી કર્યો કિન્તુ એમણે જ્ઞાનસગ્રહ કરવામા પણ જરાયે પાછી પાની નથી કરી. દક્ષિણ, પૂર્વ અને ઉત્તર હિંદુસ્થાનમા એવા અનેક મોટા મોટા જૈનભંડારો છે, તે અત્ર અપ્રસ્તુત છે પણ ગૂજરાતમા–કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતના નાના મોટા દરેક જાણીતા શહેરોમા એક કે વધારે જૈનભંડાર હોય છેજ. કેટલાક શહેરો તો જૈનભડારોને લીધેજ જાણીતા છે પાટણ, ખંભાત, લીંબડી, કોડાય, વગેરેનુ નામ સાભળતાજ વિદ્વાનોના મનમા બીજી વસ્તુ પહેલા ભંડારોજ આવે છે. આવા સેંકડો ભંડારો ગૂજરાતે સાચવ્યા છે અને તેમા લાખો વિવિધ પુસ્તકો સચવાયેલા છે.

૧૧૧૨ જૈનભંડારો એ કાઇ માત્ર જૈન પુસ્તકોનાજ સંગ્રહ-સ્થાનો નથી. એના સ્થાપકો અને રક્ષકોએ દરેક વિષય તેમજ દરેક સપ્રદાયના પુસ્તકો સગ્રહવાનો પ્રશંસનીય પ્રયત્ન કર્યો છે. આજે કેટલાક એવા બહુ જૂના અને મહત્ત્વના બૌદ્ધ તેમજ બ્રાહ્મણ સંપ્રદાયના પુસ્તકો જૈનભડારોમા મળી આવે છે, જે બીજે ક્યાય લભ્ય નથી. પુસ્તકો માત્ર કાગળ ઉપરજ લખાયેલા નહિ પણ તાડપત્રના પણ હજારો પુસ્તકો અને તેના આખે આખા ભડારો સાચવી રાખવાનુ પુણ્યકર્મ ગૂજરાતના જૈનોએ કર્યું છે.

૧૧૧૩ વદા, ઉધઈ અને ઉદરો તેમજ ભેજ, શરદી અને બીજાં કુદરતી વિઘ્નો જ નહિ, પણ ધર્માંધ યવનો સુદ્ધાએ આ ભડારો ઉપર પોતાનો નાશકારક પજો ફેરવ્યો. હજારો ગ્રથો તદ્દન

નાશ પામ્યા, હજારો ખવાઈ ગયા, હજારો રક્ષકો અને બીજાઓની બેપરવાઇથી નષ્ટ ભ્રષ્ટ થઈ ગયા, છતા જ્ઞાનતરફની જીવતી જૈનભક્તિને પરિણામે આજે પણ એ ભંડારો એટલા બધા છે, અને તેમા એટલુ બધુ વિવિધ તેમજ જાનુ સાહિત્ય છે કે તેનો અભ્યાસ કરવા માટે સેંકડો વિદ્વાનો પણ ઓછા જ છે પરદેશના અને આ દેશના (પીટર્સન, ભંડારકર આદિ) કોડીબંધ શોધકો અને વિદ્વાનોએ આ ભંડારોની પાછળ વર્ષો ગાળ્યા છે, અને એમાની વસ્તુ તથા એનો પ્રાચીન રક્ષાપ્રબંધ જોઈ તેઓ ચકિત થયા છે વર્ષો થયા કોડીબંધ છાપખાનાઓને જૈનભંડારો પૂરતો ખોરાક આપી રહ્યા છે, અને હજી પણ વર્ષો સુધી તેથી વધારે ખોરાક પૂરો પાડશે.

૧૧૧૪ બ્રાહ્મણ સંપ્રદાયના અને જૈન સંપ્રદાયના ભંડારો વચ્ચે એક ફેર છે, અને તે એ કે બ્રાહ્મણના ભંડારો વ્યક્તિની માલિકીના હોય છે, જ્યારે જૈનભંડારો બહુધા સંઘની માલિકીના જ હોય છે. બ્રાહ્મણો આસો મહિનામાજ પુસ્તકોમાથી ચોમાસાનો ભેજ ઉડાડવા અને પુસ્તકોની સારસંભાળ લેવા, ત્રણ દિવસનુ એક સરસ્વતીશયન નામનુ પર્વ ઉજવે છે, જ્યારે જૈનો કાર્તિક શુદિ પંચમીને **જ્ઞાનપંચમી** કહી તે વખતે પુસ્તકો અને ભંડારોને પૂજે છે અને એ નિમિત્તે ચોમાસામાથી સંભવતો બગાડ ભંડારોમાથી દૂર કરે છે. આ રીતે મૌખિક જ્ઞાનસંસ્થા ધીમે ધીમે મૂર્ત્તરૂપે ભંડારોમા પરિણમી, એથી પુસ્તકાલય (લાયબ્રેરી)ની પ્રથા આ દેશ માટે નવી નથી તેના નામ જ્ઞાનકોશ, ચિત્કોશ, સરસ્વતીકોશ, પુસ્તકભાંડાગાર આદિ વિધવિધ પણ એકજ અર્થના હતા, તેણે હવે પુસ્તકાલયો, લાયબ્રેરીઓ, જ્ઞાનમંદિરો, સરસ્વતીમંદિરો એ નામ ધારણ કર્યા છે.

૧૧૧૫ અત્યારે ભંડારોનો વારસો છતા જમાનાને પહોચી વળે તેવો અભ્યાસીવર્ગ ઉભો થયો નથી. પ્રાચીન અને મધ્યકાળમા જે ભંડારોએ **સિદ્ધસેન** અને **સમંતભદ્ર**, **હરિભદ્ર** અને **અકલંક**,

હેમચંદ્ર અને યશોવિજયને જન્માવ્યા, તેજ ભંડારો અને તેથીએ મોટા ભંડારો વધારે સગવડ સાથે આજે હોવા છતા, અત્યારે વિશિષ્ટ અભ્યાસીને નામે મીંડુ છે ખાસ કરી ત્યાગીવર્ગ પોતાની જવાબદારી આ માટેની સમજે, અને જે જ્ઞાનની સ્થૂળ પૂજા થઈ રહી છે તે હવે અભ્યાસનુ રૂપ ધારણ કરે તો ગૃહસ્થો પણ એ દિશામા પ્રેરાય અને આપણો વારસો બધે સુવાસ ફેલાવે. બીજુ જે અત્યારે કેટલાક ખડ-ભડારો છે, એકજ ગામ કે શહેરમા અનેક ભંડારો છે, એકજ સ્થળે એકજ વિષયના અનેક પુસ્તકો છતા, પાછા વળી તેના અનેક પુસ્તકો લખાયેજ જવાય છે, અથવા મંધ-યેંજ જવાય છે, તે બધાનો ઉપયોગની દૃષ્ટિએ વિચાર કરી એક કેદ્રસ્થ ( central ) ભંડાર તે તે સ્થાને બનવો જોઈએ. અને દરેક ગામ કે શહેરના કેંદ્રસ્થ ભંડાર ઉપરથી, એક મહાન્ સરસ્વતી-મંદિર ઉભું થવુ જોઈએ, કે જયા કોઇ પણ દેશ-પરદેશનો વિદ્વાન્ આવી અભ્યાસ કરી શકે, અને તે તરફ આવવા લલચાય. લડન કે બર્લિનની લાયબ્રેરીનુ ગૌરવ એ મુખ્ય સરસ્વતીમંદિરને મળે અને તેની અંદર અનેક જાતની ઉપયોગી કાર્યશાખાઓ ચાલે, જેના દ્વારા ભણેલ અભણ-સમગ્ર જનતામા એ જ્ઞાનગગાના છાટા અને પ્રવાહો પહોચે.' આ સાથે પ્રદર્શન ( museum )-અજાયબઘર જેવું સ્થાયી રખાય કે જેમા વિધવિધ પ્રાચીનકળાઓના નમુના-ચિત્રો, નકશા, પુઠા પાટલી વગેરે વસ્તુઓ મૂકવામા આવે, તો પૂર્વના જૈનોનો કલાપ્રત્યેનો પ્રેમ પારખી શકાય અને તેમાથી સુદર તત્ત્વોનુ અનુકરણ પણ કરી શકાય

૧૧૧૬ **પર્વો**—ધાર્મિક પર્વોની ઉત્પત્તિમા ભક્તિ અને આનદ એ બે કારણો અગ્રપદે છે, તેથી તેને લોકોત્તર પર્વો કહીએ. લૌકિક પર્વો ભય લાલચ અને અદ્‌ભુતતાની ભાવનાથી જન્મ્યા છે. જૈન પર્વો સૌ ધર્મના તહેવારો કરતા જુદા એ રીતે પડે છે કે જૈનોનુ નાનુ કે મોટુ પર્વ એકે નથી કે જેમા અર્થ અને કામની ભાવના હોય

અથવા તો ભય, લાલચ અને વિસ્મયની ભાવના હોય, કે એમા પાછળથી સેળભેળ થયેલી એવી ભાવનાનુ શાસ્ત્રથી સમર્થન કરવામા આવતુ હોય. દરેક તીર્થંકરના ચ્યવન, જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન અને નિર્વાણ એ પાચના દિવસ 'કલ્યાણક' દિન કહેવાય છે પર્વ પાળવામા નિમિત્ત તીર્થંકરોના કોઈપણ કલ્યાણકનું હોય અગર બીજું કાઇ હોય પણ એ નિમિત્તે ચાલતા પર્વ કે તહેવારનો ઉદ્દેશ માત્ર જ્ઞાન અને ચારિત્રની શુદ્ધિ તેમજ પુષ્ટિ કરવાનોજ રાખવામા આવેલો છે. જ્ઞાનનું એક ખાસ પર્વ—જ્ઞાન પંચમી (કા૦ શુ. ૫)નો ઉલ્લેખ અગાઉ થઇ ગયો છે

૧૧૧૭ આપણા ધર્મનિષ્ઠ પૂર્વજોએ પ્રજાની ધાર્મિક પિપાસાને શમાવવા અને આત્મજાગ્રતિને તાજી રાખવા વર્ષની એક આખી ઋતુનેજ યોજેલી છે. પ્રાચીન સમયમા આપણા દેશનો વેપાર સ્થળ અને જળ વાટે હતો. ચોમાસાની ઋતુમા આ બને માર્ગો લગભગ બધ જેવા રહેતા. વણજારાઓ કે જેઓ પોઠો ઉપર કરીયાણા વગેરે માલ લાદીને દેશના ચારે ખૂણે—નગરે અને ગામે ગામે ફરતા તેઓ આ ઋતુમા પ્રવાસ ન કરી શકતા, વહાણવટીઓથી સમુદ્રપ્રયાણ થતુ નહિ, ક્ષત્રિયો પણ આ ઋતુમા ભાગ્યેજ લડવા જતા. એકંદર આ નિવૃત્તિનો કાળ હતો તેથી બ્રાહ્મણ અને શ્રમણની ધાર્મિક પ્રવૃત્તિને યોગ્ય આ ઋતુ હોઈ પોતપોતાના ઉપદેશકોને સ્થિર રહેવાના નિયમો ધર્મપ્રવર્ત્તકોએ કર્યા છે. વેદધર્મી સન્યાસીઓ દેવ-શયની એકાદશીથી દેવ ઉઠી એકાદશી સુધી સ્થિર રહે છે; બૌદ્ધ શ્રમણો આષાઢી પૂર્ણિમાથી આશ્વિન પૂર્ણિમા સુધી અથવા શ્રાવણી પૂર્ણિમાથી કાર્ત્તિકી પૂર્ણિમા સુધી નિયત રહે છે અને જૈન શ્રમણોનો આષાઢી પૂર્ણિમાથી કાર્ત્તિકી પૂર્ણિમા સુધીનો સ્થિરવાસ તો જાણીતો છે. આ સ્થિરવાસનુ જૈન નામ 'પર્યુષણા કલ્પ' છે. બૌદ્ધ નામ 'વસ્સ કે વસ્સાવાસો' (વર્ષા, કે વર્ષાવાસ) છે. આ રીતે બ્રાહ્મણ અને શ્રમણ એ બન્ને શાખાઓના આ સ્થિરવાસ યા પર્યુષણા

કલ્પનો ખૂબ મહિમા છે અને તે કાંઈ નવોસવો નથી, પણ ઘણા પ્રાચીન સમયથી ચાલ્યો આવે છે. ભગવાન્ મહાવીર અને બુદ્ધની પૂર્વે એક હજાર વર્ષ પહેલાથી આ સ્થિરવાસની પદ્ધતિ ચાલી આવે છે એમ તો ઇતિહાસજ કહે છે.[૫૬૬]

૧૧૧૮ સાધુઓ માટે દશ પ્રકારના કલ્પ એટલે આચાર કહ્યા છે તેમા એક 'પર્યુષણા' છે. પરિ એટલે સમસ્તપણે, ઉષણા એટલે વસન–વસવુ, એટલે સ્થિરવાસ આનુ દિનમાન ત્રણ જાતનું છે. ઓછામા ઓછુ ૭૦ દિવસ, મધ્યમ ૪ માસ અને વધારેમા વધારે ૭ માસ વર્તમાનમા આ પૈકી મધ્યમ માન એટલે ૪ માસનું પ્રચલિત છે. ઓછામા ઓછા ૭૦ દિવસનુ માને છે તેનો આરંભ ભાદ્રપદ શુદિ પાચમથી થાય છે. આ પાચમની પરપરા બ્રાહ્મણ સંપ્રદાયમા પણ છે અને જૈનોમા પણ પહેલા પાચમની પરંપરા હતી પણ કાલિકાચાર્યે ચોથની પરંપરા કરી તે અગાઉ (જુઓ પારા ૨૦૨) કહેવાઈ ગયુ છે.[૫૬૭] તે દિન તે સાવત્સરિક (સંવચ્છરી) પર્વ કહેવાય છે. સાવત્સરિક પર્વ એટલે ત્યાગી સાધુઓને વર્ષાવાસ નક્કી કરવાનો દિવસ, અને અંતર્મુખ થઇ જીવનમા ડોકિયું મારી તેમાથી મેલ ફેકી દેવાનો અને તેની શુદ્ધિ સાચવવાના નિર્ધારનો દિવસ. સાવત્સરિક પર્વને કેંદ્રભૂત માની તેની સાથે તેની પહેલાના બીજા સાત દિવસો ગોઠવવામા આવ્યા છે અને એ આઠે દિવસ (અષ્ટાન્હિક) આજે 'પજુસણ' કહેવાય છે શ્વેતામ્બરના

---

૫૬૬ જુઓ બ્રાહ્મણ ધર્મનો યતિધર્મસગ્રહ નામનો ગ્રથ (પૃ ૯૬–૯૯)માં સ્થિરવાસ સબધે જુદી જુદી સ્મૃતિઓના કથન–પ બહેચરદાસનું 'પર્યુષણા કલ્પ' સબધી વ્યાખ્યાન–સુઘોષાનો ખાસ અંક સં. ૧૯૮૪ની દીવાળી બૌદ્ધ માટે જુઓ વિનયપિટક નામના મહાવગ્ગ ૧૦, ૧૩૭–૧૯૪, આર્યોના તહેવારનો ઇતિહાસ પૃ ૨૦૪ અને પૃ ૨૩૬.

૫૬૭ જુઓ પ બહેચરદાસનો 'પર્યુષણા કલ્પ' નામનુ વ્યાખ્યાન–'સુઘોષા'નો ખાસ અક ૧૯૮૪ની દીવાળી.

મૂર્તિપૂજક ને અમૂર્તિપૂજક બંને ફિરકામા એ પ્રમાણે માન્ય છે, જ્યારે દિગબર સંપ્રદાયમા આઠને બદલે દશ દિવસો મનાય છે અને તેથી તેને 'દશલક્ષણી પર્વ' કહેવામા આવે છે, અને તેનો સમય શ્વેતાબરના પજુસણ પૂરા થયા કે બીજા દિવસથીજ શરૂ થાય છે. આ પજુસણ પર્વોમા એક ધાર્મિક વાતાવરણ ઉત્પન્ન થતા તેમા નીચેની બાબતો સર્વત્ર જોવામા આવે છે. (૧) ધમાલ ઓછી કરીને બને તેટલી નિવૃત્તિ અને ફુરસદ મેળવવાનો પ્રયત્ન, (૨) ખાનપાન અને બીજા કેટલાક ભોગો ઉપર ઓછો વધતો અંકુશ-ઉપવાસાદિ તપ, (૩) શાસ્ત્રશ્રવણ અને આત્મચિંતનનું વલણ, (૪) તપસ્વી અને ત્યાગીઓની તેમજ સાધર્મિકોની યોગ્ય પ્રતિપત્તિ-ભક્તિ, (૫) જીવોને અભયદાન આપવાનો પ્રયત્ન, (૬) વેરઝેર વિસારી સહુ સાથે સાચી મૈત્રી સાધવાની ભાવના. સાંવત્સરિક પર્વમા સૌ સાથે ગત વર્ષમા જે કંઈ દોષાદિ એક બીજા પ્રત્યે થયા હોય તેના માટે 'મિચ્છામિદુકકડ' ('મિથ્યામે દુષ્કૃત'-મારૂ તે દુષ્કૃત મિથ્યા થાઓ) એમ કહી 'ખમાવે છે'-અને 'ખમે' છે એટલે ક્ષમાપના માગે છે અને આપે છે. આથી અનેકના ઝેરવેર શમી જઇ પુન મૈત્રીભાવ પ્રકટે છે.

૧૧૧૯ **તીર્થો**—શ્વેતાંબર જૈનો બંગાલમા **સમેતશિખર** નામના ગિરિસ્થાનને પોતાના ૨૦ તીર્થંકરોની નિર્વાણભૂમિ તરીકે દિગંબરોની પેઠે તીર્થ સ્વીકારે છે, તે ઉપરાત મેવાડમા ઉદયપુર પાસે ધુલેવ-કેસરીયાજી છે, વળી સૌરાષ્ટ્રમાના પાલીતાણાના **શત્રુંજયગિરિ**, અને જૂનાગઢના **ગિરિનાર** પર્વત, ગૂજરાતમા **આબૂગિરિ**, **તારંગાગિરિ**, **શંખેશ્વર**, દક્ષિણમા **અંતરીક્ષજી**, **મક્ષીજી** વગેરેને મુખ્ય તીર્થો માને છે ને તેમા પણ **શત્રુંજયને** પરમ ઉચ્ચ સ્થાન આપ્યુ છે વળી **ગિરિનાર** તે **નેમિનાથ** તીર્થંકરની દીક્ષા-જ્ઞાન-નિર્વાણભૂમિ હોવાથી તેનું માહાત્મ્ય પણ પ્રાચીનકાળથી છે. **આબૂપર** વિમલમંત્રીએ ૧૦૮૮મા અને **વસ્તુપાલ** અને **તેજપાલે** સં. ૧૨૮૮મા સુંદર કારી-ગરીના નમુનારૂપ મહાપ્રસાદો બંધાવ્યા ત્યારથી, **તારંગાપર** કુમાર-

પાલ રાજાએ ભવ્યમંદિર બંધાવ્યુ ત્યારથી તે બને તીર્થો તરીકે સ્વીકારાયા છે. આ સિવાય બીજાં તીર્થો સેકડોની સંખ્યામા છે.

૧૧૨૦ ‘ જયા ધાર્મિક આત્માઓનો કઈ પણ સબંધ રહ્યો હોય, અગર જ્યા કુદરતી સુંદરતા હોય અથવા એ બેમાથી એકે ન છતા જ્યા કોઇ ધનવાને પુષ્કળ નાણુ ખરચી ઇમારતની, સ્થાપત્યની, મૂર્ત્તિની કે એવી કાઇ વિશેષતા આણી હોય ત્યા ઘણે ભાગે તીર્થ ઉભા થઈ જાય છે ગામ અને શહેરો ઉપરાત સમુદ્રતટ–નદીકાંઠો–બીજા જળાશયો અને નાના મોટા પર્વતો કે જ્યા એકાત અને કુદરતી સુંદરતા વિશેષ પ્રાપ્ત થાય છે તેજ મોટે ભાગે તીર્થ તરીકે પ્રસિદ્ધ છે.

૧૧૨૧ તીર્થોનુ બધુ તેજ અને મહત્ત્વ મૂર્ત્તિપૂજા ઉપર અવલંબિત છે, મૂર્તિની માન્યતા અને પૂજા આ દેશમા બહુજ જૂની છે. દેવોની અને પ્રાણીઓની પૂજા પછી, મનુષ્યપૂજાએ ક્યારે સ્થાન લીધુ એ ચોક્કસપણે કહેવું કઠણ છે, છતા ભગવાન મહાવીર અને બુદ્ધના તપસ્વીજીવન સાથેજ મનુષ્યપૂજા વિશેષ પ્રતિષ્ઠા પામી અને એ બે મહાન પુરૂષોના સંઘોના પ્રચારકાર્યના વિકાસની સાથે સાથેજ મનુષ્યપૂજા અને મૂર્ત્તિપ્રચાર વિકાસ પામતા ગયા. મૂર્ત્તિપ્રચારની સાથેજ મૂર્ત્તિનિર્માણકળા અને સ્થાપત્યકળા સંકળાયલા છે. આપણા દેશના સ્થાપત્યમા જે વિશેપતાઓ છે, અને જે મોહકતાઓ છે તે તીર્થસ્થાનો અને મૂર્ત્તિપૂજાનેજ મુખ્યપણે આભારી છે. ભોગસ્થાનોમા સ્થાપત્ય આવ્યુ છે ખરૂ, તેનુ મૂળ ધર્મસ્થાનો અને તીર્થસ્થાનોમા જ છે.

૧૧૨૨ મૂર્ત્તિ—શ્વેતામ્બર આગમોમા મૂર્ત્તિનો, તેની પૂજાનો ઉલ્લેખ સ્પષ્ટ છે. મૂર્ત્તિનું વિધાન ચન્દ્રકાન્ત, સૂર્યકાન્ત, આરસપહાણ આદિ પાષાણ, પરવાળા નીલમ આદિ મણિરત્ન, સુવર્ણ રૂપુ પીતળ આદિ ધાતુ, ચન્દનાદિ કાષ્ઠ, વેળુ આદિ માટીના દ્રવ્યથી થઇ શકે છે. તેવી

રીતે નિર્માણ કરેલી પ્રતિમાનું પ્રતિષ્ઠાપન થાય છે. તેમા પ્રાણપ્રતિષ્ઠા વિધિ અનુસાર કરવામા આવે છે; તેનું ગંધ, માળા, ધૂપ દીપાદિથી અર્ચન થાય છે, તેને વસ્ત્ર અલકારો આદિથી શ્વેતામ્બરો ભુષિત કરે છે. આ પ્રતિમા રાખવા માટે શુદ્ધ ભૂમિ પર કાષ્ટ પાષાણ આદિના ભવનો-મંદિરો કરવામા આવે છે. તેમા પ્રતિમાની પ્રતિષ્ઠા થાય છે. તેની પૂજા આદિ માટે પૂજારી રખાય છે ને ત્યા શ્રાવક શ્રાવિકાઓ આવી નિત્યકર્મ તરીકે જિનપૂજા જુદા જુદા પ્રકારે કરે છે. પ્રતિમાપૂજન સારી રીતે થયા કરે તે માટે તેના માટે દ્રવ્યની યોજના તે તે ગામનો સંઘ કરી લે છે. કેટલાક તેના માટે અનેક જાતના દાન કરે છે, દરેકમા રહેતા 'ભંડાર'મા સઘજનો કંઇને કંઇ નાખ્યા કરે છે.

૧૧૨૩ જ્યા જુઓ ત્યા દેવાલયો જૈનોના દેખાય છે એજ એક વખતના જૈન સમાજના વિસ્તારનો પુરાવો છે તેની એક ખાસ સંસ્થા છે કે જેની પાછળ પુષ્કળ દ્રવ્ય વપરાય છે દેવપૂજાની સામગ્રી, પૂજારીઓ, વગેરે પાછળ થતા ખર્ચ અને તે નીભવવા માટેની જૈન સઘે-શ્રાવક સમુદાયે કરેલી વ્યવસ્થામા ઉતરતા જણાશે કે એ સંસ્થાની પાછળ કેટલીક જગોએ જમીનદારી છે. બીજી પણ સ્થાવર જગમ મિલ્કત છે, અને રોકડ નાણુ, સોનુ ચાદી તેમજ ઝવેરાત પણ છે ઘર-મદિરો અને તદ્દન ખાનગી માલિકીના મંદિરોને બાજુએ મૂકીએ તો પણ જેના ઉપર નાના મોટા સંઘની માલિકી હોય, દેખરેખ હોય એવા સઘમાલિકીના મંદિરોના નાના મોટા ભડારો હોય છે. એનું દ્રવ્ય 'દેવદ્રવ્ય' કહેવાય છે કે જે જૈનને માટે પોતાને માટે વાપરવુ એ મહાન્ પાપ ગણેલુ છે. આથી આ દેવદ્રવ્ય એકઠુ કરવામા, તેની સારસભાળ લેવામા અને તે ભરખાઇ ન જાય તે માટે ચાપતા ઇલાજોમા જૈન સંઘે ખૂબ ચાતુરી અને ઇમાનદારી રાખી છે. હિંદુસ્થાનમાના બીજા કોઇપણ સંપ્રદાયના દેવદ્રવ્યમા જૈન સંપ્રદાયના દેવદ્રવ્ય જેટલી

ચોખવટ તમે ભાગ્યેજ જોશો. છતા એકહથુ રહેતી વ્યવસ્થાના કરનાર પોતાની નરમ સ્થિતિ થતા તેમા પોતાની નજર નાખી વાપરી નાખવાના–ખાઇ જવાના દાખલા બનતા જણાય છે. કેટલેક સ્થળે અવ્યવસ્થા અને ગરબડ, ધાલમેલ પણ જોવામા આવે છે, તો તેવુ ન બનતા તેનો ચોખ્ખો અને ઉપયોગી વહીવટ થાય એમ સમાજ માગે છે.

૧૧૨૪ આખા હિંદમા જૈનતીર્થ તો એવુ એકે નથી કે જ્યા વિદ્યાધામ હોય, વિદ્વાનોની પરિષદ્ હોય, વિચારકોની ગોષ્ઠી હોય અને એમની ગભીર પ્રાણપૂરક વિદ્યાના આકર્ષણથીજ ભક્તો અને વિદ્યારસિકો આકર્ષાઈ આવતા હોય. વધારેની આશા તો બાજુએ રહી પણ કોઇ એક તીર્થમા એક પણ એવુ જૈન વિદ્યાલય નથી, જૈન વિદ્યાપીઠ નથી કે એકાદ પણ એવો સમર્થ વિદ્યાજીવી વિદ્વાન્ નથી કે જેને લીધે ત્યા યાત્રીઓ અને જિજ્ઞાસુઓ આકર્ષાઇ આવતા હોય, અને પોતાના વિવિધ પ્રશ્નોનુ નિરાકરણ કરતા હોય. તીર્થોની પ્રાકૃતિક જડતા અને નૈસર્ગિક રમણીયતામા કાતો તપ અને કાતો વિદ્યા અને કાતો બન્ને ચેતના પૂરે છે જ્યારે આજના આપણા તીર્થોમા તપ અને વિદ્યાને નામે કાઈપણ આકર્ષે તેવુ નથી. ગામ અને શહેરના દેરાસરોમા પહેલા ક્યાક ક્યાક ધાર્મિકશાળાઓ રહેતી તે પણ જોવામા નથી આવતી. દરેક તીર્થમા મોટા મોટા દેરાસરોના ભંડારમા જ્ઞાનનિમિત્તેનુ દ્રવ્ય હોય છે તેનો ઉપયોગ પણ થતો નથી ને તે એકઠુ થયા કરે છે. એવા મોટા ભડારોના વાર્ષિક કે ત્રિવાર્ષિક કાર્યવૃત્તાત–અહેવાલ પણ બહાર પડતા નથી. આ દુ ખદ સ્થિતિ છે.

૧૧૨૫ **યાત્રા–સઘો**—નજીકના કે દૂરના તીર્થોની યાત્રાએ નાના મોટા–હજારો અને લાખો માણસોના સઘો પગે ચાલી જતા. તે લઇ જનાર 'સઘપતિ' સઘની વ્યવસ્થા કરતો, સઘના સ્ત્રી પુરુષો છ 'રી' પાળતા (એટલે એકાહારી, દર્શનધારી, ભૂશયનકારી,

અચિત્તપરિહારી, પાદચારી અને બ્રહ્મચારી—એ છ અર્થ'રી'વાળા રહેતા) રસ્તામા લૂટારૂના ભયને લીધે ચોકીવાનો લેવામા આવતા, વાટમા આવતા ગામોના સંઘ આ યાત્રાસંઘની મહેમાનગીરી કરતા અને તે તે ગામમા 'સંઘપતિ' અનેક દાન-પુણ્ય કરતો, સાથે પૂજાનિમિત્તે લાકડા કે ધાતુ કે હાથીદાત વગેરેના દેરાસરો ધાતુ આદિની પ્રતિમા સહિત લઇ જવામા આવતા,—વગેરે યાત્રાના સંઘોનો ઇતિહાસ જૂનો છે.[૫૬૮]

૧૧૨૬ ત્યાગ, શાતિ અને વિવેક કેળવવાની પ્રેરણામાથીજ આપણા તીર્થોની ઉત્પત્તિ છે. ત્યા જવાનો તથા તેના પાછળ શક્તિ, સંપત્તિ અને સમય ખર્ચવાનો આપણો ઉદ્દેશ, પણ એજ છે. તેમ છતા તીર્થોસંબંધી ઝઘડા શ્વેતામ્બર તથા દિગમ્બર એ બંને ફિરકાઓ વચ્ચે ચાલે એ જૈન ધર્મ અને સાહિત્યને ન સમજવા જેવું છે. આની મીમાસામાં ઉતરતા જણાય છે કે દિગંબરોનુ આધિપત્ય જે જે સ્થળે (મુખ્યત્વે દક્ષિણમા) હતુ અથવા હજી છે ત્યા એકે સ્થળે શ્વેતામ્બરો મઝિયારો કરવા ગયા નથી; જ્યારે દુ:ખની વાત એ છે કે દિગમ્બરો એટલી તટસ્થતા સાચવી શકતા નથી; બ્રિટિશ કોર્ટોમા પોતાના હક્કો તીર્થોમા છે તે જણાવી તેના ઝઘડા ચાલે છે તેમા બનેના પુષ્કળ દ્રવ્ય, સમય અને શક્તિની બરબાદી થાય છે, અને એનો પૂરો ફાયદો આજના રાજતંત્રને મળે છે.

૧૧૨૭ શકો અને હૂણોના પછી મુસલમાનો આવ્યા તેમણે જૈનમૂર્ત્તિ અને મંદિરોપર આક્રમણ કરી તેમનો ભંગ કર્યો. તેમાથી બચવા આપણે ફરમાનો પણ મેળવ્યા અને કયાક કયાક પરાક્રમો પણ કર્યા. આ બધા આક્રમણો થયા પછી થતા નુકશાનને પુન: તે સર્વને જલદી સમરાવી લઈ બને તેટલુ દૂર કરી શકતા અને ફરી એવા આઘાતોથી બચવા કળ અને બળ વાપરતા જ્યારે આ

૫૬૮ જુઓ વિશેષ માટે 'તીર્થયાત્રાકે લિયે નિકલનેવાલે સંઘોકા વર્ણન' એ નામનો શ્રી જિનવિજયનો લેખ જૈ સા. સ ૧, ૨ પૃ ૯૬-૧૦૭.

રાજતંત્રમા ધાર્મિક સ્વતંત્રતા દેખાતી ગમે તેટલી હોય છતા એવી સ્થિતિ ઉપસ્થિત થાય છે કે તે રાજતત્ર પોતે પોતાના તરફથી અગાઉના યવન રાજકર્ત્તાઓ જેવું આક્રમણ ન કરે છતા તમે પોતેજ આપસઆપસમા ઝઘડા કરી પોતાના તીર્થના ભંજક બનો અને તે ઝઘડાનો નીકાલ ઠેઠ પ્રિવિ કાઉસિલ સુધી દોડી કરાવો ને ખુવાર થાઓ. આમ કરવું એમા મૂર્ખતા છે, ધર્મનો દ્રોહ છે અને અધર્મનું પાલન છે. તીર્થરક્ષા નિમિત્તે આપણે તીર્થનો અને તેના ઉદ્દેશનો ધ્વંસ વધારે કર્યો છે ને કરતા જઈએ છીએ તો પરિણામે આપણા તીર્થો જોખમમા છે અને તેમા ભક્તિ અને આર્થિક ઉદારતા કે જેના પર તીર્થસંસ્થા નભે છે તેનો નાશ થશે. એ રીતે જૈનતીર્થનો આત્મા અહિંસા અને શાતિ છે તે ઉડી જતા પછી રહેલુ ખાલી કલેવર પ્રાયઃ નકામુ થશે.

૧૧૨૮ વિશેષમા તીર્થસંસ્થાદ્વારા ઉપયોગી કાર્ય જરૂર કરી શકીએ. સમાજને વિદ્યા, હુન્નર, ઉદ્યોગ અને બીજાં તેવા જ્ઞાનોની જરૂર અનિવાર્ય છે. કોઈ પણ જમાનામા જૈન તીર્થે નાલંદાના કે વિક્રમશિલાના વિદ્યાલયની સુગંધ નથી અનુભવી. અત્યારે તો બીજે કોઈ પણ સ્થળે નભી શકે તે કરતા વધારે સહેલાઈથી કેટલાક તીર્થસ્થાનોમા વિદ્યાલયો સારી રીતે નભી શકે. આજનો દેશધર્મ એ શીખવે છે કે મૂર્ત્તિ અને મદિરો માટે માલેકીના હકકના કલેશ ન કરતા તે સાર્વજનિક સંસ્થાને સાર્વજનિક તરીકે સાચવો અને તે પ્રત્યે ભક્તિ અને ઉદારતા છે તો તે દ્વારા વિદ્યા અને કળાથી સમૃદ્ધ બનો

૧૧૨૯ શ્રાવકસંસ્થા—સસારી જૈનો 'શ્રાવકો' કહેવાય છે. તેનો અર્થ શ્રુ એટલે સાભળવું–એ ધાતુપરથી (ત્યાગીઓનો ઉપદેશ) સાભળનાર થાય છે. જૈનો પ્રાચીનકાળથી પ્રસિદ્ધ વેપારીઓ હતાજ. સમુદ્રપ્રયાણ વહાણો વાટે કરી સુમાત્રા જાવા બલિ આદિ દ્વિપોમા જઈ ત્યાથી અનેક વસ્તુઓ લઈ આવતા અને સંપત્તિમા વધારો

કરતા. તેમા અનેક મોટા મોટા શેઠીઆઓ હોઈ શરાફનું કામકાજ કરતા અને જુદે જુદે સ્થલે પેઢીઓ રાખતા. હજુ પણ દલાલી, શરાફી, ગાંધી, મોદી, ઝવેરી, મિલમાલેક આદિના અનેક ધંધા તેઓ કરે છે. લૉર્ડ કર્ઝન કહી ગયો હતો કે 'હિંદનું અર્ધું નાણું જૈનોના હાથમાથી પસાર થાય છે' એ વસ્તુસ્થિતિ હાલ રહી નથી, છતા સાહસ અને દીર્ઘદૃષ્ટિથી વેપાર ખેડનારા જૈનો જેમ દરેક યુગમા હતા તેમ અલ્પ સંખ્યામા પણ રજુ છે.

૧૧૩૦ તેમણે જ્ઞાનનો પ્રચાર કરવા માટે પૂર્વે હજારો અને લાખો રૂપિયા ખર્ચી હસ્તલિખિત પ્રતો કરાવી સાધુ-મુનિરાજોને વહોરાવી છે, અભ્યાસીઓને તથા મુમુક્ષુઓને દાનમા આપી છે અને લોકોપયોગી ગ્રંથભંડારોમા સ્થાપી છે. આજે પણ અનેક ધર્મગ્રંથો વિનામૂલ્યે પ્રસિદ્ધ થઇને પ્રચારમા મૂકાઈ રહ્યા છે અને કેટલાક સ્વલ્પ મૂલ્યથી વેચાઈ રહ્યા છે. એ જ્ઞાનપ્રચાર ઉદારદૃષ્ટિથી ખર્ચ કરનાર ધનવાન જૈનોની જ્ઞાનપ્રીતિનું ફળ છે. તેમણે સાધુસંસ્થાને પોષી તેમની પાસેથી ધર્મોપદેશનો લાભ લીધો છે, અને તીર્થસંસ્થાને પણ કળાથી શણગારી તેનુ સંરક્ષણ અને ઉદ્ધરણ કરેલ છે. પૂર્વના જૈનોનું અનુકરણ કરીને મોટા મોટા શેઠીઆ અને શરાફોએ મોટા મોટા દાન આપીને પોતાના ઇષ્ટદેવ તીર્થંકરો પ્રત્યે શ્રદ્ધાભાવ પ્રદર્શિત કરવામાં અને દયાધર્મ કરીને સત્કર્મ સંચી લેવામા કશી પાની કરી નથી. શેઠ હઠીસિંહે સં. ૧૯૦૧-૩ મા અમદાવાદમા જે સુદર દેવાલય શ્વેતમર્મરનું બંધાવ્યુ તે સુપ્રસિદ્ધ છે તેમજ બીજા અતિ મૂલ્યવાન્ મકાનો અને દેવાલયો છેલ્લા સૈકામા બંધાયા છે તે એ સંઘની ધન-શાલિતા અને દાનવૃત્તિનુ પ્રમાણ છે. પરંતુ આ સાથે જણાવવાનું કે જૈનોએ પ્રાચીન સાહિત્ય અને તીર્થોનો વારસો સંભાળ્યો છે-જાળવી રાખ્યો છે, તેથી તે પ્રત્યેની સર્વ ફરજમાથી તેઓથી મુક્ત થવાતુ નથી; પરંતુ તે વારસાનો ઉપયોગ જૈનોએ એવી રીતે કરવો જોઇએ કે જેથી એ વારસો જીવંત રહે અને અનેક મનુષ્યોના આકર્ષણ તથા ઉદ્ધારનું સાધન બને. આ માટેની સૂચનાઓ હવે પછી કરવામા આવી છે.

૧૧૩૧ અહિંસાના પાલન અને પ્રચારના એક સચોટ પુરાવા તરીકે મુખ્યત્વે શ્રાવકો તરફથી ચાલતી પાજરાપોળની સસ્થા ચાલી આવી છે. ક્યારથી તે ઉદ્દ્ભવી તે કહી શકાતુ નથી, છતા ગૂજરાતમા એનો પ્રચાર અને એની પ્રતિષ્ઠા જોતા તેને વ્યાપક કરવામા કદાચ કુમારપાલ અને તેના ધર્મગુરૂ આચાર્ય હેમચંદ્રનો મુખ્ય હાથ હોય એમ માનવાનુ મન થઈ જાય છે. આખાયે કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતનુ તેમજ રજપૂતાનાના અમુક ભાગનુ કોઇ એવું જાણીતુ શહેર કે સારી આબાદીવાળો કસ્બો નહિ મળે કે જ્યા પાજરાપોળ ન હોય. વિદેશી મુસાફરોએ આના વર્ણન આપ્યા છે આ બધી પાજરાપોળ મુખ્યપણે પશુઓને અને અશત પખીઓને પણ બચાવવાનુ અને તેની સારસભાળ રાખવાનુ કામ કરે છે. તેની પાછળ દરવર્ષે જૈનો લગભગ પચાસ લાખ રૂા. ખર્ચતા હશે, ને તેથી લાખેક જીવોની સંભાળ થતી હશે. દેશમા કેટલેક સ્થળે ગોશાળાઓ પણ છે આ પાજરાપોળ ને ગોશાળાની સસ્થા—એ બધી પશુરક્ષણની પ્રવૃત્તિ અહિંસાપ્રચારક સંઘના પુરૂષાર્થનેજ આભારી છે એમ કોઈપણ વિચારક કહ્યા વિના ભાગ્યેજ રહી શકે. આ ઉપરાત કીડીઆરાની પ્રથા, જળચરોને લોટની ગોળીઓ ખવડાવવાની પ્રથા, શિકારો અને દેવીના ભોગો બધ કરાવવાની પ્રથા—એ બધુ અહિંસાની ભાવનાનુ જ પરિણામ છે.

૧૧૩૨ મનુષ્યો પ્રત્યેની દયાપર નજર કરતા ઇતિહાસ જણાવે છે કે પ્રચડ અને વ્યાપક લાબા દુકાળોમા જગડુશા જેવા અનેક સખી ગૃહસ્થોએ પોતાના અન્નભંડારો અને ખજાનાઓ ખુલ્લા મૂક્યા છે. છેલ્લા સો વર્ષના ગાળામા પણ દુકાળ તેમજ જળની રેલ, અગ્નિ આદિ અનેક કુદરતી આફતો વખતે અન્નકષ્ટથી પીડાતા માનવો માટે અહિંસાપોષક સંઘ તરફથી પુષ્કળ પૈસા આપવામા આવ્યા છે, અન્ન વહેચવામા આવ્યુ છે, ઓસડ કપડા માટે પણ ઘણુ કરવામા આવ્યુ છે. આપણા દેશમા અર્ધો કરોડ જેટલા બાવા

ફકીર સાધુઓ પોષાય છે તે આ આતિથ્ય-મનુષ્ય પ્રત્યેની પ્રીતિનુ પરિણામ છે-હાડમજ્જામા રહેલી દાનધર્મની ભાવનાનુ પરિણામ છે. આ દાનધર્મની રીતિ હવે ઘણો ફેરફાર માગે છે. તેને વ્યવસ્થિત, સંગઠિત કરીને તેનો લાભ વધુ ઉપયોગી રીતે-વધુમા વધુ માનવસંખ્યા લઇ શકે અને તેમ થતા ભવિષ્યમા તેવા લાભ લેનારની સંખ્યા ઓછીજ થતી જાય એમ કરવાની જરૂર છે. અહિંસા અને અમારિના તત્ત્વો હાલના સમયમા કેવી રીતે સાચા પાળી શકાય તે સબંધમા પં. સુખલાલજીએ 'અહિંસા અને અમારિ' પર કરેલ વ્યાખ્યાન પર ધ્યાન ખેંચી અત્ર વિશેષ કહેતા વિરમવું પડે છે.

૧૧૩૩ તેમની ધાર્મિક ક્રિયા વિષે ટુંકમા કહેતા મુખ્યપણે દરેક **નવકાર** (નમસ્કાર) એટલે પાચ જાતના મહા ઉત્તમોને નમસ્કાર કરવારૂપ-પંચ પરમેષ્ટી મંત્રનુ સ્મરણ કરે છે. મૂર્તિપૂજકો જિન-પ્રતિમાને વંદન, તેમનું પૂજન અર્ચનાદિ 'ચૈત્યવંદન-સ્તવનાદિ'થી તેમજ વિશિષ્ટ પૂજા (પૂજાનિમિત્તનાજ કાવ્યો)થી કરે છે, આત્મ-ધ્યાન અને સ્વાધ્યાય માટે સમતાના પોષક એવી 'સામાયિક' અને કરેલા પાપો કે દોષોના પ્રાયશ્ચિત્ત રૂપે 'પ્રતિક્રમણ' (કે જે દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક એમ પાચ પ્રકારનુ છે) નામની ક્રિયા તેના ખાસ આવશ્યક સૂત્રો બોલી કરે છે, પૌષધ વ્રત કરે છે એટલે-પર્વચતુષ્ટય અર્થાત્ આઠમ, ચૌદશ, પૂર્ણિમા અને અમાવાસ્યાને દિને આહાર, શરીરસત્કાર એટલે સ્નાનાદિ, અબ્રહ્મ અને સાવદ્ય કર્મનો ત્યાગ કરી ધર્મની પુષ્ટિ અર્થે પૌષધશાલામા ૩૦ મુહૂર્ત્તના એક અહોરાત્ર સુધી રહેવા રૂપ પૌષધવ્રતમા રહે છે, તે દરેક માસમા બે બીજ, પાચમ, ચૌદશ,-એમ ૭ દિવસોએ લીલોતરી કે એવો આહાર નથી લેતા.હમેશ સૂર્યાસ્ત પહેલા ભોજનાદિથી પરવારી 'ચોવિહાર' કરે છે-ચતુર્વિધ આહાર (અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય) ના ત્યાગરૂપી બાધા લે છે. ચોમાસામા પર્યુષણના આઠ કે દશ દિવસો માત્ર ધર્મ-ક્રિયામા-ઉપવાસમા-ઉપદેશશ્રવણમા ગાળે છે ને છેલ્લા દિને ગતવર્ષમા

બીજા સાથે જે કંઈ મન વચન કાયાથી જાણ્યે અજાણ્યે પોતાના દોષ થયા હોય તેને માટે તેને 'ખમાવવા'–માફી માગવા જાય છે અને પોતે પણ 'ખમે છે'–માફી આપે છે–ત્યારે 'મિચ્છામિ દુક્કડં' (મિથ્યા મે દુષ્કૃતં) કહીને ક્ષમા માગે છે ને આપે છે. આને 'ખમત-ખામણા' (ક્ષમા–ક્ષમાપના) કહે છે. તે મળીને કે પત્રદ્વારા અપાય છે. તે ઉપરાત ઘણી બાબતોના 'પચ્ચખાણ' (પ્રત્યાખ્યાન)–અમુક ન કરવાની બાધા–પ્રતિજ્ઞાના વ્રત લે છે. કેટલાક જે બાર અણુવ્રત શ્રાવકના કહ્યા છે તે દરેક વ્રતની સીમા નક્કી કરી વ્રતધારી બને છે. પૂર્ણ બ્રહ્મચર્યરૂપ 'ચોથુ વ્રત' લેનાર દંપતિઓ પણ નિકળી આવે છે. કેટલાક અમુક 'નિયમ' ધારે છે, કેટલાક સપ્તવ્યસનના ત્યાગના વ્રત આદરે છે. આ સર્વ ક્રિયાઓમા ઉતરતા ત્યાગ, સયમ, દેહદમન, વૈરાગ્ય આદિ નિવૃત્તિપ્રધાન ભાવનાજ તરી આવે છે. આવી ક્રિયાઓ ભાવપૂર્વક પાળનારાઓ જૈનોમા છે, તેના કરતા પરંપરાથી શ્રદ્ધાબળે આચરનાર વિશેષ છે. તો પણ સામાન્ય રીતે જણાશે કે જૈનોમા ગુન્હાઓનુ પ્રમાણ બીજી કોમો કરતા ઘણુ ઓછું આવે છે તેનુ કારણ જૈનધર્મના સિદ્ધાતો અને આચારોની શુભ અસર છે.

૧૧૩૪ પૂર્વના જૈનોએ પોતાના પ્રતાપની ઘણી અસર કરી છે છતા સઘનું સંખ્યાબળ ધીરે ધીરે ઘટતુ જાય છે. વસ્તીપત્રકમાં ભારતમા બધા સંપ્રદાયના જૈનોની સંખ્યા ઈ. સ. ૧૮૯૧ (સં. ૧૯૪૭) મા ૧૪૧૬૬૩૮, ૧૯૦૧ (સ. ૧૯૫૭) મા ૧૩૩૪૧૪૮, ૧૯૧૧ (સં. ૧૯૬૭) મા ૧૨૪૮૧૮૨ અને ૧૯૨૧ (સં. ૧૯૭૭) મા ૧૧૭૮૫૯૬ છે. પહેલવહેલી ભારતીય મનુષ્યગણના સન ૧૮૭૨મા થઈ, તે વખતના જૈનોની સખ્યાના આકડા મળતા નથી, તેમજ છેલ્લી ચાલુ વર્ષ સન ૧૯૩૧ મા ગણના થઈ પણ તેના વિગતવાર આકડા હજુ બહાર પડ્યા નથી તેથી તે અત્ર મૂકી નથી શકાયા.

૧૧૩૫ પશ્ચિમ ભારતમા શ્વેતામ્બર જૈનધર્મના અનુયાયીઓમા મુખ્યત્વે વણિક જ્ઞાતિના છે, અને તેની સાથે ભોજક બ્રાહ્મણ,

ભાવસાર, ભણશાલી, પાટીદાર આદિની જ્ઞાતિના પણ જૈનધર્મ પાળતા જોવામા આવે છે. વણિક જ્ઞાતિમા મુખ્યત્વે ઓશવાળ, પોરવાડ, અને શ્રીમાળી વણિક જ્ઞાતિ છે અને તેમા દશા અને વીસા એવા ભેદ છે.

૧૧૩૬ પૂર્વે એટલે સં. ૧૬૦૦ પહેલા જૈનધર્મના અનુયાયી તે શ્રાવક, અને બીજા મહેશ્વર–મહાદેવ–શિવને માનનાર મહેશ્વરી (હાલ જેને મેસરી'–'મેશ્રી' કહેવામા આવે છે) કહેવાતા. કોઈ કોઈ રામાનુજી કે ભાગવતધર્મ પ્રમાણે વિષ્ણુના ઉપાસક હતા; પણ પછીથી જ્યારે વિક્રમ સત્તરમી સદીમા વલ્લભાચાર્યનો ધર્મ વિષ્ણુની ઉપાસના તરીકેનો ગૂજરાતમા ફેલાયો ત્યારે શ્રાવક ને મહેશ્વરીમાથી તે વિષ્ણુધર્મને માનનારા થયા તે વૈષ્ણવ કહેવાયા. જે વાણિયા જ્ઞાતિઓ અત્યારે કેવળ વૈષ્ણવ ધર્મ માનનારી થઈ ગઈ છે, તે જ્ઞાતિઓ પણ પહેલા જૈનધર્મ માનતી હતી એમ બતાવનારા કેટલાક લેખ મળે છે. દાખલા તરીકે નાગર, કપોળ, મોઢ, ગૂર્જર, વાયડા, ખડાયતા, પલ્લીવાલ, ડીસાવાલ વગેરે આ લેખો પરથી એમ ન કહી શકાય કે એ જ્ઞાતિના સર્વ લોકો તે કાલે જૈનધર્મી હતા. શ્રીમાળી પોરવાડ અને ઓશવાળ જ્ઞાતિના જૈનોના ભરાવેલા બિંબો અને પાષાણની પ્રતિમાઓ જેટલા પ્રમાણમા મળે છે તેટલા પ્રમાણમા નાગર, કપોળ કે બીજી અત્યારે વૈષ્ણવ ધર્મ પાળતી જ્ઞાતિઓની ભરાવેલી પ્રતિમા મળતી નથી, એથી એમ સમજાય છે કે નાગર, કપોળ વગેરે જ્ઞાતિના બધા લોકો પહેલા જૈન ધર્મ પાળતા નહિ હોય, પણ જૈન ધર્મ પાળવામા તે તે જ્ઞાતિઓ કંઇ પ્રતિબંધ માનતી હોવી ન જોઈએ અને તેમનામાના કેટલાક લોકો વૈષ્ણવ ધર્મના (રામાનુજી વૈષ્ણવ અથવા સામાન્ય ભાગવત ધર્મના–વલ્લભાચાર્યનો વૈષ્ણવ માર્ગ તે કાલે ચાલતો થયો નહોતો. સં. ૧૬૦૦ પછી ઘણે વર્ષે વલ્લભી સંપ્રદાય ગુજરાતમા દાખલ થયો) તેમજ કેટલાક લોકો શૈવી અને કેટલાક જૈન એ પ્રમાણે હોવા જોઈએ. જૈન નહિ તે બધા 'માહેશ્વરી' એ નામે ઓળખાતા. માહેશ્વરીઓ અને જૈનો વચ્ચે ખાવા પીવાના વહે-

વારમા કોઈપણ પ્રકારનો પ્રતિબંધ હોવો ન જોઇએ ' (સ્વ. મણિલાલ બકોરભાઈ વ્યાસ-' જૈન પ્રતિમાઓ ઉપરના લેખ '-જૈ. કૉ. હેરૅલ્ડનો જૈન ઇતિહાસ સાહિત્ય અંક વીરાત્ ૨૪૪૧) જ્ઞાતિ જાતિના ભેદભાવ જૈનધર્મના સિદ્ધાતવિરૂદ્ધ હોવા છતા જૈનોમા બ્રાહ્મણ ધર્મની અસરથી-સ્વરક્ષણાર્થે થયા લાગે છે. એનો તથા આ સર્વ જ્ઞાતિઓનો લાંબો ઇતિહાસ છે કે જેના પર ઉક્ત સ્વ. મણિલાલનો વ્યાસનો ' શ્રીમાળી (વાણીઆ)ઓના જ્ઞાતિભેદ ' એ નામનો ગ્રંથ ઘણો પ્રકાશ પાડે છે.

૧૧૩૭. જૈનોની સંખ્યા ઘટતી જાય છે તેના કારણો ઘણા છે, ટૂંકમાં એ ગણાવી શકાય કે —

(૧) પુષ્કળ રજપૂતોને અને બીજી જાતિવાળાને જૈનાચાર્યોએ પૂર્વે પોતાના ચમત્કારોથી, ઉપદેશથી અને સમાગમથી જૈન બનાવ્યા, પણ પછીથી તેવા પ્રકારની શક્તિ અને સ્થિતિ ઘણાકાળથી જોવામા આવી નથી (૨) કુમારિલ અને શંકરાચાર્યે બ્રાહ્મણ ધર્મનુ પુનઃ સંસ્થાપન-સસ્કરણ કરી વેદાન્ત ફિલસુફી પ્રરૂપી અને તેના અનુયાયીઓ સમગ્ર દેશમા ફરી શ્રમણ સંપ્રદાયનો તિરોભાવ કરવા માટે પ્રયત્નશીલ રહ્યા ત્યારપછી અનેક અન્યધર્મી મહા-ઉપદેશકો અને મતપ્રવર્ત્તકો થયા કોઈ મૂર્ત્તિનિષેધક, કોઇ ભક્તિપ્રધાન, કોઈ શૃંગારવિલાસ ને ભોગોપભોગમા રક્ત, તો કોઈ અવધૂત આ સર્વની અસર તે સર્વના મધ્યમા-સમાગમમા રહેનાર જૈનધર્મપર પણ પડી. (૪) વ્યાપાર અને ગરીબાઇ આદિ બીજાં કારણથી સ્વજન્મભૂમિનો ત્યાગ કરી જ્યા જૈનધર્મનો પ્રચાર સવિશેષ ન હોય અને ધર્માનુકૂળ સંજોગો ન હોય ત્યા જવાની ફરજ પડી ને તેથી ત્યા મૂળ ધર્મ છોડાવા લાગ્યો (૩) જૈનસંઘનું બધારણ અવ્યવસ્થિત અને છિન્નભિન્ન થઈ અનેક ગચ્છો, તડો, મતભેદો ઉત્પન્ન થતા જ્યા પોતાનો સ્વાર્થ યા વૃત્તિ ઢળવા પામ્યા ત્યા લોકો ગયા. (૫) લગ્નસંબંધમા એટલી બધી સંકુચિતતા થઈ કે ઘણાને અવિવાહિત રહેવું

પડ્યુ. દાખલા તરીકે ગૂજરાતના શ્રીમાળીઓમા વીસા બધા જૈન છે, પણ દશામા કેટલાક જૈન તો કેટલાક વૈષ્ણવ આદિ છે. દશા શ્રીમાળી શ્રાવક અને દશાશ્રીમાળી વૈષ્ણવ એકમેકમા લગ્ન કરી શકે, પણ દશાશ્રીમાળી શ્રાવક અને વીસાશ્રીમાળી શ્રાવક ન કરી શકે. એટલે ધર્મબંધન કરતા જ્ઞાતિબધન વધારે મહત્ત્વ ભોગવે છે. (૬) હમણા છેલ્લા સૈકામા શ્રી દયાનંદ સ્થાપિત આર્યસમાજની પ્રખરતામા અંજાતા કેટલાક તેમા ભળ્યા, કોઈ બીજી સમાજમા ગયા. કોઈ ધર્મમા ન જ માનતા ધર્મના ચિન્હ વગરના રહ્યા (૭) આ સર્વ સાથે જ્ઞાનપ્રધાન જૈનધર્મના સિદ્ધાતોનુ સાચું અને સર્વસાધારણ સ્વરૂપ લોકો બહુ ઓછુ જાણે, અને ધમના તાત્ત્વિક ગ્રથો તથા બીજા પ્રમાણભૂત ગ્રથનુ વાચન અને મનન તો તેથીય ઓછું એથી બીજા ધર્મો સાથે સમન્વય કરવાનુ તો દૂર રહ્યુ પણ મૂળ ભૂમિકાપર ટકવું કેટલાકોને અશક્ય થઈ પડયું. આ અને આવા બીજાં કારણોથી પૂર્વે જૈન થયેલ આખી જ્ઞાતિઓએ જૈનધર્મનો ત્યાગ કરીને સગવડ અને સંજોગ પ્રમાણે ધર્મગ્રહણ કર્યો જણાય છે.

[આ પ્રકરણ લખવામા 'પર્યુષણ પર્વના વ્યાખ્યાનો' એ નામના પુસ્તકમાથી પંડિત સુખલાલજીના વ્યાખ્યાનોની મુખ્ય સહાય લીધી છે.]



# પ્રકરણ ૬ઠ્ઠું

## જૈનસંસ્કૃતિ-કલાઓ.

સાહિત્ય અને કલાના ઉત્કર્ષ માટે-ગૂજરાતના નવજીવનમા એ બન્નેનું યોગ્ય સ્થાન સ્થાપવા માટે જૈનો અનેક રીતે પ્રયત્ન કરી શકે એમ છે. પશ્ચિમનુ વીર્યવાન્ સાહિત્ય ગ્રેજ્યુએટો, સાધુઓ વગેરે દ્વારા ગૂજરાતીમાં ઉતરાવે અને તેનો પ્રચાર કરાવે, મદિરો બાંધતા બાધકામ, ચિત્ર અને મૂર્તિવિધાનની કળા વિશેષ ખીલવવા જમાનાને યોગ્ય તેમા જીવનરૂપાંતર કરવા ધ્યાન આપે, અને આ ધ્યાન યથાર્થ આપી શકાય માટે સ્ત્રીપુરૂષોમાં કલાભિરૂચિ અને કલાના રસિક સસ્કાર ભિન્ન ભિન્ન રીતે ફેલાવે મદિરોમાં થતા સગીત અથવા ધનાઢ્યતાને લીધે મળની નવરાશ અને તેમાં મણાતી મોજને પ્રસગે થતા સગીતને પણ કલા, પ્રજાજીવન આદિને ઉત્કર્ષ આપે એવું કરવા પ્રયત્ન કરે, અમને સારામાં સારૂ જ રૂચશે-અમારૂ જ પણ તે જોઈએ-બીજાનુ અનુકરણ રૂપ અંદરથી હલકુ પણ ઉપરથી દેખાવડું નહી જ પાલવે નરમુ અમારી પાસે ટકનાર નથી એવી ભાવના રગેરગમાં ભરાય તોજ ખરૂ

—સ્વ રણજિતરામ વાવાભાઈનો લેખ 'જૈનો અને ગુજરાતનું નવજીવન' (જૈન શ્વે કૉ હેરેલ્ડનો પર્યુષણ અંક અગષ્ટ-સપ્ટે. ૧૯૧૩.)

૧૧૩૮. **કલા**—'વિશાલભારત'ના કલાસંબંધીના ૧૯૩૧ ના જાન્યુ. ના ખાસ અંકમા કહેલ છે કે —કલા, આ એક શબ્દથી 'सत्यं शिव सुन्दर' એ ત્રણ શબ્દોનો પ્રતિધ્વનિ હૃદયમા ગુંજયા કરે છે. આ વિશ્વમા જે સત્ય છે, જે કલ્યાણકર છે, જે સુન્દર છે તેનું અધિક સુબોધરૂપમા પ્રદર્શન તેનુ નામ કલા-સાચી કલા ગાધીજી કહે છે કે —'કલાવિહીન મનુષ્ય પશુ સમાન છે, કર્મમા કુશલતા તેનુ નામ કલા-'कला कर्मसु कौशल' ગીતામા કર્મમા કૌશલને યોગ કહેલ છે તે સંપૂર્ણ કલા છે. આ વાત બાહ્ય કલા પર લાગુ પડે છે. જેને કરોડો ગ્રહણ ન કરી શકે તે કલા નથી, પણ સ્વ-ચ્છન્દ છે, જેને કરોડો ગ્રહણ કરી શકે તે કલા છે, યોગ છે,

પછી ભલે આ કલા કંઠની હોય, યા કપડાની હોય કે પાષાણની હોય. કરોડો લોકોના એક અવાજથી રામધુન લગાવવી તે કલા છે અને આવસ્યક છે. ઘણા મંદિરો કલામય છે અને તે કલા એવી છે કે તેને કરોડો ગ્રહણ કરી શકે છે. મંદિરોમા પૂજા-પાઠાદિક આવશ્કતા અનુસાર શ્રદ્ધાપૂર્વક થવા એ કલાનો નમૂનો છે. તેવી રીતે જ્યા સમય, ક્ષેત્ર, સંયોગનુ પ્રમાણ-ખ્યાલ રખાય છે ત્યા કલા છે. વિચારપૂર્વક કામ કરવાથી તેમા રસ જરૂર પેદા થાય છે. વિચારપૂર્વક કરેલુ કામ કલામય બને છે અને સાચી કલા સદા રસમય છે. કલા જ રસ છે એમ પણ કહી શકાય છે. ભોગનુ પરિણામ નાશ છે, ત્યાગનુ ફલ અમરતા છે. રસ સ્વતંત્ર વસ્તુ નથી. રસ આપણી વૃત્તિમા છે. એકને નાટકના પડદામા મજા આવશે, બીજાને આકાશમા નિત્ય નવા પરિવર્ત્તન થતા જાય છે તેમા મજા આવશે-અર્થાત્ રસ તાલીમ યા અભ્યાસનો વિષય છે '

૧૧૩૯ મૂર્ત્તિકાર, ચિત્રકાર, ગાયક, વાદક અને કવિ-એતો આશ્ચર્યમય વિશ્વના ઉદ્બોધક જ છે તેથી તે સર્વે કલાકાર છે. બીજા શિલ્પીઓ પણ કલાકાર છે કારણ કે તેમનો ઉદ્દેશ પણ તેવો છે. દેશકાલ અનુસાર કલા પણ પોતાના જુદા જુદા રૂપો પ્રકટ કરે છે. કલાના નિર્માણમા ભાવના અને આદર્શ મુખ્ય છે. તે જેટલા વધુ સત્ય, કલ્યાણકર અને સુંદર તેટલા પ્રમાણમા કલા વધુ સ્વાભાવિક અને ઉચ્ચ.

૧૧૪૦ શિલ્પ શબ્દનો અર્થ વૈદિક કાલમા નૃત્ય, ગીત અને વાદ્ય થતો હતો, પરંતુ સમયના પરિવર્ત્તનથી તે નૃત્ય, ગીત અને વાદ્યનો સમાવેશ કલા એ શબ્દમા થયો અને શિલ્પનો અર્થ સડક બનાવવા વગેરેમા પરિણમ્યો. શિલ્પીઓમા અનેક કારીગરોની ગણના થવા લાગી. 'વાસ્તુવિદ્યા' મા સ્થપતિ (ભવન-નિર્માતા), સૂત્રગ્રાહી (સુતાર), તક્ષક (મૂર્ત્તિકાર), અને મૃતકર્મજ્ઞ (કુંભાર) નો સમાવેશ શિલ્પીઓમાકર્યો છે. બ્રહ્મવૈવર્ત પુરાણમા માલાકાર (માલી), કર્મકાર

(લુહાર), શંખકાર (શંખ બનાવનાર), કુવિન્દક (વણકર), કુભકાર (કુંભાર), કાંસકર (કંસારા), સૂત્રધાર (સુતાર), ચિત્રકાર અને સ્વર્ણકાર (સોની) એ સર્વને શિલ્પી કહેલ છે. એટલે કે શિલ્પના વિસ્તૃત અર્થમા પ્રાય સર્વે મુખ્ય કારીગર આવી જાય છે. 'વાસ્તુશાસ્ત્ર' શિલ્પશાસ્ત્રનો એક વિભાગ છે. તેના લેખકો પૈકી વિશ્વકર્માએ અપરાજિત વાસ્તુશાસ્ત્ર રચ્યુ કહેવાય છે તેમા જિનમૂર્તિ સબધી શ્લોકો છે.

૧૧૪૧ 'એક પાશ્ચિમાત્ય વિદ્વાને[૫૬૯] સંસ્કૃતિ civilization અને સસ્કારિતા (culture)નુ સ્વરૂપ આળેખતા તેની સાથે કળાનો સબધ જણાવ્યો છે તે જોઇએ. મનુષ્યના જીવનમા અગ્રસ્થાન જ્ઞાનનું છે. જગતમા આવી એ વસે છે અને પોતાની ઇંદ્રિયોદ્વારા જગતનો જે પરિચય એ મેળવે છે તે **જ્ઞાન** છે. પણ જ્ઞાન માટે બે ક્રિયાનો વ્યાપાર આવશ્યક છે. આસપાસના જગતના અંશે અંશનો પરિચય મેળવવા તે અંશોની **શોધ** કરવી જોઇએ. શોધથી પ્રાપ્ત અશોનુ પૂર્ણ જ્ઞાન મેળવવા-મનુષ્યના ઉપયોગમા એ અંશો આવી શકે એવુ એમના વિષે જ્ઞાન મેળવવા જે વ્યાપાર ચાલે તેને આપણે **વિજ્ઞાન** કહીએ. જગતના અશોના સ્વરૂપ, નિયમો વગેરે જાણ્યા પછી મનુષ્યના સુખ માટે તે અશોનુ પ્રયોજન કરવુ તે **ઉદ્યોગ** (હુન્નર). કુદરત આકસ્મિક રીતે જે સુખ આપે તે સ્વીકારી સંતોષ માનનારા મનુષ્યો કુદરતને પોતાની સત્તામા લાવી તેની મારફત સુખ મેળવવા ઉદ્યોગ કરે ત્યારે તેમના જીવનમા મ્હોટો ફેરફાર થાય છે. કુદરતની વસ્તુઓ લઈ પોતાના ઉપભોગ માટે નવી વસ્તુઓ બનાવવામા મજૂરી, મૂડી વગેરેનો ખપ પડે છે. એકાકી જીવન ગાળવાને બદલે બીજા મનુષ્યોના સંગમા જીવન ગાળવું પડે છે. આથી એમના જીવનવ્યવહારની નવી **વ્યવસ્થા** થાય છે આ વ્યવસ્થા થયા પછી

---

૫૬૯ Chamberlain's Foundations of 19th Century Civilisation

મનુષ્યના જીવનવ્યવહારમા નવા નવા પ્રશ્નો ઉઠે છે–તેમના નિર્ણય અને નિર્ણયાનુસાર તેમનો જીવનવ્યવહાર નિયત રાખવા અગ્રાહિદી સત્તાની જરૂર પડે છે. આ સ્થિતિમા **રાજસત્તા** જન્મે છે અને મનુષ્યોના સંસારમા રાજા, રાજ્ય, રાષ્ટ્રના નાનાવિધના પ્રશ્નો ઉઠી ઉકેલાય છે. આ સર્વે મનુષ્યના એહિક જીવન સાથે નિસ્બત રાખનારી રચના છે. પણ નાનાવિધના પ્રસંગો અને કારણોને લીધે એહિક જીવનથી ભિન્ન જીવનની તૃષ્ણા, અનુભવ થાય છે અને તેમને અનુરૂપ એ ભિન્ન જીવનના અંશોની રચના પણ થાય છે એ તૃષ્ણાએ અનુભવમાથી જે દેવ દેવીઓની પૂજા અને પૂજાઓને લગતા સમારંભો, ઉત્સવો, તેમની વ્યવસ્થા કરવાના સ્થાન અને કરનારા ખાસ અધિકારીઓ વગેરેનો જન્મ થાય છે. મનુષ્યોના ધાર્મિક જીવનની વિવિધ રચના આમ થાય છે. માનવોના સંસારમા આ જે નવા નવા ફેરફારો અને તેમને અનુરૂપ ઘટનાઓ થાય છે તે સંબંધી મનુષ્યને વિચારો સ્ફુરે છે. વસ્તુઓના જન્મ, પરસ્પર સંબંધ, ઉદ્દેશ આદિ પરત્વે નાનાવિધના દૃષ્ટિબિંદુથી ગવેષણા થાય છે. ઇહિ અને પર જીવનના સબંધો નિરૂપાય છે. સંસારમા મનુષ્ય મનુષ્યના વ્યવહારના ધોરણ નક્કી થાય છે. આમ **તત્ત્વચિંતન, ધર્મચિંતન** અને **નીતિચિંતન**ના જન્મ થાય છે. ચિંતન પ્રમાણે જીવનના આચાર-વ્યવહાર ગાળવા પ્રયાસ થાય છે. કુદરત, મનુષ્ય અને ઈશ્વરના સમાગમ, પરિચય અને તત્સંબંધી ચિંતનથી એ ત્રણેમા રહેલા સૌંદર્યની છાપ મનુષ્યપર પડે છે. એ છાપ ઇંદ્રિયગોચર કરવા મનુષ્ય જે જે કરે છે તેને **કલા** કહેવામા આવે છે. શોધ અને વિજ્ઞાનથી મનુષ્યનુ **જ્ઞાન** વધે છે; ઉદ્યોગ, સમાજવ્યવસ્થા, રાજવ્યવસ્થા અને ધર્મવ્યવસ્થાથી તેની **સંસ્કૃતિ** ખીલે છે; ચિંતન અને કલાથી સંસ્કારિતા (culture) દીપે છે. આ સર્વે પ્રદેશોમા ગૂજરાતીઓએ પોતાને માટે અને જગતને માટે જે કાંઈ કર્યુ હોય–સ્વતંત્રરચનાથી અથવા અન્યરચિત ઘટનાએ નવુ રૂપાન્તર આપવાથી જે કાંઈ કર્યુ હોય

તેનુ નિરૂપણ કરવું તેજ ગૂજરાતીઓના ગૌરવનુ યશોગાન ગાવાનુ છે. (રણજિતરામ ભાઇનો 'જૈન સસ્કૃતિ' પરનો લેખ જૈ. કૉ. હે. નો જૈન ઇતિહાસ—સાહિત્ય અંક વીરાત્ ૨૪૪૧)

૧૧૪૨ જૈનોના સ્થાપત્યેજ ગૂજરાતની શોભા વધારી છે. એ પ્રસિદ્ધ વાત છે કે જૈનકલા અને સ્થાપત્ય જીવત વિદ્યમાન ન હત તો વિસંવાદી મુસલીમ કળાથી હિંદુકલા દૂષિત થઇ જાત. પ્રભાસ-પાટણના પ્રસિદ્ધ સોમનાથના શિવમંદિર વિષે મી. ફર્ગ્યુસન પોતાના સ્થાપત્યપરના ગ્રંથમા જણાવે છે કે જો કે તે બ્રાહ્મણ ધર્મનું મંદિર છે, છતા તે બારમી સદીમા ગૂજરાતમા જૈનોએ વાપરેલી શૈલીનું ઉદાહરણ દાખવે છે રાણકપુરના જૈન મદિરના અનેક સ્થંભો જોઇને તે કલારસિક વિદ્વાન્ મુગ્ધ થાય છે; તેનો એક પણ સ્થંભ બીજા સ્થભ જેવો નથી, દરેક સ્થંભમા વિવિધતા છે, તેની ગોઠવણમા પ્રાસાદ (grace) છે, જુદી જુદી ઉંચાઇના ઘુમટોનો ખૂબીપૂર્વક સમૂહ કરેલો છે, અને તે છતા પ્રકાશ આણવાની યુક્તિ સફળરીતે વાપરી છે—આ સર્વ ઉત્તમ પ્રભાવ પાડે છે. દેલવાડા મંદિરો સંબધી—વિમલ મત્રીના બંધાવેલ મંદિર માટે તે લખે છે કે તે સુરુચિ જેટલુ કરવા આપે તેટલુ બહુશ્રમસિદ્ધ છે, છતા વધુ સરલ અને વધુ વિસ્મયકારક છે. તેનો આરસનો ઘુમટ તેના અતિ મૂલ્યવાન્ કોતરણીના કામથી મહા સૌંદર્યવાળો છે તેજપાલનુ આબૂપરનુ શ્વેત આરસનું આખું મંદિર વિગતની સૂક્ષ્મતા અને આભૂપણોની સમુચિતતાથી એટલાબધા પ્રમાણમા નિર્માયલુ છે કે તેની જોડી તેવા પ્રકારના ઉદાહરણથી ક્યાય પણ પ્રાય મળે તેમ નથી. આ સ્થાપત્યના અતિ સુદર જીવતા જાગતા નમુનાઓએ—જૈન કલાએ હિદુ કલાપરજ નહિ, પરતુ વિદેશથી આવેલી મુસલમાનોની કલાપર પણ પ્રભાવ પાડયો છે. અમદાવાદની મુસ્લીમ કલામય ઇમારતો પરથી તે સ્પષ્ટ દિસે છે.[૫૭૦]

૫૭૦ લાલા લજપતરાયના 'ભારતવર્ષકા ઇતિહાસ' મા જૈનધર્મ વિષે

૧૧૪૩. મૂર્ત્તિવિધાન—પ્રાચીન ભારતીય કલાકારોએ મૂર્ત્તિઓ બનાવવામા તેના આતરિક ભાવ અને પરિચિન્તનનુ પ્રદર્શન કરવાની ચેષ્ટા કરી છે. આ ચેષ્ટામા તેમણે મૂર્ત્તિની મુખાકૃતિ જ વિશેપ સુન્દર બનાવવાની અને તેમા યોગ અને શાન્તિનો ભાવ બતાવવાની વિશેપ કાળજી રાખી છે, ભારતીય કલાનુ સર્વોત્કૃષ્ટ ઉદાહરણ બુદ્ધ અને જિનની મૂર્ત્તિઓમા મળે છે. તે મૂર્ત્તિઓ નિસદેહ અતિ સુન્દર છે ને તે જોતા તેમની શાન્તપ્રકૃતિ અને ધ્યાનમુદ્રા એકદમ પ્રત્યક્ષ થાય છે. તેમને જોઈને ધનપાલ કવિએ કહેલ છે તેવા ઉદ્ગાર સહેજે નીકળી પડે છે કેઃ—

प्रशमरसनिमग्नं दृष्टियुग्म प्रसन्नं
वदनकमलमङ्कः कामिनीसंगशून्यः ।
करयुगमपि यत्ते शस्त्रसंबधवन्ध्यं
तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥

—જેના નયનયુગલ પ્રશમરસમા નિમગ્ન છે અને પ્રસન્ન છે, જેનુ વદનકમલ કામિનીના સગથી શૂન્ય અને નિષ્કલક છે, જેના કરયુગલ શસ્ત્રના સંબધથી મુક્ત છે, તેવો તુ તે કારણે વીતરાગ હોઈ જગત્મા ખરો દેવ છે.

कथयन्ति कषायमुक्तिलक्ष्मीं यत्या शाततया भवान्तकाना ।
प्रणमामि विशुद्धये जिनाना प्रतिरूपाण्यभिरूपमूर्त्तिमंति ॥

—સંસારથી મુક્ત શ્રી જિનેંદ્ર દેવોની તેમના તદાકારરૂપ સુદર મૂર્ત્તિઓ કે જેઓ પોતાની પરમ શાન્તતાદ્વારા સસારી જીવોના કષાયોની મુક્તિરૂપી લક્ષ્મીને કહે છે–ઉપદેશે છે તેમને હુ આત્મશુદ્ધિ માટે પ્રણામ કરૂ છુ.

---

કેટલાંક અમાન્ય કથનોનો મારા મિત્ર રા મોહનલાલ ભગવાનદાસ ઝવેરીએ લખેલ ઉત્તર કે જે જૈન એસોસિયેશન ઓફ ઇન્ડિયા, મુંબઈ તરફથી સન ૧૯૨૫ માં Historical Facts about Jainism નામથી પ્રકટ થયેલ છે તેમાથી.

૧૧૪૪. અથવા 'शान्तं शिवं सुन्दर' એમ સ્વાભાવિક કહેવું પડે છે. જ્યારે કોઈ પૂજાર્થી આ મૂર્ત્તિઓ પ્રત્યે જુએ છે ત્યારે તેના વિચાર આ સંસારમાંથી નીકળી આધ્યાત્મિક સંસારમાં જઈ પહોચે છે. આ માટે શુક્રાચાર્યે શુક્રનીતિમા જણાવ્યુ છે કે: 'પ્રતિમાની વિશેષતા એ હોવી જોઈએ કે તે યોગ અને પરિચિંતનની પ્રત્યે લઇ જવામા સહાય આપે.' મૂર્ત્તિ બનાવવામાં મૂર્ત્તિકારનો ઉદ્દેશ ચર્મ-ચક્ષુઓને માટે આનન્દ ઉત્પન્ન કરવાનો નહોતો પણ પૂજાર્થીના હૃદયમા યોગના ભાવ ઉત્પન્ન કરવાનો હતો તેથી મૂર્ત્તિઓ ધ્યાનાવસ્થિત, શાન્તસ્વભાવની તથા शान्तं शिवं सुन्दरं ના આદર્શવાલી હોવી જોઇએ. શુક્રનીતિમા એ પણ કહ્યુ છે કે મૂર્ત્તિઓનો બનાવનારો મનુષ્ય પણ ધ્યાનશીલ પ્રકૃતિનો હોવો ઘટે, અન્યથા તેને આ પ્રકારની મૂર્ત્તિઓ રચવાનો સભવ નથી

૧૧૪૫ ભારતીય ચિત્રકળાના સમર્થ અભ્યાસી શ્રીયુત **નાના**-લાલ મહેતા જૈન પ્રતિમાવિધાન વિષે લખે છે કે—'નંદવશના રાજ્યકાળથી લગભગ ઇ. સ. પંદરમા સૈકા સુધીના આપણી શિલ્પ કળાના નમૂના વિદ્યમાન છે. જૂના વખતમા મૂર્ત્તિવિધાન અને ચિત્રાલેખન, સ્થાપત્યને અંગે એના આભૂષણ રૂપે વિકાસ પામ્યા હતા. લલિત કલામા, આપણુ સ્થાપત્ય ને પ્રતિમાનિર્માણ, આમ કલાની તવારીખમા વિશેષ મહત્ત્વના છે. એમાયે ખાસ કરીને મૂર્ત્તિવિધાન તો આપણી સંસ્કૃતિનુ, આપણી ધર્મભાવનાનુ અને વિચારપરપરાનું મૂર્ત્ત સ્વરૂપ છે આરભથી લઈ મધ્યકાલીન યુગના અત સુધી આપણા શિલ્પકારોએ એમની ધાર્મિક ને પૌરાણિક કલ્પનાનુ અને હૃદયની પ્રાકૃત ભાવનાનુ દિગ્દર્શન કરાવ્યું છે. જૈન ધર્મ નિવૃત્તિ-પ્રધાન ધર્મ છે ને એનુ પ્રતિબિબ, એના મૂર્ત્તિવિધાનમા આદિકાળથી લઈ છેવટ સુધી એકજ રીતે પડેલુ મળી આવે છે. ઇ સ ના આરંભની કુશાણ રાજ્યકાળની જે જૈન પ્રતિમાઓ મળી આવે છે તેમા અને સેકડો વર્ષ પછી બનેલ મૂર્ત્તિઓમા બાહ્ય દૃષ્ટિએ બહુજ થોડો

ભેદ જણાશે. જૈન અર્હતની કલ્પનામા શ્રી મહાવીરસ્વામીના વખતથી માડીને શ્રી હીરવિજયસૂરિના કાળ સુધીમા કોઈ ઉંડો ફેરફાર થયો જ નહિ. એથી જેમ બૌદ્ધકલાની તવારીખમા, મહાયાનવાદના પ્રાદુર્ભાવથી જેમ ધર્મનું અને એને લઈ તમામ સભ્યતાનુ રૂપજ બદલાઈ ગયું, તેમ જૈન લલિતકલાના ઇતિહાસમા બનવા ન પામ્યુ. અને તેથી જૈન મૂર્તિવિધાનમા વિવિધતા-અનેકરૂપતા ન આવી. મંદિરનો ને મૂર્તિઓનો વિસ્તાર તો ઘણોજ વધ્યો, પણ વિસ્તારની સાથે વૈવિધ્યમા કે ગંભીરતામા વધારો ન થયો. પ્રતિમાના લાક્ષણિક અંગો લગભગ બેહજાર વર્ષ સુધી એકજ રૂપમા કાયમ રહ્યા ને જૈન કેવલીની ઉભી કે આસીન મૂર્તિમા લાબા કાળના અંતરે પણ વિશેષ રૂપભેદ થવા ન પામ્યો. જૈન મૂર્તિઓ ઘડનારા સદા ઘણાભાગે હિંદવાસીજ હતા, પણ જેમ ઇસ્લામી શહેનશાહતના વખતમા આપણા કારીગરોએ ઇસ્લામને અનુકૂળ ઇમારતો બનાવી, તેમજ પ્રાચીન શિલ્પીઓએ પણ જૈન અને બૌદ્ધ પ્રતિમાઓમા તે તે ધર્મની ભાવનાઓને અનુસરી પ્રાણ ફુંક્યો. જૈન તીર્થંકરની મૂર્તિ વિરક્ત, શાત, ને પ્રસન્ન હોવી જોઈએ. એમા મનુષ્ય હૃદયના નિરંતર વિગ્રહને માટે-એની અસ્થાયી લાગણીઓ માટે, સ્થાન હોયજ નહિ. જૈન કેવલીને આપણે નિર્ગુણ કહીએ તો પણ ખોટુ નહિ. એ નિર્ગુણતાને મૂર્ત્ત શરીર આપતા સૌમ્ય ને શાતિની મૂર્તિજ ઉદ્‌ભવે પણ એમા સ્થૂલ આકર્ષણ કે ભાવનાની પ્રધાનતા ન હોય. એથી જૈન પ્રતિમા એની મુખમુદ્રા ઉપરથી તરતજ ઓળખી શકાય છે. ઊભી મૂર્તિઓના મુખ ઉપર પ્રસન્નભાવ અને હાથ શિથિલ-લગભગ ચેતનરહિત સીધા લટકતા હોય છે. નગ્ન ને વસ્ત્રાચ્છાદિત પ્રતિમાઓમા વિશેષ ફરક હોતો નથી. પ્રાચીન શ્વેતાબર મૂર્તિઓમા પ્રાય. એક કટિવસ્ત્ર નજરે પડે છે. આસીન પ્રતિમા સાધારણ રીતે ધ્યાનમુદ્રામા ને વજ્રાસનમા મળી આવે છે. તેઓના બન્ને હાથ ખોળામા ઢીલી રીતે ગોઠવાયેલા હોય છે. હસ્તમુદ્રા સિવાય બીજી બધી બાબતો લગભગ બૌદ્ધમૂર્તિઓને મળતી આવે છે. ૨૪ તીર્થંકરોના પ્રતિમા-



આબૂ પરનાં જૈન મંદિરો—વિમલ વસહિ વગેરેનું વિહંગાવલોકન. [શ્રી પૂર્ણચંદ્ર નહારના સૌજન્યથી].

વિધાનમા વ્યક્તિભેદ ન હોવાથી લક્ષણાતરને લઈને જ આપણે મૂર્ત્તિઓને જુદા જુદા તીર્થંકરના નામે ઓળખી શકીયે. આસન ઉપર સાધારણ રીતે તીર્થંકરનુ લાક્ષણિક ચિન્હ કે વાહન ચિત્રિત હોય છે.

૧૧૪૬ જૈનાશ્રિત કલાનો પ્રધાન ગુણ એના અંતર્ગત ઉલ્લાસમા કે ભાવનાલેખનમા નથી. એની મહત્તા, એની કારીગરીની ઝીણવટમા, ઉદ્દાર શુદ્ધિમા, એક પ્રકારની બાહ્ય સાદાઈમા રહેલી છે. જૈનકલા વેગપ્રધાન નહિ, પણ શાતિમય છે. સૌમ્યતાનો પરિમલ, જૈન મંદિરોના પ્રસિદ્ધ સુગંધિત દ્રવ્યોની પેઠે, સર્વત્ર મ્હેકે છે. એમની સમૃદ્ધિમા પણ ત્યાગની શાત ઝળક દીપે છે. અમદાવાદના હઠીસિંહની વાડીના (ઇ. સ.) ૧૯મી સદીના મંદિરોના મંડપોમા સુદર નર્તકીઓના પુતળા જોઇ મેં ત્યા મળેલા ભાવિક જૈનોને એ વિલાસિતાના ચિત્રાલેખનનુ પ્રયોજન પૂછ્યુ ત્યારે સહુથી સંતોષકારક ઉત્તર એક નવયુવક તરફથી એવો મળ્યો કે બહારના મડપોમા ઋદ્ધિ અને સિદ્ધિ મૂર્ત્તિમંત આળેખવાનુ પ્રયોજન એટલુજ હતુ કે ત્યાગીને એ સહુ વસ્તુઓ શક્ય છતા ત્યાજ્ય હોઈ બહારજ પ્રવર્ત્તે છે આ જ ઉદ્દેશને અનુસરી જૈન સ્થાપત્યના અનુપમ વૈભવમા પણ ત્યાગની અનન્ય શાતિ છુપાયેલી છે' (જૈન સા.સશોધક ૩, ૧, ૫૮ થી ૬૧ )

૧૧૪૭. વળી પ્રસિદ્ધ ચિત્રકાર શ્રીયુત રવિશકર રાવલ જણાવે છે કે ' હિંદી કળાનો અભ્યાસી જૈન ધર્મને જરાય ઉવેખી શકે નહિ જૈન ધર્મ તેને મન કળાનો મહાન્ આશ્રયદાતા, ઉદ્ધારક અને સરક્ષક લાગે છે. વેદકાળથી માડી ઠેઠ મધ્યકાળ સુધી દેવદેવતાઓની કલાસૃષ્ટિના શણગારથી હિંદુ ધર્મ લદાઈ રહ્યો હતો. કાળ જતા કળા ધીમે ધીમે ઉપાસનાના સ્થાનેથી પતિત થઈ ઇંદ્રિયવિલાસનુ સાધન બની રહી તે વખતે જાણે કુદરતેજ વક્રદષ્ટિ કરી હોય તેમ મુસલમાની આક્રમણોએ તેની એ સ્થિતિ છિન્નભિન્ન કરી નાખી, હિંદુ ધર્મે દારિદ્રય તથા નિર્બળતા સ્વીકારી લીધા. સોમનાથ ખડેર બની ઉભુ. તે વખતે દેશની કળાલક્ષ્મીને પુજ્ય અને પવિત્ર ભાવથી આશરો આપનાર

જૈન રાજકર્તાઓ તથા જૈન ધનાઢયોના નામ અને કીર્ત્તિ અમર રાખી કળાએ પોતાની સાર્થકતા સિદ્ધ કરી છે. મહમુદની સંહારવૃષ્ટિ પુરી થતાજ ગિરનાર, શત્રુંજય અને આબૂના શિખરો પર કારીગરોના ટાંકણા ગાજી ઉઠયા અને જગત માત્ર વિસ્મયમા કરી જાય એવી દેવનગરીઓ ઝળકી ઉઠી. દેશના કુબેરોએ આત્માની રસતૃપ્તિ દેવને ચરણે શોધી—સુગંધ, રૂપ, સમૃદ્ધિ, સર્વ ધર્મમા પ્રગટાવ્યા, અને કળાનિર્માણનું સાચું ફળ શાંતિ અને પવિત્રતા અનુભવ્યા. પરિણામે કળા થોડાએક વિલાસી જીવોના એકાંતી આનન્દનો વિષય નહિ પણ દરેક ધર્મપરાયણ મુમુક્ષુ માટે સર્વકાળ પ્રફુલ્લિત સુવાસિત પુષ્પ બની રહી. દરેક ધર્મસાધક એ કલાસૃષ્ટિમા આવી એકાગ્રતા, પવિત્રતા અને મનની સમાધાની મેળવતો થયો. ધર્મ દૃષ્ટિએ દેવાયતનો શ્રીમાનોને માટે દ્રવ્યાર્પણની યોગ્ય ભૂમિ બન્યા. એ પૈસાથી તેમના પરિવાર વિલાસથી બચી તેઓ ખાનદાની ભર્યો ત્યાગ અને કુલગૌરવ સમજ્યા. એ ધનિકોના નિઃસ્વાર્થ અને ઉદાર દ્રવ્યત્યાગથી દેશમા કારીગરો અને સ્થપતિઓના કુલો ફુલ્યા ફાલ્યા. અસંખ્ય શિલ્પીઓમાથી કોઇ ઇશ્વરી બક્ષિસવાળા હતા તે અદ્દભુત મૂર્ત્તિવિધાયક થયા. સ્થાપત્ય કે મૂર્ત્તિ, વેલ કે પૂતળી,—દરેકના વિધાનની પાછળ એમની અતિશય ઉચ્ચ માનસવાળી આધ્યાત્મિક જીવનદૃષ્ટિનુ ભાન થયા વિના રહેતુ નથી. આબૂ ઉપરની દેવ મહેલાતો, ગિરનાર પરના મોટા ઉઠાવના દહેરા, કે શત્રુંજય પરના વિવિધ ઘાટના વિમાનો જોનારને આપણા આ યુગની કૃતિઓ માટે શરમજ આવે છે. જૈનધર્મને કળાએ જે કીર્ત્તિ અને પ્રસિદ્ધિ અપાવી તેથી હિંદ આખું મગરૂર છે અને એ દરેક ભારતવાસીનો અમર વારસો છે.'' ('હિંદી કલા અને જૈન ધર્મ' એ નામનો લેખ જૈન સા. સંશોધક ૩, ૧, પૃ. ૭૯)

૧૧૪૮ **ચિત્રકલા**—પ્રાચીન સંસ્કૃત સાહિત્ય પરથી જણાય છે કે પ્રાચીન ભારતમા ચિત્રકલા મૃત અવસ્થામા નહોતી. સમાજમા

તેનો સંતોષજનક આદર અને પ્રચાર હતો. લોક ચિત્રવિદ્યાને પ્રસન્નતાથી શીખતા. ચિત્રકલા ઘણા વિસ્તારમા પ્રચલિત હતી. સ્ત્રી-પુરૂષો રાજકુમાર રાજકુમારીઓ વગેરેનો તેના પ્રત્યે અનુરાગ હતો એટલુજ નહિ પણ વ્યવહાર રૂપમા પણ આ કલાની શિક્ષા તેઓ પ્રાપ્ત કરતા. રાજાઓ અને શ્રીમતો મોટી ચિત્રશાલાઓ સ્થાપતા હતા. પ્રાચીન ભારતની ચિત્રકલાનુ જીવતુ જાગતું ઉદાહરણ અજંતા અને વાઘની ગુફાઓમા મળે છે.

૧૧૪૯ 'અજન્તાના ચિત્રોથી રાજપૂત-ચિત્રકલાની ઉત્પત્તિ થઈ છે. અજન્તાની ચિત્રકલા પછી હિન્દુ-ચિત્રકલા એકાએક લુપ્ત થાય છે. મધ્યયુગની ભારતીય ચિત્રકલાના ચિન્હ હાલ ઘણા ઓછા મળે છે, પણ એ નિશ્ચિત છે કે ભારતમા તે કલા બરાબર ચાલુ રહી. અજન્તાની ચિત્રાવલી પછી હિન્દુ ચિત્રકલા ઉત્તરોત્તર વિકસિત થઇ એક સદી પછી પૂર્ણ વિકાસ પર પહોચી હશે. તેમા ફેરફાર ધીમે ધીમે થયા તેથી તેનો કાલનિર્ણય કરવો બહુ કઠણ છે એટલુ કહી શકાય કે હિન્દુ અને બૌદ્ધકલાનો સંપૂર્ણ વિકાસ બે હજાર વર્ષનો છે. (તેમા જૈન કલાનો સમાવેશ થાય છે) રાજપૂત ચિત્રકલા હિન્દુ કલામાથી જન્મી પણ તેનો સમયનિર્ણય કરવો મુસ્કેલ છે. મુગલ ચિત્રકલા અકબરના સમયથી-ઇસુની સોલમી સદીથી ઉદ્‌ભવી ૧૯મી સુધી રહી રાજપૂત ચિત્રકલા એક બાજુ ઇરાની ચિત્રકલા ને બીજી બાજુ હિન્દુ ચિત્રકલા એ બે વચ્ચેની ખીણ-ખાઇ સમાન છે. અબુલ-ફ્જલે કહ્યુ છે કે 'હિન્દુ ચિત્રકલા અમારી સાધારણ કલ્પનાથી કઇ વધારે આગળ વધેલી છે.' તેમા વિષયોની પ્રચુરતા અને ભાવનાઓની ઉંડાણ છે. હિન્દુ ધર્મના આત્મસંયમ, ત્યાગ, પવિત્રતા, અતિશયોક્તિ, કોમલતા અને પ્રચંડતા-સર્વે તેની ચિત્રકલામા પ્રત્યક્ષ થઈ જાય છે. આ કલા મહાકાવ્ય જેવી છે. તેની વૃત્તિ ધાર્મિક અને શૈલી આદર્શ-વાદી છે. તેમા સુદર વ્યક્તિગત ચિત્ર અપેક્ષાકૃત ઓછા મળે છે. રાજપૂત ચિત્રકલાની સર્વોત્તમ કૃતિઓના કાવ્ય અને કાલ્પનિક કોમલ-

જૈન રાજકર્ત્તાઓ તથા જૈન ધનાઢ્યોના નામ અને કીર્ત્તિ અમર રાખી કળાએ પોતાની સાર્થકતા સિદ્ધ કરી છે. મહમુદની સંહાર-વૃષ્ટિ પુરી થતાજ ગિરનાર, શત્રુંજય અને આબૂના શિખરો પર કારીગરોના ટાંકણા ગાજી ઉઠયા અને જગત માત્ર વિસ્મયમા ઠરી જાય એવી દેવનગરીઓ ઝળકી ઉઠી. દેશના કુબેરોએ આત્માની રસ-તૃપ્તિ દેવને ચરણે શોધી—સુગંધ, રૂપ, સમૃદ્ધિ, સર્વ ધર્મમા પ્રગટાવ્યા, અને કળાનિર્માણનું સાચું ફળ શાંતિ અને પવિત્રતા અનુભવ્યા. પરિણામે કળા થોડાએક વિલાસી જીવોના એકાંતી આનન્દનો વિષય નહિ પણ દરેક ધર્મપરાયણ મુમુક્ષુ માટે સર્વકાળ પ્રફુલ્લિત સુવાસિત પુષ્પ બની રહી. દરેક ધર્મસાધક એ કલાસૃષ્ટિમા આવી એકાગ્રતા, પવિત્રતા અને મનની સમાધાની મેળવનો થયો. ધર્મ દૃષ્ટિએ દેવાયતનો શ્રીમાનોને માટે દ્રવ્યાર્પણની યોગ્ય ભૂમિ બન્યા. એ પૈસાથી તેમના પરિવાર વિલાસથી બચી તેઓ ખાન-દાની ભર્યો ત્યાગ અને કુલગૌરવ સમજ્યા. એ ધનિકોના નિઃસ્વાર્થ અને ઉદાર દ્રવ્યત્યાગથી દેશમા કારીગરો અને સ્થપતિઓના કુલો ફુલ્યા ફાલ્યા. અસંખ્ય શિલ્પીઓમાથી કોઇ ઇશ્વિરી બક્ષિસવાળા હતા તે અદ્‌ભુત મૂર્ત્તિવિધાયક થયા. સ્થાપત્ય કે મૂર્ત્તિ, વેલ કે પૂત-ળી,—દરેકના વિધાનની પાછળ એમની અતિશય ઉચ્ચ માનસવાળી આધ્યાત્મિક જીવનદૃષ્ટિનુ ભાન થયા વિના રહેતુ નથી. આબૂ ઉપરની દેવ મહેલાતો, ગિરનાર પરના મોટા ઉઠાવના દહેરા, કે શત્રું-જય પરના વિવિધ ઘાટના વિમાનો જોનારને આપણા આ યુગની કૃતિઓ માટે શરમજ આવે છે. જૈનધર્મને કળાએ જે કીર્ત્તિ અને પ્રસિદ્ધિ અપાવી તેથી હિંદ આખું મગરૂર છે અને એ દરેક ભારત-વાસીનો અમર વારસો છે.'' ('હિંદી કલા અને જૈન ધર્મ' એ નામનો લેખ જૈન સા. સંશોધક ૩, ૧, પૃ. ૭૯)

૧૧૪૮ **ચિત્રકલા**—પ્રાચીન સંસ્કૃત સાહિત્ય પરથી જણાય છે કે પ્રાચીન ભારતમા ચિત્રકલા મૃત અવસ્થામા નહોતી. સમાજમા

તેનો સંતોષજનક આદર અને પ્રચાર હતો. લોક ચિત્રવિદ્યાને પ્રસન્નતાથી શીખતા. ચિત્રકલા ઘણા વિસ્તારમા પ્રચલિત હતી સ્ત્રી-પુરૂષો રાજકુમાર રાજકુમારીઓ વગેરેનો તેના પ્રત્યે અનુરાગ હતો એટલુજ નહિ પણ વ્યવહારૂ રૂપમા પણ આ કલાની શિક્ષા તેઓ પ્રાપ્ત કરતા. રાજાઓ અને શ્રીમતો મોટી ચિત્રશાલાઓ સ્થાપતા હતા. પ્રાચીન ભારતની ચિત્રકલાનું જીવતુ જાગતુ ઉદાહરણ **અજંતા અને વાઘની** ગુફાઓમા મળે છે.

૧૧૪૯ 'અજન્તાના ચિત્રોથી રાજપૂત–ચિત્રકલાની ઉત્પત્તિ થઈ છે. **અજન્તાની** ચિત્રકલા પછી હિન્દુ–ચિત્રકલા એકાએક લુપ્ત થાય છે. મધ્યયુગની ભારતીય ચિત્રકલાના ચિન્હ હાલ ઘણા ઓછા મળે છે, પણ એ નિશ્ચિત છે કે ભારતમા તે કલા બરાબર ચાલુ રહી. **અજન્તાની** ચિત્રાવલી પછી હિન્દુ ચિત્રકલા ઉત્તરોત્તર વિકસિત થઇ એક સદી પછી પૂર્ણ વિકાસ પર પહોચી હશે. તેમા ફેરફાર ધીમે ધીમે થયા તેથી તેનો કાલનિર્ણય કરવો બહુ કઠણ છે. એટલુ કહી શકાય કે હિન્દુ અને બૌદ્ધકલાનો સંપૂર્ણ વિકાસ બે હજાર વર્ષનો છે. (તેમા જૈન કલાનો સમાવેશ થાય છે) રાજપૂત ચિત્રકલા હિન્દુ કલામાથી જન્મી પણ તેનો સમયનિર્ણય કરવો મુસ્કેલ છે. મુગલ ચિત્રકલા અકબરના સમયથી–ઇસુની સોલમી સદીથી ઉદ્ભવી ૧૯મી સુધી રહી રાજપૂત ચિત્રકલા એક બાજુ ઇરાની ચિત્રકલા ને બીજી બાજુ હિન્દુ ચિત્રકલા એ બે વચ્ચેની ખીણ–ખાઇ સમાન છે. અબુલ-ફજલે કહ્યુ છે કે 'હિન્દુ ચિત્રકલા અમારી સાધારણ કલ્પનાથી કંઇ વધારે આગળ વધેલી છે.' તેમા વિષયોની પ્રચુરતા અને ભાવનાઓની ઉંડાણ છે. હિન્દુ ધર્મના આત્મસંયમ, ત્યાગ, પવિત્રતા, અતિશયોકિત, કોમલતા અને પ્રચંડતા–સર્વે તેની ચિત્રકલામા પ્રત્યક્ષ થઈ જાય છે. આ કલા મહાકાવ્ય જેવી છે. તેની વૃત્તિ ધાર્મિક અને શૈલી આદર્શ-વાદી છે. તેમા સુદર વ્યક્તિગત ચિત્ર અપેક્ષાકૃત ઓછા મળે છે. રાજપૂત ચિત્રકલાની સર્વોત્તમ કૃતિઓના કાવ્ય અને કાલ્પનિક કોમલ-

તાને અતિરંજિત કરવા અથવા તેની બનાવટની વિશેષ પ્રશંસા કરવી બહુ મુસ્કેલ છે. બીજી બાજુ પૌરાણિક ચિત્રો ઘણા મળે છે. તેમા કૃષ્ણના ચિત્રોનુ બાહુલ્ય છે. રાગ રાગણીઓના ચિત્ર વિશુદ્ધ ભારતીય કલાના ઉદાહરણ છે. કેટલાકમા સામાન્ય ચીજે પશુ પક્ષી વૃક્ષ અને તીર્થસ્થાન આદિ વિશેષતાપૂર્ણ છે. રાજપૂત શૈલીના ચિત્ર પ્રાય સમસ્ત ઉત્તર ભારતમા—રાજપૂતાના, પંજાબ અને હિમાલય પ્રદેશમા બનતા. તેમા વિદેશી પ્રભાવ બહુ ઓછો આવતો. બૌદ્ધ કલાના અવયવો મોજૂદ હતા. ચિનીનુ પણ મિશ્રણ થયેલુ. તેના દશ્ય-પટ કેવલ ભારતીય છે.

૧૧૫૦ મુગલ ચિત્રકલા સત્તરમી સદીમા—જહાગીરના શાસનના આરભના કાલ સુધી સંરક્ષિત થઇ વિકસિત બની. ત્યાર પછી તેનો શિઘ્રતાથી હ્રાસ થયો. તે માત્ર મોટા મોટા શહેરો જેવા કે આગ્રા, દિલ્હી, લખનઉ, લાહોર આદિ—સુધીજ પરિમિત હતી. તેનામા ઇરાની ચિત્રકલાના અંશો દાખલ થયા. વિદેશી પ્રભાવ ઘુસ્યો. આ વિદેશી મિશ્રણથી એક નવીન કલા થઇ.[૫૭૧]

૧૧૫૧ ગૂજરાત મારવાડ અને રાજપૂતાના વચ્ચે ઘણા સૈકાઓ સુધી ગાઢો વ્યવહાર—રાજકીય સામાજિક અને ધાર્મિક એમ ત્રણે પ્રકારનો સંબંધ રહ્યો. ઓસીયાથી ઓસવાળો ને શ્રીમાલથી શ્રીમાલીઓ ગૂજરાતમા આવ્યા. જૈન વણિકોનો ઇતિહાસ આ પારસ્પરિક સબંધ પ્રાચીન કાલથી જણાવે છે. કર્ણ, સિદ્ધરાજ, કુમારપાલ આદિના સમયના તાડપત્રના જૈન પુસ્તકો મળે છે ને તેમા ચિત્રો કયાક કયાક મૂકેલા મળે છે. સં. ૧૨૯૪ની તાડપત્રની પ્રતમા હેમચંદ્રસૂરિ અને કુમારપાલના દોરેલા ચિત્રો આ પુસ્તકમા મૂકેલ છે.

---

૫૭૧ ડા. આનંદ કે. કુમારસ્વામી—વિશેષ માટે જુઓ ઇંડિયન આર્ટ એન્ડ ઇંડસ્ટ્રિના જર્નલનું ૧૬મુ વૉ. જુલાઇ સન ૧૯૧૪નો અંક 'જૈન આર્ટ' પર સચિત્ર પ્રકટ થયો છે તેમાં તેની નોંધ

વળી કલ્પસૂત્ર કે જે દરેક ચાતુર્માસમા પર્યુષણ પર્વમા વ્યાખ્યાન સમયે વચાતુ આવ્યુ છે તેની હજારો ચિત્રિત હસ્તલિખિત પ્રતો સુવર્ણ, રૌપ્ય આદિની શાહીઓ વતી પુષ્કળ દ્રવ્યના ખરચે લખાવેલી પદરમા સૈકા સુધીની પ્રાચીન મળે છે. ડા. કુમારસ્વામી આ કલ્પસૂત્રની અમુક પ્રત પરથી મળેલા ઈ. સ. ૧૫મા શતકના ચિત્રો Journal of Indian Art and Industry વૉ. ૧૬ જુલાઇ ૧૯૧૪ના અકમા પ્રકટ થયેલ તે પરથી જૈન કલા સબધી જણાવે છે કે 'જૈન મૂર્ત્તિવિધાન અને પુરાતત્ત્વના અભ્યાસીને, આ જૈન ચિત્રો પહેરવેશ, રીતભાત અને કાર્યોના ઉદાહરણ રૂપે અતિ ઉપયોગી છે એટલુજ નહિ પરતુ કાગળ પરના જૂનામા જૂના હિંદી ચિત્રો તરીકે તેમજ જૂની પરપરા પર રાજપૂત ચિત્રકલાની માફક આધાર રાખતી હિદી ચિત્રકલાની અત્યાર સુધી લગભગ અજ્ઞાત રહેલી એક વિશિષ્ટ ચિત્રકલાના દર્શક તરીકે સમાન બલ્કે અતિ વિશેષ રસ આપનારા છે. વળી તેઓ રાજપૂત ચિત્રોના જૂનામા જૂના મળતા ચિત્રો કરતા ઓછામા ઓછા દોઢ સૈકા કરતા તે જૂના છે. એ ખરેખર સભવિત છે કે પશ્ચિમહિદના જૈન ભડારો વિશેષ બહાર આવશે ત્યારે ઇ. સ. ૧૫મા સૈકા કરતા પણ વધુ જૂની હસ્તપ્રતો પર ચિત્રાયેલા ચિત્રો મળી આવશે' બારમાથી પંદરમા સૈકાના જૈન ચિત્રો મળી આવ્યા છે તે પરથી જૈન ચિત્રકલા કરતા અતિ જૂની છે એ નિસંદેહ રીતે સ્પષ્ટ છે. 'આ ઉપરાત જૈન શિલ્પકલા ગૂજરાતમા છે ત્યા પણ ઘણા ચિત્રો દિવાલો, છત વગેરેમા દોરેલા ઉપલબ્ધ છે. ૧૫મા સૈકાના જૈન ચિત્રો ચિત્રાયા ત્યારે મુગલ ચિત્રકલા અસ્તિત્વમા આવીજ નહોતી.'

૧૧૫૨ **સગીતકલા**—જૈન ધર્મની નિવૃત્તિના ધોરણે આ કલામા જે જાતનો સગીતનો નાટકી દેખાવ અત્યારે જોવામા આવે છે તેને સ્થાન નથી. સગીતને દેવમંદિરોમા જૈનપૂજા નિમિત્તે રચાયેલા કાવ્યો કંઠથી ગાવા રૂપે અને સાથે વાદ્ય બજાવવા રૂપે સ્થાન

અપાયુ છે, પરંતુ તદુપરાત તેનો ઇંદ્રિયવિલાસના સાધનરૂપે ઉપયોગ કરવાનો નથી. હૃદયના ઉલ્લાસ પ્રભુગુણોત્કીર્ત્તનમા જાગે એ તેનો ઉદ્દેશ છે. 'સંગીતજ્ઞાનથી શૂન્ય મનુષ્ય તે યોગી ન હોય તો પશુવત્ છે. સાચું કહીએ તો યોગી પણ સંગીત વિના પોતાનુ કામ ચલાવતો નથી. તેનું સંગીત હૃદયવીણામાથી નીકળે છે, તેથી આપણને તે સાભળવાનુ મળતું નથી. યોગી હૃદયદ્વારા ભગવાનનું ભજન કરે છે. કોઇ કંઠદ્વારા તેનું ભજન કરે અને બીજા તેને ભજન કરતા સાભળે. આમ કરતા આપણે પોતાના હૃદયમા નિરંતર ગુંજારવ કરનાર સંગીતને સાભળતા થઇશું. × × ભક્તિપરાયણતા થાય તેટલા પુરતો તેનો પરિચય–આવશ્યક છે.' (ગાંધીજી)

૧૧૫૩ કલકત્તામા કલાનુ સંગ્રહાલય શ્રી પૂરણચંદ્રજી નાહર M. A. B. L. નું 'કુમારસિંહ ભવન' છે તે ભારતીયકલાનુ પ્રતિનિધિ છે. તેમા ભારતીય ચિત્રોનો એક સુંદર સંગ્રહ છે તેમા જૈન શૈલિના ચિત્રો ઉપરાત રાજપૂત રાજસ્થાની, રાજપૂત–પહાડી, મુગલ, ફારસી આદિ શૈલિઓના અને આધુનિક ભારતીય કલાના પ્રતિનિધિ ચિત્રો પ્રદર્શિત કરવામા આવ્યા છે. વિશુદ્ધ રાજપૂત શૈલીના રાગિણી–ચિત્રોનો પણ સારો સંગ્રહ છે. ચિત્રો સિવાય હાથી દાતની કારીગરીની ચીજો અને પુરાણી મૂર્તિઓનો સંગ્રહ છે અને મહત્વપૂર્ણ ભાગ તો પ્રાચીન સિક્કાઓ અને હસ્તલિખિત પ્રતોનો છે. તેવી પ્રતો પ્રાયઃ પાચ હજાર છે, કે જે બધી જૈન પ્રતો છે તેમાની કેટલીક તો બહુ જૂની અને મૂલ્યવાન્ છે. આવો કલાસંગ્રહ કરવામાં પૂરણચંદજીએ પુષ્કળ દ્રવ્ય ખર્ચી અતિ કલાપ્રેમ દાખવ્યો છે તે માટે તેમને ખાસ ધન્યવાદ ઘટે છે. એ પ્રમાણે અન્ય સ્થિતિસંપન્ન સજ્જનોમા પણ કલા અને વિદ્યાપ્રેમ ઉત્પન્ન થાઓ !

૧૧૫૪ 'જૈનોએ સાહિત્ય અને કલા માટે ઘણુ કર્યું છે અને તે સર્વેના સંગ્રહ, પ્રકાશન અને કદરની જરૂર છે. આ સંબંધમા થોડીક સૂચના કરૂ છુ –

(૧) જેટલા જૈન ભંડારો હોય તેમાંના ગ્રંથો, ચિત્રો વગેરેની **યાદી** કરાવવી અને વિદ્વાન્ પાસે તે ગ્રંથો તપાસાવી તેમના વિષે સવિસ્તર રીપોર્ટ તૈયાર કરાવવો.

(૨) ભંડારોમાં કપડાં, ચિત્રો વગેરે જે જે પ્રાચીન અને અત્યારે અપ્રાપ્ય ચીજો હોય તેના અહેવાલ પ્રગટ કરવા અને એક **સંગ્રહસ્થાન** સ્થાપી ત્યાં તે ચીજો સુરક્ષિત રાખી તેમને પ્રસિદ્ધિમાં લાવવી.

(૩) જૈન મંદિરો, પ્રતિમાઓ વગેરે પર **લેખો** હોય તે સાલવાર પ્રગટ કરાવવા

(૪) મંદિરો પ્રતિમાઓની **છબીઓ, નકશા** વગેરે પ્રગટ કરવા.

(૫) મંદિરોની વિધિઓ, ઉત્સવો, વગેરેના **સચિત્ર વર્ણન** પ્રગટ કરવા.

(૬) જે જે જૈન વેપારીઓના જૂના નિવાસસ્થાન હોય ત્યાંથી જૂનામાં જૂના ચોપડાઓ, દસ્તાવેજો વગેરે મેળવી તેમાંથી પ્રાચીન **જૈન વેપારની વિગતો** પ્રગટ કરવી.

આ પ્રમાણે થયા પછી વિજ્ઞાન, ઉદ્યોગ, સમાજવ્યવસ્થા, રાજવ્યવસ્થા, ધર્મવ્યવસ્થા, ચિંતન અને કલાના પ્રદેશમાં જૈનોએ શું શું કર્યું તેમનું સ્વરૂપ નિરૂપવાના સાધનો અને અનુકૂળતા પ્રાપ્ત થશે. (રણજિતરામભાઇનો 'જૈન સંસ્કૃતિ' પર લેખ જૈ૦ કૉ૦ હેરૅલ્ડ–જૈન ઇતિહાસ સાહિત્ય અંક વીરાત્ ૨૪૪૧)

૧૧૫૫ સર્વ જાતની કળાઓના–લલિતકળાના વિસ્તાર અને પ્રચાર માટે પૂર્વના જૈનોએ ઉચ્ચ ભાવના અને દીર્ઘદૃષ્ટિ રાખી જે કર્યું છે તેમાં અનેક વિકૃતિઓ થઈ છે અને જૈનોમાં હાલ કેવું કળાવિહીન જીવન થયું છે અને તે કેમ સુધારી શકાય તે ખાસ વિચારણીય છે. (આ માટે જુઓ રા. પરમાણંદ કુંવરજીની લેખમાળા નામે 'આધુનિક જૈનોનું કળાવિહીન ધાર્મિક જીવન' સં. ૧૯૭૬ ના વૈ. થી ૭૮ ના ફાગણ સુધીના ગાળામાં જૈનધર્મપ્રકાશમાં કે જે પુસ્તકાકારે સં. ૧૯૮૫ માં 'સુઘોષા' કાર્યાલય તરફથી છપાયેલ છે.)

---

# પ્રકરણ ૭ મું.

## ભારતી-પૂજામાં ગૂજરાતનો ફાળો અને ગૂજરાતમાં જૈન-પ્રતાપ; સમયધર્મની વિચારણા

'આજનો પ્રયત્ન બધા ધર્મની એકતા કરવાનો નથી પણ ધર્મની ભિન્નતા છતા દિલની એકતા કરવાનો છે કબીર અને નાનકે હિન્દુ મુસલમાન બન્નેને એક કરવાનો પ્રયત્ન કર્યો હતો-તે પ્રયત્ન ધર્મમા એકતા બતાવીને બન્નેને એક બનાવવાનો હતો તેમા તેઓ બહુ સફળ ન થયા આજનો પ્રયત્ન તેનાથી જુદો એટલે ધર્મ જુદા છતાં દિલની એકતા કરવા રૂપ તિતિક્ષાનો છે. એક ધર્મનો અનુયાયી પોતાના ધર્મમાં ચુસ્ત રહે છતાં બીજા ધર્મના ચુસ્ત અનુયાયીને માન આપે, તેની સાચા દિલથી ઉન્નતિ ઈચ્છે એ પ્રયત્ન છે. આ પ્રયત્ન નવોજ છે અને તેથી નવો યુગ શરૂ થયો છે; છતા આપણા ધર્મના મૂળમા જે ભાવના રહેલી છે તેનાથી તે નવીન નથી. આવી એકતા તૂટતીજ નથી, ને તૂટે છે તો પ્રેમ એ તોડનારને પણ ખેંચી રાખે અહિંસામા એવો પ્રેમ સમાયલો છે. પ્રેમની પરીક્ષા અસિધારા પર ચાલવું એ છે આપણે જો આપણા ધર્મની રક્ષા કરવા ઇચ્છીએ તો અસિધારાપર ચાલી જોવું ઘટે. —મહાત્મા ગાંધીજી.

૧૧૫૬ 'સાહિત્યના સર્જન, રક્ષણ અને વિસ્તારમા ભારત દેશના બીજા ભાગોને મુકાબલે ગૂજરાતનુ સ્થાન કયા છે એનુ સ્પષ્ટ અને વિસ્તૃત ભાન તો ગૂજરાતીઓને ગૂજરાત પ્રત્યે બહુ માનશીલ કરે તેવું અવશ્ય છે એ વિષેની કંઈક માહિતી આ (જૈન સાહિત્યના સંક્ષિપ્ત ઇતિહાસ) પરથી મળશે, અને તે પરથી સ્પષ્ટ થશે કે ભારતી મંદિરમા સાહિત્યોપાસનાનું નૈવેદ્ય ધરવામા પોતપોતાની ઢબે બીજા પ્રાન્તોએ જે શ્રદ્ધાપૂર્વક ભાગ લીધો છે તેવો ભાગ લેવામા વૈશ્યવૃત્તિ-પ્રધાન ગૂજરાત જ્યારે પાછુ નથી રહ્યુ, બલ્કે ઘણા અંશોમા તો તેનું વ્યક્તિત્વ માત્ર નિરાળુ જ નહિ પણ બીજા પ્રાન્તો કરતા ચઢીયાતુયે છે.

૧૧૫૭ જુના યુગને બાદ કરી ઐતિહાસિક યુગ તરફ આવી

પૂર્વ અને ઉત્તર હિન્દુસ્થાનના વિદ્વાનોને જોઈએ છીએ તો તેઓ વ્યાકરણ, કોષ, કાવ્ય, નાટક, અલંકાર, દર્શન, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, નીતિ, ધર્મશાસ્ત્ર, સંગીત, શિલ્પ, જ્યોતિષ, ચિકિત્સા આદિ અનેક સાહિત્યની શાખાઓના મૌલિક તથા ટીકાત્મક ગ્રન્થો રચી વિશ્વ-ભારતીને ભેટ કરતા નજરે પડે છે. દક્ષિણ હિંદુસ્થાનના બ્રાહ્મણ વિદ્વાનો પૂર્વ મીમાંસા અને ઉત્તર મીમાંસાના જગદાકર્ષક ભાષ્ય અને ટીકાગ્રન્થો રચીને સરસ્વતીની આરાધના કરતા નજરે પડે છે, તેમજ તે ભાગના દિગંબર જૈન વિદ્વાનો આગમિક અનેકાન્તવાદને તાર્કિક પદ્ધતિએ વિશદ કરતા ગ્રન્થોને રચી જૂદીજ રીતે સરસ્વતીની સેવા કરતા નજરે પડે છે, કાસ્મીરના વિદ્વાનો વળી તંત્ર શૈવ અને પાશુપત દર્શન વિષે અનુપમ સાહિત્ય નિર્માણ કરી કાવ્ય અને અલંકારના પ્રદેશમાં અદ્‌ભુત પ્રતિભાદર્શક કૃતિઓ સરજી શારદાને પ્રસન્ન કરી રહ્યા છે, ત્યારે ગૂજરાતના સુપુત્રો પણ લગભગ સાહિત્ય અને કળાની પ્રાચીન બધી શાખાઓમાં ગૌરવ પ્રાપ્ત કરે તેવી કૃતિઓ બનાવી વાગ્દેવીની અભ્યર્ચના કરતા દેખાય છે.

૧૧૫૮ સાહિત્યના સર્જન, સંગ્રહ અને રક્ષણમાં ગૂજરાતના બ્રાહ્મણ સંપ્રદાયે કે શ્રમણ સંપ્રદાયમાં બૌદ્ધે શું ફાળો આપ્યો તેનો વિશિષ્ટ પરિચય અમને નથી પરંતુ શ્રમણ સંપ્રદાયમાં જૈને અને તેમાં પણ શ્વેતાંબર જૈને કેટલો ભાગ આપ્યો છે તેનો અત્ર યથા-શક્તિ ટુંકમાં પરિચય કરાવ્યો છે અને તે શ્વેતામ્બર જૈનોએ આપેલો બધો ફાળો ગૂજરાતે આપેલો ફાળોજ છે અને તેમાજ ગૂજરાતનું વિશિષ્ટ વ્યક્તિત્વ અને ઉદારત્વ છે.

૧૧૫૯ જ્યારે પૂર્વ, ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાનના બ્રાહ્મણ વિદ્વાનોજ મુખ્ય ભાગે પોતાની પ્રતિભા અને વિદ્યાવ્યાસંગનુ અદ્‌ભુત નિદર્શન દાર્શનિક અને તાર્કિક ગ્રંથો મારફત કરાવી રહ્યા છે, ત્યારે ગૂજરાતના જૈન શ્રમણોજ દાર્શનિક અને તાર્કિક પ્રદેશમાં પોતાની ગંભીર વિચારણાનુ પ્રદર્શન કરાવે છે.

૧૧૬૦ ગૂજરાતમા બૌદ્ધ વિદ્વાનને હાથે રચાયેલી કોઇ કૃતિ વિષે આજે સ્પષ્ટ પ્રમાણ નથી. બ્રાહ્મણ વિદ્વાનને હાથે દર્શન કે ન્યાયના વિષયમા કાંઈપણ મહત્ત્વપૂર્ણ લખાયુ હોય એવી માહિતી અદ્યાપિ નથીજ મળી. દર્શન અને તર્કના પ્રદેશમા સ્વૈરવિહાર કરનાર સિદ્ધસેન, મલ્લવાદી, સિહક્ષમાશ્રમણ, જિનભદ્ર, હરિભદ્ર, શાંત્યાચાર્ય, અભયદેવ, મલયગિરિ, હેમચદ્ર, ચદ્રપ્રભ, નરચદ્ર, જિનેશ્વર, મુનિચંદ્ર, વાદિદેવસૂરિ, ગુણરત્ન, મલ્લિષેણ, રાજશેખર અને છેલ્લા ઉપાધ્યાય શ્રી યશોવિજયજી–એ બધા જૈન શ્રમણોજ છે અને તેમા કેટલાયે તો એવા છે કે જેની એક એકની કૃતિઓની સંખ્યા ક્ષેમેન્દ્રની કૃતિઓની સખ્યા કરતા બમણી કે ચારગણી સુદ્ધા છે.'[૫૭૨]

૧૧૬૧ ગૂજરાત મૂળથીજ એકલુ વ્યાપારપ્રધાન નથી. આજની પરિસ્થિતિ પરથી કેટલાકે માની લીધુ છે કે ગૂજરાત માત્ર પૈસો પેદા કરવાનીજ કળા જાણે છે; ગૂજરાતીઓમા ધર્મજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનુ સામર્થ્ય નથી. આ આક્ષેપ કેટલો ખોટો છે એ વિવિધ ધર્મોના આચાર્યોએ સમગ્ર દેશના ધાર્મિક ઇતિહાસમા કેટલો મહત્વનો ભાગ ભજવ્યો છે તેમા ઉતરતા જણાશે જે ભૂમિની અંદર રહેલા ધનભંડાર ઉપર આપણે રોજ ફરતા હોઇએ તે ભડારનુ આપણને અહોનિશ ધ્યાન ન રહે એ સ્વાભાવિક છે પણ એટલાજ ઉપરથી જો કોઈ એમ કહે કે ગૂજરાત ધર્મ અને તત્ત્વજ્ઞાનના પ્રદેશમા બીજા પ્રાતો કરતા શુષ્ક છે તો વેદધર્મ, બૌદ્ધધર્મ, જૈનધર્મ અને તે પ્રત્યેકની શાખા–પ્રશાખાનો દિગંતમા પ્રચાર કરતા તત્ત્વજ્ઞાનીઓની એક મનોરમ જ્યોતિર્માળ રજુ કરી શકાય.

૧૧૬૨ ગૂજરાતમા જૈનધર્મનો સર્વવ્યાપક પ્રભાવ છે, ગૂજરાતે જ શ્રી હેમચંદ્રાચાર્ય જેવા સમર્થ ધર્મોપદેશક અને 'કળિકાળ સર્વજ્ઞ' ને જન્મ આપ્યો છે. એકલા હેમચંદ્રાચાર્યનુ દષ્ટાત સામા-

---

૫૭૨ પં સુખલાલ અને પં બેચરદાસનો 'સન્મતિતર્ક અને તેનું મહત્વ' એ લેખમાંથી (જૈન રૌપ્ય મહોત્સવ અંક સ. ૧૯૮૬)

ન્યત જ્યા ત્યા અપાય છે, તો કહેવાનુ કે હેમાચાર્યના પ્રતાપથીજ ગૂજરાતમાનો જૈન પ્રતાપ સમાપ્ત થઈ જતો નથી, તેમ તેના મૂળ એટલા ઉડા છે કે સપાટી ઉપર તરતી આખો તેને સ્હેજે જોઈ પણ ન શકે ચદ્ર જ્યારે પોતાની સપૂર્ણ કળાએ પ્રકાશતો હોય ત્યારે તારાનુ તેજ ઘડીભર ફીકકુ દેખાય, તેમ એક સમર્થ પુરૂષની છાયામા બીજા તેજસ્વી પુરૂષો દબાઈ જાય એ કુદરતી છે. પરતુ ઇતિહાસનો શોધક તો ભૂતકાળની ઉંડી ગુફાઓમા નજર નાખી જ્ઞાત-અજ્ઞાત શાસનદીપકોને શોધી લે છે આ કારણે ઇતિહાસમા રસ લેતા એક-અભ્યાસી તરીકે આ ઇતિહાસ લખાયો છે તે પરથી જણાશે કે ગૂજરાતની ભૂમિપર એવા અસંખ્ય શાસનપ્રભાવકોએ પોતપોતાના પ્રભાવ જૂદી જૂદી દિશામા વિસ્તાર્યા છે અને ગૂજરાતના કાવ્યસાહિત્ય, કળાવૈભવ અને તત્ત્વજ્ઞાનના પ્રદેશોને સુવર્ણરંગે રગ્યા છે. તેમણે ધાર્મિક વાતાવરણ ઉત્પન્ન કરવામા મોટો ફાળો આપ્યો છે એટલુંજ નહિ પણ ગૂજરાતની ભાષા, ગૂજરાતનુ સાહિત્ય, ગૂજરાતનું સ્થાપત્ય અને ગૂજરાતના વ્યાપાર-ઉદ્યોગ ઉપર પણ મુખ્યત્વે જૈનધર્મની જ આરપાર અસર દેખાઈ આવે છે.

૧૧૬૨ સાહિત્ય જેમ જીવનને ઘડે છે તેમ જીવનમાથી જ-સાહિત્ય રસ મેળવે છે એ સૂત્ર સર્વમાન્ય છે. ગૂજરાતની આજની અહિંસાપ્રિયતા, ઉદારતા અને સહિષ્ણુતા કોઈ એક અંશે શું જૈન શાસને ઉપજાવેલા વાતાવરણને આભારી નથી ? આ પ્રેરકબળ અતિ મૂલ્યવાન છે. પ્રભાવશાળી ચરિત્રોની ગણના તો સખ્યાથી નક્કી કરી શકાય, પણ વાતાવરણમાં રહેલા સૂક્ષ્મ, છતા અત્યંત પ્રેરણાભર્યા બળનો આક કાઢવો એ જરા દુર્ઘટ છે. વેધક દૃષ્ટિ જ એ વ્યાપકતા જોઈ શકે છે. ભૂતકાળમા જેમ જૈનાચાર્યોએ અને જૈન મત્રીઓએ ગૂજરાતનુ વાતાવરણ ઘડયુ છે તેમ વર્ત્તમાન કાળમા પણ જૈન તપસ્વીઓ અને આગેવાનો પોતપોતાની ક્ષેત્રમર્યાદામા એ વાતાવરણની વિશિષ્ટતા જાળવવા મથી રહ્યા છે. કેટલીકવાર આ પ્રભાવવતા

વાતાવરણને અયથાર્થ રૂપમા ચિતરવામા આવે છે, અને ગૂજરાતમા જૈનોએ જે અહિસક અસર પાડી હતી તેને લીધેજ પરાધીનતા વહેલી આવવા પામી એવો આક્ષેપ મૂકવામા આવે છે. તેના એક દૃષ્ટાંત તરીકે એમ કોઈ કહે છે કે 'શ્રીહેમચદ્રાચાર્યની રાજનીતિને પરિણામે કુમારપાળ અહિંસાધર્મનો આટલો એકનિષ્ઠ ઉપાસક ન થયો હોત તો ગૂજરાતે હિંદના ઇતિહાસમા એ વખતે કંઈક જૂદો જ રંગ બતાવ્યો હોત' આ ભ્રમણા છે ઇતિહાસ એ વાતની સાક્ષી નથી પુરતુ. કુમારપાળ લડવૈયો હતો તેમજ ત્યારપછી વસ્તુપાળ તેજપાળ પણ લડવૈયા હતા. અહિંસાને એક પ્રકારની નબળાઈ માની લેવાથી આવી ભ્રમણાના ભોગ થવાય છે દાભિક અહિંસાને તો દેશવટોજ દેવો જોઇએ, તેની જરાપણ તરફદારી કરવી એ સ્વત્વ ગુમાવવા જેવુ છે, એટલે કે જ્યા ભય, કાયરતા અને સ્વાર્થ ધરમી ધરબીને ભર્યાં હોય અને ઉપર જતા આ બધાને દયા કે અહિસાના આવરણ વડે છૂપાવવામા આવે એ કોઇકાળે વાસ્તવિક અહિંસા ન હોઈ શકે અહિસાના ઉપાસકો પણ વખત આવ્યે યુદ્ધ કરી શકે છે એના ઉદાહરણો ઇતિહાસમા જોઇએ તેટલા મળી આવે છે તાત્પર્ય કે ગૂજરાતને કે ભારત વર્ષને જૈનોની અહિંસાએ નબળુ બનાવ્યુ એ આક્ષેપ અર્થ વગરનો છે. અહિસાના ઉપદેશે કે સિદ્ધાતના ઝગડાએ આપણને દુર્બળ બનાવ્યા હોય તે કરતા આપણી અદરના કુસપ-કલેશે, મિથ્યાભિમાને અને વિલાસલાલસાએ આપણને ભીરૂ જેવા બનાવી મૂકયા હોય એ વધુ સભવિત લાગે છે

૧૧૬૩ આર્ય તત્ત્વજ્ઞાનના અભ્યાસી શ્રી નર્મદાશકર મહેતા કહે છે કે 'આ જમાનામા હિંદુ-મુસલમાન વચ્ચેના ઝગડાઓ જોઈ સામાન્ય જનો ધર્મની વાત સાભળતા ભડકે છે હિન્દુસ્થાનનુ સ્વરાજ્ય ધર્મની ભાંજગડોમા ગયુ છે, અને ધર્મના પ્રશ્નોને દૂર રાખવામા આવે તો આપણા સ્વરાજ્યના પ્રશ્નોનો સત્વર ઉકેલ થઇ શકે તેમ છે. આ આક્ષેપ પ્રથમ દર્શને સામાન્ય મનુષ્યોને બલવાન્

લાગશે પરંતુ વિચાર કરતા સમજાશે કે ભારતવર્ષની ધર્મભાવના આવા ઝઘડા કરાવનારી નથી. ભારતવર્ષની ધર્મભાવનાએ હિન્દુઓના હિન્દુધર્મના, બૌધ્ધોના બૌદ્ધ ધર્મના અને જૈનોના આર્હત ધર્મના મૂર્ત્ત રૂપો ઘડયા છે, અને ત્રણે ધર્મના પ્રવર્ત્તકોએ તેને આ લોક અને પરલોકના હિતને અર્થે, વ્યકિતની અને સમાજની યોગ્ય ધારણા અથવા વ્યવસ્થા કરવાને અર્થે, પ્રબોધ્યો છે. ઝઘડાડાઓના મૂલ કારણ ખરી રીતે અર્થવાસના અને કામવાસનાને અનિયંત્રિત વહેવા દેવામા સમાયેલ છે. ધર્મભાવનાને વશ નહિ વર્તનારી ધનની અને વિષયભોગની લોલુપતા એજ કલેશનું અને ઝઘડાનુ કારણ છે. જે ભારતવર્ષમા ધર્મ પહેલો, અર્થ બીજો અને કામ ત્રીજો એવી ત્રિવર્ગની વ્યવસ્થા મહર્ષિઓએ સમજાવી છે, તે ભારતવર્ષમા હાલ આપણે અર્થ પહેલો, કામ બીજો અને ધર્મ ત્રીજો એવી અવળી પુરૂષાર્થની પદ્ધતિ રચી બેઠા છીએ ગમે તે રીતે ધનવાન્ થવું છે. પાપપુણ્યનો બીલકુલ વિચાર કરવો નથી. તેવા ધન વડે અર્થપુરૂષાર્થ સાધી ગમે ત્યાના ગમે તેવા ભોગ્ય પદાર્થો ભોગવવા છે, અને આ પ્રમાણે ધનમદ અને કામમદથી ઉન્મત્ત થવું છે, અને કોમીય ઝઘડાનુ પાપ બિચારા ધર્મને માથે નાખવુ છે ?" ૫૭૩ ગૂજરાત પરની મધ્યકાલીન જૈનસત્તાને-જૈનાચાર્યોને વગોવનારાઓને પણ આજ જવાબ સમયોચિત થઇ પડશે. જે અહિંસા અને ચારિત્રશુદ્ધિ જૈનધર્મના રહસ્યરૂપ છે તે પણ વસ્તુત ભારતવર્ષની સ્વાભાવિક ધર્મભાવનાની જ પોષક હોઇ તેની અવમાનના એક રીતે પોતાની જ ધર્મભાવનાની અવમાનના છે.

૧૧૬૪ આજે પણ ગૂજરાતની જનતા અહિંસા, સહિષ્ણુતા અને બંધુભાવના જે સંસ્કારોને દીપાવે છે તે જૈનધર્મ અને જૈનનીતિના

---

૫૭૩ 'ગુજરાતમાં ધાર્મિક અને અને તત્વજ્ઞાનના સાહિત્યની પરિસ્થિતિ' એ પર સ ૧૯૮૪ની નડિયાદ ગૂ૦ સાહિત્ય પરિષદ્‌ના તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકેનુ વ્યાખ્યાન.

અવશેષો છે એમ કહીએ તો ખોટું નથી. એક માત્ર સંપ્રદાયમોહની ખાતર અન્ય સંપ્રદાયોને ઉતારી પાડવા અથવા તો અંધશ્રદ્ધાની દૃષ્ટિએ અન્ય સૌને તુચ્છવત્ લેખવા એ એક જૂદી વાત છે, પણ તેને યથાર્થ દર્શનના નામથી ન ઓળખી શકાય. કોઇપણ તટસ્થ વિચારક ગૂજરાતના જૂદા જૂદા મત-પંથો અને તેમના પ્રવર્તકોના જીવનનું પૃથક્કરણ કરે તો ઓછા યા વધતા અંશે જૈન સંસ્કારિતાનો પ્રતાપ તે જરૂર જોઇ શકે તેમ છે.

૧૧૬૫ જેમણે કેવળ કરૂણાવશ બની સ્પષ્ટપણે ધર્મના રહસ્યો સંસારીઓ આગળ પ્રકટ કર્યાં, લોકાપવાદથી નિર્ભય રહી જેમણે શ્રીમંતો અને ગરીબો, વિદ્વાનો અને પ્રાકૃત જનોને વસ્તુસ્વરૂપ બતાવી આપ્યું, તેમના પ્રતાપે જ વ્હેમ અને અજ્ઞાનમાંથી જનતાએ છુટકારાનો છેલ્લો દમ ખેંચ્યો. વખત જતા એ સ્થિતિમાં પલટો આવ્યો અને શ્રી મહેતાના ઉપરના કથન પ્રમાણે ધર્મ-અર્થ-કામના ઉલટા ગણેશ મંડાયા. એ અવળી પ્રવૃત્તિના દુષ્પરિણામ આજે પણ આપણે ભોગવીએ છીએ. આપણા કોમીય વિગ્રહો અને સ્વાર્થમાંથી જન્મતા કલેશ-વિખવાદમાં પણ એનીજ કાજળઘેરી છાયા આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ, પરંતુ એ અંધારી રાતનો પણ એક વખતે અંત આવવો જોઈએ અને આશાવાદીઓ એમ શ્રદ્ધા-પૂર્વક માને છે કે જ્યારે આ દેશના ધર્મોપદેશકો પોતાની શિથિલ-તાઓને તિલાંજલી આપી, ક્ષુદ્ર રાગદ્વેષોથી પોતાની જાતને યથા-શક્તિ નિર્મળ બનાવી પુન ભારતવર્ષની પ્રાચીન ધર્મભાવનાનો ઘોષ વર્તમાન સ્થિતિ સંજોગ અને ભવિષ્યપર સુદૂર દૃષ્ટિ રાખી જગવશે ત્યારે અહિંસા, પ્રેમ અને ચારિત્રશુદ્ધિની અમીધાર પાછી આ પ્રદેશ ઉપર ઉતરશે અને એ નવયુગમાં જૈન દર્શનની મહત્તા તથા પવિત્રતાના મૂલ્ય વિશેષ અને વિશેષ અંકાશે.'[૫૭૪]

---

૫૭૪ રા. સુશિલનો 'ગુજરાતમાં જૈન પ્રતાપ' એ નામનો અગ્રલેખ 'જૈન' તા૦ ૧૦ ૧૩ સં. ૧૯૮૫

૧૧૬૬ સ્વ. મનસુખલાલ રવજીને સં. ૧૯૭૩ મા એમ લાગ્યું હતુ કે "જે સંતોએ જગતના કલ્યાણાર્થે કોઇ મહદ્દભૂત 'વિજ્ઞાન' શોધી કાઢયુ હતુ તે સંતોના અનુયાયીઓમાથી તે વિજ્ઞાનની ભાવિ સ્થિતિ કેવી રહેશે; અથવા ભવિષ્યમા તે વિજ્ઞાનના ભક્તો રહેશે કે નહિં તે સંબધીનો કોઈ લાબી નજરે વિચાર–મૂલ વિચાર–original idea–કરી શકતા દેખાતા નથી × × જૈન સપ્રદાયની સ્થિતિ સંયોગોના આકસ્મિક પરિવર્તનોના કારણ શિવાય, બીજી કોઇ રીતે બહુ લાબો કાળ ટકી શકે નહી × જૈન સમાજે વહેલા મોડા હિંદના થતા જતા 'રાષ્ટ્રીય ધર્મ'–વેદાન્તમા–ભળી જવાનો જરૂર સંભવ છે, કારણકે તેનુ સંખ્યાબળ ઘણુ વધારે છે; વિદ્યા તેના ઘરની છે. તે વિદ્યા તેણે આ છેલ્લા ૬૦ વર્ષમા બહુ ખીલવી છે, અને તેને પરિણામેજ વિશ્વવ્યાપક ભાવના ઉત્પન્ન કરનારૂ 'સમાજશાસ્ત્ર'–sociology વેદાન્તના આધ્યાત્મિક સિદ્ધાતોમા ઘટાવી શકે એવા સર રવીન્દ્રનાથ ઠક્કુર–ટાગોર, કે વેદાન્તની ભાવનાઓ ચારિત્રમાં ઘટાવી શકે એવા રામતીર્થ, કે તે અધ્યાત્મમા 'કર્મયોગ' ઘટાવી શકે એવા અરવિન્દ ઘોષ અથવા કર્મયોગ ને તત્ત્વજ્ઞાનના ચામત્કારિક સિદ્ધિ કરી આપે એવા બુદ્ધિસામર્થ્યના ધારક લો૦ તિલક, કે દતકથા શાસ્ત્ર પર રચાયેલા સાહિત્યમાથી દૃઢ 'ઇતિહાસ' ઉપજાવી શકે એવા બંકિમ બાબુ જેવા સંતાનો વેદાન્ત સંપ્રદાય ઉપજાવી શકે છે. રાષ્ટ્રીય દૃષ્ટિએ આ વાત જોકે ગૌરવવાળી હોવાનુ હુ માનું છુ, પણ જ્યારે પૃથક્ત્વની દૃષ્ટિએ ગણના થવી જોઇએ ત્યારે તે થવાનો મને સંભવ જણાતો નથી–અને સંભવ ન હોવાનુ કારણ **જૈન સાહિત્યની ખીલવણી** ૬૦ વર્ષમા ન થઈ તે છે. આથી જૈન સંપ્રદાયનુ ભાવિ નિર્બળ મને ભાસ્યા કરે છે, અને એથીજ હુ તેને માટે એમ કહું છું કે જૈનના સંતાનો વહેલા મોડા વેદાન્તના વિચાર–વિશ્વમા ભળી જશે અને તેમ થતા જૈનનું વ્યક્તિત્વ નહીં રહે.

૧૧૬૭ 'અત્યારે ચોમેર નજર કરતા જૈનમા મને એક પણ

વ્યક્તિ એવી જણાતી નથી કે જેને સત્યરીત્યા 'મૂળ વિચારક'–Original thinkerનું વિશેષણ મળી શકે. જો આવા વિચારકો તેમા હોતતો ૧૦૦ વર્ષ સુધીમા જૈનનુ અસ્તિત્વ–સ્થિતિ કેવી નિર્બળ થવા યોગ્ય છે એનો અવશ્ય વિચાર કરી શકત મારી આ વાત અત્યારે ગળે નહી ઉતરે–કેમકે તેનો અનુભવનો વિષય છે. કેટલાક મને pessimist–નિરાશાવાદી ( લો. મા. તિલકના 'વ્યન્યર્થ' પ્રમાણે હુ મુર્ખેલ થયેલ) પણ કહેશે, કેમકે આ વાતની યથાર્થતા તો કાળે કરીને જ દેખાય તેમ છે. આથી આખી જૈન સૃષ્ટિને એક **તામ્રપત્ર** આપુ છું–×

"જૈન પ્રજાએ પચીશ, પચાશ અને બહુતો સો વર્ષ સુધીમાં દેશના રાષ્ટ્રીય સમૂહમાં ભળી જવું જોઇશે, અને તે રાષ્ટ્રીય સમૂહના માનેલા સ્વીકારેલા ધર્મ (religion) નો આદર કરવો પડશે–અથવા તેની છાયામાં રહેવું પડશે, અને અનેક તપપૂર્વક શોધેલ જૈન વિજ્ઞાનો માત્ર પ્રાચીન શોધખોળના વિષય (antiquarian subjects) તરીકે જોવામા આવશે, જો કોઈ અસાધારણ આકસ્મિક પરિવર્તનો નહીં આવે અને આ ચાલુ રીત્યા પ્રવૃત્તિઓ રહેશે તો આ જ છેવટની દશા છે"૫૭૫

૧૧૬૮ આ વિચાર ખાસ ધ્યાનમા લેવા જેવો છે–નાખી દેવા જેવો નથી. આના જેવો વિચાર કીર્ત્તિવિજયકૃત વિચારરત્નાકર પૃ. ૫૯ મા જોવામા આવે છે. જિન પ્રતિમાનિષેધક એમ કહે છે કે 'કેટલાક કાળ સુધી ખરા સાધુઓ થયા નહિ અને જે થયા તે સાધ્વાભાસ થયા કે જેઓ સ્વમતિથી કલ્પેલ જિનાલય અને જિન પ્રતિમા પાસે અર્પાયેલ ધાન્યાદિ પર ઉપજીવિકા કરતા હતા. વીરાત્ બેહજાર વર્ષે ( સં. ૧૫૩૦ મા ) અમે જિનશાસનનો ઉદ્ધાર કરવા અર્થે સુવિહિત–સાચ્ચા સાધુઓ ઉત્પન્ન થયા ' આના ઉત્તરમા તે ગ્રંથકાર કહે છે કે 'આ પ્રલાપ છે, ભૂતગ્રસ્ત ગાલિપ્રદાન છે'

૫૭૫ 'મારૂં તામ્રપત્ર ' એ નામનો લેખ–જૈન શ્વે કૉ હેરૅલ્ડ સને ૧૯૧૭ સપ્ટે–નવે. નો અંક.

કારણકે સિદ્ધાતમા કહ્યુ છે કે એકવીશ હજાર વર્ષ સુધી શ્રીમદ્ વર્દ્ધમાન–મહાવીર સ્વામિનુ તીર્થ–સાધુસાધ્વી શ્રાવક શ્રાવિકા રૂપ તીર્થ અવ્યવચ્છિન્ન રહેશે. જુઓ ભગવતીસૂત્રનુ ૨૦ મુ શતક ૮ મો ઉદ્દેશ–શ્રીમહાવીર ગૌતમ ગણધરને કહે છે કે 'गोयमा' जम्बुद्दीवे दीवे भारहे वासे मम इमीसे ओसप्पिणीए एक्कवीस वाससहस्साइं तित्थे अणुसज्जिस्सइ।' આવો જવાબ હમણા પણ આગમના જાણનાર આપણા સાધુઓ આપે છે અને આપશે. હુ પણ આપવા જઉ, પણ તે કોઈપણ વિચારક અથવા અત્યારના સ્વતંત્રતાના યુગમા ઉછરનારા એવુ કથન એટલાજ પ્રમાણથી કદાચ ન સ્વીકારે અને જૈનેતર તો નજ સ્વીકારે, તો તેમને માટે નીચેનો ઉત્તર છે.

૧૧૬૯ જૈનો કરતા જૈનેતરો–બ્રાહ્મણધર્મીયની સંખ્યા અનેકગણી છે. પૂર્વકાલથી બ્રાહ્મણોનો વિદ્યાભ્યાસંગ સતત્ ચાલ્યો આવે છે છતા ઉક્ત મહાશયે ગણાવેલા સમર્થ વિચારકો પૈકી બે બ્રાહ્મણો છે ને બીજા બ્રાહ્મણેતરોજ છે તે સિવાય અનેક છે અને તે સર્વના વિચારોનો લાભ લેવો જોઈએ. તેઓની જાતિની આવડી મોટી જનસંખ્યાના પ્રમાણમા બહુ થોડાઓ ઉદ્ભવ્યા છે કે જે સમર્થ વિચારકની કોટિમા આવે તેના કારણમા પણ ઉંડાણથી જોતા દેશની પરાધીનતા નજરે તરે છે. જ્યારે દરેક હિંદીને પોતાની શક્તિ, બુદ્ધિ અને કલાકુશલતાને ખીલવવા ને બહાર પાડવા કાર્યક્ષેત્ર તેમજ દરેક જાતની સગવડતા–તક અને ઉત્તેજના મળે એવી સ્વાધીનતા દેશ પ્રાપ્ત કરશે ત્યારે દરેક કોમ દરેક ધર્મ અને દરેક જાતિમાથી મહાન્ નરો અને નારીઓ પાકશે. અને તે દરેકમા રહેલ મતિમાન્ સ્ત્રીપુરૂષ પોતાની કોમ, જાતિ અને ધર્મના ઉજ્વળ ભાવિનો વિચાર કરતા થઇ જશે–ઝઘડા અને કલેશમા રાચતા હાલના ગણાતા નાયકો કાતો નાબૂદ થશે અને કાતો શાનમા સમજી જઈ કલેશ કરતા અટકી જઈ સુધરી જશે. સાહિત્યની ખીલવણી આપોઆપ થશે. પ્રાચીન સાહિત્ય જૈનો પાસે એટલુ બધુ છે કે

તેનો ઉદ્ધાર કરવા પ્રત્યે બધો પુરૂષાર્થ સેવવામા આવે, તો તેમાથી ખરા સાહિત્યમા ખપવાને યોગ્ય અને સર્વ લોકને ઉપયોગી પુસ્તકો પ્રકટ થશે.

૧૧૭૦ અત્યારે મહાત્મા ગાંધીજીએ અહિંસાનો મહાન્ સિદ્ધાન્ત કે જેના પર મુખ્યપણે જૈન ધર્મ રચાયો છે; તેની ઘોષણા અને તેનો અમલ વ્યક્તિગત તથા સામાજિક બાબતોમાજ નહિ પણ રાજકીય બાબતમા પણ સામુદાયિકપણે કરીને આખા વિશ્વમા તે સિદ્ધાતને તેમણે વ્યાપક કરી દીધો છે તેથી જૈન ધર્મમા શ્રદ્ધાથી ચ્યુત થતા શિક્ષિત જનો પણ તે ધર્મમા વધુ સ્થિર બન્યા છે અને જૈન આગેવાનો અને ધર્મોપદેશકો ચેતીને ખરા જ્ઞાનદાનનો-જ્ઞાનવિસ્તારનો ઉપાય લેશે તો જૈન ધમમાથી કોઈપણ અનુયાયી અપસરશે નહિ અને અન્ય બુદ્ધિશાળીને પોતાના ધર્મ પ્રત્યે આકર્ષી શકશે. જૈન શ્વે. કોન્ફરન્સના પ્રયત્નોને પરિણામે મુબઈની તેમજ બીજી યુનિવર્સિટીની ઉચ્ચ પરીક્ષામા જૈન પુસ્તકો નિયત થયા છે અને કાશીની હિન્દુ યુનિવર્સિટીમા જૈન સાહિત્ય માટે એક જ્ઞાનપીઠ (Chair)ની તેમજ કવિ સમ્રાટ્ રવીન્દ્રનાથ સ્થાપિત વિશ્વભારતી-શાંતિનિકેતનમા પણ સિધી જૈન જ્ઞાનપીઠ ( Chair ) ની યોજના પણ થઇ છે, ને તેથી ઘણો લાભ થશે. પણ તેટલુ પૂરતુ નથી. માત્ર આશાવાદ રાખી વર્ત્તમાન સ્થિતિ ધ્યાનમા લઈ સમયાનુકૂળ પ્રવૃત્તિ નહિ થાય તો જે છે તે ખોઈ બેસવાનો સંભવ પણ છે.

૧૧૭૧ જૈન ધર્મ આજે ભારતના જૈનેતરોની અને પાશ્ચાત્ય દેશોની પ્રજા વચ્ચે માનવંત સ્થાન ધરાવતો હોય તો તે તેના મૂલ્યવાન પ્રાચીન સાહિત્યથી અને તેના જીવંત તીર્થોની ભાવનામયતા તથા કળા-ભંડારથી. આ બેઉ વારસા જો જૈનો પાસે ન હોત તો ૩૩ કરોડની ભારતની પ્રજા સમક્ષ આશરે પંદર લાખની જૈન વસ્તી અને જૈન સંસ્કૃતિનો કોઈપણ ભાવ પણ ન પુછત ! જે વારસાથી આપણે ઉજળા છીએ તે વારસો જાળવી રાખવાથીજ આપણે તેની

તરફની ફરજમાથી મુક્ત થતા નથી, પરંતુ તે વારસાનો ઉપયોગ આપણે એવી રીતે કરવો જોઇએ કે જેથી એ વારસો જીવંત રહે અને અનેક મનુષ્યોના આકર્ષણ તથા ઉદ્ધારનુ સાધન બને.

૧૧૭૨ કોઈ પ્રજા પોતાની ભૂતકાળની શોભાને યાદ કરીને આગળ વધી શકતી નથી. ભૂતકાળની શોભા જો યાદ કરીએ તો તે એટલાજ અર્થે કરવી જોઈએ કે જેથી આપણે એ શોભામા વધારો કરી શકીએ. આજે રામાયણ આદિ મહાકાવ્યના લખનાર કયા છે? આજે પ્રાચીન સમયની નીતિ કયા છે? તે વેળાની કાર્ય-દક્ષતા કયા છે? કર્ત્તવ્યપરાયણતા કયા છે? જો પ્રાચીન સમયમા જે વિભૂતિઓ આપણામા હતી એમ આપણે માનીએ તો તેજ વિભૂતિ-ઓ ફરી પાછી બતાવવાની આપણી શકિત હોવી જોઈએ. આપણે બહાદુર પ્રજાના વારસ છીયે, પણ એ વારસાને શોભાવવાની આપણામા અત્યારે તાકાત નથી એ પણ કબૂલ કરીએ તો આપણો કશોયે શુક્રવાર વાળવાના નથી. તેજસ્વી ભૂતકાળ જોઈ વર્ત્તમાન તેજોહીન દશામા જડતા અને પ્રમાદ રાખી સબડયા કરીએ તો પછી તેવો તેજસ્વી ભૂતકાળ ન હોત તો સારૂ થાત એવી કલ્પના કેટલાય-ને થાય છે. બાપકર્મી વારસોની પેઠે ગઇગુજરી સંભારી તેના ગુણ-ગાન ગાયા કરીએ તેની સાથે ચાલુ અધમ સ્થિતિમાથી મુકિત મેળવવાનો પુરૂપાર્થ કરી આપકર્મી બની આપણે આપણા વારસો માટે ભવ્ય વારસો મૂકી જઇએ એ ઉત્કૃષ્ઠ છે. નહિતો ભૂતકાળની બડાઇ મારી ફુલણસી બનવાનો મહાદોષ વહોરી લેવાશે × આપણો ઇતિહાસ ગૌરવવાળો છે. પરન્તુ આપણે આપણા પ્રાચીન વારસા ઉપરજ ઝુઝીશુ તો હારીશું. આપણા પૂર્વજો જેવા હતા તેવા આપણે થઇને બતાવવું જોઇએ. આપણા ઋષિમુનિઓએ આપણા ધર્મને બચાવવા સારૂ પોતાના અગે અગના ટુકડા થવા દીધેલા છે. ટૉડ કહે છે કે 'યુરોપમા તો એક થર્મોપિલી છે, પરન્તુ હિંદમા તો ફળિયે ફળિયે થર્મોપિલી જોવામા આવે છે.' આ પ્રાચીન વીરતા

શાન્ત અને અહિંસામય માર્ગે જગવીએ તો આપણા પૂર્વજોના આપણે સંતાન છીએ તે સિદ્ધ થશે.

૧૧૭૩ મારા કૉલેજના સમયથી મિત્ર સાક્ષરશ્રી **રામનારાયણ પાઠક** લખે છે કે'–'હિન્દુસ્તાનમા અને ખાસ કરીને ગૂજરાતમા જૈનો દાનવીરતા માટે સુપ્રસિદ્ધ છે. જૈનધર્મમા દાનના અનેક પ્રકારમા જ્ઞાનદાન પણ સ્વીકારાયું છે, તેથી જોકે (હાલના) જૈન ગૃહસ્થોએ ગૂજરાત–હિંદની વિદ્વત્તામા ઘણો ઓછો ફાળો આપ્યો છે, છતા સાહિત્યના સંરક્ષણ અને વિસ્તારને માટે અનન્ય સેવા કરી છે જૈનોના જ્ઞાનદાનથી જ ગૂજરાતી (તેમજ સંસ્કૃત પ્રાકૃત અને અન્ય) ભાષાના અનેક દુર્લભ ગ્રન્થો તેમના ભંડારોમા સંઘરાયા છે અને નકલો થઈ થઈને દૂર દૂરના પ્રદેશોમા ગયા છે, પણ જમાનો બદલાતા જ્ઞાનદાનનો પ્રકાર પણ બદલાવો જોઈએ. ભંડારોમા દાબડામા ઉધેઈ ખાઇ જાય, કાગળો એની મેળે નાશ પામે ત્યા સુધી પુસ્તકો કોઈને બતાવવા જ નહિ એ હવે પુસ્તકસંરક્ષણની સાચી રીત નથી. અંગ્રેજ અમલદારો ગ્રન્થ માગીને લઈ જતા અને પછી પાછા આપતા જ નહિ એથી બ્હીને હવે આપણા વિદ્વાનોને પણ ન આપવા એ યોગ્ય નથી. ગ્રન્થોને છપાવવા એ પણ એક જ્ઞાનસંરક્ષણનો પ્રકાર છે એટલું સમજતા પણ જૈનોને ઘણો સમય લાગ્યો હતો. પણ દુનિયાનો વેગ અને હિંદનો પ્રગતિનો વેગ હવે ઘણો વધ્યો છે. તેમા જૈનો પણ આગળ વધશે તોજ તેઓ જ્ઞાનને માટે જે ચીવટ રાખે છે તેના પ્રમાણમા કંઈ પણ ફળ જોઇ શકશે.

૧૧૭૪ 'અત્યારે ઘણા જૈનો પોતાના ધર્મના પુસ્તકો છપાય તેટલાથી જ સંતોષ માનીને બેસી રહે છે. પ્રસિદ્ધ થતા ઘણા ધર્મપુસ્તકો તો સાહિત્યમા ખપવાને પણ યોગ્ય હોતા નથી, પણ માત્ર ધર્મ થશે તેમ માનીને શ્રદ્ધાલુ જૈનો તે છપાવે છે અને તેમની શ્રદ્ધાના પ્રેરક સાધુ–આચાર્યો તે શ્રદ્ધાને કોઈ વધારે સારે રસ્તે દોરતા નથી. અત્યારે જમાનો બુદ્ધિનો છે. શ્રદ્ધાનુ પણ જો બુદ્ધિથી પરિશોધન થશે તોજ તે ટકી શકશે.

૧૧૭૫ ‘અત્યારના જમાના પ્રમાણે જૈનોએ જ્ઞાનને માટે, જૈન ધર્મના જે તત્ત્વજ્ઞાનના ગ્રન્થો હોય તેનુ તત્ત્વજ્ઞાન નવીન રીતે વિકાસ પામે અને દુનિયાના તત્ત્વજ્ઞાનમા અગ્રસ્થાન લે તે માટે સતત્ પ્રયત્ન કરવો જોઈએ. આ દિશા જૈનોથી અજ્ઞાત નથી. જર્મનીના પ્રો૦ યાકોબી વગેરેએ જૈનધર્મના પુસ્તકો આધુનિક દૃષ્ટિએ સંસ્કરણો કરી બહાર મૂકયા છે. પણ એ કામ માત્ર જર્મનો જ કે અગ્રેજો જ કરી શકે એમ કાઇ નથી. ગૂજરાત પુરાતત્ત્વ મદિરે સન્મતિતર્કનુ (જૈન પંડિતો–સુખલાલ અને બ્હેચરદાસના હાથે) સંપાદન હાલમા જ કર્યું છે જે પશ્ચિમના ઉત્તમોત્તમ પડિતોની પણ પ્રશંસા પામ્યુ છે. જૈનો અને જૈનેતર વિદ્વાનો એવા ઘણા નીકળે કે જેઓ જૈન તત્ત્વજ્ઞાનના ગ્રંથોનું સંસ્કરણ, તેની ફિલસુફીનું સ્ફોટન વગેરે આ પરદેશીય વિદ્વાનો કરતા વધારે સારૂ કરી શકે. હિંદની વિદ્વત્તામા જૈનોનો ફાળો ઓછો છે, તેમ મેં ઉપર લખ્યું ત્યારે ઘણા જૈનભાઇઓને માઠું લાગ્યુ હશે, પણ હુ માનું છુ કે એ ખરા કે ખોટા આક્ષેપમાથી બચવું હોય તો ખરો ઉપાય એ છે કે હિન્દના જ બુદ્ધિશાળી, વિશાળ અને આધુનિક દૃષ્ટિવાળા વિદ્વાનો આગળ પોતાની ફિલસુફીનુ સ્ફોટન કરાવવું. એમ નહિ થાય તો, હવે એટલો બુદ્ધિનો જમાનો આવ્યો છે કે નવીન બુદ્ધિશાળી શિક્ષિતોમાથી તો જૈન ધર્મ નવા અનુયાયીઓ નહી મેળવી શકે; પણ જૈન ધર્મના અનુયાયીઓમાથી પણ જુવાન પ્રગતિશાળી વર્ગ અપસરતો જશે. (હમણા સુધી) જૈન જુવાનો પોતે કેટલા ધર્મમા શિથિલ થતા જાય છે તેનો કોઈએ વિચાર કર્યો? અને અહીં હું માત્ર બાહ્ય ક્રિયાની વાત નથી કરતો. માત્ર બાહ્યક્રિયાને હું ધર્મ ગણુતો નથી, પણ તત્ત્વજ્ઞાનના ખરા પિપાસુઓને ચાલુ ધર્મજ્ઞાનમાથી તૃપા નહિ છીપતી હોવાથી તેઓ ધર્મપરાઙ્મુખ થશે જ અને થાય છે એ મારૂ કહેવું છે. એથી ઉલટું જો જૈનધર્મ પોતાના જ્ઞાનને શુદ્ધ સ્વરૂપમા બહાર મૂકે, તો હવે પ્રજા અહિંસાની દિશા તરફ

**વળી છે, ત્યારે જૈન સિદ્ધાન્તો સર્વત્ર સ્વીકારાવાની આ અનન્ય તક છે.**

૧૧૭૬ 'મુબઈ યુનિવર્સિટીની ઉચ્ચ પરીક્ષામા જૈન પુસ્તકો નીમાયા છે, પણ તેમા શુ વળ્યું? × × પણ આ ગ્રથોને શીખવનાર ક્યા છે? જૈન સાધુઓમાથી પણ આના કેટલા ખરા અભ્યાસી નીકળે? અને તેઓ પણ આધુનિક દૃષ્ટિએ આ ગ્રથો શીખવી તો નજ શકે × આનો ખરો ઉપાય શિક્ષણનો પ્રબંધ કરવો એ છે. એ કામ સાધુઓ ઉપર છોડી શકાશે નહિ. તેમને આધુનિક દૃષ્ટિ નથી, આધુનિક દૃષ્ટિ હોય તો પણ એ સંસ્થા લોકનિયત નથી. હવે આપણે આપણા ધ્યેયો લોકનિયત સંસ્થા દ્વારાજ સાધવા જોઈએ. એવી સસ્થાઓ જ જમાનાની જરૂરિયાત પ્રમાણે ફેરવી શકાશે × જ્યા એવી સસ્થાઓ હોય ત્યા તેનો લાભ લેવો જોઇએ અને જ્યા ન હોય ત્યા નવી કરવી જોઈએ.

૧૧૭૭ 'જ્ઞાનપ્રચાર પ્રાન્ત ભાષામાજ કરવો જોઇએ ત્યારે જ જ્ઞાન સમાજના દૂરના દૂર ક્યારા સુધી પહોચે. અગ્રેજી મારફત કરેલા વિચારો કે મેળવેલું જ્ઞાન સમાજમા પ્રસરી શકતુ નથી અને ધર્મનુ જ્ઞાન, કોઈ અમુક થોડી સંખ્યા માટેજ નથી, પણ દરેક માણસ માટે છે. અગ્રેજી ભાષાના નડતરને લીધે જ આપણા શિક્ષિતોની અસર જોઇએ તેટલી પ્રસરતી નથી. શ્રમણધર્મોનુ તો એ વિશેષ લક્ષણ છે કે તેણે હમેશા પ્રાકૃત એટલે બોલાતી ભાષામા જ ઉપદેશ આપ્યો છે.

૧૧૭૮ 'આ રીતે પ્રાત ભાષાઓ જોતા મારવાડ-રાજપૂતાના માટે એક કેન્દ્ર ત્યાનાજ જૈનોએ રચવું જોઈએ અને તે દ્વારા અધ્યયન-અધ્યાપન અને પ્રકાશનની વ્યવસ્થા કરવી જોઈએ. તેવું જ બીજું કેન્દ્ર દક્ષિણ માટે પૂના અને મદ્રાસ માટે અડીયાર કે એવું કોઈ કરવું જોઈએ. પંજાબ માટે પણ એક ભિન્ન કેન્દ્ર

જોઈએ. ગૂજરાત માટે એ રીતે ગૂજરાતના કેન્દ્રરૂપ અમદાવાદમા એની વ્યવસ્થા થવી જોઈએ. ×

૧૧૭૯ 'ગૂજરાત આ બાબતમા પહેલ કરી શકે એમ હું માનું છું. ગૂજરાતના કળા–કૌશલ્યમા અને સમાજની ઉન્નતિમા જૈનોનો ફાળો નાનોસૂનો નથી. જૈનોનુ પ્રાચીન તત્ત્વજ્ઞાન બ્રાહ્મણ દૃષ્ટિએ ઘણા વરસોથી વિચારાય છે, પણ જૈન તત્ત્વજ્ઞાન તેમા પાછળ રહી ગયું છે. પૂનામા ભાંડારકર ઈન્સ્ટિટયૂટમા જૈનોએ મદદ કરી છે, પણ ત્યાના અભ્યાસીઓ બધા બ્રાહ્મણ હોઇ તેમને બ્રાહ્મણ તત્ત્વજ્ઞાન તરફ પક્ષપાત હોય અને તે જ દિશાનું કામ વેગથી ચાલે એ સ્વાભાવિક છે. પણ અમદાવાદમા ગૂજરાત વિદ્યાપીઠના પુરાતત્ત્વ મંદિરમા તેવું નથી. × તેમા જૈન અને ઈતર પુસ્તકોનો સારો સંગ્રહ છે. એ કેન્દ્ર જૈન અભ્યાસ માટે સ્વાભાવિક રીતે અનુકૂલ છે. તેના વિદ્વાનોના હાથમા પોતપોતાનુ કામ પૂરતું હશે તોપણ તેમની સલાહથી જૈન તત્ત્વજ્ઞાન માટે એક વ્યાસપીઠ ઉભું કરવુ એ જૈન ધનિક વર્ગ ધારે તો સહેલ છે.

૧૧૮૦ આ (અને આવા) વ્યાસપીઠ દ્વારા વિદ્યાર્થીઓ તેમજ જિજ્ઞાસુઓને જૈન તત્ત્વજ્ઞાન પશ્ચિમની શાસ્ત્રીય પદ્ધતિથી મળી શકશે. તેના અધ્યાપક દ્વારા પુસ્તકોનુ આધુનિક રીતે સંશોધન કરાવી પ્રસિદ્ધ કરાવી શકાશે. જેથી આખા જૈનસમાજને નવીનરૂપે પોતાનુ તત્ત્વજ્ઞાન મળી શકશે. પશ્ચિમના બુદ્ધિપ્રકાશથી અને વ્યવહારથી દૂર રહેલા સાધુ–આચાર્ય વર્ગને પણ નવી દૃષ્ટિએ જૈન તત્ત્વજ્ઞાન જોવાનો પ્રસંગ મળશે અને તેમના દ્વારા તે તત્ત્વજ્ઞાન અજ્ઞાનવર્ગમા પણ વધારે સુગ્રાહ્ય રૂપમા પ્રસરશે. વ્યાસપીઠ સાથે વિદ્યાર્થીઓને માટે છાત્રવૃત્તિની ગોઠવણ થશે તો જૈનદર્શનના અભ્યાસને વળી ઓરજ ઉત્સાહ મળશે. ટુંકમા જૈન તત્ત્વજ્ઞાન માત્ર 'વખાણ' કે પોથીમા નહી પડી રહેતા જમાનાને અનુકૂળ અવતાર પામશે અને બુદ્ધિની વેગીલી પ્રગતિમા પોતાનું સ્વાભાવિક સ્થાન

પામશે. જૈન ધર્માભિમાની ધનિકો આનો વિચાર અત્યારે નહિ કરે તો પછી ક્યારે કરશે ? "૫૭૬

૧૧૮૧ આ પ્રમાણે સાહિત્યના અન્ય અંગો સંબંધી કરવાનું રહે છે તે સમજી લેવાનું છે. ઉપર જણાવ્યા પ્રમાણેની લોકનિયત સંસ્થાઓ જ્યાં સ્થાપિત ન હોય અને નવી ઉપાડી શકાય તેવી સ્થિતિ ન હોય ત્યાં સરકારી યુનિવર્સિટીના આશ્રય નીચેની સંસ્થામાં એટલે એની મોટી કૉલેજોમાં જ્ઞાનપીઠ (chair)ની યોજના કરી શિક્ષણપ્રબંધ કરવો ઘટે.

૧૧૮૨ હવે શું કરવા યોગ્ય છે તે સંબંધી નીચેના પારાઓમાં ટુંકમાં કેટલીક સૂચનાઓ કરવામાં આવે છે તે પ્રત્યે જૈનસંઘ ખાસ લક્ષ રાખી કાર્ય કરશે તો જૈન સમાજને અને તે દ્વારા સમસ્ત ભારતની જનતાને લાભદાયક થશે

૧૧૮૩ (૧) જૈન સાહિત્યનો પ્રાચીન વારસો મૂલ્યવાન છે તેનો ઉદ્ધાર કરવામાં નિયમિત વ્યવસ્થા કરવી –(ક) પ્રત્યેક પ્રાચીન ગ્રંથના ઓછા વધતા ગુણ મૂકીને વધારે આવશ્યક ગ્રંથોને પહેલા હાથ ધરવા (૨) એક જ પ્રકારના દૃષ્ટિબિંદુથી જૂદા જૂદા આચાર્યોએ લખેલા જૂદા જૂદા ગ્રંથ રચેલા હોય તેમાં કોઈમાં અભ્યાસ માટેની વિશેષ ઉપયોગિતા ન હોય છતાં પ્રાચીનતાજ તેની વિશિષ્ટતા હોય, કોઇ કથા–વાર્તાના ગ્રંથો એવા હોય કે તે અપ્રસિદ્ધ છતાં તેના પ્રસિદ્ધ કરવાથી કશો નવો અને વિશિષ્ટ હેતુ સરતો ન હોય; તો તેવા માટે દ્રવ્ય, સમય અને શક્તિનો વ્યય ન કરવો; પરંતુ જેના સંસ્કરણની આવશ્યકતા સિદ્ધ થાય તે પ્રકટ કરવા. (ગ) જૂદી જૂદી વિદ્યાપીઠો (યુનિવર્સિટીઓ) ના અભ્યાસક્રમમાં દાખલ થયેલાને તથા તેવા અભ્યાસક્રમમાં ખાસ સ્થાન લે એવા વિશિષ્ટ અને ઉપયોગી ગ્રંથોને પ્રધાનપદ આપવું.

---

૫૭૬ 'જ્ઞાનદાનનો ઉત્તમ પ્રકાર' એ લેખ–પ્ર૦ 'જૈન' નો રૌપ્યમહોત્સવ અંક સં ૧૯૮૬ પૃ ૧૪૫

૧૧૮૪ (૨) એવુ કેદ્રસ્થ જૈન પુસ્તકાલય સ્થાપવું કે જેમાં પૂર્વાચાર્યોના અપ્રસિદ્ધ હસ્તલિખિત ગ્રથોને સુદર અને વ્યવસ્થિત રીતે મૂકવામા આવે ને તેનો ઉપયોગ દરેક જૈન કે જૈનેતર વિદ્વાન્ લઇ શકે એવી ગોઠવણ રાખવી, તેમજ અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલ તમામ જૈન પુસ્તકોના સગ્રહ વાળી લાયબ્રેરી મુખ્ય મુખ્ય શહેરોમા સ્થાપિત કરવી.

૧૧૮૫ (૩) જૂદી જૂદી વિદ્યાપીઠો (યુનિવર્સિટી) અને વિદ્યાલયો (કૉલેજો) મા જૈન 'ચેર' (વ્યાસપીઠ) સ્થાપી જૈન સાહિત્યમા નિષ્ણાત અધ્યાપકો-'પ્રોફેસરોને' રોકવા.

૧૧૮૬ (૪) પ્રાચીન સાહિત્યની પ્રેરણા ઝીલી, પચાવી તેના રસમાથી નવું સાહિત્ય સર્જવાની જરૂર છે. અત્યારે કેટલાક એવાં પુસ્તકો બહાર પડે છે કે જે વસ્તુત. ઉપકારક હોતા નથી-પ્રસિદ્ધી ખાતર પ્રસિદ્ધ થાય છે અને સારા પુસ્તકોના પ્રકાશનને ગુંગળાવી મારે છે તેથી તે દિશા ઉપર અંકુશ મૂકાઇ સગીન અર્વાચીન પુસ્તકો રચાવીને બહાર પાડવા જોઇએ.

૧૧૮૭ (૫) જૈન તત્ત્વજ્ઞાનને વહેવારૂ રીતે જીવનમા ઉતારીને જીવન જીવવાની દિશા બતાવનારા સાહિત્યને આજે જૈન સમાજને મોટી જરૂર છે. 'જેમ સાહિત્યમા માત્ર જૂના સાહિત્યના પાનથી સંતુષ્ટ થવાનુ નથી, પણ નવુ સાહિત્ય રચવાનું છે, તેજ રીતે તત્ત્વજ્ઞાનમા પણ આપણે આગળ પ્રગતિ કરવાની છે. આપણા પ્રાચીન પૂર્વજોએ જેમ ઇતિહાસ તેમ તત્ત્વજ્ઞાન સાહિત્ય સાથે ગૂથ્યુ હતુ; પરંતુ એ કાર્ય મહાન કવિઓજ કરી શકે. આપણે તો, એજ કાર્યની સામગ્રી તરીકે, તત્ત્વજ્ઞાનને એક સ્વતંત્ર શાખા રૂપે કેળવી પોષી સવર્ધી શકીએ તત્ત્વજ્ઞાન એ સસારને વિલોકવાની એક દૃષ્ટિ છે, અને તે જેમ જ્ઞાનીને સિદ્ધ છે તેમ આપણા સહુને સાધ્ય છે અને આવશ્યક છે. તત્ત્વજ્ઞાન એ જ્ઞાનની અન્ય શાખાઓની સમાન કક્ષાનુ એક શાસ્ત્ર છે એ સમઝણ પણ ભૂલ ભરેલી છે. જ્ઞાનની સર્વ શાખામા તત્ત્વજ્ઞાન પ્રવેશ કરે છે, કારણ કે એ સર્વના મૂળ-

રૂપે એનુ સ્થાન છે. તેથી જીવ જગત્ અને પરમાત્માના સ્વરૂપનુ, જ્ઞાનની એક સ્વતંત્ર શાખારૂપે ચિન્તનઃ-એટલામાજ તત્ત્વજ્ઞાન સમાપ્ત થતુ નથી. ઇતિહાસ અને વિજ્ઞાનના મૂળ શોધવા તથા એનો અર્થ કરવામા પણ તત્ત્વજ્ઞાન પ્રવર્ત્તે છે. આ દૃષ્ટિએ મનુષ્યનુ બંધારણ, એનો આ પરિદૃશ્યમાન વિશ્વ સાથે સંબધ, એની સ્વાભાવિક પ્રવૃત્તિ નિવૃત્તિની ભાવનાઓ-ઇત્યાદિ સર્વ વિચાર તત્ત્વજ્ઞાનના પેટામા પડે છે. એ વિચારનું બહોળું પણ સુચિન્તિત સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર છે. એજ ભવિષ્યના કાવ્યસાહિત્યમા ઉચ્ચતા અને ગંભીરતા, એ સાહિત્યના પ્રાણ રૂપે પ્રેરી શકશે, અને એ વિના આપણુ સાહિત્ય રંગબેરંગી પરપોટા જેવુંજ રહેશે' (આનંદશંકરભાઈ)

૧૧૮૮ (૬) જૈન તત્ત્વજ્ઞાનમા કર્મવાદ, અનેકાંત ફિલસુફી, નયવાદ, સામ્યવાદ, અહિંસાદિ વ્રતો, ગુણસ્થાનક્રમ, યોગ, મતિજ્ઞાનાદિના સૂક્ષ્મભેદો, પ્રમાણમીમાંસા આદિ અનેક વિશિષ્ટ તત્ત્વોનો સમાવેશ થાય છે તો તે દરેક પર સ્વતંત્ર વિચારકોએ તે તે પરના મિશ્ર પ્રાચીન ગ્રંથોમાથી તારવી ઊહાપોહ અને પરિશીલન-પૂર્વક નિબંધો, લેખો, પુસ્તકો અલગ અલગ રચવા ઘટે. જૈનધર્મની અનેકાંત-સ્યાદ્‌વાદની ફિલોસોફીનો અર્થ એ છે કે એક વસ્તુને અનેક દૃષ્ટિકોણથી જોઇ શકાય છે. જો એ વાત સૌ સમજી લે તો જગત્‌મા સાચો પ્રેમ, શાંતિ અને અભેદનીતિ પ્રવર્ત્તે અને એ સમજવાથીજ જૈનો શ્રી મહાવીર પ્રભુના સાચા અનુયાયીઓ થવાને અધિકારી બને. ભગવાન્ મહાવીરનો કલ્યાણકારક સંદેશ જો જગતમાં ફેલાવવો હોય તો સૌથી પહેલા જૈન સમાજના વિખરાયલા તંતુઓને એકઠા કરવા જોઇએ અને બધા સંપ્રદાયોને એક સૂત્રથી બાંધી માહોમાહેના ભેદભાવ અને પક્ષપાતનો નાશ કરવો જોઈએ. એ કરવા માટે અનાવશ્યક રૂઢીઓ પર ભાર ન મૂકતા જૈન તત્ત્વજ્ઞાનનેજ ધર્મના આધારરૂપ સમજવામા આવે, તોજ સાંપ્રદાયિકતાની સંકુચિત દૃષ્ટિનો આપોઆપ લોપ થશે, અને તેથી આજે જૈન સમાજની જે શકિત વિખરાયેલી

અને વહેચાયલી છે તે સગઠિત થશે. એ સંગઠન સમગ્ર જૈન જાતિ માટે કલ્યાણકર નિવડશે. જ્યારે જૈન સમાજ પ્રત્યેક ધર્મ અને સંપ્રદાય તરફ આવી અનેકાત દૃષ્ટિથી જોતા શીખશે ત્યારે તેનામાથી સાંપ્રદાયિકતા પાળતા છતા સાપ્રદાયિકતાનુ દૃઢ મમત્વ છૂટશે, અને તેવા ઉદારચરિત જૈનો સમસ્ત ભારતના એકત્રીકરણ અને સંગઠનમા સક્રિય ભાગ લેશે.

૧૧૮૯ (૭) ભાષા સંબંધે અને વિશિષ્ટ રીતે પ્રાકૃત ભાષા માટે જૈનાચાર્યોએ ઘણુ કર્યું છે તેથી તત્સબંધી સર્વ પુસ્તકો પ્રકટ કરવા આવશ્યક છે. પ્રાકૃત ભાષાના ઉદ્ધાર (revival)ની અતિ જરૂર છે કારણકે તે જૈનોની શાસ્ત્રભાષા છે તેથી તે સંબંધે તેની ઉત્પત્તિ, આગમોની ભાષા–તેની સાથે પ્રાકૃતનો સંબંધ, આગમો પછીના પ્રાકૃત ગ્રથોની ભાષા, પછી સસ્કૃત ટીકાઓ અને ગ્રંથોનો ઉદ્‌ભવ–તેના કારણ વગેરે સંબધી શોધખોળ થતા ઘણો પ્રકાશ પાડી શકાશે એટલુજ નહિ પણ પ્રાકૃત ભાષાનો ઉદ્ધાર તે દ્વારા થઈ શકશે આ ઉદ્ધાર કરવામા–તેનો શાસ્ત્રીય અભ્યાસ કરવામા પહેલા જે મુશ્કેલીઓ હતી તે હવે તેના શબ્દાર્થકોષ, વ્યાકરણ વ્યવસ્થિત આકારમા પ્રસિદ્ધ થયેલ હોવાથી ઘણે અંશે દૂર થઈ છે. શ્રી **અભિધાન રાજેન્દ્રે** તો મોટા મોટા સાત પુસ્તકમા આગમાદિના પ્રાકૃત શબ્દો લઈ તે પર જૂદા જૂદા ગ્રંથોમા જે વક્તવ્ય હોય તે ટાકી એક વિશ્વકોષ (encyclopoedia) જેવી સામગ્રી પૂરી પાડી છે; પડિત **બહેચરદાસે પ્રાકૃત માર્ગોપદેશિકા, પાઈઅલચ્છીનામમાલા પ્રાકૃત વ્યાકરણ, પ્રાકૃત પાઠાવલી** આદિ શાસ્ત્રીય પદ્ધતિથી સંપાદિત કરેલા તે પ્રકટ થયેલ છે; પંડિત **હરગોવિન્દદાસે** પ્રાકૃત ભાષાના પ્રકટ અને અપ્રકટ ગ્રથોના પ્રાકૃત શબ્દો લઇ તેના સંસ્કૃત શબ્દો સહિત હિંદી ભાષામા અર્થો મૂકી પોતાની વિજયપ્રશસ્તિરૂપે એક બૃહત્ પ્રાકૃત કોશ નામે પાઇઅ-સદ્દ મહણ્ણવો (પ્રાકૃત શબ્દ મહાર્ણવ) બહાર પાડયો છે અને શતાવધાની મુનિશ્રી **રત્નચદ્રજીએ** આગમના પ્રાકૃત શબ્દોના અર્થ-

વાળો કોષ સંગ્રહ હેમનો પ્રકટ થયો છે, આ ઉપરાન્ત સંસ્કૃત પ્રાકૃત વ્યાકરણ વરરૂચિ કૃત પ્રાકૃત પ્રકાશ, પ્રાકૃત ભાષાના પાણિની હેમાચાર્યના સિદ્ધ હેમનો અષ્ટમ અધ્યાય, માર્કંડેય કૃત પ્રાકૃત સર્વસ્વ અને લક્ષ્મીધરકૃત ષડ્ભાષાચંદ્રિકા એ પ્રાચીન વ્યાકરણો પ્રસિદ્ધ થયા છે, અને પં. ધનપાલકૃત ઉક્ત પાઇઅ-લચ્છીનામમાલા અને હેમાચાર્યકૃત દેશી નામમાલા એ કોષ ઉપલબ્ધ છે. આ સર્વ સામગ્રીથી અપ્રકટ પ્રાકૃત ગ્રંથો પ્રકાશમા આવતા તેનો અભ્યાસ વિશેષ સારી રીતે થઇ શકશે.

૧૧૯૦ પ્રાકૃત ભાષામા પણ અપભ્રંશ કે જે હાલની દેશી ભાષાઓની જનની છે અને જેનુ વ્યાકરણ શ્રી હેમચંદ્રસૂરિએ ઘડી આપ્યુ છે તે અત્યાર સુધી એક સ્થિર અને અવિકારી ભાષા ગણાતી હતી, તેને બદલે હવે એનો એક જીવંત અને વિકારી ભાષા તરીકે અભ્યાસ થવો ઘટે કારણકે આ અપભ્રંશ સંબંધે 'જૈન ગૂર્જર કવિઓ' નામના પુસ્તકના પ્રથમ ભાગની પ્રસ્તાવનામા આ લેખકથી બન્યુ તેટલું વક્તવ્ય પ્રકટ થયુ છે, તે પરથી એ જીવંત અને કાળક્રમે બદલાતી ભાષા સિદ્ધ થઇ છે અને તેનુ સાહિત્ય પણ ઠીક પ્રમાણમા ઉપલબ્ધ છે એ જણાયુ છે. તો જેટલુ અપભ્રંશ સાહિત્ય ઉપલબ્ધ છે એટલુ પ્રકાશમા મૂકી-તેનો અભ્યાસ શરૂ કરી દેવો જોઇએ.

૧૧૯૧ (૮) દેશી ભાષામા-ગૂજરાતી ભાષામા પણ શ્રી નરસિંહ મહેતાના કાળ પહેલાની કાવ્યકૃતિઓ અને ગદ્યકૃતિઓ જૈનોની રચેલી મળી આવે છે તે સર્વ પ્રસિદ્ધ કરવી અતિ આવશ્યક છે, કારણકે તેથી તે ભાષાના મૂળ વિક્રમ તેરમીથી આપણને મળી આવે છે એ વાત સ્પષ્ટ થવા ઉપરાત ત્યારથી રચાયેલી કૃતિઓ પ્રસિદ્ધ થતા ભાષાના ક્રમવાર વિકાસ અને વિસ્તાર પર સારો પ્રકાશ પડશે તે ઉપરાત લોકકથા પરની કાવ્યકૃતિઓ શામળભટ્ટ કરતા ઘણા પૂર્વના જૈન કવિઓએ કરી છે તે પ્રકટ થતા તેનું સાહિત્ય ભાષાદૃષ્ટિએ તેમજ વાર્તાનિરૂપણની દૃષ્ટિએ આદરણીય થશે.

૧૧૯૨ (૯) દેશી ભાષામા ઉપરનુ સાહિત્ય ભાષાના ઇતિહાસ માટે ઉપયોગી છે, તે ઉપરાત સંસ્કૃત અને દેશી ભાષામા ઐતિહાસિક પ્રબંધો આદિ સાહિત્ય છે તે ગૂજરાતના ઇતિહાસ પર સારો પ્રકાશ નાખે છે, તેથી તે સાહિત્યનુ પ્રસિધ્ધિકરણ અતિ આવશ્યક છે.

૧૧૯૩ ગૂજરાતનુ ગૌરવ કેમ વધે તે વિષેનું સદૈવ ચિંતન કરનાર સ્વ. રણજિતરામભાઇએ સં. ૧૯૭૧મા જણાવ્યુ હતુ કે 'ગુજરાતની મુખ્યત્વે વસ્તી હિંદુઓની છે, ગુજરાતની સંસ્કૃતિ ઘડનાર પણ તેઓજ છે. હિંદુઓના બે વિભાગ છે. વેદધર્મી અને જૈન. ગુજરાતી સંસ્કૃતિના પોષણ અર્થે થએલા વેદધર્મીઓના કૃત્યો વિશે લખવાનુ મોકુફ રાખી જૈનીઓના કૃત્યો તરફ અંગુલિનિર્દેશ કરીશુ જૈન ધર્મનો જન્મ ગુજરાતમા થયો નથી છતા ગુજરાત અને ગુજરાતના પાડોશી પ્રદેશો—રાજસ્થાન અને માળવામા એ ધર્મના શ્રાવકોની મ્હોટી વસ્તી છે. શત્રુંજય અને ગિરનાર જેવા એમનાં મ્હોટા તીર્થો ગુજરાતમા છે. સિદ્ધરાજ, કુમારપાળ અને વસ્તુપાળ તેજપાળે જૈન સાહિત્ય અને લલિત કળાઓ (સ્થાપત્ય, મૂર્ત્તિવિધાન, ચિત્રવિદ્યા) ને ઉત્તેજન, પોષણ અને આશ્રય આપ્યા હતા સોલંકીઓની સત્તા દરમ્યાન એમણે રાજકારભાર ચલાવ્યા હતા અને રણક્ષેત્રમા વિજય મેળવ્યા હતા. પૂર્વે વેપાર ખેડતા અને આજે પણ ખેડે છે. વેપારથી મળતી લક્ષ્મી મંદિરો બાંધવામા, મૂર્ત્તિઓની સ્થાપના કરવામા, ગ્રંથભંડાર સ્થાપવામા, ગ્રંથોની નકલો કરાવી પ્રચાર કરવામા—વગેરેમા વપરાતી. સર્વ ધર્મનુ રહસ્ય જાણવા અકબ્બર બાદશાહને જીજ્ઞાસા થઇ ત્યારે જૈન ધર્મનો પ્રબોધ કરવા હીરવિજયસૂરિ ગુજરાતમાથીજ ગયા હતા. જ્યા જ્યા જૈનોની વસ્તિ હશે ત્યા ત્યા સાધુઓ અને સાધ્વીઓને રહેવા અપાસરા હોય છે. આવાં સ્થળોમા તેઓ ચાતુર્માસ ગાળે છે અને ઉપદેશ આપી શ્રાવકોનાં જ્ઞાન અને ધર્મની જ્યોત સળગતી રાખે છે ગુજરાતના સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, ગુજરાતી અને હિન્દી સાહિત્યના અનેક ગ્રંથો

જૈનોએ લખ્યા છે એ બુહ્લર, ભાંડારકર (પિતા અને પુત્ર), પીટર્સન, કીલ્હોર્ન, કાથવટે, દલાલ, વેબર, જેકોબી આદિના રીપોર્ટો, ગ્રથો પરથી સુપ્રસિદ્ધ છે. સાહિત્યના અંગો-કાવ્ય, કથા, નાટક-એમણે ખીલવ્યા છે. વ્યાકરણના ગ્રંથો લખ્યા છે. જૈન તત્ત્વચિંતન અને ન્યાય તથા યોગ વિશે પણ એમણે ઉત્તમ ગ્રથો રચ્યા છે, ગુજરાતના ઇતિહાસને લગતી નાનાવિધની માહિતી ચરિત્ર રૂપે, કથા રૂપે, કાવ્ય રૂપે, ગ્રથોની સમાપ્તિની નોધ રૂપે, મૂર્તિઓની સ્થાપનાના લેખ રૂપે, મદિરોના શિલાલેખ રૂપે, ચિત્રોરૂપે એમણે સાચવી રાખી છે. ગુજરાતની એમણે ઘણી ઘણી સેવા કરી છે. અફસોસ છે કે વેદધર્મીઓ હજુ જોઈએ તેટલા પ્રમાણમા એ સેવાનુ મહત્ત્વ સમજતા નથી. પહેલી જૈન સાહિત્ય પરિષદ મળી તેના પ્રમુખપદે મહા મહોપાધ્યાય સતીશચંદ્ર વિદ્યાભૂષણ-એક બંગાળી વેદધર્મી વિદ્વાન બિરાજ્યા હતા. ગુજરાતી વેદધર્મી કે જૈન વિદ્વાન નહી. પણ **ગુજરાતના** વેદધર્મીઓ કાઇક અતડા છે અને જ્ઞાનના જ્ઞાન ખાતર અનુરાગી નથી. જૈનોની જ ઉપેક્ષા કરે છે એમ નથી-પારસીઓ, મુસલમાનોની પણ ઉપેક્ષા કરે છે. કોઇ ગુજરાતી વેદધર્મી અવસ્તા પહેલવીમા પ્રવીણ છે? સંસ્કૃતમા ઘણા પારસીઓ પ્રવીણ છે. ઈરાની સંસ્કૃતિનો જ્ઞાતા કોઈ ગુજરાતી હિંદુ છે? અરબી સાહિત્યનો વિદ્વાન્ કોઇ ગુજરાતી હિંદુ છે? નથી. જ્ઞાનની તૃષ્ણા નથી. તૃષ્ણા હોય તો તેની પરિતૃપ્તિ માટે સાધનો, અનુકૂળતા નથી.'[૫૭૭]

૧૧૯૪ શ્રીયુત કૃષ્ણલાલભાઇ સં. ૧૯૮૧મા જણાવે છે કે 'જુના ગુજરાતી સાહિત્યના બધારણ તથા તેના વિકાસમાં બ્રાહ્મણ, વાણીઆ, શ્રાવક અને જૈન સાધુઓએ મુખ્ય ભાગ લીધો છે, એટલે કે જૈનેતર તેમજ જૈન એ બંને કોમોએ સાહિત્યને ખીલવવામા મદદ કરી છે. એ બેમાથી એકજ કોમે એવો દાવો કરવો કે એ સાહિત્ય

૫૭૭ 'જૈન સસ્કૃતિ' પર લેખ તા ૩-૭-૧૯૧૫ જૈનશ્વે કૉ. હેરેલ્ડનો જૈન ઇતિહાસ સાહિત્ય અક વીરાત્ ૨૪૮૧.

અમારા વડે જ જીવતું રહ્યું છે તે કેવળ પ્રમાદ છે. જુના ગુજરાતી (કે અન્ય ભાષાના) સાહિત્યનો સીલસીલાબધ, સંબદ્ધ (connected) ઇતિહાસ લખવો હોય તો જૈનોથી જૈનેતરની કૃતિ તરફ અને જૈનેતરથી જૈનોની કૃતિ તરફ દુર્લક્ષ થઈ શકે નહી. અમુક વિષયો સબધે બંને કોમોએ એકજ નદીના મૂળમાથી પાણી લીધેલુ એટલે કે સંસ્કૃત ગ્રંથ પર આધાર રાખેલો; અમુક બાબતમા વિચારની પરસ્પર આપ લે થયેલી (they acted and reacted on each other)–એટલે ખરા ઇતિહાસની રચનામા તો એ બંને કોમની કૃતિની આલોચના થવી જોઇએ. ખરૂ જોતા તો વખત એવો આવી લાગ્યો છે કે જુના ગુજરાતી ( કે અન્ય ભાષાના ) સાહિત્યનુ ખરૂં ભાન કરાવવા માટે સાહિત્યમા રસ લેતા અભ્યાસીને જેટલુ જૈનેતર વર્ગના આચાર, વિચાર અને ધર્મનુ જ્ઞાન હોવું જોઇએ તેટલુંજ જૈનોના આચાર, વિચાર અને ધર્મનુ હોવુ જોઇએ. એ પરિચય આવશ્યક છે, એ ન હોય તો દૃષ્ટિબિંદુ ખોટું રહેવાનુ (the perspective would be false) અને સાહિત્યના ચિત્રપર પડતું તેજ ( light ), અથવા તેને ઢાકતી, ઝાખું દેખાડતી તેજહીનતા (shade) બરાબર સમજાવાના નહીં ઢાલની એક બાજુ અત્યાર સુધી જોવામા આવતી; હવે બે બાજુ જોવી પડે છે ને પડશે (આનંદકાવ્ય મહોદધિ મૌ. ૭ માનો ઉપોદ્ઘાત. તા. ૨૪–૧૦–૧૯૨૫.)

૧૧૯૫ કોઇપણ દેશ બીજા દેશની સસ્કારિતા કે સંસ્કૃતિને તિલાજલિ આપે તો તે પોતાના આત્મહિતને–પ્રગતિને અટકાવે છે. પૂર્વની સંસ્કૃતિમા પણ બ્રાહ્મણ સપ્રદાય અને શ્રમણ સપ્રદાય–એ બનેની સંસ્કૃતિનુ સ્થાન છે–જૈન અને જૈનેતર, બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર–એ બનેના સાહિત્ય અને ધર્મચિતનના ફાળાને જૂદા–એક બીજાથી તદન નોખા રાખી શકાશે નહિ; એટલુ જ નહિ, પરંતુ પૂર્વે પણ પશ્ચિમની અને પશ્ચિમે પૂર્વની સંસ્કૃતિને આદર આપી સારા તત્ત્વો જ્યા જ્યાં જણાય ત્યા ત્યાથી લઇને તેમને અપનાવવા પડશે–આમેજ કરવા

પડશે–મિલાવી લેવા પડશે. આના જ્વલંત દૃષ્ટાંત રૂપે કવિસમ્રાટ્ ડૉ. રવીન્દ્રનાથે 'વિશ્વભારતી' નામની મહાસંસ્થા પોતાના શાંતિનિકેતનમાં સ્થાપી છે. આજનો યુગ કોમકોમનું, પ્રજા પ્રજાનું સંગઠન માગે છે–સર્વની સંસ્કૃતિનો સત્કાર ઇચ્છે છે. તો તે પ્રત્યે આ પશ્ચિમ ભારતના-ગૂજરાતના શ્વેતામ્બર જૈન સાહિત્યનો ઇતિહાસ પણ યત્કિંચિત્ દિશા બતાવશે અને જૈન સંસ્કૃતિ પ્રત્યે આદર કેળવવામાં તે નિમિત્તભૂત થશે–એવી સંપૂર્ણ આશા છે. જ્ઞાન અને શક્તિથી દેશનું પુનરુત્થાન છે તો તે બંને આપણને પ્રાપ્ત થાય તે માટે સહુ પ્રાર્થના કરીએ કેઃ—

सह वीर्य करवामहै। तेजस्विनोऽप्यधीतमस्तु मा विद्विषामहै
मा विद्विषामहै
मा विद्विषामहै ॥

शान्तिरस्तु पुष्टिरस्तु आत्मकलासमृद्धिरस्तु ॥
सर्वे मेवाचिन सन्तु सर्वे सन्तु निरानया.।
आत्मज्योति श्च पश्यन्तु मा कश्चित्तम आप्नुयात् ॥

અને એ પ્રાર્થના સિદ્ધ થતાં કવિ ન્હાનાલાલના શબ્દોમાં આપણે ભારતના યશોગાન ગાઇશું કે–

જીવનસાફલ્યવન્તી, સૃજનહેતુસિદ્ધિવન્તી;
વિરાટને કિરીટ તિલકટીલડી સમ હો!
ઇતિહાસની અનસ્ત પરમ પૂર્ણિમા અમ હો!
મનુષ્યકુલની પ્રફુલ્લ નિત્યવસન્ત હો!
અમ ભારતભૂમિ હો!
ભાખો એ કલ્યાણમંત્ર, ભાગ્યજનની હો!
ગાઓ એ મહાકથા મનુષ્યમોહિની, અહો ભારતકુલ!



# જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ.

## વિસ્તૃત અનુક્રમણિકા.

આ ગ્રથમા આઠ વિભાગ છે અને તે દરેકના સાત પ્રકરણ છે. આ રીતે થયેલા કુલ ૫૬ પ્રકરણમા સળગ સખ્યામા ૧૧૯૫ 'પારા'ઓ છે, ૫૭૭ ટિપ્પણ (ફુટનોટ) છે અને તે માટે કુલ ૮૩૨ પૃષ્ઠ છે. મુખ્યત્વે કરી તે પારા અને ટિપ્પણના આકડા પરજ આ આખી અનુક્રમણિકા તૈયાર કરી છે. જેમા કોરા આકડા મૂકેલ છે તેમા તે 'પારા'ની સંખ્યા સમજવી. જે આકડા પાસે ટિ. મૂકેલ છે તે ટિપ્પણથી અંક સંખ્યા સમજવી, ને જે આકડા પાસે પૃ. મૂકેલ છે તે પૃષ્ઠની અંક સખ્યા સમજવી આખી અનુક્રમણિકાના વિષયવાર ૨૩ ભાગ પાડયા છે; તે દરેક ભાગનુ નામ કાળા જાડા ટાઈપમા અત્ર મૂકેલુ છે. બીજા ટુંકા અક્ષરો માટે આરંભમા આપેલ **સાંકેતિક અક્ષરોની સમજ** જુઓ.

## ૨ જૈન ગ્રંથકારો, લેખકો, સૂરિઓ આદિ.

## ૩ જૈનકૃત સંસ્કૃત-પ્રાકૃત ગ્રંથ-કૃતિની અનુક્રમણિકા.

## ૪. જૈનકૃત અપભ્રંશ ગ્રંથ-કૃતિની અનુક્રમણિકા.

## ૫ જૈનકૃત ગૂજરાતી-દેશી ભાષામાં ગ્રંથ-કૃતિઓ વગેરેની અનુક્રમણિકા.

૬ જૈનકૃત અંગ્રેજીમાં ગ્રંથો વિગેરે.



૭ (જૈન) ઐતિહાસિક સાધનો—કૃતિઓ આદિ.

## ૮ જૈન પારિભાષિક શબ્દો, બિરૂદો આદિ.

## ૮ જૈન પારિભાષિક શબ્દો, બિરૂદો આદિ.

## ૯ જૈન તીર્થંકરો, તીર્થો, મંદિરો આદિ.

## ૧૦ જૈન ગચ્છ, ગણ, સંપ્રદાયાદિ.

## ૧૦ જૈન ગચ્છ, ગણ, સંપ્રદાયાદિ.

## ૧૧ જૈન શ્રાવકો, મંત્રીઓ વગેરે.

## ૧૨ વાણિયા-બ્રાહ્મણાદિ જાતિ કુલ ગોત્રાદિ.

## ૧૩ યુરોપીય સ્કૉલરો આદિ.

## ૧૪ યુરોપીયનની કૃતિઓ.



## ૧૫ જૈનેતર હિન્દુ ગ્રંથકારો-લેખકો આદિ

## ૧૬ જૈનેતર હિન્દુ કૃત ગ્રંથો, લેખો આદિ.

## ૧૬ જૈનેતર હિન્દુ કૃત ગ્રંથો, લેખો આદિ.

## ૧૬ જૈનેતર હિન્દ આદિકૃત ગ્રંથોની અનુક્રમણિકા.

## ૧૭ મુસલમાનોની ઐતિહાસિક કૃતિઓ-કિતાબો



## ૧૮ જૈનેતર હિંદુ દેવ-મંદિર સંપ્રદાય આદિ.

## ૧૯ સ્થળો-સ્થાનાદિ.

## ૨૦ હિન્દુ રાજકર્તાઓ, રાજવંશ જાતિ આદિ

**૨૧ મુસલમાન રાજકર્ત્તા, સૂબા, જાતિ વગેરે.**

## ૨૨ સામયિક પત્રો, ગ્રંથમાલા, પ્રેસ આદિ.

## ૨૩. પ્રકીર્ણ

# શુદ્ધિ અને વૃદ્ધિ પત્રક.

[ દરેક પારા અને ટિપ્પણીમાં શું ઉમેરવાનુ કે સુધારવાનુ છે તે અત્ર જણાવ્યું છે. ]

૨૮ 'બધુ એકત્રિત કર્યું.' પછી ઉમેરો, (વીરાત્ ૧૬૦ આસપાસ). તથા '**મગધ-(પાટલિપુત્ર) પરિષદ્**' પછી ઉમેરો-**પાટલિપુત્રી વાચના.** ને છેવટે ઉમેરો (આ સબંધમા વિસ્તારથી તિત્થોગાલી પઇન્નયમા જણાવ્યુ છે તે માટે જુઓ 'વીર નિર્વાણ સવત્ ઔર જૈન કાલગણના' નામનો મુનિશ્રી કલ્યાણવિજયનો હિંદી નિબધ પૃ. ૯૪ થી ૧૦૪ )

ટિ. ૩૬ 'હરિભદ્રસૂરિએ ઉપદેશપદમા' એને બદલે 'હરિભદ્રસૂરિના ઉપદેશપદ ઉપર મુનિચદ્રસૂરિ કૃત ટીકામા' એમ સુધારી વાચો; તેની ગાથામા **तञो** ને બદલે **तओ**, **अत्थेति** ને બદલે **अत्थित्ति** અને **एक्कारय** ને બદલે **एक्कारस** એમ સુધારી વાચો, તથા વિશેષમા જુઓ હરિભદ્રસૂરિ કૃત શિષ્યહિતા નામની આવસ્યક સૂત્ર પર વૃત્તિ પૃ. ૬૯૭-૮ (આ. સમિતિ).

૩૧. 'વિશેષમા વીર નિર્વાણથી છઠ્ઠા સૈકામા-આર્યશ્રી સ્કન્દિલ અને વજ્ર સ્વામિની નિકટના સમયમા' એટલા શબ્દોને બદલે સુધારી એમ વાચો કે 'વીરાત્ ૮૨૭ થી ૮૪૦ ની વચ્ચે આર્ય સ્કન્દિલના સમયમા,' '**માથુરી વાચના**' પછી ઉમેરો-'**સ્કાંદિલી વાચના**'.

ટિ. ૩૭-૩૮ ઉમેરો, મેરૂતુગ સૂરિની વિચારશ્રેણિમા એમ લખ્યુ છે કે 'શ્રી વિક્રમાત્ ૧૧૪ વર્ષે વજ્રસ્વામી, તદનુ ૨૩૯ વર્ષૈઃ સ્કન્દિલ' એટલે કે વિક્રમથી ૧૧૪ વર્ષે વજ્રસ્વામી (સ્વર્ગવાસી થયા) અને તેની પછી ૨૩૯ વર્ષ વ્યતીત થતા સ્કંદિલાચાર્ય થયા. આમા ૨૩૯ વર્ષમા ૩નો ઉમેરો થવો જોઈએ એટલે ૨૪૨ થતા કુલ ૩૫૬ વર્ષ પછી આચાર્ય સ્કંદિલનો યુગપ્રધાન-પર્યાય શરૂ થયો મેરૂતુગે

આ ગણનામા આર્ય વજ્રના પછી વજ્રસેનના અસ્તિત્વના ૩૩ વર્ષ ગણ્યા છે તેને બદલે ૩૬ વર્ષ જોઈએ, કારણ કે વજ્ર પછી ૧૩ વર્ષ આર્ય રક્ષિત, ૨૦ વર્ષ પુષ્પમિત્ર અને તેના પછી ૩ વર્ષ સુધી વજ્રસેન યુગપ્રધાન રહ્યા હતા. આથી વજ્ર પછી વજ્રસેન ૩૬ વર્ષ સુધી જીવિત રહ્યા. તેની પછી નાગહસ્તિ ૬૯, રેવતિમિત્ર ૫૯ અને બ્રહ્મદ્વીપક સિંહ ૭૮ વર્ષ સુધી યુગપ્રધાન રહ્યા. કુલ વિક્રમવર્ષ ૩૫૬ (૧૧૪+૩૬+૬૯+૫૯+૭૮=૩૫૬), સિંહસૂરિના સ્વર્ગવાસ સુધી થયા, ત્યાર પછી આચાર્ય સ્કંદિલનો યુગ પ્રધાનત્વ પર્યાય શરૂ થયો. (મુનિ કલ્યાણવિજય).

૩૨. આ પારાની શરૂઆતમા ઉમેરો કે 'જે કાલે માથુરી વાચના થઇ તેજ કાલમા વલભી નગરીમા નાગાર્જુન સૂરિએ પણ શ્રમણ સઘ એકઠો કર્યો ને નષ્ટાવશેષ આગમ સિદ્ધાતોનો ઉદ્ધાર શરૂ કર્યો. આગમ, તેના અનુયોગો, તથા પ્રકરણ ગ્રથ જે યાદ હતા તે લખવામા આવ્યા અને તેમને વિસ્તૃત સ્થલોના પૂર્વાપર સબધ અનુસાર બરાબર કરી તે અનુસાર વચના આપવામા આવી. આને 'વાલભી વાચના' કહે છે અને તેને 'નાગાર્જુની વાચના' પણ કહી શકાય. આચાર્ય સ્કંદિલ અને નાગાર્જુન બને સમકાલીન સ્થવિરો હોવા છતા દુર્ભાગ્યે આપસમા મિલન ન થવાથી બને વાચનાઓમા યત્રતત્ર કંઈક ભિન્નતા રહી ગઈ કે જેનો ઉલ્લેખ હજુ સુધી ટીકાઓમા જોવાય છે. જુઓ ભદ્રેશ્વરકૃત કથાવલી. જુઓ મુનિ કલ્યાણવિજયનો હિંદી નિબંધ 'વીર નિર્વાણ સંવત...પૃ ૧૧૦-૧૧૧ (પારા ૧૯૫).

છેવટમા ઉમેરો કે 'દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણની અધ્યક્ષતામા એકઠા થયેલા શ્રમણ સઘે પૂર્વોક્ત બને વાચના સમયે લખાયેલા સિદ્ધાતો ઉપરાત જે જે ગ્રથ, પ્રકરણ મોજૂદ હતા તે સર્વને લખાવી સુરક્ષિત કરવાનો નિશ્ચય કર્યો ને તે શ્રમણ-સમવસરણમા બને વાચનાઓના સિદ્ધાતોનો પરસ્પર સમન્વય કરવામા આવ્યો અને જ્યા સુધી બની શક્યું ત્યા સુધી ભેદ-ભાવ મટાડી તેને એકરૂપ કરી દીધું

અને જે જે મહત્ત્વપૂર્ણ ભેદ હતા તેને પાઠાંતરના રૂપમા ટીકા–ચૂર્ણિઓમા સગ્રહીત કર્યું. કેટલાક પ્રકીર્ણક ગ્રથ જે કેવલ એકજ વાચનામા હતા તે તેવાજરૂપે પ્રમાણ માનવામા આવ્યા. આ વ્યવસ્થા પછી **સ્કંદિલની માથુરી** વાચના અનુસાર સર્વ સિદ્ધાત લખવામા આવ્યા. જ્યા જ્યા **નાગાર્જુની** વાચનાનો મતભેદ કે પાઠભેદ હતો તે ટીકામા લખી દેવામા આવ્યો, પરતુ જે પાઠાતરોને નાગાર્જુનાનુયાયી કોઇ રીતે તજી દેવા તૈયાર ન હતા, તેને તેના મૂલ સૂત્રમા પણ **'वायणंतरे पुण'**–એ શબ્દો સહિત ઉલ્લેખવામા આવ્યા. (જુઓટિ. ૧૩૯). આથી આ દેવર્ધિગણિની વાચના નહિ પણ **'પુસ્તક લેખન'** કહેવામા આવે છે, ને વર્ત્તમાન જૈન આગમોનો મુખ્ય ભાગ **માથુરી વાચનાનુગત** છે, પરતુ તેમા કોઈ કોઇ સૂત્ર **વાલભી** વાચનાનુગત પણ હોવા જોઇએ. સૂત્રોમા ક્યાક ક્યાક વિસવાદ અને વિરોધ તથા વિરોધાભાસ સૂચક જે ઉલ્લેખ મળે છે તેનુ કારણ પણ વાચનાઓનો ભેદજ સમજવો જોઇએ (એજન પૃ. ૧૧૨–૧૧૭).

૪૪. પક્તિ ૩મા તરશરીરવાદી ને બદલે તચ્છરીરવાદી વાચો.
ટિ. ૪૧ છેવટની પક્તિમા ઈ. ઑ. ને બદલે ઇ. ઍ. વાચો.
ટિ. ૪૩ બીજી છેવટની પંક્તિમા ઈ. ઑ. ને બદલે ઇ. ઍ વાચો.
ટિ. ૫૯ Z. M. M. G. ને બદલે Z D M. G. વાચો.

૧૪૪ ઉમેરો–સિન્ધુના નહિ તેમ શાખિદેશ (પ્રભાવક ચરિત)ના પણ નહિ પરતુ ઈરાનના–પારસફૂલ (નિશીથચૂર્ણિ)–શકફૂલ (પ્રાકૃત કાલકકથા)ના ૯૬ સામન્ત રાજા–માડલિકો કાલકની પ્રેરણાથી હિંદમા આવેલા તે જાતિના 'શક' અને 'શાહ' ઉપાધિ ધારી ઈરાનના મંડલિકો હતા. તેઓએ પહેલવહેલી કાઠિયાવાડમા પોતાની સત્તા જમાવી અને તે પછી ઉજ્જેણી ઉપર જઇને ગર્દભિલ્લને પદભ્રષ્ટ કરી ત્યાનો કબજો તે શકોએ લીધો હતો (વ્યવહાર ચૂર્ણિ), કથાવલિમા લાટના રાજા બલમિત્રને બેસાડયાનો ઉલ્લેખ છે તો તેનુ મમાધાન એ છે કે લડાઇ જીત્યા પછી શકજ બેઠો, પણ તે ત્યા બહુ ટક્યો

લાગતો નથી, લગભગ ૪ વર્ષ રાજ્ય કર્યા પછી બલમિત્ર–ભાનુમિત્રે શકોને ઉજ્જેણીમાથી કાઢીને પોતાનો કબજો કર્યો હતો. કાલકાચાર્યે ઉજ્જેણીમા ચોમાસુ કર્યું અને ત્યાથી તેઓ પ્રતિષ્ઠાનપુર ગયા ને ત્યા સાતવાહનના કહેવાથી ચતુર્થીના દિવસે પર્યુષણા પર્વનુ આરાધન કર્યું હતુ. બલમિત્ર–ભાનુમિત્રે ભરૂચમા પર વર્ષ રાજ્યપદ ભોગવ્યુ ને ૮ વર્ષ સુધી ઉજ્જેણીમા રાજ્ય કર્યું.

કાલકનો સમય પણ સયમપ્રધાન હતો તેમના સમયમા રેવતીમિત્ર, આર્ય મંગૂ અને આર્ય સમુદ્ર જેવા અનુયોગધરો વિચરતા હતા. મધ્ય હિન્દ અને કોકણ વગેરેમા જૈન ધર્મનુ વિશેષ પ્રાબલ્ય હતુ, છતા રાજ્યક્રાન્તિના કારણે દેશમા કઇક અશાતિ જેવુ હશે. પશ્ચિમ ભારતથી લઇને માલવા સુધીમા શકોના ટોળા ફેલાઇ ગયા હતા. અને આ સર્વ આપત્તિનુ મૂલ કારણ ગર્દભિલ્લદ્વારા સાધ્વી સરસ્વતીનુ અપહરણ હતુ. જો ગર્દભિલ્લ કાલકના ઉપદેશથી સમજી ગયો હોત અથવા અન્ય કોઈ પણ ભારતીય રાજાએ કાલકની ફર્યાદ સાભળી હોત તો તેઓ પારસકૂલ સુધી જઇને શકોને નહિ લાવ્યા હોત.

કાલકાચાર્ય જબરદસ્ત યુગપ્રવર્ત્તક પુરુષ હતા તેમણે રાજ્યક્રાન્તિજ કરાવી હતી એટલુજ નહિ પણ ધર્મમાર્ગમા પણ તેમણે સૂત્રોના પદાબધ પ્રકરણોના અનુવાદ કરીને ગંડિકાનુયોગની પ્રવૃત્તિ ચલાવી હતી અને પ્રથમાનુયોગ નામથી એક કથાવિષયક આગર સિદ્ધાન્ત ગ્રથની રચના કરી હતી. તે ઉપરાત તેમણે લોકાનુયોગમા કાલકસહિતા નામની નિમિત્ત વિષયની સંહિતા બનાવી હતી. પરપરાથી ભાદ્રવા શુદિ પાચમને દિવસે પર્યુષણાપર્વ થતુ હતુ તે એમણે ચતુર્થીને દિવસે કર્યું અને ખૂબી એ હતી કે પોતાના આ સર્વ અભિનવ કાર્યો જૈન સંઘની પાસે તેમણે 'પ્રામાણિક' તરીકે મજુર કરાવ્યા હતા. આ ઉપરથી કાલકનો જૈન સંઘમા કેવો (કેટલો) પ્રતાપ હશે તે વાચકો સ્વય જાણી શકશે. કાલકની વિહારભૂમિ

પણ ઘણી વિસ્તૃત હતી. પૂર્વમા પાટલિપુત્ર (પટના)મા તે સઘને પોતાના કર્ત્તવ્યનુ દિગ્દર્શન કરાવે છે, દક્ષિણમા પ્રતિષ્ઠાનમા પચમીથી ચતુર્થીમા સાવત્સરિક પર્વ કરે છે, પશ્ચિમમા તો તેઓ પારસકુલ-ફારસની ખાડી સુધી શકિસ્તાનમા પહોચી જાય છે અને ઉપરાત સુવર્ણભૂમિ સુધી તે પોતાનો વિહાર લબાવે છે. આથી કાલકે કયા સુધી પોતાનો વિહાર લંબાવ્યો હતો તે જણાશે તેમનો સ્વર્ગવાસ કયારે થયો તે ચોક્કસ નથી, પણ ઘણે ભાગે વીરાત્ ૪૬૫ (વિ. સં. ૫ પૂર્વે) પરલોકવાસી થયા હશે એમ હુ માનુ છુ. (મુનિશ્રી કલ્યાણવિજયની પ્રભાવક ચરિત ભાષાતરની પ્રસ્તાવના.)

ટિ. ૮૭. '(વિક્રમની બીજી સદીમા ?)'–આટલા શબ્દો કાઢી નાખી ઉમેરો –પં. ૫ પ્રભાવક ચ મા પાદલિપ્ત પ્રબંધમા વીરાત્ ૪૮૪મા આર્ય ખપટ થયા એમ લખ્યુ છે, પણ ખરૂ જોતા આ વર્ષે તેમના સ્વર્ગવાસનુ હોવુ જોઈએ જો તે સવત્ અને અમારી કલ્પના સત્ય હોય તો આર્ય ખપટનો સમય ભરૂચના બલમિત્ર ભાનુમિત્રના પાછલા સમયમા અને નભસ્સેનના પ્રાથમિક સમયમા આવે છે. ભરૂચ ઉપર પ્રતિષ્ઠાનના સાતવાહનની ચઢાઇ વિષે ઉક્ત પ્રબધમા જે વર્ણન આપ્યુ છે તેનો સબધ પણ પાદલિપ્તના સમયની સાથે નહિ, પણ આર્ય ખપટની સાથેજ સંગત થાય છે, કારણ કે બલમિત્રના સમયમા આર્ય ખપટનુ અસ્તિત્વ હતુ એટલુજ નહિ પણ આર્ય ખપટનું મુખ્ય સ્થાન પણ ભરૂચજ હતું. સાતવાહનના મંત્રીને પાદલિપ્તનો શિષ્ય કહેવા કરતા આર્ય ખપટનો શિષ્ય કહેવો વધારે સંગત છે. (મુનિ કલ્યાણવિજય, પ્ર ચ. પ્ર.)

૧૪૫ પક્તિ ૪મા 'વીરાત્ ૪૮૪ મા' એ પર ૮૭ એ આક ટિ. નો ઉડી ગયો છે તે મૂકો, ને તે પારાની છેવટે ઉમેરો —આર્ય ખપટનો વિદ્યાસિદ્ધ તરીકે નિશીથ ચૂર્ણિમા બે સ્થલે નિર્દેશ છે, તેમ બીજા પણ પ્રાચીન સાહિત્યમા તેમનુ પૂર્વાચાર્ય તરીકે વર્ણન હોવાથી એમા શંકા નથી કે એ મહાપુરષ ઘણા જૂના છે. એમના સમયમા

પાટલિપુત્રમાં દાહડ નામનો મિથ્યાદષ્ટિ રાજા હોવાનું અને તેણે બ્રાહ્મણને પ્રણામ કરવા જૈન શ્રમણોને આજ્ઞા કર્યાનુ વર્ણન પ્ર ચ. ના પાદલિપ્ત પ્રબંધમા આવે છે—આ હકીકત પણ ઐતિહાસિક સત્યનું પ્રતિપાદન કરનારી જણાય છે. એ સમયમા પાટલિપુત્રમા શુંગ વશનું રાજ્ય હતુ; તે વંશના રાજાઓએ જૈન અને બૌદ્ધ ધર્મનો નાશ કરી વૈદિક ધર્મની ઉન્નતિ કરવાને અનેક ઉપાયો કર્યાં હતા અને તેમા તેઓને સફળતા પણ મળી હતી. સેંકડો વર્ષોથી મગધમા દઢમૂલ થયેલ જન અને બૌદ્ધ ધર્મની જડો એ વખતે ઢીલી થઇ હતી અને બ્રાહ્મણોનું પ્રાબલ્ય વધ્યુ હતુ. આશ્ચર્ય નથી કે 'દાહડ' તે આ વંશનો છેલ્લો રાજા 'દેવભૂતિ' હોય અને પોતાના પૂર્વજોની કરણીનુ અનુકરણ કરવા એણે બ્રાહ્મણોને પ્રણામ કરવાનો જૈન શ્રમણોને હુકમ કર્યો હોય. શુંગ દેવભૂતિ જે સમયે પાટલિ-પુત્રમા રાજ્ય કરતો હતો તેજ સમયે ભરૂચમા બલમિત્રનું રાજ્ય હતું. અને આર્ય ખપટ અને તેમના શિષ્ય મહેન્દ્ર ત્યા વિચરતા હતા. આ ઉપરથી જણાશે કે આર્ય ખપટ અને મહેન્દ્રની વિદ્યમા-નતા વિક્રમના પહેલા સૈકામા અને એનાથી પણ કંઇક પૂર્વના સમયમા હતી. ભરૂચ, આર્ય ખપટના સમયથી વિદ્યાધર કુલના ક્ષેત્ર તરીકે ચાલ્યુ આવ્યુ હતુ અને પ્રભાવક ચરિતકાર વિજયદેવસૂરિ-પ્રબધમા કહે છે તેમ તેમના વખતમા (સં. ૧૩૩૪મા) પણ એ પરમ્પરાના આચાર્યો આ ક્ષેત્રમા વિદ્યમાન હતા. (મુનિ કલ્યાણવિજય પ્ર. ચ. પ્ર.)

૧૪૬ પં. ૨ તત્ત્વાર્થધિગમ ને બદલે તત્ત્વાર્થાધિગમ, સુધારો.
પ. ૬ નાગરી ને બદલે નાગર સુધારો.

૧૪૭ અંતે ઉમેરોઃ—તે માન્યતા યોગ્ય નથી, કારણ કે નંદી સૂત્રની સ્થવિરાવલિમા શ્યામાર્યને તથા તેના ગુરૂ સ્વાતિને હારિજ ગોત્રના જણાવેલ છે, જ્યારે આ સ્વાતિ કૌભીષણ ગોત્રના છે તેથી બંને સ્વાતિ ભિન્ન છે. વળી આ ઉમા સ્વાતિ, 'વાચક' નામનો

એક વિશિષ્ટ વિદ્યાપ્રિય વર્ગ તટસ્થપણે ચાલ્યો આવતો તેજ વંશમાં થયા છે અને તેના ગોત્ર વગેરે પરથી તેઓ બ્રાહ્મણ જાતિના હોવાનું સૂચન થાય છે. (પં. સુખલાલની તત્ત્વાર્થ પર પ્રસ્તાવના.)

૧૪૯ પં. ૭મા 'સમાય છે' પછી ઉમેરો—તેમના શૌચ પ્રકરણ નામના ગ્રંથનો ઉલ્લેખ સિદ્ધસેનની તત્ત્વાર્થ વૃત્તિમા છે જે અત્યારે ઉપલબ્ધ નથી. (એજન).

ટિ. ૯૦ અંતે ઉમેરોઃ—ગંધહસ્તી નામની ટીકા સમન્તભદ્રે લખી હતી એવું દિગંબરી ગ્રંથો અને શિલાલેખો પરથી જણાય છે પણ તે તત્ત્વાર્થ સૂત્ર પર ન હતી, પણ બીજા દિગંબરીય સિદ્ધાંત ગ્રંથો પરથી હતી એવું જુગલકિશોરજીએ 'સ્વામી સમંતભદ્ર–ગ્રંથ પરિચય'મા પૂરવાર કર્યું છે. (એજન)

૧૫૦ છેવટે ઉમેરોઃ—મુનિ કલ્યાણવિજય પાદલિપ્તસૂરિના પ્રબંધપર પર્યાલોચના કરતા જણાવે છે કેઃ–પાદલિપ્ત પ્ર. ચ. માના પ્રબંધ પ્રમાણે મૂલ અયોધ્યાના વિજયબ્રહ્મ રાજાના રાજ્યમા ફુલ શ્રેષ્ઠીના પુત્ર. વિદ્યાધર ગચ્છ–કુલના આર્ય નાગહસ્તીની પાસે આઠ વર્ષની વયે માતાએ દીક્ષા અપાવી. દશમા વર્ષે ગુરૂએ પટ્ટધર સ્થાપી મથુરા મોકલ્યા. ત્યા રહીને પાદલિપ્ત સૂરિએ પાટલિપુત્ર જઈ ત્યાના મુરૂડ રાજાનો સદ્ભાવ પ્રાપ્ત કર્યો. આ રીતે આ આચાર્યના ગુરૂ અયોધ્યા અને મથુરા તરફ આધક રહેતા હતા. આથી જણાય છે કે ઉત્તર હિન્દમાં જૈનોની જાહોજલાલીના સમયમા તેમનો જન્મ થયો હતો. એટલે વિક્રમની પાચમી સદીની પહેલાનાએ આચાર્ય હતા એ નિશ્ચિત છે. હવે કેટલા પૂર્વે તેનો વિચાર કરતા જણાય છે કે ઉક્ત પ્રબંધ તેમજ અનેક ચૂર્ણિ આદિ પ્રાચીન ગ્રંથોમા લખ્યા પ્રમાણે પાદલિપ્ત સૂરિ પાટલિપુત્રના મુરુણ્ડ રાજાના માનીતા વિદ્વાન હતા. 'મુરૂણ્ડ'–એ શકભાષાનો શબ્દ છે ને તેનો અર્થ 'સ્વામી' થાય છે. કુશાન વંશી રાજા કનિષ્ક અને એના વંશવાલાઓને અત્રેના લોકો 'મુરૂણ્ડ'ના નામથી ઓળખતા હતા. ભારત વર્ષમા કુશાન વંશનું રાજ્ય વિ.

સં ૯૭ થી ૨૮૩ સુધી રહ્યુ, પણ પાટલિપુત્રપર એમની સત્તા કનિષ્કના સમયમા-વિ. સ. ૧૭૭ પછી અને ૨૧૯ ની વચ્ચે થઇ; કનિષ્ક પેશાવરને રાજધાની કરી ત્યા રહેતો હતો તેથી તેના સમયમા પાટલિપુત્રમા તેનીજ જાતનો તેનો સૂબો રહેતો હતો. પુરાણોમા મગધના રાજા તરીકે વિશ્વસ્ફટિક, વિશ્વસ્ફરણી, વિશ્વસ્ફૂર્જિ ઈત્યાદિ નામોથી જે બલિષ્ટ વ્યક્તિનુ વર્ણન કર્યું છે તે મુરુણ્ડના નામથી ઓળખાતા કનિષ્કના આ સૂબાનુજ હોવું જોઇએ એમ અમારૂ માનવુ છે. જાયસવાલ આનુ શુદ્ધ નામ 'વિનસ્ફર્ણિ' હતુ એમ કહે છે. તો આ રીતે પાદલિપ્તનુ અસ્તિત્વ વિક્રમના બીજા સૈકાના અંતમા અને ત્રીજા સૈકાના પૂર્વાર્ધમા હોવાનુ સિદ્ધ થઈ શકે. બીજી રીતે જોઈએ તો પાદલિપ્તના દીક્ષા ગુરૂ આર્ય નાગહસ્તિ તે નદીની સ્થવિરાવલી અને યુગપ્રધાન-પટ્ટાવલીમા ૨૨મા નાગહસ્તિ છે તેજ છે એમ મારૂ માનવુ છે ને તેમનો અસ્તિત્વ-સમય વિ. સં. ૧૫૧ થી ૨૧૯ સુધીનો બતાવ્યો છે તે આ સમયને સગત થાય છે. આર્ય નાગહસ્તિ અને કનિષ્કે સં. ૨૧૯મા આયુષ્ય પૂર્ણ કર્યું તે વખતે પાદલિપ્ત યુવાવસ્થામા હશે. આથી તેઓ આર્ય ખપટના સમકાલીન થઇ શકતા નથી. તેમજ કૃષ્ણરાજના સમયમા માન્યખેટ ગયા હશે એ વાત સભવિત નથી લાગતી. ત્યા જનાર પાદલિપ્ત જૂદા હોવા ઘટે.

પાદલિપ્ત પ્રતિષ્ઠાનપુર ગયા હતા એમા શકા જેવુ નથી. આ સમયે પ્રતિષ્ઠાનમા સાતવાહનના વશજોનુ રાજ્ય હતુ, અને સભવ પ્રમાણે તે કાળમા ત્યા ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકર્ણિ અથવા શાતકર્ણિ ત્રીજાનુ રાજ્ય હશે. ભરૂચમા પણ ગયા હતા. આર્ય નાગહસ્તિ, વજ્રસેન શિષ્ય વિદ્યાધર (પટ્ટધર સ. ૧૫૦મા) થી પ્રસિદ્ધ થયેલા વિદ્યાધર કુલના હોવા સંભવતા નથી, પરતુ તેમને વિદ્યાધર ગોપાલ (આર્ય સુહસ્તીના શિષ્યયુગલ સુસ્થિત અને સુપ્રતિબુદ્ધના શિષ્ય)થી પ્રકટ થયેલ વિદ્યાધરી શાખાનાજ સ્થવિર ગણવા યુક્તિયુક્ત છે.

પ્રાચીન સમયની કેટલીક શાખાઓ કાલાંતરે 'કુલ'ના નામથી પ્રસિદ્ધ થઈ અને પછીના સમયમા કુલો 'ગચ્છો'ના નામથી પ્રસિદ્ધ થયાં એજ હકીકત આર્ય નાગહસ્તિના 'વિદ્યાધર ગચ્છ'ના સંબંધમાં પણ બનવા પામી લાગે છે. ઘણા જૂના કાલમા એ 'વિદ્યાધરી' શાખા હશે અને કાલાન્તરે તે શાખા મટીને 'કુલ'ના નામથી પણ પ્રકાશમા આવી હશે, અને છેવટે કુલનુ પણ નામ છોડીને 'ગચ્છ'નું નામ ધારણ કર્યું હશે એમ લાગે છે. આ ઉપરથી પાદલિપ્ત સૂરિને વિદ્યાધર કુલના અથવા વંશના કહીએ તો કંઈપણ હરકત નથી. પ્ર. ચ મા જણાવ્યુ છે કે પાદલિપ્ત સૂરિએ દીક્ષા અને પ્રતિષ્ઠાવિધિ વિષયક નિર્વાણકલિકા ઉપરાત જ્યોતિષ વિષયમા પ્રશ્નપ્રકાશ ગ્રંથ રચ્યો. આ સિવાય સૂત્રોની ચૂર્ણિઓમા પાદલિપ્ત કૃત કાલજ્ઞાન નામના ગ્રંથનો અનેક સ્થલે ઉલ્લેખ આવે છે. પાદલિપ્તના ગૃહસ્થ શિષ્ય નાગાર્જુનના ગ્રંથો વિષે અહીં ઉલ્લેખ નથી, પણ યોગરત્નાવલી, યોગરત્નમાલા, કક્ષપુટી આદિ ગ્રંથો નાગાર્જુન કૃત મનાય છે. (મુનિ કલ્યાણવિજય પ્ર. ચ. પ્ર.).

૧૬૭ અંતે ઉમેરો—પં. સુખલાલજી જણાવે છે કે આ સિદ્ધસેન દિવાકરનુ બીજુ નામ ગંધહસ્તી હતુ એ કિંવદન્તી યથાર્થ નથી; વાસ્તવમા 'ગંધહસ્તી' એ નામ જે સિદ્ધસેનને અપાયુ હતુ તે સિદ્ધસેન તે પારા ૧૯૭ને ટિ. ૧૯૨મા જણાવેલા–તત્ત્વાર્થ ભાષ્યની ઉપલબ્ધ મોટી વૃત્તિ રચનાર સિદ્ધસેન ગણિ (ભાસ્વામી શિષ્ય) હતા. (પં. સુખલાલની તત્ત્વાર્થ પ્રસ્તાવના.)

૧૭૨ અંતે ઉમેરો.—પ્રભાવક ચરિતમાના વૃદ્ધવાદી સૂરિનાપ્રબંધ પરથી મુનિશ્રી કલ્યાણવિજય તે સૂરિના શિષ્ય સિદ્ધસેન દિવાકરનો સમય વિચારતા જણાવે છે કે 'વૃદ્ધવાદી પ્રસિદ્ધ અનુયોગધર આર્ય સ્કન્દિલના શિષ્ય હોવાનુ પ્રબંધકારે લખ્યુ છે, અને તે સ્કન્દિલાચાર્યનો યુગપ્રધાનત્વ–સમય અમારી ગણના પ્રમાણે વીર સંવત્ ૮૨૭ થી ૮૪૦ (વિ. સં. ૩૫૭ થી ૩૭૦) સુધીમા આવે છે. તે દરમ્યાન

વૃદ્ધવાદીની દીક્ષા થઈ માનીએ તો તેમના શિષ્ય સિદ્ધસેનનો સમય વિ૦ ચોથા સૈકાના અંતિમ ચરણ અને પાંચમાના પૂર્વાર્ધમાં આવે; વળી સિદ્ધસેન ચોથી પાંચમી સદી પછીના તો નહીંજ હોઈ શકે કારણ કે તેમના યુગપદુપયોગદ્વય વાદ'નું જૈન આગમોની પ્રાચીન ચૂર્ણિઓમાં નિરાકરણ છે, અને વિક્રમ સાતમી સદીના ટીકા ગ્રંથ નિશીથ ચૂર્ણિમાં એનો 'સિદ્ધસેણ ખમાસમણ-મિદ્ધસેણાયરિય' એ નામથી આઠ દશ સ્થળે ઉલ્લેખો છે કે જે ઉલ્લેખો પરથી સ્પષ્ટ જણાય છે કે એમણે નિશીથસૂત્ર પર ભાષ્ય અથવા તે જાતના ગાથાબદ્ધ વિવરણ ગ્રંથની રચના કરી હતી, અને નિશીથ ચૂર્ણિમાં સિદ્ધસેને યોનિપ્રાભૃતના પ્રયોગથી ઘોડા બનાવ્યાનો પણ ઉલ્લેખ છે. આથી સિદ્ધસેન દિવાકરનો સત્તાસમય ચોથા અને પાંચમા સૈકામાં મૂકવાનું યુક્તિયુક્ત છે. આવી પરિસ્થિતિમાં તેમને પ્રસિદ્ધ સંવત્સર પ્રવર્તક વિક્રમાદિત્યના નહિ પણ ગુપ્તવંશી રાજા દ્વિતીય ચંદ્રગુપ્તના સહવાસી માની લઈએ તો હરકત જેવું નથી, કેમકે આ રાજા પણ ઘણો પ્રસિદ્ધ અને 'વિક્રમાદિત્ય'-આવી ઉપાધિ ધારણ કરનારો હતો. વિશેષમાં મુનિશ્રી જણાવે છે કે નિશીથ ચુર્ણિના ઉલ્લેખો પ્રમાણે સિદ્ધસેને જૈન આગમો ઉપર પણ ટીકા ભાષ્ય વગેરે લખ્યાં હશે, પણ આજે તે કયાંઇ પણ અસ્તિત્વ ધરાવતા નથી. (પ્ર. ચ. પ્રસ્તાવના).

૧૭૩ અંતે ઉમેરો—વજ્રસ્વામીનો જન્મ માલવ દેશમાં વૈશ્યકુલમાં જૈન કુટુંબમાં થયો હતો. પૂર્વ જન્મના જ્ઞાનથી વૈરાગ્ય ઉત્પન્ન થતાં તેમને ત્રણ વર્ષની વયમાં દીક્ષા આપી, સાધ્વીઓના ઉપાશ્રયમાં જ રાખ્યા હતા ને આઠ વર્ષના થતાં સાધુઓએ પોતાના સમૂહમાં લીધા ને તેમની સાથે વિચરવા લાગ્યા એટલે ગૃહસ્થાવસ્થામાં ૮ વર્ષ તેમનાં ગણેલ છે. ૪૪ વર્ષ શ્રમણ તરીકે રહી ૩૬ વર્ષ યુગ-પ્રધાનપદે રહ્યા ને ૮૮ વર્ષે સ્વર્ગસ્થ થયા. યુગપ્રધાનપદ આ રીતે વીરાત્ ૫૪૮ (વિ. સં. ૭૮) થી ૫૮૪ (વિ. સં. ૧૧૪) સુધી રહ્યું.

તેમનો સમય સયમપ્રધાન હતો. દુષ્કાલના સમયમાં વિદ્યાપિંડ ભોગવવાને બદલે અનશન ગ્રહણ કરવાનુ તેમના શિષ્યોએ પસંદ કર્યું હતુ એ જણાવે છે કે તે કાલમા સયમધર્મમા થોડો પણ અપવાદ લગાડવાને સાધુઓ ખુશી ન હતા, સાથેજ તે સમયમા જૈન સમાજમા મૂર્ત્તિપૂજાનો મહિમા છેલ્લી હદે પહોચેલો જણાય છે. અન્ય ધર્મિઓના પ્રતિબંધ સામે સંયમીશિરોમણિ વજ્રસ્વામી જેવા જૈન ચૈત્યો માટે પુષ્પ નિમિત્તે કમર કસે છે અને બહુ દૂર પ્રદેશથી પુષ્પો લાવીને શ્રાવક વર્ગની ઇચ્છા પૂર્ણ કરે છે-એ બધુ બતાવે છે કે તે કાલમા ચૈત્ય પૂજાનુ કાર્ય એક મહાન્ ધર્મનુ અગ મનાવા લાગી ચૂકયુ હતુ અને જો ઉંડુ ઉતરીને જોઇએ તો વજ્રની આ પ્રવૃત્તિનુ અવલબન લઈનેજ પાછળના આચાર્યો ધીમે ધીમે ચૈત્ય સબધી સાવદ્ય કાર્યોમા પ્રવૃત્ત થયા હતા. **આવશ્યક** નિર્યુક્તિ-ભાષ્ય પરથી સ્પષ્ટ જણાય છે કે ચૈત્યવાસીઓ વજ્રના આ દૃષ્ટાન્તથી સયમધારીઓને પણ દ્રવ્ય પૂજા કરવાનો ઉપદેશ કરતા હતા અને પોતાના સાવદ્ય કર્ત્તવ્યોનો બચાવ કરતા હતા. વજ્રસ્વામીના સમય સુધી સાધુઓ પ્રાયઃ વનમા રહેતા અને ગૃહસ્થોના પરિચયથી દૂર રહેતા હતા. તેમના સમયની સ્થિતિ બહુ સારી નહિ ગણાયઃ ઉપરા ઉપરી બધે બાર દુકાળી પડવાથી દેશની-ખાસ કરીને ઉત્તર હિન્દની પ્રજા અસ્તવ્યસ્ત થઈ ગઇ હતી. ઉત્તર અને મધ્ય ભારતવર્ષની ઘણી વસતિ તે સમયમા દક્ષિણ ભારત તરફ વળી હતી. જૈન સઘની દશા પણ વધુ સારી ન હતી. દુષ્કાલની અસરોથી શ્રુતની પઠન-પાઠન-પ્રવૃત્તિ મદ થઇ રહી હતી· ખરૂ જોતા સઘની સ્થિતિ અસ્તાભિમુખ હતી. વજ્રસ્વામીનુ મુખ્ય વિહારક્ષેત્ર માલવ, મગધ, મધ્ય હિન્દ, અને વરાડ હતુ. ઉપરાત એકવાર દુષ્કાલના સમયમા સઘની સાથે તેઓ પુરી (જગન્નાથપુરી) સુધી પણ ગયા હતા. તેમની મુખ્ય પ્રવૃત્તિ ધર્મોપદેશ અને શ્રુતપઠન-પાઠન હતુ તેમણે આચારાગ સૂત્રના મહાપરિજ્ઞાધ્યયનમાથી આકાશગમિની વિદ્યાનો

ઉદ્ધાર કર્યો હતો. પંચમંગલ મહાશ્રુત સ્કંધ (પંચ નમસ્કાર) કે જે પૂર્વે પૃથક્ સૂત્ર હતું એની ઉપર ઘણી નિર્યુક્તિઓ, ઘણા ભાષ્યો અને ઘણી ચૂર્ણિયો હતી પણ કાલદોષથી તેનો હ્રાસ થતો ગયો, એ પછી વજ્રસ્વામીએ તેને મૂલસૂત્રોમા લખ્યુ અને સૂત્રોના આરંભમા ગોઠવ્યુ. (જુઓ મહાનિશીથસૂત્ર ત્રીજુ અધ્યયન) ને ત્યાર પછી આજ સુધી તે સૂત્રોના આરભ-મગળ તરીકે સૂત્રોની સાથેજ જોડાયેલ છે. વજ્રસ્વામીનુ ચરિત્ર હેમચદ્રસૂરિકૃત પરિશિષ્ટ પર્વમા, પ્રભાવક ચરિતના વજ્ર પ્રબંધ પરથી મળે છે. (મુનિશ્રી કલ્યાણ-વિજય પ્ર. ચ પ્ર૦).

૧૭૩ ક-વજ્ર પછી ૧૯મા યુગપ્રધાન આર્ય રક્ષિત (પારા ૩૧ અને ૯૨) થયા. (તેમના સંબધે જુઓ પરિશિષ્ટ પર્વ તથા પ્રભાવક ચરિત) જન્મ માલવા દશપુરમા પુરોહિત સોમદેવના પુત્ર તરીકે થયો. માતા રૂદ્રસોમા જૈનધર્મની ઉપાસિકા હતી તેથી જણાય છે કે તે સમયમા ગમે તે જાતિના મનુષ્યો પોતાની જાતિમા રહીને જૈનધર્મનું પાલન કરી શકતા હતા. પાટલીપુત્રમા બ્રાહ્મણ ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરી ઘેર આવતા માતાએ જૈનશાસ્ત્રો પણ ભણીને આવે તો ખુશી થાય એમ જણાવતા તુરત તોસલિપુત્ર આચાર્ય પાસે તેમ કરવા જતા જૈનદીક્ષા સિવાય અધ્યયન ન થઇ શકે એમ જાણી આર્ય રક્ષિતે તે માટે ૨૨મા વર્ષની વયે દીક્ષા ગ્રહણ કરીને તેમની પાસે શ્રુતજ્ઞાન હતુ તેટલુ ભણી લીધુ, (આમ કરતા માતાપિતાની આજ્ઞા ન લેવાઇ તેથી તે શિષ્યનિષ્ફેટિકા-શિષ્યચેરી મહાવીરશાસનમા પહેલી થઇ). પછી તેમણે વજ્રસ્વામી પાસે ઉજ્જયિની જઈ સાડા નવ 'પૂર્વ'નો અભ્યાસ કર્યો. તે દરમ્યાન તેમના નાનાભાઈ ફલ્ગુરક્ષિતે તેમની પાસે દીક્ષા લીધી પછી દશપુર જઈ માતાપિતા તથા અન્ય કુટુબી જનોને પણ જૈનધર્મમા દીક્ષિત કર્યા. પોતાની ૪૦ વર્ષના શ્રામણ્ય પછી વીરાત્ ૫૪૪ (વિ. સં. ૭૪) મા યુગપ્રધાન રહ્યા ને વીગત્ ૫૯૭ (વિ. સં. ૧૨૭) માં

સ્વર્ગસ્થ થયા. આ વાલભી યુગપ્રધાન-પટ્ટાવલી અનુસાર છે, જ્યારે માથુરી વાચના અનુસાર તેમનો સ્વર્ગવાસ વીરાત્ ૫૮૪ મા સિદ્ધ થાય છે. આમ ૧૩ વર્ષનો ફેર **માથુરી** અને **વાલભી** એ બે વાચના વચ્ચેના ૧૩ વર્ષના મતભેદને પરિણામે છે

'**આર્ય રક્ષિત**ના સમય સુધી સયમપ્રવૃત્તિ નિરપવાદ હતી. સાધુઓમા વસ્ત્ર-પાત્રનો પરિગ્રહ પરિમિત હતો, ચોલપટ્ટાદિ જરૂરી ઉપકરણો જરૂરતના સમયમાજ ઉપયોગમા લેવાતા હતા. એ વાત **આર્યરક્ષિત**ના પિતા **સોમદેવ**ના સભાષણો પરથી સ્પષ્ટ છે. **સોમદેવ** બીજા ગાર્હસ્થ્ય ચિન્હો છોડવાને તૈયાર થઈ જાય છે પણ નીચેનુ વસ્ત્ર બદલવાને તે તૈયાર થતા નથી ને કહે છે કે '**नग्नैः शक्यं किमुस्थातुं स्वीयात्मज सुतापरः**'-'પોતાના પુત્ર પુત્રીઓ આગળ નગ્ન કેમ રહેવાય', વળી શ્રાવકના છોકરાઓ તેમનો આ ગૃહસ્થોચિત વેષ જોઇ વંદન કરતા નથી તે પર તે કહે છે કે '**नग्नो न स्यामहं यूयं मा वन्दध्वं सपूर्वजा**'-હુ નગ્ન નહિ થાઉં, ભલે તમે અને તમારા પૂર્વજો કોઇ પણ વન્દન ન કરો' તે પરથી જણાશે કે તે વખતે વસ્ત્રપરિધાન કારણપ્રસગેજ થતુ હશે, જેવો કે પ્રાચીન શાસ્ત્રોનો આદેશ છે. (જે વખતે શ્વે૦ અને દિ૦ એ બે ભેદ ચોખ્ખા પડયા નહોતા )

'આમ છતા પણ એટલુ તો કહેવું પડશે કે સાધુઓમા કઈક શિથિલતા પ્રવેશવા લાગી હતી અને તેથી **આર્ય રક્ષિત**જીને સમયનો વિચાર કરી કઠોર નિયમો કઇક મદ કરવા પડયા હતા, એનું એક ઉદાહરણ 'માત્રક' (નાનુ પાત્ર) સાધુઓને રાખવાના આદેશ સબધી છે. પૂર્વે એક માધુને કેવલ એકજ પાત્ર રાખવાનુ વિધાન હતુ, પણ તેવી સધુઓને કઇક અડચણ પડતી હશે તેથી આ સૂરિએ સધુઓને વર્ષાૠતુના ચાર માસ માટે તે પાત્ર ઉપરાત એક 'માત્રક' પણ રાખવાની આજ્ઞા આપી હતી-જુઓ વ્યવહાર સત્ર ૮ મા ઉદ્દેશકની ચૂર્ણિમા તેનુ વિસ્તૃત વર્ણન. આથી જણાય છે કે

આર્ય રક્ષિતનો સમય સંયમપ્રધાન હતો છતાં કંઈક સગવડતાનો વિચાર પણ તે વખતે થતો હતો. આર્ય રક્ષિતનો સમય અવનત્યભિમુખ હતો તેનું બીજું ઉદાહરણ સાધ્વિઓનો આલોચના દેવાનો અધિકાર રદ થવો તે છે એટલે કે પૂર્વે સાધુઓ સાધુઓ પાસે અને સાધ્વીઓ સાધ્વીઓ પાસે આલોચના-પ્રાયશ્ચિત્ત લેવાની રીતિ હતી; પણ તેમના સમયથી સાધ્વિઓનો એ અધિકાર રદ થયો અને તેમને પણ સાધુઓની પાસે આલોચના લેવાનું ઠર્યું. ત્રીજો અને સૌથી મોટો ફેરફાર આર્ય રક્ષિતના સમયમાં અનુયોગ પૃથક્ત્વનો થયો. વજ્રસ્વામી પર્યન્ત ધર્મકથાનુયોગ, ચરણકરણાનુયોગ, દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગ-એ ચારે અનુયોગો સાથેજ ચાલતા હતા; પણ અધ્યાપક વિન્ધ્યની પ્રાર્થનાથી આર્ય રક્ષિતે આ ચારે અનુયોગો જૂદા કર્યા કે જે આજ સુધી તેવીજ રીતે જૂદા છે. [જુઓ પારા ૯૨].

'આ બધા પરિવર્તનો જેવા તેવા નથી. આ પરિવર્તનો જબરદસ્ત સંયોગોમાં કરવા પડયા હશે અને એ ઉપરથી તત્કાલીન પરિસ્થિતિ કેવી હશે તે જાણવું મુશ્કેલ નથી. ખરૂં જોતાં આર્ય રક્ષિત એક યુગપ્રવર્ત્તક પુરુષ હતા. પ્રાચીન શ્રમણ સંસ્કૃતિનો હ્રાસ અને નવીન આચારપધ્ધતિનો પ્રારંભ આર્ય રક્ષિતના શાસનકાલમાં જ થવા માડયો હતો એમ કહેવામાં ભાગ્યેજ વાંધા જેવું હોય. આર્ય રક્ષિતનું મુખ્ય વિહારક્ષેત્ર માલવદેશ હતું અને એ ઉપરાન્ત તેઓ મથુરા તરફ તેમજ મધ્ય હિંદુસ્થાનના બીજા દેશોમાં પણ વિચર્યા હતા.' (મુનિશ્રી કલ્યાણવિજયજી-પ્ર. ચ. પ્ર)

ટિ. ૧૦૯-૧૧૦ છેવટે ઉમેરો કે.—જુઓ ટિ. ૩૭-૩૮નો વધારો.

૧૭૫ છેવટે ઉમેરો:—મુનિ કલ્યાણવિજય કહે છે કે આ વાચના વીરાત્ ૮૨૭ અને ૮૪૦ ની વચ્ચેના કોઇ વર્ષમાં યુગપ્રધાન આચાર્ય સ્કંદિલ સૂરિની પ્રમુખતામાં મથુરા નગરીમાં થઈ હતી. તેથી તેને 'માથુરી વાચના'-કહેવામાં આવી છે. તે સૂરિ વિદ્યાધર આમ્નાયના ને પાદલિપ્ત સૂરિની પરંપરાના સ્થવિર હતા. જે રીતે ભદ્રબાહુના સમ-

ચમા દુર્ભિક્ષના કારણે શ્રુતપરંપરા છિન્નભિન્ન થઇ ગઈ હતી તે રીતે આચાર્ય સ્કંદિલના સમયમા પણ દુષ્કાલને કારણે આગમશ્રુત અવ્યવસ્થિત થઇ ગયુ હતુ, કેટલાક શ્રુતધર સ્થવિર પરલોકવાસી થયા હતા, વિદ્યમાન શ્રમણગણમા પણ પઠનપાઠનની પ્રવૃત્તિઓ બંધ થતી જતી હતી. આ સમયે તે પ્રદેશમા આચાર્ય સ્કંદિલ જ એક વિશેપ શ્રુતધર રહેવા પામ્યા હતા. દુર્ભિક્ષનુ સકટ દૂર થતાજ તેમની પ્રમુખતામા મથુરામા શ્વેતામ્બર શ્રમણસઘ એકત્ર થયો અને આગમોને વ્યવસ્થિત કરવામા પ્રયત્નવાન્ થયો. જેને જે આગમસૂત્ર યા તેના ખડ યાદ હતા તે લખી લેવામા આવ્યા. આ રીતે આગમ અને તેનો અનુયોગ લખીને વ્યવસ્થિત કર્યા બાદ સ્થવિર સ્કંદિલજીએ તે અનુસાર સાધુઓને વાચના આપી. તે કારણથી તે વાચના 'સ્કાદિલી વાચના' નામથી પણ પ્રસિદ્ધ છે.

ટિ. ૧૧૪ છેલ્લી પક્તિમા 'બ્રહદવૃત્તિ' ને બદલે 'બૃહદ્દૃત્તિ' વાચો.

૧૮૦ છેવટે ઉમેરો:—' સિદ્ધસેને પણ તત્ત્વાર્થપર ગધહસ્તિ મહાભાષ્ય રચ્યુ હતું પણ તે મળતુ નથી' એ પ. સુખલાલની તાજેતરની શોધ પ્રમાણે બરાબર નથી. જે સિદ્ધસેનગણિએ તત્ત્વાર્થભાષ્યપર વૃત્તિ–વ્યાખ્યા રચી કે જે ઉપલબ્ધ છે તે સિદ્ધસેનને 'ગંધહસ્તી' વિશેષણ અપાયુ છે, એમ પં. સુખલાલ જણાવે છે. જુઓ પારા ૧૬૭ અને ૧૯૭ નો ઉમેરો.

પૃ. ૧૨૯ પક્તિ ૨૧મા મુનિચદ્રસૂરિને બદલે મુનિરત્નસૂરિ વાચો.

ટિ. ૧૨૨ ઉમેરો —મલ્લવાદીની જીતનો આ વીરસવત્ બરાબર છે, કારણકે આ પ્રસિદ્ધ મલ્લવાદીનો ઉલ્લેખ વિક્રમના આઠમા શતકના પ્રસિદ્ધ આચાર્ય હરિભદ્રસૂરિ પોતાની કૃતિ અનેકાન્તજયપતાકામા અનેક સ્થલે કરે છે, ને ધર્મોત્તરના ન્યાયબિંદુપર ટિપ્પણ રચનાર મલ્લવાદી, ધર્મોત્તર સ. ૯૦૪ આસપાસ થયા ગણાય છે તેથી તેનો સમય દશમી સદીમા મૂકી શકાય ને તે વીરાત્ ૮૮૪ મા થયેલ પ્રસિદ્ધ મલ્લવાદીથી અન્ય માનવા જોઇએ ને ત્રીજા મલ્લવાદી (ટિ.

૩૯૫) તેરમી સદીમા થયા કે જેમની કવિતાની પ્રશંસા મંત્રી વસ્તુપાલ જેવા વિદ્વાને કરી હતી. (મુનિ ક. વિ પ્ર. ચ. પ્ર. )

૧૮૯ છેવટે ઉમેરો—આમ સત્તાસમય સંબંધી વિરોધ આવે છે તે પર વિચાર કરીને મુનિ શ્રી કલ્યાણવિજય જણાવે છે કે 'જેમનો આચાર્ય હરિભદ્રે પોતાના ગ્રંથોમા નામોલ્લેખ કર્યો છે, જેમણે ભરૂચમાં બૌદ્ધોનો પરાજય કર્યો અને જેમણે નયચક્ર ગ્રથની રચના કરી તે મલ્લવાદી જૂદા, અને જિનયશના ભાઇ તથા ધર્મોત્તરના ગ્રંથ ઉપર ટિપ્પણ લખનાર મલ્લવાદી જૂદા હતા. એક વિક્રમની પાચમી સદીમા અને બીજા દસમી સદીમા થયા. જુઓ ઉપરનો ટિ. ૧૨૨નો ઉમેરો (પ્ર. ચ. પ્રસ્તાવના). પ્ર ચ. મા જણાવ્યુ છે કે મલ્લવાદીએ નયચક્ર ઉપરાત ૨૪૦૦૦ શ્લોક પ્રમાણ 'પદ્મચરિત' નામક રામાયણની રચના કરી હતી.

૧૯૦ છેવટે ઉમેરોઃ—પટ્ટાવલીઓ અને ભાષ્ય, ચૂર્ણિ આદિ આગમ સાહિત્ય પરથી જણાય છે કે વિક્રમની પાચમી શતાબ્દિ સુધીમાં ચૈત્યવાસની સાર્વત્રિક પ્રવૃત્તિ થઈ ગઈ હતી અને તેની સાથેજ શિથિલાચાર પણ વધી રહ્યો હતો. (ક. વિ. પ્ર. ચ. પ્ર)

૧૯૪ છેવટે ઉમેરો—આમા જે ખાસ સુધારો વધારો કરવાનો છે તે માટે વાચો પારા ૩૨ નો ઉમેરો.

૧૯૭ અતે ઉમેરો—આ સિદ્ધસેનગણિએજ તે વૃત્તિ ઉપરાત આચારાગવિવરણ કે જે અનુપલબ્ધ છે તે રચ્યુ હતુ. તેઓ સૈદ્ધાન્તિક હોઇ આગમવિરૂદ્ધની ગમેતેટલી તર્કસિદ્ધ બાબત હોય તો તેનુ આવેશપૂર્વક ખડન કરી સિદ્ધાતપક્ષનુ સમર્થન કરતા તેથી તેમના કોઇ શિષ્ય કે ભક્ત અનુગામીએ તેમનુ તે 'ગંધહસ્તી' વિશેષણ આપ્યુ હોય એમ લાગે છે. તેમનો સમય સાતમા અને નવમા સૈકાની વચ્ચે હોવાનું સ્પષ્ટ છે, કારણકે તેઓ પોતાની ભાષ્યવૃત્તિમા બૌદ્ધવિદ્વાન્ વસુબંધુનો આમિષગૃદ્ધ વિશેષણ આપીને ઉલ્લેખ કરે છે જુઓ ૭, ૭ ની વૃત્તિ, સાતમા સૈકાના ધર્મકીર્ત્તિનો ઉલ્લેખ અધ્યાય ૫ મા પરની વૃત્તિમા,

અને નાગાર્જુનકૃત ધર્મસંગ્રહમા આવતા પાચ આનતર્ય પાપો કે જેનુ વર્ણન શીલાકસૂરિએ સૂત્રકૃતાગની ટીકામા આપેલ છે તેનો ઉલ્લેખ ૭, ૮ ની ભાષ્ય વૃત્તિમા કરે છે. એટલે સાતમા સૈકા પહેલાં નથી થયા. બીજી બાજુ નવમા સૈકાના શીલાકસૂરિએ ગધહસ્તી નામથી ઉલ્લેખ ઉપરના શ્લોકમા કર્યો છે તે આ સિદ્ધસેનગણિ સંબંધે છે, કારણકે સન્મતિના ટીકાકાર દશમા સૈકાના અભયદેવસૂરિએ તે ટીકામા એ સ્થળે 'ગંધહસ્તી' પદ વાપરી તેમની રચેલ તત્ત્વાર્થ વ્યાખ્યા જોઇ લેવાની સૂચના કરી છે તો તે વ્યાખ્યા ઉક્ત તત્ત્વાર્થ ભાષ્ય વૃત્તિજ હોવી જોઇએ. વળી ગંધહસ્તીના અવતરણો અનેક ગ્રંથો–પ્રવચનસારોદ્ધારની સિદ્ધસેનીય વૃત્તિ પૃ. ૩૫૮, નવપદવૃત્તિ પૃ. ૮૮, મલયગિરિકૃત ધર્મસગ્રહણી વૃત્તિ પૃ. ૪૨ વગેરેમા આપેલા છે તે આ સિદ્ધસેનગણિની તત્ત્વાર્થભાષ્યવૃત્તિમાથી છે. એટલે શીલાક પહેલા આ સિદ્ધસેનગણિ હોવા જોઇએ. આ સિદ્ધસેનના પ્રગુરૂ સિંહ-સૂર (સૂરિ) એ જો મલ્લવાદિકૃત નયચક્રના ટીકાકાર સિંહસૂરિજ હોય તો એમ કહી શકાય કે નયચક્રની ઉપલબ્ધ સિંહસૂરિકૃત ટીકા સાતમા સૈકા લગભગની કૃતિ હોવી જોઇએ. (પં સુખલાલજી તત્ત્વાર્થ–પ્રસ્તાવના) આમાના આચારાગ વિવરણમાના શસ્ત્રપરિજ્ઞાનું વિવરણ ગંધહસ્તીએ કરેલ છે એનો ઉલ્લેખ ટિ ૧૦૨ મા કરેલો છે તે જુઓ, ને સિદ્ધસેનગણિનો ઉલ્લેખ ટિ. ૧૯૨ મા કરેલ છે તેપણ જુઓ

ટિ. ૧૩૫ મા નમોઽસ્તુ...પ્રવરસૂરયેની પછી યા તેને બદલે 'અનાગત પરિજ્ઞાય ચૈત્યવદનસશ્રયા' મૂકો.

ટિ. ૧૩૭ પ. ૬ મા 'તીર્થકલ્પમા સત્યપુર' ને બદલે 'તીર્થ-કલ્પના સત્યપુર કલ્પમા' મૂકો, અને છેવટે ઉમેરો'—મુનિશ્રી કલ્યાણ-વિજય પ્ર. ચ. ના વિજયસિંહસૂરિ પ્રબધમા પર્યાલોચના કરતા વીરાત્ ૮૪૫ મા વલભીભગ થયો એ ખરૂ માને છે, પણ તે તુરૂષ્કકૃત નહિ પણ ગુપ્તવશી ચંદ્રગુપ્ત પ્રથમ ગાદીએ બેઠો તે વર્ષમા અથવા

તો તેના પહેલા વર્ષમા તેના સેનાપતિ કનકમેને ગુપ્ત રાજ્ય તરફથી ગૂજરાતપર ચઢાઇ કરી વલભીનો કબજો કર્યો હશે. વિ. સં. ૫૯૩ સુધી એના વંશજો 'સેનાપતિ' અને 'મહાસામત' ના બિરૂદો ધારણ કરતા હતા, એ આ વાતને પુષ્ટ કરે છે. વલભીમા ગુપ્ત સંવત્ વલભી સંવત્ના નામથી પ્રચલિત થયો તે પરથી પણ જણાય છે કે કનકસેન ગુપ્તોનો સેનાપતિજ હશે અને તેણે ગુપ્ત સંવત્ના પ્રારંભકાલમા વલભીને જીતીને ત્યા તે સવત્સર ચલાવ્યો હશે પણ (અને) વલભીની રાજ્યક્રાતિનું અને ગુપ્ત સંવત્નું એકજ વર્ષ હોવાથી તે સંવત્ વલભીની રાજ્યક્રાતિ સૂચવનાર 'વલભી સંવત્' ના નામથી પ્રસિદ્ધ થઇ ગયો હશે. એજ વલભીનો બીજીવાર વિ. સં. ૮૨૪ ની આસપાસ (વિ. સ. ૮૨૩ પછી નજીકના સમયમા) સાતમા શીલાદિત્યના સમયમા ભંગ થયો હતો.

૨૦૬ પં. ૧ 'વીરાત્ ૧૧૪૫' ને બદલે વીરાત ૧૧૧૫ સુધારો. પંક્તિ ૨ મા 'થયા,' એની પછી ઉમેરો'—યુગપ્રધાન પટ્ટાવલીઓના આધારે જિનભદ્ર ક્ષમાશ્રમણનો યુગપ્રધાનત્વ-સમય વીર સવત ૧૦૫૫ થી ૧૧૧૫ (વિ. સં. ૫૮૫ થી ૬૪૫) સુધીમા આવે છે. (મુનિ ક વિ.)

ટિ. ૧૪૪ પંક્તિ ૨ મા સંશોધક પછી સમિતિ ઉમેરો.

પૃ ૧૫૫. પંક્તિ ૬ મા 'ભવવિયો,ગભૂ' એને સુધારી 'ભવવિયોગભૂઃ' એમ વાચો.

૨૧૩. ઉપરના કૌસમા મૂકેલ પારામા ઉમેરો'—'મુનિ કલ્યાણવિજય પણ હવે જણાવે છે કે આ હરિભદ્રસૂરિ વીરાત્ ૧૨૫૫-વિ. સં. ૭૮૫ મા વિદ્યમાન હતા એ સ્વીકારતા તેમના સત્તાસમયનો બધો વિરોધ ટળી જાય છે અને પરપરાગત-ગાથોક્ત ૫૮૫ નો સંવત્ તે હરિભદ્રને બદલે હારિલનો માની લેવાનો છે. પ્ર. ચ. પ્ર.

૨૧૪ 'યાકિનિસુત્ર' ને બદલે 'યાકિનીસૂનુ' વાચવું.

ટિ. ૧૫૨ 'समराइकहाच्च' ને સ્થાને समराइच्च कहा જોઇએ.

૨૧૭ પં. ૧૫ મા ષડ્દર્શન સમુચ્ચય પછી ષોડશક ઉમેરવું. એ મળી કુલ ૨૭ ગ્રથો થાય છે.

ટિ. ૧૫૫ પ્ર૦ ને બદલે પ્રા૦ ને 'ઉલ્લેખે' ને બદલે 'ઉલ્લેખ' સમજવું.

૨૨૧. સુધારોઃ—આમા જણાવેલ તત્ત્વાર્થ લઘુવૃત્તિ તે તત્ત્વાર્થ ભાષ્યપરની નાની વૃત્તિ છે. તે ઉપલબ્ધ છે પણ અમુદ્રિત છે. તે હરિભદ્રે પ્રારંભેલી પણ અધૂરી રહેલી છે. તેને અવલોકતા તેના કર્તા આ યાકિનીસૂનુ હરિભદ્ર ન હોવા ઘટે કારણકે તેમા અધ્યાયને અંતે 'હરિભદ્રોદ્ધૃતા' લખેલુ છે, તો બીજીમાથી ઉદ્ધૃત કરનાર આ મહાન્ યોગ્ય અને સ્વતંત્ર ગ્રથકાર હોઇ ન શકે. અને તે બીજી તે સિદ્ધસેન ગણિની વૃત્તિ હોઇ શકે, કે જે સિધ્ધસેન અને આ હરિભદ્ર એ બન્નેના સમય વચ્ચે ખાસ અંતર લાગતું નથી. લગભગ સમકાલીન હતા યા સિધ્ધસેન સહેજ પુર્વકાલીન હોય. તો યાકિનીસૂનુ હરિભદ્ર સિધ્ધસેનની વૃત્તિમાથી ઉદ્ધૃત કરી લઘુવૃત્તિ રચે એ સંભવિત નથી (પંડિત સુખલાલની તત્ત્વાર્થસૂત્રની ગૂ વ્યાખ્યાપર પ્રસ્તાવના)

૨૪૨ છેવટે ઉમેરોઃ—બપ્પભટ્ટિના પ્રબધ પરથી જણાય છે કે તેમના પૂર્વજો પાચાલ કહેવાતા અને એમનુ નિવાસસ્થાન ડુવાતિથિ (પાલણપુર એજસીમા ધાનેરાની પાસેનુ ડુવા) ગામ હતું. તેમના ગુરૂ સિદ્ધસેનસૂરિ મોઢ ગચ્છના પ્રમુખ આચાર્ય હતા. એમના ગચ્છનાં ચૈત્યો પાટલા (શંખેશ્વર પાસેનુ પાડલ), મોઢેરા, પાટણ વગેરેમા હતા. તેઓ તેમજ તેમના ગુરૂભાઇઓ પ્રાય. સવારીનો ઉપયોગ કરતા હતા એ પરથી જણાય છે કે તેમનો સમય શિથિલાચારનો હતો, છતા એમણે રાજાને પક્ષમા રાખી જૈન સમાજ પર ઉપકાર કર્યો છે અને તેમણે પોતાનુ જીવન રાજાઓની સોબતમા ગાળી પોતાનું ઉપનામ 'રાજપૂજિત' મેળવ્યુ છે. સાહિત્ય–નિર્માણમા તેમણે સારો ફાળો આપ્યો હતો. તેમણે સાહિત્યવિષયક બાવન પ્રબધો રચ્યાનો ઉલ્લેખ છે, તેમા મુખ્ય પ્રબધ 'તારાગણ' નામનો હતો કે જેનો

ઉલ્લેખ ધનપાલ કવિએ તિલકમંજરીમા ભદ્રકીર્ત્તિકૃત 'તારાગણ' નામના ગ્રંથ તરીકે કરેલ છે, કારણ કે ભદ્રકીર્ત્તિ એ બપ્પભટ્ટિનુ જ ગુરુદત્ત નામ હતુ. હાલ તેમના 'ચતુર્વિંશતિ જિન સ્તુતિ' અને એક સરસ્વતી સ્તોત્ર સિવાય અન્ય એક પણ પ્રબંધ ઉપલબ્ધ નથી, (મુનિ ક. પ્ર. ચ. પ્રસ્તાવના)

૨૪૫ છેવટે ઉમેરો:—આ વીરસૂરિનો સત્તાસમય તેના આખા પ્રબંધમાની વ્યક્તિઓનો સમય વિચારતા ગલત લાગે છે. ખરી રીતે વીર સૂરિ–વીર ગણિ અગ્યારમી સદીના પૂર્વાર્ધમા થયેલ વ્યક્તિ હોવા જોઇએ. તે સમયમા જાલોરના પરમાર રાજા ચદનના પુત્ર દેવરાજનુ ભીનમાલમા રાજ્ય હતુ, પાટણમા મૂલરાજ પુત્ર ચામુડનુ રાજ્ય હતુ ને (ચંદ્રકુલીન) વર્ધમાન સૂરિ સ ૧૦૮૪મા વિદ્યમાન હોવાથી તેઓ પણ સમકાલીન ઠરે છે. (મુનિ ક વિ. પ્ર. ચ. પ્ર.) જુઓ નીચે ટિ. ૧૮૨નો વધારો.

ટિ. ૧૮૨ ઉમેરો —આ પ્રબધમા કહેલ છે કે વીરગણિ ભીનઆલમા દેવરાજના રાજ્યમા પ્રાગ્વડર શ્રેષ્ઠિપુત્ર હતા. મથુરાથી આવેલ વિમલગણિ પાસે દીક્ષા લઇ તેની પાસેથી અંગવિદ્યાનો આમ્નાય શીખ્યા. થરાદ જઈ ગુરૂએ કહેલ પુસ્તક મેળવી અંગવિદ્યા ભણીને મહાશક્તિશાલી તપસ્વી થયા. પાટણ તરફ જતા સ્થિરા (રાધનપુર પાસેનુ થરા) ગામમા વ્યંતર પાસે હિંસાનો ત્યાગ કરાવ્યો ને પાટણના રાજા ચામુડરાજની મહોર છાપવાળુ આજ્ઞાપત્ર પણ કઢાવ્યુ. પછી પાટણમા જતા વર્ધમાન સૂરિ પાસેથી આચાર્યપદ મેળવ્યુ, ને ચામુડરાજ અપુત્ર છે તેની ચિતા તેમના મંત્રી વીર (વિમલશાહના પિતા)થી જાણતા રાણીઓને વાસયુક્તજલ–અભિષેક કરાવવાથી ગર્ભસ્ત્રાવનો રોગ દૂર થયો ને વલ્લભરાજ વિગેરે પુત્રો તેને થયા. (જુઓ પારા ૨૭૧) વગેરે.

૨૫૨ અંતે ઉમેરો·—સિદ્ધર્ષિનો સમય ચૈત્યવાસિયોના સામ્રાજ્યનો સમય હતો, છતા સિદ્ધર્ષિ અને એમના ગુરુ ગુરૂભાઇઓ વગેરે ત્યાગ–

વૈરાગ્યવાન્ હતા. જો કે સિદ્ધર્ષિએ પોતે ઉપમિતિભવપ્રપંચાકથાનું વ્યાખ્યાન મંદિરના અગ્રમંડપમા બેસીને કર્યું હતુ છતા તે સુવિહિત સાધુ હતા ચૈત્યમા ધર્મોપદેશ કરનારને ચૈત્યવાસી માની લેવાની કોઈ ભૂલ ન કરે. જિનમંદિરમા બેસીને ધર્મોપદેશ કરવો, એ પ્રત્યેક સાધુનો શાસ્ત્રવિહિત અધિકાર છે. નૂતન ગચ્છસૃષ્ટિ પહેલા ચૈત્યવાસી કે સુવિહિત સાધુ દરેક, જિનચૈત્યના અગ્ર મંડપમા બેસીને ધર્મકથા કરતા હતા, પણ નૂતન ગચ્છપ્રવર્તકોએ અનેક પ્રવૃત્તિઓની જેમ આ પ્રવૃત્તિને પણ ચૈત્યવાસીઓની પ્રવૃત્તિ માનીને એનો નિષેધ કરવા માંડયો. ત્યાર પછી ધીરે ધીરે આ પ્રવૃત્તિ બંધ પડી ગઇ. (મુનિ કલ્યાણવિજય પ્ર. ચ. પ્ર.)

ટિ. ૧૮૮ પછીની ટિ.નો નંબર ૧૮૯–૧૯૦ મૂકો.

ટિ ૧૯૩ મુનિ કલ્યાણવિજય પણ કવિ માઘ સાથેના સગપણની વાત સાચી નથી ગણતા. તે કહે છે કે રાજા વર્મલાતનો સત્તાસમય વસન્તગઢના એક લેખથી વિક્રમ સાતમી સદી સિદ્ધ છે; તે રાજાના મંત્રીના બે પુત્રો પૈકી એકનો પુત્ર કવિ માઘ ને બીજાનો તે સિદ્ધર્ષિ ગણાવેલ છે તો તે મંત્રીના પૌત્ર કવિ માઘનો સમય સાતમી સદીના અંતમા માનીએ, તોયે સિદ્ધર્ષિનો સમય દશમી સદીનો મધ્ય ભાગ નિર્ણિત છે તેથી એક બીજાથી લગભગ અઢીસો વર્ષને આંતરે થયેલ માઘ અને સિદ્ધર્ષિને પિતરાઇ ભાઇ કેવી રીતે માની શકાય તે પ્રબંધકારજ જાણે. અમારા વિચાર પ્રમાણે તો આ હકીકત કેવળ દંતકથા છે અને એમાથી જો કંઇપણ સારાંશ કૂઢીયે તો એટલોજ નીકળી શકે કે સિદ્ધર્ષિ પ્રસિદ્ધ કવિ માઘના વંશમાં થયા હતા. બાકી ગુરુની ઇચ્છા ન હોવા છતા સિધ્ધર્ષિ બૌધ્ધ તર્કશાસ્ત્રનો અભ્યાસ કરવા (મહોબોધનગરમા–તક્ષશિલા કે નાલંદા વિશ્વવિદ્યાલયમા) જાય છે, અને ત્યા બૌધ્ધધર્મની દીક્ષા ગ્રહણ કરે છે, પણ વચનબધ્ધ હોવાથી તે એકવાર પોતાના મૂલ ગુરુ પાસે આવે છે અને ગુરુ તેને આચાર્ય હરિભદ્રની લલિતવિસ્તરા નામની ચૈત્યવંદન સૂત્ર વૃત્તિ

વાચવા આપે છે, જેથી **સિદ્ધર્ષિ**નુ મન પાછુ જૈન દર્શનમા સ્થિર થાય છે—આ બધી હકીકત ઐતિહાસિક છે એમા કંઈપણ શંકા જેવુ નથી. (પ્ર ચ. પ્ર)

પૃ. ૧૯૧ મગલાચરણમા 'ચીત્ર...ને બદલે **ચિત્ર**...વાચો.

૨૮૦ છેલ્લેથી ચોથી પક્તિમા 'અતિ વિશેષ છે' પછી 'ભા. ૪ પૃ. ૪૪૦' ઉમેરો અને છેવટે ઉમેરો કે:—

આ **શાંતિસૂરિ**નો પ્રબધ પ્ર૦ ચ. મા છે કે—'જન્મ ઉન્નતાયુ ગામમા (રાધણપુર પાસેના ઉણમા) ધનદેવ શ્રેઠીને ત્યા થયો. ત્યા થારાપદ્ર ગચ્છીય **વિજયસિહસૂરિ** પાસે દીક્ષા લીધી. પાટણમા **ભીમરાજા**ની સભામા 'કવીન્દ્ર' તથા 'વાદિચક્રવર્તિ' પદોથી પ્રસિધ્ધ થયા. રાજા **ભોજ**ની સભામા ૮૪ વાદીને જીતી તેની સરત પ્રમાણે ૮૪ લાખ માલવી રૂ મેળવ્યા. માલવી ૧ લાખના ગૂજરાત દેશના ૧૫ હજાર થતા હોવાથી તે હિસાબે બાર લાખ સાઠ હજાર ગૂર્જર દેશના રૂ. **શાંતિસૂરિ**ને અર્પણ થતા બાર લાખ તેમણે ત્યાજ જૈન દેહરાસરો કરાવવામા ખર્ચાવ્યા અને સાઠ હજાર થરાદ મોકલાવી તેમાથી દહેરી ને રથ વગેરે કરાવ્યા. **ભોજે** 'વાદિવેતાલ' બિરૂદ આપ્યુ. ધનપાલની તિલકમજરીનુ સશોધન કર્યુ પાટણ આવી ત્યા એક શેઠનો પુત્ર સર્પદશથી મૃત થયો હતો તેને સજીવન કર્યો તેમને ૩૨ શિષ્યો હતા ને તેમને ચૈત્યમા પ્રમાણશાસ્ત્રનો અભ્યાસ કરાવતા હતા. નાડોલથી આવેલ મુનિચદ્રસૂરિને શ્રાવકના મકાનમા ઉતરવાની સગવડ કરી આપી કે જ્યા તેમણે પ્રમાણશાસ્ત્ર ને ષડ્ દર્શન શાસ્ત્રોનુ અધ્યયન કર્યુ—એ પછી પાટણમા સર્વ ગચ્છના સુવિહિત સાધુઓને ઉતરવા લાયક ઉપાશ્રય થયા. શાતિસૂરિ રચિત ઉત્તરાધ્યયન ટીકા તર્કપૂર્ણ હતી ને તેથી ત્યારપછી વાદિદેવસૂરિએ દિ૦ કુમુદચંદ્ર પર જીત મેળવી. **શાંતિ** સૂરિએ કૌલ (શક્તિ ઉપાસક) કવિ ધર્મને ને એક દ્રાવિડ વાદિને પરાજિત કર્યા પોતાના ત્રણ શિષ્ય **વીર**, **શાલિભદ્ર** અને **સર્વદેવ**ને સૂરિપદ આપ્યુ તે **વીર-**

સૂરિની સતતિ આગળ ચાલી નાહ પણ તેમનુ શાશ્વત સ્મારક રાજપુરમા 'નેમિનાથ' રહ્યુ, જ્યારે **શાલિભદ્ર** અને **સર્વદેવસૂરિ**ની શિષ્યસંતતિ હજુ સુધી (સં. ૧૩૩૪ સુધી) **પાટણ**મા વિદ્યમાન છે. **શાંતિસૂરિ**એ ગિરનાર પર સ. ૧૦૯૬મા સ્વર્ગવાસ કર્યો.'

થારાપદ્રીય ગચ્છ એ નામ થારાપદ્ર (થરાદ) કે જે ડીસા કેપની પશ્ચિમમા લગભગ ૨૫ કોશ પર આવેલ ગામ છે તેપરથી પડેલુ છે. તેના એક લેખ પરથી જણાય છે કે તેના આદિ પુરૂષ 'વટેશ્વરાર્ય' હતા કે જે કુવલયમાલાવાળા **વડેસર** આયરિયથી અભિન્ન જણાય છે તેથી આ ગચ્છ લગભગ વિક્રમની સાતમી સદીમા ઉત્પન્ન થયો લાગે છે. **શાન્તિસૂરિ**નો સમય શિથિલાગાર–પ્રધાન હતો પોતે પણ અપ્રતિબદ્ધ વિહારી હોય તેમ ઓછુ જણાય છે. તેમને ભોજે વિજયનુ પારિતોષિક આપ્યુ અને તે એમણે ધર્મમાર્ગમા ખરચાવ્યુ એ તો એક જુદી વાત છે પણ એમના ગચ્છના ઉપાશ્રયને પ્રબધકારે બે સ્થળે 'મઠ' કહેલ છે તેથી પણ એમની ગુરૂપરપરામા શિથિલાચારનો પ્રવેશ હશે એમ જણાય છે. **પાટણ**મા મુનિચદ્રસૂરિને સુવિહિત સાધુ હોવાના કારણે ઉતરવાને ઉપાશ્રય નહોતો મળતો તેથી **શાંતિસૂરિ**એ કહીને એક શ્રાવકનુ મકાન તેમને ઉતરવાને અપાવ્યુ, એ ઉપરથી પણ જણાય છે કે **પાટણ**મા તે સમયે શિથિલાચારી ઓનુ સામ્રાજ્ય હતું, છતા સુવિહિતોનો પણ ત્યા વિહાર થવા માડયો હતો અને ધીરે ધીરે તેમને માટે ઉપાશ્રયોની સગવડ થવા લાગી હતી. **શાંતિસૂરિ**એ ઉત્તરાધ્યયનટીકા ઉપરાન્ત ધનપાલની તિલકમજરી કથા ઉપર એક સુદર ટિપ્પણ પણ લખ્યુ છે કે જે પાટણના ભડારોમા આજે પણ વિદ્યમાન છે. જીવવિચાર પ્રકરણ અને ચૈત્યવદન મહાભાષ્ય નામના ગ્રથો પણ આજ **શાંતિસૂરિ**ની કૃતિ હોવાનુ મનાય છે. (મુનિ કલ્યાણવિજય. પ્ર. ચ પ્ર)

પૃ. ૨૦૭ ના આવેલ મથાળામા **શાંત** સૂરિને બદલે **શાંતિ** સૂરિ સુધારો.

ટિ. ૨૮૩ છેલ્લી પં. મા પટ્ટાવલીમા–ને બદલે પટ્ટાવલીમા–જોઇએ.

પૃ. ૨૧૨, ૨૧૪ અને ૨૧૬ ના મથાળામા વિ. ૨; પ્ર. ૭ને બદલે વિ. ૩; પ્ર. ૧ વાચો.

ટિ. ૨૨૬ પંક્તિ ૨ મા શ્રીપાલ ને બદલે શ્રીમાલ, પક્તિ ૩ મા રાજે ને બદલે રાજા, પંક્તિ ૪મા સ્કારીને બદલે સ્વીકારી વાચો.

૨૯૨ છેવટે ઉમેરો.—પ્ર. ચ. પ્રમાણે સૂરાચાર્ય મૂળ, રાજા સગ્રામસિંહના પુત્ર મહિપાલ. બાલપણે પિતા સ્વર્ગસ્થ થતા માતાએ સંસારપક્ષે કાકા દ્રોણાચાર્ય પાસે અભ્યાસાર્થે રાખ્યા. તેની પાસે દીક્ષા લીધી. દ્રોણાચાર્ય રાજા ભીમદેવના મામા થતા હતા ને તેમના ગુરુનુ નામ ગોવિન્દસૂરિ હતુ. સૂરાચાર્યના પ્રબધપરથી મુનિ કલ્યાણવિજય જણાવે છે કે: 'સૂરાચાર્યનો સમય શિથિલાચારનો હતો. એમના દાદા ગુરુ ગોવિન્દસૂરિની નિશ્રાનું પાટણમા એક પ્રસિધ્ધ જૈન ચૈત્ય હતુ. અને તેમા પર્વ-દિવસોમા નાટક અને નર્તકીનો નાચ થતા હતા. સૂરાચાર્યે પોતે જ્યારે ધારામા પ્રવેશ કર્યો ત્યારે હાથીની સવારીએ અને પાછા પાટણમા આવ્યા ત્યારે પણ હાથીની સવારીથી નગરપ્રવેશ કર્યો હતો. જોકે પ્રબન્ધકાર આવી વિહાર સબધી ક્રિયાઓનું પ્રાયશ્ચિત્ત અપાવે છે પણ આ પ્રવૃત્તિઓ શિથિલાચારની નિશાનીઓ છે એમા તો કંઇપણ સશય જેવુ નથી સૂરાચાર્ય ધારામા જે ચૂડ સરસ્વત્યાચાર્યના અતિથિ બને છે તે આચાર્ય પણ ચૈત્યવાસી હોવાનો વિશેષ સભવ છે. સૂરાચાર્ય ધારામા ગયા તે વખતે ત્યા એક વિશિષ્ટ ઘટના બનવાનુ વર્ણન પ્રબન્ધમા કર્યું છે, જેનો સાર એ છે કે રાજા ભોજે સર્વ દર્શનવાળાઓને એક ઠેકાણે કેદ કર્યા હતા, જેનું કારણ એ હતુ કે રાજા બધાને ધર્મના વિષયમા એકમત કરવા માગતો હતો. પણ સૂરાચાર્યે રાજાને સમજાવીને બધાને કેદમુક્ત કરાવ્યા હતા. આ હકીકત એક કલ્પિત ઘટના લાગે છે. રાજા ભોજ જેવો વિદ્વાન્ રાજા આવી ઘેલછા કરે એ માનવા જેવી વાત નથી. એમ લાગે છે કે અન્ય સબંધની એ કથા આ વૃત્તાન્તની સાથે કવિએ દંતકથા રૂપે જોડી દીધી છે. (પ્ર. ચ. પ્ર.)

૨૯૭ એક નેમિચન્દ્રસૂરિકૃત પ્રસિદ્ધ ગ્રંથ નામે પ્રવચન સારોદ્ધાર પ્રાકૃતમા છે (તે સ. ૧૨૪૮ ની સિદ્ધસેનસૂરિ કૃત વૃત્તિ સહિત પ્ર૦ દે. લા. ન. ૫૮ અને ૬૪) તેમા તે કર્ત્તા જિનચંદ્રસૂરિના ત્રણ શિષ્યો પૈકી વિજયસેન, નેમિચંદ્ર અને યશોદેવ માના વચેટ તરીકે પોતાને જણાવે છે આ નેમિચંદ્ર અને ઉક્ત નેમિચન્દ્ર બને કદાચ એક પણ હોય, પરંતુ બને જૂદા હોવાનો સભવ વધારે છે.

૩૦૮ છેલ્લી પંક્તિમા લાડવા વાણીઆ ને બદલે લાડ અને લાડવા વાણીઆ વાચો.

ટિ. ૨૪૯ છેલ્લી પક્તિમા તીર્થંકલ્પ (સ ૧૩૨૭–૮૯) ને બદલે તીર્થંકલ્પ (સ ૧૩૮૫–૮૯) વાચો.

ટિ ૨૫૬ પક્તિ ૧ મા 'રત્નશેખરસૂરિની' એને બદલે 'રાજશેખરસૂરિની' મૂકો.

ટિ. ૨૫૭ પક્તિ ૨ મા 'નીણાવે છે' ને બદલે 'જણાવે છે' સુધારો.

પૃ ૨૩૦ પારા ૩૧૩ નો નંબર ૩૧૩ક–ગણો.

૩૧૪ છેલ્લીથી ઉપરની પક્તિમા 'નેથી' તે બદલે 'તેથી સુધારો

૩૧૮ પક્તિ ૪ મા 'અપવર્ગ નામાલા' ને બદલે 'અપવર્ગ નામ માલા' સુધારો.

ટિ. ૨૬૩ પ. ૩ 'ઉલ્લેખ કર્યે છે' પછી ઉમેરો કે–અને જેમણે સક્ષિપ્ત છન્દોનુશાસન (સઘવીપાડાનો પાટણનો ભ. નં. ૧૮૩ પત્ર ૪૨) રચેલ છે અને જેઓ ભરૂચના રહેવાસી હતા (શ્રી જિનવિજયની નોધ.)

૩૨૫ પક્તિ ૨ મા દધિપ્રદ્ર ને બદલે દધિપદ્ર મૂકો.

પૃ ૨૪૧ પં. ૩ 'સં. ૧૦૫૦–૧૦૯૯' બદલે 'સં ૧૧૫૦–૧૧૯૯' સુધારો.

પૃ. ૨૪૩ મથાળું જિનચન્દ્રસૂરિનુ છે તે બદલી શ્રીચંદ્રસૂરિ મૂકો.

૩૩૮ પં. ૧ 'વીરગણિના શિષ્ય શ્રીચંદ્રસૂરિશિષ્ય' ને બદલે શ્રીચંદ્રસૂરિના શિષ્ય વીરગણિના શિષ્ય (ધર્મ સંગ્રહણી પ્રસ્તાવના પૃ. ૧૭) એમ મૂકો. છેલ્લીથી ઉપરની પંક્તિમાં ઉદ્યોત ને બદલે ઉદ્યોતન મૂકો.

૩૪૩ છેલ્લીથી ચોથી પંક્તિમાં ધર્કટવાણિગ્ ને બદલે ધર્કટ વણિગ્ વાચો.

૩૪૭ પંક્તિ ૧માં 'માનદેવસૂરિ-જિનદેવ'ને બદલે માનદેવ સૂરિ મતાનીય જિનદેવ વાચો, પંક્તિ ૮માં 'અને' પછી ઉમેરો -'અણુહિલ પાટણમાં જયસિંહદેવ નૃપ રાજ્યે ધવલ ભાંડશાલીના પુત્ર યશોનાગના કરાવેલા ઉપાશ્રયમાં'. તથા છેવટે ઉમેરો -આ હરિભદ્રસૂરિએ ૨૨૧ પારામાં ઉલ્લેખિત (ઉમાસ્વાતિ કૃત) તત્ત્વાર્થ પર લઘુ વૃત્તિ પણ રચી હોય એમ કલ્પના થાય છે, પણ સં. ૧૨૪૮ માં રચાયેલ પારા ૪૮૯ ની પ્રવચન સારોદ્ધારની વૃત્તિમાં 'તથા ચ તત્ત્વાર્થ મૂલ ટીકાયાં હરિભદ્ર સૂરિ' (પૃ. ૩૩૮) એમ ઉલ્લેખ છે, તો એટલા નજીકના સમયમાં થયેલા આ ટીકાને મૂલ ટીકા કેમ માને એ સંશય થાય છે, તેથી બીજી કલ્પના એ થાય છે કે તત્ત્વાર્થની લઘુ વૃત્તિના કર્તા હરિભદ્ર પ્રશમરતિની ટીકાના કર્તા હરિભદ્ર કરતાં જુદા જ હોવા જોઇએ, પછી ભલે તે યાકિનીસૂનુ હરિભદ્રથી પણ જૂદા હોય. (પં. સુખલાલના તત્ત્વાર્થની ગૂ. વ્યાખ્યાની પ્રસ્તાવના). જુઓ ૨૨૧ પારાનો ઉમેરો.

ટિ. ૨૮૭ છેલ્લીથી ઉપરની પંક્તિમા 'યાથા'ને બદલે 'ગાથા' સુધારો.

પૃ. ૨૫૬ પંક્તિ ૩ મા 'સં. ૧૧૯૯થી સં. ૧૨૩૨' ને બદલે 'સં. ૧૧૯૯ થી ૧૨૩૦' મૂકો.

પૃ. ૨૫૯ પહેલા પારાનો આંક ૩૫૬ છે તેને બદલે ૩૬૬ વાચો.

૩૬૯ છેલ્લી પંક્તિમા 'મહારાજ્યના'ને બદલે 'મહારાજ્યનો' સુધારો.

ટિ. ૨૯૫ પંક્તિ ૧મા 'સદગત' ને બદલે 'સદ્ગત' મૂકો.

પૃ. ૨૬૨ ટિ. ૨૯૫-તેને બદલે ટિ. '૨૯૫ ક' મૂકો.

૩૭૩ પંક્તિ ૭ મા 'અંગિકાર કર્યો' એ પર ટિ.નો આંક ૨૯૫ ક મૂકો.

પૃ ૨૭૩ પં. ૧૨—યશપાલકૃત મોહરાજ પરાજય પછી નીચેનો મલયગિરિ સંબંધીનો શ્લોક મૂકો—

**आगमदुर्गमपदसंशयादि तापो विलीयते विदुषाम्।**
**यद् वदनचंदनरसे मलयगिरि स जयाद् यथार्थः ॥**

—જેના વચનરૂપી ચંદન રસથી વિદ્વાનોના આગમના દુર્ગમ-પદના સંશયાદિ તાપો લય પામે છે તે યથાર્થનામા મલયગિરિ જય પામો.—ક્ષેમકીર્ત્તિસૂરિની બૃહત્કલ્પ ટીકા

૩૮૯ છેવટે ઉમેરો.—આ મલયગિરિએ તત્ત્વાર્થભાષ્ય પર વ્યાખ્યા પણ રચી હતી એમ તેમની પ્રજ્ઞાપના વૃત્તિમા પદ ૧૫ પૃ ૨૯૮ મળતા ઉલ્લેખ તેમજ તેના જેવા બીજા ઉલ્લેખો પરથી માન્યતા બંધાયેલી છે (પં સુખલાલજી તત્ત્વાર્થ પ્રસ્તાવના) તેમણે સંગ્રહણી વૃત્તિ રચી છે તે ઉપલબ્ધ છે.

પૃ ૨૭૬ પારાનો આંક ૩૯૨ છે તેને બદલે ૩૯૨ ક વાંચો.

૩૯૭ પંક્તિ ૩. 'તે'ને બદલે 'તેઓ' મૂકો

૪૦૬ પંક્તિ ૩ 'લખાઇ'ને બદલે 'લખાવી' જોઇએ.

૪૧૨ પંક્તિ ૯ 'કુમારપાલ પ્રબોધ'ને બદલે 'કુમારપાલ પ્રતિબોધ' વાંચો

૪૪૨ પંક્તિ ૧૧ 'શ્લોક પ્રમાણની લગભગ છે' ને બદલે 'શ્લોક પ્રમાણની' ગણો

ટિ. ૩૫૯ છેલ્લી પં. 'નં (૯૯ તથા ૯૯) ને બદલે 'નં. ૮૯૯ ના બે' જોઇએ

૪૭૫ પંક્તિ ૧૩ 'જંબૂસ્વામી ચરિત્ર' ને બદલે જંબૂસ્વામી ચરિત્ર' સુધારો.

૪૮૧ પં. ૬ વેલર' ને બદલે 'વેબર' જોઇએ.

પં. ૭ છેવટનો 'બ' કાઢી નાખો.

૪૮૩ પં. ૫ 'પ્રતિમાશાલી' બદલે 'પ્રતિભાશાલી' સુધારો.

૪૮૭ પં. ૬ 'સાગેરેચંદ્ર' સ્થાને 'સાગરચંદ્ર' સુધારો.

૪૯૦ પં. ૯ 'જિનસ્તોત્ર સ્તુતિઓ' બદલે 'જિનસ્તોત્ર-સ્તુતિઓ' જોઇએ.

૪૯૨ પ. ૧-૨ 'સ. ૧૨૫૩મા (૧૨૮૬ ?) શ્રીપ્રભસૂરિકૃત ધર્મવિધિ પર તેમના શિષ્ય ઉદયસિંહે ટીકા રચી' એને બદલે એમ સુધારી વાચો કે 'સં. ૧૨૫૩મા શ્રીપ્રભસૂરિએ ધર્મવિધિ ગ્રંથ રચ્યો (કે જેના પર તેમના પ્રશિષ્ય ઉદયસિંહે સ. ૧૨૮૬મા-રસ મંગલ સૂર્ય મિતે વર્ષે-ટીકા કરી હતી જુઓ પારા ૫૬૬નો ઉમેરો).

૪૯૫ પં. ૨ 'ચદ્રેશ્વર'ને બદલે 'ચક્રેશ્વર' જોઇએ.

૪૯૬ છેવટે ઉમેરો.-[પ્ર. ચ. મા વાયડગચ્છીય જીવદેવસૂરિનો પ્રબંધ આપેલ છે. તે પ્રમાણે જીવદેવસૂરિ વાયડગચ્છીય જિનદત્તસૂરિના શિષ્ય રાશિલસૂરિના શિષ્ય થાય. વિક્રમના પ્રધાન લિંબાએ વાયડમા આવી મહાવીરના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી તેના ધ્વજદંડની પ્રતિષ્ઠા સં. ૭મા આ જીવદેવસૂરિ હાથે કરાવી. વાયડમા વસતા લલ્લ નામના કોટિધ્વજ શેઠે બ્રાહ્મણોનો પોતે ભક્ત હોઇ મહાયજ્ઞ શરૂ કર્યો પણ તેમાથી દિલ ઉઠી ગયુ ને જીવદેવસૂરિના ઉપદેશથી પોતે જૈન થયા. એટલે જૈન ચૈત્ય કરાવવા માડ્યુ. તેમા ભુવનદેવીને શાત કરી તેની ભૂમિને શુદ્ધ કરી જીવદેવસૂરિએ તે ચત્ય પૂર્ણ કરાવ્યુ ને તેમા ભુવનદેવીની દેરી કરાવી. લલ્લ જૈન થતા વાયડના બ્રાહ્મણોનો દ્વેષ વધ્યો ને આખરે આ સૂરિના પ્રતાપથી લલ્લ સાથે બ્રાહ્મણોનુ એવું સુલેહનામુ થયુ કે 'જૈનો વાયડમા ગમે તે ધાર્મિક ઉત્સવો કરે તેમા કોઈએ કોઇપણ પ્રકારનુ વિઘ્ન નાખવું નહિ. (વાયડમા જે કંઇપણ ધાર્મિક કાર્યવ્યવસ્થા થશે તેમા) મહાવીરના સાધુઓનો ભાગ પહેલો રહેશે. (જીવદેવની ગાદી ઉપર) જે નવીન આચાર્ય બેસે તેનો પટ્ટાભિષેક બ્રાહ્મણોએ સુવર્ણનુ યજ્ઞોપવિત પહેરાવીને બ્રહ્માના મંદિરમા કરવો.' વગેરે. આ પરથી મુનિ કલ્યાણવિજય કહે છે કે આ જીવ-

દેવસૂરિ પ્રસિદ્ધ વિક્રમાદિત્યના સમયના નહિ પણ એ સમયથી લગભગ ૫૦૦-૬૦૦ વર્ષ પછીના પુરૂષ હતા. લલ્લશેઠ દ્વારા જે બ્રાહ્મણોએ જૈનોની સાથે શરતો કરેલી તેજ બ્રાહ્મણો કાલાન્તરે સત્તાહીન અને જાગીરહીન થતા જૈનોના આશ્રિત ભોજકો થયા હતા એમ હું માનું છું. ભોજક જાતિનું હજી પણ આદરસૂચક વિશેષણ 'ઠાકોર' છે-એ સૂચવે છે કે પૂર્વે એ જાતિ જાગીરદાર હશે એ નિશ્ચિત છે. એ લોકોનું પાલણપુરની આસપાસના પ્રદેશમા ડાગર પ્રગણામા,જેમા વાયડ પણ આવેલ છે ત્યા, માન છે અને જૈનો ઉપર કેટલાક પરપરાગત લાગા છે. આથી પણ આ લોકોનો આ પ્રદેશમા પૂર્વે અધિકાર અને વસવાટ હોવાનુ જણાઇ આવે છે. જ્યારથી એ લોકોએ વાયડ ખોયુ ત્યારથીજ અધિક પરિચય અને સબધના કારણે એમણે જૈન મદિરોની પૂજા ભક્તિ કરવાનુ શરૂ કર્યું હશે. અને જૈનોએ એમને લાગા બાધી આપ્યા હશે. દતકથા પ્રમાણે એમને હેમચદ્રે જૈન બનાવ્યાનુ, કે બીજી દતકથા પ્રમાણે ખરતર ગચ્છીય જિનદત્ત સૂરિએ જૈનધર્મમા લેવરાવ્યાનુ અને જૈનોને ઘરે ભોજન કરવાથી 'ભોજક' નામ પડયાનુ કથન યથાર્થ જણાતુ નથી, કારણ કે 'ભોજક' શબ્દ નવાગી વૃત્તિકાર અભયદેવસૂરિ (પારા ૨૯૩) ના વખતમા પણ પ્રચલિત હતો અને તેનો અર્થ 'પૂજક' એ થતો હતો. આથી માનવાને કારણ મળે છે કે પ્રસિદ્ધ આચાર્ય હેમચદ્ર અને જિનદત્ત સૂરિની પહેલાજ એ લોકોને વાયડ ગચ્છના જ કોઇ આચાર્યે જૈન મદિરોના પૂજક તરીકે કાયમ કરી લીધા હશે, અને તે આચાર્યનુ નામ 'જિનદત્તસૂરિ' પણ હોય, તો તે નવાઈ નથી, કારણ કે વાયડ ગચ્છમા દરેક ત્રીજા આચાર્યનુ નામ 'જિનદત્તસૂરિ' જ અપાતુ હતુ- જુઓ ટિ ૩૯૩. પ્રબધમા જણાવેલ જીવદેવસૂરિના વશજ આ પારામા ઉલ્લેખેલ વિવેકવિલાસના કર્તા જિનદત્તસૂરિ અને તેમના શિષ્ય પારા ૫૪૪-૪૬ મા ઉલ્લેખેલ અમરચદ્રસૂરિ જણાય છે. (પ્ર. ચ. પ્ર)

ટિ. ૩૭૮ પં. ૧૪ 'રાશેખર કૃત' ને બદલે 'રાજશેખર કૃત' મૂકો.

ટિ ૩૮૬ પં. ૨ 'આભાગ્યનંદી'ને બદલે 'સૌભાગ્યનંદી' વાંચો.

પં. ૩ 'સં. ૧૮૮૧માં' ને બદલે 'સં. ૧૮૭૭માં' મૂકો.

પૃ. ૩૬૭ પાનાનો અંક ૫૨૭ મૂકેલ છે તેને બદલે ૫૨૭ અંક રાખો.

૫૩૧ પં. ૧૩ 'તેની પરિશિષ્ટમાં' બદલે 'તેના પરિશિષ્ટમાં' જોઇએ.

પં. ૨૦ 'ઉલ્લાસરાઘવ' બદલે 'ઉલ્લાઘરાઘવ' વાંચો.

પં. ૨૬ કાવ્યદેવી પુત્ર ને અવતરણ ચિન્હમાં—'કાવ્યદેવી-પુત્ર' એમ મૂકો.

ટિ. ૩૯૩ છેવટે ઉમેરોઃ—વાયડ ગચ્છ અને વાયડ જ્ઞાતિ (જુઓ પારા ૪૯૬) જે સ્થાનના નામથી આજ પર્યંત પ્રસિદ્ધ છે તે વાયડ સ્થાન આજે પણ ડીસા (જીલ્લા પાલણપુર)ની પાસે એજ 'વાયડ' નામથી પ્રસિદ્ધ છે. પૂર્વે એ મહાસ્થાનોમાં ગણાતું પણ હમણાં ગામડાના રૂપમાં વર્તમાન છે. વાયડ જ્ઞાતિ તો આજે પણ ગૂજરાતમાં વર્તમાન છે, પણ વાયડગચ્છના સાધુ કે આચાર્ય વર્તમાન સમયમાં ક્યાંયે જોવાતા નથી. આ ગચ્છના એક પૂર્વાચાર્ય જીવદેવસૂરિનો પ્રબંધ પ્રભાવક ચરિતમાં આપ્યો છે તેની સમાપ્તિ કરતાં ચરિત્રકાર કહે છે કે આજે પણ તેમના વંશમાં અમરના જેવા તેજસ્વી પ્રભાવક આચાર્યો થાય છે. અત્રે વાપરેલ 'અમર' શબ્દથી આ પ્રસ્તુત અમરચંદ્રસૂરિ સૂચિત કરેલ છે. તેથી જણાય છે કે સં. ૧૩૩૪ સુધી તે સૂરિ વિદ્યમાન હશે. (મુનિ ક. વિ. પ્ર ચ. પ્ર.)

૫૪૬ પં. ૧૬ 'નાનડ'ને બદલે 'નાનાક' વાંચો.

૫૫૨ પં. ૨ 'તેને' ને બદલે 'તેમને' સુધારો

૫૫૬ પં. ૬ 'સંધાતિપત્ય' ને બદલે 'સવાધિપત્ય' જોઇએ

ટિ. ૪૦૪ છેવટે ઉમેરોઃ—'જુઓ મુનિશ્રી કલ્યાણવિજયનો લેખ

નામે 'મન્ત્રી યશોવીર ઔર ઇનકે શિલાલેખ'-સને ૧૯૩૧ના જાન્યુ. તા. ૨૫, ફેબ્રુ. તા ૧, ૧૫, ૨૨ અને માર્ચ તા ૧ ના 'જૈન'ના અંકો.

૫૬૦ (પૃ. ૩૯૧ પ. ૯) 'વર્ણવેલી છે' પછી ઉમેરો -ગૌડવહો (ગૌડ-મગધરાજ-વધ) નામનું પ્રાકૃત કાવ્ય મહારાજા યશોવર્મા (વિ. સ ૭૦૧ થી ૭૮૧) ની કીર્ત્તિરૂપ છે ને તેનો રચનાર કવિરાજ વાક્પતિરાજ (બપ્પઇરાય) તે યશોવર્માનો આશ્રિત સામત હતો કે જેને અંતિમાવસ્થામા જૈનાચાર્ય બપ્પભટ્ટિએ જૈન ધર્મનો પ્રતિબોધ કર્યો હતો-એવા ઉલ્લેખો મળે છે (પ. લાલચંદનો પ્રાકૃતભાષાની ઉપયોગિતા ' નામનો નિબધ પૃ ૨૭)-જુઓ ટિ. ૧૭૮

(પૃ ૩૯૧ પં. ૧૩) 'સં. ૧૨૯૪ મા'ની પહેલા ઉમેરો-'સં. ૧૨૯૨ મા દર્ભાવતી-ડભોઇમા લખાયેલ હેમાચાર્યકૃત યોગશાસ્ત્રની પ્રત લખાઇ (પાટણ સંઘનો ભ )

૫૬૨ પ. ૩ 'શાતિભદ્ર' ને બદલે 'શીલભદ્ર' વાચો

પૃ. ૩૯૩ મથાળામા 'વિનયચંદ્રસૂરિ' ને બદલે 'વિનયચંદ્ર-સૂરિ' વાચો.

૫૬૪ છેલ્લીથી ઉપરની ૫ મા 'રચ્યું' પછી ઉમેરો.-(પ્ર. ચ ગ્રં)

૫૬૫ પં. ૫મા 'નાગદન્દહ'ને બદલે 'નાગદ્રહ' જોઇએ.

૫૬૬ ત્રીજી પંક્તિના 'શેત્રુંજય' ને બદલે 'શત્રુંજય' વાચવું અને ચોથી પંક્તિમા (ચ. પ્ર) પછી ઉમેરવું કે -'આ વર્ષમા ચંદ્ર ગચ્છના સર્વદેવ-શ્રીપ્રભ-માણિક્યપ્રભ સૂરિ શિષ્ય ઉદયસિંહ સૂરિએ પ્રગુરુ શ્રીપ્રભસૂરિની ધર્મવિધિ (પાટ્ણ ૪૯૨) પર વૃત્તિ ચદ્રાવતીમા રચી શ્રીપ્રભસૂરિના ૪ શિષ્યો હતા-ભુવનરત્નસૂરિ, નેમિપ્રભ, માણિક્યપ્રભસૂરિ અને મહીચંદ્રસૂરિ, તે પૈકી પ્રથમના પોતાના દીક્ષા ગુરુ, બીજા મામા, ત્રીજા શિક્ષાગુરુ ને ચોથા આચાર્યપદ આપનાર હતા એમ કર્ત્તા ઉદયસિંહ જણાવે છે. આ વૃત્તિને રવિ-પ્રભસૂરિના શિષ્ય મહાકવિ વિનયચંદ્રે શોધી અને તે રચવામા

વિમલચંદ્રે સહાય આપી. આની પ્રથમ પ્રતિ ચંદ્રાવતીમાં શ્રેષ્ઠિ સોમદેવની પુત્રી રાજમતીએ લખી. પ્ર હંસવિજય ગ્રંથમાલા નં. ૨૨

ટિ. ૪૧૨ પં. ૧૫ 'કેટલાલ' ને બદલે 'કેટલાક' વાંચો.

ટિ. ૪૧૩ પં. ૭ 'શ્રી પતન વાસ્તવ્ય' બદલે 'શ્રીપત્તન વાસ્તવ્ય' જોઇએ.

૫૮૩ પં. ૧૨ 'સિદ્ધપંચાશિકા' પછી ઉમેરો -સૂત્રવૃત્તિ, સિદ્ધપ્રાભૃતવૃત્તિ (જુઓ તેમનો ઉલ્લેખ ત૦ રત્નશેખર સૂરિ કૃત શ્રાદ્ધપ્રતિક્રમણ વૃત્તિ પૃ. ૮)

૫૮૫ પ. 'તાડપત્ર' પછી ઉમેરો 'ઉપર'

પં. ૨૨ 'ચંદ્રસૂરિ' ને બદલે 'શ્રીચંદ્રસૂરિ' મૂકો.

૫૯૩ પં. ૩ 'બૃહદ્ વૃત્તિ રચી' પછી ઉમેરો -(પ્ર૦ જૈતારણ નિવાસી શેઠ છગનલાલ હીરાચંદાદિ સધેન સં. ૧૯૭૫)

૫૯૮ છેલ્લી ઉપરની પ. વિવેકસાગર ને બદલે વિવેકસાગરે.

૬૦૨ છેવટે ઉમેરો -( પત્ર ૩૫ નં. ૧૪૩ સન ૧૮૭૩-૭૪, નં. ૯૭ સન ૧૮૭૨-૭૩ ભા ૪ )

૬૦૪ પં. ૪ 'સંબળાય છે' નહિ પણ 'સભળાય છે' જોઇએ.

પં. ૧૨ 'વિજયદશમી' નહિ પણ 'વિજયાદશમી' જોઇએ.

ટિ. ૪૨૦ પ. ૨ બદલે ષટદર્શની બદલે ષડ્દર્શની જોઇએ.

૬૦૬ પ. ૧ 'ઉપર્યુક્ત' પછી ઉમેરો-સિવાયના બીજા-આગમિકગચ્છના.

૬૨૧ પં ૭ 'શિષ્ય' પછી કૌંસ પૂરો કરો -'શિષ્ય')

૬૨૪ છેવટે ઉમેરો-આમાં ઉલ્લેખકરાયેલ **પીથડ**-પેથડનો વૃત્તાંત એક ઐતિહાસિક પ્રશસ્તિ (પુરાતત્ત્વ ૧,૧) માંથી સુભાગ્યે મળી આવે છે કે તે અણહિલપુર પાટણ પાસે આવેલા ગામ **સાંડેરક (સાંડેરા)** કે જે વર્ધમાન સ્વામીના મંદિરથી અલંકૃત હતું, તેમાં **પ્રાગ્વાટવંશના સુમતિશાહનો** રાજમાન્ય પુત્ર **આભૂ**, તેનો **આસડ**-એના **સોખ** અને **વર્ધમાન**, પૈકી વર્ધમાનનો **ચંડસિંહ** અને **ચંડસિંહના**

૭ પુત્રો પૈકી જ્યેષ્ઠ તે પેથડ. પેથડે **વીજાપુર**માં સ્વર્ણમય પ્રતિમા-વાળું મંદિર કરાવ્યું અને **આબુગિરિ**માં મહામાત્ય શ્રી વસ્તુપાલ કારિત **નેમિનાથ**ના મંદિરનો ઉદ્ધાર કરાવ્યો, તેમજ પોતાના ગોત્રમાં (?) થઇ ગયેલ **ભીમાશાહ** (જુઓ પારા ૬૨૫)ની કરાવતાં અપૂર્ણ રહેલ પિત્તલમય **આદીશ્વર**ની પ્રતિમાને સુવર્ણથી દૃઢ સંધિવાળી કરી ઉદ્ધાર કર્યો, તથા **મહાવીર**ની મૂર્ત્તિ તૈયાર કરાવી ઘરમંદિરમાં સ્થાપિત કરી, અને પછી તેને સં. ૧૩૬૦ માં લઘુવયસ્ક કર્ણદેવ (કરણઘેલો) ના રાજ્યમાં નગરના મોટા મંદિરમાં સ્થાપન કરી, અને પછી સિદ્ધાચળ અને ગિરનારની યાત્રા સંઘવી થઈ કરી, પછી બીજી વખત સંઘપતિપણું સ્વીકારી સંઘની સાથે ૭ યાત્રાઓ કરી. સં ૧૩૭૭ ના દુષ્કાળ વખતે પીડાતા અનેક જનોને અન્નાદિકના દાનથી સુખી કર્યા. પછી ગુરૂ પાસે જિનાગમ શ્રવણ કરતાં તેમાં **વીર-ગૌતમ**ના નામની ક્રમશઃ સુવર્ણ-રૌપ્ય નાણકથી પૂજા કરી. તે પૂજાથી એકઠા થયેલ દ્રવ્યવડે શ્રીસંઘ સૂરિના વચનથી તેણે ચાર જ્ઞાનભંડાર લખાવ્યા, તેમજ નવક્ષેત્રમાં પણ અન્ય ધનનો વ્યય કર્યો તેનો પુત્ર **પદ્મ**, તેનો **લાડણ**, તેનો **આલ્હણસિંહ** અને તેનો **મંડલિક** નામનો પુત્ર થયો (કે જે સંબંધી જુઓ પારા ૬૬૯ અને ટિપ્પણ ૪૪૯)

૬૩૩ (પૃ ૪૩૩ પં. ૧) 'સં. ૧૩૯૩માં' પહેલાં ઉમેરો.-સં. ૧૩૯૦માં કૃષ્ણગચ્છના પ્રભાનંદસૂરિએ હરિભદ્રસૂરિ કૃત જંબૂદ્વીપ સંગ્રહણી પર ટીકા રચી છેલ્લી પંક્તિમાં 'ટીકા' ને બદલે 'છાયા ટીકા' મૂકો

૬૩૯ પં. ૩ 'રચ્યું' પછી મૂકો -(પ્ર. જૈનયુગ પુ. ૫ અં. ૧૧-૧૨ પૃ. ૪૩૮ )

૬૪૨ પં. ૩ 'મતાનીય' પછી 'હર્ષપુરીય ગચ્છના' ઉમેરો.

પં. ૪ રત્નશેખર સૂરિએ' ને બદલે 'રાજશેખર સૂરિએ' મૂકો.

પં. ૯ 'આર્ય ખપટાચાર્વ' ને બદલે આર્ય ખપટાચાર્ય સુધારો.

પં ૧૬ 'રત્નશેખર કૃત' ને બદલે 'રાજશેખરકૃત' વાંચો.

ટિ. ૪૩૨ ૫. 'જ્ઞાનચંદ્ર' ને બદલે 'જ્ઞાનચદ્રે' જોઇએ.

૬૪૪ ૫. ૧૬ 'રત્નશેખરસૂરિએ' ને બદલે 'રાજશેખરસૂરિએ' વાચો.

પૃ. ૪૪૧ મથાળામા 'વિમલચંદ્ર' ને બદલે 'દેવેન્દ્ર' મૂકો.

૬૪૮ પં. ૧૦ 'સંબોધસત્તરી (મુ)' પછી કૌંસમા ઉમેરો – પ્ર૦ આ૦ સભા નં. ૫૩ ગુણવિનયની સં. ટીકા સહિત.

પ.૧૩ 'સિદ્ધયંત્ર ચક્રોદ્ધાર'ને બદલે 'સિદ્ધચક્રયંત્રોદ્ધાર' સુધારો.

૬૫૨ પં. ૧ 'આચાર્મ' સ્થાને 'આચાર્ય' જોઈએ.

૬૫૩ પ. ૮ 'કાવ્ય સ્થિતિ' બદલે 'કાયસ્થિતિ. .વાચો

પં. ૧૨ 'ગૈવેદ્ય ગોષ્ઠી' બદલે 'ત્રૈવેદ્ય ગોષ્ઠી' સુધારો

છેવટે ઉમેરોઃ– દેવસુંદરસૂરિ શિષ્ય ક્ષેમંકર સૂરિએ ષટ્પુરુષ ચરિત્ર (બુહ ૨ નં. ૩૮૩, ગુ૦ ભા૦ પ્ર. ભગુભાઇ કારભારી) અને સિંહાસન દ્વાત્રિંશિકા કથા (પ્ર૦ હી૦ હં.) રચ્યા.'

૬૫૯ પં. ૧ 'સં. ૧૨૫૬ મા' ને બદલે 'સં. ૧૪૬૮ મા' મૂકો.

પં. ૨ 'લાવ્યા' ને બદલે 'આવ્યા' જોઇએ.

ટિ. ૪૪૧ પં. ૫ 'ક્રૂરસિંહ' ને બદલે 'અક્રૂરસિંહ' વાચો.

ટિ ૪૪૪ પ. ૩૨–૩૩ 'તે કીર્ત્તિસ્તંભ...બંધાવ્યો હતો' એ હકીકત બરાબર નથી તે માટે ચિતોડનો જૈન કીર્ત્તિસ્તંભ' એ ચિત્રનો પરિચય (ચિત્રપરિચયમા) વાચો.

પં. ૩૪ કિર્ત્તિસ્થિંભ' બદલે 'કીર્ત્તિસ્તંભ' વાચો

પ. ૩૬ 'આ વાત બરાબર લાગતી નથી, કારણકે તે સપ્રમાણ નથી–' આ કથન પણ યથાર્થ નથી લાગતુ તે માટે પણ 'ચિતોડનો જૈન કીર્ત્તિસ્તંભ' એ ચિત્રનો પરિચય ચિત્રપરિચયમા વાચો.

પૃ. ૪૬૧ મથાળુ તેમા 'લખાયેલી' બદલે 'લખાયેલા' સુધારો.

૬૮૦ પ. ૫ 'દક્ષિણાના' બદલે 'દક્ષિણના' જોઇએ.

૬૮૧ પં. ૮ 'પ્રશસ્તિ' બદલે 'પ્રશસ્તિ' સુધારો.

૬૮૨ પં. ૬ ઉત્તરાધ્યતન' બદલે 'ઉત્તરાધ્યયન' જોઇએ.

૬૯૨ પ. ૨૨ 'બધાવ્યુ' પછી ( આવો કૌંસ મૂકો.

૭૦૯ છેવટે ઉમેરો 'જુઓ જૈન ગૂર્જર કવિઓ-પ્રથમ ભાગ પૃ. ૨૪ થી પૃ. ૩૬)

ટિ. ૪૭૫ પ. ૧ 'સુધર્મ બદલે સુધર્મ જોઈએ.

૭૫૪ પં. ૧૦ (પૃ. ૫૧૭ પં. ૫) 'બનાવી' પછી ઉમેરોઃ- રત્નપ્રભસૂરિ શિષ્ય લક્ષ્મીનિવાસે મેઘદૂત પર વૃત્તિ ( ડાયરા ભં. પાલણપુર) રચી,

૭૫૮ પં. ૭ 'દશ કૃષ્ટાન્ત ચરિત્ર' બદલે 'દશ દષ્ટાન્ત ચરિત્ર' જોઈએ

૭૬૨ પ. ૪ 'હૃદયસૌભાગ્યે' ને બદલે 'હૃદયસૌભાગ્યે' લખો

૭૭૦ પ. ૭ સવાદ રચ્યા પછી " અવતરણ ચિન્હ મૂકો.

૭૭૧ પં. ૪ ગૌતમ પૃચ્યા બદલે ગૌતમ પૃચ્છા મૂકો.

૭૮૯ પં. ૧૪ વરદ દાજી, પ્રશસ્તપદ ભાષ્ય બદલે વરદગાજી, પ્રશસ્તપાદ ભાષ્ય જોઈએ

૭૯૦ છેલ્લી ઉપરની ચોથી પંકિતમાં ઉદયકરણે પછી ઉમેરોઃ- (જુ ર, નં. ૧૧૨૨)

ટિ ૪૮૮ પ. ૧૦ રાયમલ્લાભ્યુધ્ય કાવ્ય બદલે રાયમલ્લાભ્યુદય કાવ્ય જોઈએ.

ટિ. ૪૯૦ પ. ૩ ક્ષમાકુશલ બદલે ક્ષેમકુશલ જોઈએ.

૮૦૪ પં. ૬ જાલેરના' બદલે 'જાલોરના' જોઈએ.

૮૧૧ પ. ૧૩ ખ્રિસ્તિઓ) બદલે (ખ્રિસ્તિઓ) મૂકો

૮૨૭ પં. ૧૧ 'શત્રુંજય આગળ' બદલે શત્રુંજય આબૂ જોઈએ.

૮૨૮ પ. ૬ બધાવી. ને બદલે બંધાવી સુધારો

પૃ. ૫૭૧ પ. ૧૭ સ્વ ભકત ને બદલે સવભકત સુધારો.

ટિ ૫૦૫ પ. ૧ અમુલફજલના, સ્થાને અબુલ ફજલના જોઈએ. અકબર નામની, સ્થાને અકબરનામાની જોઈએ.

પૃ ૫૮૧ પાનાનો આંક ૫૧ મૂકાયો છે તેને સ્થાને ૮૫૧ વાંચો.

૮૫૭ પં. ૧ ડાગોરી સ્થાને નાગોરી જોઈએ.

૮૬૪ પ. ૨૮ મહાવીર ચ્રિય નહિ પણ મહાવીર ચરિય

૮૬૮ પ. ૪ 'શ્રી જિનવિજય સંપાદિત મુદ્રિત.' એટલું કૌસમા મૂકો.

૮૮૦ પં. ૪ ભકતમર- નહિ પણ ભકતામર-

૮૮૩ પ. ૭ કર્ણકુતુહલ નહિ પણ કર્ણકુતૂહલ

૮૮૪ પં. ૧૩ –સાર સમુચ્ય નહિ પણ–સાર સમુચ્ચય

ટિ પ૨૨ પં. ૧ શ્રીવિજયગણિ પછી 'જે' મૂકો.

પં. ૨ તેણે ને બદલે જેણે સુધારો.

૮૯૩ છેલ્લી પ. ચદનપન્નતિ ને બદલે ચંદપન્નતિ જોઇએ.

૮૯૪ પ. ૧૦ ચર્ચા પછી ) કૌસ મૂકો.

આ પારા પછીના પારાનો નં. ૧૯૮ છપાયો છે તેને બદલે ૮૯૫ જોઈએ.

૮૯૬ પ. ૪૭ (પૃ. ૬૦૭ની છેલ્લીથી ચોથી પંક્તિ) રામચંદને બદલે કરમચદ જોઇએ.

૯૦૩ પં. ૨ માણિકયસુદર નહિ પણ માણિકયચદ

પં. ૩ કુબેર પુરાણુને' પછી ઉમેરોઃ-(પી. ૩, ૩૫૭)

૯૦૪ પ. ૧૫ (પૃ. ૬૧૪ પ. ૪) શિષ્ય પરત્વે ને બદલે શિષ્યે કરેલો, એમ મૂકો.

૯૦૫ પં. સં. ૧૫૭૨મા ને બદલે 'સં. ૧૬૭૨મા' સુધારો.

૯૦૬ છેલ્લી પ. નેમિજન બદલે નેમિજિન મૂકો.

૯૧૧ પ. ૩ 'કારણકે સમયમા' બદલે કારણકે તે સમયમા'

૯૧૩ પ. ૬ અને ૧૭ 'છસો' છે ત્યા 'છસો (? પાચસો)' એમ મૂકો.

૯૧૮ પ નયનવિજય સ્થાને નયવિજય જોઇએ.

૯૨૨ પ. ૬ પ્રધાર્યા બદલે પધાર્યા સુધારો.

૯૨૬ પ. ૭ કાશીના બદલે કાશીમા જોઇએ.

પં. ૧૪ આનંદવનને બદલે આનદઘનને જોઇએ.

પૃ ૬૩૪ પં. ૧ અપ્યાત્મસારનો બદલે અધ્યાત્મસારનો જોઇએ.

૯૩૭ પ. ૨ યશોવિજયજીઓ બદલે યશોવિજયજીએ જોઇએ.

૯૪૨ પં. ૧૬-૧૭ ન્યાયામૃત બદલે નયામૃત તરંગિણી જોઇએ.

છેવટે ઉમેરો-આમા ઉલ્લેખેલ ષોડશક પર ટીકા યશોવિજયજીએ પ્રાચીન મૂલ યશોભદ્રસૂરિકૃત ટીકા સામે રાખીને લખી લાગે છે ને જે તેની સાથેજ મુદ્રિત થઈ છે આ યશોભદ્રસૂરિનો સમય નિશ્ચિત થયો નથી તેમ તે કોણ હતા તે પણ જણાયુ નથી. તત્ત્વાર્થ ટીકા કે જે હરિભદ્ર સૂરિએ પ્રારંભેલી અને જેને યશોભદ્ર કે યશોભદ્રસૂરિ શિષ્યે પૂરી કરેલી ઉપલબ્ધ થાય છે તે ટીકાના રચનાર યશોભદ્ર ને ષોડશકના ટીકાના રચનાર યશોભદ્ર બને એક હશે કે ભિન્ન તે પણ નકકી થતુ નથી.

૯૪૭ પં. ૧૨ લોપ્રકાશ ને સ્થાને લોકપ્રકાશ મૂકો.

૯૪૯ પ ૪ પટી મુહપત્તિ ને બદલે પટી-મુહપત્તિ જોઇએ.

૯૫૫ પ. વલ્લભર્વિજય બદલે વલ્લભ મૂકો

ટિ. ૫૩૭ પ. ૯ પડિવ ને બદલે પંડિત સુધારો.

૯૬૩ પ. ૬ ધીગવિજય લાભવિજય વચ્ચે-લીટી મૂકો

૯૭૩ પ. ૮ ની શરૂઆતમા ઉમેરો-સ. ૧૭૧૨ મા કટુક (કડવા) મતના સા કલ્યાણજીએ કાય-સ્થિતિ પ્રકરણ પર (પાલણપુર ડાયરા ભ. દા. ૩૧ ન. ૧૫ સ્વલિખિત)

૯૭૪ પં ૯ 'ક્ષેત્ર સમાસ પર' પછી ઉમેરો સ. ૧૭૬૩ પહેલા હીરવિજયસગ્-કીર્ત્તિવિજય-સૂરવિજય-જ્ઞાનવિજયે જ્ઞાનદીપિકા નામનો કલ્પસૂત્ર પર (૧૯૪ સને ૧૮૭૧-૭૨ ભા. ૭) છેલ્લીની ઉપરની પંકિતમા 'અમૃતસાગર શિ૦' છે તેમાથી અમૃતસાગર કાઢી નાખો.

૯૭૬ છેલ્લી ઉપરની ૧૦ મી પ. (પૃ. ૬૬૫ ની ચોથી પ.)મા પદ્મનિ ન છે તેને બદલે પદ્મનિધાન જોઇએ.

૯૭૭ પ ૭ દામવિજય (૨) ને બદલે રામવિજય (૧) જોઇએ.

પં ૧૩ રામવિજય (૧) ને બદલે રામવિજય (૨) જોઈએ.

૯૮૧ પં. ૧ સ્થૂલભદ્ર ને સ્થાને સ્થૂલભદ્ર સુધારો.

છેલ્લી ઉપરની ૫ નેમિવિજયે સ્થાને નેમિવિજયે મૂકો.

૧૦૨૩ પ. ૩-૩ અનુમતી પછી આ. ૨ સ. ૧૯૫૨ મૂકો.

પં. ૫ ભોજકુમાર પછી આ. ૨ સ. ૧૯૫૫ મૂકો.

ઉમાદેવડી પછી આ. ૪ સ. ૧૯૫૫ મૂકો.

પં. ૬ વીણાવેલી પછી આ. ૧ સ. ૧૯૫૫ મૂકો.

પં. ૧૨ તેના પછી સ. ૧૯૫૨ મા ઉમેરો.

પં. ૧૨-૧૩ રચનાર પછી પાટણના ઉમેરો.

પં. ૧૩ શિવરામ કેશવરામ બદલે શિવરામ કેશવલાલ મૂકો.

૧૦૫૨ ૫ ૧૦ હેમવિમલસૂરિની બદલે હેમવિમલસૂરિના શિષ્ય હર્ષકુલ ગણિની, વાચો.

૧૦૬૬ છેલ્લી ૫. 'ભાગજ છે' પર ટિ. નો આંક ૫૮૮ મૂકયો છે તેને બદલે ૫૫૮ જોઈએ. ને નીચે ટિ મા પણ ૫૫૮ મૂકયો છે ત્યાં પણ ૫૮૮ જોઇએ.

૧૧૩૪ પં. ૮-૯ 'છેલ્લી ચાલુ વર્ષ સન ૧૯૩૧ મા...નથી શકાયા' ને બદલે એમ મૂકો કે સન ૧૯૩૧ મા (સં. ૧૯૮૭ મા) ગણના થઈ, 'તેની પણ લોકનો વિરોધ હોવાથી બરાબર મનુષ્ય-ગણના થઈ નથી, છતા જે સરકારી આકડા હવે પ્રકટ થયા છે, તેમા જૈનોની કુલ સખ્યા ૧૨૫૨૧૦૫ નોધાઈ છે

૧૧૫૧ પં. ૨૧ રાજપૂત ચિત્રોના બદલે રાજપૂત ચિત્રક-લાના જોઇએ.

૨૮૦ પ. ૮ 'અગતિદા ઉદ્ધરી' પછી ઉમેરો 'વળી બૃહત્ શાતિસ્તોત્ર રચ્યુ.'

૨૯૩ પ. ૧૨ (સ. ૧૨૦૭ અજમેરમા)ને બદલે (સ. ૧૧૨૪ ધોલકામા) એમ જોઇએ.

૩૨૬ પં. ૨ '૧૧૬૦ મા રચ્યુ' પછી ઉમેરો કે તેમા ભરત બાહુબલીના યુદ્ધનો પ્રસગ અપભ્રંશમા જણાવ્યો છે.

ટિ. ૩૮૧ છેવટે ઉમેરો ' એક પ્રબંધમા વસ્તુપાલની સંઘયદ સાથેની લડાઇમા ભરૂચવાળા ખંડેરાજ સાખલાની હકીકત આવે છે, અને કીર્ત્તિકૌમુદી આદિમા એ સાખલાને શંખ કહેલ છે, પણ તેનુ મૂળ નામ ખંડેરાજ હતુ એ નિર્ણીત થાય છે. પરમાર વંશની સાખલા નામની શાખા પણ છે. યાદવરાજા સિંહણ–સિંઘણ દક્ષિણમાં પાટણા (ખાનદેશ, તાલુકા ચાલીસગાવ)નો રાજા હતો અને તેનો શાકે ૧૧૨૮ (વિ સ. ૧૨૬૩)નો લેખ મળ્યો છે (એપી. ઇન્ડી. પુ. ૧ પૃ ૩૪૩). આ લેખ બીજી રીતે ઉપયોગી છે કે તેમા મરાઠી ગદ્યનો જૂનો નમૂનો મળે છે ને વળી તેમા પ્રસિદ્ધ જ્યોતિષી ભાસ્કરાચાર્યના પૂર્વજ ભટ્ટ ભાસ્કર કે જેને ભોજરાજે વિદ્યાપતિની પદવી આપી હતી એવો ઉલ્લેખ છે. (શ્રી જિનવિજયની નોંધ).

૬૩૧ છેવટે ઉમેરો ' તે કોશની એક પ્રતમા કર્ત્તાનુ નામ સુધાકર આપ્યુ છે (પાટણ ભં.)

૭૬૫ પં ૪ પ્રશ્ન વ્યાકરણ પહેલાં ઉમેરો 'ઉત્તરાધ્યયનસૂત્ર' (૧૬૧ સને ૧૮૭૧–૭૨ ભા. ઇ.)



# જૈન ગૂર્જર કવિઓ—બીજો ભાગ—સંબંધી અભિપ્રાયો

[જૈન ગૂર્જર કવિઓ—બીજો ભાગ કે જેની પ્રસ્તાવના તરીકે આ ઇતિહાસને મૂકવા ધાર્યું હતુ તે આ ઇતિહાસ દળદાર થઇ જવાથી તેના વગર બહાર પડી ગયો છે અને તેમા તેના પરિશિષ્ટ ૫ માં જૈન ગૂર્જર કવિઓ—પ્રથમ ભાગ સબંધીના અભિપ્રાયો આપેલા છે અને ઉક્ત બીજા ભાગના સંબધી આવેલ પહોચ, સૂચના, અભિપ્રાય અત્ર પ્રકટ કરવામા આવે છે કે જે પડી કેટલાકમા પ્રથમ ભાગ સબધી પણ ઉલ્લેખ કરવામા આવેલ છે.]

**૧ પંડિત શ્રી લાલચંદ ભગવાનદાસ ગાંધી જૈન** પંડિત ઓરિયન્ટલ ઇન્સ્ટિટ્યૂટ કોઠીપોળ વડોદરા—લેખક પરના તા. ૬-૭-૩૧ના પત્રમા જણાવે છે કે—આપનો 'જૈન ગૂર્જર કવિઓ' ભાગ ૨ જો દળદાર ગ્રંથ કો. ઓફીસદ્વારા મ્હને ભેટ મળી ગયો છે, આપના એ ભગીરથ પરિશ્રમ માટે સર્વ કોઇ ઇતિહાસપ્રેમી અને સાહિત્યપ્રેમી ધન્યવાદ ઉચ્ચારે એ સ્વાભાવિક છે.

**૨ પ્રોફે૦ બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર વડોદરા** લેખક પરના તા. ૭-૭-૩૧ના પત્રમા જણાવે છે કે—જૈન ગુર્જર કવિઓ બીજો ભાગ પ્રત ૧ ગઇ કાલે મળી તે માટે તમને જેટલો ધન્યવાદ આપિયે તેટલો ઓછો, જો કે આગલા સૈકાઓમાથી જેમ જેમ આ તરફ—વર્તમાનમા—આવો છો તેમ તેમ કામની મુશ્કેલી અને અગત્ય બને ઓછા. કોન્ફરન્સના મત્રી સાહેબોનો ઉપકાર માનુ છુ. આવી ચોપડીઓ વિદ્વાનો અને સંસ્થાઓને વિના મૂલ્યે મોટી સખ્યામા ભેટ આપવાની એમની નીતિ વિષે રા રા. પડિત લાલચદ જે પ્રશંસાવચનો લખે છે તે યથાયોગ્ય છે. યુરોપમા પણ આવી ચોપડીઓ યુનિવર્સિટીઓ લાયબ્રેરીઓ તજ્જ્ઞ પ્રોફેસરો આદિમા વ્હેચાય છે. પ્રાસ્તાવિક અને ઐતિહાસિક પ્રકરણો જુદા ગ્રથ રૂપે બ્હાર પાડવાનો નિર્ણય જ ઉત્તમ છે.

જૂના પુસ્તકો જેમ વધુ જગાઓ વચ્ચે વ્હેચાઇ ગયેલા હોય તેમ તેમની ઇજા અને તેમના નાશનો ભય વધારે, તેમનો ઉપયોગ કરવામા વિદ્વાનોને મુસ્કેલીઓ વધારે વગેરે દેખીતુ છે પરતુ આ બાબતમા જૈન લોકમત જ્યા સુધી સુજ્ઞ બની અર્વાચીન મનોદશાવાળો ના થાય ત્યા લગી ઉપાયજ નથી. લીમડીની આખી યાદી છપાઇ છે, પાટણ જેસલમેરની છપાય છે (જો કે આખી નહી) તેમ બીજા મોટા ભડારોની છપાય તો પણ ઘણી સરલતા વધે, કૉન્ફરન્સ મત્રીઓ ધારે તો આ કાર્ય પણ કટકે કટકે ઉપાડી શકે, અને કરછ? ત્યાના સગ્રહોનુ શુ? તા. ૭-૭-૩૧.

૩ પંડિત બેચરદાસ—પ્રીતમનગર અમદાવાદ. આપણી કૉન્ફરન્સે મોહનભાઇના ગૂર્જર કવિઓના બે ભાગો બહાર પાડીને સાહિત્યની કિમતી સેવા કરી છે. હુ તો ઇચ્છુ છુ કે તે આપણું કેળવણી ખાતુ ચલાવે છે એવી રીતે પ્રકાશન ખાતુ ચલાવે તો ઘણું સરસ કામ કરી શકે. ગૂર્જર કવિઓના બન્ને ભાગો એટલા બધા વિશાળ છે એથી એની સમાલોચના મારી આખ કરી શકે એમ નથી છતાય એટલુ કહેવુ આવશ્યક છે કે એ મોહનભાઇનો સગ્રહ ઘણો કિંમતી છે, છતા મોહનભાઇને એક વિનતિ કરૂ છું કે તેઓ જે કાઇ સગ્રહ કરે તેમા વધુ ચોકસાઇ લાવવા કાળજી રાખે પાટીદારના તત્રીની સમાલોચનાનો છેવટનો પેરેગ્રાફ જરૂર તેઓ ધ્યાનમા લે. તા. ૧૧-૭-૩૧.

૪ શ્રી પૂર્ણચંદ્ર નહાર M. A. B. L.—૪૮ ઇંડીયન મિરર સ્ટ્રીટ, કલકત્તા.

The author Mr. Desai is doing a good deal of substantial work in furtherance of the cause of Vernacular Jain Literature. My humble opinion on the work will be sent later on.

—કર્ત્તા મિ દેસાઇ દેશી ભાષાના જૈન સાહિત્યના હિતને

વધારવાનું અતિ સગીન–નક્કર કાર્ય કરે છે. આ ગ્રંથ વિષે મારો નમ્ર અભિપ્રાય હવે પછી મોકલવામા આવશે. તા. ૧૨–૭–૩૧.

૫. ડૉ. પી. એલ. વૈદ્ય M A. (Cal), D, Litt (Paris), Professor of Sanskrit and Allied languages, Fergusson College, Poona, પોતાના તા. ૧૫–૭–૩૧ના પત્રથી ઉક્ત પુસ્તકની પહોચ સ્વીકારતા જૈન શ્વે. કૉન્ફરન્સના સ્થાનિક જનરલ સેક્રેટરીઓને જણાવે છે કે.—

I am in due receipt of the 2nd Vol of your publication Jaina Gurjara Kavio of which you kindly sent me a copy. I am indeed very grateful to you for your favour.

I have not yet published any review of the work as I am afraid I cannot review the Gujarati portion of extracts. As regards the Introduction to both the volumes I have formed a very high opinion of the scholarship of Mr M. D. Desai, and can say that the world of linguists owe him a debt of gratitude for his efforts in presenting in a systematic form the part played by the Jain poets in the making of modern and ancient Gujarati.

—આપની પ્રકાશિત કૃતિ નામે જૈન ગૂર્જર કવિઓનો બીજો ભાગ કે જેની એક નકલ મને આપે કૃપાથી મોકલી તે મળી. ખરેખર આપની તે કૃપા માટે આપનો અતિ ઉપકૃત છુ.

આ પુસ્તકની સમાલોચના મેં અત્યાર સુધી પ્રકટ કરી નથી કારણ કે મને ભીતિ છે કે ઉતારાઓના ગૂજરાતી ભાગની સમાલોચના હુ કરી શકું નહિ. (જૈન ગૂર્જર કવિઓના) બંને વૉલ્યુમોની

પ્રસ્તાવના સબંધે મિ. **એમ. ડી. દેસાઈ**ની વિદ્વત્તા માટે મેં અતિ ઉચ્ચ મત બાંધ્યો છે, અને હુ કહી શકું છુ કે અર્વાચીન અને પ્રાચીન ગૂજરાતીના ઘડતરમા જૈન કવિઓએ ભજવેલા ભાગને વ્યવસ્થાબદ્ધ સ્વરૂપમા રજુ કરવામા તેણે લીધેલા શ્રમ માટે ભાષાશાસ્ત્રીઓનુ જગત્ તેના ઉપકારનુ ઋણી છે.

૬. મુનિશ્રી અમરવિજયજી મહારાજના વિદ્વાન્ શિષ્ય **મુનિ શ્રી ચતુરવિજય** સં. ૧૯૮૭ના અષાડ શુદિ ૧ (૧૬-૭-૩૧)ના કાર્ડથી જણાવે છે કે

'વિશેષ, રા. **મોહનલાલ દ. દેશાઈ** કૃત **જૈન ગુર્જર કવિઓ** બીજો ભાગ આપના તરફથી ભેટ મળ્યો, આભાર. રા. **દેશાઈએ** અનેક વર્ષો સુધી મહેનત કરી જુદા જુદા સ્થળોના ભંડારો તપાસી દોહન કરી જે આ બે અપૂર્વ પુસ્તકરત્નો જૈન સમાજ સન્મુખ રજુ કર્યા છે તે માટે માત્ર જૈનોનેજ નહી પરંતુ અનેક જૈનેતર વિદ્વાનો કે જે ઐતિહાસિક વિષયમા રસ ધરાવતા હશે તેઓને પણ અત્યત ઉપયોગી નિવડશે એમા મને તો કઇ શંકા નથી. અભિપ્રાય કરતા હાર્દિક અભિનંદનજ બસ છે.

વ્યવસાયી જીવન છતા રા. દેશાઇએ જે પ્રયાસ ઉઠાવ્યો છે તે માટે તેમને ધન્યવાદ. આવીજ રીતે સસ્કૃત પ્રાકૃત ગ્રથોનુ લિસ્ટ થાય તેમજ ખાસ જૈનકથાકોષ થાય તો તો ઘણુ સારૂ. + + લિ. મુનિ ચ વિ ના ધર્મલાભ

૭. સાક્ષરશ્રી દિ બ **કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી** M. A. LL B મુબઇ સ્મોલ કોઝ કોર્ટના માજી વડા જજ કર્તા પરના તા ૧૦-૮-૩૧ના પત્રમા લખે છે કે —

'શ્રી જૈન શ્વેતામ્બર કોનફરન્સના જનરલ સેક્રેટરીઓ મારફત —જૈન ગુર્જર કવિઓ બીજો ભાગ— એ પુસ્તક મળ્યુ છે ઘણો વખત થયા તેની પહોચ તમને લખુ લખુ કર્યા કરતો હતો પણ નાદુરસ્ત તબીયત તથા બીજા વ્યવસાયોને લીધે અત્યારથી વહેલી

ઉપકાર સાથે પહોચ લખી શકયો નહી તેથી દિલગીર છુ. એ બીજો ભાગ પણ પહેલા ભાગ જેવુજ Monumental Work છે અને તમારા આગ્રહ, ચીવટપણા તથા એ દિશામા સતત મહેનત કર્યા કરવાની આકાક્ષા—એક જાતના Mania-ની માગિની રૂપે છે. આ ભાગમાથી પણ ઘણુ નવુ જાણવાનુ ને શીખવાનુ મળે છે અને જ્યારે એ હારમાળાનો ત્રીજો ભાગ છપાશે ત્યારે આ આખા વિષયનો સપૂર્ણપણે Perspective લેવામા તે અગત્યનો ભાગ બજાવશે એમા શકય નથી. તમારા આ પ્રયાસ માટે ગુજરાતી સાહિત્ય તમારૂ ઋણી રહેશે.

૮ સાક્ષરશિરોમણી શ્રી **નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ** તા. ૯-૮-૩૧ના કાર્ડથી માત્ર આટલુ ટુંકમા પહોચ રૂપે જણાવે છે કે —

વિ. વિ. જે આપની તરફથી 'જૈન ગુર્જર કવિઓ" ભાગ ૨ ની પ્રત મળી. તે માટે બહુ બહુ ઉપકાર માનુ છુ. પ્રથમ ભાગ પણ મળી ગયો હતોજ.

હાવા **આકર** ગ્રન્થનુ અવલોકન લખવુ એ મ્હારા જેવાના સામર્થ્યની બહાર છે. માટે તે ખાતે ક્ષમા માગુ છુ.

૯. મુબઇની મ્યુનિસિપલ સ્કુલોના ઇન્સ્પેકટર શ્રી **હિમ્મતલાલ ગણેશજી અંજારિયા** M. A. તા. ૯-૮-૩૧ના પત્રથી જણાવે છે કે —

શ્રી **મોહનલાલ દેશાઇ** તરફથી પહેલો ભાગ ઘણા વખત થયા મળ્યો છે અને બીજો હમણા આપના કાગળ સાથે મળ્યો છે.

શ્રી મોહનલાલ દેશાઇએ જે શ્રમ લીધો છે, અને એ પુસ્તકો દ્વારા ગુજરાતી સાહિત્યના અને ભાષાના અભ્યાસ માટે જે સાધન પૂરા પાડયા છે તેની કિમ્મત આકવા માટે તો પુષ્કળ અભ્યાસ અને અવકાશની જરૂર છે તે પુસ્તકોની કિમ્મત એટલી ઉંચી અને મોટી છે કે ઉપર ઉપરથી જોઇને કાઇ કહી નાખવુ એ અન્યાય

આપવા જેવુ જ ગણાય. અને તેથીજ હુ તે સબધે કાઇ લખી શકયો નથી. જેટલો અવકાશ અને જેટલો અભ્યાસ, તે પુસ્તકોની કદર કરાવવા માટે જોઇએ તે હુ મેળવી શકયો નથી અને હજુ એક વરસ સુધી તો મેળવી શકું એમ નથી. પણ પછી તે રત્નોના ગાઢ પરિચયમા આવવા અવશ્ય ઇચ્છુ છુ અને પ્રભુ ઇચ્છા હશે તો તે પુસ્તકો ભાષા ઉપર જે પ્રકાશ પાડે છે, ભાષાના વંશાવતાર-ના અભ્યાસ માટે જે ઉપયોગી સાધન પૂરા પાડે છે, ગુજરાતના જીવન માટે અને ધાર્મિક અને ઇતર પ્રવૃત્તિ માટે જે દૃષ્ટિ રજુ કરે છે તે બધાનો અભ્યાસ અવશ્ય કરીશ અને વિગતથી તે માટે લખીશ દરમ્યાન, શ્રી મોહનલાલ દેશાઇએ જે શ્રમ લીધો છે, અને જે અભ્યાસ કર્યો છે તે માટે તેમને, અને આવા સામાન્ય જગત જેને કોઇપણ રીતે અપનાવી ન શકે અને તેથી જેની રૂપીઆ આના પાઇમા ગણાતી કિમ્મતમા પણ કાઈ વળતર ન આવે, તેવા, છતા અત્યત કિમ્મતી અને ઉપયોગી પુસ્તકો છપાવવા માટે આપના કોન્ફરન્સને અનેક ધન્યવાદ ઘટે છે એટલુ તો કહી દેવા તક લઉં છું.

જૂની ગુજરાતીનો અભ્યાસ મે શરૂ કરેલો, પણ ઘણા ઘણા અતરાયોને લીધે તે પ્રારંભદશાથી આગળ વધી શકયોજ નથી. તેથીજ જૈન ભાઇઓ તરફથી પ્રગટ થતા આનદ કાવ્ય મહોદધિના અંકો તથા જૈન ગુર્જર કવિઓના ભાગો માત્ર ઉપર ઉપરથી જોવા ઉપરાત વધારે હુ કરી શકયો નથી, પરંતુ હું જેટલુ જોઇ શકયો છુ તે ઉપરથી કહી શકુ છુ કે અભ્યાસના સાધન તરીકે ઘણુ ઉપ-યોગી સાહિત્ય આ પુસ્તકો દ્વારા પ્રકટ થયુ છે અને તેથી ગુજરાતી ભાષાનો દરેક અભ્યાસી આવા પ્રકાશન માટે ઉપકૃત રહેશેજ. મને સભારી પુસ્તકો મોકલવા માટે આભાર માનુ છુ.

૧૦ રા કહાનજી ધર્મસિંહ કવિ તા. ૧૩-૯-૩૧ ના પત્રથી લખે છે—

—વિ. કે-'જૈન ગુર્જર કવિઓ' ના બે ભાગ આપના દ્વારા

પ્રાપ્ત થતા અતિ આનંદ ઉદ્ભવ્યો. એ ઉપર વિવેચન કે વિવરણ તો સમર્થ વિદ્વાનો જ લખી શકે. હું તો એ મહાપુરૂષોનો કેવલ ગુણપૂજક અને પ્રશંસક હોવાથી એટલું જ નિવેદન કરીશ કે,

(દોહરા)

જૈન કાવ્યસાહિત્યના, મહાભારત બે ભાગ,
અવલોકનથી ઉપજ્યો, અંતરમાં અનુરાગ. ૧
જતી સતી ગુરૂ જ્ઞાનિનો, અનુપમ જ્ઞાનવિલાસ
અચળ કર્યો ઇતિહાસથી, એ નહિ અલ્પ પ્રયાસ. ૨
ગુજરાતી સાહિત્યમાં, જૈન કવિ વર વીર;
શુદ્ધ સ્વરૂપે દાખવ્યા, મોહન મતિ ગંભીર. ૩
શ્વેતાંબર મંડળ મલી, તેનો કર્યો પ્રકાશ,
કહાન અભિવંદન કરે, ઇશ્વર પૂરે આશ. ૪

તથાસ્તુ.

૧૧ 'સૌરાષ્ટ્ર' અગષ્ટ ૧૫ · ૧૯૩૧ ના અંકમાં પૃ. ૮૦૫ પર 'સંશોધન' ના મથાળા નીચે પરિચય કરાવે છે કે—

ગુજરાતી ભાષાનું ઝરણું નરસિંહ મહેતાથી યે આગળ, તેરમી સદીથી વહેતું થયું છે અને એ બસો વર્ષનો પ્રવાહ બાંધવામાં જૈન સાધુઓના એક મોટા જૂથનો અવિરત ઉદ્યમ ઉત્તરોત્તર ચાલુ રહ્યો હતો, એ વસ્તુસ્થિતિ તરફ આપણી પ્રથમ આંખ ઉઘાડનાર ગ્રંથ જૈન ગૂર્જર કવિઓ ભા. ૧ છે. એની અંદર એ જૈન સાધુઓની રચેલી પ્રચૂર કાવ્યસામગ્રી સંઘરનાર શ્રી મોહનલાલ દેશાઈને મોટો જશ મળેલો છે. સાંપ્રદાયિકતાની સૂગ વગર સમસ્ત ગુજરાતે, સાહિત્યની વિમલ દૃષ્ટિએ શ્રી. દેશાઇના એ પ્રયત્નને વધાવેલ છે શ્રી. દેશાઈએ પણ પોતાની આ ફતેહને સાંપ્રદાયિક શેખીની વૃત્તિથી રૂંધાવા દીધા વગર, શુદ્ધ સંશોધનબુદ્ધિથી પોતાનું કામ ચાલુ રાખીને આ ચાર વર્ષના ગાળામાં સ્થળે સ્થળે ભ્રમણ કરી, ખોળી ખોળી ૫૯૦ પાનાની નવી સામગ્રી રજૂ કરી છે. તેમાં (૧) અઢારમી સદી-

માના લગભગ ૧૮૦ જૈન કવિઓ અને તેમની ચારસો જેટલી કૃતિઓની નોધ કરી છે. (૨) કવિઓની અનુક્રમણિકા આપી છે. (૩) અઢારમા સૈકાની ગદ્યકૃતિઓની નોધ કરી છે. (૪) પાચ પરિશિષ્ટો આપેલા છે તેમા પણ કોઇ કવિ અથવા એની કૃતિનો કાલ-નિર્ણય કરવામા સહાયભૂત થનારી હકીકતો છે ગુર્જર ભાષા અને સાહિત્યના પ્રાચીન ઇતિહાસ પર અજવાળુ પાડવામા આ સગ્રહ કેટલે અશે ઉપકારક થાય, તે તપાસી જોવા અમે સશોધનક્ષેત્રના ખાસ અભ્યાસીઓને ભલામણ કરીએ છીએ. કાવ્યદૃષ્ટિએ કદાચ કસોટીએ ચડાવી શકાય તેવી સામગ્રી આમા ઓછી હશે, પણ ભાષાઘડતરની દૃષ્ટિને ઠીક સામગ્રી મળી રહેશે એમ અમે માનીએ છીએ.

**૧૨ પ્રસ્થાન**ના વિદ્વાન્ તંત્રીશ્રી **રામનારાયણ** પાઠક સ. ૧૯૮૭ ના શ્રાવણ માસના અંકમા પોતાનો ટુંક અભિપ્રાય પ્રકટ કરે છે કે-

પહેલા ભાગ જેટલોજ આ ભાગ પણ ઉપયોગી છે. આમા ૧૮મા શતકના કવિઓના કાવ્યોના આદિ અન્તના પ્રતીકો છે. છેવાડે આપેલી સૂચીઓથી પુસ્તક વધારે ઉપયોગી બન્યુ છે. આ ઉદ્યોગી સપાદકને ગ્રથ માટે ધન્યવાદ ઘટે છે

**૧૩ જૈન ધર્મપ્રકાશ** પુ. ૪૭-૫ સ. ૧૯૮૭ ના શ્રાવણના પૃ. ૧૮૧-૨ મા પુસ્તકોની પહોચ આપતા લખે છે કે—

આ બુક ઘણા વર્ષોના પ્રયાસને પરિણામે બહાર પાડવામા આવી છે. લેખકના પ્રયાસનુ માપ કરી શકાય તેમ નથી. પેલા ભાગની પૂર્તિમા કરેલો આ બીજો ભાગ વિશેષ ઉપયોગી થયો છે. આ બુકનુ વિશેષ વર્ણન આપવા માટે વિશેષ સ્થળ ને અવકાશની આવશ્યકતા છે. પ્રસગોપાત આ બુક વિષે વિશેષ લખવા ઇચ્છા વર્તે છે દરેક જૈન બધુઓએ અને સસ્થાઓએ આ બુક રાખવા લાયક છે પ્રયાસના અને બુકના પ્રમાણમા કિંમત વધારે નથી.

**૧૪ આત્માનંદ પ્રકાશ**—પુ ૨૯-૧ સ. ૧૯૮૭ ના

શ્રાવણના અંકમા પૃ. ૨૮ મા કહે છે કે–આ બીજા ભાગમાં વિક્રમના અઢારમા શતકના ગુજરાતી ભાષાના જૈનકવિઓની કૃતિઓ સહિત વિસ્તૃત સૂચિ આપવામા આવેલ છે. ભાઈ મોહનલાલ જૈન સાહિત્ય ઇતિહાસના ખરેખરા અભ્યાસી અને સશોધક છે. જૈન વસ્તીવાળા, જૈન ભડારોવાળા શહેરોમા જઈ ખંતપૂર્વક કરેલ શોધ અને પ્રયત્નનુ ફળ આ ગ્રથનું પ્રકાશન તે છે, કે જે તેમના નિવેદનમા વાચવાથી જણાય છે. આ ગ્રથમા કવિઓની અનુક્રમણિકા અને છેવટે ગદ્યકૃતિઓની નોધ કરી ચાર અનુક્રમણિકા આપેલ છે જેથી કોઈ પણ હકીકત મેળવતા વાચકને સરલતા થાય છે. તે પછી પાચ પરિશિષ્ટો જૈનકથા નામકોષ, જૈન ગચ્છોની ગુરુપટ્ટાવલીઓ ત્રીજામા અંચલ ગચ્છની પટ્ટાવલી, ચોથા રાજાવલી અને છેલ્લે પ્રથમ ગ્રંથના અભિપ્રાયો છે. ચાર પચીશીમા આખા શતકના જૈન કવિઓની કૃતિની વહેંચણી કરવામા આવે છે, જેથી સકલનાપૂર્વક યથાયોગ્ય આ ગ્રંથની રચના વિદ્વતાપૂર્ણ બધુ મોહનલાલે કરી છે. આ ગ્રંથ પ્રકટ થવાથી શ્રી જૈન કોનફરન્સ સાહિત્ય માટે જે પ્રયાસો કરે છે તેમા આ ગ્રથ તેની વૃદ્ધિ કરે છે; એટલુજ નહિ પરંતુ ગુજરાતના સર્વમાન્ય ઇતિહાસના લેખકને ઉપયોગી વસ્તુ થઈ પડી છે. જૈન અને જનેતર ઇતિહાસપ્રિય વાચકોએ આ ગ્રથનો લાભ લેવા જેવુ છે.

**૧૫ પાટીદાર** શ્રાવણ ૧૯૮૭ ના અંકમા પૃ. ૪૭૧-૨ પર તેના વિદ્વાન્ તત્રીશ્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ 'ગ્રથપરિચય' મા પ્રકાશે છે કે:—

આ ગ્રથના પ્રથમ ભાગનો પરિચય આ માસિકના ૧૯૮૪ ના પોષ માસના અકમા સવિસ્તર આપ્યો છે આ બીજા ભાગ વિષે એથી વધારે કંઈ ખાસ કહેવા જેવુ નથી. આ ભાગમા વિક્રમના અઢારમા શતકના ગૂજરાતી ભાષાના જૈન કવિઓની કવિતાઓ આપી છે. જૈન કવિઓની ખાસ વિશેષતા એ છે કે તેઓ અપ-

ભ્રંશ ભાષાને વળગી રહ્યા છે, બ્રાહ્મણ કવિઓ ચાલુ ગુજરાતીમા લખતા થાય છે, છતાયે જૈન કવિઓ અપભ્રશ ભાષાને વળગી રહ્યા છે. એ એમની વિશેષતા આ ગ્રથમા પણ સ્પષ્ટ થાય છે. સં. ૧૭૩૯ મા યશોવિજયજીએ 'જબૂરાસ' ની આમ સમાપ્તિ કરી છે

નદ તત્ત્વ મુનિ ઉડુપતિ સંખ્યા વરસ તણી એ ધારો જી,
ખંભનયરમાહિ રહિઅ ચોમાસુ રાસ રચ્યો છે સારો જી,

એજ અરસામા બ્રાહ્મણ કવિ પ્રેમાનંદે 'રણયજ્ઞ' મા આમ લખ્યુ છે,

જળ છાટે નવ જાગે જોદ્ધો, તાપણા કીધા ચોફેર,
રૂદે ઉપર શીલાપડ મુકયા, કાનમા ફુકે મદન ભેર.+

ભાઈ મોહનલાલે પુષ્કળ પ્રવાસો કરીને, જ્યા ત્યાના જૈન ભડારો ઉકેલીને, આ સગ્રહ કર્યો છે. પુસ્તકને અતે ૪ અનુક્રમણિકા અને ૫ પરિશિષ્ટ મુકીને વાચકને બહુજ સરળતા કરી આપી

---

+ જૈન અને બ્રાહ્મણ કવિઓ વચ્ચે જે ભેદ રા નરસિહભાઈએ કાઢયો છે તેને સપૂર્ણ રીતે સમતિ આપી શકાતી નથી તે ભેદના ઉદાહરણ તરીકે તેમણે યશોવિજય કૃત જંબૂરાસની અને પ્રેમાનદ કૃત રણયજ્ઞની બે બે પક્તિઓ લીધી છે તેમાથી પોતના મતની પુષ્ટિ થતી નથી એક રચના સવત્ (સ ૧૭૩૯) બતાવવા સસ્કૃત પ્રાકૃત લેખકો પોતની કૃતિઓમાં જે પ્રથા સાકેતિક શબ્દોની રાખતા તે પ્રમાણે વામ બાજુથી અક ગણવાની રીતે રાખી છે કે જે ગૂજરાતી ભાષામા જૈન લેખકે એ સામ ન્યત ગણી છે અને તેના તે સિવાયના બીજા શબ્દોમા અપભ્રશ ભાષા સ ચે [illegible] શુ છે તે સમજી શકાતુ નથી, બીજાની રચના સવત્‌ની પક્તિએ ન લેતા [illegible] પક્તિઓ લીધી છે તેનાના બધા શબ્દો ચાલુ ગૂજરાતી છે ને તેમા અપભ્રશની લેશ માત્ર છાટ છે કે નથી એ પણ તેનાનુ રહે છે [illegible] ગુજરાતીની જનની છે, અને તે પરથી આવેલા અનેક શબ્દો ગૂજરાતીમા પ્રચલિત થતા જતા, તે પૈકી કાઈ કાઈ છોટી પણ દેખાતા એમ દરેક ભાષાની ઉત્પત્તિ વખતે બનતુ આવ્યુ છે આ સબધી વિશેષ પ્રકાશ [illegible] માં અવરો.

છે. એમણે લીધેલા આ શ્રમ માટે ગુજરાતે એમનો ઉપકાર જરૂર માનવો ઘટે છે

**૧૬ સાહિત્ય** ૧૯૩૧ ના અગસ્ટ માસના અંકમા પૃ. ૫૬૬-૭ પર વિદ્વાન્ તંત્રી રા. મગન હ. કાટાવાળા પ્રકટ કરે છે કેઃ—

આમા વિક્રમ સકા અઢારમામા જે જૈન કવિઓ થઈ ગયા તેમની કૃતિઓ અને જીવન વિષે સંપૂર્ણ પણ ટુકામા માહિતી આપી છે, તે સાથે સાથે એ કૃતિઓમાથી જરૂર પૂરતા ઉતારા આપ્યા છે. ભાઇ મોહનલાલની સશોધક વૃત્તિ મહેજે જણાઇ આવે છે તેમની ઐતિહાસિક પદ્ધતિ ચાલુ રહી છે, અને તેમણે લીધેલી તકલીફ વખાણવી જોઇએ.

પરંતુ એથી આગળ અમે જઈ શકતા નથી. પહેલા ભાગ વિષે જરા વિસ્તારથી અવલોકન કરતા અમે મપ્રદાયી સાહિત્ય વિષે ઉલ્લેખ કરેલો હતો. તે વખતે અમે લખ્યુ હતુ, કે 'ભાઈ મોહનલાલ માને છે કે જૈનો અને બ્રાહ્મણોના સાહિત્ય જૂદા જૂદા ખીલ્યા નહોતા આને માટે કશો આધાર તેઓ આપી શકયા નથી." પ્રસ્તુત બીજા ભાગમાથી એમના એ વિધાનને જબરો ફટકો પડશે. જૈન સાહિત્ય સામાન્ય ગુજરાતી સાહિત્યથી તદ્દન નિરાળું હતુ. એમ આ ભાગથી સાબિત થશે. વિક્રમનુ અઢારમુ સેકુ એટલે આપણી છેક નજીકનો કાળ. બસે વર્ષપરની કૃતિઓ અણીશુદ્ધ જોવાને મળે છે. એ કૃતિઓની ભાષા અને આ સગ્રહની ભાષામા આસ્માન જમીનનો ફેર છે. અઢારમી સદીમા

નિધિબાળ રિષિ શશિ વછરઇ × ×
× × ગાયઉ મુનિ જસવાસ
શ્રી ગચ્છપર તરપતિ જપઉ × ×
શ્રી શાતિ હરખે વાચક તણઉ કહઇ × ૫

(પ્રસ્તુત સગ્રહ પાન ૧૧૩)

આવી ભાષા હોય એ કોઇ માની શકે નહી. અઢારમી સદી સુધી આવી ભાષા ચાલુ રહે, તેનુ એકજ કારણ હોઈ શકે. સપ્રદાયને લગતી કથાઓ, વિચારો, સિદ્ધાતો લખતા ને ફેલાવતા સંપ્ર-

-દાયની પરિભાષા વપરાય, ને તેને લીધે પરિભાષા સાથે પ્રાચીન સમયમા જેવા શબ્દપ્રયોગો થયા હોય, તેજ ઉતારવાનુ મુનિઓને સુઝે-અરે સુઝે નહી, પણ લગભગ કઠસ્થ હોય તેથી તેજ એની મેળે લખાઇ જાય. આવા જૈન સાહિત્ય પરથી પ્રાચીન ગુજરાતીની ઇમારત રચનારા કેવી ગભીર ભૂલો કરે છે, તે સહેજે સમજી શકાશે*

---

* આ અને તે ઉપરનો-એ બને પારામા જે વાત સાહિત્યના તત્રીશ્રી લખે છે તે પોતાની અમુક માન્યતાને અનુલક્ષીને છે પહેલા ભાગનુ અવ-લોકન લેતા તેમણે જે લખ્યુ તે આ બીજા ભાગને અવલોકતા તાજું કર્યું છે તે માટે અત્યાર સુધી કઇ પણ રદિયો આપવાનું મેં જરૂરી નથી ધાર્યું તેનુ કારણ એ કે ગૂજરાતીના ઘડતરમા જૈનોએ આપેલ ફાળા સંબંધી ત્રીજા ભાગની પ્રસ્તાવનામાં લખવા ધાર્યું છે, તેમા તે યથાપ્રસગે વિશેષ સ્પષ્ટતાથી અને વિશાલતાથી આપવામા આવશે, છતા અત્રે ટુકમા નિવેદન કરવાનુ કે તત્રીશ્રી રા કાટાવાલાએ મારૂ માનવા તરીકે જે લખેલ છે તે તો મારા અને તેમના મિત્ર સાક્ષરશ્રી અબાલાલ જાનીનુ માનલુ છે. જાનીજીએજ ત્રણ ભ્રમો ગણાવ્યા તેજ અક્ષરશ નોધ્યા છે તે પૈકી 'ત્રીજો ભ્રમ એવો છે કે જૈનો અને બ્રાહ્મણોના સાહિત્ય જુદા જુદાં ખીલ્યાં હતા' એમ કહી તે જાની મહાશય સાથે સાથે જણાવે છે કે-'પરતુ સાહિત્યનો ઇતિહાસ લખાયા છતા વિદ્વાનોએ તેમા સાવધાની નહિ રાખવાથી એ ભ્રમો થવા પામ્યા છે'-આ તેમનુ અવતરણ જૈન ગૂર્જર કવિઓના પ્રથમ ભાગમા જૂની ગૂજરાતીના ઇતિહાસના નિબંધમાં પૃ. ૩૨૦ પારા ૩૩૦ મા સ્પષ્ટ રીતે મૂકેલ છેઃ આમ છતા 'સાહિત્ય'કારે તેનુ મારા પર આરોપણ કર્યું છે તે યોગ્ય નથી હુ તો એમ કહુ છુ કે 'તે બને સાહિત્યો જૂદા જૂદા ખીલ્યા હતાં, પણ જૂદી જૂદી ભાષામા નહિ બનેની ભષા સામાન્ય રીતે એક જ-ચાલુ લોક-ભાષાની ગૂજરાતી હતી' આ વિધાનને આ બીજા ભાગની જબરો ટટકો પડતો નથી, છતા 'પડશે' એમ કહી તેના સમર્થનમા તત્રીશ્રીએ જે ઉદાહરણ ટાકેલ છે તે યોગ્ય લીધુ નથી તેમજ તે પણ શુદ્ધ રીતે મૂકી શક્યા નથી (તેમા કદાચ પ્રેસદોષ પણ હોય) શુદ્ધ રૂપ આ પ્રમાણે છે—

નિધિ બાણ રિષિ શશિ (૧૭૫૯) વરસઈ × ×

× × ગાવઇ મુનિ જસવાસ

શ્રી ગચ્છ ખરતરપતિ રાજઇ × ×

શ્રી શાંતિહરષ વાચક તણઇ, કહઇ × ×

બીજી વાત. સંપ્રદાયી સાહિત્ય પ્રગટ કરનાર 'ગુર્જર' કરતાં જૈન પર વધારે ભાર મૂકવામાં લલચાય ને તેથી ગુજરાતી ન હોય તેને પણ જૈન છે માટે ગુજરાતી કરીને ઠોકી બેસાડે-અલબત અજા-

---

આ ટાંકવાનું કારણ એમ અનુમનાય છે કે 'વછરઈ', 'ગાયઉ', તણઉ', 'કહઇ' એને બદલે વછરે, ગાયો, જયો, તણો, કહે-એમજ જોઈએ એમ તેમનું માનવું છે. પણ નમ્રતાપૂર્વક કહીએ તો તંત્રીઓને ઘણી હસ્તપ્રતોનો વિશાલ પરિચય હોય એમ લાગતું નથી તે સૈકાની બ્રાહ્મણ કવિની પ્રતો મેળવી તેઓ જોશે તો તેમાં પણ બંને જાતનાં રૂપો મળી આવશે અને એકજ જાતની જોડણી નહોતી એમ પ્રતીત થશે. જૈન કવિઓની કૃતિઓની પ્રતોમાં પણ એકજ જાતની જોડણી હતી નહિ, તેમાં ગયઉ, ગીયઉ, ગ્યુ, ગયો એમ એકજ લેખક કે કર્ત્તા જુદે જુદે સ્થળે એકજ કૃતિમાં લખતા જે ઉદાહરણ લીધું તે રા નરસિંહભાઈની પેઠે રચના સંવત્ દાખવતું લીધું વળી જે કવિનું ઉદાહરણ ટાંક્યું છે તેજ જિનહર્ષની અભયકુમાર રાસ નામની કૃતિ લ્યો (પૃ. ૧૦૮), તેમાં ઈ, અને ઉના અંતવાળા પ્રયોગો પ્રાયઃ નથી દા. ત.-

રાજ કરે રાજા તીહારે, શ્રેણીક ગુણની શ્રેણ
નિરમલ સમકીત જેહનોરે, ચૂકવીઇ નહિ કેણ
ભગતિ કરે ભગવંતની રે, પૂજા કરે ત્રિકાલ
વીર વચન શ્રવણેં સુણે રે, મિથ્યા મનથી ટાલ
મંત્રીસરરોહરો રે નામે અભયકુમાર
પ્રથમ પૂત્ર રાજા તણોરે બુધી તણો ભંડાર

જનોની પ્રાકૃતા ગુર્જરી અને બ્રાહ્મણોની સંસ્કૃતા ગુર્જરી એના બે ભેદ હમણાં 'મીઠા' કવિના કાવ્ય તરીકે રા બધેકાએ 'ગુજરાતી'ના સં ૧૯૮૮ના દીવાળી અંકમાં આપેલ કાવ્યમાં ઉપસ્થિત કર્યાં છે તે 'કોરસ' રૂપે છે અને મારા મને પ્રાય. વિવાદાસ્પદ છે

* પ્રેમાનંદનાં આખ્યાનો પણ સાંપ્રદાયિક-બ્રાહ્મણ પુરાણ કથા પરથી લખાયેલાં છે ને તેમાં પણ સાંપ્રદાયિક પરિભાષા આવી છે તેવી પરિભાષા ચિર-પરિચિત થતાં સાધારણજનમાન્ય થાય છે શબ્દપ્રયોગો પણ પ્રાચીન તેમજ પ્રાચીન પરથી ઉદ્ભવેલા વપરાય છે જેમ બ્રાહ્મણોનું તેમજ જૈનોનું તેથી પ્રાચીન ગૂજરાતીની જૈન ઈમારત બ્રાહ્મણ એકના સાહિત્ય પરથી નહિ પણ બંને સાહિત્ય પરથી રચી શકાશે પ્રાચીન-પછી મધ્યકાલીન-પછી અર્વાચીન એમ

ણતાં. આ સંગ્રહમાંનો દાખલો લઇએ. દેવચંદ્ર નામના જૈનમુનિની કૃતિઓના નમુના મૂકયા છે. આ કવિ વીકાનેરમા (મારવાડમા) થઇ ગયા, ગુજરાતને ને વીકાનેરને વેપારનો કે ધર્મનો ગમે તેવો સંબંધ હોય, મારવાડી ભાઇ ગુજરાતી ભણીને ભલે ગ્રંથો રચે, પણ તેવા ગ્રથોને ગુજરાતી કેમ કહેવાય ? વાચો આ નમુના:

(૧) હિંદુધર્મ વીકાનયર, કીની સુખ ચૌમાસ
 તિહા એ નિજ જ્ઞાતમા, કીનો ગ્રંથ અભ્યાસ [૧૫૩
વર્ત્તમાનકાલ થીત આગમ સકલ વીત
 જગમેં જ્ઞાનવાન સબ કહે હું
જિનવર ધર્મ પરિ જાકી પરતીતિ થિર
 ઔર મન વાતચિતમાહિ નાહિં કહે હૈ. પાન ૪૮૦

(૨) અભયચંદકે આગ્રહે, પુસ્તક લિખ્યો પ્રમાણ
× × × ×
ઔર ધર્મ સબ ભર્મ હે, જાસૌ બંધે કર્મ
ક્ષેત્ર સ્પર્શનાકે ઉદૈ, તુમ હમ દર્શન હોય,
મનોવર્ગણાકો મિલન, ચાહત હે નિત સોય. (પાન ૪૮૩)

આવા ને આવા નમુના પર ગુજરાતી ભાષાનો ઇતિહાસ રચવો એ મિથ્યા છે.+

---

ભાષા ઉત્તરોત્તર ઉત્ક્રાંત થતા શું શું અને કેવી કેવી રીતે પરિવર્તનો થતાં ગયા, તે પ્રાચીન-મધ્યકાલના ગુજરાતી લેખણી કેટલી પ્રવાહી હતી તેનો અભ્યાસ બ્રાહ્મણ ને બ્રાહ્મણેતર હસ્તલિખિત પ્રતિઓ વગેરે અવકાશ લઇને તંત્રી સાહેબ કરશે તો અનેક ભ્રમો નિર્મૂળ થશે

+ સાહિત્યના તંત્રીએ જણાવેલી આ બીજી વાત બરાબર નથી. જૈન કવિકૃત કોઈ ગુજરાતી નહિ એવી કૃતિને ગુજરાતી ઠોકી બેસાડવાની લાલચ કે અજ્ઞાન તે કૃતિનો આ સંગ્રહમા ઉલ્લેખ કરવામા નિમિત્તભૂત નથી, પરંતુ જૈન કવિની ગુજરાતી કૃતિઓ સાથે 'નમા' એટલે હિંદીમા કૃતિઓ હોય તો સાથે સાથે તે કવિની નીચે તેમનો ઉલ્લેખ કરી દેવો એ આશય નિમિત્તભૂત છે. પહેલો જે દાખલો તંત્રીએ દાખલારૂપ તરીકે લીધો છે તે

આટલી ટીકા કર્યાં છતા, ૧૮૦ જૈન કવિઓને પીછાનીને ૪૦૦ કૃતિઓ સશોધીને આ લગભગ ૬૦૦ પાનનુ પુસ્તક યોજવા માટે અમે ભાઇ મોહનલાલની સશોધકવૃત્તિને ધન્યવાદ આપીએ છીએ.

૧૭ કૌમુદીના વિદ્વાન્ તંત્રીશ્રી વિજયરાય ૧૯૩૧ સપ્ટેબર માસના અંકમા (પૃ. ૨૬૭) જણાવે છે કે'—

જૈન કવિઓ વિશેના આ બીજા ભાગમા સંગ્રાહકે દીર્ઘોદ્યોગ અને પરિશ્રમ પૂર્વક ૧૮ મી સદીના ૧૭૫ થી ૨૦૦-૨૨૫ કવિ- ઓના નામ, સાલ, કૃતિ નામ તથા કૃતિના આદિઅત વિશેની સવિસ્તર માહિતી ગુજરાતમાના મુખ્ય જૈન ભડારોમાની હાથપ્ર- તોને આધારે એકત્રિત કરીને આપણા મધ્યકાલીન ભાષા સાહિત્યના અભ્યાસકો પર મહદુપકાર કર્યો છે. આ ગ્રંથમા ત્રણ (કવિ, કૃતિ ને સાલની) અકારાદિ અનુક્રમણીઓ છે, તે આવા (અનુક્રમણી જેવા) નાના દેખાતા વિષયમા પણ આપણા શાસ્ત્રીય લેખકોની વધતી જતી કર્તવ્યનિષ્ઠાના સુચિન્હો છે.

૧૮ શિક્ષણ અને સાહિત્ય—'નવજીવન' નામના પ્રસિદ્ધ સા-

---

જે કૃતિનો છે તેનું નામ 'દ્રવ્ય પ્રકાશ ભાષા' છે. તેમા 'ભાષા' એ શબ્દ જ સામાન્યત હિંદી ભાષા જણાવવા માટે પૂરતો છે. તે ઉદા૦ મા પહેલો દુહો છે અને બીજો આખા એક કવિતનો અર્ધો ભાગ છે. બીજુ ઉદાહરણ તે આગમસાર નામની ગદ્યકૃતિનું તેના લેખક (લહિયાએ) મુકેલુ છેલ્લુ પદ્ય પ્રતીક છે કે જે મારવાડી હિંદીમા છે. આ કંઈ કાવ્યના નમુના નથી, પણ કર્ત્તા કે લેખકની, સ્થળ, રચનાસમય વગેરે હકીકત પૂરી પાડતા ઐતિહા- સિક ભાગ તરીકે છેલ્લી પ્રશસ્તિ રૂપે છે ભાષા પરથી તો ઝટ સમજી શકાય તેમ છે કે તે ગૂજરાતી ભાષા નથી પણ મારવાડી મિશ્રિત હિંદી ભાષા છે. ગૂજરાતી ભાષાનો ઇતિહાસ રચવામા આવાં હિંદીભાષાના પદ્યો વિભક્તિ આદિના પ્રત્યયો તેમજ બીજી અનેક બાબતોમા અરસપરસ ભાષાની તુલના કરવામા જરૂર સહાયભૂત થાય. તત્રીજીની આટલી ટીકાથી એક વાત મને જરૂરની સમજાઈ કે હિંદી કૃતિઓ આવે ત્યા 'હિંદી' એમ લખી દેવું કે જેથી આવી ટીકાનો સંભવ જ ન રહે.

માહિક સાથે પ્રકટ થતી 'શિક્ષણ અને સાહિત્ય' નામની પૂર્તિ તા. ૧૩ મી સપ્ટેમ્બર, ૧૯૩૧ના અંકમા 'નવું વાચન' એ મથાળા નીચે પૃ. ૨૪ પર વ્યક્ત કરે છે કે:—

વિક્રમની તેરમીથી સત્તરમી સદીના જૈન ગૂર્જર કવિઓની કૃતિઓના સંગ્રહગ્રંથનો આ અઢારમી સદીની કૃતિઓવાળો બીજો ભાગ છે. આ સંગ્રહને માટે છૂટીછવાઈ પડેલી પોથીઓની શોધ પાછળ ને તેના સંકલન પાછળ જે દીર્ઘ અને સતત પરિશ્રમ પ્રયોજકે પોતાના વ્યવસાયી જીવનની સાથેસાથે કર્યો છે તે ધન્યવાદને પાત્ર છે. આમા સગ્રહીત કૃતિઓમા કાવ્યગુણ ભલે ઝાઝો ન હોય, પણ ગુજરાતી ભાષાના ઘડતરનો ઇતિહાસ અને તેમા જૈન સમ્પ્રદાયનો ફાળો જાણવામા એની મદદ જરૂર થશે. મૂળ કૃતિઓને આધુનિક રૂપ ન આપતા જેવી ને તેવી છાપી છે એ સારૂ કર્યું છે. જોડણી, પદચ્છેદ, અને પાઠોની કેટલીક ખાસ અશુદ્ધિઓ અવશ્ય સુધારવા જેવી છે.

હરિભદ્ર અને ઉમા સ્વાતિ વિષે જે નવી અને વધારે પ્રમાણભૂત હકીકતો શોધાઇ છે તેનો પ્રયોજકે ઉપયોગ કરવો જોઇતો હતો. સ્વાતિને બલિસ્સહના શિષ્ય જણાવ્યા છે, તે વિષે વિદ્યાપીઠે પ્રસિદ્ધ કરેલા 'તત્ત્વાર્થ સૂત્ર'મા આપેલા પરિચયનો ઉપયોગ જરૂર થઇ શકત 'તત્ત્વાર્થ'ની પ્રશસ્તિમા ઉમાસ્વાતિએ પોતાના ગુરુનુ નામ ઘોપનન્દી શ્રમણ, પ્રગુરુનુ નામ શિવશ્રી, તેમના વિદ્યાગુરુનુ મૂલવાચક અને પ્રગુરુનુ નાન મહાવાચક મુડપાદ આપેલુ છે. પટ્ટાવલીના કથનો કરતા ઉમા સ્વાતિનુ પોતાનુ કથન વધારે પ્રમાણભૂત છે એમા સશય હોય ખરો? તેમ યશોવિજયજીનુ ચરિત્ર લખતા સુજસવેલી ભાસનો સંગ્રહકારે પૂરો ઉપયોગ કેમ નહિ કર્યો હોય? આ ખામીઓ દૂર કર્યા વિના ચાલે એમ નથી. આ સગ્રહની પેઠે શ્રી મોહનલાલ દેસાઇ [illegible] સઘળી ગુજરાતી [illegible] કૃતિઓનો પણ સગ્રહ તૈયાર

કરશે તો તે ભાષાની એક મોટી સેવા ગણાશે.+

૧૯ આત્માનન્દ નામનું હિન્દી માસિક સને ૧૯૩૧ના ડીસેંબરના અંકમા સમાલોચના કરતા ન્યાયતીર્થ વિદ્યાભૂષણ ઇશ્વરલાલ જૈન-વિશારદ હિન્દીરત્ન મુલતાન, પંજાબવાળા કહે છે કેઃ—

જૈન સાહિત્ય કી સમૃદ્ધિ કા પરિચય સાક્ષર સમાજ સે અવિદિત નહીં હૈ । ઇતના કુછ વિનષ્ટ હોને પર ભી મૌજૂદા જૈન સાહિત્ય કા અવલોકન હમે ઇસ બાત કા પૂર્ણ પરિજ્ઞાન કરા દેતા હૈ કિ પૂર્વકાલિન સાધુ વ વિદ્વાન સમુદાય ને ઇસ સાહિત્ય કો સમુન્નત બનાને મે કિસી પ્રકાર કી કમી નહીં કી હૈ । ઉન્હો ને જૈન સાહિત્યકો અન્ય સાહિત્યો કે મુકાબિલે મેં રખને ઔર કિતને હી અંશો મેં તો ઉન સે ભી ઇસે બઢા હુઆ દિખલાને કે પ્રયત્ન મે ભલી ભાતિ સફલતા પ્રાપ્ત કી હૈ । યદિ આજ કમી હૈ તો ઉસ અનવરત શ્રમ સે સમ્પન્ન કિયે ગયે સાહિત્ય કો પદ્ધતિ કે અનુસાર

---

+ સમાલોચકભાઈ હરિભદ્ર અને ઉમાસ્વાતિ સબધી જે જણાવે છે તે તેમના સંબંધી જ્યારે પ્રકટ થયું ત્યારે મારી જાણ બહાર નહોતુ, પરતુ આ પુસ્તકના પરિશિષ્ટમા આપેલી પટ્ટાવલીઓમા જેટલુ હસ્તલેખિત હતુ તેટલાના ટુંકા સાર રૂપેજ તે તે સંબંધી આપવુ યોગ્ય હતુ અને આપ્યું છે વળી વિદ્યાપીઠનુ તત્ત્વાર્થસૂત્ર બહાર પડયું, અને સુજસવેલી ભાસ મને આખી પ્રાપ્ત થઈ તે પહેલા ઉમાસ્વાતિ, અને યશોવિજય સબધી તેમા પ્રકટ થઈ ગયું હતુ. વિશેષમા ઉમાસ્વાતિ, હરિભદ્ર અને યશોવિજય તેમજ અન્ય ગ્રંથકારો સંબંધી જે જે નવી અને પ્રમાણભૂત હકીકતો શોધાઇને પ્રાપ્ત થઇ તે સર્વનો યથાયોગ્ય ઉપયોગ આ જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ નામના ગ્રથમા લેવામા આવ્યો છે કે જેને આ જૈન ગૂર્જર કવિઓ-બીજો ભાગની પ્રસ્તાવનામા મૂકવાનો મૂળ ઇરાદો રાખવામાં આવ્યો હતો, પરતુ તે વિસ્તારમા વધી જવાથી આ જુદા પુસ્તકાકારે બહાર પડે છે આ ખુલાસાથી સમાલોચક ભાઇને સપૂર્ણ સંતોષ થશે. ૧૮ મા સૈકાની ગૂજરાતી ગદ્યકૃતિઓનો સગ્રહ આ જૈન ગૂર્જર કવિઓ બીજા ભાગના પૃ. ૫૮૦ થી ૫૮૪માં આપવામાં આવેલ છે કે જે સમાલોચક મહાશયની દૃષ્ટિ બહાર રહી ગયેલ છે.

પ્રકાશિત કરને કી હ અપની સમ્પૂર્ણ આયુ કા ભોગ દેકર તૈયાર કી ગઇ કિતને હી સાધુ પ્રવરો ઔર વિદ્વાનો કી કૃતિયાં આજ શાસ્ત્ર ભંડારો મે કીડો કા ખાદ્ય હો રહી હૈ ઔર હમ ઉન્હી મહાત્માઓ ઔર વિદ્વાનો કે ઉપાસક તથા અનુયાયી હોકર ઇસ અમૂલ્ય સમ્પત્તિ કો વિનષ્ટ હોતા હુઆ દેખકર તનિક ભી વિચલિત નહી હોતે હૈ । હમ જૈન સમાજ કે વિદ્વાનો સે ઇસિ તરફ ધ્યાન દેને કે લિએ સાગ્રહ પ્રાર્થના કરતે હૈ ।

યહ દેખકર હમેં પ્રસન્નતા હોતી હૈ કિ ઉક્ત ત્રુટિ કી પૂર્તિ કે લિએ ગુજરાત પ્રાન્ત કા જૈન સમાજ વિશેષ શ્રમશીલ હો રહા હૈ । શ્રીયુત દેસાઇ જી ને જૈન-ગુર્જર કવિયો ભાગ ૨ પ્રકાશિત કર હમારી ઉક્ત ધારણા કો ઔર ભી દૃઢ બના દિયા હૈ । આપ કરીબ ૪ વર્ષ પૂર્વ ઇસી ગ્રન્થ કા પ્રથમ ભાગ પ્રકાશિત કર ચુકે હૈ ઉસ મે વિક્રમ કી ૧૩ વી શતાબ્દીમે લેકર ૧૭ વી શતાબ્દી તક કે કવિયો ઔર ઉનકી કૃતિયો કા અચ્છા પરિચય દિયા હૈ તથા ગુજરાતી ભાષા કે સાહિત્ય પર ભી ખોજ પૂર્ણ દૃષ્ટિ ડાલી હૈ । દ્વિતીય ભાગ મેં આપને ૧૮ વીં શતાબ્દી કે કવિયો ઔર ઉન કી રચનાઓ કા પરિજ્ઞાન કરાયા હ । આપકે ઇસ પ્રશસ્ય કાર્ય સે જૈનસાહિત્ય કી શ્રી તો સુરક્ષિત એવ પરિવર્ધિત હુઇ હૈ તથા સાથ હી ગુજરાતી સાહિત્ય કો ભી અચ્છા પ્રકાશ મિલા હૈ । આપકી યહ સાહિત્ય સેવા વિશેષ સરાહનીય હૈ । હમ આપકી ઇસી ગ્રન્થ કે તૃતીય ભાગ કો લિખકર અન્ય મુનિપ્રવરો વ વિદ્વાનો કી કૃતિયો કા પ્રકાશિત કરને કી સદિચ્છા કા સહર્ષ સ્વાગત કરતે હૈ । આશા હૈ કિ આપ ઉક્ત ગ્રન્થ કે શીઘ્ર પ્રકાશિત કર ઉત્કણ્ઠિત સાહિત્યસેવિયો કી આનન્દવૃદ્ધિ કરેંગે ।

ઉક્ત ગ્રન્થ કો ગુજરાતી રૂપ દેખતે હુએ હમ અપને હિન્દી વ સંસ્કૃત ભાષા કે વિદ્વાનો મેં ભી ઇસિ પ્રકાર સે ઉક્ત ભાષાઓ

કે કવિયોં વ ઉનકી કૃતિયો કે પરિચય સ્વરૂપ ગ્રન્થ લિખને કી સાગ્રહ પ્રાર્થના કરતે હૈં ।

**૨૦. રા. ચુનીલાલ વર્ધમાન શાહનો** 'સને ૧૯૩૦ તથા ૧૯૩૧ના ગુજરાતી સાહિત્ય ઉપર દૃષ્ટિપાત' એ નામનો નિબંધ અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ ૧૦-૪-૩૨ને રોજ પ્રકટ કર્યો છે તેમા પૃ. ૧૧ પર જણાવેલુ છે કે:—

"જૈનોનું જૂનું કવિતાસાહિત્ય સંશોધન અને પ્રકાશનમાં આગળ ગતિ કર્યે જાય છે, પરન્તુ તેમા ભાષા કે અભ્યાસની દૃષ્ટિ કરતા વિશેષ તો સાપ્રદાયિક દૃષ્ટિ હોય છે. અભ્યાસકોને જૈન કવિતા-સાહિત્ય તરફ અંગુલિનિર્દેશ કરે તે પ્રકારનો સ્તુત્ય પ્રયાસ "જૈન ગુર્જર કવિઓ"ના બે ભાગોમા આપણે જોઇએ છીએ. આ બેઉ ભાગોમા વિક્રમની ૧૩ મી સદીથી ૧૮મી સદી સુધીના જૈન કવિઓની કૃતિઓની-તેમાની વાનગી (?) સહિત-વિસ્તૃત સૂચી આપી છે. લગભગ ૫૦૦ જૈન કવિઓની અને તેમની કૃતિઓની માહિતીનો આ ભંડાર છે. તત્સમયના જૈન અને જૈનેતર લેખકોની ગદ્યપદ્યની ભાષામા જે અંતર દેખાય છે તે અતરનુ સ્વરૂપ અને તેના કારણો નિશ્ચિત કરવામા જૈન સાહિત્યપક્ષે આ ગ્રંથ અને શ્રી. જિનવિજય-જીએ સપાદિત કરેલો 'પ્રાચીન ગુજરાતી ગદ્ય સદર્ભ' મદદગાર થાય તેમ છે તેમા જૈન મુનિઓએ જૂની ગુજરાતીમા લખેલી ગદ્યક-થાઓ તથા ઈતર વિષયો સગ્રહેલા છે."

**૨૧. બુદ્ધિપ્રકાશ** ૧૯૩૨ના ડીસેંબર માસના અકમા જૈન ગર્જર કવિઓના બંને ભાગ માટે પ્રકાશે છે કે—

ગુજરાતી ભાષાસાહિત્યના અભ્યાસીને જૈન સાહિત્ય અવગણવુ પરવડે એમ નથી, અને જેટલો એના અભ્યાસ પ્રતિ પ્રમાદ સેવાય છે એટલો તે ગુજરાતી ભાષાસાહિત્યના વિકાસ અને અભિવૃદ્ધિમા અંતરાયરૂપ થાય છે.

અમારા સમજવા પ્રમાણે ગુજરાતી ભાષાનું પ્રાથમિક સાહિત્ય જૈન ગ્રંથોમાથી મુખ્યત્વે મળી આવે છે; અને તેનુ પૂર્વરૂપ અપભ્રંશ એના ગ્રથો જેટલા જૈન સાહિત્યમાથી આજે ઉપલબ્ધ છે એટલા બ્રાહ્મણ સાહિત્યમાથી મળવા મુશ્કેલ થશે. તદુપરાત આપણા લોકસાહિત્ય અને ઇતિહાસની દૃષ્ટિએ જૈન સાહિત્યનો અભ્યાસ બહુ મદદગાર થઇ પડે એમ છે. વસ્તુત ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ જૈન એતિહાસિક ગ્રંથો પરથી સ્વર્ગસ્થ ફૉર્બસે રચ્યો હતો, અને ગુજરાતના ઇતિહાસનો સુવર્ણ યુગ સોલંકી વંશ વિષે મહત્વની અને પ્રમાણભૂત માહિતી આજે માત્ર જૈન સાહિત્યમાથી પ્રાપ્ત થાય છે.

આ વિષયપર ખાસ ભાર મુકવાનુ કારણ એટલુ છે કે આપણે જૈનસાહિત્ય બરોબર વાચવુ વિચારવુ ઘટે છે.

અગાઉ તે માટે પુરતી સગવડ ન હતી, છતા છેલ્લી વીસીમા એ દિશામા ઘણુ પ્રારભિક કાર્ય થયુ છે અને કેટલાક કિંમતી પુસ્તકો પ્રસિદ્ધિ પામ્યા છે. શ્રીયુત મોહનલાલ દલીચદ દેશાઇએ તૈયાર કરેલી જૈન કવિઓની સૂચીઓ ભા. ૧ અને ૨ હમણા બહાર પાડયા છે તે જોતા જૈનસાહિત્ય કેટલુ બધુ ખેડાયલુ અને વિસ્તૃત છે, એનો સહજ ખ્યાલ આવે છે; અને સુપ્રસિદ્ધ ઑફ્રેટના કેટલોગની પેઠે જૈનસાહિત્યના અભ્યાસ માટે આ સૂચીઓ ગુજરાતી સાહિત્યના પ્રેમીને કાયમ ઉપયોગની થઇ પડશે એ નિઃસંદેહ છે અને તેના કિંમતીપણા વિષે એ પુરતુ પ્રમાણપત્ર છે. પ્રસ્તુત સૂચીની પ્રસ્તાવના રૂપે જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ તેઓ લખી રહ્યા છે, તેની આપણે હવે આતુરતાપૂર્વક રાહ જોઇશુ. આવુ ભગીરથ અને મુશ્કેલ કાર્ય અનેક પ્રકારનો શ્રમ સેવીને પૂરૂ કરવા માટે અમે શ્રીયુત ભાઇ મોહનલાલને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. એ [illegible] તૈયાર કરીને [illegible] જૈનસમાજની નહિ પણ વાસ્તવિક રીતે ગુજરાતી સાહિત્યની [illegible] સેવા [illegible] કરી છે, એમ કહેવામા અતિશયોક્તિ નથી.

---

## જૈન શ્વે૦ કૉન્ફરન્સ ઑફિસથી પ્રકાશિત પુસ્તકો.